# યુગધર્મ

પુસ્તક ૧. આશ્વિન, ૧૯૭૮. અંક ૬

## સ્વામિનારાયણ સંપ્રદાય*

### મૂળ સ્થાપકોનું ચરિત્ર, સંપ્રદાયના સિદ્ધાન્તો તથા પાછળનો ઇતિહાસ.

( અમદાવાદની સં. ૧૯૭૬ માં ભરાયેલી ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌માં વંચાએલા નિબંધમાંથી ઉદ્ધૃત )

(૧)

**તત્કાલીન રાજકીય અને સામાજિક સ્થિતિ**

વિક્રમની ઓગણીસમી સદીના સુમારે બીજા પાદથી શરૂ થઇને ત્યાર પછીનો લગભગ સાઠ વર્ષનો કાળ જુદાં જુદાં કારણોને લીધે ભારતવર્ષના ઇતિહાસમાં અદ્વિતીય છે. એ અરસામા આર્યાવર્તમાં અનેક રાજકીય, ધાર્મિક અને સાંસારિક વિપ્લવો થયા; કેટલાંક રાજ્યો અને ધર્મપંથો ઊભાં થયાં અને નાશ પામ્યાં; કેટલાક પરાક્રમી રણવીરો, ધર્મસ્થાપકો અને સુધારકો એ સમયપટ પર પોતાનાં પગલાં પાડી ગયા. એ બનાવોની જુદી જુદી રીતની સારી માઠી અસર આજ સુધી હિંદુસ્થાન ભોગવી રહ્યું છે.

ભગવાન્ સહજાનંદની જીવનલીલા એજ વખતમાં રમાઇ, તેથી એમના કાર્યની યોગ્ય પીછાણ થવાને એ સમયનું સિંહાવલોકન યોગ્ય થશે.

સહજાનંદ સ્વામીના જન્મ સમય ( સં. ૧૮૩૭, ઇ. સ. ૧૭૮૧ ) ના હિંદુસ્થાન પર દૃષ્ટિ નાખો. ઇંગ્રેજી સત્તાનો પાયો નંખાઇ ગયો છે; પણ હજુ એ પ્રજાને તીવ્ર રાજ્યાભિલાષા ઉત્પન્ન નથી થઇ; હજુ એમનું ધ્યાન વ્યાપાર પરજ ચોંટયું છે: હજુ એમના અમલદારોની રાજ્ય વધારવાની વૃત્તિ ઉપર ઇંગ્લાંડથી સખ્ત અંકુશ મૂકાયા જાય છે; એમના રાજ્યનો વિસ્તાર હજુ બંગાળામાંજ થયેલો છે. મદ્રાસ તરફ હજુ માઇસોરનો પરાક્રમી સીપાઇ હૈદર અને તેનો પુત્ર એમને હંફાવી રહ્યા છે. મરાઠા સત્તાનો અન્ત થવા માંડયો છે, પણ હજુ તેનું તેજ ઇંગ્રેજોને આંજી નાખે એટલું તો છે.

---

* જ્યારે આ નિબંધ લખ્યો ત્યારે મારી વૃત્તિ અને અનુભવો જુદા પ્રકારના હતા. આજે હું ફરીથી આ પ્રમાણે નિબંધને નહિ લખી શકું. તેને લીધે આ નિબંધમાં રહેલો ભાવ બીજા લેખમાં ન આવી શકે. અને સંપ્રદાયની યોગ્ય કદર સમાજ કરી શકે એવી શૈલી ન આવે એમ મને લાગે છે સમયના અભાવ ઉપરથી આ વિચારથી પણ બીજો સ્વતંત્ર લેખ લખવાની શ્રી. તંત્રીની વિનતિને હું સ્વીકારી શકયો નથી પણ જેટલો એમને યોગ્ય લાગે તેટલો ભાગ એમાંથી લેવા વિનતિ કરી અટકયો છું

—લેખક

પંજાબમાં શીખ સત્તાનો સ્થાપનાર પરાક્રમી રણજીતસિંહ થોડા માસનું બાળક હોઈ પારણામાં ઝુલે છે.

ગુજરાતમાં પોપાબાઈનું રાજ્ય ચાલી રહ્યું છે. ગુજરાતનો કોઈ માલીક રહ્યો નથી. પેશ્વા અને ગાયકવાડ વારા ફરતી મરજીમાં આવે તેમ ગુજરાતનું લીલું ધન લુટી જાય છે. કોળી કાઠી અને ગરાસીયા દેશવાસીઓ પર જ ધાડ પાડી લુંટફાટ કરી રહ્યા છે.

**કેટલાક મહાપુરૂષના જન્મ.**

હિંદુસ્થાનની રાજકીય સ્થિતિ આ તરેહની છે પણ આ સમય અનેક મહાપુરૂષોના જન્મ માટે પણ પ્રસિદ્ધ છે. રણજીતનો જન્મ ગણાવ્યો. રાજા રામમોહનરાય પણ હજુ બે ત્રણ વર્ષનું બાળક છે. ગુજરાતમાં દયારામ બાર વર્ષનો કિશોર છે, ગિરધરના જન્મને હજુ પન્ર વર્ષની વાર છે, પણ ધીરો યુવાવસ્થાએ પહોંચ્યો છે. નીરાંત પણ યુવાવસ્થામાં હશે, ભોજો પણ ચાબખા મારવાની શરૂઆતમાં છે. ગુજરાત કાઠીઆવાડ તથા કચ્છમાં ભક્તોનો ખળભળાટ જાગી ઊઠેલો જણાય છે. ધીરો, રણછોડ, લાલો વગેરે અનેક ભક્તરાજો પ્રભુના ગુણાનુવાદ ગાતા અને ગવડાવતા આ ભૂમિમાં ફરી રહ્યા છે. એ સર્વ સંપ્રદાયોથી અલ્પ સમયમાં અતિશય વધી જનાર ઉદ્ધવ સંપ્રદાયનો પાયો સ્વામિનારાયણના ગુરુ સ્વામી રામાનંદ, તેમની શિષ્યમંડળીસહ, નાખી રહ્યા છે.

ટુંકામાં કહીએ તો આ સમયમાં ગુજરાતમાં ધાર્મિક જાગૃતિનાં ચિન્હો દેખાઈ આવે છે. આમ એક જ સમયે અનેક ભગવદ્ભક્તોનો ઉદ્ભવ થવો, અનેક મત-પંથોનો ફેલાવો થવો, એ એક અસાધારણ ઘટના છે, અને સહજ પ્રશ્ન ઉઠે છે કે એનું કારણ શું હશે? આ સમયનો, અને કિંચિત્ તેની પૂર્વેનો ગુજરાતી સમાજ તપાસવાથીજ એનું કારણ સમજી શકાય.

**ગુજરાતની સમાજ.**

ગુજરાતની રાજ્યસત્તા નિર્બળ હતી, એ આપણે જોયું. એવી સ્થિતિમાં સાધારણ જનસમાજનું રક્ષણ પોતપોતાનાં ગામનાં મહાજનો જ કરી શકે. એટલે આ વખતમાં ગુજરાતનાં મહાજનો સર્વોપરિ સત્તા ભોગવતાં એમ લાગે છે. આનો કાંઈક પૂરાવો સ્વામિનારાયણ સંપ્રદાયના ગ્રંથોમાંથી, તથા એ સંપ્રદાયના અનુયાયીઓ તરફની તેમની વર્તણૂક પરથી મળી આવે છે. મહાજનો પોતાનાં ગામના અધિકારીઓને હંફાવી શકતાં એમાં કાંઈ શક નથી.

પણ જેમ મહાજનો રાજાપર અધિકાર ચલાવતાં, તેમ તે પોતે ધર્માચાર્યોના સંપૂર્ણ અંકુશ તળે હતાં. જે સમાજના આગવાનોને આત્મરક્ષણ માટે નિરંતર ડોળા ફાડી તપાસતાં રહેવું પડે, તે આગેવાનો સ્વાભાવિક રીતે જ 'જુનું એટલું સોનું' ના પક્ષમાં રહેવાના; એ કોઈપણ જાતનો ફેરફાર અસહ્ય ગણવાના. એટલે, આ સમય પ્રાગતિકોનો નહતો; ધરરખુપણું (conservatism) એ આ સમયનું ખાસ લક્ષણ કહી શકાય. ધરરખુપણાની એક ખાસીઅત એવી છે કે જેમાં મમત્વ બંધાયો તેનાં દોષો તરફ આંખ મીંચામણી કરવાની વૃત્તિ રહે, એટલું જ નહિ, પણ એ ગુણ તપાસી એને સંઘરી રાખવાની વૃત્તિ થાય; અથવા એ દોષોને લીધે રખેને મમત્વના વિષયની કિંમત ઘટી જાય, એવાસ્તીથી એનું કૃત્રિમપણે મૂલ્ય વધારવાનો પ્રયત્ન થયાં કરે.

આ વખતનાં મહાજનોનું મમત્વ મુખ્યત્વે કરીને વલ્લભ સંપ્રદાય કે જૈનમતમાં હતું. આ સિવાય બીજા અનેક પંથો પણ ચાલી રહ્યા હતા-કબીરપંથી, કુંડાપંથી, કૌલ, શાક્ત, વામમાર્ગી, શુષ્કવેદાંતી વગેરેનામો વિશેષ જાણીતાં છે.

આ સિવાય વહેમનો ભંડાર પણ કાંઈ ઓછો નહતો. ભાગ્યે કોઈ કુટુંબ એવું હોય કે જેના ઘરનું કોઈ મનુષ્ય-સાધારણ રીતે સ્ત્રીજન-ભૂતયોનિને પ્રાપ્ત થયું ન હોય; ભાગ્યે કોઈ પોળ

એવી હશે કે જેમાનું એકાદ ઘર ભૂતશાળા તરીકે પ્રસિદ્ધિને ન પામ્યું હોય. ગૂજરાત મૂળથીજ અહિંસાધર્મી ગણાય છે, પણ આ સમયમાં ગૂજરાતમાં કાળી, અંબા, શીતળા, મહામારી, બળીયાકાકા,ભૈરવ, વીર વગેરેના સાન્ત્વનાર્થે એટલી જીવહિંસા થતી કે સ્વામિનારાયણને એ રૂઢિ સામે હજારો રૂપીઆને ખર્ચે લડત ચલાવવી પડેલી, પોતાના જીવને અને સ્વતંત્રતાને જોખમમાં નાખવાં પડેલાં અને શાસ્ત્રાર્થો કરવા પડેલા.

ગૂજરાતની રાજકીય અને સામાજિક સ્થિતિનું તે સમયનું ચિત્ર મને આવું ભાસે છે. પરંતુ આવી સ્થિતિમાંજ ઉન્નતિનાં બીજ રહેલાં હોય છે. દડાની ઉપર ચડવાની ગતિમાંજ નીચે પડવાનું જોર સમાય છે. ઘડીઆળના લોલકના એક બાજુના ઝોકમાંજ બીજી બાજુનો ઝોક રહેલો છે. ઘણી વાર આપણે કોઇ સમાજનું ખરાબ ચિત્ર જોઇએ છીએ, ત્યારે તે બહુધા સમાજના આગેવાનોને જોઇનેજ આલેખાયલું હોય છે. સમાજનો મધ્યમ વર્ગ તો ઘણી ખરી વાર સમતોલ જાળવી રહેલો હોય છે. આગેવાનોના થોડા છાંટા એમને ઉડ્યા હોય છે ખરા, પણ એ વર્ગ ઘણું ખરું પ્રગતિવાદી, નાતિ-પ્રેમી, નિષ્પક્ષપાતી અને સત્યશોધક હોય છે. જ્યાં એ સત્ય, શુદ્ધિ, નીતિ જોય છે, ત્યાં તેને વધાવી લેવા એ નિરંતર તૈયાર હોય છે. જ્યાં સુધી પોતાના હિતાહિતનું એ વર્ગને જ્ઞાન થયું નથી હોતું, ત્યાં સુધી એ સમાજના આગેવાનોની પાછળ ઘસડાય છે; પણ પોતાનું હિત ક્યાં છે એની એને જ્યારે પ્રતીતિ થાય છે, ત્યારે તે હિત સાધવા, અને તેને માટે જે ભોગ આપવો પડે તે ભોગ આપવા પણ એ તત્પર થઇ જાય છે. શંકરાચાર્ય અને માર્ટિન લ્યૂથરના દિગ્વિજયો એજ નિયમથી સમજાવી શકાય. આગેવાનો તો ઘણા કહેવાય છે; પણ ખરા આગેવાનો તો કેવળ સમાજને અનુસરીને ચાલનારા, સમાજનો બોલ ઝીલનારાજ હોય છે. સમાજને દોરનાર આગેવાન વિરલ હોય છે. જ્યારે એવા આગેવાન પાકે છે, ત્યારે કહેવાના આગવાનો સિવાયનો બાકીનો સમાજ એને ઘણું ખરું નમી રે છે. ગૂજરાતમાં પણ આ સમયમાંજ અનેક ભગવદ્ ભક્તોનો ઉદ્ભવ થવો, ગૂજરાતની બહારથી પણ અનેક ભક્તોએ ત્યાં આવી વસવાટ કરવો+ એ બતાવે છે કે ગૂજરાતનોએ મધ્યમ વર્ગ પોતાનું સમતોલ જાળવી રહ્યો હતો– પોતાની આંખો ઉઘાડી રાખી બેઠેલો હતો.

**૫૦ વર્ષ પછીની સ્થિતિ.** સહજાનંદ સ્વામીના જન્મ સમયનું ચિત્ર જોઇ, એમના દેહોત્સર્ગ સમયનું ચિત્ર પણ તપાસવું ઠીક પડશે. સહજાનંદ સ્વામીનો પૃથ્વી પર નિવાસ માત્ર ૪૯ વર્ષ, એટલે સંવત્ ૧૮૮૬ (ઇ. સ. ૧૮૩૦) સુધી હતો. ઇ. સ. ૧૮૩૦ સુધીમાં તો ભારતવર્ષની રાજકીય સ્થિતિ પલટાઇજ ગઇ હતી. મરાઠા સત્તાનો અંત આવી ગયો હતો. આખા હિંદુસ્થાનમાં બેજ સત્તા સ્વતંત્ર અને બળવાન રહી હતી: એક ઇંગ્રેજોની અને બીજી શિખોની. સિંધિયા, હોલ્કર, ગાયકવાડ, નિઝામ, માઇસોર વગેરે સર્વે રાજ્યો ઇંગ્રેજો જોડે સંધિથી જોડાયાં હતાં, અને કેટલે અંશે એમના તાબાનાં રાજ્યો જેવી સ્થિતિમાં અત્યારથીજ મૂકાઇ ગયાં હતાં. રણજીતસિંહની ભવિષ્યવાણી ખરી પડવાનાં સર્વ ચિહ્નો જણાઇ ચુકયાં હતાં. જેમ કેટલાક રોગ શરૂઆતમાં તિલમાત્ર જેટલા હોય, જોત જોતામાં આખા શરીરમાં વ્યાપી ઉઠે છે, તેમ બંગાળના એક ભાગમાં પડેલું રક્તબિન્દુ જોતજોતામાં આખા ભારતવર્ષમાં પ્રસરી ગયું હતું. ગૂજરાત–કાઠીઆવાડમાં બાહ્ય શાંતિ પથરાઇ ગઇ હતી. રાજ્ય પ્રાપ્તિની અનિચ્છા દર્શાવનાર પ્રજા એક સામ્રાજ્ય સ્થાપી રહ્યું હતું એટલુંજ નહિ પણ હિંદુ ધર્મ અને સમાજમાં પણ હાથ નાંખવાની

---

+ સ્વામિનારાયણના સાધુઓમાંથી કેટલાક છેક પંજાબ, બુંદેલખંડ અને ઉત્તર હિંદુસ્તાનના હતા.

હિંમત આવે એટલું બળ એણે મેળવ્યું હતું. આપણી સમક્ષ છેલ્લાં ૪-૫ વર્ષમાં જે મહાન ક્રાંતિઓ થઇ ગઇ અને હજુ થતી જાય છે, તેના સાક્ષી રહેવાનું જો આપણું ભાગ્ય ન હત, તો મનુષ્યના જીવનથી એ ઓછા અવધિમાં થયેલા ભારતવર્ષમાંના આ ફેરફારો આપણને અદ્ભુત લાગ્યા વિના રહેત નહિ.

આટલી પ્રસ્તાવના કર્યા બાદ, હવે આપણે સ્વામિનારાયણ સંપ્રદાયનો ઇતિહાસ તપાસીએ.

## (૨) સહજાનંદ સ્વામીના ગુરુ.

**ઉદ્ધવ સંપ્રદાય.** જેને લોકો સ્વામિનારાયણ સંપ્રદાયને નામે ઓળખે છે, તેને અમે પોતે તો ઉદ્ધવ સંપ્રદાયને નામે ઓળખાવીએ છીએ. અમારા સંપ્રદાય તરફથી બહાર પડતાં પુસ્તકો ઉપર " ઉદ્ધવ સંપ્રદાયના હરિજનો સારૂ " એવા શબ્દો છપેલા દેખાશે. આનું કારણ જાણવા માટે સહજાનંદ સ્વામીના ગુરુ વિષે કાંઇક જાણવું આવશ્યક છે.

અયોધ્યામાં અજયપ્રસાદ અને સુમતિ નામે સરવરિયા બ્રાહ્મણ દંપતીને ઘેર સંવત ૧૭૯૫ ની જન્માષ્ટમીને દિવસે એક પુત્રનો જન્મ થયો. આ પુત્રનું નામ રામશર્મા પાડ્યું.

**સ્વામી રામાનંદ.** રામશર્મા બાળપણથી જ ભક્તિનિષ્ઠ હતા. બારેક વર્ષના થયા ત્યાં સુધી તેમણે ઘેર અભ્યાસ કર્યો, અને પછી વિશેષ અભ્યાસ કરવાની રુચિ જાગવી ઘેરથી નીકળી પડયા. નીકળ્યા તે નીકળ્યા જ. પાછા ઘર ભેગા કદી થયા નહિ. તીર્થાટન એમનો ધંધો થઇ પડયો. શરૂઆતમાં તો તે મુમુક્ષુ થઇ ગુરુની શોધમાં નીકળ્યા. ફરતાં ફરતાં કાઠીઆવાડમાં આવ્યા. ત્યાં તળાજા ગામમાં કોઇ કાશીરામ શાસ્ત્રીને ત્યાં સંસ્કૃત ગ્રંથોનો મોટો સંગ્રહ હતા. સ્વામી રામાનંદે એને ત્યાં રહી એ ગ્રંથોનું અવલોકન કર્યું. ત્યાંથી દ્વારિકાની યાત્રા કરી. ત્યાં એમણે સાંભળ્યું કે ગિરનાર પાસે વંથા ગામમાં એક આત્માનંદ કરીને સંન્યાસી રહે છે તે ખરા સદ્ગુરુ છે. રામશર્મા વંથા ગામ આવ્યા અને સ્વામી આત્માનંદના શિષ્ય થઇ રહ્યા. સ્વામી આત્માનંદને યોગ્ય ગુરુ જાણી, રામશર્માએ એમની પાસે દીક્ષા લીધી, અને રામાનંદ નામ ધાર્યું.

કહે છે કે સ્વામી આત્માનંદ અદ્વૈતવાદી હતા, અને નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરતા. એમના અનુગ્રહથી રામાનંદ સ્વામીને કાંઇક અનુભવ થયો પણ શાંતિ થઇ નહિ. રામાનંદ સ્વામીને શ્રીકૃષ્ણમાં દૃઢ નિષ્ઠા હતી, અને એને પોતાના હૃદયમાં શ્રીકૃષ્ણનું દર્શન કરવું હતું. એ કાર્ય સ્વામી આત્માનંદથી સરી શકે એમ નથી એમ એમને લાગ્યું, અને તેથી તેમણે આત્માનંદજીનો ત્યાગ કર્યો, અને વળી ગુરુની શોધમાં ચાલ્યા.

ચાલતાં ચાલતાં તે દક્ષિણમાં રામાનુજની જન્મભૂમિમાં આવ્યા. તોતાદ્રિમાં જઇ એમણે રામાનુજની ભક્તિ આરંભી. રામાનુજાચાર્યે અનુગ્રહ કરી એમને સ્વપ્નમાં દર્શન દીધું અને વૈષ્ણવી દીક્ષા આપી, તથા શ્રીકૃષ્ણનું દર્શન થાય એવું સાધન બતાવ્યું. એ રીત પ્રમાણે આરાધના કરવાથી સ્વામીને કૃષ્ણ દર્શનનો લાભ પ્રાપ્ત થયો. જે સત્ય પોતાને પ્રાપ્ત થયું હતું તે બીજાને આપવાની રામાનુજાચાર્યે એમને આજ્ઞા કરી હતી, તે પ્રમાણે હવેથી સ્વામી રામાનંદે ઉપદેશ દેવાનું આરંભ્યું. દક્ષિણથી ઉપડી છેક ઉત્તરમાં કૃષ્ણ જન્મભૂમિની યાત્રા કરી. ત્યાં પોતાના ઇષ્ટદેવની આરાધના કરી. શ્રીકૃષ્ણે એમને દર્શન દઇ, પોતે જલદીથી પ્રકટ થઇ એમને મળશે, એવું વચન કહ્યું. પોતાના ઇષ્ટદેવનો થનારો પ્રાદુર્ભાવ સાંભળી હર્ષિત થઇ ગયેલા રામાનંદ સ્વામી ફરતા ફરતા પ્રયાગ આવ્યા. ત્યાં તીર્થયાત્રાએ નીકળેલાં સ્વામિનારાયણના માતાપિતાનો એમને મેળાપ થયો. એ દંપતિએ રામાનંદ સ્વામીને હાથે વૈષ્ણવી દીક્ષા લીધી. રામાનંદ સ્વામી ત્યાંથી પાછા કાઠીઆવાડમાં આવ્યા, અને પોતાના આગલા ગુરુ

આત્માનંદ સ્વામીને મળ્યા. થોડાક કાળ પછી સ્વામી આત્માનંદનું અવસાન થયું, અને એમના સર્વે શિષ્યોએ સ્વામી રામાનંદનું ગુરુત્વ સ્વીકાર્યું. એ શિષ્યોમાં હરબાઇ અને વાલબાઇ નામે બે સ્ત્રીઓ જેનો ઉલ્લેખ આગળ ઉપર આવશે, તે પણ હતી.

હવે પછી સ્વામી રામાનંદ કચ્છ તથા કાઠીઆવાડમાં ઇશ્વરાવતાર થવાનો સંદેશો સંભળાવતા ફરવા લાગ્યા. અનેક જનો એમના અનુયાયી થવા લાગ્યા. રણછોડ, લાલો, ભોજો, નીરાંત વગેરે ભક્તોનાં મંડળોમાં તો એ એકલાજ પોત પોતાના જૂથમાં અસાધારણ વ્યક્તિ લેખાતા. પણ રામાનંદ સ્વામીનું મંડળ તો ભક્તોની શાળા જ થઇ રહ્યું. એમના બે-સ્વામી મુક્તાનંદ અને લાલજી સુતાર ( પાછળથી નિષ્કુળાનંદ સ્વામી )-તો આખા ગુજરાતમાં પ્રસિદ્ધ થયા છે. જે નટનું આગમન સૂચવવા માટે પોતે ડુગડુગી બજાવે છે એમ તે કહેતા હતા, તેને આવવાની વાટ જોતા, એ અને એમના સર્વ શિષ્યો શ્રીકૃષ્ણ ભજનમાં તલ્લીન થઇ આનંદમાં દિવસ ગાળતા હતા.+

હવે આપણે એ મહાન ખેલાડીનું જીવન હાથ ધરીએ.

### (૩) સહજાનંદ સ્વામી-બાલ્ય.

લખનૌથી ચંપારણ્ય તરફ જતી ગાડી પર 'છપૈયા સ્વામિનારાયણ'. નામે એક નાનકડું સ્ટેશન આવે છે. અયોધ્યાથી એ સાતેક ગાઉ થાય છે. એ ગામમાં હરિપ્રસાદ પાંડે નામે એક સરવરિયા બ્રાહ્મણ તેની પત્ની પ્રેમવતીની સાથે રહેતા હતા.

**સહજાનંદ સ્વામી- માતા પિતા.**

બન્ને દંપતી શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ કરતાં હતાં, અને સદાચરણથી રહેતાં હતાં. કહો કે ધર્મ અને ભક્તિના સાક્ષાત અવતાર જ હતાં. સ્વામિનારાયણના જન્મ પહેલાં તેમની આર્થિક સ્થિતિ બહુજ દુર્બળ હતી, અને કોઇક દુષ્ટ લોકો એમને ત્રાસ આપી પજવતા એમ પણ જણાય છે. આથી પોતાના જ્યેષ્ઠ પુત્ર રામપ્રતાપને એના મામાને સોંપી, એ બન્ને જણા તીર્થ યાત્રાએ નીકળ્યાં. તીર્થાટન કરતાં કરતાં પ્રયાગમાં એમને રામાનંદ સ્વામીનો મેળાપ થયો એ વાત જાણીતી છે. ત્યાંથી ગોકુળ-વૃંદાવન જઇ, ત્યાં એમણે શ્રીકૃષ્ણની આરાધના કરી. શ્રીકૃષ્ણે એમને ઘેર અવતરવાનું વરદાન આપ્યું. ત્યાંથી આગળ જતાં જે વાત બની તે અતિશય અદ્ભુત છે.

**અશ્વત્થામાનો શાપ.**

સંપ્રદાયના સર્વે ગ્રંથોમાં એ વાત લખાયલી છે, અને એ સર્વે ગ્રંથોમાં સ્વામિનારાયણના સમયમાં જ, અથવા ત્યાર પછી દશ વર્ષની અંદર લખાયલા હોવાથી, વિશેષ ચમત્કારિક છે. વાર્તા આ પ્રમાણે છે. આગળ જતાં ધર્મ-ભક્તિ એક અરણ્યમાં ભુલાં પડયાં. ત્યાં તેમને દ્રોણપુત્ર ચિરંજીવી અશ્વત્થામા મળ્યો. શ્રીકૃષ્ણ પ્રકટ થશે એમ ધર્મ દેવ પાસેથી સાંભળી તેણે કહ્યું કેઃ—

માટે હું પણ છઉં અશ્વત્થામા રે,
દઉં છું શાપ સુણો નર વામા રે;
જેહ પુત્ર થાય તમારો રે,
કહું શસ્ત્ર તે કેદી મા ધારે રે.
શસ્ત્ર વિના શત્રુ કેમ મરશે રે,
મારા શાપે શસ્ત્ર ન ધરશે રે;
એમ કરતાં શસ્ત્ર લેશે હાથ રે,
તો જીતશે નહિ વેરી સાથે રે.
(ભક્તચિંતામણિ, અ. ૧૫, ૫૧-૫૨.)

આ શાપ સાંભળી ધર્મ ઉદાસ થઇ ગયા, અને એમણે પોતાના કુળદેવ હનુમાનની સ્તુતિ કરી. તે ઉપરથી હનુમાને પ્રકટ થઇ નીચે પ્રમાણે આશ્વાસન આપ્યુંઃ—

કૃષ્ણ થશે બહુ બુદ્ધિવંત રે,
કરશે બુદ્ધિએ દૈત્યનો અંત રે;
એને નહિ પડે શસ્ત્રનું કામ રે,
કળે ટાળશે દૈત્યનું કામ રે.
(ભ. ચિ, અ. ૧૬, ૭.)

+ રામાનંદ સ્વામીને સાંપ્રદાયિકો ઉદ્ધવના અવતાર તરીકે માને છે.

હથિયાર સંબંધી કાયદાથી આખા હિંદુસ્થાન પર પાછળથી પડેલા શાપની આમાં કેવી વિસ્મયકારક આગાહી છે !

**જન્મ.**

તીર્થોમાં ફરી આવી ધર્મદેવ પાછા છપૈયા માં આવી વસ્યા. ત્યાં સંવત્ ૧૮૩૭ ની રામનવમીને દિને રાત્રે ૧૦ વાગે ઉદ્ધવ સંપ્રદાયીઓના ઇષ્ટદેવનો જન્મ થયો. જે જગ્યાએ એમનો જન્મ થયો, ત્યાં એક સુંદર મંદિર બંધાવી બાળઘનસ્યામની શ્વેત આરસપહાણની મૂર્તિ સ્થાપવામાં આવી છે. સહજાનંદ સ્વામીનું કૌટુંબિક નામ ઘનશ્યામ હતું, એટલે આપણે એને હાલ ઘનશ્યામ નામે જ ઓળખશું.

ઘનસ્યામનો બાલ્યકાળ નિર્વિઘ્ને પાર પડયો નહોતો. સામુદ્રિક શાસ્ત્ર પ્રમાણે ઉત્તમ ગણાતાં સર્વે ચિન્હો ઘનશ્યામમાં દષ્ટિગોચર થતાં હતાં. એમનાં બેઉ ચરણમાં સળંગ ઉર્ધ્વરેખા હતી. મંદિરમાં એમનાં ચરણની છાપોનો જે સંગ્રહ છે તેમાંથી સ્પષ્ટ ઊઠેલી છાપોમાં એ સારી રીતે જોઇ શકાય છે. ઉર્ધ્વરેખા એ મહાભાગ્યની નીશાની ગણાય છે. એ ચિહ્નધારી હજારો મનુષ્યોનો નિયંતા થાય એમ મનાય છે. તે ઉપરાંત એમના હાથમાં પદ્મનું ચિહ્ન, ચરણમાં બીજાં પંદર ચિહ્નો વગેરે પણ સામુદ્રિક લક્ષણો હતાં. છપૈયાની સમીપમાં કોઇ કાલીદત્ત નામે શક્તિનો ઉપાસક રહેતો હતો. એમ લખાયું છે કે કાલીદત્તે ઘનશ્યામની છઠ્ઠીને દિવસેજ એનો ભોગ આપવા એમનું હરણ કરાવ્યું હતું, પણ છેવટે પકડાઈ ગયો હતો. ત્યાર પછી ઘનસ્યામ અઢી વર્ષના થયા ત્યારે એમના ચૌલ સંસ્કારને દિવસે પણ એ કાલીદત્તે કાંઈક અભિચાર કર્યો હતો, પણ એમાંથી એનું પોતાનુંજ મૃત્યુ નીપજ્યું હતું.

**બાલ્યાવસ્થા.**

આ બનાવ પછી ધર્મ-ભક્તિ છપૈયા છોડી અયોધ્યા રહેવા ગયાં. અયોધ્યામાં એમની આર્થિક સ્થિતિ પણ સુધરી. યોગ્ય કાળે ઘનસ્યામનો ઉપનીત સંસ્કાર થયો, અને એમણે સંસ્કૃતનો અભ્યાસ પોતાના પિતા પાસે કરવા માંડયો. બાળપણથીજ ઘનસ્યામને તપનો 'છંદ' હતો. વ્રત નિયમો કરવા, દેવ દર્શને જવું, કથા સાંભળવી એ ઉપર અત્યંત શ્રદ્ધા હતી. તે સાથે એમના વડીલ બંધુએ લખાવેલી વાતોમાંથી એમ પણ જણાય છે કે ઘનસ્યામ નાનપણમાં અખાડામાં જતા, ખૂબ કસરત કરતા, અને એમનાથી મોટી વયના છોકરાઓને પણ કુસ્તીમાં હરાવતા. ઘનસ્યામને તપ અને વૈરાગ્ય જ પ્રિય છે એવી છાપ એમના પિતા ઉપર ચોક્કસ પડી હશે એમાં કાંઈ સંશય નથી. ઘનસ્યામથી નાના એક ઇચ્છારામ નામના ભાઇ હતા. ધર્મદેવે પોતાના જીવતાંજ રામપ્રતાપનું લગ્ન અને ઇચ્છારામનું વેશવાળ કરી રાખ્યાં હતાં; પણ ઘનશ્યામ વિષે એમણે પોતાના અંત સમયે પોતાના બીજા બે પુત્રોને ભલામણ કરતાં કહ્યું હતું કે એની સંભાળ રાખજો. એ ઘર માંડશે નહિ, ભૂખ્યો હશે તો એ ખાવાનું માગશે નહિ. ઘનસ્યામને પણ કહ્યું કે તમે ઘરમાંથી ઉદાસ થાઓ તો રામાનંદ સ્વામીને શોધી કાઢી એની પાસે રહેજો.

## (૪) તીર્થાટન.

**નિષ્ક્રમણ.**

ભક્તિ અને ધર્મ બન્નેનો ઘનસ્યામની અગિયાર વર્ષની વયે ૭ મહીનામાં અક્ષરવાસ થયો. ત્યાર પછી ઘનશ્યામની સંભાળ તેની ભાભી સુવાસિની રાખતાં. સુવાસિનીનો દિયર ઉપર અત્યંત પ્રેમ હતો. ઘનસ્યામ પણ એમનું હેત જીવનપર્યંત યાદ કરતા. જોખન પાંડે એટલે મોટાભાઇનો સ્વભાવ બહુ તીખો હતો. ધર્મદેવના અવસાન પછી ત્રણેક માસે એક વાર ઘનસ્યામ વિષે કોઈ છોકરાઓએ મોટા ભાઇને ફરિયાદ કરી, તેથી ભાઇએ ઘનસ્યામને બહુ ઠપકો આપ્યો. ઘનસ્યામે તે વખતે એટલુંજ કહ્યું કે હવે મારે વિષે તમને ફરિયાદ નહિ આવે. રામપ્રતાપ ભાગ્યે જ તે વખતે એ વાક્યનો અર્થ સમજ્યા હશે. પણ બીજે દિવસે સવારે જોય તો ઘનસ્યામ અદૃશ્ય! સરયૂમાં, એમને રોજ જવાનાં મંદિરોમાં, અખાડાઓમાં અને એમના મિત્રોમાં શોધખોળ

કરી, પણ ઘનશ્યામનો પત્તો લાગ્યો નહિ. સંવત ૧૮૪૯ની આષાઢ સુદી દશમ, એ ઘનશ્યામ મહારાજનો નિષ્ક્રમણ દિવસ છે:

તર્પઃપ્રિય ઘનશ્યામને તો ઘેરથી છૂટવાનું નિમિત્ત જ જોઇતું હતું.

વિચરણ, આ પછીનાં સાત વર્ષ સુધી ઘનશ્યામ નીલકંઠને નામે ઓળખાયા હતા, એટલે હવે આપણે એને એ જ નામે બોલાવીશું. નીલકંઠનો વર્ણિવેષ આ પ્રમાણે વર્ણવ્યો છે.

મુંજની મેખલાને આધારે બહિર્વાસે સહિત કૌપિન પહેર્યું છે, શરીરે મૃગચર્મ ઓઢયું છે; એક હસ્તમાં પાલાશનો દંડ પકડ્યો છે; બીજા હાથમાં માળા, કમંડળ, ભિક્ષાપાત્ર ને જળગરણું એટલાં રાખ્યાં છે; ખભે યજ્ઞોપવીત શોભે છે, અને તે ઉપર નિત્યપાક કરવાનો ગુટકો કપડામાં બાંધી લટકાવ્યો છે; કંઠમાં તુળસીની બેવડી માળા વિરાજે છે, અને શાલિગ્રામ તથા બાળમુકુંદનો બટવો બાંધ્યો છે; લલાટમાં ચાંદલા સહિત ઉર્ધ્વ પુંડ્ર તિલક કર્યું છે, અને મસ્તક ઉપર જટા વધવા માંડી છે.

વર્ણિવેષ, નીલકંઠ સરયૂ નદી ઉતરીને ઉત્તર દિશા તરફ ચાલ્યા, અને કેટલેક દિવસે હિમાલયમાં મુક્તનાથ ક્ષેત્રમાં પહોંચ્યા. ત્યાં એમણે સૂર્યનું તપ કર્યું. ત્યાંથી પાછા દક્ષિણ તરફ ઉતર્યા; ત્યાં એક વનમાં એમણે એક વડતળે ગોપાળ નામના એક યોગીને બેઠેલા જોયા. ગોપાળ યોગીએ અષ્ટાંગ યોગ સિદ્ધ કર્યો હતો. નીલકંઠ એમની પાસે એક વર્ષ સુધી રહ્યા, અને અષ્ટાંગ યોગની સર્વ કળાઓ શીખ્યા. ગોપાળ પણ જાણે પોતાની વિદ્યા નીલકંઠને શીખવવા માટેજ જીવતા રહ્યા હોય એમ થયું; નીલકંઠનો અભ્યાસ પૂરો થયો, અને ગોપાળ યોગીનું આયુષ્ય પણ પૂરૂં થયું. નીલકંઠે ગોપાળયોગીની ઉત્તરક્રિયા કરી, અને આગળ પાછું ઉત્તરમાં આદિવરાહ નામે તીર્થ તરફ પ્રયાણ કર્યું. ત્યાંથી નીલકંઠે બંગાળનો રસ્તો લીધો. રસ્તામાં એક સીરપુર (?) કરીને ગામ આવ્યું. ત્યાંના અધિકારી સિદ્ધવલ્લભે નીલકંઠને ચાતુર્માસ રાખી તેમનો આદર-સત્કાર કર્યો હતો. બંગાળમાં નીલકંઠને જે કાર્ય કરવું પડયું તે જંત્રં મંત્રં પરથી શ્રદ્ધા ઉઠાડવાનું. આ વખતે બંગાળમાં જ્યાં જુઓ ત્યાં મંત્રવાદીનું જોર જણાતું. કોઇએ કાળીવશ કરેલી, કોઇએ ભૈરવ, કોઇએ હનુમાન; કોઇ મૂઠ મારી શકે અને કોઇ સિદ્ધિ દેખાડી શકે. સીરપુરમાં અને આગળ ચાલતાં કામાક્ષીદેવીનું મંદિર છે તેની પાસેના એક ગામડામાં નીલકંઠને મંત્રવાદીઓ સાથે સારી પેઠે ટક્કર ઝીલવી પડી. બન્ને ઠેકાણે મંત્રવાદીઓએ નીલકંઠનો પરાભવ કરવા માટે પોતાનો સર્વ અભિચાર કર્યો, પણ એમાં તેઓ નિષ્ફળ ગયા. સીરપુરમાં નીલકંઠનું સન્માન થવાને આ એક કારણ થયું. પણ આથી એ અન્ય વેરાગીઓને ઇર્ષાનું કારણ થઈ પડયા.

ત્યાંથી નીલકંઠે જગન્નાથ પુરીનો રસ્તો લીધો. રસ્તામાં નવલખા પર્વત (?), બાલવાકુંડ, કપિલાશ્રમ વગેરે તીર્થો પણ જોયાં. પુરીમાં એમને કેટલાક વેરાગીઓએ ઘણો ત્રાસ આપ્યો જણાય છે. ત્યાં કેટલાક માસ રહી દક્ષિણનો રસ્તો લીધો. શિવકાંચી, વિષ્ણુકાંચી, શ્રીરંગપુર, સેતુબંધ રામેશ્વર વગેરે સર્વ તીર્થો કર્યાં. સેતુબંધ રામેશ્વર જતાં રસ્તામાં તેમને એક સેવકરામ નામે સાધુ મળ્યો. સેવકરામને અતિસાર થયો હતો, અને ઊઠવા બેસવાની પણ શક્તિ રહી ન હતી. સેવા કરનાર કોઈ નહિ તેથી તે રડવા લાગ્યો. નીલકંઠને એની દુર્દશા જોઇ દયા આવી. એક વડના વૃક્ષ તળે કેળની પથારી કરી, ત્યાં સેવકરામને રાખ્યો, અને બે મહીના સુધી એની ચાકરી કરી. સેવકરામ પાસે એક હજાર રૂપીઆની સોના મહોર હતી. તેમાંથી તે ખાંડ, સાકર, ઘી અને અન્ન મંગાવી ખાતો, અને એક શેર ઘી જમીને પચાવે એવો બળવાન્ થયો. નીલકંઠ પોતાને માટે વસ્તીમાંથી અન્ન- માગી લાવતા

અને જમતા. ભિક્ષા ન મળે તે દિવસે ઉપવાસ કરવો પડતો. આટલી સેવા કર્યા છતાં કોઇ દિવસ સેવકરામે એક પૈસાભાર અન્ન નીલકંઠને આપ્યું નહિ. સારા થયા પછી, સેવકરામ પોતાનો મણુ એકનો ભાર નીલકંઠ પાસે ઉપડાવતો. નીલકંઠની વૃત્તિ તો ભાર નામે એક રુમાલ પણ રાખવાની નહિ, પણ સાધુ જાણી સેવકરામનો બોજો ઉઠાવતા. છેવટે એને કૃતઘ્ન જાણી નીલકંઠે તેનો ત્યાગ કર્યો. રામેશ્વરની યાત્રા કર્યા પછી નીલકંઠે પાછું પશ્ચિમ કિનારેથી ઉત્તર તરફ ચાલવા માંડયું. રસ્તામાં એમને પાંચ પાંચ દિવસના ઉપવાસ પડતા. સુંદરરાજ, ભૂતપુરી, પદ્મનાભ, સાક્ષીગોપાલ વગેરે સર્વે દક્ષિણનાં ક્ષેત્રો ફરી નીલકંઠ પંઢરપુર ગયા અને ત્યાં બે મહિના રહ્યા. ત્યાંથી નાશીક જઇ, ગૂજરાતનો માર્ગ લીધો, અને છેવટે કાઠીઆવાડમાં પ્રવેશ કર્યો.

**મંગલ દિવસ.**

સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદી ૬ ને દિવસે નીલકંઠ માંગરોળ બંદરથી બે-ત્રણ ગાઉ દૂર લોજ નામે ગામમાં આવી લાગ્યા, અને ગામ બહાર એક વાવમાં સ્નાન કરી પૂજા કરવા બેઠા. આ તિથિ સત્સંગીઓનો મંગલ દિવસ છે કારણ કે આ દિવસથી સ્વામિનારાયણના જીવનનો ત્રીજો કાળ શરૂ થાય છે. આ પછીનાં ત્રીસ વર્ષ સ્વામિનારાયણે ગૂજરાત અને કાઠીઆવાડમાંજ ગાળ્યાં, અને ઉદ્ધવ સંપ્રદાયની ધર્મધુરા વહી.

લોજ એ સ્વામી રામાનંદનું એક મુખ્ય સ્થાન હતું. અહીં સ્વામી મુક્તાનંદ એમના કેટલાક શિષ્યો સહિત રહેતા હતા. જે વખતે નીલકંઠ બ્રહ્મચારી વાવ ઉપર બેઠા હતા, તે વખતે મુક્તાનંદના હાથ તળેના એક સાધુ સુખાનંદ એજ વાવ ઉપર સ્નાન કરવા આવ્યા. એમણે નીલકંઠને જોયા, એને જોતાં વાર કાંઇક અવર્ણ્ય સ્નેહની લાગણી અનુભવી. એમણે નીલકંઠને ક્યાંથી આવ્યા, ક્યાં જવું છે, માતપિતા કોણ છે વગેરે પ્રશ્નો પૂછ્યા. નીલકંઠે બ્રહ્મપુરથી આવ્યો, બ્રહ્મપુર જવું છે, અને ત્યાં લઇ જાય તેજ ખરા માબાપ છે એવો ઉત્તર આપ્યો. આવા ઉત્તરથી સુખાનંદને આનંદ થયો. એણે પ્રત્યુત્તર કર્યો કે મોક્ષની ઇચ્છા હોય તો સ્વામી રામાનંદને ગુરુ કરો; એમના એક શિષ્ય મુક્તાનંદ અહીં રહે છે તેની પાસે ચાલો; તમારા દર્શનથી એમને પણ આનંદ થશે. નીલકંઠને સાત વર્ષની તીર્થયાત્રામાં આવા વિનયી સંત મળ્યા નહતા. એમનું ચિત્ત પ્રસન્ન થયું, અને સાત વર્ષે એમણે ગ્રામવાસ પાછો સ્વીકાર્યો.

આ સાત વર્ષની તપશ્ચર્યાથી નીલકંઠનો દેહ તદ્દન સુકાઇ ગયો હતો. પોતાના બાળપણની વાત કરતાં એમણે એકવાર કહ્યું છે કે, "મને સ્વામી કાર્તિકની પેઠે એવો જ વિચાર ઉપનો જે મારે મારા શરીરમાં માતાનો ભાગ જે રુધિર અને માંસ તે રહેવા દેવું નથી; માટે ઘણેક પ્રયત્ને કરીને શરીરને એવું સુકવી નાંખ્યું જે શરીરમાં કાંઇક વાગે તો પાણીનું ટીપું નીસરે, પણ રુધિર તો નીસરે જ નહિ." (વચનામૃત કારિયાણી ૩) તે ઉપરાંત પરસેવા વાટે પણ ધાતુઓનો નાશ થઇ શકે છે એવું એમણે સાંભળેલું, ત્યારથી શરીરે પરસેવોજ ન વળે, એવા પ્રકારની આસનો સાધ્યાં હતાં, તેથી સ્વામી રામાનંદને આવળના પાટા બંધાવી પરસેવો છૂટવાનો ઉપાય યોજવો પડયો હતો.

અલ્પકાળમાં મુક્તાનંદસ્વામી અને નીલકંઠ વચ્ચે અતિશય સ્નેહ બંધાયો. સ્વામી રામાનંદને મળવાને નીલકંઠ અધીરા થઇ ગયા. એ સદ્ગુરુ તે વખતે કચ્છમાં હતા, તેથી નીલકંઠ ત્યાં જવાને તૈયાર થયા; પણ સ્વામી મુક્તાનંદે સ્વામી રામાનંદની આજ્ઞા મંગાવવા એક પત્ર લખી તેનો જવાબ આવે ત્યાં સુધી પોતાની પાસે જ રહેવા તાણ કરી. મુક્તાનંદ સ્વામી તથા નીલકંઠ બન્નેએ સ્વામી રામાનંદ ઉપર પત્ર લખ્યો. એ પત્ર વાંચતાજ સ્વામી રામાનંદે સભા વચ્ચે કહ્યું કે જેની હું વાટ જોતો હતો તે આવી પહોં-

આ. તે વખતે લાલજી સુતાર (નિષ્કુળાનંદ સ્વામી) પાસે બેઠા હતા. તેણે સ્વામીને પૂછ્યું, 'એ નવા આવનાર સ્વામી રામદાસ (સંપ્રદાયના એક સાધુ) જેવા છે?' સ્વામીએ કહ્યું, 'રામદાસ તે શું! એથી બહુ મોટા' લાલજીએ પૂછ્યું, 'ત્યારે મુક્તાનંદ સ્વામી જેવા?' સ્વામી કહે, 'એથી એ બહુ મોટા.' લાલજીએ પૂછ્યું, 'આપ જેવા?' સ્વામીએ કહ્યું, 'અમે પણ શું એમની આગળ! અમારાથી પણ બહુ મોટા.' સ્વામી નિર્ગુણદાસ લખે છે કે ઘણાં વર્ષ પછી નિષ્કુળાનંદ સ્વામીને જ્યારે આ વાતની ખાત્રી થઇ, ત્યારે એમણે આ વાત કહી બતાવી હતી અને બોલ્યા કે 'આજે એ વાત સમજાઇ.'

સ્વામી રામાનંદે નીલકંઠને લોજમાંજ સ્વામી મુક્તાનંદની આજ્ઞામાં રહી, પોતે ત્યાં આવે ત્યાં સુધી સાધુઓને હઠયોગ શીખવવા લખ્યું અને કહેવડાવ્યું કે જો મોક્ષનો ખપ હોય તો થાંભલે બાથ ભીડીને પણ રહેવું પડે. સાથે સાથે લોકહિતાર્થે શરીરની સંભાળ લેવા પણ ભલામણ કરી. બ્રાહ્મણે આવી સ્વામીનો કાગળ આપી સંદેશો કહ્યો: નીલકંઠ તુર્તજ ઊઠ્યા અને થાંભલે બાથ ભીડી ઉભા રહ્યા, તે મુક્તાનંદ સ્વામીની આજ્ઞાથી બાથ છોડી.

હવે મુક્તાનંદ સ્વામીની આજ્ઞામાં રહેવું એ નીલકંઠ વર્ણીનો નિયમ થઇ રહ્યો. છાણ ભેગું કરવાથી લઇને સર્વે કામો એ સ્વામીની આજ્ઞા પ્રમાણે બજાવતા.

**એમણે કરેલો પહેલો ફેરફાર.**

કિન્તુ આ અરસામાં પણ એમણે પોતાનું શ્રેષ્ઠત્વ સિદ્ધ કર્યું. અત્યાર સુધી રામાનંદ સ્વામીએ સ્ત્રી-પુરુષોની સભાઓ જુદી કરવાની પ્રથા પાડી ન હતી. રામાનંદ સ્વામીના આશ્રમમાં મુક્તાનંદ સ્વામી રોજ કથા કરતા અને સ્ત્રી પુરુષો અને સાધુઓ સર્વે ભેળા બેસી સાંભળતા. ત્યાગીઓએ અષ્ટાંગ બ્રહ્મચર્ય પાળવું જોઇએ એવો નીલકંઠનો આગ્રહ હતો. અષ્ટાંગ બ્રહ્મચર્ય એટલે સામાન્ય બ્રહ્મચર્ય ઉપરાંત સ્ત્રી સાથે કે સ્ત્રીઓને સંભળાવવાના ઉદ્દેશથી વાત ન કરવી, સ્ત્રીને સંદેશો ન મોકલવો, એને અડકવું નહિ, એની સામે દૃષ્ટિ માંડી જોવું નહિ, દેવતા વિનાની અન્ય સ્ત્રીનાં ગુણ કીર્તન ન કરવાં કે સાંભળવાં, તેવી સ્ત્રીના મૂર્તિ કે ચિત્રને પણ ન જોવી કે અડકવું, અને સ્ત્રીને ન્હાવા ધોવાની જગાએ ન્હાવા ધોવા જવું નહિ. નીલકંઠને સ્ત્રી-પુરુષોની ભેળી સભા પસંદ પડી નહિ. એમણે સ્ત્રી-પુરુષોને જુદાં બેસાડ્યાં; અને સ્ત્રીઓને એવી રીતે બેસાડી કે સંન્યાસીઓની દૃષ્ટિ સ્ત્રીઓ પર પડે નહિ, અને કથાકાર સ્ત્રીપુરુષોમાંજ બેઠો હોય. પાછળથી દેવમંદિરો થતાં સ્ત્રીઓને દર્શન વગેરે કરવા માટે જુદો દરવાજો રાખવાની વ્યવસ્થા કરી, અને મંદિરોમાં હોય ત્યાં સુધી સ્ત્રી-પુરુષોએ એક બીજાને અડકવું નહિ એવી આજ્ઞા કરી.

સ્વામીનારાયણના આ નિયમ વિરુદ્ધ બહુ ટીકા થઇ છે. કહેવાય છે કે એમ વાડામાં રહી બ્રહ્મચર્ય પાળવું એમાં તે શું? સ્વામિનારાયણના વખતમાં પણ એક વેરાગીએ આવી એમને કહ્યું, સ્વામિનારાયણ, તમે બધું તો ઠીક કર્યું, પણ એક વાત બહુ ભુંડી કરી. સ્વામિનારાયણે પૂછ્યું, કઇ વાત, બાવાજી? વેરાગીએ કહ્યું, સ્ત્રી પુરુષોની સભા જુદી કરીને બ્રહ્મામાં ભેદ પાડ્યો એ. સ્વામિનારાયણે કહ્યું, ભાઇ, એ તો વસ્તુ જ એવી છે કે ભેળાં થઇ જાય; એ તો અમે એક સરાણો આવ્યા છીએ, તે અમારી સુગથી એમને જુદાં રાખી શક્યા છીએ; તે અમારી સુગ ત્યાં સુધી રહેશે ત્યાં સુધી જુદી રહેશે, પછી એક તો છે જ.

આ ઉત્તરમાંજ આ પ્રથાનું તાત્પર્ય રહ્યું છે. વાડામાં રહી બ્રહ્મચર્ય પાળવું સહેલું હશે, પણ વાડામાં રોકાવું એજ કઠણ વસ્તુ છે. જે દિવસે સ્વામિનારાયણે બે સભા જુદી કરવા વિષે વાત કાઢી, તે દિવસે મુક્તાનંદ સ્વામીને પણ એ રુચી નહિ. એમણે નીલકંઠની વાતને અતિ વૈરાગ્ય-

વાળી કહી ઉડાવી દીધી. મુક્તાનંદ સ્વામી અતિશય ઉત્તમ વકતા હતા. એમની કથા સાંભળવા સ્ત્રી-પુરુષો અતિ ઉત્સાહથી આવતાં. કવિ દલપતરામ કહે છે કે હિમગિરિમાંથી જેમ ગંગાનો પ્રવાહ નીકળે, તેમ તેમના મુખમાંથી કથા નીકળતી. જેવું એમનું વક્તૃત્વ હતું, તેવું જ તેમનું રૂપ પણ હતું. કહે છે કે એમનું રૂપ એટલું બધું સુંદર હતું કે એને લીધે એ ચિત્તાકર્ષક ન થાય તે માટે એ પોતાનું આખું શરીર એવી રીતે ઢાંકતા કે માત્ર મ્હોડાનો થોડોક ભાગ જ દેખાય. આટલું છતાં **નીલકંઠે** એક યુક્તિ રચી. મુક્તાનંદ સ્વામીની કથા ચાલતી હતી, તેમાં એમણે કહ્યું કે હું બીજી કથા કરવા ઇચ્છુ છું. જે પુરુષોને સાંભળવી હોય તે આવે. **નીલકંઠ** દૂર જઇ બેઠા અને કથા કરવા માંડી. મુક્તાનંદ સ્વામીનો ગંગા પ્રવાહ છોડીને પણ એક પછી એક બધા પુરુષો નીલકંઠની સભામાં જઇ બેસી ગયા. મુક્તાનંદ સ્વામીના શિષ્યો પણ ત્યાં ગયા; અને છેવટે મુક્તાનંદ સ્વામી સ્ત્રીઓ વચ્ચે એકલા રહ્યા. મુક્તાનંદ સ્વામી નીલકંઠનો પ્રભાવ ઓળખી ગયા અને પુસ્તક વીંટાળી દઇ બોલ્યા, હવે અમારી કથા પૂર્ણ થઇ; અમે પણ હવેથી નીલકંઠની કથા સાંભળવાજ બેસીશું. ત્યારથી બે સભાની પ્રથા પડી ગઇ.

આ પ્રથાનું એક પરિણામ એ આવ્યું કે જ્યાં જ્યાં સ્વામિનારાયણનાં મંદિરો હોય ત્યાં ત્યાં સ્ત્રીઓ માટે પણ એક જુદું મંદિર કરવાનો રીવાજ પડયો. એ મંદિરમાં કોઇ ત્યાગી* સ્ત્રીઓ હોય તો તે રહે. નહિ તો સત્સંગી સ્ત્રીઓને ભેગાં મળી કથા, કીર્તન અને જ્ઞાન વાર્તા કરવાનું સ્થાનક તરીકે એ જગ્યા સચવાય. આવી રીતે સ્ત્રીઓ માટે જેમ દર્શનાદિકની જુદી સોઇ કરનાર તેમ જ્ઞાન મેળવવા સ્વતંત્ર 'વ્યવસ્થા' કરનાર પણ સ્વામિનારાયણ 'પહેલાજ' છે. આમ કરવાથી સ્ત્રીઓને વાંચતાં લખતાં શીખવાનું આવશ્યક થયું. સ્વામિનારાયણ સંપ્રદાયની ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રીઓ અને ખાસ કરીને વિધવા સ્ત્રીઓ બહુધા લખી વાંચી શકે છે જ. ત્યાગી સ્ત્રીઓના નિયમ ત્યાગી પુરુષોના જેટલા આકરા નથી હોતા; એટલે ત્યાગી સ્ત્રીઓ ત્યાગી પુરુષો સિવાયના અન્ય પુરુષો જોડે જરૂર પડે સંભાષણ કરી શકે છે; પણ તેમનો સ્પર્શ કરી શકતી નથી. સ્ત્રીઓ પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરી શકે એ હેતુથી સંપ્રદાયમાં જ્યારે મહાકથાઓ કરવાના પ્રસંગો આવે છે ત્યારે તેમને બેસવાની ઇલાહિદી સગવડ તો રાખવામાં આવે છે, પણ સ્વાભાવિક રીતે એમાં અગવડ પણ રહેલી છે, અને તેને લીધે સ્ત્રીઓની જ્ઞાન વૃદ્ધિમાં કેટલાંક વિઘ્નો પણ છે.

સંન્યાસી ધર્મના આ વિષેના આગ્રહને લીધેજ નીલકંઠે લોજમાં એક બીજું કામ પણ કર્યું. જે ઘરમાં સ્વામી રામાનંદના સાધુઓ રહેતા હતા, તેની પાડોશના મકાનમાં કોઇક સ્ત્રીઓ રહેતી હતી. બે ઘરની વચ્ચે દેવતાની આપ લે કરવા માટે એક બાકોરૂં હતું, સંન્યાસીઓએ દેવતા લેવા આપવાના નિમિત્તે પણ આવી રીતે સ્ત્રીઓના સંબંધમાં આવવું એ નીલકંઠને રુચ્યું નહિ તેથી એ છિદ્ર પૂરી દીધું. એ પૂરેલું બાકું હજુ સુધી દેખાય છે.

આ અરસામાંજ જ એક બીજો અદ્‌ભુત પ્રસંગ બન્યો. મુક્તાનંદ સ્વામી સ્નાનાદિ કરી કૃષ્ણનું ચિંતન કરતા બેઠા હતા. ભૂલમાં એમણે પોતાની તુંબડી બહાર ઓસરીમાં મૂકી હતી. ધ્યાન ધરતાં એ વાત એમને યાદ આવી. ધ્યાન કરતાં ઉઠીને તુંબડી ઉંચી મૂકવી એ એમને ગમ્યું નહિ, અને કુતરૂં આવી તુંબડીમાં મોં ઘાલી અભડાવે એ દહેશતથી એમનું ચિત્ત પણ સ્થિર થયું નહિ.

---

* ટીપ—ત્યાગી સ્ત્રીનો અર્થ ચતુર્થાશ્રમવાસિકની જંજાળોને છોડીને ભગવત્પરાયણ જીવન ગાળવા ઇચ્છતી વિધવાના ધર્મ પૂર્ણપણે પાળતી, બ્રહ્મચર્યને પાળતી સ્ત્રી એવો કરવાનો છે. શિક્ષાપત્રી પ્રમાણે વિધવાને પુરુષોને અડવાનો પણ નિષેધ છે. એમાં પોતાના સમીપ સંબંધી તથા ધાવણા બાળકોને બાતલ રાખ્યા છે. પણ ત્યાગી સ્ત્રીએ પુરૂષ માત્રનો સ્પર્શ વર્જિત ગણે છે.

નીલકંઠે પોતાના ઐશ્વર્યથી આ વાત જાણી. મુક્તાનંદ સ્વામીનું ધ્યાન પુરૂં થયા પછી નીલકંઠે સ્વામીને પૂછ્યું,

"દૈવત તુંબી પાત્રમેં કિંવા દૈવત ધ્યાન ?

"દૈવત તુંબીમેં અધિક કિંવા દોઉ સમાન ?"

મુક્તાનંદ સ્વામી બીચારા ભોંઠા પડી ગયા. પણ એ નિર્માનીપણાની મૂર્તિએ એમાંથી જરાએ ખોટું ન લગાડતાં, ચિત્તની સ્થિરતા યાચી.

આ છેલ્લી બન્ને વાતો છે તો નજીવી, પણ થોડા માસમાં નીલકંઠે પોતાનો કેટલો પ્રભાવ રામાનંદ સ્વામીના શિષ્યો પર પાડ્યો હતો, તે આમાંથી સારી રીતે જણાઈ આવે છે. નીલકંઠને તો હજુ મુછો ફુટવા માંડી નહતી. ૧૮–૧૯ વર્ષની વય. સ્વામી રામાનંદના શિષ્યો કેટલાક વૃદ્ધ થવા આવ્યા હતા; એમનાથી તો બધા જ ઘણા મોટા હતા. નીલકંઠની બારી પૂરવાની ક્રિયાથી એ વડીલોએ અપમાન લીધું હોત તો નવાઇ જેવું નહતું. શું પોતાને હાથે બાકોરૂં પૂરી, નીલકંઠ એ વડીલોના ચારિત્ર પર શંકા આણવા ઇચ્છતા હતા ! આવો પ્રશ્ન ઉઠી શકત; પણ એમને એમ જ પ્રતીતિ થઈ ગઈ કે તેઓ હવે એક મહાન્ શક્તિની સમીપમાં આવ્યા છે, અને એ શક્તિને અનુસરવામાં જ તેમનું હિત છે.

આમ કેટલોક વખત ગયા પછી રામાનંદ સ્વામી ગિરનાર પાસે આવેલા પીપલાણા ગામમાં આવી પહોંચ્યા અને મુક્તાનંદ સ્વામી તથા નીલકંઠ બ્રહ્મચારીને ત્યાં તેડાવી લીધા. જેવી ભારે અસર મુક્તાનંદાદિક સાધુઓ ઉપર નીલકંઠના દર્શનથી થઈ હતી, તેવી જ અસર સ્વામી રામાનંદ ઉપર પણ થઇ.

નીલકંઠને સત્સંગ રુચ્યો; અને એમણે ઉદ્ધવ સંપ્રદાયની દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. તે ઉપરથી સ્વામી રામાનંદે સંવત ૧૮૫૭ ની પ્રબોધિની એકાદશીને દિવસે એમને ભાગવતી દીક્ષા આપી અને સ્વામી સહજાનંદ તથા નારાયણ મુનિ એવાં બે નામો પાડ્યાં.

સ્વામી રામાનંદ હવે વૃદ્ધ થયા હતા. પોતે સ્થાપેલ સંપ્રદાયની જવાબદારી કોઇ બીજાને સોંપવાની જરૂરીઆત એમને લાગી. સહજાનંદ સ્વામી એમના સર્વે શિષ્યોમાં સૌથી નાના હતા, પણ સૌથી વિશેષ પ્રતાપી હતા. એમાં જરાએ શક નહતો. એમણે સહજાનંદ સ્વામીનેજ પોતાની ધમધુરા સોંપવાનો નિશ્ચય કર્યો, અને દીક્ષાથી બરોબર એક વર્ષે એમણે સહજાનંદ સ્વામીને જેતપુરમાં પોતાની ગાદીના આચાર્ય સ્થાપ્યા. આચાર્ય પદ આપ્યા પછી રામાનંદ સ્વામીએ સ્વામિનારાયણને વર માગવા કહ્યું. સહજાનંદ સ્વામીએ બે વર માગ્યા–(૧) તમારા ભક્તને એક વીંછીનું દુઃખ થવાનું હોય તેને બદલે એ દુઃખ મને રૂંવાડે રૂવાડે ભલે થાઓ, પણ તમારા ભક્તને તે ન થાઓ અને (૨) તમારા ભક્તના કર્મમાં રામપાત્ર આપવાનું લખ્યું હોય તો તે રામપાત્ર મને આવો, પણ તમારો ભક્ત અન્નવસ્ત્રે દુ:ખી ન થાઓ. પ્રેમાનંદ સ્વામીએ એમનું વર્ણન કરતાં વારંવાર એમને 'કરુણાલોચન' કહ્યા છે, અને ગાયું છે કે એમનો સ્વભાવ એવો હતો કે—

"કોઇને દુઃખિયો રે, દેખી ન ખમાય,
દયા આણી રે, અતિ આકળા થાય.
અન્ન ધન વસ્ત્ર રે, આપીને દુઃખ ટાળે,
કરુણા દૃષ્ટિ રે, દેખી વાન જ વાળે."

ઉપલા વગેતી પસંદગી આ વચનની સાક્ષી પૂરે છે. એમના દયાળુ સ્વભાવનાં અનેક ઉદાહરણો લખાયાં છે.

(અપૂર્ણ.)

કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા.

રજુ કરવા હું કોર્ટની પરવાનગી લઉં છું. મારી નમ્ર સમજ પ્રમાણે, સ્થાનિક અમલદારો અને મારી વચ્ચે આ એક મતભેદનો પ્રશ્ન છે. જન-દયા તથા રાષ્ટ્રસેવાના એક માત્ર ઉદ્દેશથી પ્રેરાઇને હું આ પ્રદેશમાં આવ્યો છું. અહીં આવી રૈયતને મદદ કરવા માટે મને આગ્રહપૂર્વક આમંત્રણ આપવામાં આવેલું અને મેં તે સ્વીકારેલું. રૈયતનું કહેવું એમ છે કે નીલવરો ન્યાયની રાહે વર્તતા નથી. પરિસ્થિતિનો પૂરો અભ્યાસ કર્યા સિવાય કોઇ પણ પ્રકારની મદદ કરવી અશક્ય હોવાથી હું તેનો અભ્યાસ કરવા અહીં આવ્યો છું. બની શકે તો સરકાર તથા નીલવરોની મદદથી માહિતી મેળવવી એવો મારો ઇરાદો હતો. આ સિવાય અહીં આવવામાં મારો બીજો કાંઇ હેતુ નહિ હોવાથી મારા આવવાથી સાર્વજનિક શાંતિનો ભંગ થશે અથવા ખુનામરકી થશે એમ હું બીલકુલ માનતો નથી. હું કહી શકું છું કે આવી બાબતોનો મને સારો અનુભવ છે. પરંતુ સ્થાનિક સરકારને તેમ નથી લાગતું. હું તેમની મુશ્કેલી બરાબર સમજી શકું છું. જે હકીકત તેમને મળે તે ઉપરજ તેઓ નિર્ણય કરી શકે એ મને કબૂલ છે. કાયદાને યોગ્ય માન આપનારા એક પ્રજાજન તરીકે મારે આ હુકમને માન આપવું જોઇએ એમ મને સ્વાભાવિક રીતે લાગવું જોઇએ અને વસ્તુતઃ મને તેમ લાગ્યું પણ હતું. પણ જેમને માટે હું અહીં આવ્યો છું તેઓ પ્રત્યે મારું જે કર્તવ્ય છે તેનો ભંગ કર્યા સિવાય તે પ્રમાણે વર્તવું મારે માટે શક્ય નથી. મને લાગે છે કે આ વેળાએ એ લોકોમાં રહીનેજ હું તેઓની સેવા કરી શકું. એટલે મારી મેળે અહીંથી જતા રહેવાનું મારાથી બની શકે તેમ ન હતું. આ ધર્મસંકટમાં હું તો એટલુંજ કરી શકું કે આ રૈયતથી મને દૂર કરવાની જોખમદારી હું સ્થાનિક સરકાર ઉપર નાંખું. આ દેશના જાહેર જીવનમાં મારા જેવી પ્રતિષ્ઠાવાળા માણસે લોકોની આગળ દાખલો બેસાડતા પહેલાં બહુ ખબરદારી રાખવી જોઇએ એ હું બરાબર સમજું છું. જે જટિલ રાજ્ય-શાસન-પદ્ધતિના અમલ નીચે અમે રહીએ છીએ, તેમાં મારા ઉપર આવી પડેલા આવા પ્રસંગમાં કોઈ પણ સ્વાભિમાની મનુષ્યને માટે સુરક્ષિત અને આબરૂનો માર્ગ, મેં જે લીધો છે તે એકજ છે. તે એ કે, હુકમનો અનાદર કરવાની શિક્ષા બિનતકરાર સહી લેવી. મેં આ માર્ગ લેવા નિશ્ચય કર્યો છે. કોર્ટ સમક્ષ આ કેફિયત મેં રજુ કરી છે તેનો ઉદ્દેશ એ નથી કે મને કમી શિક્ષા થાય. હું એટલું જ કહેવા ઇચ્છું છું કે કાયદેસર સત્તા પ્રત્યે મારો અનાદર હોવાથી મેં આ હુકમ અમાન્ય કર્યો છે એમ નથી, પરંતુ તેના કરતાં ઉચ્ચ સત્તા જેવી છે, એવો જે આત્માનો અવાજ, તેને અધીન થઇને મેં આ પગલું લીધું છે."

બસ, હવે કલેક્ટર સાહેબને સજા ફરમાવવાની રહી. પણ તેમના મુખેથી સજાનું ઉચ્ચારણ થાય જ નહિ. બ્રહ્માસ્ત્ર આગળ બીજાં શસ્ત્રાસ્ત્ર હત-વીર્ય થઈ ગયાં. 'ઉપલી સરકારને હું પૂછાવું છું, પરંતુ ત્યાં સુધી તમારી તપાસ કરવા માટે કૃપા કરીને ક્યાંય જશો નહિ' એમ તેણે મહાત્માજીને કહ્યું. શિષ્ટાચારને અનુસરી મહાત્માજીએ જવાબ મળતાં સુધી બીજે નહિ જવાનું વચન તરતજ દિલદારીથી આપ્યું. સમાચાર વીજળીને વેગે આખા દેશમાં પ્રસરી ગયા અને ખબર આવ્યા કે ગાંધીજીના ઉપર છોડેલો હુકમ પાછો ખેંચી લેવામાં આવ્યો છે અને તેઓ બરાબર પોતાની તપાસ કરી શકે એટલા સારૂ સર્વ પ્રકારની સગવડ તેમને કરી આપવી અને મદદ કરવી એવી સ્થાનિક અમલદારોને સૂચના આપવામાં આવી છે.

અત્યારે તો સરકારી હુકમના અનાદર કરવાના પ્રસંગો હજારો બની ગયા છે અને બન્યે જાય છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ આ પ્રસંગનું મહત્ત્વ બહુ ભારે છે. અને તેનાં પરિણામ પણ ભારે આવ્યાં છે. બ્રિટિશ રાજ્યની સ્થાપના પછી આપણી જાહેર હિલચાલમાં આ બનાવ અપૂર્વ બન્યો. આપણા દેશની મુક્તિને અર્થે મહાત્માજી

જે તપશ્ચર્યા કરી રહ્યા છે તેનું અહીં મંગલાચરણ થયું. જે પ્રદેશમાં વિદેહી રાજા જનકે રાજ્ય કરેલું, જે પ્રદેશમાં પ્રાતઃસ્મરણીય સીતા—દેવીએ પોતાની બાલ્યાવસ્થા વ્યતીત કરેલી, જે પ્રદેશમાં વાલ્મિકી મુનિ આશ્રમ સ્થાપી રહેલા, જ્યાં વિશ્વામિત્ર જેવા ઋષિવર્યે મહા ભારે યજ્ઞયાગ કરેલા, જ્યાં મ્હોટા મ્હોટા યજ્ઞ પ્રસંગોએ બ્રાહ્મણોને શિંગડાં ઉપર સુવર્ણ મુદ્રાઓ બાંધેલી એવી હજારો સવત્સી ગાયો દાન દેવાયલી, જ્યાં એકઠા થએલા મુનિવૃંદમાં બ્રહ્મનિષ્ઠ કોણ છે તે નક્કી કરવા આત્મજ્ઞાનના ગૂઢ વિષય ઉપર ભારે વાદવિવાદ થયેલા, જ્યાં ગાર્ગીવાચ કનીએ શાસ્ત્રાર્થ કર્યો અને બ્રહ્મનિષ્ઠ યાજ્ઞવલ્ક્યે જનકને ઉપદેશ આપેલો, તેજ પ્રદેશમાં ગોરા નીલવરોએ પોતાના સ્વાર્થ માટે રૈયતના કેવા હાલહવાલ કર્યા હતા તે જોવા અને તેમને કયે પ્રકારે મદદ થઈ શકે તે વિચારવા સાબરમતીને તીરે વસનાર એક સત્યાગ્રહી તાપસે અડવાણે પગે ગામડે ગામડે ભટકવા માંડયું. જે પ્રદેશમાં પરમ કરુણામય શાક્ય મુનિએ અન્ન જીવોના ઉદ્ધારને માટે અવતાર લીધો, જે પ્રદેશમાં અનેક બૌદ્ધ ભિખ્ખુઓએ કામક્રોધાદિ ષડ્રિપુ ઉપર વિજય મેળવી ' जगतः सुखार्थ जगतो हिताय ' એવા વિહારોમાં રહી તપશ્ચર્યા કરી, જે પ્રદેશમાં શ્રી મહાવીર સ્વામીએ સૂક્ષ્મ અહિંસાનો ઉપદેશ કરતા વિહાર કરી દેશને બિહાર એ નામ આપ્યું, તેજ પ્રદેશમાં લોભથી ઘેરાયલા અને સ્વાર્થથી પ્રેરાયલા નીલવરોના અત્યાચાર નીચે કચડાઇ રહેલા, ગાય જેવા ગરીબ અને દાદ મળવાની બાબતમાં લગભગ હતાશ થયેલા એવા દીન કિસાનો (ખેડૂતો)ની વ્હાર મહાત્માજીએ પ્રેમધર્મનો વસ્તુપાઠ આપીને કરી.

અસ્તુ. સરકાર તરફની આડખીલી દૂર થઇ એટલે મહાત્માજીએ પોતાની તપાસ શરૂ કરી. હજારો લોકો પોત–પોતાનાં દુઃખની કહાણી મહાત્માજીને સંભળાવવા દૂર દૂરથી આવવા લાગ્યા. સેંકડો માણસો તો ફક્ત દર્શન કરવાજ ઉભરાવા લાગ્યાં. દેહાતી (ગામડાના) લોકો કોઇ મહાત્માજીને ' બાવાજી ' કહેતા, તો કોઇ ' માલિક સાહબ ' કહેતા, તો કોઇ ' ગાંધી મહારાજ ' કહી પોતાના હૃદયને શીતળ કરતા. મહાત્માજીના મુકામ પર લોકોની ઠઠ સવારના પહોરથી તે મોડી રાત સુધી જામેલી રહેતી. હવે તો મહાત્માજીની મદદમાં બિહાર પ્રાંતના બાર તેર વકીલો પણ પોતાની મ્હોટી મ્હોટી વકાલતો છોડીને આવી ગયા હતા. તેમાં તે વખતે બિહારની પ્રાન્તિક ધારાસભાના સભ્ય અને દરભંગાના આગેવાન વકીલ બાબુ બ્રિજકિશોર પ્રસાદ તથા બાંકીપુર પટણાની હાઇકોર્ટમાં પોતાની વિદ્વત્તા અને હોશિયારીને લીધે પંકાયલા અને હાલમાં બિહારની જાહેર પ્રવૃત્તિના પ્રાણરૂપ થઈ પડેલા બાબુ રાજેન્દ્ર પ્રસાદ મુખ્ય હતા.

કિસાનો વીસ વીસ પચીસ પચીસ માઇલથી પોતાનાં દુઃખ નિવેદન કરવા આવે અને તેઓ પોતાની દેહાતી ભાષા ( ત્યાંની પ્રાન્તિક બોલી ) માં કહે તે વકીલો અંગ્રેજીમાં ઉતારી લે. મહાત્માજી આ બધી જુબાનીઓ વાંચે અને ફરિયાદના પ્રકાર પ્રમાણે વર્ગીકરણ કરે. રૈયતમાંથી જે મહાત્માજી પાસે જાય તેને તેઓ કહે, ' તમે કોઇ પણ પ્રકારનો અને જરા પણ અત્યાચાર કરશો તે કામ નહિ લાગે. સહન કરી કરીને જ આપણે ન્યાય મેળવવાનો છે. અત્યાચાર કર્યો તો દાદ મેળવવી મુશ્કેલ થઈ પડવાની. ' રૈયત આ આપ્ત વાક્યને વેદવચન માની સમાધાન પામતી અને અને શાંતિ મેળવતી.

અજાતશત્રુ ગાંધીજીએ પોતાની તપાસ કરવા ગોરા નીલવરોને પણ ખુલ્લા દિલે નોતર્યા. તેમને બંગલે સંદેશા પણ મોકલ્યા. પરંતુ આ સ્વાર્થસાધુ નીલવરોને તો કાંઇ તપાસબપાસ જોઇતું જ નહતું. તેમણે તો ગાંધીજીને બિહાર પ્રાંતમાંથી હાંકી કઢાવવા માટે તેમનાં નાંખ્યાં. પ્રપંચ્યાં ત્યાં સુધી કર્યું. થોડા દિવસ પછી એક નીલવરની કોઠીમાં આગ લાગી. ' ગાંધી અહીં આવ્યા પછી રૈયત

. ત્માજી જે નિર્ણય ઉપર આવ્યા હતા, તેમણે જે ઉપાયો સૂચવ્યા હતા અને કાયદામાં જે ખાસ ફેરફાર કરવાનું સૂચવ્યું હતું તે બધુંજ કમિટીએ સ્વીકાર્યું. કમિટીના રીપૉર્ટમાં નોંધવા જેવી બાબત એ છે કે નીલવરોની સભાનો પ્રમુખ જે આ કમિટીનો એક સભ્ય હતો તથા એક મ્હોટો દેશી જમીનદાર જે પોતે નીલવર પણ હતો તે બન્ને આ નિવેદનમાં મહાત્માજી સાથે સંમત થયા. આ નિવેદનની વિગતો સમજવા માટે રૈયતને કેવા પ્રકારનાં દુઃખ હતાં, નીલવરો કેવી રીતે કાયદાનો લાભ લઈ અથવા તો કાયદાને કોરે મૂકી અત્યાચારો કરતાં એ બધાના ઇતિહાસમાં આપણે ઉતરવું પડશે.

## ( ૨ )

## નીલવરોના અત્યાચાર.

ચંપારણ્ય જીલ્લામાં મ્હોટી જમીનદારીઓ ત્રણ છે. આ જમીનદારીઓ મોગલ સમયમાં દીવાની અને ફોજદારી સત્તાવાળાં રાજ્યો હતાં પણ મોગલ બાદશાહ શાહઆલમે ક્લાઇવને બંગાળ, બિહાર તથા ઓરિસ્સાની દીવાની બક્ષી ત્યારથી એ સત્તા અંગ્રેજોના હાથમાં ગઈ. રાજ્યને તો માત્ર રૈયત પાસેથી મ્હેસૂલ લેવાનો જ અધિકાર રહ્યો. એટલે રાજ્ય મટીને તે જમીનદારીની સ્થિતિમાં આવ્યાં. આ જમીનદારીઓમાં બેતીઆ રાજ્યની જમીનદારી સૌથી મ્હોટી છે. બીજું રામનગર રાજ્ય છે અને ત્રીજી મધુવનના બાબુની જાગીર છે. આ જીલ્લામાં આવીને વસેલા નીલવરોએ શરૂઆતમાં બેતીઆ રાજ્ય પાસેથી કેટલાંક ગામ ટુંકી મુદતને પટે રાખ્યાં અને ત્યાં ગળીનું વાવેતર કરવા માંડયું. ધીમે ધીમે કોઠીઓની સંખ્યા વધી અને ગળીનું વાવેતર પણ વધવા માંડયું. અત્યારે આખા જીલ્લાની જમીન આ કોઠીઓએ જાણે વ્હેંચી લીધી છે. કોઠીઓની કુલ સંખ્યા ૬૦ કે ૭૦ છે. જેટલા વિસ્તારમાં એક કોઠીની સત્તા ચાલે તે વિસ્તાર તે કોઠીનો 'દેહાત' અથવા 'ઇલાકો' કહેવાય છે.

આરંભમાં કોઠીવાળા ગળીની સાથે શેલડીની ખેતી પણ કરતા. પરંતુ સને ૧૮૫૦ થી ગળીમાં વધારે નફો મળવાથી શેલડીની ખેતી તેમણે કમી કરી નાંખી. ત્યારથી તે આજસુધી કોઠીવાળા ગળીની ખેતી મુખ્યત્વે બે પ્રકારે કરાવે છે.

(૧) જીરાત અને (૨) આસામીવાર.

(૧) જીરાત—જીલ્લામાં કેટલીક જમીન નીલવરોની પોતાની માલીકીની થઇ હતી અને કેટલીકમાં કાશીકારીવાહક એટલે સાધારણ ખેડુત ના હક તેમણે પ્રાપ્ત કર્યા હતા.

જીરાત પદ્ધતિ પ્રમાણે આ જમીનમાં કોઠીવાળા પોતાનાં હળ અને પોતાના બેલથી પોતાને હિસાબે ખેતી કરાવતા. તેમાં રૈયતને માત્ર મજુર તરીકે કામ કરવાનું રહેતું. કોઠીવાળાને મરજી પડે ત્યારે હળ, બેલ ઈત્યાદિ સોંપીને મજુરી કરાવે અને મરજી પડે ત્યારે ન કરાવે અને પોતાનાં હળ, બેલ પાછાં લઈ લે. આમાં રૈયતને મજુરી તો અવશ્ય મળતી. પણ તે મજુરી નો દર બહુ ઓછો રહેતો અને તે મજુરીમાંથી કોઠીવાળાના 'અમલા' એ એટલે મુકાદમો પોતાની દસ્તુરીઓ કાપી લેતા. આમાં રૈયતને કેટલો ત્રાસ પડતો તેનું વર્ણન આગળ આવશે.

(૨) આસામીવાર—જે ગામો નીલવરોએ અમુક મુદતને પટે લીધાં હતાં તેમાં તે પટાની રૂઇએ જમીનદારના ખેડુતોએ નીલવરોના ખેડુતો બન્યા. તેમની સાથે બંદોબસ્ત કરવાથી આ પ્રમાણે ખેડુત પોતાની જમીનના અમુક ભાગમાં ગળી વાવે અને તે વાવવા બદલ કરાર કર્યા પ્રમાણે વીઘે અમુક રકમ કોઠીવાળા ખેડુતને આપે. આવા કરાર ૨૦, ૨૫ અથવા ૩૦ વર્ષની પહેલાં એક વીઘે ૫ કઠ્ઠા (ગુંઠા) જમીનમાં ગળીનું વાવેતર કોઠીવાળા કરાવતા, પરંતુ પાછળથી વીઘે ત્રણ કઠ્ઠામાં કરાવવા માંડયું અને તે ઉપરથી આ પદ્ધતિનું નામ તીન–કઠીઆ પદ્ધતિ પડયું. આમાં ખેડુતે પોતાનાં હળ, બેલ વાપરવાનાં તથા પોતે જ મજુરી કરવાની. બી માત્ર કોઠીવાળા પૂરૂં પાડે.

પાક તૈયાર થાય એટલે કોઠીવાળાનાં ગાડાંમાં ભરીને ખેડુત કોઠીમાં પહોંચાડી આવે. શરૂઆતમાં એટલે સને ૧૮૫૪–૬૦ માં આવા વાવેતર માટે ખેડુતને તેના મહેનતાણા અને ખર્ચ બદલ દર વીઘે સાત આઠ રૂપીઆ કોઠીવાળા આપતા: પાછળથી દર વધારીને રૂ. ૧૫) કરવામાં આવ્યો હતો અને બહુ સરસ ફસલના વીઘે રૂ. ૧૯) સુધી કોઠીવાળાઓએ આપેલા. જો ફસલ બરાબર ન ઉતરે તો ગમે તે કારણથી ફસલ નિષ્ફળ ગઈ હોય તો પણ કમી દર આપવામાં આવતા.

કઇ જમીનમાં ખેડુતે ગળી વાવવી તે કોઠીવાળા પસંદ કરતા. જો કોઇ ખેડુત તેના કરેલા કરાર પ્રમાણે ગળી ન વાવે તો તેની પાસેથી નુકસાની બદલ ભારે રકમ વસુલ કરવામાં આવતી. આગળ પોતાના લાભ માટે ખેડુતની અમુક જમીનમાં કોઠીવાળા ગળી વવરાવે છતાં તે જમીનની સાંથ જેને ત્યાં માલગુજારી કહે છે તેતો તેઓ છોડતા જ નહિ.

આ તીનકઠીઆ પદ્ધતિમાં ખેડુતનાં દુઃખો મુખ્યત્વે નીચે પ્રમાણે હતાં.

(૧) કોઠીવાળાને જમીન પસંદ કરવાનો હક હોવાથી ખેડુતની સારામાં સારી અને વધારેમાં વધારે ખનરાયતી જમીનમાં તેઓ ગળી વવરાવવામાં કેટલીક વાર તો ખેડુતને પજવવા ખાતર તેના ઘરની પાસેનીજ જમીન જે તેણે બીજા કાંઇ ઉપયોગ માટે રાખી હોય તેમાં ગળી વવરાવતા.

(૨) પોતાની બીજી ખાનગી ખેતી પૂરી સંભાળવાનું જતું કરીને પણ ગળીની ખેતી ઉપર ખેડુતને ખાસ ધ્યાન આપવું પડતું. ખેતીની જુદી જુદી ક્રિયાઓ કોઠીવાળાના મુકાદમોની દેખરેખ નીચે ખેડુતોને કરવી પડતી. ખેડુતોને પોતાના કામના પૂરા દામ તો મળતા નહિ, છતાં જે મળતું તેમાંથી વળી આ મુકાદમો દસ્તુરી કાપી લેતા.

(૩) ગળીની ખેતી માટે કોઠીવાળા તરફથી દર વીઘે ખેડુતને જે રકમ આપવામાં આવતી તેના કરતાં તે ખેતી કરવામાં ખેડુતને ખર્ચ વધારે લાગતું.

(૪) તીનકઠીઆનો કરાર ખેડુતની રાજીખુશીથી નહિ પણ જબરદસ્તીથી કરાવી લેવામાં આવતો અને બીજી બાબતમાં પણ કોઠીવાળા જબરદસ્તી અને મારપીટ કરતા.

આ બાબતમાં ખેડુતો ગળીના બોજામાંથી છુટવા માટે વારંવાર ફરિયાદો કરતા. કેટલી વાર, તો દંગા પણ થયેલા. પણ જ્યારે જ્યારે કાંઈ ઉત્પાત થાય ત્યારે ત્યારે સરકાર તપાસ કરતી અને ગળીના વાવેતર માટે આપવાના દરમાં કાંઇક વધારો કરાવી આપી ભાંગ્યું થાળે પાડી દેતી.

આ પ્રમાણે ચાલતું હતું એટલામાં જર્મનીથી કૃત્રિમ રંગો આવવાને લીધે ગળીના ભાવ બજારમાં બેસી ગયા અને નીલવરોને ગળી વવરાવવી પોસાવા માંડી નહિ. બિહારના મુઝફ્ફરપુર વગેરે બીજા જીલ્લાઓમાં તો કોઠીઓ બંધ થઇ પરંતુ ચંપારણ્યમાં ઘણા કોઠીવાળાઓએ બેતીઆ રાજ્યને નાણાંની મદદ કરીને જમીન ઉપર મુકરરી એટલે કાયમના હક સંપાદન કર્યા હતા. તેમને કોઠી બંધ કર્યે કાંઇ લાભ ન હતો. જમીન ઉપરના કાયમી હક દ્વારા જેટલું ચૂસાય એટલું ચૂસવું એજ તેમની તો નેમ હતી. એટલે પોતાના ઉપર આવી પડેલી આ આફત ખેડુતની ખાંધે શી રીતે વળગાડવી એતીજ તેઓ તદબીર શોધવા લાગ્યા.

નીલવરો લાંબો વખત થયાં ખેડુતો પાસે તેમની જમીનના અમુક ભાગમાં ગળી વવરાવતા હતા એટલે તેમણે એવો હક હોવા બેસાડયો કે ખેડુતને અમે ખેડવા જમીન આપીએ તેની સાથેજ તે જમીનના અમુક ભાગમાં ગળી વાવવાને તે બંધાય છે. આવી રીતની બાંધણીને માટે અસલ કરાર હોય કે ન હોય. બંગાળ ટેનન્સી

ઍકર્ટા પ્રમાણે ખેડુતની જમીનનું મ્હેસૂલ જમીનદાર અને ખેડુત વચ્ચેના કોઇ સ્વતંત્ર કરાર વડે સરકારે ઠરાવેલા મ્હેસુલની બે આનીથી વધારી શકાય નહિ. પણ તેમાં એક અપવાદ હતો. તે એ કે ખેડુતની જમીનના અમુક હિસ્સામાં અમુક જાતની ખેતી જમીનદારો માટે ખેડુતે કરવી એવો જો કરાર હોય તો તે કરારને લીધે જમીનદારે બણુ જુજ મ્હેસૂલ ખેડુત પાસેથી લેવાનું રાખ્યું હોય તો આવા કરારમાંથી મુક્ત કરવા બદલ જમીનદાર પોતાની મ્હેસૂલનો આંકડો સ્વતંત્ર કરારથી વધારી શકે. કાયદાના આ અપવાદ—જેને વિષે એમ કહેવાય છે કે કોઠીવાળાઓના હિતને માટેજ તે રાખવામાં આવેલો—તેનો લાભ લઇને કોઠીવાળાઓએ ખેડુતોને ગળીના વાવેતરમાંથી મુક્ત કરવા બદલ પોતાના મ્હેસૂલની રકમ વધારી દીધી. આ વધારો ૪૫ થી ૭૫ ટકા અને કેટલીક જગાએ તો ૧૦૦ ટકા સુધીનો થયો. ખેડુતો કહેતા કે આ કરારો અમારી પાસેથી જબરદસ્તીથી કરાવવામાં આવેલા, ગળીના વાવેતરમાં કોઠીવાળાઓને નુકસાન છે એ અમે જાણતા હતા એટલે ગળી તો જવાનીજ હતી માટે અમે કાયમને માટે આવો બોજો જે અમારાં છોકરાંના છોકરાંને પણ ઉપાડવો પડે તે રાજીખુશીથી કબૂલ કરીએજ નહિ. છતાં આવા કરારો તો સંખ્યાબંધ થયા. મ્હેસૂલના આ વધારાને ત્યાં **સારાબેશી** કહે છે. જે જમીન ઉપર કોઠીવાળાઓના કાયમી હક હતા તે જમીનોને વિષે તેમણે આ તદબીર વાપરી. મિ. ઇર્વિન જેને વિષે આ લેખના પહેલા ભાગમાં ઉલ્લેખ છે, તેની કોઠી કાંઇ સૌથી મ્હોટી ન હતી, પરંતુ આ કરારોથી તેની મ્હેસૂલની આવક રૂ. ૫૦,૦૦૦) વધી.

પરંતુ આ કોઠીવાળાએ પાસે ઘણાં ગામ તો બેતીઆ રાજ પાસેથી ટૂંકી મુદતને પટે લીધેલાં હતાં. તેમાં મ્હેસૂલ વધે તો તેનો લાભ કાંઇ કાયમને માટે તેમને ન મળે એટલે ત્યાં તેમણે બીજી તદબીર રચી. તેમણે ખેડુતોને ગળીના વાવેતરમાંથી મુક્તિ ઉચક અમુક રકમ આપીને મેળવી લેવાની ફરજ પાડી. જુદી જુદી કોઠીઓમાં આ ઉચક રકમ વીઘે રૂ. ૪૦ થી રૂ. ૧૦૦) સુધી લેવાઇ અને તેની સરેરાશ રૂ. ૬૦) આવે છે. બધાં ખેડુતો કાંઇ આ રકમ રોકડી આપી શકે એમ ન હતું એટલે તેનાં બાર બાર ટકા વ્યાજનાં ખાતાં પડાવી લીધાં. જ્યાં જરૂર લાગી ત્યાં રજીસ્ટર્ડ દસ્તાવેજ પણ કરાવી લીધા. એકલા મિ. ઇર્વિનને આવી ઉચક રકમોના રૂ. રૂ. ૩,૨૦,૦૦૦ મળ્યા. આ ઉચક રકમને તવાન કહે છે. જ્યાં તીન કઠીઆના કરારની મુદત લગભગ પુરી થવા આવી હતી ત્યાં પણ આ સારાબેશી અને તવાન લેવાઇ. ગરીબ ખેડુતો ક્યાંથી લાવીને પૈસા આપે ? ઘણાએ ખાતાં તો પાડી આપ્યાં પણ ખાતાંના પૈસા નહિ આપી શકાય એમ લાગ્યું ત્યારે કેટલાક મારની બીકે, અને કેટલાકની જમીન કોઠીવાળાઓએ જપ્ત કરી એટલે ઘરબાર વિનાના થવાથી, નેપાળના જંગલોમાં ન્હાસી ગયા, ત્યાં જંગલી પ્રાણીઓના ભોગ થઇ પડયા અથવા તો રવડી રખડીને મરી ગયા. સારાબેશી અને તવાનના દસ્તાવેજોની આ મ્હોકાણ ચાલતી હતી ત્યારે બાબુ બ્રજકિશોરપ્રસાદે પ્રાન્તિક ધારાસભામાં સરકારનું ધ્યાન રૈયતની હાડમારી તરફ ખેંચ્યુ હતું, પણ તપાસ કરવાનું વચન આપ્યાસિવાય કાંઇ વિશેષ થયું નહિ. બીજી તરફથી હજારો દસ્તાવેજો જે રાજીખુશીથી થયેલા મનાતા હતા તે રજીસ્ટર કરવાના હતા એટલે તે માટે કોઠીઓમાં સરકાર તરફથી ખાસ સબ-રજીસ્ટ્રારો મોકલવામાં આવ્યા.

આ સારાબેશીની બાબતમાં નમુના રૂપે નવ મુકદ્દમા દીવાની અદાલતોમાં લાવ જવામાં આવ્યા હતા અને તેમાં કોઠીવાળાઓ તરફથી સરકારી

---

+ ઇ. સ. ૧૭૯૩ માં બંગાળમાં કાયમી જમાબંધીની રીત દાખલ થઈ એટલે જમીનદારોને તો સરકારને મુકરર રકમજ ભરવાની રહી, પરંતુ તેઓ પોતાની રૈયત એટલે ખેડુતો પાસેથી ગમે તેટલું મ્હેસૂલ ઉઘરાવતા. આ જુલમ બંધ કરવાને માટે ખેડુતો પાસેથી વખતોવખત સરકાર જે ઠરાવે તેજ મ્હેસૂલ લઇ શકે એવું જે કાયદાથી નક્કી થયું તે કાયદો.

બેરીસ્ટરને રોકવામાં આવ્યો હતો. છતાં નવમાંથી પાંચમાં ઠર્યું કે કોઠીવાળાનો ગળીની ખેતી કરાવવાનો કાંઈ હક, તેમની અને ખેડુતોની વચ્ચે જે જમીનદાર અને રૈયતનો સંબંધ હતો તે સંબંધની રાહે ઉત્પન્ન થતો નથી અને તેથી તેમણે મ્હેસુલમાં કરેલા વધારા ગેરકાયદે છે. પરંતુ ગરીબ બિચારા ખેડુતો ક્યાં દીવાની અદાલતોમાં લડવા જઇ શકે? તેનાં ખર્ચ કયાંથી લાવે અને અદાલતોમાં રોજ દહાડા ભાગે તો ખાય શું? આમ રૈયત બધી આ રાક્ષસી ત્રાસમાંથી છુટવાનો કોઈ આરો નહિ દેખવાથી લાચાર બની બેઠી હતી, ત્યાં સને ૧૯૧૭ ના એપ્રિલમા મહાત્મા ગાંધીજીએ ચંપારણ્યમાં પ્રવેશ કરી તેમના હૃદયમાં આશાનાં કિરણો પ્રકટાવ્યાં.

મહાત્માજીએ ચંપારણ્યમાં જઇને શું શું કર્યું અને છેવટે કેવી રીતે તપાસ કરનારી કમિટી નીમાઈ તે આપણે જોઈ ગયા છીએ. કમિટીએ સારાબેશી એટલે મ્હેસૂલના વધારાના સંબંધમાં એવો નિર્ણય કર્યો કે કોઠીવાળાઓએ જે વધારો કર્યો હોય તેના ૨૬ ટકા ઘટાડી નાંખવા. પટે લીધેલાં ગામો જેને ત્યાં ઠેકા ગામો કહે છે તેમાં કોઠીવાળાઓએ લીધેલી તવાન—ઉચક રકમ—કમિટીએ બિલકુલ ગેરકાયદે ઠરાવી. ઘણા ખેડુતો તો આ રકમ ભરી શકયાજ ન હતા; ન ભરી હોય તેમને કઇ નહિ આપવાનું અને ભરી હોય તેમને કોઠીવાળા ૨૫ ટકા પાછા આવે એમ ઠરાવ્યું. તીનકઠીઆ પદ્ધતિની બાબતમાં કમિટીએ એવું ઠરાવ્યું કે ખેડુતને તે બિલકુલ લાભદાયક નથી અને તેથી એકદમ બંધ થવી જોઇએ. કમિટીના નિવેદન ઉપર કોઠીવાળાઓએ બહુ આક્ષેપો કર્યા, તેમાં પણ મિ. ઇરવિન અગ્રેસર હતો. તેના આક્ષેપોના જવાબ કોઠીવાળાનાજ પ્રતિનિધિ, નીલવર સભાના પ્રમુખ મિ. રીડે આપ્યા ત્યારે મિ. ઇરવિને પોતાની બદનામી થઇ તે બદલનો એક લાખ રૂપીઆનો દાવો મિ. રીડ ઉપર માંડયો! છેવટે કમિટીના નિવેદનને અનુસરીને કાયદામાં ફેરફાર કરવાનો ખરડો ધારાસભામાં રજુ થયો ત્યારે પણ કોઠીવાળાએ લડવાનું ચૂકયા નહિ. પરંતુ બિહારના તે સમયના લેફટેનન્ટ ગવર્નર સર એડવર્ડ ગેઇટને ન્યાય આપવા કહેવું જોઇએ કે તે બહુ દૃઢ રહ્યા અને કોઠીવાળા ફાવ્યા નહિ. નિવેદનની ભલામણો પ્રમાણે ધારાસભામાં સને ૧૯૧૮ ના માર્ચની ૪ થી તારીખે કાયદો પસાર થઇ ગયો.

પરંતુ નીલવરોનો અત્યાચાર આટલેજ ન હતો. રૈયતનાં દુઃખની કહાણી જરા લાંબી અને કરુણ છે. ચંપારણ્યમાં બધાજ ગોરા કાંઈ ગળીનું વાવેતર કરાવનારા નથી. તેઓ બેતીઆ અને રામનગર રાજ્ય પાસેથી ગામો પટે લે છે. એટલે રૈયત પાસેથી મ્હેસૂલ ઉઘરાવે તેમાંથી રાજ્યને ઠરાવી રૂઇએ જે રકમ ભરવાની હોય તે બાદ જતાં જે વધારો રહે તે અને જેટલી જમીન તેમના સીધા અંકુશ નીચે આવે તે ખેડી ખાય એટલો તેમનો હકનો નફો ગણાય. પણ આ ગોરા દલાલ—જમીનદારો આટલે નફે કાંઇ ધરાય? તેમના દેહાત અથવા ઈલાકામાંથી તેઓ જાતજાતના ગેરકાયદે લાગા ઉઘરાવે છે. આવા લાગાને ત્યાંની ભાષામાં અબવાબ કહે છે. અબવાબ લેવાનું સને ૧૭૮૩ ની બંગાળની કાયમ જમાબંધી વખતે ગેરકાયદે ઠરાવવામાં આવેલું છે અને ત્યાર પછી પણ અનેકવાર પેટા કાનુનો અને હુકમોદ્વારા તે ગેરકાયદે જાહેર થએલું છે. પરંતુ ચંપારણ્યમાં તો મ્હેસૂલ કરતાં પણ વધારે સખ્તાઇથી તે વસૂલ કરવામાં આવતા. ખેડુતને કહે કે તારૂં મ્હેસૂલ અથવા માલગુજારી પછી લઇશું પણ પહેલા અબવાબ ધરી દે. આ અબવાબને માટે ખેડુતને કાંઇ પહોંચ પાવતી તો મળેજ નહિ એટલે તેની પાસે પૂરાવો પણ શો હોય કે તે ફરિયાદ કરી શકે? આ અબવાબ પાર વિનાના છે, પણ અહીં તો તો તેમાંના મુખ્ય મુખ્યનોજ ઉલ્લેખ કરીશું. અહીં એટલું કહેવુંજ જોઇએ કે હિંદી જમીનદારો પણ આ અબવાબ ઉઘરાવવામાં ગોરા જમીનદારો કરતાં પાછળ હઠે એવા નથી.

જીલ્લાના ઉત્તર ભાગમાં મુખ્ય અબવાબ પાઇનખર્ચા નો હતો. આ અબવાબ એવી રીતે દાખલ કરવામાં આવેલો કે કોઠીવાળાઓએ પાણીને માટે ન્હેરો ખોદી માટે તેનો ખર્ચ રૈયતે આપવો જોઇએ

હતી આ નહેરો તો તેમણે ખોદી હતી પોતાની કોઠીના લાભ માટે. ખેડુતોને તેના પાણીનો જરાયે લાભ નહોતો મળતો. કેટલીક જગાએ નહેરનો ઉપયોગ કોઠીવાળાને નહિ રહેવાથી નહેર બંધ પણ થઈ ગઈ હતી. છતાં ખેડૂનો ઉપરનો લાગો ઉભોજ હતો. (આ લાગો દર વીઘે રૂ. ૩) નો હતો. આ કેટલો જુલમી હતો તે એટલાજ ઉપરથી જણાશે કે જમીનની માલગુજારી (મ્હેસૂલ) સરેરાશ વીઘે રૂ. ૨) હતું. આ લાગામાંથી કોઠીવાળાઓને એટલી ઉપજ થતી કે આખી નહેરનું ખર્ચ એકજ વર્ષના લાગામાંથી વસુલ થઈ ગયેલાના દાખલા છે.

બીજા લાગા જુદા જુદા નામે ઉઘરાવવામાં આવતા. ત્યાં લાગાને માટે 'આઇ' અને 'અવાબ' શબ્દ પણ વપરાય છે. કોઠીવાળો ઘોડો ખરીદ કરે તો તેના પૈસા કાંઇ ઘરમાંથી આવે? રૈયતેજ પૈસા આપવા જાઇએ. માટે 'ઘોડા—આઇ' રૈયત ઉપર પડે. તેજ પ્રમાણે 'હાથી—આઈ', 'મોટર—આઇ' અથવા 'હુવા—આઈ' ના ભાર નીચે રૈયતનું તો પીસાઇ પીલાઇને મોતજ થતું.

અહીંની માફક ખેડુત જ્યાં સુધી મ્હેસૂલ ભર્યા કરે ત્યાં સુધી તેની જમીન વંશપરંપરા તે ભોગવી શકે, જમીનદાર તેમાં કાંઈ દખલ કરી શકે નહિ—એવો બંગાળ ટેનન્સી એક્ટ પ્રમાણે ત્યાં કાયદો છે. છતાં બાપ મરી જાય અને છોકરો જમીનના ખેડુ—હકનો માલીક થાય ત્યારે તેને 'બાપા—આઇ—પુત—આઇ' નામનો લાગો કોઠીવાળા નામદારને આ-પવો પડે. વિધવા પુનર્લગ્ન કરે ત્યારે તેને 'સગૌરા' નામનો લાગો આપવો પડતો. છોકરીના લગ્ન વખતે 'મર્વાચ' નામનો લાગો આપવો પડે અને શેલડી પીલવાનું કોલું કોઇ રાખે તેને 'કોલુ—આવાત' આપવું પડે, આ ઉપરાંત કોઠીવાળા નાચ—પાર્ટી કરે, અથવા સાહેબની મડમ માંદી પડે અને દવા દારૂ કરવા અથવા ઑપરેશન કરાવવા એને કલકત્તા મોકલવી પડે અથવા સાહેબના છોકરાને વિલાયત ભણવા મોકલવાનું થાય ત્યારે તેનું ખર્ચ પણ લાગા નાંખીનેજ રૈયત પાસે ઉઘરાવી લેવામાં આવે! રૈયતના તહેવારના દિવસો પણ ખાલી ન જાય. દીવાળી, દશેરા, રામનવમી એ બધા દિવસે પણ રૈયતને લાગાનું લફરૂં તો ખરૂંજ.

મહાત્માજી ત્યાં પહોંચ્યાં તે પહેલાં આ અબ વાબ બંધ થવા બાબત તજવીજ ચાલી હતી અને કેટલેક સ્થળે સરકાર તે બંધ કરાવવામાં ફતેહમંદ પણ થઈ હતી. અલબત તપાસ કરવા નીમાયલી કમિટીએ તો આ 'અબવાબ' લેવાનું એકદમ બંધ થવુંજ જોઇએ એવી ભલામણ કરીજ અને તે સાથે ઉમેર્યું કે 'અબવાબ' લેવા એ ગુન્હો ગણવો જો-ઇએ. બંગાળ ટેનન્સી ઍક્ટ પ્રમાણે પોતાની પાસેથી અબવાબ લેવા બદલ કોઇ ખેડુત દાવો માંડે તો તેને નુકસાની અપાવવી એવું તો હતુંજ, પણ તેનો લાભ રૈયત લઇ શકતી નહતી માટે કમિટીએ એવી ભલામણ કરી કે કારોબારી અમલદારોને અબવાબ લેવાય છે એવી ખબર પડે તો એને ગુન્હો ગણી તે બાબત તપાસ કરી અબવાબ લેનારને સજા કરવાની સત્તા આપવી જોઇએ.

આ ઉપરાંત રૈયતનાં દુઃખો વેઠ બાબતના તથા પૂરતી મજુરી નહિ મળવા બાબતનાં હતાં. કોઠીવા-ળાઓને મજુરો, ગાડાં, હળ તથા બળદની તો વા-રંવાર જરૂર પડતી અને રૈયતની હમેશ ફરિયાદ હોય કે અમારી પાસેથી મજુરી લેવામાં આવે છે તથા અમારાં ગાડાં વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે તેના પૂરતા દામ અમને મળતા નથી. ઘણી વખત તો રૈયતને કાંઇજ મહેનતાણું કે ભાડું ન મળે એવું પણ બનતું અને જ્યારે કાંઈ થોડું મળે ત્યારે પણ કોઠીના મુકાદમોની તેમાં દસ્તુરીનો હોયજ. જુદી જુદી કોઠીમાં મજુરીના દર જુદા જુદા રહેતા. વધારે સખત અને જુલમગાર કોઠીઓમાં મજુરીના દર રોજના એથી ત્રણ પૈસા પણ હતા. ગાડાંની બાબતમાં કો-ઠીવાળા રૈયતને થોડીક રકમ ધીરીને જ્યારે જોઇએ ત્યારે તેણે ગાડું કોઠીને વાપરવા આપવું એવા વીસ વીસ વર્ષના કરાર કરાવી લેતા. કોઠીવાળાને તો વર્ષમાં ચાર અથવા પાંચ માહિના ગાડાંનો ખપ પડે અને ત્યારેજ કાંઈ પણ ભાડું આપે પણ ખેડુ-

તને તો બળદને બારે મહિના ખવડાવવુંજ પડે અને ગાડું વાપરવા બદલ કોઠીવાળા જે ભાડું આપતા તે પણ બહુ જૂજ હતું. જો રૈયત ગાડું આપવામાં કસૂર કરે તો તેની પાસેથી ભારે નુકસાની વસુલ કરવામાં આવતી. હળ અને બળદ વાપરવા લઇ જાય ત્યારે પણ બહુ જુજ ભાડું આપે અને ઘણી વાર તો કાંઈ ન આપે. આમાં વિશેષ ત્રાસ તો એ હતો કે ખેડુતને પોતાનીજ જમીન ખેડવા માટે હળ અને બેલની ખાસ જરૂર હોય અને જે વખતે ગમે તેટલું ભાડું આપતાં પણ તે હળ કે બેલ આપે નહિ તેવે વખતે પણ કોઠીવાળા જબરદસ્તીથી ખેડુત પાસેથી હળ અને બેલ લઇ જતા. આ બધાં દુઃખો ખેડુતો બિચારા પોસ પોસ આંસુએ રડીને વર્ણવતા. તેમાં પણ રખેને એકજ પક્ષની વાત સાચી માનીશું તો અન્યાય થઈ જશે એમ બ્હીનારા માણસો ભલે થોડી અતિશયોક્તિ માને. પણ તેના અમુક ટકા બાદ કરતાં પણ આ દુઃખો માણસનું જીવન ઝેર કરી નાંખે એવાં છે. આ બાબતમાં કમિટીએ એવી ભલામણ કરી હતી કે નીલવર સભા અને તે વિભાગના કમિશનરે મળીને મજુરી તથા ભાડાના ઓછામાં ઓછા અમુક દર ઠરાવવા જોઇએ. ગાડાં પૂરા પાડવાના લાંબી મુદતના કરારો પણ ન કરવા દેવામાં આવે અને યોગ્ય મજુરી તથા ભાડું મળે તે માટે બીજા જે ઉપાયો લેવા જરૂરી જણાય તે પણ લેવામાં આવે એવી તેમની વિશેષ ભલામણ હતી.

આ ઉપરાંત ખેડુતોની એક ફરિયાદ એ હતી કે તેમની જમીન ઉપરનાં ઝાડ કોઠીવાળાઓ તેમને કાપવા દેતા નહિ. બંગાળ ટેનન્સી ઍક્ટ પ્રમાણે તથા હાઈકાર્ટના ચુકાદાઓ પ્રમાણે એવો ધારો હતો કે જો કોઇ એવો ખાસ રિવાજ સાબીત કરવામાં ન આવે તો ખેડુતને ઝાડ કાપી નાંખવાનો અધિકાર છે એમ ગણી લેવું, પરંતુ કોઠીવાળાઓએ એમ ચલાવ્યું કે ખેડુતો ઝાડ કાપી ન શકે એવો રિવાજ ત્યાં છે. આને પરિણામે ખેડુતો બિચારા હળ સમારવું હોય કે ઘરમાં કાંઇ ઉપયોગ હોય તો તે માટે ઝાડની ડાળ સરખી કાપી શકતા ન હતા, એટલુંજ નહિ પણ કોઈ કોઇ વાર તો કોઠીવાળાએ કોઇ ખેડુતને કાંઈ કારણસર પજવવો હોય તો ઝાડની ડાળ કાપવાનો આરોપ મૂકી તેના ઉપર ફોજદારી કેસ કરતા કમિટી આ બાબતમાં કંઇ રાહત આપી શકી નહિ. વળી ખેડુતોનાં મરી ગયેલાં ઢોર ના ચામડાં ઉપર પણ કોઠીવાળાઓ હક કરતા હતા. ઢોરનાં ચામડાં ભરવા કેટલાક કોઠીવાળાઓએ તો વખારો રાખી હતી અને કેટલાક પોતાની જમીનદારીમાં મરેલાં ઢોરનાં ચામડાં એકઠાં કરવાનો હક ભાડે આપતા હતા. રૈયતને આ એક ભારે હાડમારીરૂપ લાગતું હતું. પહેલાં ગામના ચમારને જ્યારે તેઓ મરી ગયેલું ઢોર આપી દેતા ત્યારે તેના બદલામાં તે તેમને જોડા સીવી આપતો, બળદનાં જોતર વગેરે કરી આપતો અને ચામડાના પટા બટા કાંઈ જોઈતા હોય તો આપતો. વળી ચમારની સ્ત્રી દયાણીનું કામ કરતી. પણ જ્યારથી ચમારોને ચામડાં મળતાં બંધ થઇ ગયાં ત્યારથી તેમણે આ કામ કરવાં બંધ કરી દીધાં. કોઠીવાળાઓ આ ચામડાં પણ રીવાજની રૂએ માગતા. કમિટીએ બેતીઆ રાજમાં તો આ રીત બંધજ કરવા અને રામનગર રાજ્યમાં વધુ તપાસ કરવા ભલામણ કરી.

ચમ્પારણ્યનાં ખેડુતોનાં આવાં ઝીણાં ઝીણાં દુઃખો ગણાવતાં પાર આવે એમ નથી. પહેલાં ફરીદપુરના એક ગોરા મૅજીસ્ટ્રેટે ગળીના જુલમ બાબત ટીકા કરતાં કહેલું કે 'ઈંગ્લંડ ગળીની પેટીઓ પહોંચે છે તેમાં એક પણ એવી નહિ હોય કે જે મનુષ્યના લોહીથી ખરડાયલી ન હોય.' આ કોઇ પાદરીએ કહ્યું હશે એમ માની નીલવરો પાદરીઓની બહુ બદનામી કરતા. પણ આજ મૅજીસ્ટ્રેટને બંગાળ ની ગળીની ખેતી બાબત તપાસ કરવા નીમાયેલા એક કમિશન સમક્ષ જુબાની આપવાની આવી ત્યારે તેણે કહ્યું કેઃ 'એમ કહેવામાં આવે છે કે આ તો એક કલ્પિત વાત છે. પણ એ કથન ખાટુંજ છે અને ફરીદપુર જીલ્લાના મૅજીસ્ટ્રેટ તરીકેના મ્હારા અનુભવને પરિણામે હું કહેવા તૈયાર છું કે એ વાક્ય મેં તેના પૂરેપૂરા અને વ્યાપક અર્થમાં વાપર્યું છે.

મૅજીસ્ટ્રેટ તરીકે મારી સમક્ષ ઘણા એવા ખેડુતો આવ્યા છે જેમનાં શરીર ભાલાથી છેદાયલાં હતાં. મિ. ફોર્ડ નામના નીલવરે જેના ઉપર ગોળીબ્હાર કરેલો એવો ખેડુત મારી સમક્ષ રજુ થયેલો છે. ભાલાથી મારી નાંખ્યા પછી જેમની લાસ તરફે કરી હોય એવા બનાવની પણ મારે દફતરે નોંધ છે, આવી રીતે ગળીનું વાવેતર કરવાની પદ્ધતિ મારે મન તો કેવળ ખુનામરકીની પદ્ધતિજ છે.'

કોઠીવાળાના આવા જુલમ નીચે રહેવાથી ચંપારણ્યની રૈયત ઉપર જે માનસિક અને નૈતિક માઠી અસર થઈ છે તે આ અત્યાચારોના કરતાં પણ વિશેષ ખરાબ છે. રૈયત કોઠીવાળા સાહેબ અને તેમના નોકરોથી ફફડતોને ફફડતીજ રહે. તેમની દશા મૂગાં પશુ કરતાં પણ અધમ થઇ ગઇ છે અને તેથીજ આટલાં વર્ષો સુધી આવા અત્યાચારો તેઓ સહન કરીને હજી જીવતા રહેલા છે. બાકી ઘણા ખેડુતોના જીવનમાં અને મરણમાં કાંઇ ઝાઝો ફેર નથી. આવી જડ અને અધમ દશાને તેઓ પામ્યા તેમાં કોઠીવાળાઓ જેટલા જવાબદાર ગણાય તેટલા જ આ લોકો પણ જવાબદાર તો ખરાજ. આવા સત્વહીન લોકોનું રક્ષણ કાયદો પણ શું કરી શકે ? પણ આવા લોકોમાંજે મહાત્માજી ચંપારણ્યમાં ગયા તે પહેલાંની તેમની સામાજિક સ્થિતિ વિષે જાણીએ અને બિહાર અત્યારની હિલચાલમાં જે ફાળો આપી રહ્યું છે તેનો વિચાર કરીએ તો ચંપારણ્યમાં મહાત્માજીએ કરેલી કામગિરીનો આપણે કાંઇક ખ્યાલ બાંધી શકીએ.

( અપૂર્ણ )

નરહરિ દ્વારકાદાસ પરીખ.

---

# પ્રાચીન સાહિત્ય*

સાહિત્યકારોએ કવિતાને કાન્તા સાથે સરખાવી છે. શાસ્ત્રકારોએ કુટુંબમાં સ્ત્રીની જે પ્રતિષ્ઠા કલ્પેલી છે તેજ સંસ્કારી જીવનમાં સાહિત્યની પણ છે. જે સમાજ સ્ત્રીની પ્રતિષ્ઠા ભૂલી જાય છે તેને સાહિત્યની કદર પણ ક્યાંથી હોય ?

આખો જન્મારો જે માણસ વ્રત વૈકલ્યમાં ગાળે છે તેને આપણે ક્યાં હતા અને ક્યાં જઇએ છીએ તેનું ભાન નથી રહેતું. ભૂત અને ભવિષ્ય બન્ને એને માટે શૂન્ય છે. આપણા ટીકાકારોનું શું આવુંજ થઈ ગયું હશે ? સંસ્કૃત સાહિત્યનું રહસ્ય બતાવનાર ટીકાકારો ઓછા થયા નથી. સાહિત્યક્ષેત્રનું જો કુરુક્ષેત્ર કરવું હોય તો આપણી ટીકાકારોની ફોજ ગમે તે દેશને હરાવે એવડી છે. પણ સાહિત્યનું વ્યાપક દૃષ્ટિએ અવલોકન કરવાનું કોઇને સૂઝ્યુંજ નહિ. કાલીદાસ જેમ પુષ્પકવિમાનમાં બેસી લંકાથી અયોધ્યા સુધીના પ્રદેશનું વિહંગદૃષ્ટિએ નિરીક્ષણ કરી શક્યો, અથવા યક્ષની દશા બાઇને રામગિરિથી અલકાપુરી સુધી મેઘને મોકલી શક્યો તે રીતે એક પણ ટીકાકારને સાહિત્યખંડનું સમગ્ર અવલોકન કરવાનું સૂઝ્યું નહિ. વીણા જેમ દશ પાંચ માણસનુંજ રંજન કરી શકે છે, તેનું સંગીત કોઇ મહાસભામાં વ્યાપી શકતું નથી તેજ પ્રમાણે ટીકાકારોની દૃષ્ટિ પણ એક સંપૂર્ણ શ્લોકની બહાર પ્રવેશતી નથી. બહુ બહુ તો નાંદીનો શ્લોક સંપૂર્ણ નાટકના વસ્તુને કેવી રીતે સુચિત કરે છે એટલું બતાવી દીધું એટલે ટીકાકાર કૃતાર્થ થાય છે. આ-

* કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના પ્રાચીન સાહિત્ય સંબંધી કેટલાક લેખોનો ગુજરાતીમાં અનુવાદ રા. મહાદેવ દેસાઇ અને રા. નરહરિ પરીખે કર્યો છે. અને તે અત્રેના પુરાતત્ત્વ મંદિરે પ્રકટ કર્યો છે. ( પૃષ્ઠ ૧૨૫ કિંમત ૧૨ આના). તેને ઉદ્દેશીને આ લેખ લખાયો છે તંત્રી.

પણ સાહિત્યમીમાંસકો પણ જેટલા ઉંડાણમાં ઉતરી શક્યા છે તેટલા વિસ્તારથી નિહાળી શક્યા નથી. એક શ્લોકની અંદર દશ પાંચ અલંકારની સંસૃષ્ટિ સિદ્ધ કરી શકે છે. પણ એકાદ આખું મહાકાવ્ય કે ખંડકાવ્ય એકરાગ કેવી રીતે છે, તેનો આત્મા શામાં રહેલો છે એ ચૈતાવવાની તેઓ પોતાની ફરજ નથી માનતા. અપવાદરૂપ એક ક્ષેમેન્દ્ર ગણાય. આ કાશ્મીરી મહાકવિએ અલંકાર અને રસ ઉપરાંત ઔચિત્યનું મહત્ત્વ બતાવી દીધું છે. તેણે એકજ કવિના એકજ શ્લોકનો રસ નીતારવાને બદલે સંસ્કૃત સાહિત્યમાં વિખ્યાત એવા બત્રીસ કવિઓની ભિન્ન ભિન્ન કાવ્યકૃતિઓ લઇ તેના ગુણદોષનું વિવેચન કર્યું છે. આ નિષ્પક્ષ કવિ દોષ બતાવતી વખતે પોતાના દોષો પણ ધ્યાનમાં લેવા ચૂક્યા નથી છતાં એક સંપૂર્ણ નાટક કે કાવ્ય લઇ તેનું રહસ્ય તપાસવાની કલ્પના ક્ષેમેન્દ્રને પણ સૂઝી ન હતી. એની દૃષ્ટિએ ઔચિત્ય હતું–

पदे वाक्ये, प्रबन्धार्थेगुणेऽलंकरणे, रसे,
क्रियायां, कारके, लिंगे, वचने च विशेषणे,
उपसर्गे, निपाते च, काले, देशे, कुले, व्रते,
तत्त्वे, सत्वेप्यभिप्राये, स्वभावे, सारसंग्रहे,
प्रतिभायां, अवस्थायां, विचारे नाम्न्य
थाशिषि
काव्यस्यांगेषु च प्राहुरौचित्यं व्यापि
जीवितम् ॥

આટલેજ ઠેકાણે 'ઔચિત્ય વિચારચર્ચા' કરી કવિ અટકી ગયો છે. રવીન્દ્રનાથે આપણને સાહિત્ય તરફ જોવાની નવી દૃષ્ટિ આપેલી છે.

જેમ નાટક એ કાવ્યનો નિષ્કર્ષ છે તેજ પ્રમાણે કવિ પણ સામાજિક જીવન, રાષ્ટ્રીય આકાંક્ષા, જાતીય આદર્શ અથવા પ્રજાકીય વેદનાની સ્વયંભૂ મૂર્તિ છે. એકાદ ભટ્ટ નારાયણ જ્યારે વેણીસંહાર લખે છે ત્યારે દ્રૌપદીનો ક્રોધ, ભીમની પ્રતિજ્ઞા, કર્ણનો મત્સર અને અશ્વત્થામાની બળતરા ચિતરવા ઉપરાંત રાષ્ટ્રીય ઉત્થાન અને પતનની મીમાંસા પણ પોતાની ઢબે કરવા માગે છે. કાળિદાસ જ્યારે રઘુવંશ લખવા બેસે છે ત્યારે ફક્ત રઘુના કુળનીજ નહિ પણ અખિલ આર્ય સંસ્કૃતિની પ્રકૃતિ અને વિકૃતિ તે ચિતરવા માગે છે.

આપણા કવિઓની કૃતિ તરફ ઐતિહાસિક અથવા સામાજિક દૃષ્ટિએ જોવાની વૃત્તિ ભલે પાશ્ચાત્ય લોકોએ આપણને સૂચવી હોય પણ રવીન્દ્રનાથનું આર્ય હૃદય આર્ય દૃષ્ટિએજ સંસ્કૃત સાહિત્ય તરફ જોઇ શક્યું છે. કોઈ સમર્થ ચિત્રકાર પોતાની પીંછીનાં દશપાંચ લીસોટાથીજ સંપૂર્ણ ચિત્રનું સૂચન કરી શકે છે તેજ પ્રમાણે રવીન્દ્રનાથે જુદા જુદા ભિન્ન ભિન્ન પ્રસંગે લખેલા પાંચ સાત નિબંધોથી સંસ્કૃત સાહિત્ય એટલે શું, સંસ્કૃત કવિનું હૃદય કેવું છે, હિંદુસ્તાનનો ઇતિહાસ કયો પુરુષાર્થ લઇ બેઠો છે એ બધું બતાવી દીધું છે. સંસ્કૃત કવિઓમાં ઐતિહાસિક દૃષ્ટિ ભલે ન હોય પણ તેમનામાં ઐતિહાસિક હૃદય તો જરૂર છે. સામાજિક સુખદુઃખનો પડઘો તેમના હૃદયમાં જરૂર પડે છે. રાષ્ટ્રના ઉત્કર્ષ સાથે તેઓ આનંદિત થાય છે, રાષ્ટ્રની મૂર્છા સાથે તેઓ મૂર્છિત થાય છે, લોકોનો અધઃપાત જોઈ તેમનું હૃદય રડે છે અને તેમ થાય છે ત્યારે પ્રેમાળ અને મનોહારી વચનોથી તેઓ સમાજને ચેતવવા માગે છે.

જ્યાં શાસ્ત્રોનું ગજું નથી ચાલતું, જ્યાં નીતિશાસ્ત્રકાર ऊर्ध्वबाहुर्विरोम्येष न च कश्चिच्छृणोति मे । એવું અરણ્ય રૂદન કરે છે ત્યાં કવિઓ પોતાની સહૃદયતાથી સમાજનું હૃદય જગાડી સમાજને ઉન્નતિને પંથે ચ્હડાવે છે. મનુ, યાજ્ઞવલ્ક્ય, પરાશર અને એમની જાતના અનેક સ્મૃતિકારો સમાજ ઉપર જે અસર કરી ન શક્યા તે અસર લૂટારાઓનો સરદાર કોળી વાલ્મીકિ એક અમર કાવ્ય દ્વારા કરી શક્યો છે. પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો લખી શ્રી શંકરાચાર્યે જે દિગ્વિજય મેળવ્યો તેના કરતાં 'ષટ્પદી' જેવાં સુંદર સ્તોત્રો લખી તે મહા પરિવ્રાજકાચાર્યે મ્હોટો દિગ્વિજય સંપાદન કરેલો છે. શાસ્ત્રાર્થ કરતી વખતે શંકરાચાર્યને ખંડનમંડન કરી વિરોધીઓની બુદ્ધિ ઉપર જબરદસ્તીથી વિજય મેળવવો પડ્યો, પણ જ્યારે તે પરમહંસ પોતાના સુંદર શ્લોકોનો આલાપ કરતા હશે ત્યારે લોકહૃદય

સ્વેચ્છાથી રાજીખુશીથી પિંજરામાં પકડાયું હશે. આવા કવિઓનું હૃદ્‌ગત પ્રગટ કરવાને માટે તેમના જેટલાજ સમર્થ કવિઓની જરૂર હતી. બાર વર્ષ વ્યાકરણ ભણી, બીજાં બાર વર્ષ ન્યાયનાં છોતરાંછાલાં ઉખેડી, ત્યાર પછી સાહિત્યશાસ્ત્રની 'સર્જરી' શીખી તૈયાર થયેલાં ટીકાકારોનું તે કામ નથી.

જેમ ન્યૂટન અને કેપ્લરનો જન્મ થયો ત્યારે બ્રહ્મદેવને, સૃષ્ટિ રચ્યાંનું ફળ મળી ગયું, એમ થયું હશે તેમજ વાલ્મીકિ, ભવભૂતિ, ભાસ, કાલિદાસ જેવા કવિઓએ રવીન્દ્ર જેવો સમાલોચક મળવાથી, अद्य मे सफलो जन्म अद्यमे सफलाः क्रियाः। એવી કૃતાર્થતા અનુભવી હશે. કાલ નિરવધિ છે અને પૃથ્વી વિપુલ છે, એ આપણા કવિઓની શ્રદ્ધા રવીન્દ્ર જેવો સમાનધર્મા જોઈ ચરિતાર્થ થઈ હશે

જ્યારે જુના ટીકાકારોએ આપણને જોઇતી સૃષ્ટિ આપી નહિ, ત્યારે આપણા પાશ્ચાત્ય પંડિતમન્ય અધ્યાપકોએ આપણને અવળીજ દૃષ્ટિ આપી. યુરોપીઅન આદર્શ પ્રમાણે હિંદી ઇતિહાસમાં કશું નથી, યુરોપીઅન વિવેક પ્રમાણે હિંદી કાવ્યો હમેશાં ઉતરતાં જણાય એજ એમની શીખામણ. એટલુંજ નહિ પણ क्षौमंकेनचिदिन्दुपाण्डु तरुणा જેવો શ્લોક જે સમાજમાં નિર્માણ થયો, જે સમાજ કિલ્લાઓની દિવાલમાં નહિ પણ વન ઉપવસનના ખોળામાંજ ઉછરેલો છે, તે સમાજના કવિઓને નિસર્ગ નીહાળવાનાં નયનો નથી એમ કહેવાની પણ પણ તેઓ અને તેમના શિષ્યો ધૃષ્ટતા કરતાં અચકતા નથી. સીદી માણસ પોતાના જેવો વર્ણ અને પોતાના જેવું નાક અને હોઠ જેનાં નથી હોતાં તેને કોઈ દિવસ સુંદર નથી ગણતો.

હિંદુસ્તાનનો ઇતિહાસ ઉજ્વળ છે, વ્યાપક છે, રહસ્યપૂર્ણ છે. માત્ર તે યુરોપીઅન ઇતિહાસથી તદ્દન જુદો પડે છે, અને તે સરકારી ભોંયરામાં કે તવારીખોમાં મળતો નથી પણ પ્રજાજીવન જે દિશામાં વહે છે તે પ્રદેશના સાહિત્યમાંજ મળી શકે છે એ, રવીન્દ્રનાથે આપણને બતાવ્યું છે. આપણું થિયેટર જાત જાતનાં ઉપકરણોથી વાઈટવે લેડ્‌લૉ કંપનીની 'શોરૂમ' આપણને નથી બતાવતા એનું કારણ આપણું જંગલીપણું નથી, પણ યુરોપીઅન ટીકાકારોના ધ્યાનમાં પણ ન આવી શકે એવી સર્વોચ્ચ અભિરુચિ તે સૂચવે છે એ પણ રવીન્દ્રનાથનેજ કહેતું પડ્યું. કાલિદાસનો મેઘ યક્ષનો સંદેશો અલકાપુરી લઈ ગયો કે નહિ એ આપણે નથી જાણતા પણ રવીન્દ્રનાથે તેનેજ પોતાનો દૂત બનાવી તેની મારફતે આપણને પ્રાચીન સમયના ભારતનો સાક્ષાત્કાર કરાવ્યો છે. રાષ્ટ્રીય હૃદય જેને સ્વીકારે છે તે કાવ્ય પણ ઈતિહાસનો દરજ્જો પ્રાપ્ત કરી શકે છે એ તેમણે રામાયણ મીમાંસા કરી સિદ્ધ કર્યું છે. આમ અનેક રીતે સંસ્કૃત સાહિત્યનું તેમણે ઉદ્‌ઘાટન કર્યું છે.

પણ રવીન્દ્રનાથની પ્રતિભા ખાસ સોળે કળાએ પ્રગટ થઈ છે, એમના કુમારસંભવ અને શાકુન્તલ ઉપરના નિબંધોમાં. જર્મન કવિ ગટેની એકશ્લોકી ટીકા લઈ રવીન્દ્ર ઉપડ્યા છે અને શાકુન્તલ એ કાલિદાસની સંપૂર્ણ કૃતિ કેવી રીતે છે એ તેમણે પોતાની અલૌકિક શક્તિથી સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે. શેક્સપિયરના 'ટેમ્પેસ્ટ' સાથે શાકુન્તલને સરખાવી કાલિદાસની અભિરૂચિ કેટલી શ્રેષ્ઠ છે તે બતાવવાનો તેમણે યોગ સાધ્યો છે. શાકુન્તલ ઉપરનો નિબંધ એક અપૂર્વ યોગ છે. કાલિદાસ, ગટે, શેક્સપિયર અને રવીન્દ્રનાથ આ ચાર પ્રતિભાસંપન્ન વિશ્વવિખ્યાત મહાકવિઓનું કણ્વાશ્રમમાં મિલન કાંઈ સામાન્ય વસ્તુ નથી. કવિઓની વાણીમાં કલ્પનાના ગમે તેટલા ફુવારા ઉડતા હોય તો પણ તે ખાલી કલ્પનામય નથી હોતી. એની પાછળ વ્યક્તિગત કે સમાજગત જીવનરહસ્યનું તત્વજ્ઞાન સમાયલું હોય છે એ વાત રવિન્દ્રનાથેજ સહુથી પ્રથમ આમલો સંપૂર્ણતાથી પ્રગટ કરી છે. સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને સૌન્દર્યશાસ્ત્ર—એના અન્તિમ સિદ્ધાન્તોને તર્કની સુંચણીમાંથી બચાવી પોતાની અપૂર્વ પ્રતિભાથી પ્રથિત કરી કવિઓ જીવન જેવી એક સંપૂર્ણ અને સજીવ કૃતિ નિર્માણ કરે છે. જે અહિં છે તે ત્યાં છે, જે ત્યાં છે તે અહિં છે: સૃષ્ટિ સઘળી એકરૂપ છે, એ ઋષિઓએ જોયેલો સિદ્ધાન્ત કવિઓ આપણી આગળ મૂર્તિમાન ઉભો કરે છે. સંસ્કૃતમાં

કવિ શબ્દથી જે ભાવ મનમાં ઉદ્‌ભવે છે તે અંગ્રેજી 'પોએટ' માં નથી. કવિ એટલે દ્રષ્ટા. જે જીવનરહસ્ય જુએ છે, જેને દૃષ્ટિ પર સૃષ્ટિ બન્ને સરખીજ પ્રત્યક્ષ છે, જે અતિવાદમાં ઉતરી શકે છે, જે આ દુનિયામાં રહેતાં છતાં આ દુનિયાનો નથી, તે કવિ. જે ચર્મચક્ષુને દેખાતું નથી, તર્કદૃષ્ટિથી જેનું આકલન થતું નથી, વ્યાવહારિક દુનિયામાં જેને માટે પ્રમાણ મળતું નથી એવા અતીન્દ્રિય, સૂક્ષ્મ અને સ્વસંવેદ્ય એવા અનુભવોનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરી શબ્દ અથવા વર્ણ જેવા મર્યાદિત સાધન દ્વારા તે બધું બીજાને માટે પણ જે પ્રત્યક્ષ કરી શકે છે તે કવિ. આ સૃષ્ટિની પાછળ રહેલી, બાહ્ય સૃષ્ટિ તેમજ અંતઃસૃષ્ટિની પાછળ રહેલી ઇશ્વરી યોજના, ઇશ્વરી લીલા અને ઇશ્વરી આનંદનો જે સાક્ષાત્કાર કરી શકે છે, તે કવિ વૈદિક ઋષિઓ જ્યારે ઈશ્વર સ્તુતિની ઉર્મિના શિખરે પહોંચી જાય છે ત્યારે પરમેશ્વરનેજ કવિ નામથી સંબોધે છે. આ સૃષ્ટિને ઇશ્વરનું કાવ્ય કહે છે, અને તેથી કવિ એટલે સૃષ્ટિનું રહસ્ય જાણનાર એજ સીધો અર્થ નક્કી થઇ જાય છે. કાલિદાસે જીવનનું રહસ્ય કેવી રીતે જોયું હતું એ ન જાણ્યું મલ્લિનાથે કે ન જાણ્યું રાઘવભટે. એ રહસ્ય તો જાણે ગટે અથવા રવીન્દ્રનાથ.

કવિઓની કૃતિ ઉપર ટીકા કરનાર તો ઘણા થઇ ગયા છે, પણ 'કાવ્યેર ઉપેક્ષિતા'માં રવીન્દ્રનાથે જે રસિકતા અને દાક્ષિણ્ય બતાવેલું છે તે તો અપૂર્વજ છે. કાવ્યેર ઉપેક્ષિતા એ જેટલું અસાધારણ અપ્રતિમ કાવ્ય છે, ટીકા છે તેટલુંજ તે એક, રવીન્દ્રનાથ બીજા નિબંધો ન લખત અને આ એકજ નિબંધ લખત તો પણ સાહિત્યરસિકો તેની કાવ્યશક્તિનો યથાર્થ આંક બાંધી શકત. 'કાવ્યેર ઉપેક્ષિતા' માં પત્રલેખાનું વિવેચન કરનાર કવિએજ 'ચોખેર વાલિ' તથા 'નૌકાડૂબી' એ નવલકથાઓ લખેલી છે, એ અનુમાન કોઇ પણ બીજા પ્રમાણ વગર નીકળે એવું છે.

આપણા કવિઓ સૃષ્ટિનું નિરીક્ષણ કર્યા વગર વાસી થયેલી ઉપમાઓ વાપરે છે એમ કહેનાર લોકો પોતેજ નથી કરતા સૃષ્ટિનું નિરીક્ષણ અને નથી કરતા સંસ્કૃત કાવ્યનું યથાર્થ પરીક્ષણ. તેઓ જો રવીન્દ્રનાથનો કાદમ્બરીચિત્રવાળો નિબંધ વાંચશે તો જરૂર તેમનો ભ્રમ ભાંગશે. બાણભટની કાદંબરી એ સાહિત્યકારો જેને નારીકેલપાક કહે છે તેનો સરસમાં સરસ દાખલો છે. જે માણસે હિમાલય જેવો પર્વત અને મેઘના કે પદ્મા જેવી નદી જોયેલી છે, જે માણસે પુષ્પો, પક્ષીઓ, તારાઓ અને છોકરાઓ સાથે રમવામાં વર્ષો ગાળ્યાં છે, તેજ બાણભટના કાવ્યકાન્તારમાં ગેંડાની પેઠે અકુતોભય સંચાર કરી શકે, વનવરાહની પેઠે ત્યાં મુસ્તાક્ષતિ કરી શકે, હરિણીની પેઠે કલ્પનાતૃણાંકુરને અર્ધવિલિઢ કરીને આમ તેમ ફેંકી શકે છે અથવા અભિનય મધુલોલુપ ભ્રમરની પેઠે સ્વૈરવિહાર કરી શકે છે. સંસ્કૃત સાહિત્યમાં અંતઃસૃષ્ટિ અને બાહ્ય સૃષ્ટિનું જે સાંરૂપ્ય અને તાદાત્મ્ય છે તેનો સંપૂર્ણ વારસો રવીન્દ્રનાથને મળેલો છે તેથીજ કાલિદાસ, બાણભટ ને વાલ્મીકિ જેવા કવિઓ પુત્રસંક્રાંતલક્ષ્મીક પિતાની પેઠે કૃતાર્થ થયા છે.

હિંદુસ્તાનમાં 'યુનિવર્સિટી' સ્થાપન થઇ ત્યારથી દરેક ગ્રંથનું બહિરંગ પરીક્ષણ કરવાનો રિવાજ બહુજ વધ્યો છે. કાલ નક્કી કરવો, પાઠભેદની મીમાંસા કરવી, પ્રક્ષિપ્તવાદ ઉઠાવવો અને ગ્રંથકારના જો અનેક ગ્રન્થો હોય તો દરેક ગ્રંથનો કર્તા એકજ નામના અનેક ગ્રંથકારો થઇ ગયા એનો ઉહાપોહ આપણે ઠીક કરતા થઇ ગયા છીએ. સત્યાન્વેષણની દૃષ્ટિએ તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ આ બધું જરૂરનું અને મહત્વનું છેજ. પણ જો બગીચાની લંબાઇ પહોળાઇ, તેની અંદરના ઝાડોની વિગત અને સંખ્યા વગેરે બધું તારવી કહાડવામાં આખો વખત ગાળી જો આપણે ફૂલોની સુગંધ અને ફળોનો આસ્વાદ લેતાં ભૂલી જઇએ તો દુષ્યન્તના જેવો રસિક આપણને જરૂર કહેઃ **इन्द्रियैर्वंचितोऽसि.**

આજે આપણે કેળવણીનો આદર્શ અને કેળવણીની પદ્ધતિ ફેરવવા માગીએ છીએ. પાશ્ચાત્ય આદર્શને ગુરૂસ્થાને મૂકી, તે ગુરૂદૃષ્ટિએ સંસ્કૃત સાહિ-

ત્યની તપાસ આપણે નથી કરવા માગતા. આપણે આપણા પ્રાચીન કવિઓ પાસે શિષ્યભાવે સમિધપાણિ જવા માગીએ છીએ, આસ્તિક જિજ્ઞાસાથી તેમને સવાલ પૂછવા માગીએ છીએ એવે પ્રસંગે જેને માટે આપણે મગરૂર છીએ એવા આપણા કવિ સમ્રાટે સંસ્કૃત સાહિત્યવિષે જે કહ્યું છે તે જાણવાની અત્યંત જરૂર છે. એટલા માટેજ વિદ્યાપીઠે રવીન્દ્રનાથના પ્રાચીન સાહિત્ય નામના નિબંધો અભ્યાસક્રમમાં રાખેલા છે. રંગભૂમિ ઉપરનો નિબંધ આજ વિષયને લગતો હોવાથી તેમના 'વિચિત્ર પ્રબંધ' માંથી અહિં લીધેલો છે.

મૂળ ગ્રંથના આ ગુજરાતી અનુવાદ વિષે બે શબ્દ કહેવાની જરૂર છે. હાલના સુશિક્ષિત લોકો જે સંસ્કૃતપ્રચુર ગુજરાતી ભાષા લખે છે તે સામાન્ય ગુજરાતીઓ પણ સમજી શકતા નથી અને સંસ્કૃત શાસ્ત્રીઓ પણ સમજી શકતા નથી. પ્રસાદ એ ભાષાનો એક આવશ્યક ગુણ છે એ ઘણા લેખકો ભૂલી જ ગયા હોય એમ લાગે છે. અંગ્રેજીમાં વિચાર કરી ગુજરાતી ભાષામાં તે ગોઠવી દેવાની ટેવ પડવાથી આમ થાય છે. સામાન્ય તેમજ ઉચ્ચ કેળવણી દેશી ભાષામાં આપવાનો પ્રયત્ન જ્યારે સાર્વત્રિક થશે ત્યારેજ સ્વાભાવિક શૈલી ખીલશે. આજે દરેક લેખકે તે દિશામાં પ્રયત્ન કરવો જોઇએ. આ દૃષ્ટિએ જોતાં આ અનુવાદની ભાષા સહેજ અઘરી સંસ્કૃતપ્રચુર અને ગૌરવાન્વિત દેખાશે, પણ તે સકારણ છે. આ અનુવાદ દ્વારા કવિના વિચારોજ નહિ પણ તેમની ભાષાશૈલી સાથે પણ અભ્યાસીઓનો પરિચય કરાવવાનો ભાઇ શ્રી નરહરિનો ખાસ ઉદ્દેશ છે. ભાષા હમેશાં સાદી હોય એ સિદ્ધાન્તને પણ મર્યાદા છે. જેવો વિષય તેવી શૈલી હોવી જોઇએ. મહાનદ જો સામાન્ય ઝરણાની પેઠે ખળખળ અવાજ કરે તો તે શોભે નહિ. બાળક પાઘડી પહેરે તો તે જેટલું વિચિત્ર દેખાય તેટલુંજ કોઇ પુખ્ત ઉમરના માણસનું તોતડું બોલવું હાસ્યાસ્પદ થઇ જાય. વળી મહાવિદ્યાલય જેવી શિક્ષણ સંસ્થામાં અધ્યયન કરનાર વિદ્યાર્થીઓને સર્વ જાતની શૈલી સાથે પરિચિત રહેવું ઘટે છે. ઉચ્ચમાં ઉચ્ચ વિચારો ઓછામાં ઓછા શબ્દોમાં મૂકી દેવાથી તેનો રસ, તેની સિન્ગ્ધતા મધુરીના પેંડા જેવી થઇ જાય છે એ પણ ભૂલી ન જવું જોઇએ. કારણ ભાષા બે કારણસર લખાય છે– ભાષા દારિદ્રને લીધે અથવા ભાષાપ્રભુત્વને લીધે. પણ આ બે વચ્ચેનો ભેદ સહેજે જણાય એવો છે. ગુજરાતી સાથેના અલ્પ પરિચયને લીધે મારા જેવાને પોતાને આવડતા પાંચસો કે હજાર શબ્દોની અંદરજ બધી કસરત કરવી પડતી હોવાથી જે ભાષા લખવી પડે છે તે દૂષણ ગણાય. પણ ભાઇ નરહરિ જેવા લેખક જ્યારે પોતાનો હમેશાંનો સ્વાભાવિક પ્રસાદ છોડી રવીન્દ્રનાથનાજ શબ્દો અને રૂઢપ્રયોગો બનતા સુધી રાખવાનો પ્રયાસ કરે છે ત્યારે તે સ્વભાષાના સ્વભાવ સાથે સંપૂર્ણ વાકેફ હોવાથી પોતાની શૈલીને ભાષાભૂષણ બનાવી દે છે એમ મને લાગે છે. જ્યાં આ બાબતમાં અભિપ્રાય આપવાનો અધિકાર હું કેમ લઉં ? એ તો ગુજરાતના સાક્ષરોનુંજ કામ. એક સામાન્ય અધ્યાપક તરીકે હું એટલું કહી શકું કે સાહિત્ય ચર્ચાને માટે આ નિબંધો અત્યંત ઉપયોગી હોવાથી શિક્ષણ સંસ્થાઓમાં તેમજ ખાનગી અભ્યાસને માટે આ પ્રાચીન સાહિત્યની સમીક્ષા અત્યંત ઉપયોગી થઇ પડશે એમાં શક નથી.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.

---

# હિન્દની નાવિક પ્રવૃત્તિ*

**द्विषोनो विश्वतो मुखाति नावेव पारय।**
**स नः सिन्धुमिव नावयाति पर्षाः स्वस्तये॥**

હિંદના સૌથી પ્રાચીન પુસ્તક ઋગ્વેદમાં અગ્નિની સ્તુતિ કરેલી છે કે "જેનું મુખ આખા વિશ્વ તરફ આવી રહેલું છે એવા તમે અમારા દુશ્મનોને વહાણની માફક વિરૂદ્ધ કિનારે ઘસડી જાઓ. અમારા કલ્યાણને માટે અમને વહાણમાં દરિયા પાર ઉતારો." આ સ્તુતિથી આજનો વિષય શરૂ કરીશું.

હિન્દના નકશા પર સ્હેજ નજર નાખતાં માલમ પડી આવે છે કે ઉત્તરે બરફથી સદા ઢંકાએલો પર્વતરાજ હિમાલય તેને એશિઆથી જુદો પાડે છે અને પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમે હિંદી મહાસાગર બાકીની દુનિયાથી તેને અળગો રાખે છે. દેશ ફળદ્રૂપ છે અને પોતાની વસ્તીને જોઇતો ખોરાક તેમજ જીંદગીની જરૂરીઆતો પુરી શકે તેવાં સાધનવાળો છે, આ કારણને લઇને આ દેશ પૃથ્વીના બીજા દેશોથી જુદો રહેવા સરજાએલો છે તેમ આપણને ભૂગોળવેત્તાઓ જણાવે છે. દેશની હવા ગરમ છે, એટલે લોકો આળસુ હોવા જોઇએ, અને જીંદગીની જરૂરીઆતો થોડી અને તે સહેજમાં મળી શકે તેવી હોવાથી લોકો વ્યવહારબુદ્ધિ વગરના અને આલોકનાં સાધન તરત મળી ગયાં એટલે સંતોષી વૃત્તિવાળા અને પરલોકનીજ ફીકર રાખનારા, ઘટાકાશ અને મઠાકાશમાં રસ લેનારા, આધ્યાત્મિક વલણવાળા અને કેવળ કલ્પનામય હોય એમ આપણને શીખવવામાં આવ્યું છે. આપણા દેશનો કિનારો ખાંચાવાળો નથી એટલે આપણામાં સાહસિક વૃત્તિ કે નાવિક પ્રવૃત્તિ હોયજ નહિ એમ આપણે નાનપણથી જાણીએ છીએ. કદાચ આ ખરૂં હશે કારણ કે તે આપણને ભૂગોળમાં શીખવવામાં આવે છે.

જો કે ભૂગોળ આપણને હિંદુસ્તાન સંબંધી આમ શીખવે છે પણ ઇતિહાસ આપણને જુદુંજ શીખવે છે. જો કે કુદરતે ભારતવર્ષને બીજા દેશોથી આમ વિખુટો કરેલો છે તે છતાં જેટલો હિંદ બીજા દેશોના સંબંધમાં આવેલો છે, તેટલો દુનિયાનો બીજો એક પણ દેશ આવેલો નથી. દુનિયાના ઇતિહાસની એવી એક પણ મહાન હીલચાલ નથી કે જેની અસર હિંદપર ન થઇ હોય. અગર એથી ઉલટી રીતે જોતાં દુનિયાની એવી એક પણ સભ્યતા નથી કે જેના પર હિંદી સભ્યતાની અસર થઇ હોય નહિ. કેટલા સૈકા સુધી હિંદ જુની દુનિયાને હૃદયને સ્થાને હતું. તેના ધબકારાના બળથી આખી દુનિયાને ચેતન મળતું. ઉત્તરે સ્ટેપનાં મેદાનોમાં રહેતા મોગલો કે પહાડી જંગલોમાં રહેતા ટીબેટવાસીઓ કે પ્રાચીન સભ્યતાવાળા ચીનાઓ અગર ચારે બાજુ સમુદ્રથી વીંટાએલા જાપાનીઓ હિંદ તરફ પોતાના ધર્મના ઉદ્ભવસ્થાન તરીકે પ્રેમ અને માનથી જોતા અને તેના ચરણ આગળ ધર્મનો પાઠ ગ્રહણ કરતા. બીજી બાજુ ધન અને વૈભવથી આકર્ષાએલાં પરદેશીઓનાં ટોળાં તેમની તે ઇચ્છા તૃપ્ત કરવા આવતાં, તેમની સભ્યતાની છાપ હિંદ પર મુકતાં અને હિંદની સભ્યતાની અસર સાથે લઇ જતાં. આ ટોળાંમાં ઇરાની સભ્યતા ડેરાયસના સમયમાં, ગ્રીક સભ્યતા મહાન સિકંદરના સમયમાં અને રોમન સભ્યતા આન્ધ્ર–કુશાન સમયમાં હિંદી સભ્યતાના વધુ સંસર્ગમાં આવી ત્યાર પછી દુનિયાની સભ્યતા પર અસર કરનારાં બે બળો, ઇસ્લામી અને યુરોપી સભ્યતાઓ, પણ સંસર્ગમાં આવ્યાં. આ દરેક સભ્યતા પર હિંદી સભ્યતાની અસર થએલી છે. બુદ્ધ ધર્મની ખ્રિસ્તી ધર્મપર અને ખ્રિસ્તી ધર્મની ઇસ્લામી ધર્મ પર ઘણીજ અસર થએલી છે તે વિદ્વાનોની જાણ બહાર નથી. એ સંબંધમાં ચર્ચા પણ ઘણી છે, પણ તે ચર્ચવાનો આ સમય નથી. આ ઉપરાંત દુનિયામાં નાશ પામેલી એસીરીઆ અને મીસરની સભ્યતાઓ જોડે પણ હિંદી સભ્યતા સંસર્ગમાં આવી હતી. આ પ્રમાણે આપણને ઇતિહાસ શીખવે છે કે હિંદ જ્ઞાન, ધર્મ અને રાજકીય સંબંધથી આખી દુનિયા જોડે જોડાએલો છે.

* ગુજરાત સાહિત્ય સભામાં આપેલું ભાષણ

આ સંબંધ ઉપરાંત વ્યાપારી સંબંધ પણ ચાલુ હતો. આ વ્યાપાર વહાણો મારફત ચાલતો હતો. પ્રાચીન સમયથી તે હાલના સમય સુધી આપણી નાવિક પ્રવૃત્તિ કેવી હતી તે જોવાનો આજના વિષયનો હેતુ છે.

આ વિષયને લગતું એક પુસ્તક પ્રો. રાધાકુમુદ મુકરજીએ અંગ્રેજીમાં " A History of Indian shipping and maritime activity from the earliest times, " એ નામનું લખ્યું છે. આજના લેખનો ઘણો આધાર એ પુસ્તકમાંથી લેવામાં આવ્યો છે. જો કે તે ઉપરાંત વીન્સેન્ટ સ્મીથ, હાવેલ, મેડોઝ ટેલર, શુક્રનીતિ, દત્તના એન્શીઅન્ટ ઈન્ડિઆ, ગુજરાતના જુદા જુદા ઇતિહાસ અને પ્રથમ સાહિત્ય પરિષદનો રિપોર્ટ વગેરે પુસ્તકોના પણ આધાર લેવામાં આવ્યા છે.

આ પુસ્તક કલકત્તા યુનિવર્સિટીને અંગે મળતી ' પ્રેમચંદ રાયચંદ સ્કોલરશીપ ' ને માટે લખાએલો નિબંધ છે. એ પ્રસિદ્ધ કરવામાં કાસીમબજારના મહારાજા અને ડૉ. રાશબિહારી ઘોષે મદદ આપી હતી.

ત્રણ હજાર વર્ષ સુધી હિંદુસ્થાન વ્યાપારમાં આગળ હતું. તેનો વેપાર પ્રાચીન સમયમાં ફીનીશીઅન, યાહુદી, એસીરીઅન, ગ્રીક, ઇજીપ્શીઅન અને રોમન લોકો સાથે અને અર્વાચીન સમયમાં તુર્ક, પોર્ટુગીઝ, વલંદા અને અંગ્રેજ જોડે પોતાનાં વહાણો મારફત ધમધોકાર ચાલતો હતો. તેનાં વહાણ દેશ દેશનાં બંદરોમાં જતાં હતાં. ઘણા પ્રાચીન સમયથી આપણે નૌકાશાસ્ત્રમાં પ્રવીણ હતા. આ બાબતના પુરાવા મળી આવ્યા છે. પુરાવામાં દેશી તેમજ પરદેશી બન્ને મોજુદ છે. દેશી પુરાવામાં સંસ્કૃત, પ્રાકૃત, તેમજ હાલ બોલાતી ભાષાનું સાહિત્ય, ચિત્રકળા અને કોતરકામના પુરાવા ઉપરાંત ઇતિહાસચિન્હવિદ્યા ( Archaeology ) ને લગતા તેના ત્રણે વિભાગ, લેખો, ઇમારતો અને સિક્કાના ( epigraphic, monumental and numismatic ) જોઈએ તેવા મળી આવ્યા છે.

પરદેશી પુરાવામાં પરદેશી મુસાફરો અને ઇતિહાસકારોના લેખ ચીન, અરબસ્તાન, ઇરાન, ગ્રીસ અને રોમન સાહિત્યમાં મળી આવે છે તેમજ ઇતિહાસચિન્હવિદ્યાના પુરાવા પણ મળી આવ્યા છે. જોકે હિંદુસ્થાનના ઇતિહાસને લગતી ઘણી શોધો બાકી છે પણ આજનો વિષય ચાલી શકે તેવી શોધો થઈ ગએલી છે.

આપણી સગવડને માટે આપણે હિન્દુસ્થાનના ઇતિહાસના નીચે પ્રમાણે વિભાગ કરીશું અને તે દરેક સમયમાં નાવિક પ્રવૃત્તિ કેવી હતી તે તપાસીશું.

૧. મૌર્યકાળની પહેલાંનો સમય ( ઘણા પ્રાચીન કાળથી ઇ. સ. પૂર્વે ૩૨૧ સુધી. )

૨. મૌર્ય સમય ( ઈ. સ. પૂર્વે ૩૨૧ થી ઇ. સ. પૂ. ૧૮૪ સુધી. )

૩. આન્ધ્ર–કુશન સમય ( ઈ. સ. પૂર્વે બીજા સૈકાથી ઇ. સ. ના ત્રીજા સૈકા સુધી. )

૪. ગુપ્ત સમય ( ઉત્તર ) ( ઈ. સ. ચોથાથી સાતમા સૈકા સુધી. )

૫. દક્ષિણી હિન્દુ સામ્રાજ્ય અને ચોલાઓના ઉદયનો સમય ( ઇ. સ. ના સાતમા સૈકાથી ૧૧ મા સૈકા સુધી. મુસલમાનના વિજય સુધી. )

૬. મુસલમાન સમય ( ઇ. સ. ના ૧૧ મા સૈકાથી ૧૫ મા સૈકા સુધી. )

૭. મોગલ સમય ( ૧૬ માથી ૧૮ મા સૈકા સુધી. )

૮. અંગ્રેજ સમય ( ૧૮ મા સૈકાથી આજ સુધી. )

### મૌર્યકાળના પહેલાંનો સમય

આ સમયની સાબિતીઓ - ઋગ્વેદ, બાઈબલ, પાલી અને તામીલ ભાષાનાં પુસ્તકો, મીસર અને એસીરીઆની ઐતિહાસિક શોધખોળમાં મળી આવેલી વસ્તુઓ અને ઇ. સ. પૂર્વે પાંચમા સૈકામાં થઇ ગએલા ગ્રીક લેખકો હેરોડોટસ અને ટેસીઆસનાં લખાણોમાંથી મળી આવે છે. આ ઉપરાંત બીજાં ઘણાં સંસ્કૃત પુસ્તકોમાં વહાણ અને દરિયાઈ મુસાફરીને લગતા ઉલ્લેખો છે. અને હિન્દુસ્થાનમાં માલુમ પડતી બીજી સાબિતીઓ પણ છે.

હિંદુઓના સૌથી પ્રાચીન પુસ્તક ઋગ્વેદમાં આપણે શરૂઆતમાં કરી તે સ્તુતિમાં વહાણોનો ઉલ્લેખ છે. તે ઉપરાંત બીજા ઘણા ઉલ્લેખો છે પણ સૌથી ધ્યાન દોરે તેવો ઉલ્લેખ એક નૌકાયુદ્ધનો છે. ઋષિરાજ તુગ્રએ તેના પુત્ર ભુજ્યુને દૂરના ટાપુના દુશ્મનોને જીતવા મોકલ્યો હતો અને તેનું વહાણ ભાગ્યું હતું તેને ડુબતો અશ્વિનોએ બચાવ્યો હતો એમ લખેલું છે.

મહાભારતના આદિ પર્વમાં કપટથી મારવાને માટે કરેલી યુક્તિમાંથી વિદુરે આપેલા વહાણમાં પાંડવો નાશી છુટી બચ્યા હતા. વહાણ યંત્ર રચનાવાળું અને વાવાઝોડામાં ટકી શકે તેવું હતું, એમ નીચેના શ્લોકમાંથી જણાય છે.

ततः प्रवासितो विद्वान् विदुरेष नरस्तदा ।
पार्थानां दर्शयामास मनोमारुत गामिनीम् ॥
सर्ववातसहां नावं यंत्रयुक्तां पताकिनीम् ।
शिवे भागीरथी तीरे नरैर्विश्रम्भिभिः कृताम् ॥

રાજસૂયયજ્ઞમાં રોમન લોકો કિંમતી ભેટ લઇ આવ્યા હતા તેમ લખેલું છે. રાજસૂયયજ્ઞને માટે થએલા દિગ્વિજયમાં હિંદુસ્થાન જોડે સંબંધવાળા દેશોનાં નામ આવે છે. સભા પર્વમાં મહામતિ સહદેવે દરિયાના બેટોમાં રહેતા મ્લેચ્છ રાજાઓ, શિકારીઓ અને મનુષ્યને ખાનારા જંગલી માણસો અને તામ્રબેટ પર વિજય મેળવ્યા અને વશ કર્યા એમાં નીચે મુજબ વર્ણન આવે છે.

सागरद्वीप वासांश्च नृपति म्लेच्छया निजान् ।
निषादान् पुरुषादांश्च कर्णप्रावरणानपि ।
द्वीपंताम्राव्हयञ्चैव सनृपंवशे कृत्वा महामति ।

રામાયણમાં કિષ્કિંધાકાંડમાં સીતાની શોધને માટે દરિયાઇ સ્થળોએ જવાનું સુગ્રીવ કહે છે તેમાં ચીન ( કોપકારોની ભૂમિ ), યવદ્વિપ (જાવા બેટ), સુમાત્રા અને લાલ પાણીવાળા મોટા રાતા સમુદ્રનું નામ આવે છે.

भूमिञ्च कोपकारणां भूमिञ्च रजताकराणम् ।
× × × ×
यत्नवन्तो यवद्वीपं सप्तराज्योपशोभितम् ॥
सुवर्ण रुप्यकं द्वीपं सुवर्ण कर मण्डितम् ।
× × × ×
ततो रक्त जलं भीमं लोहितं नाम सागरम् ।

મનુસ્મૃતિમાં વહાણોને લગતા કાયદા લખેલા છે. તેમાં વહાણ ખલાસીની ભૂલથી ડુબે તો માલની કિંમત ખલાસીઓએ ભરી આપવી પણ જો અકસ્માતથી ડુબે તો ખલાસીઓ જોખમદાર નથી એમ નીચેના શ્લોકમાંથી સમજાય છે.

यन्नापि किञ्चिद्दाशानां विशीर्येतापराधतः ।
तद्दाशैरेव दातव्यं समागम्य स्वतोऽशतः ॥
एषनौयायिना मुक्तो व्यवहारस्य निर्णयः ।
दासापराधस्तोये दैविके नास्ति विग्रहः ॥

નદી કિનારે ફરતાં વહાણનાં દર ઠરાવેલા હતા અને એમ જણાવ્યું છે કે દરિયાપર ફરતાં વહાણના દર નક્કી નથી.

दीर्घाध्वनि यथादेश यथाकाले तरी भवेत् ।
नदी तीरे तु तद्विद्यात् समुद्रे नास्ति लक्षणम् ॥

જો વહાણ દરિયાપર ન ફરતાં હોય તો આ શ્લોકની જરૂર પડે નહિ વળી તેજ પુસ્તકમાં લડવાની રીતીમાં નૌકાયુદ્ધ ગણાવ્યું છે. મનુસ્મૃતિ તેમજ બીજાં ધર્મસૂત્રોમાં પરદેશગમનનું પ્રાયશ્ચિત પણ બતાવ્યું છે. બીજાં ખરાબ કામ કરનારા સાથે સમુદ્રગમન કરનાર બ્રાહ્મણને શ્રાદ્ધમાં ન જમાડવો એમ જણાવે છે.

आगारदाहि गरदः कुण्डाशि सोमविक्रयी ।
समुद्रयायी वन्दोच तैलिक कुटकारकः ॥

કાલિદાસના રઘુવંશમાં રઘુ રાજાએ બંગાળાના નૌકાસૈન્યને હરાવ્યું અને નદીની વચ્ચેના બેટમાં જયસ્તંભ રોપ્યો તેનું વર્ણન આપે છે.

वंगानुत्खाय तरसा नेता ना साधनो द्यतान ।
निचखान जयस्तंभं गंगास्त्रोतोऽन्तरेषुच ॥

વળી રઘુ જીત મેળવવા ઇરાનમાં ગયો તે વર્ણન આપે છે. પણ ઇરાન જમીન માર્ગે ગયો હતો.

पारसीकान ततो जेतुं प्रतस्थे स्थलवर्त्मना ।

પણ સ્થળ માર્ગ એ શબ્દજ તે વખતે જળમાર્ગ

હતો-તે સાબિત કરવા બસ છે. માઘ- કવિના "શિશુપાળ વધ." માં શ્રીકૃષ્ણ દ્વારકાંથી હસ્તિ-નાપુર જતાં પરદેશથી વહાણમાં માલ ભરીને આવેલા અને ફરી માલ પરદેશ લઈ જતા વેપારીઓ જુએ છે તેવો ઉલ્લેખ છે.

विक्रीय दिश्यानि धनान्यु रूणिदैप्यान सावुत्तम लाभभाजः ॥
तरोसु तत्र त्यम फल्गुभाण्डं सार्यात्रिका नावपतोभ्यनन्दत: ॥

( ઘણા દેશોની પેદાશ વેચીને ઘણો નફો મેળવી પોતાનાં વહાણમાં હિન્દુસ્થાનના માલથી ફરી ભરતા વેપારીઓને તેમણે (શ્રીકૃષ્ણે) અભિનન્દન આપ્યું. )

આ ઉપરાંત ભગવદ્ગીતા, વાયુપુરાણ, માર્કંડેય પુરાણ, રાજતરંગણી, અને કથા સરિત્સાગર વગેરે ઘણાં પુસ્તકોમાં વહાણ અને પરદેશગમનના ઉલ્લેખ આવે છે.

બુદ્ધધર્મની જાતક વાર્તાઓ આવા દાખલાઓથી ભરપુર છે. બંગાળાના રાજકુમાર વિજયે લંકા લઇ જઇ ત્યાં જીત મેળવી મહાવંશ સ્થાપ્યો તેનું વર્ણન પાલી ભાષાના રાજવલ્લીય નામના પુસ્તકમાં આવે છે. તેમાં તે સાં એકજ વહાણમાં ૭૦૦ અનુચર લઇ ગયો હતો તેવું લખેલું છે.

" યુક્તિ કલ્પતરૂ " નામના એક સંસ્કૃત પુસ્તકની હસ્તલિખીત પ્રત હાથ આવી છે તેમાં વહાણ કેવી રીતે બાંધવા, તેનું લાકડું કેવું પસંદ કરવું તેની સમજણ આપેલી છે અને તેમાં ઘણી જાતનાં અને જુદા જુદા ઉપયોગ માટેનાં વહાણનાં વર્ણન આવે છે. જો ઘણાં વહાણ બંધાતાં ન હોય તો તે સંબંધી પુસ્તક ઉત્પન્ન થાયજ નહિ એ સ્વાભાવિક છે. હિંદુસ્થાનના સાહિત્યમાંથી આ સિવાય ઘણા પુરાવા આપી શકાય એમ છે પણ હું ધારૂં છું કે આટલા બસ થશે.

પુસ્તકો ઉપરાંત હિંદુસ્થાનના પ્રાચીન બાંધકામો અને કારીગરીમાં વહાણનાં ચિત્રો માલમ પડે છે. સાંચીનાં બાંધકામો ઇ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ પહેલાંનાં છે તેમા પહેલાં સ્તુપના પૂર્વ તરફના દરવાજા પર એક નાની હોડી ( Canoe ) ની આકૃતિ છે. બીજી એક જગ્યાએ રાજાની વિહાર કરવાની નૌકાની આકૃતિ છે. મુંબઇની પાસેની કેનેરીની ગુફાઓ ઇ. સ. ના બીજા સૈકામાં સનકરણીના આન્ધ્રભૃત્ય રાજાઓ વસિષ્ઠ ગુપ્ત (ઇ. સ. ૧૩૩ થી ૧૬૨ ) અને ગોમતી પુત્ર ( ઇ. સ. ૧૭૭ થી ૨૯૬ ) ના સમયમાં કોતરી કાઢવામાં આવેલી છે. તેમાં એક સ્થળે દરિયામાં વહાણ ભાંગી ગયેલું તેનો દેખાવ કોતરેલો છે. તેમાં વહાણ અને બે માણસો પ્રાર્થના કરતા બતાવેલા છે. જગન્નાથપુરીના મંદિરમાં એક જગ્યાએ રાજાની વિહાર નૌકા અંદર હિંચકાવાળી કોતરેલી છે. અજંટાની ગુફાઓ તો ઇતિહાસ અને કળાનું સંગ્રહસ્થાન છે. તે ઇ. સ. ના બીજા સૈકાથી સાતમા સૈકા સુધી કોતરવામાં આવી હતી. તેમાં વહાણનાં અને દરિયાઇ મુસાફરીનાં ઘણાં ચિત્રો છે. આ ઉપરાંત ઇરાનના શાહ ખુશરૂ બીજાએ પુલકેશી બીજાના દરબારમાં ભેટ સાથે એલચી મોકલેલો તેનું ચિત્ર છે. ( ઇ. સ. ૬૨૫ કે ૬૨૬. )

આપણી ચિત્રકળામાં જે ગાંધાર પદ્ધતિ ઉત્પન્ન થઇ છે તે રોમન કળાની અસર છે એમ મારા વાંચવામાં આવેલું મને યાદ છે.

હિંદુસ્થાનના સાહિત્યમાંથી અને બાંધકામોમાંથી મળી આવતા કેટલાક પુરાવા આપણે જોયા. તે પુરાવા ઉપરાંત સિક્કાના પુરાવા મળી આવે છે. આન્ધ્રના રાજા યજ્ઞશ્રી ( ઇ. સ. ૧૮૪–૨૧૩ ) ના સમયના બે સઢના વહાણના ચિન્હવાળો સિક્કો મળી આવ્યો છે. તે ઉપરાંત આન્ધ્ર સમયના બીજા પણ વહાણના ચિન્હવાળા સિક્કા જડી આવ્યા છે. તે સમયે તે રાજ્યની જાહોજલાલી નૌકાપ્રવૃત્તિને અંગે હતી તેનું તે સિક્કા ભાન કરાવે છે. વેપારનાં જુનાં મથકોમાંથી ઘણા રોમન સિક્કા મળી આવે છે તે હિંદ અને રોમ વચ્ચે ચાલતા વ્યાપારનો મજબુત પુરાવો છે.

પરદેશી પુરાવામાં મેગેસ્થિનિસ, યવનચંગ ( હ્યુએનસંગ ) વગેરે મુસાફરોનાં વર્ણનો ઉપરાંત

પ્લીની જેવા ઇતિહાસકાર, ટોલેમી જેવા ભૂગોળવેત્તા લેખક અને બીજા ઘણા લેખકોના પુરાવા ઉપરાંત બીજા અગત્યના પુરાવા છે. બેબિલોનમાં રાજા ઉરૂબગાસનો મહેલ રાજા નેબુખદનઝરે સમરાવેલો તેની અંદર હિંદુસ્તાનના સાગનો પાટડો માલમ પડયો છે. રાજા નેબુખદનઝર ઇ.સ. પૂર્વે ૬૦૪ થી ૫૬૨ સુધીમાં થઇ ગયો છે તો તે સમયે હિંદુસ્તાનનો સાગ ત્યાં જતો હશે તે સહેજે ધારી શકાય. મીસરની પ્રાચીન કબરોમાંથી ગળી, આમલીનું લાકડું અને બીજા હિંદી પદાર્થો મળી આવ્યા છે. કેટલાક મમીઝની આસપાસ વિંટાળેલું કપડું હિંદુસ્તાનનું છે એમ સાબિત થયુંછે. હિંદુસ્તાનનો વ્યાપાર મીસર જોડે ચાલતો હશે તેની સાબિતી આ ઉપરથી મળી શકે.

ગ્રીક ભાષામાં કેટલાક હિંદી પદાર્થોનાં નામ હિંદુસ્તાનની ભાષાનાજ તે શબ્દોના અપભ્રંશ છે તે નીચેના દાખલાઓ પરથી માલમ પડશે.

| ગુજરાતી | તામિલ | ગ્રીક | અંગ્રેજી |
|---|---|---|---|
| ચોખા | અરીસી | ઓરીઝા | રાઇસ |
| સુંઠ | ઇન્ચીબર | ઝીન્જીબર | જીંજર |
| કપુર | કરપ | કુરપીઅન | કેમ્ફર |

હિંદુસ્તાનની ભાષાઓમાં યવન શબ્દ ગ્રીક લોકો પોતાને "આયેનોઝ" કહેતા હતા તે ઉપરથી થએલો છે. આ શબ્દો ઉપરથી આપણો ગ્રીસ જોડેનો વ્યાપારી સંબંધ ધારી શકાય.

પ્રાચીન સમયમાં આપણને વહાણ ચલાવવાની કળા આવડતી હતી અને પરદેશો સાથે આપણો સંબંધ હતો તે જાણવા માટે આટલું બસ થશે. જુદે જુદે વખતે નૌકા સંબંધી આપણી પ્રવૃત્તિ કેવા પ્રકારની હતી તે હવે તપાસીએ.

## મૌર્યકાળ

મૌર્યકાળથી હિંદુસ્તાનનો ઇતિહાસ આપણને પદ્ધતિસર જાણીતો છે. જ્યારે સિકંદરે હિંદપર સ્વારી કરી ત્યારે તેણે સિંધુ નદી ઓળંગવાને હોડીનો પુલ બનાવ્યો હતો અને ૮૦૦ થી ૨૦૦૦ હિંદી હોડીઓ કામે લગાડયાનું વર્ણન જુદા જુદા લેખકોએ કર્યું છે. તે સમયે ડક્કા હતા અને વહાણ બાંધવાનું કામ રાજ્યને હસ્તક હતું. મેગેસ્થિનિસ અને સ્ટ્રેબો એ બે પરદેશી લેખકો ઉપરાંત આ કાળની માહિતી કૌટિલ્યનું અર્થશાસ્ત્ર અથવા શુક્રનીતિ પુરી પાડે છે. ચંદ્રગુપ્ત (ઇ. પૂ. ૩૨૧ થી ઇ. પૂ. ૨૯૭) ના સમયમાં યુદ્ધમંત્રીની કચેરીમાં છ ખાતાં હતાં તેમાંનું એક નૌકાખાતું હતું. તે વખતનું નૌકાખાતું સુવ્યવસ્થિત હતું. બંદરોપર દેખરેખ રાખવા નાવાધ્યક્ષ રાખેલો હતો. તેનું કામ હાલના પોર્ટ કમિશનરના જેવું હતું. દરિયા અને નદી કિનારે આવેલાં બંદરોને અમુક કર આપવો પડતો. માછીમારોને તેમની આવકનો છઠ્ઠો ભાગ માછલાં પકડવાના ઇજારા તરીકે આપવો પડતો. સરકારી હોડીમાં મુસાફરી કરવા નક્કી કરેલા દર જ આપવા પડતા. પોતાની હોડીમાં ફરવાની દરેકને છૂટ હતી.

નાવાધ્યક્ષ બંદરના નિયમ પળાય છે કે નહિ તે જોતો. આફતમાં આવેલાં વહાણોને માબાપની જેમ મદદ કરવાની તેની ફરજ હતી. જે વહાણને નુકસાન થયું હોય તેના કર માફ કરવાની તેને સત્તા હતી. સરકારી વહાણ ભાડે લઇ કોઇ માલ આપ્યો હોય અને વહાણ ભાંગવાથી માલને નુકસાન થયું હોય તો તે સરકાર તરફથી નુકસાન ભરી આપતો. અકસ્માતો ન થાય તેની અગમચેતી તરીકે અષાઢ મહિનાની સાતમથી કાર્તક મહિના સુધી પરવાના સિવાય વહાણને ફેરવવા દેતો નહિ. પણ માછીમાર, ઘાસ, લાકડાં, ફળફુલ વગેરે વેચનાર, ગુનેહગારની તપાસ કરનાર, એપીઆની પાછળ જતો બીજો એપીઓ, લશ્કરને માલ પુરો પાડનાર, પોતાની હોડી વાપરનાર, વરસાદ પડી ગયો હોય તેવાં ગામને બી વગેરે ખેતીની ચીજ પુરી પાડનાર—એટલા આ નિયમમાં અપવાદ રૂપે મુક્ત હતા.

બ્રાહ્મણ, જતી, બાળક, ઘરડાં, દુઃખી, રાજાના એપીઆ અને સગર્ભા સ્ત્રીને સરકારી વહાણમાં મફત લઇ જવામાં આવતાં. પરદેશના જાણીતા વહેપારી અગર સ્થાનિક વહેપારીઓ ઓળખતા હોય તેવા વહેપારીઓને પણ મફત લઇ જવામાં આવતા. બંદ-

રના નિયમ તોડનાર, ચાંચીઓ, દુશ્મનને દેશ જતાં વહાણ વગેરેને સજા કરવાની નાવાધ્યક્ષને સત્તા હતી. પરવાના વગર કેવખતે બહુ માલ લઇ જનારનો માલ જપ્ત કરવાની તેને સત્તા હતી. પર સ્ત્રીનું હરણ કરનાર, ધન હરનાર, શકમંદ માણસ, ગભરાએલા ચ્હેરાવાળો, સામાન વગરનો, પોતાના હાથમાંની કિંમતી જણસ છુપાવનાર, વેશ બદલનાર, તરતનો સંન્યાસી થએલો, રોગી હોવાનો ઢોંગ કરનાર, ભયભીત લાગતો, શસ્ત્ર, જ્વાળાગ્રહી અગર ઝેર લઇ જનાર વગેરેને પકડવાની તેને સત્તા હતી.

ચંદ્રગુપ્ત પરદેશીઓની તપાસ રાખતો, તેમની ખાતરબરદાસ્ત કરતો અને તેણે પરદેશો જોડે સલાહ કરી હતી, અને દેશ પરદેશ એલચી મોકલ્યા હતા, અને તેના દરબારમાં પરદેશના એલચી રહેતા હતા. અશોકના સમયમાં વ્યાપારી અને રાજકીય કારણો ઉપરાંત શુદ્ધ ધર્મના ફેલાવા માટે પરદેશોમાં ઉપદેશકો મોકલવામાં આવ્યા હતા. અને ત્યાર પછી લંકા, બ્રહ્મદેશ, જાપાન, ચીન, તિબેટ વગેરે દેશોની સાથે હિંદ ધર્મપ્રચારને લઇ વધારે સંસર્ગમાં આવ્યું. ક્ષેમેન્દ્ર કૃત "બોધિસત્ત્વ વદાન કલ્પલતા" માં અશોકના રાજ્યના કેટલાક વહેપારીઓને ચીના લોકોએ (નાગલોકોએ) લુંટયા હતા તેનું વર્ણન આવે છે. આ વહેપારીઓ મહારાજા અશોક પાસે ગયા અને હકીકત નિવેદન કરી. રાજાએ એક તામ્રપટ પર લેખ કરી ચીનાઓ પર મોકલ્યો પણ ચીનાઓએ તેની દરકાર કર્યા સિવાય દરિયામાં ફેંકી દીધો. પણ જ્યારે અશોકે બુદ્ધધર્મ અંગીકાર કર્યો ત્યારે તેઓએ લુંટેલો માલ રાજાને સ્વાધીન કર્યો અને રાજાએ વહેપારીઓને સોંપ્યો. ચીનની જોડે આણો વેપાર ચાલતો હતો અને ત્યાંથી રેશમી અહિં આવતું હતું તેની સાબિતી કાદંબરી, શકુન્તલા વગેરે પુસ્તકોમાં ચિનાંશુક (China silk) એ શબ્દ વપરાયેલો છે તે ઉપરથી પણ મળે છે.

### ઉત્તરના કુશન રાજાઓ અને દક્ષિણના આન્ધ્ર રાજાઓનો કાળ

આન્ધ્ર-કુશન કાળમાં આપણા દેશનો વ્યાપાર રોમ જોડે પુર જોસથી ચાલતો હતો અને રોમથી અઢળક નાણું ઘસડાઇ આવતું હતું. આ પૈસો ઘસડાઇ જવાથી દેશપર આફત આવશે એમ ચતુર રોમનો માનતા હતા અને તે સમયના રોમન ઇતિહાસકાર પ્લીનીએ તે સંબંધી ઘણો બળાપો કરેલો છે. અને દર વર્ષે કેટલું રોમન નાણું હિંદ ઘસડાઇ આવતું હતું તેના આંકડા આપી તે લખે છે કે, "આપણા મોજશોખ ખાતર અને આપણી સ્ત્રીઓની ખાતર આપણે આટલી ભારે કિમ્મત આપવી પડે છે." હિંદુસ્થાનનું એવું બારીક રેશમી કાપડ ત્યાં ખપતું હતું કે જે પહેર્યા છતાં શરીર નમ જેવુંજ લાગતું. તેથી કરીને રોમન શહેનશાહ ટાઇબેરીઅસ સીઝરને પારદર્શક રેશમી કપડાં પહેરવાની મનાઇ કરનારો કાયદો કરવો પડયો હતો.

રોમન દરબારમાં હિંદી એલચી અને હિંદી દરબારોમાં રોમન એલચી રહેતા હતા. ૬૦૦ રાજાઓના રાજા પોરસનો એલચી "ઝરમનો ખેગાસ" (આ નામ રોમન ઉચ્ચાર થવાથી બદલાયું લાગે છે) ઓગસ્ટસના દરબારમાં રહેતો હતો તેનું વર્ણન સ્ટ્રેબો નામનો રોમન ઇતિહાસકાર કરે છે. આ એલચી એથેન્સમાં બળી મુઓ હતો. તેને માટે એક સ્મરણસ્તંભ ઉભો કરવામાં આવ્યો હતો. તેના ઉપર નીચેનો લેખ લખવામાં આવ્યો હતો. "અહિંસા ભરગજનો (ભૃગુકચ્છ એટલે ભરૂચનો) હિંદી. ખેગાસ અથવા બેગન જોગી પડયો છે. તેણે પોતાના દેશના રિવાજ મુજબ પોતાની જાતને અમર કરી છે." રોમન એલચી ઉપરાંત કેટલાક રોમનો હિંદમાં વસવાટ કરી રહેતા હતા અને મોઝેરીસમાં (મચ્છીપટ્ટણમાં) ઓગસ્ટસનું રોમન મંદિર માલમ પડયું છે કેટલાક રોમનો પંડયા અને ચોલા રાજાઓનાં દરબારમાં સૈનિકો તરીકે નોકરીએ રહ્યા હતા. નીલગિરિ પર્વતમાં કેટલીક રોમન કબરો અને બ્રોન્ઝનાં રોમન ઢબનાં વાસણ મળી આવ્યાં છે. આ સમયના ઘણા રોમન સિક્કા દક્ષિણમાં મળી આવે છે અને ઉત્તર હિંદુસ્થાનમાં પ્રમાણમાં થોડા મળી આવે છે કારણ કે રોમ જોડે વ્યાપાર કરનારાં મુખ્ય બંદરો દક્ષિણમાં હતાં.

### ગુપ્ત સમય

વ્યાપારિક પ્રવૃત્તિ અને ધાર્મિક પ્રવૃત્તિની સાથે સંસ્થાનો સ્થાપવાની ત્રીજી પ્રવૃત્તિ ઉત્તરના ગુપ્ત રાજાઓ અને હર્ષવર્ધનના કાળમાં ઉદય પામી. બંગાળી અખાતને કાંઠે આવેલાં તેલુગુ રાજ્યોના પરદેશ ગએલા તેલંગણોએ આ અરસામાં પેગુ જીતી લીધું. પેગુમાં ઘણા હિંદી સિક્કા મળી આવે છે. મલાયાની ભાષામાં સંસ્કૃત અને બીજી હિંદી ભાષાઓના ઘણા શબ્દો મળી આવે છે.

બીજું સંસ્થાન સુમાત્રા હતું. સુમાત્રામાં એક દંતકથા ચાલે છે કે ઇ. સ. ૭૫ માં ગુજરાતનો એક બળવાન રાજકુંવર અજીશક ચઢી આવ્યો હતો. સુમાત્રામાં જે સંવત ચાલે છે તે ઇ. સ. કરતાં ૭૫ વર્ષ પછીનો છે તેથી એ દંતકથાને પુષ્ટિ મળે છે. અજીશકને સુમાત્રામાં રોગ ચાલવાથી પાછા હઠવું પડયું. ઇ. સ. ૬૦૩ માં ગુજરાતના રાજાએ પોતાની પડતી દશા આવવાની છે એમ ધારી પોતાના કુંવરને ૫૦૦૦ માણસો સાથે સુમાત્રા પર ચઢાઇ કરવા મોકલ્યો અને તે કુંવરે સુમાત્રા કબજે કર્યું. આ અને બીજી વાતો પરથી લાગે છે કે પશ્ચિમ કિનારાના લોકો સુમાત્રામાં રહેતા હતા ખરા પણ આ સંસ્થાન વસાવવામાં પૂર્વ કિનારાનો વધુ હિસ્સો હતો. જાવામાં બોરો બંદરમાં હિંદુઓએ બાંધેલું એક ભવ્ય બુદ્ધ મંદિર માલમ પડયું છે. તે મંદિરમાં હોડીઓના અને મુસાફરીઓના તેમજ બોરો બંદરમાં હિંદુઓ ઉતર્યા તે વખતના દેખાવો કોતરેલા છે.

ચીન જોડે ધર્મના ફેલાવા અને વિચારની આપલે માટે બુદ્ધ ભિક્ષુઓ અવરજવર કરતા હતા. પણ તે ઉપરાંત રાજકીય સંબંધ અને વ્યાપારી સંબંધને લઇને ચીન અને હિંદના એલચીઓ અરસપરસ એક બીજાના દરબારમાં રહેતા હતા. ઇ. સ. ના પાંચમા સૈકામાં હિંદ અને ચીનનાં વહાણ યુફ્રેટીસને કિનારે ફરતાં હતાં. મેસોપોટેમીઆની સાથેના વ્યાપાર માટે સિંધ અને ગુજરાતનાં બંદરો મુખ્ય મથક હતાં. ઇ. સ. ના ૭મા સૈકામાં જ્યારે કચ્છ અને સિંધુને કાંઠે વસનારા જાટ લોકોને જ્યારે હૂણ લોકોએ હાંકી કઢાડયા ત્યારે તેઓએ બહેરીન અખાતના ટાપુઓનો કબજો લીધો. ચીનો મુસાફર યવનચંગ (હુએનસંગ) લખે છે કે "સૌરાષ્ટ્રની આજીવિકા મુખ્યત્વે દરિયા મારફત છે. અને ઇરાનનાં મુખ્ય શહેરોમાં હિંદુ સંસ્થાનો છે અને ત્યાં હિંદુઓ પોતાનોજ ધર્મ પાળે છે."

આ સમયમાં રોમ જોડે સંબંધ હોવો જોઇએ, તેમ અનુમાન કરી શકાય, કારણ કે આ સમયના સાહિત્યમાં રોમનું નામ ઘણી વખત માલમ પડે છે. વરાહ મિહીર (ઈ. સ. ૫૦૫ના અરસામાં) જ્યોતિષશાસ્ત્રનાં પુસ્તકો પંચ સિદ્ધાન્તિકા અને બૃહત્સંહિતામાં રોમને રોમક, મહાપુરી, પટ્ટણ, અથવા વિષય તરીકે લખેછે.

**उदयो यो लंकायां...रोमक विषयेऽर्द्ध रात्र सः ।** (જે વખતે લંકામાં સૂર્યોદયનો વખત હોય છે તે વખતે રોમ પ્રાન્તમાં મધરાત હોય છે.) એક સ્થળે લખે છે કે "રોમ અને ખશાસીઓની ચંદ્રની દશા ચાલે છે."

### દક્ષિણી હિન્દુ સામ્રાજ્ય અને ચોલાઓના ઉદયનો સમય

ચાલુક્ય અને ચોલા રાજાઓના કાળમાં આ સંસ્થાનો વધારે દૃઢ થયાં અને બીજાં કેટલાંક સ્થાપવામાં આવ્યાં. હિંદુસ્થાનના સ્હામા કિનારા અને હિંદી મહાસાગરમાંના ટાપુઓ આવાં સંસ્થાનો અને દરિયાઈ થાણાંથી ભરપુર હતાં. આ સ્થળોએ હિંદીઓ પોતાના રીતરિવાજ અને ધર્મ પાળતા અને જોડે હિંદી વિદ્યા લઇ જતા.

જાપાનમાં બુદ્ધ ગુરૂઓ સંસ્કૃત શીખવવા ગએલા તેમનાં નામની યાદી મળી આવી છે. જાપાનમાંના એક જુના બુદ્ધમંદિરના પુસ્તકાલયમાં બંગાળી ભાષામાં લખાએલું એક ધર્મ પુસ્તક માલમ પડયું છે. જાપાનીઓ રૂનો ઉદ્યોગ હિંદુઓ પાસે શીખ્યા હતા.

હિંદુ સમયમાં હિંદુસ્થાનની જાહોજલાલી અર્થશાસ્ત્રના સંગીન નિયમને આધારે ચાલવાથી થઇ હતી. તે નિયમ એ છે કે પોતાના લોકોને ખાતાં પહેરતાં જે બાકી વધે તેજ પરદેશ મોકલવું.

### મુસલમાન સમય

હિંદુ સમયમાં આપણી નાવિક પ્રવૃત્તિ કેવી હતી તે આપણે જોયું. આ પ્રવૃત્તિ મુસલમાન સમયમાં પણ નાશ પામી નહોતી. સિંધ ઉપર આરબોએ ચઢાઇ કરી તેનું તરતનું કારણ નાવિક પ્રવૃત્તિજ હતી. લંકાના રાજાએ આરબોને મોકલેલાં વહાણો દેવળ અને સિંધુ નદીના મુખ પાસેના ચાંચીઆઓએ લુંટી લીધાં. તેનું વેર લેવાનો આરબોનો ઇરાદો હતો. ( ઇ. સ. ૭૧૨ )

બસરાનો વહેપારી સુલેમાન ( ઇ. સ. ૮૧૫ ) લાડના દરિયાનું વર્ણન કરે છે. લાડ તે લાટ અથવા ભરૂચ પાસેનો પ્રદેશ. ૧૧ મા સૈકામાં સોમનાથથી પાછા ફરતા મહમદ ગીઝનીના લશ્કરને મુલતાનના જાટ લોકોએ સતાવેલું. તેનું વેર લેવા સુલતાન મહમદે હિંદપર ૧૭ મી સ્વારી કરી હતી અને મુલતાન પાસે નૌકાયુદ્ધ થયું હતું.

ગુપ્ત અને શ્વેતહૂન રાજાઓના સિક્કા માડાગાસ્કર અને મલાયા દ્વિપોમાંથી મળી આવે છે. બારમા સૈકામાં જાવાના વહેપારીઓ માડાગાસ્કરની ભાષા સમજતા હતા. તેરમા સૈકામાં ગ્યાસુદ્દીન બલબન અને બંગાળાના સુબા, તુઘ્રીલખાન વચ્ચે નૌકાયુદ્ધ થયું હતું. ઇ. સ. ૧૨૯૨ માં માર્કોપોલોએ પ્રવાસ કર્યો હતો. તે તેના વર્ણનમાં લખે છે કે કોરોમંડલ કિનારે મોતી કાઢવાનું કામ ચાલતું હતું. ગુજરાતમાં ચાંચીઆઓનું જોર ઘણું હતું.

સેકોટ્રામાં પણ હિંદુ ચાંચીઆ હતા. ટીનેવેલી કાયમનું બંદર હતું.

થાણામાંથી દક્ષિણના બંદરોની માફક મરી મશાલાની નિકાશ થતી નહોતી પણ ધુપની નિકાશ થતી હતી. ખંભાત બંદરેથી ગળી, ગોળ અને રૂની નિકાશ થતી હતી. એડન હિંદુસ્તાનનાં વહાણોને માટે મથક હતું. કોરોમંડલથી ઝાંઝીબાર વહાણમાં જતાં વીસ દિવસ થતા હતા અને પાછા આવતાં ત્રણ મહિના થતા હતા. તેણે ત્રણસેં ખલાસીવાળાં પાંચથી ૭ હજાર ટોપલી ભરી લઈ જઇ શકાય તેવાં વહાણો જોયાં હતાં. તેવાં વહાણોની સાથે બે ત્રણ વહાણ ૧૦૦૦ ટોપલી ભરી લઇ જઇ શકાય તેવાં અને ૧૦૦ ખલાસીવાળાં હતાં અને તેની જોડે ૧૦ નાની હોડીઓ રહેતી. તેવાં વહાણોમાં આશરે ૬૦ કેબીન અને ઉપરની બાજુએ તુતક હતાં.

ઈ. સ. ૧૩૨૧ માં ફ્રાયર ઓડેરીકે પ્રવાસ કર્યો હતો. તે ૭૦૦૦ માણસ લઇ જઇ શકે તેવાં વહાણોનું વર્ણન કરે છે, અને સોમનાથથી વહાણો ઠેઠ ચીન જતાં તેમ લખે છે. નીકોલોકોન્ટી નામનો યુરોપીઅન મુસાફર પંદરમા સૈકાની સ્થિતિનો ખ્યાલ આપે છે. તે લખે છે કે હિંદીઓ આપણા કરતાં મોટાં વહાણ બાંધે છે. દક્ષિણ હિંદના કેટલાક વેપારીઓ એવા તવંગર છે કે તેમના દરેક વહાણની કિંમત ૧૫૦૦૦ સોના મહોર જેટલી હોય છે અને તેવાં ૪૦ વહાણોમાં તેઓ વેપાર ખેડેછે. પોર્ટુગીઝના આવતા સુધી (ઈ.સ. ૧૫૦૦ અમદાવાદના સુલતાનોની દરિયાપર સર્વોપરી સત્તા હતી. સરકારી દફતરોમાં જાવા બંદરનું નામ ખંડણી આપનારાં બંદરોની યાદીમાં છે. ઈ. સ. ૧૪૨૯ માં અહમદશાહે મુંબાઇ અને સાષ્ટી ( સાલસેટ ) બંદરોનો બ્રાહ્મણી રાજાઓ પાસેથી કબજો લેવાને કાફલો મોકલ્યો હતો.

મહમદ બેગડાએ વિશાળગઢના રાજાના ૩૦૦ વહાણના કાફલાને હરાવ્યો હતો અને પોતાના કાફલાથી ચાંચીઆનો ત્રાસ દૂર કર્યો હતો.

વાસ્કોડી ગામાને ઇ. સ. ૧૪૯૮ માં ખંભાતના ખલાસીઓ પૂર્વ આફ્રિકામાં મળ્યા હતા. *આલ્બુકર્કને જાવા અને મલાક્કામાં હિંદુઓ માલમ* પડયા હતા. સુમાત્રાનો રાજા હિંદુ હતો. ( એનું નામ " પરમેશ્વર " હતું. ) ગુજરાત અને મીસરના કાફલાઓએ ૧૫૦૮ માં એકઠા થઇ ચોલ બંદર પાસેના પોર્ટુગીઝ કાફલાનો નાશ કર્યો હતો. ઇ. સ. ૧૫૨૧ માં ગુજરાતના સુલતાનના નૌકા સેનાપતિએ પોર્ટુગીઝોને ચોલ પાસે હરાવ્યા, અને તેમનું એક વહાણ ડુબાડયું. ઇ. સ. ૧૫૨૮ માં ઉંવટની લઢાઇ થઇ તેમાં પોર્ટુગીઝોએ ખંભાતના કાફલાનાં ઘણાં વહાણોનો કબજો લીધો.

ઇ. સ. ૧૫૮૪ માં પોર્ટુગીઝોએ ગોવાના ચાંચીઆ પર ચઢાઈ કરી. તેમાં પોર્ટુગીઝો હાર્યા. આ બધી સાલો નકામી કંટાળો આપવા માટે આપી નથી પરંતુ તે એમ સાબિત કરવા માટે આપી છે કે આ વર્ષો દરમ્યાન આપણી નાવિક પ્રવૃત્તિ મંદ નહોતી. તે સમયમાં હિંદી વહાણ કોઇ રીતે બાંધણીમાં ઉતરતાં ન હતાં. ઇ. સ. ૧૬૧૨ માં સર એચ. મીડલટને પકડેલું એક વહાણ ૧૫૩ ફુટ લાંબું, ૩૧ ફુટ ઉંડું અને ૧૫૦૦ ટન ઉપાડવાની શક્તિ ધરાવતું હતું. તે વખતનાં અંગ્રેજનાં વહાણ બહુ તો ૩૦૦ થી ૩૫૦ ટનનાં હતાં.

## મોગલ સમય

આ પ્રવૃત્તિ મોગલ સમયમાં અને ખાસ કરીને અકબરના અમલમાં વ્યવસ્થિત થઈ અને રાજ્ય તરફથી વહાણોના બાંધ કામપર દેખરેખ રાખવામાં આવી. નૌકાસૈન્યના ખર્ચને માટે બંગાળાના કેટલાક પરગણાની ઉપજ જુદી કહાડવામાં આવી અને જરૂર પ્રસંગે નૌવારાને ( નૌકાસૈન્ય ) માટે અમુક માણસો તથા વહાણ ઠાકોરો તથા જમીનદારોએ પુરાં પાડવાં એમ નક્કી કરવામાં આવ્યું. નૌકાખાતા માટે મીર બહેરીનો ઓદ્દો કહાડવામાં આવ્યો. મીર બહેરીનું કામ વહાણ પુરાં પાડવાનું અને વહાણ બંધાય તે પર દેખરેખ રાખવાનું હતું. તે ઉપરાંત નૌકા માટે માણસ પુરા પાડવાનું કામ પણ હતું. દરેક વહાણમાં નીચેની જાતના કામ કરનારા હતા.

૧ નાખોદાઃ—વહાણનો કેપ્તાન.
૨ મૌલીમઃ—તારા વિગેરે પરથી વહાણને દોરનાર.
૩ ટંડેલઃ—ખલાસીઓનો ઉપરી.
૪ નાખોદ ખેશવઃ—લોકોને બળતણ પુરૂં પાડનાર અને વહાણપર માલ ચઢાવવાપર દેખરેખ રાખનાર.
૫ સારંગઃ—વહાણોને બંદરોમાં લેનાર અને કહાડનાર અને તે કામપર દેખરેખ રાખનાર.
૬ ભંડારીઃ—માલપર દેખરેખ રાખનાર.
૭ કીરાણીઃ—વહાણનો કારકુન હિસાબ રાખનાર તથા લોકોને પાણી પુરૂં પાડનાર.
૭ સુકાનગીરઃ—સુકાનપર દેખરેખ રાખનાર. કેટલીક વખત વહાણમાં ૨૦ સુકાનગીર રહેતા.
૯ પનજેરીઃ—થાંભલાની ટોચે બેસી તપાસ રાખનાર.
૧૦ ગુમાનીઃ—વહાણમાં પાણી ભરાયલું ઉલેચનાર ખલાસી.
૧૧ ખંદુકવાળાઃ—વહાણની સ્થિતિ પ્રમાણે તેમની સંખ્યાનો આધાર રહેતો.
૧૨ ખારવાઃ—તેમનું કામ સઢ વીંટવા, ચઢાવવા કાણાં પડે તે પુરવાં, લંગર નાખવું, કાઢવું વગેરે હતું.

નદીઓ પર દેખરેખ રાખવા નાવાધ્યક્ષ જેવો અમલદાર રહેતો. વહાણોપર માલની કિંમતપર ૨ ½ ટકા કર હતો. ( બ્રિટિશ ગવર્નમેન્ટનો ઓછામાં ઓછો ૩½ ટકા છે. )

ઔરંગઝેબના સમયમાં આરાકાનીઓની ચઢાઇને લીધે ઘણી જાગીરોની ઉપજ નૌકાખર્ચમાં વપરાઈ જતી. ઇ. સ. ૧૬૩૯ માં શાહજાદા સુજાને બંગાળાનો સુબો બનાવવામાં આવ્યો, તેની બેદરકારીથી મુત્સદ્દીઓનો લાંચ વગેરેથી ત્રાસ વધી ગયો અને ઘણા પરગણા પાયમાલ થયાં. તેથી ઘણા નૌકા અમલદારો જે જાગીરદારો હતા તે ભૂખે મરતા થઇ ગયા, આ સ્થિતિ મીરજુમલા જ્યારે સુબો થયો ત્યારે સુધરી પણ તેની આરાકાનીઓનીના હાથે હાર થઈ અને બાદશાહી કાફલાનો નાશ થયો.

શાઇસ્તખાનના સમયમાં ફરી કાફલાનો પુનરૂદ્ધાર થયો.

રાજ્ય તરફની પ્રવૃત્તિ ઉપરાંત વ્યાપારિક પ્રવૃત્તિ અને ચાંચીઆઓની પ્રવૃત્તિ ચાલુ હતી. વળી મક્કા હજ કરવા જનારાઓને લઇને સુરત અને મક્કાનો રસ્તો હારદોર રહેતો. શિવાજીના તાબામાં વિજયદુર્ગ, કોલાબા, સિંધુદુર્ગ, રત્નાગિરી અને અંજનવેલ એ બંદરો મુખ્ય હતાં. કોનાજી . આંગરીઆ અને તેના

પછી શંભુજી આંગરીઆ મરાઠા નૌકાસૈન્યના સગારં ( Admiral ) હતા. અંગ્રેજો અને પેશ્વાની વચ્ચે સલાહ થયા પછીથી મરાઠા નાવિક પ્રવૃત્તિનો અંત આવ્યો.

હવે આપણે છેક નજીકના સમય સુધી આવી પહોંચ્યા છીએ. પણ આ બધા સમયમાં ગુજરાતની પ્રવૃત્તિ કેવી હતી તે ટુંકમાં તપાસીએ.

આ દેશના તેમજ પરદેશના સાહિત્યમાં દ્વારકાં, સોમનાથ, ભ્રગુકચ્છ, સુરત અને સુપારક એટલે હાલનું સોપારા એ બંદરોનાં નામ વારંવાર મળી આવે છે. ભરૂચનો ઝરમનો ખેગાસ રોમન શહેનશાહ ઓગસ્ટ્સના દરબારમાં રહેતો હતો તે આપણુ જોઇ ગયા. ઈ. સ. ૭૫ માં ગુજરાતના રાજકુમાર અજીશકે જાવા પર ચઢાઇ કરી હતી અને ગુજરાતનું સંસ્થાન વસાવ્યું હતું. ઈ. સ. ૧૫૦૦ સુધી એટલે પોર્ટુગીઝોના આવતા સુધી જાવા બંદર ગુજરાતના સુલતાનોને ખંડણી ભરનારા બંદરોની યાદીમાં છે.

મૌર્ય સમયમાં ગુજરાત મગધને કબજે હતું એટલે તે વખતનો ઈતિહાસતો એકઠો આવી જાય છે. પણ ત્યાર પછી ગુજરાતમાં શાહ વંશની સ્થાપના થઇ. તે વંશનો મૂળ પુરૂષ નાહપાણુ હતો અને તેની રાજધાની સિહોર હતી. એ રાજાઓના સમયમાં મીસર અને ઇરાન જોડે વેપાર ચાલતો હતો. કાર્લિની ગુફાઓ આ રાજાઓએ કોતરાવી હતી. આ વંશ ઇ. સ. ૨૩૫ સુધી ટક્યો. ત્યાર પછી ઇ. સ. ૩૧૮થી ૪૯૮ સુધી વલ્લભી રાજાઓની સત્તા ચાલી. આ વંશના બીજા રાજા સમુદ્રગુપ્તનો એક લેખ પ્રયાગ એટલે અલ્હાબાદમાં ગંગા કિનારે મળી આવ્યો છે તેમાં તેની આગળ મહારાજાધિરાજ પદ લગાડેલું છે. અને સિંહલ અથવા લંકા તેના કબજામાં હતું તેમ જણાવેલું છે.

વલ્લભી રાજ્યના અંત પછી ચાવડાઓનો ઉદય થયો. ચાવડાઓ ચાંચીઆ હતા અને ગુજરાતના નાવિકોએ ચાંચીઆ તરીકે કેટલાએ સમય સુધી નામના મેળવી છે, અને તેને માટે ઘણા મુસાફરો તેમજ પરદેશી લેખકો કકળે છે. શરૂઆતમાં ચાવડાઓએ ચાંચીઆઓનો ત્રાસ દૂર કર્યો પણ પછી તો તેઓ જાતેજ ચાંચીઆપણું કરવા લાગ્યા હતા. યોગરાજના રાજ્ય અમલ દરમ્યાન તેના પુત્ર ક્ષેમરાજ અને તેના ભાઇઓએ સોમનાથ પાટણના બંદરમાં પરદેશી વેપારીઓનાં વહાણ લુંટ્યાં હતાં તે માટે તેણે તેઓને ઠપકો આપ્યો હતો એવો ઇતિહાસમાં ઉલ્લેખ છે.

મૂળરાજ સોલંકી ( ઈ. સ. ૯૪૭ થી ૯૯૭ ) સૌરાષ્ટ્રમાંના વંશસ્થળીના ગ્રહરિપુને જીતી પાટણ આવ્યો ત્યારે દેશદેશના વકીલો અણહીલવાડના રાજાને ખુશ કરવા પોતાના રાજા તરફથી નજરાણાં લાવ્યા હતા તેમાં અંગ દેશના વકીલે રથ ભેટ કર્યો. **સમુદ્ર કિનારેથી લાલ મણી આવ્યા.** વનવાસથી આવેલા વકીલે સુવર્ણ લાવી મુકયું. દેવગિરિના રાજાનો વકીલ આ વખત વાર્ષિક ખંડણી લઈ આવ્યો. કોલ્હાપુરના વકીલે પોતાના રાજા તરફથી મોકલેલાં જવાહીરો મૂળરાજના ચરણ પાસે મુકયાં. આ વખતે કાશ્મીરથી સુંદર પશમ, કુરૂ દેશથી રંગીન છત્ર, અને પંચાલ દેશથી ગાય અને ગુલામોનાં નજરાણાં આવ્યાં...વગેરે વર્ણન ભાટોએ કરેલું છે.

સિદ્ધરાજ ( ૧૦૯૪ થી ૧૧૪૩ ) ના સંબંધમાં એક જૈન ગ્રંથકાર લખે છે કે તેના પર સિલોનના રાજાનાં નજરાણાં આવ્યાં હતાં.

ગુજરાતના સુલતાનોના સમયમાં તો ગુજરાતની દરિયા પર સર્વોપરી સત્તા હતી તે સંબંધી આગળ કહેવામાં આવ્યું. તે ઉપરાંત ગુજરાત અને મીસરના કાફલાઓના એકત્ર બળથી પોર્ટુગીઝ જોડે નૌકાયુદ્ધ ઈ. સ. ૧૫૦૭ માં થયું હતું તે ધ્યાનમાં રાખવા જેવું છે. મોગલ સમયમાં નૌકા ખાતુ વ્યવસ્થિત હતું તે આવી ગયું.

આ બધી બાબત રાજાઓની સત્તાસંબંધી આવી. પણ ગુજરાતની ધરૂી પ્રવૃત્તિતો વહેપારી છે. ચીનો મુસાફર યવનચંગ (હુએનત્સંગ) લખે છે કે "સૌરાષ્ટ્રની આજીવિકા મુખ્યત્વે દરિયા મારફત છે. ઇ. સ. ૧૨૯૨ માં માર્કોપોલોએ પ્રવાસ કર્યો હતો તે ગુજરાતનાં બંદરોના વ્યાપારનો ખ્યાલ તેનાં વર્ણનોમાં

આપે છે. આપણા ચાંચીઆઓ છેક સોકોટ્રા સુધી હતા તેમ તે લખે છે. વાસ્કોડીગામાને ઈ. સ. ૧૪૯૮ માં ખંભાતના ખલાસીઓ પૂર્વ આફ્રિકામાં મળ્યા હતા.

ગુજરાતી સાહિત્યનાં લોકગીતો અને લોકકથાઓ એકઠી કરવી જોઇએ તેવા પ્રયાસ થયા નથી. તોપણ સ્વ. રણજીતરામ વાવાભાઈએ લોકગીતો એકઠાં કરેલાં તેમાં પરદેશી મુસાફરીના ઘણા ઉલ્લેખો છે. પતિ પરદેશ હોય અને પત્ની ઘેર વિયોગમાં હોય તેવાં ઘણાં ગીત છે તેમાંના પ્રતિનિધિ રૂપ એકાદ બે દાખલા લઇએ.

" હું પીંજાઉં ઘર આંગણે, પેઉજી પીંજાય પરદેશ;
સસરો કહે વહુ દુબલાં રે; સાસુ કહે તરીઓ તાવવાળાં;
દીએર કહે દુઃખ હું જાણું, વાલો સધાર્યા છે ગામ."

વિયોગથી પત્ની કૃષ થઈ ગઇ છે; સાસુ સસરો તેનું કારણ કળી શકતાં નથી પણ દીએર કળી શકે છે. પરદેશ સીધારેલા સ્વામીની સાથે પત્ર વ્યવહાર દીએર દ્વારા પત્નીથી થઇ શકતો. આપણા આધુનિક સાહિત્યના પ્રારંભકાળમાં લખાએલી સાંસારિક વાર્તાઓમાં આવી સ્થિતિનાં દર્શન થાય છે. પરદેશ પતિ પધારેલો છે. હાલ જેમ કેટલાક હિંદુઓ આફ્રિકા બ્રહ્મદેશ વગેરે વહેપાર કરવા જાય છે ત્યારે ત્યાં ઘર માંડે છે. અર્થાત્ એક કુટુમ્બ અહિંઆ ઉપજાવે છે અને બીજું જે દેશમાં વહેપાર કરતા હોય છે ત્યાં ઉત્પન્ન કરે છે તેમજ અસલ પણ થતું. શોકયનું સાલ ઉભું થવાથી વિયોગના દિવસ લંબાતા. પતિવ્રતા પત્ની સર્વ મોજશોખ તજી સ્વામીની વાટ જોયાં કરે છે. એક દિવસ ન્હાનો લાડકો દીએર મેંદી લાવ્યો અને ભાભીને પગે ચોપડવા કહ્યું. "ત્હારા ભાઇ પરદેશ છે માટે એ સર્વ નકામું છે." એવો ઉત્તર ભાભીએ વાળ્યો.

એ ગીતમાં આગળ નીચે મુજબ છે:–

" લાખ ટકા આપું શોકડા કોઈ જાય જે દરિયાપાર
શોકયના સાહેબાને એટલું કહીએ કે તારી
બહેની પરણે ઘેર આવ.
બહેની પરણે તો ભલે પરણે એને દેજો કન્યાદાન.

\+ + + +

શોકયના સાહેબાને એટલું કહીએ કે
તારી માડી મરે ને ઘેર આવ.
માડી મરે તો ભલે મરે એને બાળજો વડલા હેઠ.'

આમાં ભાઈ બ્હેન અને મા દીકરાના ઋણાનુબંધ હિન્દુ સંસારે માન્યા છે તેનો ઉલ્લેખ છે. કન્યાદાન આપવું એ ભાઇનો ધર્મ છે. દીકરાની ખાંધે ચ્હડી સ્મશાન સિધાવવાનો દરેક હિન્દુ સ્ત્રીને કોડ હોય છે. ઘડપણમાં માને પાળવી પોષવી અને ત્હેનું મરણ સાચવવું એ હિંદુનું ધર્મવ્રત છે. આ બન્ને ધર્મકાર્ય કરવા આવવું જોઇએ પણ પરદેશણના મોહમાંથી છુટી આવતો નથી.

હાલ પણ ગુજરાતીઓ વહેપારના માટે દુનિયાના દરેક ભાગમાં છે. પૂર્વ આફ્રિકા, દક્ષિણ આફ્રિકા, ટ્રાંસવાલ, યુગન્ડા વગેરે તો આપણુંજ સ્થાન છે. રંગુનના વહેપારનો મોટો ભાગ ગુજરાતીઓને હાથ છે. દુનિયાના મોતીના વહેપારનો મોટો હિસ્સો ગુજરાતીઓને હાથ છે અને મોતી કાઢવા માટે જતી ટોળીઓમાં ગુજરાતીઓ જાય છે. પણ હાલ આપણાં પોતાનાં વહાણ નથી.

## અંગ્રેજ સમય

મોગલ સમય સુધીની પ્રવૃત્તિ આપણે જોઇ. ઇસ્ટ ઈંડિઆ કંપનિના વખતમાં પણ આ પ્રવૃત્તિ ધીમી પડી નહોતી. ઇ. સ. ૧૬૩૩ માં ઇસ્ટ ઇંડિઆ કંપનિએ પોર્ટુગીઝોની સામે પોતાના વહેપારનું રક્ષણ કરવા માટે સુરતમાં કાફલાની સ્થાપના કરી. ઇ. સ. ૧૬૬૯ ની લગભગમાં સુરતને બદલે મુંબઇ મુખ્ય મથક રાખવામાં આવ્યું. પણ ઈ. સ. ૧૭૩૫ સુધી સુરતમાં વહાણ બાંધવાનું કામ ચાલુ રહ્યું હતું. મુંબઇના કાફલાના કોઇ વહાણે દુશ્મનના બરોબરીઆ વહાણ આગળ વાવટો નમાવ્યો હોય એમ બન્યું નથી. મુંબઇના વહાણ બાંધવાના ખાતાનો વહીવટ ઈ. સ. ૧૭૩૬ થી ઇ. સ. ૧૮૩૭ સુધી પારસી કુટુંબના વહાણ બાંધનારાઓને હસ્તક રહ્યો હતો. આ પારસી વહાણ બાંધનારાના વખતમાં મુંબઇમાં એવાં સારાં વહાણ બનતાં કે બ્રિટિશ

કાફલાને માટે પણ કેટલાંક વહાણ મુંબઇ બાંધવામાં આવતાં. મુંબઇનો ડૉક આ સમયે કેટલી ચઢતી દશાએ પહોંચ્યો હતો તે એક મુસાફરે ઇ. સ. ૧૭૭૫ ની સાલમાં કરેલા નીચેના વર્ણન પરથી જણાશે. " અહિં મોટો અને સારી રચનાવાળો ડૉક છે. તેમાં યોગ્ય વખારોમાં નૌકાયુદ્ધનો સામાન ભરેલો છે. અને......લંગર બનાવવાને માટે સંઘાડા છે. કદ અને સગવડ જોતાં કદાચ યુરોપના કોઈ ભાગમાં ન જોવામાં આવે એવી સુકી ગોદી છે. તે માટે તે અભિમાન ધરાવે છે. " વહાણ બાંધવા માટે મુંબઇમાં કુદરતી સગવડ હતી. મુંબઇ ગુજરાતના અને મલબારના જંગલોની વચ્ચે આવેલું છે. તેથી કરીને વહાણ બાંધવાને જોઇતું લાકડું તેને પૂરતા જથામાં મળી શકતું. સાગ ઇંગ્લંડના ઓક કરતાં વહાણના કામમાં ચઢીઆતો નીવડયો હતો. ઈંગ્લંડનાં ઓકનાં વહાણ બાર વર્ષ ટકતાં જ્યારે મુંબઇનાં સાગનાં વહાણ એથી વધારે વર્ષ ટકતાં તેમ છતાં કિંમતમાં સોધાં પડતાં. જે વહાણમાં રહી નેલ્સને નેપોલીઅનનાં ફ્રેંચ કાફલાને હરાવ્યો હતો તે વહાણ વિક્ટરી (Victory) મુંબઇના ડોકમાં બાંધવામાં આવ્યું હતું.

નૉર્વે, સ્કૉટલેન્ડ, હોલેન્ડ અને યુરોપના બીજા નાના દેશોના કિનારાના વ્યાપારને માટે ફરતાં હિંદુસ્તાનમાં બાંધેલાં વહાણ હાલપણ સિસ્ટર નિવેદિતાને માલમ પડયાં હતાં. ઇ. સ. ૧૭૮૦ માં હૈદરઅલીની ચઢાઇને લીધે કર્ણાટકમાં દુકાળ પડયો, ત્યારે તે ભાગમાં ખોરાક પુરો પાડવા માટે વહાણની જરૂર પડી અને તે વખતથી બંગાળાના કાફલાની શરૂઆત થઇ.

ઇ સ. ૧૮૦૧ થી ઇ. સ. ૧૮૨૧ સુધીનાં વીસ વર્ષમાં હુગલી નદીમાં કુલ ૧,૦૫,૬૯૩ ટનનાં ૨૩૭ વહાણ બાંધવામાં આવ્યાં. દર ટનનું આશરે રૂ. ૨૦૦ ખર્ચ ધારીએ તો આ વહાણ બાંધતાં લગભગ ૨) કરોડ રૂપિયા ખર્ચ થયું હશે. આ રકમનો મોટો ભાગ દેશી કારીગરો અને મજુરોને મળ્યો હશે.

ઇસ્ટ ઇંડિઆ કંપનિએ બાંધેલા હિંદી કાફલાએ પહેલા અને બીજા બર્મા વિગ્રહમાં અને ચાઇનીસ વિગ્રહમાં ભાગ લીધો હતો. ઘર આગળના દરિયાથી દૂર ઇરાની અખાતમાં, રાતા સમુદ્રમાં વગેરે સ્થળોએ આ કાફલાએ સેવા બજાવી હતી અનેહિંદના વહેપારને સગવડ આપી રક્ષણ આપ્યાં હતાં.

હિંદની નાવિક પ્રવૃત્તિના અંતની શરૂઆત ઇ. સ. ૧૮૪૦ પછી થઇ. અને ઇસ્ટ ઇંડિઆ કંપનિના હાથમાંથી રાજ્યની લગામ બ્રિટિશ રાજ્યકર્તાના હાથમાં ગઇ ત્યાર પછી થોડા વખતમાં ઇ. સ. ૧૮૬૩ માં તેનો સંપૂર્ણ નાશ થયો.

આ સમયમાં હિંદી વહાણો સંબંધી એક ફ્રેંચ એફ બાલ્ટાઝાર સોલવીન્સ ઇ. સ. ૧૮૧૧ માં " લેઝ હિન્દુઝ " નામના પુસ્તકમાં લખે છે કે પ્રાચીન સમયમાં હિંદીઓ વહાણ બાંધવાના કામમાં ચઢીઆતા હતા અને હાલમાં હિંદીઓ હજુ પણ આ બાબતમાં નમુના આપી શકે. એટલે સુધી કે અંગ્રેજો નૌકા સ્થાપત્યની દરેક બાબતોપર ધ્યાન આપનારા છે, તેઓએ હિંદીઓ પાસેથી જોઇ તેમના વહાણોમાં ઘણા સુધારાઓ ફતેહ મંદ રીતે કર્યા છે. હિંદી વહાણોમાં સૌન્દર્ય અને ઉપયોગ એક સાથેજ હોય છે. અને તે ખંત અને સુંદર કારીગીરીના નમુના છે.

વીસ સૈકાથી ચાલતા આવેલા રાષ્ટ્રીય ઉદ્યોગનો કેવી રીતે નાશ થયો તે આપણે જોયું. આપણી નાવિક પ્રવૃત્તિ હિંદી સંસ્કૃતિનો વિજય દેખાડે છે. આપણી નાવિક પ્રવૃત્તિને લઇનેજ આપણી સંસ્કૃતિ ટકી રહી અને બીજી સંસ્કૃતિઓપર અસર ઉપજાવી શકી. દેશની ઔદ્યોગિક પુનર્ઘટના દેશી વહાણ સિવાય થાય એમ કલ્પવું મુશ્કેલ છે.

હાલ આપણો વ્યાપાર દુનિયાના લગભગ દરેક ભાગમાં ચાલે છે. આ વ્યાપાર પરદેશી કંપનીઓના વહાણોને લઇને ચાલે છે અને તેને માટે આપણે લગભગ ૨૫ કરોડ રૂપિઆ દર વર્ષે પરદેશી કંપનીઓને માલ લાવવા લઈ જવા બદલ આપીએ છીએ. હિંદુસ્તાનના દેશી કિનારાના વહેપારના ૮૫ ટકા પરદેશી વહાણોમાં ચાલે છે.

પરદેશ જતા આવતા હિંદી મુસાફરો અને હજ કરવા જતા હાજીઓ તથા હિંદી લશ્કરની અવર જવર તથા કિનારા પરના મુસાફરોને માટે લગભગ

૮પા લાખ રૂપિઆ પરદેશી કંપનીઓને ભાડા પેટે આપીએ છીએ આપણી ટપાલને માટે લગભગ ૮ લાખ રૂપિઆ દરવર્ષે પી. એન્ડ ઓ. કંપનિને મળે છે. આવી રીતે આપણાં વહાણ નહિ હોવાથી દર વર્ષે અઢળક ધન ગુમાવીએ છીએ. અને તે ઉપરાંત આ પણા વહેપારીઓને જોઇતી સગવડ મળતી નથી.

ખુલ્લા દરિયામાં ફરતા કુલ ૧,૧૮૦૦૦૦૦ ટનનાં વહાણમાંથી આશરે ૯૫ હજાર ટનનાં વહાણ હિંદીઓને હાથ છે. એટલે લગભગ સેંકડે ૮ ટકા આપણા હાથમાં છે અને પરદેશીઓના હાથમાં ૯૯.૨ ટકા છે. કિનારે ફરતાં વહાણોના કુલ ૨૯૬૧૦૦૦ ટનમાંથી ૩૨૪૦૦૦ ટન દેશીઓના હાથમાં છે. એટલે કિનારાનાં નાનાં વહાણોમાં પણ આપણા હાથમાં સેંકડે ૧૧ ટકા છે અને પરદેશીઓના હાથમાં ૮૯ ટકા છે.

આ સ્થિતિમાં આપણો વ્યાપાર વધે એમ માનવું તે ખાલી ફાંફાં છે. જે ઉદ્યોગે ભૂતકાળમાં સારી સેવા બજાવી છે અને જેની સાથે હિંદની આર્થિક ઉન્નતિનો આધાર છે તે તરફ નેતાઓ અને તવંગર લોકો ધ્યાન આપશે એમ આશા છે.

હિંદના સુવર્ણમય ભૂતકાળના ઇતિહાસના ભૂલાએલાં પાનાઓમાંથી એક અગત્યના ભાગપર ધ્યાન દોરવા પ્રયત્ન કર્યો છે. અને તે ઉપરથી આ દેશનો ઇતિહાસ ઉપર વધુ પ્રકાશ નાંખવા ગુજરાતી સાક્ષરો પ્રયાસ કરશે અને બીજા ગુજરાતી ભાઇઓ કશું નહિ તો ઇતિહાસ વાંચશે તો દેશપર ઉપકાર થશે, અને આજનો વખત નકામો નથી ગયો એમ હું માનીશ.

**પ્રીતમરાય વ્રજરાય દેસાઇ.**

---

# *ઈરાકનાં સ્મરણો

## તુર્કીના સુલતાન-ખલીફ

તુર્કીના જુના મહારાજ્યના બે ભાગ હતા, (૧) યુરોપમાં અને (૨) એશિયામાં. યુરોપમાં કોન્સ્ટાન્ટીનોપલ, થ્રેસ અને મામોરાના સમુદ્રની બન્ને બાજુએ આવેલી બોસ્ફરસ અને ડાર્ડેનલસની સામુદ્રધુની ઉપર સુલતાનની સત્તા હતી. એશિયામાં એશિયામાઇનોર—જેમાં એનેટોલીયા અને સ્મર્ના બન્નેનો સમાવેશ થાય છે-અને મેસોપોટેમિયા, આર્મિનીયા અને કુર્દિસ્તાન, સિરીયા અને પેલેસ્ટાઇન-એ મુલક સુલતાનના સીધા કાબુ નીચે હતો. તે ઉપરાંત એડન અને તેની આસપાસના થોડા મુલક સિવાયના આખા અરબસ્તાન દેશમાં પણ સુલતાનની જ હાક વાગતી હતી. જો કે ત્યાં જુદા જુદા સ્થાનિક અમીરો અને સરદારોના હાથમાં જ ખરેખરી રાજ્યસત્તા તો રહેતી જ, અને તેઓ માંહેમાંહે અને કોઇક વખત સુલતાન સામે પણ લડતા તોય સાધારણ રીતે સલ્તનતની આગળ શિર ઝુકાવીને થોડીઘણી ખંડણી ભરતા.

તુર્કીનો સુલ્તાન પોતાના આખા રાજ્યનો બાદશાહ હતો, તેમજ તેમાં આવેલાં ધર્મસ્થાનોનો રક્ષક અને દુનિયાના આશરે ચાલીસ કરોડ મુસલમાનનો ખલીફ-ઉલ-મુસલમીન ગણાતો. મુસલમાનોની એવી માન્યતા છે કે તેમના મુખ્ય ધર્મગુરૂ પાસે એવી લશ્કરી અને રાજકીય સત્તા હોવી જોઇએ કે જેથી દુનિયાના કોઇપણ ભાગમાં મુસલમાનોના ધર્મને કંઈ આંચ આવે તો પોતાના બાહુબળથી તેમનું રક્ષણ કરી શકે. આ માન્યતા માત્ર એક વહેમ રૂપે જ રહી નથી કારણ કે છેલી કેટલીએ સદીઓથી તુર્ક લોકોએ ઇસ્લામની આબરૂ જાળવવા માટે પોતાનું લોહી રેડ્યું છે. ૧૯૧૪ પહેલાં દુનિયાનાં તમામ ઇસ્લામી રાજ્યોમાં વધારેમાં વધારે પ્રતાપી સમૃદ્ધ

* મેસોપોટેમિયાને અરબ લોકો ઈરાક કહે છે.




# એશીઆમાં તુર્કીનું રૂપાન્તર..

ઉપર જુના તુર્કસ્તાનના એશીઆઈ વિભાગનો અને તેની સાથે અરબસ્તાન, અને ઈરાનના કેટલાક ભાગનો નક્શો આપ્યો છે. તેમાંથી તુર્કીના ઈશાન ખૂણામાં આવેલા જ્યોર્જીઆ અને આઝરબૈજન અને પૂર્વે આવેલા ઈરાન શિવાયનો બધો ભાગ તુર્કીની સત્તા નીચે હતો. તે પૈકી ઇજીપ્સતો સન ૧૮૮૨ થી ખરૂં જોતાં અંગ્રેજોના જ હાથમાં છે. છતાં તેના ઉપર તુર્કીની નામની જે સત્તા હતી તે સેવ્રની સંધિથી દૂર થઈ, અને ત્યાં સ્વરાજ સ્થાપવાનાં અનેક વચનો આપ્યાં છતાં, અંગ્રેજી લશ્કરશાહી અને નોકરશાહી ત્યાં પૂર દમામથી ત્રાસ વર્તાવે છે. આ સાથેના લેખમાં બતાવ્યા પ્રમાણે આર્મીનીઆ અને કુર્દીસ્તાન અને અરબસ્તાનને સ્વતંત્ર બનાવ્યાથી અને સીરીઆ, પેલેસ્ટાઈન, અને મેસોપોટેમિયા હજમ થયેલાં હોવાથી સ્મર્નાના ગાળા શિવાયનો કંઇ પણ નિશાન વગરનો એશિયા માઇનોરનો ભાગજ હમણાં સુધી તુર્કીના-ખરૂં જોતાં મુસ્તફા કમાલ પાશાનાજ હાથમાં હતો. પણ છેલ્લાં થોડાંજ અઠવાડીઆમાં, સ્મર્નાના આખા વિભા- ગમાંથી કમાલ પાશાએ ગ્રીક લોકોને હઠાવી કાઢ્યા છે, અને વાયવ્ય ખૂણા ઉપર ઇસ્મીદ અને બ્રુસા સુધી લગભગ પોતાનું લશ્કર જમાવ્યું છે. મામોરાના દરિયાનો જળમાર્ગ ખુલ્લો રાખવાના હેતુથી તેની એક બાજુએ થોડો થોડો પ્રદેશ સેવ્રની સંધિ પ્રમાણે મિત્રરાજ્યોએ પોતાના હાથમાં રાખ્યો છે, તે ઓળંગીને કમાલપાશા કોન્સ્ટેન્ટીનોપલ અને ગ્રીસ ઉપર ધસારો કરશે કે નહિ એ હાલ ઘણી ચિંતાનો વિષય છે. દરમ્યાન કમાલપાશાને રોકવા માટે ગેલીપોલીને સ્હામે કિનારે ચણક નામના એક નાના ગામમાં અંગ્રેજોએ-ફ્રાન્સ અને ઇટાલીએ તે છોડ્યું છે તે પછી પણ પોતાનો કાફલો અને લશ્કર જમાવ્યાં છે. કમાલપાશા અંગ્રેજોની સ્હામે લડાઈમાં ઉતરશે કે તેમના આમંત્રણને માન આપી સુલેહ પરિષદ્‌માં

(પૃષ્ઠ ૪૧ ની સ્હામે)

અને વિસ્તારવાળું તુર્કીનું જ રાજ્ય હતું, એટલે આ માન્યતા સકારણ બનતી. જો ખલીફ સામાન્ય રીતે સૌ મુસલમાનોનો ધર્મગોપ્તા હતો તો તે તેના રાજ્યમાં આવેલાં ઇસ્લામનાં પાક સ્થળોનો ખાસ રક્ષક ગણાતો અને મક્કા અને મદીના, દમાસ્કસ અને બગદાદ વગેરે ઝઝીર-તુલ-અરબના આખા મુલકના ઉપર સુરજ અને ચંદ્ર તપે ત્યાં સુધી ખલીફની જ સત્તા કાયમ રહેવી જોઇએ, એવી માન્યતા માટે કુરાનમાં પ્રમાણ છે.

### તુર્કીના ભાગલા

પણ છેલી લડાઇમાં મિત્રરાજ્યો સાથે લડતાં તુર્કી હારી ગયું તેથી આ બધી સ્થિતિ બદલાઇ ગઈ છે. સેવ્રની જે સંધિ ઉપર તુર્કીને સહી કરવાની ફરજ પડી તે મુજબ (૧) થ્રેસ અને સ્મર્ના ગ્રીસને સોંપવામાં આવ્યા (૨) બોસ્ફરસ ડાર્ડેનલ્સનો સમુદ્ર માર્ગ પ્રજામંડળને સ્વાધીન થયો (૩) એશિયામાઇનોરના જે ભાગમાં આર્મિનીઅનો અને કુર્દ લોકોની વધારે વસ્તી જણાઈ તેના આર્મિનીયા અને કુર્દિસ્તાન નામનાં જુદાં રાજ્યો સ્થાપવામાં આવ્યાં, (૪) પ્રજામંડળના નામે પેલેસ્ટાઇન અને મેસોપોટેમિયા અંગ્રેજોએ હજમ કર્યાં (૫) તે મુજબ સિરીયા ફ્રેન્ચ લોકોને સોંપવામાં આવ્યું (૬) અને અરબસ્તાનનો મુલક હજાઝના રાજાને સોંપાયો. આથી જુના મહારાજ્યમાંથી માત્ર કોન્સ્ટાન્ટીનોપલ અને તેની આસપાસનો થોડોક ભાગ યુરોપમાં અને એશિયામાં માત્ર એનેટોલીયા—એટલું જ સુલ્તાનને હસ્તક રહ્યું. અને વળી ખુદ કોન્સ્ટાન્ટીનોપલમાં લશ્કરની તેમજ નાણાંની સત્તા મિત્રરાજ્યોના પ્રતિનિધિઓને સોંપી એટલે સલ્તનતનું તેમજ ખિલાફતનું મીંડું વળ્યું.

આથી દુનિયાના તમામ મુસલમાનોમાં અને મુસલમાની રાજ્યોમાં ક્ષોભ થયો છે, અને આપણા દેશમાં પણ ખિલાફતની ચળવળ મોટા પાયા ઉપર જામી છે. છતાં સંધિ થયા પછી એક મુદ્દાનો ફેરફાર થયો છે. સ્મર્ના ગ્રીસને સોંપાયાથી ત્યાંના લશ્કરે તે શહેરમાં પ્રવેશ કરી ત્યાંના અને આસપાસના મુલકમાં કેટલાયે ઘરગામ બાળીને સાફ કર્યાં અને હજારો તુર્ક સ્ત્રીઓ, પુરુષો અને બાળકો ઉપર ગોળી ચલાવી, તેમજ બીજા ભયંકર અત્યાચાર કર્યા. તેથી જ તમામ પાણીદાર તુર્કોએ મુસ્તફા કમાલ પાશાની આગેવાની નીચે મળીને એશિયામાઇનોરનાં અંગોરા નામના એક પ્રમાણમાં નાના ગામમાં ધારાસભા અને રાજ્યતંત્રનું સ્થાપન કર્યું. તેમણે મજબૂત લશ્કર રચ્યું; તેમજ ત્યાં દીવાની સત્તા પણ જમાવી અને કોન્સ્ટેન્ટીનોપલના નમાલા અમલદારોને એશિયામાઇનોરના ખૂણેખૂણામાંથી તેમણે કાઢી મૂક્યા. વળી સ્મર્નાથી ખૂબ આગળ ભીતરમાં ગ્રીક લોકો ધપતા હતા, તેમની સામે અસંખ્ય મુશીબતો વચ્ચે કેસરીયાં કરીને રોક્યા. એટલે હાલ સ્મર્ના બાદ કરતાં આખા એશિયામાઇનોરમાં અંગોરાની આણ વર્તે છે, અને તુર્કીનો સુલતાન તો પોતાની રાજધાનીનો જ ધણી છે—ખરૂં જોતાં તે પણ નથી.

આમ મુસ્તફા કમાલ પાશાની સત્તા એશિયા માઇનોરમાં જામવાથી અને ગ્રીક સત્તા તેની આગળ ઝાંખી પડવાથી તેમજ ખિલાફતના મામલાને લીધે દુનિયાના મુસલમાનોમાં ખળભળાટ થવાથી સેવ્રની સંધિ તો ખતમ થઈ ચુકી છે. તેમાં સુધારા વધારા કરવાને અત્યાર સુધીમાં જે સૂચનાઓ મિત્ર રાજ્યોએ કરી છે તે અંગોરાને પસંદ પડી નથી. હમણાં જ ફરીથી તે વિષે વિચાર કરવાને પરિષદ્ ભરાવાની ખબર આવી છે એટલે તુર્ક લોકોનું ભવિષ્ય હજી ત્રાજવામાં જ તોળાય છે.

### ઇરાકનું મહત્વ

ઉપર જણાવ્યા મુજબ તુર્કી અને ખિલાફતનો સવાલ માત્ર તુર્ક લોકોને માટે જ નહિ પણ એશિયા આફ્રિકાના તમામ મુસલમાનો માટે અત્યંત મહત્વનો હોવાથી તેના જુદા જુદા ભાગનું દિગ્દર્શન કરવાની જરૂર છે. તેમ કરવાથી જ સૌ મિત્રરાજ્યોએ અને તેના આગેવાન તરીકે ખાસ કરીને અંગ્રેજોએ તુર્ક અને મુસલમાનો ઉપર જે ભયંકર અન્યાય કર્યો છે, તેનો ખ્યાલ આવી શકશે. આ બધા

ભાગમાં ઈરાક વિલક્ષણ સ્થાન ધરાવે છે. જ્યારથી જર્મન લોકોએ બગદાદ સુધી રેલ્વે બાંધવાની યોજના ઘડી ત્યારથી જ તેના ઉપર અંગ્રેજોનું ખાસ ધ્યાન ખેંચાયું. જર્મનો જો બગદાદ સુધી વેપાર ચલાવે તો તેમને બસરા આવતાં, પછી ઇરાનના અખાતમાં પગપેસારો કરતાં અને છેવટે હિન્દુસ્થાન પર પણ નજર કરતાં શી વાર લાગે? એટલે હિન્દુસ્થાન પર પાકો કાબૂ રાખવા મેસોપોટેમિયામાં પણ વેપાર અને કાંઈક સત્તા જમાવવાનું તો અંગ્રેજોને અગાઉથી જ સૂઝયું હતું. તે પ્રદેશના નાકા ઉપર જ—જો કે ઈરાનની હદમાં—ઍંગ્લો પરશિયન ઑઈલ કંપનીએ તેલનું મોટું કારખાનું જમાવ્યું હતું અને બસરા અને બગદાદમાં પણ અંગ્રેજો એટલો વેપાર કરતા હતા કે તેમની ઇલાયદી ફલખો પણ સ્થપાઇ હતી. આ કંપનીનો અને આ વેપારનો બચાવ કરવાને જ બહાને, પણ ખરૂં જોતાં હિન્દુસ્થાન પર શત્રુની નજર ન બગડે તે માટે મેસોપોટેમિયા પર છેલ્લા યુદ્ધમાં અંગ્રેજોએ ચઢાઇ કરી હતી. વળી ત્યાં મોટે ભાગે હિન્દી લશ્કર અને સરસામાનથી લડાઇ ચલાવવામાં આવી હતી, તેમજ ત્યાંના આરબ લોકોને સ્વરાજ્ય આપવાનું વચન આપીને અંગ્રેજોએ ભયંકર દગો કર્યો છે એ જોતાં એ મુલકની સામાન્ય સ્થિતિથી તેમજ અંગ્રેજ રાજ્યનીતિની હકીકતથી વાકેફ થવાની જરૂર છે. સન ૧૯૧૭ ની સાલમાં મ્હેં તે મુલકમાં થોડીક મુસાફરી કરેલી તેનાં કેટલાંક જાણવાજોગ સ્મરણો આપું છું.

સન ૧૯૧૭ માં હિંદી સરકારે હિંદી વર્તમાનપત્રોના એક પ્રતિનિધિ મંડળને મેસોપોટેમિયા મોકલવાનું ઠરાવ્યું. કારણ દેખીતું હતું. સિપાઈઓ તરીકે તેમજ નોકરો તરીકે હજારો બલ્કે લાખો માણસોને તે પહેલાં તે મુલકમાં મોકલ્યા હતા પણ તેમાંના કેટલાએની અહિંઆથી જાકપટથી કે જોર જુલમથી ભરતી કરી છે, અને ઇરાકમાં રણક્ષેત્ર પર તેમજ ઈસ્પીતાલમાં તેમને ખૂબ કનડવામાં આવે છે એવા મુદ્દાની ખૂબ વાતો આપણા દેશમાં ચાલતી હતી. તે બધી શમે તોજ વધારે ભરતી બંધ ભરતી થાય અને પ્રજાનું સાંત્વન કરવાને માટે તેનાજ પ્રતિનિધિઓને તે મુલકની સ્થિતિ દેખાડવી એવો કંઇ ખ્યાલ સરકારનો હશે.

અમારૂં મંડળ આઠ જણનું હતું તેમાં ચાર અંગ્રેજ અને ચાર હિંદી હતા. એસોશિયેટેડ પ્રેસ, પાયોનીયર, ઇંગ્લીશમેન અને મદ્રાસ મેલના પ્રતિનિધિઓ અંગ્રેજો હતા. હિંદીઓમાં બંગાળી પત્ર વસુમતીના તંત્રી બાબુ હેમેન્દ્રપ્રસાદ ઘોષ, પંજાબના પૈસાઅખ્બાર પત્રના તંત્રી મહાશય આલમ અને પૂનાના જ્ઞાન પ્રકાશ તરફથી હિંદ સેવક સમાજના સભાસદ ભાઇ જોશી અને હું હતા. હમારા નાયક તરીકે લશ્કરી ખાતાના અમલદાર મેજર પુલી હતા.

## ઈરાનનો અખાત

મુંબાઇથી આગબોટમાં બેઠા, ત્યારે જરમન સબમરીનનો ભય હતો, તેથી એક ગનબોટ અમારી પાછળ આવતી હતી. એક વખત દૂર દૃષ્ટિ મર્યાદા ઉપર ધુમાડાની એક સેર જણાઇ તેથી તે તરફ દોડી જઇ, તપાસ કરવામાં ગનબોટે લગભગ એક દિવસ કાઢી નાખ્યો. કરાંચી થઇને પાંચ ૭ દિવસે અમે ઇરાનના અખાતમાં પ્રવેશ કર્યો, એટલે બધું વાતાવરણ બદલાયેલું લાગ્યું. મહાસાગરના ખૂબ ઉંચે ઉછળતાં મોજાં, વખતો વખત પવનના વાવાઝોડાં અને વરસાદ એ બધું બંધ થયું—અમારા બિચારા બંગાળી મિત્ર તો એ બધાને લીધે સીસીક થઇને બે દિવસ સુધી કેબીનમાંજ પડી રહ્યા. અખાતનું પાણી તો સરોવરના જેવું શાંત હતું અને મંદ પવનથી તેમાં નાના નાનાંજ મોજાં ઉછળતાં. વળી મહાસાગરમાં તો ઉપર આકાશ અને નીચે પાણીજ દેખાતું—માત્ર કોઇ કોઇક વખત દૂર વહાણની ટોચ અને કરાંચી ગયા પછી બેત્રણ દિવસ સુધી બલુચિસ્તાનની ટેકરીઓની ઝાંખી ભૂખરી રેખાઓ જણાતી. અખાતમાં તો દાખલ થવાનો માર્ગ એટલો સાંકડો છે, કે થોડે થોડેજ વખતને અંતરે અરબસ્તાનના તેમજ ઈરાનના લીલા છમ કિનારા દેખાયા, અને પાછી ભાગેજ બન્ને કિનારા દેખાતા બંધ થતા. રાજદ્વારી દૃષ્ટિએ મહત્વનો ભેદ એ હતો કે બહાર જર્મનનો કંઇક ભય રહેતો

ત્યારે અહિંઆતો જાણે પોતાના ઘરમાંજ હોઇએ એવું લાગ્યું. અખાતની અંદર આશરે સો વરસથી અંગ્રેજો વહેપાર અને ચોકી કરે છે. કેટલાએ ચાંચીઆઓને અંગ્રેજ બંદુકો અને આગબોટોએ હઠાવ્યા છે, અને કેટલાએ અરબ કિનારાના સરદારોની સાથે કોલકરાર કરીને વશ કર્યા છે. બીજી બાજુએ ઇરાનના દક્ષિણ વિભાગમાંતો રૂશીયાની સાથે ૧૯૧૦-૧૧ માં થયેલા કોલકરાર મુજબ અંગ્રેજોનોજ ખરો અમલ ચાલતો અને બુશાયરમાંતો અંગ્રેજી રાજ્યનો મોટો પ્રતિનિધિ રહેતો, એટલે લડાઇ શરૂ થઇ તે પહેલાં પણ ઇરાનના અખાતમાં તેમજ તેના બંને બાજુના કિનારા ઉપર અંગ્રેજોનીજ આણ વર્તતી.

### શેખ–અલ–અરબ

અખાતમાં મુસાફરી કરતાં ખબર પડી કે, બહેરીન ટાપુ તો અંગ્રેજોએ સર કરેલોજ છે અને લડાઈ દરમ્યાન કવેટ અને ફાઓ—જે બે સ્થળ મેસેપોટેમિયાના બારામાં આવેલાં છે—તેના શેખો સાથે હમણાંજ ખૂબ દોસ્તી થઇ છે. આજે તે સ્થળોના નકશાના રંગ ઉપરથી જણાય છે કે તે તેના શેખનાં મટીને અંગ્રેજોનાં થયાં છે.

ઇરાકના પ્રાણરૂપ યુફ્રેટીસ અને ટાઇગ્રીસ નદીઓ બસરાની ઉત્તરે આશરે ૬૦ માઇલ ઉપર મળીને તેની દક્ષિણે ૬૦ માઇલ સુધી મહાનદના સ્વરૂપે વહી ફાઓની આગળ ઇરાનના અખાતને મળે છે. આ સંગમને શેટ–અલ–અરબ કહે છે. નર્મદા નદી ચોમાસામાં બે કાંઠે વહેતી હોય એવો સંગમ દેખાય છે. તેમાં પ્રવેશ કરતાં પાણીની પૂરી ભરતીને માટે આગબોટને ઘણીવાર અટકવું પડે છે, તેમ અમારે પણ આશરે ચોવીસ કલાક રાહ જોવી પડી. પછી કાબેલ અરબોએ સામેથી આવીને અમારા વહાણને રસ્તો બતાવવા માંડયો તે પછી થોડે વખતે ઇરાન તરફના કિનારા ઉપર એંગ્લો પરશીયન કંપનીના તેલના મોટાં પીપો અને કારખાનાં જણાયાં. પણ આજેજ એનું ખરૂં મહત્ત્વ તો સમજાય છે, કારણ કે મેસોપોટેમિયામાંથી તેલનો અખૂટ ઝરો મળી શકે અને બીજી અનેક કંપની એ બંને દુર્ભાગી પ્રદેશનું સત્વ હરણ કરી ઇંગ્રેજોને ખટાવે, એ ઉદ્દેશથીજ ત્યાં બધી બાજી માંડેલી છે.

જરા આગળ જતાં ઇરાનની કારૂન નદી સંગમમાં મળતી જણાઈ અને તેની પાસેજ મહોમરાના શેખનો સુંદર વાડી બંગલા દેખાયા. અમને કહેવામાં આવ્યું કે આ શેખે પણ આપણી સાથે ઘણીજ મહોબત રાખીને પોતાનાં મકાન અંગ્રેજ અમલદારોને માટે ઇસ્પીતાલ તરીકે વાપરવાને આપી દીધાં છે. જે સંબંધમાં એક પક્ષ શિર ઝુકાવી બધું આપ્યાંજ કરે અને બીજો અકડ રહી દમામથી બધું લીધાંજ કરે તેને દોસ્તી કોણ કહે ?

### અશારનો કાંપ

બસરાનો કાંપનો ભાગ—જેને અશાર કહેવામાં આવે છે ને જે તુર્ક લોકોએ વસાવેલો જણાય છે તે સંગમની ડાબી બાજુએ આવેલો છે. લગભગ અશાર આગળ અને તેની ઉતરે સંગમમાંથી ડાબી બાજુએ થોડે થોડે અંતરે પાણીના ફાંટા વહે છે. અશારના ફાંટાને કિનારે કિનારે સરસ સડક છે, તે રસ્તે ત્રણ માઇલ જતાં બસરા શહેર આવે છે.

જુના વખતમાં અશારનો કિનારો એક માઇલથી વધારે લાંબો નહિ હોય. તે કિનારા ઉપર તેમજ અશારથી બસરાના રસ્તા ઉપર સરકારી અને કેટલાક શેખ લોકોની મોટી કોઠીઓ આવેલી છે, તે બધી હાલ અંગ્રેજોએ જુદી જુદી ઓફીસો માટે રોકી લીધેલી છે. કિનારાથી જરાક દૂર તુર્ક સિપાઇઓને માટે છાવણી બાંધેલી છે, તેમાં અંગ્રેજ સિપાઇઓને અને ઓફીસરોને તે વખતે રોખેલા હતા. રાત્રે આઠ નવ વાગે અમને પણ ત્યાંજ ઉતાર્યા. જતાં વારજ અમારે પ્રથમ ખાસે મક્ષિકા જેવું થયું. હાથ-મોઢું કપડાં બદલી અમે અમારી પથારીમાં સુતા કે તરતજ ઓચિંતું લશ્કરી બ્યુગલ વાગ્યું અને સેંકડો સિપાઇઓ દોડતા કંઈ જતા હોય એવા અવાજો સંભળાયા. જોત જોતામાંતો વિજળીની હાથબત્તી લઈ એક સિપાઈ અમારા ઓરડામાં પણ ધુસ્યો અને અમારી નમેલી આંખો આગળ તે ધરીને અમને બહાર નીકળવા જોરથી કહેવા લાગ્યો. અમે અમારી

ઓળખાણ આપવા ગયા પણ તે સાંભળ્યા વગરજ તે ચાલ્યો ગયો. વળી બીજાએ થોડીવારમાં આવીને એવીજ ધમાલ કરી મુકી! છેવટે અમે બહાર સમજુત આપવાને નીકળ્યા ત્યારે ખબર પડી કે સિપાઇઓને ચેતતા રાખવાને માટે એવું ફાયર એલાર્મ વગાડવામાં આવ્યું હતું, અને અમને સિપાઈ જાણીને સામેલ થવાનું કહેવાને માટે બત્તીવાળા આવ્યા હતા.

### અશારથી મગીલ

ઉપર જણાવ્યા પ્રમાણે મૂળતો માઇલથી પણ ઓછો કિનારો રોકાયો હશે પણ અંગ્રેજોએ તો આશરે ચાર પાંચ માઇલ–છેવટના ભાગને મગીલ કહેવામાં આવે છે ત્યાં સુધી–લશ્કરની છાવણીઓ અને ઈસ્પીતાલો, જુદા જુદા અમલદારો અને નર્સોનાં ઘર, રેલ્વે, વહાણ વિગેરેનાં અનેક જાતનાં કારખાનાં, દારૂગોળા, બંદુકો, ઘોડા, ખચ્ચર વગેરેની ડીપોએ બધું વસાવ્યું છે. કેટલેક ઠેકાણે તો કિનારાથી એક બે માઇલ સુધી અંદર પણ વસવાટ હતો. કિનારા ઉપર તો અનેક મછવાઓ અને મોટર–બોટોથી જવાતું પણ પગ રસ્તે જવાને નવા રસ્તા પણ ખુબ કરેલા જણાયા. પાકા મકાનો તે વખતે થોડાજ તૈયાર હતાં પણ નવાં બાંધવાની યોજનાઓ થતી હતી. ઘણાખરાં તો લાકડાનાં કાચાંજ ઘર હતાં. ઘણાને તંબૂમાં રાખ્યા હતા. બસરાથી તે યુફ્રેટીસને ટાઈગ્રીસના સંગમસ્થાન સુધી તે વખતે પણ રેલ્વે બાંધી હતી. નદીને સામે કિનારે એરોપ્લેઇન સમાસ્થાનું ખાતું હતું. આમાં એક પણ હિંદીને રાખવામાં આવ્યો નહતો.

આટલા ઉપરથીજ સહેજે જણાયું કે વડા પ્રધાન લંડનમાં ગમે તેવાં ભાષણ કરતા હતા છતાં પણ આ મુલકમાં કાયમનું થાણું કરવાનો અંગ્રેજોનો વિચાર હતો. અશારથી બસરા જતાં અને જુદા જુદા અમલદારોને મળતાં, સામાન્ય હકીકત મેળવતાં અમારી આ માન્યતા વધારે પાકી થતી ગઇ. પંજાબના એક અંગ્રેજ રીવીલીયનને બસરાના આખા વિલાયતનું (બગદાદથી ઉત્તર સુધીના પ્રાન્તનું) જમીન મહેસુલ નવેસર નક્કી કરવાને નીમ્યો હતો. તેજ મુજબ બીજા અમલદારો નિશાળો, કોર્ટો, જેલ વિગેરે ખાતાની નવેસર રચના કરવા ગોઠવાઇ ગયા હતા. વળી દિવાની ખાતામાં વધારેમાં વધારે મહત્વનું ખાતું તો રાજદ્વારી ખાતુંજ ગણાતું તેથી બુશાયરમાં આશરે વીસ વરસથી કામ કરનાર સર પર્સી કોક્ષ જેઓ–આજે પણ કાયમ છે તેમને–તે ખાતાના વડા અમલદાર તરીકે નીમીને બગદાદ મોકલ્યા હતા. મીસ બેલ નામની એક અંગ્રેજ સ્રીએ વર્ષો સુધી અનેક અગવડો વેઠીને અરબ લોકોના ખૂબ ભીતરના પ્રદેશમાં મુસાફરી કરી બહોળો અનુભવ મેળવ્યો હતો તેને સર પર્સીના મદદનીશ તરીકે નીમવામાં આવી હતી. અમને જણાવવામાં આવ્યું કે અરબ લોકોમાં કોઇ પરદેશી પુરૂષ જાય તો તે ભાગ્યેજ જીવતો રહે પણ સ્રીને કંઇ પણ ઈજા ન પહોંચે. લશ્કર પોતાનું કામ કરી રહે તે પછી કિનારાની પારે વસતા અરબ શેખોને સામ, દામ અને ભેદથી કાયમને માટે વશ કરવાનું કામ આ ખાતાએ શરૂ કર્યું હતું.

### ઝુબેર

આ ખાતાના કામનો પ્રત્યક્ષ અનુભવ, બસરાથી આશરે દશ માઇલ દૂર આવેલા ઝુબેર નામના એક ગામડામાં અમને થયો. બસરાથી લડાઈ ખાતાની મોટી મોટરમાં બેસીને અમે નીકળ્યા કે થોડીવારમાં રસ્તા વગરના અતિશય ખડબચડા પણ બીલકુલ સપાટ મેદાન ઉપર મોટર ખડખડ કરતી ચાલવા લાગી. આગળ પાણી દેખાયાંજ કરે પણ તે ભાત મૃગજળ. નદીથી એક બે માઇલ દૂર ગયા એટલે પછી લીલોતરીનું તો નામજ નહિ અને જરા વધારે દૂર જઇએ એટલે તો રણ શરૂ થાય. અર્ધોએક કલાક બેઠા પછી નાનું ગામડું આવતું જણાયું તેના સીમાડામાં ખાઇઓ ખોદેલી હતી. અમને કહેવામાં આવ્યું કે અહીંઆજ તુર્ક લશ્કર છેલ્લું હારી ગયુ એટલેજ બસરા અંગ્રેજોના કબજામાં આવ્યું. પણ તે પહેલાં ઝુબેરના શેખને સરસ લાંચ આપીને નરમ પાડેલો, અને તે લાગો પણ એવોજ. એ મુલકના

પ્રમાણમાં તેનું ઘર એક મહેલ જેવું કહી શકાય; અર્ધા મુસલમાન અને અર્ધા ઇંગ્રેજી ઢાઢથી અમને એણે કૉફી અને ખાણું આપ્યું, પણ તેના મ્હોં પરથી માખ પણ ઉડતી નહોતી; તેના દમ મરી ગયા હોય એમ લાગતું હતું. આવી બહાદૂર અને લડાયક કોમના સરદારને અંગ્રેજ અમલદારો આગળ નીચો નમી સલામો ભરતો જોઈને દયા આવી. ત્યાં એક જુવાન અંગ્રેજ અમલદાર પણ પૂરેપૂરા ઠાઠથી રહેતો હતો. તેણે મહેલમાં તો પોતાની સાથે થોડા સિપાઇ પણ રાખેલા અને એક વાર થોડી ઝપાઝપી પણ થયેલી, પણ અમે ગયા ત્યારે તો તે ભરવાડની માફક આખા ગામના તમામ પહેલવાન આગેવાનોને મુગા ઢોરની માફક એકલે હાથેજ હાંકતો હતો.

ગામમાં ફરી લોકોના મકાનો જોયાં; તે અસલ ખૈબર પાસનાં લડાયક લોકોનાં જેવાં લાગ્યાં. મજબૂત લાકડાના લાંબા ખીલાવાળા બારણાં, ગરીબાઇને લીધે માટીની પણ ઉંચી દિવાલો અને ઉચેની દિવાલમાંથી ગોળી તાકવાને માટે રાખેલાં કાણાં કોઇ જુદીજ ઓલાદનો ખ્યાલ આપતાં હતાં, પણ પૈસાની લાલચથી અને અંગ્રેજોના તાપથી આ બધાઓનો જુસ્સો ઓસરી ગયેલો જણાયો. એ શેખ અને એ અરબોનો વિચાર કરતાં ઘણીવાર મુસલમાનોએ વશ કરેલા રજપુતાનાના કોઇ પહાડી સરદારની અને અસલના વારાના કંપની સરકારે ફેડેલા સેંકડો જમીનદારો, કિલ્લેદારો, સરદારોને નાયકોનું સ્મરણ થાય છે.

### બસરા

હવે બસરાના વતનીઓ તરફ નજર કરીયે. બસરામાં અને આખાએ પ્રદેશમાં મોટા ભાગની વસ્તી અરબની, તેથી ઘણી ઓછી યહુદીઓની ને બહુ જુજ આર્મિનીયનોની ને ખેલડીયનોની છે. આ ઉપરાંત સેંકડો હિંદીઓ—ખાસ કરીને વહોરાઓ વેપારને માટે ત્યાં આવીને વસેલા હતા, અને આની સાથે ઇંગ્રેજ રાજ્યને અંગે લાખો સિપાઇઓ નોકરો, અમલદારોને કારકુનો તરીકે હિંદુઓ અને મુસલમાનો, શીખો અને ગુરખાઓ આવેલા હતા, તેનો જો વિચાર કરીએ તો ત્યાંના કોઇ બજારમાં દેખાતા જન સમુદાયનો કંઇક ખ્યાલ આવી શકશે.

આ મુલકમાં બે ચીજો આપણું તરતજ ધ્યાન ખેંચે છે. ત્યાંના અસલી બજારના આખા રસ્તા ઉપર બંધ છાપરું હોય છે; ત્યાં ખૂબ તાપ પડે છે તેથી ઠંડક જાળવવાને માટે આમ કરવામાં આવે છે. તેની સાથે કોઇ કોઇ ઠેકાણે બપોરે પાણી પણ છાંટવામાં આવે છે. આથી ઠંડક જળવાય છે ખરી, પણ જાત જાતના તેલ મસાલા વિગેરેની વાસ પણ બજારમાં ખૂબ આવે છે. જેમ બજારમાં સૌ લોકોનો મેળો થાય તેમ બીજું મળવાનું ઠેકાણું તેમની કાવાઓ ( હોટેલો ) હોય છે. તેમાં ખાસ કરીને નદીને કિનારે આવેલા કાવામાં ચાર ચાર પૈસા આપી કડવી કૉફીનો એક પ્યાલો પી આખો દિવસ તેના બાંકડા ઉપર ઘેનમાં પડી રહેતા અને વખતોવખત હુક્કામાંથી ધુમાડાના ગોટા કાઢતા કેટલાએ અરબો જોવામાં આવે. જે અરબોને મજુરી નહિ અને જે કારીગર નહિ તેઓ કામ વગર ઘણાજ આળસુ માલુમ પડયા. બાકી અંગ્રેજો કરોડો રૂપીઆ પાણીની માફક એ મુલકમાં ખરચતા હતા એટલે મજુરીયાત વર્ગ તો ખૂબ મહેનત કરી ખૂબ કમાતો હતો.

આપણને સાધારણ રીતે એમ કહેવામાં આવેછે કે તુર્કોની ગુલામગિરીમાંથી અરબોને અંગ્રેજોએ છોડાવ્યા, તેથી તેમને નવું રાજ્ય ગમે છે. આ પોકળ હવેતો ઉઘાડું પડી ગયું છે પણ તે વખતે તો હિમ્મતભેર ચલાવવામાં આવતું, તેથી અમારા મુસલમાન દોસ્તને તુર્કી અને અરબ્બી બંને ભાષા આવડતી હતી એટલે મસીદોમાં અને કાવાઓમાં જઇને અરબોનો ખરો ખ્યાલ જાણી લેવાની હમે વિનંતિ કરી. વાચકને જણાવવું જોઇએ કે તેઓ તે વખતે તેમજ આજે પણ સરકારી પક્ષના હિમાયતી છે, અને અમારી મુસાફરી દરમ્યાન જ્યાં જાય ત્યાં અમલદારો સાથે ઘણોજ સારો સંબંધ કેળવતા; છતાં તેમણે અનેક મોટા નાના અરબો જોડે ખુબ વાતો કરીને અમને કહ્યું કે "એતો કદી પણ બની શકે કે

અરબો અંગ્રેજોને ચહાય? અલબત્ત, તેઓ તો તુર્કોનેજ ચહાય છે અને તુર્કોની સત્તા નીચેજ રહેવાને ઇચ્છે છે. તેમનો ધર્મ એક છે અને તેમનો દીન પણ એક છે." તેઓ અને બીજા પ્રતિનિધિઓ બગદાદથી પણ ૬૦ માઈલ આગળ જઇ આવ્યા તે દરમ્યાન બીજા ઘણાએ અરબો જોડે તેમણે વાત કરી હશે પણ તેમની આ માન્યતા જરાએ બદલાઈ નહોતી.

## ઇસ્પીતાલો

ઇસ્પીતાલોની સ્થિતિ વિષે બસરામાં કાંઇક જાણવાનું મળ્યું. ૯-૧૦ નંબરની હિંદી સિપાઇની ઇસ્પીતાલમાં એક ગુજરાતી ભાઇ સબ આસિ. સર્જન હતા, તેમણે સાથે ફરીને બધું બતાવ્યું. દવાની અને દાક્તરી સાજની ગોઠવણ સાધારણ રીતે સંતોષકારક લાગી, પણ તેણે કહ્યું કે આ પ્રદેશમાં લડાઇ શરૂ થઇ ત્યાર પછી પહેલી ખોલવામાં આવેલી હિંદી ઇસ્પીતાલ એજ હતી, અને શરૂઆતમાં કંઇપણ બરાબર વ્યવસ્થા ન હતી ત્યારે વહાણના વહાણ ભરીને સંખ્યાબંધ સિપાઇઓ ઘાયલ થઇને બોટમાં આવતા તેમને લગભગ ખુલ્લામાં રાખવા પડતા, સાત સાત દિવસ સુધી પાટા પણ છોડાતા નહિ અને ખાવા પીવાનું પણ ઠેકાણું નહિ. અમે જોયું ત્યારે એ બધી સ્થિતિ તો ફરી ગઇ હતી છતાં કેટલાક હિંદી સિપાઇને તંબૂમાં તપતા હમે જોયા, ત્યારે અંગ્રેજ સિપાહીઓને મોટે ભાગે પાકા મકાનમાં અને ક્વચિત્ કાચા પણ સુઘડ અને ચોખ્ખાં મકાનોમાં રહેતા જોયા. અંગ્રેજ અમલદારો તો તેમની *ઇસ્પીતાલોમાં અને નર્સીંગ હોમમાં બાદશાહી જ* ભોગવતા. એવા એક મકાનમાં થોડાજ અમલદારોને ૭ ઓઇલ એન્જીનથી વિજળી, આઈસ, સોડા, લેમોનેડ, વિગેરે અનેક ચીજો પુરી પાડવામાં આવતી. ચાદરો કપડાં અને રહેવા સુવાની બીજી અનુકૂળતામાં અંગ્રેજી અને દેશી ઇસ્પીતાલો વચ્ચે કાંઈ સરખામણીજ થઇ શકે એવું નહોતું.

પણ બસરામાં ખાસ કરીને એક વાત જોઇને અમારૂં મગજ તપી આવ્યું. હિંદી ઇસ્પીતાલોમાં હજાર સિપાઇએ મૂળ ૩ નર્સ રાખવામાં આવતી, તેને વધારીને ૬ કરવાની દરખાસ્ત પસાર થઇ ન હતી, ત્યારે હજાર અંગ્રેજ સિપાઇએ ૫૦ થી ૬૦ નર્સ રોકવામાં આવતી. આ ઉપરથી અમે તો હિંદુસ્તાન તાર કરવા પણ તૈયાર થઈ ગયા, પણ તે ખાતાના વડા અમલદારે એવો ખુલાસો આપ્યો કે હિંદુસ્તાનમાં તો દેશી સિપાઇઓ માંદા થાય ત્યારે હોસ્પીટલમાં રહે—મોટા ભાગના તો ઘેરજ જાય અને દેશી નર્સો બહુ મળતી નથી એથી શાંતિના વખતમાં પણ હિંદી ઇસ્પીતાલોમાં ભાગ્યેજ નર્સ હોય છે. અહીંયા હજારે ૩ નર્સો પણ પ્રયોગ તરીકેજ મૂકવામાં આવી છે અને બની શકશે તો તેમની સંખ્યા વધારવામાં આવશે. આ પછીથી મેં ઇસ્પીતાલમાં રહી અંગ્રેજ અને યુરેઝીયન નર્સોનો અનુભવ મેળવ્યો તે અત્યંત ત્રાસદાયક હતો. તેઓ આપણા ભલભલા સુબેદારો ને રસાલદારો પાસે સલામો ભરાવે, તેમને વઢે, ખખડાવે અને ગાળો પણ દે ત્યારે માવજત તો નહિજ જેવી કરે એમ કહીયેતો ચાલે. બધું જોતાં અને વિચારતાં અમારી પૂરી ખાત્રી થઇ કે જ્યાં સુધી આપણાજ દેશની સ્ત્રી માંદાની માવજત કરવાનું કામ પવિત્ર ગણીને નહિ શીખે ત્યાં સુધી સિપાઇની સામાન્ય ઇસ્પીતાલોમાં તો દરદીની સારી સારવાર નહિ થાય.

## બસરાથી અમારા

બસરાથી ઉત્તરે બગદાદ તરફ આગબોટને બદલે સ્ટીમલોંચમાં જવું પડે છે—જોકે પી. એન્ડ ઓ. કંપનીની મોટી આગબોટોતો બસરા સુધીએ આવતી નથી પણ શેટ-અલ-અરબના બારામાં ફાઓ આગળ ઉભી રહે છે. સ્ટીમલોંચમાં બેસી અમે બગદાદ જવા માટે ઉપડયા ત્યાં પણ રસ્તામાં બન્ને બાજુએ તે પણ થોડેકજ સુધી—કિનારે કિનારેજ લીલું વાવેતર અને ખજુરીની ઘટા દેખાયાં, અને તેની પાર તો પાદર જ જણાયું. બધી ખેતી અને કામમના ધરગામ મોટે ભાગે તો નદી કિનારેજ અને બાકી તો બકરાંને લઇને નિરંતર ફરતા અરબો અથવા જંગલી લુંટારા બદુનો. ઉપર જણાવ્યા મુજબ બસરાની ઉત્તરે ૬૦ માઇલ

સુધી સંગમમાં મુસાફરી કરીને પછી યુફ્રેટીસને એક બાજુએ છોડી અમે ટાઈગ્રીસના પ્રવાહમાં આગળ વધ્યા. તે નદીનો પટ મહી નદીથી પણ જરાક ઓછો હશે, પણ તેનું પાણી બારેમાસ બેઉ કાંઠે ભરેલું અને પ્રમાણમાં ઉંડું હોય છે તેથીજ તેની વાટે આખાં લશ્કરો અને વેપારનો માલ જઈ શકે છે.

રસ્તામાં કેટલેક ઠેકાણે અંગ્રેજ લશ્કરના નાના નાના મોરચા પણ જોયા. રેતીના થેલાઓથી વચમાં ગોળીને માટે થોડાં કાણાં રાખીને નાના નાના કિલ્લા કર્યા હતા. કેટલાક ઉજ્જડ હતા અને કેટલાકમાં સિપાઈઓ હતા. અમે ગયા તે પહેલાંના વખતમાં બે બાજુએથી અરબો આવીને નદીમાંથી જતાં વહાણ ઉપર મારો ચલાવતા હતા તેથી આવા મોરચા રાખેલા જણાયા. દરેક બોટપર રક્ષણને માટે સિપાઈઓની નાની ટુકડી તે વખતે પણ રાખવામાં આવતી.

## સેનાધિપતિ સાથે તકરાર

અમારે બગદાદ જવાનું હતું, પણ બસરાની ઉત્તરે ૧૧૫ માઈલ દૂર આવેલા 'અમારા' નામના એક ગામે અમને ઓચિંતા રોકવામાં આવ્યા. કહેવાની ભાગ્યેજ જરૂર છે કે બસરાથી બગદાદ અને તેનાથી પણ આગળ સુધી જુદે જુદે ઠેકાણે તારથી વહેવાર ચાલી શકતો હતો, અને અમુક અમુક સ્થળે વાયરલેસ સ્ટેશનો પણ હતાં. આથી મેસેપોટેમિયાના લશ્કરના સેનાધિપતિ જનરલ મૉડે બગદાદથી મોકલેલી સુચના મુજબ અમારે રોકાવાનું છે એવી ખબર મળી. જનરલ મૉડની આવી આપખુદીથી અમારા ગુસ્સાનો પાર ન રહ્યો, કારણ કે હિંદી સરકારે તો ચોખ્ખા શબ્દોમાં બગદાદ અને એથી પણ આગળ સુધીનાં રણક્ષેત્રો જોવાની તક આપવાનું જણાવ્યું હતું તેથી અમારા પહોંચતાવાર ત્યાં લશ્કરી અમલદારો વિગેરેને મળી અમે જનરલ મૉડને તાર કરીને બગદાદ જવાની પરવાનગી માગી. તેના જવાબમાં કુટ-અલ-અમારા નાં જે ક્ષેત્રપર જનરલ ટાઉન્સહેન્ડે તુર્ક લોકોના ઘેરાની સામે કેટલાએ વખત સુધી ટક્કર ઝીલી હતી અને જ્યાં વધારે મદદ ન મળવાથી નજ આવે તેણે શરણ થવું પડયું હતું, ત્યાં સુધી જ જવાની જનરલ મૉડે પરવાનગી આપી આથી વળી હમે ખૂબ ધુંધવાયા અને અમારી અણુઘટતી રોકત વિષે હમે હિંદી સરકારને તેમજ હિંદી વજીરને તેમજ અહીંયાની એસોશીએટેડ પ્રેસને અને લંડનની એમ્પાર પ્રેસ યુનીયનને તાર કર્યો. સરકારી તારમાં એવી નોટીસ આપી દીધી કે ૨૪ કલાકમાં બગદાદ અને તેનાથી પણ આગળ જવાની પરવાનગી આપો નહિં તો ૩૬ કલાકમાં હિંદુસ્થાન મોકલવાની ગોઠવણ કરો. બધા તાર બગદાદ સેન્સર થઈને જતા હતા, એટલે છાપાં ને મોકલેલા બે તાર ત્યાંથીજ અટકી ગયા; બાકીના બે તાર મોકલતાં જનરલ મૉડે 'કુટ-અલ-અમારા' જોવાની તકની બરાબર કદર ન કરવા માટે દિલગીરી દર્શાવી અને તારનો લંડનથી જવાબ મળે અમને તે મોકલી આપવાનું જણાવ્યું. છેવટે આશરે ૧૨-૧૩ દિવસ અમારાની હવા ખાધા પછી બગદાદ જવાની પરવાનગી મળી. પણ તે પહેલાં બે ત્રણ દિવસ અગાઉ સખત માંદગીને લીધે મને હિંદી લશ્કરી અમલદારોની ઈસ્પિતાલમાં મોકલવામાં આવ્યો. બાકીનું મંડળ એક મહિના સુધીમાં બગદાદથી આગળ ૬૦ માઈલ સુધી મોટરમાં બેસીને ફરીને પાછા આવ્યા તેજ અરસામાં હું હોસ્પીટલ શીપમાં હિંદુસ્તાન પાછો આવ્યો.

## અમારા

અમારા બસરાથી નાનું ગામ છે. ગામનો ઘાટ તો લગભગ બસરાના જેવોજ—નદીને જમણે કિનારે સારાં સારાં સરકારી મકાનો તેમજ અંગ્રેજોની ઓફીસો, ટાઇગ્રીસના અને તેમાં મળતી નાની નદીના કાંઠા ઉપર તેજ બાજુ એ ત્રણ માઈલ સુધી જમાવેલો લશ્કરી કેમ્પ, સરકારી મકાનોની પાછળ અમારા ગામની વસ્તી, મોટું બંધ બજાર અને ઠેકઠેકાણે કાવાઓ, નદીને ડાબે કાંઠે પણ ઈસ્પિતાલો અને લશ્કર—એ બધું નાના બસરા જેવું લાગતું. પણ કેટલાક ફેર પણ હતા. અહિંયા વિશાળ સંગમને બદલે પ્રમાણમાં સાંકડી નદી વહેતી તેથી

એટથી બીજી બાજુ જવાને બોટનો એક પુલ પણ કરેલો. ગામમાં મેલેરીઆ ચાલતો હતો, તેથી તમામ લશ્કરી માણસોને દેશી દાવાઓમાં જવાની બંદી હતી, પણ ખાસ ધ્યાન ખેંચે એવી બાબત તો યહુદીઓની પ્રમાણમાં મ્હોટી સંખ્યા હતી. ગામમાં ઠેક ઠેકાણે વધારે ઉજળા વર્ણના, વધારે સુધરેલા અને સંસ્કારી દેખાતા અને હેટને બદલે ફેઝ પહેરી બાકી વિલાયતી કપડાંમાં ફરતા યહુદીઓ નજરે ચડતા. કવચિત બારીએ બેઠેલી કોઇ યહુદી સ્ત્રીઓનું સૌંદર્ય પણ ધ્યાન ખેંચતું. આ લોકોના સંસ્કારનો વધારે ખ્યાલ તો એક દિવસ તેમની સીનેગોગમાં (ધર્મમંદિર) ગયા ત્યારે આવ્યો. મકાન તે મુલકના પ્રમાણમાં ઘણું ભવ્ય જણાયું; યહુદી ધર્મની સુંદર છબીઓ પણ જોવામાં આવી; મંદિરના મકાનના એક ભાગમાં મોટી નિશાળ ચલાવવામાં આવતી, તેમાં નાના મોટા યહુદી છોકરા તેમજ છોકરીઓને પણ શિક્ષણ આપવામાં આવતું. અમને જણાવ્યું કે બીજી ભાષા તરીકે તુર્ક લોકોના વારામાં ફ્રેંચ શિખવાતું, તેને બદલે હવે અંગ્રેજી શીખવાતું. આવી વ્યવહાર અને વેપાર કરવાની કુશળતાને લીધે નાની સંખ્યામાં હોવા છતાં પણ તેઓ અતિશય સમૃદ્ધ અને સુખી હતા.

## અરબ્સ નો લાઇક ઇંગ્લીશ

એક બે દિવસ પછી હું નદી કિનારે ફરતો હતો, તે વખતે મારા હાથ પરનો લાલ પટો ઓળખીને એક બે યહુદી છોકરાઓ મારી પાછળ દોડવા લાગ્યા. ભાગ્યા તુટયા અંગ્રેજીમાં તેઓ મારી સાથે વાત કરવા લાગ્યા તેથી હું નવાઇ પામ્યો. મેં, કંઇક જીજ્ઞાસાથી અને કંઇક ગમ્મતમાં વાત કરતાં પુછ્યું કે "યહુદી અને અરબ લોકોને અંગ્રેજ ગમે છે?" ત્યારે તેણે ચોખ્ખો જવાબ આપ્યો "જ્યુઝ લાઇક ઈંગ્લીશ, અરબ્સ નો લાઇક ઈંગ્લીશ (યહુદીને અંગ્રેજો ગમે છે, અરબોને ગમતા નથી)" અરબોનો જે અણગમો આવા નાના બીજી કોમનાં બચ્ચાં પણ પારખી શકે તે અંગ્રેજોના છળકપટથી કેટલો વખત ઢાંકી શકાય!

આપણે આર્મિનીઅનો ઉપર તુર્ક લોકોએ ગુજારેલા બેહદ સીતમ વિષે ઘણું સાંભળીએ છીએ, અને તે લોકોની સંખ્યા તો આ મુલકમાં નહિ જેવી છે. પણ અરબો દેખીતી રીતે તુર્કો કરતાં વધારે પછાત અને જંગલી છે. યહુદીઓનો પણ ધર્મ તેમનાથી ઘણો જુદો છે. વળી જઝીરત–ઉલ–અરબના મુલકમાંથી યહુદીઓને સદંતર કાઢી મુકવાનું ફરમાન કુરાનમાં કરેલું એટલે ખ્રિસ્તીઓ કરતાં પણ યહુદી સાથે વધારે દ્વેષ સંભવે; વળી અમારા જેવા ગામમાં પણ અરબોના પ્રમાણમાં યહુદીની વસ્તી ઘણી નાની અને ઘણીજ વધારે પૈસાદાર; બીતરના મુલકના અરબો તો ઘણાજ વધારે જંગલી અને પંકાયલા લુંટારૂઓ; સદીઓથી રાજ્ય પણ મુસલમાનોનું અને પછી તુર્કોનું. આ બધું જોતાં તુર્ક અને અરબોમાં કંઇ પણ ખાનદાની ન હોય તો તો તેમણે યહુદીઓને ક્યારનાએ મચ્છરની માફક મસળી નાંખ્યા હોય, પણ જેમ જંગલી ભીલ લોકો પણ પોતાના ધીરધારના સ્વાર્થને લીધે એકલવાયા માલદાર વાણીયાને લુંટી લેતા નથી, તેમ કંઇક સ્વાર્થને લીધે તેમજ કંઇક ધાર્મિક દ્વેષના અભાવે યહુદીઓ સરસ સ્થિતિ ભોગવી રહ્યા છે. આથી એમ લગભગ ચોક્કસ લાગે છે, કે આર્મિનીઅન લોકોએ યુરોપના ખ્રિસ્તીઓના ઉત્તેજનથી તુર્ક લોકોની સ્હામે કાવત્રાં ન કર્યા હોત તો તેમનો વાળ પણ વાંકો થાત નહિ.

## ઇસ્પીતાલમાં

ઉપર જણાવ્યા મુજબ લગભગ એક માસ સુધી અમારાની ઇસ્પીતાલમાં રહ્યો. મારા ઓરડામાં ગુરખા અને શીખ, રજપુત અને મુસલમાન સુબેદારો અને રસાલદારો હતા. કોઇ ઘાયલ થયેલા હતા તો કોઇને રખડપટ્ટીથી ને હવા લાગવાથી કંઈ રોગ લાગુ પડયો હતો. આ બધાની સાથે સ્વાભાવિક રીતે હું ખૂબ હળી ગયો, એટલે તેમની પાસેથી કેટલીક હકીકત પણ મળી, તેમાંના કેટલાક મુદ્દા નીચે આપું છું.

ઇસ્પીતાલમાં જતાં પહેલાં સાંભળેલું કે લડાઈમાં કેટલીક વખત હિંદી સિપાઇઓને આગળ રાખી

તેમની પાછળ અંગ્રેજ ટોળીને ગોઠવવામાં આવતી. આ અમલદારોએ પણ એ વાતની સામાન્ય રીતે સાક્ષી પુરી. અમારા ભલા નાયકે એવો ખુલાસો આપ્યો હતો કે કોઈકવાર હિંદી સિપાઈઓને શત્રુના મારાથી ગભરાઈને પાછા હઠતા અટકાવવાને-ચોખ્ખા શબ્દોમાં કહીયે તો જે પાછો હઠતો માલુમ પડે તેને ગોળીથી વિંધી નાખવાને થોડા અંગ્રેજ સિપાઈઓને હિંદી લશ્કરમાં કેટલેક ઠેકાણે મુકવામાં આવતા. આમાં પણ કદાચ સત્ય હશે, તેમ તુર્કોની બંદુકોના જીવલેણ મારાની આગળ આપણા સિપાઈઓની આહુતિઓ આપવાનું અંગ્રેજ અમલદારોને ક્વચિત વધારે રૂચ્યું પણ હોય.

દરદી અમલદારોએ સરકારની સામે બીજો આક્ષેપ એ કર્યો કે બગદાદની પાસે જે લડાઈમાં તુર્કોને હરાવવાથી તે શહેર સર થયું તેમાં હિંદી સિપાઈઓએજ કેસરીયાં કરેલાં હોવા છતાં, બગદાદમાં પહેલા દાખલ થવાનું માન અંગ્રેજ સિપાઈઓને આપવામાં આવ્યું. તેમનો એક બીજો આક્ષેપ આપણા મુસલમાન સિપાઈઓની સ્હામે હતો તે પણ નિખાલસપણે જેવો સાંભળ્યો હતો તેવોજ રજુ કરું છું. તેમના કહેવા મુજબ કેટલાક મુસલમાન સિપાઈઓને પોતાના ખલીફની સ્હામે લડવાનું નાપસંદ હતું તેથી તેઓ હિંદુ ટુકડીની પાછળ હોય ત્યાંથી તુર્કોને બદલે હિંદી સિપાઈઓ ઉપરજ ગોળી ચલાવતા. આ વિષે અમલદારોને ફરિયાદ થતી ત્યારે મુસલમાનોને નારાજ ન કરવાની ખાતર તે પર ધ્યાન આપતા નહિ.

આની સાથે જંગલી અરબો જેમને બદુન કહેવામાં આવે છે, તેમનાં છળકપટ યાદ આવે છે. તેઓ તુર્ક તેમજ અંગ્રેજ લશ્કરને લાગ આવે ત્યારે લુંટતા, પણ જેમ જેમ તુર્ક પાછા હઠતા ગયા અને અંગ્રેજો પાસે વધારે સામગ્રી જણાઈ, તેમ તેમના ઉપર વધારે હાથ ચલાવતા ગયા. તેમની પાસે છેક છેલ્લી ઢબની બંદુકો હતી અને આબાદ ગોળીબાજ પણ હતા. તેઓ આપણા લશ્કરને બેઉ બાજુએથી અને પાછળથી ખૂબ હેરાન કરતા. ક્વચિત્ તેમને થોડુંઘણું આપીને વધારે પજવણી ન કરવાનું વચન લેતા અને છતાં પણ લશ્કર જરા આગળ જાય એટલે પાછા અદલ ગોળી ચલાવતા. અમે અમારામાં હતા તે વખતેજ સાંભળ્યું કે નદીના ફાંટા પર જરા અડુલો એક લશ્કરી અમલદાર પોતાના તંબુમાં સુતો હતો તેની સામે મધરાતે પીસ્તોલ તાકીને બદુનોએ તેનાં બધાં શસ્ત્રો અને યુનિફોર્મનાં કપડાં લઈ લીધાં. આથી બદુનોની સામે સ્વાભાવિક રીતે મારા મનમાં ઘણોજ દ્વેષ થયો હતો. પણ એક દિવસ સવારે ગોળીથી વિંધાયેલા બદુન સ્ત્રી પુરૂષની નિરાધાર સુંદર બાલિકાને મજાનું ઝભલું અને પીળા કાચના મણકાની માળા પહેરાવીને હેડનર્સે અમારા ઓરડામાં ફેરવી ત્યારે તેને જોઇને તેની આખી કોમની સામેનો મારો વિરોધ પીગળી ગયો. સારા સંસ્કારથી બદુન જેવા ભયંકર જંગલી લુંટારાઓ પણ કેટલા બધા સુધરી જાય !

## "ઇન્ડિયા" પર ભાવ

લડાઈમાં સિપાઈ કે નોકરો તરીકે ગયેલા બધી, કોમ અને ધર્મનાં માણસોની વચ્ચે વધેલાં ભાઈચારા અને જાગૃતિનાં સ્પષ્ટ લક્ષણો મ્હેં જોયાં. દેશની બહાર ગયેલાને પોતાના અમુક ગામ કે પ્રાન્તના કરતાં આખા દેશની એકતાનું વધારે ભાન થાય છે. પંજાબના કે ઉત્તર હિંદુસ્તાનના, દક્ષિણ અને બંગાળના કોઇને પણ માંદગીને અંગે દેશ પાછા આવવાનું થાય એટલે તેની અને તેના દોસ્તદારોની આંખમાં હર્ષનાં આંસુ આવે. ત્યાં દેશને સૌએ હિંદુસ્તાનના કરતાં ઇન્ડિયા નામથી વધારે ઓળખતા. ઈસ્પીતાલના ભંગીઓ પણ ઘેરથી આવેલો કાગળ વંચાવવા આવે ત્યારે "ઇન્ડિયાસે ખત આયા હૈ" એમ કહેતાં ગળગળા થઈ જાય. અમલદારો જોડે વાતચીત કરતાં એમ પણ માલુમ પડ્યું કે આપણા દેશમાં ચાલી રહેલી સ્વરાજની ચળવળથી તેઓ કંઇક વાકેફ હતા. જાગૃતિમાં શીખો સૌ કરતાં વધારે ચઢિયાતા હતા અને ગુરખા વધારેમાં વધારે પછાત લાગ્યા. અને છતાંયે બહાદુર, કદાવર, સમજુ શીખ સરદારો એક ખગબ સુરેઝીયન નર્સની સતવણીથી તે પસાર થાય

ત્યારે, મહા મુસીબતે પથારીમાં અર્ધા બેસીને શિર ઝુકાવી સલામ કરે અને પંજાબમાં ભરતી કરતાં સર માઇકલ ઓડવાયરે શીખોનાં કંઇ વખાણ કર્યાં હોય તે કોઇ ઉર્દૂ અખબારમાં વાંચે એટલે હર્ષઘેલા થઇ બોલી ઉઠે: "લાટ સાહબને હમારી બહોત તારીફ કીઇ હૈ."

## અંગ્રેજોની ખાનદાની

મેસોપોટેમિયાથી પાછા મારે હોસ્પીટલ-શીપમાં આવવું પડયું. મ્હને અંગ્રેજ ઓફીસરોના વોર્ડમાં રાખવામાં આવ્યો હતો, ત્યાં અંગ્રેજ દાક્તરો ઉપરાંત અંગ્રેજ નર્સોની અને નોકરો (બોયઝ) ની સેવાનો પૂરો લાભ મળ્યો. મારે કબૂલ કરવું જોઇયે કે મારા તરફ જરા પણ ભેદભાવ રાખ્યો હોય એમ મને લાગ્યું નહિ, એટલુંજ નહિ, પણ વખતસર પોતાની ફરજ પૂરેપૂરી આનંદથી બજાવવાની તેમની ચોક્કસાઇથી અને ઘણીવાર કંઇ કહેતા પહેલાં જરૂરીયાત જાણીને તે પુરી પાડવાની કાળજીથી હું ઘણો જ રાજી થયો. રાત્રે જે છોકરો કામપર રહેતો હતો તેણે મને નિખાલસ પણે કહ્યું, કે પવન અને મોજાંના મારને લીધે વહાણ ઝોલાં ખાય છે (રોલ) અથવા ઉછળે છે (પીચ) ત્યારે મારો જીવ વલોવાય છે, અને દરીયા સામું તો જોઇ શકાતુંજ નથી, છતાં ૧૮ મહિનાથી આ વહાણમાં કામ કરું છું, અને કર્યે જાઉં-ફરજતો બજાવ્યેજ છુટકો. અને આ બધું ફરિયાદ રૂપે નહિ પણ ખૂબ આનંદ અને મોજથી કહેતો હતો. વળી હિંદીઓના વોર્ડમાં તો જુદો ભંગી હોય છે, પણ આ ભાઇઓએ તો કહ્યું કે હમે પોતેજ ભંગીનું પણ કામ હમેશાં કરીયે છીયે. તેઓ ઘણાખરા લડાઈ પહેલાં મીલોમાં કામ કરતા હતા, પણ કયાં આપણા કામદારો અને કયાં આ નવજવાનોની તાલીમ, અને કર્તવ્યનિષ્ઠા!

મને તો અમારામાં ૧૦૦-૨૦૦ દરદીઓ પર દેખરેખ રાખતી ચીઢીઆ સ્વભાવની કાળી ભૂત જેવી યુરેઝીયન નર્સનો અનુભવ થયો હતો, એટલે આશરે ૩૫-૪૦ વર્ષની ઠરેલ, સમજુ અને આનંદી સ્વભાવની અંગ્રેજ નર્સ સ્વાભાવિક રીતે ઘણીજ સારી લાગી. દરદીને તો ફક્ત સુઇજ રહેવાનું; દાક્તરને બોલાવવો અને બતાવવું, દવાનો વખત સાચવી તે આપવી, ખોરાક પસંદ કરવો અને તૈયાર કરાવવો, પથારી અને તકીયાની યોગ્ય ગોઠવણ કરવી, એ બધું નર્સનુંજ કામ. પણ આટલે વર્ષે મારા મન ઉપર વધારે ચોખ્ખી છાપ તો આશરે ૨૦-૨૨ વર્ષની વિલાયતથી તાજી આવેલી શીખાઉ નર્સની છે; તે એક રાત્રે બીજી મોટી નર્સની સાથે-હું ધારૂંછું કે- ભણ ભાગવાને માટેજ આવેલી,. અને તેણે ઘણુંજ શરમાતે શરમાતે 'કેમ છે?' એટલુંજ પુછયું. આવી સેંકડો અને હજારો સ્ત્રીઓ ભરજુવાનીમાં, પોતાના દેશથી હજારો માઇલ દૂર અજાણ્યા સંજોગોમાં, દેશની સેવાને માટે તપશ્ચર્યા કરે, અને ઉપર ગણાવ્યા તેવા લાખો નવજુવાનો દુનિયાની દશે દિશામાં મરણપર્યંત સૌ દુઃખ હસ્તે ચહેરે સહન કરે તે દેશનો સુરજ તપે એમાં શી નવાઇ?

## એશિયાની એકતા

આ સફર કર્યે પાંચ વરસ થઇ ગયાં છે. આજે હિંદુસ્તાનની સ્વતંત્રતા માટે, ખિલાફતની પ્રતિષ્ઠા માટે અને અરબ લોકોની મુક્તિને માટે આપણે ઝુંડો ફરકાવ્યો છે; ખિલાફતની લડતમાં એશિયાના સૌ મુસલમાની દેશોનાં દિલ એક છે. એશિયાની એકતાની જે ભાવના કેટલાયે વર્ષોથી આપણા કાનપર અથડાયાં કરતી હતી, તે આજ આપણા હૃદયમાં રમી રહીછે. મેસોપોટેમિયામાં પણ વિચરતાં જો અમારા મન ઉપર કોઇ છાપ ઉંડામાં ઉંડી પડી હોય તો એ એજ કે એશિયા એકછે. જુદા સ્થળમાં. જુદી આબોહવામાં, ભાગ્યની જુદી- વારા ફરતીમાં, એજ કલ્પના-શક્તિ, એજ ઉમદા ભાવ, એજ ધર્મની આણ, સંસારથી પર એવા એજ તત્વનું દર્શન થયું. બસરા અને અમારાના નદી કિનારા પર તેમજ બજારો અને રસ્તાઓમાં જતાં હિંદુસ્તાનમાં કંઈ મુસલમાની ભાગમાં ફરતા હોઇએ એમ લાગ્યું. ઘર પણ એવાંજ. માટીની મોટી દિવાલોથી બાંધેલી ખડકીઓ, અને તેમાં દાખલ થતાં મોટું ચોગાન અને તેની સામે ત્રણ ચાર નાનાં નાનાં ગરીબ ઘર.

પણ કહે છે કે દેશનો ખરો સંસ્કાર તો એમની સ્ત્રીઓમાં સમાયેલો હોય છે. બસરાથી નાના મછ-વામાં . બેસી સમી સંધ્યાકાળે અશાર તરફ આવતાં અમારી હોડી લગભગ એકલીજ ચાલે જતી હતી, તે વખતે કાળાં કપડાં પહેરી, કદાવર અરબ સ્ત્રીઓ, કોઈ પુરુષ મળવાની દહેશત ન હોવાથી બુરખો ખોલી નાંખી હાથમાં ગોળ ઘડા લઇ નદીમાં પાણી ભરવા ઉતરતી અને ઓચિંત અમને જોતાં ચહેરા પર બુરખો નાખતી અમે જોઈ. આવી સાદાઇ, મર્યાદા, ધર્મ અને શાંતિ, એશિયાની પાર કયાં જડે !

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# હિંદનો લશ્કરી ખર્ચ.

આપણા દેશમાં આ અંગ્રેજ સરકારના રાજ્યની ખુબી એ છે કે ઘણાએ દિલસોજ અને જવાબદાર અમલદારો તરફથી આપણા લોકોની સ્થિતિ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવામાં આવે, સરકાર ગંભીર ભૂલો કરે છે એવું પણ તેમના તરફથી કહેવામાં આવે, છતાં એ બધી સહાનુભૂતિ અને ડહાપણવાળાઓનું અમુક વસ્તુ કૃતિમાં મૂકવાનો પ્રસંગ આવે ત્યારે, કાંઇ ન ચાલે. હિંદુસ્તાનના લશ્કરી વિભાગની વ્ય-વસ્થાનો ઇતિહાસ આવા દષ્ટાન્તોથી ભરેલો છે. ઇ. સ. ૧૮૭૧ માં હિંદના એક માજી વાઇસરૉય લૉર્ડ મેયો સાહેબ બોલ્યા છે કેઃ

"હું સંપૂર્ણ રીતે માનું છું કે હિંદ સરકારની આર્થિક સ્થિતિ ઘણી સારી હોય તોપણ લશ્કરને માટે ખાસ જરૂર ઉભી થયા સિવાય એક પાઇ પણ વધુ ખર્ચવામાં આવે એ કેવળ ગેરવાજબી અને બેહુદુ ગણાવું જોઇએ. હિંદુસ્તાનમાં લશ્કરી ખર્ચમાં જે નાણાં નકામાં વેડરી નાખવામાં આવે છે તેનો ઉપયોગ ખરી રીતે હિંદીઓની આ-ર્થિક અને નૈતિક સુધારણા સારૂ કરવાની આપણી પવિત્ર ફરજ છે."

આ શબ્દો બહુ સુંદર છે. પરંતુ અંગ્રેજ લોકોએ આ દેશમાં રાજ્ય જમાવવા માંડયું ત્યારથી તે આજ સુધી સરકારનું વર્તન આ શબ્દોથી વિરુદ્ધજ છે. લશ્કરી ખર્ચ તેઓ દિનપ્રતિદિન વધાર્યે ગયા છે એ તો છેજ પણ લશ્કરનો ઉપયોગ પણ કાંઈ હિંદુ-સ્તાનના હિતને માટે નથી થયો.

હિંદુસ્તાન બ્રિટિશ અમલ તળે આવ્યું તેથી લાભ આખા બ્રિટિશ સામ્રાજ્યને થયો છે એમાં સદેહ નથી, પરંતુ આપણને બ્રિટિશ અમલ તળે લઇ જવાનું કામ તો આપણેજ ખર્ચે થયું છે. અંગ્રેજ લોકો અહીં પૈસાની થેલીઓ લઇને કાંઇ આવ્યા નહતા એ સહુ જાણે છે. તેમ હિંદુસ્તાનના ઇતિહાસમાંથી બ્રિટિશ વિભાગ વાંચનાર ન્હાનો વિદ્યાર્થી પણ જાણે છે કે હિંદુસ્તાન કબજે કરવામાં અંગ્રેજ સરકારે ગોરાજ સિપાહીઓનું લોહી રેડયું નથી. દેશી રાજાઓને અંદર અંદર લડાવી મારી, જેના પક્ષમાં વધુ લાભ થવાનો સંભવ હોય તેનો પક્ષ લઇ, ગાદીને માટે હકદારો ઉભા કરી, દેશી લશ્કરનેજ પોતાના હાથ તળે તાલીમ આપી કંપની સરકારે કેવી રીતે આ દેશ તાબે કર્યો તેમાં અહીં ઉતરવાની જરૂર નથી. કંપની સરકારને હિંદ જીતવામાં પાઇનો પણ ખર્ચ નથી થયો. છતાં કંપની બહાદુરના રાજ્યની શરૂઆતમાં મુંબઈ ઇલાકામાં મરાઠાઓનું જોર હોવાથી તથા મદ્રાસ ઇલાકામાં હૈદરઅલિ અને ટીપુ સુલ-તાનનું પ્રાબલ્ય હોવાથી તે ઇલાકાઓમાં કંપની સર-કારને છેક સને ૧૮૧૦ સુધી કાંઇ નફો થવાને બદલે ખોટ ગયેલી તેની ખૂમ કંપનીએ પાડયાંજ કરી છે. આ વખતે બંગાલ ઇલાકો પણ કંપની સરકારને તાબે હતો અને મુંબઈ તથા મદ્રાસ ઇલાકામાં જતી ખોટ બંગાલના રસાળ અને ધનિક દેશને ચૂસીને કંપની તો પૂરી કરીજ લેતી તે સ્વ. રમેશચંદ્ર દત્તે ચોકખું કરીને બતાવ્યું છે. ઇ. સ. ૧૭૬૩ થી ૧૮૩૮ સુધીનાં ૪૬ વર્ષમાં બધાં મળીને કુલ ૧૪ વર્ષ કંપની સરકારને ખોટનાં ગયેલાં છે અને તે ખોટની રકમ ૨૫ા કરોડ રૂપીઆ થાય છે. ત્યારે બાકીનાં ૩૨ વર્ષ નફાનાં નીવડયાં છે અને નફાની

કુલ રકમ ૭૩ા કરોડ રૂપીઆ થાય છે એટલે આ ૪૬ વર્ષનો સામટો હિસાબ ગણીએ તો કંપની સરકારને ૪૮ કરોડ રૂપીઆનો નફોજ રહેલો છે. હિંદુસ્તાનની રાજ્યવ્યવસ્થા પોતાના હાથમાં લેવા છતાં આ નફો દેશના ભલા માટે કંપની સરકારે નથી વાપર્યો, પણ કંપનીના શેરહોલ્ડરોને ડીવીડન્ડ તરીકે વહેંચી દીધો છે.

પણ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને તો હિંદુસ્તાનમાં વેપારજ કરવો હતો. તેણે રાજ્ય મેળવ્યું તે પણ તેનો વેપાર જમાવવા અને ટકાવવા સારૂજ. રાજ્યનો સાધારણરીતે જે ઉદ્દેશ હોય છે કે પ્રજાનું હિત જાળવવું તે ઉદ્દેશ સફળ થાય કે ન થાય તેની કાંઇ પરવા ન હતી. પણ કંપની સરકારના હાથમાંથી પાર્લમેન્ટે વહીવટ લીધો ત્યારથી તો તેમણે પોતાના ઉદ્દેશો શુભ અને પરોપકારી હોવાનો ડોળ કર્યોજ છે. બીજી વસ્તુઓ અહિં પ્રસ્તુત નથી, પણ લશ્કરી વ્યવસ્થાની બાબતમાં તો કહેવુંજ જોઇશે કે કંપની સરકારના સમયમાં જે સ્થિતિ હતી તે કરતાં પણ પાર્લમેન્ટના હાથમાં વહીવટ ગયા પછી સ્થિતિ બગડી છે.

## કંપનીના વખતની અને અત્યારની લશ્કરી સ્થિતિની સરખામણી

૧૮૫૭ ના બળવા વખતે ગોરૂં લશ્કર ૩૯,૫૦૦ હતું અને દેશી લશ્કર ૩,૧૧,૦૩૮ હતું. એટલે લશ્કરમાં ૮ હિંદી અને ૧ ગોરાનું પ્રમાણ હતું. પણ બળવાના અનુભવથી ભડકીને સરકારે ટુંકી દ્દષ્ટિએ જોયું કે લશ્કરમાં દેશી સિપાહીઓનું પ્રમાણ વધારે રાખવું એ તો જોખમકારક છે. એટલે ૧ અંગ્રેજ અને ૨ હિંદીનું પ્રમાણ તેમણે લશ્કરમાં દાખલ કર્યું. આ ઉપરાંત એકજ છાવણીમાં એકજ જ્ઞાતિના કે પંથના હિંદી સિપાહીઓને ન રાખવા એવી અણવિશ્વાસની નીતિ પણ સરકારે અખત્યાર કરી. બળવા પહેલાં લશ્કરમાં હિંદી અમલદારોનું પ્રમાણ કાંઇક ઠીક હતું. પરંતુ સને ૧૮૬૧ પછીતે હિંદી અમલદારોને લગભગ કહાડી નાંખ્યા એમ કહીએ તોપણ ચાલે.

## લશ્કરી મોટા હોદ્દાની વહેંચણી

૧૮૯૨ માં પાર્લમેન્ટ તરફથી બહાર પડેલા આંકડા પ્રમાણે લશ્કરી ખાતામાં વાર્ષિક દશ હજાર રૂપીઆ અને તેથી વધારે પગારવાળી જગા ૮૫૬ હતી. તેમાં ૮૫૪ યુરોપીઅન, ૧ યુરેશિયન અને ૧ હિંદી એમ પ્રમાણ હતું એટલે ઉપરની મોટા હોદ્દાની નોકરીમાંથી હિંદીને પગાર પેટે વાર્ષિક બારહજાર રૂપીઆ મળે ત્યારે યુરોપીઅનો લગભગ દોઢ કરોડ રૂપીઆ પગારમાં લઇ જાય છે. વાર્ષિક રૂપીઆ પાંચ હજારથી દશ હજારની જગ્યાઓમાં હિંદીઓની સંખ્યા માત્ર ૨૫ હતી ત્યારે યુરોપીઅનોની સંખ્યા ૧૭૦૦ ની જણાવી છે. આ ઉપરાંત કંપનીના વખત કરતાં ત્યાર પછી યુરોપીઅન સિપાહીઓને પગાર અને હોદ્દાની બઢતી પણ ઝપાટાબંધ મળવા લાગી છે.

## ૧૮૫૭નો બળવો અને તેનું ખર્ચ

મહારાણી વિક્ટોરીઆએ બળવા પછી જે ઢંઢેરો કહાડયો તેના શબ્દો ઘણા પ્રેમાળ અને ન્યાયી હતા. હિંદીઓ તેનાથી ભોળવાઇને બ્રિટિશ રાજ્યતિનીનાં ખૂબ વખાણ પણ કરવા લાગ્યા હતા, છતાં બળવા પછીની તરતનીજ સરકારની નીતિ કાંઇ ન્યાયયુક્ત ન ગણાય. બળવા પછી હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યના બરાબર સકંજામાં આવ્યું. હિંદુસ્તાન સામ્રાજ્યનું અંગ બનવાથી એશિયામાંજ નહિ પણ આખી દુનિયામાં બ્રિટિશ સામ્રાજ્યનું ગૌરવ, પ્રતિષ્ઠા અને સત્તા વધ્યાં એટલે હિંદુસ્તાનને કબજે રાખવામાં લાભ આખા સામ્રાજ્યને થયો છતાં બળવો શમાવવાનું ખર્ચ જે કુલ ૬૦ કરોડ રૂપીઆ થયું ગણાય છે તે તો હિંદુસ્તાનની રૈયતને માથેજ પડયું. હિંદુસ્તાનને પોતાના હાથમાંથી છટકી જતું બચાવવા માટે વિલાયતથી ગોરૂં લશ્કર નીકળી પડયું હતું. તેઓ હિંદુસ્તાન આવવા માટે નીકળ્યા ત્યારથી અને પછી હિંદુસ્તાનમાં રહ્યા ત્યાં સુધીનો તેમનો પગાર હિંદુસ્તાનની તિજોરીમાંથી અપાય તે દલીલની ખાતર આપણે ક્ષંતવ્ય ગણી લઇએ, પરંતુ એ ગોરા લશ્કરનો હિંદુસ્તાન ખાતે નીકળ્યા પહેલાંનો છ મહિ-

નાનો પગાર પણ હિંદી તિજોરીમાંથી આપવામાં આવ્યો. અહીં એ પણ જાણવું જરૂરનું છે કે ઈંગ્લંડથી નીકળેલું આ ગોરું લશ્કર હિંદુસ્તાનમાં પગ મૂકે તે પહેલાં તો બળવો શમી ગયો હતો.

આ તથા હિંદુસ્તાન જીતવામાં થયેના ખર્ચ બાબત સર જ્યોર્જ વિંગેટ લખે છે કેઃ

"માત્ર હિંદના ભલાં ખાતરજ આપણે હિંદ પર રાજ્ય ચલાવતા નથી. હિંદનું રાજ્ય ચલાવવામાં આપણો પણ સ્વાર્થ સમાયલો છેજ. માટે હિંદ જીતવામાં થયેલા ખર્ચમાં એક પાઇ સરખી પણ ન આપવા માટે ઈશ્વર આગળ આપણે જરૂર જવાબ આપવો પડશે."

## સરકારના ન્યાયનાં ત્રાજવાં

પણ હિંદુસ્તાનનો ન્યાય તોળવાનાં વજનજ જ્યાં જુદાં છે ત્યાં કોઇપણ દલીલ શા કામની? હિંદનું લશ્કર જ્યારે જ્યારે હિંદુસ્તાનની બહાર લડવા ગયું છે ત્યારે ત્યારે તેનું ખર્ચ હિંદુસ્તાન ઉપરજ પડયું છે. ઇ. સ. ૧૮૬૭-૬૮ માં એબીસીનિયામાં લડાઇ જાગી અને હિંદના લશ્કરને તે લડાઈમાં લઈ જવામાં આવ્યું. તેનું ખર્ચ હિંદની તિજોરીમાંથીજ આપવામાં આવ્યું. ઈ. સ. ૧૮૭૮ માં બીજો અફઘાન વિગ્રહ થયો અને લડાઈ બે વર્ષ ચાલી. અફઘાનિસ્તાન સાથે લડાઇ કરવાની હિંદુસ્તાનના હિતની દૃષ્ટિએ કશીએ જરૂર ન હતી. એશિયાના રાજ્યપ્રકરણમાં બ્રિટિશ સામ્રાજ્યની સત્તા ઉપરવટ રહે એજ એ વિગ્રહનો હેતુ હતો. છતાં તે વિગ્રહના કુલ ૩૩ કરોડ રૂપીઆના ખર્ચમાંથી તેવખતે ઉદાર મતવાદી લૉર્ડ ગ્લેડસ્ટન વડા પ્રધાન હતા તેથી સામ્રાજ્યે છા કરોડ રૂપીઆ આપવાની ઉદારતા કરી. બાકીના ૨૭ા કરોડ રૂપીઆ તો હિંદની તિજોરી-એટલે હિંદની ગરીબડી રૈયતનેજ માથે પડયા.

## હિંદને પૈસે સામ્રાજ્યનો વિકાસ

અફઘાન વિગ્રહ પછી તો હિંદના લશ્કરનો ઉપયોગ દક્ષિણ આફ્રિકા, માલ્ટા, કેનીઆ, સુદાન, તિબેટ, ચુરુઝીટ, નાઇઝર તથા બ્રહ્મદેશની લડાઇઓમાં થયેલો છે, અને આ બધી લડાઇઓમાં હિંદુસ્તાનનું વિશેષ હિત લેશ માત્ર પણ ન હતું. આ લડાઇઓથી કેવળ સામ્રાજ્યનુંજ—અને સામ્રાજ્યનું એટલે મુખ્યત્વે ઈંગ્લંડનુંજ હિત જળવાયું છે. છતાં હિંદના લશ્કરનું તે તે સમયનું ઘણુંખરું ખર્ચ હિંદની તિજોરીમાંથી આપવામાં આવ્યું છે.

બ્રહ્મદેશની લડાઇ તો હિંદના લશ્કરનો કાંઇ ઉપયોગ કરવો એટલા સારૂજ જાણે ઉપાડી ન હોય એવી છે. આ અન્યાયી લડાઇનો તમામ ખર્ચ તો હિંદુસ્તાન માથે પડયોજ, પણ બ્રહ્મદેશ સર કર્યા પછી તેનું રાજ્ય ચલાવવામાં સરકારને ખોટ આવતી હતી, તે ખોટ પણ હિંદની રૈયતને પૂરી પાડવી પડી. બ્રહ્મદેશ કુદરતી રીતે હિંદુસ્તાનથી અલગ છે. પણ તેને હિંદુસ્તાનની ભેગું ગણ્યું. આવીજ રીતે ચુરુઝીટ, કુન્ઝા, નાઇઝર વગેરે તાબે કરવાના ખર્ચનો તથા તાબે કર્યા પછી ત્યાં રાજ્ય ચલાવવાના ખર્ચનો બોજો નાહક હિંદુસ્તાન પર પડયો છે. લૉર્ડ કર્ઝને તો હિંદના રાજ્યની હદ આમ ઇરાનના અખાત સુધી અને આમ લ્હાસા અને તિબેટ સુધી પહોંચાડવા સારૂ ત્યાં ચડાઇઓ કરી, અને લશ્કરી ખર્ચ હદપાર વધાર્યું. તેણે તો ધારાસભામાં બેધડક જાહેર કર્યું કે હિંદુસ્તાનનું લશ્કર બ્રિટિશ સામ્રાજ્યની મહત્તા અને સત્તા એશિયામાં વધે તે સારૂજ રાખવામાં આવ્યું છે, નહિ કે માત્ર અંદરના બળવા શમાવવાને સારૂજ. હિંદુસ્તાનની કુદરતી સરહદથી બહાર જવું જરૂરનું નથી એવી દલીલના જવાબમાં નિર્બળોનું રક્ષણ કરવાનો ભાર પોતાને માથે લઇને ફરનારા આ લાટ સાહેબ બોલ્યા છે કેઃ

"એશિયાનાં ન્હાનાં ન્હાનાં રાજ્યો પચાવી પાડવા બીજાં મ્હોટાં રાજ્યો મથી રહ્યાં હોય તેવે વખતે સરહદ પરના પર્વતોના મજબૂત રક્ષણથી હિંદ બચી શકશે એ મૂર્ખતાભરેલો સંતોષ ધારણ કરી બેસી રહેવું આપણને પાલવે ખરૂં? એશિયામાં જુદી જુદી રાજ્યસત્તાઓનું સમતોલ રહે તે માટે હિંદના લશ્કરનો અવશ્ય ઉપયોગ કરવોજ જોઇએ. હિંદી લશ્કર માત્ર હિંદનાજ રક્ષણ સારૂ કે હિંદમાં અશાન્તિ દાબી દેવા સારૂ રાખેલું છે એમ માની શકાય એવુંજ નથી."

છેલ્લા મહાયુદ્ધમાં હિંદી લશ્કર તરફથી બ્રિટિશ સામ્રાજ્યને કાંઇ જેવી તેવી મદદ નથી મળી. હિંદુસ્તાનના લશ્કરે ફ્રાન્સમાં જઈ મિત્રરાજ્યોનો અણીનો પ્રસંગ સાચવી લીધો એમ કહીએ તો પણ ચાલે. તેનું ઘણું ખરૂં ખર્ચ હિંદુસ્તાન ઉપર નાંખ્યું તેની પણ ફરિયાદ ન કરીએ. પરંતુ મેસોપોટેમિયામાં અને અરબસ્તાનમાં તટસ્થ રાજ્યો સામે હિંદી લશ્કરનો જે અયોગ્ય ઉપયોગ થયો છે તેથી તો હિંદુસ્તાનની ઇજ્જત દુનિયામાં અને ખાસ કરીને એશિયામાં હલકી પડી છે. જે પ્રજાઓને ભાડુતી હિંદી લશ્કરે કચડી મારી તે પ્રજાઓ આજે હિંદુસ્તાનને ધિક્કારતી થઈ ગઇ છે અને હિંદુસ્તાનના લોકો તો આ બાબતમાં કાંઇ જાણતા પણ નથી.

હિંદુસ્તાનના લશ્કરનો આવો દુરુપયોગ શરૂઆતથી તે આજ સુધી થતો આવ્યો છે તેની વિરુદ્ધ કેટલાક દિલસોજ અંગ્રેજોએ ઉદ્ગારો તો કહાડયાજ છે. વેલ્બી કમિશનમાં નીમાયલા મિ. બુચર્મેને ૧૯૦૧–૨ માં કહ્યું છે કે:

"હિંદુસ્તાને અત્યાર સુધી બ્રિટિશ સામ્રાજ્ય ફેલાવવામાં જે મદદ કરી છે તે ઉપરથી તથા હિંદુસ્તાને સામ્રાજ્યને મદદ કર્યાનો હમણાંનો તાજો દાખલો જોયા પછી, એટલું તો નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકયું છે કે હિંદુસ્તાનનું લશ્કરી બળ એ સામ્રાજ્યના લશ્કરી બળનું મુખ્ય અંગ છે. માટે સામ્રાજ્યની વ્હારે ધાવામાં જે ખર્ચ હિંદને થાય છે તે બદલ સામ્રાજ્યે હિંદને ખ્હોળે હાથે મદદ કરવીજ જોઇએ."

પણ આવી દિલસોજીથી મન વાળ્યે કેમ ચાલે? એક માણસ પાસેથી વસ્તુ ઝૂંટવી લીધા પછી, ઝૂંટવી લેનાર માણસ કહે કે, 'મને ઝૂંટવી લેવાનો હક ન હતો, મેં બહુ ખોટું કર્યું' તો તેથી તો ઉલટો પેલી વસ્તુનો માલેક બમણો ગુસ્સે થાય છે.

## હિંદી લશ્કર હિંદી સરકારને કબજે નહિ

કંપનીના અમલ પછી લશ્કરની બાબતમાં હિંદુસ્તાનને મ્હોટામાં મ્હોટું નુકસાન તો એ થયું છે કે હિંદુસ્તાનના લશ્કર ઉપર હિંદી સરકારનો કાબુ રહ્યો નહિ. કંપનીના વખતમાં તો કંપનીનો કાબુ હતો, પરંતુ પછીથી હિંદનું લશ્કર બ્રિટિશ વૉર ઑફિસ એટલે બ્રિટિશ લડાઇ ખાતાને કબજે ગયું. હિંદના પહેલાજ વાઇસરૉય લૉર્ડ કૅનિંગે આ વ્યવસ્થાનો બહુ સખ્ત વિરોધ કર્યો હતો, પરંતુ બ્રિટિશ લડાઇ ખાતાને કબજે હિંદનું લશ્કર હોય તો સામ્રાજ્યનું હિત વધારે જળવાય એમ જણાવીને તે વાંધો ઉડાવી દેવામાં આવ્યો હતો. આ ફેરફારનું પરિણામ શું આવ્યું તે જોઇએ.

## ઈંગ્લાંડની મરજી મુજબ ગોરા લશ્કરના પગારો વધ્યા

ગોરા લશ્કરનો પગાર, તેની રહેવા કરવાની સગવડ, તેના મોજશોખ તથા હરવા ફરવાનાં સાધનો વગેરે વિલાયતમાં ગોરા લશ્કરને જે પ્રમાણે આપવામાં આવે છે તે પ્રમાણે હિંદુસ્તાનમાં પણ ગોરા લશ્કરને મળે એમાં તો કાંઇ નવાઈ પામવા જેવું છે જ નહિ, પણ ગોરાઓને હિંદુસ્તાન જેવા દૂરના અને ગરમ દેશમાં કામ કરવું પડે છે માટે તેમને જે કાંઇ વધારો આપવાનું બ્રિટિશ લડાઇ ખાતું નક્કી કરે તે હિંદની તિજોરીમાંથી મૂગે મ્હોડે આપવાનુંજ રહ્યું.

હિંદુસ્તાનમાં દુકાળ હોય, હિંદુસ્તાનમાં કેળવણી અથવા જનસુખાકારી માટે નાણાંની તંગી હોય પણ ઈંગ્લંડમાં જો લશ્કરનો પગાર વધે તો હિંદુસ્તાનમાં પણ ગોરા લશ્કરનો (દેશીનો નહિ) પગાર વધેજ. સને ૧૯૦૨ માં બ્રિટિશ લડાઇ ખાતા તરફથી ગોરા સિપાહીઓના પગારમાં રોજના બે પેન્સ પ્રમાણે વધારો કરવાનું ઠર્યું એટલે હિંદની સરકારને વાર્ષિક ૭૫ લાખ રૂપીઆ વધુ ખર્ચ કરીને તેમ કરવું પડ્યું. સને ૧૯૦૪ માં ફરી રોજના ચાર પેન્સનો વધારો કરવાનો હુકમ છુટયો એટલે વાર્ષિક એક કરોડ કરતાં પણ વધારેનો બોજો હિંદ ઉપર વધ્યો.

## ટુંકી મુદતની નોકરીની પદ્ધતિ

ઇંગ્લંડમાં કારખાનાં વધવાને લીધે મજુરોની માગ બહુ વધી અને લશ્કરમાં ભરતી કરતાં બહુ મુશ્કેલીઓ નડવા લાગી, એટલે ત્યાં ટુંકી મુદતની નોકરીની પદ્ધતિ દાખલ થઇ. જેઓ અમુક ટુંકી મુદત માટે લશ્કરમાં જોડાવા ઇચ્છતા હોય તે પણ

લશ્કરમાં ભરતી થઇ શકે. ઇંગ્લંડમાં આ પદ્ધતિ દાખલ થઈ એટલે હિંદુસ્તાનના ગોરા સિપાહીઓને માટે પણુ તે ધોરણુ દાખલ થયું.

### તેનાં પરિણામ

આ પદ્ધતિને લીધે ગોરા સિપાહીઓની હિંદ અને ઇંગ્લંડ વચ્ચેની આવજા વધી પડી. તેનુ ખર્ચ પડયું હિંદને માથે. જવા તથા આવવા બન્ને વખતની મુસાફરીના દિવસોના પગાર પણુ હિંદેજ આ પવાના રહ્યા. અને એ બધા કરતાં મહત્વની વાત તો એ છે કે આ પદ્ધતિને લીધે હિંદુસ્તાનના લશ્કરની યોગ્યતા અને બળ ઘટી ગયાં. જો કે પરતંત્ર થયેલી પ્રજાને તો પોતાના ઉપર રાજ્ય કરતી જાલિમ સરકારનું લશ્કર નબળું પડે તેની જરાયે પરવા રહેતી નથી, પરંતુ તટસ્થ દૃષ્ટિએ આ અન્યાય તો ગણાયજ. હિંદુસ્તાનના લશ્કરમાં બે ચાર વર્ષ નોકરી કરી લડવાને પૂરતા અનુભવી ગણાય એવી સ્થિતિએ પહોંચે ત્યાં તો આ ગોરા સિપાહીઓ જતા રહે છે, અને હિંદુસ્તાનને ખર્ચે મેળવેલો અનુભવ ઇંગ્લંડનુ રક્ષણુ કરવા જરૂર પડે ત્યારે કામ લાગે છે. હિંદુસ્તાનના લોકો સ્વતંત્ર થવા ઇચ્છે ને કદાચ બળવો કરે તો તે વખતે હિંદુસ્તાનમાં બળવો શમાવવામાં કામ લાગે એટલે હિંદુસ્તાનનો અનુભવ પણુ તેમને મળેલો હોય છે. એવા લોકો ઇંગ્લંડમાં રહે અને હિંદુસ્તાનમાં તો હમેશાં બિનઅનુભવી લશ્કરજ રહે. આમ ઇંગ્લંડના હિતને માટે ગોરા સિપાહીઓને હિંદુસ્તાનને ખર્ચે તાલીમ અપાય છે એમ કહીએ તો ચાલે.

આ ટુંકી મુદતની નોકરીની સગવડ જેમ ગોરાઓને મળે છે તેમ હિંદીઓને પણુ મળવી જોઇએ એવી માગણી સર દીનશા વાચ્છા તથા ગોખલેજીએ કરેલી. ગોખલેજીએ તો નમતું મૂકીને એવી દરખાસ્ત પણુ કરી હતી કે ખાનદાન કુટુંબના શિક્ષિત જુવાનોને ટુંકી મુદતને માટે લશ્કરમાં ભરતી થવાની છુટ હોવી જોઇએ. લશ્કરી તાલીમ લીધેલા સંસ્કારી યુવાનો પ્રસંગ આવ્યે દેશના સંરક્ષણુ માટે બહુજ મૂલ્યવાન થઈ પડે એ ભારતસેવક ગોખલેજીનો આ માગણી કરવામાં ઉદ્દેશ હતો. પણુ સરકારનો મુખ્ય ઉદ્દેશ હિંદને આવી રીતે પગભર થવા દેવાનો છેજ નહિ. હિંદુસ્તાનના લોક જેમ વિશેષ નબળા તેમ પોતાની સત્તા વિશેષ દૃઢ એવી તેની તો માન્યતા રહી એટલે આવી વિનવણીઓને તે શાની પત કરે?

### બ્રિટિશ લડાઇ ખાતાનું જુલમી અને ફાજલ ખર્ચ

બ્રિટિશ લડાઇ ખાતાના અંકુશથી હિંદુસ્તાનને કાંઈ ફાયદો તો નથીજ છતાં હિંદુસ્તાન ઉપર બ્રિટિશ લડાઈ ખાતું વ્યવસ્થાનું જે ખર્ચ ચ્હડાવે છે તે પણુ જુલમી છે. આ ખર્ચ ઘણું વધારે ચ્હડતું હોવાથી બે ત્રણુ વાર તેની તપાસ કરવા કમિશન નીમાયેલાં અને તે ઉપરથી દર ગોરા સિપાહી દીઠ વાર્ષિક રૂ. ૧૧૨ાા હિંદ સરકાર બ્રિટિશ લડાઇ ખાતાને વ્યવસ્થા ખર્ચ બદલ આપે એવું ઠર્યું હતું. છતાં વ્યવસ્થા ખર્ચ બહુ વધારે થાય છે એમ કહી બ્રિટિશ લડાઇ ખાતાએ દર સિપાહી દીઠ ૧૭૨ાા રૂપીઆ લેવાનું ઠરાવ્યું. આમ લડાઈ ખાતાના કલમના એક શેરાથી હિંદુસ્તાનને માથે વાર્ષિક ૪૫ લાખ રૂપીઆનું ખર્ચ વધ્યું. હિંદુસ્તાનના લશ્કરની વ્યવસ્થા કરવા ઇંગ્લંડમાં આવડો મ્હોટો ખર્ચ કેમ થતો હશે એ સહેજે પ્રશ્ન થશે. તેની વિગતો જોવા જેવી છે.

૧. જે ગોરો હિંદી ફોજમાં ભરતી થાય તેને હિંદ મોકલ્યા પહેલાં ત્રણુ ચાર મહિના કવાયત વગેરેની તાલીમ આપવામાં આવે છે તેનો ખર્ચ.

૨. *હિંદમાં કોઈ લશ્કરી અમલદારની ખાલી* પડેલી જગાએ નવા અમલદારની ઇંગ્લંડમાં નીમણુક કરવામાં આવી હોય પણુ વિલાયતનો કાંઠો છોડવાનો તેને હુકમ ન આપવામાં આવ્યો હોય ત્યાં સુધીનો તેને પગાર આપવો પડે તેનું ખર્ચ.

૩. હિંદી લશ્કરમાં ભરતી થવા ઇચ્છનાર ઉમેદવાર નોકરી કરવા લાયક છે કે નહિ એની પરીક્ષા લેવામાં થતું ખર્ચ.

૪. લશ્કરમાં ઢોર હોય તેને માટે દાક્તરોને તાલીમ આપવામાં થતું ખર્ચ.

૫. હિંદુસ્તાન જવા ઉપડે ત્યારે તે અમલદાર અથવા સિપાહીને પહેલેથી ૨૫ દિવસનો પગાર આપવો પડે છે તેનું ખર્ચ.

૬. હવાફેર માટે કે માંદગીના સબબથી કોઈ અમલદાર અથવા સિપાહી ઇંગ્લાંડમાં રહે ત્યારે તેને પગાર આપવો પડે તેનું ખર્ચ.

૭. ઉપર કલમ ૬ માં જણાવેલા કારણસર અથવા તો પોતાની નોકરીની ટૂંકી મુદત પૂરી થાય ત્યારે વિલાયત જવાનું થાય તેનાં ભાડાંભથ્થાંનું ખર્ચ.

આ વિગતો ઉપરથી સહેજે જોઈ શકાશે કે આમાંના ઘણાં ખરાં ખર્ચો કેવળ ફાજલ છે. આ બાબતમાં પણ મન વાળવું હોય તો સને ૧૮૯૫ની ૨૦ મી ફેબ્રુઆરીનો ન્યાયને માટે ઘોષણા કરનારા સરકારી ખરીતા ( ગવર્નમેન્ટ ડીસપેચ ) નો નીચેનો ફકરો વાંચો.

"હિંદના લશ્કરમાં જોડાયલા ગોરા સિપાહીઓના પગાર નક્કી કરવાનું કામ હિંદ સરકારનું નથી. તેમનો પગાર અમુક પાઉંડમાં બ્રિટિશ સરકાર નક્કી કરે છે, અને તે પગાર પેટે નક્કી કરેલા પાઉંડના રૂપીઆ હિંદ સરકારને આપવાજ પડે છે. હુંડીઆમણના નફાટોટાની જોખમદારી હિંદ સરકારને શિરજ રહે છે. લશ્કરની વ્યવસ્થામાં, તેની પલટણોમાં કે તેનાં તોપખાનામાં જે ફેરફાર કે સુધારા કરવા પડે છે તે હમેશાં ખર્ચાળ હોય છે અને હિંદ સરકારને નાણાંની સવડ હોય કે ન હોય પણ મૂગે મ્હોડે તે કરવાની ફરજ પડે છે."

## શાન્તિના સમયમાંય લશ્કરનો વધારો

લડાઇના સમયમાં તો લશ્કરી ખર્ચનો આંકડો વધી જાય એમાં નવાઇજ નથી, પણ આ રાજ્યમાં તો શાન્તિના સમયમાં પણ ખર્ચ ઓછું હોય એમ નથી. ૧૮૫૭ ના બળવા પછી ૨૦ વર્ષ સુધી લૉર્ડ લૉરેન્સ અને બીજા વાઇસરૉયોએ બહુ ચતુરાઇપૂર્વક શાન્તિ જાળવવાનું ધોરણ સ્વીકાર્યું હતું. પણ ત્યારેય ખર્ચમાં કાંઈ ઘટાડો થયો નહિ. ગોરા સિપાહીઓને માટે 'બરાકો' બાંધવાની હતી—નવી છાવણીઓ બાંધવાની હતી. જુની છાવણીઓમાં સુધારા કરવાના હતા. એટલે ખર્ચ કર્યા વિના ચાલે એમજ ન હતું.

લશ્કરના બીજા ખર્ચ સાથે લશ્કરની સંખ્યામાં વધારો કરીને ખર્ચ વધારવાની નીતિ પણ એક સુરંખીજ ચાલી આવેલી છે. સને ૧૮૭૯ ના બીજા અફઘાન વિગ્રહના કડવા અનુભવ પછી સરહદ પરનાં રાજ્યો સાથે કેવી નીતિ ગ્રહણ કરવી તથા લશ્કરી ખર્ચમાં કાપકૂપ કરવાની જરૂર છે કે કેમ તે નક્કી કરવા એક કમિશન નીમાયું હતું તે ઉપરથી ૬૫,૦૦૦ ગોરૂં અને ૧,૩૫,૦૦૦ દેશી લશ્કર રાખવું એમ નક્કી હર્યું. આ સંખ્યા નક્કી કરતી વખતે કમિશને અફઘાનિસ્તાન અને રશિયા એકત્રિત થઇને હિન્દ પર ચઢી આવે તોપણ તે સામે ટક્કર ઝીલી શકાય એ વાત ધ્યાનમાં રાખી હતી. છતાં ૧૮૮૫ માં ૨૭ હજારનું લશ્કર વધારવાનો લૉર્ડ ડફરીને નિશ્ચય કર્યો. લશ્કર વધારવાનું કારણ એ આપવામાં આવ્યું હતું કે રશિયાએ કોઈની માલકીનું નહિ એવું પેન્જાહ સર કર્યું હતું, અને તે આગળ વધે એવો ભય હતો. આમ કમિશનના ઠરાવની વિરૂદ્ધ જઈ ૩ કરોડ રૂપીઆનું વાર્ષિક ખર્ચ એક વાઇસરૉયની ધૂન ઉપરથી હિન્દુસ્તાન ઉપર પડયું. આની સામે કારોબારી સમિતિના બે સભ્યો—સર ઑકલેન્ડ કૉલ્વીન તથા સર કોર્ટની ઇલબર્ટે પોતાનો લેખી વિરોધ જાહેર કર્યો છે.

## ખરી ભવિષ્યવાણી

"લશ્કર કમિશને નક્કી કરેલી સંખ્યા કરતાં વધુ લશ્કર હિંદમાં હોવાથી આપણે સરહદના હુમલામાંથી બચાવ કરવાને બદલે સરહદ પરના કે બીજા પરદેશી રાજ્ય સાથે લડાઇ કરવાનું કારણ ઉભું કરીએ છીએ એમ અમને બીતિ રહે છે. અમારી સંપૂર્ણ માન્યતા છે કે એવા કશા લશ્કરી સંજોગો ઉભા થયા નથી જે લશ્કર કમિશને ધ્યાનમાં લીધા ન હોય, તેથી લશ્કરમાં ૨૭૦૦૦ ની વધુ ભરતી કરવાની દરખાસ્તને અમે નામંજૂર કરીએ છીએ. અમારી એવી દઢ માન્યતા છે કે લશ્કરમાં આવા ભારે વધારાથી આપણે આપણી સરહદ વિસ્તારવાની યુક્તિપ્રયુક્તિમાં પડી જઇશું. જે સાહસ કે જોખમ ન ખેડવું પડે એટલા માટે લશ્કર વધારવાનું કહેવામાં આવે છે તેજ સાહસ અને જોખમ લશ્કરમાં આવો વધારો કરવાથી ચોક્કસ

ખેડવું પડશે. હિન્દની જરૂરત કરતાં કાયમનું વધુ લશ્કર રાખવાથી સરહદની પેલી પાર છમકલાં કરવાના મોહમાં હિન્દ સરકાર ફસાયા વિના રહેશે નહિ અને યુદ્ધમાં ઉતરશે."

આ અમલદારોની ભવિષ્યવાણી અક્ષરશઃ ખરી પડી એમ કહી શકાય. લશ્કર નવરૂં બેસી રહ્યું હતું માટે જ ગમે તે બ્હાને બર્મા સાથે લડાઈ કરીને દોઢ ક્રોડ રૂપીઆનું વધારાનું ખર્ચ તથા કેટલાંય વર્ષ સુધી બર્માનું રાજ્ય ચલાવવામાં આવતી ખોટ હિન્દ સરકારે હિન્દની રૈયતને માથે નાખી.

## લશ્કરી ખર્ચ વધ્યે જ જાય છે

લશ્કરનું ખર્ચ ઈ. સ. ૧૮૬૦માં ૧૬ કરોડ રૂપીઆ હતું તે વધીને આજે ૬૦ કરોડ ઉપર થઇ ગયું છે. સને ૧૮૬૦થી ૧૮૮૫ સુધી તો તે લગભગ ૧૬ કરોડ જ રહ્યું છે. સને ૧૮૮૫ પછી તેમાં વધારો થયો. તે ૧૮૮૮–૮૯ માં ૨૨ કરોડ થયું. સને ૧૯૦૨-૦૩ માં ૨૮ કરોડ થયું અને સને ૧૯૦૬–૭ માં ૩૩ કરોડ થયું. સને ૧૮૮૫ માં ખર્ચ વધારવામાં આવ્યું ત્યારે તો રશિયાની બીક એ કારણ બતાવવામાં આવ્યું હતું. પરન્તુ રશો–જાપાનીઝ વિગ્રહના અંત પછી એટલે સને ૧૯૦૫ પછી રશિયા તરફથી જરાયે બીક રાખવાનું કારણ રહ્યું ન હતું. જાપાન સાથે મૈત્રી હતી. છતાં ૧૯૦૫ પછી પણ ખર્ચ વધતું ચાલ્યું છે. અને તેમાં ધ્યાન ખેંચે એવું તો એ છે કે ખર્ચ વધ્યા છતાં લશ્કરની સંખ્યામાં એક સિપાહીનો પણ વધારો થયો નથી. સને ૧૯૦૫ થી જ લશ્કરી ખર્ચ આખા દેશની જમીન–મહેસુલની આવક કરતાં તો વધી જ ગયું હતું. છેલ્લા યુદ્ધ દરમ્યાન તો લશ્કરી ખર્ચમાં હદ વિનાનો વધારો થઈ ગયો. લડાઇને માટે હિન્દુસ્તાને ઈંગ્લંડને બે અબજ કરતાં વધુ રૂપીઆની મદદ કરી.

તે ઉપરાંત હિંદુસ્તાનની કુલ આવકના લગભગ ૩૫ ટકા લશ્કરી ખર્ચમાંજ તણાઇ જાય છે.

| વર્ષ | લશ્કરી ખર્ચ રૂપીઆ | કુલ આવક રૂપીઆ |
|---|---|---|
| ૧૯૧૬–૧૭ | ૩૯ કરોડ | ૧૪૭ કરોડ |
| ૧૯૧૭–૧૮ | ૪૫ ,, | ૧૬૮ ,, |
| ૧૯૧૮–૧૯ | ૬૯ ,, | ૧૮૭ ,, |
| ૧૯૧૯–૨૦ | ૬૩ ,, | ૧૮૬ ,, |
| ૧૯૨૦–૨૧ | ૫૭ ,, | ૧૯૯ ,, |

## સ્વરાજનો પહેલો હપ્તો

આ તો લડાઈ દરમ્યાન વધેલું ખર્ચ. પણ હવે લડાઈ બંધ થઇ છે છતાં લશ્કરનું ખર્ચ વાર્ષિક ૬૦ કરોડ રાખવામાં આવ્યું છે. એટલે લડાઈ શરૂ થઇ તે વખતે હતું તેના કરતાં લડાઇ બંધ થયા પછી કાયમનું ખર્ચ બમણું કરવામાં આવ્યું છે. લડાઈ બંધ થયા પછી હિન્દને સુધારા આપી સ્વરાજ્યનો પહેલો હપ્તો આવ્યો તે આ.

આ ખર્ચમાંથી વિશેષ લાભ કોણ ઉઠાવે છે એ પણ વિચારવા જેવું છે.

ગોરા સિપાહીનો સરેરાશ પગાર વાર્ષિક રૂ. ૨૧૧૦) આવે છે ત્યારે દેશી સિપાહીનો સરેરાશ પગાર વાર્ષિક રૂ. ૫૦૦)છે એટલે દેશી સિપાહી કરતાં ગોરો સિપાહી ચાર ગણો મોંઘો છે.

## દાઝયા પર ડામ

પગારના આ અન્યાય ઉપરાંત દાઝ્યા પર ડામ જેવી વાત તો વર્તનના અન્યાયની છે. ગયા યુદ્ધમાં હિન્દમાંથી તાલીમ લીધેલા લાખો સિપાહીઓ લડવા ગયા હતા. તેમાંથી જે પાછા ફર્યા છે તેમની મુખ્ય ફરિયાદ એજ છે કે તેમાંના ઘણા ખરાને જોખમદારીનું કામ સોંપવામાં આવતુંજ નહિ. ઘણે ભાગે વેઠનું, મજુરીનું કે એવું હલકું કામ કરવામાં દેશી લશ્કરનો ઉપયોગ કરવામાં આવતો. હિન્દીઓ ગમે તેટલા કાબેલ હોય, લડાઇમાં તેમની હોશિયારી સિદ્ધ કરી બતાવે તો પણ તેમને લશ્કરમાં અમલદારની જગા મળવાનો અવકાશ જ નહિ હોવાથી ઉચ્ચાભિલાષી અને સ્વમાનવાળા હિન્દીઓ લશ્કરમાં ભરતી જ થતા નથી. આ ઉપરાંત અમુક કોમો ઉપર હમેશાં અણવિશ્વાસની જ નજર હોવાને લીધે આખી કોમોની કોમોને લશ્કર ભરતીમાંથી બાતલ કરેલી છે. એટલે મુખ્યત્વે કરીને સરહદ ઉપરના અથવા સરહદનીયે પારના લોકોને લશ્કરમાં

દાખલ કરવામાં આવતા. આવું લશ્કર ભાડુતી હોય એમાં નવાઇ જ નથી. દેશને વિષે તેમના મનમાં દાઝ નજ હોય એટલે તેમને દેશનું રક્ષણ કરનારા ગણવા એનો કાંઈ અર્થ નથી. અત્યારે તો દેશનું ભક્ષણ કરવામાં તેમનો ઉપયોગ થઇ રહ્યો છે.

## બીજા દેશો સાથે સરખામણી

દુનિયાના બીજા સુધરેલા દેશોમાં આવો પ્રકાર ચાલતો નથી. ત્યાં ઉભું અથવા પગારદાર તૈયાર લશ્કર જૂજ જ હોય છે.

મહાયુદ્ધ પહેલાં ૧૯૧૩–૧૪ના નીચેના આંકડા છેઃ—

| દેશ | એકટીવ લશ્કર | ફાજલ લશ્કર | વાર્ષિક લશ્કરી ખર્ચ દશ લાખ પાઉંડ | આવકના ટકા |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૧,૨૯,૪૦૦ | ૪,૮૦,૭૦૦ | ૨૮ | ૧૯ |
| ફ્રાન્સ | ૬,૭૭,૫૮૦ | ૨૯,૫૨.૭૮૦ | ૨૮ | ૧૯ |
| જર્મનસામ્રાજ્ય | ૬,૧૦,૦૦૦ | ૩૪,૦૦,૦૦૦ | ૩૮ | ... |
| જાપાન | ૨,૧૦,૧૦૦ | ૮,૦૦,૦૦૦ | ૧૧ | ૧૬ |
| હિન્દુસ્થાન | ૧,૫૬,૬૦૦ | ૬૭,૦૦૦ | ૨૦ | ૩૫ |
| રશિયા | ... | ... | ૪૦ | ૨૧ |

ફ્રાન્સ અને જર્મનીથી ⅕ જેટલું લશ્કર રાખવા છતાં, ફ્રાન્સથી ૭૫ ટકા જેટલું, અને જર્મનીથી ૫૦ ટકા જેટલું ખર્ચ હિન્દને કરવું પડે છે. જો ફાજલ લશ્કરને ગણત્રીમાં લેવામાં આવે તો આપણું હિન્દનું લશ્કર જગતમાં મોંઘામાં મોંઘું ગણાય.

મહાયુદ્ધમાં એટલે ૧૯૧૪ થી ૧૯૨૦ સુધીમાં ૧ અબજ અને ૩૭ કરોડ રૂપીઆ લશ્કરનું સાધારણ ખર્ચ હિન્દને સહેવું પડયું હતું, અને લગભગ ૧ અબજ અને ૫૦ કરોડ રૂપીઆ હિન્દી લશ્કરનું અસાધારણ ખર્ચ છેલ્લા મહાયુદ્ધમાં થયું હતું. તે ઈંગ્લાંડની તિજોરીમાંથી અપાયું હતું એમ કહેવાય છે, પણ એ ખરૂં નથી. કેમકે ૧।। અબજની બક્ષિસ હિંદે ઈંગ્લંડને લડાઇમાં મદદ કરવા સારૂં ભેટ આપી હતી.

૧૯૧૯ થી ૧૯૨૧ સુધી અફગાનિસ્તાન અને સરહદ ઉપર જે છમકલાં થયાં હતાં તેનું ખર્ચ ૩૯ કરોડ રૂપીઆ થયું હતું. તે પણ હિંદુસ્તાનની ગરીબ પ્રજાને જ ભરવા પડયા હતા.

દેશના રક્ષણનો મુખ્ય આધાર લશ્કરી તાલીમ આપેલા પ્રજાના જુવાન વર્ગ ઉપર જ રહે છે. શાન્તિના વખતમાં તેઓ પોતપોતાનો ધંધો કરે છે, અને લડાઈના વખતમાં સ્વદેશના રક્ષણ અર્થે તેમને નોતરવામાં આવે છે. પણ આપણા દેશમાં તો જ્યાં સરકારને પ્રજાનો એટલો અવિશ્વાસ છે કે રૈયતને હથિયાર પણ આપવામાં આવતાં નથી, ત્યાં હથિયાર વાપરવાની તાલીમ સરકાર રૈયતને આપે એવી આશા રાખવી જ વ્યર્થ છે.

### મૂળ પકડો

ઈંગ્લંડ વેપારમાં હિન્દુસ્તાનનું ધન ઢગલે ઢગલા ઉસેડી જાય છે, આ દેશનું રાજ્યતંત્ર ચલાવવામાં ગોરાઓને બેસુમાર પગાર આપે છે, છતાં એ બધાં નુકસાનો કરતાં ઈંગ્લંડે હિન્દુસ્તાનને મોટામાં મોટું નુકસાન એ કર્યું છે કે આખી પ્રજાને તેણે બાયલી, નામર્દ, કાયર બનાવી દીધી છે. પ્રજાનું વીર્ય આ રાજ્યની અંદર હરાઈ ગયું છે. અને તેથી જ મામુલી સુધારાથી પ્રજાનો દહાડો વળે એમ નથી. મૂળમાં સડો હોય ત્યાં ડાળપાંખડાંને સુધાર્યે કાંઈ વળે નહિ; એ ઝાડ તો મરે જ. તેમ હિન્દી પ્રજાએ પણ આ મોતના પંજામાંથી બચવું હોય તો પોતાના મૂળને જ સંભાળવું પડશે. આપણી માલમિલકતનું, આપણા ઘરબારનું, આપણા સ્વમાનનું રક્ષણ કરવાની તાકાત આપણા પોતામાં જ આવવી જોઇશે. જ્યાં સુધી આપણું રક્ષણ કરવાને આપણે સમર્થ નહિ બનીએ ત્યાં સુધી સાચું સ્વરાજ્ય નથી.

છગનલાલ નથુભાઈ જોશી.

# વિજયાદશમી

આગ્રામાં મોગલ સમયની જે ઇમારતો છે તેમાં એક વિશેષતા એ છે કે તેમનો નીચલો મજલો લાલ પત્થરનો હોય છે અને ઉપરનો સફેદ પત્થરનો. લાલ પત્થરનું કામ જહાંગીરના વખતનું, અને સફેદ પત્થરનું શાહજહાંના વખતનું. દરેક ઇમારતમાં આવો કાળક્રમનો ઇતિહાસ વર્ણભેદથી સ્પષ્ટ દેખાય છે.

કોઇ પણ જૂના મ્હોટા શહેરમાં જૂની વસ્તી ને નવી વસ્તી પાસે પાસે આવેલી દેખાય છે. વસ્તીનાં પડ ઉપર પડ બાઝેલાં દેખાય છે.

ભાષાની કહેવતોમાં પણ ભિન્ન ભિન્ન કાળનો ઇતિહાસ સમાએલો હોય છે.

આપણે ઘરમાં જમીન પર જે લાદીઓ જડીએ છીએ તે એક પત્થર જેવી દેખાય છે, પણ તેના દરેક પડમાં કેટલાંયે વરસોનું અંતર હોય છે. નદીને કાંઠે દર વરસે જે કાંપનાં થર એક ઉપર એક જામે છે તેનો જ આખરે એક પત્થર બની જાય છે.

દશેરાનો તહેવાર પણ એક જ તહેવાર હોવા છતાં ભિન્નકાલીન ભિન્ન પડોનો બનેલો છે. દશેરાના તહેવાર સાથે અસંખ્ય યુગોના અસંખ્ય પ્રકારના આર્ય પુરુષાર્થનો વિજય સમાએલો છે.

માણસ માણસ વચ્ચેની લડાઇ જેટલી મહત્ત્વની છે તેટલી જ અથવા તેના કરતાંયે વધારે મહત્ત્વની લડાઈ માણસ અને કુદરત વચ્ચેની છે. માણસનો કુદરત ઉપરનો મ્હોટામાં મ્હોટો વિજય તે ખેતી છે. ખેડેલી જમીનમાં નવ જાતનું ધાન્ય વાવી કૃત્રિમ જળનું સિંચન કરી તેમાંથી પોતાની આજીવિકા અને ભવિષ્યના સંગ્રહ જેટલું અનાજ જે દિવસે માણસ મેળવી શકયો તે દિવસ માણસને માટે ભારેમાં ભારે વિજયનો હતો. તે દિવસનું સ્મરણ હંમેશ તાજું રાખવું એ કૃષિપ્રધાન આર્યલોકોનું પ્રથમ કર્તવ્ય હતું.

વીસમી સદી એ ભૌતિક અને યાંત્રિક શોધોની સદી ગણાય છે, અને તે યોગ્ય છે. પણ મનુષ્ય પ્રાણીની હસ્તી અને સંસ્કૃતિને માટે જે મહાન શોધો કારણરૂપ થઇ છે તે બધી આદ્ય યુગમાં જ થઇ છે. જમીન ખેડવાની કળા, સુતર કાંતવાની કળા, દેવતા સળગાવવાની કળા, અને માટીમાંથી પાકો ઘડો ઘડવાની કળા આ ચાર કળા માનવી સંસ્કૃતિના આધારસ્તંભ રૂપ છે. આ ચારે કળાનો ઉપયોગ કરીને વિજયાદશમીને દિવસે આપણે કૃષિમહોત્સવ ઉપજાવી કાઢયો છે.

ન્હાનપણનો મ્હારી સ્મૃતિમાં રહેલો પહેલો નવરાત્રનો ઉત્સવ હજી મ્હને સાંભરે છે. પ્રતિપદાને દિવસે શહેરની બહાર જઇ ખેતરોમાંથી સરસમાં સરસ કાળી માટી મ્હારા ભાઈ લઈ આવ્યા. હું પોતે નવ ધાન્યની યાદી લઇ તેમાંથી ઘરમાં જેટલાં ન મળ્યાં તેટલાં મ્હારા નાનાને ત્યાંથી લઈ આવ્યો. મ્હારી દાદીએ ન્હાનકડા ધનુષ્ય વતી રૂ પીંજી તેની ૯૬ આંગળની દીવેટ તૈયાર કરી. મ્હારી બાએ સુતર કાંતી ( રેંટીઆ ઉપર નહિ, પણ લોટા ઉપર ) તે સુતરની એક હજાર ન્હાનકડી વાટો બનાવી. બજારમાંથી નાળીયેર અને પંચરત્ન હું લઇ આવ્યો. પંચરત્નમાં સોનું, મોતી, હીરો, પરવાળું અને લીલમ હતાં. આ પંચરત્નનો આકાર બહુ જ ન્હાનો હતો. મ્હારી ભત્રીજીએ બગીચામાંથી ફુલો અને જાતજાતનાં પાંદડાં ભેગાં કર્યા હતાં. પિતાશ્રીએ ન્હાઇને ગાયના છાણથી લીપેલી જમીન ઉપર પેલી કાળી માટી પાથરી. એના સુંદર ચોરસ આકાર બનાવ્યા. આ અમારૂં ખેતર. આની વચ્ચોવચ્ચ એક લોટો મૂકી દીધો. આ લોટમાં પાણી ભરેલું હતું. અંદર આખી સોપારી, દક્ષિણા, પંચરત્ન વગેરે વસ્તુઓ નાંખેલી હતી. ઉપર આંબાના ઝાડની એક ન્હાની પાંચ પાંદડાવાળી ડાળી રાખી તેના ઉપર એક નાળીયેર મૂકયું હતું. સુંદર ઘાટવાળા લોટામાંથી બહાર નીકળતાં કેરીનાં લીલાંછમ પાંચ પાંદડાં અને તેના ઉપર શિખર જેવા નાળીયેરનો આકાર જોઇ હું ખુશ ખુશ થઇ ગયો. પૂજાની તૈયારી થઇ ત્યારે ખેતરમાં નવ ધાન્ય વાવવામાં આવ્યાં. તેના ઉપર

પાણી છાંટવામાં આવ્યું. વચ્ચે મૂકેલા ઘટની ચંદન, કેસર અને કંકુથી પૂજા કરવામાં આવી. આ ઘટ ઉપર એક પુષ્પમાળા ટીંગાડવામાં આવી. યથાવિધિ સાંગ ષોડશોપચાર પૂજા થઈ. ૯૬ આંગળ વાટવાળો દીવો સળગાવવામાં આવ્યો હતો. પછી આરતી થઇ અને ઘરમાં સૌ કહેવા લાગ્યાં કે આજે અમારે ત્યાં નવરાત્રની ઘટસ્થાપના થઈ છે. પેલો નન્દાદીપ નવ દસ દિવસ સુધી બળતો રાખવાનો હતો. વચમાં હોલવાઈ જાય તો મહા અશુભ. બીજે દિવસે પૂજામાં બે પુષ્પમાળા ટીંગાડવામાં આવી. ત્રીજે દિવસે ત્રણ. એમ માળા વધતી ગઇ. ઉપરથી માળાઓ વધી અને નીચેથી ખેતરમાંથી અંકુર ફૂટી નીકળ્યા. કેટલાક અંકુર તો પોતાના ફોતરાની છત્રી બનાવીને બહાર નીકળ્યા હતા. અમને રોજ મિષ્ટાન્ન મળતું, પણ પિતાશ્રી એક જ વખત જમતા અને આખો દિવસ અબોટીયું પહેરીને પેલો નન્દાદીપ સાચવતા. વાટ તૂટે નહિ, તેલ ખૂટે નહિ, અને દીવો હોલવાય નહિ એની સંભાળ રાખવી પડતી. રાત્રે પણ બે ચાર વાર ઉઠી તેલ પૂરવું, બહુ જ સંભાળથી ઉપર બાઝેલી મેશ ખંખેરવી વગેરે કામો કરવાં પડતાં.

નવધાન્યના અંકુર પૂરેપૂરા ફૂટી નીકળ્યા તે વખતની ખેતરની શોભા અવર્ણનીય હતી. કેટલાંક ધાન્ય વહેલાં ઉગ્યાં, કેટલાંક મોડાં. ઉતાવળાં કોણ છે અને મોડાં કોણ છે એ હું બરાબર ધ્યાનમાં રાખતો. બધાં અંકુર સાવ સફેદ હતાં, કેમકે નવરાત્રનું આ ખેતર ઘરની અંદર હતું; અને અજવાળા વગર લીલો રંગ આવે નહિ. પછી પિતાશ્રી ખેતર ઉપર હળદરનું પાણી છાંટવા લાગ્યા. મ્હેં પૂછ્યું, "હળદરનું પાણી કેમ છાંટો છો?"

"ઉગેલું અનાજ સોના જેવું દેખાય એટલા માટે."

સાતમે દિવસે સરસ્વતીનું આવાહન થયું. ઘરમાં જેટલી ધાર્મિક હસ્તલિખિત સંસ્કૃત ચોપડીઓ હતી તે બધી એક ઠાઈના વખાણ્યા ઉપર મૂકી દીધી અને તેમની પૂજા કરવામાં આવે છે. નિશાળમાંથી રજા મળી. આને અનધ્યાયને પ્રજાનો એટલો અવિભાજ્ય પૂજન અને નવમે દિવસે ખંડપૂજા થઇ. ખંડપૂજા એટલે શસ્ત્રાસ્ત્રની પૂજા. હાથી ઘોડા જેવાં યુદ્ધોપયોગી પશુઓની પણ પૂજા કરવામાં આવી. આ રીતે નવરાત્ર પૂરી થઇ અને દશમે દિવસે દશેરા આવ્યા. દશેરાને દિવસે હોમ, બલિદાન અને સીમોલ્લંઘન એ મુખ્ય વિધિ હતા. વિદ્યારંભનો પણ તે દિવસ હતો.

વિજયાદશમીના તહેવારમાં ચાતુર્વર્ણ્ય એકત્ર થએલું દેખાય છે. બ્રાહ્મણોનાં સરસ્વતીપૂજન અને વિદ્યારંભ; ક્ષત્રિયોનાં શસ્ત્રપૂજન, અશ્વપૂજન અને સીમોલ્લંઘન; અને વૈશ્યોની ખેતી; એ ત્રણે આ તહેવારમાં એકત્રિત થાય છે. અને જ્યાં આટલી ભારે પ્રવૃત્તિ હોય ત્યાં શૂદ્રોની પરિચર્યા તો સમાવિષ્ટ છે જ. ગામડાના લોકો નવરાત્રના અનાજના સોના જેવા જવારા તોડી પાઘડીમાં ખોસી દે છે અને સુંદર પોશાક પહેરી વાજતે ગાજતે સીમોલ્લંઘન કરવા જાય છે ત્યારે જાણે આખા દેશનું પૌરુષ પરાક્રમ દાખવવા બહાર નીકળ્યું હોય એમ દેખાય છે.

દશેરાનો ઉત્સવ જેમ કૃષિપ્રધાન છે તેમ ક્ષાત્ર મહોત્સવ પણ છે. ભાડાના સૈનિકોને મરઘાની પેઠે લડાવવાની પદ્ધતિ જ્યારે ન હતી ત્યારે ક્ષાત્રતેજ અને રાજતેજ ખેડૂત લોકોમાંજ કેળવાતાં. ખેડૂત એટલે ક્ષેત્રપતિ–ક્ષત્રિય. આખું વરસ ભૂમિમાતાની જે સેવા કરે તે જ પ્રસંગ પડયે તેનું રક્ષણ પણ કરે. નદી, નાળાં, પહાડ, ટેકરી સાથે જેનો દિવસરાત સંબન્ધ છે, ઘોડા બળદ જેવાં પશુઓને જે કેળવી શકે છે, અનેક મજૂરોને જે આજીવિકા આપી શકે છે અને આખા સમાજને જે ખવડાવે છે તેની અંદર રાજત્વના બધા ગુણો કેળવાય એમાં આશ્ચર્ય શું? રાજા તે જ ખેડૂત અને ખેડૂત તે જ રાજા.

આવી સ્થિતિ હોવાથી કૃષિનો તહેવાર ક્ષાત્ર તહેવાર થઇ ગયો એમાં ઐતિહાસિક ઔચિત્ય પૂરેપૂરું છે. ક્ષત્રિયોનું મુખ્ય કર્તવ્ય તો સ્વદેશરક્ષણ જ છે. પણ ઘણીવાર શત્રુ સ્વદેશમાં ઘુસી દેશમાં ખરાબી કરે એના પહેલાં જ તેનો દુષ્ટ હેતુ કળી જઇ પોતે જ સીમોલ્લંઘન કરી–પોતાની શીમ એટલે સરહદ

ઓળંગી શત્રુના જ દેશમાં લડાઈ લઈ જવી એ સલાહ ભરેલું અને વીરોચિત હોય છે.

સ્હેજ વિચાર કરતાં જણાઈ આવશે કે આ સીમોલ્લંઘન પાછળ સામ્રાજ્યવૃત્તિ રહેલી છે. પોતાની સરહદ ઓળંગી બીજો દેશ તાબે કરવો, ત્યાંથી ધન-ધાન્ય લૂંટીને લઈ આવવું એમાં ધર્મબુદ્ધિ કરતાં મહત્વાકાંક્ષાનો અંશ વધારે છે આવી રીતે લૂંટીને આણેલું સોનું પરાક્રમી પુરુષો પોતાની પાસે જ રાખે તો વર્તમાન યુગના ક્ષત્રપ્રકોપ (Militarism) સાથે વૈશ્યપ્રકોપના મેળાપની ભયંકર સ્થિતિ ઉભી થાય. પ્રભુત્વ અને ધનિત્વ જ્યાં એકત્ર છે ત્યાં સેતાનને જુદું આમંત્રણ કરવાની જરૂર રહેતી નથી. એટલા માટે જ દશેરાને દિવસે લૂંટી આણેલા સોનાને બધા સ્વકીયોમાં વહેંચી નાખવું એ તે દિવસનો મહત્ત્વનો ધાર્મિક વિધિ નક્કી કરેલો છે.×

× ક્ષત્રપ્રકોપ અને વિટ્પ્રકોપ એ બે નવાં નામોની સાર્થકતા મ્હારે સિદ્ધ કરવી જોઈએ. ચાતુર્વર્ણ્યનું સમતોલન અથવા સામંજસ્ય. એ સમાજશરીરની સ્વાભાવિક સ્થિતિ છે. સમાજને માટે આ ચારે વર્ણની જરૂર સ્વીકારાએલી છે. વ્યક્તિના શરીરમાં જેમ વાત પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓ પ્રમાણસર હોય ત્યારે જ શરીર નીરોગી રહે છે તેમ સમાજ શરીરમાં ચાતુર્વર્ણ્ય પ્રમાણસર હોવું જોઈએ. શરીરમાં પિત્તનું પ્રાબલ્ય વધે તો તેને પિત્તપ્રકોપ કહે છે અને તેથી આખું શરીર બગડી જાય છે. એ જ પ્રમાણે વાતપ્રકોપ અને કફપ્રકોપ વિષે. સમાજશરીરમાં ક્ષાત્ર વર્ગનો અતિરેક થઈ જાય અથવા પ્રાબલ્ય થઈ જાય ત્યારે તે સ્થિતિને ક્ષત્રપ્રકોપ કહેવો એ જ યોગ્ય છે. એ જ પ્રમાણે વિટ્પ્રકોપ અથવા વૈશ્યપ્રકોપ વિષે. શરીરનો નાશ થવાની ઘડી આવ્યે ત્રણે ધાતુનો પ્રકોપ થઈ જાય છે. એને ત્રિદોષ કહે છે. યુરોપમાં આજે ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર ત્રણે વર્ણનો સામટો પ્રકોપ ચોખ્ખો દેખાય છે, અને ત્યાંના બ્રાહ્મણો આ ત્રણે વર્ગના કિંકર બની ગયા છે.

સુવર્ણ વહેંચી નાંખવાના આ રિવાજનો સંબંધ રઘુવંશના રાજા રઘુ સાથે જોડાએલો છે.

રઘુ રાજાએ વિશ્વજિત્ યજ્ઞ કર્યો. સમુદ્રવલયાંકિત પૃથ્વી જીત્યા પછી સર્વસ્વ દાન કરી દેવું એનું નામ વિશ્વજિત્ યજ્ઞ. આવો વિશ્વજિત્ યજ્ઞ રઘુ રાજાએ પૂરો કર્યો ત્યારપછી એની પાસે વરતન્તુ ઋષિનો શિષ્ય વિદ્વાન તેજસ્વી કૌત્સ આવી પહોંચ્યો. કૌત્સે ગુરુ પાસેથી ચૌદ વિદ્યાઓ ગ્રહણ કરી હતી તેની દક્ષિણા તરીકે ચૌદ કોટિ સુવર્ણમુદ્રા ગુરુને આપવાની તેની ધારણા હતી. પણ સર્વસ્વ દાન કરવાથી માટીના વાસણથી જ રાજાને આદરાતિથ્ય કરતો જોઈ કૌત્સે રાજા પાસે કંઈપણ માગવાનો વિચાર માંડી વાળ્યો. રાજાને આશીર્વાદ આપી તે જવા લાગ્યો. રઘુએ આગ્રહપૂર્વક તેને રોકી રાખ્યો અને બીજે દિવસે સ્વર્ગ ઉપર ચડાઈ કરી ઈન્દ્ર અને કુબેર પાસેથી ધન લાવવાની ગોઠવણ કરી. રઘુરાજ ચક્રવર્તી હતો તેથી ઈન્દ્ર અને કુબેર પણ તેના ખંડીઆ રાજા હતા. બ્રાહ્મણને દાન કરવા સારૂ તેમની પાસેથી કર ઉઘરાવતાં સંકોચ શાનો ? રઘુરાજની ચડાઈની વાત સાંભળી દેવો ડરી ગયા. તેમણે એક શમીના ઝાડ ઉપર સુવર્ણ રૂકાની વૃષ્ટિ કરી. રઘુરાજે સવારે ઉઠીને જોયું કે જોઈએ એટલું સુવર્ણ આવી ગયું છે. કૌત્સને તેણે તે ઢગલો આપી દીધો. કૌત્સ ચૌદ કરોડ કરતાં વધારે લે નહિ અને રાજા દાનમાં આપેલું બાકીનું ધન પાછું રાખે નહિ. આખરે નગરવાસી લોકો પાસે તેમણે તે ધન લૂંટાવ્યું. તે દિવસ આશ્વિન શુક્લ દશમીનો હતો, તેથી જ આજ પણ લોકો દશેરાને દિવસે શમીનું પૂજન કરી તેનાં પાંદડાં સોનું ગણીને લૂટે છે અને એકબીજાને આપે છે. કેટલાક લોકો શમી નીચેની માટીને સુદ્ધાં સુવર્ણ ગણી લઈ જાય છે.

શમીનું પૂજન બહુ જ પ્રાચીન છે. શમીના ઝાડની અંદર ઋષિઓનું તપસ્તેજ છે એમ મનાય છે. શમીના કકડા એકબીજા પર ઘસીને પ્રાચીન કાળમાં અગ્નિ પેદા કરતા હતા. શમીની સમિધો આહુતિમાં કામ આવે છે. પાંડવો જ્યારે અજ્ઞાતવા-

વાસમાં રહેવા ગયા ત્યારે તેમણે પોતાનાં હથિયારો એક શમીના ઝાડ ઉપર સંતાડી રાખ્યાં હતાં, અને કોઇ ત્યાં જાય નહિ એટલા માટે એક હાડપિંજર ઝાડને ચડે બાંધી રાખ્યું હતું.

રામચંદ્રે રાવણ ઉપર ચડાઇ કરી તે વિજયાદશમીને મુહૂર્તે. આર્ય લોકોએ–હિંદુ લોકોએ અનેક વાર વિજયાદશમીના મુહૂર્ત ઉપર જ ચડાઇ કરી વિજય મેળવ્યો છે. તેથી વિજયાદશમી એ રાષ્ટ્રીય વિજયનું મુહૂર્ત અથવા તહેવાર થઇ ગઈ છે. મરાઠાઓ અને રજપૂતો એ જ મુહૂર્ત ઉપર સ્વરાજની સીમા વધારવા શત્રુના મુલક ઉપર ચડાઇ કરતા. શસ્ત્રાસ્ત્ર સજ્જ કરી હાથી–ઘોડાની સ્વારી કાઢી સરઘસ શહેર બહાર લઇ જવાનો રિવાજ આજે પણ છે. ત્યાં શમીનું પૂજન અને અપરાજિતા દેવીનું પૂજન એ સીમોલ્લંઘનનો મુખ્ય ભાગ છે.+

શમી અને અશ્મંતક વૃક્ષમાં પણ શત્રુનો નાશ કરવાનો ગુણ છે એમ મનાય છે. અશ્મંતક એટલે આપટાનું ઝાડ. શમી ન મળે ત્યારે આ ઝાડનું પૂજન થાય છે. આપટાના પાંદડાનો આકાર સોનાના સીક્કા જેવો ગોળ હોય છે અને જોડેલાં કાર્ડ (Reply Card) ની માફક બે પાંદડાં જોડેલાં હોય છે તેથી તે બહુજ સુંદર દેખાય છે.

દશેરાના દિવસ સુધીમાં ચોમાસું લગભગ પુરૂં થએલું હોય છે. શિવાજીના બહુત સૈનિકો દશેરા સુધીમાં ખેતીની ચિંતામાંથી મુક્ત થતા હતા ખેતીમાં કશું કરવાપણું રહેતું ન હતું. એક લણણી જ બાકી રહેતી. પણ તે તો ઘરનાં બૈરાંછોકરાં અને ડોસાઓ કરી શકે, એટલે સૈન્ય ભેગું કરી સ્વરાજની સરહદ વધારવા માટે વહેલામાં વહેલું મુહૂર્ત દશેરાનુ જ હતું; એટલે મહારાષ્ટ્રમાં દશેરાનો તહેવાર અત્યંત લોકપ્રિય હતો અને છે.

આપણે જોઈ શક્યા છીએ કે વિજયાદશમીના એક તહેવાર ઉપર અનેક સંસ્કાર, અનેક સંસ્કરણો અને માન્યતાઓનાં પડ બાઝેલાં છે. કૃષિમહોત્સવ ક્ષાત્રમહોત્સવ બન્યો. સીમોલ્લંઘનનું પરિણામ દિગ્વિજય સુધી ગયું. સ્વસંરક્ષણ સાથે સામાજિક પ્રેમ અને ધનનો વિભાગ કરવાની વૃત્તિ દશેરા સાથે જોડાઇ ગઈ. પણ એક ઐતિહાસિક ઘટના દશેરા સાથે જોડવાની આપણે ભૂલી ગયા છીએ. તે જ આજના જમાનામાં અત્યંત મહત્ત્વની છે દિગ્વિજય કરતાં ધર્મજય શ્રેષ્ઠ છે. બાહ્ય શત્રુને મારવા કરતાં હૃદયસ્થ ષડ્રિપુને મારવામાં જ પુરૂષાર્થ મ્હોટો છે, નવધાન્યની લણણી કરવા કરતાં પુણ્યની લણણી વધારે ટકે છે એનો ઉપદેશ આપી દુનિયાને આપનાર મારજિત, લોકજિત્ ભગવાન બુદ્ધનો જન્મ વિજયાદશમીના શુભ મુહૂર્તેજ થયો હતો. વિજયાદશમીને દિવસે બુદ્ધ ભગવાનનો જન્મ થયો અને વૈશાખી પૂર્ણિમાને દિવસે બુદ્ધ ભગવાનને શાંતિદાયી ચાર આર્ય તત્ત્વોનો અને અષ્ટાંગિક માર્ગનો બોધ થયો એ આપણે ભૂલી જ ગયા છીએ. વિષ્ણુનો ચાલુ અવતાર તે બૌદ્ધ અવતાર છે. માટે વિજયાદશમીનો તહેવાર ભગવાન બુદ્ધના મારવિજયના સ્મરણથી જ આપણે ઉજવવો જોઇએ.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.

---

+મહિષાસુર નામના એક પ્રબળ દૈત્યે કાળો કેર વર્તાવ્યો હતો. તેની સાથે શ્રી જગદંબાએ નવ દિવસ યુદ્ધ કરી વિજયાદશમીને દિવસે તેનો નાશ કર્યો એવી પુરાણોમાં કથા છે. તેથી જ અપરાજિતાનું પૂજન અને મહિષનું એટલે પાડાનું બલિદાન કરવાનો રિવાજ પડયો છે.

# સમાજસુધારાના કેટલાએક સિદ્ધાન્તો

અહીં હું સમાજના જૂના સુધારા વિષે કે અત્યારે આપણા સમાજમાં કયા કયા સુધારા કરવા આવશ્યક છે એ વિષે કશું કહેવા માગતો નથી. પણ સમાજને સુધારી શકાય અથવા સુધારવો જોઇએ એ માન્યતા કયા કયા મૂલભૂત સિદ્ધાન્તો ઉપર આધાર રાખે છે, એ માન્યતા તત્ત્વદૃષ્ટિએ કયા કયા સિદ્ધાન્તો ને માન્યતાની અપેક્ષા રાખે છે, તેની કાંઇક મીમાંસા કરવા ધારૂં છું. યોગ્ય સુધારાની પ્રવૃત્તિઓ પણ કોઈ કોઇવાર શાથી નિષ્ફળ જાયછે તેનું કારણ કેટલેક અંશે આપણને આ વિચારથી સમજાઇ જશે.

આ ચર્ચા શરૂ કર્યા પહેલાં સમાજ સુધારો એટલે શું એ આપણે ચોક્કસ જાણેલું હોવું જોઇએ. તેમાં મતભેદ હોવાનો પણ સંભવ નથી. સમાજ સુધારાનો સામાન્ય અર્થ એ થાય છે કે આખા સમાજનું કોઇ અનિષ્ટ દૂર કરવું કે સમાજના જીવનમાં કોઈ ઉપકારક તત્ત્વ દાખલ કરવું. આ કરતાં વધારે સંકુચિત અર્થ કરવાની કાંઇ જરૂર નથી. પણ એટલું સ્પષ્ટ કરવું આવશ્યક છે કે કાયદાની સત્તાથી કોઇ રીત અમલમાં મૂકવાની હોય તો તેને આપણે સમાજ સુધારો નહિ કહીએ. સમાજ સુધારાનું આવશ્યક લક્ષણ એ છે કે તે સમાજે રાજીખુશીથી સ્વીકારવાનો હોય છે.

માણુસ પોતાનાં ઘણાંખરાં કાર્યોમાં તો રૂઢિથી પ્રેરાઈને પ્રવૃત્ત થાય છે. એવાં કાર્યોમાં તેને કાંઈ ખાસ વિચાર કરવો પડતો નથી. એવાં કાર્યો શા માટે કરવાં તે વિષે પણ તે ઘણે ભાગે પ્રશ્ન પૂછતો નથી. માણસનો એ સ્વભાવ છે કે જે ક્રિયા તે પોતાની આસપાસ થતી જુવે તેમાં તે વાંધો ઉઠાવ્યા વિના જોડાય છે. કપડાં પહેરવાં, પરણવું, કમાવું વગેરે કાર્યો વિષે 'શા માટે' એવો પ્રશ્ન ભાગ્યેજ કોઇ કરે છે. પણ જે કાર્યો રૂઢિથી પ્રેરાતાં નથી તે કાર્યોમાં તો માણસ બુદ્ધિથી વિચાર કરીને પછી જ પ્રવર્તે છે.

આવાં સ્વતંત્ર કાર્યોમાં બુદ્ધિનો નિશ્ચય એ એકલો કારણભૂત નથી હોતો. કાર્યનું ખરૂં ચાલકબળ તે માણસની કાર્યાત્મક, કાર્યપ્રેરક વૃત્તિ છે. આપણે બુદ્ધિને એટલી બધી મહત્તા આપીએ છીએ કે આ વૃત્તિને ઘણીવાર ભૂલી જઇએ છીએ. પણ કાર્ય થવાનો કે ન થવાનો મુખ્ય આધાર આ વૃત્તિ ઉપર જ હોય છે. કોઇ માણસ બુદ્ધિથી નિશ્ચય કરે કે ભૂતપ્રેત જેવું કાંઇ છે જ નહિ તોપણ જો બીવાની વૃત્તિ તેનામાં બળવાન થઇ ગઈ હશે તો અંધારૂં થતાં તે જરૂર બીવાનો. હિન્દુઓ ઘણીવાર કહે છે કે આત્મા અમર છે, દેહ નાશવંત છે અને એમ માને પણ છે—તેઓ જૂઠું જ કહે છે એવો દરેક પ્રસંગે આક્ષેપ કરવો એ મનુષ્ય સ્વભાવ ન સમજવા બરાબર છે—છતાં તેમ નહિ માનનારી પ્રજાઓ કરતાં હિન્દુઓ વધારે દેહરખા છે. એનું કારણ શું ? એટલું જ કે આપણામાં બહાદુરીની કાર્યાત્મક વૃત્તિ નથી. એ વૃત્તિ ઉત્તેજિત કરવા, બળવાન સંકલ્પ અને લાંબા અભ્યાસની જરૂર છે. ત્યારે જીવન મુખ્યત્વે આ બે તત્ત્વોનું બનેલું છે—વિચાર અને આ કાર્યપ્રેરક વૃત્તિ—અને જીવનમાં કદાચ વધારે ઉપયોગી, વધારે રહસ્યવાળી આ કાર્યપ્રેરક વૃત્તિ છે. એ બન્નેને એક બીજાથી શુદ્ધ કરતાં બન્નેની વૃદ્ધિ કરવી એ ખરો પુરુષાર્થ છે.

આ કાર્યાત્મક વૃત્તિ એજ જીવનનું કાર્યબલ છે. એ બલ સ્વભાવથી નીતિના રંગવાળું નથી. જે પ્રયોજન માટે જે કાર્યમાં તે દોરાય તેને લીધે તે નીતિવાળું કે અનીતિવાળું, વિચારી કે અવિચારી બને છે. આપણે ઉપર કહ્યું કે રૂઢિથી થતાં કાર્યોમાં બુદ્ધિનો વિચાર નહિ જેવોજ હોય છે. એ કાર્યોમાં માત્ર આ કાર્યાત્મક વૃત્તિની સ્વાભાવિક ગતિ જ હોય છે. ખરી રીતે તો એ વૃત્તિ કેટલાંએક કારણોથી એજ રીતે ગતિમાં આવવાથી એ રૂઢિ બંધાએલી હોય છે. વૃત્તિના અભ્યાસથી રૂઢિ બંધાએલી હોય છે.

સુધારાના સ્વરૂપમાં આપણે ઉપર કહ્યું કે તેમાં કોઇ રૂઢ થયેલા અનિષ્ટને દૂર કરવાનું હોય છે. એ અનિષ્ટ રૂઢિમાં પણ અમુક વૃત્તિ તો ગતિમાં, ક્રિયામાં આવે જ છે. હવે સમાજની આ રૂઢિ નાબુદ કરવામાં તેમાં રહેતું એ વૃત્તિરૂપ જીવનબળ નાશ ન પામે એ હમેશાં ધ્યાન રાખવાનું છે. એ વૃત્તિઓનો એવો સ્વભાવ છે કે ક્રિયામાં રહેવાથી જ તે જીવતી રહે છે અને રૂઢિ નાબુદ થતાં જો તે વૃત્તિને ગતિમાં આવવાનું દ્વાર બંધ થાય તો તે નાશ પામે અને એટલો જીવનનો નાશ થાય. આ જીવનના નાશના ભયથી જ ઘણું કરીને લોકો કોઈ પણ જૂની રૂઢિ છોડવા સામે જબરો વિરોધ કરે છે. લોકો આ વાત આટલી સ્ફુટ સમજતા નથી હોતા અને તેથી એવી દલીલ નથી કરતા. પણ જીવનબલ એ હમેશાં સ્વસંવેદ્ય છે, અને પોતાના સ્વભાવથી જ તે પોતાનું રક્ષણ કરે છે. આ તેના વિરોધને બલાત્કારથી દબાવી દેવો અને એ રીતે એટલા બલનો નાશ કરવો એ એક જાતની હિંસા છે. અલબત એ હિંસાથી પણ એ અનિષ્ટનો તો નાશ થવાનો. પણ એ ખરો સુધારો નથી. એ તો દરદીને દવાને બદલે ઝેર આપવા જેવું છે. અલબત એમ કર્યાથી પણ રોગનો તો નાશ થવાનો જ પણ તે જીવનની પ્રગતિ નથી, હ્રાસ છે—ક્ષીણતા છે. આવી ઘણી ક્ષીણતાને આપણે ભૂલથી સુધારો માનીએ છીએ. ઘણાં માબાપો પોતાનાં છોકરાંનાં એવાં વખાણ કરે છે કે તે 'સોજું છે,' 'સ્વભાવે ગરીબ છે.' પણ આ સોજાપણું ઘણેભાગે જીવનની અકાલ ખોટ સૂચવે છે. અને આજ ભૂલ ઘણીવાર સુધારક કરી જાય છે. આપણામાંથી હોળીની અશ્લીલ રમતો બખેડા ગંદુ ઘમસાણ ગયું તેને સુધારો ગણતાં આપણે વિચાર નથી કરતા કે તે સાથે મરદાની, સંઘમાં ઉત્સવ કરવાની શક્તિ અને ઉલટે તેની તક પણ ગઇ. આપણે ધર્મનો બાહ્યાચાર છોડયો તે સાથે ધર્મભાવના જ આપણામાં શિથિલ થઇ અને તે આચારથી મળતી શરીર અને મનની તાલીમ પણ ગઇ. સરકારે આપણા દેશમાં શાન્તિ સ્થાપી પણ તે સાથે આપણી બહાદુરી, રક્ષણ કરવાની શક્તિ વગેરે સર્વ હણાઈ ગયાં. આ રીતે હિસાબ કરતાં જ જીવનબલની જે ખોટ જણાઈ તેનો હિસાબ કવિ ન્હાનાલાલે નવજીવન સાપ્તાહિકની શરૂઆતમાં 'પ્રજાજીવનના સરવૈયામાં' આપેલો હતો. પણ આ પ્રમાણે જીવનબલને ક્ષીણ કરવું એ સુધારો નથી.

પણ કોઈ કહેશે કે એ વૃત્તિને દબાવ્યા વિના અનિષ્ટ સુધરી જ ન શકે, તો જવાબ એટલો જ છે કે એમ માનનાર માણસે સુધારો કરવાની વાત છોડી દેવી. દરેક સુધારકમાં અખૂટ શ્રદ્ધા હોવી જોઇએ. આ શ્રદ્ધા પોતાના બલની નહિ,—અલબત એ પણ હોવી તો જોઇએ પણ એ અહીં પ્રસ્તુત નથી—પણ મનુષ્ય સ્વભાવ ઉપરની શ્રદ્ધા હોવી જોઇએ. લોકોમાં સુધરવાની સ્વાભાવિક વૃત્તિ અને શક્તિ છે એવી શ્રદ્ધા હોય તે જ સુધારક થઇ શકે. જેમ દરેક વિદ્યાર્થી શીખી શકશે એવી એક શિક્ષકમાં શ્રદ્ધા જોઇએ, તેમ દરેક માણસમાં સારાં થવાની દિવ્ય શક્તિ છે એમ દરેક સુધારકને શ્રદ્ધા જોઇએ. એવી શ્રદ્ધા ન હોય અને છતાં અનિષ્ટ સમજી શકાતું હોય તે માણસે જંગલમાં ચાલ્યાં જઈ એકાંતવાસ સેવવો અથવા શહેર બહાર બંગલામાં વસવું.

અને આ મતનું પૃથક્કરણ કરતાં બે વિરોધી તત્ત્વો નીકળે છે. સુધારકને અનિષ્ટ પૂરેપૂરું સમજાયું હોવું જોઇએ, એ અનિષ્ટ તરફ પૂરેપૂરો તિરસ્કાર હોવો જોઇએ, અને છતાં તે અનિષ્ટમાં પડેલાં માણસોની દિવ્યતામાં શ્રદ્ધા હોવી જોઇએ, એ માણસો તરફ આદર હોવો જોઇએ. આ માત્ર વિરોધાભાસ નથી પણ ખરેખરો વિરોધ છે. તે હૃદયની વિશાળતા સિવાય જરૂર ગમે તે સુધારકને આડો આવે છે, અને તેથી કામ કરનાર છેવટે થાકી જાય છે. આ વિરોધ છે માટે જ સફળ સુધારકો ઘણા ઓછા થઇ શકે છે. આ તત્ત્વોનો વિરોધ ખરો છે પણ તે એક બીજા સાથે ઘટી શકે તેવાં છે. જીવનના બીજા ઘણા પ્રદેશોમાં આવાં વિરોધોનો અનુભવ આપણને થાય છે. જેમ જીવનમાં બલ અને સંયમ બન્ને જોઇએ, જેમ ગ્રહોની ગતિમાં કેન્દ્રગામી

અને કેન્દ્રાપગામી બન્ને બલો હોય છે તેમ આ વિરોધની ઘટનાથી જ સુધારો રચાય છે. મારા વિષયને ખાસ આવશ્યક નથી તો પણ સામાન્ય નિયમ મૂકવાને લલચાઉં છું કે જીવનનો અર્થ જ આવાં અનેક વિરૂદ્ધ બલોની ઘટના, તેમનો સમન્વય.

આ માનવ-દિવ્યતાની શ્રદ્ધા તે અંધ શ્રદ્ધા ન હોવી જોઇએ. તેમજ કામ કરવાના એક નિયમ જેવી ન હોવી જોઇએ. લેખાં ગણવામાં જેમ એક કૂંચી પ્રમાણે દાખલો ગણીએ તો ખરો જ પડે પછી કૂંચી ન સમજાય તો પણ ચાલે, તેમ સુધારાના કામમાં આ શ્રદ્ધા એક કુંચીની પેઠે વાપરવાની નથી. આ શ્રદ્ધાનો પ્રત્યક્ષ અનુભવ જોઇએ. અર્થાત્ માણસની દિવ્યતા આપણે જોયેલી, પ્રત્યક્ષ કરેલી હોવી જોઇએ. આ અનુભવ મેળવ્યો મેળવાતો નથી. તેને માટે માત્ર બુદ્ધિનો વિવેક જ નહિ પણ હૃદયની વિશાલતા હોવી જોઇએ. જે માણસો અનિષ્ટમાં સડે છે તેમનામાં, અનિષ્ટ, દુરાચાર, રૂઢિની લીલ નીચે રહેલું શુદ્ધ આત્મજલ જોવાને ભેદક દૃષ્ટિ હોવી જોઇએ.

શરીરશાસ્ત્રનો સિદ્ધાન્ત છે કે રોગ તો શરીર પોતાના જીવનબલથી કહાડે છે તેને વૈદ્યો માત્ર મદદ આપે છે. સમાજના અનિષ્ટનું પણ એમ છે. એ અનિષ્ટ સુધારકે પોતે કહાડવાનું નથી. અનિષ્ટ સામે લડવું એ રૂપક તરીકે બહુ સુંદર લાગે છે પણ એમ અનિષ્ટની સામે કયાંઈ દ્વંદ્વ યુદ્ધ કરવાનું આવતું નથી. એ અનિષ્ટ તો સમાજ પોતાની મેળેજ કહાડે છે. અને એ અનિષ્ટને કહાડી શકે એવી બળવાન વૃત્તિ સમાજમાં કયાં છે તે શોધી કહાડવામાં જ ખરી પ્રતિભા રહેલી છે. એ અનિષ્ટ તરફ એ વૃત્તિ પ્રેરવી, દોરવી એ સુધારકનું કામ છે.

આટલા માટે સમાજના બળને ઉત્તેજિત કરતાં આવડવું જોઇએ. અને તે માટે સુધારકને સમાજનો સંપૂર્ણ પરિચય હોવો જોઇએ. જેમ ખરા સેના નાયકને પોતાના લશ્કરના બળની ખબર હોવી જોઇએ એમ સુધારકને પોતાના. સમાજનો પોતાના કાર્ય પુરતો સંપૂર્ણ અનુભવ હોવો જોઇએ. જેમ નદીમાંથી પાણી લાવવું હોય તો કેટલે ઉચેથી નહેર કરવાથી જોઈતી જગાએ પાણી આવી શકશે એની ખબર હોવી જોઇએ તેમ સમાજનું બલ અમુક અનિષ્ટ સામે દોરવું હોય તો તે બલ કયાંથી લાવવું તે સુધારકે બરાબર જાણવું જોઇએ. સમાજનું સમગ્ર જીવન અને તેમાં શુદ્ધ જીવનબલ કયાં કયાં છે તે સુધારકે જાણવું જોઇએ.

સમાજ સુધારામાં જેને આપણે અનિષ્ટ નિવારણ કહીએ છીએ તે પણ ધ્વંસાત્મક કાર્ય નથી. એ કાર્યમાં અમુકનો નાશ કરવાનો હોય છે ખરો પણ તે જગાએ અમુક સદ્વૃત્તિનો ઉદય કરીને અનિષ્ટનો નાશ કરવાનો હોય છે. જેમ અંધારાનો નાશ કરવા માટે આપણે અજવાળું લાવીએ છીએ, કોઈ જગાએ શરીરમાં દુઃખ થતું હોય તો તે જગાએ ગરમી લગાડીને કે એવા કોઇ ઉપચારથી લોહીના અભિસરણને ઉત્તેજન આપીએ છીએ અને તે લોહીની સ્વાભાવિક ક્રિયાથી રોગ મટે છે તેમ સમાજ સુધારણામાં પણ સમાજમાં રહેલા જીવનબલને આપણે ઉત્તેજવાનું છે અને એ જીવનબલ જ પોતાના સ્વભાવથી અનિષ્ટને દૂર કરે છે. સુધારણા એ પુષ્ટિ આપવા જેવી ક્રિયા છે, વાઢકાપ જેવી નથી. કાયદામાં ફેરફાર કરવો એ વાઢકાપ જેવી ક્રિયા ગણાય.

કાર્ય કરવાને માટે મુખ્ય વૃત્તિ જોઇએ તે આપણે જોઈ ગયા. તે પછી વિચાર આવે છે. સુધારકને પોતાને પોતાના સુધારા સંબંધી બુદ્ધિનો સંપૂર્ણ નિશ્ચય જોઇએ. તેનું પોતાનું મન જ્યાં સુધી ઢચુપચુ હોય ત્યાં સુધી તે બીજાને તો કદી નિશ્ચય ન કરાવી શકે.

આવો નિશ્ચય થવાને ઘણું કરીને તો તે અનિષ્ટનો પ્રત્યક્ષ અનુભવ હોવો જરૂરનો છે. અનુભવ સિવાય અમુક અનિષ્ટ પૂરેપૂરૂં સમજાતું નથી. પણ આ પ્રમાણે અનુભવ થવાથી તે અનિષ્ટની સામે થવામાં માણસને પોતાને સ્વાર્થ પણ રહેલો હોય છે. ઘણા માણસો આવી રીતે સ્વાર્થ અને પરમાર્થ બન્ને એક થઈ જાય તેને મોટી ઇષ્ટાપત્તિ માને છે અને તેથી કામ કરનારનું કામ

ઘણું સરળ થાય છે એમ માને છે. પણ મને એમ ભાસતું નથી. સામાજિક અનિષ્ટનો પણ જો કોઇ માત્ર પોતાની સ્વાર્થપ્રેરણાથી જ વિરોધ કરે તો તેથી સમાજને તે પોતાના પક્ષમાં લઇ શકશે નહિ. ઉલટું સમાજનું જે કાર્યમાં હિત હોય તેમાં સાથે સાથે જો સુધારકનું પોતાનું જરા પણ હિત છે અને તે પોતાના હિત માટે સામાજિક હિતની સાથે જોડાય છે એમ લોકોને વહેમ આવે તો તેથી લોકોમાં ઉત્સાહ પ્રેરાઇ શકતો નથી. એટલે અહીં પણ એક વિરોધ જેવું ભાસે છે. સુધારકને પોતાને એ અનિષ્ટનો અનુભવ હોવો જોઇએ અને છતાં તેને તેમાં અંગત સ્વાર્થ હોવો ન જોઇએ.

પણ પહેલાં એક વિરોધ જેમ ઘટી શકતો હતો તેમ આ વિરોધ પણ ઘટી શકે છે. અથવા ખરું કહીએ તો તેનુ સમાધાન થાય છે અને એ સમાધાનમાંથી જ આપણને સુધારાનું ખરું સ્વરૂપ સમજાય છે. માણસને પોતાને કંઇ પણ વીતવાથી તે અનિષ્ટ બરાબર સમજાય એ ખરું. પણ પછી તે અનિષ્ટનું સંપૂર્ણ મનન કરવાથી તે અનિષ્ટ માત્ર પોતાના સ્વાર્થ કે સગવડનો પ્રશ્ન નહિ પણ આખી પ્રજાના એક નૈતિક પ્રશ્ન તરીકે સમજાય છે. માત્ર પોતાના હક કે અધિકારનો પ્રશ્ન એ નથી રહેતો પણ પ્રજાના કર્તવ્યનો એ પ્રશ્ન થાય છે.

આના જ જેવો જે ચિત્તમાં એક બીજો ફેરફાર થાય છે તેની સાથે સરખાવતાં હું એમ કહી શકું કે જેમ કવિ પોતાનો અનુભવ પોતાથી સ્વતંત્ર એવા કોઇ કલાત્મક રૂપમાં મૂકે છે ત્યારે તે સર્વોપભોગ્ય બને છે તેમ સુધારક જ્યારે પોતાના અંગત હક કે સગવડના પ્રશ્નને પોતાના સ્વાર્થથી ભિન્ન કરી પ્રજાના એક નૈતિક પ્રશ્ન તરીકે મૂકે ત્યારે જ તે સર્વસામાન્ય પ્રશ્ન બને છે અને ત્યારે જ લોકો તેના તરફ અભિમુખ થાય છે. આ ક્રિયામાં જ, આ ચિત્તવ્યાપારમાં જ સ્વાર્થ સરી પડે છે, અંગત દૃષ્ટિબિન્દુ જ જતું રહે છે. અહંકાર, મમત્વ કે અભિમાન વિનાનું એક નૈતિક દૃષ્ટિબિન્દુ સુધારક સામે ખડું થાય છે. તે એક નૈતિક આદર્શ બને છે અને સુધારકને આપણે ત્યારે જ એ આદર્શનો દ્રષ્ટા કહી શકીએ. અને આ અંગત પ્રશ્ન જ્યારે આ નૈતિક દૃષ્ટિબિન્દુનું સ્વરૂપ પકડે ત્યારે જ, કવિ જેમ કાવ્યદ્વારા પોતાનો અનુભવ સર્વને આપી શકે છે તેમ, સુધારક પણ પોતાનું દૃષ્ટિબિન્દુ બીજાને આપી શકે.

હવે એક બીજી દૃષ્ટિથી પણ આપણે સુધારક અને પ્રાકૃત માણસનો ફરક જોઇ શકીશું. જે અનિષ્ટની સામે સુધારક થાય છે તે અનિષ્ટ શું, બીજાઓને નડતું નથી કે નડેલું હોતું નથી? હોય છેજ. ત્યારે અનુભવ સરખો છતાં આ બેમાં ફરક શો છે! પ્રાકૃત માણસ આ અનિષ્ટને અનિવાર્ય, આકાશમાંથી વિજળી પડવા જેવું અનિવાર્ય, સમજી બેસી રહે છે. આપણે પ્રથમ જ જોઇ ગયા કે જે બનાવ બધે બને છે તેની સામે પ્રાકૃત માણસ પ્રશ્ન ઉઠાવતો નથી. તે જુવે છે કે પોતાના સમાજમાં બધે જે દુઃખ છે તે તેને પોતાને પણ છે અને તે અનિવાર્ય છે. આનાથી વધારે વિચાર કરનારને આવું દુઃખ પડે છે ત્યારે તે જોઇ શકે છે કે અમુક ઉપાય કરવાથી તેનું નિવારણ થઇ શકશે. તે પોતાની રીતે એ ઉપાય કરવા જાય છે પણ તેમાં સમાજ તરફથી તેને વિરોધ થાય છે. હવે જો તે માત્ર પોતાના જ સુખ માટે તે ઉપાય કરતો હશે, તો કાંતો સમાજના વિરોધને વધારે મોટું અનિષ્ટ માની ઉપાય પડતો મૂકશે અને કાંતો સમાજની દરકાર નહિ કરતાં પોતાના સુખનો ઉપાય લઇ બેસી જશે. પણ આ બન્ને પ્રસંગે પોતાના હિતના વિરોધી તરીકે, પોતાના હકના પ્રતિરોધક તરીકે તે સમાજ તરફ દ્વેષ કરશે અને દ્વેષથી વધારે સારું કશું કરી શકશે નહિ. પણ તે કરતાં આગળની કોટિએ ગયેલો માણસ આ જ પ્રશ્નનો વિચાર આખી પ્રજાના દૃષ્ટિબિન્દુથી કરશે, તેને નૈતિક પ્રશ્ન તરીકે ઉકેલશે અને તેમ કરતાં પોતાનો સ્વાર્થ એકકોર રાખશે, સ્વાર્થદૃષ્ટિને પ્રશ્નના મનનમાં વિક્ષેપ કરવા નહિ દે. આ ખરા સુધારક અને સમાજના પ્રાકૃત માણસમાં ફરક એ છે કે પ્રાકૃત માણસ જે અનિષ્ટને અનિવાર્ય સમજે છે તેને સુધારક નિવાર્ય સમજે છે અને તે દુઃખનિવારણ કરવું એ પોતાની તેમજ આખી પ્રજાની ફરજ સમજે છે.

પણ તેમ છતાં, આ બધું થયા છતાં પ્રજા પ્રથમ તો દરેક સુધારાની સામે ગાંડો પ્રતિરોધ કરે છે તેનું કારણ શું? દરેક રૂઢિમાં અમુક ઉપયોગી વૃત્તિ પોષાતી હોય છે એ આપણે જોઇ ગયા. એ રૂઢિ જતી રહે તો એ વૃત્તિનું રક્ષણ અને પોષણ જતું રહેશે એવી પ્રજાને હમેશાં ભીતિ રહે છે. આ અ-કથ્ય ભીતિથી પ્રજા હમેશાં કોઇ પણ જૂની રૂઢી તૂટ-વા સામે વિરોધ કરે છે. આ રીતે દરેક સુધારો એ બે વૃત્તિઓ વચ્ચેનું એક નૈતિક યુદ્ધ છે. અને જેમ દરેક નૈતિક યુદ્ધમાંથી માણસ વધારે બળવાન થઈ વધારે ઉન્નત થાય છે તેમ આ યુદ્ધમાંથી પણ પ્રજા વધારે બળવાન અને વિજયી થઇ બહાર આવે છે. અલબત્ત, જે પ્રજામાં જીવનબળ વધારે હોય તે પ્રજા આવાં યુદ્ધો ઝટ પૂરાં કરી આગળ આવે અને યુદ્ધ-થી પણ જે પ્રજા નાસે તેનામાં જીવનબળ ઓછું એમ તો ખરૂં જ. પ્રજાના જીવનબળની ખરી કસો-ટીજ આ છે કે નૈતિક યુદ્ધોમાંથી તે કેવી રીતે પસાર થાય છે. અને પ્રજામાં આ બળ ન હોય તો તેનો ઉપાય પ્રજાની નિન્દા કે તેનો તિરસ્કાર કે અવજ્ઞા એ નથી પણ એ નબળાઇનું ખરૂં કારણ શોધી, તેનું બરાબર નિદાન કરી તે નબળાઇનું કારણ નાબૂદ કરવા તરફ પ્રજાના સર્વ વિચારકોએ સઘળું બળ વાપરવું એ છે.

કોઇ પણ વિષયના અભ્યાસમાં એક વિષયના નિયમો બીજા વિષયના નિયમો સાથે સરખાવી જોતાં તેમાં અદ્ભુત સામ્ય લાગે છે. આ રીતે સમાજ-સુધારાના નિયમો અને શિક્ષણશાસ્ત્રના નિયમોમાં ઘણું સામ્ય છે જે કે તેમાં આપણને બહુ આશ્ચર્ય ન લાગે. જેમ સારો શિક્ષક વિદ્યાર્થીની સ્વાભાવિક શક્તિ-ને ક્ષીણ નથી કરતો તેમ સુધારક પણ પ્રજાની શક્તિ ક્ષીણ થાય એ રીતે સુધારો નથી કરતો. જેમ સારો શિક્ષક બળાત્કારે ગોખાવવાને બદલે વિદ્યાર્થી પોતાની મેળે શીખે એમ કરે છે તેમ સુધા-રામાં પણ પ્રજા પોતાની મેળે શીખે એમ કરવાનું હોય છે. જેમ શિક્ષણમાં સ્વાભાવિક જિજ્ઞાસા ઉત્પન્ન કરવાની હોય છે તેમ સુધારામાં પણ પ્રજાની સદ્-વૃત્તિ, નીતિ ઉત્તેજિત કરવાની હોય છે.

રામનારાયણ વિશ્વનાથ પાઠક.

---

# પ્રજાનું સ્વરાજ્ય અને લોકરક્ષાનો ક્ષત્રિયધર્મ

## ૧. હેગલ અને હિન્દી સંસ્કૃતિ

ઇંગ્રેજી ભાષામાં લખાયેલ ગદ્ય અને પદ્ય છૂટથી અને કર્તાનો આશય પૂરેપૂરો ગ્રહણ કરવાની શક્તિ સાથે વાંચતાં વાંચતાં મ્હને વર્ષો થઇ ગયાં છેઃ જમાનાઓ કહું તો પણ ચાલે. ટેનિસન કૃત 'અકબરનું સ્વપ્ન,' મૂર કૃત 'લાલા રૂખ,' માર્લો કૃત 'ટેમરલેન (તૈમૂર),' ગલિવરની મુસાફરીઓમાં 'ગણિતઘેલાઓનો ટાપુ,' ડ્રાઇડન કૃત 'ઔરંગઝેબ,' આદિ મેં પ્રથમ ક્યારે વાંચ્યાં તે યાદ પણ નથી. આ પ્રમાણે અને સાથે સાથે મેં બીજી યુરોપીય ભાષામાં લખાયેલ નામીચા સાહિત્યના ઇંગ્રેજી તરજુમા પણ અનેકાનેક વાંચ્યા છે. તેમાં એલ્ફિન્સ્ટન કૉલેજ અને છાત્રો માટેનું નિવાસગૃહ મહાલક્ષ્મી સ્ટેશનની પાસે અને વિક્ટો-રિયા ગાર્ડનની સામેજ હતાં તે અરસામાં, વધુ સ્ફુ-ટતાથી લખું તો છેલ્લા સૈકાના નવમા દાયકા દર-મિયાન, ચાર જર્મન મહાલેખકોની કૃતિઓ પ્રથમ જ મ્હારા જોવામાં આવી. આ ચાર બીજા કોઇ નહિ પણ ગથ, શોપનહાવર, વેબર, અને હેગલ. ગથ—એ શકુન્તલા વિશે, શોપનહાવરે ઉપનિષદો વિશે, વેબરે મહાભારત વિશે શું લખ્યું છે તે અહીં ઉતારવાની જરૂર નથી. હેગલે આપણી સંસ્કૃતિ માટે શું લખ્યું છે તે જ વિચારો.

એ મહાફિલસૂફ લખી ગયો છેઃ—હિન્દમાં જન-સમાજના ઐક્યને તોડી નાખેલું છે. સમાજાન્તર્ગત

શક્તિઓ ખરી રીતે એકબીજામાં ઓતપ્રોત છે તેમને એકબીજાથી ભિન્ન અને અસ્પર્શ્ય ગણેલી છે: દરેક મુખ્ય શક્તિના અધિષ્ઠાન રૂપ એક એક જ્ઞાતિ રચવામાં આવી છે; અને આ જ્ઞાતિભેદો કૃત્રિમ નહીં પણ કુદરતી અને સનાતન ઠરાવેલા છે.[1]

વળી તે ઉમેરે છે:—સ્ત્રીઓ અમુક અવસ્થામાં લોકોત્તર નાજુકતા અને મોહકતા અને નિર્બલતાં વાળું સૌન્દર્ય પ્રકાશે છે. એ સમયે તેમની ચામડીની પારદર્શકતા, તેમના મુખરાગની ગુલાબી, તેમના ચક્ષુ—ઓષ્ઠ આદિનું માર્દવ, અવર્ણનીય અને લગભગ અપાર્થિવ હોય છે. આ રંગ, આ માર્દવ, આ મોહકતા સશક્ત તનદુરસ્તીનાં સંગી નથી. આ લગભગ લોકોત્તર સૌન્દર્ય સ્ત્રીઓમાં એમને પ્રસવ થયા પછીના થોડા દિવસો દરમિયાન હોય છે. ગર્ભના ભાર અને પ્રસવની પીડામાંથી મુક્ત થતાં, અને પોતાના પ્રિય બાળકની નવી નવાજેશ ઈશ્વર તરફથી મળી તેના આનંદમાં, આત્માની આવી સુરખી દેહને પણ સંસ્કારે છે.-હિંદની સંસ્કૃતિમાં સુંદરતા અને લોકોત્તરતા પણ છે; પરંતુ તે ઉપલા ઉપમાન વડે વર્ણવવા મથું છું તેવા જ પ્રકારની: સંગીન અને શક્તિમત્ તમામ તત્ત્વોનો અભાવ હોય એવી અ-બલ જ સુંદરતા. એમાં જે આત્મા આપણને દેખા દે છે તે કેવલ લાગણીઓના બાષ્પગોટ અને કલ્પનાના તેજોમય સીકરરાશિમાં ડૂબેલો લગભગ પ્રવાહી અને અ-રૂપ બની ગયેલો આત્મા. આવી સંસ્કૃતિને આપણે જેમ જેમ વધારે બારીકીથી તપાસીશું તેમ તેમ એ પ્રથમ દર્શને જેવી મોહક જણાય છે તેવી પરિચય વધતાં માનવમાન ટેક સ્વાતંત્ર્ય અને શક્તિ માટેના સર્વ આવશ્યક ગુણો અને અંગોમાં હીનસંપન્ન અને તેથી કરીને વધારે વધારે તુચ્છ અને નિંદ્ય અને હેય માલુમ પડશે.[2]

શું ? હિંદી સંસ્કૃતિ, હિંદનો આત્મા, એટલે બસ સુવાવડી સ્ત્રી ! કાથાના ખાટલામાં ફાટીતુટી ગોદડી ઉપર પડેલી, નીચે સેક માટે છાણાંના અને રાખના ઢગલા, પાંગથે ભોંય પર બેઠેલી સુયાણી ધીમેધીમે કળતરે વાળાં અંગ ચાંપે, ઉશીકે મોટી બ્હેન કે જેઠાણીદેરાણી માથું દાબે અને વારંવાર થતો પરસેવો વારંવાર લૂછ્યા કરે, અને ઓરડીના અંધારામાં એક ખૂણે માતા કે સાસૂ પડી ઉકાળે વા શીરો સેકે ! ઘરમાં છોકરાઓને ઉધમાતની, પુરુષોને ગુસ્સે થવાની વા ઘાંટો કહાડીને બોલવાની, અને શેરીને પણ ઘોંઘાટની સખ્ત બંધી, રખેને આ બાપડીનો તંતુ વાતાવરણના કોઇ સ્થૂલ બોજાના ધક્કાથી પણ તુટી જાય એવા ભયથી !

આણે લોકોત્તર અતિસૂક્ષ્મ સુંદરતાની તો માત્ર આછી મલમલની સુશોભિત બુટ્ટીદાર ચાદર ઓઢાડી: એ ચાદર નીચેનું અંગ જે એના મુખ્ય-પદાર્થ, તેમાં તો એણે નિર્બલતાજ જોઈ: મૂર્તિમંતી નિર્બલતા, પૃથ્વીના પડ ઉપર અદ્વિતીય એ જ અર્થમાં અપાર્થિવ લોકોત્તર સ્વર્ગીય નિર્બલતા !

જે જમાનાના જર્મનોએ પ્રશિયાનો—ફ્રેડરિક ધિ ગ્રેટના પ્રશિયાનો—નેપોલિયનને હાથે થયેલો સર્વનાશ રોમે રોમ અનુભવેલો, જે જમાનાના જર્મનોએ એ સર્વનાશમાંથી પણ ફ્રેડરિક ધિ ગ્રેટના મૂલ વાવેલાં બીજ જેમ તેમ સાંભરી લેઈ અને તેમાં સત્ત્વવત્તર બીજાં ઉમેરીને નવું પ્રશિયા રચવાનો ભગીરથ પ્રયત્ન આરંભેલો, જે જમાનાના જર્મનોએ બર્લિનના વિદ્યાપીઠની સ્થાપના કરતાં હમ્બોલ્ટે ઉચ્ચારેલો પેલો અદ્વિતીય કાર્યહેતુ-" આપણાં મગજોની ખેતીના વિકાસ સારૂ, ગુમાવેલા મુલકનું સાટું વગી

---

૧. ફિલોસોફી ઓફ હિસ્ટરી (ત્રીજી આવૃત્તિ ઇંગ્રેજી સિબ્રી કૃત તરજુમો, બેલ એન્ડ સન્સ, ૧૮૯૦ ) પૃ. ૧૧૮-૧૯.

૨. એ જ પુસ્તક, પૃ. ૧૪૬-૭. મેં શબ્દ:શઃ તરજુમો નથી કર્યો; આ લેખમાલામાં ક્વચિતજ કરીશ: ઘણુંખરું કર્તાના ભાવમદદથી જ ચલાવી લઈશ.

રહે તે માટે" ૩–પોતાના જીવનની પલે પલમાં વણી લીધેલો, તે જમાનાનો ફિલસુફ બીજી સર્વ પૂજાઓને ઉથાપી એક શક્તિની પૂજા સર્વોપરિ સર્વવ્યાપી સ્થપાય એવી જ ફિલસુફી નિર્મી શકે, અને તેના ન્હાનામોટા દરેક વિષયો ઉપરના નિર્ણય આ તેની મંતવ્યસૃષ્ટિમાં બંધ બેસે એવા જ હોઈ શકે.

પરંતુ આ તો મ્હને ઘણાંઘણાં વર્ષો પછી સમઝાયું. આ પાનાં મેં પ્રથમ વાંચ્યાં રાણીબાગના એક રમકડા જેવા કૃત્રિમ જલાશયની પાળે એક ભરચક વેલના કૃત્રિમ માંડવા તળેના એક બાંકડા ઉપર. એ માંડવો, એ જલાશય, તેમાંના એ અર્ધવિકસિત પોયણાંની આસપાસ રમતી એ શ્વેત નિર્દોષ અને અતિ–સુંદર–અતીવ–નિર્બલ ડોક વાળી બતક, અને એ કુમળી સ્હવાર,—ટકોરો વાગતાં ભેળાઈ જાય એવું એ સુંદર–નિર્બલ ચિત્ર ફિલસુફની લાગણી વગરની અને સીધી વાણીએ છાયા–પ્રકાશની લેશ પરવા વગર ઉભી કરેલી સુવાવડીની પ્રતિમા રૂપ નિર્બલતા ચિત્ર સાથે મ્હારા મગજમાં એકાકાર થઈ ગયું, અને પછી વર્ષો સુધી ફરી ફરીને જ્યારે જ્યારે મ્હને આપણી હિંદી સંસ્કૃતિનો વિચાર સ્ફુરતો, ત્યારે ત્યારે મ્હારૂં કલ્પના–નેત્ર એ બાપડી સુવાવડી અને એ બીચારી બાળકથી યે મરડાઇ જાય એવી ડોક વાળી બતકજ જોયા કરતું!

## ૨. આપણાં લશ્કરોની ઐતિહાસિક નિર્બલતા

છોકરા છોકરીઓને છેક પ્રાથમિક શાળામાંથી આપણા ઇતિહાસનું જ્ઞાન આપવાનો આરંભ થાય છે એ જાણીતું છે. પણ મ્હારા દાખલામાં તો ખાતરીપૂર્વક કહી શકું છું કે આપણા દેશના ઇતિહાસનું કંઇયે વિચારપૂર્વક જ્ઞાન મેં ઉપલી છાપ મ્હારા મગજમાં ઉંડી કોતરાઈ ગઇ હતી તે પછી જ મેળવવા માંડયું. મહમ્મદ ગઝની અને શહાબુદ્દીન ઘોરીની ચ્હડાઇઓના ઇતિહાસને લગતી વિગતો મેં પ્રથમ્હેલી કંઇ બારીકીથી તપાસી ત્યારે મ્હને માલુમ પડયું કે (૧) રાજસ્થાન વા રાજપૂતાના જેનો વિસ્તાર હાલ છે તે કરતાં વધારે હતો તેમાંના છૂટાછવાયા રાજાઓ જ એમની સામે થયેલા. રાજસ્થાનના તમામ રાજાઓ એકત્ર થઇને કોઈ પણ વખતે પોતાના વહાલા મુલક માટે એકતંતે લડયા હોય એવો આપણા ઇતિહાસમાં દાખલો જ નથી. (૨) બીજું મ્હને એ દેખાયું કે રાજસ્થાનનો જ્યારે વિસ્તાર સૌથી વધારે હતો ત્યારે પણ એ પ્રદેશ આખા હિંદના ચતુર્થાંશથી કે પંચમાંશથી પણ ઓછો હતો, અને રાજસ્થાનના રાજાઓ પરદેશીઓ સામે લડતા અને જ્યડતા તેની સાથે હિંદના બાકીના પ્રદેશને રતિ ભાર લેવાદેવા હતી નહીં. મતલબ કે હિંદ એક દેશ છે એવી અસ્મિતા–આખો હિંદ એક રાષ્ટ્રવ્યક્તિ ( political unit ) છે એવી અસ્મિતા ( consciousness )–બ્રિટિશ સત્તા અને કાયદા અને વહીવટના અમલ તળે એકસરખી રીતે દબાયાથી જ આપણે પ્રાપ્ત કરી છે; બ્રિટિશ અમલ પ્હેલાંના આપણા હજારો વર્ષના ઇતિહાસ દરમિયાન એવી અસ્મિતા આપણામાં કોઇ કાળે સ્ફુરેલી હોય એવો સ્પષ્ટ પુરાવો છે નહીં. (૩) અને ત્રીજું મેં એ જોયું કે એ આપણા રાજપૂત રાજાઓની સેના કે યુદ્ધકલામાં ઉત્તરોત્તર સમુન્નતિ ( evolution ) કે સમયાનુસાર ઘટતો ફેરફાર કરી લેવાનાં જીવંત બીજ હતાં નહીં. મહાભારતમાં વર્ણવેલી આપણી સેનાઓ રથદલ, ગજદલ, હયદલ, અને પાયદલ, એમ ચતુરંગ હતી. આમાંથી રથદલનો કયારે અને શા કારણથી લોપ થયો એ જાણવા સાધનોજ નથી. રાજપૂત રાજાઓની સેનાઓ ગજદલ, હયદલ, અને પાયદલ એમ ત્રિ–અંગી હતી. અને તેમાં મુખ્ય અંગ હયદલ હતું. પરંતુ એ હયદલ, ટુકડીઓ, પલટણો, અને આખા લશ્કરની સંયુક્ત કુચ અને હીલચાલો માટેની કવાયત વિનાનું જ આપણે એને જોતું છેક આરંભ-

૩. " To make up for the loss of territory by the cultivation of the mind "—બુદ્ધિશક્તિના ઉપર આથી વધારે કે આટલી પણ શ્રદ્ધાવાળું બીજું એક પણ વાક્ય જગતના ઇતિહાસમાં બીજે કયાંય પણ ઉચ્ચારાયેલું હોય તો તે મ્હારા જાણવામાં નથી.

માં જોઈએ છિયે, તેવું જ તે છેક આખર સુધી રહ્યું હતું. ઘોડાઓનાં કદ, બલ, અને ઝડપમાં, તેમ ઘોડેસ્વારોનાં શસ્ત્રાસ્ત્રમાં પણ એ હયદલ આપણા ઉપર ધસી આવનાર પરદેશીઓનાં હયદલને મુકાબલે આરંભથી નબળું હતું તેવું જ તે છેક આખર સુધી રહ્યું હતું. રાજપૂતોની વીરતા, એમની ટેક, અને એમના સ્વમાન તથા ઔદાર્ય વિશે બે મત સંભવતા નથી, તથાપિ સૈનિક વ્યક્તિઓનાં ઉચ્ચ ચારિત્ર્ય અને નીતિ આખી સેનાના વિજયમાં જ પરિણમે એવો નિયમ છે નહીં. રણક્ષેત્રોમાં સેનાઓના વિજય માટે કવાયત, યુદ્ધકલા અને શસ્ત્રાસ્ત્રોની સરસાઈ જોઇયે, તે ન હોય ત્યાં જય મળવાનો નહીં; ને નથી વા સામાના કરતાં ઉતરતાં છે, માટે તે વધારવા અને ન્હડિયાતાં કરવા ખંતીલો ઉદ્યોગ કરવાની અગમચેતી પણ ન હોય, ત્યાં જય મેળવવાની લાયકી પણ નહીં; પછી સૈનિક કે સરદાર વ્યક્તિઓમાં ભલે ગમે તેવા ઉમદા ગુણો જામેલા હોય. આપણા ઇતિહાસો અને જીવનચરિતોમાં આપણે રાજપૂત વીરોની મરદાનીનાં વખાણુ મુક્તકંઠે ગાતા જ રહ્યા છિયે. રાજપૂત સેનાઓની સેના તરીકે ખામીઓ જોતાં હજી આપણે શીખેલા જ નથી. એ વધારે મહત્ત્વનું સત્ય હજી આપણે એકડે એકથી જ ઘુંટવાનું બાકી છે.

અકબરની સેના તેના વખતના હિંદમાંની બીજી કોઇ સેના કરતાં વધારે બલવાન હતી. એના સમયમાં ઈરાન કે મધ્ય એશિયા તરફથી સરહદ ઓળંગી હિંદ ઉપર ધસી આવે એવી કોઇ પણ સેના કરતાંયે તે વધારે બલવાન હતી. અને તોપણુ એ સેના સૌથી વધારે મહત્ત્વના અંગમાં પૂરતી બલવાન હતી નહીં; બાબુરના સમય પહેલાંથી જ તોપખાનું સેનાઓનું સૌથી શ્રેષ્ઠ અંગ બન્યું હતું. બાબુરની સેનામાં તોપખાનું તેના સમયના બલિષ્ઠ રાજ્યોની સેનાના તોપખાના સાથે સરસાઇ કરી શકે એવું હતું. પણ બાબુરના સમયથી જ માંડીને પોર્ટુગલથી કોન્સ્ટાન્ટિનોપલ સુધીની સેનાઓમાં તોપખાનાનું બલ ઝપાટાબંધ વધતું ગયું, અને એક સૈકાના અરસામાં સેનાના આ અંગમાં મહાભારત ફેરફાર થઇ ગયો, તેટલો ઝપાટાબંધ સુધારો મોગલ શહેનશાહોના તોપચીઓ પોતાને હસ્તકના તોપખાનામાં કરી ન શક્યા. અકબરે પોર્ટુગલની તોપો અને ગોળા, પોર્ટુગલના તોપચી ઘ; અને તેમની કલા પ્રાપ્ત કરવાને માટે વર્ષો સુધી અનેકાનેક યુક્તિપ્રયુક્તિઓ કરી હતી, પણ તેમાં તેને મનમાનતો લાભ થયો ન્હોતો, કેમ કે પોર્ટુગલને હિંદના પશ્ચિમ કાંઠા ઉપરના પોતાના મુલકને માટે સાવચેત રહેવાનું હતું.[1] અકબરનું પાયદલ પણ છેક સામાન્ય પ્રતિનું હતું અને વિન્સેન્ટ સ્મિથ એવા નિર્ણય ઉપર આવે છે કે અકબરની સેના તે વખતની કોઇ પણ સારી યુરોપીય સેના સામે ટકી શકે એવી હતી નહીં. સત્તરમા સૈકાના આરંભથી તો પોર્ટુગલ મારફત અને બીજી રીતે મળેલી માહીતી ઉપરથી યુરોપનું દરેક રાષ્ટ્ર જાણતું થઇ ગયું હતું કે હિંદુસ્થાનની મોગલ સલ્તનત લશ્કરી બલમાં "અતિ નબળી" હતી.[2] જહાંગીરની સેનામાં વળી રાજપૂત વિભાગ અને મુસલમાન વિભાગ સામસામે ઘુરકતા થયા હતા. શાહજહાન અને ઔરંગઝેબની સેના ઇરાન અને મધ્ય એશિયાની સેનાઓ કરતાં પણ નબળી પડી ગઇ હતી, ત્યારે યુરોપીય સેનાઓનું તોપખાનાનું બલ આ અરસામાં ઓર વધ્યું હતું એટલું જ નહીં પણ એ સેનાઓમાં તોપખાનું અને હયદલ બંને કરતાં પાયદલ જ હવે શ્રેષ્ઠ મહત્ત્વનું અંગ ગણાતું થયું હતું, અને કવાયત, દાવપેચ, અને શસ્ત્રાસ્ત્રોના જે વિકાસને લઇને આ મહાભારત ફેરફાર બની આવ્યો હતો તેથી કરીને આખી યુદ્ધકલા પણ છેક ફરી ગઈ હતી.

ઔરંગઝેબના મોતને પચાસ વર્ષ ન થયાંતે હિંદીઓને સૈનિકો તરીકે યુરોપીય કવાયત અને યુરોપીય શસ્ત્રાસ્ત્રોના ઉપયોગમાં કેળવીને હિંદી સૈનિકોની યુરોપીય ઢબની સેના ઉભી કરવાનો આરંભ જાણીતા ફ્રેંચ મહાપુરુષ ડુપ્લેએ કર્યો અને ઇંગ્રેજી ઇસ્ટ ઇંડિયા કંપનીને પણ ફ્રેંચ કંપની સામે પોતાનો ટકાવ કર-

---

[1] વિન્સેન્ટ સ્મિથ કૃત અકબર ધિ ગ્રેટ મોગલ (૧૯૧૭), પૃ. ૩૬૬–૭.

[2] સર આલ્ફ્રેડ લાયલ કૃત રાઈઝ એન્ડ એક્સ્પાન્શન ઑફ બ્રિટિશ ડુમિનિયન ઇન ઇન્ડિયા (૧૯૧૩), પૃ. ૫૯ અને ૯૮–૯૯.

વાને સારૂ એ રાજનીતિની નકલ કરવી પડી. ફ્રેંચ-બલ તો હિંદમાંથી જોતજોતામાં ઓસરી ગયું. પણ ઇસ્ટ ઈંડિયા કંપની વધારે ને વધારે બલવાન થતી ગઇ, અને ઇ. સ. ૧૭૫૧ થી ૧૮૫૦ સુધીમાં આખા હિંદ ઉપર પોતાનું સામ્રાજ્ય જમાવવામાં ફાવી તે આ યુરોપીય કવાયત અને શસ્ત્રાસ્ત્રથી સજ્જ અને સંખ્યાગાં જરૂર પ્રમાણે વધારેલી હિંદી સૈનિકોની સેનાના સાધનથી. ફ્રેંચ પ્રતિભા પાસેથી મૂલ શીખવામાં આવેલા વિચારને અમલમાં મુકતાં ઈંગ્લિશ અફસરોએ અનુભવ વધતો ગયો તેમ તેમ તેમાં અગત્યના ફેરફારો પણ દાખલ કર્યા. હિંદીઓને લશ્કરી અમલદારીમાં બહુ ઉંચા ચ્હડાવવા નહીં અને યુદ્ધકલાની વિદ્યા તેમને ભણવા દેવી નહીં, એ આ ફેરફારોમાં મુખ્ય હતા. ૧૮૫૭ માં એ સેના વીફરી, તેનો નાશ કરીને ૧૮૫૮ પછી કંપનીની કારકિર્દીનો અંત આણીને રાણીનું રાજ્ય સ્થપાયું, તેના નવા લશ્કરમાં ઈંગ્રેજ સૈનિકોનું પ્રમાણ પણ વધારી દેવામાં આવ્યું, અને હિંદી સૈનિકોને લશ્કરી અમલદારીનો એક પણ હોદ્દો આપવો નહીં તેમ તોપખાનામાં, હયદલમાં, અને પાયદલમાં પણ શસ્ત્રાસ્ત્રમાં, હિંદી સૈનિકોની પલટણોને નબળી રાખવાનું ધોરણ દાખલ કરવામાં આવ્યું. અને વળી આ પ્રકારની હિંદી સૈનિકોની પલટણોમાં પણ બ્રિટિશ રાજનીતિએ ૧૮૬૦-૭૦ થી આજ સુધીમાં દાયકે દાયકે ગુરખાઓ અને સરહદ ઉપરની જાતો અને એવા—નહીં યુરોપીયન એજ અર્થમાં હિંદી કેમ કે ખરા તલપદા હિંદીઓ પણ નહીં એવા જ સૈનિકોની ભરતી વધાર્યા કરી છે. આ આપણાં લશ્કરમાં બ્રિટિશ સૈનિકો તેમનું તોપખાનું તેમનું હયદલ અને તેમના શસ્ત્રાસ્ત્ર તેમ જ હિંદી સૈનિકોની પલટણોના બ્રિટિશ અમલદારો ન હોય તો બાકીના એ એકલા "હિંદી" સૈનિકોનું જ એ મામુલી શસ્ત્રાસ્ત્રે સજેલું લશ્કર કેટલું બધું નબળું માલુમ પડે તેનું માપ કરવાની જરૂરજ નથી. હિંદના "જંગી લાટસાહેબો" માંના સૌથી વધારે નામાંકિત લૉર્ડ રૉબર્ટ્સે રાજકોટ રાજકુમાર કોલેજમાં ભાષણ કરતાં યથાર્થજ કહ્યું હતું કેઃ રાજકુમારો, આ ત્હમારા વિશાળ દેશનો ખુણેખુણો અને ત્હમારી લાંબી સરહદોનો આખો વિસ્તાર, તેમ તેની પારના દેશોની વિકરાલ વસતી એ સર્વથી હું પૂરેપૂરો વાકેફ છું, અને હું ત્હમને ટુંકાં વેણ કહું છું તે ત્હમે બ્રહ્માક્ષર જ માનજો કે બ્રિટિશ સૈનિક વગર, બ્રિટિશ અમલદાર વગર, બ્રિટનથી મળતાં શસ્ત્રાસ્ત્ર તોપખાનું અને બીજા લશ્કરી સરંજામ વગર, બ્રિટિશ કાફલાની અજિંક્ય સર્વોપરિતા વગર, અને છેવટ સૌની પાછળ રહેલ બ્રિટન અને બ્રિટિશ પ્રજાના પૂરેપૂરા ટેકા વગર, ત્હમારા દેશનો કોઇ પણ ન્હાનોમોટો ભાગ કે ત્હમારી કરોડોની વસતીમાં મહારાજા અને રાજાથી માંડીને છેક ગરીબ અને ભીખારી રૈયત સુધીના જાનમાલ—આબરૂ, કશાનું જ રક્ષણ શક્ય નથી. માટે પોકારો જય તે વાવટાનો અને રહો વફાદાર તે ટાપુને જેના છત્ર તળે ત્હમે સૌ અમનચમન ઉડાવો છો, અને પૈસેટકે સમૃદ્ધ થતા જાઓ છો, અને સુધરેલી પ્રજાના અનેકાનેક મોજશોખ કલાકૌશલ આદિમાં આગળ વધતા જાઓ છો. લૉર્ડ રૉબર્ટ્સનું આ ભાષણ બેશક એક નિખાલસ મિત્રનું હતું. પણ એ જ શબ્દો હિંદની અને હિંદની વસતીની પોતાની લશ્કરી નિર્બલતા પૂરેપૂરી સિદ્ધ નથી કરતા શું? સ્વમાન અને સ્વરાજ્ય માટે તલસતો અર્વાચીન હિંદ આ પ્રકારના "હિંદી" સૈન્યને બ્રિટિશ સત્તા અને વહીવટની સામે અસંતોષનું મોટામાં મોટું કારણ ગણવામાં વ્યાજબી નથી શું?

મતલબ કે મોગલ સલ્તનતના દોઢસો વર્ષ વા ચાર સાડાચાર પેઢી દરમિયાન હિંદુસ્થાન ( ઉત્તર હિંદ )ની વસતીએ અનેક મહત્ત્વની બાબતમાં આબાદી વધારી હતી અને પ્રગતિ કરી હતી. અને એ કારણથી આપણા ઇતિહાસમાંનો એ વિભાગ ઉજ્જ્વલ ગણાય છે, એ સામાન્ય મંતવ્યોની સ્થૂલ દ્રષ્ટિએ સંગીનતા સ્વીકારતાં યે એ વિભાગ ઉપર નજરને વિશેષ ઠરાવનાર દેશભક્ત અભ્યાસકને દેખાયા વગર નથી રહેતું, કે એ દોઢ સૈકામાં પણ જાનરક્ષણની સૌથી વધારે મહત્ત્વની બાબતમાં તો આપણે પ્રગતિ ન્હોતી કરી એટલું જ નહીં પરંતુ બ્હારની દુનિયાની પ્રગતિને મુકાબલે ઉલટા પાછળ પડ્યા હતા અને બ્હારની દુનિયામાં એ લશ્કરી અને નૌકાબલ જેટલા વેગથી વધતાં જતાં હતાં તેટલા જ વેગથી બલ્કે તેથી

પણ કંઈક વધુ વેગથી આપણે પાછળ પડતા હતા, અને બ્હારના હુમલાને જાણે વધુવધુ આશક્તિ-બલથી (!) ખેંચી રહ્યા હતા. કુદરતમાં એટલે કે અત્ર વાતાવરણમાં નિયમ છે કે કોઇ પણ સ્થલની હવા વધારે પાતળી થતી જાય તેમ આસપાસના સ્થલોની હવા ત્યાં ધસી આવે જ: તેમ પૃથ્વી ઉપરના રાષ્ટ્ર-મંડલમાં શક્તિતુલા ( balance of power )નો પણ નિયમ છે કે જે ભાગની શક્તિ ઘટતી જાય તેની ઉપર આસપાસનું કોઇ વ્હેલુંમોડું તરાપ મારે જ: આમ થવામાં કોઇ કોઇ વાર પ્રતિકૂલ સંજોગોને લીધે બે ચાર દાયકાનો વિલંબ થાય પણ, પરંતુ શક્તિપુષ્ટનો શક્તિક્ષીણ ઉપર ધસારો થયા વગર ન જ રહે.

અને અહીં મ્હને એક આવેશયુક્ત સંવાદ સાંભરી આવે છે. શહેનશાહ એડવર્ડ હયાત હતા અને પ્રિન્સ ઑફ વેલ્સ જ્યોર્જ—આપણા હાલના શહેનશાહ—હિંદ જોવાને આવ્યા હતા ત્યારે એક વખત પાછલે પ્રહર હું અને એક ઉત્સાહી મિત્ર પેડર રોડથી નીકળી દરિયાકાંઠે કાંઠે છેક પાલવા બંદર સુધી ફરવા ગયા હતા. ઉપલી કલમમાં સૂચવ્યા પ્રમાણે હેગલના ફકરાથી મ્હારા મગજમાં દેશની ઉન્નતિને માટે જે શળ વર્ષો ઉપર ઉપડેલી હતી, તે એ મિત્રના મગજમાં પણ એમનાં સ્વતંત્ર વાંચનમનનથી ઉપડેલી હજી તાજી હતી. ઈંગ્રેજી ભણતા ઘણા યુવકોના મગજમાં એ શળ વ્હેલીમોડી ઉપડે છે જ. ઈંગ્રેજી અભ્યાસ અને યુરોપીય વિચારસમૂહ એમાંના ઘણાને દેશનો ઇતિહાસ વધારે આવેશ અને નિષ્ઠાથી ઉકેલવાને પણ પ્રેરે છે, એવા કાર્યહેતુથી કે એ અભ્યાસમાં જ આપણી પ્રગતિની ખરી ચાવીઓ હોવી જોઇયે તે યથાશક્તિ પ્રાપ્ત કરિયે અને સૌને તેનું ભાન કરાવિયે. બેસતા શિયાળાનો પાછલો પ્રહર ખુશનુમા હતો; દરિયાનું દૃશ્ય તાજગી ફેલાવી રહ્યું હતું, અને આ પાયવિહાર (walk) અને સંવાદ ચાર કલાકથી વધારે ચાલેલો. મ્હારો ઉત્સાહી મિત્ર કહે, આપણા દેશનો ઇતિહાસ લખ; ત્હારે માટે દેશસેવાનું મોટામાં મોટું કર્તવ્ય એ છે. આ જમાનાનું એક મોટામાં મોટું કર્તવ્ય એ ખરૂં એ મેં પણ સ્વીકાર્યું. પણ—પણ—ઘણા ઘણા માણસોની સ્થિતિ એવી હોય છે કે જીવનમાં પસંદગી પ્રથમ અને પછી તે મુજબ આચરણ એ ક્રમ હોતો નથી, ન હોય એ જ કુદરતી છે, એ જ સમગ્રે જોતાં હિતકર છે જીવન જીવતાં જીવતાં જ જીવાય છે અને વિકસે છે. પ્રથમ અમુક બાલિકાને પસંદ કરિયે અને પછી તેને પત્ની બનાવી સહધર્માચરણ માંડિયે એમ હોતું નથી. પતિ—પત્નીસંબંધ થઇ જાય છે, અને એ સંબંધનું જીવન જીવતાં પતિવ્યક્તિ તેમ પત્નીવ્યક્તિ ઉભયને અનુભવ દરેકની યોગ્યતા પ્રમાણે સહધર્મચાર અને પ્રેમના શિખર સુધી લઇ જાય છે. જીવનયાત્રામાં માર્ગ કરતાં કરતાં માણસ કિશોર વય, નવજુવાની, વા ભરજુવાનીના આરંભમાં જ અમુક ચીલે પડી જાય છે, એમ બનવું જ કુદરતી છે, એમ બનવુંજ સમગ્રે જોતાં હિતકર છે, અને દરેક વ્યક્તિને પોતાના જીવનચીલામાંજ પોતપોતાની યોગ્યતા પ્રમાણે તેનું પોતાનું મહાકર્તવ્ય વ્હેલુંમોડું પ્રાપ્ત થાય છે, જે પૂરી એકાગ્રતા અને નિષ્ઠાથી કરવામાં જ તેની જીવનસિદ્ધિ છે. મ્હારા જુવાન મિત્રને મેં કહ્યું, ત્હમારો મંથનકાલ હજી ચાલે છે; એટલે જુદા જુદા મહાપ્રશ્નો અને મહાકર્તવ્યો ત્હમને આકર્ષ્યા કરે, ત્હમે એમને અન્યોન્ય સરખાવો, ત્હમે જાતે છેવટ કોની ભક્તિના ચીલામાં પડી જશો એના વિચાર ત્હમને આવ્યા કરે, એ સર્વ યોગ્ય છે. પણ, ભાઈ, મંથનકાલ અતિ લંબાય, આખું જીવન મંથનકાલ જ થઈ જાય, એમાં સિદ્ધિ છે નહીં. મંથનકાલનો સંજોગબલે અંત ન આવતો હોય તો પણ તેનો જાતબલે અંત આણવાનું મોટામાં મોટું કર્તવ્ય દરેક માણસને અમુક ઘડીએ પ્રાપ્ત થાય છે....

એ ઘડિ ન જોનાર વા ચુકનારનું પછીનું આખું જીવન એળે જાય છે....

ઇતિહાસ વિશે કહ્યું, જુવો આપણે જેને સૌથી વધારે માન આપિયે છિયે એવી અગ્રણી વ્યક્તિઓના દાખલા વિચારોઃ વિવેકાનન્દ, ગોખલે, ટિળક, પિરોજશાહ મ્હેતા, ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, અંબાલાલ સાકરલાલ, ત્રિભુવનદાસ ગજ્જર. દેશની પ્રગ-

તિને માટે દેશના ઉત્થાનને માટે દેશના ઇતિહાસનું મહત્ત્વ એ દરેક પૂરેપૂરું સમજે છે નિઃસંશય; પણ એ દરેકે પોતપોતાના મહાકર્તવ્યને માટે જુદો જ ચીલો સ્વીકારેલો છે, દરેક પોતપોતાનો જુદો જ શ્વાસ પાડી રહ્યા છે.

જૂનો ઇતિહાસ ઉકેલવાની જરૂર વધારે કે નવો જ ઇતિહાસ રચવાની–સૃજવાની જરૂર વધારે એ સવાલના બે જવાબ સમ્ભવતા નથી. કોઇ કોઇ ઇતિહાસકની જૂના ઇતિહાસની ઉકેલણી નવાં જ ઇતિહાસ બીજ અને આચારવિચારવૃક્ષ ઉત્પન્ન કરે એટલી મહત્ત્વની પણ નીવડે, તથાપિ એવો બનાવ અપવાદ રૂપજ લેખાય....

વળી હિંદ કંઇ એક દેશ નથી, અનેક દેશોનો, ભાષાઓનો, પ્રજાઓનો બનેલો વિસ્તીર્ણ ખંડ છે, જેના દરેક પેટાવિભાગનો ઇતિહાસ પણ ઘણો ઘણો લાંબો છે, અનેકાનેક આસ્માનીસુલ્તાનીમાંથી પસાર થયેલો છે, અને એવા દરેક ઘોર અનુભવ દરમિયાન આગલા સમયના ઇતિહાસ માટેનાં સાધનો ગુમાવતો આવેલો છે.

ઇતિહાસ એક વાર રચ્યો એટલે બસ રચાઈ ગયો, અને મહાભારતની માફક કે સાહિત્યના કોઇ પણ અમરૂ કણની માફક પછીના જમાનાઓ આગળ તે સદા જાગતી જ્યોત પ્રકાસ્યા કરશે, એ ખયાલ જ અજ્ઞાનમૂલક છે, કેવળ બાલિશ બુદ્દા જેવો તુચ્છ છે. ઇતિહાસ ઉકેલતાં ઉકેલતાં વધારે વધારે ઉકલતો આવશેઃ જમાને જમાને સાધનો વધારે જમા થતાં જશે, સંશોધાતાં જશે, સમઝાતાં જશે, જુદા જુદા દૃષ્ટિબિંદુ અને સંબંધોમાં તપાસાતાં જશે, અને પોતાનો અર્ક વધારે વધારે આપતાં જશે. ઈ.સ. ૧૫૨૬ પછીનો ઇતિહાસ પણ પૂરેપૂરો ઉકેલતાં સૈકો કે વધારે લાગશે. માનવ વાઙ્મય અને વિચારસૃષ્ટિના વનમાં ઇતિહાસ નામે કોઇ જુદો કિતો કે બીજા ભાગોથી અલગ ઉપવન છે નહીં. ઇતિહાસને પોતાને પણ ઐતિહાસિક દૃષ્ટિથી જુવો....

છેવટ ત્હમારી પોતાની વિચારસૃષ્ટિને જરા વધારે એકાગ્રતાથી તપાસશો તો ઇતિહાસ પોતે ત્હમારૂં પોતાનું પણ લક્ષ્ય છે નહીં. ત્હમે એને મહત્ત્વ આપો છો માત્ર સાધન તરીકે એમાં ત્હમારી શ્રદ્ધા છે તેથી કરીને. ત્હમે પણ જે સૌથી વધારે વાંછો છો તે ખરી સળંગ ઉત્તરોત્તર પ્રગતિ. આપણા દેશમાં આપણી પ્રજા–પ્રજાઓમાં આ કોઇ પણ કાળે લાંબા વખત સુધી થયેલી જ નથી, કદાપિ થયેલી નથી, એટલો આપણો ઇતિહાસ તો સૌ જાણે છેજ. મરાઠા[૩] ઉગ્યા, વધ્યા, ફાલ્યા, અને દઝ્ધાઇ ગયાઃ એ દાહ બ્હારથી એમના ઉપર પડયો કે બીજના જ સડાને લઇને અંદરથી પ્રકટયો કે બંને, એટલા વિશે મતભેદ શકય છે ખરોઃ પણ એ મતભેદનો નિકાલ કેવલ ઇતિહાસ આણી શકશે એમ માની શકો છો? સીખ ઉગ્યા, વધ્યા, જામ્યા, અને પછી એ આખો કરો જોતજોતામાં ધરી પડયો. હું એને કરો જ કહું છું, આખી ઇમારત ગણતો જ નથી. અથવા સીખ રાષ્ટ્રના સૈન્યબલને ભીમસેન વગરની ભીમની ગદા કહું છું. ભીમસેન જેવો એક રણજિતસિંહ પડયો એટલે એ ગદાને જે કોઇ સ્વાર્થબુદ્ધિએ વા દેશપ્રીત્યર્થ ઉપાડવા ગયું તે સૌ એક પછી એક એ ગદા વડેજ છુંદાઇ ગયું. અને એમ પડતી અફળાતી એ ગદાના પોતાના ચૂરા થઇ ગયા–એ શિવાય બીજું પરિણામ ભીમસેન વગરની ભીમની ગદાનું હોય પણ શું? મોગલ સલ્તનત પરાઈ મટી આપણી થઇ, આપણી મટી પાછી પરાઇ થઇ, એ બે પલટા ખમતાં ખમતાં પરિણામ એ આવ્યું કે તે એમાંથી એકે સ્થિતિમાં જામી ન શકી, એ બે સ્થિતિઓના આંતરવિગ્રહમાં, માણસ ચિંતાના હૃદયદૌર્બલ્યથી નબળો પડી જાય, એમ નબળી પડી ગઈ. વળી સુલતાન મરી જતાં તેનો જ્યેષ્ઠ

---

૩. શિવાજી પહેલાં માલવ દેશ સ્વતંત્રતાના રક્ષણને માટે સૌથી વધારે વર્ષ સુધી ખૂબ લડયો, ઘોરી વંશ દેહલીના તખ્ત ઉપર હતો તે દરમિયાન તો સુગમ ફાવ્યો પણ, પરંતુ તે પછી બાબુર બાબુરની સેના સાથે હુમાયુન, અને શેરશાહ એમની સામે તે ટકી શકયો નહીં, અને અકબરે તો તેને છેક ભેર કરી નાખ્યો આ શતાબ્દ વિગ્રહનો ઇતિહાસ તે તે સમયના જયપરાજયનાં કારણોની મીમાંસા સાથે રચાવો જોઇએ.

પુત્ર કે તે ગત થયો હોય તો તેનો જ્યેષ્ઠ પુત્ર જ ગાદીએ આવે, એવો નિયમ પણ એક સનાતન ધર્મ લેખે સ્વીકારાયેલો નહીં, એટલે ગાદી જેટલી વાર ખાલી પડે તેટલી વાર કોણ ગાદીએ આવે તે માટે પક્ષો બંધાય અને લડાઇઓ ચાલે, અને લાંબાટુંકા સમય સુધી આખી પ્રજા હેરાન થાય, અને આખો રાજતંત્ર ધ્રુજી ઉઠે. એક સુલતાનની હયાતીમાં પણ તેના પુત્ર–પુત્રો બંડ ઉઠાવે, એકે ઉઠાવ્યું એટલે બીજા સર્વ પુત્રો, ભાઇઓ, ભત્રીજાઓ, બનેવીઓ. અને જમાઇઓ, સર્વ "મીરઝાંઓ" તરવાર ખેંચે....

આ સર્વ ઇતિહાસમાંથી કઇ બાબત એવી ગુહ્ય છે કે તે સ્પષ્ટ કરવાને માટે ઇતિહાસશાસ્ત્રના વિશેષ પરિશીલનની જરૂર હોય ? આપણી ઉત્તરોત્તર અને સળંગ સમુન્નતિ થવામાં જે મોટાં વિઘ્ન છે તે આપણા ઈતિહાસ–અજ્ઞાનને લીધે નથી, પણ આપણી બુદ્ધિએ–સામાજિક બુદ્ધિએ–સનાતન ધર્મ તરીકે સ્વીકારી આચરણમાં પણ ઉતારી આપણા આખા જીવનમાં વણી લીધેલા કેટલાક ગ્રહો છે. જે કિસમતને જ માની બેઠેલો છે, તે ગુસ્સો કે બીજો કોઇ લોહીનો આવેશ જેટલી ક્ષણ ટકે તેટલી ક્ષણ જ શરીર બુદ્ધિ અને કલ્પનાના તમામ તંતુઓની એકાગ્રતા વાળો પૂરેપૂરો પ્રયત્ન કરે. આવેશનો ઉભરો શમતાંજ તે પાછો ઠંડો ગાર. અરે એટલુંજ નહીં: વિમાસણમાં યે પડી જાય કે અરર, જુવાનીના દીવાના તોરમાં આ મેં કર્યું શું–હવે એનું શું પ્રાયશ્ચિત્ત! લોકરક્ષા અને તે અંગે શસ્ત્રધારણનો મહાધર્મ આપણે ક્ષત્રિયોને માથે જ નાખી દીધો એવી પ્રજામાં લશ્કરી શક્તિ જોઈયે તેટલી ખીલી શકે જ નહીં; અને લશ્કરી શક્તિના ઉચિત વિકાસ વગરની સમૃદ્ધ પ્રજાનો ઇતિહાસ આપણો લાંબો ઇતિહાસ જેવો બન્યો છે તેથી જુદો ધરે જ નહીં. સૈકાઓ અરે યુગો પર્યંત આપણે સ્વરાજ્ય વાંછ્યુંજ નહીં; સ્વરાજ્ય–પ્રાપ્તિ અને–સંરક્ષણમાં મુખ્ય સાધન જે સેનાબલ તેની ઉચિત કેળવણી કરી જ નહીં, પછી આપણા ઇતિહાસમાં સ્વરાજ્ય પ્રતિ ઉત્તરોત્તર પ્રગતિ હોય ક્યાંથી ?

આપણા દેશમાં કોઇ માણસની વહુ કે છોકરીને કોઇ ધીંગો બદમાશ ઉઠાવી જાય તો શેરીમાં તે જ ક્ષણે કોઇ ક્ષત્રિય કે અમલદાર હોય તો તે એક પેલા બદમાશ સામે ઝગડે, સ્ત્રી અને ધર્મની રક્ષા માટે ધસી જાય અને મલ્લયુદ્ધ તરવારયુદ્ધકે ગોળીબ્હાર જે બની આવે તે કરે, અને જીતે વા પોતાનો પ્રાણ આપે. પણ શેરીના લોક તો જેયા કરે–બારણાં બંધ કરી દઇને ઉપલી જાળીઓમાં સલામત ભરાઇ રહીને. અને જે બીચારાની આબરૂ અને ધર્મ આમ ધોળે દિવસે લૂંટાય તે એક તરફથી રાજસત્તામાં પોકાર કરે અને બીજી તરફથી અનશન વ્રત લઇને સંસાર ત્યજી દેહ પાડી નાખે. લોકો બહુ તો પોકાર કરવામાં તેની સાથે ભળે, અને તેની દાદ મળે નહીં અને મુખ્ય માણસનો દેહ પડી જાય એટલે આવી હત્યાનું પાપ જે રાજતંત્રને માથે લાગ્યું તેને અસ્પર્શ્ય થયેલું માની લઇને, સૌ પોતપોતાના ઉચાળા ભરીને ત્યાંથી ચાલ્યા જાય.

વ્યવહારના સંગીન દાખલાઓના નિકષ ઉપર તપાસિયે તો આપણી સંસ્કૃતિમાંના અહિંસાધર્મ અને અસહકારમાર્ગનું ખરૂં રૂપ આવું છે. કિસમત ઉપરનું આકીન જ્યાંસુધી ઓસરે નહીં ત્યાંસુધી માણસો પૂરેપૂરો પ્રયત્ન કરે, સદૈવ કર્યા કરે, રોજ સ્હવાર પડતાં એ જ હથોડો એ જ એરણને ટીપે, આખો દિવસ ધબોધબ ટીપ્યા કરે, રાતે પણ એ જ વ્યવસાયનાં સ્વપ્નો તે જેયાં કરે, એમ બને નહીં. અહિંસાધર્મ અને અસહકારમાર્ગનાં પૂર ઓસરે નહીં ત્યાંલગી આપણો ઇતિહાસ ફેરવી નાખી સ્વરાજ્યપ્રાપ્તિની ઉત્તરોત્તર પ્રગતિ પ્રવર્તાવવા માટેનો જે મોટામાં મોટો ઉપાય છે–કે દરેક વ્યક્તિએ ક્ષત્રિયધર્મ સ્વીકારવો, લોકરક્ષાની ફરજ સમાજનું કોઇ પણ એક અંગ અદા કરવા સમર્થ નથી, એ ફરજની ધુરા દરેક વ્યક્તિએ જાતે ઉપાડવાની છે,–તે આપણા જનસમૂહનો જીવન્ત ગ્રહ થાય નહીં, અને હિંદ પોતાની સેનાશક્તિ ઉચિત રૂપમાં ઉચિત પ્રમાણમાં વિકસાવી શકે નહીં. કોલોનીઓ, જાપાન, ફ્રાન્સ, અમેરિકા, કે ઇંગ્લાંડ હિંદને સમોવડિયો ગણતા થશે ત્યારે જ આપણું સ્વરાજ્ય સિદ્ધ થશે.

આપણાં લશ્કર અને નૌકાબલ–પાયાથી મોભ સુધી આપણાં જ માણસોનાં બનેલાં, આપણા જ દેશમાં આપણા જ કારીગરોએ બનાવેલ શસ્ત્રાસ્ત્રસરંજામથી સજ્જ–એમનાં લશ્કર અને નૌકાબલની હારમાં સ્વમાનથી ઉંચી ડોક આપણે ઉભાં રાખી શકીશું નહીં, ત્યાંસુધી એ કોઇ હિંદને પોતાનો સમોવડિયો ગણી શકશે નહીં. અને જ્યાંસુધી આખી પ્રજા અને દરેક પ્રાન્ત લોકરક્ષાનો ક્ષત્રિયધર્મ દરેક વ્યક્તિના ધર્મ તરીકે ઉપાડી લેશે નહીં, ત્યાંસુધી આપણે એવાં લશ્કર અને નૌકાબલ ઉપજાવી કાયમ ટકાવી રાખી શકીશું નહીં.

૧૦–૯–૧૯૨૨. આણ.

તા. ક. આ નિબંધ લખી રહ્યો ત્યાં કમાલ પાશાએ ગ્રીક લશ્કરોને એશિયા માઇનોરમાંથી ઊભી પૂંછડીએ તગડી કહાડયાં તેના તાર ઉપરાઉપર આવે છે, અને હિંદનાં તમામ વર્તમાનપત્રો એક અવાજે તુર્કોને અભિનંદન આપે છે અને આનંદ આનંદના ઉદ્દગાર કહાડી રહ્યાં છે. પણ સેન્નીસના તહથી આજ સુધીના એ ઇતિહાસનો ખરો સાર શો છે ! અરે, કાઇમીઆના વિગ્રહથી માંડીને આજ સુધીના ટર્કીના ઇતિહાસનો એક મોટામાં મોટો સાર શો છે ? ઇસ્લામ હજી કોન્સ્ટન્ટિનોપલના અદ્વિતીય બારામાં આખી ખ્રિસ્તી આલમનો એક સરખો વિરોધ છતાં પગ ખોડીને ઉભો જ છે અને ઉંચી ગરદને સ્વમાનની નજરે એ ખ્રિસ્તી આલમના ઘુરકતા ડોળા સામે જોઇ રહ્યો છે તેનો પણ ખરો સાર શો છે ? તમારો હક્ક ગમે તેવો ચોકખો હોય તથાપિ તરવાર નીકળે તે પછી તો જેની તરવાર સાચી તેને જ આ દુનિયામાં ન્યાય મળે. એ તરવારબળ, એ ક્ષત્રિયત્વ હિંદમાં જોઇતા પ્રમાણમાં આજ સૈકાઓથી નથી. જ્યાં સુધી એ આપણે જોઇતા પ્રમાણમાં ખીલવિયે નહીં ત્યાંસુધી–બિરાદરો, દિલ્લીશ તોઝ દૂર અસ્ત, દૂર અસ્ત, દૂર અસ્ત !

૧૩–૯–૧૯૨૨. આણ.

---

# પુસ્તક પરિચય

**અરજુન વાણી**—પ્રકાશક મહાદેવ હરિભાઇ દેશાઈ, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. મૂલ્ય બાર આના.

અંકલેશ્વર તાલુકાના ધડખોલ ગામમાં થઇ ગએલ અરજુન ભકતનાં આ ભજનો છે. શ્રી મહાદેવભાઇને એ તરફ ફરતાં એ મળી ગએલાં તે તેમણે પ્રસિદ્ધિમાં મૂકેલ છે.

આ ભજનોનો દઢ પરિચય મહાદેવભાઇને છે. તેઓ પોતેજ આની મનમાની પ્રસ્તાવના લખી શકયા હોત તો પુસ્તક બહુજ આસ્વાદ્ય થાત તેમાં શક નથી. પણ તેમને મોકલેલ મુદ્દો જેલના અમલદારોએ તેમને પહોંચવા દીધાં નથી એટલે એ પુસ્તક છે તે રૂપમાં ગુજરાતે પણ તેને સ્વીકારી લેવું જોઇએ, અને ભવિષ્યમાં તેઓ પોતે આ ભક્તને વિષે વધારે માહીતી આપે એવી તેમની ‘ સ્વાદિશ ’ માં સહભાગી થવું જોઇએ.

અરજુન ભગત આપણા જમાનાના છે. તેમને આત્માનંદની ઝાંખી થયાનો સમય તે નીચે પ્રમાણે આપે છે.

ભાદરવા વદિ એકાદશી ઓગણીશ ઉગણીશ સાલ;
તે સંવતમાં અરજુન બાંધે પાણી પ્હેલી પાળ.
પૃ. ૧૧૦

પણ આપણા જમાનાના હોવા છતાં તેઓ પોતે અંગ્રેજી અસરથી મુકત રહેલ છે. આપણો કાવ્ય પ્રવાહ અંગ્રેજી અસરથી મુક્ત રહ્યો હોત તો કયો માર્ગ લેત એ જાણવાને આપણી પાસે ચોકકસ કવિઓ હતા ને વર્ગમાં હવે આપણે કવિ અરજુનને પણ ઉમેરી શકીએ. આ કવિઓમાંથી મરત કવિ ત્રિભોવન પ્રેમશંકરનાં કાવ્યો, ભક્તિની ધૂન, મસ્તી, સંગીત, શૈલિ વિગેરેમાં અરજુન વાણીને બહુ મળતાં આવે છે.

આ ભજનોના જે વિભાગો–ખરૉ કરેલા છે તેમાં અમુક યોજના દેખાય છે. દરેક ભક્ત પ્રથમ સાધક દશામાં હોય છે પછી અનુભવની દશામાં આવે છે અને પછીજ તે જગતને તેમાંથી સમજાતો બોધ આપે છે. અલબત, ભક્તનાં ભજનો બધાં કાલના અનુક્રમે ગોઠવ્યાં હોય તો આ ક્રમમાં આવેજ એમ કહેવાનો અભિપ્રાય નથી, કારણકે કવિને ઘણીવાર ગતદશાની કલ્પના સ્ફુરવાથી તે દશાનું કાવ્ય ઉદ્ભવે એ શક્ય છે. પણ ભક્તના મનની આ સ્વાભાવિક દશાઓ, ભૂમિકાઓ છે અને માટે ભક્તનાં કાવ્યોનો આ સ્વાભાવિક વિભાગક્રમ છે. આ ભજનો એ રીતે પ્રથમ 'ખોજ' પછી 'અનુભવ' પછી 'બોધ' અને બાકીનાં 'સામાન્ય' એવા ખરૉમાં વહેંચેલાં છે.

અરજુન ભગતને ગામડાની સામાન્ય કેળવણી મળી છે એ ખરૂં પણ આસપાસ વધતા જતા જ્ઞાન તરફ તેને ઉપેક્ષા નથી. ઐહિક જ્ઞાન કરતાં પારમાર્થિક જ્ઞાન ઉત્તમ છે એમ કહેતાં કહે છે

કોઇ ખગોળ ભેદ ભણે છે, સૂર્યમંડળ સઘળું ગણે છે;
ગ્રહ ઉપગ્રહની ગતિ જાણે, ચારો ગ્રહણ ટાણે ફ્લાણે;
કોઇ ભૂગોળ ભેદ લહે છે, વિષુવવૃત્તનું માપ કહે છે;
રેખાંશની રીત પીછાણી, અક્ષાંશની રીત ફ્લાણી.
વગેરે. પૃ. ૩૩.

અને એક જગાએ તો

પંદર માત્રા ગણવી ધરે, લઘુ ગુરુ લાવો છેવટે;
ચોપાઇ તુલ્યે તાલજ ધરી, બોલો ઇશ્વરની જે કરી.
પૃ. ૧૪૬.

કવિએ નામ સ્મરણમાં પોતાના ગુરુ નિરાંત ઉપરાંત કબીર, મીરાંબાઇ, નરસિંહ મહેતા, ધીરો અખો સુરદાસ વગેરેને સંભાર્યા છે અને એ બધા કવિઓની છાપ તેના કાવ્યમાં આપણને જણાય છે.

ભક્તની ઈચ્છા કોઇ ઐહિક સુખ કે વૈકુંઠના ધામ માટે નથી પણ શુદ્ધ આત્મજ્ઞાનનીજ છે.

પહેલાં સમરૂં તે નામ નિરાંતને
તેના ઉરમાં ઉગાય. તેના ઉરમાં ઉગાય
જેમ સૂર ઉગે સૂરતે પડે, દુરના દેશ દેખાય.

ઉરમાં નયન ઉગે અને દૂરના આત્મજ્ઞાનના દેશ દેખાય એ એની ઇચ્છા છે.

વધારે સંસ્કારી શબ્દોમાં મસ્તકવિએ આજ ઇચ્છા બતાવી છે તે પંક્તિઓ અહીં સરખાવવા જેવી છે.

આંતર ચક્ષુએ જોઇ શકે કો,
ચર્મચક્ષુ ત્યાં જાય નહિ,–જાય નહિ;
એ જોવાને ચર્મ ચક્ષુને પ્રથમ,
બંધ કરવી પડતી,—કરવી પડતી;
ત્યારેજ બન્ધ્યા ત્યારેજ તેની,
આંતર ચક્ષુ ઉઘડતી,—ઉઘડતી.
ઉઘડતી પછી ના મીંચાતી,
ના પલકારો એ કરતી–એ કરતી.

સ્વરૂપ પુષ્પાંજલિ. ભજન ( ૨૪ ).

'ખોજ'નાં કાવ્યો ઝાઝાં નથી પણ તેમાં ક્યાંઇ ક્યાંઇ આર્ત્ત પુકાર સ્પષ્ટ દેખાય છે

હું તો ડુબ્યો છું દુઃખ નિવારો રે,
જ્ઞાની સુકાની! મને પાર ઉતારો
ભર દરિયાકું તરિયા નવ જાવે રે,
અખુટ ભરિયો માંય ખારો જી
અથાગ જલકો અંત ન આવે રે
નહિ હે આરો ને કિનારો રે.
દિલ દરિયામાં ન સૂજે રે
કોણ અવિચળ ધ્રુવ તારો જી
ચોદિશ ભાળું નહિ અજવાળું
કોન સો દેશ હમારો રે.
..............પૃ. ૬

અને

મનનો માંડવડો ચિતમાં ચોરી રચું
છાંડી તંબોળ મંગળ ફેરા ફરૂં
મારા આતમ રામ
આતમરામ તારી સેવા કરૂં.

એ લીટીઓ મીરાંનું અદ્દભુત ભજન—
મરતી પરમાણે મેતો માંડવો રચાવ્યોરે

તારાનાં તોરણીઆં મેં બાંધ્યાં
બીજાનાં મીંઢળ નહિ બાંધું જી.

યાદ કરાવે છે. તેની શ્રદ્ધા અચલ છે.

મારૂં તો કામ કરશે! મારૂં તો કામ કરશે!
મારૂં તો કામ કરશે!
લોહ બૂડે લખવાર, લાકડું તરશે રે જી.
બર્પેઉ બારે માસ બોલી બહુ લવશે—
બોલી બહુ લવશે
મ્હેર કરે મેઘરાય વાડમાં વરસે રે જી.
પૃ. ૧૨.

અનુભવખંડમાં કૃષ્ણની વેણુનું સુંદર વર્ણન જરા લંબાણથી આપવા યોગ્ય છે.

વનમાં વ્હાલે વેણુ વગાડી!
વગાડી રે વનમાં વ્હાલે વેણુ વગાડી!
વેણુ વગાડી ને સૂતી જગાડી
રોમે રોમે આંખ ઉઘાડી!
જંગલાંની ઝાડી દિલમાં દેખાડી
મનમાંહે મોહ પમાડી
સખી થાય દરશન દહાડી— વનમાં.
જળ જમનાનાં જરા નહિ ચાલે
ગંગા તો પડી ગઈ પછાડી
પવન ને પાણી તો થિર થંભ્યાં
વસંત ભુલી ગઈ ઝાડી
નહિ ખીલી વેલ કે વાડી— વનમાં.
ચક્ર ચોરાસીનું ચાલતાં અટક્યું
મટી ગઈ હોળી ધુલાડી
અવન ગવન હવે કોણ આપે?
એ ખેલ જાણે ખેલાડી
મારૂં નહિ માને અનાડી— વનમાં.
.........
ડુંગર ડોલ્યા ને સૂરજ થોભ્યા
અટકી ગઇ ચન્દ્રની ગાડી
નવલખ તારા સ્થિર થયા છે
જેની તું પુરાણ ઉઘાડી
અરજુન ત્યાં તો ઉભો અગાડી— વનમાં.

લીંબડીના મીઠા દાદી કૃત રાસની ઘણી લીટીઓ અહીં યાદ આવે છે. 'જાતાં વળતાં પંખીઆં નદીઓ કેરાં નીર' 'ખગ મૃગ શ્રવણ કરી રહ્યાં' 'અડકુળ પર્વત ડોલીઆ' વગેરેમાં વિચાર અને ભાષા બન્નેનું સામ્ય છે. 'વાન વળ્યો વન વેલનો' એ દાદીની લીટી જેવી કોમળ પણ વિરૂદ્ધ અર્થની અહીં પણ 'વસંત ભુલી ગઇ ઝાડી, નહિ ખીલી વેલ કે વાડી' એ લીટી છે. દાદીનું સંગીત અને લાલિત્ય બહુ જ મીઠું છે પણ અરજુન ભગતની 'રોમે રોમે આંખ ઉઘાડી' એ ઉત્સુકતા અદ્વિતીય છે.

આપણાં ભક્તિરસ કાવ્યોમાં શૃંગારની મિલાવટ હોય છે અને કોઇ કોઇ જગાએ એ શૃંગાર આપણને અનુચિત પણ લાગે છે. અરજુન ભગતમાં એવું કયાંઈ નથી. એક જગાએ એ કહે છે

સંત વસંત વિલસી રહ્યો સખી ખેલો,
સખી ખેલો, સખી ખેલો!
ખેલો ખાંડાની ધાર, સંત વસંત વિલસી રહ્યો!

વસંત વિલસ્યો છે, ખેલવાનો કાળ છે પણ તે ખેલવાનું ખાંડાની ધાર ઉપર છે. આવો જ ખીલેલો રસ જે ભક્તિનાં કાવ્યોમાં દેખાય છે તે કવિની મસ્તી છે. એ મસ્તીને પણ રસ જ ગણવો જોઇએ. એ મસ્તી કોઇ વાર વીર કોઇ વાર રૂદ્ર રસનું રૂપ આપણાં ભજનોમાં લે છે. આ મસ્તી હવે આપણે જોઇએ.

મેં તો મેરે જાતે મેં તો મેરે જાતે
ચલો કોઇ આતે મેં તો મેરે જાતે.

× × × ×

વીત ગયા વાયદા ને તેડ લિયા તાતે
અરજુન તો અબ ચલે ગાતી પદ ગાતે.

એક બીજું દૃષ્ટાન્તઃ—

જેવું રામ લખમણનું બાણ તેવી શુરવીર મારી વાણુ
તન મસ્તકમાં તાકી મારૂં ફાટે પર્વત પહાણ
ફાટી તૂટી કટકા થઇને થાશે કચ્ચરઘાણ.

વળી

રામ નામકી નોબત બાજે ચડે શુરાકું શુર
અરજુન કાયર ક્યા નર જાને તિન બાજે રણતુર

અને નામસ્મરણમાં કહે છે:—

મને શર આપો સુરદાસજી, રણમાં લડું રણછોડરાય
રણમાં લડું રણછોડરાય.
જેમ અરજુનને કૌરવ કાપીઆ સરવે અંત કરજો સ્હાય

કવિની ભાષાની ખૂબી અને સમૃદ્ધિ નીચેની લીટીઓથી કંઇક સમજાશે.

નહિ શુંદ નહિ બીજ ચીજ બિન
જમી અસમાન જમાયા
નહિ સૂરજ ચંદાકું થંભા
અધરો અધર ચલાયા;
નહિ બાદલ ઘનઘોર ગગનમેં,
અનહદ ઘન બરસાયા,
નહિ ઋતુ તરુવર તીન ગુના,
પેર પેર પાક પકાયા.

તેના ગુરુ સુરતમાં રહેતા અને પોતે ઘડખોલ ગામમાં રહેતો તે બે શબ્દો ઉપર કવિ સુંદર શ્લેષ કરે છે.

સુરત મધ્યે ઘર ગુરુનું બતાવું,
કાયા નગરનો ગઢ ખોલ દેખાડું.

અરજુનનો ઉભરો એટલો જોસદાર છે કે તેને વાણીની પળવાર રાહ જોવી પડતી નથી. વાણી પોતે જ જાણે તેને જોઇતા શબ્દો પૂરા પાડવા માંડે છે અથવા કોઇ વાર મસ્તીના વેગમાં ધસડાતી ધસડાતી અર્થને અનુકૂળ રૂપ લઇ લે છે. પુસ્તકને હરકોઇ પાને આનું સત્ય સમજાઇ શકશે.

કવિનાં દષ્ટાન્તો અખા જેવાં સચોટ છે. ગ્રામ્ય જીવનના સાદામાં સાદા અનુભવદ્વારા પણ તે સૂક્ષ્મ વિચારો વ્યક્ત કરી શકે છે.

રામને ભજું તજું નામને.
હું બેઠી તરુવર તળે તેની સાંજ સુધી છાંયરે
છાયા છુપાઇ સર આથમ્યો, તરુવર ત્યાંનું ત્યાંયરે.
પૃ. ૨૬

કણ કાળો ને કણ્ણાઈ વાળો ઘોળા ફૂટે ધાણી
પછી વાવે તેને કોણ ઉગાવે નિશ્ચે જોયાં નાણી.
પૃ. ૩૪.

જ્ઞાની ગોવિંદ મારા ગુરુ, બ્હાર્યે બાઝીને ભવ તરું;
હીરલાને તો હીરલો કાપે, લોટે કાપે ખરું;
સાગરને તો સાગર ભરશે, કુવાને શું કરે.

× × ×

ધુમ્મર બરસે ધુંધ મચાવે, નહિ કોઇ પ્યારી કરે:,
મેઘા આવે પ્યાસ મિટાવે, વરસી ભરપુર ભરે.

× × × ×

ઠીક થયું તારી કાયા કાચી,
પાકી હોય તો ક્યાં પડતે?
બાલની મુછો બહુ મરડે તારી,
સોનાની હોત તો શું કરતે?
અમ્મર તારૂં અંગ બનાવત,
રાત દિવસ કેટલું રળતે?
દેડકા તારી દુંડ વધારત,
સાતે સાહેર માંય ભરતે!

× × ×

ડાયલી ડોશી છાણનાં છાણું, થપાય તેટલાં થાપ;
અંતે તે અગનિમાં બળશે, શિદને લે સંતાપ.

× × × ×

અભિમાન ગળ્યા પછી કલેશ ભય રહેતો નથી તેને માટે બહુ સુંદર દષ્ટાન્ત આપે છે:—

મ્હાસાગરમાં ડુબકી માર,
ત્યાં જલનો શું આવે પાર?
મારૂં માની મસ્તક ધરે,
અરજુન તે બહુ ભારે મરે.

આ ઉપરાંત કવિએ સુરત તરફનાં દુબળાંની ભાષામાં થોડું લખ્યું છે, એક મુસલમાન શિષ્યને માટે ઉર્દૂમાં લખ્યું છે, તે પણ જાણવા યોગ્ય છે. કવિ માત્ર અધ્યાત્મજ્ઞાનમાં લીન રહી વ્યવહારનો તિરસ્કાર કરતો નથી પણ દેવું ન કરવા વિષે ધંધાને અંગે લુચ્ચાઇ ન કરવા વિષે, મૂર્તિપૂજામાં મદ ન બનવા વિષે વગેરે અનેક વિષયો ઉપર બોધ આપે છે.

આવા સંગ્રહો એક જ ભાવ અને એક જ તરહનાં કાવ્યોના છે તેથી વાચકને કંટાળો ઉપજવા

સંભવ છે. પણ આ સંગ્રહો એક સાથે બે ત્રણ દિવસમાં વાંચી જવા લખાએલા નથી. હમેશ બે ઘડી ભજન કરવાને લખેલાં આ છૂટાં મુક્તકો છે અને એ રીતે જ એનો આસ્વાદ લેવો ઘટે છે. આપણામાંથી ભજનનો રિવાજ ચાલ્યો જવાથી આનો ખાસ ઉપયોગ આપણે ભૂલતા જઇએ છીએ. પણ યોગ્ય રીતે વંચાય તો દરેકને રસ પડે એમાં કાંઇ સંદેહ નથી.

---

લોકગીત—સંગ્રાહક સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતા. પ્રકાશક રણજીતરામ સ્મારક સમિતિ–સુરત. કિમ્મત ૦–૧૦–૦.

હમણાં થોડા જ સમયમાં લોકસાહિત્યનાં ત્રણ ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે એ જોઇ દરેક સાહિત્યપ્રેમીને સંતોષ થશે. એક આ 'લોકગીત,' સદ્ગત સાક્ષર શ્રીરણજીતરામભાઇનો સંગ્રહ, બીજું એવું જ ઉપયોગી પુસ્તક 'કાઠીઆવાડની જૂની વાર્તાઓ' હમણાં પ્રસિદ્ધ થઇ તે અને ત્રીજું 'અર્જુનવાણી' જેનું અવલોકન' આ અંકમાં અન્યત્ર કરેલું છે. પહેલા બે સંગ્રહો તૈયાર તો કેટલાં વરસો પહેલાં થયેલા પણ તે બહાર હમણાં પડયા એ સૂચવે છે કે વાંચનાર વર્ગનું ધ્યાન એ તરફ ખેંચાવું જોઇતું હતું તે હવે ખેંચાવા માંડયું છે.

આ સંગ્રહ સાથે સ્વ. રણજીતરામભાઇના લોકગીત ઉપરના બે નિબંધો પણ પરિશિષ્ટ તરીકે બહાર પાડેલા છે. તેમનો પહેલો નિબંધ તેમણે પહેલી સાહિત્ય પરિષદ્માં વાંચેલો હતો. સાહિત્યના આ વિભાગ તરફ સમસ્ત ગુજરાતના કેળવાયલા વર્ગનું પ્રથમ ધ્યાન ખેંચવાનું માન એ સદ્ગત સાક્ષરને જ ઘટે છે આ નિબંધોમાં લોકસાહિત્યના, ભજનો, વિનોદપ્રદગીતો, શોકગીતો, ઐતિહાસિક દુહા રાસા વગેરે વિભાગો બતાવેલા છે અને એ બધાથી લોકભાવના અને ઇતિહાસ ઉપર કેવો પ્રકાશ પડી શકે તે તેમણે સ્પષ્ટ કરી બતાવેલ છે. સ્વ. રણજીતરામભાઇનો અભિપ્રાય એવો છે કે "લોકગીતનો ઉપઃકાલ તે સાહિત્યનો ઉપઃકાલ છે." અંગ્રેજી કાવ્યશાસ્ત્રના લેખક મોલ્ટન સાહેબનો મત છે કે સાહિત્ય માત્રની ઉત્પત્તિ' રાસગીત (Ballad dance) માંથી થઈ છે તે આની સાથે સરખાવવા જેવો છે. આવા ઉપયોગી સાહિત્યની આપણે અત્યાર સુધી ઉપેક્ષા કરી છે અને હજુ પણ તેને લુપ્ત થતું જોઇ રહ્યા છીએ એ આપણી સાહિત્ય તરફની અક્ષમ્ય બેદરકારી સૂચવે છે.

આ સંગ્રહનો 'આસ્વાદ' શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે કરાવેલો છે. આપણા લોકસાહિત્ય જેવા વિષયનો પણ એ આસ્વાદ કરાવી શકે છે એ જોતાં મ. ગાંધીજીએ એમને 'સવા ગુજરાતી'નું પદ આપેલું તે પૂરેપૂરૂં સાર્થક થાય છે. જે કાવ્યો સ્વ. રણજીતરામભાઇ જેવાએ વીણેલાં હોય અને જેનો આસ્વાદ શ્રી કાલેલકર જેવા ચખાડતા હોય ત્યાં અવતરણ આપવા સિવાય અમારે બહુ કરવાનું રહેતું નથી.

"સર્વ દેશોમાં લોકગીતોમાં અત્યન્ત લોકપ્રિય વિષય લોકકલ્યાણને અર્થે કરેલું બલિદાન છે......
રણજીતરામના આ સંગ્રહમાં આવું એક સુંદર કરુણ ગીત છે.

બાર બાર વરસે નાવણું ખોદાવી,
નાવણીઆં નીર ન આવ્યાં જીરે;
તેડાવો જાણતલ તેડાવો જોશીઓ,
જોશીડા જોવરાવો જીરે.
જાણતલ જોશીએ એમ કહ્યું છે,
દીકરો ને વહુ પધરાવો જીરે.

દીકરો તો તૈયાર જ હોય પણ બેટડાને ધવરાવતી પારકી જણી હા પાડશે ખરી? સમરથ સાસુ પણ બ્હી બ્હીને જ પૂછે. પણ વહુ કાંઇ સામાન્ય ઘરની ન હતી. વહુ કહે:—

એમાં તે શું મારી સમરથ સાસુ
મોટીઓ ને ચૂંદડી મંગાવો જીરે;
કુવાને કાંઠલે ખાટલો તેડાવો,
ઢોલડીઆ પધરાવો જીરે.

બધી તૈયારી થઇ ગઈ. વર અને વહુ લોકકલ્યાણને અર્થે શુદ્ધ બલિદાન આપવા માટે એક પછી એક પગથું ભરવા લાગ્યાં.

હા નીર ઝળક્યાં, બાર બાર વરસે ખોદાવેલી નાવણીમાં ઝળકતાં નીર જોઇ આખા ગામની આંખમાં પણ હરખનાં આંસુ ઝળક્યાં હશે. બીજું, ત્રીજું, ચોથું પગથિયું ઉતર્યાં; નાવણીમાં નીર ચડવા લાગ્યાં.

> છઠ્ઠે પગથિયે જઇ પગ દીધો,
> માથા સમાં નીર આવ્યાં જરે.

પછી શું થયું? એવો સવાલ હોઇ શકે ખરો? લોકો આ અસાધારણ વીર કર્મ જોઈ દિંગ થઇ ગયા એક જ જણે સાંભળ્યું:

> પરવશ પડીઆ પ્રાણ મારા વ્હાલા. "

પણ ઉતારા આપવા માંડ્યા પછી અટકવું મુશ્કિલ લાગે છે. દરેક વાંચનારને જાતે વાંચી આસ્વાદ લેવાને અમે ભલામણ કરીએ છીએ.

શ્રી કાલેલકરે કહ્યું છે કે " લોકગીતમાં શબ્દાલંકાર અર્થાલંકાર અને રચનાચમત્કૃતિની ભાંજગડ હોતી નથી." પણ એ ત્રણેય લોકગીતમાં હોય છે ખરાં; માત્ર તેની ભાંજગડ નથી હોતી એટલું જ. એક દૃષ્ટાન્ત લઇએ:—

બાર વરસે પથમલ ઘેર પધારે છે અને પોતાની વહુવારૂના ગળાનો હાર તૂટેલો જોઇ વહેમમાં પડે છે. આનું કારણ 'ડેલીએ બેસતા દાદાજી'ને 'સાંગામાચીએ બેસતાં માતાજી'ને પોતાના ભાઇને પૂછે છે. સૌ એક બીજાને પૂછવાનું કહે છે. છેવટે

> બેટડો ધવરાવતાં હો ભાભલડી,
> જો જો વહુવારૂના બોલ:
> મોતીયલ ક્યાં વેરાણાં.
> હું રે શું જાણું મારા પથમલ દેરી,
> જાઇ તારી વહુવારૂને પૂછ:
> એ સહુ જાણે છે રે.
> ઢાલીએ પોઢતાં હો વહુવાર,
> જો જો વહુવારૂના બોલ:
> મોતીયલ ક્યાં વેરાણાં.
> દીયર ભોજાઇ બે હોળીએ રમતાં,
> હતે પડીયલ હાથ:
> મોતીયલ ત્યાં વેરાણાં.

આ પ્રશ્નોની પરંપરા ધીમે ધીમે ચાલે છે પણ આ હકીકત બહાર આવતાં કાર્ય ઓચિંતા વેગથી આગળ ધસે છે અને કવિ બે જ લીટીમાં પૂરું કરે છે:

> તરવારુંની તાળી પડે છે, કંકુના વરસે મેઘ;
> બે ભાઇ હોળી રમે છે.
> સોનલા વરણી ચેહ બળે છે, રૂપલા વરણો ધૂમ;
> બે ભાઈ ભેગા બળે છે.

સૉનેટમાં બાર લીટીઓ પછી એકદમ કાવ્ય પલટો ખાઇ બે લીટીમાં પૂરું થાય છે તેની અહીં સ્પષ્ટ અસર થાય છે. અને તેથી કાર્યના વેગની નાટ્ય ચમત્કૃતિનો અનુભવ થાય છે.

લોકગીતોમાં ઘણે ભાગે તો પ્રાકૃત જનોની ઇચ્છાઓ અને અભિલાષો પ્રકટ થાય છે પણ કોઈ કોઇ જગાએ મહાકાવ્યમાં શોભે એવા રૂઢ થઇ ગયેલા સંસ્કારી ભાવો પણ દેખાય છે. એકજ દાખલો લઇએ.

> નાનો દીયરીઓ લાડકો રે કંઈ લાવ્યો મેંદી છોડ
> મેંદી રંગની રે.
> વાટી ઘૂંટીને ભર્યાં વાડકા ભાભી રંગો તમારાં હાથ.–મેંદી.
> હાથ રંગીને શુંએ કરું તારો વીરો ગયો પરદેશ.–મેંદી.

કાઠીઆવાડ ગૂજરાતના કોઇ ભાગમાં 'મેંદી રંગ લાગ્યો રે' એ પ્રમાણે ગવાય છે અને ત્રીજી લીટી નીચે પ્રમાણે:—

> હાથ રંગીને હું તે શું રે કરું એનો જોનારો પરદેશ.

આ ભાવ મહાકવિ કાલિદાસે કુમારસંભવમાં ગાયો છે તેજ છે.

> निनिन्द रूपं हृदयेन पार्वती
> प्रियेषु सौभाग्य फला हि चारुता ।

" પાર્વતીએ પોતાનું રૂપ હૃદયથી નિંદ્યું. પ્રિયમાં સૌભાગ્ય પામવું એજ રમણીયતાનું ફલ છે."

આ જગાએ એક સૂચના કરવાનું પણ ઉપસ્થિત થાય છે.

લગભગ દરેક લોકગીતનાં પાઠાંતરો નાત પરત્વે અને સ્થાન પરત્વે જૂદાં જૂદાં હોય છે. સંગ્રહ કરવામાં આ વિશિષ્ટતાની નોંધ સાથે જ્યાં પાઠાંતરો

આવે તો તેથી કાવ્ય દૃષ્ટિએ તેમજ શોધખોળની દૃષ્ટિએ લાભ થાય તેમાં સંદેહ નથી. હવે આ કાર્યમાં ગુજરાત મદદ કરશે એવી આશા અસ્થાને નહિ ગણાય."

જનસમાજથી અલગપણું, અતડાપણું એ આપણા હાલના કાવ્યસાહિત્યનો લગભગ સામાન્ય દોષ છે. તેથી કાવ્યો અમુક સાંકડા બાંધેલા માર્ગમાં વહી વિશાલતા ખોઈ બેઠું છે અને નાજુક જીવનવાળું થઈ ગયું છે. તેમાં નવું ચૈતન્ય જનસમાજના પ્રત્યક્ષ પરિચયથી—અવ્યવહિત પરિચયથી જ આવી શકે. એ લોક પરિચયમાં આવું લોકસાહિત્ય અત્યન્ત ઉપકારક થશે. કવિ ન્હાનાલાલનાં કાવ્યો ખૂબ લોકપ્રિય છે એનું એક કારણ એ પણ છે કે તેમણે આ લોકસાહિત્યમાં વહેતો અખૂટ રસઝરો પોતાનાં કાવ્યોમાં વાળ્યો છે.

**વસંત**—લખનાર સ્વ. સૌ. અર્યમન્ હરિસુત મહેતા. પ્રકાશકઃ બાલજીવન કાર્યાલય, જેકબ બીલ્ડીંગ, સાંકળી સ્ટ્રીટ, ભાયખલા, મુંબાઈ નં. ૮. બાળકો માટે લખાયેલી વાત છે. વારતા સુંદર છે બાળકો રસથી વાંચે તેવી છે. પણ ગરીબ અને પ્રમાણિક કુટુંબને મદદ કરવામાં સારી સારી ખાવાની ચીજોનીસાથે મેજ અને ત્રણ ચાર ખુરશીઓ ભૂપેન્દ્ર આપે એ આપણા સંસારમાં ન બનવાજોગ છે. ખુરશી ટેબલ આપણા સંસારમાં હજુ જરૂરિયાતની ચીજો ગણાય નહિ, ઈંગ્લંડમાં ગણાય. છેવટના ભાગમાં ભલામણપત્રમાં "એની મા પણ એક ઘણી ભલી સ્ત્રી છે" એ વાક્યમાં 'સ્ત્રી'ને બદલે 'બાઈ' વધારે શોભે. સાદી ભાષામાં લખાએલી સાદા બનાવોવાળી વાતોની આપણા સાહિત્યમાં ઘણી ખોટ છે. સદ્ગતના પતિએ આ પુસ્તક બાળકોને માટે અને પુસ્તકાલયોને માટે મફત આપવા ઠરાવ્યું છે એ યોગ્ય કર્યું છે.

**સ્વામીભક્ત સુરપાળ**—લેખક માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક. પ્રકાશકઃ બાલજીવન કાર્યાલય, જેકબ બિલ્ડિંગ, સાંકળી સ્ટ્રીટ મુંબાઈ નં. ૮. આ 'સ્ત્રી પાત્ર વગરનું વીર રસપૂર્ણ નાટક' ખાસ બાળકો માટે લખાએલું છે. બાળકો માટે ખાસ સાદી ભાષા જોઈએ તેને બદલે આમાં સંસ્કૃત શબ્દોનો એટલો બધો ઉપયોગ છે કે સાધારણ ગુજરાતી જાણનારને પણ અઘરું પડે. શૈલી દીર્ઘસૂત્રી છે, ભાષા આડંબરવાળી છે, અનેક છાપની ભૂલો તો એક બાજુએ રહી પણ 'મનેચ્છા' જેવા ખોટા સમાસો કરેલા છે, અને વૃત્તમાં બેસતા કરવા શબ્દોનો ઘણો જ ખોટો ઉચ્ચાર કરવો પડે છે તે કાનને અપ્રિય લાગે છે. અલબત્ત હ્રસ્વને દીર્ઘ કરવાની છૂટ આપણા કાવ્યમાં છે પણ બાલસાહિત્યમાં આ છૂટ જેમ બને તેમ ઓછી લેવી જોઈએ. બાલસાહિત્યને માટે આને અમે યોગ્ય ગણી શક્તા નથી.

**દેશ કીર્તન**—લેખક નાગરદાસ ઇ. પટેલ, સુરજભુવન, મલાડ. દેશભક્તિનાં કાવ્યોનો નાનો સંગ્રહ છે. તેમાંનાં ઘણાંખરાં સાંજ વર્તમાનમાં પ્રગટ થએલાં હતાં.

**હાજી મહુમ્મદ સ્મારક ગ્રન્થ**—પ્રકાશક રવિશંકર મહાશંકર રાવળ. રાયપુર, અમદાવાદ. મૂલ્ય રૂપિયા ૭. 'વીસમીસદી'ના સંપાદક સ્વર્ગસ્થ હાજીમહમ્મદનું આ સ્મારક છે. સાહિત્યને માટે સ્વાર્પણ કરનારા અને આદર્શને માટે ઘેલા થનારા વીરોમાં આપણે તેમની ગણના કરી શકીએ. આપણા સાહિત્યના ઇતિહાસમાં આવા વીરોની માલા હજી ઘણી ટુંકી છે.

પુસ્તકના પ્રથમ ખંડમાં સદ્ગતનાં સ્મરણો છે. અનેક સાક્ષરો અને તેમના પરિચયમાં આવનારા લેખકોએ પોતપોતાની દૃષ્ટિથી હાજીનાં રેખાચિત્રો આપેલાં છે. તે ઉપરથી તેમના કાર્ય પ્રદેશની વિશાલતા, કલા માટેનું તેમનું સમર્પણ, અનેક કોટિના લેખકોને સાહિત્યમાં પ્રેરવાની તેમની શક્તિ તથા આવડત, કાર્યદક્ષતા, આત્મશ્રદ્ધા, તેમનો કલાનો આદર્શ, તેમણે કરેલી સાહિત્ય સેવા અને તે સેવામાં રહી ગએલી કેટલીએક ખામીઓ એ સર્વનો ખ્યાલ આપણને આવી શકે છે. તેમની ખામીઓ ગમે તેવી હોય તો પણ પશ્ચિમની ધાટી ઉપર લોકપ્રિય કલાત્મક માસિક કઢાડવાની પ્રથા પાડનાર તરીકે 'હાજી'નું નામ સાહિત્યમાં હમેશાં રહેશે. વીસમી સદી

તો બંધ થયું પણ તેના અદષ્ટ થયા પછી એજ પદ્ધતિનાં અનેક માસિકો નીકળવા માંડયાં એજ સાહિત્ય ઉપર તેની ચિરસ્થાયી અસર સૂચવે છે. ' હાજી ' જીવતાં કદર નહિ કરનાર ગુજરાત હવે આ સ્મારક અંક વાંચીને મોડી મોડી પણ તેની કદર કરશે એમ આશા રાખીએ.

બીજા ખંડમાં તેના સ્મારક નિમિત્તે આપેલા લેખો છે. તેમાં રા. નરસિંહરાવ, રા. કેશવલાલ ધ્રુવ, રા. ન્હાનાલાલ કવિ, રા. બ. રમણભાઇ વગેરે અનેક સાક્ષરો તથા લેખકોએ ' હાજી ' ને શ્રદ્ધાંજલિ આપી છે. મૈયતના સાક્ષરજીવનની કબર ઉપર અનેક મિત્રોએ સાહિત્ય–કુસુમો ચડાવ્યાં છે તે જૂદી જૂદી સુગન્ધિવાળાં છે અને ઓછો વત્તો વખત સુગન્ધિ ફેલાવશે. કેટલાએક લેખો તત્કાલોચિત શોભાને માટે છે પણ કેટલાએક વધારે ગંભીર પ્રકારના પણ છે. આમાં કેટલાએક સિદ્ધહસ્ત સાક્ષરોના લેખો ઉપર તો સ્વાભાવિક રીતે ધ્યાન જશે. પણ તેવા લેખો ઉપરાંત 'કાલિદાસ અને ભવભૂતિના સાહિત્ય'માં ચિકિત્સા દષ્ટિ" ' તાજની વાર્તા ' માં કલારસિકતા, ' અતિપતિના ચોતરા ' માં એક ગ્રામ્યવારતા ' શીલાદિત્ય ' માં બંગાળી વારતાનું સુરેખ ભાષાન્તર નજરે પડે છે, તે અને તે સિવાય બીજા સુંદર લેખો પણ ધ્યાન ખેંચ્યા વિના નહિ રહે.

સ્મારક અંકને ચિત્રોથી શણગારવા ખૂબ મહેનત લીધી છે. અંક આથી આકર્ષક થયો છે તે બાબત પ્રકાશકને ખરેખર અભિનંદન ઘટે છે. હવે ગુજરાતમાં પુસ્તકોમાં તેમજ માસિકોમાં પુષ્કળ ચિત્રો આવે છે અને તેથી કોઇ ચિત્રોના રસજ્ઞ ટીકાકારની આપણા સાહિત્યમાં હવે જરૂર છે. ચિત્રો બધાં ' વીસમી સદી ' ની પદ્ધતિનાં જ છે. સદ્ગત ' હાજી ' ના સંબંધી અનેક ફોટાઓ છે તે પણ યોગ્ય છે. સદ્ગતના માનમાં પ્રસિદ્ધ થયેલા પુસ્તક તરફ ટીકાની દૃષ્ટિએ જોવું અમે યોગ્ય ગણાતા નથી. પણ માત્ર એક સૂચના આપીએ તો તે અસ્થાને નહિં ગણાય. ૧૫૪ મા પૃષ્ટપર હાજી મહમ્મદની ઓફીસ બંગલો વગેરેના ફોટાઓ સાથે તેમના ' સૂના પલંગ ' નો પણ ફોટો છે. ' સૂનો પલંગ ' એ શબ્દો આપણા સાહિત્યમાં જે ભાવને વ્યકત કરે છે તે ભાવ અહીં સમુચિત નથી એમ અમારૂં માનવું છે. '

આવું પુસ્તક આપણા સાહિત્યમાં નવાજ પ્રકારનું છે અને મૈયત હાજી મહમ્મદે કરેલી સેવાને હરેક રીતે યોગ્ય છે. પ્રકાશકે આ રીતે સાહિત્યમાં મહત્વનો ઉમેરો કરેલો છે અને આવી સુંદર શ્રદ્ધાંજલિ આપી પોતાની મૈત્રી કૃતકૃત્ય કરી છે. ગુજરાત આ પુસ્તકને અને પ્રયત્નને યોગ્ય ઉત્તેજન આપશે એમાં અમને સંદેહ નથી.

**સુદામા ચરિત્ર**—સંશોધન કરી પ્રસિદ્ધ કરનાર **રા. મંજુલાલ રણછોડલાલ મજમુંદાર. બી. એ. એલ. એલ. બી.** મૂલ્ય રૂ.૨–૦–૦, કપડાનું પૂંઠું રૂ ૨–૮–૦, પૃ. ૧૬૬. આ પુસ્તકમાં પ્રેમાનન્દના સુદામાચરિત્રની જૂની દસ પ્રતો ઉપરથી સંશોધન કરીને મૂલ કાવ્ય છપાવેલું છે તે ઉપરાંત બીજા આઠ કવિઓનાં સુદામાચરિત્રો પણ પરિશિષ્ટ તરીકે આપેલાં છે. પ્રેમાનન્દના દશમસ્કંધમાંથી સુદામાની કથા આપી સુદામાચરિત્રનો ઉપોદ્ઘાત કરેલો છે. મૂળ કાવ્યપર વિસ્તૃત ટીકા, વ્યુત્પત્તિ સાથે આપેલી છે. તે ઉપરાંત 'પ્રેમાનન્દનો યુગ' 'કવિ જીવનની રાને ત્હેમનાં સમયની સંવતવાર નોંધ,' ' પ્રેમાનંદ અને ત્હેમની કવિતા ' સુદામાચરિત્ર–એક સમાલોચના ' ના નિબંધો વગેરે વિશિષ્ટતાઓ ધ્યાન ખેંચે તેવી છે. તેમણે ઉપોદ્ઘાતમાં જે પુસ્તકોની યાદી આપી છે અને જૂની ગુજરાતીના વિષયમાં પ્રમાણભૂત સાક્ષરોનો આભાર માન્યો છે એ ઉપરથી તેમણે લીધેલાં અથાગ શ્રમની કલ્પના આવી શકશે.

આપણા સાહિત્યમાં આવા શાસ્ત્રીય અભ્યાસનાં અને સંશોધનનાં પુસ્તકો ઘણાં થોડાં છે. દરેક જગાએ તેમનો ઉદ્યોગ અને પાઠ સ્વીકારવામાં કરેલ વિવેક દેખાઇ આવે છે. ' ધુળધોયાના બે બોલ 'માં પ્ર ૧, જે તેમના લખવા ઉપરથી સૌથી જૂની લાગે છે, તેને તેમણે મૂલ પ્રત ગણી નથી અને તેના કારણમાં જણાવ્યું છે કે એના પાઠો પ્રાંતિક અને દેશ

પ્રયોગોવાળાં છે. વળી કહ્યું છે કે તેમાં યથેચ્છ 'ઉં'-કાર લગાડીને કાવ્યને જૂની ગૂજરાતીનો પટ દેવાયો છે. આ મત અમને વિચારણીય લાગે છે. એ પ્રત અશિષ્ટને હાથે લખાયેલી હોય માટે આવી જોડણી હોય તેમજ તે ખરેખરી જૂની ભાષામાંજ લખાયેલી હોય એ બન્ને બનવા જોગ છે.

રા. મજમુંદાર જૂના કવિઓની કલ્પના વિષે પોતાનો મત દર્શાવે છે કે " આ યુગના કવિઓ એક રીતે પોતાના સમાજથી ઘણા આગળ પડતા હતા...અને જો ગુજરાત રાજકીય રમખાણોની ભૂમિ ન બન્યું હોત તો...ઉષા અનિરુદ્ધ જેવાં સ્નેહ લગ્નથી " બાળલગ્ન નાબુદ થાત અને " સામળની અદ્દભુત વાતોમાં દેવાયાથી કોઈ સ્વતંત્ર અને રૂઢિથી છૂટા સમાજમાં લોકો વિહાર કરતા થઇ ગયા હોત." આ મત ઘણા વિચારકોના લેખોમાં આપણને દેખાય છે. પણ એ વિચારો કવિએ પોતાની પ્રતિભાથી સમાજસ્થિતિની પાર જઇ કલ્પેલા છે એમ માનવા કરતાં જૂના રીતરિવાજોના અવશેષ વારતાના શ્રુતમાં[1] રહી ગયેલા, ટકી ગયેલા છે એમ માનવું વધારે યોગ્ય લાગે છે. એ વિચારો વારતાની વસ્તુના છે કવિની કલ્પનાના નથી. પાત્રોનું રૂઢીવિરૂદ્ધ વર્તન દિવ્ય પાત્રોની અમાનુષતાને લીધે છે માનુષ પાત્રોની દિવ્યતાને લીધે નથી. અત્યારનાં લગ્નગીતોમાં પણ "કુંવારી કન્યાએ કાગળ લખી રે મોકલીઆ " એમ ગવાય છે પણ તે ઉપરથી એ ગીત ગાનારાંના ચિત્તમાં ક્યાંઈ પણ એ વિચાર છે એમ અનુમાન ન કરી શકાય. જૂના રીતરિવાજોના અવશેષ તરીકે તે આપણાં ગીતોમાં છે તેમજ જૂના કવિઓમાં છે પણ જૂના કવિઓએ એ વિચારો સમાજના આદર્શ માટે રજુ કર્યા હોય એવું અનુમાન અમને પ્રામાણિક લાગતું નથી.

આખું પુસ્તક શાસ્ત્રીય અભ્યાસનો નમૂનો છે. શાળામાં અભ્યાસક્રમને માટે તે યોગ્ય છે અને ઊંચા અભ્યાસક્રમને પણ ઉપયોગી છે. આ પુસ્તકને ગુજરાતીઓ સંપૂર્ણ ઉત્તેજન આપી બીજાં આવાં કામ ઉપાડી લેવાને લેખકને પ્રેરશે એમ આશા રાખીએ છીએ.

ભૂગોળ અને મનુષ્ય જીવન–પ્રગટ કર્તા ગૂજરાત શિક્ષક સમાજ. લેખક રા. મનુભાઇ ગોપાળજી મહેતા. આ નાનું પુસ્તક કેળવણીના પુસ્તક તરીકે અતિ અગત્યનું છે. આપણા બધા અભ્યાક્રમમાં ભૂગોળની ઉપેક્ષા અક્ષમ્ય છે. તે એટલે સુધી કે ભૂગોળ કેમ શીખવવી એ સંબંધી આપણા કેળવણીના શાસ્ત્રકારોએ આજ સુધી ઘણો ઓછો વિચાર કર્યો છે. આવી સ્થિતિમાં કેળવાયેલા વર્ગે અંગ્રેજોના પોતાની દૃષ્ટિના વિચારો સ્વીકાર્યા છે અને તેથી ' હિંદુસ્તાન ગરમ દેશ છે અને દરિયા કિનારા.જો નથી તેથી આ જમાનામાં તેનો ઉત્કર્ષ જ ન થઇ શકે ' એવી સામાન્ય માન્યતા પ્રચલિત થયેલી છે. આ નાના પુસ્તકમાં રા. મનુભાઇએ શાસ્ત્રીય પદ્ધતિથી ભૂગોળ અને મનુષ્ય જીવનનો સંબંધ બતાવ્યો છે અને હિંદની ભૂગોળની આપણા જીવન પર કેવા પ્રકારની અસર છે અને આપણી પ્રગતિને તે કેવી રીતે ઉપકારક થઈ શકે તે બતાવવા પ્રયત્ન કર્યો છે. દરેક શિક્ષકે અને શિક્ષણમાં રસ લેનાર માણસે તે વાંચવી જ જોઇએ અને પુસ્તક એવી રીતે લખાયું છે કે સામાન્ય માણસ પણ તે રસપૂર્વક વાંચીને સમજી શકે.

મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો–રાષ્ટ્રીય ગ્રંથમાળા મણકો-૩. સ્વરાજ આશ્રમ, સુરત. મૂલ્ય ૦–૪–૦. લેખકો રા. રાવજીભાઇ મણિભાઇ પટેલ અને રા. પરાગજી ખંડુભાઈ. એ બન્નેને મહાત્મા ગાંધીજીનો પ્રત્યક્ષ પરિચય છે અને તેથી આ પ્રસંગો એ મહાત્માને સમજવામાં મદદગાર થઇ પડશે, એવો અમારો મત છે.

રાષ્ટ્રીય ગ્રંથમાળા ભાગ ૧ લો. ભાગ ૨ જો. ભાગ ૩ જો. કિંમત અનુક્રમે ૦–૧–૬, ૦–૨–૬ તથા ૦–૩–૬. પ્રકાશક રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય. આ ત્રણેય ચોપડીઓ આ ગ્રંથમાળાના મણકા છે. બાળકોને માટે ક્રમપુરઃસર કરેલા કવિતાઓના અ;

---

૧. Tradition.

સંગ્રહો છે. રાષ્ટ્રીય શિક્ષણમાં પુસ્તકોની જરૂર તાત્કાલિક પૂરી પાડવાને માટે આ ચોપડીઓ યોજાઇ છે. આ મણકાઓ અભ્યાસના પાઠ્ય પુસ્તકો તરીકે રહે કે ન રહે તોપણ દરેક વિદ્યાર્થીના હાથમાં મૂકવા યોગ્ય છે.

**લોકમાન્યને શ્રદ્ધાંજલિ.**—નવજીવન પ્રકાશન મંદિર. મૂલ્ય પાંચ આના. નવજીવનની અનેક ઉપકારક પ્રવૃત્તિમાં પ્રકાશન પ્રવૃત્તિ ઉમેરાઇ છે. આ પુસ્તકમાં અધ્યાપક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરના 'દ્વિતીય સંવત્સરી,' મહાત્મા ગાંધીના 'લોકમાન્યનો સ્વર્ગવાસ,' અધ્યાપક કાલેલકરના 'સ્વ. લોકમાન્ય બાળગંગાધર તિલક,' સ્વામી આનન્દાનન્દના 'લોકમાન્યનું અવસાન' વગેરે નવજીવનમાં જૂદે જૂદે વખતે પ્રસિદ્ધ થયેલા લેખોનો સંગ્રહ છે. શરૂઆતમાં લોકમાન્યનો અને સ્વામી આનન્દનો ફોટો છે. હાલના રાજકીય સંક્ષોભમાં આ બધા નિબંધો વાંચવા જ જોઇએ. પણ તે સિવાય સાહિત્યની દૃષ્ટિએ પણ આ ઉંચી કોટિના લેખો છે. હાલના રાજકીય મતમતાન્તરને લીધે જેમ ઘણા માણસો કેટલાએક લોકનાયકોની મનુષ્ય તરીકેની મહત્તા સમજી શકતા નથી તેમ કેટલાએક સાહિત્યની સાહિત્ય તરીકેની કિંમત પણ સમજી શકતા નથી. આ લેખો માત્ર સાહિત્યના દૃષ્ટિએ વંચાશે તોપણ ઉંચી પ્રતિના લાગશે એમ અમારૂં માનવું છે.

રા.

**મુક્તધારા.**—અનુવાદ કરાવી પ્રસિદ્ધ કરનાર રા. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, અનુવાદક રા. કરસનદાસ ન. માણેક. મૂલ્ય રૂ. ૦-૬-૦. પૃષ્ઠ ૧૧૬.

આ પુસ્તક એશિયાના કવિવર શ્રી. રવીબાબુના 'પ્રવાસી'ના વૈશાખ માસના અંકમાં પ્રસિદ્ધ થએલ નાટ્યનો અનુવાદ છે. અનુવાદકે મૂળની ખૂબી આણવાનો ઠીક પ્રયત્ન કર્યો છે, એકંદરે અનુવાદ સફળ થયો કહેવાય. રા. રામનારાયણ પાઠકે પ્રસ્તાવના લખી આ નાટક વિષેના પોતાના વિચારો બતાવેલા છે. સાહિત્યની દૃષ્ટિએ કરેલી એ એક સ્વતંત્ર ટીકા છે. આ નાટકની મૂળ રૂપરેખા અસહકારની હીલચાલ પહેલાં કવિએ દોરેલી હતી એ હકીકત જોતાં કવિની પ્રતિભા વિષે વધારે માન ઉત્પન્ન થાય છે, છતાં આ નાટક અમુક સ્થિતિને માટેજ લખાયું નથી. મુક્તધારાના ધોધને સ્વતંત્રતા સાથે સરખાવ્યાની કલ્પનામાં સનાતન સત્ય રહેલું છે.

**મુક્તધારા.**—અનુવાદ કરાવી પ્રસિદ્ધ કરનાર રા. જીવણલાલ અમરશી મહેતા, અનુવાદક ન્હાનાલાલ ના. શાહ. મૂલ્ય ૦-૮-૦. પૃષ્ઠ ૯૬.

આ પણ કવિવરના નાટ્યનો જ અનુવાદ છે, જો કે તે પહેલાંના જેટલો સફળ ન કહેવાય છતાંયે એક ભાષાન્તરના પ્રયાસ તરીકે ઉત્તેજન યોગ્યછે. અનુવાદક વધારે મહેનત લે, અને મૂળનાં ગીતોને ગૂજરાતી ગીતોમાં ઉતારવાનો લોભ છોડી દે તો અનુવાદ વધારે સારો કરી શકે.

લ.

# પૂનાનો પત્ર

કાશી, પ્રયાગ, મથુરા, નાશિક વિગેરે પવિત્ર ધામોમાં આપણા લોકો યાત્રાએ જાય છે. શ્રીમદ્ આદિ શંકરાચાર્યે ઉત્તર દક્ષિણ અને પૂર્વ પશ્ચિમમાં ચાર મઠની સ્થાપના કરી તેજ પ્રમાણે આજના જમાનામાં હિન્દુસ્થાનના જૂદા જૂદા ભાગમાં સરસ્વતી દેવીના મંદિરો સ્થપાયાં જાય છે. હરદ્વારની પાસે કાંગડી, અલીગઢ, બનારસ, બોલપુર, અધાર, કલકત્તા, પૂના, અને તે ઉપરાંત બીજાં અનેક સ્થાનોમાં નાના પ્રકારની કેળવણીની સંસ્થાઓ સ્થપાય છે. મુંબાઈ ઇલાકામાં પૂના કાંઈ મોટામાં મોટું શહેર નથી. તે છતાં ત્યાંની કેટલીક સંસ્થાઓનાં માત્ર નામ જાણવાથીજ ખાત્રી થાય છે કે એ શહેરમાં કેળવણીનો પ્રચાર અનેક દિશામાં થઈ રહ્યો છે.

મુંબાઈ યુનિવર્સિટીની જોડે સંબંધ રાખતી ત્રણ આર્ટ્સ કૉલેજ ત્યાં ચાલે છે તેમાંથી બે પ્રજાકીય મંડળ તરફથી ચલાવવામાં આવે છે. અને તે ઉપરાંત એક કૉલેજ રાષ્ટ્રીય ધોરણપર ચાલે છે. ખેતીવાડીના શિક્ષણ માટે એક મોટી કૉલેજ છે. અને તેવીજ એક બીજી કૉલેજ એન્જીનીઅરીંગનો વિષય શીખવવા માટે છે. સરકારી મેડિકલ સ્કુલ થોડા વખતની અંદરજ કૉલેજનું રૂપ ધારણ કરશે. આયુર્વેદના શિક્ષણ માટે પ્રખ્યાત શાસ્ત્રી ક્વડેની સંસ્થા, તેમજ તિલક વિદ્યાપીઠ તરફથી એક બીજી આયુર્વેદ પાઠશાળા કાઢવામાં આવી છે. સ્ત્રી કેળવણી માટે સરકારી હાઇસ્કુલ તથા બાઇ નાથીબાઇ યુનિવર્સિટીને જોડાયલી હાઇસ્કુલો ભરપૂર ચાલી રહી છે. મર્હુમ સર વિઠ્ઠલદાસની ઉમદા મદદને લીધે ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની સ્થાપના થઇ છે અને તેને અંગે એક કૉલેજ હિંગણેમાં ચાલે છે. વિધવાઓને માટે કર્વેનું આશ્રમ તો જગપ્રસિદ્ધ છે. શહેરની અંદર શ્રીમતી રમાબાઇ રાનડેનું સેવાસદન મહાન કાર્ય કરી રહ્યું છે. તેમાં દરેક પ્રકારના વર્ગોમાં મળીને દરરોજ એક હજારથી પણ વધારે સ્ત્રીઓ તથા કન્યાઓ શિક્ષણ લે છે. શિક્ષણાનુભવશાળામાં છેક ન્હાની બાળકીથી માંડીને ચાલીસની ઉપરની આધેડ વયની સ્ત્રીઓ ધાર્મિક, ઔદ્યોગિક અને માનસિક જ્ઞાન મેળવી શકે છે. અને શિક્ષક, નર્સો, દાયણ તથા સબ-એસિસ્ટન્ટ સર્જનોના શિક્ષણ માટેની સંસ્થાઓમાં ભણતી છોકરીઓને રહેવા માટેની બધી ગોઠવણ અને દેખરેખ આ સંસ્થા મારફત થાય છે. આ ત્રણે પ્રકારનાં છાત્રાલયોમાં છાત્રોની એટલી બધી સંખ્યા હોય છે કે હમેશ જગ્યાનો ટોટોજ પડે છે.

સેવાસદનને અંગે 'ઇન્ડીઅન રેડક્રૉસ સોસાઇટી'ની મદદથી બાળ સંરક્ષણ તથા પ્રસૃતિ સહાયકનાં કામની વ્યવસ્થા થઇ છે. અને તેની મારફત બાળકો તથા ગર્ભવતી સ્ત્રીઓનાં શરીર કેવી રીતે સંભાળવાં તેના વ્યાવહારિક જ્ઞાનનો પ્રચાર થાય છે. આતો માત્ર જૂદા જૂદા પ્રકારની કેળવણી આપતી સંસ્થાઓની હકીકત આવી. પણ તે ઉપરાંત બીજી ત્રણ સંસ્થાઓ આપણું લક્ષ ખેંચે છે.

૧. શ્રી ભાંડારકરની ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટ જેમાં પૂર્વનાં પ્રાચીન સાહિત્ય સંસ્કૃતિ વિગેરેની શોધખોળ કરવાનાં સાધનો મળી શકે છે.
૨. શ્રી રાનડે સ્મારક ઔદ્યોગિક પ્રયોગશાળા. આપણા દેશમાં ઉત્પન્ન થતા કાચા માલપર રાસાયણિક પ્રયોગ કરીને ઉદ્યોગાર્થે તેનો ઉપયોગ કરાય છે.
૩. ભારત ઇતિહાસ સંશોધન મંડળ જે સંસ્થા સામાન્ય રીતે આખા હિન્દુસ્થાનની અને વિશેષે કરીને મહારાષ્ટ્રની ઐતિહાસિક બાબતોમાં સંશોધન કરે છે અને તે અંગે સારૂ સંગ્રહસ્થાન એકઠું કરાય છે.

હરકોઇના લક્ષમાં સહેજ આવશે કે એક લાખ માણસની વસ્તીવાળા ગામમાં આટલી બધી જ્ઞાનપ્રચારક સંસ્થાઓ કોઈ પણ ઠેકાણે ભાગ્યેજ જોવામાં આવશે. મુંબાઇની દશલાખની વસ્તીમાં પણ મુંબાઈ યુનિવર્સિટીને જોડાએલી ત્રણ જ આર્ટ્સ કૉલેજ છે. અમદાવાદની અઢી લાખની વસ્તીમાં તેવી એકજ

કૉલેજ. ગૂજરાત જેનો પ્રદેશ ખેતીનોજ છે, અને જે કાચું સોનું ઉત્પન્ન કરે છે એમ કહેવાય છે ત્યાં ખેતીના શિક્ષણ માટે કાંઇ પણ સાધન નથી. જો આપણે ત્યાં પૂનાના જેવી કૉલેજ ના હોય તો પણ ન્હાના પાયા પર વ્યવહાર જ્ઞાન આપવા માટે ટુંકા અભ્યાસક્રમવાળી શાળાઓ થવી જોઇએ. આ બાબત ગૂજરાતના આગેવાનોએ તુર્ત વિચાર કરવાની જરૂર છે. પૂનામાં ડેક્કન એડ્યુકેશન સોસાયટી અને શિક્ષણ પ્રસારક મંડળીએ સરકાર તથા પ્રજાની મદદથી કૉલેજો સ્થાપી તેથી કેળવણી માટે પ્રજામાં રસ ઉત્પન્ન થયો અને તેને વિષે અભિરૂચી વધી. પૂનાની પ્રજાએ કેળવણીની બાબત પહેલ કરી છે તેને માટે આજથી ૪૦ વર્ષ પહેલાંના શિક્ષકો તથા અધ્યાપકોને સંપૂર્ણ માન ઘટે છે. તેમના ઉત્સાહ અને આત્મભોગને લીધેજ એ ખાનગી સંસ્થાઓ સરકારી સંસ્થાઓ સાથે સ્પર્ધા કરી શકી હતી. પૂનાનાં હવાપાણી સારાં છે તેને લીધે અંગ્રેજી અધ્યાપકો ત્યાં કૉલેજો કાઢવાનું પસંદ કરે એ સ્વાભાવિક છે, અને તે કારણને લીધેજ ખેતીવાડીની ને એન્જીનીઅરીંગની કૉલેજો ત્યાં હયાતિ ભોગવે છે. પણ કેટલેક અંશે તેમાં બીજા પ્રાન્તોને અન્યાય થયેલો કહેવાય. સરકારની કચેરીઓ વર્ષમાં થોડા સમય માટે પૂનામાં હોય છે તે દરમ્યાન સરકારના નોકરોને મળીને મદદ મેળવવાનું પણ સરળ પડે એ દેખીતું છે. તે લાભ બીજા પ્રાન્તોને નથી. હવે ઔદ્યોગિક અને ટેકનિકલ નિશાળ તથા કૉલેજો થાય તે અમદાવાદમાંજ થવી જોઇએ એવી રીતનું દબાણ ગૂજરાતે કરવું પડશે.

વ્યાયામના પ્રચાર માટે ડેક્કન જીમખાનાએ અમૂલ્ય કામ કર્યું છે. અટાપાટા તથા ખોખોની રમત વર્ષોથી કે કેટલાંક સૈકાથી રમાતી હશે પણ ક્રિકેટ તથા ફુટબોલ જેવી નવી રમતો પણ નિયમસર રમાય છે. તકરાર તથા ભુમરાણ વગર તેવીજ રીતે આપણી રમતો પણ રમાય અને બીજી સંસ્થાઓની જોડે હરીફાઇની રમત પણ રમાડી શકાય તેની વ્યવસ્થા આ જીમખાનાએ કરી છે. ગૂજરાતમાં પણ વ્યાયામ તરફ વધારે લક્ષ અપાતું થયું છે તે છતાં કબૂલ કરવું જોઇએ કે આપણે બહુજ પછાત છીએ.

સુમન્ત મહેતા.

---

# અકાળી

પંજાબની અંદર નાનખાના સાહેબમાં થયેલા ખૂનના સમયથી તે આજે ગુરૂકાબાગમાં ચાલતા રમખાણને લીધે અકાળી સંપ્રદાય (sect) તરફ સૌનું લક્ષ દોરાયું છે. અંગ્રેજ સરકાર તો જ્યાં ત્યાં અસહકારનો પડછાયો જોઇને ગભરાય છે અને દરેક ગભરાયલા માણસની માફક વગરવિચાર્યાં પગલાં લીધાં કરે છે. અકાળીઓની લડતનું ખરું રહસ્ય સમજવા માટે એ સંપ્રદાયની ઉત્પત્તિ વિષે જ્ઞાન હોવું જોઇએ. અકાળીઓની લડત રાજકીય નથી પણ ધાર્મિક છે. અકાળીઓ સુધારક છે, ધાર્મિક પવિત્રતા માટે જ વર્ષ ઉપર ઉત્પન્ન થયા, અને આજે પણ અપવિત્રતા દૂર કરવા માટેજ હઠ લઇને બેઠા છે. દરેક સુધારક મંડળમાં જે ઝનૂન હોય છે તે અકાળીઓમાં જોઇએ છીએ, અને પોતાના સિદ્ધાંતને માટે દરેક પ્રકારનો આત્મભોગ, જાન માલ અને આબરૂનો ત્યાગ કરવાને તૈયાર થયા છે. તેથી શીખ ધર્મનો ટુંકો ઇતિહાસ જાણવો આવશ્યક છે.

શીખ ધર્મના સ્થાપક ગુરૂ નાનકના પુત્ર બાબા શ્રીચંદથીજ મતભેદ શરૂ થયો છે. શીખ ધર્મનો મુખ્ય ઉદ્દેશ ગૃહજીવનની પવિત્રતા વધારવા તરફ છે. બાબા શ્રીચંદના પંથનું વલણ ઉદાસીનતા તરફ છે અને તેથી ઉદાસી નામના પંથના સ્થાપકોમાં એમનું નામ પણ ગણાય છે. ગુરૂ નાનકના અવસાન

પછી તેમના એક ચેલા ગુરૂ આંગડ (?) શીખ પંથની ગાદીએ આવ્યા; અને બાબા શ્રીચંદ ઉદાસી પંથના આગેવાન થયા. ત્રીજા ગુરૂ અમરદાસે શીખ પંથને ઉદાસીઓથી તદ્દન જુદો પાડયો. ચોથા ગુરૂ રામદાસે અમૃતસર વસાવ્યું, અને તેને શીખ લોકાનું મુખ્ય ધામ બનાવ્યું. ગુરૂ નાનકનું જન્મસ્થાન નાનખાના સાહેબ ઉદાસીઓનું ધામ બન્યું. આ પ્રમાણે આ બે પંથ બિલકુલ જુદા પડી ગયા.

દસમા ગુરૂ–ગુરૂ ગોવિંદના સમયમાં બીજા બે પંથ ઉત્પન્ન થયા, નિર્મળ અને અકાળી. ગુરૂ ગોવિંદે કેટલાક શીખોને સંસ્કૃત તથા ધાર્મિક શાસ્ત્રોના અભ્યાસ માટે કાશી મોકલ્યા હતા તે પાછા ફર્યા અને શીખ ગુરૂઓના ઉપદેશમાંથી તત્ત્વો કાઢી વ્યવસ્થિત મીમાંસાની રચના કરી. ગુરૂ ગોવિંદની મુસલમાનો સામેની લડાઈમાં શૂરવીર યોદ્ધાઓ હતા એ અકાળી (ચિરંજીવ) કહેવાયા, અને એ મહાન ગુરૂની લશ્કરી તથા રાજકીય પ્રવૃત્તિઓ તથા બોધ આ પંથે સ્વીકાર્યો. ૧૭૦૮ માં ગુરૂ ગોવિંદસિંહના મરણુ પછી ગુરૂ બંદાએ શીખપંથમાં કેટલાક ફેરફાર કરવાની શરૂઆત કરી ત્યારે આ અકાળીઓ તેની સામે પડયા અને તત્ ખાલસા (એટલે ખરા ખાલસા) નું નામ ધારણ કર્યું.

ગુરૂ ગોવિંદે શીખ પ્રજાને નવું સ્વરૂપ આપીને આત્મસંરક્ષણ માટે લાયક બનાવ્યા, અને કેશ, કાંગ, કડું, કચ્છ તથા કીરપાણ ધારણ કરાવ્યાં. જે શીખોએ આ પાંચ ચીજ ધારણ કરીને અમૃતપાનની ક્રિયા સ્વીકારી તે લોકો અમૃતધારી કહેવાયા, અને જે પહેલા નવ ગુરૂઓના ઉપદેશ પ્રમાણેજ વર્તતા તેઓ સહજધારી કહેવાયા. આ બીજી પ્રકારના શીખો બાહ્ય દેખાવમાં હિંદુઓ જેવાજ જણાતા. ગુરૂ ગોવિંદસિંહના મરણ પછી ગૃહસ્થાશ્રમી શીખોના બે મત રહ્યા: અમૃતધારી અને સહજધારી. નિર્મળ શીખો આ પંથના બ્રાહ્મણ બન્યા અને અકાળીઓએ રાષ્ટ્રીય સૈનિક બનીને શીખપ્રજાનું રાજ્ય સ્થાપવાનું કાર્ય ઉપાડયું. મહારાજા રણજિતસિંહના લશ્કરમાં જોડાઈ તેઓએ આગળ પડતો ભાગ લીધો, અને પકાણો જોડે લડવામાં તેઓ હમેશા પહેલા ધસતા. ક્રોમ્વેલના લશ્કરમાં જેવા આયર્નસાઈડઝ તેવા શીખોમાં અકાળી હતા. ધીમે ધીમે તેમની સત્તા વધતી ગઇ. રાજ્યકારભારમાં પણ તેમણે ભાગ લેવા માંડયો અને મહારાજા દિલીપસિંહ સગીર વયના હતા તે વખતે લગભગ બધી સત્તા હાથ કરી. જો કે રાજ્યકારભાર કેટલાક બ્રાહ્મણોના હાથમાં હતો છતાં અકાળીઓ તેમની બિલકુલ દરકાર કરતા નહીં. આ પ્રમાણે કુસંપ દાખલ થયો. કુસંપ અને દ્વેષને લીધેજ આપણે ગુલામ થઈને બેઠા છીએ તેનો દાખલો બરાબર જોઈ લો. લશ્કરી અકાળીઓનું જોર તોડવા માટે બ્રાહ્મણ કારભારીઓએ અંગ્રેજ સામે લડાઈ કરી, તેના પરિણામે શીખ લડાઇઓ થઈ અને પંજાબ અંગ્રેજ સરકારને હસ્તક ગયું. ૧૮૪૬ ની સાલમાં પહેલી શીખ લડાઇ પછી, બાલકસિંહ નામના એક ઉદાસી સાધુએ બ્રાહ્મણનું જોર કમી કરવા માટે પ્રયાસ આરંભ્યો. શીખ પ્રજાની કર્મક્રિયામાં બ્રાહ્મણો ભાગ ન લે એવો ઉપદેશ કરવા માંડયો. જે ક્રિયાઓમાં બ્રાહ્મણોની જરૂર પડતી હોય તે છોડી દેવી એવું શીખવ્યું. એમના ચેલા રામસિંગ કુકાએ ઘણા શીખોને પોતાના મત તરફ વાળ્યા અને અંતે કુકા નામનો પંથ સ્થાપ્યો. અકાળીની માફક ખાલસાની પ્રતિષ્ઠા અને સત્તા મહારાણા રણજિતસિંહના વખતમાં હતી તેવીજ કરવાના પ્રયત્ન શરૂ કર્યા. ૧૮૭૭ માં આર્યસમાજની સ્થાપના લાહોરમાં થઇ. તેમાં પણ બ્રાહ્મણોએજ ધર્મને ડુબાડયો છે એવો આક્ષેપ મૂકાયો. જે પ્રમાણે આર્યસમાજીસ્ટો પુરાણ વિગેરેને ધુતકારી કાઢતા હતા તેજ પ્રમાણે નિર્મળ તથા ઉદાસી પંથોની ટીકા તથા ભાષ્યોને તરછોડી કાઢવાનું શરૂ થયું અને ગુરૂ ગોવિંદસિંહના વખતમાં ધર્મની જે સ્થિતિ હતી તે તરફ લક્ષ દોરાયું. આધુનિક શીખોએ ખાલસા દીવાનની સ્થાપના કરી, અને શીખ ધર્મનો પુનરૂદ્ધાર થવા માંડયો.

નવીન જાગૃતિના ઇતિહાસની શરૂઆત ૧૯૦૭ ની સાલમાં થાય છે. ચીનાબ અને બારી દોઆબની નહેરોની આસપાસ શીખ લોકો વસ્યા છે. ત્યાંની જમીન મહેસુલ તથા પાણીના કરમાં સરકારે વધારો કરવાનું જાહેર કર્યું. આ બાબત પ્રજામાં ભારે અસંતોષ પેદા થયો અને સરકારે સરદાર અજીતસિંહને દેશનિકાલ કર્યો પણ કર વધારવાની યોજના પડતી મૂકી. હજી સુધી સમસ્ત શીખ પ્રજા અકાળી તથા કુકાઓની આગેવાની કબૂલ કરતી નહોતી તેમજ તત્ ખાલસાનો શિક્ષિત વર્ગ રાજકીય ચળવળથી દૂર રહેતો હતો તેથી અજીતસિંહના દેશનિકાલની ખાસ અસર થઇ નહીં, પણ કીરપાણનો ઉપયોગ ચોક્કસ વધ્યો. ૧૯૧૪ ની સાલમાં કામાગાટામારૂનો બનાવ બન્યો. અમેરિકાથી ધકેલી મૂકેલા શીખ લોકો તોફાની હશે કે નહીં પણ તેમને જે હદપાર દુઃખ ખમવા પડ્યાં, તેને લીધે તત્ ખાલસા, અકાળી તથા કુકામાં સંપ થયો અને આ ત્રણે સુધારક શીખોએ નિશ્ચય કર્યો કે શીખધર્મ પર બ્રાહ્મણ તથા પુજારીઓનો દાબ કાઢી નાંખવો અને દરેક શીખે કીરપાણ ધારણ કરવી.

૧૯૧૭ માં સુધારાની યોજના થઇ ત્યારે લડાઇમાં જે ભોગ આપ્યો હતો તેના બદલામાં ધારાસભાઓમાં વધારે પ્રમાણમાં સભાસદો મોકલી શકાશે એવી શીખોએ આશા બાંધી, પણ તેમાં તેઓ નિરાશ થયા. ૧૯૧૯ ની સાલમાં જલીઆંવાલાબાગની કતલમાં મોટો ભાગ શીખોનો હતો. એ કતલના ત્રાસથી રાજકીય ચળવળ તરફ તેઓ જુસ્સાભેર ધસ્યા.

જ્યારે પ્રજામાં નવચેતન પ્રકાશે છે ત્યારે તેની પ્રગતિ સર્વદેશીય હોય છે. ધાર્મિક, રાજકીય અને સામાજિક, આર્થિક તથા એવી બીજી દરેક બાબતોમાં સુધારા–ફેરફાર થાય છે. એકની અસર બીજા ઉપર એમ અરસપરસ પુષ્ટિ મેળવે છે.

૧૯૨૦ ની સાલ સુધી શીખપ્રજાના મંદિરોની વ્યવસ્થા સરકાર કે મહંતોની માર્ફત થતી હતી. એક તો શીખેતર લોકો પાસેથી વ્યવસ્થા લઇ લેવાની ચળવળ ચાલતી હતી તેમાં અમૃતસરના સરકારી વ્યવસ્થાપકે જનરલ ડાયરને શીખ ધર્મ તરફથી પ્રસાદ આપ્યો તેથી લોકોના ગુસ્સામાં ઉમેરો થયો. રાજકીય ભાવનાને લીધે સમાનતા તથા ભાતૃભાવ ખીલે છે. સુવર્ણ મંદિરના ગુરૂદ્વારના પૂજારીઓ ઉચ્ચવર્ણના હતા અને તેથી અસ્પર્શ્ય જ્ઞાતિના શીખ થયેલા લોકો ગ્રંથ સાહેબ આગળ પ્રસાદ ધરી શકતા નહીં. તત્ ખાલસાના સુધારકો આ ભેદભાવની વિરૂદ્ધ હોઇ તેમને મંદિરમાં ઠેઠ ગ્રંથ સાહેબ પાસે લઇ ગયા. અકાળીઓએ પણ સહાનુભૂતિ બતાવી.

ગુરૂદ્વારના સાધુઓનાં ચારિત્ર્ય સારાં નહોતાં, તેમાંના ઘણા સરકારી માનનીય હોદ્દા ભોગવતા હતા, તેથી સરકારી દૂત (agents) જેવાજ ગણાતા. તેમને દૂર કરવા માટે અકાળી, કુકા તથા બીજા શીખો એકત્ર થયા અને અકાળી જથ્થા સ્થાપવા માંડી, અને ગુરૂદ્વારની વ્યવસ્થા સ્વહસ્તક લેવા માટે દરેક પ્રકારનો આત્મભોગ આપવાનો સંકલ્પ કર્યો. અમૃતસરના મંદિરની વ્યવસ્થા માટે અંગ્રેજ સરકારે પતીઆળાના મહારાજાની મળીને કમિટી નીમી તે કબૂલ ન રાખીને શીખોએ મોટી પરિષદ ભરી ને બધાં ગુરૂદ્વારોની દેખરેખ માટે સભા ચુંટી કાઢી, તે શિરોમણી ગુરૂદ્વાર પ્રબંધક કમિટી. આ કમિટીને અકાળીઓ મદદ કરતા રહ્યા અને એક પછી એક મંદિરમાંથી મહંત પૂજારીને કાઢી મૂકી હવાલો પ્રબંધક કમિટીને સોંપવા માંડ્યો.

૧૯૨૧ ના ફેબ્રુઆરી મહીનામાં નાનખાના સાહેબના મંદિરમાં એક અકાળી જથ્થો જઇ પહોંચ્યો. મંદિરમાં દર્શન માટે ગયા પણ મહંતને લાગ્યું કે એ અકાળીઓ જોરજુલમથી મંદિરનો કબ્જો લેશે, તેથી કતલ શરૂ કરી અને ૧૩૦ માણસોને ઘાતકીરીતે મારી નાંખ્યા. સરકારે પણ સુકો દમ બતાવવાની ભૂલ કરી હતી. કતલ થયા પછી ભૂલ ઉપર ભૂલ કર્યે ગઇ. અકાળીઓના જથ્થા અમૃતસરમાં આવ્યા એટલે સાત દિવસમાં નીકળી જવાનો હુકમ કર્યો. અને મુદ્દત પૂરી થાય ત્યાર પહેલાં પકડાપકડી કરીને લોકોને કેદમાં મોકલાવ્યા.

૧૯૨૧ ના એપ્રિલ મહીનામાં સરકારે શીખ ગુરૂદ્વારનું બિલ તૈયાર કર્યું પણ અકાળી શીખ

ઉપરાંત સહજધારી શીખો, ઉદાસી તેમજ નિર્મળ સઘળા તેની વિરૂદ્ધ પડયા. જુલાઈ મહીનામાં અકાળી કેદીઓને છોડવા માટે પ્રજાએ વિનંતિ કરી તે સરકારે કબૂલ રાખી નહીં. સરકાર સાથે અસહકાર શરૂ થયો, અને ધારાસભાના કેટલાક સભાસદોએ રાજીનામાં આપ્યાં. અમૃતસરના મંદિરની કુંચી માટે તકરાર થઇ; શિરોમણિ પ્રબંધક કમિટીના બધા સભાસદોને પકડયા. પછી કીરપાણ રાખવાની બાબતમાં ટંટો શરૂ થયો. કીરપાણુ ૨ ઇંચ લાંબી હતી તે ખંજર જેટલી થઇને ધીમે ધીમે તલવાર જેવડી મોટી થઈ. દરેક મરદ, સ્ત્રી ને છોકરાંએ કીરપાણુ પહેરવાનું શરૂ કર્યું. લશ્કરમાં જોડાયલા શીખોમાં અસંતોષ ફેલાયો અને અંતે આ વાત સરકારે પડતી મૂકી.

બીજું ગુરૂદ્વાર બિલ સરકારે ઘડયું તે પણ અંતે છોડી દેવું પડયું.

હાલમાં ગુરૂકાબાગ નામના ગુરૂદ્વારમાં અકાળી સેવકોએ લાકડાં કાપ્યાં તેના ઉપરથી રમખાણુ મચી રહ્યું છે. સરકારની સ્થિતિ કફોડી છે. ધર્મની બાબતમાં તટસ્થ રહેવાની નીતિ સ્વીકાર્યા પછી કાયદા અને બંદોબસ્તના નામથી તે વચમાં પડે છે. તટસ્થ રહી શકાતું નથી, અને પગલે પગલે અસંતોષ પેદા કર્યે જાય છે. આ લડત ધાર્મિક છે, ધર્મમાં સડો પેઠો છે તે દૂર કરવા માટે છે, અને તેને કોઈ પણ અટકાવી શકવાનું નથી.

સુ. મ.

---

# સારસંચય

## હંગરીમાં નવી ચુંટણી

ફ્રાન્સીસ ડીકના હંગરીમાં હાલ બે પક્ષ છે. એક પક્ષ લોકરાજ્યમાં માનનારો ઉદામ પક્ષ છે, બીજો સરકારી વિનીતપક્ષ છે. હંગરીમાં નવી પાર્લામેન્ટની ચુંટણી થઇ ત્યારે વિનીતપક્ષવાદીઓ સત્તામાં હતા. ચુંટણીમાં સામાપક્ષવાળાઓ ખૂબ પેસી જાય એવો ડર હતો, તેથી વિનીતપક્ષના વડા પ્રધાન કાઉન્ટ બેથલેને ચુંટણી થતાં પહેલાં કેટલાક નિયમો બહાર પાડયા તે જન્મભૂમિમાં છપાયા છે. તે જોવા જેવા હોવાથી નીચે આપ્યા છેઃ—

ચુંટણી કર્યા પહેલાં ત્રણ મહીના અગાઉ એક હુકમ બહાર પાડવામાં આવ્યો, જેથી સીલબંધ પેટીઓમાં મત નાંખવાની પ્રથાનો નાશ કરવામાં આવ્યો, અને ૩,૦૦,૦૦૦ પુરૂષ અને ૮,૦૦,૦૦૦ સ્ત્રીઓનો મત આપવાનો અધિકાર ખુંચવી લેવામાં આવ્યો. જે માણસો દેશદ્રોહ અને બળવો કર્યાના તથા ઉશ્કેરણી ફેલાવ્યાના ગુન્હેગાર હતા, તેમના મત પણ ખુંચવી લેવામાં આવ્યા. તે ઉપરાંત જે માણસોને ('ડીફેન્સ ઓફ ઇન્ડિયા એક્ટ' જેવા) 'ડીફેન્સ ઓફ ધી રેલ્મ' એક્ટના ખાસ કાયદા મુજબ સજા થઇ હતી તેમનો પણ મત આપવાનો અધિકાર ખુંચવી લેવામાં આવ્યો. તેવી જ રીતે વરસથી વધારે વખત હંગરીની બહાર રહેલા સ્ત્રીપુરૂષોનો મતાધિકાર પણ ખુંચવી લેવામાં આવ્યો તેજ રીતે 'દેશ વિરોધી ચાલચલગત' ને માટે જે પાદરીઓ, શિક્ષકો, અમલદારો વગેરેને રજા આપવામાં આવી હતી તેમનો પણ મતાધિકાર ખુંચવી લેવામાં આવ્યો. જે ઉમેદવારો પર કોઈ પણ જાતનો આરોપ હોય કે જેમને ભયરૂપ થતા અટકાવવા જેલમાં પૂરી રાખ્યા હોય, તેઓ પાર્લામેન્ટના સભાસદ તરીકે ચુંટાઇ શકે નહિ એવો ખાસ નિયમ કર્યો. સામાપક્ષવાળાના ખૂબ લાગવગ ધરાવતા મોખરાના આગેવાનોને પકડી પકડી જેલમાં પૂરી દીધા, અને એ રીતે તેમને ઉમેદવારી કરતા અટકાવ્યા.

આ તો બધી ચુંટણી થયા પહેલાંની વાત, રોગ ફેલાતો 'અટકાવવાના ઇલાજ.' ચુંટણી વખતે શું કર્યું તે ખાસ જોવા જેવું છે.

ચુંટણીના દિવસે સામાપક્ષવાળાઓના મતદારોથી ભરેલી ગાડીઓને સાઈડીંગ પર કાઢી નાંખવામાં આવી, અને તેઓ ચુંટણીના સ્થળનું મ્હોં જોવા પણ પામ્યા નહિ. સામાપક્ષવાળાના સહાયકો અને મત મેળવનારાઓને

નજરે ચઢયા ત્યાંથી પકડી પકડી કોટડીમાં પૂરી દીધા. સામાપક્ષવાળાના કેટલાક મત તો સહકારી મત તરીકે જ ગણી લીધા ! જે પેટીઓમાં સામાપક્ષવાળાઓના જ ઘણા ખરા મત પડયા હશે એમ લાગ્યું તે આખી પેટીઓની પેટીઓ જ અદ્ધર ઉપડી ગઇ, અને ઘણે સ્થળે તો સામાપક્ષવાળાઓને મત નાંખવાની જ ઘસીને ના પાડવામાં આવી. છતાં સહકારી પક્ષના ૧૩૪ સભાસદ ચુંટાયા અને સામાપક્ષવાળાઓના ૭૧ સભાસદ ચુંટાયા. એટલે સહકારીના બમણા સભાસદો ચુંટાયા એમ કહી શકાય.

૧૯૨૩ ના નવેમ્બર માસમાં આવતી નવી ચુંટણીમાં અસહકારીઓ પેસી ન જાય એ માટે બ્રિટિશ સરકાર ચિંતાના ઉદ્‌ગારો કાઢી રહી છે. રાજદ્વારી ગુન્હાને લીધે સજા પામેલા માણસો ધારાસભાના ઉમેદવાર ન થઇ શકે એવો નિયમ તો આ દેશમાં છે જ. મતદારોને કેળવવામાં વિનીતપક્ષવાદીઓને સરકાર તરફથી સહાય આપવાનું સૂચન પણ થયું છે. માત્ર, ધોળી ટોપીવાળા મત ન આપી શકે એવો નિયમ બહાર પાડવાથી સરકારની ચિંતા મટી જાય એમ છે.

## દુનિયાનો જાહેરમત

અંગ્રેજી ભાષામાં નીકળતા નવા દૈનિક જાપાની પત્ર **ઓસાકા મેનીશી**માં હિન્દુસ્થાનમાં થયેલી સંખ્યાબંધ પકડાપકડી વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ છે:—

બ્રિટિશ સેન્સરોને પ્રતાપે હિન્દુસ્થાનમાં બનતી ઘણી ખરી ઘટનાઓ અહીંની પ્રજાથી પરદાપોશ રહી છે, છતાં ઇંગ્લાંડમાં પ્રસિદ્ધ થતા ' માન્ચેસ્ટર ગાર્ડીઅન ' નામના પત્ર મુજબ મિ. ગાંધીની આગેવાની નીચે ચાલી રહેલી હિલચાલના સંબંધમાં પકડાયેલા માણસોની સંખ્યા ૧૦,૦૦૦ થી પણ વધી ગઇ છે એમ જણાય છે. જો આ વાતમાં જરા પણ સત્ય હોય તો પૂર્વની પ્રજાની આ પ્રજાકીય હિલચાલને દાબી દેવાને બ્રિટિશ સત્તાધિકારીઓએ જે સખત પગલાં ભર્યાં છે, તેની સામે દુનિયાની પ્રજાઓનો જાહેરમત શા માટે પોતાનો અવાજ ઉઠાવતો નથી એથી અમને અચંબો થાય છે. અમારા જૂના દોસ્તના આંતરિક રાજ્યવહીવટ પર ટીકા કરવાની અમારે શી જરૂર ? પણ દુનિયા ઝપાટાબંધ બદલાતી જાય છે અને પ્રજાકીય પ્રશ્નો આંતરપ્રજાકીય [ International ] સ્વરૂપ ધારણ કરતા જાય છે એટલે સુધી કે દુનિયાના કોઈ પણ ભાગમાં મનુષ્યજાતિના જરા જેટલા અંશને યે અન્યાય થાય, તો તેના પર દુનિયાનો જાહેરમત સખતમાં સખત ટીકા કર્યા વિના રહી શકતો નથી. આને જ લીધે ચોઝનના કહેવાતા ગેરવહીવટ માટે જાપાનને તીખામાં તીખા ટીકાપ્રહાર સહેવા પડયા હતા, જો કે જાપાને કોઇ પણ વખત ૧૦,૦૦૦ ચોઝનીઝ ( ચોઝન દેશના રહેવાસીઓ ) ને જેલમાં પૂર્યા નથી !

હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારના જુલમથી જાપાન પણ શરમાય છે. માત્ર ૧૦,૦૦૦ નહિ પણ ૩૦,૦૦૦ હિંદીઓ જેલમાં પૂરાયા છે એ વાતની બહારના દેશોને ' બ્રિટિશ સેન્સરોને પ્રતાપે ' ખબર પડી નથી લાગતી. જેમ જેમ ખબર પડતી જશે તેમ તેમ દુનિયાના જાહેરમતથી અંગ્રેજો પણ શરમાયા વિના નહિ રહે.

## ગોરાઓનું સર્વોપરિપણું

ટોકીઓનું ચોરોઝુકોહો નામનું જાપાની પત્ર એશિયાની સ્વતંત્રતાનું ખાસ હિમાયતી છે, અને ગોરાઓ વિરૂદ્ધ કાળાઓનો પક્ષ લેઇને ઘણીવાર હૃદયસ્પર્શી લખાણો લખે છે. ' એશિયાની જાગૃતિ ' નામના તેના એક લેખમાં ગોરાઓના સર્વોપરિપણાનો ઇતિહાસક્રમ આલેખતાં તે જણાવે છે કે:

મહારાણી વિકટોરીઆ સને ૧૮૩૮ માં ગાદીએ આવ્યાં ત્યારે ગોરાઓનો પ્રભાવ દુનિયામાં આજ છે તેટલો તેજસ્વી ન હોતો. આફ્રિકા ખંડના ઉત્તર અને દક્ષિણ પ્રદેશો તાજેતર જ તેમના હાથમાં આવ્યા હતા. ઑસ્ટ્રેલીઆ ખંડનાં થોડાં જ બારાં ઉઘડયાં હતાં, અને અમેરિકા ખંડમાં મિસિસિપિની પશ્ચિમ બાજુના પ્રદેશોમાં જંગલી ભેંસો રખડતી હતી. તે વખતે સાન્ફ્રાન્સીસ્કો, લૉ એન્જેલો, પોર્ટલેન્ડ અને સીએટલનાં સમૃદ્ધિવાન શહેરો હસ્તીમાં યે ન હતાં; પાસિફીક મહાસાગરનાં ઉંડાં જળ ગોરાઓના હાથથી દૂષિત થયાં ન હતાં, કેલિફોર્નિયાની સોનાની ખાણો ગોરાઓની નજરે ચઢી ન હતી, અને ઑસ્ટ્રેલીઆનો આંતર પ્રદેશ જંગલી જનાવર અને તેમનાથીએ જંગલી મનુષ્યોથી ભરચક હતો. જાપાન અને ચીન સોડ તાણી ચિરનિદ્રામાં ઘોરતા હતા; માર્કોપોલોના એશિયાના પ્રવાસ પછી થોડા જ ગોરા મુસાફરો આ બાજુ આવ્યા હતા, અને ભૂમધ્ય સમુદ્રથી માંડીને ઠેઠ

ચીનની પુરાણી દિવાલ સુધીના પ્રદેશમાં ગોરાઓનું નામ-નિશાન ન હતું. પણ છેલ્લાં ૮૫ વર્ષોમાં ગોરાઓની સત્તા દુનિયામાં બધે પ્રસરી છે, અને મહારાણી વિક્ટોરીઆની કારકીર્દિનાં ૫૦ વર્ષ દરમ્યાન વિલાયતનો મુલક બમણો થયો છે. તે અરસામાં જ દક્ષિણ અમેરિકા, પાસિફીક મહાસાગરનાં દ્વીપો અને અખિલ આફ્રિકા ગોરાઓને કબજે આવ્યા, અને ત્યાંના મૂળ વતનીઓની હાડમારીના ગણેશ બેઠા. વેસ્ટ ઇંડિઝના કરીબો, પેસિફીક મહાસાગરના દ્વીપોમાં વસતા માવરી લોકો, કનાકાઓ અને તૌબાનો ગોરાઓના શિકાર થઈ પડયા.

રશિયાને જાપાને આપેલી ભારે શિકસ્તથી દુનિયાની કાળી પ્રજાઓને ભાન થયું કે ગોરાઓને કાળાઓ હરાવી શકે. હિંદુસ્થાનમાં ગોરાઓનું રાજ્ય અસહ્ય થવાથી ગાંધી અને તેના અનુયાયીઓ ઉભા થયા છે. ગાંધીને પકડીને બ્રિટિશ સત્તાધારીઓએ જેલમાં નાંખ્યો છે પણ એથી જે વિચારોનાં બીજ એણે પોતાના દેશભાઇઓમાં વાવ્યાં છે તે નાશ પામે એમ નથી. ૩૦૦,૦૦૦,૦૦૦ હિંદીઓએ સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી આ હિલચાલ નહિ અટકાવવાનો નિશ્ચય કર્યો છે. ફિલીપીનોમાં એગ્વીનેલ્ડો અને ક્વેઝન ઉભા થયા છે. એમને આપેલાં વચનોને તરછોડીને અમેરિકનો એમની સ્વતંત્રતાની હિલચાલનો અવરોધ કરવા મથી રહ્યા છે, પણ ફિલીપીનોએ પોતાનું ધ્યેય હાંસલ થાય ત્યાં સુધી પોતાની હિલચાલ ચાલુ રાખવાનો કસદ કર્યો છે. અમેરિકાની 'કાળી પરજ' માં ગાર્વીન ફુટી નીકળ્યો છે, અને તે પોતાના બાપદાદાનો જૂનો મુલક પોતાની (સીધી) કોમ માટે પાછો માગે છે. આટલેથી જ તે અટકતો નથી, પણ તે આગળ વધીને કહે છે કે અમેરિકા પણ કાળાઓની જ ભૂમિ છે અને ગોરાઓ તે પચાવી બેઠા છે. છેલ્લાં ૮૫ વર્ષોમાં દુનિયામાં ગોરાઓની બોલબાલા હતી, હવેનાં ૮૫ વર્ષોમાં કાળાઓની ગુલામીનાં બંધન તૂટી કાળાઓની સ્વતંત્રતાનો ધ્વજ ફરકશે.

આ ઉપરાંત મેસોપોટેમિયા અને અરબસ્તાનના આરબો, મીસરવાસીઓ, સિરીઅનો અને મુસ્તફા કમાલ પાશાની સરદારી નીચે તુર્કસ્તાનના તુર્કો યુરોપીય ગોરાઓની સંરક્ષક (mandatory) સત્તાને જે રીતે મૂળથી હચમચાવી રહ્યા છે, સાઇબીરીઆના ખેડુતો જાપાનના પગપેસારાને શંકાની નજરથી જોઇને જે જોરથી તલવાર ચલાવી રહ્યા છે, કોરીઆવાસીઓ અને ચોઝનીઝો જાપાનના પંજામાંથી છુટવાને જે પૂરજોસથી તરફડીઆં મારી રહ્યા છે, અને ચીનના મધ્ય અને દક્ષિણ પ્રદેશમાં જાપાનની ઓથમાં ભરાઈ બેઠેલા પક્ષની સામે જે ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો છે, તે સર્વે એશિયાની અનેકરંગી પ્રજાઓની જાગૃતિનાં સુચિન્હ છે. જો કે જાપાની પત્રકાર આ બાબતમાં મૂક રહ્યા છે, છતાં યે જાપાન, જે ચીન, કોરીઆ, ચોઝન અને સાઇબીરીઆમાં પોતાની જમીનલોલુપતાને વશ થઈ આ જાગૃતિનો અવરોધ કરી રહ્યું છે એ હરકોઈ એશિયાવાસીને ખુંચ્યા વિના નહિ રહે. એશિયાની એકતાનો પાયો તો ત્યારે જ નંખાશે જ્યારે જાપાનનો આ જમીનનો લોભ અલોપ થશે અને જાપાનના ઉદારચિત્ત પુરૂષોના હૃદયમાં ઉગતું જાય છે તેમ જાપાન તેના પાડોશીઓનું ભક્ષક મટી તેમનું સાચું રક્ષક અને પ્રતિહારી બનશે ત્યારે જ એશિયા એક થશે, અને સ્વતંત્ર બનશે.

## રૂશિયાની રાજ્યક્રાન્તિ

રૂશિયાની રાજ્યક્રાન્તિ પહેલાંનો ઇતિહાસ મિ. જેરોની ડેવીસે, ધી પોલિટિકલ સાયન્સ કવાર્ટર્લીના અંકમાં આપ્યો છે તેનો સાર સપ્ટેમ્બર માસના ધી મોડર્ન રીવ્યુના અંકમાં પ્રસિદ્ધ થયો છે. લેખક જણાવે છે તે પ્રમાણે સને ૧૯૧૨ માં રૂશિયાની વસ્તી ૧૮ કરોડ હતી અને તેમાંના ૯૩ ટકા એટલે લગભગ ૧૭ કરોડ, ખેડુતો અને મજૂરો હતા. તે વખતે વસ્તીનો માત્ર ૪ ટકા ભાગ શાળાઓમાં ભણતો હતો, અને પ્રજામાં બે મોટા વર્ગો પડી ગયા હતાઃ (૧) ખેડુતો અને મજૂરોનો વર્ગ, (૨) અધિકારીઓ અને ભણેલાઓનો વર્ગ. આ બે વર્ગો વચ્ચે એટલું અંતર પડી ગયું હતું કે બીજો વર્ગ પહેલા વર્ગને જાણે તે મનુષ્ય જ ન હોય તેવી રીતે જોતો.

દરેક જીલ્લા પર પોલિસ કમિશનર રહેતો. તેને ઇસ્પ્રાવનિક કહેતા. તેની ઇચ્છા તે જ કાયદો ગણાતો. એની મરજીમાં આવે તેને તે દંડ કરી શકતો, યા તો કેદમાં પૂરી શકતો. એના હાથ નીચે પોલિસ સિપાઈ રહેતો. એને યુરીઆડનીક કહેતા. એ પણ મ્હોટો દોર બોલવતો. માત્ર

## પોલાદી ખોખું

વડા પ્રધાન લૉઇડ જ્યોર્જના પોલાદી ખોખાં (Steel-frame) વિષે ટીકા કરતાં વિલાયતનું 'ધી નેશન' પણ તેના તા. ૨૬ મી ઑગસ્ટના અંકમાં લખે છે કેઃ—

કેટલાંક વર્ષો સુધી, કદાચ ઘણાં વર્ષો સુધી હિંદુસ્તાન વિલાયતના ગોરા અમલદારો વિના ચલાવી શકશે એમ કોઈ કહેતું નથી. પણ સુધારાની ધારણા મુજબ હિંદુસ્તાનને સંસ્થાનોના જેવા સંપૂર્ણ સ્વરાજ માટે તૈયાર કરવું હોય તો આ પ્રમાણે (વડા પ્રધાને) જાહેર કરવામાં ભારે ભૂલ થઈ છે, વચનભંગ થયો છે. જ્યારે હિંદુસ્તાન સંસ્થાનોની કક્ષાએ પહોંચી જાય ત્યારે ગોરા અમલદારોને રાખવા એ ફરજીઆત ન હોઈ શકે. જો હિંદુસ્તાનનું સંસ્થાન એમ ચાહે કે થોડા ખાસ કાબેલ ગોરા અમલદારો દીવાની કે લશ્કરી ખાતામાં રાખી લેવા છે તો તેને તેમ કરવાની છૂટ આપવી જોઇએ, પણ તેમને જોરજુલમથી તેને માથે ઠોકી તો ન જ બેસાડાય; તેમ આપણાથી કહેવાય પણ નહિ, તેમજ આશા પણ ન રખાય. મિ. જ્યોર્જ આ વિષે વધારે ચોખવટ કરે તો સારું.

## બ્રિટિશ કામદાર

| દેશ | કામદારોની સંખ્યા | ઉત્પન્ન થયેલા માલની કિંમત પાઉંડ | સરેરાશ પાઉંડ |
|---|---|---|---|
| અમેરિકા (૧૯૦૯) | ૬,૬ ૧૫,૦૪૬ | ૪,૧૩૪,૪૨૧,૦૦૦ | ૬૨૫ |
| ગ્રેટબ્રિટન અને આયર્લૅંડ (૧૯૦૭) | ૬,૦ ૧૯,૭૪૬ | ૧,૬૧૭,૩૪૦,૦૦૦ | ૨૬૮ |

એટલે અમેરિકન કામદાર બ્રિટિશ કામદારથી ૨૩ ઘણું પેદા કરે છે. હાલ અમેરિકન કામદાર ૩ બ્રિટિશ કામદાર જેટલું કામ આપે છે. આનું કારણ સંચાની તાણ નથી પણ મિ. ટેયલર અમેરિકન પત્ર ફોરમમાં જણાવે છે તેમ 'જેમ બને તેમ ઓછું કામ આપવું એવો અંગ્રેજ કામદારે કરેલો નિશ્ચય છે.' "અંગ્રેજ કામદારે પૂરી રોજી લઈ ઓછું કામ આપવું એને ધર્મ માન્યો છે."

રખેને આ ધર્મ આપણા દેશમાં પણ દાખલ થઇ જાય એની કાળજી રાખવી ઘટે છે.

## અમારી ભાવનાઓ

અમારે જીવવું છે, સ્વતંત્ર થવું છે, વ્યક્તિ તરીકે અમે શુદ્ધ થવા ચાહીએ છીએ, સાચા થવા ચાહીએ છીએ; પ્રજા તરીકે જગતની સ્વતંત્ર પ્રજાઓમાં અમે અમારું સ્થાન મેળવવા ચાહીએ છીએ, સન્માન મેળવવા ચાહીએ છીએ, અમારો આત્મસંદેશ જગતની મુંઝાયેલી પ્રજાઓને સુણાવવા ચાહીએ છીએ.

અમારા દેશને સ્વાસ્થ્યસંપત્તિ, સુખસમૃદ્ધિ, જ્ઞાન,કલા અને સૌંદર્યથી ભરવા ચાહીએ છીએ; અમારા ત્રીસ કરોડ દેશબંધુઓને આત્મજ્ઞાનની પુનઃ ઝાંખી કરાવવા ચાહીએ છીએ; તેમના હૃદયમાં ઝાંખી ઝાંખી બળતી, દૈવી જીવનજ્યોત પ્રગટાવવા ચાહીએ છીએ; જ્ઞાન, પ્રકાશ અને સંસ્કૃતિનાં દ્વારો તેમની સામે ખોલી નાંખવા ચાહીએ છીએ; વિજ્ઞાનનાં સત્ય અને ઉપયોગ, કલાનું લાલિત્ય તથા સૌંદર્ય તેમને બતાવવા ચાહીએ છીએ. જીવનમાં રચનાની ઉપયોગિતા તેમને સમજાવવા ચાહીએ છીએ; આત્મૈક્યની કિંમત તેમને કરાવવા ચાહીએ છીએ.

અમે અમારી સમાજ એકતા અને બંધુત્વના નૂતન ધોરણપર નવેસરથી રચવા ચાહીએ છીએ; તેને પ્રભુનું આદર્શ વાહન બનાવવા ચાહીએ છીએ જે અનંત રૂપે પ્રકાશ, જીવન, પ્રેમ, શાંતિ અને અમરત્વ એવાં અનેક નામે પ્રસિદ્ધ છે—જેથી દુનિયા સ્વર્ગ સમી બની રહે. (સ્ટાન્ડર્ડ બેરર)

## અમારો આદર્શ

આપણે સમજી લેવાનું છે કે આપણે આપણા ભાઇના પહેરેગીર છીએ, આપણી બ્હેનના પહેરેગીર છીએ. દુનિયામાં આપણા કોઇ પણ ભાઈ કે બ્હેન ઉપર જુલમ થાય, એને દુઃખ પડે એની જવાબદારીમાંથી આપણે મુક્ત થઇ શકતા નથી.

वसुधैव कुटुम्बकम् એ કથનનો જો કાંઇ પણ અર્થ હોય તો દુઃખી જન ગમે તેટલો છેટે હોય, ગમે તેટલો પરાયો હોય છતાં એને આપણાથી બની

શકે એટલી મદદ કરવા આપણે બંધાયલા છીએ. દુનિયામાં ચોમેર દુઃખ છે, મનુષ્યો ભૂખે મરે છે, ઉઘાડાં ફરે છે, એમના પર અન્યાયી કાયદાઓનો જુલમ છે એ વિચારથી આપણો અંતરાત્મા કકળી ઉઠવો જોઇએ. એમને કેવી રીતે મદદ કરવી એ કદાચ આપણે તરત જ ન શોધી શકીએ, પણ મનમાં ઇચ્છા હોય તો એની મેળે રસ્તો નીકળે છે. જ્યાં જ્યાં ગુલામોની બેડીઓ તૂટી છે, દુઃખીઆંને દિલાસો અપાયો છે, જુલમગારોનો જુલમ હળવો થયો છે ત્યાં ત્યાં આ સ્વર્ગીય સૂત્રનો અમલ થયો છે.

આ સ્વર્ગીય સૂત્રનો લોપ થવાથી, બીજાનાં દુઃખો તરફ બેદરકાર રહેવાથી, બીજાના હક્કો પ્રત્યે બેપરવા બનવાથી જ દુનિયાનું સ્વર્ગ બનતાં અડચણ નડી છે; એના પાલનથીજ સર્વત્ર સુખ અને શાન્તિનું સામ્રાજ્ય ફેલાવાનું છે. ( મામ મેગેઝીન )

---

# યૂરોપની અંધાધુધી

યૂરોપના આકાશમાંથી લડાઇનાં વાદળાં ખસતાંજ નથી. કોઈ વખત ઘેરાઇ જઇને ઘોર અંધારૂં થઈ જાય છે, પાછું થોડી વારે વિખરાય છે. એકંદર રીતે વાતાવરણમાં અવિશ્વાસ, અસંતોષ, બ્હીક, અદેખાઇ, વેર તથા લુચ્ચાઇ ફેલાઇ રહ્યાં છે. જર્મની પાસેથી સરત પ્રમાણે દંડ લેવો કે કેમ, એ દેશની સ્થિતિ જોતાં લઇ શકાય કે કેમ એનો નિર્ણય પ્રમાણિકપણે થતો નથી. દુશ્મનને પ્રેમથી જીતી લેવાનો સવાલ તો એક બાજુએ રહ્યો પણ શાયલૉકની માફક એક રતલભાર માંસનો ટુકડો લઇ શકાશે કે નહીં તે વિષે મતફેર થાય છે ત્યારે દરેક રાષ્ટ્રનું ખરૂં લક્ષ તો બીજાં રાષ્ટ્રોની પ્રતિષ્ઠા કેવી રીતે હલકી પાડી શકાય એ તરફ હોય છે. લડાઈ વખતે ફ્રાન્સને છુંદી નાંખવા માટે જર્મની ધસી પડયું પણ જ્યારે ઈંગ્લંડે તેમાં માથું માર્યું ત્યારે જર્મનીનો બધો ગુસ્સો, તિરસ્કાર, દ્વેષ ગ્રેટબ્રિટનની વિરૂદ્ધ થયો. લડાઈ પૂરી થઇ અને કોલસાની ખાણો, પરદેશની જમીનો તથા વેપારધંધાના concessions માટે ધાડ તૂટી પડી ત્યારે જીતેલાં રાજ્યોમાં ફાટફુટ પડી. સીલેશિયાના ભાગલા વખતે જર્મની ગ્રેટબ્રિટનને ગળે હેતથી વળગી પડયું અને ફ્રેન્ચ પ્રજા ઉપર ગાળનો વર્ષાદ વર્ષાવ્યો. લડાઇ પૂરી થઇ ત્યારથી તે આજ સુધી દરેક રાજ્યે એકજ નીતિ સ્વીકારી છે—પોતાની સત્તા અને પ્રતિષ્ઠા ગમે તે રસ્તે વધારવી, બીજા બધાની તોડી પાડવી, અને લુંટફાટમાં જેટલું મેળવી શકાય તેટલું લેવું. ગ્રીસ અને તુર્ક લોહાને લડાવી માર્યા. ગ્રીસ જર્મની વિરૂદ્ધ લડયું હતું તે લૉઇડ જ્યૉર્જને વહાલું થઇ પડયું, અને હાલમાં તુર્ક પ્રજાએ લડાઇ શરૂ કરી છે તેમાં ચોકખી રીતે યૂરોપની બીજી પ્રજાઓનો હાથ છે. કેટલાક ગ્રીસ તરફથી અને કેટલાક તુર્ક તરફથી લડવામાં મદદ કરે છે. બંદુક, તોપો, મશીનગનો વેચવામાં અને ખોરાક લુગડાં, જોડા આપવામાં ઘણીજ કમાઈ થાય છે; છાનામાના કરોડો રૂપીઆની ધીરધાર ચાલી રહી છે એમ કહેવાય છે, અને આજે બાલ્કન પ્રજાઓમાંથી અમુક પ્રજા તુર્કોને મદદ કરવા સજ્જ થાય છે અને અમુક ગ્રીસની મદદે ધાશે એમ સાંભળીએ છીએ. પણ તેમને ચઢાવનાર બીજી મ્હોટી પ્રજાઓ છે એ પણ ચોક્કસ વાત છે. બાલ્કન રાજ્યો એ યૂરોપનો ઢેડવાડો થઇ પડયો છે. કેટલીક પ્રજા તો શૂરવીર છે, પણ આસપાસ ગોધાઓની ટક્કરમાં તેમનો કચ્ચરઘાણ નીકળી જાય તેમાં નવાઇ નથી. આ પ્રદેશમાંથી જે ચેપ ફેલાય છે તે આસપાસના વાતાવરણને ઝેરી બનાવી દે છે.

હાલમાં જે સ્થિતિ યૂરોપમાં ફેલાઇ રહી છે, તેવી આપણા દેશમાં પણ અમુક વખતે હતી. રાજસ્થાનના શૂરવીર રાજપૂતો માંહોમાંહે લડી મરતા હતા અને તેનો લાભ મુસલમાનોએ લીધો

હતો. મુસલમાનોમાં અણુવિશ્વાસ અને અદેખાઈ પેઠાં અને અરસપરસ તકરાર અને લડાઇ જાગી ત્યારે મરાઠા જોરમાં આવ્યા. યૂરોપમાં સખત વેર બંધાયાં છે. લાખો માણસોના જીવ ગયા છે, એટલે પ્રેમભાવ જેવી ભાવના નાબૂદ થઇ ગઇ છે. જે મહાભારતને લીધે લડાઇઓ બંધ થવાની આશા હતી તેનાં બીજ દેશે દેશ રોપાયાં છે અને લડાઇ વધારે જાગી છે.

યૂરોપની હાલની સ્થિતિમાં Nationalism ની અદેખાઇ એ મુખ્ય હકીકત છે પણ તે ઉપરાંત એક બીજી બાબત ઉપર લક્ષ આપ્યા વિના છુટકો નથી. બીજું મહાન્ શક્તિમાન ઝેર આખા યૂરોપમાં ફેલાયું છે. તેનું નામ બોલ્શેવિઝમ. આ રાક્ષસને વિષે ઘણી ગેરસમજુત અન્ય દેશોમાં ફેલાઈ રહી છે. બોલ્શેવિઝમનો મુખ્ય ઉદ્દેશ સમાનતા અને ભ્રાતૃભાવ વધારવા તરફ છે. પ્રજાના જે કરોડો લોકો ખેતી અને કારીગીરી તથા મજૂરી કરીને સમાજમાં દ્રવ્ય પેદા કરે છે તેમની સ્થિતિ સુધારવા માટે તેમની લડત ચાલી રહી છે. મહાન ઉચ્ચ ઉદ્દેશ માટે તેઓ અથાક મહેનત કરી રહ્યા છે તે છતાં તેમની પ્રવૃત્તિ રાક્ષસી છે, કારણ કે તેઓ બીજી બધી પ્રજાને કચરી નાંખવા માગે છે; અને તેમનું સાધન તોપ તથા તલવાર, બળવો અને હુલ્લડ છે. બીજા કોઇ સાધનોમાં આસ્થા નથી. આ રાક્ષસની પ્રજાનું નામ દરેક દેશમાં જુદું જુદું છે, અને રૂશિયામાં તોફાન થઇ રહ્યા પછી જર્મની તથા ઇગ્લંડમાં તેનું જોર નરમ પડી ગયું છે. પણ ભવિષ્યમાં કોમ્યુનીસ્ટવાદ કેવું સ્વરૂપ ધારણ કરશે એ કહેવું મુશ્કેલ છે.

ત્રીજી હકીકત કેટલાક નાના દેશોના સ્વરાજ્યને વિષે છે, અને તેમાં આયર્લેંડની પ્રગતિનો ઇતિહાસ જોવો પડે છે. એ કમનસીબ પ્રજાના બે મહાન પુરૂષો, ગ્રીફીથ અને કૉલીન્સ દૂર થયા છે. ડી વેલેરાના અભિપ્રાય ગમે તેટલા વાસ્તવિક હશે તો પણ તેમની જોડે થોડા માણસો રહ્યા છે. તેમની લડત નિષ્ફળ ગઇ છે એમ તો નહીંજ કહેવાય પણ પોતાનો કક્કો ખરો કરવા માટે લડી શકાશે નહીં. દેશને શાંત પડવાનો પ્રસંગ મળ્યો નથી. રચનાત્મક કાર્યો કરવા માટે જે વાતાવરણ હોવું જોઇએ તે મેળવી શકતા નથી. એ પ્રજાના હાલહવાલ કેવા થાય છે તે આપણે ચિંતા અને સ્નેહપૂર્વક જોયાં કરીશું.

સુમન્ત મહેતા.

---

હિંદુસ્તાનની ૩૧॥ કરોડ વસ્તીમાંથી ૨૧ કરોડ ખેડૂતો, ૭ કરોડ મજૂરો, ૨ કરોડ વેપારીઓ, ૮૦ લાખ વકીલ બૅરિસ્ટરો, સરકારી તથા ખાનગી નોકરો, ૮૫ લાખ ન્હાના જમીનદારો અને તાલુકદારો, અને ૧૬૬૨૮ રાજામહારાજાઓ અને મોટા જમીનદારો છે. એટલે ખેડૂત–મજૂરોની સંખ્યા વસ્તીના ૮૯ ટકા છે. માટે હિંદુસ્તાનનો ઉદ્ધાર એટલે આ ખેડૂત–મજૂરોનો ઉદ્ધાર.

# નોંધ

## જય ગાંધીજી

વિજયાદશમીના સુપવિત્ર દિવસે પરમપૂજ્ય મહાત્માજીને અમારા હજારો પ્રણામ.

હિંદી જનસમાજ તેમને ધર્મમૂર્તિ મહાત્મા તરીકે પૂજે છે. ઉત્સાહી નવયુવાનો તેમને સ્વરાજ્યના સ્થાપક તરીકે ઓળખે છે. સ્ત્રીઓ તેમને પાલક ગણી તેમનાં ઓવારણાં લે છે. અંત્યજો પોતાના ઉદ્ધારકને ચરણે નમે છે. ખ્રિસ્તીઓ તેમને ઈસુના અવતાર તરીકે વધાવે છે. અમે એમને ત્રિવિધ તાપથી દાઝતા ભારતની-ખરૂં જોતાં સમસ્ત એશીઆખંડની ભૂમિપર તેમજ ઉન્મત્ત બની યાદવાસ્થળી કરતા પશ્ચિમના દેશોપર આર્ય સંસ્કૃતિનું અમૃતસિંચન કરતા પરમ પુરૂષ તરીકે પ્રણામ કરીએ છીએ.

જ્યારે ઇંગ્લંડનો રાજા આર્થર પોતાના રાઉન્ડ ટેબલનું મંડળ છિન્નભિન્ન થયા પછી દરીઆમાં દૂર દૂર જતો હતો ત્યારે પાછળ રહેલા એકના એક દોસ્ત બેડીવીરને, નિરંતર પ્રાર્થના કરવાનું કહેતો ગયો હતો.[1] દ્વારકામાં યાદવાસ્થળી થયા પછી સમાધિસ્થ થતા પહેલાં શ્રી કૃષ્ણચંદ્રજીને ભકતરાજ ઉદ્ધવજીએ માર્ગ દર્શાવવાવિનંતિ કરી ત્યારે બદ્રીકેદારમાં તેમનું નિરંતર ધ્યાન કરવા સૂચના કરી હતી. રામચંદ્રજી બાર વર્ષ વનવાસ ગયા. ત્યારે સ્નેહમૂર્તિ સમા ભરતે તેમની પાદુકાને રાજ્યાસન પર મૂકી તેના સેવક તરીકે અયોધ્યામાં રામરાજ્ય ચલવ્યું હતું. આપણા પરમપૂજ્ય લોકનાયકને સરકારે ૭ વર્ષની જેલ આપી છે તે વખતે તેમનું–તેમના અમર સિદ્ધાન્તોનું નિશ અને નિશ્ચયથી વધારેને વધારે રટણ અને પાલન કરવું ઘટે છે.

પણ જ્યારે આશરે ૭ માસપર ગાંધીજીને યરોડામાં પૂરવામાં આવ્યા, ત્યારે તેમના ઘણા ચૂસ્ત અનુયાયીઓને પણ એમ લાગેલું કે તેમની આગેવાની વિના તેમણે સૂચવેલે માર્ગે પ્રગતિ કરી શકાશે નહિ. બારડોલીમાં નિર્ધારેલો હતો તેવો સામુદાયિક સવિનય ભંગ તેમના વિના સફળ થઇ શકશે જ નહિ. સારા દેશનું પર્યટન કરનાર "પરિવ્રાજક સમિતિ" ના કેટલાક સવાલોમાં પણ આવો ધ્વનિ સ્પષ્ટ હતો. શંકરે આપેલું જામદગ્નેયનું અમોઘ ધનુષ્ય રામચંદ્રજીજ ઉપાડી શકે–બીજા તો તેના ભાર નીચે ચગદાઇજ જાય.

આવી અશ્રદ્ધા હવે દૂર થતી જણાય છે. જેમની કોમળ કાયા સરકારે ઉંચી દિવાલો વચ્ચે પૂરી રાખી છે. પણ તેમની અહોનિશની પ્રાર્થના ભારતના ભાગ્યને ઝળકાવતી હોય, તેમનો અમર આત્મા શ્રદ્ધાળુ ભક્તોના હૃદયમાં સંચાર પામતો હોય, તેમનું પુણ્ય–તેજ દેશના ખૂણે ખૂણાને અજવાળતું હોય એમ લાગે છે. તેમની હાજરી દરમિયાન માલેગાંવ, મલબાર, અને ચૌરીચૌરાના અત્યાચારો બન્યા તેવા તેમના કારાવાસ વખતે ન બન્યા એ તો દેખીતી રીતે તેમની તપશ્ચર્યાનું રૂડું ફલ હતું. વધારે આશ્ચર્યકારક બીના તો એ છે કે તેમની આગેવાની દરમીઆન ગઇ સાલ હજારો ભાઇઓ જેલમાં ગયા હતા તે છતાં અહિંસાનું તત્ત્વ પૂરૂં પિછાનીને જેવો શુદ્ધ સત્યાગ્રહ નહોતો થયો, તેવો આજે થાય છે, શૂરા સંતાનોનાં જેવાં પવિત્ર બલિદાન નહોતાં અપાયાં તેવાં આજે અપાય છે.

---

૧. "If thou shouldst never see my face again,
Pray for my soul. More things are wrought by prayer
Than this world dreams of......
For what are men better than sheep or goats
If, knowing God, they lift not hands of prayer
Both for themselves and those who call them friend " or foe.

ટેનીસન.

## સત્-શ્રી-અકાલ

ગુરૂ-કા-બાગ અને અકાલીનો સત્યાગ્રહ આજે દેશમાં ઘેરેઘેર જાણીતો થઇ રહ્યો છે. તેની કથા અકાલીઓને માટે જેટલી યશસ્વી છે, તેટલી સરકારને માટે શરમભરેલી છે. શિરોમણી ગુરૂદ્વાર પ્રબંધક કમિટીએ બ્હાર પાડેલી પત્રિકામાંથી નીચે મુજબની મુખ્ય હકીકત તરી આવે છે.

ગુરૂ-કા-બાગ અમૃતસરથી ૧૦ માઇલ દૂર આવેલો છે. પાંચમા અને નવમા શીખ ગુરૂની યાદગીરીમાં બંધાવેલી ઐતિહાસિક ગુરૂદ્વાર ત્યાં છે. ત્યાંનો મહંત સુંદરદાસ શિરોમણિ કમિટીને ઘણો અયોગ્ય માલમ પડ્યો આથી તે જોગીન્દ્રસિંગ નામ ધારણ કરીને અકાલ તખ્ત આગળ વિધિપુરઃસર અકાલી શીખ થયો. તે પછી શિરોમણિ કમિટીની સાથે જોડાઈ ૧૧ શીખોની કમિટીના હાથ નીચે રહીને ગુરૂદ્વારની વ્યવસ્થા કરવાનું એણે માથે લીધું, અને મંદિરના 'લંગર' (ધર્માદા રસોડા)ના એક ભાગમાં રહેવા માંડ્યું. પણ જ્યારે નાનખાના સાહેબની કતલ પછી ઘણા શીખો પકડાયા ત્યારે આ મહંતે પણ બીજા ઘણાની માફક ગુલાંટ મારી. પરિણામે કમિટીએ બધી વ્યવસ્થા પોતાનાજ હાથમાં લીધી, એટલે મહંતે પોલિસની મદદ માગી. પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટે જાતે તપાસ કરીને કમિટીનો કાબૂ કબૂલ રાખ્યો એટલુંજ નહિ, પણ તેના પાંચ પ્રતિનિધિઓને ગુરૂદ્વાર સ્વાધીન કરી, અને મહંતની નાદાન ટોળી તેમને ઈજા ન કરે, તે માટે પોલિસની ટુકડી મૂકી. મહંતની દહેશત ઓછી થઇ, એટલે કમિટીની રજાથી ટોળી ઉઠાવી લેવામાં આવી.

ત્યારથી ગુરૂદ્વારનો કાબૂ કમિટીને હસ્તકજ રહ્યો છે, અને લંગરખાના માટે ત્યાંના ઝાડનું લાકડું હમેશાં લેવામાં આવ્યું છે. પણ જ્યારે ૧૦ ઑગસ્ટને દિવસે પાંચ સેવાદારો હંમેશ મુજબ સૂકું લાકડું કાપવા ગયા, ત્યારે ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. બેટી, અને તેમની પોલિસે મળીને તેમને પકડયા અને પછી તેમને ૭ મહિનાની કેદ અને ૫૦) રૂપીઆના દંડની શિક્ષા કરી. આમ છતાં પણ શીખો તો લાકડું કાપતાજ રહયા. વળી ૧૨ દિવસ સુધી પોલિસે કંઈજ ન કર્યું, પણ ૨૨ મીને દિવસે શીખોની પકડાપકડી શરૂ થઇ. પછી સીમલાથી ડેપ્યુટી કમિશનર પધાર્યા, એટલે અકાલીઓને પકડવાને બદલે મારવાનું શરૂ થયું. પહેલેજ દિવસે તો બાગમાં સો અકાલીઓને પૂરેલા હતા, તેમને જ સખત માર માર્યો. ત્યારથી જે સેંકડો અકાલીઓ બાગમાં લાકડાં કાપવા જાય તેમને તેઓ બેભાન થાય ત્યાં સુધી શરીરના ગમે તે ભાગ ઉપર માર મારવાનું, તેથી પડેલા શીખોના ઉપર પાડુ મારી તેના ઉપર કુદવાનું, પછી તેમના માથાના કેશ પકડી તેમને ઘસડવાનું અને તેમના શરીરને તળાવમાં ડુબકી મારવાનું કેટલાયે દિવસો સુધી ચાલુ રહ્યું. બીજી બાજુએ શીખો પણ સો સોની ટુકડી તૈયાર કરે, અમૃતસરના સુવર્ણમંદિરમાં અકાલ તખ્ત આગળ અહિંસાના સોગંદ લે, સત્-શ્રી અકાલની જય બોલાવતા બાગ તરફ ચાલ્યા જાય, પોલિસનો માર પડે તે જરાપણ બ્હીન્યા વગર કે તસુભર પણ ખસ્યા વગર શાંતિથી ખમે, અને કમરે 'કીરપાણ' લગાવેલી છતાં પોલિસની સામે ટચલી આંગળી પણ ઉંચી ન કરે. બેભાન અને ઘાયલ થયેલા શીખોને ગાડીઓમાં નાખી પાછા અમૃતસર લાવવામાં આવતા.

આમ અકાલીઓને જે ભયંકર ઈજાઓ થઈ છે, તેનો ખ્યાલ અમૃતસરની હોસ્પીટલના ડાક્ટરે તા. ૧૬-૯-૨૨ ના રોજ આપેલા નીચેના આંકડા ઉપરથી જણાશેઃ—

ગરદન ઉપરના જખમો ૨૬૯; આગળના ભાગમાં ૩૯૦; માથા પર ૭૯; ગુહ્ય ૧૦૦; દાંતની ઇજા ૭; અમૂઢ માર ૧૫૮; જખમ ૧૦; હાડકાંની ઇજા ૯; હાડકાં તૂટી ગયેલાં ૨; કુલ ૧૦૨૪-તે ઉપરાંત ૧૩૦ કેસ એવા છે કે તેમને ગુરૂ-કા-બાગમાં માર પડેલો છતાં સારવાર પામી શકયા નથી.

આખરે રાક્ષસને પણ દયા આવી છે. તાજેતરમાં પંજાબની સરકારે જાહેર કર્યું છે કે સ્થાનિક અમલદારોની સલાહથી બાગમાં જતા અકાલીઓને મારીને હઠાવવાને બદલે પકડવામાં આવશે.

પરિણામે બાગની આસપાસ કાંટાવાળા તારની વાડ બાંધી દીધી છે, અને પહેલાંની માફક જે અકાળીઓ અંદર દાખલ થવાનો પ્રયાસ કરે છે, તેમને પકડવામાં આવે છે.

આ પ્રકરણમાં સરકારે, તેના અમલદારો અને હલકા નોકરોએ જે નીચ ઘાતકીપણું બતાવ્યું છે, તે વિષે ટીકા કરવાની જરૂર નથી. દેશી સિપાઈઓને શૂરા અકાલીઓ ઉપર ભયંકર પ્રહાર કરતા જોઈ, અને તેમના ગોરા ઉપરિ અમલદારને આ હિંસા વારવાને બદલે તેમાં ઉઘાડેછોક સામેલ થતો જોઈ મિ. એંડ્રુસ જેવા ભલા અંગ્રેજને ભલે કમકમાં આવે અને અફસોસ થાય ! અંગ્રેજોની ભલમનસાઈનો વહેમ આપણા મનમાંથી તો ક્યારનોયે નીકળી ગયો છે. ૧૯૧૯ માં પંજાબમાં અને ગઈ સાલ આસામ, પંજાબ અને બંગાળમાં, આપણા હજારો નિર્દોષ સ્ત્રીપુરૂષોપર જે ત્રાસ વર્તાયો છે, તે પછી તેમના પાસેથી બીજી શી આશા રાખી શકાય ?

સરકારે એમ બતાવવાનો પ્રયત્ન કર્યો છે, કે કાયદાની રૂહે આવાં કંઈ પગલાં લેવાની તેમની ફરજ હતી. આ ઢોંગ પણ એક ક્ષણભર નભી શકે એમ નથી. કદાચ એમ માની લઈએ કે સરકારના દાવા મુજબ બાગની જમીન મહંતની ખાનગી મિલ્કત છે, તોપણ તેમાં પગપેસારો થતો અટકાવવાને માટે અથવા એ જમીનના તમામ લાકડાં કપાવાથી થતી નુકસાની મેળવવાને માટે મહંત દિવાની દાવો કરી શકત. ફોજદારી કાયદાનો અમલ કરવાની આવી બાબતમાં જરૂર જ ન હોય. વળી હજારો ઝનૂની અકાલીઓને અટકાવવાને ફોજદારી કાયદાની ૧૨૮ મી કલમનો ઉપયોગ—અથવા દુરૂપયોગ કરવાને સરકારે વ્યાજબી ધાર્યું, તો પણ તે મુજબ હુમલો અટકાવવાને ઓછામાં ઓછું બળ વાપરવું જોઈતું હતું. આ માટે ગુરૂદ્વારના દરવાજા બંધ કરવાથી, અથવા તેના દરવાજે, પોલિસની હાર ખડકવાથી એક પણ અકાલીને જરાયે ઘા કર્યા સિવાય કામ સરી શકત. અહિંસાના સોગંદ લેઈને આવનાર ધર્મવીર અકાલીને મરણતોલ માર પડતાં છતાં પણ ઈશ્વરના નામ સિવાય કંઈ ન બોલનાર, અને આંગળાથી કે અણુસારાથી સામે ન થનાર પર આવી શયતાનીઅત કરવાની શી જરૂર હોય ?

ખરી વાત તો એ છે કે અંગ્રેજી રાજ્યની શરૂઆતથી તે અત્યાર સુધી, અંગ્રેજોને મન આપણા જાનમાલની કે આબરૂ ઈજ્જતની ફુટી બદામ જેટલી પણ કિંમત નથી. જ્યાં સુધી આપણે તેમનો અક્ષરે અક્ષર હુકમ માનીને પાળીએ ત્યાં સુધી આપણા ઉપર રીઝે. પણ આપણા ધર્મ કે હકની ખાતર આપણે તેમની સામે માથું ઉંચકીએ, એટલે દાની પશુની માફક આપણા ઉપર તૂટી પડે. આવી સ્થિતિ આટલા વખત સુધી નભી એજ આપણને શરમાવનારૂં છે. ગાંધીજીએ એક વખત કહ્યું હતું તે પ્રમાણે તે કાયમ રહે તે કરતાં પૃથ્વીના પડ ઉપરથી સાફ થઈ જવું એ હજારો દરજ્જે બહેતર છે.

અકાલીઓએ આપણને સાચો અને સીધો માર્ગ બતાવ્યો છે. ગઈ સાલ પંજાબ ને કલકત્તામાં સભાઓ બંધ કરેલી તે વખતે તેમાં જનાર હજારો માણસો ઉપર પોલિસે લાઠીઓ ફેરવેલી. પણ એક એક માણસ પોલિસની સ્હામો કાયદાનો ભંગ કરવાને જાય, લાઠીના મારને પુષ્પની વૃષ્ટિ માફક ઝીલી લઈ, અને ગ્રંથ સાહેબનું નામ દઈ ધૂળમાં કે પાણીમાં રોળાય—એવા શુદ્ધ સત્યાગ્રહનું દિવ્ય દર્શન તો આપણી તવારીખમાં પહેલીજ વાર થયું. ગાંધીજીએ કહેલું છે, કે સત્યાગ્રહી એ સાચો સિપાહી જ છે. જેમ તે ઓછા ઘા કરે અને વધારે ખમે તેમ તે વધારે શૂરો ગણાય. સત્યાગ્રહી તો એજ જે એક પણ ઘા ન કરે, અને બધાએ ઝીલે. શીખોનો જાતિસ્વભાવ જ સિપાઈનો છે. હાલ ઘવાયેલા કેટલાયે અકાલીઓએ છેલ્લી જ લડાઈમાં સરકારની આબરૂ રાખી છે. તેમણે આવો ભારે સત્યાગ્રહ કરીને ગાંધીજીના સિદ્ધાંતનો સરસમાં સરસ પદાર્થપાઠ દેશને આપ્યો છે. અકાલીઓ આપણા દેશના ઇતિહાસમાં ખરેખર અકાલી—અમર થયા છે. તેમનાં નામ ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાશે.

## સિપાઇઓની જાગૃતિ

ગઇ સાલ અસહકારની ચળવળ ખૂબ જોશથી ચાલતી હતી તે અરસામાં ગાંધીજીએ એકવાર પૂછેલું કે આપણે પોલિસ અને સિપાઇઓ ઉપર કંઇ જ અસર નથી પાડી શક્યા ! બંગાળામાં જ્યારે શ્રી. દાસની આગેવાની નીચે સવિનય ભંગ ચાલતો હતો, ત્યારે કેટલાયે પોલિસના માણસોએ રાજીનામાં આપેલાં. બીજા ભાગમાં પણ થોડા ઘણાએ નોકરી છોડેલી. પણ સિપાઇઓના ઉપર થયેલી અસર વિષે આપણે થોડું જ જાણીએ છીએ. ' લેબર મન્થલી ' નામના અંગ્રેજી માસિકમાં એવેલીન્ રોય ગાંધીજી વિષે એક લેખમાં જણાવે છે તે ખરું હોય તો—

અશાંતિનું વધારેમાં વધારે ગંભીર ચિન્હ તો કેટલીયે શીખ ટુકડીઓનો બળવો હતો. કિસાન અને ગુરૂદ્વારની ચળવળમાં જોડાયલા પોતાના શીખભાઇઓ પ્રત્યે સહાનુભૂતિને લીધે, તેમણે પોતાના અમલદારોના હુકમોનો અનાદર કરી જેલમાં હુલ્લડ કર્યું, મોટી સંખ્યા ટુકડીઓમાંથી નાસી ગઇ, અને સરકારની નોકરી કરવાને બદલે ટુકડીઓમાંથી ઘણા છૂટા થયા.

ઉપરની હકીકત વિષે આપણને ખાત્રી નથી, પણ અત્યાર સુધી શીખ સિપાઇઓમાં જે ચળવળ જામતી હતી, અને જે ગુરૂ-કા-બાગના સત્યાગ્રહથી સ્વાભાવિક રીતે ઘણી જ તેજ થઇ છે તેનું પ્રત્યક્ષ પારખું હમણા જ મળ્યું છે. શીખ સિપાઇઓની સભાના પ્રમુખ માજી રસાલદાર સરદાર અનુપસિંગે પંજાબના ગવર્નરને જે કાગળ લખ્યો છે તેનો મુદ્દાનો હેવાલ નીચે મુજબ છેઃ-

૯ મી સપ્ટેમ્બરે હું ગુરૂ-કા-બાગમાં શીખોની હાલત નજરે જોવા માટે ત્યાં ગયો હતો.

\- - - - - - -

૧૫૦૦૦થી વધારે સભ્યોના બનેલા સિપાઇમંડળના પ્રમુખે મ્હને વિનંતિ કરી છે, કે મારે આપને જાણ કરવી, કે આવા અત્યાચારો શીખો ઉપર વધારે દિવસ ચાલુ રહેશે, તો અમારા મંડળના સભ્યોને પોતાના ભાઇઓ જોડે શામેલ થયા વગર બીજો કોઈ રસ્તો રહેશે નહિ.

કેટલાએક પેન્શનરો જથ્થાઓમાં જોડાયા છે, છતાં હું આપ નામદારને ચેતવણી આપવાની રજા લઉં છું કે મંડળના બધાએ સિપાઇઓ એક સામટા આ લડતમાં શામેલ થશે તો સ્થિતિ વધારે ગંભીર થઇ પડશે.

\- - - - -

હું પોતે એક જુના શીખ કુટુંબનું ફરજંદ છું. અમારૂં કુટુંબ ચાર પેઢીથી સરકારની નિમકહલાલપણે નોકરી કરે છે.

\- - - - -

છતાં હું આપ નામદાર આગળ નાખુશીથી જાહેર કરૂં છું કે હું પોતે સરકાર સાથેનો સહકાર તોડવાને અમારા મંડળમાં સૌથી પહેલો બહાર પડીશ.

\- - - - -

આ મારા અવાજને, હજારો શીખ સિપાઇઓનો અવાજ માનજો.

હજુ પણ સરકાર આ જુલમ બંધ કરીને અને ગુરૂદ્વારના સવાલનો ફેંસલો આણીને પ્રસંગ આવરી લેશે, એવી હું અંતઃકરણપૂર્વક આશા રાખું છું.*

અમે ભૂલતા ન હોઇએ તો હિંદુસ્તાનના સિપાઇઓ તરફથી સરકારને આ પહેલી નોટીસ મળી છે. સૌમાં શીખો જ આગેવાની લેવા લાયક છે. તેઓ જેમ વધારેમાં વધારે સમજણા અને સંસ્કારી છે, તેમ શૂરા અને ધાર્મિક પણ છે. તેમની કારકીર્દિ ઘણી ઉજ્જવળ છે. ૧૮૫૭ ના બળવા વખતે શીખોની જ વફાદારીથી સરકારનું નાવ ડૂબતું બચ્યું. છેલ્લાં ત્રણ વરસમાં સરકારની રાજનીતિથી શીખ સિપાઇઓની ઉગ્ર વફાદારી પણ ધીમે ધીમે ઓસરતી જાય છે. તેમની ધીરજ અને ખામોશને પણ હદ હોય. જનસમાજના અને સુશિક્ષિત વર્ગના લોકોના હૃદયમાંથી તો અંગ્રેજી રાજ્યનો પાયો ક્યારનોયે ચળી ગયો છે. સરકાર પણ એ વાત સમજે છે અને પોતાના પોલિસ અને લશ્કરના ઉપર જ વધારે ને વધારે આધાર રાખતી જાય છે. છતાં હવે તો લશ્કરની છાવણીમાં રાજદ્રોહ ફેલાવા માંડયો છે. તેથી ચેતીને જો સરકાર નહિ ચાલે તો તેને વિમાસવું પડશે.

---

* નવજીવન તા. ૨૪-૯-૨૨ માંથી.

## પોલિસના રક્ષણનો કાયદો

આ વિચાર કરતાં વડી ધારાસભામાં હમણાં જ રજુ થયેલો પોલિસ સંબંધી કાયદો યાદ આવે છે. ગયા વરસ દરમ્યાન પોલિસની વફાદારી ડગાવવા માટે અસહકારીઓ તરફથી ભારે પ્રયત્નો કરવામાં આવ્યા હતા, તેથી તેવા પ્રયત્નોને ગેરકાયદેસર ગણી ગુન્હેગારને ફોજદારી રાહે સજા કરવાની સત્તા સરકારે લીધી છે. અલબત્ત ઇંગ્લંડમાં આવો કાયદો હોય એટલે પછી હિંદી સરકારને તેના વગર કેમ ચાલે? પણ સરકાર સમજતી તો હશે જ કે લશ્કર સંબંધી આવો જ કાયદો હોવા છતાં જે તેમાં અસંતોષ ફેલાવાથી શીખ સિપાઇઓ સરકારને નોટીસ આપી શકે તો પછી નવો કાયદો થયા પછી પોલિસમાં પણ ચળવળ થતી અટકાવી શકાશે જ નહિ. પોલિસ અને લશ્કરમાં નોકરી કરતા સિપાઇઓના હૃદયમાંયે હિંદુસ્તાનનું જ લોહી ધડકે છે. તેમને પણ આંખ અને કાન છે, ત્યાંસુધી ચોતરફ બનતા બનાવો જોઇ વિચારી, તેઓ પણ તેમના ભાઇઓના જેવા વિચારો બાંધવાના જ.

અસહકારીઓને તો આ કાયદાથી લાભ જ છે. ભંગ કરી શકાય એવા કાયદાની સંખ્યામાં એકનો ઉમેરો થયો છે. લશ્કરને વિષે જેવા ગુન્હાને માટે અલીભાઇઓ જેલમાં બિરાજે છે તેવો ગુન્હો પોલિસ વિષે કરીને આપણે સેંકડોની સંખ્યામાં સરકારના મહેમાન થઇ શકીએ. આમ અણધારી રીતે સરકારે આપણા હાથમાં એક નવું શસ્ત્ર મૂક્યું છે. પંડિત માલવિયજીએ થોડા જ દિવસ ઉપર જલિયાંવાલાબાગમાં ભાષણ કરતાં કહ્યું હતું તે પ્રમાણે ગુરુ-કા-બાગમાં અકાલીને એક એક ફટકો વાગે છે, તેમ અંગ્રેજોની રાક્ષસી સત્તાના કફનમાં એક એક ખીલો ઠોકાય છે. આમ આપણા ઉપર પ્રહાર કરતાં જેમ સરકાર પટકાય છે તેમ પોતાનો બચાવ કરતાં પણ દબાય છે. સરકારનું તંત્ર એવી વિચિત્ર દશાએ પહોંચેલું છે, કે જે બાજુએ જાય તે બાજુ તેનો અંત જ છે. એટલે મોડું કે વહેલું રાજ દેશીઓને સોંપ્યા વિના સરકારને છૂટકો જ નથી.

## આયુર્વેદીય પાઠશાળા

આયુર્વેદીય શાસ્ત્રનો પુનરુદ્ધાર થવા માંડ્યો છે. પશ્ચિમના દેશોમાં છેલ્લાં સાઠ વર્ષમાં જે નવીન શોધખોળ થઇ છે, અને વિજ્ઞાનશાસ્ત્રમાં જે ઉમેરો થયો છે તેનો પૂરેપૂરો ઉપયોગ કરીએ તોજ આયુર્વેદને પુનર્જીવન મળી શકે. અત્યાર સુધી જે પદ્ધતિ ચાલતી હતી તે પ્રમાણે ગુરૂ સાથે ત્રણ ચાર ઉત્તમ પુસ્તકોનો અભ્યાસ કરી, વનસ્પતિ ઓળખવાનું શીખી, નિદાન તથા ચિકિત્સાનું જ્ઞાન મળી શકે તેટલું જાણી લઇને નવા વૈદો તૈયાર થતા હતા. પણ આજે તો શરીરશાસ્ત્ર, દેહધર્મવિજ્ઞાન વિગેરે વિષયોનું સારૂં જ્ઞાન મેળવવાની આવશ્યકતા છે. અને તે સારી રીતે સમજવા માટે રસાયણશાસ્ત્ર તથા પદાર્થવિજ્ઞાન વિગેરેનો અભ્યાસ પણ હોવો જોઇએ. કેટલાએક બારીક જંતુઓથી રોગ પેદા થાય છે, એવી માહીતી આર્ય ગ્રંથકારોને હતી. પણ દરેક ચેપી રોગની ઉત્પત્તિ ઘણુાજ સૂક્ષ્મ જંતુઓને લીધે છે તેનું જ્ઞાન તો હાલમાંજ સૂક્ષ્મદર્શક યંત્રની શોધથી થઇ શક્યું છે. હવે આજના જમાનાના આયુર્વેદના વિદ્યાર્થીને જંતુશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન આપીએ નહિ, તો તે બહુ વિચિત્ર કહેવાય.

હાલમાં જ વડોદરા રાજ્યના પાટણ શહેરમાં એક નવીન પાઠશાળા સ્થાપવામાં આવી છે, જ્યાં વિજ્ઞાનના અનેક વિષયો શીખવવાની યોજના કરી છે. પહેલા વર્ષમાં રસાયણશાસ્ત્ર પદાર્થવિજ્ઞાન અને વનસ્પતિશાસ્ત્ર એ ત્રણે વિષયો અર્વાચીન પદ્ધતિ પ્રમાણે તૈયાર કરેલી પ્રયોગશાળાના સાધનવડે શીખવવામાં આવે છે. તેજ પ્રમાણે અમદાવાદમાં પણ એવા જ પ્રકારની પાઠશાળાની શરૂઆત કરવામાં આવી છે. મુંબઇમાં પ્રભુરામ પાઠશાળા ૨૦-૨૫ વર્ષથી કામ કરી રહી છે, અને મારવાડી વિદ્યાલયમાં પંડિત હરિપ્રપન્નજી તથા વૈદ્ય જાદવજી ત્રિકમજીની એક પાઠશાળા છે.

આ ચારે પાઠશાળાના ચાલકો જો અરસપરસ સંબંધ રાખે તો દરેક સંસ્થાને અત્યંત ફાયદો થાય.

નવીન પદ્ધતિ પ્રમાણે વિજ્ઞાનના વિષયોનું જ્ઞાન કેટલું આપવું, આયુર્વેદનાં પુસ્તકોમાં વર્ણવેલી હકીકત જોડે એ કેવી રીતે બંધબેસતું કરવું, દરેક વર્ગનો અભ્યાસક્રમ કેવી રીતે ગોઠવવો, નવાં પાઠ્યપુસ્તકો તૈયાર કરાવવાં, શિક્ષણની પદ્ધતિનો નિર્ણય કરવો તથા પ્રાચીન શોધખોળ વગેરે વિષયોમાં આ બધી સંસ્થાઓ વચ્ચે સહકાર હોય તોજ સારૂં કામ થઈ શકે.

અમે જો ભૂલતા ન હોઇએ તો અખિલ ભારતવર્ષીય આયુર્વેદ સંમેલનની બેઠક ગુજરાતમાં બિલકુલ થઇ નથી. તે પરિષદ્ જો ગુજરાત કાઠીઆવાડમાં ભરાય તો અરસપરસ સહકારના માર્ગ ખુલ્લા થઇ જશે.

સુ. મ.

## ગૃહસ્થ કુટુંબની નર્સો તથા દાયણો

હાલમાં જે સ્ત્રીઓ નર્સ તથા દાયણનું કામ શીખે છે તે અશિક્ષિત વર્ગની હોય છે. તેમનો ધંધો હલકો ગણાયો છે તેથી એક માઠી અસર એ થઈ છે કે ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ એ કામ હાથમાં લેતાં અચકાય છે. આવી સ્થિતિ પશ્ચિમના દેશોમાં પણ હતી. આખા યુરોપની અંદર મિસ ફ્લૉરેન્સ નાઇટીંગેલે નર્સીંગનું કામ શરૂ કર્યું તે પહેલાં નર્સીંગ તથા દાયણનો ધંધો હલકા પ્રકારનો જ ગણાતો હતો. રશીઆ તથા તુર્કીની લડાઇમાં ઘાયલ તથા બીમાર થએલા હજારો માણસો કમોતે મરવા માંડ્યા, ત્યારે આ જગપ્રસિદ્ધ મહાન સ્ત્રીએ સારા કુટુંબની સ્ત્રીઓને આ પરોપકારી કામમાં દોરી.

અમદાવાદ, વડોદરા અને સુરતમાં મોટાં દવાખાનાં છે અને તેમાં નર્સોને તાલીમ આપવા માટે વર્ગો ખોલવામાં આવ્યા છે, પણ જ્યાં સુધી સ્ત્રીઓને પૂરતું સામાન્ય જ્ઞાન હોય નહિ ત્યાં સુધી તેમને નર્સીંગ તથા દાયણનું સારૂં જ્ઞાન આપવું શક્ય નથી, તથા તે ધંધા પ્રત્યેનું તેમનું વલણ બદલાય નહિ, ત્યાં સુધી એ ઉપયોગી ધંધા તરફ પ્રજા માનની દૃષ્ટીથી જોઇ શકે નહિં.

અભ્યાસ કરતી વખતે સારા કુટુંબની સ્ત્રીઓને રહેવા માટે અત્યંત ભરોસાદાર (મેટ્રન) અધિષ્ઠાત્રીને હસ્તક વ્યવસ્થા હોવી જોઇએ. પૂનામાં મહારાષ્ટ્રની સ્ત્રીઓને માટે સેવાસદન મારફત આવા વર્ગો ચલાવવામાં આવે છે. અને તેની દેખરેખ શ્રીમતી રમાબાઇ રાનડે જેવાં સુજ્ઞ ગૃહિણી આપને હસ્તક છે.

આજ પ્રકારની યોજના વડોદરા રાજ્ય તરફથી કરવામાં આવી છે. અને છાત્રાલયની દેખરેખ માટે કોઇ સારા કુટુંબની બાઈની તજવીજ બે વર્ષથી થઈ રહી હતી. અંતે ગુજરાતના સુપ્રસિદ્ધ રા. બ. નંદશંકર તુળજાશંકરનાં પુત્રી અને વડોદરાના દીવાન ના. મનુભાઈ નંદશંકરનાં બહેન શ્રીમતી સુલોચના બહેન જેઓ અત્યાર સુધી સુરત મહિલા વિદ્યાલયનાં અધિષ્ઠાત્રી હતાં તેમણે આ કામ માથે લીધું છે.

દવાખાનાની પાસેજ હવા અજવાળાવાળું સારૂં મકાન છાત્રાલય માટે લેવામાં આવ્યું છે, અને ભણતી સ્ત્રીઓના ખર્ચને માટે સરકાર તરફથી માસિક રૂ. ૩૦) ની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. નર્સિંગને લગતા વિષયોના શિક્ષણ ઉપરાંત જરૂર પૂરતું અંગ્રેજી ભાષાનું જ્ઞાન, તેમજ નૈતિક અને ધાર્મિક તથા સામાન્ય જ્ઞાન આપવાની યોજના છે. આ યોજનાનો પૂરેપૂરો અમલ થાય તે માટે ગુજરાતના અનેક ભાગમાં વસતા આગેવાનોએ ઉત્સાહથી લાયક ઉમેદવારો મોકલી આપવાની આવશ્યકતા છે. ગરીબાઇને લીધે તેમજ વિધવા થયા પછી અનેક સ્ત્રીઓ આર્થિક મુશ્કેલીમાં દુઃખી રહેલી હોય છે અને માત્ર ખોટી મોટાઇ અને સભ્યતાના બહાનાથી આવા ઉપયોગી અને સારા કામમાં જોડાતી નથી.

કાંઈ પણ નવું સાહસ હોય તેમાં પડતાં આપણા લોક બહુ અચકાય છે. પણ સાહસ ખેડ્યા વગર ઉન્નતિની આશા ફોગટ છે. તેથી સારા ખોટાનો વિવેક કરીને આવા કામમાં જેમ બને તેમ વધારે સંખ્યામાં ગુજરાતની સ્ત્રીઓ જોડાશે તો બહુ લાભ થશે.

- સુ. મ.

## ગોકુલ અષ્ટમીના મેળા

અજ્ઞાનને લીધે અમૃતનું ઝેર કેવી રીતે થઇ જાય છે તેનો દાખલો અષ્ટમીના મેળામાંથી મળી શકે છે. દેશના હુન્નરઉદ્યોગોને ઉત્તેજન મળે, જુદા જુદા ગામો તથા પ્રાન્તોમાં થતી ચીજને વિષે માહીતી મળે અથવા પ્રજાને જાહેરાત થાય તથા માલના ઉપાડને માટે નવીન ગ્રાહકો મળી શકે એટલા માટે મેળા ભરવાની ગોઠવણ થાય છે. યુરોપની અંદર ઔદ્યોગિક ગાંડપણ શરૂ થયું અને એશિયા તથા આફ્રિકાખંડના દરેક બજાર પોતાની ચીજથી ભરી દેવાની ઘેલછા ઉત્પન્ન થઈ ત્યારે અંગ્રેજી ચીજોથી મેળા ભરાવવા માંડયા. ત્યાર બાદ જર્મનીનો હુમલો શરૂ થયો. કોઇ પણ ચીજ હિન્દુસ્તાનમાં બનતી હોય તેની નકલ કરીને સસ્તો માલ કેવી રીતે મોકલી શકાય તે બાબત ઉપર ખૂબ લક્ષ અપાયું. રમકડાં, હિન્દુ દેવદેવીની મૂર્તિઓ કે છબીઓ સઘળાં યુરોપથી આવવા માંડયાં, અને જ્યારે લડાઇ શરૂ થઈ ત્યારે અંગ્રેજ તથા જર્મનીની જગ્યા જાપાને લીધી. આવી રીતે મેળા ભરવાથી અનર્થ થઈ ગયો છે. ગયે વર્ષે જર્મનીના લાઇપ્ઝીક ગામમાં મોટો મેળો ભરાયો હતો ત્યાં ઈંગ્લંડ કે ફ્રાન્સમાં બનતી ચીજો મુકવામાં તો શાની આવે? પણ ઈંગ્લંડ તથા ફ્રાન્સના વેપારીઓ માલ ખરીદવાને આવ્યા હતા. હમણાં જે ખાદી માટે મેળા ભરાય છે તે પણ આ જ ઉદ્દેશથી. જાપાન કે માન્ચેસ્ટરમાં થતી ખાદીના વેચાણ માટે નહિ પણ હિન્દુસ્તાનમાં અને ખાસ કરીને પોતાના પ્રાન્તમાં ઉત્પન્ન થતી ખાદીનો કેમ ઉપાડ થાય તેટલા માટે ભરવામાં આવે છે.

સ્વદેશી જ માલ વાપરે અને વિદેશી ન ખરીદે એવી ભાવના પ્રજામાં આવે એ એક રસ્તો છે પણ તેની સાથે અનેક પ્રકારનાં રમકડાં તથા નાની પણ આકર્ષક, ઉપયોગી ચીજો, રબરની, કાચની, જુદી જુદી ધાતુની આપણા દેશમાં બનવી જોઇએ. કેટલીક વખતે એવી બૂમ મારવામાં આવે છે કે (Home industries) ગૃહઉદ્યોગ શીખવવાની કાંઈ પણ વ્યવસ્થા નથી. મેળામાં ઘણી ચીજ જોવામાં આવે છે કે જે હાથેથી અથવા થોડાં ઓજારથી કરી શકાય. રમકડાં કેવી રીતે સોંઘાં થાય, દરેક ભાગ હાથેથી કરવો કે સંચાથી કરાવવો વગેરે બાબત ચોક્કસ કરવા માટે લાયક માણસોએ હકીકત મેળવવી જોઇએ.

મેળામાં મળતી નાની ચીજોનું સંગ્રહસ્થાન કર્યું હોય તો ભાગ્યે જ હજાર રૂપીયાનો ખર્ચ થાય. એવો સંગ્રહ અમદાવાદ કે સુરત ન કરી શકે? જો આ બાબતમાં બીજું કોઈ પહેલ ન કરે તો મહાસભાની સમિતિએ પગલાં ભરવાં જોઇએ. સુ. મ.

## સ્વર્ગસ્થ સર વિઠ્ઠલદાસ ઠાકરસી

સર વિઠ્ઠલદાસ ઠાકરસીના અવસાનથી મુંબાઈ ઈલાકાને તેમજ આખા હિન્દુસ્તાનને મોટી ખોટ પડશે. એમની ઉમર માત્ર ૪૯ વર્ષની જ હતી, પણ તે દરમ્યાન તેમણે ઘણું કામ કર્યું. તેઓ વ્યાપાર–ઉદ્યોગમાં ઘણા કાબેલ હતા. પોતાની હોશિયારી, હિમ્મત, અથાક મહેનત, અને શરાફીના જ્ઞાનને લીધે તેઓ મોટી મોટી યોજનાઓ હાથમાં લઇ પાર પાડી શકતા. જામનગર—દ્વારકાં રેલ્વે એમની મદદ સિવાય થઇ શકત નહિ. પ્રજાકીય હિતનાં કામોમાં એમણે ધારાસભાઓમાં તથા કમિશન, કમિટી અને કોન્ફરન્સોમાં અગત્યનાં કામ કર્યાં હતાં. મુંબાઈ ઇલાકામાં ખેડુત પ્રજા માટે સહકારી મંડળીઓનું કામ અને ખાસ કરીને બેન્કો અને સહકાર્ય ઇન્સ્ટીટયુટ એમને લીધે જ સારી સ્થિતિમાં આવ્યાં છે. અને મુંબાઈની પ્રજાએ એમની યાદગીરી જાળવવા માટે સહકાર્ય ઈન્સ્ટીટયુટ માટે મકાન બાંધવાનું ઠેરવ્યું છે તે ખરુ વાસ્તવિક જ છે.

સર વિઠ્ઠલદાસ એમનાં ધર્મપત્ની સાથે પૃથ્વીપ્રદક્ષિણા કરી આવ્યા તે પછી સ્ત્રીકેળવણી તરફ એમનું ખાસ લક્ષ દોરાયું હતું. પુનામાં સ્થપાયલી ભારતવર્ષીય સ્ત્રી વિશ્વવિદ્યાલયને પંદર લાખ રૂપીઆની બાદશાહી સખાવત કરીને મહારાષ્ટ્ર તથા ગુજરાતમાં સ્ત્રીકેળવણીને ઘણું ઉત્તેજન આપ્યું. પુનામાં સેવાસદન મારફત ચાલતી સંસ્થાઓને તેઓ વારંવાર મદદ આપતા હતા. મુંબાઇમાં ભાટીઆ કોમને નસી-

ની મદદ મળી શકે તેટલા માટે સારી રકમ કાઢી આપી. યોગ્ય વિદ્યાર્થીઓને યુરોપાદિ દેશોમાં ઉચ્ચ કેળવણી મળી શકે તેટલા માટે પાંચ લાખ રૂપીયાનું ટ્રસ્ટ કર્યું. એમની છુપી સખાવત પણ ઘણી હતી. જાહેરાતની કે સરકારની મહેરબાનીની તેમને દરકાર ન હતી. દરેક સારાં કામને ઉત્તેજન આપતા. સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી, વનિતાવિશ્રામો, પુસ્તકાલયો, પાઠશાળાઓ, ખાનગી નિશાળો ને કૉલેજો સર્વેમાં સારી મદદ કરતા, અને થોડા વખત ઉપરજ રાજકોટમાં વનિતાવિશ્રામ પોતાને ખર્ચે ચલાવવા માટે તેમણે આર્થિક વ્યવસ્થા કરી હતી.

દેશની સેવા કરવા માટે અનુભવ તથા પૈસા મેળવ્યા પણ દેશના કમનસીબે એમનું જીવન ઓચિંતું ખતમ થયું. લેડી વિઠ્ઠલદાસને ભારે દુઃખ પડ્યું છે. એઓ પોતે સુશિક્ષિત, સુશીલ તથા ધર્મનિષ્ઠ છે અને જે લોકસેવાનાં મહાન કાર્યો એમના પતિએ આદર્યાં છે તેમને સંપૂર્ણ રીતે સફળ કરવાં એ એમની ફરજ છે, એમની ધર્મસિદ્ધિ છે. ઇશ્વર એમને સદ્બુદ્ધિ આપે.

સુ. મ.

## ખિલાફતનો વિજય

છેલ્લાં થોડાં અઠવાડીઆમાં અણધારેલા બનાવો બન્યા છે. તુર્કીના મહારાજ્યને છિન્નભિન્ન કરીને અંગ્રેજોએ માત્ર સ્મર્ના સિવાયનો એશિયા માઇનરનો અને કોન્સ્ટેન્ટીનોપલનો થોડો મુલક તુર્કીના હાથમાં રહેવા દીધો, અને વળી મામોરાના જળમાર્ગનો અને ખુદ્દ તુર્કીનો પણ કેટલોક વહીવટ મિત્રરાજ્યોએ પોતાને હાથ કર્યો, તેથી આપણે ખિલાફતની ચળવળ શરૂ કરી છતાં ૧૯૨૦માં સેવ્રની સંધિથી આ બધી વ્યવસ્થા ચોક્કસ થઈ તે વખતે કોણે એમ ધાર્યું હશે કે સારી આલમના ઇસ્લામીઓની સહાય અને પ્રોત્સાહનથી એક કાબેલ લશ્કરી અમલદારની આગેવાની નીચે, ચુનંદા તુર્ક લોકો અંગોરાના અૈતિહાસિક શહેરમાં અલાયદી સ્વતંત્ર રાજસત્તા સ્થાપીને ફરીથી તુર્ક લશ્કરને સર્જ્યું કરશે, અને એશિયા માઇનરના પશ્ચિમ કિનારા ઉપર ત્રણ વરસથી ઠરીને જામેલા ગ્રીક લોકોને થોડા અઠવાડિયામાં દરિયામાં હાંકી કાઢશે?

છતાં, આ બધું જોતજોતામાં બન્યું છે. ગ્રીક અને તુર્કી વચ્ચે સંધિ કરવાને હમણાં જ વેનીસમાં પરિષદ્ મળવાની હતી. એવી પરિષદ્માં દાખલ થવાને કમાલ પાશાએ એવી સરત કરી હતી કે ગ્રીક લોકોએ સ્મર્ના પહેલું જ છોડી દેવું જોઇએ. આ વિષે ગ્રીક અને મિત્રરાજ્યો આનાકાની કરતાં હતાં, પણ તેનો તો નિકાલ તરવારથી થઇ ગયો છે. પણ બીજા કેટલાક વિકટ સવાલો હજી રહ્યા છે. કોન્સ્ટેન્ટીનોપલમાં જે સરંજામ મિત્રરાજ્યોએ જમાવ્યો હતો તે બધો ઉઠાવી લઇને તુર્ક લોકોને પૂરેપૂરો હવાલે કરી દેવો જોઇએ, એ બાબતમાં સૌ એકમત છે.

પણ ખરેખરા સવાલ તો બે છેઃ (૧) થ્રેસનો, (૨) અને બોસ્ફરસ અને ડાર્ડેનલ્સના જળમાર્ગનો. લડાઇ પહેલાં થ્રેસનો મોટો ભાગ તુર્ક લોકોના હાથમાં હતો, અને તેમાં તુર્ક લોકોની જ મ્હોટી સંખ્યા હોવાથી તે તેમને જ હસ્તક રાખવાનું વચન મિ. લોઇડ જ્યોર્જે ૧૯૧૮ માં આપ્યું હતું. તેનો ભંગ કરીને તેમણે સંધિ મુજબ તે ગ્રીક લોકોને હવાલે કર્યું. થોડા જ મહિના ઉપર અંગ્રેજ ને ફ્રેંચ લોકોએ મળીને એડ્રીઅનોપલ સિવાયનો તેની પૂર્વનો થ્રેસનો જુજ ભાગ તુર્કીને આપવાનું નક્કી કર્યું હતું. પણ આપણે યાદ રાખવું જોઇએ કે સને ૧૪૫૩ માં તુર્ક લોકોએ કોન્સ્ટેન્ટીનોપલ સર કર્યું તે પહેલાં કેટલાંએ વરસો સુધી એડ્રીઅનોપલ તેમના મહારાજ્યનું રાજનગર હતું. ત્યાં કેટલાએ તુર્ક બાદશાહોની કબરો છે. એટલે આ શહેર કમાલ પાશા ગ્રીક લોકોના હાથમાં કેમ જવા દે? તેથી હમણાં તલવારની અણીથી ગ્રીક લશ્કરને તુર્કોએ દરિયામાં પધરાવ્યું એટલે તેમના જુના ફ્રેંચ દોસ્તોએ એડ્રીઅનોપલ સુદ્ધાં થ્રેસ તુર્કોને હવાલે કરવાની દરખાસ્ત રજુ કરી છે. આ વાત મિ. લોઇડ જ્યોર્જ અને લોર્ડ કર્ઝનને ગળે એકદમ ન ઉતરી. પણ કમાલ પાશાનું લશ્કર મામોરાના દરિયાની વધારેને વધારે નજીક આવતું ગયું, રશિયાની સોવિયેટ સરકારે જરૂર પડે તો તેને મદદ આપવાની તૈયારીઓ કરવા માંડી, અને રૂમાનિયા, બલ્ગેરિયા, અને જુગોસ્લાવિયાના બાલ્કન રાજ્યોમાં તલવારો ખખડવા

માંડી, એટલે ઈંગ્લેંડને ભાન આવી, અને છેવટે કમાલ પાશાએ માગેલો ગ્રેસનો ભાગ આપવાનું કબૂલ કરીને તુર્કોને સુલેહ પરિષદ્‌માં આવવાને સૌએ આમંત્રણ આપ્યું છે.

ત્રીજો સવાલ મામોંરાના જળમાર્ગનો છે, અને ત્યાંજ અત્યારે ખરેખરી હોળી સળગે એવો સંભવ રહે છે. કાળા સમુદ્રમાંથી એજીઅન સમુદ્રમાં અને તે વાટે ભૂમધ્ય સમુદ્રમાં જવાને બોસ્ફરસને ડાર્ડેનલ્સની સામુદ્રધૂની ઓળંગવી જ પડે. જ્યારે તુર્કીએ જર્મનીની તરફેણમાં લડાઇમાં ઝંપલાવ્યું, ત્યારે રૂશિયા તેમની સ્હામી બાજુએ હતું, અને તેથી બોસ્ફરસના જળમાર્ગે રૂશિયાનો તમામ વહેવાર અને વેપાર અટકાવીને તેને તુર્કીએ ખૂબ સતાવેલું, અને રૂમાનિયા વગેરે મિત્રરાજ્યોને પણ ઘણું ખમવું પડેલું. તેથી સેવ્રની સંધિમાં એવું નક્કી કર્યું કે અનેક દેશના બલ્કે આખા યુરોપના વેપારને માટે આ અત્યંત મહત્ત્વનો જળમાર્ગ હોવાથી, તે રાજ્યમંડળ ( League of nations) ને હવાલે રાખવો ને તેની બંને બાજુનો થોડો થોડો મુલક તે મંડળને સોંપવો. એ મંડળની વતી ઇંગ્લંડ, ફ્રાન્સ અને ઇટાલીનાં લશ્કર વગેરે અત્યાર સુધી ત્યાં રાખેલાં હતાં. પણ હવે તો સૌ કોઇ સમજે છે, કે તુર્કી સ્વતંત્ર અને પ્રતાપી બને તે ઘડીએ આ સ્થિતિ એક ક્ષણ પણ નભી ન શકે. એ માર્ગની છૂટ તુર્કીની સાથે કોલકરાર કરીને જ રાખી શકાય. વળી કાળા સમુદ્રની આસપાસનાં રાજ્યોની સ્થિતિ પણ પલટાઇ ગઇ છે. રૂશિયા આજે ઈંગ્લંડનું નહિ પણ તુર્કીનું દોસ્ત છે, અને તે સમુદ્રમાં ખરેખરો સ્વાર્થ તો તુર્કી અને રૂશિયાનો જ છે. આવી સ્થિતિમાં એ જળમાર્ગની સ્વતંત્રતાને નામે ત્યાં મ્હોટું લશ્કર ખડકવું, અને સેવ્રની કટકે કટકા થએલી સંધિના અક્ષર મૂજબ તે માર્ગની આસપાસના મુલક પર કાબૂ રાખવો, એ ખરૂં જોતાં ઢોંગ અને લુચ્ચાઇની પરિસીમા છે. ઈટાલી અને ફ્રાંસે નવી વસ્તુસ્થિતિ પારખીને, પોતાના લશ્કરને ત્યાંથી પાછું બોલાવી લીધું, પણ લોર્ડ જ્યોર્જે તો ગેલીપોલીના સ્હામેના કિનારા ઉપર ચણક નામના એક નાના ગામમાં લશ્કરનો મ્હોટો મોરચો માર્યો છે અને બીજી વર્દૂન કે માર્નની ભારે લડાઇ લડવાની હોય એવી તૈયારી કરી છે. ઇંગ્લંડમાં તો હજુ લડાઇનો સણસણાટ પણ થયો ન હતો, એટલામાં તો તેમણે સપાટાબંધ લશ્કર મોકલવાની તૈયારી કરવાને સંસ્થાનોને શંખનાદ પહોંચાડયો. અને હવે જ્યારે સમજુ માણસોએ સર્વાનુમતે લડાઈની સ્હામે સખત વિરોધ જાહેર કર્યો, ત્યારે વડા પ્રધાન સ્હમજાવે છે કે ગયા યુદ્ધમાં ગેલીપોલીનું રક્ષણ કરતાં ન્યુઝીલેંડ અને ઓસ્ટ્રેલીઆની કેટલીએ ટુકડીઓ ખતમ થઇ હતી, તેથી જ તે ફરીથી જોખમમાં આવી પડતાં તેને લડાઇનું કહેણ મોકલ્યું, અને એ જ સંસ્થાનોને આવું ન લખાય, તેથી વિવેકની ખાતર બધાયને લખ્યું.

આ ચાલાકી પારદર્શક છે. ગ્રેસ અને સ્મર્ના ગ્રીક લોકોને હવાલે કરવામાં અને કોન્સ્ટેન્ટીનોપલ અને મામોંરાના મુલકમાં મિત્રરાજ્યોનું લશ્કર જમાવવામાં ખરેખરી જવાબદારી મિ. જ્યોર્જની હતી. તેને લીધે સ્મર્ના અને એશિયામાઇનરના જે હજારો મુસલમાનો ને ખ્રિસ્તીઓનું લોહી રેડાયું છે, તેનું બધું પાપ તેનેજ માથે છે. આ ભૂલ કબૂલ કરતાં, તે સુધારતાં અને જ્યાં દાખલ થવાનું કંઇજ કારણ ન હતું ત્યાંથી હ્વીલે મ્હોડે પાછા ફરતાં તેમને વસમું લાગે છે. ઇજીપ્ત અને હિંદુસ્તાન, પેલેસ્ટાઇન અને મેસોપોટેમિયામાં તો હજી આપખુદી ચલાવવી છે એટલે જો એકદમ પલાયન કરે તો તેમની પ્રતિષ્ઠા જાય, ને આ બધા દેશોમાં પણ કંઈક મુસીબત નડે. પણ પેટની આ ખરી ચુંક આવા કાબેલ જાદુગર ખુલ્લા શબ્દોમાં કેમ કહી શકે?

ચણકના રણક્ષેત્ર ઉપર કે ઇસ્મીદની નજીકમાં સુલેહપરિષદમાં બધી તકરારનું સમાધાન થશે એ કહી શકાતું નથી. છેલ્લી ખબર પ્રમાણે તો ચણક પાસે ઇંગ્રેજોનો અને તુર્કોનો ભેટો થાય એમ લાગે છે. પણ જો તેમ થાય તો તેની જવાબદારી પણ હવે તો દેખીતી રીતે માત્ર ઈંગ્લાંડની જ ગણાશે. ગમે તેમ થશે તો પણ તુર્કના સુલતાનની ધજા ગ્રેસથી એશિયા-

માર્ટનરના આખા મુલક ઉપર થોડા જ વખતમાં ફરક-ભેજ અને અરબસ્તાનના એક બાહુતી શરીફને બદલે એ સુલતાનને જ સારી મુસલમાન કોમના ખલીફ તરીકે યુરોપને ફરીથી સ્વીકારવો પડશે એ નિઃશંક છે.

ગાંધીજીએ એકવાર અભિપ્રાય આપ્યો હતો કે જો કમાલ પાશા આ બધાએ મુલક તાબે કરી શકે તો પછી સીરીઆ, પેલેસ્ટાઈન મેસોપોટેમિયા અને અરબસ્તાન સાથે સ્વતંત્ર સંબંધ બાંધતાં તેને વાર નહિ લાગે. અર્થાત, ખિલાફત અને જઝીરતુલ-અરબ વિષે આપણું માગેલું મળશે. આ ભવિષ્યવાણી હવે ફળે છે કે નહિ તે જોવાનું છે.

## મેસોપોટેમિયા

આ દુર્ભાગી પ્રદેશ વિષે પરસ્પર વિરોધી ખબરો આપણને વખતો વખત મળ્યાંજ કરે છે. એક દિવસે એમ જણાય છે. કે તેની ઉત્તરે રહેતા કુર્દ લુટા-રાએ થોડા અંગ્રેજ અમલદારોનું ખૂન કર્યું. અને બીજે દિવસે માલમ પડે છે કે હવાઈ વિમાનોએ થોડા દારૂગોળા ફેંકીને બધી સ્થિતિ પર કાબૂ મેળવ્યો. વળી એમ સમજાય છે કે ત્યાંના રાજા અમીર ફૈઝુલના તમામ પ્રધાનમંડળે અંગ્રેજોની આજ્ઞા-પત્રીની સ્હામે વિરોધ ઉઠાવ્યો અને તે રાજાના મહે-લમાં જતાં ઈંગ્લાંડના પ્રતિનિધિરૂપ સર પર્સી કોકસનું અપમાન થયું. અને પછી તરતજ એમ જણાવાય છે કે અપમાન કરનાર માણસને શિક્ષા કરી છે, અને પ્રધાનોને બરતરફ કર્યા છે. આવા રાજદ્વારી તરકટમાં, એકદમ આપણને ગમ પડતી નથી. ખરી હકીકત એવી છે કે તુર્કી સ્હામે લડાઈ શરૂ થઇ ત્યારે તુર્કીના સુલતાનને બદલે બીજા કોઇ પ્રતિષ્ઠિત મુસલમાનને તેની પદવી આપવાને અંગ્રેજ સરકારને ફાંફાં મારવા માંડ્યાં. મક્કાનો એક શરીફ સુલતાન ખલીફના પ્રતિનિધિ તરીકે કામ કરતો હતો, અને ત્યાંના યાત્રાળુઓ પાસેથી ખૂબ લાંચ લઇને અને લૂંટ કરીને પોરસાં ભરતો હતો. તેને અંગ્રેજોએ ઘણીજ મ્હોટી લાંચ આપીને પોતાના હાથમાં લીધો તેને અરબસ્તાનના નવા રાજા તરીકે, અને સૌ ઇસ્લામીઓના ખલીફ તરીકે અંગ્રેજોએ જાહેર કર્યો—જોકે ખરું જોતાં મક્કાથી આગળ તેની કંઇ પણ સત્તા ચાલતી ન હતી. આગળ જતાં અંગ્રેજોએ શરી-ફને એવું પણ વચન આપ્યું કે તેના એક દિકરા અમીર ફૈઝુલને સીરીઆની અને બીજા છોકરા અમી અબદુલ્લાને મેસોપોટેમિયાની ગાદી આપીશું. પણ સીરીઆ તો સુલેહ પ્રમાણે ફ્રેંચ લોકોના હાથમાં ગયું, એટલે તેમણે તો થોડીજ વારમાં અમીર ફૈઝુલને નસાડી મુક્યો. એટલે છેવટે તેને મેસોપોટેમિયાની ગાદી ઉપર અંગ્રેજોએ બેસાડી દીધો અને પેલેસ્ટા-ઇનની દક્ષિણે એક નાનું સરખું રાજ અમીર અબ-દુલ્લાને સોંપ્યું. ઇરાકના અરબો શૂરા મરદ છે, તેમને અંગ્રેજોને તાબે નથી રહેવું તેમ તેમને અમીર ફૈઝુલ જેવા પરદેશી બાહુતી રાજા પણ નથી જોઇતો. તેથી વારંવાર એક બાજુએ અમીર ફૈઝુલ ને અંગ્રેજોની, અને બીજી બાજુ અરબ શેખો અને લૂંટારાની વચ્ચે જુદી જુદી રીતે ઝપાઝપી ચાલ્યાંજ કરે છે. વળી આ બધું નાટક કરવામાં અંગ્રેજોએ મોઝુલના તેલના કુવામાંથી જે કરોડો રૂપીઆ કરવા ધાર્યા હતા, તે હવે ઝાંઝવાના નીર જેવા સમજાય છે અને બીજી બાજુએ તેના રક્ષણ માટે મ્હોટો ખર્ચ તેમને કરવો પડે છે. આથી મેસોપોટેમિયા બને તેટલું સપાટાબંધ ખાલી કરી જવાનો પ્રજામત ઇંગ્લંડમાં દિવસે દિવસે મજબૂત થતો જાય છે. હવે તો ઉનરે તુર્કોનું જોર પણ જામ્યું છે, એટલે તલવારથી ફેંસલો થાય તે પહેલાં અંગ્રેજો વાણીઆની અગમચેતીથી વખતસર પાછા હઠશે એવી આશા રાખીશું.

સીરીઆ પેલેસ્ટાઇન અને અરબસ્તાનનું પણ આવું જ સમજવું.

## અફઘાનિસ્તાનની જાગૃતિ

૧૮ મીથી ૨૫ મી ઑગસ્ટ સુધી અફઘાનિસ્તાનમાં સ્વતંત્રતાનો ઉત્સવ પૂર લશ્કરી દમામથી ઉજવાયો એ વાંચીને કેટલાકને ઘણી નવાઇ લાગી હશે. પણ એને માટે આપણું અને આપણા વર્તમાનપત્રોનું અજ્ઞાનજ જવાબદાર છે. થોડાનેજ ખબર હશે કે ૧૯૧૯ ના મે માસમાં અફઘાનિસ્તાન સાથે લડાઇ થઈ તેને પરિણામે લાંબે ગાળે થયેલી સંધિ મુજબ દુનિયાના સૌ દેશો સાથે સ્વતંત્ર રાજદ્વારી અને વેપારી સંબંધ બાંધવાની સ્વતંત્રતા અફઘાનિસ્તાને મેળવી છે. તે પહેલાં ઇંગ્લંડનીજ સાથે સંબંધ હોવાથી તેની આંખેજ આખી દુનિયાને જોવી પડતી. હવે દુનિયાના વિશાળ ચોકમાં મહાલતાં અફઘાનિસ્તાનની આંખ ખુલી છે, અને અનેક દિશામાં ત્યાં પ્રવૃત્તિઓ થતી જણાય છે. સુનંદા અફઘાનોનું એક પ્રતિનિધિમંડળ આખી દુનિયાના રાજ્યોની સાથે સંબંધ કેળવવા માટે મુસાફરી કરી આવ્યું તેને બીજા દેશોમાં તેમ આપણા દેશમાં પણ પૂરા ભાવથી સૌએ વધાવી લીધું હતું. બીજા દેશમાં, તેમ મુંબઇ, સીમલા વગેરે આપણાં શહેરોમાં અફઘાન એલચીઓ હવે રહે છે. મુંબઇમાં તે એલચીએ પોતાની ઑફીસ ખોલી ત્યારે ખિલાફત કમિટીના પ્રતિનિધિઓ પણ હાજર હતા. આવા વહેવારથી અફઘાનો સાથે ઘણો સારો સંબંધ કેળવી શકાશે, અને તેમને વિષે ઘણી ખોટી શંકાઓ દૂર થશે.

કેળવણીની બાબતમાં પણ તાજેતરમાં જ એ દેશ સપાટાબંધ પ્રગતિ કરતો હોય એમ લાગે છે. કેટલાય યુરોપના દેશોમાં અને ખાસ કરીને બર્લિનમાં અભ્યાસ કરવા સુનંદા અફઘાન યુવકો ગયા છે. તેઓ પાછા આવી દેશમાં કેવી છાપ પાડશે તે કોણ કહી શકે ? વળી કાબુલમાં એક સારી કન્યાશાળા સ્થપાઇ તેના મેળાવડા વખતે રાજકુટુંબની સ્ત્રીઓ પણ હાજર હતી, એ પણ એક શુભ ચિન્હ છે. સ્વતંત્રતાના ઉત્સવ વખતે પણ ઉદ્યોગના અને લશ્કરના, તેમ કેળવણીના સુધારા ઉપર અમીરે ખાસ ભાર મુકયો હતો.

અફઘાનિસ્તાનમાં કેટલાયે હિંદુ વહેપારીઓ વસેલા છે. તેમનાં જાનમાલનું રક્ષણ કરવાને માટે સરકાર હંમેશાં કાળજી રાખે છે. પણ ખાસ આનંદની વાત તો એ છે કે હિંદુમુસલમાન એકતાની આપણા દેશની ચળવળે અફઘાનિસ્તાનમાં પણ મૂળ નાંખ્યું છે, અને તેને પરિણામે ત્યાંના ઉલમાઓએ એવો ફતવો બ્હાર પાડયો છે, કે ગાયના કરતાં બકરાં કે ઘેટાંની કુરબાની કરવી, એ વધારે યોગ્ય છે. તેને આધારે અમીર સાહેબે નીચેનું ફરમાન બ્હાર પાડયું છેઃ—

અફઘાનિસ્તાનના સૌ વફાદાર પ્રજાજનો તથા સેવકોને આથી જાહેર કરવામાં આવે છે કે અફઘાનિસ્તાનના મુખ્ય કાજી અને ઉલમાઓએ બ્હાર પાડેલા ફતવા મુજબ ગાયને મુકાબલે બકરાંની કુરબાની કરવી એ વધારે સારૂં છે. આ ફતવો ધ્યાનમાં લઇને આ રાજ્યમાં ગાયની કતલની સદંતર બંધી કરવામાં આવે છે. આ બંધીને પરિણામે, આ દેશને અને તેની પ્રજાને બે રીતે લાભ થશે. પ્રથમ તો હિંદુસ્તાનના હિંદુભાઇઓએ મુસલમાનોના મ્હોટામાં મ્હોટા સવાલનું નિરાકરણ કરવામાં મદદ આપી છે, તેમના દિલને ટાઢક વળશે. બીજું ગાયોની કતલથી લોકોની સુખાકારીને થતું નુકશાન અટકશે. માટે આ બંને દેખીતા લાભ ધ્યાનમાં રાખીને અમારા રાજ્યમાં કોઇએ ગાયની કતલ કરવી નહિ.

(સહી) અમીર અમાનુલ્લાખાન.

ખિલાફતની લડતમાં જોડાવામાં ગાંધીજીએ ગૌમાતાનું રક્ષણ કરવાનો સ્પષ્ટ ઉદ્દેશ રાખ્યો છે, અને છતાં મુસલમાનો સાથે તે બાબતની કંઇ પણ શરત કરવાને બદલે તેમની ખાનદાની ઉપર જ તે વાત છોડી છે. પણ તે ખાનદાની ખુદ મુસલમાનોના જ પાડોશી રાજમાં આમ ઝળકી ઉઠશે એમ કોણે ધાર્યું હશે ?

## મીસરમાં લશ્કરશાહી

ગયા ફેબ્રુઆરી માસમાં મીસરને સંપૂર્ણ સ્વરાજ્ય આપવાનું વચન આપવામાં આવ્યું હતું. છતાં તે દેશ પરથી અંગ્રેજોએ પોતાનો જરાપણ કાબૂ ઘટાડયો નથી એટલું જ નહિ પણ તેના પરમ લોકનાયક ઝગલુલપાશાને દેશપાર રાખી મુક્યા છે એથી કંઈક પોકળ લાગતું જ હતું. તે સ્થિતિપર પ્રકાશ પાડતાં સપ્ટેમ્બરના "ધી નેશન" પત્રમાં એક મીસરનિવાસી જણાવે છે કે અંગ્રેજ હાઈ કમિશનર લોર્ડ એલેન્બી અને વડા પ્રધાન શર્વત પાશાની છાયા નીચે દેશમાં–

ખૂબ દમનનીતિ ચાલે છે, રાત દિવસ ઘર લશ્કરના કબજામાં લેવામાં આવે છે, પ્રધાનમંડળના વિરોધીઓને સ્હેજ પણ વહેમપર પકડવામાં આવે છે, કેવળ રાજદ્વારી ગુન્હાની તપાસ બ્રિટિશ લશ્કરી અદાલતો કરીને સખ્ત શિક્ષાઓ કરે છે,...

કંઈ સહીસલામની રહી નથી, છાપખાનાં, જાહેર ભાષણો વગેરે રાજદ્વારી ચળવળ પર સખ્ત દાબ મુકવામાં આવ્યો છે.......

આથી ગયા ફેબ્રુઆરી માસમાં મીસરના રાજાની જાહેરાતથી વિરૂદ્ધ માર્શલ લૉ ફરીથી ચાલુ કરવામાં આવ્યો છે એટલું જ નહિ પણ અણધારેલી હદ સુધી તેનો અમલ કરવામાં આવ્યો છે.

શર્વત પાશાના પ્રધાનમંડળની રાજનીતિ અને વહીવટ પર સખ્ત પ્રહાર કરવા માટે ઝગલુલ પાશાની કમિટીના સભાસદોનું કામ લશ્કરી કોરટ આગળ ચલાવવામાં આવ્યું. મીસરના ફોજદારી કાયદાની ૧૫૧ મી કલમ મુજબ તેમણે ગુન્હો કર્યો છે અને બ્રિટિશ સેનાધિપતિના હુકમનો તેમણે ભંગ કર્યો છે એમ તહોમતનામામાં જણાવ્યું. ખરું જોતાં બનાવટી ગુન્હા માટે તહોમતદારોને શિક્ષા કરવાનો નહિ પણ શરવત પાશાની સ્હામેનો વિરોધ દાબી દેવાનો આ કામનો હેતુ હતો. તેથી જ લશ્કરી અદાલત આગળ કામ ચલાવવામાં આવ્યું. આરોપીનો બચાવ તૈયાર કરવા માટે વકીલે બે દિવસની મુદત માગી તે કોરટે ન આપી, અને જે ગુન્હા માટે મીસરના કાયદા મુજબ બે વર્ષની કેદની અથવા રૂ ૧૫૦૦ નાદંડની સજા થઈ શકે તેને માટે આરોપીઓને દેહાંતદંડની શિક્ષા કરી. પછી આ ફેરવીને તેમને સાત વર્ષની સખ્ત કેદ અને રૂ. ૭૫,૦૦૦ નો દંડ કરવામાં આવ્યો છે.

આ આરોપીઓમાં આગેવાન દેશી તેમજ પરદેશી વકીલો, માજી વડા પ્રધાનનો પુત્ર, એક મોટી બદુન અરબ ટોળીનો સરદાર, અને એક ઉંચામાં ઉંચા કોપ્ત કુટુંબનો નબીરો છે.

જે દેશ ગોગ્ય સમયે સદંતર છોડી જવાનાં અંગ્રેજ સરકારે વારંવાર વચન આપ્યાં છે, અને જેને તરતમાં જ સંપૂર્ણ સ્વરાજ્ય આપવાનું જાહેર કર્યું છે તેમાં ધોળે દિવસે આવા ભયંકર અત્યાચાર થાય છે, તો પછી તેમને આપણી તો શી ગણત્રી ?

પણ જો મીસરને સ્વરાજ્ય આપવાની ઈંગ્લંડની સાચી દાનત હોય તો તેના શિરોમણિરૂપ પાશાને દેશપાર શા માટે કરવા પડે ? વળી આમ કરવાથી લોકોનાં દિલ ટાઢાં થાય કે ઉલટી તેમાં હોળી સળગે ? ગાંધીજીની ગિરફતારીથી દેશમાં ફરી પાછી ચળવળ ભભુકી ઉઠે તે પહેલાં મીસરના દાખલાથી સરકાર ચેતી જશે ખરી ?

## બોખારામાં અન્વર પાશા

કોન્સ્ટેન્ટીનોપલમાં એવું જાહેર કરવામાં આવ્યું છે કે મધ્ય એશિયામાં આવેલા તુર્કસ્તાનના* જે પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ તરીકે અન્વર પાશા ચુંટાયા છે તેને રૂશિયાની સોવીએટ સરકારે કબૂલ રાખ્યું છે. એ મશહૂર તુર્ક પાશા ગુજરી ગયાની ખબર થોડા વખત પર આવી હતી તે હવે ખોટી ઠરે છે.

અન્વર પાશાની જીંદગી જાણવાજોગ છે. ન્હાનપણથી જ તુર્કીના જુના રાજતંત્રમાંથી બધી જાતનો સડો સાફ કરવાની તેને મુરાદ હતી. ફ્રાન્સના સંસ્કાર પામી જાગૃત થયેલા તુર્કોએ જે કમિટી મૂળ પારીસમાં અને પછી તુર્કીમાં સ્થળે સ્થળે સ્થાપી હતી અને લશ્કરમાં જેની છુપી ચળવળથી ૧૯૦૮ માં

* બોખારા તેની મુખ્ય રાજધાની છે. આ મુલક હિન્દુસ્તાનની ઉત્તરે આવેલો છે.

તુર્કીમાં રાજકીય પરિવર્તન થયું તેનો મુખ્ય આગેવાન તે જ હતો. વળી જુના વિરોધીઓ જોર પર આવ્યા ત્યારે કોન્સ્ટાન્ટીનોપલ પર ફરીથી હલ્લો કરીને અને સુલતાન અબદુલ હમીદને ગાદી પરથી ઉઠાડી મુકીને અન્વરે ખૂબ નામના મેળવી. પછી તુર્કીની રાજવ્યવસ્થા નવેસર કરવામાં ભાગ લેવાને બદલે તે બર્લિનમાં તુર્કીના એલચી તરીકે વર્ષો સુધી રહ્યો, તે દરમ્યાન સ્વાભાવિક રીતે તેણે જર્મની સાથે તુર્કીની ખૂબ દોસ્તી બાંધી. પછી જ્યારે તુર્કીની સરકારે એડ્રીઅનોપલ બલ્ગેરિયાને સોંપવાની દરખાસ્ત કરી ત્યારે તેણે સખ્ત વિરોધ કર્યો, અને બાલ્કન યુદ્ધમાં તુર્કો ઘણી વાર હાર્યાં છતાં પણ જુની રાજધાનીનું તે શહેર પાછું લઇને તેણે ડંકો વગાડયો.

૧૯૧૪માં લડાઇ શરૂ થઇ ત્યારે તુર્કીને જર્મની સાથે લડાઇમાં ધસડવામાં અને પછીની તેની યોજનાઓ ઘડવામાં મુખ્ય જવાબદારી તેની જ હતી. સુલેહથી જર્મનીનો કાંટો તુર્કીમાંથી નીકળી ગયો એટલે પહેલાં રૂશિયામાં અને પછી તુર્કસ્તાનના નવા દેશમાં નસીબ અજમાવવા તે ચાલ્યો ગયો. રૂશિયાની સામે અંગ્રેજ સરકારના વિરોધને લીધે આપણને બોખારાની ચળવળ વિષે ઘણી જ ખોટી ખબરો મળતી રહી છે. પણ છેવટે એ વીર પુરૂષે પ્રમાણમાં ઘણા પછાત મુલકમાં કંઇક જાગૃતિ અને વ્યવસ્થા જમાવી હોય એમ જણાય છે.

બોખારાનો મુલક આપણા દેશની બરાબર ઉત્તરે છે. મોગલ બાદશાહ બાબર ત્યાંથી જ આપણે ત્યાં ઉતરી આવેલો. અંગ્રેજો ગમે તેટલો અંતરાય નાંખે તોપણ ત્યાંની ચળવળની આપણા ઉપર મોડી વહેલી ઘણી જ અસર થવાની. માટે તેનાથી પૂરા માહિતગાર રહેવાની આપણી ફરજ છે.

## પૂર્વનાં રાજ્યોનું ઐક્ય

મોસ્કોથી મળેલા તારના સંદેશા પરથી માલમ માલમ પડે છે કે:

રૂશિયા, તુર્કી, કોકેસસ પર્વતના મુલકનું પ્રજાસત્તાક રાજ, બોખારા, મોંગોલીઆ અને ઇરાન એ બધાય પૂર્વના રાજ્યોનું ઐક્ય કરવા વિષે, અફઘાનિસ્તાનના અમીરનું મન પારખવાને રૂશિયાના કાબુલના એલચીને સૂચના આપવામાં આવી છે.

અફઘાનિસ્તાન જોડે સંધિ કરવાની તો તે એલચીએ ચોખ્ખી માગણી કરી છે. તુર્કીએ પણ એવી જ માગણી કરી છે.

લંડનના 'ટાઇમ્સ' પત્રના પ્રતિનિધિએ જાણે કોઈ ભેદભરેલું કાવતરું ઉકેલ્યું હોય, એવી રીતે આ ખબર મોકલી છે, પણ અંગ્રેજો આવા સંઘથી ગભરાય કે તેને દાબી દેવાને ફાંફાં મારે તેની સાથે આપણને કાંઇ લેવાદેવા નથી. આપણે તો એટલું જાણીએ છીએ કે પશ્ચિમના ધસારાથી અને પ્રાચીન સંસ્કૃતિથી એશિયાના આ બધા પછાત કહેવાતા દેશો ધીમે ધીમે જાગૃત થઇને પરસ્પર રક્ષણ કરવા માટે કમર કસતા જાય છે. ઇંગ્લંડ અને ફ્રાન્સની માફક તેમને પારકા દેશો હજમ કરવા નથી, પણ માત્ર પોતાનોજ ને પોતાની અમૂલ્ય સંસ્કૃતિનો બચાવ કરવો છે. આ કાર્યમાં ઇશ્વર તેમને જરૂર સહાય આપશેજ.

## આવતો એશિયા અંક

આ માસિકના બીજા અંકમાં પ્રધાનપણે સમગ્ર એશિયા વિષે, તેના જુદા જુદા દેશો વિષે, ને તેના મહાન પુરૂષો વિષે લેખો પ્રકટ કરવામાં આવશે.

एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત રાધાભાઇ આણંદજી ચાવડા,
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने,
श्रीयुत दाह्याभाई आणंदजी चावडा
तरफथी सविनय सप्रेम भेट.

# યુગધર્મ

પુસ્તક ૧ કાર્તક, ૧૯૭૯. અંક ૨

## ગાઝી મુસ્તફા કમાલ પાશા

પૂર્વ અને પશ્ચિમના દેશોની વચ્ચે સદીઓથી વહેવાર અને વિગ્રહ ચાલતાં આવ્યાં છે તેમાં એક



એ ખૂબી માલમ પડે છે કે કેટલીએ વાર જીતનાર હારે છે અને હારનાર જીતે છે. રોમના મહારાજ્યનો ધ્વજ જે યહુદીઓ પર ફરકતો હતો, તેમણે રોમને જ નહિ, પણ આખા યુરોપને ખ્રિસ્તી ધર્મનો બોધ આપી નામના મેળવી. અરબસ્તાન અને ઇરાનના લોકોએ હિંદુસ્તાન ઉપર ચઢાઇઓ કરી, તે અનેક શાસ્ત્ર, અને કળામાં હિંદુસ્તાનના શિષ્ય થવાને માટે જ. તે જ પ્રમાણે ઇસ્લામના પહેલા આવેશમાં અરબો 'દીનદીન' પુકારતા, આફ્રિકાના ઉત્તર કિનારા ઉપર અને યુરોપના દક્ષિણ કિનારા ઉપર ફરી વળ્યા, તેથી તેમનામાં બુસાઇ જનું અનેક શાસ્ત્રોનું જ્ઞાન તેમને વશ થએલી પ્રજાઓએ માગ્યું અને કેળવ્યું. સન ૧૪૫૩ માં તુર્ક લોકોએ ખ્રિસ્તી ગ્રીક લોકો પાસેથી કોન્સ્ટેન્ટીનોપલ જીત્યું. તેથી જ ત્યાં દટાઇ રહેલું જ્ઞાન આખા યુરોપમાં જાગી ઉઠ્યું અને બુદ્ધિવાદ અને સ્વતંત્રતાના નવા યુગનો આરંભ થયો. હાલ યુરોપના દેશોએ એશિયાની અનેક પ્રજાઓને ગુલામીની બેડીઓ પહેરાવી છે, તેથી જ તેમનામાં નવજીવન–રાષ્ટ્રીય ચેતન સ્ફુરતું જાય છે.

### તુર્કીનું પુનર્જીવન

આ વાતનો ગમ્મ દાખલો જ તુર્કીમાં મળે છે. ૧૪ મી સદીથી તુર્ક લોકોએ યુરોપમાં પગ મૂક્યો છે તે કાપી નાંખવા માટે યુરોપની

ખ્રિસ્તી પ્રજાઓએ એકત્ર થઇને અનેક વાર પ્રયત્નો કર્યા છે છતાં હજી સફળ થયા નથી. આ સૈકાની શરૂઆતમાં તુર્કી ધીમે ધીમે મરી જતું હોય એમ લાગતું હતું. યુરોપના દરદી (The sick man of Europe) તરીકે તે લેખાતું. ૧૯૦૮ માં રાજ્યપરિવર્તન થયું, છતાં પણ તેના ભીતરને કોરી ખાનારો સડો સાફ થયો નહિ. ગત યુદ્ધમાં જર્મનીની સાથે તેણે પણ સખત હાર ખાધી, તેથી તેનો મોટા ભાગનો મુલક છીનવી લેવામાં આવ્યો, અને જે તેને હસ્તક રહ્યો, તેમાં પણ મિત્રરાજ્યોએ હાથ ઘાલ્યો. તુર્કીનું નામ જ પૃથ્વીના પડ ઉપરથી ભુંસાઇ જશે એવો ગભરાટ લાગ્યો. તે વખતે કોણે ધાર્યું હશે, કે પરાજયની આ પરિસીમામાંથી તુર્કીના પુનર્જીવનનાં બીજ ફૂટી નીકળશે!

આજે મુસ્તફા કમાલ પાશાનું નામ દુનિયાની જગમશહૂરીએ ચઢ્યું છે. યુરોપ અને એશીઆના જમાનૂના ધમારામાંથી ખરતો એ એક ચમકતો તણખો છે. જુના તુર્કીના લશ્કરનો તે એક સરદાર જ હતો અને હાલ અંગોરામાં સ્થાપેલા જુદા રાજ્યનો અધ્યક્ષ છે. હમણાં જ તેણે એશિયા માઇનરમાંથી ગ્રીક લોકોને તલવારથી હાંકયા છે, અને મુદાનિયામાં થયેલી સંધિ મુજબ ખુદ થ્રેસનો પણ તે થોડા જ વખતમાં કબજો લેશે, તેથી તે માત્ર તુર્કીના જ નહિ પણ સમગ્ર એશીઆના ક્ષાત્રવીર તરીકે—યુરોપની પ્રતિષ્ઠાના સંહારક તરીકે વખણાય છે. તેની જીવનરેખા જાણવી આવશ્યક છે.

### બાળપણ

સન ૧૮૮૦ માં મેસીડોનિયાના મુખ્ય શહેર સાલોનિકામાં તેનો જન્મ થયો હતો. તેનો બાપ જકાતખાનામાં સામાન્ય નોકર હતો. તે ગુજરી ગયો તે પછી સાલોનિકાની સરકારી+ નિશાળમાં તે દાખલ થયો. એક દિવસ વર્ગ ચાલતો હતો તે વખતે એક બાળક જોડે તે લડી પડ્યો. તેથી ખૂબ ઘોંઘાટ થયો, એટલે શિક્ષકે તેને પકડીને એટલો બધો માર્યો કે તે નિશાળને તિલાંજલિ આપી ઘેર ચાલ્યો ગયો. તેની દાદી મૂળથી જ તેને આવી નિશાળે મોકલવાની વિરૂદ્ધ હતી. એટલે તે સદાને માટે નિશાળથી છૂટો થયો.

તેની માનો વિચાર તો તેને મસીદમાં ભણાવીને મુલ્લાં બનાવવાનો હતો. પણ આ ભાઈ આખો દિવસ રસ્તામાં ખેલતા, ત્યાંથી પસાર થતા તુર્ક લશ્કરી અમલદારોને જોઇને તેમનું મગજ ફર્યું. તેને પણ તેમના જેવા જ થવાની ચટપટી થઈ. માએ તો આ વાતની ચોખ્ખી ના પાડી, પણ તેને પુછ્યા વગર પ્રવેશક પરીક્ષા પસાર કરીને, તે લશ્કરી શાળામાં દાખલ થયો. ત્યાં તેના ગણિતના શિક્ષકનું નામ તેના નામેનામ હતું, તેથી કેટલીક વાર ગોટાળો થતો. એક દિવસ તેણે સુચવ્યું, કે આપણામાંથી એક જણને તો નામ બદલવું જ પડશે, માટે તુ મુસ્તફાને બદલે મુસ્તફા કમાલ એમ લખ. આવી રીતે તેનું હાલનું પૂરૂં નામ પડયું.

### જુવાની

સાલોનિકાની શાળાનું ભણતર પૂરૂં કરી તે મોનેસ્ટીરની લશ્કરી કૉલેજમાં, ને તે પછી ખુદ કોન્સ્ટાંટિનોપલની લશ્કરી તાલીમની વિદ્યાપીઠમાં દાખલ થયો. તે વખતે અબ્દુલ હમીદની આપખુદી ચાલતી હતી. તેના પારાવાર જુલમમાંથી તુર્કીને છોડાવવાને માટે અનેક ચળવળો જાગી હતી, અને નવાઇની વાત તો એ છે કે તેનું ખરેખરૂં કેન્દ્રસ્થાન લશ્કરમાં ને લશ્કરની કૉલેજમાં જ હતું. મુસ્તફાને પણ સ્વાભાવિક રીતે તેનો ચેપ લાગ્યો. સરકારે જપ્ત કરેલી કેટલીએ ચોપડીઓ છૂપી રીતે વંચાતી, તેથી મુસ્તફાના જુવાન અને ઉત્સાહી મગજ ઉપર ઉંડી અસર થતી ગઇ. એવામાં 'કમાલ બે' નામના પ્રસિદ્ધ લેખકનું 'વતન' નામનું નાટક તેના હાથમાં આવ્યું. આ નાટકને જપ્ત કરીને, તેની હાથમાં

+ તુર્કીમાં બે જાતની નિશાળો હોય છેઃ (૧) જુના વખતની મસ્જીદોમાં ચાલતી. તેમાં મુખ્યત્વે કરીને ધાર્મિક કેળવણીજ અપાય છેઃ (૨) સરકારે ધર્મ સિવાયના બીજા વિષયોનું જ્ઞાન આપવા સ્થાપેલી નવી શાળાઓ.

આવેલી એકેએક નકલ સુલતાને બળાવી મૂકી હતી, અને તેના સુપ્રસિદ્ધ લેખકને ઈંગ્લંડ નસાડી મૂક્યો હતો. આ નાટક વાંચીને જ પાશ્ચાત્ય રાજ્યવ્યવસ્થાના સંસ્કાર તેના ઉપર પહેલી વાર પડ્યા, અને ત્યારથી જ તે છૂપી રીતે અબ્દુલ હમીદનો કટ્ટો શત્રુ બન્યો. રાજ્યમાં અને લશ્કરમાં, સમાજમાં અને કુટુંબમાં જે આપખુદીને દોર ચાલતો હતો તેને તોડવાનો મુસ્તફાએ નિશ્ચય કર્યો.

તે ૨૨ વર્ષની ઉમરે લશ્કરની નોકરીમાં દાખલ થયો કે તરત જ એણે કૉન્સ્ટેન્ટીનોપલમાં એક જગા ભાડે રાખી, અને તેને પોતાની છૂપી મંડળી (Society of Liberty) નું સ્થાનક બનાવ્યું. એક દિવસ ભીખારી જેવા દેખાતા એક માણસે આવીને તેને કહ્યું કે "હું લશ્કરમાં અમલદાર હતો પણ હાલ મારી પાસે ખાવાને અને રહેવાને કંઇ નથી." તેના ઉપર દયા લાવી મુસ્તફાએ તેને પોતાની ઓરડીમાં રાખ્યો. પણ એ તો ખરું જોતાં સુલતાનનો જાસુસ હતો. એટલે એ જ દિવસમાં તે મંડળીના બધાએ સભાસદો જેલમાં પુરાયા! ચાર મહિને તે કેદમાંથી છૂટ્યો.

### દેશપાર

પણ આ છૂટકારો તો નામનો જ હતો. જેના કપાળમાં રાજદ્રોહની કાળી ટીલી લાગી હોય તેને સરકાર જંપીને બેસવા કેમ દે! કેદમાંથી છૂટ્યા પછી એ અઠવાડિયામાં તેની સીરિયાના લશ્કરમાં બદલી થઇ. ત્યાં પણ તેણે પોતાના સોબતી શોધી કાઢ્યા, અને છૂપા મંડળની શાખાઓ રચવા માંડી. થોડા વખતમાં આખા સીરિયામાં જ નહિ પણ બેરૂત, જાફા, જેરૂસલેમ વગેરે પેલેસ્ટાઇનના શહેરોમાં પણ તેની શાખાઓ સ્થપાઇ.

પણ ઈસ્તંબુલથી આટલે દૂર રહીને કંઈ વળી શકે એમ ન હતું, તેથી એણે સાલોનિકા જવાનો વિચાર કર્યો. સરકારે તેને રજા ન આપી, તોપણ મુસ્તફાએ તેની પરવા કર્યા વિના પોતાની યુક્તિ રચી. સાલોનિકાના ગવર્નર [illegible] તેને સારું ઓળખાણ હતું. તે [illegible] વિચારનો માણસ હતો. તેને કાગળ લખીને સાલોનિકા આવવા વિષે પૂછાવ્યું. આનો સીધો જવાબ આપવાનું ગવર્નરને જોખમભરેલું લાગ્યું, છતાં તેણે આડકતરી રીતે સંમતિ જણાવી. એટલે, સીધે રસ્તે જવાને બદલે મીસર અને ગ્રીસ થઇને તે સાલોનિકા પહોંચ્યો. ત્યાં પોતાના જુના ગોઠીઆઓને મળીને રાજને ઉથલાવવાને નવી યોજનાઓ અને નવાં મંડળો રચવામાં તે ગુંથાયો. પણ એટલામાં તેને ખબર પડી કે સીરિયામાં તેની તપાસ થાય છે, એટલે તે પાછો ફર્યો. ત્યાં તેને ત્રણ વરસ ગાળવાં પડ્યાં. અને ઘેર જવાની રીતસર રજા માગી, અને તે સદ્‌ભાગ્યે મળી ગઇ.

એશિયામાઇનરમાં જવાનો વિચાર કર્યો. તેવામાં તે એશિયામાઇનરના લશ્કરનો નિરીક્ષક નીમાયો, એટલે, શત્રુઓની નજરથી દૂર રહીને, દેશના ભીતરમાં જોઇતી વ્યવસ્થા કરવાની તેને તક મળી.

એશિયામાઇનરના ઉત્તર કિનારાપર આવેલા સામસૂન§ બંદરે તે ૧૯૧૯ ના મે મહિનામાં પહોંચ્યો, તેવામાં જ તેને ખબર પડી કે ગ્રીક લોકો સ્મર્નામાં ( ૧૫–૫–'૧૯ના રોજ ) દાખલ થયા છે. આથી તેનું લોહી ખૂબ ઉકળી આવ્યું, અને સૌ દેશાભિમાની તુર્કોની સભા મેળવી, ભવિષ્યની યોજના ઘડવાનો તેણે નિશ્ચય કર્યો. જરા પણ વિલંબ કર્યા વગર તેણે પહેલી સભા અર્ઝરૂમમાં બોલાવી. આખા એશિયામાઇનરના ચારે ખૂણામાંથી ચુનંદા તુર્કો અર્ઝરૂમમાં ભેગા થયા. ચારે બાજુએ લોકોમાં એટલો બધો ઉત્સાહ ફેલાયો હતો, કે તેમણે ટેકરીઓની ટોચોપર ધજાનિશાનો રોપ્યાં. આ બધું જોઇને એક અંગ્રેજ પ્રેક્ષકને ઇંગ્લંડની સામે સ્વતંત્રતાની લડત લડવા તૈયાર થયેલા અમેરિકાના લોકોની ફિલાડેલફિયાની સભા યાદ આવી. ઇસ્તંબુલમાં દફન થયેલી સ્વતંત્રતાની દેવીનો જાણે અર્ઝરૂમમાં ફરીથી અવતાર થતો હોય, એમ સૌને લાગ્યું.

### રાષ્ટ્રસભાનું હકનામું

રાષ્ટ્રીય લડત પૂરેપૂરી સ્વતંત્રતાથી ચલાવવા માટે કમાલ પાશા, અને તેના ગોઠીઆ રિફ્અત બેએ તુર્કીની નોકરીનાં રાજીનામાં અર્ઝરમથી જ મોકલી આપ્યાં. તે પછી બે મહિને શિવાસમાં બીજું સ્વાતંત્ર્યસંમેલન થયું, તેમાં તમામ પરગણાના તુર્ક આગેવાનોએ મળીને હકનામાની નીચેની પાંચ કલમો સર્વાનુમતે ઘડી કાઢીઃ—

(૧) અરબ લોકોની વધારે વસ્તીવાળા મુલક ઉપરથી અમે હક ઉઠાવી લઇએ છીએ; પણ તુર્કીના બાકીના ભાગની રાજકીય, ધાર્મિક અને જાતીય એકતા અમે અભેદ્ય સમજીએ છીએ.

(૨) થ્રેસના પશ્ચિમ વિભાગની સ્થિતિનો નિકાલ ભલે ત્યાંના વતનીઓ કરી લે, પણ તેના પૂર્વ ભાગ વિષે અમે જરા પણ નમતું આપી શકતા નથી.

(૩) નવા સ્થપાયેલા રાજ્યોની અંદર નાની કોમોના રક્ષણમાટે સૌ રાજ્યોએ મળીને જે નિયમો ઘડ્યા હોય, તે અમે પણ એવી કોમો પરત્વે કબૂલ રાખીશું.

(૪) ઇસ્તંબુલ, અને સામુદ્રધુની, કંઇ પણ સરત વગર અમને પાછાં સોંપવાં જ જોઇએ, પણ વેપાર અને મુસાફરીને માટે, તે જળમાર્ગ સાથે સંબંધ ધરાવતી સત્તાઓના હક અમે જાળવીશું.

(૫) તુર્કીને માટે રાજદ્વારી, આર્થિક અને ન્યાય ચુકવવાની પુરેપૂરી સ્વતંત્રતાનો દાવો અમે કરીએ છીએ.

### સુલતાનને વિષ્ટિ

જુના તુર્કીના એશિયામાં તેમજ યુરોપમાં આવેલા તમામ પ્રાંતોને, ભેગા મળી નવાન રાષ્ટ્રીય મંડળમાં પોતાના પ્રતિનિધિ મોકલવા કમાલ પાશાએ વિનંતિ કરી. તેમાં તુર્કીના રાજ્યની અંદર આવી રીતે બીજું રાજ્ય સ્થાપવાનાં કારણો તેણે જણાવ્યાં, સ્મર્ના ઉપર થયેલા ગ્રીક લોકોના અત્યાચારનું તેમને ભાન કરાવ્યું, ને મિત્રરાજ્યોના હાથમાં પુતળાની માફક રમતી ઇસ્તંબુલની સરકારની રાજનીતિની સ્હામે થવાની જરૂરીઆત જણાવી. આ ઉપરાંત કમાલ પાશાએ શિવાસથી પોતાની રાજનીતિ વિષે અનેક જાહેરનામાં બહાર પાડ્યાં, તેમાંના કેટલાંક અમેરિકા જેવાં બ્હારનાં રાજ્યોને પણ મોકલ્યાં.

કમાલ પાશાની પ્રાથમિક સભાએ ઉપરની કલમો મુજબ તુર્ક લોકોની માગણીઓ મિત્રરાજ્યોની પાસેથી દયાની રાહે પણ મંજૂર કરાવવાને જુલાઇની ૧૫ મી તારીખે સુલતાનને તારથી છેલો વિનંતિપત્ર મોકલ્યો. તેમાં છેવટે નીચેના શબ્દો હતાઃ

" અમે છેલ્લું પગલું લઇયે તે પહેલાં આ રજુ કરીયે છીયે. તમારા જવાબને માટે અમે તાર ઓફીસ આગળ અધીરાઇથી વાટ જોઇયે છીયે. અમારી વાજબી માગણીઓ મંજુર નહિ થાય તો શાં પરિણામ આવશે

§ એશિયામાઇનરનાં આ અને બીજાં સ્થળો માટે પહેલા અંકમાં ૪૧ મા પાના આગળ આપેલો નકશો જુવો.

તેનો વિચાર કરી લેશો. અમે એવી વ્યવસ્થા કરીશું કે જેથી અમારા કાર્યની તમામ જવાબદારી સુલતાન ને પ્રધાનમંડળ ઉપર જ પડશે.

તુર્કો અને ઓસ્માનલીઓ કેટલી હિમ્મત અને શક્તિ દાખવી શકે છે, તેનું પારખું આખી દુનિયાને અમે આપીશું."

આ સંદેશો મોકલ્યા પછી તેને ઘડનાર થોડાક માણસો કેટલાએક વખત સુધી તારના સંચાની પાસે ચૂપકીથી ઉભા રહ્યા. દરેક મિનીટે, ઈંગ્લંડના હાથમાં કેદી બનેલા ખલીફની અને આ લોકોની વચ્ચે અંતર વધ્યે જતું હતું. તારમાં જવાબ ન જ આવ્યો. વિનંતિપત્રમાં આપેલી મહેતલ પૂરી થઈ, એટલે આ માણસો ચાલતા થયા. ખરી લડતની શરૂઆત થઈ ચૂકી.

## રાજ્યસ્થાપના

પણ અત્યાર સુધી કમાલ પાશા કંઈ વાતોથી અને લખાણથી જ સંતોષ પામીને બેઠો ન હતો. તેને એકડે એકથી જ નવું રાજ્ય સ્થાપવાનું હતું. અંગોરાના મુલકની ઉત્તરે અને દક્ષિણે એશિયામાઇનરમાંથી જતી રેલ્વે પર અંગ્રેજોનાં થાણાં હતાં. પશ્ચિમે ગ્રીક લશ્કર હતું; અને આખાયે મુલકમાં ઇસ્તંબુલની સરકારનું જ તંત્ર હતું. નવા રાજ્યને પરદેશી લશ્કરને ચોમેરથી હઠાવવાનું હતું અને ઇસ્તંબુલનું તંત્ર પોતાને હાથ કરવાનું હતું.

અર્ઝરૂમમાં સભા મળી એ અરસામાં રીફઅત પાશાએ ઘણી જ ચતુરાઇથી સામસૂન બંદર અંગ્રેજો પાસેથી પડાવ્યું. તેની પાસે ફક્ત એકસો જ વફાદાર માણસો હતા. અંગ્રેજ અમલદાર સામસૂનમાં દાખલ થયો, તેની નજર આગળથી ધોળે દિવસે રિફઅત પાશા અને તેના, એનાએ સુશીલ માણસો ફરી ફરીને પસાર થયા. આથી અંગ્રેજ અમલદાર છેતરાયો, અને મોટું તુર્ક લશ્કર આની પાછળ આવે છે એવી છાપ તેના મન ઉપર પડી. પછી તે કાબેલ તુર્ક મુત્સદ્દીએ અંગ્રેજ અમલદાર સાથે ખૂબ વાત કરીને છેવટે તેને વિદાય કર્યો. આમ સામસૂન તુર્કોના જ કબજામાં રહ્યું.

ધીમે ધીમે એક પછી એક ગામ અને શહેર ઇસ્તંબુલના અમલદારો અને પોલિસનાં માણસો પણ નવા રાજ્યમાં ભળતાં ગયાં. બધા તાર અને રેલ્વે અંગ્રેજ લોકોએ હાથ કર્યા હતાં તે છતાં પણ એશિયામાઇનરનો આખો પશ્ચિમ વિભાગ કમાલ પાશાએ જોત જોતામાં સર કર્યો. એક ઠેકાણે ૪૦૦૦૦ સિપાઇનું અંગ્રેજ લશ્કર કમાલ પાશાના ૧૫૦૦ ઘોડેસ્વાર આગળ પાછું હઠયું. સામસૂનના જેવી ભૂલ ફરી વાર થઇ. અંગ્રેજોએ એમ ધાર્યું કે દેખીતી નાની ટુકડીની પાછળ મોટું ગંજાવર લશ્કર આવે છે.

જેમ જેમ કમાલ પાશાનું જોર વધતું ગયું તેમ તેમ સ્વાભાવિક રીતે ઇસ્તંબુલની સરકાર જોડે તેનો અણબનાવ વધતો ગયો. કમાલ પાશાના માણસોને ઇસ્તંબુલના અમલદારો કેદ કરી બહાર મોકલાવી દે, અને ઇસ્તંબુલના જે અમલદાર નવા રાજ્યમા ન ભળે તેમને કમાલના માણસો કેદ કરે. સ્મર્ના તરફ ગ્રીક લોકોએ જેમ જેમ વધારે અત્યાચાર કરવા માંડયા, અને કમાલ પાશાએ પોતાનો દાબ અંગોરાની આસપાસ વધારે ને વધારે બેસાડવા માંડયો, તેમ તેમ સ્વાભાવિક રીતે એશિયામાઇનરમાં તેની જ હાક વાગવા લાગી. છતાં પણ એશિયામાઇનરના કિનારા ઉપર ઇસ્તંબુલના માણસો વારંવાર ફરી વળતાં, અને પૂર્વના દરિયા કિનારે આવેલા કોનિયા બંદર ઉપર ખાસ નજર નાંખતાં. છેવટે ગઇ સાલ અડાનિયા પાસે લાંગરેલાં વહાણમાં કમાલના માણસોએ દાખલ થઇને તેમાં સંતાયલા પાંચ માણસોને ઠાર કર્યા, ત્યારથી એશિયામાઇનર પરથી ઇસ્તંબુલે પોતાનો હક પૂરેપૂરો ઉઠાવી લીધો.

## ઇસ્તંબુલમાં માર્શલ લૉ

દરમ્યાન ખુદ ઇસ્તંબુલમાં પ્રજાનો અસંતોષ વધતો ગયો. કમાલ પાશા એક બાજુએ એશિયામાઇનરનો મુલક સર કરતોજ ગયો અને બીજી બાજુ અને તો ઇસ્તંબુલમાં જ હોળી સળગાવવા માટે ત્યાં જુની ધારાસભા બોલાવવાની માગણી કાયમ રાખી.

છેવટે તેના અને તુર્ક પ્રજાના આગ્રહને વશ થઇને વડા પ્રધાને ફરીથી ધારાસભા બોલાવવાનું ફરમાન કાઢ્યું. તેમાં ચુંટાયલા મોટા ભાગના પ્રતિનિધિઓ કમાલના હકનામાની તરફેણમાં હતા. જાન્યુઆરીની ૨૮ મી તારીખે નવી ધારાસભા મળી તેણે એ કલમો મંજૂર કરીને જ કાર્યનો આરંભ કર્યો. અંગ્રેજોએ જોઇ લીધું કે સુલતાન કે પ્રધાનોની માફક આ ધારાસભાને નમાવીને કારભાર નહિ ચલાવી શકાય, એટલે તરત જ તેને વિખેરી નાંખી; અને તેના સંખ્યાબંધ શકદાર સભાસદોને દેશપાર કર્યા કે કેદમાં પૂર્યા. આટલેથી પણ સંતોષ ન પામતાં એશિયામાઇનરમાં સળગેલી આગથી ગભરાઇને માર્ચની ૧૬ મી તારીખે ઇસ્તંબુલમાં તેમણે માર્શલ લૉ જાહેર કર્યો, અને ૪૦૦૦ અંગ્રેજ ખલાસીઓએ તમામ સરકારી ઓફીસોનો કબજો લીધો. આમ કરતી વખતે અંગ્રેજોએ ભાગ્યે જ ધાર્યું હશે કે તેમની રાજનીતિથી ત્રાસ પામીને દેશપાર થએલા તેમ જ છૂટા રહેલા સેંકડો તુર્ક વીરો ઇસ્તંબુલની સુશોભિત રાજધાની છોડી આનાટોલિયાનાં ડુંગરોમાં જશે અને અંગ્રેજોને સલામો ભરીને ઘેર મોજશોખ કરવાને બદલે દૂર દેશાવરમાં ટાઢતડકો વેઠીને પણ અંગ્રેજોની સત્તાનું નિકંદન કાઢવાનું પસંદ કરશે. એકંદરે સ્મર્નામાં ગ્રીક લોકોના પ્રવેશથી, તેમ જ અંગ્રેજોના આ અકારણ અત્યાચારથી કમાલ પાશાનું જોર અને પ્રતિષ્ઠા ખૂબ વધી ગયાં.

## અંગોરાની ધારાસભા

ઇસ્તંબુલની ધારાસભા વિખેરાઇ ગઇ, છતાં પણ કમાલ પાશાએ રાષ્ટ્રીય પક્ષ રચવાને જે પ્રયાસ કર્યો હતો, તે નિષ્ફળ થયો નહિ. તેણે અંગોરાને નવી સત્તાનું મથક બનાવ્યું, અને એપ્રીલની ૨૩ મી તારીખે (૧૯૨૦) તુર્કીના ચારે ખૂણામાંથી રીતસર ચુંટાએલા પ્રતિનિધિઓની રાષ્ટ્રીય ધારાસભા ત્યાં બોલાવી. તે સભાએ મૂળના હકનામાની કલમો મંજૂર કરી, અને પછી સર થએલા મુલકનો લશ્કરી તેમજ દિવાની વહીવટ પોતાના હાથમાં લીધો. કમાલ પાશાને પ્રજાસત્તાક રાજપદ્ધતિમાં પૂરેપૂરી શ્રદ્ધા છે અને તેથી અત્યાર સુધી, તે સભા તરફથી જ તેણે રાજસત્તા ચલાવી છે. તેણે એ સભાને પોતાના રમકડાં તરીકે નથી વાપરી કે નથી તેના કાયમના અધ્યક્ષની પદવી લીધી.

અહીંઆ એ ઉમેરવું જોઇએ કે આ સભાએ પણ આખા મુલક પર એકદંડે અમલ કર્યો નથી. આખા રાજ્યને જુદા જુદા પ્રાંતોમાં વહેંચી નાંખ્યું છે અને તે દરેકમાં પ્રજામતથી ચુંટાએલી સભાને બને તેટલું સ્થાનિક સ્વરાજ્ય આપ્યું છે. કમાલપાશાનું પહેલું કામ તો દેખીતી રીતે નવેસરથી બળવાન લશ્કર બનાવવાનું હતું. છતાં ગ્રીક લોકો સાથે આજસુધી ખૂનખાર લડાઈ કરતે કરતે પણ પ્રજાની સુખાકારીનાં ઇજનેરી અને બીજાં કામ માટે તેણે કેટલી કાળજી રાખી છે તે ધારાસભા આગળ કરેલા છેલ્લા વાર્ષિક ભાષણ પરથી સમજાય છે.

## સંધિ પર છીણી

ઓગસ્ટની ૧૧ મી તારીખે સેવ્રની સંધિ થઈ. અંગ્રેજો અને ગ્રીક લોકોએ મળી જઇને તુર્કીને ખતમ કરવાનું નિર્ધાર્યું. તેની વિગતોમાં ન ઉતરતાં અત્રે એટલું જ કહેવું બસ થશે, કે જુના તુર્કીના રાજ્યમાંથી અનેક મુલક કાપી કાઢી, તેને પરદેશી સત્તાઓને સોંપવામાં આવ્યા, અને એશિયામાઇનર ને ઇસ્તંબુલનો જે મુલક સુલતાનને હસ્તક રહ્યો, તેના ઉપર પણ મિત્રરાજ્યોનો લશ્કરી કાબૂ રહ્યો. એ સંધિ મંજૂર થઈ હોત, તો તુર્કીના મહારાજ્યનો તો શું પણ ખુદ તુર્કીનો જ અંત આવત.

જ્યારે એક બાજુએ સુલતાનના પ્રતિનિધિઓ અંગ્રેજોની ગુલામી કબૂલ રાખતા હતા, ત્યારે બીજી પાસ અંગોરાના વીર સુભટો પોતાની માતૃભૂમિમાંથી પરદેશી સત્તાને પાછી હઠાવવા માટે તલવાર ચલાવતા હતા. કિનારા ઉપર લાંગરેલી મનવારોની સ્હામે તો થઇ શકાય એમ ન હતું. એટલે એશિયામાઇનરમાં એસ્કી શહેરથી કારાહીસારની રેલ્વે લાઇનપર જામેલા ગ્રીસ લશ્કર ઉપર તુર્કોએ હુમલો કર્યો. તે વખતે ગ્રીસ લશ્કર નવુંસવું હતું, એટલે

કારાહીસાર આગળ તેણે સખત હાર ખાધી. પછી ૨૫ માઇલ પાછળ હઠી, અંગોરાથી ફક્ત ૪૦ માઇલને અંતરે સકરીઆ નદીના કિનારા ઉપર ઉત્તરથી દક્ષિણ બાજુમાં તુર્કોએ ટુકડીઓ ગોઠવી. પ્રસંગ કટોકટીનો હતો. તેથી કમાલ પાશાએ ધારાસભાનું પ્રમુખપદ છોડી દઇને લશ્કરની સરદારી લીધી. ગ્રીક લોકો તુર્કોને સખત હાર આપવાને માટે ૫૦ માઇલ પૂર્વ તરફ ચાલ્યા ગયા, એટલે તુર્કોએ પૂર્વ પશ્ચિમ પોતાની ટુકડી ગોઠવી અને તેના ઉપર ગ્રીક લોકોએ ૨૧ દિવસ સુધી સખત મારો ચલાવ્યો, તોપણ તે તૂટી નહિ. કમાલની જીંદગીમાં ડાર્ડેનલ્સની જીત જેવું જ આ પરાક્રમ પણ ઝગઝગે છે.

આવી રીતે ઇંગ્લંડની પૂરી મદદ છતાં, ગ્રીક લશ્કર કમાલ પાશાના લશ્કરને તોડી શક્યું નહિ, એટલે સેવ્રની સંધિ તો ખતમ જ થઇ. તે પછીનો ઇતિહાસ ઘણો જ તાજો છે, તેથી તેની વિગતમાં ઉતરવાની જરૂર નથી. ગયા માર્ચ મહિનામાં મિત્રરાજ્યોએ ગ્રીસ અને તુર્કી વચ્ચે સમાધાન કરવા માટે પેરિસમાં સભા એકઠી કરી હતી. પણ અંગોરાની સભાએ સ્પષ્ટ રીતે જણાવી દીધું, કે પહેલું ગ્રીક લોકોએ એશિયામાઇનર ખાલી કરવું જ જોઇએ, તે સિવાય સુલેહ પરિષદ્નો કંઇ અર્થ નથી. સભાની આ સરત મિત્રરાજ્યોએ ન સ્વીકારી, તેથી એ વાત ત્યાંથી અટકી. હમણાં આશરે એ એક માસ પર વળી આવી કંઇ પરિષદ્ વેનિસમાં ભરવાની વાતો ચાલતી હતી. એટલામાં કમાલ પાશાએ ગ્રીક લોકોને એશિયામાઇનરના આખા પશ્ચિમ કિનારાપરથી જોતજોતામાં હાંકી કાઢીને, પોતાની સરત પૂરી કરી છે. વળી મુદાનિયામાં થયેલી સંધિ મુજબ તો સુલેહ પરિષદ્ મળતાં પહેલાં ગ્રીક લોકો થ્રેસમાંથી પણ નીકળશે, અને તુર્કી તેનો કબજો લેશે. ગયા માર્ચમાં જે કલમના બળથી મળ્યું, તેનાથકે તેથી પણ વધારે, જોત જોતામાં તલવારથી લીધું છે.

## રૂશીઆ સાથે સંધિ

હેલી લડાઇમાં તુર્કોને રૂશીઆની ઠીક મદદ મળી છે એમ સંભળાય છે. તેથી તેની સાથેનો સંબંધ જોવો જોઇએ. કમાલપાશાએ એક રાજસત્તાના અધ્યક્ષ તરીકે પહેલી જ સંધિ રૂશિયાની સોવિયેટ સરકાર સાથે કરી છે. બન્નેને યુરોપનાં રાજ્યોએ મળીને ન્યાત બ્હાર મુકેલાં અને તેમની વચ્ચે માત્ર કાળો સમુદ્ર જ છે તેથી તેમને એક બીજા તરફ ખેંચાતાં અને એક બીજાને રાજસત્તા તરીકે કબૂલ રાખતાં વાર ન લાગી. સન ૧૯૨૧ ના માર્ચની ૧૬ મી તારીખે તેમની વચ્ચે થએલી સંધિનો સાર નીચે મુજબ છે:

(૧) બેમાંથી એકેની પાસે સિરજોરીથી બીજાં રાજ્યોએ કરાવેલી સંધિને કબૂલ રાખવી નહિ.

(૨) પૂર્વના દેશોની રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે તુર્કી, અને નવું સમાજ બંધારણ રચવાને રૂશીઆ જે લડત ચલાવે છે તેની વચ્ચે સામ્ય છે તેથી તે વિષે બન્નેની સંપૂર્ણ સ્વતંત્રતા મંજૂર રાખવામાં આવે છે.

(૩) કાળા સમુદ્રના અને બોસ્ફરસની સામુદ્રધુનીના જળમાર્ગનો સૌને લાભ મળી શકે તેવા નિયમો ઘડી કાઢવાનું કામ તેના કિનારા પર આવેલાં રાજ્યોની એક ખાસ પરિષદ્ને સોંપવું; પણ તેવા નિયમોથી તુર્કીની પૂરી સ્વતંત્રતાને કે ઇસ્તંબુલની સલામતીને જરા પણ ઇજા પહોંચવી જોઇએ નહિ.

(૪) રૂશીઆના અને તુર્કીનાં જુનાં રાજ્યો વચ્ચે થએલા કરાર રદ ગણવા

(૫) તુર્કીમાં પરદેશીઓને ન્યાય આપવાને તેમના જ દેશીઓની અદાલતો નીમાવવાનો ખાસ હક્ક[*] છે તે તુર્કીની સ્વતંત્રતાને હાનિકારક હોવાથી રદ ગણવો.

આફત પ્રસંગે એકબીજાને મદદ કરવાની કંઇ કલમ નથી એમ રૂશીઆના પ્રતિનિધિએ જણાવ્યું છે. કમાલપાશા મિત્રરાજ્યો સાથે કંઇ સંધિ કરે તેમાં ભાગ લેવાને રૂશીઆને બોલાવવાની પણ કલમ છે એમ કહેવામાં આવે છે. હમણાં મુદાનીઆમાં સભા મળી તેમાં હાજર રહેવાની રૂશીઆએ માગણી કરી હતી તે ઉપરથી આ વાતને ટેકો મળે છે. ગમે તેમ

[*] તેને ઇંગ્રેજીમાં Capitulations કહે છે.

# ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજી

## ( ૩ )

### સામાજિક સ્થિતિ અને રચનાત્મક કાર્ય

ચંપારણ્ય બહુ ઉપજાઉ અને રમણીય પ્રદેશ છે ખરો, પણ તેનાં હવાપાણી બિહારના બીજા જીલ્લાઓ કરતાં ખરાબ ગણાય છે. ઉત્તરમાં તરાઇની હવા તો બહુ જ નુકસાનકારક છે. તાવનો વાવર ત્યાં બહુ જ ચાલે છે અને ચોમાસા પછી તો દરેક ઘર ઈસ્પીતાલ થઈ જાય છે. દક્ષિણની હવા પણ સારી ન ગણાય. ગંડક અને સિકરહના નદીઓના કાંઠાના પ્રદેશમાં તો હવામાં ને પાણીમાં કંઇક એવું છે, જેથી બધા લોકોને ગળે મ્હોટી મ્હોટી રસોળીઓ થાય છે. એ પ્રદેશના લોકોની બુદ્ધિ પણ બુટ્ટી* હોય છે. જ્યાં જુઓ ત્યાં લંગડાં, લૂલાં અને રસોળીવાળાં માણસો જોવામાં આવે. તેઓને સાદા હિસાબ ગણતાં પણ ન આવડે, ઠીક વાત ન કરી જાણે, સામાની વાત સમજી ન શકે અને વખતે કવખતે જ્યારે મોજ આવે ત્યારે હસી પડે. આ પ્રદેશની આસપાસના લોકો આ કાંઠાના લોકોને 'બાઘડ' કહે છે અને આખા બિહાર પ્રાંતમાં "ગંજીઆ કે બાઘડ" એ જાણે કહેવત થઇ ગઇ છે. ત્યાંના જનાવરોને પણ રસોળી થાય છે.

ચમ્પારણ્ય જીલાની વસ્તીમાં હિન્દુઓનું પ્રમાણ ઘણું વધારે છે. વસ્તીનો આઠમો ભાગ મુસલમાન છે. પાદરીઓએ પણ ત્યાં સારો પગપેસારો કર્યો છે અને ખ્રિસ્તીઓની સંખ્યા પ્રમાણમાં ઠીક છે. પણ ત્યાંના ખ્રિસ્તીઓની વિશેષતા એ છે કે તેમનામાં અને અન્ય જાતિઓમાં રહેણીકરણીનો ખાસ કાંઈ તફાવત નથી. તરાઇમાં રહેનારા થારૂ જાતિના હિંદુ લોકો આબોહવાનો પ્રકોપ ઠીક સહન કરી શકે છે. તેઓ બહુ સાચા, સીધા અને કષ્ટ-ખાઉથી ભાગતા રહેનારા છે. મહેમાનગીરીમાં એ લોકો ઉદાર છે. તેમનામાં એક ગુણ એ છે કે ગામમાં કાંઇ પણ ગરબડ જેવું લાગે અથવા કાંઇ વિપત્તિ આવી પડે તો ગામનું ગામ ઝપાટાબંધ છોડીને બીજે સ્થળે ચાલ્યા જાય છે. અનાજ ખૂબ પાકતું હોવાથી અને કોઠીવાળાના ત્રાસમાંથી એ લોકો મુક્ત હોવાથી એમનું જીવન સુખી ગણાય.

ચંપારણ્યના હિંદુ અને મુસલમાનોની ભાષા હિંદીનું જ એક રૂપાન્તર છે. તેને ભોજપુરી કહે છે. પરંતુ ગામડામાં તો જુદા જુદા ભાગમાં જુદી જુદી જાતની દેહાતી બોલીઓ બોલાય છે. શહેરોમાં તથા મ્હોટાં ગામોમાં વસનારા અને ગામડાંના પણ જેને બ્હારગામ કંઇ કામ પડતું હોય એવા હિંદી સમજી તથા બોલી શકે છે. ત્યાં લિપિ કૈથી ચાલે છે, જે ગુજરાતીને બહુ જ મળતી છે.

કુલ વસ્તીના મુખ્યત્વે ત્રણ ભાગ પાડી શકાય: જમીનદાર વર્ગ, મારવાડી વેપારીઓ અને રૈયત. તેમાંય ત્યાંના અસલ વતનીઓના તો બે જ વર્ગ પાડી શકાયઃ જમીનદાર અને રૈયત. મારવાડીઓ ત્યાં વેપારાર્થે જઇ વસેલા. અત્યારે ચંપારણ્ય જીલ્લાનો જ નહિ પણ લગભગ આખા બિહાર પ્રાન્તનો વેપાર તેમના હાથમાં છે. તેઓ ત્યાં ઘર-બારવાળા થઇ ગયા છે અને ઘણાક તો જમીનના પણ માલેક થઇ પડયા છે. પરંતુ તેમની સંખ્યા બહુ મોટી પણ ન ગણાય. તેઓ મારવાડી મારવાડી વચ્ચેજ બધો સંબંધ રાખે છે અને ત્યાંના લોકો સાથે સામાજિક વ્યવહારમાં ભળતા નથી. તેમની ચંપળતા અને હોશિયારીને લીધે દેખાવમાં તથા આચારવિચારમાં તેઓ ચમ્પારણ્યના વતનીઓથી જુદા પડી જાય છે. અહીંની માફક વેપારીઓ અને શિક્ષિતજનોનો મધ્યમ વર્ગ ત્યાં નથી. વેપારીઓ તો બધા પરપ્રાન્તી. અને શિક્ષિતજનો બહુ ઓછા છે. સરકારી નોકરીઓમાં, શાળાઓમાં તથા વકીલ અને દાક્તરના ધંધામાં બંગાળીઓ વધારે છે. હમણાં હમણાં છપરા જીલ્લાના બિહારીઓ કંઇક આગળ આવતા જાય છે. જમીનદારોની સંખ્યા તો

---

* ગળાની Thyroid Gland વધવાથી માણસની બુદ્ધિ જડ થઈ જાય છે પ્રા.

સ્વાભાવિક રીતે જ ઓછી હોય એટલે વસ્તીનો મ્હોટો ભાગ ખેડુત, સુતાર, લુહાર વગેરે કારીગરો અને મજુરોનો રહ્યો. અને આ લોકોની હાલત બૂરી છે. તેનું મુખ્ય કારણ અલબત્ત તેમનું આળસ અને અજ્ઞાન જ છે. સવારમાં સાત આઠ વાગે કોઇ ગામમાં જાઓ તોપણ લોકો બધા પોત-પોતાનાં આંગણાંમાં ન્હાની ન્હાની હુકલીઓ લઇ તે ગગડાવતાં બેસી રહ્યાં હોય. સ્ત્રીઓના હાથમાં પણ હુક્કા જુઓ. એકબીજાને મળે એટલે 'કે... બા...કે...બા...' બન્ને ઉચ્ચાર પ્લુત એમ બોલે. 'કે બા' એટલે કેમ છો. સામો જવાબ મળે 'ભાલો બા,' ઠીક છે. આ એમનો સવારનો કાર્યક્રમ. એમને કાંઇ કામ કરવાનું તમે કહો, કોઇને કાંઇ કામ સોંપ્યું હોય તે સંબંધી પૂછો તો પહેલો જવાબ તો એ જ સાંભળવાનો હોય કે 'બિહાન.' બિહાન+ એટલે કાલે. સરકારી ઓફિસોમાં પણ 'બિહાન' સાંભળવાનું મળે અને કોઇક વાર તો પોસ્ટ ઓફિસમાં પણ બહુ કાગળો કે એવું રજીસ્ટર કરાવવા લઇ જાઓ તો 'બિહાન' થાય.

આવા આળસુ માણસો ગંદા ન હોય તો પણ સ્વાભાવિક રીતે ગંદા થઇ જાય. શરીર ઉપર કપડું સીવડાવીને પહેરે તે ફાટે ત્યારે કહાડે એવા પણ માણસો જોવામાં આવે. બૈરાં વાળ પણ પંદર પંદર દિવસે ઓળતાં હશે. અને વાળની લટો બહુ ઉડે નહિ એટલા માટે તાણીને એવી સખત ગુંથી નાંખે કે તેમાંથી વાળ છટકવા જ ન પામે. રોજ વાળ ઓળવા પડે તેની આળસે વાળ તણાય તે સહન કરી લે. માથામાં જૂઓ પડે ને માટે તેમણે એક જાતની માટી દવા તરીકે વાપરવાની શોધી કહાડેલી છે. જ્યારે જૂઓ પડે ત્યારે એનો માથે લેપ કરે.

પાણી પીવાને માટે કૂવા કોઇ મારવાડી કે જમીનદારના જ પાકા બાંધેલા હોય. બાકી દેહાતમાં તો કૂવાને થાળું કે એવું કાંઇ ન મળે. આસપાસ ખૂબ ગંદકીવાળો પાંચ છ હાથ ઉંડો ખાડો એ તેમનો કૂવો. કૂવાની આસપાસ કોઇ દિવસ સાફસુફ થાય નહિ તેથી કાદવ, લીલ, બધું મળીને ગંધાતો કાળો મેશ જેવો પદાર્થ કૂવાની આજુબાજુ જામી ગયેલો હોય. અને પાણી ઊંડાં નહિ એટલે કૂવાની આસપાસ ઢળેલું પાણી બધું અંદરને અંદર મળે. તેમના ઘરની ખાળકુંડીઓની દશા પણ ભારે ભયાનક. પણ તેની સાથે તો કદાચ અમદાવાદની સાંકડી પોળોની ખાળકુંડીઓ હરિફાઇ કરી શકે. અમદાવાદની ચણતરની હોય અને પેલી કાચી, એટલો જ ફેર. ત્યાં ગામ એટલે ઘરો બધાં પાસે પાસે હોય એવું નથી હોતું. ચાર પાંચ ઘર અને તે લોકોની જમીન, વળી પાછાં ઘર અને તે લોકોની જમીન, એમ હોય છે. ખેતરમાં ખાતર સારૂ ઉકરડા રાખે તે પણ દરેક જણ બને તેટલા પોતાના ઘરની પાસે જ રાખે. એમની ઢોર બાંધવાની જગાથી તો કપારી જ નહિ, પણ તિરસ્કાર છુટે. આપણે અહીં સવારના પહોરમાં કોઢારમાં છાણુ-વાસીદું થઇ જ જવું જોઇએ એવો નિયમ છે. ત્યાં કાંઇએ ન મળે. ગાયો કે બળદને બાંધવાની જગાએ ઉન્હાળા અને શિયાળાને દિવસે પણ ઘુંટણ સુધી પગ ખુંપી જાય એટલો છાણમૂતરનો કાદવ હોય. આને લીધે ઘણી વાર તો ગાયોની ખરીઓમાં કીડા પડેલા જોવામાં આવે. ઢોરને પાણી પાવા તથા ગોમર વગેરે ખવડાવવા જે ગમાણ હોય તે પણ કેટલેય દિવસે સાફ થાય. આને લીધે માણસની માફક ઢોરની ઓલાદ પણ બગડતી જાય છે. ગાયો આપણી મ્હોટી બકરીના જેવડી હોય છે.

આ બધી ગંદકીનું કારણ પૂછતાં એ લોકો તો પોતાની ગરીબાઇ જ બતાવે, પણ તેમનું આળસ એ મુખ્ય કારણ. હા, કપડાંની બાબતમાં ગરીબાઇ એ તેમની ગંદકીનું કારણ ખરું. કોઈ સ્ત્રીએ બહુ જ મેલું લુગડું પહેર્યું હોય તેને એ ધોવાનું કહેવામાં આવે તો તરત કહે કે, મહાત્માજી અમને લુગડાં આપશો. અમારી પાસે બદલવાનું બીજું લુગડું નથી એટલે આને શી રીતે ધોઇએ? બદલવાના

+ પ્રાકૃત 'વિહાણ' જે ઉપરથી ગુજરાતી વહાણું' થયું છે. તેને અને આ 'બિહાન'ને કાંઈક સંબંધ લાગે છે.

કેટલો પાપમાં પડે છે? આમ અર્ધો કલાક સુધી ગાળો દીધા પછી કોઇને વિચાર થાય કે આપણેયે કામ કરીએ. એમ કેટલાક કામે વળગે અને સ્વયં-સેવકોની પાસે આગ્રહપૂર્વક કામ છોડાવે. આ એક સાધારણ અનુભવનું વર્ણન છે.

ચંપારણ્યમાં કામ કરવા મહાત્માજીને જે સ્વયં-સેવકો મળેલા તેમાં તળ બિહારના ઉપરાંત ગૂજરાત અને મહારાષ્ટ્રના જ સ્વયંસેવકો હતા. તેમાં અધ્યાપક કૃપલાની સિંધી હોઈ અપવાદ હતા. પણ હું તો તેમને ચંપારણ્યના કામ પૂરતા તો બિહારના જ સ્વયસેવક ગણું છું. તેઓ મુઝફ્ફરપુર કૉલેજમાં ઇતિહાસના અધ્યાપક હતા. અને મહાત્માજી પ્રથમ ચંપારણ્ય ગયા ત્યારે મુઝફ્ફરપુરમાં તેમને ત્યાં ઉતરેલા. મહાત્માજીને પોતાને ત્યાં ઉતારો આપ્યા પછી થોડા જ દિવસમાં તેમને રાજીનામું આપવાની ફરજ પડી હતી. ત્યાંથી જ તેઓ મોતીહારી ગયા અને મહાત્માજી સાથે કામ કરવા લાગ્યા. એક વખત મોતીહારીમાં મહાત્માજીનું સરઘસ નીકળ્યું તેમાં એ ઘોડેસ્વાર થયેલા. સામેથી કોઇ ગોરા અમલદારની મોટર આવી. તેથી ઘોડો ભડક્યો. આ મોટરથી બીધેલી એક ડોસી દોડતાં દોડતાં બાજુએ પડી ગઇ. પ્રોફેસરના ઘોડાએ તોફાન કર્યું તેમાં આ ડોસીને વાગ્યું એમ ગોઠવી પોલીસે પ્રોફેસર ઉપર બેદરકારીથી હાંકવાનો આરોપ મૂકી કેસ કર્યો. આમાં પેલી ડોસીને તો નહિ વાગેલું, પણ પ્રોફેસરને ઘોડા ઉપરથી પડી જવાથી પગે સખ્ત ઇજા થયેલી. ત્યારથી પ્રોફેસર એક ખુરશી નાંખી બંગલાના બારણા આગળ બેસી રહેતા. લોકોની ખૂબ ગર્દીથી કંટાળી મહાત્માજીએ માળ ઉપર અગાસીમાં પોતાની બેઠક રાખેલી. નકામી નકામી ફરિયાદો કરવા આવનાર રૈયતને ધધડાવીને પ્રોફેસર સ્વાવલંબનનાં વ્યાખ્યાનો આપે. લોકો દર્શન માટે બહુ જ આગ્રહપૂર્વક માગણી કરે, ત્યારે 'દર્શનમે ક્યા હોગા? દર્શન કર કર તો દેશકી ખરાબી હો ગઇ. અબ મર્દ બનો, મહાત્માજી કહેતે હૈં વહ કરો,' આમ સમજાવે. અને જરા કડકાઈથી કહે પણ તેમની મુદ્રામાં અને વચનમાં રહેલો પ્રેમ સમજી જઇને લોક તેમની માફી માગતા. આમ સાંજ થતાં સુધી પ્રોફેસરે દ્વારપાલનું જ કામ કર્યું. છતાં એમના જેવા કડક દ્વારપાલને હરાવનારા પણ કોઇ કોઈ મળતા. જેને કાંઈ ફરિયાદ હોય તે નોંધાવાનું કામ ત્યાંના એક વકીલ બાબુ જનકધારીપ્રસાદ કરતા. મહાત્માજીની ખાસ સલાહ લેવા જેવું હોય તો જ ફરિયાદીને તેમની પાસે લઇ જવામાં આવે એમ રાખ્યું હતું. પણ એક જણ તો 'ધરણું' ધારણ કરીને બેઠો કે 'મારે તો મારી ફરિયાદ મહાત્માજીને જ સુણાવવી છે.' કેમે કર્યો સમજે નહિ. એણે તો ધૂન ચલાવી 'ગાંધીજીકા બબુઆ જીવો હો રામ, મેરા મુકદમા સુનો હો રામ.' પ્રોફેસર તો હાર્યા જ પણ આને કઢાવવા તો છેવટે મહાત્માજીને પણ થાકીને નીચે ઉતરવું પડ્યું. કેવળ દર્શનને માટે આવેલા ઘણા લોકો કમ્પાઉન્ડની બહાર બેસી રહેતા, કારણ કામ વિના તો પ્રોફેસર તેમને કમ્પાઉન્ડમાં બેસવા દેતાજ નહિ, અને મહાત્માજી જ્યારે સાંજે ફરવા નીકળે ત્યારે દર્શન કરી પોતાને કૃતાર્થ થયા માનતા. અમારામાંથી જ્યારે જ્યારે કોઇને પળવાર મળે ત્યારે તે પ્રોફેસર પાસે જઇને બેસતો. ઇતિહાસ ઉપર તેમણે ખૂબ વિચારેલું છે. એટલે ઐતિહાસિક ઘટનાઓનાં રહસ્ય, ઐતિહાસિક કલ્પનાતરંગો અને બીજી અનેક મીઠી મીઠી વાતો સાથે તેમની પાસે હમેશાં મીઠી મીઠી શેરડી ચૂસવાની પણ મળે. કારણ એ ખુરશી પર બેઠા બેઠા વાંચતા ન હોય કે રૈયતને વ્યાખ્યાન ન આપતા હોય ત્યારે શેરડીજ ચૂસતા હોય. વાચકોની જિજ્ઞાસા તૃપ્ત કરવા અહીં જણાવી દઉં કે ઘોડો હાંકવાવાળા મુકદ્દમામાં પ્રોફેસરનો ૨૫ રૂપીઆ દંડ અને દંડ ન આપે તો પંદર દિવસની આસાન જેલની સજા થઈ હતી. પ્રોફેસર ઉપર આરોપ જો કે જુદો હતો પણ ત્યાં કામ કરતા સ્વયંસેવકોને સતાવવા અથવા ડરાવવાના ઉદ્દેશથી આ મુકદ્દમો મંડાયલો હોઇ પ્રોફેસરનું જેલમાં જવાનું તેમના ત્યાંના કામને અંગે જ થયું ગણાય. ચંપારણ્યના કામમાં પ્રોફેસરનો સાથી મહત્ત્વનો ફાળો તો તેમણે મુઝફ્ફરપુર કૉલેજમાં પાડેલી

વિદ્યાર્થીઓ ઉપરની અસર હતી. તેમના હાથ નીચે ભણી ગયેલા વિદ્યાર્થીઓમાંથી ઘણા સ્વયંસેવકો ત્યાં મળ્યા હતા.

ત્યાં જે ત્રણ શાળાઓ સ્થપાઇ હતી તેમાં એકમાં પૂજ્ય કસ્તુરબા, બેલગામવાળા શ્રી. સોમણ તથા બીજા કેટલાક હતા. આ શાળામાં સગવડ ઓછામાં ઓછી હતી અને તરાઇની વધારે પાસે હોવાથી ત્યાં ઠંડી વધારેમાં વધારે પડતી હતી. આ શારીરિક અગવડો ઉપરાંત ત્યાંની પાસેની કોઠી-વાળો એમન સહેબ બધા નીલવરોમાં બહુ ખરાબ ગણાતો. એટલે જ મહાત્માજીએ પૂ. કસ્તુરબાને ત્યાં રાખ્યાં હતાં. રહેવાની ઝુંપડી ઉપર રૂ વેરાઇને પડ્યું હોય એવું આકળ સવારમાં બાઝી ગયેલું જોવામાં આવે. પૂ. બા ગામમાં ફરવાનું તથા દવા આપવાનું કામ કરતાં અને શ્રી. સોમણ શાળા ચલા-વતા. આપણા દોસ્ત ઇરવિન સાહેબથી આ સહ્યું ન ગયું. ગાંધી ઉઘાડે પગે ફરી, કપડાંના સાદાઇ રાખી લોકોમાં અંધ ધર્મશ્રદ્ધા પેદા કરી તેનો લાભ ઉઠાવવા માગે છે, એટલું જ નહિ પણ એ બીજી રાજકીય ચળવળો ઉપાડવા જ્યારે જ્યારે ગુજરાતમાં જાય છે ત્યારે ત્યારે પણ મીસિસ ગાંધી અહીં લોકોને ઉશ્કેરણી કરવાનું પોતાના પતિનું કામ જારી રાખે છે વગેરે, ન છાજે એવી ટીકાઓ તેણે વર્ત-માનપત્રોમાં કરી. રાજકીય બાબતોથી કેવળ અલિપ્ત, કેવળ ભૂતદયાથી પ્રેરાઇને જ રોગીઓને દવા આપ-વાનું કામ કરનારાં, દેહાતી ભાષા તો બોલી પણ ન જાણે અને હિંદુસ્તાની પણ ભાંગ્યું-તૂટ્યું બોલે એવાં, તથા જે આક્ષેપો ઇરવિન સાહેબે કર્યા તે આક્ષેપો વિષે કોઇના ગુજરાતીમાં સમજાવ્યા વિના જાણી પણ ન શકે એટલા થોડા અક્ષરજ્ઞાનવાળાં બા એ આ શિષ્ટાચારશૂન્ય નીલવરને લોકોમાં ઉશ્કે-રણી કરનારાં લાગ્યાં! આ ચર્ચાપત્ર પછી ઇરવિન સાહેબની પ્રતિષ્ઠા છેક જ તૂટી ગઇ અને નીલવર મંડળમાં પણ તેના આવા અવિચારી અને સંકુચિત વર્તનથી તે અકારો થઇ પડ્યો.

બાની સાથે કામ કરનારા ભાઇ સોમણ પણ એમને સોંપેલા કઠણ કામને પૂરા લાયક નીવડ્યા. તેમને વિષે તો એટલો જ પરિચય આપવો બસ થશે કે તેઓ પોતાની વકીલાત છોડીને અહીં સ્વ-યંસેવક તરીકે આવેલા. કામ કરવામાં તે અગવડોને લાત મારીને દૂર કરનાર અને શ્રમને તો પત જ નહિ કરનાર ખડતલ મરાઠા છે.

આ શાળા સૌથી પ્રથમ સ્થપાયેલી એટલે તેમાં મુશ્કેલીઓ ઘણી નડી હતી. લોકો સાફસૂફ કરવાનું કહ્યે માનતા ન હતા. જ્યારે ભાઇ સોમણ અને ડાક્તર દેવ કોદાળી પાવડા હાથમાં લઇને ઉપડ્યા ત્યારે બધા માનવા લાગ્યા.

એક વખત તેઓ ગામડામાં ફરવા ગયેલા અને આવીને જુએ છે તો પોતાને રહેવાનું તથા જેમાં પોતાની શાળા ચલાવતા તે ઝૂંપડું બળી ગયેલું અને તેને સ્થળે રાખ સિવાય બીજું કાંઇ નામ નિશાન નહિ રહેલું. કામમાં અડચણ નાંખવાના હેતુથી કોઇ દ્વેષીએ આ આગ લગાડી હશે એમાં સંશય ન હતો. ભાઇ સોમણનો તો આગ્રહ જ હતો કે શાળા એક દિવસ પણ બંધ ન રહે. આખી રાત જાગી, પરાળ અને વાંસ મંગાવી હતું તેવું ઝૂંપડું ઉભું કરી દીધું. આમ તેમના આગ્રહી અને ટેકી સ્વભાવે ચમ્પારણ્યના કામ કરનાર અને સ્વ-યંસેવકોમાં તેમને વિષે ભારે છાપ બેસાડી. હાલ તેઓ પોતાના પ્રાંતમાં અસહકારનું કામ સુંદર રીતે કરી રહ્યા છે.

બીજી નિશાળમાં શ્રીમતી અવન્તિકાબાઇ ગોખલે, તેમના પતિ અને બીજા કેટલાક ભાઈઓ હતા. અવન્તિકાબાઈ લોકોને એકઠા કરવામાં, તેમના ઉપર છાપ પાડવામાં અને તેમને સમજાવવામાં તેમના સંગીતના જ્ઞાનનો ઉપયોગ ઠીક કરતાં.

ત્રીજી નિશાળમાં કર્વેના મહિલા વિદ્યાલયનાં એક બાળવિધવા બ્હેન આનંદીબાઇ તથા બીજા કેટલાક હતા. આ આનંદીબાઈની ઉમર તો ૧૮–૧૯ વર્ષની હશે પણ તેમનામાં ઠરેલપણું પ્રૌઢ માણસને છાજે એવું હતું. તે પહેલાં બિહારમાં રહી ગયેલાં હોવાને લીધે દેહાતી ભાષા પણ બોલી જાણતાં અને

ગરીબ તથા દુઃખીમાં તેમના જેવાં જ થઈને ઝટ ભળી જતાં તેમને સરસ આવડતું.

આ ઉપરાંત સત્યાગ્રહાશ્રમના તથા ગૂજરાતના બીજા મળીને દશેક ગૂજરાતી સ્વયંસેવકો હતા. તેમાં બે ગૂજરાતી બ્હેનો પણ હતી.

બિહારના કામ કરનારાઓમાં જુબાનીઓ લેવાતી હતી તે વખતે ઘણા માણસો હતા, પણ તેમાંથી કેટલાકને કુટુંબના ભરણપોષણની જવાબદારી અદા કરવા તથા બીજા કામસર જવું પડેલું. બાબુ રાજેન્દ્રપ્રસાદ પહેલેથી આવેલા હતા. પણ તેમને બિહાર પ્રાંતની બીજી જાહેર હિલચાલ તથા પટણા વિદ્યાપીઠનું કામ સંભાળવાનું હોવાથી તેઓ જતા આવતા રહેતા. બહારથી જે સ્વયંસેવક તરીકે ચંપારણ્યમાં જાય તેને પટણા થઈને તો જવું જ પડે અને ટ્રેનનો વખત એવો હતો કે એક રાત પટણામાં ગાળવી જ પડે એટલે બાબુ રાજેન્દ્રપ્રસાદની મીઠી મહેમાનગીરી અનુભવવાની દરેકને મળતી જ. તેમનું મધુર હાસ્ય અને પારદર્શક નિખાલસતા સહુને તેમના તરફ આકર્ષી લેતાં. તેમની ગાઢ વિદ્વત્તા, નિર્મળ ચારિત્ર અને બીજા ઉદાત્ત ગુણોને લીધે તે પૂજ્ય તો છે જ પણ તેમના સરળ અને મીઠા સ્વભાવને લીધે તે પ્રિય વધારે બની જાય છે. બાબુ બ્રજકિશોર પ્રોફેસર કૃપલાનીની માફક ચંપારણ્યના કામમાં આદિથી તે અંત સુધી રહેલા. તેઓ દરભંગામાં વકીલાત કરતા બિહારની ધારાસભાના સભ્ય હતા અને ભારે આવક છોડીને આવેલા. તેમની મીઠાશ અને સરળતા પણ મોહક છે. ન્હાનાં મ્હોટાં બેઉની સાથે તે ભળી જતા. તેમને બહુ મ્હોટેથી વાત કરવાની ટેવ છે એટલે મોતીહારીમાં જ્યારે તે હોય ત્યારે આખો બંગલો તેઓ જાગતો કરી દેતા.

ચંપારણ્યમાં કામ કરવા ગયેલા કોઈ માણસ મોતીહારીના બાબુ રામદયાલને તો ભૂલી જ નહિ શકે. એ ત્યાંના મારવાડી વેપારી અને જમીનદારના દીકરા છે. ચંપારણ્યના શ્રીમંત વર્ગમાંથી આ ચળવળમાં ભાગ લેનાર તે અને બેટીઆના એક બે મારવાડી વેપારીઓ જ હતા. મહાત્માજીના મુકામની તથા ત્યાં આવતાં જતાં માણસોની ઝીણી ઝીણી જરૂરીઆતોની તે હમેશાં કાળજી રાખતા અને અમુક વસ્તુની જરૂર છે એમ ખબર પડે કે માગ્યા કર્યા વિના લાવીને ત્યાં હાજર કરી દેતા. હમેશાં તે હસતા જ જોવામાં આવે. બપોરના આશ્રમમાં આવે તે સાંજે મહાત્માજી ફરવા નીકળે ત્યારે ઘેર જાય.

ત્યાં રચનાત્મક કાર્ય કરનારાઓની ટુકડી ન્હાની ગણાય, પણ તે બહાદુર અને આગ્રહી હતી. વધુ કામ ચાલ્યું હોત તો ચંપારણ્યમાંથી જ અથવા બિહારમાંથી કેટલાક વધુ સ્વયંસેવકો મળી આવત. પણ વચમાં ખેડા જીલ્લાનો સત્યાગ્રહ ઉપડ્યો અને મહાત્માજીનું ચંપારણ્યમાં રહેવું અશક્ય થઈ પડ્યું. આવી રીતે રચનાત્મક કાર્ય કરવું એ તે વખતે આપણા દેશમાં નવી વસ્તુ હતી એટલે મહાત્માજીની ગેરહાજરીમાં વધુ શાળાઓ સ્થાપવાનું બન્યું નહિ. સ્થપાયેલી ત્રણ શાળાઓને ન ચાલવા દેવા નીલવરોએ બનતું કર્યું. પણ મહાત્માજીની ગેરહાજરીમાંય આવેલા સ્વયંસેવકો તો પોતાની મુદત પૂરી થતા સુધી ત્યાં રહ્યા જ. પહેલી ટુકડીની મુદત પૂરી થઈ રહ્યા પછી બીજા કેટલાક મહારાષ્ટ્રી અને ગૂજરાતી સ્વયંસેવકોને પણ મહાત્માજીએ મોકલ્યા, તેમાં બેલગામના એક ભાઈ પુંડરિકે ત્યાં સરસ કામ કર્યું. મહાત્માજીએ સોંપેલા કામ ઉપરાંત રૈયતમાંના માંહોમાંહેના કજીઆ પતવવાનું કામ તેમણે આદર્યું અને તેમાં બહુ સફળતા મેળવી. આથી રૈયત ઉપર તેમની છાપ વધારે પડી હતી અને તેમનો તેના ઉપર કાબૂ પણ ભારે હતો. નીલવરોથી કે સરકારથી આ સાંખ્યું જાય તેમ ન હતું એટલે બિહાર સરકારે તેમને હદપાર કર્યા અને તેમના કામની કદર બૂઝી. બિહાર પ્રાન્તિક પરિષદે તેમને અભિનંદન આપ્યું.

આમ મહાત્માજીએ ઉપાડેલું રચનાત્મક કાર્ય ચંપારણ્યમાં અધુરૂં રહી ગયું. પણ તેમના સત્યાગ્રહથી રૈયતના દિલમાં જે પલટો થયો તે તો કાયમનો રહ્યો. નીલવરોના અત્યાચારે પહેલાં રૈયત

મુંગે મ્હોંડે સહી લેતી તે ભૂતકાળની વાર્તા જેવું બની ગયું, અને ઘણી બાબતમાં સ્વાવલંબન કરતાં રૈયત શીખી ગઇ. મહાત્માજીની અસર કેવળ ચંપારણ્ય ઉપર જ નહિ પણ આખા બિહાર ઉપર પડી. મહાત્માજી પ્રત્યેની અનન્ય ભક્તિમાં બિહારની તોલે બીજો કોઇ પ્રાંત અત્યારે પણ કદાચ ન આવી શકે. અને તેજ, ભક્તિના બળ વડે અત્યાર સુધી પછાત, અંધારામાં રહેલું ગણાતું બિહાર આ સ્વરાજ્યની લડતમાં આગળ છે.

નરહરિ દ્વારકાદાસ પરીખ

# ચંદ્રનગર

આપણો દેશ અત્યારે મંથનકાળમાંથી પસાર થઇ રહ્યો છે. તે સમયે કોઈપણ રાજકીય, સામાજિક, આર્થિક અને કેળવણીના પ્રયાગોમાંથી છેવટના નિકાલની આશા રાખવી વ્યર્થ છે. સ્વતંત્ર વિચાર પર રચાયલી સ્વતંત્ર સંસ્થાઓની હજી પણ આપણા દેશમાં ઘણી ખોટ છે. જુદા જુદા વિચારો ઉપર રચાયલી સંસ્થાઓ લોકમતની જાગૃતિની નિશાની છે. આપણા દેશમાં સમર્થ તત્ત્વચિન્તકો અને પ્રખર બુદ્ધિશાળી નેતાઓ છે ખરા, પરંતુ કેવળ જુદાજ દૃષ્ટિબિન્દુથી વિચાર કરનારા તેમાં ઘણા ઓછા છે. તેમાં પણ પોતાના વિચારો લોકો સમક્ષ રજુ કરી તે પ્રમાણે પ્રયોગ કરનારાઓ તો ઘણાજ વિરલ હોય છે. તેનાઓનાં નામ આંગળીને વેઢે ગણી શકાય તેટલાં છે. સત્યાગ્રહાશ્રમ સ્થાપનાર ભારતના સમર્થ નેતા, કર્મવીર મહાત્મા ગાંધીજી, પટનામાં કાર્ય કરી રહેલા મૌલવી મઝરૂલ હક્ક, ગુરૂકુલના સ્થાપનાર મહાત્મા મુન્શીરામ, શાન્તિનિકેતનના આદ્ય સંસ્થાપક કવિશ્રી રવીન્દ્રનાથ ટાગોર અને ચન્દ્રનગરના સંઘના પ્રેરક શ્રી અરવિન્દ ઘોષ. આ દરેક પ્રયત્ન કેવળ એક સંસ્થા રૂપ નથી પરંતુ વર્તમાન ભારતનું સમગ્ર જીવન ફેરવી નાંખવા માટે પ્રયાસ રૂપ છે. તે પ્રત્યેક પ્રયત્નની પાછળ તત્ત્વજ્ઞાનથી આખું જીવન ફેરવી નાંખનાર વિચારસરણી રહેલી છે. મહાત્મા ગાંધીજીની વિચારસૃષ્ટિ, આર્યસમાજ, ટાગોર, ઘોષ વિગેરે આખા જીવનને નવા દૃષ્ટિબિન્દુથી અવલોકે છે, અને પોતાના વિચાર અનુસાર સમગ્ર જીવનમાં રૂપાંતર થયલું જોવા ઇચ્છે છે.

જુદા જુદા તત્ત્વચિન્તકોના જુદા જુદા પ્રયોગોથી ઘણા સંભ્રમમાં પડી જાય છે. પરંતુ એવા પ્રયોગો થાય તે જ લાભદાયક છે એમ આપણે સ્વીકારવું જોઇએ. આપણી પ્રજા તે દરેક પ્રયત્નમાંથી પોતાને ઉપયોગી તત્ત્વો સ્વીકારી બાકીનાં તત્ત્વોને કોરાણે મૂકશે એવી આશારાખીએ તો કાંઇ ખોટું નથી. એના જુદા જુદા પ્રયત્નોનું અસ્તિત્વજ આપણો મંથનકાળ સૂચવે છે.

અરવિન્દ ઘોષના સામાન્ય વિચારોથી ઘણાખરા શિક્ષિત માણસો વાકેફ છે. તેમના પૂર્વજીવનથી દેશનું કાર્ય કરનારાઓમાંથી ઘણાખરા પરિચિત છે. છેલ્લાં ૧૨ વર્ષથી તેઓ મદ્રાસની દક્ષિણે આવેલા પોન્ડીચેરી નામના ફ્રેન્ચ સંસ્થાનમાં રહે છે, અને પોતાનો સમય યોગાભ્યાસમાં ગાળે છે. તેમના હમણાંના અને પહેલાંના વિચારોમાં આસમાન જમીનનો તફાવત પડી ગયાનું ઘણાએ સાંભળ્યું છે. કેટલાક માણસો તેમને હમેશને માટે ગયેલાજ માને છે. "પ્રપચ માયારૂપ, નામ રૂપાત્મક જગતમાં તે વળી ઇશ્વરનો સાક્ષાત્કાર કરનારા મહાત્મા આવતા હશે ]" એવી દલીલ તેઓ કરે છે. પરંતુ જે અરવિન્દ ઘોષને જાણે છે અથવા તો તેમનાં પુસ્તકોનો અભ્યાસ કરે છે તે લોકો તો તેઓશ્રી ત્યાગના કેટલા કટ્ટા વિરોધી છે તે સારી પેઠે સમજે છે. શ્રી શંકરાચાર્યના માયાવાદ અને અરવિન્દ ઘોષના વિચારો વચ્ચે જરા પણ સામ્ય નથી એ તો "આર્ય" ના અભ્યાસકને સુવિદિત છે.

અરવિન્દ ઘોષના વિચારોનું કઈ દિશામાં પરિવર્તન થયું છે તે જાણવું આવશ્યક તેમજ આકર્ષક થઇ પડે તેમ છે. હિંદુસ્તાનમાં ચાલી રહેલી પ્રચંડ ચળવળનો તાત્ત્વિક અર્થ તો એ છે કે આપણે–હિંદવાસીઓ–આપણી સંસ્કૃતિની ખાતર લડી રહ્યા છીએ. હિંદીઓ પ્રજા તરીકે સ્વતંત્ર જીવન ગાળવાને શા માટે પ્રયત્ન કરી રહ્યા છે? કારણ કે સ્વતંત્રતા સિવાય પ્રજાની સંસ્કૃતિ જીવી શકતી નથી. હાલની લડત ગોવીલીઅનોને દૂર કરી તેમને ઠેકાણે તેમના જેવા હિંદીઓ મૂકવા માટે નથી ચાલતી. પરંતુ તે લડત પાશ્ચાત્ય સંસ્કૃતિના ઝગઝગાટથી અંજાયલી આંખોવાળા આપણા કેળવાયલા ભાઈઓને છોડવવા માટે છે. તે કેળવાયલા વર્ગને આપણી સંસ્કૃતિની બારાખડી સુદ્ધાં ભાગ્યેજ આવડે છે. એટલે રાજકીય પ્રકરણમાં, સાહિત્યમાં, સામાજિક જીવનમાં–સર્વત્ર–પાશ્ચાત્ય વિચારોનુંજ અનુકરણ થતું નજરે પડે છે. મહાત્મા ગાંધીજીએ જાહેર જીવનમાં ઝંપલાવ્યું તે પહેલાં એ વૃત્તિ ઘણી મજબૂત હતી. ધીમે ધીમે રાજકીય પ્રવૃત્તિને આધ્યાત્મિકતાનો પાસ બેસતો જાય છે. મહાન પ્રાન્તીય નેતાઓએ રાજકીય સંન્યાસ સ્વીકારી આર્યાવર્તની ત્યાગભાવનાને જીવનમાં જ્વલંત કરી મૂકી છે એટલુંજ નહિ, પરંતુ રાજકીય લડતમાં ભાગ લેનારા કેટલાક યુવાનો પોતાનો આધ્યાત્મિક વિકાસ બુદ્ધિપૂર્વક સહૃદયતાથી કરવાને પ્રયત્ન કરતા જણાય છે. આ બધી પાછા ફરતા લોલકની નિશાનીઓ છે. શ્રી અરવિન્દ ઘોષ એ સર્વ આર્યભાવનાઓને જીવનમાં ઘણી આગળ વધેલી જોવા ઇચ્છે છે, એમ મારૂં માનવું છે.

ચન્દ્રનગરમાં શ્રી અરવિન્દ ઘોષના વિચારોને અનુસરનારા યુવાનોએ એક સંઘ સ્થાપ્યો છે; અથવા તો "એક સંઘ એની મેળે ઉભો થયો છે" એમ કહેવું વધારે યોગ્ય કહેવાશે. ત્યાં આગળ કોઇપણ પ્રકારના બાહ્ય બંધારણ વિના સ્વભાવ અને સ્વધર્મને અનુસરીને આશરે ૧૨૫ યુવાનોનું મંડળ કાર્ય કરે છે.

યોગાભ્યાસ એ સંઘનો હેતુ છે. પ્રત્યેક માણસ 'આત્મસમર્પણ યોગ' નો અભ્યાસ પોતાની શક્તિ પ્રમાણે કરે છે. મનુષ્યજાતિની મુક્તિ મેળવવી એ યોગાભ્યાસનો અંતિમ હેતુ છે. પ્રાચીન કાલના સંન્યાસીઓ પોતાના મોક્ષ માટે પ્રયત્ન કરતા પરંતુ નવયુગના યોગીઓમાં તો પોતાનો મોક્ષ ગૌણ સ્થાન ભોગવી રહ્યો છે. એમનો સંકલ્પ આર્યાવર્તના ઉદ્ધાર માટે છે, કારણ કે આર્યાવર્ત સ્વતંત્ર થાય તોજ તે મનુષ્યજાતિની સેવા કરી શકે. આ નવીન યોગસાધનામાં સંસારનો ત્યાગ કે દેહદમન જેવું કશું હોતું નથી. સર્વભાવથી ઇશ્વરને ચરણે પોતાના અંતઃકરણને—બાહ્ય વસ્તુઓને, ઘરબારને–અર્પણ કરી દેવું એ તેની શરૂઆત છે. ક્રમેક્રમે આખા વિશ્વમાં–સમષ્ટિમાં અને વ્યષ્ટિમાં—ઇશ્વરની શક્તિ કાર્ય કરી રહી છે એવો સાક્ષાત્કાર સાધક પ્રાપ્ત કરે છે. પ્રભુની ઇચ્છા જે પ્રમાણે દોરે તે પ્રમાણે દોરાવું એજ લક્ષ્ય, જીવન સમક્ષ દોરવામાં આવે છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ "હું યંત્ર છું, તું યંત્ર છે" એ પ્રમાણે કહેતા. ચન્દ્રનગરમાં તે ભાવનાને અમલમાં મૂકવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. મનુષ્યના વર્તમાન જીવનથી પર એવી "વિતાનની" ભૂમિકાને પણ મનુષ્યજાતિ યોગદ્વારાજ પ્રાપ્ત કરી શકે છે. જીવનના સર્વ ક્ષેત્રોનો નવીન યોગમાં સ્વીકાર કરવામાં આવે છે; પરંતુ તે પ્રત્યેકમાં તેઓ આર્યભાવનાઓને સ્થાપન થએલી જોવાને આતુર છે. તેઓ જુદાં જુદાં કર્મો કરે છે પરંતુ તેમાં પણ તેમનો મુખ્ય હેતુ યોગાભ્યાસજ હોય છે, કાર્ય કરવાનો હેતુ ગૌણ રહે છે.

યોગાભ્યાસની સાથે સંપૂર્ણ આર્થિક સ્વતંત્રતાનો ખ્યાલ ત્યાંના કાર્યકર્તાઓમાં રહેલો છે. યોગાભ્યાસના કરતાં આર્થિક સ્વતંત્રતાની અગત્ય જરાપણ ઓછી આંકવામાં આવતી નથી. શ્રી મોતીલાલ રોયે પોતે ૧૦ વર્ષ પહેલાં નેતર ભરવાનું અને ખુરસીઓ બનાવવાનું કાર્ય તે હેતુથી જ શરૂ કર્યું હતું. ધીમે ધીમે 'સંઘ'ના પ્રયાસથી એક બંગાળી છાપખાનું પણ ઉભું થયું. અરવિન્દ ઘોષના વિચારો બહાર પાડવાનું કામ તથા કેટલાક ન્યુસપેપરો દ્વારા વિચાર જાગૃતિનું કામ બંગાળમાં

થવા લાગ્યું. માણુસો પણ ધીમે ધીમે વધવા લાગ્યા એટલે "મૃણાલિની વણાટશાળા" પણ ૧૬-૧૪ શાળોવાળી શરૂ થઇ ગઇ! ખેતીની અગત્ય પણ સ્વીકારાઇ હતી. તેનો પણ અમલ કરવામાં આવ્યો અને ૧૦૦૦ વીઘાં જમીન સુંદરવનમાં લઇ ખેતીનું કામ શરૂ કર્યું. આ પ્રમાણે આર્થિક ગઠન એકાત્મભાવ સાથે ગંઠાતું ગયું! આધ્યાત્મિક એકાત્મભાવ એવા આર્થિક ગઠન વિના લુખોજ રહે છે એનો અનુભવ ક્યાં મંડળોને નથી થયો ? વળી ફંડ વિગેરેનો આશ્રય લીધા વિના કેવળ સ્વાશ્રયનો સિદ્ધાંતજ અમલમાં મૂકનારની ધીરજ અને તેના કાર્યની સંગીનતા કેટલી બધી વધે ? સંઘ તરફથી ચાર છાપાંઓ નીકળે છે–પ્રવર્તક, વીજળી, નવસંઘ અને 'સ્ટેન્ડર્ડ-બેરર.' એ બધામાં લખનારાઓ, બીબાં ગોઠવનારાઓ, છાપનારાઓ, ઓફીસમાં કામ કરનારાઓ બધાજ સંઘના માણુસો છે.

ઘણા લોકો આવો સંઘ થવોજ અશક્ય માને છે. તેઓ એમ માને છે કે જુદા જુદા વિચારના મરદો એકઠા રહે તે બનવા જોગ છે પણ જુદી જુદી વૃત્તિવાળાં કુટુંબો એક હેતુનો અમલ કરનારા હોય તોપણ સાથે નજ રહી શકે. ચંદ્રનગરમાં જોકે ઘણાખરા અવિવાહિત મનુષ્યોજ છે છતાં કેટલાક કુટુંબકબીલાવાળા માણુસો પણ છે. તેઓ પોતે બધું એકજછે એવું માને છે અને તે પ્રમાણે વર્તન રાખવાનો પ્રયત્ન કરે છે. "સંઘે મને અમુક વેતન આપવુંજ જોઇએ" એવો વિચાર પણ કોઇ કરતું નથી. પ્રત્યેક બને છે ત્યાં સુધી સંઘને વધારે સારી આર્થિક સ્થિતિએ પહોંચાડવા પ્રયત્ન કરે છે, એટલુંજ નહિ પરંતુ 'સંઘ' કેવળ સ્વાશ્રયી બને એટલુંજ આર્થિક પ્રગતિમાં ધ્યેય નહિ રાખતાં 'સંઘ' ને સમૃદ્ધ બનાવવા તેઓ આતુર રહે છે. હાલ 'સંઘ'ની બધી મિલકત લાખ રૂપીઆ જેટલી થવા જાય છે. તેની શરૂઆત થોડાએક ચપૌંથી થઇ હતી! એ બધી મિલકત કોઇપણ ફંડનો આશ્રય લીધા વિના કેવળ સ્વાશ્રયનો આધાર લઇનેજ તેમણે પ્રાપ્ત કરી છે. એ ધન સમગ્ર 'સંઘ'ની દોલત છે. કોઇપણ વ્યક્તિનો માલિક તરીકે તેના પર હક નથી.

આખા સંઘનો આત્મા એક છે, અને પ્રત્યેક માણસ એ તેનું અંગ છે એ ભાવના જાગૃત રાખવાને તેઓ પ્રયત્ન કરે છે. આત્માની એકતાનો વ્યવહારમાં સા ત્કાર કરવાને તેઓ મથે છે. જ્યાં સુધી પ્રત્યેક માણસ પોતે આધ્યાત્મિક પ્રગતિ કરવાનો પ્રયાસ ન કરે તથા પોતાની પ્રકૃતિમાં રહેલા અનેક દોષોને તે બુદ્ધિપૂર્વક સુધારે નહિ ત્યાં સુધી માણુસના સર્વ પ્રયત્નોમાં દોષો રહેવાના અને આપણા આશયો ઉત્તમોત્તમ હોય તો પણ આપણું કાર્ય દૂષિત રહેવાનુંજ. કીર્તિલોભ, માનની લાલસા, આગળ પડવાની ઇચ્છા, 'હું મહાન કાર્યકર્તા છું' એવી વૃત્તિ, માંહોમાંહે ક્ષુદ્ર દ્વેષ, જાહેર કાર્યોમાં પણ હોંસાતોંસી, ખોટો મમત વિગેરે અનેક નાની મોટી અંતરની મુશ્કેલીઓ આપણા જાહેર જીવનને કેવું કલુષિત બનાવી મૂકે છે ? આધ્યાત્મિક પ્રગતિના હિમાયતીઓનું એમ માનવું છે કે જ્યાં સુધી પ્રત્યેક માણુસ ઈશ્વર પ્રત્યે પ્રયત્નપૂર્વક ગમન કરી રહ્યો નથી અને પોતાની અપૂર્ણ પ્રકૃતિને પૂર્ણ કરવાને પ્રયત્ન કરી રહ્યો નથી, ત્યાં સુધી એ બધી મુશ્કેલીઓ રહેવાનીજ. રાષ્ટ્રના આત્માની એકતા સિદ્ધ કરવી હોય તો તેનો સાક્ષાત્કાર આપણા પ્રજાજનોએ કરવો જોઇએ.

ચંદ્રનગરના માણુસોનું દૈનિક જીવન ટુંકામાં આપું છું. ત્યાં આગળ ૮૦ થી ૯૦ માણુસો રહે છે. એ ઉપરાંત વિદ્યાપીઠ પણ તેઓ ચલાવે છે જેમાં આશરે ૫૦ વિદ્યાર્થીઓ છે. તેમની પાસેથી રૂા. ૧૫ માસિક ખર્ચ ખાતે લેવામાં આવે છે એ સિવાય બીજો ખર્ચ લેતા નથી. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને ભણાવનારા સ્નેહ્યુઓ રોજ સવારે ૭ થી ૧૦ સુધી ભણાવે છે. કેટલાક માણુસો વણાટકામ શરૂ કરે છે. કેટલાક ધ્યાન કરવા માટે પણ બેસે છે. આ બધાં ખાતાંઓ ઉપર દેખરેખ રાખનાર માણુસો હોય છે. કાર્ય કરનારાઓ પણ પોતાના સ્વભાવ પ્રમાણે અનુકૂળ કાર્ય સ્વીકારી લે છે. તેમની જમવાની વ્યવસ્થા ત્રણ રસોડે થાય છે. બપોરે જમીને એક કલાક આરામ લઈ બધા કામે જાય છે. સાંજે ધ્યાન કરવાના ઓરડામાં ઘણાખરા બેસે છે.

પ્રજાનું ભવિષ્યજીવન ઢાળવાને જે જુદાં જુદાં બીબાં તૈયાર થઈ રહ્યાં છે તેમાંના કેટલાંક અત્યંત ધર્માગ્રહી, મતાગ્રહી, અથવા તો એકજ પ્રકારની વિધિ અને ધર્મભાવનાને અનુસરનારાં હોય છે; જ્યારે બીજામાં કેવળ અક્ષરજ્ઞાન ઉપરજ ધ્યાન આપી વ્યવહારિક જ્ઞાન તરફ છેક દુર્લક્ષ રાખેલું જણાય છે. આર્થિક સ્વતંત્રતા માટે પ્રયાસ કરનારની દૃષ્ટિ ફક્ત પૈસા પેદા કરવા ઉપરજ રહે છે. તેઓ સંસ્કૃતિ અને અભ્યાસ તરફ બેદરકાર રહે છે. એ બન્નેનું સુંદર સંમેલન ચન્દ્રનગરમાં જોવામાં આવે છે. આર્થિક સ્વતંત્રતાનો અર્થ કેવળ ધનપ્રાપ્તિ નથી, પરંતુ સંસ્કૃતિને જીવનમાં ઘટાવવા માટે એ આવશ્યક શરત છે એવું તેઓ સમજે છે.

ઘણાખરા લોકો 'સંઘ' એ નામથી ડરે છે. ચન્દ્રનગર ગયા પહેલાં અમારા કેટલાક ભાઈઓના મનમાં પણ એ ભય હતો કે ત્યાં કદાચ 'સંપ્રદાયીત્વ', સંકુચિત વૃત્તિ, પોતાનાજ માણસો અને વિચારો પ્રત્યે પક્ષપાત વગેરે હશે; પરંતુ ચન્દ્રનગર ગયા એટલે અમારી ખાત્રી થઈ કે 'સંઘ' એ શબ્દ તેમણે કેવળ સગવડ ખાતર વાપર્યો છે. ત્યાં કાર્ય કરનાર ઓમાંના ઘણાખરા બુદ્ધિશાળી અને આજકાલના જાહેર પ્રશ્નો ઉપર, પ્રજાની જુદી જુદી જરૂરિયાતો ઉપર વિચાર કરનારા છે. વળી તેમાંના મુખ્ય માણસો એવું સંપ્રદાયીત્વ ન આવે તેને માટે ખાસ પ્રયત્નશીલ રહે છે.

૧૫ મી ઓગસ્ટનો દિવસ શ્રી અરવિન્દ ઘોષનો જન્મદિવસ હોવાથી ચન્દ્રનગરમાં તે ઉજવાયો હતો. અમે પણ તે પ્રસંગેજ ત્યાં ગયા હતા. તે વખતના સંસ્કાર મારી નોંધમાંથી ટાંકી વાંચનારને ત્યાંનો કંઈક ખ્યાલ આપું છું.

× ×......તા. ૧૫ મી ઓગસ્ટે શ્રી અરવિન્દનો જન્મદિવસ હતો; તે ઉત્સવ પર અમે ગયેલા હતા, એટલે ત્યાંના સર્વે એક નાનું "સ્વાગતમંડળ" અતિથિઓ માટે નીમ્યું હતું તેના એક સભ્યને અમે સોંપાયા.

× ×......વિદ્યાપીઠ ચન્દ્રનગરના કાર્ય કરનારાઓનું મળવાનું કેન્દ્રસ્થાન છે. "બડાઇ ચંડી" નું સરિયામ રસ્તાપર આવેલું મંદિર આખા ગામમાં પ્રખ્યાત છે. મોતીબાબુને મળવા માટે "બડાઇ ચંડી" કહેવાથીજ માણસ ત્યાં જઇ શકે છે. મંદિરની જમણી બાજુએ ખુણામાં મોતીબાબુનું ઘર છે અને તેની સામે ખુરસી ટેબલ બનાવવાનું કારખાનું છે. ચંડીકાની સામે ડાબા હાથે "મૃણાલિની વસ્ત્રવયન" ને સરિયામ રસ્તા પર "પ્રવર્તક" વિગેરે પત્રોનું કાર્યાલય આવેલું છે. ચંડીની ડાબી બાજુએ થઇને, સામેથી એક રસ્તો હુગલી નદી પર જાય છે. હુગલી ચંડીકાથી એક ફર્લાંગજ દૂર છે. ત્યાં જતા રસ્તામાં જમણે હાથે સંઘનું એક મજબૂત મકાન અને વધારે જમણી બાજુએ વિદ્યાપીઠનું વસતિગૃહ તથા ધ્યાન કરવાનો ઓરડો છે.

ઉત્સવ પ્રસંગે નાનો મંડપ પણ ઉભો કરવામાં આવ્યો હતો. છેક છેડે હુગલી નદીની બરાબર સામે એક વિશાળ ઓરડો હતો, તે બધાનું ધ્યાન ખેંચતો. તેને પાંચ છ બારણાંઓ હતાં. ચુનાથી ધોળીને તેને સ્વચ્છ કરવામાં આવ્યો હતો. બારણે રંગીન કપડાંના પડદાઓ લટકતા હતા. એ ઓરડો ધ્યાન કરવા માટે વપરાતો હતો. મોતીબાબુ હમણાં હમણાં ત્યાં ઘણો વખત ગાળે છે.

× ×......અમે ત્યાં ગયા. બધા ઉત્સવના ઉત્સાહમાં આવી જઇ આમ તેમ ફરતા હતા. કેટલાક મંડપને શણગારવામાં પડયા હતા, કેટલાક તોરણો બાંધતા, કેટલાક અરવિન્દની છબીને ફૂલથી સુશોભિત કરતા હતા, કેટલાક ધ્યાનમાં બેઠા હતા. ધ્યાન ધરવાના ઓરડામાં જતાંજ એક વ્યક્તિ અમારા નેત્રોનું કેન્દ્ર બની! તેજ મોતીબાબુ! પ્રથમ પરિચયેજ સ્વામી વિવેકાનંદની સ્મૃતિ થઇ આવી!! લાંબા વાળ, તદ્દન સ્વચ્છ કરાવેલી દાઢી અને મૂછો, વિશાળ ગોળ તેજસ્વી નેત્રો, શરીરનો ગૌરવર્ણ, નીચલા જડબાનો બહાર પડતો ભાગ બધું જોઇને અમને સ્વામી વિવેકાનંદજ સાંભર્યા! ફરીને જાણે સ્વામીજી

એજ શરીર ધારણ નથી કર્યું ! એવો ભાસ થયો. એક આરામખુરસી ઉપર તેઓ ધ્યાનમાં બેઠા હતા. બીજા પણ કેટલાક જુદા જુદા આસનો પર બેઠા હતા. અમે પણ એક કલાક સુધી ધ્યાનમાં બેઠા, પછી ઉઠીને બહાર જોવા માટે ગયા. મોતીબાબુ ત્યાં ધ્યાનમાં બેઠાજ રહ્યા.

૮ા વાગે મંડપમાં બધાને હાજર રહેવાનું ફરમાવનારી એક જાહેરખબર કોઈએ સફેદાવતી એક પાટીઆ ઉપર લખી હતી. અમે પણ ત્યાં ગયા. ૮ા વાગ્યાને સુમારે રેશમી પીળું વસ્ત્ર ઓઢી ફક્ત ધોતીઆભેર મોતીબાબુ આવ્યા. તેમણે અરવિન્દની છબીને હાર ચઢાવ્યો. કોઈ વિદ્યાર્થીએ તેમને પણ હાર આપ્યો. મોતીબાબુ કાંઈક ગંભીર અને ભાવપૂર્ણ મુદ્રામાં ઉભા રહ્યા. થોડીવારે તેમણે નાનું ભાષણ આપ્યું તેનો સાર માત્ર અહીં આપું છું.

"આજે બાર વર્ષો આ યોગતપસ્યાને વીત્યાં, અને આજનો દિવસ હું ધનભાગ્ય ધનઘડી માનું છું." 'આત્મસમર્પણ યોગ'નો અભ્યાસ ઘણો સરળ છે. એ યોગમાં ચમત્કાર નથી એટલા માટે તે નજીવો છે એમ ગણાઈ જવાનો સંભવ રહેલો છે. અનેક આફતોમાંથી આપણે અત્યારસુધી સાંગોપાંગ પાર ઉતર્યા છીએ. જે સમૃદ્ધિ તમે અહીં જુઓ છો તે બધી યોગની સમૃદ્ધિ છે. તે કોઈ માણસની શક્તિ કે મિલ્કત નથી. આ વર્ષે આપણે એક મહાન શોધ કરી ગણાય. તે એ કે "આપણે એક છીએ." પ્રજાના આત્માને ચરણે સમર્પણ કરવા માટે આપણે આત્માની એકતા સિદ્ધ કરવાનો માર્ગ લીધો છે. આધ્યાત્મિક એકતાથી પ્રજાના સંગઠનનો તથા મુક્તિનો માર્ગ જરૂર મળશે ! જાતિ, વય, બુદ્ધિ, શક્તિ વગેરેના ભેદો છતાં "આપણે એક છીએ" એ અનુભવ આપણા સંઘમાં કરી શક્યા છીએ. હજી આપણામાં ઘણી ત્રુટીઓ છે. તે દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ. આત્માની પણ ત્રણ ભૂમિકાઓ છેઃ (૧) ક્ષર, (૨) અક્ષર, (૩) પુરૂષોત્તમ. ક્ષર નાશવંત, ક્ષણિક-વિકારી છે. માણસે તેને છોડવી જોઈએ. પોતે સર્વ આંતર તથા બાહ્ય કર્મોનો નિર્વિકારી સાક્ષી માત્ર છે એવો અનુભવ સાધકે પ્રાપ્ત કરવો જોઈએ. એ અક્ષર, નિર્વિકારી, શાંત ચૈતન્યમય આત્મા સર્વમાં એકજ છે. સર્વની એકતા અક્ષરમાં સિદ્ધ થાય છે પરંતુ એ પણ પૂર્ણતા નથી. પૂર્ણતા તો એનાથી પર રહેલા પુરૂષોત્તમમાં છે. જગતમાં -જીવનમાં-એ પુરૂષોત્તમ ભાવનો સાક્ષાત્કાર કરવો એ 'આત્મસમર્પણ યોગ'નો આદર્શ છે. આપણે જે સમર્પણ કરવાનું છે તે પુરૂષોત્તમને ! તમે બધા પણ તે પ્રમાણે કરવાને પ્રયત્ન કરો અને પ્રભુ તમને તેમ કરવાનું સામર્થ્ય આપો-જેથી આપણી પ્રજાનો ઉદ્ધાર થાય અને મનુષ્યજાતિને માટે આપણી જાતિ પોતાનું જીવન ધારણ કરતાં શીખે !

"શ્રી અરવિન્દ ઘોષને ગયે બાર વર્ષો થયાં ! આ વિયોગનાં વર્ષોમાં પણ તેમની આધ્યાત્મિક પ્રેરણા આપણને મદદ કરતી હતી ! ગયું વર્ષ બહુ મુશ્કેલીમાં ગયું ! પરંતુ કાલે અરવિન્દ બાબુનો તાર આવ્યો છે. તેઓ લખે છે 'તમારા પર જ્ઞાન અને સત્યનું અવતરણ થાઓ, એમ ઈચ્છું છું અને એજ મારૂં આવાગમન.' કેવો સન્દેશ ! અરવિન્દ એટલે એ સત્ય ! અરવિન્દ એટલે એ જ્ઞાન ! એ અરવિન્દના ચરણમાં નમસ્કાર."

અન્તમાં મોતીબાબુનાં નેત્રો જલપૂર્ણ હતાં. શ્રોતાઓમાં પણ ભાવ જાગૃત થયો હતો. બંગાળી ભાષા ભાષણ કરવા માટે ઘણી સુંદર છે. એમાં સ્વાભાવિક ગેયતા છે, તે ભાષણમાં જલદી બહાર પડી આવે છે. સંસ્કૃત સમાસમય વાક્યરચના, બંગાળી મનની કલ્પના અને કવિત્વશક્તિ અને ભાષાની ગેયતાથી બંગાળી ભાષણમાં ઓજસ, માધુર્ય અને રસની અદ્ભુત મિલાવટ થઈ રહે છે !

ગુજરાતને એ પ્રયોગમાંથી ઘણું શીખવાનું મળે તેમ છે, એવી મારી માન્યતા છે. ચન્દ્રનગરનું કાર્ય કોઈ સહૃદય, આધ્યાત્મિક મહાન વ્યક્તિના ઉપર આધાર હજીસુધી રાખતું નથી, એ તેની વિશિષ્ટતા છે. પ્રાચીન આર્યાવર્તની ઉત્તમોત્તમ આધ્યાત્મિક ભાવના પ્રમાણે આખું જીવન ઘડવાનો પ્રયાસ ત્યાંનું મંડળ કરી રહ્યું છે. અને તેમાં પશ્ચિમનાં તત્ત્વોનો અસ્વીકાર નથી પરંતુ સમન્વય કરવા તરફ પ્રયત્ન થાય છે. એ પ્રયત્નને ફતેહ ઇચ્છી લેખ સમાપ્ત કરીસ.

અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી

# સ્વામિનારાયણ સંપ્રદાય

## મૂળ સ્થાપકોનું ચરિત્ર , સંપ્રદાયના સિધ્ધાન્તો

### (૫) સદ્ગુરૂપદ-સત્સંગ સ્થાપન

સહજાનંદ સ્વામીને આચાર્યપદ આપ્યા પછી લગભગ એક મહિનામાંજ ( સંવત ૧૮૫૮ માગસર સુદ ૧૩ ) સ્વામી રામાનંદ પરલોકવાસી થયા.

સહજાનંદ સ્વામીની નીમણુંક રામાનંદ સ્વામીના કેટલાક શિષ્યોને પસંદ ન પડી.

રામાનંદ સ્વામીના અક્ષરવાસ પછી સ્વામિનારાયણે પોતાના સાધુઓનાં જુદાં જુદાં મંડળ બાંધ્યાં, અને એક એક મંડળને ભિન્ન ભિન્ન દિશામાં ઉપદેશ કરવા મોકલ્યું, પોતે પણ એક મંડળ લઇ કચ્છ તરફ ગયા. શરૂઆતમાં આ મંડળોની રીત એવી હતી કે જ્યાં જાય ત્યાં ભિક્ષાવૃત્તિ કરવી, ભિક્ષામાં જે મળે તેમાંથી ઉપયોગ જેટલું વાપરી, બાકીનું સદાવ્રત ખોલી દાન કરી દેવું. એ કામ ઘણું-ખરું સવારના વખતમાં ચાલતું. બાકીના સમયમાં ભજન કીર્તન અને ઉપદેશ થતા. સાધુઓએ ક્ષમા રાખવી ફરજીઆત હતો. એટલે માર ખાઇને પણ આશીર્વાદ દેવો પડતો.

આ સાથે સમાધિ પ્રકરણ પણ ચાલ્યું. જે તે સ્વામિનારાયણને જોઇ આકર્ષાતા, અને એનાં નાડી પ્રાણ ખેંચાઈ જઇને સમાધિ પ્રકરણ પડતા. સમાધિમાં પોતાના ઇષ્ટદેવનું દર્શન કરતા, અને જાગી, જોએલી વાત કરતા. જ્યાં ત્યાં સ્વામિનારાયણના ચમત્કારોની વાત ફેલાઇ ગઈ.

સ્વામિનારાયણના સમાધિ પ્રકરણની વાત મુક્તાનંદ સ્વામીએ પણ સાંભળી. એમના આ વાતમાં શ્રદ્ધા ન બેઠી. અને એ સાંભળી અતિશય ખેદ થયો. એણે ધાર્યું કે આણે કાંઇક યોગ સાધ્યો છે, અને તેને બળે લોકોને ભમાવે છે. રામાનંદ સ્વામીએ આવા જુવાનીઆને કાં સત્સંગનો ભાર સોંપ્યો, એમ પણ એમને લાગ્યું. કેટલોક વખત પછી સ્વામિનારાયણ અને મુક્તાનંદસ્વામી મેઘપુરમાં ભેળા થયા. મુક્તાનંદ સ્વામીએ સમાધિનું 'પાખંડ' ચલાવવા માટે સહજાનંદ સ્વામીને ખૂબ ઠપકો દીધો. સહજાનંદ સ્વામીને ગુરુ સમાન ગણતા. એ આવે ત્યારે પોતે સામા જઇ એમને ભેટતા, અને એમને બેસાડી પછી પોતે બેસતા. એમણે મુક્તાનંદ સ્વામીનો ઠપકો ધીરજથી સાંભળ્યો. એમની કૃતિમાં કોઇ જાતનું પાખંડ નથી એમ સમજાવ્યું, તોપણ મુક્તાનંદ સ્વામીને સંતોષ ન થયો. એટલામાં મુક્તાનંદ સ્વામીનો એક શિષ્ય ત્યાં આવ્યો. એને સ્વામીના દેખતાંજ સમાધિ થઇ. સ્વામીએ એનાં નાડી પ્રાણ તપાસ્યાં. અને ચેતના રહિત જોઇ આશ્ચર્ય પામ્યા. થોડીવાર પછી એ શિષ્ય જાગ્યો, અને સ્વામીને કહ્યું કે એણે રામાનંદસ્વામી તથા સ્વામિનારાયણ બન્નેને સમાધિમાં જોયા. રામાનંદસ્વામીને સ્વામિનારાયણની સેવામાં ઉભેલા જોયા. રામાનંદ સ્વામીએ એ શિષ્યને કહ્યું કે મુક્તાનંદને કહેજો કે, હું કહેતો હતો કે હું તો ડુગડુગી વગાડવાવાળો છું, અને ખેલાડી તો બીજા આવશે, એ વાત કેમ ભૂલી ગયા ? આટલું સાંભળીને પણ મુક્તાનંદ સ્વામીને શાંતિ ન થઇ. એ ત્યાંથી ઉદાસ ચહેરે ઊઠ્યા અને પોતાને આસને ગયા. સાંજે જંગલ જઇ આવી, ગામ બહાર નાહીને આવતા હતા, તેવામાં એમને એક ઝાડ નીચે રામાનંદ સ્વામી દેખાયા. મુક્તાનંદસ્વામી એમની પાસે ગયા. અને દંડવત્ પ્રણામ કરી ખૂબ રડ્યા. એમનું ચિત્ત ચગડોળે ચઢ્યું હતું. સહજાનંદસ્વામી પાખંડી છે કે ઇશ્વરાવતાર છે, એનો એ નિશ્ચય કરી શકતા નહતા. રામાનંદસ્વામીએ સ્વામીને ધીરજ આપી; પોતે કૃષ્ણાવતાર થવાની જે જે ભવિષ્યવાણીઓ કહી હતી, તેનું સ્મરણ કરાવ્યું, અને સ્વામિનારાયણને પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ અર્પણ કરવા ઉપદેશ કર્યો.

મુક્તાનંદ સ્વામીના હૃદયમાં શાંતિ થઇ, અને મુખ ઉપર આનંદ છાયો. જંગલમાંથી એમણે ફુલ વીણ્યા, અને પોતાને હાથે એક હાર ગુંથી સ્વામિનારાયણ પાસે ગયા. એમને દંડવત્પ્રણામ કરી હાર પહેરાવ્યો, અને પોતે એમને વિષે પરકેલી દોષબુદ્ધિ માટે ક્ષમા માગી.

સ્વામિનારાયણના સાધુઓ અન્ય વેરાગીઓને દ્વેષનું કારણ થઇ પડયા. ધન, સ્ત્રી અને વ્યસનનો ત્યાગ રાખનારા લોકોમાં પૂજાવા લાગવાથી, બીજા વેરાગીઓને પોતાનું માન ભંગ થતું લાગ્યું. કવિ દલપતરામના ગુરુ શ્રીપાત દેવાનંદ સ્વામી, રામગલો આનંદાનંદ સ્વામી, દેવીવાળા મગનીરામ વગેરે વેરાગી મઠોના કેટલાક મહંતો તથા શક્તિના ઉપાસકો પોતાની મહંતાઈ છોડી સ્વામિનારાયણના સાધુઓ થઇ ગયા, તેથી એમને પોતાના ચેલાઓ તણાઇ જવાની પણ બીક લાગી, તેથી, એ વર્ગ સ્વામિનારાયણનો કટ્ટો શત્રુ થઈ રહ્યો. એણે સ્વામિનારાયણના સાધુઓને મારવા–પીટવાનું આરંભ્યું. જ્યાં સ્વામિનારાયણના સાધુઓ દેખાય, ત્યાં વેરાગીઓ એમના ઉપર તૂટી પડવા લાગ્યા. સ્વામિનારાયણને પણ મારવાને વેરાગીઓનાં લશ્કર ઉલટવા લાગ્યાં; મોટી મોટી ડાંગો ઠોક્તા વેરાગીઓ સ્વામિનારાયણની સભામાં પેસતા, અને કેટલીક વાર સ્વામિનારાયણના દેહને જોખમમાં નાંખતા. રાજ્યાધિકારીઓ દાદ ન આપતા. "ગાય ગાય લડી મરે, તેમાં રાજા શું કરે?"

**વેરાગીઓનો દ્વેષ.**

સાધુઓનું મારનું દુઃખ તો ટાળી શકાય એમ નહતું, પણ પૂજા રહિત થવાથી પડતા ઉપવાસનું દુઃખ ટાળી શકાય એમ લાગ્યું. અત્યાર સુધી સર્વે સાધુઓને ભાગવતી દીક્ષા આપવામાં આવતી. એક રાત્રે સ્વામિનારાયણે એ સર્વેને પરમહંસ દીક્ષા આપી દીધી. કંઠી, જનોઇ અને શિખાનો ત્યાગ કરાવ્યો. મૂર્તિની પ્રત્યક્ષ પૂજાને બદલે માનસ પૂજાનો વિધિ શીખવ્યો. પાંચસે સાધુઓ એક જ રાત્રિમાં પરમહંસ દીક્ષાને પામ્યા. પાંચસે ભાગવતી દીક્ષાધારીઓને કંઠી, જનોઇ અને પૂજાનો ત્યાગ કરી સંન્યાસી થતાં વિલંબ ન લાગ્યો, એ સ્વામિનારાયણે એમના ઉપર કેટલું પ્રભુત્વ મેળવ્યું હતું તે બતાવે છે.

સહજાનંદ સ્વામી પોતાના શિષ્યોને કસવામાં અતિશય તીખા હતા. જેણે એમને પોતાના કરી માન્યા, તેનામાં અણુમાત્ર કસર ન રહેવા દેવી એવું એમનું પણ હતું; તે પ્રમાણે સખ્તમાં સખત નિયમો કાઢી એ પોતાના શિષ્યોની પરીક્ષા લેતા. એમણે જુદે જુદે સમયે કાઢેલા નિયમોને સાંપ્રદાયિક પરિભાષામાં "પ્રકરણો" કહેછે. સ્વામિનારાયણે ૩૦ વર્ષમાં સોથી વધુ "પ્રકરણો" ફેરવ્યાં હતાં. તેમાંનાં કેટલાંક નીચે પ્રમાણે હતાંઃ–

૧. રાત્રે ગામ બહાર વગડામાં એક બીજાનો સાદ સંભળાય નહિ એટલે દૂર, પલાંઠી વાળી ધ્યાન ધરવા બેસવું.

૨. સુતા પછી જાગી જવાય, ત્યાર પછી પાછું સુવું નહિ, કે પગ લાંબો કરવો નહિ.

૪. સન્માન થાય એટલે તુરત ગામ બદલવું.

૫. રાત્રે જાગરણ કરી ભજન કરવા બેસવું, અને ઉંઘ આવે તો દળવા બેસવું.

૬. પાથર્યા વિના પૃથ્વી ઉપર જ સુવું.

૭. રાતું લુગડું દેખાય તો ઉપવાસ કરવો.

૮. સાધુઓએ ઘુમટો કાઢીને ચાલવું.

૯. જોડા ન પહેરવા.

૧૦. વાહન પર ન બેસવું.

૧૧. માઘ માસમાં રાત્રે પાણીનાં માટલાં ભરી રાખી, તે પાણીથી સૂર્યોદય પહેલાં સ્નાન કરવું, વગેરે.

સર્વે નિયમો શરીર અને ઇંદ્રિયદમન તથા સ્વભાવદમન પર છેઃ તેમાં સ્વાદ જીતવા, શરીરને ટાઢ–તડકો સહન કરવા માટે કસવા અને હાથપગની ચંચળતા ટાળવા તથા અજાણે પાડેલી ટેવોને છોડાવવાનો ઇરાદો જણાય છે.

આવા કડક નિયમો ન પાળી શકાવાથી કેટલાક સાધુઓ નીકળી ગયા. એ પૈકી ઘણાંકે સ્વામિનારાયણ સંપ્રદાયનો તો ત્યાગ ન કર્યો, પણ 'એકડમલ' થયા, એટલે મર્યાદા બહાર જઇ રહ્યા.

# સ્વામિનારાયણ સંપ્રદાય

## મૂળ સ્થાપકોનું ચરિત્ર , સંપ્રદાયના સિદ્ધાન્તો

### (૫) સદ્‌ગુરૂપદ-સત્સંગ સ્થાપન

સહજાનંદ સ્વામીને આચાર્યપદ આપ્યા પછી લગભગ એક મહિનામાંજ ( સંવત ૧૯૫૮ માગસર સુદ ૧૩ ) સ્વામી રામાનંદ પરલોકવાસી થયા.

સહજાનંદ સ્વામીની નીમણુંક રામાનંદ સ્વામીના કેટલાક શિષ્યોને પસંદ ન પડી.

રામાનંદ સ્વામીના અક્ષરવાસ પછી સ્વામિનારાયણે પોતાના સાધુઓનાં જુદાં જુદાં મંડળ બાંધ્યાં, અને એક એક મંડળને ભિન્ન ભિન્ન દિશામાં ઉપદેશ કરવા મોકલ્યું, પોતે પણ એક મંડળ લઇ કચ્છ તરફ ગયા. શરૂઆતમાં આ મંડળોની રીત એવી હતી કે જ્યાં જાય ત્યાં ભિક્ષાવૃત્તિ કરવી, ભિક્ષામાં જે મળે તેમાંથી ઉપયોગ જેટલું વાપરી, બાકીનું સદાવ્રત ખોલી દાન કરી દેવું. એ કામ ઘણુંખરૂં સવારના વખતમાં ચાલતું. બાકીના સમયમાં કથા કીર્તન અને ઉપદેશ થતા. સાધુઓએ ક્ષમા રાખવી સામવો ફરજ્યાત હતો. એટલે માર ખાઇને પણ આશીર્વાદ દેવો પડતો.

**સમાધિ પ્રકરણ.** આ સાથે સમાધિ પ્રકરણ પણ ચાલ્યું. જે તે સ્વામિનારાયણને જોઇ આકર્ષાતા, અને એનાં નાડી પ્રાણ ખેંચાઈ ધબ દઇને પડતા. સમાધિમાં પોતાના ઇષ્ટદેવનું દર્શન કરતા, અને જાગી, જોએલી વાત કરતા. જ્યાં ત્યાં સ્વામિનારાયણના ચમત્કારોની વાત ફેલાઇ ગઈ.

સ્વામિનારાયણના સમાધિ પ્રકરણની વાત મુક્તાનંદ સ્વામીએ પણ સાંભળી. એમની આ વાતમાં શ્રદ્ધા ન બેઠી. એને એ સાંભળી અતિશય ખેદ થયો. એણે ધાર્યું કે આણે કાંઇક યોગ સાધ્યો છે, અને તેને બળે લોકોને ભમાવે છે. રામાનંદ સ્વામીએ આવા જુવાનીઆને ક્યાં સત્સંગનો ભાર સોંપ્યો, એમ પણ એમને લાગ્યું. કેટલોક વખત પછી સ્વામિનારાયણ અને મુક્તાનંદસ્વામી મેઘપુરમાં ભેળા થયા. મુક્તાનંદ સ્વામીએ સમાધિનું 'પાખંડ' ચલાવવા માટે સહજાનંદ સ્વામીને ખૂબ ઠપકો દીધો. સહજાનંદ સ્વામીને ગુરુ સમાન ગણતા. એ આવે ત્યારે પોતે સામા જઇ એમને ભેટતા, અને એમને બેસાડી પછી પોતે બેસતા. એમણે મુક્તાનંદ સ્વામીનો ઠપકો ધીરજથી સાંભળ્યો. એમની કૃતિમાં કોઇ જાતનું પાખંડ નથી એમ સમજાવ્યું. તોપણ મુક્તાનંદ સ્વામીને સંતોષ ન થયો. એટલામાં મુક્તાનંદ સ્વામીનો એક શિષ્ય ત્યાં આવ્યો. એને સ્વામીના દેખતાંજ સમાધિ થઇ. સ્વામીએ એનાં નાડી પ્રાણ તપાસ્યાં, અને ચેતના રહિત જોઇ આશ્ચર્ય પામ્યા. થોડીવાર પછી એ શિષ્ય જાગ્યો, અને સ્વામીને કહ્યું કે એણે રામાનંદસ્વામી તથા સ્વામિનારાયણ બન્નેને સમાધિમાં જોયા. રામાનંદસ્વામીને સ્વામિનારાયણની સેવામાં ઉભેલા જોયા. રામાનંદ સ્વામીએ એ શિષ્યને કહ્યું કે મુક્તાનંદને કહેજે કે, હું કહેતો હતો કે હું તો ડુગડુગી વગાડવાવાળો છું, અને ખેલાડી તો બીજા આવશે, એ વાત કેમ ભૂલી ગયા ? આટલું સાંભળીને પણ મુક્તાનંદ સ્વામીને શાંતિ ન થઇ. એ ત્યાંથી ઉદાસ ચહેરે ઊઠયા અને પોતાને આસને ગયા. સાંજે જંગલ જઇ આવી, ગામ બહાર નાહીને આવતા હતા, તેવામાં એમને એક ઝાડ નીચે રામાનંદ સ્વામી દેખાયા. મુક્તાનંદસ્વામી એમની પાસે ગયા, અને દંડવત્ પ્રણામ કરી ખૂબ રડયા. એમનું ચિત્ત ચગડોળે ચઢયું હતું. સહજાનંદસ્વામી પાખંડી છે કે ઇશ્વરાવતાર છે, એનો એ નિશ્ચય કરી શકતા નહતા. રામાનંદસ્વામીએ સ્વામીને ધીરજ આપી; પોતે કૃષ્ણાવતાર થવાની જે જે ભવિષ્યવાણીઓ કહી હતી, તેનું સ્મરણ કરાવ્યું, અને સ્વામિનારાયણને પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ અર્પણ કરવા ઉપદેશ કર્યો.

**વહેમોનું ખંડન અને એકેશ્વર ભક્તિ.**

સ્વામિનારાયણે વહેમોનું ખંડન પણ અતિ સફળતાપૂર્વક કર્યું. મંત્ર, જંત્ર અને મલિન દેવ-દેવીઓની ભીતિ ન રાખવા વિષેનો એમનો પત્ર સત્સંગમાં પ્રસિદ્ધ છે. એ પત્ર ટુંકો છે, અને એમાંનું એકેએક વાક્ય અવતરણ કરવા યોગ્ય હોવાથી એને નીચે ઉતારું છું:—

"અનિર્દેશથી× લીખાવિતંગ સ્વામીશ્રી ૭ સહજાનંદજી મહારાજના સર્વે સત્સંગી બાઇભાઈ નારાયણ વાંચજો.

"બીજું લખવા કારણ એ છે જે જે મનુષ્યને જેવું પોતાનું પ્રારબ્ધ હોય તેને અનુસારે તેના દેહને સુખદુઃખ થાય છે, તથા જન્મમરણ થાય છે.

"ને પ્રારબ્ધ કર્મ ને કાળ તેને ખોટાં કરી નાખવાં તથા મુવાંને જીવતાં કરવાં, તેમ જીવતાંને મારી નાંખવાં તેને વિષે તો એક પરમેશ્વર નારાયણ માત્ર સમર્થ છે;

"અને જંત્ર, મંત્ર, ઔષધિએ કરીને કોઇ માણસ જીવતો રહેતો હોય તો પૃથ્વીમાં કોઇક તો દેખવામાં આવત પણ એવો કોઇ દીઠામાં આવતો નથી,

"અને વળી જો બહુ મંત્ર જંત્ર કોઇ ઉપર કોઈના ચાલતા હોય તો ઘણાક શત્રુ જેની ઉપર હોય એવા મોટા મોટા જે રાજાઓ તે જીવતા શી રીતે રહે !

"પણ તેમ તો કોઇ ઠેકાણે દેખાતું નથી. માટે નિર્ભય થકા નારાયણનું ભજન કરજ્યો, અને કેવળ ભગવાનનો જ દઢવિશ્વાસ રાખજ્યો. જેમ ભગવાને ધાર્યું હશે તે સત્ય થાશે. આપણું ધાર્યું કે બીજા કોઇનું ધાર્યું નહિ થાય, કેમકે કોઇ જીવનું ધાર્યું થાતું હોય તો કોઇ ગરીબ રહે નહિ.

"આ પત્ર લખવાનો મૂળ ઉપદેશ છે તે તમે એકાગ્ર મને કરીને ધારજો તથા વિચારજો."

**અ-હિંદુ જાતિઓનો હિંદુ ધર્મમાં પ્રવેશ.**

વળી હિંદુ ધર્મમાં અહિંદુ જાતિઓને સામીલ કરવામાં પણ સ્વામિનારાયણ પ્રથમ હતા. એક પારસી ( સુરતનો પ્રસિદ્ધ કોટવાલ અર્દેશર) તથા કેટલાક ખોજા મુસલમાનોએ સ્વામિનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો હતો. હજુએ કેટલાક મુસલમાનો એ ધર્મ પાળી રહ્યાછે.

**શૂદ્ર જાતિઓની ઉન્નતિ.**

ગુજરાત-કાઠીઆવાડની શુદ્ર જાતિઓની ધાર્મિક ઉન્નતિ કરનાર પણ સ્વામિનારાયણ પહેલા હતા. એમણે કહેવાતી નીચ જાતિઓમાં એટલું બધું કાર્ય કર્યું હતું કે જુના સંપ્રદાયીઓને સ્વામિનારાયણના ઘણા ખરા શિષ્યો કડીઆ, દરજી, સુતાર, ખારવા, મોચી અને ઢેડ હતા, એજ એ ધર્મનો વિરોધ કરવાને સબળ કારણ લાગતું હતું. ઇંગ્રેજ લેખકો એ સ્વામિનારાયણને બહુધા મહાન્ હિંદુ સુધારક (a great Hindu Reformer) કહીનેજ ઓળખાવ્યા છે. પણ નીચ જાતિઓને સંસ્કૃત કરવાની સ્વામિનારાયણની પદ્ધતિ જુદા પ્રકારની હતી. એમનો સુધારો ઉચ્ચજાતિઓને હલકી જાતિઓ સાથે ભેળવી દઇ, ઉચ્ચ જાતિમાં હલકા સંસ્કાર પાડવાનો ન હતો, પણ નીચ જાતિઓને ચઢાવી એમનામાં ઉચ્ચ જાતિના સંસ્કાર પાડવામાં સમાયો હતો. એટલે એમણે ઢેડ, મોચી, સુથાર, દરજી, કણબી અને મુસલમાન, સુદ્ધાંને શુદ્ધ બ્રાહ્મણના જેવી રહેણી રહેતાં શીખવી દીધું. મદ્ય, માંસ, અને માદક વસ્તુઓનો ત્યાગ કરવો, રોજ નાહી, પૂજા કર્યાં વિના ખાવું નહિ

× સહજાનંદ સ્વામી પોતાના સર્વે પત્રોમાં પોતાનું સ્થાન 'અનિર્દેશ' જણાવતા. એ શબ્દનો ધાતવર્થ 'અધોક્ષસ' એવો થઈ શકે. એમણે એનો અર્થ ધર્મપુરના રાજમાતા કુશળકુંવરબાને નીચે પ્રમાણે સમજાવ્યો હતો.

"આ આપણે જે ઓરડામાં બેઠા છીએ તે નિર્દેશ કહેવાય, અને તમારો મહેલ એ અનિર્દેશ કહેવાય, તેમજ તમારો મહેલ એ નિર્દેશ કહેવાય, અને ધર્મપુર અનિર્દેશ કહેવાય; તથા ધર્મપુર એ નિર્દેશ કહેવાય અને ભરતખંડ એ અનિર્દેશ કહેવાય, પછી ભરતખંડ એ નિર્દેશ કહેવાય અને પૃથ્વી એ અનિર્દેશ કહેવાય અને અક્ષર બ્રહ્મ એ અનિર્દેશ કહેવાય, અમે ત્યાં બેઠા લખીએ છીએ, માટે અમારું સ્થાન અનિર્દેશ છે."

માર્ગને પણ મનુષ્ય અશુદ્ધ કરી શકે છે, એટલી મનુષ્યમાં પામરતા રહેલી છે, એટલેજ એ વાત ઉપરથી પાઠ લેવાનો છે.

**મંદિરો.** સંગઠનના કાર્યમાં મંદિરો બાંધવાનું કાર્ય બીજું હતું. ત્યાગીઓની ઉપર પ્રમાણે યોજના થઈ. પણ ગૃહસ્થોને પરસ્પર તથા ત્યાગીઓ સાથે સંબંધ કરવાની આવશ્યકતા હતી. એક જગ્યાએ રહેનારા એક ધર્મના અનુયાયીઓ નિયમિત રીતે મળી નિત-સમાગમ રાખે, ભક્તિ કરે અને જ્ઞાન વધારે, એને માટે મંદિરો અનિવાર્ય છે. આ રીતે અમદાવાદ, વડતાલ, ગઢડા, ભુજ, ધોળેરા વગેરે સ્થળે મંદિરો બાંધવાની યોજના થઇ. પણ આ સિવાય બીજાં જે જે સ્થળોમાં સત્સંગીઓ રહેતા હોય, ત્યાં ત્યાં એક એક નાનું મંદિર 'હરિ–મંદિરો' પણ બંધાયાં. એ સર્વે મંદિરોમાં ત્યાગીઓને રહેવાની, પરગામના સત્સંગીઓને ઉતરવાની અને રાંધવાસુવાની સર્વે સગવડ રાખવામાં આવે એવી વ્યવસ્થા કરવામાં આવી.

મંદિરો બાંધવામાં કળાની દૃષ્ટિનું વિસ્મરણ થયું નહતું. અમદાવાદનું મંદિર અને આજુબાજુની ધર્મશાળામાં લાકડાનું કોતરકામ શિલ્પકળાની દૃષ્ટિએ સુંદર અને દર્શનીય ગણાય છે. ઘણાં ખરાં મંદિરોની યોજના બ્રહ્માનંદ સ્વામી, આનંદાનંદ સ્વામી તથા નિષ્કુળાનંદ સ્વામીને હાથે થઇ હતી. સ્વામિનારાયણના વખતના બધાં મંદિરો હરિજનોએ અને ત્યાગીઓએજ બાંધ્યાં હતાં. ઘણું ખરું મજુરીનું કામ ત્યાગીઓ કે સત્સંગી કડીઆઓ અને સુતારો કરતા. સ્વામિનારાયણનાં મંદિરોમાં ઓછામાં ઓછાં ત્રણ શિખરો રાખવાનો રિવાજ છે. તેમાંથી કેટલીક જગ્યાએ ત્રણે શિખરો તળે મૂર્તિઓ હોય છે અને કેટલીક જગ્યાએ બે શિખરો તળે મૂર્તિઓ હોય છે. ત્રીજા શિખર તળે, અથવા બાજુ પરની ભીંતમાં એક ઓરડો કાઢી તેમાં એક પલંગ, તે ઉપર સ્વામિનારાયણની ચિત્ર–પ્રતિમા, બની શકે એમ હોય ત્યાં સ્વામિનારાયણની પ્રસાદીની એક પાઘ તથા બીજી પ્રસાદીની ચીજો ગોઠવવાનો રિવાજ છે. એ ઓરડાને 'સુખ શય્યા' કહે છે. મૂર્તિઓ ઘણું ખરું રાધા–કૃષ્ણની, લક્ષ્મી–નારાયણની, નરનારાયણની, રેવતી–બળદેવની, ધર્મ–ભક્તિની કે શિવ–પાર્વતીની હોય છે. એ બબ્બે મૂર્તિ હોય, તો તે સ્વામિનારાયણની સમજવી.

આ મંદિરોમાં પૂજા કરવા માટે પહેલાં ભાડુતી બ્રાહ્મણોને રોકવાનો પ્રયોગ થયો. પૂજારી મહારાજે થોડા દહાડામાં પોતાનું પોત પ્રકાશ્યું. દેવને પહેરાવવાનાં પિતાંબર અને આભૂષણો પોતાના શરીર પર સજી ઠાઠમાઠથી આરતી ઉતારવા માંડી. ભાડુતી પૂજારીથી દેવમંદિરોમાં થતા છળકપટ બતાવવા માટે સહજાનંદ સ્વામીએ આ પ્રયોગ કર્યો હતો. ભાડુતી પૂજારીઓને રજા આપવામાં આવી અને ત્યાગીઓને હાથે દેવસેવા કરાવવાનું ઠરાવવામાં આવ્યું.

**આચાર્ય-સ્થાપના.** અત્યાર સુધી સંપ્રદાયમાં પરિગ્રહને સ્થાનજ નહોતું. સહજાનંદ સ્વામીને પોતાના નામે એક પેટારો પણ નહોતો, કે મિલકતને નામે પાઈ ન હતી. પણ મંદિરોની રચનાથી સ્વાભાવિક રીતે પરિગ્રહ શરૂ થયો.

આ રીતે આચાર્ય નીમવાનો વિચાર શરૂ થયો. ત્યાગીઓને વ્યાવહારિક ખટપટમાં ઉતરવું ન પડે, એમનો નિર્વાહ ચાલે અને તે સાથે એ નિરંકુશ બની ન જાય, આપણે સર્વે એક છીએ એવી ભાવના ત્યાગીઓમાં જાગ્રત રહે એ હેતુથી આચાર્યની યોજના થઇ. એ આચાર્યની સ્થાપનામાં પણ સહજાનંદ સ્વામીએ નવીન જ માર્ગ ગ્રહણ કર્યો. ત્યાગીઓને વ્યાવહારિક ખટપટમાં ન પાડવા માટે આચાર્યની યોજના થઈ હોવાથી આચાર્ય ત્યાગી ન હોય એવું ગર્ભિત થયું. પણ લાખો રૂપીઆની સંપત્તિના અધિષ્ઠાતા ઉપર જો કોઇ રીતનો અંકુશ ન હોય તો આચાર્યની અધોગતિ થયા વિના રહે નહિ. એટલે આચાર્ય ઉપર નીચે પ્રમાણે અંકુશ મૂકાયા.

એ એમની પ્રસાદીની વસ્તુઓનું મોટામાં મોટું સંગ્રહસ્થાન છે. એમણે વાપરેલાં વસ્ત્રો, ઘરેણાં, પાઘડીઓ, માળાઓ, એમના કેશ, નખ, દાંત, એમના ખાસ વપરાશમાં આવેલાં વાસણો, બાજઠો, આસનો, ખાટલાઓ, ગાદીઓ, અને પથરાઓ પણ સાચવી રાખ્યાં છે. વિદેશી માલે હિંદુસ્થાનમાં પ્રવેશ કર્યો, તેની તુર્ત જ પહેલાં દેશી કારિગીરીની ગુજરાતમાં કેવી સ્થિતિ હતી, તેનો ખ્યાલ આવવાને આ સંગ્રહસ્થાનો જેમ જેમ વખત જશે તેમ તેમ અતિશય ઉપયોગી લેખાશે.

**સદ્ગુરુની નીમણૂંક.** પણ આટલી રસિક વૃત્તિને પોષી તેના ઉપર અંકુશ રાખતાં જો સ્વામિનારાયણને આવડ્યો ન હોત, તો એના શિષ્યો ઉચ્છૃંખલ થઇ ગયા હોત; અને એમના ત્યાગીઓ છકી ગયા હોત. પણ સ્વામિનારાયણની મનુષ્યોની નાડી પારખવાની શક્તિ અદ્વિતીય હતી. પોતાના લાડની અસર શિષ્યોના હૃદય ઉપર કેવી થાય છે, તે એ હર ઘડી તપાસ્યા કરતા. ઉદાહરણાર્થ, સાધુઓમાં એકવાર એવી વૃત્તિ કેળવાવા લાગી કે દરેક જણ પોતાને સ્વામિનારાયણનો જ શિષ્ય ગણી, શિષ્યોમાં પરસ્પર નાના મોટાપણું હોય જ નહિ એમ માનવા લાગ્યો. નાના નાના સાધુઓ મુક્તાનંદ સ્વામી જેવાની ઇર્ષ્યા કરી એમનું અપમાન કરવા લાગ્યા. આવું છકેલપણું જોઇ, સ્વામિનારાયણને બહુ શોક થયો. એમણે મુક્તાનંદ સ્વામી જોડે પાછાં વનમાં જવાનો પણ વિચાર કર્યો. પણ હરિજનોનો પ્રેમ અને તેમનું કલ્યાણ જોઇ ટકી રહ્યા. આ છકેલ વૃત્તિને ટાળવાને એમણે સાધુ અને બ્રહ્મચારીઓમાંથી મળી બાર સદ્ગુરુઓ નીમ્યા; અને બધા ત્યાગીઓને એ સદ્ગુરુઓમાં વહેંચી દીધા. દરેક સદ્ગુરુ અને એમના હાથ તળેના ત્યાગીઓ વચ્ચે ગુરુ-શિષ્યભાવ બાંધ્યો, શિષ્યોને પોતાની આજ્ઞાઓ સદ્ગુરુઓ મારફતે એમને [illegible] જરૂરત બાંધી. આ રીતે ત્યાગીઓનું [illegible]

થોડો કાળ ગયા પછી આ વ્યવસ્થામાં પણ ફેરફાર કરવો પડ્યો. દરેક સદ્ગુરુના શિષ્યો પોતે પોતાને બીજા મંડળોથી જુદાજ માનવા લાગ્યા. મુક્તાનંદી, બ્રહ્માનંદી એવા પક્ષો બંધાવા લાગ્યા. સ્વામિનારાયણે આનો પણ તુર્ત જ ઉપાય કર્યો. એક દિવસ બધા ત્યાગીઓને એક પછી એક પૂછવા માંડ્યું, "તમે કોના શિષ્ય?" ત્યાગીઓ પોતપોતાના સદ્ગુરુઓના નામ દેવા લાગ્યા. પછી સભામાં સ્વામિનારાયણે કહ્યું કે હું તો હવે શિષ્ય વિનાનોજ થઇ રહ્યો છું, કારણ કે બધા શિષ્યો પોતાને જુદા જુદા સદ્ગુરુઓનાજ શિષ્ય માને છે; ત્યાગીઓ આશ્ચર્યચકિત થયા અને બોલી ઉઠ્યા, ના, ના, મહારાજ, અમે તો સર્વે તમારાજ શિષ્યો છીએ અને આપની આજ્ઞાએ સદ્ગુરુઓના શિષ્યો છીએ. સહજાનંદ સ્વામીએ કહ્યું, મ્હારા શિષ્યો હો, તો હું રાખું તે મંડળમાં રહેવું પડશે. ત્યાગીઓએ તે કબૂલ કર્યું. પછી સહજાનંદ સ્વામીએ પાછાં નવાં મંડળો રચ્યાં અને સદ્ગુરુઓના પક્ષ બાંધી, તેમાં ન તણાતાં માત્ર પ્રભુનોજ પક્ષ બાંધી, તેમાં તણાવાનો ઉપદેશ કર્યો. ત્યારથી મુક્તાનંદી, બ્રહ્માનંદી એવો પક્ષભેદ પડતો બંધ થયો.

પણ એક નવી જાતનો પક્ષભેદ જાગ્યો. સ્વામિનારાયણે ગઢડામાં વાસુદેવની મૂર્તિ સ્થાપી હતી, અમદાવાદમાં નરનારાયણની અને વડતાલમાં લક્ષ્મીનારાયણની. કેટલાંક મંડળો ગઢડાની આજુબાજુજ ઘણો વખત ફરતાં, કેટલાંક અમદાવાદની બે તરફ અને કેટલાંક વડતાલની સમીપમાં. સ્વામિનારાયણે પ્રભુનોજ પક્ષ રાખવાનું કહ્યું હતું એટલે હવે ત્યાગીઓ પોતાને વાસુદેવીઆ, નરનારાયણીઆ અને લક્ષ્મીનારાયણીઆ કહેવડાવા લાગ્યા અને પોતપોતાના પ્રાંતના દેવનો પક્ષ તાણવા લાગ્યા. આ વાતની સહજાનંદ સ્વામીને ખબર પડી કે તુર્ત એમણે એક સમૈયામાં વાસુદેવીઆ, નરનારાયણીઆ અને લક્ષ્મીનારાયણીઆને જુદા જુદા બેસવાનું કહ્યું. બધા ત્યાગીઓ એ પ્રમાણે બેઠા. એટલે સહજાનંદ સ્વામીએ કહ્યું, હવે સ્વામિનારાયણીઆ રહ્યા હોય તે મારી પાસે બેસો. ત્યાગીઓ બધા શરમાઇ ગયા અને દેવને નામે ખોટું પક્ષાભિમાન રાખવું છોડી દીધું. એક

માર્ગને પણ મનુષ્ય અશુદ્ધ કરી શકે છે, એટલી મનુષ્યમાં પામરતા રહેલી છે, એટલોજ એ વાત ઉપરથી પાઠ લેવાનો છે.

**મંદિરો.** સંગઠનના કાર્યમાં મંદિરો બાંધવાનું કાર્ય બીજું હતું. ત્યાગીઓની ઉપર પ્રમાણે યોજના થઈ. પણ ગૃહસ્થોને પરસ્પર તથા ત્યાગીઓ સાથે સંબદ્ધ કરવાની આવશ્યકતા હતી. એક જગ્યાએ રહેનારા એક ધર્મના અનુયાયીઓ નિયમિત રીતે મળી સંતસમાગમ રાખે, ભક્તિ કરે અને જ્ઞાન વધારે, એને માટે મંદિરો અનિવાર્ય છે. આ રીતે અમદાવાદ, વડતાલ, ગઢડા, ભુજ, ધોળેરા વગેરે સ્થળે મંદિરો બાંધવાની યોજના થઇ. પણ આ સિવાય બીજાં જે જે સ્થળોમાં સત્સંગીઓ રહેતા હોય, ત્યાં ત્યાં એક એક નાનું મંદિર 'હરિ–મંદિરો' પણ બંધાયાં. એ સર્વ મંદિરોમાં ત્યાગીઓને રહેવાની, પરગામના સત્સંગીઓને ઉતરવાની અને રાંધવાસુવાની સર્વે સગવડ રાખવામાં આવે એવી વ્યવસ્થા કરવામાં આવી.

મંદિરો બાંધવામાં કળાની દૃષ્ટિનું વિસ્મરણ થયું નહતું. અમદાવાદનું મંદિર અને આજુબાજુની ધર્મશાળામાં લાકડાનું કોતરકામ શિલ્પકળાની દૃષ્ટિએ સુંદર અને દર્શનીય ગણાય છે. ઘણાં ખરાં મંદિરોની યોજના બ્રહ્માનંદ સ્વામી, આનંદાનંદ સ્વામી તથા નિષ્કુળાનંદ સ્વામીને હાથે થઇ હતી. સ્વામિનારાયણના વખતના બધાં મંદિરો હરિજનોએ અને ત્યાગીઓએજ બાંધ્યાં હતાં. ઘણું ખરૂં મજુરીનું કામ ત્યાગીઓ કે સત્સંગી કડીઆઓ અને સુતારો કરતા. સ્વામિનારાયણનાં મંદિરોમાં ઓછામાં ઓછાં ત્રણ શિખરો રાખવાનો રિવાજ છે. તેમાંથી કેટલીક જગ્યાએ ત્રણે શિખરો તળે મૂર્તિઓ હોય છે અને કેટલીક જગ્યાએ બે શિખરો તળે મૂર્તિઓ હોય છે. ત્રીજા શિખર તળે, અથવા બાજુ પરની ભીંતમાં એક ઓરડો કાઢી તેમાં એક પલંગ, તે ઉપર સ્વામિનારાયણની ચિત્ર–પ્રતિમા, બની શકે એમ હોય ત્યાં સ્વામિનારાયણની પ્રસાદીની એક પાઘ તથા બીજી પ્રસાદીની ચીજો ગોઠવવાનો રિવાજ છે. એ ઓરડાને 'સુખ શય્યા' કહે છે. મૂર્તિઓ ઘણું ખરૂં રાધા–કૃષ્ણની, લક્ષ્મી–નારાયણની, નરનારાયણની, રેવતી–બળદેવની, ધર્મ–ભક્તિની કે શિવ–પાર્વતીની હોય છે. એ બબ્બે મૂર્તિ હોય, તો તે સ્વામિનારાયણની સમજવી.

આ મંદિરોમાં પૂજા કરવા માટે પહેલાં ભાડુતી બ્રાહ્મણોને રોકવાનો પ્રયોગ થયો. પૂજારી મહારાજે થોડા દહાડામાં પોતાનું પોત પ્રકાશ્યું. દેવને પહેરાવવાનાં પિતાંબર અને આભૂષણો પોતાના શરીર પર સજી ઠાઠમાઠથી આરતી ઉતારવા માંડી. ભાડુતી પૂજારીથી દેવમંદિરોમાં થતા છળકપટ બતાવવા માટે સહજાનંદ સ્વામીએ આ પ્રયોગ કર્યો હતો. ભાડુતી પૂજારીઓને રજા આપવામાં આવી અને ત્યાગીઓને હાથે દેવસેવા કરાવવાનું ઠરાવવામાં આવ્યું.

**આચાર્ય–સ્થાપના.** અત્યાર સુધી સંપ્રદાયમાં પરિગ્રહને સ્થાનજ નહોતું. સહજાનંદ સ્વામીને પોતાના નામે એક પેટારો પણ નહોતો, કે મિલકતને નામે 'પાઈ ન હતી. પણ મંદિરોની રચનાથી સ્વાભાવિક રીતે પરિગ્રહ શરૂ થયો.

આ રીતે આચાર્ય નીમવાનો વિચાર શરૂ થયો. ત્યાગીઓને વ્યાવહારિક ખટપટમાં ઉતરવું ન પડે, એમનો નિર્વાહ ચાલે અને તે સાથે એ નિરંકુશ બની ન જાય, આપણે સર્વે એક છીએ એવી ભાવના ત્યાગીઓમાં જાગ્રત રહે એ હેતુથી આચાર્યની યોજના થઇ. એ આચાર્યની સ્થાપનામાં પણ સહજાનંદ સ્વામીએ નવીન જ માર્ગ ગ્રહણ કર્યો. ત્યાગીઓને વ્યાવહારિક ખટપટમાં ન પાડવા માટે આચાર્યની યોજના થઈ હોવાથી આચાર્ય ત્યાગી ન હોય એવું ગર્ભિત થયું. પણ લાખો રૂપીઆની સંપત્તિના અધિષ્ઠાતા ઉપર જો કોઇ રીતનો અંકુશ ન હોય તો આચાર્યની અધોગતિ થયા વિના રહે નહિ. એટલે આચાર્ય ઉપર નીચે પ્રમાણે અંકુશ મૂકાયા.

૧. આચાર્ય ગૃહસ્થ હોય, પણ પોતાના સમીપ સંબંધી વિનાની સ્ત્રીઓ સાથે બોલે નહિ, તેમનો સ્પર્શ કરે નહિ, અને તેમને ઉપદેશ દે નહિ.

૨. શિષ્યોએ આપેલું ધાન્ય વેચે નહિ, પણ જુનું થઇ જાય તો જરૂર પડે તો જુનું આપીને નવુ ધાન્ય લે; એટલે શિષ્યો પાસેથી ધાન્ય લઈ પૈસા કમાવવાનો ધંધો ન માંડે.

૩. પોતાનો સર્વ વ્યવહાર ત્યાગીઓ અને ગૃહસ્થોની સલાહ લઈ કરે, પણ સ્વતંત્ર રીતે ન કરે.

૪. સહજાનંદ સ્વામીએ નીમેલા આચાર્યોની સંખ્યામાં વધારો ન થાય.

આ રીતે સંવત ૧૮૮૨ ની કાર્તિક સુદ ૧૧ ને દિવસે સહજાનંદ સ્વામીએ પોતાના બે ભાઇઓ રામપ્રતાપ અને ઇચ્છારામના પુત્રો અયોધ્યાપ્રસાદ અને રઘુવીરને અનુક્રમે અમદાવાદની નરનારાયણ દેવની અને વડતાલની લક્ષ્મીનારાયણ દેવની ગાદીના આચાર્યો તરીકે નીમણૂંક કરી. બન્નેના ધર્મો સમજાવનારો અને દેશ વિભાગ કરનારો એક ખરીતો સંપ્રદાયનો એક મહત્વનો લેખ છે. આચાર્યો વચ્ચે પરસ્પર, અથવા આચાર્ય અને ગૃહસ્થ કે ત્યાગીઓ વચ્ચે કાંઈ મતભેદ કે વિરોધ થાય ત્યારે એ લેખ પ્રમાણેજ વર્તી શકાય છે.

સહજાનંદ સ્વામીનો સંપ્રદાય હવે સંગીન પાયા પર રચાઈ ગયો હતો. લગભગ બે લાખ માણસો એ ધર્મના અનુયાયીઓ થયા હતા. આટલા ટુંક વખતમાં દુનિયાના કોઇ પણ ધર્મમાં આટલા શિષ્યો ભળ્યા ન હતા. ધર્મની સ્થાપના આટલી તીવ્રપણે કદી પણ જામી ન હતી છતાં, એ ધર્મના અનુયાયી થવું એ કાંઈ સહેલી વાત ન હતી.

## ( ૧૧ ) એમના કાર્યોનું સિંહાવલોકન.

આજ સ્વામી નારાયણની ખરેખરી મોટાઈ હતી માણસને ચીભડાંની માફક કાપી નાખનાર એક સત્સંગી થયા પછી એક દિવસ સવારે જતો હતો. રસ્તામાં એક ખેતરમાંથી એણે એક દાતણ કાપ્યું. દાતણ કાપ્યા પછી એને વિચાર થયો કે આ તો ધણિયાતું ખેતર છે, તેના ધણીને પૂછ્યા વિના મેં દાતણ લીધું, એ ચોરી કહેવાય. તુર્ત એ ગામમાં ગયો, અને ખેતરના ધણીને શોધી કાઢી, એને દંડવત્ પ્રણામ કરી, ચોરી કરવા માટે માફી માગી. સ્વામિનારાયણે પોતાના શિષ્યોનું જીવન કેટલું શુદ્ધ અને વિચારમય બનાવ્યું હતું તેનું આ ભુજ દષ્ટાંત છે. એમના કાર જેટલું મહત્ કાર્ય આજ સુધીના પૃથ્વીના ઇતિહાસમાં કોઈના પણ ચરિત્રમાં મંડાયું નથી.

સ્વામિનારાયણના ઉપદેશથી અનેકને આત્મા પરમાત્માનો સાક્ષાત્કાર થયો હતો; અનેકને દઢ આત્મનિષ્ઠાથી સ્થિતપ્રજ્ઞતા પ્રાપ્ત થઇ હતી; કેટલાકને હઠયોગની સિદ્ધિ થઇ હતી; કેટલાક સમાધિનિષ્ઠ થયા હતા;

સ્વામિનારાયણે પોતે ધારેલું કાર્ય હવે સંપૂર્ણ થયું હતું. એમણે એક વિશાળ સંપ્રદાય સ્થાપ્યો હતો; એ સંપ્રદાયને માટે વિશાળ સાહિત્ય ઊભું કર્યું હતુ; સર્વાંગે પૂર્ણ સંસ્થા રચી હતી; એ સંસ્થા માટે સુંદર નિયમો ઘડી એની વ્યવસ્થા ધર્મ અને વ્યવહાર બેવને અનુકૂળ થાય એવી કરી હતી. એ નિયમો તોડયા સિવાય એ સંસ્થામાં તુટી આવવી લગભગ અશક્ય થાય એવું બંધારણ રચ્યું હતું. ઓગણપચાસ વર્ષની નાની વયમાં એમનું કાર્ય સંપૂર્ણ થયું એમ એ કહી શકતા હતા. સં. ૧૮૮૬ ની સાલથી એમને શરીરે મંદવાડ વર્તાવા લાગ્યો હતો.

## (૧૨) સહજાનંદ સ્વામીનું સ્વધામગમન.

દિવસેદિવસે એમનો મંદવાડ વધવાલાગ્યો. ગઢડેગયા ત્યાં મંદવાડના કેટલોકવખત પહેલાંથી સહજાનંદસ્વામીએ તીવ્ર તપ આદર્યું હતું. વ્રત ઉપવાસો કરવા, કઠણ નિયમો લેવા, સર્વેમાંથી ચિત્તને કાઢી લેવું, મૌન ધારવું વગેરે રીતે સંસારથી ઉદાસીનતા રાખતા હતા. મંદવાડની હકીકત સાંભળી ગામોગામથી લોકોનાં ટોળાં એમને મળવા આવવા લાગ્યાં. ગઢડું સત્સંગીઓથી ભરાઇ ગયું. સહજાનંદ સ્વામીએ સર્વેને ધીરજ આપી, કોઇએ એમની પાછળ આત્મહત્યા ન કરવી એવી તાકીદ કરી, સર્વેને પોતપોતાના ધર્મમાં રહેવા

૧

# એશીઆની એકતા

આપણે જાણીએ છીએ કે એક બાળક પહેલાં તો બધી બાહ્ય વસ્તુઓનું નિરીક્ષણ કરતાં કરતાં છેવટેજ પોતાની જાત વિષે વિચાર કરતાં શીખે છે. તેમાં પણ પહેલાં તો પોતાની જાતને ત્રીજા પુરૂષમાંજ સંબોધે છે. તે ચાર પાંચ વર્ષનું થાય પછીજ બીજા માણસોમાં પોતાનું થોડું ઘણું સ્થાન સમજે છે. કોઈ બાળક પોતાને વિષે પહેલા પુરૂષમાં બોલતાં શીખેજ નહિ તો આપણે એમજ કહીએ કે એનો વિકાસ અટકી ગયો છે. કવિઓને આપણે બાળક કહીએ છીએ, પણ તે કાંઇ આવી જાતના બાળક નહિ.

મનુષ્યના મનનો વિકાસ જડમાંથી જીવન તત્વના વધારેને વધારે ઉંડા અનુભવ તરફ વળે છે. પણ જો કોઇ જડનાજ નિયમોને પોતાના મનના નિયમો ગણીને આગળ ચાલે, તો જડ વસ્તુઓનો ખરો અર્થ શું છે તે પણ એ માણસ ભૂલી જાય. ઘણી વાર એમ બને છે કે કુદરતમાં વસ્તુઓનું વૈવિધ્ય જોઇને પોતે એમાં દટાઇ જાય છે. પણ આ વૈવિધ્યમાંથી નિકળતો જીવન સંગીતનો એક સૂર પણ મનુષ્ય ન સાંભળે તો તેની સ્થિતિ સર્પ પોતાની કાંચળી કાઢી ન શકે એના જેવી થઇ જાય.

પણ ઘણા માણસો જડની કોટીમાં રહીનેજ પોતાના મનનો, તથા આત્માનો વિચાર કરે છે. ગણીતશાસ્ત્ર આપણને કહેશે કે બેને બે ચાર થાય. હાલની યુરોપીય શીક્ષસુરીમાં ઘણા લોકો પાણી ડોળે છે અને કહે છે કે ગણિતનો નિયમ પણ જેટલે અંશે આપણા અનુભવમાં ખરો પડે છે તેટલે અંશેજ ખરો છે. કારણ કદાચ દૂર આકાશના કોઇ તારા ઉપર એમ પણ બને કે બે ને બે ચાર ન થાય, પણ કાંઇ બીજુંજ થાય.

આટલા મોટા કૌતુકને માટે આપણે દૂર આકાશના ખૂણે ખોચરે ભટકવાની જરૂર નથી. આ ક્ષુદ્ર ગ્રહ ઉપર પણ એ વાત અનુભવમાં ઉતરી શકે એવી છે. આપણે જાણીએ છીએ કે પાંચ ગાય અને ૭ ગધેડાંનો સરવાળો ૧૧ થાય. પણ સમસ્ત ગણિતશાસ્ત્ર અનુભવને એક કોરે મૂકીને માત્ર ૧૧ એટલો સરવાળોજ કહે છે. આવો સરવાળો તે માત્ર એક બાહ્ય વ્યાપાર છે. તે ગાયનું કે ગધેડાનું સ્વરૂપ ફેરવતો નથી. જ્યાં આંતર દૃષ્ટિબિંદુથી વસ્તુઓને જોવામાં આવે છે ત્યાં સરવાળાનો વ્યાપાર શકય નથી. કારણુ આંતર દૃષ્ટિબિંદુ તે જીવનતત્ત્વનું પોતાનુંજ પોતા તરફનું દૃષ્ટિબિંદુ છે. જીવન પ્રદેશમાં સરવાળા બાદબાકી થઈ શકતાં નથી. કોઇ - કરવા જાય તો એકને એક બે ન થતાં કદાચ એકજ થાય!

આપણે એક પ્રાણીને લઇએ, અને એના અંગોને છેદી છેદીને જોઇએ. પહેલાં એક પગ પછી બીજો, એમ એનાં અવયવો એક પછી એક કાપી નાંખીએ તોપણ છેવટે આપણને જીવનતત્ત્વ હાથમાં નહિ આવે રવિન્દ્રનાથ ઠાકુરે એકમાં કહ્યું છે. ગીત—આત્માજ આલિંગી શકે એવા ફુલને શરીર હાથમાં કેવી રીતે ધારણ કરે! કોઇવાર એમ લાગે કે કોઇ બીજાનું સમસ્ત જીવન રહસ્ય આપણા જીવનમાં ઉતારી દઇએ, પણ માત્ર આપણા હાથમાં એની પાંખડીઓજ આવે છે. જીવનતત્ત્વજ એવું છે કે એને પકડવા જતાં તે સટકી જાય છે. પૃથક્કરણ કરતાં કરતાં એ ક્યાંય માલુમ પડતું નથી. માત્ર એ છે અને એનો અનુભવજ આપણે કરી શકીએ છીએ. આ તે બે દૃષ્ટિબિંદુઓ વચ્ચેનો તફાવત છે. એક માત્ર બાહ્ય છે. જ્યારે બીજી આંતર અનુભવની દૃષ્ટિ છે. એક તો ગોળ લાંબે લાંબે રસ્તે આપણને લઈ જાય

છે. દરિયાના પાણીમાં હીલોળા પડે તેમ આપણે જોયા કરીએ છીએ. પણ તોફાનમાં કરીને સ્થાન મળતું નથી. શાન્તું તે આપણી પાસેજ છે. એમાં જીવનતત્ત્વને પકડવા માટે કોઇ પ્રાણીને મારવાની જરૂર નથી. એમાં પ્રથક્કરણની પણ જરૂર નથી. એમાં મન પોતામાંજ ઠરેલું રહે છે, અને આત્માની પોતાના સ્વરૂપમાંજ સ્થિતિ થાય છે.

આ તે બે કદાચ સર્જન જૂનાં દૃષ્ટિબિંદુઓ છે. એક તે પશ્ચિમનું બીજું તે પૂર્વનું. રવિન્દ્રનાથ ઠાકુરે ગીતાંજલિમાં કહ્યું કે દૂર દૂર ભટકીને પણ ઠરવાનું સ્થાન તો મારી પાસેનું પાસેજ છે, ત્યારે આપણને તો કોઇ હિંદના સંતે જે એક અનાદિ સત્ય કહ્યું છે તેજ તેમણે ફરી વાર ગાયું હોય એમ લાગે છે. પણ યુરોપ તે મુગ્ધ રીતે સાંભળી રહ્યું. કારણ એને એ તદન નવું લાગ્યું. હજી યુરોપ એ રીતે બાળક છે.

બધા ધર્મોનાં મૂળ એશીયામાં છે તેનું એક મુખ્ય કારણ પણ એજ છે. મનુષ્યના રોજે રોજના કલહપૂર્ણ વિરોધી જીવનથી એક એવી ઉચ્ચ ભૂમિકાએ મનુષ્યે જવું જોઇએ કે જ્યાં દરેકને પોતાનું સ્થાન મળે અને કોઈ કોઇને ચગદીને ઉગે નહિ. આંતર દૃષ્ટિબિંદુથી જો આપણે બીજા જાતભાઇને જોઇએ તોજ એ બની શકે. જેવન્સ સાહેબે એક જગ્યાએ કહ્યું છે[1] કે ધર્માનુભવનું મૂળ તે પ્રેમ છે. ઉપર કહ્યું તેવી આંતર દૃષ્ટિમાં પ્રેમને સ્થાન છે. પ્રેમ એજ દરેકાઇ બીજાના સમસ્ત જીવનને આલિંગી શકે છે. અને એશીઆમાં આ આંતરદૃષ્ટિનો પ્રેમ અખૂટ છે.

એશીઆની એકતા એ કોઇ એક પ્રજાની એકતા નથી. મનુષ્યના આત્માના ચિરસ્થાયી બંધારણમાં જ એ એકતાનાં મૂળ છે. બધા વિધવિધ જીવનના આવિર્ભાવો વચ્ચે એક સર્વદેશીય જીવનની પાછળજ એશીયા ખેંચાયા કર્યું છે. અપૂર્ણ વ્યક્તિત્વના ભરતી અને ઓટમાંથી છૂટી, આખું જગત જેમાં વિરામ પામે છે તેમાંજ એશીઆની બધી જાતો, રૂપ, રંગ, અને વર્ણના ભેદને ટાળીને એક બીજાની સાથે ગૂંથાયેલી આપણને નજરે પડે છે અને એમાંજ એની એકતા છે. એટલે એશીઆમાં જ્યારે એક દેશ બીજા દેશ પર જીત મેળવે છે, ત્યારે તે કંઇ માત્ર રાક્ષસી બળથી મેળવેલી નથી હોતી. એનો કોઇ દિવસ ચિરસ્થાયી હોઇ શકે જ નહિ. પણ રાક્ષસી બળની પણ પેલી પાર જે પોતાની સંસ્કૃતિનું બળ છે તેના વડે જ એક દેશ બીજાને જીતતો, અને પછી જીતાએલો દેશ કોઈ દિવસ વિમુખ થઇ શકતો જ નહિ.

ઇરાકમાં આવેલા બોગદ'ઝમાં જે પુરાતત્ત્વની શોધો થઈ છે તે આપણને કહી આપે છે કે આપણી આર્ય સંસ્કૃતિનો ફેલાવો તે માત્ર હિંદમાંજ નહિ પણ મેસોપોટામીઆમાં પણ થયો હતો. કારણ એ પ્રદેશમાંથી એક પ્રાચીન કરારનામાનું તામ્રપત્ર મળી આવ્યું છે. તે ઉપરથી આપણને ખબર પડે છે કે ત્યાંના લોકો પણ ઈ. સ. પૂર્વે ૧૪૦૦ માં ઋગ્વેદના દેવો વરૂણ અને ઇન્દ્રને પૂજતા. કેટલાક વિદ્વાનોનું[2] આથી એમ માનવું થયું છે કે હિંદની પ્રાચીન કાળની ઋગ્વેદના વખતની સંસ્કૃતિ ઇરાક સુધી ગયેલી હોવી જોઇએ.

હિંદના દેવો એ રીતે હિંદ બહાર પણ પૂજાતા. આ હિંદની સંસ્કૃતિની અસર આપણે ખોતાનમાં પણ જોઇએ છીએ. પોમ્પીઆઈ શહેર જેમ વીસુવીઅસના રોષ તળે રાખમાં દટાઇ ગયું, તેવીજ રીતે આખું ખોતાન રણની રેતીનાં વાદળથી ઘેરાઈ પડયું. એક રીતે આપણે માટે એ કદાચ સદ્ભાગ્ય છે કે કાળના પંજામાંથી ખોતાનને બચાવી લઈ, રણે એને એમને એમ સંઘરી રાખ્યું. એ લોકોની ભાષા પણ આપણું પ્રાકૃતને ઘણે અંશે મળતી આવતી. ઈ. સ. ના ત્રીજા સૈકામાં હિંદુ તથા બૌદ્ધધર્મની કળા ઉપરની અસર પણ આપણે ત્યાં જોઇએ છીએ. ખોતાનનો રાજા તો કુબેર ભંડારીના વંશનો ગણાતો અને ગણેશ તથા બોધિસત્ત્વને ત્યાં સરખાં સ્થાન મળતાં.

1 Recent Developments in European Thought.—Religion.

2 Dr. Sten Konow.

ઇ. સ. પૂર્વે ૧૪૦૦ નું કરારનામું તથા ખોતાન અને નં.શબ્દ ભૂતના ઉત્કૃષ્ઠ પ્રદેશમાંથી એકી સાદે આપણને કહી આપે છે કે વિચારોની તથા ધર્મની આપલે પ્રાચીન કાળમાં હાલ છે તેના કરતાં ખૂબ વધારે હતી, આ છેલ્લા સૈકાઓમાંજ હિંદુસ્તાન પર્વતો અને નદીઓથી સીમાબદ્ધ થયું હોય એમ લાગે છે. પણ પૂર્વે તો કેમ જાણે કોઇ પર્વતની પાળ એવી મોટી ન હતી કે જે પરથી સંસ્કૃતિનાં મોજાં બીજા દેશો પર ફરી ન વળે.

આપણા પ્રાચીન ઉપનિષદોમાં અખૂટ ચિંતન ભરેલું છે. પણ વર્ષો વહ્યાં તેમ તેનો પ્રવાહ જરા શિથિલ થયો. એ રૂઢી અને સીમાબદ્ધ જીવનની સામે ભગવાન્ બુદ્ધે નવા જીવનનો ઝંડો ઉડાવ્યો. યુરોપમાં જ્યારે જાગ્રતિ આવી, ત્યારે તેને અંગે લોકોના મન આત્મશુદ્ધિ તરફ વળ્યાં. પણ એક અનાત્મભાવથી તેમણે દેવળોનું તથા મૂર્તિઓનું ખંડન કર્યું. બુદ્ધ ભગવાનના ઉપદેશમાંથી જડતાના પોપડાને છેદીને પૃથ્વી માતાના ઉદરમાંથી નવો જીવનનો પ્રવાહ નીકળ્યો. પણ તે જ્યાં ગયો ત્યાં વિશ્વવ્યાપી પ્રેમથી.જ બધાને પલટી નાંખતો. બૌદ્ધધર્મ જ્યારે હિંદમાંથી બહાર ગયો ત્યારે બીજા લોકોને લોહીની નદીઓમાં આત્મજ્ઞાન કરાવ્યું નથી. તેમજ કાન્તા અને કાંચનથી લોકોનાં મન લલચાવીને તેણે પોતાના ધર્મમાં કોઇને ખેંચ્યા નથી.

ઇ. સ. ની થોડા વર્ષ પૂર્વે ચીનના બાદશાહ મીંગ ટીએ કેટલાક માણસોને હિંદમાં મોકલ્યા. તેઓ અહિ આવી પોતાની સાથે બે બૌદ્ધ સાધુઓને તથા સંસ્કૃતમાં લખેલાં કેટલાંક પુસ્તકો લઇ ગયા. ત્યાં બૌદ્ધધર્મનું સત્ય પાદશાહને સમજાયું અને ત્યારથી સમસ્ત ચીને તે ધર્મ સ્વીકાર્યો. લંકાએ પણ આવીજ રીતે ચીનની પહેલાં ઈ. સ. પૂર્વે ચોથા સૈકામાં બૌદ્ધધર્મ સ્વીકાર્યો. તે સૈકાના અંતમાં ટીસા નામનો રાજા લંકાની ગાદીપર આવ્યો, ત્યારે તેણે ભારતવર્ષના રાજા અશોકને ઘણી ઘણી ભેટો મોકલી. રિવાજ પ્રમાણે અશોકે થોડી ઘણી ભેટો તો મોકલી, પણ સાથે બૌદ્ધ સાધુઓ જોડે કહેવરાવ્યું કે રાજાએ બૌદ્ધધર્મનો અંગીકાર કરવો. અશોકનું રાજ્ય એ વખતે તો મધ્ય એશીઆ સુધી ગયું હતું પણ તેણે ભેટમાંથી તરવાર તો ક્યારની કાઢી નાંખી હતી. અશોકના મોકલેલા સાધુઓએ લંકાને બૌદ્ધ કરી મૂકી.

બૌદ્ધધર્મે બહાર જઇને સમગ્ર એશીઆના હૃદયને પલટી નાંખ્યું. આખું હિંદુસ્તાન તો યુગો યુગથી હિંસાત્મક યજ્ઞની ટેવ પડેલી તોપણ એકજ માણસના વચનને લઇને તદન નિરામિષ થઇ ગયું. બૌદ્ધધર્મ ટીબેટમાં "બાઓ" ધર્મ સાથે ભળ્યો. ચીનમાં કોનફ્યુશીઅસના સંપ્રદાયની સાથે એકાકાર થઈ રહ્યો. ત્યાંથી પછી તે કોરીઆને કાંઠે સમુદ્ર પર્યંત જઇ ચડ્યો. પણ સમુદ્રે ય એની સીમા બાંધી ન શક્યો, હરહંમેશ બૌદ્ધ સાધુઓ જ નહિ પણ બૌદ્ધ કડીયાઓ, સુતારો, વગેરે કેટલાંય કુટુંબો હિંદમાંથી બહાર જઇ ચડયાં હતાં. સમુદ્ર પાર ઉતરી જાપાનમાં તેણે પોતાનું સ્થાન કર્યું. ત્યાં જાપાનના જૂના શીન્ટો ધર્મની સાથે એક થઈ ગયો. આપણે કહી શકીએ કે શીન્ટોધર્મે જાપાનને પોતાના ભૂત વડવાઓની મહત્તા શીખવી છે, અને બૌદ્ધધર્મે એને વર્તમાનની નીતિ શીખવી છે.

બૌદ્ધધર્મનો બીજો એક તરંગ બ્રહ્મદેશ તથા જાવામાં ગયો છે. જાવામાં તો હિંદુ વેપારીઓ ઘણા જતા. તેઓએ ત્યાં વેપારને અર્થે પોતાનું રાજ્ય જમાવ્યું નહોતું, પણ જાવાના લોકોને હિંદુ ધર્મનું હૃદય અર્પ્યું, એની કળા અને સંસ્કૃતિ આપ્યાં. અરવિન્દ ઘોષે એક જગ્યાએ કહ્યું તેમ આ જીત તે લડાઇની ન હતી, પણ હૃદયની હતી.

એ એક ખેદની વાત છે કે બૌદ્ધધર્મ જન્મ્યો ત્યાં એની સગી માએ સંઘર્યો નહિ, અને એથી પારકાને ઘેર જઈ એને રહેવું પડયું. બૌદ્ધધર્મ હજી પણ બીજા દેશોમાં જીવન્ત છે. એના કેટલાએક આદેશો મનુષ્ય જીવનને ઉચ્ચ કરે એવા છે. સારામાં સારો આપણે ગણી શકીએ એવો એક વિધિ એમનામાં એ છે કે હરકોઇ માણસ શ્રદ્ધાથી પળાય તેટલા વખત સુધીની સાધુવ્રતની દીક્ષા લઇ શકે છે.

શકીએ. કોઇ નહિ કહી શકે કે એ ઇમારત છે કે ઇસ્લામી છે, બૌદ્ધ છે કે દ્રાવિડ છે. પણ જ્યારે ઔરંગઝેબે, હિંદની સંસ્કૃતિને તરછોડી, ત્યારથી મોગલાઇનાં પડ-તીનાં બીજને રોપાયાં. ઔરંગઝેબના વખતમાં તથા પછી પણ જે બળવો હિંદે ઉઠાવ્યો તે કાંઇ ખાસ મુસલમાની રાજ્ય સામે એટલુંજ નહિ, પણ ઇસ્લામ સંસ્કૃતિને એકલવાઇ કરી એને ધર્માન્ધતામાં પૂરી રાખવા સામે હતો. એટલે કે હિંદમાં રહીને હિંદની સંસ્કૃતિ સાથે છેડાછુટકો થઇજ ન શકે; કારણ એશીઆમાં તો એક પ્રજાનું બીજી પ્રજા ઉપર રાજ્ય એનો અર્થજ લગભગ એવો હતો કે બન્ને પ્રજાએ સમન્વયના વિકાસમાં પોતાનો હિસ્સો આપી સંસ્કૃતિને સર્વવ્યાપી કરવી.

સંગીતમાં પણ આવીજ રીતે હિંદુ અને ઇસ્લામનો આત્મા એક બીજામાં ગૂંથાયેલા માલુમ પડે છે. જો ક્યાંય પણ એશીઆ આખો, પોતાની જૂદી જૂદી જાતોનો આત્મા એક ગાંઠ કરી શક્યો હોય તો તે કળામાંજ છે. બૌદ્ધધર્મ જ્યાં જ્યા ગયો ત્યાં ત્યાં એની કળા પડછા પાછળ જતી ગઇ. અથવા તો ધર્મ એજ આપણે મન કળામાં આવિર્ભાવ પામતો. કોઇ ઉંચો રજતગિરી તથા ઝર્ઝર કરતો ઝરો જોઇને, એશીઆવાસીને પોતાનો બંગલો ત્યાં કરવાનું કે ઉંડા આકાશને શરમાવે તથા ચંદ્રતેજને મલિન કરે એવું રાક્ષસના જડબા જેવું યંત્ર કરવાનું સુઝયું નથી. તેવી જગ્યા તો તે પોતાના દેવનેજ અર્પણ કરતો. ત્યાં પોતાની બધી કળા રેડતો. એ સ્થાન કોઇ એક માણસનું ખાનગી રહેઠાણ ન થતું, પરંતુ બધાંને ત્યાં આવકારજ મળતો.

એશિયાને મન કળા એટલે કુદરતની માત્ર વિડંબનાજ કરવી એમ ન હતું. કુદરતની સામે એક ચાટલું મૂકી તેમાં જેમ બધી વસ્તુઓ હતી તેમ નોનરાય એવો કળાનો ધર્મ ન હતો. એક ક્ષુદ્ર ખાબોચીયું શાંત પડયું હોય ત્યારેજ એમાં આકાશના તારાઓ અનિમેષ નેત્રથી પ્રતિબિંબિત થાય છે. પણ ચંદ્રનું પ્રતિબિંબ સમુદ્રમાં હજાર રીતે પડઘાઇ જાય છે. કારણ સમુદ્રનું હૃદય ઉંડું અને અગાધ છે. કળામાં પણ જે કુદરતનું પ્રતિબિંબ પડે છે, તે તેના અખંડ આત્માનું સૂચક હોય છે. એને બાહ્ય સૃષ્ટિની બધાઓ નડતી નથી. જેમ કવિની પ્રતિભામાં ચિત્ર એક સામટું ઉગે છે, તેમજ તે પ્રસ્તરમાં કે શબ્દોમાં ઘડાય છે. ગ્રીસે ઇજીપ્તની અનંતતાને માનુષી સ્વરૂપ આપી દીધું; પણ જેટલે અંશે એ આપણને સંપૂર્ણ કુદરતનું ભાન કરાવે છે તેટલેજ અંશે તેનો આત્મા નિર્ધન લાગે છે. આપણામાં એ બાહ્ય ઉપચારો બહુ નથી. શરીરની રેખાઓ જરા બેડોળ ભલે લાગે પરંતુ, આત્મા નિર્ધન નથી.

એશિયાની એકતા, ધર્મ અને કળા દ્વારા સધાયેલી હોવાથી સ્થલ અને કાળના કાંડાઓથી એ બદ્ધ થયેલી નથી. કળા ઉપર કોઇ એક પ્રજાનું સામિત્વ હોઈ શકતું નથી. ધર્મથી પ્રેરાએલી કળા આખી મનુષ્ય જાતને બોધ આપે છે. એટલેજ એશિયાની જાતોમાં પ્રજાત્વની અસ્મિતા નથી. કારણ કૃત્રિમ બધાઓમાંજ પ્રજાત્વની અસ્મિતાને સ્થાન છે. આવી બાધાઓ ભલે તે ભૌગોલિક કે પછી રાજ્યપ્રકરણીય હોય, પણ સંસ્કૃતિને હોઈ શકતી નથી. યુરોપનાં પ્રજાત્વનાં મૂળ ઈ. સ. પૂર્વે જ્યારે એલેક્ઝાંડર મેસીડોનીઆમાંથી પોતાની યાત્રાએ નીકળ્યો ત્યારે એના ગુરૂ એરીસ્ટોટલે એને ઉપદેશ આપ્યો હતો તેમાં આપણને મળી આવે છે. એણે કહેલું કે જ્યાં જાય ત્યાં ગ્રીક અને જંગલી લોકોને જૂદાના જૂદા રાખજે. અને યુરોપે આ ઉપદેશ સાચવી રાખ્યો છે. પણ જીવન કાંઇ જડ પત્થર જેવું નથી. એમાં આપ લે તથા એકીકરણની ક્રિયાઓ હંમેશ થયા કરે છે. એશીઆમાં આવી જાતનું એકીકરણ એટલું બધું છે કે જાપાનને પણ યુરોપીય પ્રજાત્વનો સંદેશ ગ્રહણ કરતાં ખૂબ શ્રમ ઉઠાવવો પડયો. હજી પણ કઝીન્સ સાહેબ કહે છે તેમ, કામ કરતી વખતે કોઈ માણસ બીજાં લુગડાં પહેરી લે તેમ જાપાન પર પ્રજાત્વ બાહ્ય આવરણ રૂપે પડયું છે. જાપાન પોતે પોતાની જાતને વેચીને માત્ર એ બાહ્ય શરીરની કાંતિથી ગોઠી જાય છે કે નહિ તે હજી ભવિષ્યમાં જોવાનું રહ્યું છે.

જૂદી જૂદી સંસ્કૃતિઓનાં વળાં એશીઆમાં એક થઇ રહી શક્યાં છે તેનું મુખ્ય કારણ એશીઆના ચિત્તની ઉદારતા છે. ધર્મને બ્હાને બહુ લડાઇઓ કે જુલમ થયા નથી, કારણ ધર્માનુભવ તો અંતરનો જ હોઇ શકે છે, અને બહારના દબાણથી મનુષ્યજીવન પલટાઇ શકતું જ નથી. એક જાપાન કુટુંબમાં બાપ બૌદ્ધધર્મી હતો, મા ખ્રીસ્તી પ્રોટેસ્ટંટ હતી. છોકરી વળી કેથોલીક હતી અને એનો ભાઇ સઘળા ધર્મને 'વહેમ" માનતો. આટલું બધું ધાર્મિક ઔદાર્ય ( tolerance ) જોઇને કઝીન્સ સાહેબ એક જગ્યાએ કહે છે કે આવું કારણ લોકો બહુ દેવોમાં માને છે એ છે. એ એમ તર્ક બાંધે છે કે જે પ્રજા બહુ દેવોમાં માને તે પ્રજા બીજી પ્રજાના દેવો તરફ માનથી જ જૂએ છે. આનો ઉંડો અર્થ આપણે તપાસીએ તો એજ નીકળશે કે લોકોના જીવનમાં ધર્મ તે કેન્દ્ર સ્થાને નથી. એવું ધાર્મિક ઔદાર્ય તો માત્ર ધર્મ તરફનું દુર્લક્ષ કહેવાય. કઝીન્સ સાહેબે જો એશીઆના આત્મામાં વધારે ઉંડે જોયું હોત તો તેમને માલુમ પડી આવત કે ધર્મનું મૂળ જે વિશ્વવ્યાપી પ્રેમ છે, તેની લગોલગજ લોકોના ધર્માનુભવો હંમેશાં વહેતા. એમનું ઔદાર્ય તે ઉંડા અનુભવોને લઇને હતું. બીજાના ધર્મોમાં પણ જે ચિત્તવૃત્તિ મનુષ્યને પોતાના એકદેશીય, બાધિત જીવનમાંથી ઉંચે લઇ જાય છે તેને જ એ જોતા. એશીઆના એકીકરણનો મૂળ પાયો એક શ્રદ્ધા ઉપરજ રચાયેલો છે કે-સત્ય એક છે. યુરોપીય ફીલસુફીની માફક આ એક માત્ર તર્કનોજ પ્રદેશ થઇ પડયું નથી. આપણું દૃષ્ટિબિંદુ હંમેશ અનુભવનું જ હતું. તર્કના વિશેષ ટાળી દઇને અનુભવમાં એકતા સાધવી એજ આપણી સંસ્કૃતિનું મૂળ લક્ષ્ય હતું. ગ્રીક લોકો બહુ દેવોમાં માનતા પરંતુ, તેઓ બીજા ધર્મો પ્રત્યે કાંઇ ખાસ ઉદાર ન હતા. રોમે બહુ દેવોમાં માનીને ખ્રીસ્તીઓને બાળ્યા, અને એમનાં વિગલિત ગાત્રોને હિંસક પશુઓના ખોરાક તરીકે નાંખી દીધા. એ ઔદાર્ય કંઇ એકેશ્વરની માન્યતામાં પણ સમાયું નથી.[૫] માત્ર એતો ધર્માનુભવના જીવન્ત પ્રવાહથી સીંચાઇને ઉગી શકે છે અને એમ.જ એશીઆની મહત્તા રહેલી છે.

એશીઆમાં પ્રજાઓ ગંઠાઇ ગઇ નથી. એની સંસ્કૃતિ સમાજમાં જ સચવાઇ રહી છે. આ રીતે એશીયા પહેલીથી જ સમાજને અને ધર્મને પ્રાધાન્ય આપતું આવ્યું છે. એટલે જ ચીનમાં ઘણીય રાજ્યક્રાંતિઓ થઇ પણ ચીન તો હતું તેજ રહ્યું. યુરોપ ચીનને જંગલી માનતું અને એટલેજ જ્યારે ચીને છેલ્લી વાર પ્રજા સત્તાક રાજ્ય જાહેર કર્યું ત્યારે બધાને આશ્ચર્ય લાગ્યું. પણ એશીયાની દૃષ્ટિથી જોઇએ તો તરત દેખાશે કે એમાં કાંઇ નવાઇ ન હતી. પહેલેથી ચીનમાં સમાજ જ રાજ્ય ચલાવતું. એટલે કે ચીનની બૌદ્ધ સંસ્કૃતિ અને કળા રાજ્ય કરતાં.

આવીજ રીતે યુરોપને એશીઆનો આત્મા, એની ભાવનાઓ, આદર્શો અને સંસ્થાઓ ન સમજાય તેવાં અને વિચિત્ર લાગ્યાં છે. એ બધા વિચિત્ર વૈવિધ્યમાં રહેલી એકતાનું ભાન યુરોપને હવે થવા માંડયું છે. એ એકતા તે કોઇ પણ વ્યક્તિને છૂટી નાંખીને ઉગતી નથી. એને કોઇએ કૃત્રિમ બાંધી મૂકી નથી. સર્વને એમાં સ્થાન છે, અને અનંત આકાશના જેટલું એનું હૃદય વિશાળ છે. કોઇ એક જાતે કદાચ બીજીના ઉપર કોઇવાર ઘા કર્યાં હશે, પણ તેનું ધાર્યું ઘણું દીકામાં આવતું નથી. યુરોપીય યુદ્ધને લીધે જેનાં ગાત્રો ક્ષીણ થઇ ગયાં છે તેઓ એટલું સમજે કે પ્રજાતત્ત્વ એજ કાંઇ બધું નથી; કે બધાએ જો એમાં રહેવું હોય તો વૈરભાવના સમાન કોડીપર એ મંદિરના પાયા ન નખાય; પણ 'પ્રેમ આંસુ'થી જો ધર્મ અને કળા દ્વારા એક સંસ્કૃતિની એકતા સ્થાપે તોજ એ બની શકે.

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

૫. અંગ્રેજીમાં કહેવત છે કે A true God is a jealous God.

પણ આપ–લે એ મધ્ય ભૂમિમાં થતી. જનાર્દનની ઇચ્છા થઇ કે થોડા દિવસ સુધી આ છેડાઓ એક બીજાથી અલગ થઇ કંઇક ભિન્નતા કેળવે. એટલે તરત જ રેતીના સાગરો ઉછળવા લાગ્યા અને તેમણે અમૂદરિયા અને સરદરિયાનો મુલુક ઉજ્જડ કરી નાંખ્યો. પણ આજે જ્યારે ઝંઝાવાત છૂટે છે અને રેતીના પડ ઉડી જાય છે ત્યારે આ પ્રાચીન સંસ્કૃતિના અવશેષ ત્યાં મળી આવે છે.

આર્ય લોકો તો પહેલેથી જ યાત્રામાં પ્રવીણ. ડુંગર જુએ તે ઓળંગવાનું તેમને મન થયા વિના રહે નહિ. નદી જુએ એટલે તેનું મૂળ, તેનો ઉગમ શોધ્યા વગર રહે નહિ. આર્યોનો દેવ ઇંદ્ર ભુજ્યુને સમુદ્રપાર લઇ ગયો હતો. આર્યરાજાઓ દરેક રાજસૂય યજ્ઞ વખતે ચીન અને મિશ્ર દેશના રાજાઓને આમંત્રણ કરતા. અશોક રાજાએ ચારે દિશામાં બૌદ્ધ ધર્મના ફેલાવને અર્થે અને અભયનો સંદેશો સંભળાવવા માટે આર્યો અને અર્હતો મોકલેલા અને તે દિવ્ય સંદેશ સાંભળ્યા પછી દયામય ધર્મરાજ ભગવાન બુદ્ધના દેશની યાત્રા કરવા દિગંતના યાત્રાળુઓ આવવા લાગ્યા.

એશિયાનું ઐક્ય સાધવાની સંપૂર્ણ શક્તિ ધરાવતું તત્વ તો મહાયાન બૌદ્ધ ધર્મ જ હતો. મહાયાન બૌદ્ધ ધર્મમાં, ભગવાન બુદ્ધનો ઉપદેશ, તન્ત્રમાર્ગના લોકપ્રિય વિધિઓ, અનેક દેવદેવતાઓનું વૃન્દ હોવા ઉપરાંત દુઃખતપ્ત માણસને દિલાસો આપે અને પરોપકારી વીર પુરૂષોને આકર્ષે એવો બોધિસત્વનો આદર્શ હતો. મહાયાન પન્થનો જ્યારે ફેલાવો થયો ત્યારે હિન્દુસ્તાનનો ચીન દેશ સાથે, ઇરાન, બૅક્ટ્રિયા વગેરે પશ્ચિમ એશિયા સાથે અને સુવર્ણદ્વિપ ( બ્રહ્મદેશ ) સાથે સંબન્ધ ઘરના આંગણા જેવો થઇ ગયો હતો. ત્યારપછી ધર્મસામ્રાજ્યની કલ્પના અરબસ્તાનમાં પહોંચી અને એણે ત્રણ ખંડમાં એકેશ્વરવાદ અને સમતાનો સન્દેશો પહોંચાડયો. હજી પણ એ ધર્મ મધ્ય એશિયામાં અને આફ્રિકામાં નવા નવા લોકોને અલ્લાતાલા અને તેના નબી સાહેબના ચરણમાં લાવવાનું કામ કરે છે. મુસલમાની ધર્મનો ઉદય થયો ત્યારે હિન્દુસ્તાનના ધર્મધુરંધર બ્રાહ્મણો અને શ્રમણો ટિબેટ અને ચીનમાં જઇ વસ્યા હતા. હિમાલય અને હિન્દુકુશની પેલી પાર અનેક મઠોમાં હિન્દુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિના સાક્ષી તરીકે સાહિત્ય, સ્થાપત્ય અને કળાના નમૂના પડેલા છે. હિન્દુ લોકોની અતિ પવિત્ર યાત્રા કૈલાસ અને માનસ સરોવરની છે. તે દ્વારા હિન્દુ અને ચીની સંસ્કૃતિની આપ–લે અખંડ ચાલતી. આજે પણ તે થોડે ઘણે અંશે ચાલે જ છે. હિમાલય ઓળંગી ઉત્તર તરફ જવાના જ્યાં જ્યાં રસ્તાઓ છે ત્યાં ત્યાં આર્ય સંસ્કૃતિનાં થાણાં તીર્થસ્થાનો ઉભેલાં છે.

હિન્દુસ્તાનનો શિષ્યસમૂહ આપણે જાણીએ છીએ એના કરતાં મ્હોટો છે. ચીની અને જાપાની લોકો હિન્દુસ્તાન પ્રત્યે આદરભાવથી જુએ છે. ટિબેટ જવાના રસ્તાઓ ફરી ખુલ્લા થવા માંડયા છે. હિન્દુસ્તાનનો અહિંસાનો માર્ગ આખી દુનિયામાં મશહુર થયો છે. યુરોપ અને એશિયા વચ્ચેના યુદ્ધમાં જો આપણે અહિંસાધર્મને પ્રધાનપદ આપીશું તો જરૂર ચીન દેશમાં તેનો સ્વીકાર થશે, જાપાન ઉપર તેની અસર થશે. ખિલાફતનો નીવેડો આવવાથી મુસલમાનોએ અહિંસાધર્મ પારખ્યો હશે અને આ રીતે એશિયાનું જ નહિ પણ આખી દુનિયાનું ઐક્ય કરવાને માટે જોઇતું વાતાવરણ ઉભું થશે.

એશિયાએ એક થવું જ જોઇએ; પણ તે સ્વાર્થને માટે નહિ, યુરોપ સામે લડી યુરોપને પાદાક્રાન્ત કરવા માટે નહિ, પણ યુરોપમાં જે સ્વાર્થપરાયણ સામ્રાજ્યવાદ ફાટી નીકળ્યો છે તેનો નાશ કરવા ખાતર અને ધર્મનું સામ્રાજ્ય સ્થાપન કરવા ખાતર.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર.

# એશિયાનો આદર્શ

[ દરેક જમાનામાં આદર્શ સૂચવનાર એક ખાસ શબ્દ હોય છે. ભગવદ્ગીતાના આદર્શ પુરુષનું નામ 'સ્થિતપ્રજ્ઞ' અથવા 'પંડિત' છે. યુરપના ક્ષાત્રયુગના આદર્શ પુરુષને 'નાઇટ-એરંટ' કહેતા. પ્રાચીન ભારત વર્ષનો આદર્શ 'આર્ય' શબ્દથી વ્યક્ત થતો. રોમન સામ્રાજ્યમાં 'રોમન નાગરિક' એ શબ્દમાં તેમનો રાષ્ટ્રીય આદર્શ આવી જતો. વૈષ્ણવોમાં આદર્શ પુરુષનું નામ 'ભાગવત' છે. શાક્ત લોકોમાં તેને 'વીર' નામથી ઓળખે છે. આજની પ્રવૃત્તિને અંગે આદર્શ પુરુષને આપણે 'સત્યાગ્રહી' કહીએ. તેમ મહાયાન બૌદ્ધ લોકો આદર્શ પુરુષને 'બોધિસત્ત્વ' નામથી ઓળખે છે.

પ્રખ્યાત બૌદ્ધ ભિક્ષુ ધર્માનન્દ કોસંબીએ એક દિવસ સત્યાગ્રહાશ્રમની પ્રાર્થના વખતે આ બોધિસત્ત્વનું *જે વર્ણન કર્યું હતું તે નીચે આપીએ છીએ.* ]

બૌદ્ધ ધર્મનો આદર્શ નિર્વાણ છે. પણ મહાયાન પન્થના લોકોએ બોધિસત્ત્વનો આદર્શ વધારે પસંદ કર્યો છે. બોધિસત્ત્વ કહે છે કે "મારે નિર્વાણ નથી જોઇતું. દુનિયામાં જેટલાં સત્ત્વો છે તે બધાંનું દુઃખ મારી ઉપર આવી પડજો. અને બીજા બોધિસત્ત્વના પુણ્યાંશને બળે બધાં સત્ત્વો નિર્વાણ સુખ અનુભવજો. પછી તેમના આનન્દની લહરીઓ સર્વત્ર ફેલાશે તેથી મ્હને જે સુખ થશે તેની આગળ મોક્ષનું નીરસ સુખ શી વિશાતમાં છે ?" બોધિસત્ત્વને નિર્વાણનો પૂરેપૂરો અધિકાર હોય છે, પણ પોતાના મોક્ષ કરતાં બીજાના કલ્યાણ તરફ એનો ઉત્સાહ વધારે હોવાથી તે મોક્ષનો અંગીકાર કરતો નથી. ભૂતમાત્રના કલ્યાણને જ તે વળગી રહે છે. આજે આવા બોધિસત્ત્વની જ જરૂર જણાય છે. મોક્ષનું દ્વાર ઉઘાડું હોય ત્યારે જે એમ કહે છે કે "સૌ મ્હારી પહેલાં જાય અને હું છેલ્લો જાઉં એજ હું ઇચ્છું છું" એવા બોધિસત્ત્વો દુનિયાના ઉદ્ધારક હોય છે.

એ બોધિસત્ત્વની યોગ્યતા માણસમાં કઇ રીતે આવી શકે છે, કયા ગુણો કેળવવાથી બોધિસત્ત્વ થવાય છે, એ હવે આપણે જોઇશું. બોધિસત્ત્વ થવા માટે છ ગુણોનો ઉત્કર્ષ થવો જોઇએ, છ પૂર્ણતાઓ મેળવવી જોઇએ. બૌદ્ધ લોકો એને 'પારમિતા' કહે છે. આવી છ પારમિતાઓ જ્યારે બરાબર કેળવાય ત્યારે બોધિસત્ત્વની કોટિએ પહોંચી જાય છે.

૧. સૌથી પ્રથમ પારમિતા તે દાનપારમિતા. બોધિસત્ત્વ મનમાં કહે છેઃ "નિર્વાણ એ મ્હને ઇષ્ટ છે. સર્વસ્વનો ત્યાગ કર્યા વગર નિર્વાણ પ્રાપ્ત થવાનું નથી; અને જ્યારે મ્હારે સર્વસ્વનો ત્યાગ જ કરવો છે ત્યારે સત્ત્વોના હિતને માટે હું કેમ ન અર્પી દઉં ?" એમ કહી તે સર્વસ્વ આપી દે છે. આ થઇ દાનપારમિતા. આ સ્થુળમાં સ્થુળ તૈયારી થઇ. માણસ જ્યાં સુધી પરિગ્રહ રાખે ત્યાં સુધી તેની શરૂઆત જ થઈ નથી એમ માનવું.

૨. પણ માણસ ચોરી કરીને પણ દાન કરી શકે. ખોટી રીતે ધન મેળવે અને તેનું દાન કરે તો તેથી કશો લાભ નથી. માટે માણસમાં શીલપારમિતા હોવી જોઇએ. શીલ એટલે સદાચાર. શીલ એટલે સંયમ. શીલ એ જ સંસ્કૃતિનો આધાર છે. જેનામાં શીલ નથી તેની શક્તિ ગમે તેટલી હોય, તેનું જ્ઞાન ગમે તેટલું વિશાળ હોય તોપણ તે સુધરેલો કે સંસ્કારી ન જ ગણાય. જે જાતિમાં સંયમ છે તે જ સભ્ય છે. જેનામાં સંયમ નથી તે જંગલી છે. સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ એમાં

શીલ આવી જાય છે. પાતંજલ યોગદર્શનમાં એ શીલને યમ તરીકે ઓળખાવ્યું છે.

૩. પણ એ શીલ બાહ્ય આગ્રહથી કે હઠથી કેળવાએલું હોવાનો પણ સંભવ હોય છે. તેમ હોય તો ઉન્નતિ ન થાય. માટે શાન્તિપારમિતાની જરૂર છે. શીલથી વિસદ્ધ વૃત્તિઓનું શમન થઇ ગયું હોય, શીતળતા આવી ગઇ હોય, એટલે શાન્તિપારમિતા કેળવી ગણાય.

૪. પણ શાન્તિમાં જડતા આવી શકે. પાપ તરફ પ્રવૃત્તિ બિલકુલ ન હોય અને કશો પુરુષાર્થ પણ કરવાનો ન હોય એવો માણસ શા કામનો! એવા લોકો સમાજમાં કેટલાયે પડેલા હોય છે, પણ તે શા કામના? નિર્વાણ એટલે કંઇ જડતા નથી. નિર્વાણ એટલે આળસુની માફક પડયા રહેવું એ નથી. માટે શાન્તિપારમિતા પછી વીરપારમિતા જરૂરની છે વીરપારમિતાનો અર્થ બહુ જ વ્યાપક છે. દુનિયાનું અકલ્યાણ કરનારને મારી નાખવા તૈયાર થનાર જ કંઇ વીર નથી. ધર્મશૂર, દાનશૂર એવા અનેક શૂરો હોય છે; અને રણશૂર કરતાં તેઓ કોઇ રીતે ઉતરતા દરજ્જાના નથી હોતા. સામા થનાર માણસને મારી નાખવાની વૃત્તિમાં વીરરસ નથી, રૌદ્રરસ છે. વીરનું લક્ષણ ક્રૂરતા નથી પણ ઉત્સાહ છે. જેની અંદર અખૂટ, અદમ્ય ઉત્સાહ છે તે જ વીર કહેવાય.

૫, પણ ઘણીવાર ઉત્સાહ અનેક દિશામાં વહી જાય છે. આજે એક પ્રવૃત્તિ તો કાલે બીજી એમ અનેક વસ્તુઓ પાછળ દોડી માણસ પોતાના ઉત્સાહનો દુરુપયોગ કરે છે. હાલના જમાનામાં તે એક મુખ્ય અને મ્હોટો દોષ ગણાય. યુરોપીઅન લોકોમાં અને અમેરિકન લોકોમાં ઉત્સાહ ખૂબ છે, તેઓ ખૂબ કામ કરે છે, પણ પોતે કઇ દિશામાં જાય છે અને શું મેળવવું છે એનું ભાન તેમને નથી હોતું. આ દોષ કાઢી નાખવા માટે ધ્યાનપારમિતાની જરૂર છે. ધ્યાનથી મન એકાગ્ર થાય છે, ઉત્સાહને એક ચોક્કસ દિશા મળી જાય છે અને શક્તિનો અપવ્યય થતો ટળે છે.

૬. પણ ધ્યાન તો ગમે તે વસ્તુનું થઇ શકે છે. લૌકિક વસ્તુનું પણ ધ્યાન થાય અને અલૌકિક વસ્તુનું પણ ધ્યાન થઇ શકે. એમાં આપણું કલ્યાણ શામાં છે, શાથી આપણે પોતાનું ને બીજાનું ભલું કરી શકીએ એ જાણવાની જરૂર છે. એને માટે પ્રજ્ઞાપારમિતાની જરૂર છે. પ્રજ્ઞા એટલે જ્ઞાન. વ્યવહારકુશળતાથી માંડીને આધ્યાત્મિક જ્ઞાન સુધી બધું પ્રજ્ઞાપારમિતામાં આવી શકે છે.

આવી છ પારમિતાઓ જેની અંદર કેળવાએલી છે તે જ બોધિસત્ત્વ. જેણે આ પારમિતાઓ કેળવી છે તે જ ભારતવર્ષનો અને દુનિયાનો તારણહાર છે.



# બળિનું રાજ્ય

બળિરાજાએ દાનનું વ્રત લીધું હતું. માગનાર જે માગે તે બળિરાજા તેને આપતો. બળિરાજ્યમાં જીવહિંસા, સુરાપાન, અગમ્યાગમન, ચોરી અને વિશ્વાસઘાત આ પાંચ મહા પાપોનું નામ સરખું પણ ન હતું. સર્વત્ર દયા, દાન અને ઉત્સવ વર્તતાં હતાં. બળિએ આખરે સર્વસ્વ વામનમૂર્તિ શ્રી કૃષ્ણને અર્પણ કર્યું. બળિના આ દાન શૌર્યના સ્મારક તરીકે શ્રી વિષ્ણુએ બળિને નામે ત્રણ અહોરાત્રનો તહેવાર નક્કી કર્યો. એ જ આપણી દિવાળી. બળિના રાજ્યમાં આળસ, મલીનતા, રોગ અને દારિદ્રયનો અભાવ હતો. બળિના રાજ્યમાં કે લોકોના હૃદયમાં અન્ધકાર ન હતો. સૌ પ્રેમથી રહેતા હતા. દ્વેષ, મત્સર કે અસૂયાનું કારણ જ ન હતું. બળિનું રાજ્ય એટલું બધું લોકકલ્યાણકારી હતું કે પ્રત્યક્ષ શ્રી વિષ્ણુ તેના દ્વારપાળ થઈને રહ્યા હતા. તેથી જ એમ નક્કી કરવામાં આવ્યું કે બળિરાજાના સ્મારકમાં આ તહેવાર પહેલાં લોકોએ કાદવકીચડ અને ગંદકી કાઢી નાખવી, જ્યાં જ્યાં અંધારું હોય ત્યાં દીપાવલિની શોભા કરવી, લોકોના પ્રાણ હરનાર યમરાજનું તર્પણ કરવું, પૂર્વજોનું સ્મરણ કરવું, મિષ્ટાન્ન ભક્ષણ કરવું, સુગંધી ધૂપ દીપ પુષ્પપત્રથી સુન્દરતા ભેગી કરવી. આ દિવસોમાં સન્ધ્યાકાળની શોભા એટલી બધી મનોહરી હોય છે કે યક્ષ, ગન્ધર્વ, કિન્નર, ઔષધિ, પિશાચ, મન્ત્ર અને મણિ એ બધાં જ ઉત્સવથી નર્તન કરે છે. બળિરાજનું સ્મરણ કરી લોકો ચિત્ર-વિચિત્ર રંગથી સાથીયા પૂરે છે, સફેદ ચોખા ગોઠવી જાતજાતનાં સુન્દર ચિત્રો બનાવે છે, ગાય બળદ વગેરે ગૃહ પશુઓને શણગારી તેમનું સરઘસ કાઢે છે, શ્રેષ્ઠ અને કનિષ્ઠ સઘળા એક થઈ વષ્ટિકાકર્ષણની રમત રમે છે. વષ્ટિકાકર્ષણ એ યુરોપીઅન લોકોની દોરડું ખેંચવાની 'ટગ ઑફ વૉર'ની રમત જેવી એક રમત છે. આને જ આપણે ગજગ્રાહનું નવું નામ આપ્યું છે. જૂના વખતમાં રાજા લોકો દીપાવલિને દિવસે પોતાની રાજધાનીના બધા છોકરાઓને સાર્વજનિક આમન્ત્રણ આપતા અને તેમને રમાડતા.

સુગંધી દ્રવ્યનું મર્દન કરી નહાવું અને જાતજાતના દીવાઓ હારબંધ ગોઠવવા અને મિત્રો સાથે મિષ્ટાન્નનું ભોજન કરવું એ દીવાળીનો મુખ્ય ભાગ છે. બળિરાજ્યમાં પ્રવેશ કરવો હોય તો દ્વેષ, મત્સર, અદેખાઈ, અપમાન વગેરે સર્વ ભૂલી જઈ બધા સાથે એકદીલ થઈ જવું એ અત્યન્ત મહત્ત્વનું છે. અને આવી રીતે નિષ્પાપ થઈ નવા વર્ષમાં પ્રવેશ કરવો એ આપણો પ્રાચીન રિવાજ છે.

આ જ દિવસે સત્યભામાએ શ્રી કૃષ્ણની મદદથી નરકાસુરનો નાશ કર્યો હતો અને સોળ હજાર રાજકન્યાઓને મુક્ત કરી હતી.

દીપાવલિના ઉત્સવમાં સ્ત્રીઓની ઉપેક્ષા કરેલી નથી. સ્ત્રીપુરુષ વચ્ચેના સર્વ સંબન્ધોમાં ભાઈ બહેનનો સંબન્ધ શુદ્ધ સાત્વિક પ્રેમનો અને સમાનતાના ઉલ્લાસનો હોય છે. પતિપત્ની સંબન્ધ અથવા માતા બાળકનો સબન્ધ આટલો વ્યાપક અને આટલો ઉલ્લાસયુક્ત નથી હોતો.

ધનતેરશથી ભાઈબીજ સુધીના પાંચે દિવસ સાથે યમરાજનું નામ જોડાએલું છે. એનો ઉદ્દેશ શો હશે? ઇન્દ્રપ્રસ્થનો રાજા હંસ મૃગયાને માટે ફરતો હતો. તેનું હેમ નામના એક નાનકડા રાજાએ આતિથ્ય કર્યું. તેજ દિવસે હેમને ત્યાં પુત્રોત્સવ હતો. રાજા આનન્દ કરે છે એટલામાં ભવિતવ્યતાએ આવીને કહ્યું કે વિવાહ પછી ચોથેજ દિવસે આ પુત્ર સર્પદંશથી મરી જશે. હંસ રાજાએ આ પુત્રને

બચાવવાનો નિશ્ચય કર્યો, યમુનાના એક ધરામાં એક સુરક્ષિત ઘર બાંધ્યું અને હૈમ રાજાને ત્યાં રહેવાનું કહ્યું. સોળ વરસ પછી રાજપુત્રનો વિવાહ થયો. ચોથે જ દિવસે આવા દુર્ગમ સ્થાનમાં પણ એક સર્પ પ્રગટ થયો અને રાજપુત્ર મરાયો. આનન્દની ઘડી અપાર શોકની થઇ ગઇ. ક્રૂર યમદૂતોને પણ આ કરુણ પ્રસંગે દયા આવી અને તેમણે યમરાજ પાસે માગી લીધું કે દીપાવલિના પાંચ દિવસમાં જેઓ દીપોત્સવ કરે તેમના પર આવો કઠણ પ્રસંગ ન આવે.

આ થઇ ધનતેરશની વાર્તા. કાળી ચૌદશને દિવસે તો યમરાજનું અને ભીષ્મનું તર્પણ ખાસ કહેલું છે. દીવાળી તો અમાસનો દિવસ. તે દિવસે યમલોકવાસી પિતૃઓનુ પૂજન અને પાર્વણ શ્રાદ્ધ કરવું જ પડે. પડવાને દિવસે યમરાજ સાથેની કંઇ વાર્તા નથી, પણ એમ માનવાને હરકત નથી કે યમરાજ પણ તે દિવસે નવા ચોપડા શરૂ કરતા હશે. ભાઇબીજને દિવસે યમરાજ પોતાની બ્હેન યમુનાને ત્યાં જમવા જાય છે. દીપાવલિના સ્વચ્છન્દ સાથે યમરાજનું સ્મરણ રાખવામાં ઉત્સવકારોનો ઉદ્દેશ ગમે તે હોય, પણ તેની અસર બહુ સારી થતી હશે એમાં કંઇ શક નથી. જેણે ઉત્સવમાં પણ સંયમ રાખ્યો હશે એજ યમરાજના પાશમાંથી મુક્ત રહી શકે છે.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર.

---

# દીપાવલિ મહોત્સવ

આશ્વિન વદ ૧૩ થી કાર્તિક શુદ ૨ સુધી આખા હિંદુસ્તાનમાં જે મહોત્સવ મોટા ઠાઠમાઠથી પાળવામાં આવે છે તે દીપાવલિ અથવા દીવાળીના નામથી પ્રસિદ્ધ છે. શાસ્ત્રોક્ત રીતે જોઇએ તો દીવાળીનો તહેવાર ત્રણ દિવસનો છે. તોપણ બલિપ્રતિપદા અને યમદ્વિતીયાની ગણત્રી પણ આ તહેવારમાં કરવામાં આવે છે. એ પાંચે દિવસના નામ જુદા જુદા છે અને દરેક દિવસે કેટલાક ધર્મવિધિ કરવામાં આવે છે. પહેલો દિવસ

### ધનત્રયોદશી ( ધનતેરસ )

—ના નામથી ઓળખાય છે. તેને ધનતેરસ કહે છે. આ દિવસના તહેવાર માટે પુરાણમાં એક વિલક્ષણ કથા મળી આવે છેઃ-પ્રાણિમાત્રના જીવિતની મુદત પુરી થતાંજ તેમનો પ્રાણ હરણ કરનારા યમરાજાએ એક વખત પોતાના સેવકોને પૂછયું કે, યમપાશ નાંખીને પ્રાણ હરણ કરવાનું કાર્ય કરતી વખતે તેમને કોઇને માટે દયા ઉપજી હતી? સેવકોએ કહ્યુંઃ-એક વખત હંસ નામનો રાજા અરણ્યમાં શિકારે ગયો તે વખતે પોતાની રાજધાની પાસેથી તે બહુ દૂર ગયો હતો. ત્યાંથી તે નજીકના હૈમ રાજાના મહેલમાં આરામ લેવા માટે ગયો. તેણે તેનો ઉત્તમ રીતે સત્કાર કરીને તેને સંતુષ્ટ કર્યો. પુત્ર થવાને લીધે હૈમ રાજા તે વખતે મોટા આનંદમાં હતો. તે દિવસે છઠ્ઠીનો ઉત્સવ હતો. દેવીએ સ્ત્રીરૂપ ધારણ કરીને રાજાને કહ્યું કે આ છોકરાના લગ્ન થતાંજ ચોથે દિવસે સર્પદંશથી તે મરણ પામશે. રાજાને બહુ માઠું લાગ્યું અને અપમૃત્યુ ટાળવા માટે તેણે કેટલાએક દૈવિક ઉપાય કર્યા. હંસ રાજાને પણ આ ભવિષ્ય સાંભળીને માઠું લાગ્યું. હૈમરાજાના છોકરાનું અપમૃત્યુ ટાળવાનું માટે તેણે માથે લીધું અને યમુના નદીના મધ્યભાગમાં એક સુંદર મહેલ બંધાવી તેમાં તે છોકરાને રાખ્યો. યોગ્ય વખતે એક સુસ્વરૂપ રાજકન્યા સાથે તેનો વિવાહ થયો. આ સમારંભ ઠાઠમાઠથી ચાલતો હતો ત્યારે ચોથે દિવસે રાજપુત્ર સર્પદંશથી મરણ પામ્યો. તે વખતે તેનો પ્રાણ હરણ કરી લાવવાનો વખત જ્યારે અમારા ઉપર આવ્યો ત્યારે અમને બહુજ માઠું લાગ્યું. કારણ કે આવા આનંદોત્સવને વખતે આવો વખત આવેલો જોઇને અમને બહુ દયા આવી. આવો પ્રસંગ કોઇના ઉપર પણ ન આવે એવું જો આપ કરશો તો આપની મહદ્ કૃપા થશે. સેવકનું આ ભાષણ સાંભળીને યમરાજાએ કહ્યું "હે સેવકો! આશ્વિન વદ ૧૩ થી પાંચ દિવસ સુધી દરરોજ સાંજે જે લોકો સર્વ ઠેકાણે દીપોત્સવ કરશે તેમને તમારી ઇચ્છા પ્રમાણે અપમૃત્યુ આવશે નહીં આ કથા ઉપરથી આ દિવસને ધનતેરશ શામાટે કહે છે તેનો ખુલાસો થતો નથી. દિપાવલિનો આ પ્રથમ દિવસ છે એટલુંજ માત્ર જણાઈ આવે છે.

## નરકચતુર્દશી

દીવાળીનો બીજો દિવસ નરકચતુર્દશી અથવા કાળીચૌદશના નામથી પ્રખ્યાત છે. ભાગવતમાં એવી કથા છે કે પ્રાચીનકાળમાં ભૌમાસુર અથવા નરકાસુર નામનો એક બલાઢ્ય અસુર પ્રાગ્જ્યોતિષપુરમાં રાજ્ય કરતો હતો. તેણે ઇંદ્રનું છત્ર, આદિતિના કુંડલો અને અમર પર્વત ઉપરનું મણિપર્વ નામનું સ્થાન હરણ કર્યાં. દેવ અને માનવને તે અત્યંત ત્રાસ આપવા લાગ્યો. અજિંક્ય થવાને માટે તેણે પોતાની રાજધાનીની આસપાસ પર્વતોના અને શસ્ત્રોના કિલ્લા રચ્યા. તે દુષ્ટ દૈત્ય સ્ત્રીઓને પણ હેરાન કરવા લાગ્યો. પકડી આણેલી સોળ હજાર રાજકન્યાઓને તેણે કેદખાનામાં નાંખી અને તેમને પરણવાનો તેણે વિચાર કર્યો. આવી સ્થિતિ પ્રાપ્ત થતાંજ બધે ઠેકાણે હાહાકાર થઇ રહ્યો. શ્રીકૃષ્ણને આ વાતની ખબર પડતાંજ તેમણે સત્યભામાને સાથે લઇને તે અસુરના કિલ્લા ઉપર હલ્લો કર્યો. નરકાસુરને ઠાર કરીને સર્વ રાજકન્યાઓને તેમણે મુક્ત કરી અને ઇંદ્રાદિક પાસેથી હરણ કરેલું ધન જેનું તેને તેમણે પાછું આપ્યું. ચતુર્દશીને દિવસે ઉષઃકાલને વખતે નરકાસુરને ઠાર કરીને તેના રક્તનું તિલક પોતાને કપાળે લગાડયું અને જ્યારે તેઓ ઘેર આવ્યા ત્યારે નંદે તેમને મંગળસ્નાન કરાવ્યું. સ્ત્રીઓએ ઓવારણાં લઇને આનંદ વ્યક્ત કર્યો. બધું શહેર આનંદોત્સવમાં સામેલ થયું. આ યુદ્ધના સ્મારક તરીકે નરકચતુર્દશીનો દિવસ દીવાળીમાં મુખ્ય ગણાયો છે. ગુજરાત અને રજપુતાનાના કેટલાએક ભાગમાં તે દિવસે હનુમંતની પૂજા કરવાનો રિવાજ છે.

## લક્ષ્મીપૂજન

દીવાળીને ત્રીજે દિવસે લક્ષ્મીપૂજન કરવામાં આવે છે. તે વિષે એવી કથા છે કે જુના વખતમાં બલિ રાજા મોટા વૈભવશાલી હતો તેણે પોતાની સંપત્તિ અને પરાક્રમના યોગથી દેવાદિકોને પણ કારાગૃહમાં પુરી મુકયા. ખુદ લક્ષ્મીને પણ બલિના કેદખાનામાં દિવસ ગુજારવા પડયા. તે વખતે શ્રી વિષ્ણુએ વામન રૂપ ધારણ કરીને ત્રિપાદ ભૂમિદાન માગવાનો ઢોંગ કર્યો અને બધા વિશ્વ ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપ્યું બધા સાથે લક્ષ્મીનો પણ છુટકારો થયો. બલિને પાતાલમાં પુરી મુકવામાં આવ્યો. લક્ષ્મીનો એ રીતે અસુરોના હાથમાંથી છુટકારો થવાથી બધાને આનંદ થયો અને તેનું વાસ્તવ્ય દરેકના ઘરમાં કાયમનું થાય માટે ભક્તિપૂર્વક તેની પૂજા કરવાનો પ્રઘાત તે દિવસથી પ્રચારમાં આવ્યો: આથી અમાસને દિવસે લક્ષ્મીપૂજન કરવામાં આવે છે.

## ચાલૂ રૂઢિ

દીવાળીના દિવસોમાં અભ્યંગસ્નાન, દીપોત્સવ, ગોક્રીડન, ભાઈબીજ વગેરે વિધિ વધતાઓછા પ્રમાણમાં બધે ઠેકાણે થાયછે. પણ યષ્ટિકાકર્ષણ, યમતર્પણ, ગોવર્ધન પૂજા ઈત્યાદિ શાસ્ત્રોક્ત વિધિ કોઇ કરતું નથી. કર્ણાટકમાં બલિપ્રતિપદાને દિવસે જુદા જુદા પ્રકારની રમતો રમવામાંજ નાના મોટા સર્વે દિવસ ગાળેછે. દક્ષિણ દેશમાં ભાઇબીજનો તહેવાર કોઈ ખાસ રિવાજ તરીકે પાળતું નથી. લક્ષ્મીપૂજન પણ કોઇ ઘેરઘેર કરતું નથી. ફક્ત વેપારી લોકો તે દિવસે પોતાના હિસાબનો તારીજો કાઢીને લક્ષ્મી-સરસ્વતીનું પૂજન કરે છે. બંગાલમાં દુર્ગાપૂજાનો નોરતાનો ઓચ્છવ પુરો થયા બાદ લક્ષ્મીપૂજન કરવામાં આવે છે. મુંબઇ એ પ્રસિદ્ધ વેપારીપેંઠ હોવાને લીધે ત્યાંના વેપારીઓ લક્ષ્મીપૂજનોત્સવને બહુ માન આપે છે. શહેરમાં ફટાકીયાનો ફટફટાટ જ્યાં ત્યાં સંભળાય છે. વિદ્યુદ્દીપ પ્રકાશનને લીધે મુંબાપુરી તે વખતે મોહક રૂપ ધારણ કરે છે. ધનિક વેપારી વર્ગ મુખ્યત્વે કરીને ગુજરાત પ્રાંતનો છે અને તેમનો નૂતન વિક્રમ સંવત્સરનો આરંભ કાર્તિક સુદ પ્રતિપદાથી થાય છે તેથી નવા હિસાબના ચોપડાઓનું તેઓ પૂજન કરે છે. રંગવલિકાથી (રંગોળીથી) રહેવાના ઘરનાં આંગણાં સુશોભિત કરવાનો ચાલ મહારાષ્ટ્રના કેટલાંએક ભાગમાં છે. જુગારની રમતને પણ ધાર્મિક કૃત્ય સમજી તે દિવસોમા (દીવાળીમાં) કેટલાએક લોક લક્ષ્મીને પ્રસન્ન કરી લેવાની ઉતાવળમાં પાછલી સાલમાં મેળવેલું તમામ ધન ગુમાવે છે. મહારાષ્ટ્રના કેટલાએક ભાગમાં ચતુર્થ વર્ણની તરૂણ સ્ત્રીઓ દીવાળીના દિવસોમાં ગીત ગાતી ગાતી બધી ગલીઓમાં ફરે છે. તે વખતે તેમને ખાવાનું આપવાનો રિવાજ છે. સ્ત્રીપુરૂષો માટે દીવાળીના દિવસોમાં નવાં વસ્ત્રો ખરીદવાનો દરેક ઘરમાં રિવાજછે. આ તહેવાર પુરૂષો કરતાં સ્ત્રીઓને અને છોકરાંઓને વધારે આનંદપ્રદ લાગે છે. ઉત્તર હિંદુસ્થાનમાં દીવાળીનો તહેવાર મહારાષ્ટ્રની માફક મોટા પ્રમાણમાં પાળવામાં આવતો નથી. દક્ષિણ હિંદુસ્થાનમાં સવારના પહોરમાં સ્નાનવિધિ થયા બાદ સુંઠના ચૂર્ણવાળું ઓસડ લેવાનો રિવાજ છે. કોંકણ અને મહારાષ્ટ્રમાં ઘર માંહેના નાના મોટાઓને દીવા ઉતારી આગળ મુકેલું કોઠીંબડું ફોડી તે ચાટવાનો રિવાજ છે. મદ્રાસમાં હલકા વર્ણના લોક દીપોત્સવ વગેરે કરે છે. તામીલ અને તેલુગુપ્રાંતમાં દીવાળીને દિવસે અભ્યંગ સ્નાન કરીને ઘરમાંથી બહાર નીકળી એક બીજાને નીચેના પ્રશ્ન કરે છે, 'કેમ મહારાજ, પવિત્ર ગંગાનું

સ્નાન થયું કે ? ' ત્યારે ' હા મહારાજ, તમારા આશીર્વાદથી થયું ' એમ બીજો માણસ જવાબ આપે છે. તે દેશમાં દીવાળીને દિવસે નવાં વસ્ત્રો ન લેતાં કૃત્તિકાઉત્સવને વખતે લેવામાં આવે છે. દીપાવલિ મહોત્સવની ઉત્પત્તિ કેવી રીતે અને ક્યારે થઇ તે બરાબર સમજવાને તે સંબંધી ખરો

## શાસ્ત્રોક્ત વિધિ

શું છે તે જરા વિસ્તારપૂર્વક કહેવાની જરૂર છે. જુદા જુદા ધર્મશાસ્ત્રકારોએ આ ઉત્સવ સંબંધી કરેલું વિવેચન અને સૂત્રકારોનાં મત એ બધાનો વિચાર કરીને ધર્મસિંધુકારે આશ્વિન પૌર્ણિમાથી અમાવાસ્યા સુધીનો શાસ્ત્રોક્ત વિધિ નીચે મૂજબ પોતાના ગ્રંથમાં બતાવેલો છે આશ્વિન પૌર્ણિમાને દિવસે કોજાગર શ્રી કરીને લક્ષ્મી અને ઇંદ્રની પૂજા કરવી. નારીએળ મહિનું પાણી પ્રાશન કરીને દ્યુત આરંભવું, તે દિવસે લક્ષ્મી મધ્યરાત્રીને વખતે ઘરમાં આવીને કહે છે કે જે દ્યુત રમીને જાગતા રહે છે તેમને હું નવાજીશ. નારીએળ, પંઉઆ ઈત્યાદિ પદાર્થ દેવ અને પિતૃને આપીને બાઇબંધો સાથે ભક્ષણ કરવાં, તેજ દિવસે આશ્વયુજીકર્મ કરવું, આશ્વિન પૌર્ણિમા અથવા અમાસને દિવસે આગ્રયણ કરવું. પહેલું આગ્રયણ શરદૃરૂતુમાં કરવું જોઇએ. આગ્રયણ કર્યા વિના કોઇ પણ નવું ઉત્પન્ન થયેલું ધાન્ય ભક્ષણ કરવું નહીં. જેઓ જુદું આગ્રયણ કરી શકતાં ન હોય તેમણે ઉપર જણાવેલા ત્રણે ધાન્યોનો ' પુરોડાશ ' કરીને દર્શપૌર્ણિમાને દિવસે સ્થાલીપાક કરવો. એજ પૌર્ણિમાને દિવસે જ્યેષ્ઠ પુત્ર અથવા કન્યાને દીવા ઉતારવા. આશ્વિન કૃષ્ણદ્વાદશી ગોવત્સદ્વાદશીના નામથી પ્રસિદ્ધ છે. તે દિવસે સવત્સગાયનું પૂજન કરીને તેને અડદ વગેરે અનાજનાં વડાં ખવડાવવાં, દેવ, બ્રાહ્મણ, ગાય, ઘોડા, જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, કનિષ્ઠ એ સર્વને માતા આદિ સર્વ સ્ત્રીઓએ દીવા ઉતારવા. અપમૃત્યુનો નાશ થાય તેટલા માટે યમપ્રીત્યર્થે પ્રદોષ વખતે ઘરબહાર દીવો પ્રગટાવવો. ચંદ્રોદયવ્યાપિની આશ્વિન કૃષ્ણ ચતુર્દશીને દિવસે નરકથી ડરનારાઓએ તિલતૈલનું અભ્યંગસ્નાન કરવું. રાતના છેલ્લા પહોરથી ચંદ્રોદય પછીનો કાલ શ્રેષ્ઠ ગણ્યો. હજથી ખણી કાઢેલું માટીનું ઢેફું અને અઘેડા, દુધી અને ટાકળો એમની ડાંખીઓ સ્નાન કરતી વખતે ત્રણ વાર આપણા શરીર ઉપરથી ફેરવવી. ત્યાર પછી ગંધનું તિલક કરી કાર્તિકસ્નાન કરવું અને સ્નાન થયા બાદ યમતર્પણ કરવું. પ્રદોષ વખતે મઠ, તટ, કોટ, બાગ, માર્ગ, ગૌશાળા, અશ્વશાળા, ગજશાળા વગેરે ઠેકાણે સુશોભિત દીવા પ્રગટાવવા, એ મુજબ ત્રણ દિવસ સુધી દીવા પ્રગટાવવા. સૂરજ તુલરાશીએ ગયા બાદ ચતુર્દશી અને અમાવાસ્યાને દિવસે પ્રદોષ વખતે પુરૂષોએ હાથમાં બળતા કાકડા ( ઉલ્કાદર્શન ) લઇને પિતૃઓને માર્ગ બતાવવો પછી અમાસને દિવસે પ્રાતઃકાલમાં તૈલાભ્યંગ સ્નાન કરીને દેવની પૂજા પુરી થયા બાદ અપરાહ્ણ વખતે પાર્વણ શ્રાદ્ધ કરવું. પ્રદોષ સમયે દીવા પ્રગટાવવા, ઉલ્કાદર્શન અને લક્ષ્મીપૂજન વગેરે કૃત્યો કર્યાં બાદ ભોજન કરવું. બાળકો, વૃદ્ધ અને રોગી શિવાય બીજાઓએ એ દિવસે ભોજન કરવું નહીં. આશ્વિન વદ ચતુર્દશી, અમાવાસ્યા અને કાર્તિક શુક્લ પ્રતિપદાના ત્રણ દિવસોને દીપાવલિ કહે છે. અમાવાસ્યાને દિવસે મધ્યરાત્રીને વખતે સ્ત્રીઓએ પોતપોતાના ઘર સામેના આંગણામાંથી અલક્ષ્મીને કાઢવી.+

અમાસને દિવસે ગુજરાતમાં મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીની પૂજા કરવામાં આવે છે. આ પૂજનમાં શાઇનો ખડીઓ એ મહાકાળી, રૂપિયો એ મહાલક્ષ્મી અને ચોપડો એ મહાસરસ્વતી એ પ્રમાણે સમજે છે. આ પૂજનને ચોપડાપૂજન કહે છે. ધનતેરસને દિવસે ધનનું પૂજન કરવામાં આવે છે.

## દીપાવલિનું પ્રાચીનત્વ

દીપાવલિનો તહેવાર પ્રચારમાં ક્યારે આવ્યો તે કહેવું એ શક્ય નથી તોપણ તેને પ્રસ્તુત સ્વરૂપ પૌરાણિક કાલમાં પ્રાપ્ત થયું એ નિર્વિવાદ છે. કારણ કે પુરાણમાં કહેલી કેટલીએક કથાઓ સાથે તેનો સંબંધ જોવામાં આવે છે. અગીઆરમા સૈકામાં પ્રસિદ્ધ આલ્બુરેની ઉર્ફે જ અબુરેહન, ખીવનો એક વિદ્વાન ગૃહસ્થ, હિંદુસ્થાનમાં આવ્યો હતો; તે વખતના હિંદુ લોકોના આચારવિચારોનું તેમજ રાજકીય અને સામાજિક સ્થિતિનું તેણે જે ઐતિહાસિક વિવેચન કરેલું છે તે ઉપરથી જોતાં દીવાળીનો તહેવાર તે વખતે હાલની માફકજ પાળવામાં આવતો હતો એવું દેખાય છે. અર્થાત્ આશરે ૯૦૦ વર્ષ પહેલાં હમણાંની માફક દીપાવલિનો તહેવાર લોક પાળતા હતા.

પૌરાણિક કાલમાં શિવ અને વિષ્ણુનું મહત્વ વધ્યા પછી તેમના ઉપાસકોએ તેમના પ્રિય દેવતાઓ માટે અનેક

+ ઘરમાંહેનો કેરકચરો અરૂણોદય પહેલાં રસ્તા ઉપર ઘર આગળથી બૂમ પાડતા જનારા ભંગીઓ ઉપર ફેંકવાનો કેટલેક ઠેકાણે રિવાજ છે. આ વિધિ ચૈત્રારંભ માનનારાઓ હોળીને બીજે દિવસે પરોઢીઆમાં કરે છે. આ રિવાજ કર્ણાટકમાં જોવામાં આવે છે.

કથાઓ રચી અને પૂર્વકાલથી ચાલતા આવેલા કેટલાએક વિધિનો અને તહેવારોનો સંબંધ તે દેવતાઓ સાથે સાથે જોડયો. તેને લીધે દીવાળી એ વિષ્ણુના અવતાર શ્રીકૃષ્ણની પ્રીતિઅર્થે છે એવું ઠરાવવામાં આવ્યું. કૃષ્ણને માટે જેમ જેમ પૂજ્યભાવ વધતો ગયો તેમ તેમ કૃષ્ણચરિત્રમાં અનેક અદ્ભુત વાતોનો સમાવેશ કરવામાં આવ્યો. આપણે આ પૌરાણિક કાલની પાછળ જઇને વેદ અને ઉપનિષદ્ કાલ પછીના સૂત્રકાલ માંહેની (૨૭૦૦ વર્ષ પહેલાં) સામાજિક સ્થિતિ સંબંધીની ઉપલબ્ધ માહિતીનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરશું તો એવું જણાશે કે તે વખતે પ્રચલિત હતા એવા અનેક ગૃહ્ય સંસ્કારોનું રૂપાંતર થઇને પ્રસ્તુત કેટલાએક તહેવારો પ્રચારમાં આવેલા છે.તે વખતે દરેક ગૃહસ્થાશ્રમી પુરૂષ વર્ષમાં સાત પાક કરતો હતો. એ યજ્ઞ કરવાનો વિધિ પણ સુલભ હતો તેથી તે કરવાને વધારે ખર્ચ અથવા ત્રાસ થતો નહોતો. દાનધર્મ કરવો, અગ્નિ પ્રદીપ્ત કરીને પાકાહુતિ આપવી અથવા સત્પાત્ર એવા વિદ્વાન બ્રાહ્મણોને અન્નવસ્ત્ર આપવાં એની ગણત્રી પાક યજ્ઞમાં થતી. ૧ અષ્ટક, ૨ પાર્વણ, ૩ શ્રાદ્ધ, ૪ શ્રાવણી, ૫ આગ્રયણ, ૬ ચૈત્રી અને આશ્વયુજી એ સાત પાકયજ્ઞ દરસાલ જુદા જુદા મહિનામાં કરવામાં આવતા. તે પૈકી

## પાર્વણ આશ્વયુજી અને આગ્રયણ

એ ત્રણ પાકયજ્ઞનું એકીકરણ અને રૂપાંતર થઇને હાલનો દીપાવલિ મહોત્સવ અસ્તિત્વમાં આવેલો હોય એમ જણાય છે. પ્રાચીનકાલથી આર્યોના અંતઃકરણમાં પિતરો માટે આદર અને પ્રેમ હોવાને લીધે દરેક પૌર્ણિમા અને અમાસને દિવસે તેમની પ્રીત્યર્થ પાર્વણ અથવા પિંડ પિતૃયજ્ઞ નામનો પાકયજ્ઞ કરવામાં આવતો હતો. તેમાં પણ નવું ધાન્ય ઘરમાં લાવતી વખતે જે યજ્ઞ કરવામાં આવતો તે વિશેષ મહત્વનો હતો. પ્રસ્તુત દીપાવલિની ઉત્પત્તિ સંબંધી આપેલી યમ વિષેની વાત અને તે તહેવાર પછી તરતજ કરવામાં આવનારૂં ભાઇબીજ નામનું સ્મારક ચેવણ અને બીજાં શાસ્ત્રોક્ત કૃત્યોનો સંબંધ પિતરોના રક્ષક યમ સાથે છે. પિતરોના ઉદ્ધાર માટે દીપોત્સવ, અધિકારાનુરૂપ સવ્યાપસવ્યથી યમતર્પણ કરવા બદ્દલની આજ્ઞા વગેરે જોતાં જ આશ્વિન વદ ૦)) ને દિવસે પાર્વણ નામનો પાકયજ્ઞ-અને તે પણ મોટા ઉત્સાહ પૂર્વક-કરવાનો ચાલ જુના વખતમાં રૂઢ થયો હતો એ સિદ્ધ થાય છે.

પૌરાણિક કાળમાં યમ સંબંધીની જુની કલ્પના જતી રહીને તેને જુદું અને ભયંકર સ્વરૂપ પ્રાપ્ત થયું. વેદકાલમાં તે નરકનો ધણી નહોતો પણ સ્વર્ગમાંહેના એક મુખ્ય દેવતા તરીકે તેને માન આપવામાં આવતું. સત્કર્મી કરનારને સદ્ગતિ આપનારો અને સજ્જનોનો સાહ્યકર્તા એ પ્રમાણે તેના સ્તોત્રો ઋગ્વેદમાં ગાએલા જોવામાં આવે છે. (ઋ. ૧૦-૧૬-૧) પુરાણમાં યમને સૂર્યપુત્ર કહેલો છે. સૂર્યની ગતિ સાથે મનુષ્ય માત્રનું આયુષ્ય ક્ષીણ થતું જાય છે. અર્થાત્ મૃત્યુના દિવસ સમીપ લાવનાર દેવતા સૂર્યપુત્ર એમ માનવામાં આવ્યું તેમાં નવાઈ નથી. વૈવસ્વત (આકાશ) એ પિતા અને શરણ્યુ (અરૂણોદય) એ માતાઃ એમને પેટે યમ જન્મ્યો એવું ઋગ્વેદ કહે છે. યમની ભગિની યમીનો ઉલ્લેખ પણ તેમાં કરેલો છે અને યમ અને યમીની વચમાં અત્યંત પ્રેમ હતો એવું દર્શાવેલું છે. તેમને માટે કરેલું વિવેચન વાંચવામાં આવે તો દિવસ અને રાત્રને જ યમ અને યમી એવા અલંકારિક નામો આપવામાં આવેલાં હતાં એવું દેખાય છે. યમદ્વિતીયાને બંધુ ભગિનીના પ્રેમનો સ્મારક તહેવાર ઠરાવતી વખતે પૌરાણિક ગ્રંથકારોએ વેદકાલીન યમ અને યમી સંબંધીનીજ કલ્પનાઓને મૂર્ત સ્વરૂપ આપ્યાનું સ્પષ્ટ થાય છે, દીપવાલિમાં સમીકરણ થયેલો

## બીજો પાકયજ્ઞવિધિ

અશ્વયુજીનો છે. અશ્વયુગ અથવા આશ્વિન મહિનાની પૌર્ણિમાને દિવસે તે કરવામાં આવતો. ઋગ્વેદના છઠ્ઠા મંડળમાં જે ઉલ્લેખ મળે છે તે ઉપરથી એવું દેખાય છે કે, અશ્વયુગમાસની પૌર્ણિમાને દિવસે ઇંદ્રને દૂધ અને ચોખાની ખીર અર્પણ કરવામાં આવતી. બકરીનું ઘી (આજ્ય) યજ્ઞમાં રેડીને આશ્વિનદ્વયમાં, અશ્વયુગદ્વયોને, પૂર્ણચંદ્રને, શરદ્ઋતુને અને પ્રજાપતિને આહુતિ આપવામાં આવતી હતી. ગાયોપ્રીત્યર્થ દહીં અને માખણની આહુતિ આપ્યાબાદ ગાય અને વાછરડાંને તે દિવસની રાતે ભેગા રાખવામાં આવતા. આ પુરાતન વિધિની સાંખ્યાયને જે માહિતી આપેલી છે તે ઉપરથી તે કૃષિવિષયક છે એ ચોખ્ખું દેખાય છે. તેજ દિવસે કૃષિદેવતા સીતાપ્રીત્યર્થ યજ્ઞ કરવામાં આવતો અને નીચેના શબ્દોથી તેની પ્રાર્થના કરવામાં આવતી.

"જેમનામાં વેદપ્રણિત અને ઐહિક વૈભવ સદાસર્વદા વાસ કરે છે એવાં ઇંદ્રપત્ની સીતાની હું પ્રાર્થના કરૂં છું. મેં હાથમાં લીધેલાં સર્વ કાર્યોમાં તે મને મદદ કરે, જેમની પાસે અનેક અશ્વ અને અનેક ગાયો છે, જે આનંદનો વિધિ, જે સર્વ પ્રાણીમાત્રનું રક્ષણ કરે છે અને જેમના ધાન્યનાં અનેક ખેતરો છે તેમની હું યજ્ઞને વખતે પ્રાર્થના

કરે છું. તે અચલ દેવતા મને કોઈપણ વખત અંતર ન આપો." (૨-૧૭-૯). અંતર માત્ર એટલુંજ છે કે કૃષિદેવતા સીતાને સ્થાને પૌરાણિક કાલમાં વિષ્ણુપત્ની લક્ષ્મીની સ્થાપના કરવામાં આવી. ધનધાન્યની દેવતા તરીકે લક્ષ્મીનું મહત્વ બહુ વધ્યું. પુરાતનકાલના સંસ્કૃત વાઙ્મયમાં લક્ષ્મીનું નામ મળતું નથી. જે પ્રમાણે રૂદ્રના ભયંકર સ્વરૂપ ઉપરથી રૂદ્રાણી એ ભયાનક શક્તિદેવી માનવામાં આવી, તેજ પ્રમાણે વિષ્ણુના અંગમાં જે સાત્વિક અને સુખદાયક ગુણ હોવા બદલનું પુરાણોમાં કહેલું છે તે ગુણોને શોભે એવી દિવ્ય વધુ લક્ષ્મી છે એવું ઠરાવીને તેનામાં ઉત્તમોત્તમ ગુણોની સ્થાપના પુરાણકારોએ કરી. સીતાની જગા લક્ષ્મીએ લીધા પછી આશ્વિન માસની પૌર્ણિમાને દિવસે લક્ષ્મીપૂજનોત્સવ કરવાનું શરૂ થયું કોજાગરી. પૌર્ણિમાના નામથી આ ઓચ્છવ કાલીના અને બીજા દેવોના દેવાલયોમાં કરવામાં આવે છે. દીવાળીનું લક્ષ્મીપૂજન, કેટલેક ઠેકાણે જુગાર રમવાની પદ્ધતિ, કોજાગરી પૌર્ણિમાથી પિતરો પ્રીત્યર્થ આકાશ-દીવા પ્રગટાવવાનો ચાલ, તે દિવસે નવીન ધાન્યની ખીર કરવાની રૂઢિ, નવી ડાંગરના પઉંઆ ખાવાનો રિવાજ, તેજ વખતે નવીન ધાન્યનો સ્થાલીપાક કરવાનો બંગાલ તરફનો પરિપાઠ, આ ઓચ્છવને જોડીને ગોપૂજા અને ગોક્રીડનવિધિ કરવાની પદ્ધતિ વગેરે બાબત ધ્યાનમાં લઇએ તો આશ્વયુગી ગૃહયજ્ઞ દીવાળી સાથે જોડવામાં આવેલો છે એવું સ્પષ્ટ થાય છે.

પૌરાણિક કાલમાં વેદકાલીન સીતા, ઇંદ્ર વગેરે દેવતાઓ પાછળ પડયા કૃષ્ણનું મહત્વ વધ્યું. વિષ્ણુનો અવતાર કૃષ્ણ ઇંદ્રથી પણ શ્રેષ્ઠ છે એ બતાવવા માટે તેના હાથે ઇંદ્રનો પરાજય થયો અને તેણે ટચલી આંગળીએ ગોવર્ધન ઉપાડી ગાયો અને ગોપીઓનું રક્ષણ કર્યું એમ કહેવામાં આવ્યું. દરેક અવતારનું ઇતિકર્તવ્ય એટલે અસુરોનો સંહાર અને ગોબ્રાહ્મણનો પ્રતિપાલ. આ વિધાનોને જોડીને નરકાસુરની અને બીજા દૈત્યોની કથા રચવામાં આવી. પુરાણકારો યમરાજાને સ્વર્ગલોકમાંથી નરક લોકમાં લઈ આવ્યા. તેનેજ પછી નરકાસુર બનાવવામાં આવ્યો અને તેનું વાસસ્થાન તેના પિતા સૂર્યની દિશા તરફ ( પૂર્વમાં ) પ્રાગ્જ્યોતિષપુરમાં છે એવી કથા રચી. આશ્વિન મહિનામાં આપણા દેશનું નૈસર્ગિક સૌંદર્ય અને સાંપત્તિક સ્થિતિ સારી હોવાને લીધે આ કૃષિવિષયક તહેવાર સર્વ લોકોને આનંદદાયક અને માન્ય લાગ્યો. ઘરમાં નવીન ધાન્ય આવ્યા પછી તેની અને તે આપવાને કારણીભૂત થએલા ગોકુળની પૂજા કરવી એ પ્રાચીન સાત્વિક આર્યોને ઇષ્ટ લાગ્યું. ગાયો અને ગોવાળીઆના સંબંધના ઋગ્વેદમાં મળી આવનારાં સૂકતો જોઇએ છીએ ત્યારે ગોધનને કેટલું મૂલ્યવાન માનતા તે જણાઈ આવે છે. દીપોત્સવ, મંગલસ્નાન વગેરે ધાર્મિક ગણાએલાં કૃત્યો સર્વ સંમત થઇને પ્રચારમાં આવ્યાં તે પણ યોગ્યતાં છે. દીપાવલિમાં આગ્રયણ નામના ત્રીજા વિધિનો સમાવેશ કરવામાં આવ્યો. અગ્રહાયન અથવા માર્ગશીર્ષ મહિનાની પૌરણિમાને દિવસે.

## આગ્રયણ (·નવાન્નેષ્ટિ )

કરવામાં આવતું. માર્ગશીર્ષ માસની પૌર્ણિમાની રાત્રિને સંવત્સરની પત્ની સમજીને આહુતિ આપવામાં આવતી. તે વખતે યુગના પંચવાર્ષિક મુદતના પાંચ સંવત્સરને સંવત્સર, પરિવત્સર. ઇદવત્સર ઇદ્વત્સર અને વત્સરના નામથી સંબોધીને આહુતિ અર્પણ કરવામાં આવતી. અર્થાત્ સંવત્સર સમાપ્તિનો આ ઓચ્છવ હતો એમ જણાય છે. પરંતુ એ વિષે કાંઇ નક્કી કહી શકાતું નથી, કારણકે ગૃહવિધિમાં ચૈત્ર મહિના માંહેનો ચૈત્રી એ વર્ષનો છેવટનો વિધિ છે એમ કહેલું છે; તે ઉપરથી ચૈત્રમહિનો છેવટનો છે એવું ઠરે છે. માર્ગશીર્ષ મહિનામાં જુના વખતમાં અનેક ધર્મવિધિ કરવામાં આવતા હતા. મુખ્યત્વે કરીને ઋતુદેવતાને આહુતિ આપવામાં આવતી હતી. ઋતુઓનું વર્ણન જોઇએ તો મધુ અથવા વસંતઋતુને પહેલી ઋતુ માનેલી છે, અર્થાત્ ચૈત્ર વૈશાખ એજ મહિનાને વર્ષારંભના મહિના ગણવા જોઇએ; પરંતુ ' राजा कालस्य कारणम् ' એ ઉક્તિ પ્રમાણે નવીન વર્ષના દિવસ કાલચક્ર પ્રમાણે બદલાતો જઇને કોઈ વખત ચૈત્ર તો કોઇ વખત વઇશાખ, કોઇ વખત માર્ગશીર્ષ તો કોઈ વખત કાર્તિક માસને સંવત્સરના પ્રથમ મહિનાનું માન મળ્યું હશે. માર્ગશીર્ષની પાસેનો કાર્તિક મહિનો સંવત્સરનો પ્રથમનો મહિનો એવું વિક્રમાદિત્યની કારકીર્દિમાં ઠર્યું.

કાર્તિક મહિનાને રાજાજ્ઞાથી સંવત્સરનો પ્રથમનો મહિનો ઠરાવવામાં આવ્યો અને તેને નૂતન વર્ષના પ્રારંભનો દિવસ ગણીને આનંદમાં ગુજારવાનો પ્રઘાત પડવાથી દીપાવલિને મહોત્સવનું સ્વરૂપ પ્રાપ્ત થયું. ( આશ્વિનમાસના દેવતા ઇંદ્ર અને કાર્તિક માસની દેવતા ધાત્રીનું પૂજન આપણા પૂર્વજો તે તે મહિનામાં કરતા હતા. હજી કાર્તિક મહિનામાં ધાત્રીપૂજનના નામથી વનભોજન અથવા આંબળી ભોજન કરવામાં આવે છે. )

### હેતુ અને બોધ

હિંદુઓના અનેક તહેવારો છે તેમાં દીવાળી જેટલો પવિત્ર અને આનંદદાયક તહેવાર બીજો કોઈપણ નથી. એ તહેવારોમાં સ્ત્રીઓ, પુરૂષ અને બાળકો એ સર્વેને આનંદ થાય છે. એકબીજાને ત્યાં જવા આવવાની અને ઉપહાર કરવાની રૂઢિ હોવાને લીધે સમાજમાં પ્રેમભાવ વૃદ્ધિંગત થઈને સલાહસંપ વધે છે. ભાઈબેનનો પ્રેમ કાયમ રહે માટે 'ભાઈબીજ' કરવાનો જે વિધિ પ્રચારમાં આવ્યો છે તે પણ આર્યોની સાત્ત્વિક વૃત્તિને શોભે તેવો છે. ગોપજાતિકથી અસલના વખતના આર્યવસાહતવાળાઓના અંતઃકરણ માંહેની ગોપાલતની આસ્થા જણાઈ આવે છે. કૃષ્ણને ગોપાલ તરીકેનું માન પણ એટલા માટેજ આપવામાં આવે છે. હાલમાં સ્થપાએલી ગોરક્ષણની સંસ્થાઓ પ્રાણી માત્રની સ્થિતિ સુધારવાના યત્ન કરે છે. પુનાની પ્રાણીરક્ષક સંસ્થા, મુંબઈની જીવદયા જ્ઞાન પ્રસારક મંડળી, અને તેજ પ્રમાણે બીજે ઠેકાણે મુંગા જનાવરોનું રક્ષણ કરવા માટે સ્થાપવામાં આવેલી સંસ્થાઓને પૈસાદાર લોકોએ મદદ કરીને તેમના અંતઃકરણ માંહેની જનાવર પ્રત્યેની દયા બતાવી આપી છે, તે બદલ તેઓ સ્તુતિને પાત્ર છે. તેમની વિનંતિ તરફ વિચાર કરીને કેટલાએક સંસ્થાનિકોએ ધાર્મિક તહેવારોમાં થનારા પશુવધ પણ બંધ કર્યા છે એ આનંદની વાત છે. દીપોત્સવથી રાત્રિ અને દિવસનું અંતર દૂર કરવું એજ દીવાળીનું મુખ્ય અંગ છે. યમ અને યમીની મુલાકાત એટલે રાતના અંધારાને દૂર કરીને તેને દિવસની જોડમાં લાવવો. અજ્ઞાનનું આવરણ તે અંધકાર છે, તેને દૂર કરી દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થાય એમ કરવું એજ દીવાળીનો તહેવાર ઉજવવાની ખરી રીત છે.+

---

# કોરીઆની લડત

## ૧.

કોરીઆ ચીન અને જાપાનની વચ્ચે આવેલો ન્હાનોશો દ્વીપકલ્પ છે. એની વસ્તી ૧૬ કરોડની છે. હાલ તે જાપાનને કબજે છે. જેમ અંદર અંદર લડીને હિન્દુસ્તાન અંગ્રેજોને હાથ ગયું તેમ રાજકુટુંબના સસરાવહુની લડાઈમાં કોરીઆ જાપાનીઓને હસ્તક થયું છે. ત્યાંના લોકો આપણી માફક ખેતીપ્રધાન છે; પક્ષો ઉભા કરી અંદર અંદર લડવામાં તેઓ આપણા જેટલાજ શૂરા છે. પરિણામે તેમણે આપણી માફક જ સ્વતંત્રતા ગુમાવી છે. દિલગીરી માત્ર એટલી છે કે આપણા ઇતિહાસમાંથી તેઓએ કાંઇ શીખામણ લીધી નહિ, એટલે હવે એમને હાથ ઘસવા પડે છે.

કોરીઆનો ઇતિહાસ આપણા દેશની માફક જૂનો છે. એમનામાં પણ આપણા રામ જેવો કીજા રાજા થઇ ગયો. બૌદ્ધધર્મ એ દેશમાં દાખલ થયો, તે આપણા દેશના જ ભિક્ષુક મારંતના હાથે કોરીઆએ બૌદ્ધધર્મ અંગીકાર કરી જાપાનને આપ્યો.

### જાપાનની ચડાઈ

સને ૧૫૯૨ માં જાપાને કોરીઆ પર પહેલી ચડાઈ કરી તેમાં તે હાર્યું, અને તેના ૧,૮૦,૦૦૦ માણસો દરિયામાં ડૂબી મુઆ. ૧૫૯૭ ની બીજી ચડાઈમાં પણ તેના એ જ હાલ થયા. સને ૧૮૬૩ માં કોરીઆનો રાજા ચુલજંગ મરણ પામ્યો, અને તેની વિધવા રાણીએ કુમાર તૈવૂનના બાર વર્ષના બાળકને ખોળે બેસાડ્યો. રાજા ન્હાની ઉમરનો હોવાથી રાજકારભારનો બધો ભાર તેના પિતા કુમાર તૈવૂનને સોંપ્યો. કુમારે મીન કુટુંબની રાજકુંવરી સાથે બાળારાજાનું લગ્ન કર્યું, અને ત્યારથી સસરાવહુની લડાઇના ગણેશ મંડાયા.

### સસરાવહુની લડાઇ

અત્યાર સુધી કોરીઆ ચીનની શીતળ છાયા નીચે રહી મોજ મારતું હતું, અને પરદેશીઓ એની સામે આંખ પણ ઉંચી કરી શકયા ન હતા, પણ

---

+ 'હિંદુ સણાંચા ઇતિહાસ' નામના મરાઠી પુસ્તકમાંથી અનુવાદ.

કુમાર તૈવૂને પરદેશી કુંવરીને ઘરમાં લાવી કલહનાં બીજ રોપ્યાં. કુમાર પોતે ચૂસ્ત બૌદ્ધધર્મી હતા. પરદેશીઓની એમને ભારે ચીડ હતી. એ વખતમાં ખ્રિસ્તી પાદરીઓએ આવી ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માંડ્યો હતો. કુમારથી આ સહન ન થયું એમણે પાદરીઓને પોતાનો દેશ છોડી જવા ફરમાવ્યું. પાદરીઓએ જવાની ના પાડી એટલે કુમારે એમને કરપીણ રીતે મારી નંખાવ્યા. આથી ખ્રિસ્તી ધર્મીઓમાં ગભરાટ ફેલાઇ ગયો. પાદરીઓએ ખ્રિસ્તી લોકોના ઘરમાં આશ્રય લીધો એટલે કુમારે ખ્રિસ્તીઓ પર ત્રાસ વર્તાવ્યો, અને જે કોઇ ખ્રિસ્તી સ્ત્રી, પુરૂષ કે બાળક નજરે પડે એને ત્યાંને ત્યાં જ ઠાર કરવાનો હુકમ કહાડ્યો. લગભગ ૨૦,૦૦૦ માણસ આ હુકમના ભોગ થઇ પડ્યા. કેટલાયે દેશ છોડી મંચુરીઆ નાઠા અને ત્યાંના બરફમાં જ ઠરીને મૂઆ. લોકોમાં હાહાકાર થઈ રહ્યો, આથી કુમાર તૈવૂનના હાથમાંથી રાજસત્તા લેઇ રાજા પોતે રાજ ચલાવવા લાગ્યો. પણ રાજામાં બહુ માલ ન હોતો એટલે બધી સત્તા રાણી સાહેબના હાથમાં ચાલી ગઇ.

### જાપાન સાથે કોલકરાર

સને ૧૮૭૬ માં કોઇ જાપાની વહાણ કોરીઆના બંદરે આવી ચઢ્યું. કોરીઆના એક વહાણે આ વહાણ પર બંદુક છોડી, અને એથી કેટલાક જાપાનીઓના જાન ગયા. જાપાને લડાઇનો દમ બીડાવ્યો. રાણી સાહેબ નમી પડ્યાં અને જાપાનની સાથે મિત્રાચારીના કોલકરાર કર્યા. આ કોલકરારથી કોરીઆનાં કેટલાંક બંદરોએ વેપાર કરવાની જાપાનને છૂટ મળી અને જાપાનનો એલચી કોરીઆની રાજધાની સિયુલમાં રહેવા લાગ્યો. કુમાર તૈવૂનને આ માથાના ઘા જેવું લાગ્યું, પણ ગમ ખાઇ બેસી રહ્યા. સને ૧૮૮૧ માં દુકાળ પડ્યો. રૈયતને ખાવાના સાંસા પડ્યા. લશ્કરને પણ ચોખાની તંગી પડી. કુમાર તૈવૂનને આમાં રાણી સાહેબના માનીતા અફસરની અનાવડગીરી નજરે પડી. લશ્કરને એમણે જેર કર્યું અને બીજે દિવસે બળવો થયો. પહેલા તો રાજમહેલ પર જ હલ્લો થયો, અને જે અમલદારો સામા થયા એમનાં ધડને માથાં જૂદાં થયાં. રાણી સાહેબ દાસીના લિબાસમાં એક નોકરની ખાંધે ચઢી પોબારા ગણી ગયાં. કુમાર તૈવૂને રાજમહેલમાં રાણીસાહેબને બહુયે ખોળ્યાં, પણ તેમનો પત્તો શાનો મળે? આથી એમનો ધુંધવાતો ક્રોધ ભભૂકી ઉઠ્યો, અને રાણી સાહેબનાં માબાપ તથા પીએરનાં તમામ સગાંવહાલાંઓને એમણે ઠાર કરાવ્યાં. તે પછી રાજમહેલની બહાર નીકળી જાપાની એલચીના મકાન પર ધસ્યા, અને પોતાનો બાકીનો રોષ એના પર કાઢ્યો. બીચારા જાપાનીઓને ભાગતાં ભાગતાં ભોંય ભારે થઇ ગઇ, અને એલચીનું મકાન બંદરની એટલું લગોલગ ન આવ્યું હોત તો એક પણ જાપાની જીવતો જાત કે નહિ એ સવાલ થઇ પડત. છેવટે ખાલી પડેલા મકાનને પણ આગ લગાડી દેવામાં આવી અને જે જાપાની હાથ આવ્યો તેના બે કટકા કર્યા. એવામાં ચીનનું લશ્કર આવી પહોંચ્યું, બળવાને શમાવી દીધો અને કુમારને દેશપાર મોકલ્યા એટલે રાણી સાહેબના જીવમાં જીવ આવ્યો, અને પોતે રાજમહેલમાં આવી રાતવાસો રહ્યાં. સવારમાં ઉઠી ૪,૦૧,૦૦૦ યેન આપી જાપાનની મનામણી કરી અને એલચીનું મકાન નવું બાંધી આપ્યું. સને ૧૮૮૪ માં ફરી પાછો કુમારનો પિત્તો ઉછળ્યો, અને રાજમહેલમાં આવી રાજાને નજરકેદ કરી એક પછી એક એના બધા વજીરોને રાજાને નામે રાજમહેલમાં બોલાવ્યા. રાજમહેલના દરવાજા આગળ જ કુમારના સિપાઈઓ નાગી તલવારે ગોઠવાઇ ગયા હતા. તેમણે જેમ જેમ વજીર આવતા ગયા તેમ તેમ તેમનાં ધડ ને માથાં જુદાં કરવા માંડ્યાં. બીચારા વજીરો રાજાને કુરનિસ પણ કરી શક્યા નહિ. આ રીતે તમામ મોટા અમલદારોને તલવારની ધારે સ્વધામ પહોંચાડ્યા પછી કુમાર જાપાની એલચીના નવા મકાનની ખબર લેવા જઈ પહોંચ્યા. હજી મકાન પર રંગરોગાન થતો હતો ત્યાં તો જાપાની એલચીએ કુમારની ગર્જના સાંભળી, એટલે રંગનારની કારીગિરીને અવલોકવાનું પડતું મૂકી છપી બારીએ થઈ તે બંદર

તરફ નાઠો અને તેની પાછળ બાકીના જાપાનીઓ પણ મુઠ્ઠીઓ વાળીને નાઠા. સારે નસીબે જાપાની બોટ કિનારાપર તૈયાર જ રાખી હતી એટલે હલેસાં મારીને નાસી જતાં વાર લાગી નહિ. પાછળ રહ્યા તેમના સમાચાર જ મળ્યા નહિ. ફરી પાછા ચીને વચમાં પડી કુમારને ઠેકાણે આણ્યા, અને રાજા તથા રાણી સાહેબને છૂટાં કર્યાં.

## રાણીનું ખૂન

સને ૧૮૯૪ માં ચીન અને જાપાન વચ્ચે લડાઇ શરૂ થઇ અને એમાં ચીન હાર્યું. આથી જાપાનની આડખીલી દૂર થઇ, અને કોરીઆ ઓથ વિનાનું થઈ ગયું. સને ૧૮૯૫ ના સપ્ટેમ્બર માસમાં જાપાની એલચી વાઇકાઉન્ટ ઇનુઇની જગ્યાએ વાઇકાઉન્ટ મીઉરા સિયુલ આવ્યો. નવા એલચીએ આવીને જોયું કે રાણી સાહેબના પક્ષમાં રહેવાથી કાંઇ લાભ નથી એટલે એણે કુમાર તૈવૂનની સાથે ઉઠબેસ કરવા માંડી. એક મહિનામાં જ બધી યોજના તૈયાર થઇ ગઈ, અને અકટોબરની ૮ મીએ સવારમાં કુમાર સાહેબના બંગલા આગળથી કેટલાક હથિયારબંધ સિપાઈઓ અને જાપાનીઓનું ટોળું રાજમહેલ તરફ નીકળ્યું. રાજમહેલમાં પેસતાં વેંત જ એમણે રાણી સાહેબના માણસોને કબ્જે કરવા માંડયા અને રાજાના કમરામાં જઈ રાજાને અને રાજકુમારને ચોમેરથી ઘેરી લીધા. પછી રાણી સાહેબની તપાસ શરૂ થઇ. રાણી સાહેબ બીજા કમરામાં ભરાઈ બેઠાં હતાં; ત્યાં કેટલાક સિપાઇઓ અને જાપાનીઓ જઈ પહોંચ્યા અને એક હીચકારા જાપાનીએ તલવાર ખેંચી બીજા રોકે તે પહેલાં રાણીની સુકોમળ ડોક પર ઘા કર્યો. ફુલઝાડ પરથી નાજુક ફુલ ખરી પડે એમ રાણીના સુકોમળ દેહ પરથી મસ્તક ખરી પડયું, અને જાપાની સરકારને શિર સદાને માટે સ્ત્રી હત્યાનું કલંક ચોંટયું.

## રૂશિયા ઉભું થયું

ચાર માસ સુધી રાજા અને રાજકુમાર નજરકેદ રહ્યા; અને છેવટે સ્ત્રીનો પોશાક પહેરી પાલખીમાં બેસી રૂશિયાના એલચીના મકાને આવી ચઢયા. રૂશિયાના એલચીને તો 'ઘેર બેઠે ગંગા' આવી. તુરત જ એણે રાજા અને રાજકુમારને આશ્રય આપ્યો. જાપાને પણ વખત વિચારી રૂશિયા સાથે સુલેહ કરી, અને રૂશિયા સાથે વહેંચણી કરી ઉત્તર કોરીઆમાં વેપાર કરવાની છૂટ રૂશિયાને આપી, અને દક્ષિણ કોરીઆ પોતા માટે રાખ્યું. સને ૧૮૯૮ માં કુમાર તૈવૂન પરલોક સીધાવ્યા, અને સસરાવહુની લડાઇમાં કોરીઆ નિર્બળ બની પરદેશીઓના પંજામાં ફસાઇ ગયું.

## 'સ્વાતંત્ર્ય મંડળ'

અમેરિકા દેશપાર થયેલા ડૉ. ફીલીપ જૈસને કોરીઆ પાછા ફરી તા. ૭ એપ્રિલ, ૧૮૯૫ ના રોજ 'સ્વતંત્ર' (ઇન્ડીપેન્ડન્ટ) નામનું નવું પેપર કહાડયું, અને સને ૧૮૯૬માં એ નામનું મંડળ સ્થાપ્યું. આ મંડળની મારફત કોરીઆને પરદેશીઓના પંજામાંથી મુક્ત કરવાની અને કોરીઆનું રાજતંત્ર કોરીઆની પ્રજાને સ્વાધીન કરવાની ચળવળ શરૂ થઈ. જોતજોતામાં એ મંડળમાં ૧૦,૦૦૦ સભાસદ નોંધાઇ ગયા, અને રૂશિયાના અમલદારોના હાથ નીચે કોરીઆના લશ્કરને તાલીમ આપવા સામે તેમણે સખત વાંધો ઉઠાવ્યો. એક દિવસ દશેહજાર સભાસદ રાજમહેલ આગળ એકઠા થયા, અને રાજાને રૂશિયાના અમલદારોને રજા આપવા અરજ ગુજારી. રાજાએ તેમને આમતેમ પટાવવા માંડયા પણ તેમણે તો રૂશિયાના અમલદારોને રજા આપવામાં ન આવે ત્યાં સુધી ડગલું પણ ન ભરવાની હઠ પકડી. છેવટે રાજાને એ અમલદારોને રજા આપવી જ પડી. સને ૧૮૯૮ માં મંડળના નવા પ્રમુખ સિંગમેન રીએ મોટી મોટી સભાઓ ભરવા માંડી અને તેમાં પડદાનશીન સ્ત્રીઓ પણ સામેલ થઇ. આ જોઇ રાજા ચમકયો, અને મંડળને વિખરાઇ જવાનો હુકમ કર્યો. મંડળના તમામ સભાસદો વિખરાઇ જવાને બદલે પોલિસચોકી પર હાજર થયા. રાજાએ મુખ્ય મુખ્ય ૧૭ આગેવાનોને પકડી લીધા, પણ આથી શાન્તિ ફેલાવાને બદલે પ્રજાનો પુણ્યપ્રકોપ પ્રકટી ઉઠયો અને રાજાને પાંચ દિવસની

અંદર બધા આગેવાનોને છોડી દેવા પડયા. છેવટે વાટાઘાટ ચાલ્યા પછી પ્રમુખ સિંગમેન રીને કેદ કર્યો, અને એના પર પારાવાર સિતમ ગુજાર્યો. સને ૧૯૦૪ માં ૭ વરસે એને છૂટો કર્યો. એ જ સાલમાં જાપાન અને રૂશિયા વચ્ચે લડાઈ સળગી. એમાં રૂશિયા હાર્યું, એટલે કોરીઆનું સારૂં ક્ષેત્ર જાપાનને હાથ આવ્યું.

## એકલું જાપાન

જાપાને આ સ્થિતિનો લાભ લેવામાં કચાશ રાખી નહિ. સન ૧૮૯૫ માં ચીન સાથે, સન ૧૮૯૮ માં રૂશિયા સાથે અને સન ૧૯૦૨ માં ઇંગ્લાંડ સાથે જાપાને કરેલી સંધિમાં કોરીઆની સ્વતંત્રતા જાળવવાની જાપાને શરત રાખી હતી. સન ૧૯૦૫ માં જાપાને કોરીઆના રાજા સાથે સંધિ કરી. એમાં એવી શરતો કરી કે કોરીઆના રાજાએ પરદેશ સાથેના વહેવારમાં જાપાનની હરહમેશ સલાહ લેવી, અને 'લશ્કરી કામ માટે' જાપાનને કોરીઆમાં હરેક પ્રકારની અનુકૂળતા કરી આપવી! સંધિ પરની શાહી સૂકાઇ પણ નહોતી અને જાપાને તા. ૧૭ જુન, ૧૯૦૫ ના રોજ હુકમ બહાર પાડયો કે 'લશ્કરી, કામ માટે' તમામ વણખેડાયેલી જમીનની જાપાનને જરૂર છે, માટે એ જમીનના માલેકોએ જાપાનની સરકાર પાસેથી એ જમીનની કિંમત લેઇ જવી. આપણે જોઇ ગયા કે કોરીઆ ખેતીપ્રધાન દેશ છે. આવા હુકમથી કોરીઆના ખેડૂતોમાં કેટલો ગભરાટ ફેલાયો હશે એ કલ્પી શકાય એવો છે. જાપાને જાપાની મજૂરોને રેલ્વે લાઇન પર ઉતારવા માંડ્યા અને લાઈન પરની તથા આગળ પાછળની બધી જમીન ૨૦ મા ભાગની કિંમત આપીને 'લશ્કરી કામ માટે' ખરીદવા માંડી. જે લોકોએ પોતાની જમીન આપવાની આનાકાની કરી તેમને પરભાર્યા કોરીઆના રાજા પાસે મોકલ્યા અને જણાવ્યું કે, 'પૈસા ત્યાંથી લેઇ લેજો.' પણ રાજા પાસે શું હોય તે મળે? બીચારાઓની જમીન પણ ગઇ અને પૈસા પણ ગયા. રેલ્વે લાઇન પરની તથા આગળ પાછળની બધી જમીન ખરીદી લીધા બાદ રાજધાની સિઉલની આસપાસની જમીન ખરીદાવા માંડી. એ પણ 'લશ્કરી કામ માટે,' જાપાની સિપાઇઓની છાવણી માટે! એના માલેકોની પણ એ જ વલે થઇ. કેટલાકને થોડા ઘણા પૈસા મળ્યા, કેટલાકને રાતી પાઈ પણ ન મળી. જમીન ખરીદાયા પછી રહેવાનાં ઘરો પર હલ્લો થયો. જાપાનીઓએ માલેકોને દબડાવી ઓછી કિંમતમાં ઘરો પડાવી લેવા માંડ્યા, અને કેટલીક વાર તો આડા થયા એમના ખોટા દસ્તાવેજ કરી એમને એમ ઘર લેઇ લીધાં. કોઇક કોઇક સ્થળે જાપાનીઓ નાગા થઇ કોરીઆવાસીઓના ઘરમાં ઘુસી જવા લાગ્યા અને એમના જનાનામાં પેસી જઇ સ્ત્રીઓને ગભરાવવા લાગ્યા, એટલે માલેકો આપોઆપ ઘર ખાલી કરી ગયા. કેટલાયે કોરીઆવાસીઓએ જાપાનીઓના ત્રાસથી ડરી જઈ પરદેશીઓને નામે પોતાનાં ઘરબાર ચઢાવ્યાં, અને એ રીતે પોતાની સ્થાવર મિલકતને જાપાનીઓની નજરમાંથી ચૂકવવા લાગ્યા. આ બાબતોમાં જાપાની સરકાર પાસે ફરિયાદ લેઇ જનારને કંઇ દાદ મળી નહિ, અને કોઈ પરદેશી (અમેરિકન કે ફ્રેન્ચમેન). વચમાં પડે તો જ કોરીઆવાસી જાપાનીની સામે ન્યાય મેળવી શકે એવી સ્થિતિ બની રહી. જાપાની શાહુકારો અને વેપારીઓની લુચ્ચાઇનો પાર રહ્યો નહિ. ગમે તે કોરીઆવાસી પાસેથી દેવું ચૂકવ્યું હોય તોપણ 'નથી ચૂકવ્યું' કરી બમણા પૈસા લેવા, એનો માલ હજમ કરી જવો, એનાં ઘરબાર પડાવી લેવાં એ તો એમનો રોજનો ધંધો થઇ પડયો. ટ્રામગાડીમાં કે રેલગાડીમાં ટિકીટ વિના જ મુસાફરી કરવી અને ટિકીટ માગે એટલે ટ્રામ કે રેલના પાટા પર સુઇ જવું એ પણ જાપાનીઓની રોજની કારીગિરી થઈ પડી. ઘર બાંધવાને માટે કોરીઆવાસીઓને બોલાવવા, એમને ત્રીજા ભાગની પણ રોજી ન આપવી, અને બડબડે તો જાપાની પોલિસોને સોંપી ફટકા મરાવવા એ પણ એમનો દૈનિક વ્યવસાય થઇ પડયો. અને આ બધું 'લશ્કરી કામ માટે!'

## કોરીઆનું ગુલામીખત

પણ આટલેથી જ જાપાનીઓ અટક્યા નહિ. સને ૧૯૦૪ના નવેમ્બર માસની ૧૫મી તારીખે જાપાની એલચી માર્કિવસ ઈટો કેટલાક જાપાની સિપાઈઓને લઈને રાજમહેલમાં આવ્યો અને કોરીઆનું રાજતંત્ર તથા પરદેશ સાથેનો બધો વ્યવહાર ચલાવવાનું જાપાનને સોંપવાના ખરડા પર હસ્તાક્ષર પાડવા રાજાને તેમજ પ્રધાનમંડળને જણાવ્યું. બે દિવસ સુધી રકઝક ચાલી. રાજા તો બધો તાલમેલ જોઈ ગભરાઈ ગયો અને એક પાસેના ઓરડામાં પેસી ગયો. વડા પ્રધાન હાં કહ્યું સુલે સહી કરવાની ના પાડી. જાપાની સેનાધિપતિ માર્શલ હાસગાવાએ તલવાર ખેંચી. વડા પ્રધાને કહ્યું: "હિમ્મત હોય તો લગાવી જો." બે જાપાની સિપાઈઓએ વડા પ્રધાનને પકડી લીધા અને જોડેના ઓરડામાં ખેંચી ગયા. બાકીના વજીરો સમજ્યા કે વડા પ્રધાનને મારી નાંખ્યા. એમની આસપાસ હથિયારબંધ સિપાઈઓ ફરી વળ્યા અને ત્રણ વજીરોના હસ્તાક્ષર ખરડા પર લઈ લીધા. રાજાએ અને વડા પ્રધાને એ ખરડા પર સહી ન જ કરી. છતાં કોરીઆ સાથેની સુલેહ તરીકે એ ખરડો બીજે દિવસે બહાર પડ્યો. ખરડો વાંચી બધાનાં દિલ ઉશ્કેરાઈ ગયાં, અને રાજાના જૂના વજીરો, વડા અમલદારો વગેરે લડાઈ ખાતાના માજી વજીર મીન યોન્ગ હ્વાંની આગેવાની નીચે રાજાને અરજ કરવા રાજમહેલમાં આવ્યા. રાજાએ જણાવ્યું કે, કહેવાતા સંધિપત્ર પર એણે સહી કરી જ નથી.

આગેવાનોએ સંધિપત્રને રદ જાહેર કરવા વિનંતિ કરી. પરંતુ જે રાજાએ એક વાર પાલખીમાં નાસી જઈ પરદેશીઓનો આશ્રય લીધો હોય તે તેમની સામે કેમ લડી શકે?

આજે દેશમાં કુમાર તૈવૂન પણ નહોતા. તેમને પરલોક સીધાવ્યે આજે સાત વર્ષનાં વહાણાં વહાયાં હતાં. દેશમાં કોઈ નર નહોતો જે રાજાની શુદ્ધબુદ્ધ ઠેકાણે આણે, અને દેશની સરી જતી સ્વતંત્રતા બચાવી લે. સર્વેએ એકબીજાના સામું જોયું, અને રાજાએ નીચી મુંડી કરી ડોકી ધુણાવી.

## વજીરોનો આપઘાત

પ્રતિનિધિમંડળ પાછું ફર્યું. માજી વજીર મીન યોન્ગ હ્વાંએ ઘેર આવી ઝેર ઘોળી પીધું. બીજાઓએ પણ તેની પાછળ આત્મહત્યા કરી. ગુલામ બની રહેવા કરતાં મરણ તેમને હજાર દરજ્જે મિષ્ટ લાગ્યું. આની આખા દેશ પર અસર થઈ. રાજાએ અમેરિકાને વચ્ચે પડવા કહ્યું. અમેરિકાએ વચ્ચે પડવાની ના કહી અને સને ૧૮૮૨માં કોરીરીઆ સાથે થયેલા તહનામાનો છડેચોક ભંગ કર્યો. હેગ પરિષદ પણ છૂટી પડી (૧૯૦૭) અને છેવટે ૧૯૦૯માં એક કોરીઆવાસીએ માર્કિવસ ઈટોનું ખૂન કર્યું. ઈટોની જગ્યાએ કાઉન્ટ ટેરોશી આવ્યો. એણે આવીને ૧૯૧૦માં કોરીઆને જાપાનની સાથે જોડી દીધું, અને પોતે રેસિડન્ટ-જનરલને બદલે ગવર્નર-જનરલ બની ગયો. એ પછી ત્રાસનું સામ્રાજ્ય ફેલાયું. સાધારણ પોલિસોને બદલે રસ્તામાં લશ્કરીઓ ગોઠવાઈ ગયા, અને વર્તમાનપત્રો બંધ પડ્યા. સૌ શકદાર માણસો પકડાવા લાગ્યા અને કેટલાએક માણસો એકાએક ગૂમ થવા લાગ્યા. ૧૪૯ ખ્રિસ્તીઓને માર્કિવસ ઈટોના ખૂનના આરોપસર ઉભા કર્યા. એમાંથી ૩ જેલમાં જ મરી ગયા, ૨૩ છૂટી ગયા અને ૧૨૩ને સજા થઈ. એમની કેફિયત સાંભળવામાં જ આવી નહિ. આથી અમેરિકા વગેરે દેશોમાં હો હા થઈ. જાપાન ગભરાયું, અને એમના કેસની ફરીથી હાઈકોર્ટ આગળ સુનાવણી થઈ. એમાં પરદેશી પત્રોના રિપોર્ટરો વગેરે હાજર હોવાથી એમને બોલવાની પૂરી છૂટ મળી. એક કેદીએ જુબાની આપતાં જણાવ્યું કે:

જેલમાં પોલિસે મને નાગો કર્યો અને મારા હાથ મારી પીઠ પાછળ બાંધી મને અધ્ધર ટંગાવ્યો. આવી દશામાં મને ખૂબ વાર રાખી મૂકયો. આથી હું બેભાન થઈ ગયો એટલે મને નીચે ઉતાર્યો અને પાણી પાયું. હું શુદ્ધમાં આવ્યો કે પાછો તરત જ મને અધ્ધર ટંગાવ્યો અને એ રીતે મને કેટલાયે દિવસ સુધી રાખ્યો. એક રોજ, સાંજે એક પોલિસ મારી પાસે આવ્યો, અને મને

જે જણાએ સહી કરેલું કબૂલાતપત્ર બતાવ્યું. અને પણ તેમાં સહી કરવા કહ્યું. મેં સહી કરવાની ના પાડી, એટલે એણે મને કહ્યું કે, 'સહી કરીશ તો છૂટી જઈશ નહિ તો મરી જઈશ ત્યાં સુધી છોડીશું નહિ.' છતાંયે મેં એવી રીતે સહી કરવાની ના પાડી. એણે મને પાછો અદ્ધર ટંગાવ્યો અને એ રીતે બે મહિના સુધી રીબાવ્યો. મને લાગ્યું કે આ લોકો મારો જીવ લીધા વિના છોડનાર નથી, એટલે મેં સહી કરી આપી અને એમણે જેટલું કહ્યું એ બધું કહેવાની હા પાડી.

આવી બીજી કેટલીયે જુબાનીઓ પડી. કેસની સુનાવણી ૫૧ દિવસ ચાલી. છેવટે ૭ જણ સિવાય બધાને છોડી મૂક્યા, અને એ ૭ જણને પણ ૩ વર્ષ પછી છૂટા કર્યા.

## ગેરીલા લડત

સને ૧૯૧૫ના માર્ચ માસમાં હુકમ બહાર પડ્યો કે શાળાઓમાં ધર્મનું શિક્ષણ ન આપવું, અને સરકારે તૈયાર કરેલાં જ પાઠ્યપુસ્તકો વાપરવાં. આ સિવાય સભાઓ ભરવાની પણ બંધી થઈ અને દરેક રીતે લોકોને દાબી નાંખવાનો સરકારે પ્રયત્ન કર્યો. આ બધું કેટલાક તેજ કોરીઆવાસીઓથી સહન ન થયું. એમણે પોતાની ટુકડીઓ ઉભી કરી અને જાપાનીઓની સામે શિવાજી મહારાજની માફક લડવાનું નક્કી કર્યું. તેઓ શિવાજી મહારાજના માવલાઓની માફક ડુંગરાઓમાં ભરાઇ બેસતા, અને લાગ પડયે જાપાનીઓ પર તૂટી પડતા જાપાનીઓ આવા અચાનક છાપાઓથી પહેલાં તો ગભરાઇ ગયા અને તેમના કેટલાયે માણસો માર્યા ગયા. પણ ધીરે ધીરે એમણે તૈયારીઓ કરવા માંડી. હુમલો કરનાર માણસો છાપો મારીને ડુંગરામાં ભરાઈ જતા હોવાથી તેમને પકડવાનું કામ જરા મુશ્કેલ થયું ખરું, પણ એથી જાપાનીઓ ડગ્યા નહિ. એમણે બીજી યુક્તિ શોધી કહાડી. જે ડુંગરાઓમાં આ માણસો ભરાઈ જતા તે ડુંગરાઓની તળેટી પરનાં ગામો તેમણે બાળવા માંડયાં, અને સ્ત્રી પુરુષ બાળકો જે બળતા ગામમાંથી બહાર નીકળ્યાં તેમને ગોળીથી વીંધવા માંડયાં. આ રીતે તેમણે ગામોનાં ગામ બાળી મૂક્યાં અને કેટલોયે મુલક વેરાન કરી નાંખ્યો. ડુંગરાઓમાં ભરાઇ બેસનારાઓને ખાધખોરાકી મળવી મુશ્કેલ થઇ ગઈ. કેટલાંક ગામોમાં તો તેમણે ખ્રિસ્તી સ્ત્રીપુરૂષોને તેમના દેવળમાં એકઠા કર્યા, અને દેવળના દરવાજા બંધ કરી દેવળને આગ લગાડી. આગથી દેવળની ભીંતો તૂટી પડી અને કયાંક કયાંક મોટાં બાકોરાં પડયાં. આ બાકોરાંઓમાંથી જે માણસો બહાર નીકળવા માંડયાં તેમને જાપાનીઓએ ગોળીથી વીંધી નાંખ્યા. આ લડતથી જાપાનીઓ કરતાં કોરીઆવાસીઓને વધારે નુકસાન થયું, એટલે ડુંગરાઓમાં ભરાઇ બેસનારાઓની આંખ ઉઘડી અને એમણે આવી લડત કાઇને છોડી દીધી.

## જાપાનનો કીનો

પણ એથી જાપાનીઓનો કીનો હોલવાયો નહિ. એમણે ગમે તે માણસને પકડવા માંડયા અને અંધારી કોટડીઓમાં પૂરી તેમના પર કેર વર્તાવ્યો. સને ૧૯૧૬-૧૭ માં જાપાની સરકારના જ હેવાલ મુજબ ૮૨,૧૨૧ માણસોને કેદમાં પૂર્યા અને એમાં ૫૧૦૧૩ માણસોને તો કાંઈ તરતપાસ કર્યા વિના જ સજા થઇ. ૭૫,૦૦૦ માણસો પોતાનાં ઘરબાર છોડી કુટુંબ કબીલા સાથે કડકડતી ઠંડીમાં મંચૂરીઆના બરફના પહાડોમાં 'હિજરત' કરી ગયા. 'હિજરત'માં તેમની શી દશા થઈ તેનું વર્ણન કોરીઆની એક કોલેજના પ્રિન્સિપાલ મિ. કૂક નીચે પ્રમાણે આપે છે:—

સ્ત્રીઓ પોતાનાં બાળકોને પીઠ પાછળ ઝોળીમાં નાંખી ચાલતી હતી. તેમનાં શરીર પર ફાટ્યાંતૂટ્યાં વસ્ત્ર હતાં અને એથી એમનાં શરીર અર્ધનગ્ન રહેતાં. માત્ર બાળકોના દેહની ગરમી સ્ત્રીઓને મળતી, અને સ્ત્રીઓના શરીરની હુંફથી બાળકો જીવતાં રહેતાં. ગમે તેટલું જતન કરવા છતાંયે બાળકોના બચુડીઆ પગ ઝોળીની બહાર રહી જતા અને બરફની ઠંડીમાં ઠરી જતા. કેટલીક વાર તો તેમના પગની મગની શિંગ જેવી આંગળીઓ એકમેકની સાથે ઠરીને, એવી સજ્જડ ચોંટી જતી કે વછૂટતી જ નહિ. ઉમરે પહોંચેલા ડોસાડોસીઓ પોતાની બેવડી વળી ગયેલી કમર લેઈ લાકડીના ટેકાથી ચાલ્યા જતા, અને એમનાં કરચલીવાળાં મ્હોં બરફની ઠંડીથી ફાટી જતાં. છેવટે જ્યારે

ચાલવાની હામ ન રહેતી ત્યારે લાકડી નીચે મૂકી 'હાસ' કહી બેસી જતા અને સાથીઓને આગળ ચાલવાનું કહી પોતે ત્યાં જ મૃત્યુની અનંત નિદ્રાને વશ થતા.

આ રીતે માત્ર ડોસાડોસીઓ જ નહિ પણ કેટલાયે ભરજુવાન પુરૂષો અને સ્ત્રીઓ ભુખના ત્રાસથી અને બરફની ઠંડીથી મંચૂરીઆના બરફના પહાડોમાં જ લેટી ગયા, અને એ મુડદાં પર બરફનું જ કફન ઢંકાયું. જાપાનીઓનાં હૃદય મંચૂરીઆના પહાડો કરતાંયે કઠણ થઈ ગયાં હતાં, બરફ કરતાંયે ઠંડાગાર થઇ ગયાં હતાં કે દર વરસે હજારો સ્ત્રી પુરૂષો અને બાળકો એમનો આશ્રય છોડી એ પહાડોનો અને એ બરફનો આશ્રય લેતાં હતાં! જે ત્રાસ કરતાં હજારો સ્ત્રી પુરૂષોને બરફની જીવતી કબર વહાલી લાગે એ ત્રાસ કેવો હોવો જોઇએ!

( અપૂર્ણ )

નંદલાલ મણિલાલ શાહ.

---

# ચીન

યુરોપીય વૃંદસંગીતને ખાલી ઘોંઘાટ તરીકે વર્ણવવામાં આવ્યું છે. એવી જ રીતે યુરોપની સંસ્કૃતિમાં ખાલી ધમાલ ભારે છે. દરેકનો ઇષ્ટદેવ તે યંત્ર છે. હરઘડી એને એવી ઉપાસના કરવી પડે છે. એ યંત્રને લઇને એમની સંસ્કૃતિમાં ધાંધલ પેસી ગઈ.

એમાં કાળ બંધાનો ત્રાસ કરી જતો હોય તેમ લાગે છે. કોઇ ગામડાના માણસને પૂછો તો કાળનો અર્થ એ ગેઇ કાલ, આજ, અને આવતી કાલ એટલો જ ઘણે ભાગે કરશે. પણ યંત્રથી આપણે તેના છેદ કર્યા. ભાગના ભાગ, એમ અનંત ભાગલા થઇ શકે એવી કાળની કલ્પના આપણા આગળ મૂકાઇ. પણ જેમાં જીવન નથી તેના જ અનંત રીતે ભાગલા થઇ શકે છે; અને તેને જ અનંત સુધી લંબાવી શકાય છે. આવા એક લાંબા લીસોટા જેવા કાળમાં ચિરંજીવ થવું એ પણ મનુષ્યનો એક ભ્રમ છે. કારણ અનંત સુધી લાંબું થઇ શકે છે તે જ જડ છે. જીવન જ પોતાની સીમાથી એકાએલું રહે છે.

ખરા જીવનમાં કાળને સ્થાન નથી. એ કાળ જો જીવન ઉપર ચડી બેસે તો જીવન રેંસાઇ જાય. આપણે સ્ટેશને જઈને નવાઇ પામીએ છીએ કે બીજા ઉતારૂઓ ત્યાં ક્યારના બેઠા હોય છે. ચાર ચાર કલાક સ્ટેશનના વાડામાં પડી રહેતા ઉતારૂઓનું દૃશ્ય આપણે ત્યાં સાધારણ છે. એક યુરોપીઅન ટ્રેન ઉપડતા પહેલાં બે મીનીટે જ આવે અને અંદર બેસી જાય. એ આપણા લોકોને જંગલી ધારે, કારણ એમને વખતની કિંમત નથી. પરંતુ એ નથી જોતા કે યાંત્રિક કાળને વશ થઇ એને પોતાની બધી ક્રિયાઓ કરવી પડે છે.

આવા કાળને સ્થાન નથી ત્યાં જ બધું જૂનું સચવાઈ રહે છે. એશીઆની સંસ્કૃતિ પુરાતન છે એનો અર્થ એ કે એમાં કાળને કશું સ્થાન જ નથી. કાળની ગણત્રીને લઇને જે ચાલાકી મનુષ્યમાં આવે છે તે બિચારા એશીઆમાં નથી. આપણા શિક્ષિત વર્ગમાં એ ચાલાકી આવતી જાય છે.[1] ગામડાના લોકોમાં ચાલાકી નથી હોતી પરંતુ જીવન હોય છે. એ ચાલાકીથી થોડું જ્ઞાન વધે છે, પરંતુ અનુભવો ક્ષીણ થાય છે. જીવન છે કે નહિ તે અનુભવવા માટે સહવાસની જરૂર છે. આ જાતની ચાલાકી ચીનાઓમાં નથી. ચીનનું ચપટું નાક જોઇને કોઇને નવાઇ જ લાગે કે તેમનો ઇતિહાસ કાલથી પણ જૂનો છે.

---

૧ આવી જાતની નાહકની સ્ફુરતા એ Mental Neurasthenia ની એક નિશાની છે. જૂઓ "Nerves" by D. Fraser Harris.

. આ કારણથી મુક્ત, ગામડાનું દૃષ્ટિબિંદુ જીવનથી ભરેલું હોય છે. ચીનના ગામડાઓમાં જગતજૂના રિવાજો હજી ભરાઇ રહ્યા છે. એને આપણે વહેમો ગણી, આપણી સગવડે એક બાજુએ હડસેલી દઇએ, પણ તે માન્યતાઓ વહેમો હોય કે ગમે તે હોય તો પણ તેમના જીવનને દોરે છે.[૨] રવીન્દ્રબાબુએ કહ્યું છે કે પૂર્વની સંસ્કૃતિ તે અરણ્યમાં જન્મી છે, અને પાશ્ચાત્ય સંસ્કૃતિનાં કેન્દ્રસ્થાનો શહેરો છે. ગામડું હમેશાં એ અરણ્યના વાતાવરણથી જ ઘેરાયેલું પડ્યું હોય છે. એ કુદરતનું સમસ્ત જીવન નિહાળે છે, અને એ બધું એનામાં ઉતરે છે. ગામડા પાસેથી શહેરોએ એ દૃષ્ટિબિંદુ હજી પણ શીખવાનું રહ્યું છે.[૪] ત્યાં કશી ધાંધલ હોતી નથી, અને દરેક બનાવ પોતાના સ્વાનુભવમાં ઉતરે છે. પશ્ચિમના પવને ગામડાનું જીવન્ત દૃષ્ટિબિંદુ છોડાવી ચીનાઓ શહેરના આક્રમણ તરફ વળે છે, એ ગતિ તે ટૉમસ હાર્ડીએ કહ્યું છે તેમ નેવાનાં પાણી મોભે ચડે એવી છે.

કુદરતના અવયવો વચ્ચે હંમેશ નવનવું ઐક્ય સધાતું આપણે જોઇએ છીએ. જીવન હંમેશ સાવયવી[૫] છે અને સમાજના બંધારણમાં અંગ અંગીનું દૃષ્ટિબિંદુ ચીનમાં પણ ઉતર્યું છે. કુદરતનું જીવન જોતી મનુષ્યની પ્રતિભાએ સમાજને અંગી ગણ્યું અને વ્યક્તિઓ એનાં અંગો થઇ રહ્યાં. દેશની અમુક વ્યવસ્થાને માટે યુરોપ ઑફીસો ખોલે ત્યાં એશીઆએ[illegible] અવયવદ્વારા જ બધું કામ સાધ્યું. જ્યાં [illegible] ગયા અને તેમના કેટલાયે માણસો માર્યા ગ. સંભ-

પણ ધીરે ધીરે એમણે તૈયારીઓ કરવા માંડી. હુમલો કરનાર માણસો છાપો મારીને ડુંગરામાં ભરાઇ જતા હોવાથી તેમને પકડવાનું કામ જરા મુશ્કેલ થયું ખરૂં, પણ એથી જાપાનીઓ ડગ્યા નહિ. એમણે બીજી યુક્તિ શોધી કહાડી. જે ડુંગરાઓમાં આ માણસો ભરાઇ જતા તે ડુંગરાઓની તળેટી પરનાં ગામો તેમણે બાળવા માંડ્યાં, અને સ્ત્રી પુરુષ બાળકો જે બળતા ગામમાંથી બહાર નીકળ્યાં તેમને ગોળીથી વીંધવા માંડ્યાં. આ રીતે તેમણે ગામોનાં ગામ બાળી મૂક્યાં અને કેટલાયે

બંધારણો કરવાં પડતાં નહોતાં. આ ટૂંકા લેખમાં આપણે ચીનની આંતર્ વ્યવસ્થામાં આ દૃષ્ટિબિંદુને કેટલું સ્થાન મળ્યું હતું તે તેની કેટલીક સંસ્થાઓ જોઇને જાણીશું.

ચીનમાં શહેર કે ગામને સ્વચ્છ રાખવાની બધી વ્યવસ્થા સમાજ તરફથી જ થતી. ત્યાં . મ્યુનીસીપાલીટીના આકરતર વ્યવહારને સ્થાન નહોતું. મ્યુનીસીપાલીટી ન હોય ત્યાં ગંદકી જ હોય એવું ધોરણ કોઈ આગળ લાવે તો તેને આપણે અધમૂએલો જ ગણવો જોઇએ. કારણ જીવન સ્વચ્છતા ઉપર જ નભે છે. કોઇ એક સંસ્થા બંધાય અને તે જ મેલ કાઢી શકે તે માનવું ભૂલભરેલું છે. ચીનમાં દરેક માણસની ફરજ લેખાય છે કે તેણે પોતાનું આંગણું સાફ રાખવું. આંગણા પાસેનો રસ્તો પણ દરેકે સાફ રાખવો જોઇએ. મોટા રસ્તાઓ, નહેરો, ગટરો વગેરે ધનવાન અને ધર્મિષ્ઠ લોકો પોતાને ખર્ચે સુધરાવતા. આ બૌદ્ધધર્મની અસર આપણે ગણી શકીએ. રાત્રે રસ્તાપર દીવા પણ કરવામાં આવતા નહિ. કારણ દરેક માણસ રાત્રે ફરવા નીકળે ત્યારે સામાન્ય રીતે પોતાની સાથે કાગળનું ફાનસ રાખતો. જ્યારથી પશ્ચિમના પવનથી આ સંસ્થા નબળી પડી ત્યારથી ચીન ગંદુ થતું ચાલ્યું, અને મ્યુનીસીપાલીટીઓ કાંઇ એકદમ ક્યાંથી આવે! એટલે હાલ શહેરોમાં આપણે અહિં સ્ત્રીઓની જે શારીરિક સ્થિતિ જોવામાં આવે છે, તેવી સ્થિતિ ચીનાઓની થઇ પડી. સમાજવ્યવસ્થા અને મ્યુની-[illegible]ઓ બન્નેના અભાવે ચીન ગંદુ થઈ ગયું, અને

ચાલતી હતી. તેમનાં 'ચાલ્યું'.
અને એથી એમનાં શરીર

દેહની ગરમી સ્ત્રીઓને[૭] રહેતું એ તો કદાચ સમાજના હુંફથી બાળકો જીવતાં રહેત આપણે માનીએ. પણ રાત્રે બાળકોના બચુકીઆ પગ છે માટે પણ તેમનામાં એટી જ બરફની ઠંડીમાં ઠરી જતા. કેટ[illegible] મોટા શહેરોના વિભાગો ભગની શિંગ જેવી આંગળીઓ, અને અકેક વિભાગમાં એવી સજ્જડ થઇ જતી કે ધારા બાંધી આપ-
પહોંચેલા ડોસાડોસીઓ પોતાની બં[illegible]
લેઈ લાકડીના ટેકાથી ચાલ્યા જતા, દરેક માણસ ચોકી
વાળાં મ્હોં બરફની ઠંડીથી હાહેર એમ જ સુરક્ષિત

રહેતું. ચીનનો લશ્કરી ખર્ચ પણ નજીવો જ છે. ચીનમાં એ રાજધારો હતો કે જે કુટુંબમાં બેથી વધારે પુરૂષો હોય, તેમાંથી એક પુરૂષને સૈનિક તરીકે નોંધાવાની ફરજ રહેતી. જ્ઞાતિસંસ્થા જેવું ત્યાં કશું જ નથી. 'જન્મથી જાતિ' તેની સંસ્થા તો હિંદને માટે જ વિધાતાએ સંઘરી રાખી હશે! પૈસાદાર અને ગરીબ વચ્ચે બિલકુલ અંતર નથી. ઉમરાવો તથા ગરીબોના લત્તાઓ ત્યાં જૂદા હોતા નથી. તેમ કોઈ એક માળથી વધારે ઉંચું ઘર બનાવતો નથી. પશ્ચિમની અસરથી શહેર બહાર આપણે અહિં બંગલાઓ થવા માંડ્યા, એની સાથે જીવન એકદેશીય થવા માંડ્યું તે દુર્ગુણ ચીનમાં નથી. સમાજનું જીવન સમજવા માટે એકતાની જરૂર છે, અને એ ન હોય તો સમાજનો આત્મા કૃપણ બની જાય, અને તેની સાથે પૈસાદાર વર્ગ પણ ક્ષીણ થઇ જાય.

કદાચ આ બધું તો આપણને શક્ય લાગે. પણ ચીનમાં મહેસુલ પણ આ રીતેજ ઉઘરાવાતું. કુટુંબનાં માણસો પોતપોતાની આવકનો ભાગ કુટુંબ ખાતે આપે, એમ પ્રજા પોતાની ઉત્પન્નમાંથી અમુક ભાગ રાજ્યમાં ભરતી. તેને માટે કોઇ ધાંધલીયું બંધારણ ત્યાં નહોતું. મહેસુલ તથા કર ઉઘરાવનારાઓને રાજ્ય તરફથી કાંઇ પગાર કે વેતન મળતું નહિ. તેઓ લોકો પાસેથી મુકરર થયેલા ભાગ પ્રમાણે કર ઉઘરાવી, પોતાને જરૂર જોઇતું તેમાંથી રાખી, બાકી વધેલું પોતાના ઉપરીને આપતા. તેઓ પાછા પોતાને જરૂર જોઇતું રાખી વધેલું ઉપરના અમલદારને આપતા, અને આવી રીતે અંતે જે કાંઇ વધ્યું હોય તે રાજાની તિજોરીમાં જતું. આમાં આપણને કદાચ બધું ઉધંચતું અને યોજના કે બંધારણ વગરનું લાગશે. પણ આવી સંસ્થામાં કશો જુલમ નહિ હોય ત્યારે જ એ નભી શકી હશે. હાલી બંધારણ જડ જેવું થઇ જાય છે, અને તેમાં કેટલીય સાવચેતીની જરૂર પડે છે. દરકોઈ જાણે છે કે કોઇ પ્રાણીને અન્ન આપીએ એટલે એનાં બધાં અંગોને પુષ્ટિ મળે છે. પરંતુ સાંચાકામમાં દરેક જગ્યાએ તેલ પૂરવું પડે છે.

અમલદારો લોકોને કેમ નહિ લૂંટતા હોય એ પ્રશ્ન સહેજે ઉપસ્થિત થાય છે. આવી સંસ્થામાં અમલદાર ઉપર રાજ્યનો બહુ જ થોડો અંકુશ હોય એ સ્વાભાવિક છે. એ વર્ગ તદન નિરંકુશ નહોતો. પણ તેના ઉપર સમાજનો અંકુશ રહેતો. કયાંક કહ્યું છે કે જે રાજ્ય લોકો ઉપર સૌથી થોડું રાજ્ય કરે તે રાજ્ય જ સારૂં છે. હાલ પાશ્ચાત્ય રીતે પેપરો તથા છાપાંઓ દ્વારા લોકમત કેળવવાનું કામ કેટલું બધું કઠિન થઇ પડયું છે તે સૌ કોઈ જાણે છે. પણ આવા ઢીલા બંધારણમાં લોકમત કેટલો મજબૂત હોવો જોઇએ તેનો સહેજે આપણે ખ્યાલ કરી શકીશું. દૂર દેશમાં, અંદર વસતા ચીનાને ચીનનો કોઈ રાજા છે એટલી જ માત્ર ખબર રહેતી, પણ તેનો સમાજ સાથેનો બધો વહીવટ સીધો જ રહેતો, અને આ રીતે લોકમતનો કાબુ બધા ઉપર રહેતો.

આ જાતના સમાજના દોરને લઈને વ્યક્તિને કેટલીક વાર ઘણી હાનિ પણ પહોંચતી. પણ સમાજને તેની દરકાર નહતી. વ્યક્તિઓ પણ સામાજિક શ્રુતમાં[૬] ઉછરેલી હોવાથી એમને મન એ જાતનો જુલમ સ્વાભાવિક જ લાગતો. આવો એક એમનો રિવાજ પરીક્ષાઓના ધોરણનો છે. ચીનાઓ પરીક્ષામાં પાસ થવા માટે (આપણી જેમ?) મરી પડે છે. એક ગરીબ છોકરો કેટલાએક આગીઆઓને કપડામાં બાંધી રાત્રે વાંચતો એ વાત સ્વામી રામતીર્થે આપણને કહી છે. પરીક્ષામાં પાસ થઇ રાજ્યમાં કાંઈ હોદ્દો મેળવવાનો તેમને ઘણો મોહ હોય છે. પણ ખરી રીતે તે મોહ કાંઇ રાજ્યની અમલદારીનો નથી, પણ તેને અંગે અમલદારને સમાજમાં જે સ્થાન મળે છે તેનો છે. પરીક્ષા લેતી વખતે પરીક્ષકો અને વિદ્યાર્થીઓ લાગલાગટ ત્રણ દિવસ સુધી એક ઓરડામાં પૂરાઈ રહે છે. શરીરના રસ્ણમાં ઉઠીને અંદાર દિવસ ભૂખ્યાં ઘી પાઈને બાંધી રાખે છે તેની આ પરીક્ષા છે. તેમાંથી કેટલાંક ઉરા તથા વિદ્યાર્થીઓ તો મરી પણ જાય

૬ Tradition.

છે. આ એક જાતની સમાજની અંધતા છે. જો સમાજ વ્યક્તિને નીતિનાં ધોરણો આપે છે, અને ધર્મને તેનાં કાર્યોનો પ્રવર્તક હેતુ બનાવી શકે છે, તો કોઈ વાર અંધ થઇ વ્યક્તિને કેવી રીતે મારી નાંખે છે, એ આપણે ચીનમાં જોઇએ છીએ.

મહેસુલ ઉઘરાવવાની રીતમાં આપણે જોયું કે એક જાતની કુટુંબભાવના આખા રાજ્યમાં રહેલી છે. આપણે એ પણ જોયું કે ગરીબ અને તવંગરને એમાં સરખું સ્થાન મળે છે. એ ભાવના માત્ર પ્રજામાં જ સ્થાન પામીને અટકતી નથી. રાજા પણ પ્રજાનું એક અંગ જ ગણાય છે. એટલે જ્યારે રાજા મરી જાય ત્યારે સમસ્ત પ્રજા શોક પાળે છે. સો દિવસ સુધી કોઇથી હજામત કરાવાતી નહિ; અને રંગભૂમિ એક વર્ષ સુધી બંધબારણે રહેતી. હજામો તથા નટો જેટલો વખત કામધંધા વગરના બેસી રહેતા તેટલો વખત તેઓ રાજરસોડે જમતા. બાર માસ સુધી અમલદારો પોતાના કુટુંબોમાં લગ્ન લઇ શકતા નહિ. રાજા આખી પ્રજાના પિતા સમાન છે, એ ભાવથી રાજાના મૃત્યુ પાછળ આખી પ્રજા એકદિલ થઇ શોક પાળે તો તે સારૂં જ છે. તેમાં કંઇક પણ ફરજીઆત અંશ આવે તો તે જડ જુલમ ગણાય, પણ એમ તો હરકોઇ સંપ્રદાય કે બંધારણ એમને અમલમાં મૂકનારાઓ ખરાબ હોય છે ત્યારે જ ખરાબ થાય છે. કોઇ રાજાનાં પરાક્રમ ઉપર આખી પ્રજાનો ઉત્સવ દીપી નીકળે છે તેમજ સામાન્ય શોકના પ્રસંગે પ્રજાના હૃદયદલ પરનાં આંસુઓ સુન્દર જ લાગે છે. કારણ જ્યાં આંતર એકતા છે ત્યાં તેનો ગમે તેવી રૂઢિ દ્વારા આવિર્ભાવ થાય તો પણ તે સુન્દર જ છે. જ્યારે એ આંતરિક સત્યના અભાવે જ બધું જૂઠું પડે છે.

રાજાએ પ્રજાને પોતાની 'પ્રજા' જેમ જ પાળવી જોઇએ. એટલે જો કોઇ રાજા ખરાબ અને જુલમી હોય તો ચીનાઓ તેના શાસનને વશ ન થતાં એને પદભ્રષ્ટ કરવા ચૂકતા નહિ. કોઇ પણ રાજા સારો હોય તો જ તેમાં દૈવી અંશ છે એમ તેઓ માનતા, નહિ કે રાજા ગમે તેવો હોય તોપણ દૈવી છે અને એટલા માટે એ જે કંઇ અન્યાયો કરે તે પણ મૂગે મ્હોંએ સહન કરવા. આ જાતનો સિદ્ધાન્ત પરભાર્યો ચીનાઓની ધર્મભાવનામાંથી ઉતરી આવેલો છે. એ સિદ્ધાન્તને ચીનાઓએ ચોવીસથી વધારે વાર અમલમાં મૂકયો. ચીનમાં ચોવીસથી વધારે રાજ્યક્રાન્તિઓ થઇ છે. પ્રજાને, એક થઇ, રાજાને પદભ્રષ્ટ કરતાં વાર નથી લાગતી, અને આ જ રીતે હાલ ચીનમાં પ્રજાસત્તાક રાજ્ય છે.

આપણે ઉપર કહ્યું કે ચીનાઓની ધર્મભાવના આ જાતના ઐક્યસાધનમાં કારણભૂત છે. ઇ. સ. પૂર્વે ૫૦૦ પર એમના સંત કોન્ફયુશીઅસે આપેલો સંપ્રદાય બૌદ્ધ ધર્મ સાથે અત્યારે એક થઈ રહ્યો છે. કોન્ફયુશીઅસ રાજ્યના જુલમને વાઘના ત્રાસ કરતાં પણ ભયંકર માનતો. એણે એક જગ્યાએ ઉપદેશ્યું છેઃ—

દુનિયાની જંજાળમાંથી મુક્ત થઈ જે પશુપંખી સાથે આપણે કાંઈ સામ્ય નથી તેની સાથે જઈ રહેવું એ મારાથી બને એમ નથી. દુઃખી અને પામર લોકો સિવાય બીજા કોની સાથે હું જઈ રહું? આ દેશમાં જે ગોટાળો અને કોલાહલ મચી રહ્યો છે, તે ટાળવા મારે મથવું જ જોઇએ. જો સત્ય સિધ્ધાન્તો પર આધાર રાખીને રાજ્ય ચાલતું હોય તો તે રાજ્યવ્યવસ્થા બદલાવવાની મને બિલકુલ જરૂર નથી લાગતી.

કોન્ફયુશીઅસના આ શબ્દો કોઈ વેદાભ્યાસથી જડ થયેલા પંડિતના મ્હોંમાંથી નીકળે એવા નથી. સત્ય અને નીતિ શું છે એની જો કોઇ માણસને ખબર પડી હોય, તો તેણે માત્ર પોતાના જાતભાઇઓમાં કામ કરીને એ સત્નો પ્રકાશ લાવવો એ એનું કર્તવ્ય છે.

ચીનાઓમાં આ સંપ્રદાયે સંઘબળ ઘણું અર્પ્યું છે. ટીઆન્ટસીનથી તે હોંગચાઉ સુધી ૬૫૦ માઇલ લાંબી દુનિયાની મોટામાં મોટી નહેર ચીનમાં છે. આ જ બળે તેમણે ચીનની સરહદ ઉપર મોટી દિવાલ ઉભી કરી. આ બે, દુનિયાની નવ નવાઇઓ પૈકીની બે છે. એ ધર્મના બળે ચીનાઓ સમજે છે કે શિક્ષા જો ગુન્હેગારને નીતિવાન ને સારો ન કરે તો તે નકામી છે. એટલે જો કોઈ ગુન્હેગાર ખરેખરો પસ્તાય તો તેને સજા પણ કરવામાં ન આ-

વતી. ઘણીખરી રીતે જેલમાં જઇ આવેલો માણસ વધારે પાપી અને દુષ્ટ ગણાય છે.[૭] દુનિયા તેને દુઃખ દઇ દુષ્ટ કરે છે અને પડયા ઉપર પાટુ મારે છે.[૮] આ બધું બૌદ્ધધર્મીઓ સમજે છે અને સજા કરવા માટે ક્ષમા કેટલી જરૂરની છે તે તેઓ જાણે છે.

ચીનાઓની સૌન્દર્યચિકિત્સા વિષે એક વાત નોંધીને આપણે પૂરૂં કરીશું. તેમને ફુલો અત્યંત વહાલાં છે. પણ એકી વખતે એક જ ફુલને તેઓ સૂંઘે છે. આપણે અહિં જાત જાતનાં ફુલોનો ગોટો બાંધી આપવાનો રિવાજ છે તેને તેઓ અક્ષમ્ય જ માને. દરેક સંગીતના રાગની જેમ દરેક ફુલનું પણ વિશ્વ જૂદું જ છે. અને દરેકને ભેગાં મૂકી દરેકની સૃષ્ટિ વીંખી નાંખવી એ માત્ર આપણું સુધરેલું જંગલીપણું છે.

આ બધું નિહાળવાને આપણે અહિં અવકાશ નથી. ચીન હવે નવે ચીલે ચડયું છે. એનું રાજ્ય પ્રજાસત્તાક થયું છે. પૂર્વના બધા દેશો ઓછા વત્તા પ્રમાણમાં પાશ્ચાત્ય દેશોના સંબંધમાં આવ્યા છે. આમાં ચીનની દિવાલ કશા કામમાં આવે તેમ નથી. કારણ પશ્ચિમ સાથેનો સંબંધ તો નૌસાધ્ય છે. જડ જમીનથી જેટલું પાણી નિરાળું છે, એટલો જ ભિન્ન સંદેશ લઇને પશ્ચિમ આપણી વચ્ચે આવ્યું છે. આ ભંગામણ ઘડામણના પ્રસંગે[૯] કંઇક અનર્થો પણ થશે. પરંતુ તેથી પાછા હઠાય તેમ નથી. ચીનની સમાજવ્યવસ્થા ભાંગી પડી, અને મ્યુનિસિપાલીટીઓ તરત ન આવી એટલે ચીન થોડા દિવસ ગંદું રહ્યું. પણ એ ગંદકી દૂર કરીને એણે એનો મોક્ષ સાધવાનો છે. મૃતપ્રાય સમાજની સંસ્થાઓ દૂર કરી, વ્યક્તિગત સ્વાતંત્ર્યના પાયા ઉપર નવેસરથી રાજ્યવ્યવસ્થા અને સમાજરચના ઘડવાની જરૂર છે. સમાજજીવનને પોકળ ન કરી નાંખવું હોય, તો પશ્ચિમ પાસેથી તેની યંત્રમાં રમી રહેતી શક્તિનો પણ ઉપયોગ કરવો પડશે. આખા એશીઆની સામે આ પ્રશ્ન ઉભો છે. "એક હતો રાજા—" એ સ્થલકાલના પ્રદેશમાં એશીઆ જેવું હતું તેવું નહિ થઇ શકે. ખ્રિસ્તીધર્મ જ્યારે યુરોપમાં પહેલો પેઠો, ત્યારે સમૃદ્ધિવાન રોમન લોકો એમના ગુલામો વચ્ચે બેસીને, ભૂતકાળમાં દૂર અને અસ્પષ્ટ થતા ગ્રીસના સૌન્દર્યને અને રોમના વિલાસને નિરાશાથી નિહાળતા. પાદશાહ[૧૦] ગમે તેમ કરે તો પણ સૂર્યદેવની (એપોલોની) એ શરીરકાન્તિ પાછી આવવાની ન હતી. જેટલું જીર્ણ હતું તેટલાને તો મર્યે જ છૂટકો હતો. પૂર્વ અને પશ્ચિમના આ મંથનમાં ચીન કયું સ્થાન લે છે તે હવે ઇતિહાસકારને જોવાનું છે.×

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

---

૭ અસહકારની ચળવળને એક કોર રાખીને આ લખવામાં આવ્યું છે.

૮ De Profundis.

૯ Times of Transition.

૧૦ Emperor and Gallilian, Ibsen.

× આ લેખની વિગતો માટે રા. છગનલાલ ન. જોશીનો હું આભારી છું.

# નવીન એશિયા

લગભગ એક વર્ષ પૂર્વે, અમદાવાદમાં મહાસભા ભરાઇ ત્યારે, એશિયાની એકતા વિષે ઘણી ઘણી વાતો થયા પછી મહાત્મા ગાંધીજીએ મને પૂછયું, કે 'આપણે એશિયામાં કરી શકીએ, એવા કામનો વ્યવહારૂ કાર્યક્રમ કરી આપશો ?'

પણ આ વ્યવહારૂ કાર્યક્રમ પૂરેપૂરો ઘડાઇ તૈયાર થાય, તે પહેલાં આપણે તે કાર્યના આશય અને સામાન્ય હેતુ તપાસીએ.

× × × × ×

ત્રણ મોટી જાતો: આર્ય, સેમીટીક અને મોંગોલ;

પાંચ મહાન ધર્મો: કોન્ફ્યુશીઅસનો, વેદાન્તી, બૌદ્ધ, ખ્રિસ્તી, અને ટોટેમિક;

સાત જબરી પ્રજાઓ—કે લોકોનાં જૂથો: એમાં ઉત્તરનાં પ્રજાસત્તાક રાજ્યો, પશ્ચિમનાં મુસલમાની સામ્રાજ્યો, મધ્ય એશિયાનાં બૌદ્ધ રાજ્યો, હિંદનો પ્રજાકીય રાજ્યસમૂહ, દક્ષિણનાં હિંદી ચીનનાં સંસ્થાનો, ચીનનું પ્રજાસત્તાક રાજ્ય, અને છેવટે પૂર્વનું જાપાની મહારાજ્ય. સમસ્ત મનુષ્યજાતિના બે તૃતિયાંશ જેટલા સહસ્ત્ર કોટી આત્માઓ— આવો એશિયા ખંડ છે.

ત્યાં એની એકતા અર્થે બે મહાન સાધનો કાર્ય કરે જાય છે. એક તે અત્યાર સુધી સુષુપ્તિમાં પડી રહેલી, સર્વસામાન્ય મહાન આત્માની—એશિયાના પર આત્માની—ઉંડા આશયોની આદર્શરૂપ આધ્યાત્મિક એકતા. એ ઐક્ય એક નવીન, શ્રેષ્ઠ સંસ્કૃતિનાં બીજને ધારણ કરતું હવેજ જાગૃતિમાં આવતું જાય છે. બીજું, તે સર્વનો નાશ કરતા યુરોપના દબાણ તથા દાબને લઇને થતું બાહ્ય, આધિભૌતિક ઐક્ય જેવી રીતે હિંદમાં અંગ્રેજી રાજ્યના બંધન દોરથી જૂદા જૂદા લોકો વચ્ચે ઐક્ય રચાયું છે, અને હજી પણ એ અણજાણ ઘડાતું જાય છે; તેવીજ રીતે યુરોપના એશિયા પરના આધિપત્યથી તેની બધી પ્રજાઓની એકતાનો પાયો નંખાયો છે. ઉત્તરોત્તર તેમનું ઐક્ય સધાતું જાય છે.

જો યુરોપ સંપીને એક રહ્યો હોત, તો એશિયાને એક સર્વવ્યાપી ગુલામીમાં હતાશ અને ક્ષીણ કરી નાંખત. પણ તેની અંદર અંદરની ફૂટને લઇને, યુરોપ પોતે નબળું પડયું; અને એથી એશિયાની નીચોવાઈ ગયેલી પ્રજાઓને મુક્તિની આશામાં પોતાના જ સાર્વલૌકિક પ્રયત્નથી એક થવાની તક મળી છે.

તેઓ હમણાં હમણાંમાં જ જાણતા થયા છે કે સર્વની સમક્ષ એજ પ્રશ્ન છે કે—એશિયા કાંતો સ્વતંત્ર થશે, અથવા તો કકડે કકડે, દેશે દેશ પરરાજ્યની ધૂંસરી નીચે આવી પડશે. તેઓ સમજે છે કે મનુષ્યની પ્રગતિનું મૂળ એકતા જ છે: અને એકલવાઇ પ્રજાના ભવિષ્યમાં તો નાશજ લખ્યો હોય છે: તેમાં યુરોપની એકલવાઇ પ્રજાઓનો નાશ અરસપરસના વૈરભાવથી, અને એશિયાની પ્રજાઓનો નાશ તે સર્વવ્યાપી ગુલામીથી.

એશિયાનો કોઇપણ ભાગ પરદેશી તંત્રના ભારથી મુક્ત નથી, છેવટે બહારની પ્રજાઓની લોભજાળનો કે છૂપા કરારનો+ ભોગ થવામાં કોઇકજ બાકી હશે. એમાં અપવાદરૂપ તે પેલું ધીમે ધીમે પશ્ચિમ તરફ તણાતું, એશિયા ખંડથી તદ્દન નિરાળું—જાપાન છે. બાકીનો આખો એશિયા સીધી કે આડકતરી રીતે કોઇક પણ પરદેશી સત્તાના અમલ નીચે છે.

એશિયાના પશ્ચિમ ભાગમાં બધાં યુરોપી રાજ્યો એને માટે સરત દોડી રહ્યાંછે. તેમાં ઇંગ્લંડ અને ફ્રાંસ

+ Secret "Agreement"

બીજી પ્રજાઓ કરતાં વધારે જીતમાં છે. ઈંગ્લંડ આગળ અને ફ્રાંસ પાછળ એમ તેઓ મધ્ય એશિયા સુધી પહોંચ્યા છે. એકને ઘેર હિંદ છે, અને બીજું હિંદી ચીન ઉપર રાજ્ય કરે છે. છેક પૂર્વમાં તેમને પાછા તેમના જૂના હરિફોના આખા ટોળાનો ભેટો થાય છે. અને એમાં અમેરિકા તથા જાપાન ઉમેરાય છે. એ જાપાન તો પશ્ચિમને પોતાના આદર્શરૂપ માની તેના જેટલું જ ખરાબ થવા પ્રયત્ન કરે છે.

ઉપર ઉપરથી જોતાં આવો મામલો આપણી નજરે ચડે છે. એ વિષે વધારે અભ્યાસ કરવા, આપણે જરા ઝીણી નજરે જોવું પડશે. દાખલા તરીકે એશિયાના પશ્ચિમ દેશોમાં, છેલ્લાં ત્રણ વર્ષોથી બ્રિટન જે હરકર કર્યા કરે છે, તે સમજવા પૂરતા આપણે ઊંડા ઉતરીશું.

× × × ×

લડાઈ બંધ થઇ અને તહનામું તૈયાર થયું કે તરતજ, ૧૯૧૯ ના નવેંબરમાં પોતાના જંગી તારખાતા દ્વારા ઇંગ્લંડે પૂર્વના બધા દેશોને જાહેર કરી દીધું કે જીત તો મેંજ મેળવી છે. આ સ્થિતિનો પૂરો લાભ લેવા માટે તેણે પોતાના લશ્કરો કાસ્પીઅન સમુદ્ર, કૉકેસસ, તથા તુર્કસ્તાનમાં આધાં ઠેલ્યાં. મેસોપોટેમિયામાં તો ઘરજ કર્યું. ૧૯૧૬ ના ભારે બનાવો જ્યાં મોઝલમાં બ્રિટિશ લશ્કર જમાવ્યું. ઇરાનમાં એક જંગી લશ્કરની છાવણી નાંખી. જનરલ મેલીસન મેસદમાં ધામા નાંખી બેઠા. એક બાજુ બગદાદ અને બાકુની વચ્ચે, અને બીજી તરફ શાહસ્તાન ને બલુચિસ્તાનને માર્ગે ખોરાસાન અને હિંદની વચ્ચે મોટરો દોડા દોડ કરવા લાગી. " દક્ષિણ ઇરાનની અંગ્રેજી લશ્કરી ટુકડીઓ* " ઈરાનના ઈસ્પહાન, શીરાઝ, યઝ્દ અને કરમન એ મથકોમાં છાવણી નાંખી પડી, અને બુશાયર પણ અંગ્રેજી લશ્કરે હાથ કર્યું.

બીજી બાજુ જનરલ ડન્સ્ટરવીલ બાકુમાં પડાવ નાંખી રહ્યા, અને તીફ્લીસ, બાતૂમ, આઝરબેજાન, આર્મિનીઆ, જ્યોર્જીઆ, કાસ્પીઅન સમુદ્ર કાંઠાનાં પ્રજાસત્તાક સંસ્થાનો અને કાળા સમુદ્રને કાસ્પીઅન સમુદ્ર વચ્ચેની રેલ્વે, એ બધું અંગ્રેજોએ સર કર્યું.

આમાં વળી જનરલ મેલીસન પોતાનું લશ્કરી મથક આશ્કાબાદ સુધી લઇ ગયો, અને ત્યાં બેઠાં મર્વથી તે ક્રાસનોવૉસ્ક સુધીનાં કાસ્પીઅન કાંઠા પરના તમામ પ્રજા સત્તાક સંસ્થાનોપર પોતાનો દોર ચલાવવા માંડયો. આમાં કાસ્પીઅન—તાશ્કન્દ રેલ્વેનું છેવટનું સ્ટેશન આવી જાય છે.

અરબસ્તાનમાં, કર્નલ લૉરેન્સની પૂર્ણ દેખરેખ નીચે, ઇંગ્લંડે મક્કાના શરીફને હજાઝના રાજા તરીકે ગાદીએ બેસાડયો. તેના બે પુત્રોને સીરીઆનું તથા મેસોપોટેમિયાનું એમ બે રાજ્યો સોંપવાનાં વચન આપ્યાં, અને પેલેસ્ટાઇન તો બ્રિટિશ અમલ નીચે યહુદી લોકનું એક સંસ્થાન થઇ પડયું.

કૉન્સ્ટેન્ટીનોપલમાં તા. ૩૦ ઑક્ટોબર ૧૯૧૮ ના રોજ એડમીરલ કાથોપે એકલે હાથ તુર્કો સાથે તહનામું કરવાની બધી ગોઠવણ કરી નાંખી હતી, બૉસ્ફરસની સામુદ્રધુનિમાં અંગ્રેજ નૌકા સૈન્ય હમેશ માટે લગર નાંખી પડયું, અને સુલ્તાન કેદી થઇ રહ્યો બ્રિટનને અનુકૂળ એક પ્રધાન મંડળ રચવામાં આવ્યું; પછી તા. ૧૯ માર્ચ ૧૯૨૦ ના રોજ અંગ્રેજ લશ્કરે શહેરનો કબજો લીધો, સામે થનારાઓને પકડી લીધા, અને તુર્કીની રાજધાનીનું શાહ થઇ બેઠું.

બ્રિટિશ સરકારે તુર્કીના કકડા કરી નાંખવાનો પોતાનો ઇરાદો કોઇ દિવસ છાનો રાખ્યો નથી. ગ્રીક લોકોને તેણે થ્રેસ, એશિયામાઇનર, અને કાળા સમુદ્રના કાંઠાનો થોડો ભાગ આપ્યો. સ્મર્નામાં તેમને ઉતરવાની સગવડ કરી આપી. અને કૉન્સ્ટેન્ટીનોપલ નજીક તેમને તેમનું નૌકા સૈન્ય રાખવા છૂટ આપી. ઇટાલીને અડાલીઆનું એક સંસ્થાન અપાવ્યું, અને કાળા સમુદ્રમાં તેમનાં વહાણોને આવવા જવાની સગવડ, ઉપરાંત કાકેસસ પર્વતનાં ગામડાંઓમાં વેપારની છૂટ મેળવી આપી. આર્મિનીઆને-વાન, બીટલીસ, અર્ઝરૂન તથા સીલીશીઆ સાથે સ્વતંત્ર રાજ્ય તરીકે સ્થાપ્યું. કુર્દ લોકોને ઉત્તર મેસોપોટે

" * South Persian Rifles."

મીવા આપવા કર્યું. અસીરો–ખાલ્ડીઅનને સ્થાનિક સ્વરાજ્ય અને છેવટે ક્રોકેસસનાં પ્રજાસત્તાક રાજ્યોને કંઇ નહિ તો રાજ્યદ્વારી બાબતમાં તથા આર્થિક મદદ આપવા કબૂલ્યું.

આમ જાળ વધારેને વધારે સંકોચાતી ગઇ. એમાંથી પશ્ચિમ એશિયાનો કોઇપણ ભાગ બચવા પામ્યો નહિ.

૧ લી ઑગસ્ટ ૧૯૧૯ ના કોકસના તહનામાથી ઇરાનનો આવકજાવક તથા લશ્કર સંબંધી તમામ વહીવટ ઇંગ્લંડને હાથે જાય છે; અને આ રીતે કહ્યે વગર કહ્યે ઇરાન ઇંગ્લંડનું આધિપત્ય સ્વીકારે છે.

સન ૧૯૧૯ માં અફઘાનિસ્તાનનો બ્રિટિશ પક્ષનો અમીર મરાયો કે તરતજ નવા અમીરને પદભ્રષ્ટ કરવાના, તથા અફઘાનિસ્તાનની સ્વતંત્રતા છીનવી લેવાના સ્પષ્ટ ઇરાદાથી વઝીરિસ્તાનની સરહદ ઉપર લશ્કરની પાંચ ટુકડીઓ ગોઠવવામાં આવી.

વળી કર્નલ બેઇલ તાશ્કન્દ તથા ફરગાનામાં મુસલમાની બળવો ઉશ્કેરવા ગયો, તેના પરથી સમજાય છે કે ઇંગ્લંડને તો તુર્કસ્તાન સુધી પણ જવાનો ઇરાદો છે, આ માટે બોખારાના અમીરને તથા ખીવાના ખાનને આસ્કાબાદમાં બ્રિટને સ્થાપેલા મેનશેવિક× સરકાર સાથે ભળવા સમજાવ્યું.

આ રીતે પશ્ચિમ એશિયામાં બ્રિટનની નેમ નીચે મુજબ સમજાય છેઃ—

૧. મક્કા, કરબલા, નજફ, હામશુલ, જેરૂસલેમ, અને કોનિયા વગેરે ઇસ્લામનાં પાક સ્થળોને લક્ષ લેવાં. અને એમાં પછી મુસલમાન ઉલમાઓ તથા આખી ઇસ્લામી આલમના હાજીઓ ઉપર બ્રિટિશ ગેર બેસાડવાનો ઉદ્દેશ રહ્યો છે.

૨. ઇસ્લામની તમામ રાજધાનીઓ, કોન્સ્ટેન્ટીનોપલ, દમસ્કસ, બગદાદ, તેહરાન, કાબુલ, સમરકન્દ બોખારા, તાશ્કન્દ કબજે કરવી, અને તે લઇને તમામ મુસલમાની રાજ્યો ઉપર પોતે કાબૂ મેળવવો. આ એક બીજાં રાજ્યોને અંદર અંદર લડાવીને અથવા બ્રિટિશ દેખરેખ નીચે એક આરબ સામ્રાજ્ય અને ખિલાફત સ્થાપીને કરી શકે.

૩. નજીકના ભવિષ્યમાં અત્યંત ફળદ્રૂપ પ્રદેશોને પચાવી પાડવા, જેવા કે–મેસોપોટેમિયા, જોર્ડન, અને ઓકસસ નદીનો પ્રદેશ. આ બધામાં નહેરો કરવી, અને આખા ક્ષેત્રનો વેપારઉદ્યોગ, એકલા બ્રિટિશ લોકોને હાથ રાખવો.

૪. મુખ્યત્વે કરીને કોકેશીઆ, ટ્રાન્સકેપીઆ, ઇરાન, મેસોપોટેમિયા અને પેલસ્ટાઇનના આસનેલના કુવાનો ઇજારો રાખવો.

આવડી મોટી ગંજાવર યોજના સંસ્થાનો વધારવાના પક્ષના આગેવાન કર્નલ લૉરેન્સે જાહેર રીતે પ્રકટ કરેલી. આમાં આર્થિક તથા રાજકીય સત્તા, એશિયાના બ્રિટિશ સામ્રાજ્યને મળી જાય.

× × × ×

પણ જ્યારે યુરોપ વેર, વિગ્રહ, નાશ, અને રાજપરિવર્તનના અંધકારમાં ડુબતું જાય છે, ત્યારે એશિયાનો ધીમે ધીમે ઉદય થાય છે. એક લાંબી રાત્રિના અંધકારમાં ભૂસાઇ ગયા પછી, સર્વવ્યાપી જયના શુભ દિવસને માટે એશિયાનો સૂર્ય ઉગે છે. એટલા માટેજ જેમ જેમ યુરોપ તેને કબજે કરવાના વધારે પ્રયત્ન કરે છે, તેમ તેમ, તેની સામે થવાની તથા સ્વતંત્ર થવાની શક્તિ વધે છે. પરદેશી રાજ્યોએ આખા એશિયા ઉપર જેમ જેમ જાળ પાથરી તેમ તેમ, તેને તોડીને સ્વતંત્ર અને એકત્ર થવાનું બળ પરિણામે તેનામાં આવતું ગયું.

જો આપણે સમસ્ત ક્ષેત્ર ઉપર ફરીથી નજર ફેરવીશું તો પશ્ચિમ એશિયામાં બ્રિટિશ લોકોને જે અનુભવો થયા છે, તે ખાસ જાણવા જોગ લાગશે.

...એપ્રિલ ૧૯૧૯ માં જનરલ મેલીસનને કાસ્પીઅનનો મુલક છોડી જવો પડ્યો, અને તેની સાથે તેણે રચેલું આસ્કાબાદનું નમાલું રાજ્યતંત્ર પણ તેને જતું કરવું પડ્યું,

બોખારા–તાશ્કન્દ રેલ્વે પાછી બોલ્શેવિક લોકોના હાથમાં ગઈ, અને બ્રિટિશ પક્ષના બોખારાના અમી-

* સર પર્સી કોક્સ હાલ મેસોપોટેમિયામાં હાઇકમીશનર છે.
+ બોલ્શેવિઝ્મ વિરોધી રાજ્યતંત્ર.

રને પોતાની રાજધાની છોડી અફઘાનિસ્તાનમાં આશ્રય લેવો પડ્યો.

તાશ્કન્દ પાછું, બ્રિટનની વિરૂદ્ધની મુસલમાની ચળવળનું મુખ્ય સ્થાન થઇ પડ્યું. ઓક્ટોબર ૧૯૧૯ માં બ્રિટિશ લશ્કરને કૉકેસસ પર્વતની દક્ષિણે આવેલાં પ્રજાસત્તાક રાજ્યો ખાલી કરવાં પડ્યાં, અને બાકુ, તીફલીસ તથા બાતુનમાંથી પણ નાસવું પડ્યું; જ્યોર્જીઆ, આઝરબેજાન, તથા આર્મિનીઆની સ્વતંત્રતાનો પ્રશ્ન તો ક્યાં રહ્યો.

તા. ૨૦, મે ૧૯૨૦ ને રોજ એન્ઝેલી નજીક જનરલ ચેમ્પેઇનને તેના ૨૦૦૦ સીપાઇઓ સહિત, રશિયન સોવિયેટ ટુકડીઓએ ઘેરી લીધો, અને તેને તમામ લશ્કરી સરંજામ તથા દારૂગોળા સહિત તાબે થવું પડ્યું. આથી નજીકના બ્રિટિશ વાવટો ફરકાવતા ડેનીકીનના કાફલાને પણ તાબે થવા ફરજ પડી.

ગીલનના બંડખોરોની મદદથી રશિયાના લશ્કરે કાસ્પીઅન સમુદ્રના કાંઠાના પ્રાંતો કબજે કર્યા, અને તેણે કાસ્વીન, તથા તહેરાનને ધમકી આપી. બ્રિટિશ લશ્કરને પાછું હઠાવ્યું. અને ઇરાન ખાલી કરવું પડ્યું. "દક્ષિણ ઇરાનની અંગ્રેજી લશ્કરી ટુકડીઓ" ના સિપાઇઓને રજા આપવામાં આવી તેમના અમલદારો ઇંગ્લંડ રવાના થયા, અને લશ્કરી તથા નાણાં ખાતાના સલાહકારો ઘેર બેઠા.

અફઘાનિસ્તાનમાં અંગ્રેજી લશ્કર વઝીરિસ્તાનની સરહદ ઓળંગી અંદર જઈ શક્યું નહિ, અને રાવળપીંડી આગળ બ્રિટિશ અધિકારીઓને અફઘાન સરકાર સાથે સમાધાનીઆ થઈ તહનામું કરવું પડ્યું. જે દેશનો પરદેશી રાજ્યો સાથેનો સંબંધ ઈંગ્લંડે છેલ્લાં ૪૦ વર્ષથી પોતાને હાથ રાખ્યો હતો, તેની સંપૂર્ણ સ્વતંત્રતા ઈંગ્લંડને અંતે સ્વીકારવી પડી.

૧૯૨૦ ના મે માસમાં, મેસોપોટેમિયામાં એકાએક બળવો ફાટી નીકળ્યો. કેટલાયે લશ્કરી અમલદારોના જાન લેવાયા; બ્રિટિશ લશ્કરને બગદાદ સુધી પાછાં હઠવું પડ્યું, અને ત્યાં પણ આસીરીઅન અને ખાલ્ડીઅનોની મદદથી જ રહી શક્યા છે.

કુર્દીસ્તાનમાં કુર્દોને તુર્કો સામે લડાવવાની તરકીબ નિષ્ફળ નીવડી છે. બ્રિટિશ કમીશનર જોડે કુર્દ લોકોના આગેવાનોએ સહકાર નજ કર્યો. ૧૯૨૨ ના જુલાઇમાં બ્રિટનના "રાજદ્વારી પુરૂષો"* નાં ખુન થયાં, અને તા. ૨૫ ઓગસ્ટને દિવસે તો ફૈઝુલ રાજાના મહેલમાં મોટા કમીશનર સાહેબ, સર પર્સી કોકસનું અપમાન થયું.

પેલેસ્ટાઇનમાં પણ બ્રિટિશ અમલ અને યહુદી રાજ્ય સામે મુસીબતો તથા ઉશ્કેરણીઓ વધતાં જાય છે.

અરબસ્તાનમાં વહાબીઓ અને તેમનો સરદાર નજદનો સુલતાન અંગ્રેજોએ ગોઠવેલા રાજા હસનની સામે થતા જાય છે.

૧૯૨૧ ના ઇજીપ્તના બળવાથી અને ત્યાર પછીના બધા બનાવોથી તો સૌ કોઈ વાકેફજ છે.

હિન્દુસ્તાનનો છેલ્લા ત્રણ વર્ષનો ઇતિહાસ— સામાન્ય અસંતોષ, મુશ્કેલીઓ, ઉશ્કેરાયેલી લાગણીઓ, અને મોપલાઓનું બંડ—વિષે અહીં લખવાની જરૂર નથી.

આ બધામાં હમણાંજ તુર્ક પ્રજાએ મેળવેલી એશિયામાઇનરની જીત ઉમેરો, એટલે ગ્રીસની હારથી પશ્ચિમ એશિયામાં ગોઠવેલી બ્રિટનની બાજીનું શું થયું તે સમજાશે. સૌથી મોટી યુરોપીય પેઢીનું પશ્ચિમ એશિયામાં નીકળતું જમે ઉધારનું પાનું આપ્યું છે, જૂદા જૂદા આંકડાઓ એક બીજા સામે ગોઠવાઇ ગયા છે, તેના પરથી ભવિષ્યનું સરવૈયું કોઇનાથી પણ તારવી કઢાશે.

યુરોપના શિથિલ થતા પંજામાંથી એશિયા ઘણા થોડા વખતમાં છુટું થશે, એ નિઃશંક છે. પ્રશ્ન માત્ર એ છે:—એ કઇ જાતની સ્વતંત્રતા મેળવશે? એ તે શું હંમેશ બદલાતા સંજોગો અને અકસ્માતો ઉપર રચાશે? બળના માત્ર આઘાત-પ્રત્યાઘાતથી જ ઘડાશે? દરિયાની ભરતી ઓટની માફક ચડશે અને ઉતરશે? અથવા એ શું આંતરિક આત્મનિર્ણયના ફળ રૂપે, ઉંડા આત્મામાંથી ઉગની આંતર આત્માની

* Political officers.

સ્થિર અને શાશ્વત સ્વતંત્રતા હશે ? ખરી મહત્તાના પરિપાકરૂપ સાચી સ્વતંત્રતા હશે !

મહાત્મા ગાંધીજીનો એક સિદ્ધાંત છે કે પશુબળથી મેળવેલાં સ્વરાજમાં ગુલામીનાં બીજ છુપાં રહેલાં હોય છે, અને તે કોઇ દિવસ ટકી શકતું નથી. આ સત્ય કોઇ ગેબી તર્ક ઉપર રહ્યું નથી, પણ માત્ર એજ સત્ય કે પશુબળ ક્ષણભંગુર છે, અને સાધારણ રીતે હિંસા એ નબળાનું હથિયાર છે. નૈતિક બળ, ખરી આત્મનિષ્ઠા, અને સાચી મહત્તા વગર સ્વાતંત્ર્ય નભી શકતું નથી.

આપણી સમક્ષ જે પ્રશ્ન રહેલો છે, તે એશિયાના મહાન આત્મામાં અદૃશ્ય રહેલી મહત્તાને બહાર લાવવાનો—તેને જાગ્રત કરવાનો છે.

એ બનવા જોગ છે કે બાહ્ય દબાણને અંગે, વધેલી મોડી, ઓછી વત્તી એક સામાન્ય લડતમાં મુક્તિ મેળવવા એશિયાની પરતંત્ર પ્રજાઓ સંધિથી એમને એમ જોડાશે અને એકત્ર થશે. પણ એનો પાયો, એનું તત્ત્વ, એક અભાવરૂપ હોવાથી એ એકતા એના જેવી જ અભાવમય અને ક્ષણભંગુર હશે. તેનો આંતર હેતુ રચનાનો નહિ પરંતુ નાશનો જ હશે; યુરોપ સામે જીત મેળવ્યા પછી એવી એકતાના અસ્તિત્વ માટે કશું કારણ જ નથી, અને એથી એ આત્મઘાતી જ નીવડશે. ભય દૂર થતાં ઐક્ય ઓસરી જશે. આમ થાય, અને એશિયા ગોરાઓથી મુક્ત થાય, પણ જો એ પોતે ક્ષુદ્ર સંજોગોથી પાર જઇ, એક થઇ ન શકે તો તેની પ્રજાઓ એકથી પણ વધારે વાર, યુરોપના જેવો—કદાચ તેથી પણ વધારે ખરાબ સિતમ ફરીથી ન વર્તાવે—એક બીજાઓને પોતાના અમલ તળે લાવવા પ્રયત્ન ન કરે—એમ ન માનવાનું શું કારણ ? કારણ ગુલામ જેવો કોઇ જાલિમ નથી.

માટે જ આ સંજોગવશાત્ થએલા ઐક્યની ક્ષુદ્ર પાલખ પર ચઢીને, ઉંડા અને ગંભીર ઐક્યનો, આત્મા અને તેની જીવન્ત સૃષ્ટિના પૂરા એકતાનનો ભવ્ય મહેલ બાંધવાની મોટી જરૂર છે. આમ એશિઆના અંતરમાં નવીન એશિયાને સૃજવાનું કાર્ય બાકી છે.

* * *

એટલા માટે નવીન એશિયાની પ્રજાઓનો એક સંઘ કરવાની જરૂર છે. તેનો આદર્શ ને "સમસ્ત એશિયા અને સારી આલમની સ્વતંત્રતા અને એકતા;" એમનો આશય એશિયાની બધી પ્રજાઓની આત્મજાગ્રતિ તેમનો સામાન્ય કાર્યક્રમ તે એશિયાની નવીન સંસ્કૃતિની રચના.

આ માટે એશિયાના દરેક ભાગમાં, નવીન એશિયાની ભાવનાવાળા મિત્રોનાં મંડળો રચવાં, દેશ દેશની વચ્ચે પરસ્પર વ્યવહાર ખીલવવો, એશિયાની જુદી જુદી જાતો, ધર્મ અને પ્રજાઓના ઐક્યની નવી ભાવનાનો પ્રચાર કરવો, અને પહેલી તક આખા એશિયાનું મહામંડળ, એશિયાના રાજમંડળના મંગળાચરણ તરીકે ભેગું કરવું. કારણ આ વખતે, અનિશ્ચિત પ્રજાસંઘના નિશ્ચિત મધ્યબિંદુરૂપ, દુનિયામાં બાનૂભાવ ખીલવવા એક કેન્દ્રસ્થાનની જરૂર છે.

એ સ્થાન એશિયાનું જ છે, ......... નવા યુગના પ્રાતઃકાલે, નવીન દૈવી મનુષ્યજાતિને જન્મસ્થાનની જરૂર છે, નવીન એશિયામાં ભવિષ્યની એ મનુષ્યજાતનો જન્મ થાય એવી મારી પ્રાર્થના છે.

કોટગઢ, હિમાલય.
તા. ૧૪ ઑક્ટોબર, ૧૯૨૨.

પૉલ રિશાર.

# સ્વર્ગસ્થ દાક્તર નીલકંઠરાય ડાહ્યાભાઇ છત્રપતિના જીવનનાં કેટલાંક સ્મરણો

સ્વર્ગસ્થ દાક્તર નીલકંઠરાય ડાહ્યાભાઇ છત્રપતિનો નાશવંત દેહ આપણી પાસેથી ગયો છે છતાં એમણે કરેલાં કામ આપણી આગળ મોજુદ છે. એઓ મરણ પામ્યા છતાં જીવતાજ છે. એવા ચીરંજીવ મહાનુભાવની જન્મ તારીખ અને મરણ તારીખ લખવી એ હું નિરર્થક સમજું છું. એમનાં કામ, લેખો ( પુસ્તકો ) અને ભાષણો એજ એમના જીવનની ખરી તવારીખ છે. એમના જીવનનાં સ્મરણો લખવાનો મારો પ્રયત્ન માત્ર આપણે એમાંથી બોધ લઇએ અને એમને પગલે ચાલી જનસમાજની સેવાનો અવનવો લ્હાવો લઇએ એટલા પૂરતોજ છે.

સ્વર્ગસ્થ નીલકંઠરાયભાઇ નાનપણમાં પોતાના મોસાળમાં સ્વ. લલુભાઇ મજમુંદારને ત્યાં ઉછરેલા. ત્યાંના સાદા અને સંતોષી જીવનની છાપ એમની રગેરગમાં કોતરેલી. યુવાવસ્થામાં એઓએ મુંબાઇની ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં અભ્યાસ કરી એલ. એમ. એન્ડ એસ. ની પદ્વી મેળવી હતી એઓ અમદાવાદની સિવિલ હોસ્પીટલમાં આસીસ્ટંટ સર્જનના હોદ્દા ઉપર હતા અને ધન પણ સારૂં સંપાદન કર્યું હતું, છતાં એ બાબતનું એમને કાંઈ અભિમાન નહોતું. એમની રહેણી કરણી બહુ સાદી હતી. એમનો પોશાક ( પહેરવેશ )-સાદુ ધોતીયું, સાદો જુનનો લાંબો કોટ, સાદી પાઘડી અને દેશી પંજાબી જોડા જોઇને એમનામાં આટલી કાબેલીઅત, વિદ્યા કે ધન હશે એવો કોઇને ખ્યાલ આવે તેમ નહોતું.

સ્વર્ગસ્થ પોતાના વિચારોમાં દૃઢ હતા. પોતાના અભિપ્રાય બહુ ચોકશીથી વિચાર કરીને બાંધતા પણ એક વખત અમુક બાબતમાં નિશ્ચય થયા પછી તેઓ તે ઘણે ભાગે ફેરવતા નહોતા. એઓ જ્યારે અમદાવાદની સિવિલ હોસ્પીટલમાં હતા ત્યારે એક દરદીના રોગની ચિકિત્સાના સંબંધમાં એમની સાથે કામ કરનાર દાક્તરોમાં મનભેદ પડયો. તે વખતના સિવિલસર્જન સાહેબ અને બીજા દાક્તર સાહેબોએ એક મત જણાવ્યો. સ્વ. દાક્તર નીલકંઠરાયે પોતાનો વિરૂદ્ધ મત હિંમતથી જણાવ્યો. છેવટે દાક્તર નીલકંઠરાયની ચિકિત્સા ખરી ઠરી તેથી સિવિલસર્જન સાહેબનો એમને માટે ઘણો ઉંચો મત બંધાયો.

સ્વર્ગસ્થ દાક્તર નીલકંઠરાયનો ઉદ્યોગ અને ખંત અનુપમ હતાં એમની હિંમત ભાગી ગઈ નહોતી. અહીંના અગાઉના સિવિલસર્જન સાહેબ દાક્તર રોબની પ્રેરણાથી એમણે ખંતથી અંગ્રેજી ' બ્રેઈલ ' ( આંધળાના ઉપયોગ માટેની ઉપસેલાં મીંડાંની લીપી ) નો અભ્યાસ કર્યો ' અંધશિક્ષણ ' ( હિંદુસ્થાનની જૂદી જૂદી ભાષાઓને બંધ બેસતી બ્રેઇલ લિપિ ) નામની બારાખડીની રચના કરી અને ગુજરાતિ તેમ મરાઠી બ્રેઇલ વાંચનમાળા અને બીજાં આંધળા વાંચી શકે એવાં ઉપયોગી પુસ્તકો એમણે બનાવ્યાં તે ઉપરાંત ' હિંદની કાચી દોલત ' અને ' ગૃહ વ્યવસ્થા ' નામનાં જનસમાજના ઉપયોગનાં પુસ્તકનાં પુસ્તકો લખ્યાં.

સ્વર્ગસ્થ દાક્તર નીલકંઠરાયનું નિયમિતપણું અને સ્વાશ્રય નમુના લાયક હતાં. કવિ દલપતરામના બોધ " રાતે વ્હેલા જે સુઈ વ્હેલા ઉઠે વીર, બળબુદ્ધિ વિદ્યા વધે સુખમાં રહે શરીર " પ્રમાણે રોજ રાતે ૯ વાગે એઓ સુતા અને સવારે ૫ વાગે ઉઠતા અંધાપો આવ્યા પછી પણ એ નિયમ એમણે કાયમ રાખ્યો હતો. આ નિયમના પરિણામ તરીકે એમની તંદુરસ્તી સારી હતી. શરીર મજબુત હતું, બુદ્ધિ નિર્મળ અને વિદ્યા ( પાંડિત્ય નહીં પણ વ્યવહાર સમજણ ) વિશાળ હતી.

સારો અને નિયમિત ખોરાક, ચોક્ખી ખુલ્લી હવા, શાંત સ્વભાવ અને નિયમિત અંગકસરત એજ શરીરને નિરોગી રાખવાનાં મુખ્ય સાધન છે એ એમણે પોતાના નિયમથી સચોટ રીતે સાબીત કર્યું હતું અંધાપો આવ્યા પછી પણ જ્યારે તેઓ અમદાવાદમાં હતા ત્યારે સાંજે ગુજરાત ક્લબના પાનકોરના નાકા પાસેના જૂના મકાનના વિશાળ ચોગાનમાં બનેટીના દાવ ખેલતા હતા. મુંબાઈમાં પોતાની લાંબી લાકડી લઇને રોજ સાંજે કોઇને માત્ર આધાર તરીકે સાથે લઇને દરીઆ કોઠે ફરવા જતા.

આંખની અડચણ છતાં એઓ પોતાની પ્હેરવાની વસ્તુઓ તથા જોડા લાકડી અમુક ઠેકાણે પોતાની જાતે મુકતા અને ત્યાંથી પોતેજ લેતા રોજ ન્હાઇને પોતાનું પલાળેલું ધોતીઉં પોતે હાથે ખંગાળીને નીચોવતા અને સુકવતા કોઇનો હાથ ઝાલ્યા વગર માણસની સોબતના આધારથી તેની સાથે વાતો કરતા કરતા અમદાવાદ મુંબાઈ જેવા મોટા શહેરના ગાડી ઘોડાની ધમાલવાળા ધોરી રસ્તા ઉપર પોતાની જાતે બેધડક ચાલ્યા જતા

સ્વર્ગસ્થની રીતભાત ઐબ વગરની હતી. એઓ સદાચરણી અને સત્ય વકતા હતા. એમને કોઈ જાતનું-ચ્હા, પાનસોપારી, બીડી વગેરેનું કહેવાતું નિર્દોષ-વ્યસન પણ નહોતું વ્યસનમાં માત્ર બોધક પુસ્તકો કે રોજીંદા છાપાં વાંચવાનું કે વંચાવી સાંભળવાનું વ્યસન હતું. પ્રસંગે કોઈ ધનવાન મિત્ર કે ઓળખાણવાળાને ત્યાં એમને ચ્હા કોફી કે સોડા લેમન વગેરે લેવાનું કહેવામાં આવે ત્યારે ખોટી શરમ કે મોટાના તેજમાં અંજાયા વગર વિનયથી ના કહેવામાં તેઓ ચુકતા નહીં.

સ્વર્ગસ્થ દાક્તર નીલકંઠરાયમાં જૂના તેમ નવા વિચારોનું મિશ્રણ જોવામાં આવતું. એમને જૂના રીતરીવાજોને માટે માન હતું છોકરા છોકરીઓને જૂની ઢબની કેળવણી ઘર કેળવણી-અપાતી નથી તેથી તેમનાં શરીર નિર્બળ અને નમાલાં થતાં જાય છે એમ એઓ કહેતા ' પાયા ' ( ખાયણીઆ-ખાંડવાનું ) અને ' માસી ' ( ઘંટી-દળવાનું ) ની સોબત જુવાન સ્ત્રીઓએ છોડી ત્યારથી તેઓ ' હિસ્ટીરીઆ ' ની ભોગ થઇ થઇ એમ એ ઘણી વખત વાતચીતમાં કહેતા. નવા જમાના ઉોળી અને ઠાઠવાળા પ્હેરવેશના વ્હેણમાં એઓ તણાયા નહોતા. જૂનું એટલું ખરાબ, જેમ ભરેલું અને નવું એટલું સારું એ રૂપના જુવાનીઆના વિચારને એ હસી કાઢતા

એઓ સ્વભાવે સુશીલ અને મળતાવડા હતા નાના સાથે નાના અને મોટા સાથે મોટા એઓ થઈ જતા. એમની ભાષામાં મરડ મશ્કરી (humour). ચોકખી જણાઈ આવતી એઓ સંતોષી, આનંદી અને શાંત હતા. સ્વ. દાક્તર નીલકંઠરાય નવા યુગના-ગાંધી-ખાદીયુગના જ, પુજારી અને ખરા દેશહિતૈષી હતા જો કે પોતે પોતાનો અસલી સાદો પોશાક બદલ્યો નહોતો તો પણ ખાદીનો પ્હેરવેશ એ એો બહુ પસંદ કરતા હતા. રેંટીઓ એમને પ્રિય હતો એમના મંદવાડ વખતે એમને પુછતા હતા કે મને રેંટીઓ ચલાવતાં આવડે ખરૂં ! એ એો અંતઃકરણથી માનતા કે ખાદીના પ્રચારથી અને રેંટીઆના બ્હોળા ઉપયોગથી દેશમાં ખરી આબાદી થશે અને નિર્ધનતા જશે. મહાત્મા ગાંધીને એઓ નવા યુગ વિચારોના દૃઢ પ્રવર્તક ગણતા અને દેશને ઉંધે રસ્તે જતો અટકાવવા માટે તેમને બહુ ધન્યવાદ આપતા. એમની માંદગી વખતે પણ પોતાની નાની પૌત્રી પાસે એના કાલા કાલા શબ્દોથી ગાંધીનું ગીત-રેંટીઆનું ગીત ( ધીમો ધીમો ચાલેરે, મીઠો મીઠો બોલેરે રૂડો મારો રેંટીઓ... ) ગવડાવતા અને ખુબ ખુશ થતા. ' હિંદની કાચી દોલત ' નામનું એમનું પુસ્તક એમની દેશ પ્રત્યેની ખરી લાગણીનો સચોટ પુરાવો છે.

परोपकाराय सतां विभूतयः !

પ્રમાણે દુઃખીની દાઝ જાણવી અને પોતાનું બુરૂં ઈચ્છનાર કે બગાડનાર ઉપર પણ ઉપકાર કરવો એ એમના અંધાપાની શરૂઆતમાં અહીં નાના પાયા ઉપર શરૂ કરેલી અંધશાળા, મુંબઈની વિક્ટોરીઆ મેમોરીઅલ અંધશાળા. મુંબઈનું અંધ ઉદ્યોગ ગૃહ, અહીં કેટલોક વખત ચાલતું અંધઉદ્યોગ ગૃહ, મુંબઇનું અંધ સંકટ નિવારણ મંડળ ( Blind Relief Association ) અહીંની બ્હેરા-મુંગાની શાળા ( સ્વ. દાક્તર નીલકંઠરાયની પ્રેરણાથીજ આ શાળા સ્થપાઇ હતી ) અને અહીંનું બ્હેરા મુંગા અને આંધળાને મદદ કરનાર ગુજરાતનું મંડળ એ એના સૂર્ય જેવા ઝગઝગતા જાહેર દાખલા છે.

દારૂ નિષેધના ચુસ્ત હીમાયતી તરીકે એ એો અમદાવાદમાં ગરીબ અને અજ્ઞાન લોકો ( ગોલા, કુંભાર, ધોબી, મોચી વગેરે ) ના મહોલ્લાઓમાં જતા અને સાદી ભાષામાં તેમને બોધ આપતા. ' દારૂ અને તેની તન; મન અને ધન ઉપર અસર ' અને ' પાપનો પ્યાલો ' એ એમના લેખો અજ્ઞાન અને દુઃખી જન સામજને ઉપકારક છે.

' ઘર ગથ્થુ રસાયણ ' અને ' સ્ત્રી મિત્ર ' ( સ્ત્રીઓનો સાથી ) એ પુસ્તકોથી એમણે સ્ત્રીઓ અને ગૃહસ્થાશ્રમીઓની અમુલ્ય સેવા બજાવી છે. જો કે એમની આંખે અડચણ હતી અને એ એો કાને બ્હેરા હતા તોપણ એમની સોબતથી કોઈને કંટાળો આવતો નહીં. એ એો ભીડ વખતે સાચા મિત્ર તરીકે કામ કરતા. એમની સોબતથી ઘણું જ્ઞાન મળતું અને અગણિત લાભ થતા એઓ જાતેજ સદ્ગુણના જીવતા પુતળા જેવા હતા.

सत्संगतिः कथय किं न करोति पुंसाम् !

એ પ્રમાણે જે એમના સહવાસમાં આવે તેને લાભજ થતો

यस्मिन् जीवति जीवन्ति बहवः सोऽत्र जीवति

એ નીતિ વાક્ય પ્રમાણે જેના આશરાથી ઘણા જીવો પળે

છે તેમનું જ જીવતર ધન્ય છે. સ્વ. ડાક્તર નીલકંઠરાયની બાબતમાં આ નિયમ યથાસ્થિત રીતે પળાએલો આપણે જોઈએ છીએ કાંઈ સારૂં કામ-ન્યાતના કે પરન્યાતના કોઈના ભલાનું કામ-કરવામાં એમને કોઈ દિવસ નવરાશ નહોતી.

એ ઓ ગુજરાતી ( ગુજરાતના વતની ) છતાં ખરા હિંદ સેવક, દેશ ભક્ત, દેશ બંધુ હતા. એ ઓ ગુજરાતના બ્રહ્મક્ષત્રિ છતાં બધી કોમો માટે એમને ખરી લાગણી હતી.

उदार चरितानां तु वसुधैवकुटुंबकम्

એ પ્રમાણે બધા દેશ ( હિંદુસ્થાન ) લોકો એમને મન ભાંડુ જેવા હતા.

તેમના જીવનનાં સ્મરણોમાંથી વાંચનાર તે ધડો લે અને તે પ્રમાણે વર્ત્તન કરે એવી શુભેચ્છાથી આ લેખ લખ્યો છે, તેમના જીવનની જુદી જુદી દિશાઓમાંથી ધડો લેવાની ઈશ્વર સૌને બુદ્ધિ આપો એ પરમ કૃપાળુ પ્રભુને મારી નમ્ર પ્રાર્થના છે। તથાસ્તુ ।।

માણશંકર લલ્લુભાઈ દેશાઇ.

---

# પુસ્તકપરિચય

મહાત્માનો હઠયોગ—કર્ત્તા ખુશાલચંદ ત. શાહ. પૃ ૧૯૩ મૂલ્ય રૂ. ૨-૦-૦ આ નાટકનો થોડો ભાગ અઠવાડિક 'હિન્દુસ્થાન' પત્રમાં પ્રગટ થયેલો હતો. એક જ પુસ્તકમાં 'તે છપાય તો વાંચનારને સગવડ પડે એમ માની' આ પુસ્તક પ્રોફેસર શાહે પ્રસિદ્ધ કર્યું છે.

પ્રસ્તાવનામાં નાટકકાર લખે છે કે 'લેખકનો ઉદ્દેશ જેમ બને તેમ સાહિત્યમાં સત્યદર્શન કરાવવાનો છે.' આ ઉદ્દેશ ઘણો સ્તુત્ય છે આ નાટકનું વસ્તુ અને યોજના ઇબ્સેનના An Enemy of People (સમાજનો વૈરી) નામના નાટકમાંથી લીધાં છે એમ અમને લાગે છે.

પ્રૉ. શાહે આ વાત છુપાવવા પ્રયત્ન કર્યો છે એવો અમે આક્ષેપ કરવા નથી માગતા. પૃ. ૭૭ ઉપર "સમાજ શત્રુ", અને ૧૮૭ ઉપર "પ્રજાનો વૈરી" એ શબ્દો નાટકના મૂળ વસ્તુના દ્યોતક છે, અને કેટલાએક પ્રવેશો બરાબર મૂળ પ્રમાણે જ છે. ઇબ્સેનનો સમર્થ ટીકાકાર અને અભ્યાસી વિલિઅમ આર્ચર "Play-Making" (નાટક લખવાની કળા) નામના પુસ્તકમાં ઇબ્સેનના આ સૌથી સરલ નાટકનું પૃથક્કરણ નીચે મુજબ આપે છે.

અંક ૧ લો-દૃઢ આશાવાદી-ડૉ. સ્ટોકમૅન ન્હાવાના હોજમાં રોગ ફેલાવવાનાં જંતુઓ છે એ બાબત જાહેર કરે છે.

અંક ૨ જો-બહુ મતિ-ડૉ. સ્ટોકમેનને લાગે છે કે કેટલાએક માણસોના સ્વાર્થની સામે તેને યત્ન પડશે પણ બહુમતી પોતાના પક્ષમાં રહેશે એવો તેને વિશ્વાસ આવે છે.

અંક ૩ જો-વિધિનો વિપર્યાસ-ડૉક્ટરને સમજાય છે કે બહુમતી પોતાના પક્ષમાં નહિ પણ પોતાની વિરૂદ્ધ છે.

અંક ૪ થો-બહુ મતીનો વિરોધ-લોકોને સમજાય છે કે પોતાનું તાત્કાલિક હિત અને શેઠિયાઓનો સ્વાર્થ એક જ છે, અને સત્યને ઢાંકી દેવા લોકો શેઠિયાઓ સાથે જોડાય છે.

અંક ૫ મો-આશાવાદની ખરી સ્થિતિ સમજાય છે પણ ડૉક્ટર તેથી દબાતો નથી. દુઃખી થાય છે અને લોકોના શારીરિક રોગો તો એક બાજુ રહ્યા પણ માનસિક રોગો મટાડવાના નિશ્ચયથી વતનમાં જ રહેવા ઠરાવ કરે છે.

આ નાટકમાં પણ આ જ કથાભાગ, આ જ કાર્ય વિકાસ. આ જ સત્ય છે, અને મૂળ પાત્રો પણ એનાં એ જ છે. ફેરફાર માત્ર પરિસ્થિતિ પૂરતો જ છે. પાત્રોનાં સમીકરણો નીચે પ્રમાણે:—

Dr. Stockman=ધીરજરામ દવે.
Mrs. Stockman=સરસ્વતી
Petra=મીરાં
Hovstad=કેશવકાન્ત ચોધરી તંત્રી
Billing=ત્રવાડી, ઉપતંત્રી

ઇત્યાદિ ઈબ્સેનના નાટકની માફક અહીં પણ તંત્રી પ્રથમ ધીરજના પક્ષમાં છે, મીરાંના સંબંધની આશા રાખે છે અને છેવટે પૈસાના લોભે ફરી જાય છે. વર્તમાન પત્રની ઑફિસના પ્રવેશની યોજના ઇબ્સેનની જ છે. બીજી અનેક નાની મોટી બાબતો માટે વાંચનારને જાતે જ જોઇ લેવા વિનંતી છે.

આ પ્રમાણે વસ્તુ એક હોવા છતાં અહીંની પરિસ્થિતિને તે અનુકૂળ કરતાં મૂળના રસને ક્ષતિ પહોંચી જણાય છે. મૂળનાં ઐક્ય ઔચિત્ય અને સુશ્લિષ્ટતા અહીં દેખાતાં નથી. મૂળમાં, હોજમાં ટાઇફોઇડનાં જંતુ હોવાનો શોધ ડૉ. સ્ટોકમેન પોતે જ કરે છે ત્યારે અહીં ધીરજરામ ઇન્જીનીયર નવા ડૅાકની યોજનામાં જ્વાલામુખીનો ભય, તથા વિધવાઓને ઉન્માર્ગે દોરવાનો તથા પાણી ખરાબ હોવાનો વગેરે દોષ જુવે છે તેમાં ઔચિત્ય નથી—કદાચ ઔચિત્ય નથી માટે જ એક જ દોષને બદલે અનેક લાવવા પડ્યા છે અને તેથી કથાનું પ્રેરક તત્ત્વ એકાગ્ર નથી રહી શક્યું. વસ્તુમાં હાલની રાજકીય સ્થિતિ અને ગાંધીજીની પકડાપકડી આણી છે પણ તે હકીકત કાર્યને ઉપકારક ન થતાં કાર્યમાં ધમાધમ, કૃત્રિમ વેગ લાવવા માટે ઊભા કરેલા કિસ્સા જેવી લાગે છે.

લેખક માને છે કે " નાટક મૂળથી જ રંગભૂમિ માટે ન લખ્યું હોવાથી એમ સિદ્ધ નથી થતું કે તે નાટક નામને લાયક નથી" પણ અમારે કહેવું જોઇએ કે જે રીતિથી, નાટક સાહિત્યનો એક વિશિષ્ટ પ્રકાર બને છે તે રીતિનો અહીં અભાવ જ છે. નાટકમાં પાત્રોનો ભાવ અને કવિનો અભિપ્રાય, પાત્રોના સંવાદ અને અભિનય દ્વારા સ્ફુટ થવો જોઇએ. જો કવિ એમ ન કરી શકે તો તે નાટક જ નથી. આ નાટકમાં ડૉ. શાહે પાત્રના ભાવો, જે સંવાદદ્વારા પ્રકટ કરવા જોઇએ, તે અભિનયની સૂચનાની પેઠે, કૌંસમાં મૂકેલા છે. એટલે કે આ નાટક, કેટલીએક હકીકત કૌંસમાં લખેલી હોય એવી નવલકથા છે. એવા નાટકને વિલિયમ આર્ચર "સ્થળમાં રહી ન શકે અને જળમાં મરી જાય એવા ઉભયચર પ્રાણી" જેવું ગણે છે. ઉદાહરણ તરીકે :

> પંતઃ—એમાં તો, મજમુદાર મારે તમારે સાથે સંમત થવું પડશે. ( ભાનુને બસ આટલું જ જોઇતું હતું. પ્રતિપક્ષમાં મતભેદ છે તે જાણી ગયો. એટલે માર્ગ સ્પષ્ટ થઇ ગયો. ) પૃ. ૧૦૭

આમાં કૌંસમાં આપેલી હકીકત નવલકથાના વર્ણનભાગમાં અપાય; પણ નાટકમાં આવી સૂચનાને સ્થાન નથી. આવા દાખલા લગભગ દરેક પાને વાંચનારને મળશે.

નાટક એ સાહિત્યનું એક ઘણું જ કઠિન અંગ ગણાય છે. તેને માટે ભાષાનો જે વૈભવ જોઇએ તે ડૅા. શાહમાં જણાતો નથી. સામાન્ય ભાષા મુંબઇગરી છે તે ક્ષમ્ય ગણાય પણ કેટલાએક રૂઢ શબ્દો અરૂઢ અર્થમાં વાપરીને ભાષાપર અત્યાચાર કર્યો છે તે અક્ષમ્ય છે. દાખલા તરીકે પૃ. ૨૦ પર હાથ મેળાવવાને માટે હસ્તમેળાપ શબ્દ વાપર્યો છે જેનો રૂઢ અર્થ લગ્નમાં પાણિગ્રહણ કરવું એવો થાય છે. આને પરિણામે ત્રણ છોકરાંની મા સરસ્વતી પોતાના-પતિના બેઠાં બીજા ત્રણ પુરુષો સાથે 'હસ્તમેળાપ' કરે છે! પૃ. ૨૦૬ મે ભ્રમને બદલે વિભ્રમ શબ્દ વાપર્યો છે જેનો રૂઢ અર્થ 'શૃંગારનો વિલાસ' થાય છે. ૧૩૨ મે મૂંઝવણને બદલે મુંઝારો વાપરેલ છે જેનો અર્થ 'ત્રિદોષ' થાય છે. કાવ્યશાસ્ત્રમાં ગમે તેવા પ્રતિભાશાળી માટે પણ શિષ્ટ સાહિત્યનો અભ્યાસ આવશ્યક ગણેલ છે તે તરફ ડૅા. શાહનું અમે લક્ષ ખેંચીએ છીએ. રંગ વિષે જેને બિલકુલ માહિતી ન હોય એવો માણસ ચિત્ર કહાડે અને ભાષાના કાબૂ વિનાનો માણસ સાહિત્ય લખે એ બન્ને સરખું છે..

આ નાટક ઇબ્સેનની છાયારૂપ હોવાથી સ્વતંત્ર નાટક તરીકે તેની સમાલોચના કરવી અમને જરૂરની લાગતી નથી.

રા.

તરૂણ ગુજરાત (માસિક;) પ્રકાશક: અંબાલાલ ચુનીલાલ પરીખ, વલસાડ લવાજમ રૂા. ૪—૩—૦

આ નવા માસિકને ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં અમે આવકાર આપીએ છીએ. આટલા વિવિધ વિષયના એકંદર રીતે સારા લેખોના ૮૪ પાનાના માસિકને માટે લવાજમ પણ ઓછુંજ કહેવાય. કાગળ અને છપાઇ કેટલેક ઠેકાણે સારાં નથી, તે ભવિષ્યમાં સુધારી લેવામાં આવશે, એવી આશા છે. ડૉ. હરિપ્રસાદ દેસાઇ, રા. ગોકળદાસ રાયચુરા, રા. કેશવ, હ. શેઠ વગેરે લેખકોના નામથી ગુજરાત પરિચિત છે. માસિકને અંતે ઉપતંત્રીએ, દેશપરદેશના વિવિધ વિષયો ઉપર વિગતવાર નોંધ આપી છે, તે મુજબ હંમેશાં પ્રકટ થશે, એવી આશા રાખીએ છીએ. એકંદરે આ માસિકની કલા દિન પ્રતિદિન વૃદ્ધિ પામે, અને તેના ઉત્સાહી તંત્રી અને પ્રકાશકની મુરાદ પૂરેપૂરી બર આવે, એમ અમે ઇચ્છીએ છીએ.

સાબરમતી (ત્રૈમાસિક) ગુજરાત મહાવિદ્યાલય, અમદાવાદ, વાર્ષિક લવાજમ રૂા. ૨)

અમારા જાણવા મુજબ, ઉંચી કેળવણી પામતા ગુજરાતી વિદ્યાર્થીઓ તરફથી પ્રકટ થતું આ પહેલું જ પત્ર છે, અને તેવા તેને વધાવી લેતાં અમને ઘણો જ આનંદ થાય છે. જે પત્રમાં કાકા કાલેલકર, અધ્યાપક રામનારાયણ પાઠક અને ભાઇ નરહરિ પરિખ જેવા લેખકો હોય, જેમાં દાસ ગિદ્વાણી જેવા મહાન તત્ત્વચિંતકનું ભાષણ અને કવિવર ટાગોરનો અનુવાદ પણ હોય, તેની ભૂમિકા વિષે કંઇ લખવાની જરૂર રહે નહિ. લેખો જેટલા સુંદર છે, તેટલી તેના વિષયની વિવિધતા પણ છે. માત્ર એક જ ખામી આંખે ચડે છે. વિદ્યાર્થીઓના માસિકમાં વધારે ભાગના લેખ અધ્યાપકોએ લખ્યા છે. આવા પત્રમાં અધ્યાપકોની વિદ્વત્તા નહિ પણ વિદ્યાર્થીઓના સંસ્કારો અને ભાવનાઓ દીપી નીકળવાં જોઈએ. અધ્યાપકોના વાલીપણામાંથી ધીમે ધીમે બહાર નીકળી, વિદ્યાર્થીઓ હિંમતથી અને વિચારપૂર્વક આ પત્રનું સુકાન પૂરેપૂરૂં પોતાના હાથમાં લેશે, અને પોતાનાં સ્વપ્નાં અને વિચારો, કલ્પના અને તરંગોથી તેને તેજસ્વી અને સુશોભિત બનાવશે એવી આશા રાખીએ છીએ.

રાજસ્થાન પત્રિકા (અઠવાડિક) તંત્રી રા. મનસુખલાલ રવજીભાઇ મહેતા. સૌરાષ્ટ્ર કાર્યાલય રાણપુર કાઠિયાવાડ લવાજમ રૂા. ૪)

અમે ધારતા હતા કે અંગ્રેજી—ગુજરાતી ભાષાના મિશ્ર પત્રનો જમાનો પૂરો થયો હશે. તેથી હિંદ સમસ્તના દેશીરાજ્યોના સવાલો ઉકેલવાનો આ પત્રનો હેતુ જોઇ અમને જેટલો સંતોષ થાય છે, તેટલી જ નવાઇ તેમાં બે ભાષાઓનું બેહૂદું મિશ્રણ જોઇને થાય છે.

આ પત્રના આઠ પાનામાંથી અંગ્રેજી જાણનારા અર્ધાં જ પાનાં વાંચી શકે એટલે તેમને ઘણું ઓછું પડે. માત્ર ગુજરાતી જાણનારાને પાંચ જ પાના સમજાય, પણ દેશીરાજ્યો વિષે તેનાથી વધારે વિવિધ, વધારે રસદાર અને વધારે નિકટની માહીતિ સૌરાષ્ટ્રમાંથી મળી શકે. અને અંગ્રેજી તથા ગુજરાતી બન્ને જાણનારને પણ આઠે પાનાં વાંચતાં અડધો જ ખોરાક મળે, કારણ કે અંગ્રેજી લખાણની પુનરૂક્તિ તો ગુજરાતીમાં થાય જ. વળી રા. મનસુખલાલભાઈએ અંગ્રેજી ભાષા ઉપર થોડો જ કાબૂ મેળવ્યો છે, તેમ જ તેમના ગુજરાતી લખાણમાં સૌરાષ્ટ્રના જેવા ઝળઝળા ભાવ, કે ઝડઝમક નથી. આવી અનેક ન્યૂનતાઓ હોવા છતાં પણ રા. મનસુખલાલભાઇ દેશીરાજ્યોના સવાલમાં હંમેશાં રસ લેતા હોવાથી પોતાના જ્ઞાન અને અનુભવનો કંઇક સંગીન લાભ આ પત્રદ્વારા આપતા રહેશે એવી આશા રાખીએ છીએ.

રંગભૂમિ: (ત્રિમાસિક) પુસ્તક ૧ અંક ૧. તંત્રી રા. હરિહર દિવાકર: પ્રકાશક, જોશી અપર્ણ-

૭૯, બજારગેટ, કોટ મુંબઈ વાર્ષિક લવાજમ રૂ. ૭) છુટક નકલ રૂ. ૨).

ગુજરાતને એક સરસ સચિત્ર પત્રની ભેટ કરવા માટે અમે ભાઇશ્રી વિભાકરને અભિનંદન આપીએ છીએ. જો કેઇ પત્રમાં અતિશય ચિત્રો વાર્તાઓ અને કવિતાઓનું ઘણું મોટું પ્રમાણ હોય છે, તેમાં સૌન્દર્ય અને વિલાસ વચ્ચેનો ભેદ ધીમે ધીમે ભૂંસાઇ જવાનો, અને અતિશય ગ્રામ્યતા અને અનીતિનાં તત્ત્વોથી કલા દૂષિત થવાનો અમને ભય રહે છે. તેમાં વળી ગુજરાતમાં કલાકારો ઓછા હોવા છતાં ઘણા જ વધારે ચિત્રો પ્રકટ કરવાની મુરાદ રખાય છે, ત્યારે શૃંગારરસથી ભાન ભૂલેલાં સ્ત્રીપુરૂષોનાં જોડાં, અથવા કજોડાંનાં ચિત્રો જોવામાં આવે છે. વળી ગુજરાતી વાર્તાઓ માટે અંગ્રેજી સ્ત્રીઓનાં ચિત્રોની નકલો–તેમાં ચાંદલો, બંગડી વગેરે શણગાર ઉમેરીને–, આપવામાં આવે છે. વળી આ અંકની એક વાર્તામાં (અવસાન: દિલનાં અને દેહનાં) તો એકના એક સ્ત્રીપાત્રના ચિત્ર તરીકે ઘણીજ જુદી જુદી ઇંગ્રેજી સ્ત્રીઓનાં ચિત્રો ઉતારવામાં આવ્યાં છે. અશુદ્ધ કલાનાં આવાં દૂષણોમાંથી આ પત્ર જલ્દી મુક્ત થશે, અને તે સૌન્દર્યની સૌમ્ય મૂર્તિરૂપ બનશે, એવી આશા અમે રાખીએ છીએ.

આ પત્રમાં સામાન્ય વાર્તાઓ અને કવિતાઓ આવે તે તો ગૌણ જ ગણાય. તેમાં મુખ્યત્વે કરીને તો યુગ યુગના અને દેશ દેશના રંગભૂમિના આદર્શ અને કલા વિષે જ લેખોની આશા રાખવી જોઇએ. આ દૃષ્ટિએ આ પત્રમાં સંગીન સામગ્રી ઓછી છે, તેમ હાલની ગુજરાતની રંગભૂમિના ગુણદોષ અને સુધારા વિષે પણ, કોઈ સુંદર અને સચોટ લેખ જોવામાં આવતો નથી. દેશદેશાન્તરમાં અને મુંબઈ ગુજરાતમાં તાજેતરમાં જે નાટકો ભજવાય છે અને બહાર પડે છે, તેના ઉપર પણ તંત્રીજીની દૃષ્ટિ કેમ નહિ પડી હોય? આ પત્ર મુંબઇમાં વિશેષ વંચાશે, તેથી મરાઠી, ગુજરાતી અને ઉર્દૂમાં ભજવાતાં અને પ્રગટ થતાં નાટકોનું સૂક્ષ્મ અવલોકન જોવાની અમે આશા રાખીએ છીએ.

પૂં.

'ધી નેશનલ વેલ્યૂ ઓફ આર્ટ' (પ્રજાજીવનમાં કળાની ઉપયોગિતા): પ્રવર્તક પબ્લીશીંગ હાઉસ, ચન્દ્રનગર. પૃષ્ઠ ૬૮.

આ 'કર્મ યોગિન'માંથી પુસ્તકાકારે છપાવેલો શ્રી અરવિન્દ ઘોષનો લેખ છે. કોઈ પણ સમસ્ત પ્રજાની હીલચાલ સવદેશીય હોવી જોઇએ, અને એટલા માટે આવા વખતમાં આ લેખમાંના થોડાએક વિચારોનો 'યુગધર્મ'ના વાચકોને પરિચય આપવાનું યોગ્ય ધાર્યું છે.

અરવિન્દ ઘોષે જે પૂર્વ અને પશ્ચિમ સાથે સમન્વય કર્યો છે તે આ નાના લેખમાં પણ દેખાઇ આવે છે. મનુષ્યના મનના (૧) જીવંનના બંધારણમાં કળાને કયું સ્થાન આપવું એ આપણા દૃષ્ટિબિન્દુથી એમણે નક્કી કર્યું છે. યૂરોપીય ચેતનશાસ્ત્ર‡ પ્રમાણે મનોભાવ, વિચારશક્તિ તથા ઇચ્છા+ એ બધી વૃત્તિઓને એક જ સરખી કોટિનાં ન માનતાં, મનની સાદી લાગણીઓ અને આત્માની ઉંડી પ્રતિભાને એમણે જૂદાં પાડ્યાં છે. પહેલાં શરીરની બધી જરૂરીઆતો પૂરી પડયા પછી, સુધારો અને સંસ્કૃતિ એક પગલું આગળ જઇ "મન"ના સંકલ્પ વિકલ્પમાં સ્થાન લે છે. પણ મનુષ્યજાતે ત્યાં અટકવાનું નથી. મનને પણ શુદ્ધ કરી, સૌન્દર્યની સ્થાયી અને ઉંડી આત્મિક લાગણીઓને પોષીને જ મનુષ્યે પોતાની આખી સૃષ્ટિને પલટાવી નાંખવાની છે. આપણો ચિત્તશુદ્ધિનો સિદ્ધાન્ત અને કળામાં કરૂણરસ મનને કેવી રીતે શુદ્ધ* કરે છે, એ વિષે ગ્રીક ફીલસુફ એરિસ્ટોટલના અભિપ્રાય વચ્ચે લેખકે જે સામ્ય દેખાડ્યું છે, તે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિમાં જે કોઇ પારગત હોય તે જ કરી શકે. આ ચિત્તશુદ્ધિ થયા પછી કળાનો આવિર્ભાવ "બુદ્ધિ"ના પ્રદેશમાં થાય છે. બુદ્ધિના જે બે ધર્મો એમણે મૂકયા છે તે એક અર્વાચીન દૃષ્ટિબિન્દુ પ્રમાણે પણ યોગ્ય જ છે. યૂરોપીય ફીલસુફીના અભ્યાસીને તરત ખબર પડશે કે બેનેડીટો ક્રોસ પોતાની આનંદમીમાંસામાં† મનુષ્યના બે વ્યાપારો કલ્પે છે તે આ જ બુદ્ધિના વ્યાપારો છે. એક તે માત્ર વ્યક્તિનું વિશિષ્ટત્વ છોડી દઇને વિચારના "વિકલ્પના" વ્યાપારમાં હિમશિખર પર ચઢી જાય છે, જ્યારે બીજો "કલ્પના"નો વ્યાપાર આત્માને વ્યક્તિત્વનું ખરૂં રહસ્ય સમજાવે છે. એક તે વિજ્ઞાન છે, બીજો પ્રદેશ કળાનો છે. એટલે અંશે નીતિશાસ્ત્ર કે ચારિત્રમીમાંસામાં વ્યક્તિત્વને પૂર્ણ સ્થાન છે તેટલે અંશે સૌન્દર્યની ભાવના તથા નીતિના નિયમો

+Will. *Katharsis. ‡Psychology †Æsthetics

**આત્મ-નિરીક્ષણ:**-અનુવાદક શ્રી. અસુદમલ ટેકચંદ ઝિદવાણી અને પરિક્ષિતલાલ મજમુદાર. પ્રકાશક સત્ય-સમિતિ-કરાચી. પૃ. ૩૧, કિંમત ચાર આના.

આ ગુરૂશિષ્યના યુગલે બહાર પાડેલ પુસ્તકને અમે આવકાર આપીએ છીએ. તેમાં સિન્ધના પ્રથમ ગ્રેજ્યુએટ અને કેળવણી, સમાજસુધારો, ધર્મ વગેરે અનેક ક્ષેત્રોમાં પહેલું કામ કરનાર સાધુ હીરાનંદે વીસ વરસની વયે નોંધપોથીમાં લખેલ આત્મનિરીક્ષણનો તરજુમો છે. હિન્દુસ્તાનમાં પ્રાન્તિક ભેદો ગમે તેવા હોય તોપણ ધર્મભાવનાનું ઐક્ય હમેશાં હતું એ આ નોંધપોથી વાંચવાથી દરેકને સમજાશે.

**પુરાતત્ત્વ:**—ત્રૈમાસિક. વર્ષ ૧ લું, અંક ૧ લો. સંપાદક અને પ્રકાશક: રસિકલાલ છોટાલાલ પરીખ, અમદાવાદ. વાર્ષિક લવાજમ ૩ ૫, પોસ્ટેજ ૮ આના. છૂટક નકલની કિંમત ૧-૮-૦ (પોસ્ટેજ જુદું.)

માસિકના પ્રકારના સાહિત્યમાં આ નવો ઉમેરો આવકારદાયક છે. આ ત્રૈમાસિક ગુજરાત વિદ્યાપીઠને અંગે સ્થાપેલ 'ગુજરાત પુરાતત્ત્વ મંદિર' તરફથી બહાર પડે છે. આ અંકમાં ૧ પુરાતત્ત્વ મંદિર, ૨ આપણું ઐતિહાસિક સાહિત્ય, ૩ ભારતીય દર્શનોની કાલતત્ત્વ સંબંધી માન્યતા, ૪ સંસ્કૃત નાટક સાહિત્ય, ૫ સારંગદેવ વાઘેલાનો વિ. સં. ૧૩૩૩ નો શિલાલેખ, ૬ બૌદ્ધ સાહિત્યનો વિસ્તાર, ૭ પૃથ્વીનું સ્વરૂપ, ૮ ઉત્તરાપથની યાત્રા, ૯ એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ, ૧૦ જામી, ૧૧ રાજપ્રશ્નીય, ૧૨ સ્વાધ્યાય:-પુસ્તકો અને ચોપાનિયા ૧૩ વળાજનો પ્રાચીન વિહાર. ૧૪ મહાકવિ વિજયપાલ અને મહાકવિ શ્રીપાલ, ૧૫ કૌટિલ્યનું અર્થશાસ્ત્ર. (અનુવાદ) આ લેખો છે. **नामूलं लिख्यते किंचित्** એ પુરાતત્ત્વનું સૂત્ર છે અને તેનું બરાબર પાલન થયું દેખાય છે. 'સંસ્કૃત નાટક સાહિત્ય' 'વળાજનો પ્રાચીન વિહાર' અને 'મહાકવિ વિજયપાલ અને મહાકવિ શ્રીપાલ'ના લેખો વિચક્ષણ ગવેષણ અને વિવેકી અનુમાનપદ્ધતિના દૃષ્ટાંતો છે. તે સિવાય 'કાલતત્ત્વ' સંબંધીનો લેખ ફિલસુફીમાં અને 'પૃથ્વીનું સ્વરૂપ' આપણા ખગોળ શાસ્ત્રમાં પ્રકાશ પાડે છે. આ સંસ્થાના કાર્યકર્તાઓ આજ ઉત્સાહથી કામ કરશે તો વિદ્યાપીઠની આ પ્રવૃત્તિ ગુજરાતી સાહિત્યને શોભાવશે.

રા.

**ચણીબોર, ચાલણગાડી મોટી તથા નાની**-પ્રગટ કરનાર ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

બાલસાહિત્યની આ સુંદર ચોપડીઓ છે. ચોપડીઓનાં નામો નવાં છે, તેવી જ એની ઢબ પણ નવીન છે. લેખકો બાલકેળવણીના અનુભવવાળા છે. કેટલીએક જગાએ પ્રાંતિક શબ્દપ્રયોગો થયા છે અને સ્થાનિક ઉલ્લેખો પણ છે તેમ છતાં દરેક બાળક હોંશભેર વાંચશે એમાં શક નથી. દરેક શિક્ષકે ધ્યાનપૂર્વક આનો ઉપયોગ કરવો જોઈએ.

રા.

---

## સ્વીકાર

**વીર-પ્રતિજ્ઞા**—(એક ઐતિહાસિક પ્રસંગ) પ્રકાશક, હીરાલાલ કુબાભાઈ રાય. મુ. ખંભાત. કિ. રૂ.૨-૦-૦ પૃ. ૨૦૮.

**મોહન-મોઠ**—પ્રયોજક રા. 'સેવક' ખાસ વિદ્યાપીઠના બાળકો માટે. કિંમત આના ૪. પૃ. ૨૪.

**વિચારરત્નમાળા**—(નૂતનવર્ષાભિનંદન) જિનિનાબાલ મંદિર, મુંબઈ.

**પુરૂષોત્તમના ધ્યાન**—(પદ્યાત્મક) રચનાર ધોધાનિવાસી સ્વ. ભવાનીશંકર નરોત્તમ દ્વિવેદી. પ્રકાશક ગિરિજાશંકર ગૌરીશંકર ભટ્ટ. મોરારજી ગોકુળદાસ ચાલ નં. ૨, મુંબઈ નં. ૪.

**શ્રી જીવકોર વનિતા વિશ્રામ** (અમદાવાદ) અભ્યાસક્રમ. પ્રસિદ્ધકર્તા સૌ. શારદા મહેતા. પૃ. ૬૦.

**વઢવાણ કેળવણી મંડળ રાષ્ટ્રીયશાળા**—બીજો વાર્ષિક વૃત્તાન્ત. ૧. સામાન્ય વિભાગ, ૨. વ્યવસ્થા વિભાગ, ૩. શિક્ષણ વિભાગ. પ્રકાશક મંત્રી, વ્યવસ્થાપક સમિતિ. (બે પુસ્તકોમાં.)

**ચરોતર એજ્યુકેશન સોસાઈટીનો છઠ્ઠા વર્ષનો રિપોર્ટ**—સન ૧૯૨૧-૨૨. પ્રકાશક સેક્રેટરી, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. પૃ. ૧૦૮.

**જૈન આત્માનંદ સભાનો ત્રિવાર્ષિક રિપોર્ટ**—સં. ૧૯૭૫ થી ૧૯૭૭. પૃ. ૬૪. (ભાવનગર.)

**પાતંજલ યોગદર્શન અને હરિભદ્રી યોગ-વિંશિકા**—સંપાદક, પ્રજ્ઞાચક્ષુ વિદ્વદ્વર્ય શ્રીમાન્ સુખલાલજી. મૂલ્ય ૧-૮-૦. પ્રકાશક જૈન આત્માનંદ સભા, ભાવનગર.

**પ્રાચીન જૈન લેખ સંગ્રહ**—(ભાગ બીજો) સંપાદક જિનવિજય. કિંમત રૂ. ૩-૮-૦, પૃ. ૩૪૪. પ્રકાશકઃ જૈન આત્માનંદ સભા, ભાવનગર.

**બ્લાઇન્ડ રીલિફ એસોસીએશન**—અંધતા નિવારણાર્થે સ્થાપેલા મંડળનો સને ૧૯૨૧ નો વાર્ષિક રિપોર્ટ પૃ. ૪૫. ઠેકાણું ઈમ્પીરીયલ હાઉસ, હોર્નબીન રોડ, મુંબઈ નં. ૪.

**ગાદી ઑફ માંગરોલ**—માંગરોલની ગાદી અને મૌલાના પીર મોટા મીયાં સાહેબ ક જા. લેખક રતનશા કેયાજી, બી. એ. એલ. એલ. બી. પ્લીડર, મુંબઈ પૃ. ૮૨.

---

# પૂર્વના દેશોનું મંડળ

યુરોપમાં વસતા પૂર્વ દેશોના સ્ત્રી પુરૂષોએ બાવેરીઆના મ્યુનીચ શહેરમાં પાન-ઓરીએન્ટાલીઝમ અથવા પૂર્વના દેશોનું મંડળ ખોલ્યું છે. એનો ઉદ્દેશ પૂર્વના જૂદા જૂદા દેશોનું ઐક્ય અને રક્ષણ કરવાનો છે. એ મંડળના ત્રણ વિભાગ છે:

(૧) વ્યાપારવિભાગ, (૨) જૂદા જૂદા દેશો વચ્ચેનો વહેવારવિભાગ અને (૩) વર્તમાનપત્ર અને તારવિભાગ. પૂર્વના જૂદા જૂદા દેશો વચ્ચેના વ્યાપારની વૃદ્ધિ કરવી, યુરોપના ઉદ્યોગહુન્નર શીખી લઈ, પૂર્વના જ દેશોમાં એવાં કારખાનાં ખોલવાં, પૂર્વના દેશોની કારીગિરીની ચીજોનાં પ્રદર્શન ભરવાં અને હરેક રીતે એ દેશોના કારખાનાવાળાઓને મદદ કરવી એ વ્યાપારવિભાગના ઉદ્દેશો છે. પૂર્વના દેશોનાં વહાણો અને સ્ટીમરોને પૂર્વના બંદરોએ લાંગરવાની ખાસ સગવડો મેળવી આપવી, નવી રેલ્વેલાઇનો ઉઘાડી પૂર્વના જૂદા જૂદા દેશોની આંતરમુલક વચ્ચેનો સંબંધ ગાઢો કરવો અને હરેક રીતે એ બધા દેશોને એક કરવા એ વહેવારવિભાગનો હેતુ છે. પશ્ચિમના કોઈ તટસ્થ દેશમાં પૂર્વના દેશોનું તારનાખું ઉઘાડી પૂર્વના દેશોને દુનિયામાં બનતા તમામ બનાવોની સાચી હકીકત પૂરી પાડવી, અને પૂર્વના દેશોનું સામાજિક, ઔદ્યોગિક અને રાજકીય ઐક્ય સાધવાને માટે 'પાન-ઓરીએન્ટલ રીવ્યુ' નામનું પત્ર કાઢવું અને પૂર્વના દેશોની સ્વતંત્રતાની લડતને અને જાગૃતિને પોષવી એ ત્રીજા વિભાગનો હેતુ છે. આવતા માર્ચ મહિનામાં કેરો કે સ્મર્નામાં પૂર્વના દેશોમાં બનતી તમામ ચીજોનું પ્રદર્શન ભરવાને માટે આ મંડળના કાર્યકર્તાઓ પેરવી કરી રહ્યા છે, કોન્સ્ટેન્ટીનોપલ, એશિયામાઇનોર, પેલેસ્ટાઇન, સિરીઆ, ઇજીપ્ત, અરેબીઆ, જાવા, ફ્રાન્સ, સ્વીટઝર્લેન્ડ વગેરે દેશોમાં આ મંડળની શાખાઓ સ્થપાઈ ગઈ છે, અને મોરોક્કોથી જાપાન અને અફઘાનિસ્તાનથી તુર્કસ્તાન વચ્ચેના તમામ દેશોમાં આવી શાખાઓ સ્થાપવાનો પ્રયાસ થઈ રહ્યો છે. હિન્દુસ્તાનમાં પણ આ મંડળની શાખા સ્થાપવા યુરોપથી હમણાં જ પાછાં ફરેલાં આતિયા બેગમે તા. ૨૮ અકટોબરના બોમ્બે ક્રોનિકલમાં પત્ર લખ્યો છે, અને એનાપરથી ઉપરની માહિતી આપવામાં આવી છે. આ વિષેની વધારે સંપૂર્ણ અને વિગતવાર માહિતી અમારા આવતા અંકમાં આપવામાં આવશે.

---

# સારસંચય.

## ઑસ્ટ્રિયાનું દેવાળું

અક્ટોબર માસના ફૉર્ટનાઇટલી રીવ્યુ માં મિ. એલીસ બાર્કર ઑસ્ટ્રિયાની નાણાંવિષયક સ્થિતિ વિષે લખે છે કેઃ

૧૯૧૪ ના જુલાઈ માસની ૨૩મી તારીખ અને ૧૯૧૮ ના ડીસેમ્બર માસની ૩૧ મી તારીખ સુધીના ૪ વર્ષોમાં ઑસ્ટ્રિયાની કાગળની નોટોની સંખ્યા ૨ અબજ થી ૩૫ અબજ થઇ. એ નોટો જુદાં જુદાં નાનાં રાજ્યોમાં વહેંચી કહાડી ઑસ્ટ્રિયાએ સને ૧૯૧૯ મા ૫ અબજ ક્રોનની નવી નોટો છાપી નવેસરથી શરૂઆત કરી એ ૫ની એ નોટોમા નીચે પ્રમાણે ઉમેરો થતો રહ્યો છેઃ

| | | |
|---|---|---|
| ૩૧ માર્ચ, | ૧૯૧૯ | ૫ અબજ ક્રોન |
| ૩૧ ડીસેમ્બર, | ૧૯૧૯ " | ૧૨ અબજ " |
| ૩૧ ડીસેમ્બર, | ૧૯૨૦ | ૩૦ અબજ " |
| ૩૧ ડીસેમ્બર, | ૧૯૨૧ | ૧૭૪ અબજ " |
| ૩૧ ઑગસ્ટ, | ૧૯૨૨ | ૧૩૫૩ અબજ " |

એટલે કુલ ૧૫૭૯ અબજ ક્રોનની નોટો અત્યાર સુધીમાં ઑસ્ટ્રિયાએ છાપી છે. હાલ પાઉન્ડનો ભાવ વિયેનામાં સાડાત્રણ લાખ ક્રાઉનનો બોલાય છે જે લોકોને મૂડીના વ્યાજની, મકાનોના ભાડાની વગેરે બેઠી આવક છે એમનો આજ મરો થયો છે. પહેલાં જ્યારે પાઉન્ડનો ભાવ ૨૫ ક્રોનનો હતો, ત્યારે જે લોકોની વાર્ષિક ૨૦૦૦૦ ક્રોનની આવક હતી તેઓ બબ્બે નોકરો રાખતા અને ઠાઠમાઠથી રહેતા. પણ હાલ એ જમાનો બદલાઈ ગયો છે. આજે એક પાઉંડના ૫૯૦૦ ક્રોન બેસે છે, અને શેર માખણના ૨૦૦૦૦ ક્રોન આપવા પડે છે કોટ પાટલૂનની એક જોડના ૧૦ લાખ ક્રોન બેસે છે. પહેલાં જે લોકો પૈસાદાર ગણાતા તેઓ આજે રસ્તાના ભિખારી બની ગયા છે. એમનો પૈસો એકતો અને મજૂરોના હાથમાં ચાલ્યો ગયો છે. પહેલાંની ધીરધાર વસુલ થઈ ગઇ છે અને જે ખેતર પર ૧૦,૦૦૦ ક્રોન ધીરેલા એ આખાં ડઝન ઈંડાં વેચીને છોડાવવામાં આવ્યા છે. ૧૦ લાખ ક્રોનનું દેવું માત્ર ડઝન પાટલૂન વેચીનેજ ચૂકવાઇ જાય છે. ... ઑસ્ટ્રિયાની મોટી મોટી બેન્કો અને સારા સારા ઉદ્યોગો પરદેશીઓને સોંપી દેવા પડયા છે.

મોંઘવારીની સાથે સાથે કારીગરોની રોજી યે વધી છે. લડાઇ પહેલાંના કરતાં આજે ઑસ્ટ્રિયામાં હજાર ગણી મોંઘવારી છે. કારીગરોની રોજી પણ હજાર ગણી અને કેટલાક ઉદ્યોગોમાં સોળસેં ગણી વધી છે, એટલે કારીગરોને તો તાગડધીના છે. આજે તેઓ તેમના મકાનભાડા પાછળ મહિને ૪૦૦ ક્રોન ખર્ચે છે, અને દારૂ અને બીડી સીગારેટ પાછળ ૨,૦૦,૦૦૦ ક્રાઉન ઉડાવે છે. આજે સીનેમાઓ અને નાટકશાળાઓ કારીગરો અને ખેડૂતોથી ઉભરાઇ જાય છે એમનું જૂનું દેવું પાઇએ પાઈ ચૂકવાઈ ગયું છે, અને વ્યાજના બોજામાંથી તેઓ નીકળી ગયા છે. બેઠી આવક પર જીવનારા વચલા વર્ગના અને સારી સ્થિતિના માણસોની મૂડીનો લાભ બધો તેમને મળ્યો છે, અને આવી બેઠી આવકવાળાઓનો મરો થયો છે ત્યારે આ લોકો મોજમજા ઉડાવે છે.

ખરેખર, પ્રથમ દૃષ્ટિએ જોતાં 'ઑસ્ટ્રિયાના કારીગરોની આ મોજમજા જોઇ બીજા કોઈ પણ દેશના કારીગરોને તેમની ઇર્ષા આવે. પણ આસપાસના લોકોની કંગાલ સ્થિતિને મુકાબલે એમની દશાને 'મોજમજા' ગણવામા આવે છે એ વાત ભૂલવી જોઇએ નહિ. સુલેહ થયા પછી 'ઑસ્ટ્રિયાની વસ્તી ૬૫ લાખ માણસોની છે, અને એમાંથી ૨૦ લાખ માણસો વિયેનામાં જ આવી વસ્યા છે.' દેશના ઘણાખરા ઉદ્યોગોનો નાશ થયો છે, અને જે થોડાઘણા બચ્યા છે તે પરદેશીઓના હાથમાં જતા જાય છે. આજે એ દેશની ૬૫ લાખની વસ્તીમાં ૧૦ લાખ સરકારી નોકરો છે, અને એ બધાનો બોજો સરકાર ઉપાડે છે. લડાઈ પહેલાં ઑસ્ટ્રિયાનાં ખાધખોરાકી હંગરીમાંથી આવતાં. આજે હંગરી, એ ખાધખોરાકી મોકલતું બંધ થયું છે અને ઑસ્ટ્રિયાની નોટની એના કાગળ જેટલી પણ કિંમત રહી નથી

જ્યારે જ્યારે કોઈપણ દેશમાં પરિવર્તન થાય છે ત્યારે ત્યારે સૌથી પહેલો ફટકો મૂડીવાળાએ

અને ખેડી આવકવાળાઓને જ પડે છે, અને એથી એ વર્ગ સદા પરિવર્તનની સામે જ થતો આવ્યો છે. તમામ દેશોના ઇતિહાસમાં આપણને આ સત્ય નજર પડે છે અને આપણે એ પણ જોઇએ છીએ કે પરિવર્તનથી કારીગર અને ખેડૂત વર્ગોને બીજા વર્ગોના મુકાબલે લાભ જ થતો આવ્યો છે. આથી આ વર્ગો પરિવર્તનને માટે સદા આતુર રહે છે, કારણ કે પરિવર્તનથી એમની ખરાબ સ્થિતિમાં કાંઇ વિશેષબગાડો થાય એવું હોતું જ નથી, માત્ર સુધ-રવાનો જ અવકાશ રહે છે. વચલા વાંધાના માણ-સોમાં જેઓ મૂડીના વ્યાજ અને મકાનોના ભાડાપર આધાર રાખે છે એમની દશા પરિવર્તનથી બૂરી થઈ જાય છે, અને માત્ર પૈસાના જોરપર કૂદનારા, હાથ-પગ હલાવ્યા વિના બેસી રહેનારા, મોટરોમાં ફરનારા શેઠીઆઓની દશા એમની નોટોનાં કાગળીઆં થઇ જતાં બહુ દયાપાત્ર થાય છે. પણ વચલા વાંધાના જે માણસો જાતમહેનતથી પોતાનું ગુજરાન ચલાવે છે એમની સ્થિતિ પરિવર્તનથી ચોક્કસ સુધરે છે, અને ખેડૂતો અને કારીગરો એમની પહેલાંની ગરી-બાઇની દશા સાથે સરખાવતાં શ્રીમંત દશામાં આવી જાય છે. ઓસ્ટ્રિયાની હાલની દશા આ સર્વ સત્યોની સાક્ષીપૂરે છે અને જે દેશ પોતાની ખાધખોરાકી માટે પારકા દેશોપર આધાર રાખે છે એ દેશની અંધાધુંધીના એક જ ધક્કાથી કેવી દયાપાત્ર દશા થઈ જાય છે એ હકીકત દુનિયાના કેવળ ઉદ્યોગ-હુન્નરપર જ નભતા રાજ્યો અને મહારાજ્યોની તેમજ મૂડીપર આધાર રાખી બેસી રહેનારાઓની આંખ ઉઘાડવા પૂરતી છે. રશિયાના દુકાળપીડિત લોકો એકેમેકનું ભક્ષણ કરવા લાગ્યા છે, અને દુનિયાની સંપૂર્ણ સહાનુભૂતિ હોવા છતાં મૂડીપર જીવનારા શ્રીમંતો, દાક્તરો, વકીલો, બારિસ્ટરો આજે એ દેશમાં ભૂખે મરે છે. માત્ર જેમના હાથપગ સાબૂત છે અને જેઓ પોતાના કાંડાના બળે જીવે છે તેઓ જ આ પરિવર્તનોમાં ટકી રહ્યા છે. જ્યારે આખી દુનિયાપર લડાઈનું વાદળ ઝઝૂમી રહ્યું છે અને હુંડીઆમણના ભાવોમાં ઝપાટાબંધ ફેરફારો થતા જાય છે, જ્યારે કોઇને ખબર પણ નથી કે દૂર દેશાવરોમાં શી ગત ચાલી રહી છે ત્યારે દરેક માણસે પોતાની સ્થિતિનો ઓસ્ટ્રિયા અને રૂશિયાના અનુભવથી વિચાર કરી લેવો ઘટે છે, અને મહાત્માજી સ્વાવલંબનની–હાથપગ કસવાની જે વાત આપણને વારંવાર ભાર દઇને સમજાવી રહ્યા છે એ વાતની દૂરદર્શિતાનો ક્યાસ આવે છે.

## પ્રજાઓનું દેવું

ગયા અંકમાં અમે જૂદા જૂદા દેશોના લડાઇનાં દેવાંના આંકડા આપ્યા હતા. આ અંકમાં કર્નલ વેજ્વુડના સને ૧૯૨૧ માં બહાર પડેલા ધી ફ્રન્ટો–બ્રિટિશ કોમનવેલ્થ નામના પુસ્તકમાંથી જૂદા જૂદા દેશોનાં કુલ દેવાં, મહેસુલ વગેરેના આંકડા અમે ઉતારીએ છીએ. વાચકોને સરળ પડે એ માટે અમે આખે આખા આંકડાઓ જ આપ્યા છે અને પાઉન્ડના ૧૫ રૂપીઆ ગણી, દેવાંની રકમ જણાવી છે. પ્રજાના દેવામાં રેલ્વે એક ખાસ અંગ હોવાથી દરેક દેશની વસ્તી અને રેલ્વે માઇલની સંખ્યા પણ અમે ઉતારી છે.

| દેશનું નામ | વસ્તી | રેલ્વેમાઇલ | વાર્ષિકમહેસુલ રૂપીઆ | કુલદેવું રૂપીઆ |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડ | ૪૬/૧૦ કરોડ | ૨૩૮૦૦૦ | ૧૫૦૦ કરોડ | ૧૨૦૦૦ કરોડ |
| અમેરિકા ... ... | ૧ કરોડ | ૨૫૪૦૦૦ | ૧૭૫૦ કરોડ | ૯૫૫૬૫ કરોડ |
| કેનેડા ... ... | ૮૩ લાખ | ૩૯૦૦૦ | ૯૭½ કરોડ | ૮૨૫૦ કરોડ |
| ઓસ્ટ્રેલીઆ... ... | ૫૧ લાખ | ૨૫૦૦૦ | ૬૭½ કરોડ | ૪૯૫૦ કરોડ |
| દક્ષિણ આફ્રિકા ... | ૬૧ લાખ | ૯૬૦૦ | ૩૦ કરોડ | ૨૪૦૦ કરોડ |

| | | | | |
|---|---|---|---|---|
| ન્યુઝીલાન્ડ ... ... | ૧૨ લાખ | ૩૦૦૦ | ૩૩ કરોડ | ૨૬૪૦ કરોડ |
| હિંદુસ્તાન અને બર્માઃ | ૩૧૯ કરોડ | ૩૬૦૦૦ | ૧૮૭૬ કરોડ | ૬૬૦૦ કરોડ |
| સીલોન... ... ... | ૪૭ લાખ | ૭૧૨ | ૬ કરોડ | ૭૫ કરોડ |
| ઇજીપ્ત ... ... ... | ૧૨ કરોડ | ૩૦૬૫ | ૪૧ કરોડ | ૧૪૧૦ કરોડ |
| મેસોપોટેમીઆ... ... | ૨૮ લાખ | ૬૪૭ | ૦ | ૦ |

આપણા દેશનું દેવું ૬૯ અબજ રૂપીઆ છે, જ્યારે કેનેડા સિવાય બીજા બધા સંસ્થાનોનું દેવું આપણા દેવાના કરતાં ઓછું છે. આપણા દેશની વાર્ષિક મહેસુલ માથાદીઠ આશરે ૭ રૂપીઆ છે જ્યારે ગ્રેટબ્રિટનમાં માથાદીઠ મહેસુલ ૩૩૩ રૂપીઆ, ન્યુઝીલાન્ડમાં ૨૭૫, અમેરિકામાં ૧૬૦, ઓસ્ટ્રેલીઆમાં ૧૩૦, કેનેડામાં ૧૨૦, દક્ષિણ આફ્રિકામાં ૫૦, ઇજીપ્તમાં ૩૩ અને સીલોનમાં ૧૪ રૂપીઆ છે. આનું કારણ આપણા દેશ પર સરકારની રહેમ નજર છે એ નથી પણ આપણા દેશની માથાદીઠ આવક અને મૂડી બીજા બધા દેશોના કરતાં સાવ ઓછી છે, અને એથી આપણા ઉપર વધારે કરવેરા પડી શકે તેમ નથી. મહેસુલનો મોટો ભાગ આવા વેરામાંથી વસુલ થાય છે. એટલે જે દેશની મહેસુલ વધારે એ દેશની આવક પણ વધારે, એટલે સમૃદ્ધિ પણ વધારે. આ આંકડાઓથી સાબિત થાય છે કે આપણો દેશ સૌથી ગરીબ છે. એના માથે ૬૯ અબજ રૂપીઆનું જે દેવું ખડકયું છે એનું વ્યાજ ૪ ટકાની તેરીખે ગણીએ તોપણ દર વર્ષે ૨૭૬ કરોડ રૂપીઆ થાય છે, જ્યારે એની વાર્ષિક મહેસુલ કર્નલ વેજવુડ સાહેબનો આંકડો ધ્યાનમાં રાખીએ તો ૧૮૭૬ કરોડ રૂપીઆ છે. આ મહેસુલ બધીએ લશ્કરી અને દિવાની ખાતાઓનાં ખર્ચોમાં તણાઈ જાય છે અને દર સાલ દેવાનો ડુંગર વધતો જાય છે. ઘણુંખરૂં દેવું ૪ ટકાની તેરીખે નહિ પણ ૬ અને ૬ ટકાની તેરીખે ચ્હોરેલું છે, અને એ હિસાબે વ્યાજનો આંકડો વરસે ૪ અબજથી પણ વધી જાય છે. આ બધું દેવું સરકારને માથે નથી પણ આપણા અને આપણા સંતાનોના માથે છે અને જ્યારે મોટા તવંગર દેશો પણ દેવાં માંડી વાળવાની વાતો કરે ત્યારે આપણા જેવા ગરીબ દેશની શી દશા હશે એનો વિચાર કરવો ઘટે છે. ગઇ લડાઇથી આપણું દેવું ખૂબ વધી ગયું છે અને નવા સુધારાના અમલથી દર વરસે ૪૪ કરોડ રૂપીઆના ખર્ચનો ઉમેરો થયો છે. જો આપણે વેળાસર ચેતીને આપણી સરકારની દેવાદાર સ્થિતિને અટકાવીશું નહિ તો આપણી અને આપણાં હાલનાં અને ભવિષ્યનાં સંતાનોની માઠી દશા થવાની છે.

## ઇંગ્લંડ અને તુર્કી

સર વેલેન્ટાઇન શીરોલ તા. ૧૬ સપ્ટેમ્બરના રોજ લંડનના **ધી ટાઇમ્સ** માં પત્ર લખી જણાવે છે કેઃ

તુર્કી શાહેનશાહ ના પરાધીન લોકોને તુર્કીના જુલમમાંથી મુક્ત કરવાનાં વચનો આપી એમની મદદ મેળવવી અને તે પછી તુર્કોની પરાપૂર્વથી ચાલી આવેલી માતૃભૂમિની ( Homelands ) વાત કરવી એ પ્રમાણિકતાને નેવે મૂકવા જેવું છે. આપણી વિરોધાભાસવાળી પ્રતિજ્ઞાઓ પૂરી કર્યાં વિના લોકમતના બળથી દબાઇ જઇ તુર્કીમાંથી લડાઈ પૂરી થઇ કે તુરત જ લશ્કરને પાછું બોલાવી લેવું એ પણ પ્રમાણિકતાને નેવે મૂકવા જેવું છે. આથી તુર્કી તોફાને ચઢયું એટલું જ નહિ પણ આપણા મિત્ર રાજ્યો પોતપોતાને માટે સારા સારા લાભો મેળવવાના લોભમાં પડી ગયા. એશિયામાઇનોરમાં આપણા નીકળી જવાથી ખાલી પડેલી જગ્યામાં ગ્રીકોને ગોઠવી દેવા અને આપણે વહેલામોડા એમને મદદ કરવી પડશે એની ગણત્રી જ ન કરવી, એ પણ પ્રમાણિકતાને નેવે મૂકવા જેવું છે. કોન્સ્ટન્ટીનોપલમાં સુલતાન અને તેની સરકારને ખડી કરવી અને તુર્કી નેશનાલીસ્ટ પક્ષની સાથે તેવું ખોટી રીતે સમાધાન કરાવવું એ જરા ઓછે અંશે પ્રમાણિકતાને નેવે મૂકવા જેવું છે. તોપણ અંગોરાની ઉપર ગઇ સાલ ગ્રીકોએ કરેલી ચડાઇને જાહેર રીતે ઉતારી પાડવી અને અંદરખાને ગ્રીકોને ખબર આપવી કે એથી આપણે નાખુશ નથી એ એથી યે વધારે અંશે પ્રમાણિકતાને નેવે મૂકવા જેવું છે.

પૂર્વના બીજા ભાગોમાં પણ આપણી રાજનીતિને આજ પાસ લાગેલો છે. ઈજીપ્તમાં મિલ્નર કમિશને કરેલી તપાસથી અને એ તપાસ પરથી બહાર પાડેલા રીપોર્ટ પરથી ઈજીપ્તના લોકોને લાગ્યું કે લડાઈ વખતે આપણે આત્મનિર્ણય અને ન્હાની ન્હાની પ્રજાઓની સ્વતંત્રતાની જે વાતો કરતા હતા તેને અમલમાં મૂકવાનો છેવટે આપણે નિશ્ચય કર્યો છે. પણ તે પછી બ્રિટિશ સરકાર ફરી બેઠી છે, અને જો કે આપણે ઈજીપ્તની સ્વતંત્રતા મ્હોડેથી સ્વીકારી છે છતાં ઇજીપ્તની સરકારની સામે ચળવળ ચલાવવાને માટે એ દેશના આગેવાનોને લશ્કરી કાયદાથી દાબી દેઇ દેશપાર કરતાં આપણે અચકાયા નથી.

હિંદુસ્તાનમાંએ આપણે સુધારા દાખલ કરવાનો પ્રયત્ન કર્યો છે પણ સન ૧૯૧૯ ના પંજાબના તોફાનો પછી આપણે જે અપ્રમાણિક નીતિ અખ્તિયાર કરી છે, અને તુર્કીની બાબતમાં શાહી સરકાર અને હિંદી સરકાર વચ્ચે જે મતફેર રહ્યો છે તેથી એ પ્રયત્ન નિષ્ફળ ગયો છે. ઘણા જ વખત ઉપર મિ. શ્રીનિવાસ શાસ્ત્રીએ આપણાં વચનોપરથી હિંદુસ્તાનના લોકોનો વિશ્વાસ ઉઠતો જાય છે અને એથી આપણું રાજ જોખમાતું જાય છે એ વિષે આપણને ખુલ્લી ચેતવણી આપી છે. પણ દીવાને આમમાં થોડાંજ અઠવાડીયાં ઉપર ભૂલોથી ભરેલું અને અક્કલ વિનાનું ભાષણ કરીને વડા પ્રધાને એ ચેતવણીને અવગણી છે.

પણ લડાઇ દરમ્યાન તુર્કીના કાબૂમાંથી જે જણ આરબ રાજ્યો છૂટાં થયાં તેમાંના બે આરબ રાજ્યોને તુર્કીથી બિલકુલ સ્વતંત્ર બનાવી આપવાનું વચન આપી તુર્કીની સામે ઉશ્કેરી મૂક્યા એમાં આપણે સર્વ પ્રમાણિક રીતિઓને વટાવી ગયા છીએ આપણે એ વચનો પાળવાને શું કર્યું છે? પેલેસ્ટાઇન પર યાહુદીઓનું રાજ ઠોકી બેસાડયા સિવાય આપણે શું કર્યું છે? સિરીઆમાં ત્યાંના લોકોની મરજી વિરૂદ્ધ આપણે ફ્રાન્સની સત્તા ઠોકી બેસાડી છે. બગદાદની ગાદીપર આપણે એક આરબ રાજાને બેસાડ્યો છે, અને પેલેસ્ટાઇન, સિરીયા અને ઈરાકની આપણે કરેલી ગોઠવણ માટે આપણે પ્રજામંડળનો સહીસિક્કો મેળવવાનો પ્રયાસ કરી રહ્યા છીએ! આનાથી વધારે અપ્રમાણિક શું હોઈ શકે!

ખરેખર, બ્રિટિશ લોકોની આંખ ઉઘડી ગઇ લાગે છે. પ્રમાણિકતા અને અને અપ્રમાણિકતા વચ્ચેનો ભેદ તેઓમાંથી કેટલાક સમજતા જાય છે. છતાંયે આપણા દેશમાં કેટલાક એવા નર પડેલા છે જેઓ બ્રિટિશ સરકારની બધી નીતિને કેવળ પ્રમાણિક જ માને છે, આ લોકોની આંખ ક્યારે ઉઘડશે!

## આપણા ખેડૂતોની દુર્દશા.

ખેડૂતોની વધતી જતી ગરીબાઇ નીચેની હકીકત પરથી સાબિત થાય છે.

૧૯૧૮–૧૯ માં ૯,૯૪,૦૦૦ ખેતરો–કુલે ૪૬,૭૬,૦૦૦ એકર જમીનનો મ્હોળદલો થયો હતો. એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે ખેડૂતોની ગરીબાઇને લીધે દર સાલ ૨ કરોડ એકર જમીન ખેડૂતોના હાથમાંથી ચાલી જાય છે.

સને ૧૯૧૯ માં બ્રિટિશ હિન્દમાં ઢોરોની સંખ્યા ( ગાયબળદ ૧૫ કરોડ, ઘેટાંબકરાં ૫ કરોડ ને ૬૦ લાખ) ૨૦ કરોડને ૬૦ લાખ, હળની સંખ્યા ૧ કરોડને ૯૫ લાખ, અને ગાડાંઓની સંખ્યા ૫૦ લાખની હતી, જ્યારે ખેડૂતોની સંખ્યા ૨૧ કરોડને ૫૫ લાખની હતી. આ આંકડા પરથી સાબિત થાય છે કે ૧૧ ખેડૂતોને ભાગે એક હળ આવે છે, અને ઘેટાંબકરાંની સંખ્યા હિસાબમાં લઇએ નો ૧ ખેડૂતને ભાગે એક ઢોર આવે છે.

આ આપણા ખેડૂતોની દશા છે. જમીનના મ્હોબદલાના તથા વેચાણના આંકડાઓથી આપણા ખેડૂતોની દેવાદાર દશાનું આપણને ભાન થાય છે. જે દેશના ખેડૂતોને ભાગ માથા દીઠ એક એકર પણ જમીન ન રહેતી હોય, એક ગાય કે બળદ ખીલે ન રહેતો હોય, દશ દશ ખેડૂતો વચ્ચે એક હળ ન રહેતું હોય એ દેશના ખેડૂતો દિન પ્રતિદિન ચુસાઈ જઇ ઘસાઇ જાય અને શાહુકારોના તેમજ સરકારના દેવાદાર બની પોતાની બાપદાદાની જમીન ગીરો મૂકતા જાય યા તો વેચતા જાય એમાં શી નવાઈ?

બ્રિટિશ હિન્દમાં જમીનની મહેસૂલમાં ૧૮૫૭થી જે વધારો કરવામાં આવ્યો છે તે નીચેના આંકડાઓ પરથી જણાશેઃ

| વરસ | જમીન મહેસુલ રૂપીઆ |
|---|---|
| ૧૮૫૭ | ૧૭,૩૦,૦૦,૦૦૦ |
| ૧૮૭૧ | ૧૯,૯૦,૦૦,૦૦૦ |
| ૧૮૮૧ | ૨૧,૯૦,૦૦,૦૦૦ |
| ૧૮૯૧ | ૨૪,૦૦,૦૦,૦૦૦ |
| ૧૯૦૧ | ૨૬,૨૦,૦૦,૦૦૦ |
| ૧૯૧૧ | ૩૧,૭૦,૦૦,૦૦૦ |
| ૧૯૨૧ | ૩૫,૧૦,૦૦,૦૦૦ |

આ આંકડાઓ પરથી માલુમ પડે છે કે સન ૧૮૫૭થી સન ૧૯૨૧ સુધીમાં ૬૪ વર્ષમાં મહેસુલ બમણાથીયે વધી ગયું છે, અને એ વધારો ઉત્તરોત્તર છે. આ આંકડાઓ રૈયતવારી અને જમીનદારી મહેસુલ પદ્ધતિનેજ લાગુ પડે છે. એમાં કાયમી મહેસુલ પદ્ધતિવાળા મુલકોનો સમાવેશ થતો નથી. ખેતીના વિકાસ માટે સાધનો તેમજ મુડીની અપેક્ષા રહે છે. જો કાંઇ મુડી સારાં વર્ષોમાં ખેડુત બચાવે તે જૂદા જૂદા ભાગોમાં મહેસુલ વધારીને સરકાર ખેંચી લે, તો પછી ખેતીનો વિકાસ ક્યાંથી થાય ?

## ગામડાંની સેવા

મિ. એમહર્સ્ટ કવિવર રવીન્દ્રનાથ ટાગોરે ઉઘાડેલા વિશ્વભારતી વિદ્યાલયના ખેતીવિભાગના અધ્યક્ષ છે. પોતે કેમ્બ્રીજ યુનિવર્સિટીના સ્નાતક છે અને ખેતીવાડીનું વ્યવહારૂ જ્ઞાન મેળવવા અમેરિકા જઇ આવેલા છે. હાલ બીરભૂમ જીલ્લાના સુરૂલ ગામમાં તેઓ ખેતીવાડીની શાળા ચલાવે છે. તા. ૨૮ જુલાઈ, ૧૯૨૨ના રોજ વિશ્વભારતી સંમેલનમાં શ્રી રવીન્દ્રનાથના પ્રમુખપણા નીચે વ્યાખ્યાન આપતાં એમણે જણાવ્યું કે:

આપણા આજના નવજુવાનો માટે ગામડાંઓની સેવા જેવી સેવા નથી. પણ આ સેવા કરવાને માટે ખૂબ તાલીમની જરૂર છે, શરીરને ખૂબ કસવાની જરૂર છે. સૌથી પહેલાં તો આવી સેવા કરવા ઈચ્છનારે હાથપગ વાપરતાં શીખી લેવું જોઇએ,' અને પોતાની મેળે પોતાની રોટી પેદા કરી લેવી જોઇએ. આ રીતે જ તે પોતાની અને આસપાસના માણસોની સેવા કરી શકશે ગામડાંના લોકોના સુખદુઃખમાં ભાગ લીધા વિના, તેમના જખમોને મલમપટા લગાવ્યા વિના, તેમની સાથે ભળી ગયા વિના, તેમનું દૃષ્ટિબિન્દુ સમજ્યા વિના શાળાઓ અને કોલેજોમાંથી નીકળેલા જુવાનીઆઓ તેમના જીવનમાં 'કાયાપલટ કરી નાંખે એમ માનવાના દિવસો વહી ગયા છે. પ્રગતિ ઠેઠ તળીએથી' થવી જોઇએ, નહિ કે મથાળાથી. આવી રીતે સેવા કરવા ઇચ્છનાર માણસે મહાત્મા ગાંધીજી કહે છે તેમ ભંગીનું કામ કરવા તૈયાર થવું જોઇએ, એટલું જ નહિ પણ તે ઉપરાંત ભંગીને પોતાનું કામ કેમ સરસ કરવું તે શીખવાડતાં પણ એને આવડવું જોઇએ. નિઃસ્વાર્થ અને નિષ્કલંક જીવનનો દાખલો ગામના સર્વ લોકોની દૃષ્ટિ આગળ એણે સદાસર્વદા ધરવો જોઈએ.

પ્રમુખપદેથી કવિવરે વ્યાખ્યાન સમાપ્ત થતાં જણાવ્યું કે:

ગામડાંના જીવનમાંથી રસ અને ઉલ્લાસ ચાલી ગયાં છે, અને એથી ગામડાંના લોકો પોતાની અસંતોષાયેલી જીજ્ઞાસાઓને સંતોષવા ઉંધે રસ્તે ચઢી જાય છે. આપણા રાષ્ટ્રીય જીવનમાં પણ આપણી એજ દશા છે. માતૃભૂમિની સાચી સેવા કરવાની આપણામાં હજુ તાલીમ નથી આવી, આપણા દિલમાં એવી ધગશ પેદા નથી થઈ. આથી આપણો આત્મા ઉંડે ઉંડે અસંતોષી રહે છે અને આપણે એ અસંતોષને વિસારી દેવા રાજ્યદ્વારી ચળવળ અને ધાંધાટના જામ પર જામ ચઢાવી બેફિકર બનીએ છીએ.

કેટલાયે નવજુવાનોએ ગામડાંઓમાં જઈ કામ કરવા પોતાનો અભ્યાસ છોડયો છે. તેઓ સુરૂલ ગયા છે ખરા, પણ મારે શરમની સાથે કહેવું પડે છે કે તેમનો ઉત્સાહ ગામલોકોની મોટી મોટી સભાઓ ભરી તેમને તેમના ધર્મો પર વ્યાખ્યાનો આપવામાં જ ખરચાયો છે, અને જ્યાં સુધી તેમને લાગ્યું કે કોઈ અદૃશ્ય શક્તિના બળે તેમાનું ધારેલું સ્વરાજ તેમને મળી જશે ત્યાં સુધીજ તે ઉત્સાહ ટકી રહ્યો છે. તેમની એ આશા વિફળ ગઈ કે તુરત જ તેમનો એ ઉત્સાહ ચોમાસાના પુરનાં પાણીની જેમ ઉતરી ગયો છે.

કવિવરના ઉદ્‌ગારો માત્ર બંગાળાને જ નહિ પણ સમસ્ત દેશને લાગુ પડે છે. બંગાળે-તરૂણ બંગાળે પરિષદ્ ભરી કવિવરની શરમ ટાળવાનો પ્રયત્ન કર્યો છે. ગૂજરાતના જુવાનો કરશે કે ?

## તરૂણ બંગાળ પરિષદ

મદિના પર કલકત્તામાં બંગાળાના નવજુવાનોની પરિષદ મળી હતી અને તેમાં લોકશિક્ષણ ફેલાવવાના, અસ્પર્શ્યતા દૂર કરવાના, ગામડાંઓના ગૃહઉદ્યોગોને સજીવન કરવાના વગેરે અનેક ઠરાવો થયા હતા. પ્રમુખસ્થાનેથી જર્મની જઇ ગણિતશાસ્ત્ર અને રસાયણ શાસ્ત્રનાં અભ્યાસ કરી આવેલા પ્રો. મેઘનાદ સહાએ કહ્યું કે:

આ પરિષદે રૂપરેખા દોરી છે એવાં કામ આપણા નવજુવાનો હાથ ધરશે ત્યારે જ બંગાળાની હાલની દયાજનક સ્થિતિ સુધરશે. આજે આપણા પ્રાંતમાં ચોમેર ભૂખમરો અને રોગચાળો ફેલાયાંછે. ભવિષ્યની સંતતિનું જીવન સુખમય થાય એ સારૂ આપણા નવજુવાનોએ એ સંકટોની સામે ઝુઝવું જોઇએ......રાષ્ટ્રની અધોગતિના મૂળ કારણ રૂપ નોકરી શોધવાની ઈચ્છાને તિલાંજલિ આપી દેશના પડી ભાંગેલા ઉદ્યોગોને સજીવન કરવા, પરદેશીઓના દ્રવ્યશોષણમાંથી દેશને બચાવી લેવા અને એ રીતે દેશને ગરીબાઈ અને સર્વનાશમાંથી ઉગારી લેવા પાછળ એમણે તનમનધનથી લાગી જવું જોઇએ.

શ્રી. નરેન્દ્ર નાથ રૅાય ચૌધરીએ મુખ્ય ઠરાવ રજુ કરતાં કહ્યું કે:

દેશની અવનતિનું કારણ કામ કરનારાઓની તંગી નથી પણ યોજકશક્તિની ખામી છે. બંગાળાની નવજુવાનોની સામાજિક, શિક્ષણવિષયક અને બીજી બધી પ્રવૃત્તિઓનો સમન્વય કરવાને માટે એક કાયમી સંસ્થાની જરૂર છે અને એથી ઑલ-બેન્ગૉલ યંગમેન્સ એસોસિયેશન નામની કાયમી સંસ્થા સ્થાપવાની હું આવશ્યકતા સમજું છું. આ સંસ્થા લોકશિક્ષણ, સ્વદેશી, અને હિન્દુ—મુસલમાન એકતાનો પ્રચાર કરવાનું, અસ્પર્શ્યતા, બાળલગ્ન અને પહેરામણી જેવા રિવાજો નાબૂદ કરવાનું અને હરદમેશ, હરસ્થળે ન્યાય અને સત્યને અવલંબી સમાજસેવા કરવાનું કામ હાથ ધરશે.

આ ઠરાવ નજીવા સુધારાવધારા સાથે સર્વાનુમતે પસાર થયો હતો અને આવતી રજાઓના દિવસોમાં આ કાર્યક્રમ પાર પાડવા અનેઆત્મભોગની સાથે પશ્ચિમના યુવાનોની માફક દેશની ખરી સ્થિતિનું જ્ઞાન મેળવી સંગીન કામ કરી બતાવવા પ્રમુખે સર્વ યુવાનોને વિનંતિ કરી હતી

## આસામી વીર

પંડિત દેવશરણ આસામની ગૌરક્ષક સભાના પ્રખર કાર્યકર્તા હતા. આસામની હિંદુ–મુસલમાન એકતાના પોતે સ્થંભ રૂપ હતા. એમને ૧૦૮ મી કલમ પ્રમાણે ૬ માસની સજા થઈ. જેલમાં એમને દૈનિક હોમ કરવાની રજા મળી નહિ, એટલે એમણે અનજળ લેવાની ના પાડી. આ માટે એમની અને જેલના અમલદારોની વચ્ચે રસાકસી શરૂ થઈ, અને છેવટે આ આસામી વીર ભૂખ્યો ને તરસ્યો પોતાના ગુરૂનું નામ જપતો આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયો. આ વીરના મૃત્યુ પર ટીકા કરતાં કલકત્તાનું સરવન્ટ તા. ૧૫ અકટોબરના અંકમાં લખે છે કે:

દેવશરણે આપણે માટે એક પદાર્થપાઠ મૂકયો છે. એ પદાર્થપાઠ એ છે કે 'દેહ જાય પણ ધર્મ ન જાય' એ પદાર્થપાઠ શીખીને જ આપણે આપણા હૃદયની અભિલાષ પૂર્ણ કરી શકીશું. જગનિયંતાના નિયમોનું પાલન એ જ મનુષ્યજીવનનો હેતુ છે. એ નિયમોનું જ એણે વળગી રહેવાનું છે. અને મનુષ્યે ઘડેલા કાયદાકાનૂનોની સત્તા એ નિયમોથી મર્યાદિત થયેલી છે......

કામરૂપની પવિત્ર ભૂમિમાં વીરનું બલિદાન અપાયું છે. એ ભારતમાતાના લાડીલા, ગૌમાતાના રક્ષક, દેશભક્ત ધર્મવીરના લોહીના ટીપેટીપામાંથી એક નવો દેશભક્ત પ્રગટવાનો છે. આવાના મૃત્યુ માટે આંસુડાં ન હોય, વિષાદ ન હોય, ક્રોધ પણ ન હોય. આપણે આપણી સમગ્ર શક્તિનો સંચય કરવો અને મારનારને 'ભલું' થજો, એવો આશિર્વાદ આપવો.

## આપણા દેશી રાજાઓ

પૂનાનું ધી સરવન્ટ ઑફ ઇન્ડિયા તા. ૧૨ અકટોબર, ૧૯૨૨ ના અંકમાં આ ઇલાકાના એક દેશી રાજા સંબંધી લખે છે કે:

એમના રાજનો એક સરદાર કોઇ ઉંચ વર્ણની કન્યાને પરણ્યો. રાજાએ એ સરદારની માલમિલકત જપ્ત કરી, અને કન્યાને પોતાના એક માણસ સાથે પરણાવી દીધી... મુંબાઇ જઈ ધનાઢ્ય થઇ આવેલા કોઇ શેઠનો બંગલો રાજાની નજરમાં આવ્યો. રાજાએ શેઠને પોતાનો બંગલો

આપવા કહ્યું. શેઠે ના પાડી. રાજાએ કોઇ બહાનું કાઢી શેઠને પકડી લીધા, અને કાંઈ પણ તરતપાસ કર્યાં વિના મહિનાઓ સુધી અંધારી કોટડીમાં સડાવ્યા. છેવટે બહારના દબાણથી શેઠને છોડી દેવા પડયા, પણ શેઠના હાલહવાલ એવા કરી નાંખ્યા કે જેલમાંથી બહાર નીકળ્યા ને થોડા જ દિવસમાં શેઠ મરી ગયા. શેઠની વિધવા શેઠાણીએ કજીઆનું મૂળ કાઢવા બંગલો કૃષ્ણાર્પણ કરવા ધાર્યો પણ રાજા વચમાં પડયા, અને હુકમ કાઢયો કે એમના રાજ્યમાં એમની રજા સિવાય કોઇએ પોતાનાં ઘરબાર કે માલમિલકત ધર્માદા કરવાં નહિ......રાજાના રાજ્યમાં દુકાળ પડયો. રાજાએ લોકોની સભા બોલાવી દુકાળીઆઓને મદદ કરવા દુકાળફંડ ખોલ્યું, અને એમાં લોકો જેટલી રકમ ભરશે એટલી રકમ પોતે ઉમેરશે એમ જાહેર કર્યું. ફન્ડમાં ૨૫,૦૦૦ રૂપીઆ ભરાયા અને રાજા જ તેના તિજોરર બન્યા. પણ એ રકમ રાજની તિજોરીમાં પડી તે પડી, એમાંથી એક સિક્કો બહાર નીકળ્યો નહિ. જે રાજ્યમાં આવું અંધેર ચાલે એ રાજ મૂળથી જ સડેલું હોવું જોઇએ.

આ હકીકત વાંચ્યા પછી એક અતિ વિશ્વસનીય ગૃહસ્થ પાસેથી અમે આ રાજા વિષે આથીયે ચમકાવનારી વાત સાંભળી છે. આ વાત પણ થોડાંજ વર્ષ ઉપરની છે. તળાવને ફરતો રસ્તો કરવા માટે વૈષ્ણવોનો એક મહોલ્લો આડે આવતો હતો. રાજાએ તેમને બોલાવી નવાં મકાન બંધાવી આપવા કહ્યું પણ તેમણે ન માન્યું. થોડા દિવસ રહી રાજાએ પરગામથી ભંગીઓને બોલાવી તમામ ઘરોમાં દાખલ કર્યા અને આખો મહોલ્લો લૂંટાવી લીધો. એ પછી રાજાના માણસોએ આવી એક પછી એક દરેક મકાન જમીનદોસ્ત કરી નાંખ્યું, અને લક્કડ તથા કાટમાળ રાજના ઈજનેરખાતામાં લેઈ ગયા. વૈષ્ણવોને તો આ લૂંટફાટ અને આગ સરખી થઇ, પણ ભંગીઓને અને રાજને ચોકખો ફાયદો થયો!

વાચકો જાણીને અજબ થશે કે આ બધાં આપણા કાઠીઆવાડના એક નરેશનાં જ પરાક્રમ છે.

## ફરજીઆત અને પ્રાથમિક કેળવણી

મુંબાઇ ઇલાકાનું ક્ષેત્રફળ ૧,૨૩,૫૧૭ ચો. માઇલ -, એટલે ઇંગ્લેંડ અને વેલ્સના ક્ષેત્રફળ કરતાં બમણું છે. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે આ ઇલાકાની વસ્તી ૧,૯૨,૯૧,૭૧૯ છે. આમાં ૧,૦૧,૨૮,૫૭૫ માણસો અને ૯૧, ૫૩, ૧૪૪ સ્ત્રીઓ છે. ૫૦૦૦ થી વધારે વસ્તીવાળાં શહેરોની સંખ્યા ૨૦૨ છે, અને ગામડાંની સંખ્યા ૨૬, ૫૨૮ છે. વસ્તીનો પાંચમો ભાગ શહેરોમાં રહે છે અને બાકીનો ગામડાંમાં રહે છે. ગામ દીઠ સરાસરી ૧૨૫ ઘર અને ૬૦૦ થી ૭૦૦ ની વસ્તી હોય છે.

આખા ઇલાકાની વસ્તીનો આઠમો ભાગ નિશાળોમાં જવા લાયક ઉમ્મરનો છે. ગામડાંઓ અને શહેરોની સંખ્યા ૨૬,૭૩૦ છે. આમાંથી ૧૬,૫૬૩ શાળા વિનાનાં છે. આ ગામડાંઓમાંથી ૨૪૮ ગામ ૧૦૦૦ થી વધારે વસ્તીવાળાં છે અને એમની વસ્તી ૨,૫૨૧,૫૦૦ થી પણ વધારે વસ્તીવાળાં છે. આ પરથી જણાઇ આવશે કે નિશાળે જવા લાયક ઉમ્મરનાં છોકરાંઓમાંથી (૯,૪૨,૦૦૦) ૩,૪૧,૦૦૦ અથવા ૩૬ ટકા શાળાઓમાં છે અને છોકરીઓમાંથી માત્ર ૯ ટકા જ છે. આ પરથી માલૂમ પડે છે કે પ્રાથમિક કેળવણીની સ્થિતિ આપણા ઇલાકામાં છેક નિરાશાજનક છે, આખા ઇલાકામાં આ વેગે પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત થવાને માટે કેટલાં વર્ષ જોઇએ એ સહજે કળી શકાય એમ છે.

## હિંદી જકાત કમીશન

હિંદની જકાત વિષેનો પ્રશ્ન કેટલાં વર્ષો થયાં ચર્ચાય છે અને એમ માનવામાં આવે છે કે હિંદની જકાતનીતિ લેન્કેશાયર અને માન્ચેસ્ટરના લાભ ધ્યાનમાં રાખી ઘડાય છે. આ દલીલોમાં સત્ય નથી એમ કહેવું મિથ્યા છે. આર્થિક અને ઔદ્યોગિક દૃષ્ટિએ હિંદને સ્વતંત્ર અને સ્વાવલંબી જોવાની હિંદીઓની ઘણાં વર્ષોની અભિલાષાઓએ આર્થિક અને ઔદ્યોગિક સ્વતંત્રતાની માગણીનું સ્વરૂપ પકડયું છે. ઔદ્યોગિક કમિશન (સન ૧૯૧૬-૧૭) ને જકાતનીતિનો પ્રશ્ન ચર્ચવાની તથા તેના વિષે ભલામણ કરવાની મના હતી. મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રીપોર્ટમાં હિંદને આર્થિક સ્વતંત્રતા (Fiscal autonomy) આપવામાં આવશે એવો ઇસારો હતો, ને જોઇંટ કમિટીના રીપોર્ટમાં (કલમ ૩૩) સ્પષ્ટ રીતે હિંદને

એ સ્વતંત્રતા બક્ષવામાં આવી છે. આનો લાભ લેઇને ભાવિ જકાતનીતિ નક્કી કરવા હિંદી સરકારે ગયે વર્ષે સર ઇબ્રાહીમ રહીમતુલ્લાના પ્રમુખપણા નીચે એક કમિશન નીમ્યું હતું. પ્રમુખ સિવાય બીજા ૧૦ સભાસદોમાં ૪ અંગ્રેજ હતા, ૨ પારસી હતા અને બાકીના હિંદુ હતા. કમિશને આખા દેશમાં ફરી ૨૮૧ લેખીત અભિપ્રાય મેળવેલા તેમાંથી ૧૪૨ ને રૂબરૂ જુબાની માટે બોલાવ્યા હતા. આ રીતે લોકમત જાણીને કમિશને એક અગત્યનો રીપોર્ટ બહાર પાડયો છે તેમાં જુદી જુદી ભલામણો કરી છે. આખા રીપોર્ટપર બધા સભાસદોની સહી છે પણ પ્રમુખ અને બીજા ચાર હિંદુ સભાસદોએ અગત્યના પ્રશ્નોપર વિરુદ્ધમત દર્શાવનારી જુદી નોંધ લખી છે. આખા રીપોર્ટમાં ગોળગોળ જણાવેલી કેટલીક બાબતોનો વિરુદ્ધ મતની આ નોંધે ફોડ પાડયો છે તો પણ એ સંતોષકારક તો નજ ગણાય.

જો કે ભલામણોમાં બહુ દમ નથી છતાં અમે આશા રાખીએ છીએ કે બીજા કમિશનોની ભલામણોની માફક આ કમિશનની ભલામણો પણ નેવે નહિ મૂકાય.

જકાત કમિશનને સોંપવામાં આવેલું કર્તવ્ય જુદા જુદા દૃષ્ટિબિન્દુથી ચાલુ જકાતનીતિની તપાસ કરી તે વિષે તેમજ Imperial Preference નો સિદ્ધાંત સ્વીકારવો હિંદને ફાવશે કે કેમ તે વિષે ભલામણો કરવાનું હતું. આ કમિશન એકમતથી કશી પણ ભલામણ કરી શકયું નથી. કમિશનમાંથી ૭ જણા (૪ અંગ્રેજ અને ૨ પારસી સભાસદો) નીચે પ્રમાણે ભલામણ કરે છેઃ—

## મુખ્ય ભલામણો

ભલામણો કરતાં પહેલાં કમિશન એવા નિર્ણય ઉપર આવે છે કે હિંદુસ્તાનનું ક્ષેત્રફળ, વસ્તી અને કુદરતી પેદાશ જોતાં તેનો ઔદ્યોગિક વિકાસ જોઇએ તે પ્રમાણમાં થયો નથી અને આવો વિકાસ દેશને એકંદર રીતે લાભકારક છે.

૧. હિંદી સરકારે આ રીપોર્ટમાં આલેખ્યા પ્રમાણેની રક્ષણીય જકાતનીતિ વિવેકથીઅમલમાંમૂકવી.

૨. ઉદ્યોગોના વિકાસને જોઇતું રક્ષણ મળે અને જેમ બને તેમ સમાજપર હળવો બોજો પડે એ નેમ રાખી જકાતી રક્ષણ આપવાના ઉદ્યોગોની પસંદગી કરવામાં તેમજ રક્ષણ કેટલું આપવું તે નક્કી કરવામાં વિવેક વાપરવો.

૩. રક્ષણની માગણીઓનો વિચાર કરવામાં જકાતી બોર્ડને નીચેની બાબતોમાં સંતોષ થવો જોઇએ.

અ. અમુક ઉદ્યોગોને માટે કુદરતી અનુકૂળતા છે;

બ. રક્ષણ વિના એ ઉદ્યોગ બિલકુલ વિકસી શકે એમ નથી અથવા જોઇએ તેટલી ઝડપથી વિકસે એમ નથી; અને

ક આખરે રક્ષણ સિવાય દુનિયાની હરીફાઇમાં એ ઉદ્યોગ ટકી રહેશે.

૪. કાચો માલ અને સાંચાકામ પર કોઇપણ જાતનો આયાતવેરો રાખવો નહિ, અને અહીંના ઉદ્યોગોમાં વપરાતા કાચાપાકા માલની આયાત પર જેમ બને તેમ હળવી જકાત નાંખવી.

૫. હિંદુસ્તાનના રક્ષણ માટેના આવશ્યક ઉદ્યોગ—ધંધાઓને જરૂર જણાય અને તેના વિકાસ માટેની વસ્તુસ્થિતિ અનુકૂળ ન હોય તો ખપપૂરતું રક્ષણ આપવું.

૬. મહેસૂલની જરૂરીઆત સિવાય નિકાશવેરો નાંખવો નહિ, અને જરૂર જણાય તોયે હળવો નાંખવો.

૭. અનાજની નિકાશ બંધ કરવાની જરૂર જણાય તો તદન બંધીથી નહિ પણ થોડા સમયને માટે અનાજપર નિકાશવેરો નાંખીને બંધ કરવું.

૮. અમુક ઉદ્યોગોની જકાતી રક્ષણની માગણીઓ તપાસવા, જકાતનીતિના અમલ પર દેખરેખ રાખવા અને સરકારને તેમજ ધારાસભાને ઉપર દર્શાવેલી બાબતોમાં સલાહ આપવા એક કાયમી જકાત બોર્ડ નીમવું.

૯. નીચે જણાવેલા પ્રકારો સિવાયનું ઇમ્પીરીયલ પ્રેફરન્સ (Impenil Preference) દાખલ કરવું નહિ.

૧૦. જકાતબોર્ડ દ્વારા અમુક બાબતોની પ્રારંભિક તપાસ પછી એ બાબતોમાં રાહત આપવાની જકાતનીતિ દાખલ કરવાનો સવાલ ધારાસભા આગળ રજુ કરવો.

૧૧. જો ઉપર જણાવેલી નીતિ સ્વીકારવામાં આવે તો તેનો અમલ નીચેના સિદ્ધાંતોને અનુસરીને થવો જોઇએ.

(૧) ધારાસભાની મંજૂરી સિવાય કોઈ પણ ઉદ્યોગને જકાતની બાબતમાં રાહત આપવી નહિ.

(૨) હિંદી ઉદ્યોગોને પોષવાને માટેના જરૂરી રક્ષણમાં ઘટાડો થાય એવી રાહત બહારના ઉદ્યોગોને આપવી નહિ.

(૩) આવી રાહત આપવાથી હિંદને આર્થિક ગેરલાભ થવો જોઇએ નહિ.

૧૨. વિલાયતને રાહત આપવામાં આવે તો તે બક્ષિસ તરીકે ગણવી અને બ્રિટિશ સામ્રાજ્યના બીજા ભાગોને અરસપરસ લાભદાયી થાય એવી રીતે રાહત આપવી.

૧૩. મિલોના કાપડ પરનો જકાતવેરાનો ઇતિહાસ જોતાં એને બિલકુલ નાપસંદ કરીએ છીએ, અને સરકાર તેમજ ધારાસભાએ હિંદનું હિત લક્ષમાં લેઇ એકડે એકથી પોતાની જકાતનીતિ નક્કી કરવી.

૧૪. સરકાર મંગાવે તે માલ પર આયાતવેરો નાંખવો. માલને એક જગ્યાએથી બીજી જગ્યાએ મોકલવામાં વહાણના દરોને લીધે, પડતર કિંમત કરતાંયે ઓછા દરે થતા વેચાણોને લીધે, ગગડી ગયેલા હુંડીઆમણના ભાવોને લીધે અને પૂરાતી [illegible]વાળા માલની આયાતને લીધે ઉભી થતી મુશ્કેલીઓની તપાસ કરી બને તો દૂર કરવી.

૧૫. પ્રાથમિક કેળવણીને વધારે ઔદ્યોગિક બનાવવી અને ઉદ્યોગ હુન્નર શીખનારાઓને તેમજ મજુરોને હલનચલન કરવાની વધુ તકો આપી ઉદ્યોગોની ખીલવણી કરવી.

૧૬. પરદેશી મૂડીની આયાતમાં કોઇ પણ વિઘ્ન નાંખવું નહિ અને જે કંપનીઓ હિંદમાં જ ઉભી થઇ હોય અને હિંદમાંજ રજીસ્ટર્ડ થઈ હોય, જેમની મૂડી રૂપીઆમાં હોય, જેમાં હિંદી ડાયરેકટરોનું ઠીક પ્રમાણ હોય અને જેમાં હિંદીઓને શીખવાની તક મળતી હોય એવી કંપનીઓને જ સરકારે ઇજારા કે છુટછાટ આપવી."

૧૭. સામાન્ય રીતે પ્રત્યાઘાત કે આક્રમણ માટે જકાતનીતિનો ઉપયોગ કરવો નહિ.

૧૮. જકાતનીતિની કેટલીક અચોક્કસ બાબતોને ચોક્કસ કરી જકાતની આંકણી સાવચેતીથી કરવી.

### જુદી નોંધ

ઉપરની ભલામણો પર બધા સભાસદોની સહી છે પણ પ્રમુખ અને ચાર હિંદુ સભાસદોએ તે ઉપરાંત નીચેની ભલામણો કરી છે.

૧. રક્ષણની જકાતનીતિ ચોક્કસ રીતે સ્વીકારી તેનો અમલ કરવો.

૨. દારૂ, તમાકુ જેવા કેફી પદાર્થો તેમજ મોજશોખની ચીજો સિવાય બીજા માલ પર જકાત વેરો નાંખવો નહિ.

૩. મિલના કાપડ પર નંખાતો જકાત વેરો હમણાં જ કાઢી નાંખવો.

૪. હિંદુસ્તાનને સંસ્થાનોના જેવું સ્વરાજ મળે એ શરતે જ ઇમ્પીરીઅલ પ્રેફરન્સની જકાત નીતિ સ્વીકારવી.

૫. પરદેશી મૂડીની આયાત અમુક જણાવેલી શરતોએ જ થવા દેવી.

# નોંધ

## તલવારનો ખડખડાટ

ગયા ઑગસ્ટ માસ સુધીમાં મી. લોઇડજ્યોર્જની સરકારે તુર્કી અને મધ્ય એશિયામાં જે બાજી ખેલવા ધારી હતી, તેમાં તેનાં ત્રણ સોગટાં હતાં: (૧) મક્કા મદિનાની સફરે આવનાર હાજીઓને વરસોવરસથી લૂંટનાર મક્કાનો શરીફ; (૨) કાસ્પીઅન સમુદ્રના કાંઠા ઉપર બોલ્શેવિક સત્તાને નાબૂદ કરવા માટે જમાવેલું જનરલ રેંગલનું રાજ્યતંત્ર; અને (૩) સ્મર્નામાં સિતમ ગુજારનાર, અને થ્રેસ પચાવી પાડનાર ગ્રીસનું મિત્ર રાજ્ય. જનરલ રેંગલના લશ્કરને તો રશિયન સેનાધિપતિ ટ્રોસ્કીએ કયારનુંએ ખતમ કર્યું છે. અરબસ્તાનમાં મક્કાના શરીફને અને ઇરાકમાં તથા પેલેસ્ટાઇનની દક્ષિણે આવેલા મુલકમાં તેના પુત્ર અમીર ફૈઝુલ અને અમીર અબદુલ્લાને, પુતળાની માફક અંગ્રેજોએ ગાદીએ બેસાડયા છે. પણ અરબસ્તાનના વહાબીઓના, અને ઇરાકના અરબોના ઝનુની હુમલાથી અંગ્રેજોનું આ કાગદી રાજતંત્ર કયારે તૂટી પડશે ને કહી શકાતું નથી. આ સ્થિતિમાં અંગ્રેજોનો આધાર માત્ર સ્મર્ના અને થ્રેસમાં ગ્રીક લશ્કરની હુંફ ઉપર જ રહ્યો હતો. તેથી કમાલ પાશાએ જ્યારે થોડા અઠવાડિયામાં એશિયામાઇનરના ખુણેખુણામાંથી ગ્રીક લશ્કરને હકાવી મૂક્યું, ત્યારે છેલ્લાં પાંચ સાત વરસથી મિ. લોઇડજ્યોર્જે રચેલું બ્રિટિશ રાજસત્તાનું સ્વપ્નું નાબુદ થઇ ગયું.

કહેવત છે, કે હાર્યો જુગારી બમણું રમે. હાર્યા છતાં પણ ન હાર્યાનો દેખાવ કરવાનો મિ. જ્યોર્જે નિશ્ચય કર્યો. કમાલ પાશાના લશ્કરને સામુદ્રધુનિ ઓળંગી ઇસ્તંબુલ ને થ્રેસમાં દાખલ થતું અટકાવવાને ચણકનું કુરૂક્ષેત્ર તેમણે પસંદ કર્યું, અને ઇંગ્લંડનું તેમજ સંસ્થાનોનું—ટુંકમાં સારા સામ્રાજ્યનું લશ્કર અને નૌકાબળ ત્યાં જમાવવાને રણશિંગું ફુંક્યું. ફ્રાન્સ, અને ઇટાલીની સરકારે કમાલ પાશાની સાથે સુલેહ કરીને જે મેળવવા ધાર્યું હતું, તે વિજયની ભેટ તરીકે લેવા માટે તલવાર ખખડાવવાનો એમણે નિશ્ચય કર્યો. આ વિષે તેમની સરકાર તરફથી જે જાહેરનામું બ્હાર પાડવામાં આવ્યું હતું તેમાંથી નીચેના શબ્દો ખાસ ધ્યાન ખેંચે છે:—

આ (કમાલ પાશાની) માગણીઓ જો કબૂલ કરવામાં આવે તો ગયા વિગ્રહમાં તુર્કી ઉપર મેળવેલા વિજય પર પાણી જ ફરી વળે.

એશિયા અને યૂરોપની વચ્ચે આવેલા જે જળમાર્ગથી ભૂમધ્ય અને કાળા સમુદ્ર જોડાય છે, તેમાં આખી આલમનું, યૂરોપનું અને ખાસ કરીને ઇંગ્લંડનું હિત સમાયેલું છે.........

પણ જ્યાં સુધી, ઈસ્તંબૂલ, બોસ્ફરસ ને ડાર્ડેનલ્સનું રક્ષણ કરનાર, મધ્યસ્થ ક્ષેત્ર (neutral zone) પર કમાલ પાશાનુ લશ્કર ચઢી આવવાનો કંઈ પણ સંભવ હોય, ત્યાં સુધી આવી (સુલેહની) પરિષદ્ પોતાનું કામ ન કરી શકે, અને તેમાં સફળ તો ન જ થાય. કમાલનાં માણસોનો ઉકળેલો પિત્તો, અને તેમની હદ વગરની માગણીઓ જોતાં માત્ર સમજુત ઉપરજ આધાર રાખવો, એ ઘણું જ જોખમભરેલું ગણાય યૂરોપ અને એશિયાની વચ્ચેના જળમાર્ગને તુર્ક લશ્કરના હુમલામાંથી બચાવવાને પૂરતું લશ્કર જમાવવુંજ જોઇએ. **કમાલ પાશાનું લશ્કર ઇસ્તંબુલમાંથી મિત્ર રાજ્યોને હાંકી કાઢે તો તમામ મુસલમાન રાજ્યોપર તેમજ ગઈ લડાઇમાં હારેલા તમામ દેશોપર અતિશય માઠી અસર થાય.**

વળી યૂરોપના કિનારાપર વિજયવંત તુર્કી ફરીથી પગ મૂકે, તો તમામ બાલ્કન રાજ્યમાં ઘણી જ ગંભીર સ્થિતિ ઉત્પન્ન થાય, અને અત્યાર સુધીમાંજ ખૂબ બેદાન મેદાન થયેલા મુલકમાં ફરીથી લોહીની નદીઓ વહે.

આ લખાણમાં મિ. લોઇડજ્યોર્જનો ખરો આશય ચોખ્ખો તરી આવે છે.

## મુદાનિયાનું તહનામું

જેમ જેમ ચણકની પાસે બન્ને લશ્કર ભેગાં થતાં ગયાં તેમ તેમ સૌને એમજ લાગ્યું કે યૂરોપમાં ફરીથી યાદવાસ્થળી થશે. આશાનું કિરણ માત્ર એટલું જ હતું કે ફ્રાન્સ અને ઇટાલીનાં લશ્કર ચણકમાં હતાં, તે પણ પાછાં ખેંચી લેવામાં આવ્યાં અને ફ્રેંચ વડા પ્રધાને તો ચોખ્ખી રીતે જાહેર કર્યું કે કોઈ પણ શરતે કમાલ પાશાની સામે તે લડાઇ કરશે નહિ. બીજી બાજુએ કમાલ પાશા પણ તેની માગણીમાં મક્કમ જ રહ્યો. મુદાનિયામાં સભા મળી તે પહેલાં એડ્રીઆનોપલ સુદ્ધાંત થ્રેસનો પૂર્વભાગ સોંપવાની કબૂલાત તે માગતો હતો, તેમાં તસુભર પણ તે ચસ્યો નહિ. અંગ્રેજ સરકાર પણ એમ કહેતી તો રહી, કે થ્રેસ વિષે કંઇ વચન સુલેહ પરિષદ્ પહેલાં ન જ આપી શકાય. પણ મિ. લોઇડજ્યોર્જે એકલે હાથે લડાઇ સળગાવવાને જે પગલાં લેવા માંડ્યો તેની સામે ઈંગ્લંડમાં અને સંસ્થાનોમાં પણ ખુબ હાહાકાર થયો. એટલે તરતજ (ઑક્ટોબર માસની શરૂઆતમાં) લૉર્ડ કર્ઝને ફ્રાન્સ અને ઇટાલી સાથે પેરિસની સંધિપર સહી કરીને નમ્યું આપ્યું. આની પહેલીજ કલમથી ત્રણે સત્તાઓએ કબૂલ કર્યું કે છેવટની સુલેહની વાટ ન જોતાં (થ્રેસમાં) એડ્રીઆનોપલ છોડીને મેરિટ્ઝા નદીની પેલી પાર, ગ્રીક લશ્કરને તરતજ હઠાવવું, અને તે પછી બનતી તાકીદે આખું પૂર્વ થ્રેસ તુર્કોને સોંપવું. મિ. લોઇડજ્યોર્જ અને લૉર્ડ કર્ઝનની જે ટોળી અક્કડપણાના શિખર પર બેઠી હતી, તે જોતજોતામાં નમ્રતાની તળેટી ઉપર જઈ પહોંચી—જેઓ ચોમેર વિગ્રહનો દાવાનળ સળગાવવા તૈયાર થયા હતા તેમણે થોડાજ કલાકમાં સુલેહની શાંતિ વર્તાવી.

દરમ્યાન મુદાનિયામાં સુલેહ પરિષદ્ મળી હતી તેમાં છેવટે ઑક્ટોબરની ૧૦ મી તારીખે જે તહનામું સહી થયું તેની મુખ્ય શરતો નીચે મુજબ છે.

( ૧ ) તહનામું સહી થયા પછી ૧૫ દિવસની અંદર ગ્રીક લશ્કરે પૂર્વ થ્રેસ ખાલી કરવું, દરમ્યાન મિત્ર રાજ્યોનું લશ્કર ત્યાં દાખલ થઇને સુલેહશાંતિ જાળવે. તે પછી તુર્કોનું લશ્કર નહિ પણ પોલિસની ટુકડીઓ દાખલ થઇ શકે.

( ૨ ) તે પછી ૩૦ દિવસે અર્થાત્ તહનામું સહી થયા પછી દોઢ મહિને મિત્ર રાજ્યોનું લશ્કર ત્યાંથી રવાના થાય.

( ૩ ) છેવટની સુલેહની શરતો મંજુર થાય ત્યાં સુધી તુર્ક લોકો પૂર્વ થ્રેસમાં અને ઇસ્તંબુલમાં લશ્કર લઈ ન જાય.

( ૪ ) સેવ્રની સંધિથી મામોરાના દરિયાની બંને બાજુએ બોસ્ફરસથી તે ઠેઠ ડાર્ડેનલ્સ સુધી થોડી થોડી જમીનમાંથી તુર્કી અને ગ્રીસનુ લશ્કર બાતલ રાખવાની ફરજ પડી હતી, તેને બદલે બે સામુદ્રધુનિના બહારાની નજીકમાંજ થોડી થોડી જમીન છુટી રાખવાનું નક્કી થયું. તે જમીનની સીમાઓ નક્કી કરવાને નીમાયેલા કમીશને ડાર્ડેનલ્સની બન્ને બાજુએ થોડી થોડી જમીન અને બોસ્ફરસ આગળ માત્ર કૉન્સ્ટેન્ટીનોપલની સામી બાજુએ થોડી જમીન છુટી રખાવી છે.

આ તહનામાનો તરતજ ભંગ કરવાનો આક્ષેપ કમાલ પાશાના લશ્કર ઉપર મુકાયો હતો, પણ પછીથી તેનું પૂરેપૂરૂં પાલન કર્યાનું સમજાય છે. તેજ પ્રમાણે ગ્રીક સરકારે આ તહનામું કબૂલ રાખીને પૂર્વ થ્રેસ માંથી ઉચાળા ભર્યા છે. હવે તેમાં તુર્કીની પોલિસ દાખલ થતી જાય છે. અત્યાર સુધીમાં ઇસ્તંબુલમાં કે થ્રેસમાં કંઈ પણ ખૂનરેજી થઈ નથી, એથી ધાર્યા પ્રમાણે નવેંબર માસમાં (૧૮ મી તારીખે) છેવટની સુલેહ પરિષદ્ મળશે એમ લાગે છે.

## જરા જુનો ઇતિહાસ

હજી આ પ્રકરણપર છેવટનો પડદો નથી પડ્યો. છતાં એટલામાં તો કેટલીક ઉથલપાથલ થઇ ગઇ છે. તુર્કીના અગ્નિદાહની રાખમાંથી કમાલ પાશા જેવો વીર નર પેદા થયો, તેથી ગ્રીસના રાજા "કિંગ-ટીનો" ને ગાદી છોડી નાસવું પડ્યું અને છેલ્લાં પાંચ વરસથી આખા બ્રિટિશ સામ્રાજ્યનું—અરે આખી દુનિયાનું તંત્ર ચલાવનાર મિ. લોઇડજ્યોર્જે પ્રધાન-પદ છોડી દીધું છેલ્લાં ત્રણ વર્ષથી ગ્રીસના રજાજ્ય

જોડે મળી જઈને, તુર્કી વિષે જે રાજનીતિ તેમણે ચલાવી હતી તે નિષ્ફળ થયા છતાં પણ પોતાના મિત્ર રાજ્યોથી જુદા પડીને તેમણે લડાઇનો હુંકાર કર્યો—આથી દુનીઆમાં ઈંગ્લંડ બદનામ થયું તે સૌ પક્ષને અસહ્ય લાગ્યું—તેમની છેતરપંડી અને જાદુઇ ચાલાકી પરખાઇ ગઇ—પછી શિકારમાં સપડાએલું પશુ છેલ્લી ચીસ પાડે તેમ તેમણે માન્ચેસ્ટરમાં એક સાહસિક મરણીઉ ભાષણ કર્યું—પણ તેથી કોઇની આંખમાં ધુળ ન પડી એટલુંજ નહિ, પણ સૌ વધારે કાયર થયા—લગભગ તમામ વર્તમાનપત્રોએ એક અવાજે તેમને રજા આપવાનો પોકાર કર્યો—અને છેવટે યુનિયનિસ્ટ પક્ષ જુદો પડવાથી તેમને રાજીનામું આપવું પડયું.

હવે ઉપર સૂચવેલી તેમની જાહેરાતની, અને માન્ચેસ્ટરના તેમના ભાષણની કેટલીક દલીલો તપાસીએ. માન્ચેસ્ટરમા તેમણે જણાવ્યું હતું કે જ્યારે તેમણે વડાપ્રધાનનું પદ લીધું ત્યારે તુર્કીના ભાગલા વિષે મિ. એસ્કવીથની સરકારે જે અનેક કોલકરારો કરેલા હતા, તેનાથી તેમના હાથ બંધાયેલા હતા—રશિયાને આર્મિનીઆ તથા ઇસ્તંબૂલ ને સામુદ્રધુનિ સોંપવાનું કબૂલ્યું હતું, અને એશિયામાઈનરનો દક્ષિણ વિભાગ ઇટાલીને સોંપવાનો હતો. પણ આ વિષે વધારે પૂરી વિગતવાર હકિકત, 'ફૉર્ટ નાઇટલી રિવ્યુ'ના અકટોબરના અંકમાં મિ. ચાર્લ્સ વુડસે આપી છે તેમાંથી નીચેના મુદ્દા તરી આવે છે.

૧. સન ૧૯૧૪ ના નવેંબરની ૯ મી તારીખે ગીલ્ડહૉલમાં ભાષણ કરતાં વડાપ્રધાન મિ. એસ્કવીથે જાહેર કર્યું હતું કે તુર્કીએ લડાઇમાં જોડાઇને "માત્ર યૂરોપમાંજ નહિ પણ એશિયામાં પણ પોતાના રાજ્યનું સત્યાનાશ વાળ્યું છે."

૨. તે પછી ૪ મહિને રશિયા ગ્રેટ બ્રિટન ને ફ્રાન્સ વચ્ચે છુપી સંધિ થઇ તે મુજબ રૂશિયાને ઇસ્તંબૂલ ને સામુદ્રધુનિ આપવાનું નક્કી થયું.

૩. સન ૧૯૧૫ના એપ્રિલ માસમાં ગ્રેટ બ્રિટન ફ્રાન્સ રૂશિયા અને ઇટાલી વચ્ચે એથી પણ વધારે દૃઢ સંધિ કરવામાં આવી.

૪. ૧૯૧૬માં ઇંગ્લંડ, ફ્રાન્સને રશિયા વચ્ચે ફરીથી સંધિ થઇ. (૧૯૧૭માં પણ તે પાછી મંજુર થઇ હતી) તે મુજબ ઇંગ્લંડને મેસોપોટેમિયાનો દક્ષિણ ભાગ અને સીરિયાના થોડાંક બંદરો, ફ્રાન્સને સીરિયાનો દરિયા કિનારો, અડાનાનો પ્રાન્ત અને બીજો કેટલોક મુલક અને રૂશિયાને અર્ઝરૂમ, ટ્રેબીઝોન્ડ, વેન, બીતલીસ અને કુર્દિસ્તાનનો દક્ષિણનો મુલક આપવાનું ઠર્યું.

૫. સન ૧૯૧૭ના જાન્યુઆરીની ૧૦ મી તારીખે અમેરિકાને જવાબ આપતાં મિત્ર રાજ્યોએ જણાવ્યું કે તેઓ "તુર્ક લોકોના રાક્ષસી જુલમમાંથી તેમના તાબાની પ્રજાને છૂટી કરવા અને તુર્કીનું રાજ્ય પશ્ચિમની સંસ્કૃતિને પ્રતિકૂળ જણાયું છે માટે યુરોપમાંથી તેનું નિકંદન કાઢવાની" તેમની મુરાદ હતી.

૬. તેજ વર્ષના એપ્રિલ માસમાં, ઇંગ્લંડ, ફ્રાન્સ અને ઇટાલીની વચ્ચે સંધિ થઇ તે મુજબ ઇટાલીને કોનિયા અને સ્મર્ના સિવાયનો પણ બીજો કેટલોક મુલક આપવાનું ઠરાવ્યું. અહીં સ્મર્નાની વાત પહેલીજ વાર આવે છે અને તે પણ ગ્રીસના નહિ પણ ઇટલીના સંબંધમાં.

૭. એટલામાં રૂશીયામાં રાજપરિવર્તન થયું તેથી તુર્કી તરફ વલણ કંઇક બદલાયું. ૧૯૧૮ ના જાન્યુઆરીની ૫ મી તારીખે મિ. લોઈડજોર્જે વડા પ્રધાન તરીકે પોતાના મશહુર ભાષણમાં સ્પષ્ટ રીતે જાહેર કર્યું હતું કેઃ—

" આસ્ટ્રીઆ હંગરીનું નિકંદન કરવાને, કે તુર્કીની રાજધાની છીનવી લેવાને કે મુખ્યત્વે કરીને તુર્ક લોકોની વસ્તીવાળા એશિયામાઇનર અને થ્રેસના મુલક પચાવી પાડવાને કંઇ અમે લ્હડતા નથી.

ત્યાર બાદ ત્રણજ દિવસ પછી પોતાના " ૧૪ મુદ્દા " વિષે બોલતાં પ્રેસિડંન્ટ વિલ્સને જણાવ્યું કે " તુર્કીના મહારાજ્યની " તુર્ક લોકોની વસ્તીવાળા મુલક ઉપરની સત્તા સહીસલામત રહેવી જોઇએ જોઇએ.

આ વચનો ઉપરથી તો તુર્કી વિષે કંઇક આશા બંધાઈ હતી. ગ્રીસ તો એક નાનકડું રાજ્ય કહેવાય, મિત્રરાજ્યોના ખાસ દબાણથીજ તેણે

લડાઇમાં ઝુકાવેલું. ગ્રીસને સ્મર્ના આપવાની તો કદિ વાતજ થયેલી નહોતી. છતાં સન ૧૯૧૯ માં એપ્રિલની ૨૪ મીથી મેની ૫ મી તારીખ સુધીમાં ઇટાલીના પ્રતિનિધિઓ વર્સેની સુલેહ પરિષદમાંથી ગેરહાજર હતા તે દરમ્યાન દેખાતી રીતે મિ. લોઇડ-જ્યોર્જની ખટપટથી ગ્રીસના સાહસિક મંત્રી વેનિઝીલોસને સ્મર્નામાં દાખલ થવાની પરવાનગી મળી. આવી રીતે પોતાના વચનનો ભંગ કર્યા પછી ફરી મિ. લોઇડજ્યોર્જે ૧૯૨૦ ના ફેબ્રુઆરીની ૨૬ મી તારીખે જણાવ્યું કે ૧૯૧૮ ની જાહેરાત વિચારપૂર્વક ઘડવામાં આવી હતી, અને બધા પક્ષની સંમતિથી તે પ્રકટ કરવામાં આવી હતી. તે પછી સાન રેમોની સુલેહ પરિષદમાં તુર્કીનુ નિકંદન કરવાને સેવની સંધિના મુખ્ય મુદ્દાઓ ઘડાયા. તેની બ્હાર ખબર પડવાથી થ્રેસ અને આનાટોલીઆમાં વધારે તોફાન જાગ્યું અને સંધિનો અમલ તરવારની અણીથી જ કરવો પડશે એમ ચોખ્ખુ જણાયું. આમ છતાંએ માર્શલ ફ્રે અને સર હેન્રી વીલ્સન જેવા બાહોશ સેનાધિપતિઓની સલાહ વિરૂદ્ધ જૂનની ૧૦ મીથી ૨૨ મી સુધીની સભામાં મિ લોઇડજ્યોર્જે સ્મર્નાથી પણ આગળ ગ્રીક લશ્કરને ધપાવવાની પરવાનગી વેનીઝીલોઝને આપી.

ગ્રીસને કદિ પણ આપવા નહિ ધારેલો થ્રેસ અને સ્મર્નાનો મુલક સેવ્રની સંધીથી તેને આપવામાં અને તેનું પણ અતિક્રમણ કરીને લશ્કરને આગળ ધપવા દેવામાં અને તેથી પશ્ચિમ એશીઆ માઇનરમાં લોહીની નદીઓ વહેવડાવવામાં મિ. લોઇડજ્યોર્જની અંગત જવાબદારી ચોખ્ખી છે. મિ. એસ્ક્વીથની ખાનગી સંધિઓથી કે મિ. લોઇડ જ્યોર્જના ભાષણોથી તેનો સહેજ પણ બચાવ થઇ શકતો નથી.

## મિ. લોઇડ જ્યોર્જની દલીલો

મિ. લોઇડ જ્યોર્જની સામે બીજો એ આક્ષેપ છે કે સમજુતથી અને સુલેહથી જે કામ થઇ શકે એમ હતું તેને માટે લશ્કરની અને નૌકાસૈન્યની ભારે જમાવટ કરીને આખા બ્રિટિશ સામ્રાજ્યને–આખી દુનિયાને તેમણે લડાઇની અણી ઉપર લાવીમુક્યું અને ચોમેર ગભરાટ અને અશાંતિફેલાવ્યાં. આના જવાબમાં તેમણે માન્ચેસ્ટરમાં ત્રણ વાત જણાવી છે.

૧. મામોંરાનો જળમાર્ગ અને ઇસ્તંબૂલ સુરક્ષિત રાખવાની જરૂર હતી;

૨. જો વિજયથી મસ્ત બનેલા તુર્કો મામોંરાને ઓળંગીને થ્રેસ અને ઇસ્તંબુલમાં દાખલ થાય, તો ખૂબ ખૂનરેજી અને કાપાકાપી થાય એટલુંજ નહિ પણ બાલ્કન રાજ્યોમાં પણ લડાઇની જ્વાળાઓ ભૂભૂકી ઉઠે;

૩. આમ મામોંરાનો દરિયો ઓળંગતા તુર્ક લોકોને અટકાવવાજ હોય તો તે ખાલી વાતોથી નહિ પણ જંગી લશ્કરના દોર દમામથીજ થઇ શકે.

આમાંની પહેલી બે વાત ખરી લાગે તોપણ ત્રીજી દલીલ તો બીલકુલ બીનપાયાદાર છે. પ્રથમ તો મિત્રરાજ્યો થ્રેસ આપવાની કબૂલાત આપે એટલે તેમની સાથે સુલેહની બીજી વિગતોમાં ઉતરવાને કમાલ પાશા પહેલેથી તૈયારજ હતો, અને છેક ૧૯૨૦ની શરૂઆતમાં આંગોરાની ધારાસભાએ તુર્ક લોકોનું જે હકનામું ઘડી કાઢયું હતું, તેમાંજ મામોંરાના બ્હારાની છૂટ રાખવાનું તો સ્વીકાર્યું હતું. એટલે ખરૂં જોતાં તો સવાલ માત્ર એટલોજ હતો કે સુલેહની સભામાં પ્રતિપક્ષીઓ મળે તે પહેલાં ગ્રીક લોકોના પંજામાંથી થ્રેસને છોડાવવાનું કબૂલ કરવું કે નહિ. આ બાબતમાં એ બીના જાણવા જેવી છે, કે ગયા ઓગસ્ટ માસમાં કમાલ પાશાએ ગ્રીક લોકોના ઉપર ઓચિંતો હુમલો શરૂ કર્યો તે પહેલાંજ તેના એલચી ફેતી બેએ હાયનાથી પણ કંઇક ઓછી માગણીઓ મિ. લોઇડ જ્યોર્જ આગળ રજુ કરી હતી. છતાં તે વખતે તેમણે તેની સામે પણ ન જોયું. તે પછી થોડા વખત સુધી એક બાજુએ પૂર્વ થ્રેસ અને એડ્રીઅનોપલ તુર્કોને આપવાની વાત તેઓ કરતા ગયા, અને બીજી બાજુએ એમ પણ કહેતા ગયા કે એ વાત તો મિત્રરાજ્યો અને તુર્કો તથા ગ્રીક લોકો ભેગા મળીનેજ નક્કી કરી શકે. પણ જ્યારે તેમની લડાઇની તૈયારીઓથી આખું ઈંગ્લંડ કકળી ઉઠયુ ત્યારે લોર્ડ

કર્ઝને તુર્કોની માગણી સ્વીકારીને ફ્રેન્ચ પ્રધાન પોં-કારેનું કહ્યું કર્યું. આનો અર્થ તો એ થયો કે ગયા ઓગસ્ટમાં જે શરતોની સામે પણ જોવાની મિ. લૉઇડ જ્યોર્જે ના પાડી તેના ઉપર ઑક્ટોબરમાં સહી કરવાની તેઓ સાહેબ મહેરબાનીકરે તે સારૂ ગ્રીક પ્રજાનો તેમણે દ્રોહ અને નાશ કર્યો, સ્મર્ના બળાવ્યું, બ્રિટિશ સામ્રાજ્યને લડાઈની અણી પર લાવી મુક્યું, અને એશિયામાં તેની પ્રતિષ્ઠાનો સદંતર નાશ કર્યો. ×

આવી રીતે થ્રેસ અને એડ્રીઆનોપલ તુર્ક લોકોને આપવું હોય, તો પણ મદોન્મત્ત તુર્ક લોકોને રોકવા લશ્કર જમાવવાની તો જરૂર હતી જ એમ મિ. લૉઇડ જ્યોર્જ માને છે. આનો અર્થ તો એ થયો કે કાં તો કમાલપાશા ઈંગ્લંડ કે ફ્રાન્સનું ખુદ લશ્કર જોયા સિવાય, તેમના અને પોતાના બળનું પ્રમાણ ન સમજી શકે, અથવા થ્રેસ ઉપર ઓચિંતી ધાડ પાડીને સૌ મિત્રરાજ્યોની મરજી વિરુદ્ધ તેનો કાબૂ રાખી શકે એમ તે માને પણ કમાલ પાશાની છેલ્લાં ત્રણ વર્ષની કાર્યપદ્ધતિનો જેને કંઈ પણ ખ્યાલ છે, તે સમજે છે કે તુર્ક પ્રજાનું વિદેશી હકનામું ઘડ્યું ત્યારથી જ, પરરાજ્યોની પરાધીનતામાંથી તુર્કીને આઝાદ બનાવવા સારુ તે જેમ સબળ આત્મશ્રદ્ધા રાખે છે, તેમ જ યુરોપના દેશોનાં મન જીતી લઈને તેમની સાથે સલુકાઈથી કામ લેવાની કુનેહ પણ તે ધરાવે છે. બાકી સ્મર્નામાંથી ગ્રીક લોકોને હઠાવનાર લશ્કર—લોહી ચાખનાર ગાંડી પશુઓની માફક—શસ્ત્રબળના મજબૂત પ્રદર્શન સિવાય આગળ વધતું અટકાવી ન શકાય એમ જો મિ. લૉઇડ જ્યોર્જ માનતા હોય, તો પછી તુર્ક લોકોની સાથે સુલેહનામું કે એવું કંઈ પણ તહનામું કરવાથી શો ફાયદો—સામુદ્રધુની વિષે કે નાણાં વિષે કંઈ પણ શરતો કરીને તે પળાવવાની આશા પણ શી રાખવી ?

× ૩૦-૯-૨૨નું 'નેશન'

## બ્હારાની છુટ

તુર્કોને થ્રેસ આપવાનો વિચાર કર્યા પછી પણ સામુદ્રધુનીના બ્હારાની છૂટ માટે જ મિ. લૉઇડ જ્યોર્જે તલવાર ખખડાવેલી. વળી, નવેંબરની ૧૩ મી તારીખે છેવટની પરિષદ્ મળશે તેમાં પણ એ સવાલનો કાયમનો નિકાલ કરવાનો છે, તેથી તે વિષે અંગ્રેજોનું મન બરાબર પારખવું જોઈએ.

સંધિના તેમ જ વિગ્રહના સમયમાં તમામ દેશનાં વહાણો તેમ જ મનવારો છૂટથી આ બ્હારામાંથી જઈ આવી શકે એવો આ છૂટનો અર્થ સમજાય છે. આ વિષે પહેલો તો એ જ વિચાર આવે છે કે આ વિષે બ્રિટિશ સરકારને આટલી બધી કાળજી શા માટે ? કાળા સમુદ્રમાં કે મામેરાના જળમાર્ગમાં એક તસુભર જગા અંગ્રેજ લોકોની નથી. રૂશિયાના ઝારની જોડે મળી જઈને તુર્કીનું નિકંદન કરવાનાં સ્વપ્નાં હતાં, તે તો હવે હવાઈ કિલ્લાની માફક કયારનાંએ સાફ થઈ ગયાં છે. કાળાસમુદ્ર ઉપર આવેલા રૂશિયા, રૂમાનિયા, બલ્ગેરિયા, તુર્કી, વગેરે દેશોનો જ જેમાં સ્વાર્થ રહેલો છે, તેમાં ઈંગ્લંડને વચ્ચે પડવાની આટલી બધી શી જરૂર ? તેમની સાથે વેપાર કરવાથી જેમ ઈંગ્લંડને ફાયદો મળે, તેવો તેમને પોતાને પણ મળે, એટલે પોતાના સ્વાર્થની ખાતર જ તેઓ ઘટતું કરી લે. તો પછી, એ બ્હારૂં ખુલ્લું રાખવાને લડાઈમાં ઉતરવાનો તો સંકલ્પ પણ ઈંગ્લંડ શા સારૂ કરે ?

આ માર્ગની છૂટ બે રીતે સાચવી શકાયઃ (૧) તુર્કીની જોડે કોલકરાર કરી તેના ઇમાન પર આધાર રાખીને અથવા (૨) સમગ્ર રાજ્યમંડળની હકુમતમાં આ જળમાર્ગને રાખીને. જો પહેલી રીતે જ હેતુ સાધવાનો હોય, તો પછી તુર્કીની સાથે લડવાથી નહિ પણ મહોબ્બત કરવાથી જ તે સરી શકે. જેના કૉલ પર જ છેવટે આધાર રાખવાનો છે, અને જે કોલ આપવાની મરજી છેલ્લાં બે વર્ષથી પોકારી પોકારીને જાહેર કરે છે, તેની સામે તલવાર ઉગામવાનું શું કારણ ? જો આ જળમાર્ગ રાજ્યમંડળને સોંપવાનો વિચાર હોય તો તેનું

વતી તુર્કીને પણ હકુમત સોંપી શકાય, એમ થાય તો પણ તેની સાથે વેર બાંધવાથી તો કંઈ ન જ વળે.

મિ. લોઈડજ્યોર્જની ચિંતા એક જ રીતે સમજી શકાય એમ છે. જો આ જળમાર્ગ રાજ્યમંડળને સોંપવામાં આવે અને તેની વતી મિત્રરાજ્યોને વહીવટ કરવાનો હોય તો સૌમાં ઈંગ્લંડનું નૌકાસૈન્ય વધારેમાં વધારે સબળ હોવાથી તેજ આખી સામુદ્રધુની ઉપર અંકુશ મેળવે, અને જીબ્રાલ્ટરની માફક ડાર્ડેનલ્સ અને બોસ્ફરસ પર બ્રિટિશ વાવટો ફરકે. પણ આતો ધર્માદાનું ધન ઉચાપત કરવાની જ નેમ ગણાય. વળી ગેલીપોલીમાં ઓસ્ટ્રેલીઆ ને ઈંગ્લંડના જે સેંકડો વીરપુત્રો દફન થાય છે, તેમનું સંભારણું રાખવા માટે ત્યાં અંગ્રેજોનું દાપું રાખવાને લોક લાગણીને ઉશ્કેરવામાં આવે છે. પણ એ યાદ રાખવું ઘટે છે કે જેઓ એ પવિત્ર ક્ષેત્રમાં ખતમ થયા, તેમણે નાના દેશોની સ્વતંત્રતા કાયમ રાખવાને માટે ને લડાઇનું નામ દુનિયામાંથી નાબૂદ કરવા માટે જ પોતાના જાન આપ્યા હતા. તેમનું જ નામ લઇને ફરીથી લડાઇનો ભડકો કરવો એ તો તેમની કીર્તિના વારસાને કલંક લગાડવા જેવું છે.

## બોલ્શેવિકની બ્હીક

તુર્કીના મામલામાં, તેમજ હિંદુસ્થાનની રાજ- અને સ્મર્નાનો મુલક સોંપવાના પગલે પગલે રશિયાના બોલ્શેવિક અને તેનું પણ અતિક્રમણ કરીને બ્હીક જોઇએ છીએ. હેવામાં અને તેથી પશ્ચિમ અને પોલેન્ડ, તુર્કી લોહીની નદીઓ વહેવડાવવામાં મિ. લોઈડજ્યોર્જની અંગત જવાબદારી ચોખ્ખી છે. મિ. એસ્કીથની ખાનગી સંધિઓથી કે મિ. લોઇડ જ્યોર્જના ભાષણોથી તેનો સહેજ પણ બચાવ થઇ શકતો નથી.

## મિ. લોઈડ જ્યોર્જની દલીલો

મિ. લોઈડ જ્યોર્જની સામે બીજો એ આરોપ છે કે સમજણથી અને સુલેહથી જે કામ થઇ શકે એમ હતું તેને માટે લશ્કરની અને નૌકાસૈન્યની ભારે જમાવટ કરીને આખા બ્રિટિશ સામ્રાજ્યને- કરવા મથે છે, અને મધ્ય એશિયાના તમામ રાજ્યોનું એકતંત્ર રચવાનો નિરંતર પ્રયાસ કરે છે. આવી પ્રબળ સત્તા સાથે કાંતો દિલોજાન દોસ્તી બાંધવી જોઇએ અથવા કાયમનું વેર કરવું જોઇએ. અંગ્રેજોએ બીજો માર્ગ પસંદ કર્યો દેખાય છે.

મામોરાના જળમાર્ગમાં વધારેમાં વધારે સ્વાર્થ તો તુર્કી અને રશિયાનો છે. તેથી સ્વાભાવિક રીતે તેમણે એવી સંધિ કરી છે, કે તે વિષે બીજાં રાજ્યો સાથે બન્નેએ મળીને જ કોલકરાર કરવા. જ્યારથી મિત્રરાજ્યો અને તુર્કીની વચ્ચે સુલેહની વાત થવા માંડી, ત્યારથીજ તેની પરિષદમાં ભાગ લેવાનો રશિયાએ નિશ્ચય જાહેર કર્યો છે. અંગ્રેજોએ પણ તે કબુલ રાખ્યો હોય એમ જણાતું હતું. પણ બોલ્શેવિકોના ઝેરી વાતાવરણથી તુર્કીના મામલાને બને તેટલો દૂર રાખવાના ઈરાદાથી હમણાંજ એક નવી યુક્તિ અંગ્રેજોએ રચી છે. તુર્કી સાથે પહેલું જે સુલેહસંમેલન કરવાનું છે તેમાં મિત્રરાજ્યો અને પ્રતિપક્ષીઓ ઉપરાંત જાપાન, રૂમાનીઆ અને જુગોસ્લાવિયાને પણ આમંત્રણ આપવું પણ રૂશિયાને તેમાંથી દૂર રાખવું, અને સામુદ્રધુનીનો સવાલ ખાસ જુદો વિચારવાને માટે પછીથી જુદી સભા મેળવવી ને તેમાંજ તેને બોલાવવું. પણ આથી કંઇ રૂશિયા છેતરાય એમ નથી. ઈસ્તંબુલ અને તુર્કીની સ્વતંત્રતા અને સલામતીને અંગે સામુદ્રધુનીનો સવાલ ઉત્પન્ન થવાનો એટલે મુખ્ય પરિષદમાંજ બધી બાબતો એવી [illegible]ડાઈ જાય કે જેથી બીજી સભામાં સામુદ્રધુની [illegible]બંધી મિત્રરાજ્યોએ ઘડેલા કોલકરારો રશિયાને [illegible]કારવાજ પડે. આ તરકટ પારખીને રૂશિયાએ [illegible]છે. સખત લખાણ કયું છે. વળી પહેલી પરિ[illegible] પણ રૂશિયા સાથે થયેલા કોલકરાર [illegible] તેના વિના કામ ચલાવવાની તુર્કી [illegible] તો શું પરિણામ આવશે એ પણ કહી [illegible]

[illegible]યામાં પણ બોલ્શેવિઝમના પ્રચારની સામે [illegible] ચલાવવા માંડી છે. 'વેનગાર્ડ' [illegible] ઝાપું બ્હાર પડયું કે તરત જ [illegible]

હતી, મિ. તે વખ, થોડા વખ. ફ્રીઆનોપલ ; અને બીજી તો મિત્રરાજ્યો મેગેઝિન નક્કી કરી તૈયારીઓથી આખું

સરકારે દેશમાં આવતું બંધ કર્યું. એ વલણનું બીજું કેટલુંએ સાહિત્ય મુંબાઇના બારામાં દાખલ થતાં જ સરકાર જપત કરતી જાય છે. જે સરકાર અસહકારની ચળવળને સાંખે છે તે બોલ્શેવિઝમના ભૂતથી ભડકે છે. પણ તમામ સત્તાધારીઓ હંમેશાં એ વાત ભૂલી જાય છે કે વિચારની અને વાની સાથે લડવું સરખું છે. બન્નેના પ્રવાહને રોકવો અશક્ય છે, એટલું જ નહિ પણ જેમ તેના ઉપર વધારે દબાણ મુકાય તેમ તે વધારે જોરથી ફાટી નીકળે.

સરકારે બોલ્શેવિક મનાતા માણસોને પણ અડકવા માંડયું છે. રૂબીન્સ્ટર નામનો એક રશિયન પોર્ટ સૈયદથી આગબોટમાં બેસી કોલંબો ઉતર્યો. આવતાં વાંત જ સરકારે તેને કેદમાં પૂરી દીધો. વહાણના કપ્તાને તેને પાછો રૂશિયા રવાના કરવાનું વચન આપ્યું, એટલે તેને છોડયો, અને અંગ્રેજનો વેશ ધારણ કરીને તે ટ્રીચિનોપલી આવ્યો, ત્યાં તેને ફરીથી પકડીને કોલંબો રવાના કર્યો. આમ જંગલી પશુની માફક બોલ્શેવિકોની સરકાર કેમ ધરપકડ કરતી હશે તે સમજાતું નથી. કદાચ જેમનાં સન મેલાં હોય તેમને પોતાનો મોભો જાળવવાને આવા વિચિત્ર ઉપાય લેવા પડતા હશે.

## ઇરાકમાં ઢાંકપીછોડો

તુર્કી સાથેની જુની સંધિ મુજબ, ઇરાકનું જુદું રાજ્ય સ્થાપીને તેના ઉપર અંગ્રેજોને દેખરેખ (Mandate) રાખવાની છે. પણ અંગ્રેજોનું વાલીપણું અરબ લોકોને સહ્યું નથી. અમીર ફૈઝુલની મીઠાશ કે અંગ્રેજોના તોપગોળાથી અરબલોકો વશ થયા નહિ. એટલે હવે તેમની અને આખી દુનિયાની આંખમાં ધુળ નાખવાને અંગ્રેજોએ બીજો પેચ રચ્યો છે. એવું જાહેર કરવામાં આવ્યું છે, કે ઓક્ટોબર માસની ૧૦.મી તારીખે બ્રિટિશ પ્રતિનિધિ સર પર્સી કૉકસ અને ઇરાકના વડા પ્રધાન વચ્ચે સંધિના તહનામા ઉપર સહીઓ કરી છે, તેની મુખ્ય સરતો નીચે મુજબ છે:—

૧. સુલેહની શરતો ઇરાક બરાબર પાળે, અને ત્યાં સ્થાયી રાજતંત્ર સ્થાય, તે પછી મહારાજ્ય મંડળમાં એક સભાસદ તરીકે તેને દાખલ કરાવવાને ઇંગ્લંડ પોતાની લાગવગ વાપરશે.

૨. આ સંધિ ૨૦ વરસ સુધી કાયમ રહેશે.

૩. બ્રિટનના હિતની બાબતોમાં તેમ જ દેશના નાણાના તેમ જ બીજા મહત્વના વહિવટ વિષે ઇરાકનો રાજા બ્રિટિશ એલચીના કહ્યામાં રહેશે.

આ સંધિથી હાલની સ્થિતિમાં રતિપૂર પણ ફેરફાર થતો હોય એમ જણાતું નથી. લંડનના તારમાં એમ જણાવ્યું છે, કે ઇરાક રાજ્યમંડળનું સભાસદ થશે, એટલે તેના ઉપર અંગ્રેજોનું વાલીપણું પુરૂં થયું ગણાશે. આતો હડહડતું જુઠાણું જ છે. હિન્દુસ્થાન પણ એ મંડળના સભાસદ થવાનો કિમતી હક ભોગવે છે (તેને માટે દરવર્ષે કરોડો રૂપિયા આપે છે, તેમ ઇરાકને વળી કેટલા રૂપિયા આપવા પડશે?) છતાંય તે ઇંગ્લંડની ગુલામી ભોગવે છે. તેથી ઇરાક પણ આ હક મેળવીને વધારે આઝાદ થવાને બદલે ઉલટું વધારે ભિખારી અને પરાધીન થશે એમ લાગે છે. નાણાંના અને દેખીતી રીતે લશ્કરના વહિવટમાં ઇરાકના રાજાને તો ઇંગ્લંડનું કહ્યું માનવાનુંજ છે, એટલે તે સગીરની જ દશામાં રહેશે, એ ચોખ્ખું છે. મિસરમાં પણ આવોજ ઢોંગ ચાલે છે, અને તેને અંગે કંઇ પણ જવાબદારી વગર અંગ્રેજ અમલદારો કેવી આપ ખુદી ચલાવે છે તે સૌ કોઇ જાણે છે. ૨૦ વરસે દેખીતી રીતે ઇંગ્લંડ ઇરાકમાંથી વિદાય થાય એમ સમજાય છે. પણ ૧૮૮૨ ની સાલથી વારંવાર મિસર છોડવાનું વચન આપ્યાં છતાં પણ હજી એ દુર્ભાગી દેશ ઉપર લોર્ડ એલેન્બી નિશ્ચિંતપણે દોર ચલાવે છે, એ ઉપરથી ઇરાકનું ભવિષ્ય સમજી લેવું.

## ધર્માનંદ કોસમ્બી

આપણી સ્વરાજની હીલચાલનો પૂરેપૂરો અર્થ હજી આપણા ધ્યાનમાં આવ્યો નથી. મહાત્માજીએ 'હિંદ સ્વરાજ' લખી વીસમી સદીના તૃષ્ણામૂલક પાશ્ચાત્ય સુધારા સામે જંગ પોકારી સમાધાનમૂલક, પ્રેમમૂલક, અહિંસાદયામૂલક આર્યસુધારાની ફરી પ્રાણપ્રતિષ્ઠા કરવાની પેરવી કરી છે. પશ્ચિમની વિદ્યામાં

બહારી ઘોષ અને તારકનાથ પલિત સુબોધચન્દ્ર મલ્લિક અને દિપિનચન્દ્ર રાય, રવીન્દ્રનાથ ઠાકુર અને અરવિન્દ ઘોષ એ તેમાં હતા. ધર્માનન્દે ત્યાં પાલીના અધ્યાપકનું કામ સ્વીકાર્યું અને કેટલાક વિદ્યાર્થીઓ તૈયાર કર્યા. પણ ધર્માનન્દને બંગાળામાં રહેવું ન ગમ્યું. તેમના મનમાં મરાઠી ભાષાની સેવા કરવાનો વિચાર હતો. બૌદ્ધ ધર્મના જેટલા ગ્રન્થો દેશી ભાષામાં લખાયા છે તે બધા અંગ્રેજી ઉપરથી અધુરાં જ્ઞાનથી લખાયેલા છે એ જોઈ તેમને બહુ દુઃખ થતું. તેઓ મહારાષ્ટ્રમાં આવ્યા કે તરતજ વડોદરાના સયાજીરાવે તેમનો પુરસ્કાર કર્યો. વડોદરામાં તેમણે બુદ્ધ સંઘ અને ધર્મ ઉપર ચાર વ્યાખ્યાનો આપ્યાં અને પુસ્તક રૂપે પ્રકાશિત કર્યા. આવડી ન્હાન કડી ચોપડીમાં મૂળ પાલી સહિત્યમાંથી પ્રમાણભૂત આટલી બધી માહીતી આપેલી જોઇ ડૉ. ભાંડારકર પણ પ્રસન્ન થયા. ત્યાર પછી ધનાનંદે જાતક અટ્ટકથામાંથી અને ત્રિપિટક ગ્રન્થમાંથી ભગવાન બુદ્ધના પૂર્વજન્મની કથાઓ, તેમનુ ચરિત્ર અને તેમનો ઉપદેશ એકત્ર કરી બુદ્ધલીલાસારસંગ્રહ નામનો ગ્રન્થ તૈયાર કર્યો આટલામાં અમેરિકામા પ્રો. વેરટમને અધુરો મૂકેલો વિશુદ્ધિમાર્ગ નામનો ગ્રન્થ પૂરો કરવા માટે હાર્વર્ડ યુનિવર્સિટી તરફથી તેમને આમંત્રણ આવ્યું. હાર્વર્ડ યુનિવર્સિટીમા બે વરસ કામ કર્યા પછી તેઓ ત્યાંથી પાછા આવ્યા. હિન્દુસ્તાનના પંડિતો પાસેથી મહેનત કરાવી તે પોતાને નામે ચડાવવાની કેટલાક પાશ્ચાત્ય પંડિતોને ટેવ હોય છે તેના જેવુંજ આમાં બન્યું. પૈસા લઇ પોતાના દેશની કીર્તિ વેચી નાંખવા ધર્માનંદ તૈયાર ન થયા. અમેરિકાથી આવી તેઓ ફર્ગ્યુસન કોલેજમાં દાખલ થયા. તેમના અને ડૉ. ભાંડારકરના પ્રયત્નથી મુંબઇ યુનિવર્સિટીમાં પાલી ભાષાને પ્રવેશ મળ્યો, અને પછી કેટલાયે વિદ્યાર્થીઓ મૂળ પાલીનું અધ્યયન કરવા લાગ્યા. કેટલાક અધ્યાપકો તૈયાર કરી તેઓ ફરી અમેરિકા ગયા. આ ફેરે તેઓ તેમના મિત્ર પ્રો. વુડસના આગ્રહને લીધેજ હાર્વર્ડ ગયા હતા. શરૂઆતમાં કહ્યુ છે તેમ હમણાંજ તેઓ અમેરિકાનું પોતાનું કામ પૂરૂં કરી યુરોપમાં પ્રવાસ કરી પાછા આવ્યા છે અને હવે મહાત્માજીના અસહકારની હીલચાલને અંગે રાષ્ટ્રીય શિક્ષણની સેવા કરવા તેઓ ગૂજરાતમાં પધાર્યા છે, ગૂજરાતમાં શૈવ ધર્મ અને શાક્તધર્મ વૈષ્ણવ ધર્મ અને જૈન ધર્મ, પારસી ધર્મ અને મુસલમાન ધર્મ ભેગા થયા છે અને તેમનું એક ધર્મકુટુમ્બ તૈયાર થયું છે. એમાં બૌદ્ધ ધર્મના અધ્યયનનો ઉમેરો થાય એ અનેક રીતે ઇચ્છવા જેવું છે. ગૂજરાતમાં ધર્મજિજ્ઞાસુ અને સાહિત્યપ્રેમી વિદ્યાર્થીઓ ધાર્મિક સંસ્કૃતિની મર્યાદા વધારશે એવી અમને આશા છે.

ક્ષ.

## દેવાલયોમાં નવચેતન

નર્મદા નદીના કાંઠા ઉપર કરનાળીમાં એક આશ્રમ સન્યાસીઓ માટે બંધાયો છે અને તેમાં આશરે બારેક વૃદ્ધ સન્યાસીઓ નિવાસ કરી રહ્યા છે. દરેકને એક નાની ઓરડી આપવામાં આવી છે અને ખાવાપીવાની સર્વ વ્યવસ્થા મુંબાઇના એક શેઠે કરી છે. આપણા દેવાલયોમાં ગુલામગીરીનો રોગ છેક હાડમાં પેઠો છે, તે એટલે સુધી કે એ આશ્રમ જોવા માટે અમે એક અમલદાર જોડે ગયા.ત્યારે બીચારા વૃદ્ધ સન્યાસીઓને ખબર પડી હશે કે અમલદારની સ્વારી આવે છે એટલે બાલવિદ્યાર્થીઓની માફક બધા પુસ્તક વાંચવા બેસી ગયેલા. આ આશ્રમમાં કોઇ પણ સરકારની સત્તા પહોંચતી નથી, અને સન્યાસીઓની ઉમ્મર ૬૫ થી ૭૦ વર્ષની હતી અમલદાર પણ શ્રદ્ધાળુ હતો. પણ અમલના નામથી આપણે એવા થઈ ગયા છીએ કે જેમનો આશીર્વાદ લેવા માટે અમે ગયા હતા તે બીચારા અભ્યાસનો ડોળ કરીને આંખના ખુણામાંથી અમારી તરફ જોયાં કરતા હતા.

આગળ જતાં આ મંદીરમાં ગયા તો ત્યાંનો દેખાવ પણ દુઃખદાયક હતો, મંડળની ડાબી તથા જમણી બાજુએ હારબંધ બ્રાહ્મણો બેઠેલા અને અમને જોયા એટલે પુસ્તક વાંચવામાં મશગુલ થઇ ગયા. વાંચવામાં ધ્યાન હતુંજ નહીં અને પૈસા કમાવા માટેજ અહીં બેઠેલા. જે મનુષ્યોએ સામાજના

આગેવાન થવું જોઇએ તે માત્ર ભિખ માગતા હતા સમાજની તેમજ બ્રાહ્મણોની કેવી અવદશા ? બ્રાહ્મણોએ સારો અભ્યાસ કરવો, ભણીને ભણાવવું એ એમનો ધર્મ છે. ગૃહસ્થાશ્રમીઓએ માત્ર વિદ્વાન અને ચારિત્રવાન સન્યાસી તથા બ્રાહ્મણોનેજ દક્ષિણા આપવી જોઇએ. આજકાલ ઘણા નિરૂદ્યમી માણસો ઢોંગ ઉપર જીવન ગાળે છે. સારા ખરાબનો વિવેક કર્યા શિવાય દરેક ભિક્ષા માગનારને મદદ આપવાથી ઢોંગી, દુરાચારી ને લફંગાઓને ઉત્તેજન મળે છે.

દરેક મંદિર દેવાલયમાં સેવા કરવા માટે પુજારીઓ રહે છે. તેમનો નિર્વાહ ગામ તરફથી થાય છે. જો દરેક મંદીર દેવાલયમાં એક સારો ધર્મનિષ્ઠ સ્વદેશપ્રેમી ઇશ્વરભક્ત રહી જાય અને પ્રજાને તેમના ધર્મનું ભાન કરાવે તો સમસ્ત દેશને કેટલો ફાયદો થાય ? આજે આપણાં મંદીર દેવાલયો સુનાં પડી ગયાં છે, ધર્મભ્રષ્ટ થયાં છે. જાગૃતિનાં ચિહ્નો ક્વચિતજ જોવામાં આવે છે. નવચેતનનાં સાધનો ઘણાંજ છે, પણ તેથી અંધકાર મટી પ્રકાશ ક્યારે થશે ?

સુ. મ.

## ગામ સફાઇ

સુરત શહેરમાં કેટલાક અસહકારી પુરૂષો તથા સ્ત્રીઓ થોડાક અઠવાડીઆ ઉપર અમુક રસ્તાઓમાં એકઠો થયેલો કીચડ સાફ કરવા માટે નીકળી પડયાં હતાં. તેમની પાસે પાવડા, તગારાં તથા ગાડાંનું પુરતું સાધન નહોતું. તે છતાં ઘણો શ્રમ ઉઠાવીને રસ્તા સાફ કરી શક્યાં હતા વરસાદના દીવસોમાં કીચડ નો ઘણોજ થાય છે, અને આપણી સુધરાઇઓમાં ( Municipalitiy ) આવા પ્રકારની સાફસુફી માટે પુરતાં માણસો સાધનો કે પૈસાની જોઇતી નગવડ હોતી નથી. સખત વરસાદ પડે ત્યારે કીચડ ધોવાઈ જાય અથવા તડકો નીકળે ત્યારે સુકાઇ જાય. યુરોપની સુધરાઇઓની - આર્થિક સ્થિતિ ગમે તેવી હશે પણ આપણા સમસ્ત દેશની સુધરાઇઓ સાફસુફીનું કામ સંતોષકારક રીતે કરી શકતી નથી એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. મુખ્ય કારણ પૈસાનું છે. ગામની સાફસુફી માટે જોઇતાં સાધનો મેળવવા માટે ઘણો ખર્ચ કરવો પડે છે. તેને માટે જે કર પ્રજાના ઉપર નાંખવો પડે તે ખમી શકે એવું એક પણ ગામ હિંદુસ્તાનમાં નથી. જ્યારે હિંદી પ્રજાની આર્થિક સ્થિતિ સુધરશે ત્યારે સુધરાઇની આવક વધારી શકાશે. હાલમાં તો કેટલાંક ગામોની વસ્તી વધ્યાં કરે છે તે બીલકુલ હાનિકારક છે.

તે છતાં હાલની પરિસ્થિતિમાં ગંદવાડ પડી રહે છે તે બાબતની ચોકખાઇ એકજ રીતે થઇ શકે. આ સફાઇ પ્રજાવર્ગની મદદ તથા સહકાર વિના થઇ શકવાની નથી. સુરતના સમજુ પ્રજાજનોએ આ વિષે પહેલ કરી છે.

એકઠો થયેલો કચરો અને કીચડનો બીલકુલ નિકાલ થતો નહોતો તે સાફ કરવા માટે હજારો શહેરીઓ બ્હાર પડયા અને તેમની શક્તિ અને સાધનથી બની શકે એટલું સાફસફ કર્યું. આ પ્રમાણે જો અમુક મહોલ્લાઓ કે લત્તાઓને હમેશ સાફ રાખવામાં મદદ કરવામાં આવે તો તેતો ( object lesson ) દાખલો જોઇને આસપાસના મહોલ્લા પણ સુધરે અને સુધરાઇને પણ ઘણી જ કાળજીથી કામ કરવું પડે. સુરતના શહેરીઓ એક બે વખતજ કામ કરીને મુકી દેશે તો તેમના ઉપર એવો આક્ષેપ જરૂર આવવાનો કે માત્ર સુધરાઇને હલકી પાડવા ખાતર થોડું જોર અને જુસ્સો બતાવી આપ્યો. એવો જુસ્સો તો કોઇ પણ બતાવી શકે છે. માટે આ પ્રશ્નના ઉકેલ માટે આખું ગુજરાત સુરત તરફ નજર રાખશે.

સુ. મ.

## હિન્દુ મુસલમાનની મહોબત

કમાલ પાશાએ સમરાંગણમાં વિજય મેળવ્યો તેથી આપણા દેશના મુસલમાનો પણ ખૂબ મ્હેકી જશે અને મૂળ ખિલાફતને માટે શરૂ કરવામાં આવેલી અસહકારની ચળવળમાંથી ખરી જશે એવી શંકાઓ જોવામાં આવે છે. વળી અફઘનિસ્તાનથી તુર્કી સુધીનાં બધાં ઇસ્લામી રાજ્યો એકસંપ કરે છે એ જાણીને

પણ કેટલાક હિન્દુઓને આપણા દેશના ભાવિને માટે શંકા થાય છે. સારી દુનિયાનાં તમામ ઇસ્લામીઓ ભેગા થઈને હાલ જેમ યુરોપિયનોની સામે ટક્કર ઝીલવા તૈયાર થાય છે, તેમ તેઓ—આપણા ઇતિહાસમાં પહેલાં અનેકવાર બન્યું છે તે પ્રમાણે—ફરીથી હિન્દુસ્થાનપર હલ્લો કરે તો ! મલબારમાં અને મુલતાનમાં મુસલમાનોએ હિન્દુકુટુંબો ઉપર ભયંકર અકારણ અત્યાચાર કર્યા છે, તેથી પણ આવી શંકાને પુષ્ટિ મળી છે.

આ વિષે બે વાત ધ્યાનમાં રાખવી જોઇએ. કાંતો ઇસ્લામીઓને આબરૂદાર ગૃહસ્થ માનીને તેમના ઇમાનપર વિશ્વાસ રાખવો જોઇએ, અથવા તો તેમને હંમેશને માટે ઝનુની અને જંગલી ગણવા જોઇએ. જો તેમના ઇમાન પર વિશ્વાસ હોય, તો તો આપણો વાળ પણ વાંકો થવાનો સંભવ નથી. હિન્દુઓ ને મુસલમાનો સદીઓથી પાડોશી તરીકે એક બીજાની સાથે હળી મળીને રહે છે, અને એક બીજાની ઇતરાજી ભાગ્યેજ વ્હોરે છે, એ જોતાં એમ માનવું જોઇએ, કે કદાચ બહારના ઇસ્લામીઓની આંખ બગડે તો પણ આપણા ઇસ્લામીભાઇઓ આપણને બચાવીજ લે. તેમાં વળી ખિલાફતની લડતમાં આપણે ભાગ લઇને સારી ઇસ્લામી કોમનું દિલ જીત્યું છે. એટલે આપણને આંચ આવેજ કેમ ? વળી જો આપણે તેમને ઝનુની માનીએ તો પણ તેમનાથી અળગા રહીએ, તેના કરતાં તેમની સાથે મહોબત બાંધીએ તો આપણને ઓછી હાનિ થાય. બન્ને રીતે વિચારતાં આ બે કોમની દોસ્તીમાંજ હિન્દુસ્તાનની સ્વતંત્રતા અને સલામતી સમાયલાં છે.

આ સંબંધમાં 'નવજીવન'ના ખિલાફત અંકમાં હકીમ સાહેબ અજમલખાને જે વિચારવા જોગ લેખ લખ્યો છે તેમાંથી કેટલાંક વાક્યો ટાંકું છું. દરેક હિન્દુ અને દરેક મુસલમાને આ લેખ પોતાના અંતરમાં સોનેરી અક્ષરે કોતરી રાખવો ઘટે છે.

"સૌ મુસલમાનો ભાઇઓ છે" એવું પાક કુરાનનું વચન છે, અને ઇસ્લામી સમસ્તનું, (Pan Islamism) આ મૂળતત્વ છે."

"ઇસ્લામ, એ જબરદસ્ત કુટુંબ છે."

* * * *

"આ હિલચાલ કેવળ રક્ષણાત્મક જ છે. જે ખ્રિસ્તી રાજ્યો વગર કારણે ઇસ્લામ અને ઇસ્લામી રાજ્યો પ્રત્યે દ્વેષ અને દ્રોહ કરનારાં છે, તેમની સામેજ તેમની કફાનજર છે. પરંતુ જે ખ્રિસ્તી રાજ્યોએ ઇસ્લામનું કંઇજ અહિત કર્યું નથી......તેમની ઉપર અમારી આ હિલચાલની નજર નથી; તો પછી હિન્દુઓ ઉપર તો શાની જ હોય ?

* * * *

"તેઓ (મારા હિન્દુ અને મુસલમાન ભાઇઓ) સમજી રાખશે, કે હિન્દુસ્થાન, એ એશિયાખંડનું એક મહત્વનું અંગ હોવાથી, જ્યાં સુધી ચીનની પ્રજા, તેમજ બધા મુસ્લીમ દેશો, એ સૌ સંપૂર્ણ આઝાદી ભોગવતાં થયાં નહિ હોય, ત્યાં સુધી આપણો દેશ સ્વરાજ મેળવે એ અત્યંત દુર્લભ છે. આમ એક તરફથી હિન્દુઓની ફરજ એ છે, કે તેઓ આખા એશિયાની લડત સાથે સીધો સંબંધ રાખે. બીજી તરફથી મુસલમાનોની ફરજ છે કે તેઓ ચોખ્ખું સમજી લે, કે જ્યાં સુધી હિન્દુસ્થાનની બધી જ કોમો સ્વરાજના વાવટા નીચે એકત્ર નહિ થાય ત્યાં સુધી એશિયામાં આવેલા મુસલમાન દેશો સંપૂર્ણપણે ભય મુક્ત નહિ જ થઇ શકે."

"વળી મુસલમાનોએ એ પણ બરાબર સમજી રાખવાની જરૂર છે, કે હિન્દ સ્વરાજનો અર્થ એકજ છે: હિન્દનું રાજતંત્ર માત્ર તેજ કોમોનો વારસો હશે, કે જે હિન્દમાંજ રહી હોય."

એક વાત ઉમેરવી જોઇએ. હિન્દુઓમાં એકતા જુસ્સો અને તાકાત કમી માલમ પડે છે, તેથીજ અમુક વર્ગના મુસલમાનોથી હેરાન થવાનો તેમને ડર રહે છે. તેથી માત્ર મુસલમાનોની મહોબત ઉપર આધાર ન રાખતાં હિન્દુઓએ, પોતાની શક્તિ અને આવેશને તો ખિલવવાંજ જોઇએ. મરદ અને નામર્દની દોસ્તી સંભવતી નથી. એવી દોસ્તી કરવા જતાં નામર્દ છેવટે પાટુજ ખાવાનો.

### અકાલીઓની લડત

ગુરૂકા—બાગ આગળ અકાલીઓની લડત હજીચાલુજ છે. આ નોંધ છપાતાં સુધીમાં આશરે ૩૦૦૦ અકાલીઓ કેદમાં પુરાયા છે. શરૂઆતમાં બંદુકના કુંદાથી અને લાઠીઓથી અકાલીઓને માર પડતો હતો.

તે સરકારે બંધ કર્યો છે. છતાં અકાલીઓ સરકારની ક્રુરતાથી જેમ હઠયા નહિ તેમ આજે કંઇક નરમ રાજનીતિથી ભોળા પડયા નથી. પહેલાંની માફકજ અહિંસાનું વ્રત લઇને આશરે સો સો અકાલીઓની ટોળીઓને દરરોજ ગુરૂકા-બાગમાં દરવાજામાં દાખલ થતાં પકડવામાં આવે છે. સરકાર પોતાની જદ છોડતી નથી, અને અકાલીઓ પંથની સેવા કરતાં સર્વસ્વ અર્પવા હસતે ચહેરે ચાલ્યાજ જાય છે. એટલે લડત કયાં સુધી ચાલશે તે સમજાતું નથી.

પણ તેનું પરિણામ તો એકજ આવી શકે. ધર્મ-પરાયણ અકાલીઓની ફત્તેહ ચોક્કસ છે. ગુરૂકા-બાગ એ અકાલીઓનું જ ધર્મમંદિર છે. તેને અંગે ઉત્પન્ન થયેલી મિલ્કત તે કોઈ મહંતની નહિ પણ ગુરૂદ્વારાનીજ હોઇ શકે. અકાલીઓને એ મિલ્કત અંદર અંદર વહેંચી લેવી નથી, પણ ગુરૂદ્વારાના નિર્વાહને માટે જ તેને કાયમ રાખવી છે. ગુરૂદ્વારાપ્રબંધક કમિટી જેવું મંડળ અનેક ગુરૂદ્વારાઓનો વહિવટ કરે છે તેમ આનો પણ કરી શકે. એટલે એક બાજુ મંદિરના મહંતનો ક્ષુદ્ર સ્વાર્થ અને બીજી બાજુએ તે મંદિરના અનુયાયીઓનું શુદ્ધ અને સાત્વિક ધર્મ-બળ. સરકારને તો આખી પ્રજાને દાબમાં રાખીને રાજ ચલાવવું છે એટલે તે જેમ જમીનદારો ને મીલ્કતદારોનો સાથ કરે છે, તેમ મંદિરના મુડીવાળા મહંતને ટેકો આપે છે. આમ ખોટા ત્રાજવામાં પોતાનું વજન નાંખીને સરકાર કયાં સુધી શૂરા અકાલીઓને પીલશે ? અને છતાં જ્યારે તેમના સત્યાગ્રહથી હારશે અને આખા જગતમાં ખૂબ ટીકા પાત્ર થશે, ત્યારે ભૂલ કબુલ કર્યા વગર બેશરમ રીતે સમાધાન કરી દેશે. આવી ક્રૂર અને જડ રાજનિતિનો આ દેશમાંથી અંત આવવોજ જોઇએ.

એમ સંભળાય છે કે હમણાંજ પંજાબની ધારાસભામાં ગુરૂદ્વારા સંબંધી કાયદો રજુ થવાનો છે. હજુ સુધીમાં શીખ આગેવાનોનીજ સલાહ લઇને તમામ ગુરૂદ્વારાઓ વિષે સરકારે પુરી તપાસ કરી નથી અને ગુરૂકા-બાગ આગળ સખ્યાબંધ અકાલીઓ સરકારના હુકમનો ભંગ કરીને જેલમાં જાય છે, તે વખતે આવાં કાયદાનો શો અર્થ હોઇ શકે ? કાયદો તો પ્રજામતની મૂર્તિરૂપજ હોવો જોઇએ. જે અકાલીઓનું જ ખરેખરૂં હિત ગુરૂદ્વારામાં રહેલું છે તેમના મતની વિરૂદ્ધ સરકાર કાયદો ઘડીને શું કરશે ? અને તે કાયદાનો અમલ કરવાને માટે વળી પાછો કેટલો સિતમ ગુજારશે ? મદ તો અને મિલ્કતથી આંધળી બનેલી મદોન્મત્ત સરકાર ભીંતજ ભૂલી ગઇ છે. મોડુ કે વ્હેલું સરકારને નમ્યું આપવુંજ પડશે, ગુરૂદ્વારા પ્રબંધક કમિટીની સાથે સુલેહ પણ કરવી પડશે, અને પછીજ ગુરૂદ્વારાનો તે ફેંસલો કરી શકશે.

## ફરજીઆત કેળવણી

મર્હુમ દેશભક્ત ગોખલેએ, આખા દેશમાં કેળવણી મફત અને ફરજીઆત કરવાનું સોનેરી સ્વપ્ન રચેલું અને રા. વિઠ્ઠલભાઈ પટેલ મુંબઇની ધારાસભામાં તે વિષે એક કાયદો પસાર કરાવવા સફળ નીવડેલા તેથી હજીએ આપણને તે વિષયમાં રસ પડે છે. આપણા કેળવણીના પ્રધાન ડૉ. પ્રાંજપેએ આ વિષે ફરીથી આપણી આગળ લાલચ ધરી છે, એટલે તેને જરા તપાસવી જોઇએ.

ઓકટોબર માસની શરૂઆતમાં મુંબઇની ધારાસભામાં રજુ થયેલા કાયદાથી મ્યુનિસિપાલિટીની માફક લોકલબોર્ડ પણ સરકારની પરવાનગીથી પોતાના ક્ષેત્રમાં કેળવણી ફરજીઆત કરી શકે એટલુંજ નહિ પણ સરકારને યોગ્ય લાગશે તો આ બાબતમાં પોતે પણ બીડું ઝડપી શકશે. આ યોજનાનો અમલ કરવામાં ખર્ચના બે ભાગ સરકાર ને એક ભાગ લોકલબોર્ડ આપે. આપણે જાણીએ છીએ કે એકંદરે તાલુકા અને જીલ્લા લોકલબોર્ડ કરતાં નાની કે મોટી સૌ મ્યુનિસિપાલિટીઓમાં વધારે જીવ હોય છે, તેમ કર નાખવાની સત્તા હોવાથી તેની નાણાંની સ્થિતિ વધારે સારી હોય છે. છતાં જો રા. વિઠ્ઠલભાઇએ પસાર કરાવેલા કાયદાનો બે ત્રણજ મ્યુનિસિપાલિટીએ લાભ લીધો છે તો લોકલબોર્ડ જેવી ગરીબ અને પ્રમાણમાં નિર્જીવ સંસ્થાઓ આ બાબતમાં શી કમાલ કરશે એ આપણે સહેજે વિચારી શકીએ એમ છીએ.

વળી એ પણ જાણવું છે કે કેળવણીમાં ખરેખરો સવાલ નાણાંનો છે. શિક્ષકોની ન્યુનતા પણ વધારે નાણાં વાપરવાથીજ પૂરી શકાય. સરકાર તો દેવાળું કાઢવાની અણી ઉપર છે. પોતાનો ખર્ચ કમી કરીને સારા કામ માટે નાણાં ફાજલ પાડવાની તેની ઇચ્છા નથી. લોકોની જોડે સુલેહ કરવી નથી, એટલે તેમના ઉપર નવા કર નાંખવાની તેની હિમ્મત ચાલતી નથી. આ સ્થિતિમાં સરકારે એક નવો રસ્તો શોધી કહાડ્યો છે. લોકલબોર્ડ વિષે જે નવો કાયદો રજુ કરવામાં આવ્યો છે, તે મુજબ જમીન મહેસુલ ઉપર રૂપિયે એક આનાનો કર લેવાય છે, તે બે આના સુધી વધારી શકાશે. કેટલેક ઠેકાણે નહેરના પાણી ઉપર જે મહેસુલ અપાય છે, તેના ઉપર પણ એવો કર ચડશે અને વળી તાલુકા બોર્ડની આવકમાંથી અને બીજી રીતે વધારે નાણાં ખેંચી શકાશે. છતાં આ કાયદો થયા પછીયે તે મુજબ વધારે નાણાં વસુલ કરતાં લોકલબોર્ડને ખેંચ પડશે, અને જે કંઇ પણ વધારે નાણાં ભેગાં કરી શકાશે તો રસ્તા આરોગ્ય વગેરે કામમાં વપરાશે. એટલે ફરજીઆત કેળવણી ફરજીઆત કરવાના મ્હોટા ખર્ચમાં ભાગ્યેજ કોઇ બોર્ડ ઉતરી શકશે.

કેળવણી તો કોઇ પણ ઠેકાણે ફરજીઆત થશે કે નહિ થાય, પણ તે સંબંધી અને લોકલ બોર્ડના કાયદા મુજબ કેળવણીના વહિવટ ઉપરથી પ્રજાનો અંકુશ કમી કરવાની જે પેરવી, પ્રધાનોએ રચી છે, તે તેમને ઘણીજ શરમ ભરેલી છે. દરેક લોકલબોર્ડનું કેળવણી તેમજ આરોગ્યનું તમામ કામ કરવાને માટે ૧૦ થી ૧૫ સભાસદોનાં જુદાં સ્વતંત્ર મંડળ રચાશે. તેમાંથી ત્રણ સભાસદો સરકાર નીમશે, અને બાકીના લોકલ બોર્ડ ચૂંટશે. ઘણીએ નાની મ્યુનિસિપાલિટી પાસેથી કેળવણી ખાતાનો વહિવટ ખુંચવી લઇને ત્યાંના જીલ્લાબોર્ડને સોંપાવાનો, અને ત્યાંની મ્યુનિસીપાલિટીઓને તો કેળવણીના મંડળ ઉપર અમુક સભાસદજ ચૂંટીને બેસી રહેવાનું. કેળવણીનું સ્વતંત્ર મંડળ આમ રચાઇ જાય તે પછી તેના ઉપર કંઇ પણ અધિકાર એ લોકલબોર્ડ કે મ્યુનિસિપાલિટીને રહે નહિ. માત્ર સરકાર ઠરાવે અને એ મંડળ માગે એટલા પૈસાજ આપવાના! એમ સંભળાય છે, કે મોટી મ્યુનિસિપાલિટીઓને વિષે પણ આવીજ તરકીબ કરવાની છે. બીજી બાજુએ આ બન્ને પ્રકારની સંસ્થાઓમાં ચૂંટવાના સભાસદોનું પ્રમાણ વધારીને અને ચૂંટણીમાં મત આપવાનો અધિકાર ઘણાજ વધારે માણસોને આપીને સરકાર ખરેખરૂં સ્થાનિક સ્વરાજ આપવાની મુરાદ રાખે છે. કોઇએ સ્વપ્ને પણ ધાર્યું નહિ હોય, કે સુધારાના અમલમાં ગવર્નર સાથે પ્રધાનો ભળી જઇને સ્થાનિક સ્વરાજનું ગળું કાપી પાઘડી પહેરાવશે!

## ગુજરાતની પ્રવૃત્તિ

ગુજરાત પ્રાંતિક સમિતિએ ગાંધીજીની જન્મતિથી ( ૨ જી ઓક્ટોબર ) સુધીમાં ગુજરાત વિદ્યાપીઠને માટે દશ લાખ રૂપીયાની રકમ ભેગા કરવાનું પણ લીધું હતુ. તે પળાયું છે તે માટે સમિતિના અગ્રેવાન કાર્યકર્તાઓને અને ગુજરાતના તેમજ બ્રહ્મદેશ વસ્તા તમામ ગુજરાતીઓને ધન્યવાદ ઘટે છે. ગુજરાતમાં જે રચનાત્મક કાર્ય અસહકારની પ્રવૃત્તિની શરૂઆતથીજ મંડાયું છે. તેમાં મુખ્ય કેળવણીનું અને ખાદીનું છે. ગુજરાતમાં અને આખા દેશમાં રાજદ્વારી કાર્યક્રમમાં ગમે તે ફેરફાર થાય તો પણ આ બન્ને ખાતાં તો પગભર અને નિશ્ચલ થવાં જોઇએ, એમ સૌ કોઇ માને છે. ગુજરાત વિદ્યાપીઠ જેમ જેમ ખીલશે, તેમ તેમ તેમાં શિક્ષણની અને સંસ્કૃતિની નવીન ભાવનાનો અવતાર થશે, તેના વિદ્યાર્થીઓને તેમજ સમગ્ર યુવક વર્ગને નવી શ્રદ્ધા, નવી આશા ને નવું કાર્યબળ તે આપશે એવી આશા રહે છે. મહાત્માજીના આ વૃક્ષને જળસિંચન કરીને ગુજરાતીઓએ અસહકારનું અને નવયુગનું ભાવનામંદિર રચ્યું છે.

ગઇ સાલની માફક ક્રમ પૂરો થયા પછી બીજો એક ક્રમનો વિચાર કરવા પ્રાંતિક સમિતિ તા. ૧૬-૧૦-૨૨ ના રોજ મળી હતી, તેમાં એવા ઠરાવ પસાર કરવામાં આવ્યા છે કે:

૧ પરદેશી કાપડ ઉપર ગુજરાતમાં ચોકી કરવાની જરૂર છે.

૨ ચોકી માટે મેળવવાના સ્વયંસેવકોએ નીચે મુજબનાં પ્રતિજ્ઞાપત્રમાં સહી કરવી જોઇએ " સ્વયંસેવક સેનામાં જોડાઉં તેમાં આ કામ માટે નીમાયલી સમિતિને હું પુરવાર કરી આપીશ, કે મારા કુટુંબની અંદર જેમના ઉપર હું કંઈ પણ અસર પાડી શકું એવી સ્થિતિમાં હોઉં તેમની પાસેથી પરદેશી કાપડનો મેં સંપૂર્ણ ત્યાગ કરાવ્યો છે.

૪ સ્વયંસેવકની ઉમર ૧૮ વર્ષથી ઓછી હોવી જોઇએ નહિ.

સ્વયંસેવકોની સંખ્યા ( અમદાવાદ, ૧૦૦૦; સુરત ૫૦૦, ખેડા, ૫૦૦, પંચમહાલ, ૨૫૦, ભરૂચ, ૨૫૦, કુલ, ૨૫૦૦ ) અને તેમની જીલ્લાવાર વહેંચણી અને ચોકી શરૂ કરવાનો દિવસ ( ૨૭ ડીસેંબર ) કાર્યવાહક સમિતિએ ઠરાવેલાં છે તે આ સમિતિ મંજુર રાખે છે.

અમારે સ્પષ્ટ રીતે કબૂલ કરવું જોઇએ, કે આ ઠરાવની યોગ્યતા અને વ્યવહારિતા વિષે અમારા મનમાં શંકા રહે છે, અને તેના તરફની બધી દલીલો જોયાં છતાં પણ તે દૂર થતી નથી. પ્રથમ તો ચોકીનો ઉપાય ઘણોજ આકરો અને તેથી અંતિમ છે. તેનો ઉદ્દેશ સાધવાને બીજા તમામ માર્ગ અધુરા નીવડે, તે પછીજ તેનો આશ્રય લેવો જોઇએ. ચોકીનો ઉદ્દેશ પરદેશી કાપડને હઠાવવાનો અને ખાદીનો પ્રચાર કરવાનો છે. આને માટે ગાંધીજીએ ગઇ સાલ બે રસ્તા યોજ્યા હતા. પરદેશી કાપડ સામે લોક લાગણી જાગ્રત કરવાને, પરદેશી કાપડની હોળી પ્રકટાવવાની યોજના તેમણે કરી હતી, અને ખાદીની ઉત્પત્તિ અને પ્રચારને માટે ખાદી વિભાગનું સ્થાપન કર્યું હતું. આપણે હવે હોળી પ્રકટાવવાનો રિવાજ બંધ કર્યો છે. ખાદી વિભાગનું કામ હાલ નવેસર સ્થાપ છે ત્યારે પણ તેને આગળ ધપાવવાને માટે, જુદા જુદા તાલુકાઓમાં અને ગામ ગામડે તેની શાખાઓ કાઢવાને માણસોની અને વ્યવસ્થાની ખાસ જરૂર છે. આ બેવડી માર્ગના ઉપર, અથવા તેમાંથી એકના ઉપર તમામ શક્તિને એકત્ર કરવાને બદલે ત્રીજો માર્ગ શોધવામાં આવ્યો છે, તે અયોગ્ય લાગે છે.

વળી ગુજરાતમાં અનેક પ્રકારે અને અનેક ઠેકાણે ચોકીનો થોડો ઘણો અનુભવ થઇ ચૂક્યો છે તે એવા પ્રકારનો છે કે ખરેખરા લાયક માણસો પૂરતી સંખ્યામાં મળતા નથી—એટલે ઘણાએક ઓછી લાયકાતવાળા માણસોથી કામ ચલાવી લેવું પડે છે—તેઓ બધા થોડાજ દિવસ સુધી નિયમિત રીતે પહેરો ભરે છે—ધીમે ધીમે ગેરહાજરી અને અનિયમિતા વધે છે—અને છેવટે થોડાક ભડ વીરોનેજ એકલે હાથે ખૂબ મહેનત કરવી પડે છે. હાલ કંઇ એવી જાગૃતિ દેખાતી નથી કે જેથી આ સ્થિતિમાં મોટો ફેરફાર થવાની આશા પડે. આ સંજોગોમાં થોડા એક દિવસ અનિયમિતપણે જે ચોકી થઇ શકે તેથી શું ભારે પરિણામ આવે તે સમજાતું નથી. છતાં પ્રાંતિક સમિતિએ આ બાબત જે ઠરાવ કર્યો છે, તેનો બને તેટલો અમલ કરવાને સૌએ પ્રયત્ન કરવોજ જોઇએ. ઠરાવમાં રજુ કરેલી લાયકાતવાળા સ્વયંસેવકો માગેલી સંખ્યામાં મળી રહે, તોયે ઘણું થયું કહેવાય. એટલા નવજુવાનોનાં ઘર સાફ થશે તો તેમની પોળમાં અને ન્યાતજાતમાં ઘણી છાપ પડશે. કદાચ એટલા સ્વયંસેવકો મળતાં ચોકી કરવાની જરૂર પણ ન લાગે અને તેમનો ખાદીના કાર્યમાં ઉપયોગ થઇ શકે. તેથી ગુજરાતના નવજુવાનોને આ રાષ્ટ્રીય સૈન્યમાં દાખલ થવાને અને ગુજરાત વિદ્યાપીઠને આયુષ્ય આપનાર ગુજરાતની પ્રજાનું નામ ઉજળું રાખવા અમે આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ.

## ખાદી વિભાગ

વાચકોના જોવામાં આવ્યું હશે કે પહેલાજ અંકથી મહાસભાના ખાદીવિભાગ તરફથી પ્રકટ થતી પત્રિકાઓ અમે જુદા વિભાગમાં આપવાનું શરૂ કર્યું છે. તે વિભાગ કાયમ રાખવાનો અને ખિલવવાનો અમારો ઉદ્દેશ છે. ખાદીની પ્રવૃત્તિની ઉપયોગિતા વિષે તો ઘણુંયે લખાએલું છે. પણ જુદા જુદા પ્રાંતો અને જીલ્લાઓની અંદર ખાદીને અંગે જે અગત્યનું અથવા ચોકસ કામ થયું છે, તે વિષે મુંબાઇના ખાદી વિભાગ તરફથી પ્રગટ થતું સાહિત્ય અમે રજુ કરીશું પણ આ વિભાગને વ્યવહાર અને શાસ્ત્રીય બનાવવામાં મદદ કરવાને અમે સૌને વિનતિ કરીએ છીએ.

# યુગધર્મ

પુસ્તક ૨ માગશર, ૧૯૭૮. અંક ૩

## અફઘાનિસ્તાનની આઝાદી

### અફઘાનનો હાઉ

પહોળી સુરવાળો અને ખુલતા ઝભ્ભા પહેરીને કોઇ વાર ઝગઝગતી પાણીદાર ફરશીઓ લઇને "હીંગ લો હીંગ" બૂમ પાડતા કદાવર પઠાણોને આપણી પોળો અને શેરીઓમાં ફરતા જોઇને બાળકો ગભરાઇ ઘરમાં ભરાઇ જાય છે. માબાપ પણ બાળકોને ઠેકાણે લાવવાને ઘણી વાર કાબુલીના નામથી બ્હીવરાવે છે. અને માબાપની માફક સરકાર પણ "અફઘાનનો હાઉ" આપણી આગળ ધરીને આપણને વશ રાખવા પ્રયત્ન કરે છે. લશ્કરનો કે લશ્કરી રેલ્વેનો ખર્ચ ઘટાડવાની વાત કરો, સત્યાગ્રહની લડત ચલાવો કે અસહકારની, કમાલ પાશાને વખાણો કે લેનિનને,– અને ભૂલે ચૂકે કોઇક દિવસે ઇંગ્લંડથી સ્વતંત્ર થઇ સંપૂર્ણ સ્વરાજ્ય ભોગવવાનો પણ ખ્યાલ કરો એટલે સરકારની કપટબાજીથી અને આપણી નિર્બળતાથી અફઘાનિસ્તાનનું વાદળ આપણા મગજમાં ઝઝુમે છે. હિન્દુસ્તાનના વાયવ્ય ખુણા પર પર્વતોની લાંબી હારમાં કુદરતના કેરથી જે થોડી ફાટો રહી ગઇ છે, તે અંગ્રેજી લશ્કરના ચોકીથી બંધ ન હોય તો પેલી મેરથી ઓગળના બરફના જેવા અનિવાર્ય શત્રુના ધસારાથી દેશમાં સર્વત્ર પ્રલય થાય એવી સમજ જોવામાં આવે છે.

આ ભ્રમ ભાંગવાને માટે આપણે અફઘાનિસ્તાનને વધારે ઓળખવાની જરૂર છે.

### પ્રાચીન અને ઇતિહાસકાળ

પૂરાણા કાળથી આપણા બે દેશ વચ્ચે વહેવાર ચાલતો આવ્યો છે. મહાભારતકાળનો ગાંધાર દેશ તે કંદહારનો મુલક કહેવાય છે. તે જમાનામાં દિલ્હીની સત્તા અફઘાનિસ્તાન, ઇરાન અને છેક એશિયામાઇનર સુધી ચાલતી હતી એમ ધારવામાં આવે છે. રઘુરાજાએ "પારસીક" લોકોને જીત્યાનું રઘુવંશમાં જણાવ્યું છે, તે ઇરાનીઓ જ હશે એમ લાગે છે. ઐતિહાસિક સમયપર આવતાં માલમ પડે છે કે કનિષ્ક રાજાની રાજધાની છેક બે દેશોની સરહદ પર હતી અને તેની પારના મુલક પર તેનો અમલ ચાલતો. પુરાણાં બૌદ્ધ વિદ્યાપીઠોનાં ગુણગાન આપણે વાંચીએ છીએ તેમાંનું તક્ષશિલા હાલના રાવલપીંડી પાસે હતુ અને ત્યાં આગળ કેટલાંક બૌદ્ધ અવશેષો પણ મળી આવે છે. તે પછી સદીઓ સુધી અફઘાનિસ્તાન સાથેનો સંબંધ કંઇક કમી થયો લાગે છે, એ ઉપરથી કોઇએ એવી કલ્પના કરી છે, કે સરહદ પરના પર્વતો પણ તે અરસામાં જ ફુટી નીકળ્યા !

ઇસ્લામની સ્થાપના પછી આપણા પર રાજ્ય કરવાનો અફઘાનિસ્તાન તરફના લોકોનો વારો આવ્યો. પણ એટલો ફેર માલમ પડે છે કે જ્યારે તેમના પર રાજ્ય કરનાર આપણા રાજાઓએ દિલ્હીમાં–કે છેક સરહદ સુધીમાં પણ આપણા દેશ-

માં જ–રાજધાની રાખી હતી, ત્યારે આપણા પર અમલ ચલાવનાર પઠાણ, મોગલ વગેરે મુસલમાન રાજાઓએ આપણા જ દેશમાં વાસો કર્યો તેથી હાલની માફક દેશની બ્હાર પૈસો ગયો નહિ, દેશની શોભા અને જાહોજલાલી વધ્યાં અને વિવિધ પ્રજાના સંસ્કાર અને સંસ્કૃતિનું મિશ્રણ થવાથી સૌનો ઘણો વિકાસ થયો. અલબત્ત પરધર્મીઓને હાથે દેશમાં જુલમ પણ થયો. પછી છિન્નભિન્ન થયેલા દેશમાં પાછી ધર્મભાવના અને શરાતન જાગ્રત થયાં ત્યારે પંજાબમાં શીખો અને દક્ષિણમાં મરેઠાઓએ સ્વતંત્રતાના જે વાવટા ફરકાવ્યા તે છેવટે અંગ્રેજોના દાવપેચ અને છેતરપીંડીથી મૂળમાં રોળાયા.

## અંગ્રેજી રાજનીતિ

ગયા સૈકામાં આપણા દેશમાં અંગ્રેજી રાજ્ય પૂરેપૂરું સ્થપાયું ત્યારથી બે દેશ વચ્ચેનો કુદરતી વહેવાર બંધ થયો. અંગ્રેજોએ આપણી સત્તા અને શસ્ત્ર છીનવી લીધાં એટલે પરદેશીઓ સામે ટક્કર ઝીલવાની તાકાત અને હિમ્મત આપણે ખોઇ બેઠા. વળી અંગ્રેજી રાજ્યનું મધ્યબિન્દુ દિલ્હી કે સીમલામાં નહિ પણ લંડનમાં જ છે. તેથી પરરાજ્યો સાથેનો સંબંધ માત્ર હિન્દના હિતની જ નહિ પણ મુખ્યત્વે કરીને ઈંગ્લંડના સ્વાર્થની દૃષ્ટિએ ચલાવવામાં આવે છે. યુરોપની પ્રજાઓની ચોપાટની બાજીમાં હિન્દુસ્તાન તો ઈંગ્લંડના હાથમાં એક પાસા તરીકે ખેલાય છે.

ગયા સૈકામાં ઈંગ્લંડ અને રૂશિયા વચ્ચે ઘણી જ હરિફાઇ ચાલતી હતી. ઇગ્લંડ પોતાની સત્તા હિન્દુસ્તાનમાં અને બીજાં સંસ્થાનોમાં જમાવતું હતું ત્યારે રૂશિયા સાઇબીરિયા અને મધ્ય એશિયામાં પગપેસારો કર્યે જતું હતું. રૂશિયાએ કાસ્પીઅન સમુદ્રથી માંડીને પોતાનો રેલમાર્ગ હિન્દુસ્તાનની વધારે ને વધારે નજીક ધપાવવા માંડ્યો, તેમ તેમ ઇગ્લંડને તેનો વધારે ને વધારે ભય લાગવા માંડ્યો—અથવા દેખાડવા માંડ્યો. લૂંટારા એક બીજાની દાનત વધારે સારી રીતે પારખી શકે એમ પણ હોય. ગમે તે હશે, પણ 'રૂશિયાના રીંછ'થી હિન્દને નિર્ભય કરવાને માટે અફઘાનિસ્તાનને તેની સામે મળી જતું અટકાવવાની અંગ્રેજોને જરૂર લાગી. અફઘાનિસ્તાન સાથે બંને વિગ્રહ કર્યા તેમાં આ જ નેમ હતી. તે પહેલી વખત પૂરી ન સધાઇ ને બીજી વાર પાર પડી. પણ તે પછી આશરે ૪૦ વર્ષના ગાળામાં અફઘાનિસ્તાન ફરીથી અંગ્રેજોના પંજામાંથી છૂટીને કેવી રીતે આઝાદ થયું તે જરા વિગતવાર તપાસી જોઇએ.

## અબદુર રહેમાનખાન

બીજા અફઘાન વિગ્રહને પરિણામે અંગ્રેજોએ અબદુર રહેમાનખાનને સન ૧૮૮૦ માં ગાદી આપી. તે હાલના અમીર અમનુલ્લાખાનનો દાદો થાય, અને તે જૂના અમીર દોસ્તમહમદખાનનો પૌત્ર થાય. અબદુર રહેમાનને જીંદગીમાં જે મુસીબતો પડવાની હતી અને જે પરાક્રમ કરવાનાં હતાં તેની સારી તાલીમ તેને જુવાનીમાં મળી હતી. કોઇ અમીર ગુજરી જાય એટલે તેના વારસોમાં તકરાર અને અદેખાઇ થાય જ એવો નિયમ ત્યાં થઇ પડ્યો છે. તે મુજબ તેના બાપ અમીર અફઝલખાનના મરણ પછી તેનો કાકો અમીર મહમદઆઝમ ગાદી પચાવી પડ્યો. તેને અબદુર રહેમાનની ઘણી જ દહેશત રહેતી હતી. તેથી તેને જુવાનીમાં તુર્કસ્તાન અને બદખ્શાંના દૂરના મુલકને વશ કરવા મોકલેલો. પણ અમીરના સામાવાળીઆ શેરઅલીએ કંદહારથી કાબુલ પર કૂચ શરૂ કરી એટલે ઉતાવળથી અબદુર રહેમાનને પાછો બોલાવ્યો. તેણે ગઝનવીની આગળ શેરઅલીને હરાવ્યો. પણ બીજી લડાઇમાં અમીરે બધી બાજી પોતાના હાથમાં લીધી એટલે તેમાં સખ્ત હાર ખાધી. કાકા–ભત્રીજા બન્નેને દેશ છોડીને નાસવું પડ્યું. અબદુર રહેમાન આમુ નદી ઓળંગી ખીવારા ગયો અને ત્યાંયે યોગ્ય સ્વાગત ન મળવાથી તેની પાર જઇ રૂશિયાના મુલકમાં દશ વર્ષ સુધી પડી રહ્યો.

બીજા અફઘાન વિગ્રહ દરમ્યાન અંગ્રેજોએ શેર અલીખાનને હરાવ્યો, એટલે વર્ષોથી સૂતેલો સિંહ જાગ્યો. અબદુર રહેમાન અમીર થવાની એ

તક પારખીને રૂશિયામાંથી ચાલી નીકળ્યો. બોખારાથી કેટલાક સરદારો તેની સાથે જોડાયા. આમુ નદી ઓળંગતાં પહેલાં તેણે તુર્કસ્તાનના એક સરદાર, તેના સસરા શાહજાદા હસનની મદદ માગી. છતાં તે સામે થયો ત્યારે તેનાં ૧૨૦૦૦ માણસને તેણે માત્ર ૧૧૦ સિપાઇઓથી હરાવ્યા. પછી રૂસ્તક મુકામે આવીને તેણે અફઘાનિસ્તાનના સરદારોને અને પ્રજાજનોને ખૂબ કાગળો લખ્યા. તેમાંના એકમાં નીચે મુજબ લખ્યું હતું:—

'મીર શાહઝાદા હસન, અને ફૈઝાબાદના (અફઘાનિસ્તાનની સરહદે આવેલું ગામ) સરદારો અને પ્રજાજનો, તમને આથી જણાવું છું કે અંગ્રેજોના હાથમાંથી ફૈઝાબાદના મુલકને છોડાવવાને હું આવ્યો છું.................. તમે બધા મીર છો અને તમારે ઇસ્લામીઓનો આ મુલક ફીરંગીઓના હાથમાં પડવા દેવો જોઇએ નહિ......જો તમે મારી સલાહ નહિ માનો તો તમને કાફિર ગણીને મારે તમારી સામે ગા.ઝા (ધર્મની લડાઈ) ચલાવવી પડશે.

આમ તે આગળ વધતો ગયો તેમ આગળના મુલકના લોકોને, આવી જાહેરાતો મોકલતો ગયો. પણ ઘણેખરે ઠેકાણે મીરોએ જે વાર્યું ન કર્યું તે હાર્યે કર્યું. ઉપરના કાગળ ઉપરથી, તેમજ એક વાર અબ્દુર રહેમાનને વશ થએલા એ બધા સરદારોની શત્રુવટથી, એમ ચોખ્ખું જણાય છે કે અંગ્રેજોની શીખવણીથી જ તેઓ આમ વર્તતા હતા. શેરઅલીને હાંકી કાઢીને પણ સંતોષ ન પામતાં ગાદીના હકદાર વારસને પાછો આવતો અટકાવવાને અંગ્રેજોએ બનતી કોશિશ કરી.

## રાજગાદી અને ગુલામીખત

છેવટે કાબુલની ઉત્તરે આવેલા કુડઝ ગામે ૨૦,૦૦૦ની સેના લઇને અબ્દુર રહમાન આવી પહોંચ્યો. ચોકાર અંગ્રેજોએ જ્યારે જોયું કે તેને કાબુલ આવતો રોકી શકાય એમ નથી, એટલે તેમના પ્રતિનિધિ સર લેપલ ગ્રીફીને તેને સ્વાગતનો પત્ર લખી પૂછાવ્યું કે તમે રૂશિયા કેવી રીતે છોડયું અને તમારે હવે શું કરવું છે? તેના જવાબમાં અબ્દુર રહમાને જણાવ્યું કે 'રૂશિયાના વાઇસરૉય જનરલ કૉફમેનની પરવાનગીથી જ તેમનો મુલક છોડયો છે.' પછી સર લેપલે એપ્રિલની ૨૦ મી તારીખે (૧૮૮૦) કાબુલ આવી અફઘાનિસ્તાનનું રાજ્ય હાથમાં લેવાની વિનંતિ કરી. આથી ઉમલકાઇ ન જતાં અબ્દુર રહમાને નીચેના મુદ્દાના સવાલના ખુલાસા માગ્યા:

(૧) મારા રાજ્યની સરહદ કઇ?
(૨) તેમાં કંદહારનો સમાવેશ થશે કે?
(૩) અફઘાનિસ્તાનમાં યૂરોપીઅન એલચી રહેશે કે અંગ્રેજ લશ્કર રહેશે?
(૪) અંગ્રેજ સરકારના કયા દુશ્મનને મારે હાંકી કાઢવો પડશે?
(૫) મારું તેમજ મારી પ્રજાનું અંગ્રેજો શું સારૂં કરશે?
(૬) અને તેના બદલામાં અંગ્રેજો મારી શી સેવાની આશા રાખે છે?

આના જવાબમાં સર લેપલે ૧૪ મી જૂને જણાવ્યું:—

પ્રથમ તો પરરાજ્યો સામે કાબુલના અમીરના સંબંધ વિષે જણાવીશ. અફઘાનિસ્તાનના કારભારમાં વચ્ચે પડવાનો પરરાજ્યોને કંઇ પણ હક હોય એમ અંગ્રેજ સરકાર માનતી નથી; અને કાબુલના રાજ્ય સાથે કંઇ પણ સંબંધ ન રાખવાની ઈરાન તથા રૂશિયાએ કબૂલત આપી છે, તેથી એ તો દેખીતું છે કે **અંગ્રેજો સિવાય બીજા કોઇ પણ રાજ્ય સાથે કાબુલનો અમીર સંબંધ રાખી શકશે નહિ.** કોઈ રાજ્ય વચ્ચે પડીને કંઈ કારણ વિના કાબુલના અમીર પર હુમલો કરશે તો જરૂર જણાતાં અંગ્રેજ સરકાર તેને પાછું હઠાવવામાં મદદ કરશે—એ શરતે કે પરરાજ્યોના સંબંધમાં અમીરે અંગ્રેજ સરકારના જ કહ્યામાં રહેવું.

બીજું, રાજ્યની હદ વિષે મારે જણાવવું જોઇએ કે કંદહારનો આખો પ્રાંત બીજા રાજાને સોંપવામાં આવ્યો છે, અને તેમાંથી પણ પીસન અને સીબી અંગ્રેજોએ પોતાને હસ્તક રાખ્યાં છે......આ સરતે હેરાત સુદ્ધાંત આખું અફઘાનિસ્તાન તમને સોંપવા અંગ્રેજો ખુશી છે... તમારા રાજ્યની આંતરિક વ્યવસ્થામાં પડવા અંગ્રેજ સરકાર ઇચ્છતી નથી તેમ અંગ્રેજ રેસિડન્ટને પણ રાખવાની તમને ફરજ પાડવામાં આવશે નહિ......

આ સરતો અબ્દુર રહમાનને બહુ જ ખૂંચી, છતાં ફવરી તે કબૂલ રાખીને તેણે કાબુલની ગાદી લીધી. કંદહારને તો અંગ્રેજો નહિ સાચવી શકે એમ તે જાણતો હતો પણ પરરાજ્યો સાથેના ગંબંધમાં અંગ્રેજોની ગુલામી તેને આખી જીંદગી સુધી આકરી લાગી. કોઇ વખત જ્યારે કલકત્તેથી અંગ્રેજ સરકારનો કંઇ ખરાબ ખરીતો આવતો ત્યારે તે રાતોપીળો થઇ જતો, પણ "અરે! હું મુસલમાન છું–મારે મારૂં વચન પાળવું જ જોઇએ–" એમ વિચારીને જ તે ગમ ખાતો.

કંદહાર વિષે તો અબદુર રહમાનની ધારણા તરત જ ખરી પડી. સરદાર શેરઅલી તે સાચવી ન શક્યો તેથી અંગ્રેજોએ અમીરને તે મુલક (૨૧–૪–૧૮૮૧) સોંપી દીધો. તરત જ અંગ્રેજોથી હારી છૂટેલા મહમદ આયુબખાને હેરાતથી કંદહાર પર કૂચ કરવા માંડી. તેણે અમીરને એક વાર હરાવ્યો પણ છેવટે તે હાર્યો એટલે કંદહાર પર કાબૂલનો જ વાવટો ફરક્યો. આમ અફઘાનિસ્તાનના ભાગલા પાડી તેનું જોર કમી કરવાની અંગ્રેજોની મુરાદ પાર ન આવી.

## અફઘાનિસ્તાનમાં એકદરો

પણ કાબુલની ગાદી લેવાનું કામ મુશ્કેલ હતું, તો અફઘાનિસ્તાનના ચારે ખૂણામાં તેની આણ વર્તાવવાનું કામ તેથીયે વધારે વિકટ હતું. લડાઈ પહેલાં ફ્રાન્સ કે જર્મનીનો હતો તેથી વધારે વિસ્તાર અફઘનિસ્તાનનો છે. અનેક પર્વતો અને ખીણોથી આ મુલકના કેટલાયે ભાગ પડી જાય છે. તેમાં તેના આશરે દોઢ કરોડ માણસો છૂટાછવાયા રહે છે. દરેક ખીણમાં જૂદી જાતો પુરાણી જંગલી દશામાં વસે છે. તે જાતો એકબીજાને જીતવા અને લૂંટવા ફરે છે એટલું જ નહિ, પણ તેની અંદર અંદર તેના વડા ખાનની પદવી લેવાને અને જૂનાં વેર વાળવાને ખૂનખાર લડાઇઓ ચાલે છે. રાજ્યની સાથે આ જાતોનો સંબંધ અમીરે પોતે જ નીચે મુજબ જણાવ્યો છે:

દરેક જાત અને ગામડાનો મુખ્ય અને સરદાર પોતાને જ સ્વતંત્ર રાજા સમજતો અને છેલ્લાં ૨૦૦ વર્ષથી તેમને અમીરોએ નીચા નમાવ્યા જ નથી. તુર્કસ્તાનના હજારાના મીરો અને ઘીલઝઇના સરદારો ખુદ અમીરો કરતાં વધારે બળવાન હતા, અને તેમની જ સત્તા ચાલતી એટલે અમીર કંઇ ન્યાય કરી શકતો નહિ. આ લોકોનો જુલમ અને ત્રાસ અસહ્ય હતો......દરેક સરદાર, અમલદાર, રાજકુમાર અને ખુદ અમીર પણ સંખ્યાબંધ મારાઓ, ચોર અને લૂંટારાઓને ભાડે રાખતા......મહમદ પેગંબરે કદિ પણ નહિ કહેલા એવા ઘણા વિચિત્ર સિદ્ધાંતો ઘણાયે મુલ્લાંઓ ધર્મને નામે શીખવતા; અને તેથી કેટલાયે ઇસ્લામી ફિરકાઓ પડતી થયેલી છે. તેઓ એવું પણ શીખવતા કે લોકોને કંઈ કામ કરવાની જરૂર નથી પણ તેમણે તો માત્ર બીજાની મિલ્કતમાંથી પેટ ભરવું અને અંદર અંદર લડ્યાં કરવું. સ્વાભાવિક રીતે આ બધા "રાજાઓ" પોતાની પ્રજા પાસેથી જુદા જુદા કર લેતા. તેથી મારે પહેલાં તો આ બધા અસંખ્ય લૂંટારાઓ, જૂઠા પેગંબરો અને ત્રણ બદામના રાજાઓને સાફ કરવા પડ્યા. અલબત, આ કંઈ સહેલું કામ નહોતું, અને હું પંદર વર્ષ સુધી લડ્યો ત્યારે જ તેઓ કાં તો મને વશ થયા અથવા તો દેશપાર થઇને કે ફાંસીએ લટકીને નાબૂદ થયા.

આમ આખા મુલક પર એકદરો રાજ્ય કરવાને અમીરે ખુદ સખ્તાઇ ચલાવી. સેંકડોને તેણે કેદ કર્યા, સેંકડોને ફાંસીએ લટકાવ્યા, સેંકડોના હાથ, પગ કે બીજાં અંગો ચીરાવી નાંખ્યા, કેટલાયની ખોપરીઓ તોપને મ્હોડે ફુટબોલની માફક ઉછાળી મૂકી. આથી કાબુલમાં અને છેક દૂરનાં ગામો સુધી લોકો ખૂબ ધ્રુજી ગયા. કોઈની તાકાત નહોતી કે તેની સામે જરા સીસકારી પણ કરી શકે.

અફઘાન સિવાયની વસ્તીવાળા મુલકને વશ કરવાની અમીરે બીજી યુક્તિ કરી. હજારા લોકો મિશ્ર મોગલ જાતિના અને શિયા પંથના છે. તેમણે બળવો કર્યો ત્યારે તેમને હરાવીને તેમાંના સંખ્યાબંધ માણસોને પહેલા કેદી તરીકે કાબુલ આણ્યાં અને કાબુલની પાસેના મુલકમાં વસાવ્યા અને પછી બ્હારના અફઘાનોને હજારાના મુલકમાં વસવા મોકલ્યા. ૧૮૯૩ માં અંગ્રેજોની સાથે નવી

સંધિથી (Durand treaty) હિન્દુસ્તાનની સરહદ પર આવેલો ×કાફિરિસ્તાનનો મુલક અમીરને મળ્યો ત્યારે તેને પણ પ્રથમ શસ્ત્રબળથી પૂરો નમાવીને ત્યાંથી ૧૬૦૦ કેદીને કાબુલ આણ્યા, ખૂબ અફઘાનોને તેમના મુલકમાં વસાવ્યા અને પછી મૂળ વતનીઓને ધીમે ધીમે વટલાવીને આખો મુલક અફઘાની તેમજ ઇસ્લામી બનાવી દીધો.

અબદુર રહમાનખાન સન ૧૮૯૫ માં ગુજરી ગયો, ત્યાં સુધીમાં તેણે એ મહાભારત કામ કર્યું. સદીઓના આપખુદ અમીરોના અમલથી પણ દેશમાં જે એકતા નહોતી આવી, તે તેણે પંદર વર્ષમાં જમાવી. અને તેને પરિણામે રાજ્યના ચારે ખૂણામાંથી મહેસુલ બરાબર વસૂલ કરીને તેણે તીજોરી ભરચક ભરી દીધી. તેના મરણ વખતે રાજની તીજોરીમાં હીરા અને જવાહીર ઉપરાંત એક અબજ કાબુલી રૂપીઆ અને ૪૫ કરોડની કિમ્મતનું સોનું હતું.

## હબીબુલ્લાખાન

આ અમીરની પછી તેનો છોકરો હબીબુલ્લાખાન ગાદીએ આવ્યો. તે ભણેલો અને હુશીઆર હતો. પશ્ચિમની રીતભાત અને પહેરવેશનો તેને ઘણો શોખ હતો. તેના પિતાની આપખુદીનો દોર હલકો કરવાની અને કેળવણીનાં બીજ વાવવાની તેની મુરાદ હતી. તેથી તેણે પોતાના અમલની શરૂઆતમાં જ પોતાના કાકા નસરૂલ્લાખાનના પ્રમુખપણા નીચે રાજ્યના કાયદા ઘડવાને એક સભા રચી. તે અઠવાડિયામાં બે વખત મળે અને એક દિવસ અમીરની સાથે મસલત કરે. પણ ત્યાં હમેશની માફક કોઇ કોઇના હેતુ પર અમીરને શક આવવા લાગ્યો એટલે એક વર્ષમાં જ આ ધારાસભા ખતમ કરી.

કેળવણીનું પણ આવું જ થયું. તેનું જૂદું ખાતું ઉઘાડયું તે પહેલાં આપણા દેશમાંથી બેએક ગ્રેજ્યુએટને બોલાવીને, તેમજ ૩૦૦ છોકરા ભેગા કરીને થોડી નિશાળો કાઢી હતી. પણ ૧૯૦૬ માં લાહોરની ઇસ્લામીઆ કૉલેજના અધ્યક્ષ ડૉ. અબદુલ ગની*ને અમીરે ખાસ બોલાવીને ગંજ્યાબંધ શાળાઓ અને પાઠશાળાઓ સ્થાપવાનું કામ તેમને સોંપ્યું. તેમણે તરત જ કાબુલની ૬૦ મસીદોના મુલ્લાંઓનો પગાર દોઢો કરીને તેમને શિક્ષકો તરીકે નીમ્યા. અને ૫૦૦૦ સારાં છોકરાં પસંદ કરીને શાળાઓમાં તેમને વહેંચી આપ્યાં. એક મધ્યસ્થ સ્થળે ૪૦૦ છોકરાઓની એક માધ્યમિક શાળા પણ સ્થાપી. આખા મુલકના ૧૩ જીલ્લાનાં ગામોમાં પહેલાં શાળાઓ સ્થાપીને તે સફળ થાય તે પછી જીલ્લાઓના અંતરમાં શાળાઓ ઉઘાડવાની યોજના ઘડી. આ ઉપરાંત ડૉ. ગનીએ છાપાંતરનું અને ચોપડીઓ પ્રગટ કરવાનું ખાતુ ઉઘાડયું. આ બધું કામ સન ૧૯૦૯ સુધીમાં ખૂબ ખીલી નીકળ્યું હતું. તેવામાં એવી અફવાઓ ચાલી કે ડૉ. ગની અમીરને ઉથલાવી પાડીને તેને બદલે પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી તેનો પ્રમુખ નીમાવાની તજવીજ કરે છે. નબળા અમીરના કાન ભંભેરાયા અને તેના રાજ્યના ઘોર અંધકારમાં પ્રકાશનાં થોડાં કિરણ પ્રસારનાર ભલા ડાકટરને અરાકના કિલ્લામાં કેદ કર્યા. તપાસ કરતાં કઇ પણ પૂરાવો ન મળ્યો, છતાં તેમને પૂરી રાખ્યા તે દશ વર્ષે ૧૯૧૯ માં જ્યારે અમીર પર ગોળીબાર થયા ત્યારે જ હાલના અમીરે તેમને છોડયા. તેમની સાથે તેમનું કેળવણીનું કામ પણ વિસારે પડયું અને વિખરાઈ ગયું.

× અલેકઝાન્ડરના સિપાઇઓ પંજાબમાંથી પાછા ફરતાં અહીંઆ વસેલા એમ કહેવાય છે. તેમને કંઈ ધર્મ નહોતો.

* ઇસ્લામીઆ કૉલેજમાં તેઓ જોડાયા તે પહેલાં અમીર અબદુર રહેમાનની નોકરીમાં ઘણા લાંબા વખત સુધી રહ્યા હતા. તેમના જ A Review of Political Situation in Central Asia (Lahore) નામના પુસ્તકને આધારે આ લેખમાંની ઘણી હકીકત લેવામાં આવી છે.

### "શીરાજ"થી જાગૃતિ

ડૉ. ગની કેદ થયા તે પહેલાં એક મહત્વનો બનાવ બન્યો. યુરોપનાં કોઈ સચિત્ર પત્રો જોઈ અમીર હેરત પામ્યો હતો, તેથી એવું એક છાપું પોતાના રાજ્યમાં બ્હાર પાડવાનો તેને શોખ થયો. તે કામ હાલના અમીરના સસરા સરદાર મહમદ-બેગ તર્ઝીને સોંપવામાં આવ્યું. તેમણે તુર્કીનું રાજ-પરિવર્તન જોયું હતું. અને દેશદેશાન્તરની સારી માહિતી મેળવી હતી. તેથી તેણે સ્વાભાવિક રીતે સરસ છાપું કાઢવા માંડ્યું. ડૉ. ગનીના પકડાવાથી લોકોમાં કંઇક સહજ જાગૃતિ આવી હતી તેને આ "શીરાજ" પત્રથી ખૂબ વેગ મળ્યો. મુલ્લાંઓ, અમીરો અને જનસમાજ ઉપર તો તરત તેની બહુ છાપ ન પડી. પણ જે યુવાન અફઘાનોએ કંઇક પણ ઉંચી કેળવણી લીધી હતી, તેમના પ્રાણરૂપ આ પત્ર થઈ પડ્યું. તેમાં અંગ્રેજ સરકારની પણ ખૂબ ટીકા આવતી પણ તંત્રીને તેના સગપણને લીધે કંઇ ઇજા પહોંચતી નહિ. ઉત્સાહી વાચકોએ સ્વાભાવિક રીતે તુર્કી અને અફઘાનિસ્તાનની આપ-ખુદી વચ્ચે સરખામણી કરવા માંડી. અમીરનો વધતો જતો મોજશોખ અને આળસ, પરદેશી અમલદારો પ્રત્યે તેનો પક્ષપાત, અમીરો તરફ તેનું નતડાપણું, અને રાજ્યમાં ચારે તરફ વધતી જતી અંધાધુધી અને અવ્યવસ્થા—આ બધું તેમની આંખે ચડવા લાગ્યું, પરિણામે થોડાક ચૂનંદા અફઘાનોએ રાજ્યપરિવર્તન કરવાને એક છૂપી સમિતિ સ્થાપી.

### અમીરનું ખૂન

એટલામાં લડાઇ ફાટી નીકળી. ઇસ્લામીઓના ખલીફાની સામે અંગ્રેજોએ લડાઇ જાહેર કરી. તુર્કી અને જર્મનીના રાજ્યો તરફથી એક પ્રતિનિધિમંડળ કાબૂલમાં આવીને હિન્દુસ્તાનની સરહદ ઉપર તોફાન મચાવવાને અમીરને સમજાવવા લાગ્યું. ખલીફાની સહીથી તેમણે જાહેરાતો પણ બ્હાર પાડી. પણ અંગ્રેજોની સાથે બાથ ભીડવાની અમીરની હામ નહોતી, તેથી તેણે જંગમાં ઝંપલાવ્યું નહિ. આથી વળી સમિતિના સભાસદોનો રોષ ખૂબ વધ્યો. અમીરનું આળસ તેમને ધર્મ અને દેશ પ્રત્યે દ્રોહ સમાન લાગ્યું.

સન ૧૯૧૮ ની આખરમાં અમીરને એક નનામો કાગળ મળ્યો. તેમાં એવી ધમકી હતી કે તમે રાજકારભારમાં વધારે ધ્યાન નહિ આપો તો ખૂરા હાલ થશે. છતાં અમીર બેદરકાર રહ્યો. પણ સમિતિએ પોતાની ધાક ખરી કરી બતાવી. રાજાની વર્ષગાંઠનો ઉત્સવ કાબુલના બજારમાં પૂર ઠાઠથી ઉજવાતો હતો. તે વખતે રાજાની ગાડીપર ઓચિંતો ગોળીબ્હાર થયો. રાજા બચી ગયો. ચારે બાજૂએ ગલીકુંચીઓમાં ખૂબ તપાસ કરી પણ પત્તો ન જ લાગ્યો. સન ૧૯૧૯ માં ફરી બીજો એવો જ કાગળ અમીરને મળ્યો. તે પણ તેણે ન ગણકાર્યો, એટલું જ નહિ, પણ એક મુસાફરની ભરવણીથી ખોટું કાવત્રું કલ્પી કાઢીને વળી બીજા કેટલાય માણસોને કેદ કર્યા, કેટલાયને ફાંસી દીધી. ડૉ. ગની દશ વર્ષથી કેદમાં સડતા હતા, તેના નિર્દોષ પુત્રનો તો જાન લીધો અને તેના પર ફાંસીનો હુકમ સહી થયા વિના રહી ગયો, તેથી જ તે બચી ગયો. વિનાશકાળે વિપરીત બુદ્ધિ! શિયાળાની રાજધાની, જલાલાબાદ જતાં એક રસ્તામાં અમીરે રાતવાસો કર્યો હતો ત્યાં મધરાતે તેના તંબૂમાં ચૂપકીથી ઘૂસીને એક અફઘાને તેને ઠાર કર્યો!

### ૧૯૧૯ નો વિગ્રહ

તે જ વખતે તેનો પુત્ર અમાનુલ્લાખાન કાબૂલનો ગવર્નર હતો તેથી તેને ગાદી લેતાં મુસીબત પડી નહિ. તેણે તરત જ બાહોશ પ્રધાનમંડળ નીમ્યું અને તેની સાથે બ્હારના કેટલાક આગેવાનોને મેળવીને તેણે સલાહકારક મંડળ રચ્યું. પણ અમીર અને તેનો બાહોશ સસરો મળીને બીજા સુધારા કરે તે પહેલાં તો મે (૧૯૧૯) મહિનામાં હિન્દુસ્થાન સાથે લડાઈ શરૂ થઇ.

ઉપર જોઇ ગયા તેમ ખલીફાની સાથે અંગ્રેજોની લડાઇ શરૂ થઈ ત્યારથી અફઘાનિસ્તાનમાં અસંતોષ તો ફેલાવા માંડ્યો જ હતો. તેથી ૧૯૧૮ ની

આખરમાં તુર્કી એ સખત હાર ખાધી ત્યારે ઘણાને તેમાં જૂના અમીરનો જ વાંક જણાયો. તેના પર તો ગોળીથી વેર લેવાયું. પણ અંગ્રેજોની સામે પણ કંઈક કરવું જોઈએ—ચોખ્ખી લડાઈ નહિ તો જરા ખડખડાટ પણ કરવો જોઈએ. એવો કંઈ આવેશ ચોતરફ ફેલાયો. તેવામાં પંજાબમાં સરકારે માર્શલ લૉ ચલાવ્યો અને કેટલેય ઠેકાણે બંદૂકોના બ્હારથી અને વિમાનમાંથી ગોળા ફેંકીને સેંકડો માણસોના જાન લીધા. આ વાતો ખૂબ ભયંકર સ્વરૂપમાં અફઘાનિસ્તાનની સરહદ પર ફેલાવા લાગી. આથી ઉશ્કેરાઈને કેટલાયે અફઘાનોએ સરહદ ઓળંગી હિન્દમાં ઉતરવા માંડ્યું. આ વાત વધે તો આખી પ્રજામાં ભયંકર ઉત્પાત થાય એમ ધારીને અમીરે સરહદ ન ઓળંગવાના હુકમો કાઢ્યા, અને તેનો બરાબર અમલ કરવાને લશ્કરને સરહદ પર મોકલ્યું. બીજી બાજુએ અફઘાન લશ્કરની ચળવળથી અંગ્રેજો ભરમાયા અને તેમણે પણ લડાઈ માટે તૈયારી કરવા માંડી. એવામાં ભૂલથી અફઘાન લશ્કરની એક ટુકડીએ સરહદથી થોડા કદમ આગળ વધીને એક મોરચો નાંખ્યો. આથી ગોળીબ્હાર શરૂ થયા અને જોતજોતામાં ત્રણ જગ્યાએ અંગ્રેજ અને અફઘાન લશ્કરનો ભેટો થયો. ઠક્કા આગળ તો અફઘાનો હાર્યા પણ બીજી બે બાજુએ તે જીતતા હતા તેવામાં સીમલામાં તપાસ કરતાં બધું ગેરસમજનું જ પરિણામ જણાયું, એટલે તરત જ લડાઈ બંધ કરવામાં આવી.

## આખરે આઝાદ

મે મહિનામાં બન્ને રાજ્યના પ્રતિનિધિઓ સુલેહનું તહનામું ઘડવાને રાવલપીંડીમાં ભેગા થયા. ત્યાં અમીર તરફથી બે માગણીઓ થઈ:

(૧) પરરાજ્યો સાથે સંબંધ બાંધવાની પૂરી છૂટ મળવી જોઈએ, અને

(૨) અફઘાનિસ્તાનની જૂની સરહદ—જે કેટલેક ઠેકાણે તોડવામાં આવી હતી તે—કાયમ રાખવી જોઈએ.

અફઘાન પ્રજાની જાગૃતિથી તેમજ ખિલાફતના મામલાથી પૂરી સ્વતંત્રતા તો હવે આવશ્યક થઈ પડી હતી—ને વિના અમીર અને અંગ્રેજો સામે એ ઝનુની પ્રજા ગમે ત્યારે બાંધળીઆં કરે એમ હતું. અંગ્રેજોની આગળ વળી વાત એવી રીતે રજૂ કરવામાં આવી કે લડાઈ દરમ્યાન અફઘાનિસ્તાને આટલી બધી ખામોસ રાખી હતી તેના બદલામાં હવે તેને આ છૂટ મળવી જ જોઈએ. અંગ્રેજોએ ઘણી ચર્ચા કર્યા પછી ક્રમને અફઘાનોની બન્ને માગણીઓ સ્વીકારી.* ત્યારથી અફઘાનિસ્તાન અંગ્રેજોની જાળમાંથી છૂટીને આઝાદ થયું છે.

## શુકનનાં પગલાં

આનાં પરિણામો હવે આપણે જોઈએ છીએ. ૧૯૧૯ પહેલાં તે દેશનો પ્રતિનિધિ માત્ર દિલ્હી—સીમલામાં જ રહેતો. હવે તેના પ્રતિનિધિઓ દુનિયાના બધાય સુધરેલા દેશમાં થાણાં નાંખતા જાય છે. અને તે જ પ્રમાણે કાબુલમાં પણ દેશદેશના એલચીઓ વસવા આવતા જાય છે. સંખ્યાબંધ અફઘાન વિદ્યાર્થીઓ યુરોપ એશિયાના જૂદા જૂદા દેશમાં અભ્યાસ કરવા પણ ઉપડી ગયા છે. ચોતરફ વેપારની પણ સગવડ અફઘાનો મેળવતા જાય છે. અમીર જેમ પોતાના દેશીઓનું સારું કરે છે તેમ પરદેશીઓનું પણ હિત સાચવે છે. પોતાની અને હિન્દુસ્તાનની હિન્દુ પ્રજાનું મનરંજન કરવાને તેણે પોતાના રાજ્યમાં ગોવધની બંધી કરી છે. દુનિયામાં બનતા બનાવો પણ તે તાકીને જૂએ છે, તેનું રહસ્ય સમજે છે—કેટલીયે લડતોમાં એશિયા અને યુરોપનું—ખ્રિસ્તીઓ અને ઈસ્લામીઓનું યુદ્ધ પારખે છે, અને રૂશિયા અને બોખારા, તુર્કી અને ઈરાન સાથે દોસ્તી કરવાનું વલણ બતાવે છે. અને આ બધું યુરોપની એક તસુભર જમીન લેવાને નહિ પણ ગોરાઓના ધસારાની સામે એશિયાની પુરાણી પ્રજાનું રક્ષણ કરવાને જ.

આ વિચાર કરતાં છેલ્લાં બત્રીશ વર્ષના ગાળામાં અફઘાનિસ્તાને આશ્ચર્યકારક પ્રગતિ કરી જણાય

* રાવલપીંડીનું તહનામું ૮-૮-૧૯૧૯, અને છેવટની કાબુલની સંધિ ૨૨-૧૧-૧૯૨૧.

છે. સન ૧૮૮૦ માં અબદુર રહમાનખાન દૂર પરદેશમાં અમલદારોના જાપ્તા નીચે એકલવાયો રખડતો હતો. તેણે અદ્ભુત ક્ષાત્રબળથી અને અફઘાનોની વફાદારીથી કાબુલની ગાદી સપાટાબંધ મેળવી. પંદર વર્ષના અમલ દરમ્યાન અફઘાનિસ્તાનની તવારીખમાં પહેલી વાર અસંખ્ય ખાનોનું અને મુલ્લાંઓનું રાજ્ય નાબૂદ કરી એક સર્વોપરી રાજસત્તા સ્થાપી. પણ તેમ કરતાં પરરાજ્યોના સંબંધમાં અંગ્રેજોની જાળ તેના જેવા શૂરા સિંહને પણ સાંખવી પડી. તેના હુશીઆર પણ મોજીલા પુત્રે પ્રથમ ધારાસભા, શાળાઓ અને વર્તમાનપત્રોની શરૂઆત કરીને લોકોમાં જાગૃતિનાં બીજ રોપ્યાં, અને પછી આળસથી, આપખુદીથી અને અવ્યવસ્થાથી તેને પોષણ આપ્યું. ખિલાફતના મામલાથી પ્રજાના દિલમાં અસંતોષનો અગ્નિ ભભૂકી ઉઠ્યો, તેમાં તે પોતે હોમાયો, અને પછી તેમાં અફઘાનિસ્તાનની સાંકળોયે ગળી ગઈ. અમાનુલ્લાખાન જેવા ચતુર બાહોશ નવજુવાનની આગેવાની નીચે આઝાદ થયેલું અફઘાનિસ્તાન હિન્દુસ્તાનનાં રાજ્ય અને પ્રજા પ્રત્યે ભવિષ્યમાં કેવો ભાવ રાખશે અને મધ્ય એશિયામાં ચોતરફથી જામતા રસીલા રાજપ્રકરણમાં કેવો ભાગ ભજવશે એ આજે કોણ કહી શકે?

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# કોરીઆની લડત

## ૨

### પેરિસની સુલેહ પરિષદ્

સને ૧૯૧૮ માં પેરિસની સુલેહ પરિષદ્ મળી નાની પ્રજાઓના રક્ષણ માટે મિત્રરાજ્યોએ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું છે, એવાં વચનોથી કોરીઆવાસીઓ પણ ભોળવાયા. ૧૮૮૨ ના તહનામા મુજબ અમેરિકા કોરીઆને 'જુલમગાર' ની સામે મદદ કરવા બંધાયું હતું, પણ જ્યારે સને ૧૯૦૫ ના નવેમ્બર માસમાં તલવારની અણીથી જાપાને કોરીઆ પાસે ગુલામીનું ખત લખાવી લીધું અને કોરીઆએ તહનામા મુજબ અમેરિકાને મદદ કરવા વિનંતિ કરી, ત્યારે અમેરિકા પોતાની લાચારી બતાવી છૂટી પડયું હતું, એ આપણે જોઇ ગયા. ફરીથી પાછા સને ૧૯૧૮ માં અમેરિકા પાસે કોરીઆ બે હાથ જોડી યાચના કરતું ઉભું રહ્યું અને પ્રેસિડન્ટ વિલ્સન આ વખતે તો જરૂર મદદ કરશે એવી આશાએ ત્રણ પ્રતિનિધિઓને સુલેહ પરિષદ્માં મોકલવાનું નક્કી કર્યું. પણ વાચક માનશે? 'નાની નાની પ્રજાઓના રક્ષણ' ની અને 'આત્મનિર્ણય' ની વાતો કરતાં જે પ્રેસિડન્ટ વિલ્સનની જીભ કદિયે સૂકાતી નહોતી, તેજ પ્રેસિડન્ટની સરકારે પ્રતિનિધિઓને, કાંઇ મદદ આપી નહિ એટલુંજ નહિ, પણ પેરિસ સુધી પહોંચાડવાનીએ ના પાડી. આખરે ૩ ક પ્રતિનિધિ કીઉકિસિક કીમ કોઇપણ રીતે પેરિસ જઇ પહોંચ્યો, પણ મિત્રરાજ્યોના પ્રતિનિધિઓએ તેની સાથે વાતચીત કરવાનીએ ના પાડી. બીચારા કોરીઆવાસીઓ આથી બહુ નિરાશ થયા. ઘડીભર એમ લાગ્યું કે લોકો પાછા તોફાને ચઢી જશે પણ દેશના આગેવાનો ખતા ખાઈ ખાઇને તોફાનમાં કોઇ લ્હાણુ નથી એટલું તો સમજ્યા હતા. એથી એમણે નીચેનું જાહેરનામું બહાર પાડયું:

> ગમે તે કરો પણ જાપાનીઓનું અપમાન કરશો મા. પથરા ફેંકશો નહિ કોઇને મારશો નહિ. કારણ આ બધાં જંગલી માણસોનાં કામ છે.

### રાજાનું મૃત્યુ

આ જાહેરનામાની લોકો પર સારી અસર થઈ. તે પછી થોડા જ વખતમાં (ફેબ્રુઆરી, ૧૯૧૯) બરતરફ થયેલો રાજા મરણ પામ્યો. આગેવાનોએ જોયું કે દેશને માટે આ અણીનો વખત છે. આવી તક સો વરસે પણ ફરી આવનાર નથી. જાપાનીઓની ગુલામી સ્વીકારવાનો તો તેમનો વિચાર હતો જ નહિ. તેમણે "સ્વતંત્રતાનું જાહેરનામું" (Declaration of Independence) ઘડીને તૈયાર કર્યું અને તેના પર જૂદા જૂદા ૩૩ આગેવાનોએ સહી કરી, તેની હજ્જારો નકલો છપાવી તૈયાર રાખી. તે પછી તેમણે તેની એકેક નકલ દરેક ગામના આગેવાન ગણાતા વિશ્વાસપાત્ર માણસો પર મોકલી આપી, અને સાથે એક કાગળ બીડયો, તેમાં લખ્યું કે: "આવતા સોમવારના દિવસે (તા. ૩ માર્ચ ૧૯૧૯) મહારાજાની દફનક્રિયાનો દિવસ છે તે વખતે સરઘસ કહાડી, જાહેરસભા ભરી આ સાથેનું જાહેરનામું વાંચશો અને આપણા દેશને સ્વતંત્ર જાહેર કરશો." તે ઉપરાંત તેમણે શાળાઓના કેટલાક વિદ્યાર્થીઓને ઉભા કર્યા અને જાહેરનામું વંચાઇ રહે કે તુરતજ જાહેરનામાની નકલો સભાઓમાં, શેરીએ શેરીએ, દુકાને દુકાને અને ગામે ગામ તેમની મારફત વહેંચી દેવાની ગોઠવણ કરી. સભાઓનો સમય અને ભાષણકર્તાઓનાં નામ પણ નક્કી કર્યા. આ રીતે બધી યોજના ઘડાઇ તૈયાર થઇ. જાપાનીઓને લાગ્યું કે આ લોકો કંઇક તૈયારી કરી રહ્યા છે; પણ શાની તૈયારી કરી રહ્યા છે એ તેમને માલમ પડયું નહિ. આથી તેઓ ગુંચવાયા. તેમણે હુકમ કહાડયો કે રાજાની દફનક્રિયાને દિવસે (સોમવારે, તા. ૩ માર્ચે) કોઇએ સભા ભરવી નહિ, કે બીજી કોઇ રીતે ભેગા થવું નહિ. આગેવાનોએ પોતાનો દિવસ બદલી સોમવારને બદલે શનિવાર (તા. ૧ માર્ચ) રાખ્યો, અને સૌને સંદેશો મોકલી દીધો કે સમારંભનો દિવસ બે દિવસ આગળ રાખ્યો છે. જાપાનીઓને આ નવી ગોઠવણની ગંધ સરખી પણ આવી નહિ.

### 'સ્વતંત્રતાનું' જાહેરનામું

૧૯૧૯ ના માર્ચ માસની ૧ લી તારીખની સવાર પડી. જાહેરનામા પર જે ૩૩ આગેવાનોએ સહી કરી હતી, તેમણે બપોરના ૨ વાગ્યે કોરીઆની રાજધાની સિયુલના 'બ્લાઇટ કાફે' નામના હોટેલમાં જાપાની ઓફિસરોને ખાણાપર નોતર્યા. ખાણું પૂરું થયું એટલે સોન બ્યુન્ગનીએ ખિસ્સામાંથી જાહેરનામાનો કાગળ બહાર કહાડયો, અને ઉભા થઇ મોટેથી વાંચવા માંડયો. જાપાની ઓફિસરો દિવાલપરનાં ચિત્રની પેઠે સ્થિર થઇ ગયા. જાહેરનામું પૂરું થયું એટલે સોન બ્યુન્ગનીએ ટેલીફોનપર જઇ પોલિસચોકીનો નંબર માગ્યો. નંબર મળ્યો એટલે પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટને ટેલીફોનપર બોલાવ્યો, અને ખબર આપી, કે "કોરીઆ સ્વતંત્ર થયું છે અને અમે બધા તમારી જ રાહ જોઇએ છીએ." પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ આભો બની ગયો. પાછી ટેલીફોનપર ઘંટડી વાગી અને સોન બ્યુન્ગનીનો અવાજ સંભળાયો: "આપની મોટર મોકલી આપો." પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ ઉંઘમાંથી ઝબક્યો હોય તેમ "આપ શું ખરેખાત કહો છો?" "જી, હા. આપની મોટર મોકલી આપો. અમે બધા એનીજ રાહ જોઇએ છીએ." પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટે થોડા પોલિસની સાથે મોટર રવાના કરી. મોટર હોટેલના દરવાજા આગળ આવી ઉભી રહી કે એક પછી એક, આગેવાનો સ્મિત કરતા કરતા હોટેલની બહાર નીકળ્યા, અને સહેલગાહે જતા હોય એમ મોટરમાં ગોઠવાઇગયા. પોલિસને જોઈ લોકોનું ટોળું એકઠું થયું અને આગેવાનોને જોયા એટલે *મન્શી! મન્શી! ના જયઘોષ થઈ રહ્યા. આ જયઘોષ સાંભળી આખે રસ્તે લોકો ઉભરાઈ ગયા, અને મોટરને જવાનો માર્ગ પણ બંધ થઈ ગયો. મન્શી! મન્શી! ની બૂમોથી આખું શહેર ગાજી ઉઠયું, અને આગેવાનોના પ્રયાસથી રસ્તો ખુલ્લો થતો ગયો તેમ તેમ ફાડીના વેગે મોટર આગળ વધવા લાગી. હજારો સ્ત્રી પુરુષો આગેવાનોનાં દર્શન કરવા તૂટી પડયાં. એકાએક દરેક ઘર પર

* જુગ જુગ જીવો કોરીઆ!

કોરીઆનો વાવટો ચઢી ગયો. લોકોના હાથમાં પણ એ વાવટો ફરકવા લાગ્યો. સ્ત્રી, પુરૂષ, બાળક સર્વેના મ્હોંમાં મન્શી! અને હાથમાં કોરીઆનો વાવટો! જાપાની પોલિસ તો દિગમૂઢ જ થઇ ગઈ. કોરીઆનો વાવટો રાખનારને મોતની સજા હતી, પણ આટલા બધામાં કોને પકડે અને કોને નહિ? જ્યાં જ્યાં નજર પડતી ત્યાં ત્યાં આ વાવટો જ દેખાતો. રસ્તાપરના મકાનોના ઝરૂખાઓપર કે બારીઓપર આ વાવટો જ નજરે પડતો. મન્શી! મન્શી! ની ગગનભેદક ચીસોથી જાણે કાન ફાટી જશે એમ લાગતું. આગેવાનો હસી હસી લોકોનાં વંદન ઝીલતા, અને આગળ પાછળ લોકોનું ટોળું ચાલતું. આ પ્રમાણે તેઓ પોલિસચોકીએ જઇ પહોંચ્યા, અને જાપાની પોલિસ મોટરનાં પાટીઆંપર ઉભી ન હોત તો સર્વ કોઇને ભ્રમ થયા વિના ન રહેત કે એ તો આગેવાનોનું સરઘસ નીકળ્યું છે. કોરીઆનાં બાળકો તો હજીયે એ ભ્રમમાં છે, અને એમનો એ ભ્રમ અદ્યાપિપર્યંત કોઇ ટાળી શક્યું નથી.

સર્વે આગેવાનો બહાર નીકળી મોટરમાં બેઠા અને હૉલ ખાલી પડ્યો ત્યારે ખાણાપર ચિત્રવત્ થઇ ગયેલા જાપાની ઑફિસરોની આંખ ઉઘડી અને એમને ભાન થયું કે પરિસ્થિતિ બદલાઈ ગઇ છે. હજીયે તેમના કાનમાં જાહેરનામાનાં નીચેનાં વાક્યોના રણકાર વાગી રહ્યા હતા.

"જો આપણે ભૂતકાળની ભૂલો સુધારવી હોય, વર્તમાનનું દુઃખ ફેડવું હોય, ભવિષ્યના જુલમમાંથી છુટવું હોય, મન, વચન, કાયાની મુક્તિ મેળવવી હોય, દેશની પ્રગતિ સાધવી હોય, આપણાં બાળબચ્ચાંઓની ગુલામીની જંજીર તોડવી હોય, આપણી ભવિષ્યની સંતતિ માટે સુખશાન્તિનો વારસો મૂકવો હોય તો સૌથી પ્રથમ આપણે સ્વતંત્ર બનવું જોઇએ. જો દરેક સ્ત્રીપુરૂષ સત્ય અને ન્યાયને વળગી રહી ખુદાને હાઝરનાઝર જાણી પોતાના દિલમાં પાકો નિશ્ચય કરે, તો બે કરોડ માણસો શું ન કરી શકે? દુનિયામાં એવી કયી ચીજ છે કે જે તેઓ ન મેળવી શકે?"

આ જાહેરનામું ગામે ગામ અને શહેરે શહેર વંચાયું. ગામે ગામ અને શહેરે શહેર સભાઓ થઇ. ગામે ગામ અને શહેરે શહેર ભાષણો થયાં. ગામે ગામ અને શહેરે શહેર વિદ્યાર્થીઓએ જાહેરનામાની નકલો લોકોમાં વહેંચી. ગામે ગામ અને શહેરે શહેર કોરીઆનો વાવટો ફરક્યો. સર્વના દિલમાં એકજ વિચાર થયો—ઉદ્ભવ્યો: બે કરોડ માણસો શું ન કરી શકે? સર્વેએ એકજ નિશ્ચય કર્યો: આપણે સ્વતંત્ર બનવું જોઇએ. અને આ નિશ્ચય સર્વેની ઈશ્વર ખુદાને હાઝરનાઝર જાણીને થયો. કોઇએ તોફાન કર્યાં નહિ. કોરીઆની સ્વતંત્રતાનો દિવસ પૂર્ણ શાન્તિથી ઉજવાયો. કેદ પકડાયેલા આગેવાનોની જગ્યાઓ બીજા આગેવાનોએ પૂરી અને તેમણે ઢંઢેરો બહાર પાડી પ્રજાને પૂર્ણ શાન્તિ જાળવવા માટે અભિનંદન આપ્યું અને જણાવ્યું, કે "તોફાન કરનાર માણસ દેશનો દુશ્મન છે."

## જાપાનનો જવાબ

શનિવાર એ કોરીઆની સ્વતંત્રતાનો દિવસ હતો. રવિવાર 'અણુજા' નો દિવસ હોવાથી તે દિવસે લોકોએ સરઘસો કાઢ્યાં નહિ કે સભાઓ પણ ભરી નહિ. જાપાની સરકાર હવે બેહોશ મટી હોશમાં આવી ગઇ હતી. એણે આ 'અણુજા' નો લાભ લીધો. રસ્તામાં જે રડયાખડયા માણસો નજરે પડયા તેમના પર જાપાની સિપાઇઓ હાથમાં ધારીઆં અને તલવાર લઇ તૂટી પડયા. કોઇનાપર લાઠી ચલાવી માથું ભાંગી નાંખ્યું, તો કોઇને બેહોશ બનાવી ગટરમાં ધકેલી દીધો. જે રસ્તામાં મળ્યો તેને ધારીઆની* ધારનો કે લાઠીના મારનો સ્વાદ ચખાડ્યો. કોઈનો હાથ કાપી નાંખ્યો, તો કોઇનો પગ કાપી નાંખ્યો. કોઇના કાન કાપી નાંખ્યા તો કોઈનું નાક કાપી નાંખ્યું. કોઇના તલવારના આડા ઉભા ઘા કરી રાઈ રાઈ જેટલા ટુકડા કર્યા. પણ આથી તો લોકોનો રોષ શતગણો વધી ગયો.

* આ ધારીઉં આખા વાંસ જેટલું લાંબું રાખ્યું હતું જેથી દોડનારને દૂરથી પકડી શકાય.

બીજે દિવસે શાળાઓ અને પાઠશાળાઓમાં, કોર્ટોમાં અને કચેરીઓમાં, દુકાનોમાં અને ઓફિસોમાં, જ્યાં જુઓ ત્યાં તાળાં નજરે પડ્યાં. સર્વત્ર હડતાલ પડી. એક ચકલું પણ ફરક્યું નહિ. ઠેઠ રવિવારથી બુધવાર સુધી ચાર દિવસ હડતાલ રહી. શાકભાજી પણ મળવી મુશ્કેલ થઇ ગઈ. નિશાળોમાં શિક્ષકો આવીને બેઠા પણ એક વિદ્યાર્થી આવ્યો નહિ. અદાલતોમાં અમલદારો આવીને બેઠા પણ એક અસીલ આવ્યો નહિ. પોલિસચોકીમાં કોરીઆવાસી પોલિસમાંથી એક પોલિસ આવ્યો નહિ. માત્ર તેમના ડ્રેસ અને પટ્ટા આવ્યા, અને તેનો પોલિસચોકીઓ આગળ મોટો ઢગ થયો. પણ આથી જાપાનીઓ ડરી જાય તેમ નહોતા. તેમણે બુધવારને દિવસે જબરદસ્તીથી હડતાલ ઉઘડાવવાનો નિશ્ચય કર્યો. સૌથી પહેલા પોચા જાણી એમણે દુકાનદારોને પકડ્યા, અને એમને ઘેર જઇ જઈ કુંચી લેવરાવી દુકાને પકડી આણ્યા.

### દુકાનદારોની હડતાલ

પોલિસની ધાકથી દુકાનદારોએ દુકાનો ઉઘાડી. એક બજારમાં દુકાનો ઉઘડાવી પોલિસ બીજા બજારમાં ગઇ, એટલે પહેલા બજારવાળાઓએ હાથમા તાળાં લેઇ દુકાનો બંધ કરવા માંડી. બીજા બજારમાં દુકાનો ઉઘડાવી પોલિસ ત્રીજા બજારમાં ગઇ એટલે બીજા બજારવાળાઓએ દુકાનો બંધ કરી. આ પ્રમાણે ચાર પાંચ બજારોમાં દુકાનો ઉઘડાવી પોલિસ પહેલા બજારમાં આવી તો બધી દુકાનો જેમની તેમ બંધ દીઠી. પોલિસના ગુસ્સાનો પાર રહ્યો નહિ. ફરીથી બધા દુકાનદારોને પકડી આણ્યા, અને ફરીથી દુકાનો ઉઘડાવી. આ વખત તો પહેલાંનો અનુભવ ધ્યાનમાં રાખી બજારના બન્ને છેડે (લશ્કરી) સિપાઇઓ ઉભા રાખ્યા, કે કોઇ દુકાન પાછી બંધ ન કરે. આ રીતે દુકાનો ઉઘડી, પણ સોદો થયો નહિ. જે કોઇ ખરીદવા આવતું એને દુકાનદાર પાધરો જ કહી દેતો 'નથી'. બીચારો ખરીદનાર એક છોડી બીજી દુકાને જતો અને બધે એકજ શબ્દ સાંભળતોઃ 'નથી'. આ પ્રમાણે કેટલાંયે અઠવાડીઆં સુધી ચાલ્યું, અને દુકાનમાં બહાર ગોઠવેલી ચીજો સિવાય એક પણ ચીજની ઘરાકી થઇ નહિ.

### વિદ્યાર્થીઓની હડતાલ

નિશાળોની પણ એજ હાલત હતી. શિક્ષકો આવીને બેસી રહ્યા પણ એક વિદ્યાર્થી ફરક્યો નહિ. જ્યાં જુઓ ત્યાં ખાલી પાટલીઓ જ દેખાતી. આખરે સરકારે હુકમ કહાડ્યો કે જે વિદ્યાર્થી ગેરહાજર રહેશે તેને સર્ટિફીકેટ મળશે નહિ. તોપણ એક વિદ્યાર્થી આવ્યો નહિ. આખરે સિયુલની એક નિશાળના વિદ્યાર્થીઓ ઢીલા પડ્યા હોય એમ દેખાયું. એમણે અમુક દિવસે નિશાળે હાજર થવાનું વચન આપ્યું. શિક્ષકોના આનંદનો પાર રહ્યો નહિ. એમણે તે દિવસે સમારંભ ગોઠવ્યો, અને પ્રતિષ્ઠિત જાપાનીઓને હાજર રહેવા નિમંત્રણપત્રિકાઓ મોકલી. જાપાનીઓ પણ હરખાઇ ગયા. એમણે આભારની ઉંડી લાગણીથી નિમંત્રણ સ્વીકાર્યું શિક્ષકોએ આનંદમાં આવી જઈ વિદ્યાર્થીઓ પાસે કેટલાક સંવાદો તૈયાર કરાવ્યા, અને મહેમાનોના માનમાં સમારંભના દિવસે એ સંવાદો ભજવવાનું ઠરાવ્યું. મુકરર કરેલે દિવસે સર્વ મહેમાનો આવી પોતપોતાના સ્થાને ગોઠવાઇ ગયા, અને એમની આગળ વિદ્યાર્થીઓએ પોતાના સંવાદો ભજવી બતાવ્યા. મહેમાનોના આનંદનો પાર રહ્યો નહિ. એમણે શિક્ષકોને અભિનંદન આપ્યુ અને શિક્ષકો મહા મહેનને મુખને મલકાતુ બીડી શક્યા. અંતે એક ૧૩ વર્ષનો વિદ્યાર્થી સર્વ મહેમાનોનો આભાર માનવા ઉભો થયો. એણે ઘણી જ દિલચસ્પ અને મીઠી ઝબાનમાં મહેમાનોનો આભાર માન્યો. છેવટે એ બાળવિદ્યાર્થી થોડીવાર થોભ્યો, જરા ટટાર થયો. એની આંખ કોઇ અજબ તેજથી ચમકી ઉઠી. તે બોલ્યોઃ "હવે અમારે આપની પાસે એક જ ચીજ માગવાની છે. તે એ છે કે"— આટલું બોલી એણે પોતાનો હાથ પોતાના ખિસ્સામાં નાંખ્યો, અને જેને માટે સેંકડો કોરીઆવાસીનાં માથાં ધડથી જૂદાં થયાં હતાં એજ—કોરીઆનો વાવટો—બહાર કહાડી હવામાં ફરકાવી કહ્યું કેઃ "અમને અમારો દેશ પાછો આપો! જુગ જુગ જીવો કોરીઆ! મન્શી!" આટલું કહેતાં વાર જ બધા વિદ્યાર્થીઓ ઉભા થઈ ગયા. દરેકે પોતપોતાના

ખિસ્સામાંથી કોરીઆનો વાવટો બહાર કહાડી હવામાં ફરફરાવ્યો અને એકક અવાજે બોલી ઉઠયા: "મન્શી! મન્શી! મન્શી!" તે પછી દરેકે પોતપોતાનાં સર્ટિફીકેટ હાથમાં લેઇ મહેમાનોને બતાવી તેના ચૂરે-ચૂરા કરી નાંખ્યા, અને એ ચૂરા જમીન પર નાંખી પગ નીચે કચર્યા, અને તુરતજ બબ્બેની હારમાં ગોઠ-વાઇ કૂચ કદમ કરતા તેઓ નિશાળની બહાર નીકળી ગયા. બીચારા મહેમાનોની તો આંખો જ ફાટી ગઇ.

બીજે દિવસે વિદ્યાર્થીનિઓ અને વિદ્યાર્થીઓનું મોટું ટોળું સરઘસ આકારે બહાર નીકળ્યું. દરેકના હાથમાં કોરીઆનો નાજુક વાવટો ફરકી રહ્યો. દરેકના કોમળ કંઠમાંથી મન્શી! મન્શી! નો મીઠો સૂર ગાજી રહ્યો. જાપાનીઓથી આ જોયું ન ગયું. કેટલાક જાપાની સિપાઇઓ હાથમાં તલવાર લેઇ આ નિઃશસ્ત્ર બાળસેના પર તૂટી પડયા, અને કેટ-લાયને ઘાયલ કર્યાં. ઘવાએલા બાળકોની કિકિયારી સાંભળી પંદર મિશનરી બાઇઓ, પાસેની ઇસ્પિતા-લમાંથી નીચે ઉતરી. એમને તુરત જ પકડી લેવામાં આવી, અને ૩૦૦ વિદ્યાર્થીઓ અને ૧૦૦ વિદ્યા-ર્થીનિઓને પણ ઘેરી લીધાં. આખરે ખૂબ ઉલટ-પાલટ તપાસ પછી મિશનરી બાઇઓને ચેતવણી સાથે રજા આપી, અને વિદ્યાર્થીઓને પોલિસચોકીમાં પૂર્યા. પોલિસચોકીમાં આ બધાને ઘુંટણીએ પાડી ઉભા કર્યા, અને કેટલીક વિદ્યાર્થીનિઓને નગ્ન કરી સામે ઉભી રાખી. પણ આથી તો વિદ્યાર્થીવર્ગનો જુસ્સો ખૂબ વધી ગયો અને સરઘસો પર સરઘસો નીકળવા માંડ્યાં. બધી પોલિસચોકીઓ આ બાળ-સેનાનીઓથી ઉભરાઇ ગઇ, અને આખરે જાપાની પોલિસને હાર માનવી પડી.

### સ્ત્રીઓનો જુસ્સો

વિદ્યાર્થીનિઓની દુર્દશાની વાત સાંભળી કોરી-આની સ્ત્રીઓમાં અજબ જુસ્સો સ્ફુરી નીકળ્યો. એક પછી એક, સ્ત્રીઓનાં અનેક સરઘસો ગામે ગામ અને શહેરે શહેર નીકળવા માંડયાં, અને વિદ્યાર્થીનિઓ કોરીઆનો વાવટો હાથમાં ફરકાવતી, મન્શી! મન્શી! કરવા લાગી. દરેક વિદ્યાર્થીનિએ શરીર પર કુરતો પહેર્યો હતો, અને એની નીચે તંગ જાંગીઓ પહેર્યો હતો. આ જાંગીઓ કેમે કર્યો નીકળે નહિ એવો સીવડાવ્યો હતો, અને એથી જાપાની પોલિસને હંફાવી શકાશે એવી ધારણા હતી. પણ આ ધારણા ફોગટ ગઇ. જાપાની પોલિસોએ આ બાલિકાઓને પકડી નગ્ન કરી અને એમના દેશભાઇઓ આગળ એ દશામાં ખડી કરી. કેટલીક બાલિકાઓની વેણી પકડી તારના થાંભલા સાથે એ વેણીથી જ જકડી બાંધી, અને પછી લાતો અને મુક્કાઓનો વર્ષાદ વર્ષાવ્યો. કોઇએ પૂછ્યું, "સ્ત્રીઓને આમ શીદ સતાવો છો?" પોલિસના વડાને કહેતાં શરમ પણ ન આવી, કે "જાપાનમાં એ કાયદો છે!" ટાન્ગચનની પોલિસ-ચોકીમાં કેટલીક ભરજુવાન સ્ત્રીઓને કેદ કરી હતી, તેમને મારીને પોલિસે અધમૂઇ કરી નાંખ્યાની વાત લોકોના કાને આવી. આ વાત સાંભળી એક જંગી ટોળું પોલિસચોકી આગળ એકઠું થયું, અને પોલિ-સને કહેવા લાગ્યું: "કાં તો અમને અંદર પૂરો, યા તો અંદર પૂરી છે એ સ્ત્રીઓને છોડી દો." થોડી વાટઘાટ થયા પછી ચાર સ્ત્રીઓ સિવાય બીજી બધીને છોડી દેવાનું ફોજદારે કબૂલ કર્યું અને એક પછી એક બધી સ્ત્રીઓને બહાર કહાડવા માંડી. એક જુવાન સ્ત્રીને પોલિસે એવી નિર્દય રીતે મારેલી કે એનાથી એક ડગલું પણ ભરાયું નહિ. બે પડખે બે માણસો ઉભા રહ્યા, ત્યારે જ તે તેમના ખભે હાથ મૂકી ચાલી શકી. બીજી સ્ત્રી મારથી એવી બેહોશ થઇ ગઇ હતી કે એને ઉચકીને જ ઘેર લઇ જવી પડી. લોકોને આ દૃશ્ય જોઇ કમકમાં આવ્યાં. બધા એકે અવાજે રડી પડયા. કેટલાકે ફોજદારને નગ્ન કરી પૂરો કરવાની સૂચના કરી, પણ આગેવાનોએ તેમને વાર્યા, અને લોકોને વિખેરી નાંખ્યા.

તા. ૧ લી માર્ચથી તા. ૧૯ મી જુન સુધીના ૧૧૦ દિવસોમાં ૧,૬૬,૧૮૩ સ્ત્રી પુરૂષો કેદ પકડાયા, અને ૮,૩૫૧ માણસોપર કામ ચાલ્યું. જેલમાં તેમના ઉપર જાપાનીઓએ કાળો કેર વર્તાવ્યો. મારી મારીને કેટલાયના હાથપગ ભાંગી નાંખ્યા, કેટલાયનાં માથાં ફોડી નાં-

પ્યાં, કેટલાયને સળીઆ સાથે બાંધી લોઢાના ગજ ફટકાવ્યા. રોજના ૩૦ ફટકાના હિસાબે ત્રણ ત્રણ દિવસ સુધી આ રીતે માર માર્યો, અને ચામડી ફાટે અને બેહોશ થઇ જાય એટલે પાણી પાઇ ફરીથી ફટકા મારવા શરૂ કરતા. આ રીતે કેટલાયની ચામડી ઉતેડી નાંખી. કંઇ નહિ તો ૨૦૦૦ સ્ત્રી પુરૂષોને ગોળીથી યા તો સંગીનથી વીંધી નાંખ્યા. કેટલીયે અબળાઓની લાજ લૂંટી, કેટલાયે પુરૂષોને સદાને માટે અપંગ કરી નાંખ્યા. અમેરિકન પત્રકાર નેથેનીઅલ પેફર પોતાના 'કોરીઆ વિષેની ખરી હકીકત'* નામના પુસ્તકમાં (પૃષ્ટ ૨૪) આ અત્યાચારો સંબંધી લખે છે કેઃ—

પુરૂષોને અને વિદ્યાર્થીઓને હાથે દોરડાં બાંધી અદ્ધર ટંગાવ્યા, અને દોરડું ઢીલું મૂકી ચાતો ખેંચી લેઈ તેમને રમકડાની માફક નચાવ્યા.

આવી રીતે તેમને કલાકો સુધી રાખ્યા, અને બેહોશ થયા ત્યારેજ નીચે ઉતાર્યા. લાલચોળ તપાવેલા લોઢાના સળીઆ પર તેમના હાથ મૂકાવ્યા, અને ફટકા ખાઈ ખાઈ તેમની ઉતરડાઈ ગયેલી ચામડીના માંસમાં લોઢાના ખીલા ભોંક્યા, અને ધગધગતા સળીઆ ચાંપ્યા. તેમના અંગુઠાના અને આંગળીઓના નખ ચીપીઆવતી ઉતેડી નાંખ્યા, અને તેમને બંધ પેટીમાં પૂરીને ઉપરથી એનું ઢાંકણું ભચડીને દબાવી દીધું. એમના હાથપગ બાંધી એમનાં માથાં ઉંધાં લટકતાં રાખ્યાં, અને એમનાં નાકમાં મરચાનું પાણી રેડયું. એમના હાથની આંગળીઓમાં નખની આરપાર લાકડાની ઝીણી ઝીણી ચીપો ઠોકી, અને કેટલાકને જીવ નીકળી ગયો ત્યાં સુધી ફટકાવ્યા. આવી રીતે એક બે વાર નહિ પણ રાતદિવસ, લાગલાગટ, કલાકોના કલાકો સુધી અસંખ્ય માણસોને રીબાવ્યા, અને કબૂલાતપત્ર પર સહી કરી, ત્યારે જ રીબામણમાંથી છુટા કર્યા.

લેખક આગળ લખે છે, કે "બીજી કેટલીક એવી બાબતો છે જે ટાંપી શકાય તેવી નથી." આનાથીયે ભયાનક અત્યાચારો થયા છે એમ લેખકના આ લખાણનો ધ્વનિ છે. એની કલ્પના કરવાનું હું વાચકને સોંપું છું.

પણ આતો પુરૂષોનીજ વાત થઇ. સ્ત્રીઓની શી દશા થઇ એનો વાંચકોને ચિતાર આપવાને માટે સિઉલની 'ઇવા હાકડન્ગ' કોલેજની એક વિદ્યાર્થીનિની જુબાની નીચે ટાંકું છું:—

માર્ચ મહિનાની ૫ મી તારીખે હું પણ સરઘસમાં શામેલ થઇ, અને બધાની સાથે મન્શીનો જયઘોષ કરવા લાગી. અમો રાજમહેલ સુધી પણ પહોંચ્યાં નહોતાં ત્યાં તો એક પોલિસે પાછળથી આવી મારી બોચી પકડી, અને જોરથી આંચકો મારી મને ધબાક લેઈ નીચે પાડી. એ પછી એણે મારા પડખામાં અને આખે શરીરે લાતો મારી, અને હું લગભગ બેભાન થઈ ગઇ. આ દશામાં એણે મારી વેણી પકડી મને ઉંચી કરી અને મને ચોન્ગનો પોલિસચોકીએ ખેંચી ગયો. પોલિસચોકીના બારણામાં પેસતાં હારબંધ ઉભેલા ૨૦ જપાની પોલિસોએ મારા પર લાતોનો વર્ષાદ વર્ષાવ્યો, અને તલવારના ઘા કર્યા. મારા મ્હોંપર ઉપરા ઉપરી એટલા બધા મુક્કા અને તમાચા પડતા હતા, કે મને મારતા હતા કે બીજા કોઇને એની પણ મને શુદ્ધ રહી નહિ......

મને ભાન આવ્યું ત્યારે મેં જોયું કે મારી આસપાસ કેટલાયે સ્ત્રી પુરૂષો ઉભાં છે. એમની દશા જોઈ મારૂં હૃદય છાતીફાટ રડવા લાગ્યું. થોડા વખત પછી મારી ઉલટપાલટ તપાસ શરૂ થઈ. મારા બન્ને પગ બાંધી મને ઘુંટણીએ પાડી ઉભી રાખી, અને દરેક સવાલ જવાબ કરતી વખતે મારા મ્હોં પર મુક્કો લગાવ્યો. પોલિસો મારા મ્હોં પર થુંક્યા અને ન કહેવાય એવી ગાળો દીધી.

મને મારી છાતી ખુલ્લી કરવા કહ્યું. મેં ના પાડી. પોલિસે મારૂં પોલકું ફાડી નાંખ્યું, અને મારી આંગળીઓ મચડી નાંખી. મેં આંખો બંધ કરી, અને હું શરમ અને દુઃખની મારી જમીન પર પડી ગઈ. આથી તપાસ કરનાર અમલદાર બરાડી ઉઠયો, અને મને પહેલાંની માફક ઘુંટણીએ ઉભા રહેવા કહ્યું. પણ મારામાં ઉભા થવાની હામ રહી નહોતી. તે મારી ઉપર ધસ્યો, અને મને છાતીએથી પકડી ઉંચી કરી જોરથી હચમચાવી. "કેમ? સ્વતંત્રતા જોઇએ છે? લે, લેતી જા," એમ કહી એણે મારી વેણી પકડી, અને મારા માથા પર જોરથી દંડાનો પ્રહાર કર્યો. એ પછી એણે મને મારા હાથ પહોળા કરવા કહ્યું. મેં હાથ પહોળા કર્યા એટલે મારા હાથમાં એક ભારે વજનદાર ખુરસી ઝલાવી. મારા હાથમાં હામ નહિ હોવાને લીધે ખુરસી સરી પડી એટલે એણે મારી કોણી પર દંડો લગાવ્યો. આવી રીતે કેટલીયે વાર ખુરસી સરી

* 'The Truth about Korea.

પડી, અને દરેક વખતે મારી કોણી પર ટંડો પડયો. છેવટે એમણે મને નીચે જવા કહ્યું. પણ મારામાં નીચે જવાની શક્તિ નહોતી. હું મહા મુસીબતે પેટ ઘસડી દાદર સુધી આવી, અને દાદરના પહેલા પગથિયા પર પગ મૂકું છું ને મને તમ્મર આવ્યાં, મને ચોગરદમ લાલપીળું દેખાયું અને હું ધબાક લેઇને ઉંધે માથે દાદર પરથી નીચે પડી. નીચે પડયા પછી હું બેશુદ્ધ રહી. હું શુદ્ધિમાં આવી કે તુરત જ દાદરમાંથી ખસી જવા મેં પેટે ચાલવા માંડયું. મને પેટે ચાલતી જોઇ નીચે પોલિસ ઉભો હતો એને બહુ રમૂજ પડી, અને એ ખડખડ હસવા લાગ્યો. પાંચ દિવસ મેં આ રીતે પોલિસચોકીમાં કહાડયા......પછી મને તદન નાગી કરી માણસોની આગળ ઉભી રાખી. બીજે દિવસે દાકતર સાહેબ આવ્યા. એમણે મને નાગી કરી તેખી અને એમની સાથે આવેલા માણસો મારી મશ્કરી ઉડાવી મારા પર થુંકયા......છેવટે એક દિવસ મને છોડી મૂકી. છોડતી વખતે મારા ગુન્હાની મને કોઇએ ખબર ન આપી. મેં શો ગુન્હો કર્યો હતો એની મને હજી સુધી ખબર નથી.

### પ્રજાસત્તાક કોરીઆ

અસંખ્ય કોરીઆવાસી સ્ત્રી પુરુષોની આ રીતે પ્રથમ પરીક્ષા * લેઇ પોલિસ ન્યાયાધીશ આગળ રજૂ કરતી, અને ન્યાયાધીશ તેમને એક જ સવાલ પૂછતો: "કેમ, હવે મન્સી બોલીશ કે?" 'ના' કહેનાર કેદી છૂટી જતો; અને 'હા' કહેનારને મહિનાઓની સખ્ત કેદના સજા થતી. દરેક કોરીઆ-વાસી, સ્ત્રી કે પુરૂષ, વિદ્યાર્થી કે વિદ્યાર્થીનિ આ સવાલના જવાબનું મહત્ત્વ સમજતો છતાં તેના મોંમાંથી એક જ જવાબ નીકળતો: "મન્સી"! નાનાં નાનાં બાળકો અને કેડેથી વળી ગયેલાં ડોસા-ઓ પણ, નજર આગળ મોત તરવરતું જોતાં છતાંયે, આ સવાલના જવાબમાં "મન્સી!" જ પોકારી ઉઠતા. કેદખાનાના કેદીઓ "મન્સી!" ના જય-ઘોષથી કેદખાનું ગજવતા, અને માર પડે એ હસતે ગોંડે સહન કરતા. માર્ચથી જુન માસની ૧૯ મી તારીખ સુધીમાં જાપાની સરકારના જ આંકડા મુજબ ૧,૬૬,૧૮૨ કોરીઆવાસી કેદ પકડાયા. પણ એમાંથી એક કોરીઆવાસી એવો ન નીકળ્યો જેણે 'હું હવે મન્સી નહિ બોલું' કહી પોતાની માતૃ-ભૂમિની સ્વતંત્રતા કરતાં પોતાના દેહને વહાલો ગણ્યો હોય. એપ્રિલ માસની ૨૩ મી તારીખે કોરીઆના જૂદા જૂદા ૧૩ પ્રાંતના પ્રતિનિધિઓ સિયુલમાં ભેગા થયા, અને ૭ વર્ષ સુધી જેલયાતના ભોગવનાર વયોવૃદ્ધ ડૉ. સિંગમેન રીને સર્વાનુમતે પ્રજાસત્તાક કોરીઆનો પ્રમુખ ચુંટી કહાડયો. દરેક કોરીઆવાસીને માટે વાણી અને વર્તનની સ્વ-તંત્રતા જાહેર કરી લોકોની મારફત, લોકોને ખાતર, લોકોનું રાજતંત્ર ચલાવવાનો એમણે ઉદ્ઘોષ કર્યો, અને એ રાજતંત્ર ચલાવવા માટેનું બંધારણ નક્કી કરવા કમિટી નીમી. બીજી કમિટીએ 'સ્વતંત્ર' નામનું પત્ર કહાડયું, અને તેની હજારો નકલો છપાવી. સવાર પડે અને દરેક મુખ્ય મુખ્ય કોરીઆવાસી અને જાપાનીના ઘરના ઉંબરામાં આ પત્રની નકલ દેખાવા માંડી. જાપાની સરકારે કેટલાએ માણસોને શક પરથી પકડયા, અને પત્રકાર પકડાયો છે એવા ખબર છાપાઓમાં આપ્યા. પણ આ છાપાઓ પૂરાવહેંચાઇ જાય તે પહેલાં તો 'પત્રકાર'નો કેસ ચલાવનાર માજીસ્ટ્રેટના ટેબલ પરજ આ પત્રની નવી નકલ આવી પડતી, અને લોકો દિગમૂઢ થઇ જતા. આવી રીતે કેટલાયે 'પત્રકારો' ને પકડી પકડી જાપાની સરકારે કેદમાં નાંખ્યા, કેટલાયે છાપખાનાંઓની જપ્તી લીધી છતાં આ પત્ર કયાં છપાય છે અને કોણ છાપે છે એની ગંધ સુદ્ધાં મળી નહિ. ઉંડાં ઘોર અરણ્યોમાં અને પર્વતોની ગુફાઓમાં કોરીઆના નવજુવાનો ધાતુના પતરાંપર અક્ષરો કોરી આ પત્ર છાપતા હતા, અને કોરીઆની નવજુવાન બાલિકાઓ આ પત્રની નકલો લેઇ, શહેરોમાં અને ગામડાંઓમાં વહેંચી આવતી. કોરીઆની પ્રજાને શુદ્ધ અહિંસાના માર્ગે સ્વતંત્ર બના-વવાનો આ પત્રનો ઉદ્દેશ હતો, અને સ્વરક્ષણને ખાતર પણ હિંસા નહિ કરવા તે લોકોને ચેતવતું. સન ૧૯૧૯ ના ઓગસ્ટ માસની ૧૯ મી તારીખે જાપાની શહેનશાહનો ખરીતો બહાર પડયો, અને એમાં જાહેર થયું કે કોરીઆની પ્રજાને સ્વરાજના પહેલા પગથિયા તરીકે સ્થાનિક સ્વરાજ આપવામાં

* "Preliminary Examination."

આવે છે, અને જેમ જેમ તે જાપાનીઓના હાથ નીચે તાલીમ લેઇ લાયક બનતી જશે તેમ તેમ તેને સંપૂર્ણ સ્વરાજ આપવામાં આવશે. તા. ૧ લી સપ્ટેમ્બરે ગવર્નર જનરલ, જનરલ હાસગાવાએ પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું અને તેની જગ્યાએ એડમીરલ સેટો આવ્યો. આ દિવસથી 'લશ્કરી કાયદો' બંધ થયો, અને દિવાની રાજ શરૂ થયું. નવેમ્બર માસમાં સ્વતંત્ર પક્ષના નેતા મિ. લ્યુને જાપાની પ્રધાનમંડળે ટોકિયો આવવાનું આમંત્રણ આપ્યું, અને એની સાથે સમાધાન કરવાની ખૂબ વાતો કરી. ખાનગી વાતચીત દરમ્યાન જાપાની લશ્કરે કોરીઆમાં ભૂલ કરી છે એમ લડાઇખાતાના પ્રધાને કબૂલ કર્યું. આથી મિ. લ્યુના હૃદયમાં આશાનું કિરણ પ્રગટ્યું એક પ્રધાને જણાવ્યું:

"મિ. લ્યુ! આપ સમજુ થઇ સ્વતંત્રતાની વાત કેમ કરો છો? જાપાની સહેનશાહતમાં રહી આપ સ્વરાજની માગણી કરો."

"પણ, કોરીઆ સંપૂર્ણ સ્વતંત્રતા વિના હવે સંતોષાય એમ નથી".

"તો જાપાન વિના કોરીઆ પરરાજ્યોના હુમલાઓ સામે કેવી રીતે રક્ષણ કરી શકશે?"

"જાપાન માન જાય તો કોરીઆ પોતાનું રક્ષણ કરી શકે તેમ છે."

મિ. લ્યુ 'સ્વતંત્રતા' ની વાત છોડી દે, અને 'જાપાની છત્રછાયા' થી સંતોષ માને તો એને મનપસંદ હોદ્દો આપવાની લાલચ આપી, પણ મિ. લ્યુ એવી રીતે પોતાની જાતને વેચે એવો માણસ ન નીકળ્યો. એણે હસીને એ વાતની ના પાડી અને મીન આવી ડીસેમ્બર માસમાં શાંગાઇમાં મળેલી પ્રજાસત્તાક કોરીઆની કમિટીની બેઠકમાં એ શામેલ થયો. કોરીઆની આ કામચલાઉ રાજમંડળીએ (Provisional Government) લોકોને સ્વરાજની તાલીમ આપવા રાષ્ટ્રીય સભા (National Society) ની સ્થાપના કરી, અને એના સભાસદો નોંધવા માંડ્યા. જાપાની સરકારે શક પરથી કેટલાક માણસોને પકડી સજાઓ કરી. આ માણસો જેલમાંથી બહાર નીકળી એ સભાના સભાસદો બન્યા, અને આખા દેશમાં એની શાખાઓ સ્થપાઇ. ૧૯૨૦ ના એપ્રિલથી ઓગસ્ટ માસ સુધીના ૫ મહિનાઓમાં અમેરિકન પત્રકારો અને કોન્ગ્રેસના સભાસદોએ કોરીઆની મુલાકાતલીધી, અને જાપાની સરકારના પ્રતિબંધો હોવા છતાંયે કેટલાક ચાલાક પત્રકારોએ ગામડાંઓમાં પહોંચી જઈ કોરીઆના ખેડૂતો અને લોકોની ખરી સ્થિતિની જાનમાહિતી ભેગી કરી. કોરીઆના નિરક્ષર ખેડૂતો અને કાચી ઉમ્મરના નવજુવાનોની સાથે વાતચીત કરતાં તેમની રગેરગમાં ઉતરી ગયેલી સ્વતંત્રતાની ભાવના જોઇ તેઓ તાજુબ થયા, અને બળી ગયેલા ઘરો અને અપંગ થઇ ગયેલાં માણસોએ એમની મૂંગી ભાષામાં જાપાનના અનહદ અત્યાચારનો તેમને ચિતાર આપ્યો. સિયુલમાં અમેરિકાની કોન્ગ્રેસના એક સભાસદ હુ હરમેને કોરીઆવાસીઓની સભા ભરી એક વ્યાખ્યાન આપ્યું. જાપાની પોલિસને આ વાતની ખબર પડી એટલે સભામાં આવતા શ્રોતાઓને પકડવા માંડ્યા, અને હુ હરમેનને પોતાનું વ્યાખ્યાન બંધ કરવા નિશાની કરી. હુ હરમેને જણાવ્યું: "વાંક મારો છે. મને પકડો. એમને શું કામ પકડો છો?" પોલિસનો અમલદાર ગુંચવાયો. એક કલાક મોટા અમલદારો સાથે ટેલીફોન પર વાત કર્યા પછી એણે કેદ પકડેલા કોરીઆવાસીઓને છૂટા કર્યા, અને સભા વિખેરી નાંખી સને ૧૯૧૯ ના માર્ચ માસની ૧ લી તારીખથી સને ૧૯૨૦ ના માર્ચ માસની ૧ લી તારીખ સુધીના ૧ વર્ષમાં કેદ પકડાએલા, ઘાયલ થયેલા, માર્યા ગએલા વગેરેના આંકડા કોરીઆ તથા જાપાની હેવાલ મુજબ નીચે તારવ્યા છે જેથી વાચકો જાપાની અત્યાચારનો નિષ્પક્ષપાતરીતે આંક કહાડી શકે.

સને ૧૯૧૯–૨૦

| | કોરીઆ | જાપાન |
|---|---|---|
| મરી ગએલા | ૭૧૪૫ | ૬૩૧ |
| ઘાયલ થએલા | ૪૫૫૬૨ | ૧૪૦૯ |
| કેદ થએલા અને ફટકાવેલા | | ૨૩૩૮૫ (કેદ થએલા)<br>૧૦૫૯૨ (ફટકાવેલા) |
| | ૯૯૮૧૧ | ૩૩૯૭૭ |
| બળી ગએલાં દેવળો | ૫૯ | ૪૧ |
| ,, મકાનો | ૭૨૭ | ૧૬૮ |

### મંચૂરીઆમાં જાપાનશાહી

જાપાનના પારાવાર જુલમથી ત્રાસી જઈ અસંખ્ય કોરીઆવાસી સ્ત્રી પુરૂષો પોતાનો પ્યારો દેશ છોડી મંચૂરીઆ જેવા ઠંડા મુલકમાં હિજરત કરી ગયા એ આપણે જોઇ ગયા. ત્યારપછી અત્યાર સુધીમાં એમની સંખ્યા ૧૦ લાખથી પણ વધી ગઇ હતી. તેઓ ત્યાં રહ્યા રહ્યા માતૃભૂમિની દીન દશાપર આંસું ઢાળતાં, હડતાલો પાડતા, સરઘસો કહાડતા, અને એ સર્વશક્તિમાન પ્રભુને પોતાના પ્રિય સ્વદેશને સ્વતંત્ર બનાવવા પ્રાર્થના કરતા. જાપાનને આ લોકો કાંટાની માફક ખુંચતાં, કારણ કે કોરીઆમાં સખત જાપ્તો રાખી સેન્સરોએ દાબી રાખેલી બધી હકીકત તેઓ આખી દુનિયાને જાહેર કરતા, અને જાપાનને સર્વની નજરમાં હલકું પાડતા. જાપાને એમની વેતરણ કરવાનો નિશ્ચય કર્યો. મંચૂરીઆ ચીનના રાજ્યમાં હતુ છતાં જાપાને ચીનની પરવા નહિ કરતાં ૧૯૨૦ ના અકટોબર માસમાં ૧૫૦૦૦ જાપાની સિપાઇઓને મંચૂરીઆ મોકલ્યા. તેઓ અકટોબર માસની ૨૯ મી તારીખે પગેદના દક્ષિણ મંચૂરીઆના નોરાબરી ગામે આવી પહોંચ્યા. ત્યાં કોરીઆવાસીઓની જ વસ્તી હતી. ગામમાં દાખલ થતાં વેંતજ ગામની આગોતરમાં કરેલું અનાજનું ખળું તેમણે સળગાવી મૂક્યું, અને ઘાસનાં પૂળીઆં હાથમાં લેઇ ગામનાં ઘરોને આગ લગાડતાં પહેલાં દરેક ઘરમાંથી માણસોને બહાર બોલાવ્યા. માણસો બહાર નીકળ્યા કે તુરતજ જાપાની સિપાઇઓએ તેમને ગોળીથી વીંધી નાંખ્યા, અને આ રીતે ઘાયલ થએલા અને મરી ગએલા માણસો પર ઘાસનાં સળગતાં પૂળીઆં ખડકી તેમને બાળવા માંડયાં. ઘાયલ થએલા માણસો જોર કરી આગમાંથી બહાર પડવા માંડ્યા. જાપાની સિપાઇઓએ તેને જરાયે આગે જવા દીધા નહિ. સંગીનો ભોંકી બાકી નિર્દય રીતે તેમને એ આગમાંજ મારી નાંખ્યા. એક ગામમાં ૧૪૫ માણસો મારી નાંખ્યા. કાનચંગમાં ૨૫ અને નનાકાઓમાં ૬૦૦ માણસો મારી નાંખ્યા. ચીએનતાવ જીલ્લામાં કુલે ૩૧૨૮ માણસોની કત્લ થઇ, અને '૧૦' દેવળો, ૩૧ નિશાળો અને ૨૪૦૪ મકાનોને આગ લગાડવામાં આવી. કોઈ કોઇ ગામોમાં મજબૂત અને કદાવર માણસોને ચુંટી કહાડી સંગી નથી ઘાયલ કર્યા, અને તડફડતાને તડફડતા સળગતાં પૂળીઆં ખડકી બાળી મૂકયા. આ ઉપરાંત કેટલું યે અનાજ અને ઘાસ બાળી નાંખ્યું, અને અસંખ્ય સ્ત્રી પુરૂષો અને કુમળાં બાળકોને નિરાધાર બનાવી દીધા. આ બધું ૧૯૨૦ ના અકટોબર, નવેમ્બર અને ડીસમ્બર માસમાં બન્યું. "કોરીઅન ડેઇલી ન્યુસ" ના તંત્રીને તેજ અરસામાં કેદ કર્યો, અને કોરીઆના ભગિનીસમાજ (Korean Women's Patriotic League) ની ૧૦૬ સ્ત્રીસભાસદોને ચોમેરથી ઘેરી લેઇ પોલિસચોકીમાં લેઇજઈ તેમના પર સિતમ ગુજાર્યો. આજે પણ અસંખ્ય કોરીઆવાસીઓ રાષ્ટ્રીય સભાના સભાસદો હોવાના શક પરથી પકડાય છે, અને જેલમાં સડે છે. છતાં રાષ્ટ્રીય સભા પોતાનું કામ કર્યે જાય છે. આ જગત પર એવી કોઇ સત્તા નથી જે સત્ય અને ન્યાયના ધોરણપર એક બાળક પણ જીવતો રહે ત્યાં સુધી ઝુઝવા તૈયાર થએલી દૃઢ નિશ્ચયી પ્રજાના માર્ગનો અવરોધ કરી શકે. અત્યાર સુધીમાં જાપાને યૂરોપ, અમેરિકા આદિ દેશોમાં પોતાની તરફેણની હકીકતોનો ફેલાવો કરવાને ૪ કરોડ રૂપીઆ ખરચ્યા છે; છતાં 'સૂરજ છાબડીથી ઢંકાતો નથી,' એ ઉક્તિ પ્રમાણે સત્ય આખરે તરી આવ્યું છે, અને આખી દુનિયા આ શૂરવીર અને અહિંસાત્મક પ્રજાના અદ્વિતીય સત્યાગ્રહ અને અનુપમ આપભોગથી વાકેફ થઇ છે. જાપાનને પણ એથી પોતાની ૧૫ મી સદીની રીતભાત થોડે ઘણે અંશે બદલવી પડી છે. સંભવિત છે કે જાપાન કાચા પાકા સુધારા આપી કોરીઆવાસીઓને ટાઢા પાડવાનો પ્રયત્ન કરે, પણ કોરીઆવાસીઓ સાચી સ્વતંત્રતાને પિછાને છે. જેને માટે અસંખ્ય કુમળાં વિદ્યાર્થીઓએ અને ઘરના ઉંબરાની બહાર પગ મૂકયો નથી એવી ખાનદાન કુટુમ્બની સ્ત્રીઓએ અસહ્ય દુઃખો ખમતાં પાછું વાળી જોયું નથી, જેને માટે પુરૂષોએ ધગધગતા અગ્નિમાં બળી પ્રાણ આપ્યા છે એ સ્વતંત્રતા—એ આઝાદી મેળવ્યા વિના કોરીઆના આત્માને ચેતેણ વળે એમ નથી. સત્ય તેની બાજુ છે, ન્યાય તેની બાજુ છે તો પછી સ્વતંત્રતા પણ તેની જ છે એમાં શક કેવી રીતે હોઇ શકે?

નંદલાલ મણિલાલ શાહ.

# સમાજ

## ૧. સમાજ અને આપણી સંસ્કૃતિ

ઘણાઓ કહે છે કે હિંદનો પ્રાચીન ઇતિહાસ નથી મળતો એનું કારણ એ છે કે હિંદીઓ આ દુનિયાને નશ્વર સમજીને એના તરફ માત્ર વૈરાગ્યના જ દૃષ્ટિબિંદુથી જૂએ છે. આ જાતનો કાર્યકારણ સંબન્ધ સાચો હોય કે જૂઠો હોય, પણ હિંદનો પ્રાચીન ઇતિહાસ મળે છે કે નહિ એ વિષે આપણે જરા વિચાર કરીએ.

પશ્ચિમના લોકો ઇતિહાસને એક તવારીખ તરીકે નોંધે છે. એમના ઇતિહાસો ઘણું ખરૂં લોકો રાજાઓની સામે કેમ લડ્યા, અને અંતે એમણે એમનું સ્વાતંત્ર્ય કેવી રીતે મેળવ્યું તે વિષે અથવા ગ્રીસ પડ્યું તેની સાથે રોમ ઉઠ્યું, અને ગ્રીસ તથા રોમના ધર્મને નાબૂદ કરી ખ્રિસ્તી ધર્મ ફેલાયો એ વિષે બધું કહે છે. ધર્મના ઝગડાઓમાં પણ લોકો સ્વતંત્રતા જ ઇચ્છતા. ગમે તે પ્રદેશમાં યુરોપ હરહંમેશ એકપ્રજાત્વ તરફ જ વળ્યું છે. યુરોપનો ઇતિહાસ તપાસીને જો કોઇ અભ્યાસી યુરોપની સમક્ષ પ્રજાત્વનો આદર્શ મૂકવામાં ઇંગ્લંડે પોતે કેટલો ભાગ ભજવ્યો છે એ વિષયનું નિરૂપણ કરે તો તે બહુ ઉપયોગી થઈ પડે. ઇંગ્લંડ એક ટાપૂ છે, એટલે જ સમુદ્રથી ચારે બાજૂએ વીંટળાઈ વળેલો પ્રજાત્વનો આદર્શ એને સૂઝ્યો. યુરોપ પોતે તો ઘણીવાર એક થવા મથ્યું, પરંતુ ઇંગ્લંડની અસ્મિતાએ એ માન્યું નહિ.[૧] ઇંગ્લંડે યુરોપમાં પ્રજા પ્રજાઓના સંઘમાં સમતોલપણું[૨] હોવું જોઇએ એવો સંદેશ તેઓને આપ્યો. પ્રજાઓ અંદર અંદર લડી. કંઇક વેર થયાં, અને આખરે જેમ તેમ પ્રજા રૂપેની એની અસ્મિતાંમાં સર્વસામાન્ય મનુષ્યત્વનો પ્રેમ રહેલો હતો. કદાચ એ એક અતિશયોક્તિ જેવું લાગે, પરંતુ તે સિદ્ધાન્તને અતિશયોક્તિથી ખોટો કર્યા વગર આપણે કહી શકીએ કે આખા યુરોપનો ઇતિહાસ તે ઇંગ્લંડના પ્રજા અને યુરોપના સંઘ વચ્ચેના આઘાત પ્રત્યાઘાતથી જ ઘડાયો છે. આમાં ઇંગ્લંડનો કાંઇ વાંક હતો એમ આપણું કહેવું નથી. સૌ કોઇ પોતાના જીવનને માટે બીજાની સાથે લડે છે અને એવી જ રીતે ઇંગ્લંડ યુરોપને વિભક્ત રાખી તેની સાથે લડ્યાં કર્યું.

આથી જ ઇતિહાસે યુરોપમાં પ્રજાના ઇતિહાસોનું સ્વરૂપ પકડ્યું. હરકોઇ રાષ્ટ્રનું પ્રજાત્વ તે યુરોપનું એક સૂત્ર થઇ પડ્યું. આપણે જાણીએ છીએ કે મનુષ્યના જીવનને જ્યારે કોઇ કૃત્રિમ બાધા મૂકવામાં આવે ત્યારે જેનું મનુષ્યત્વ જ ઓછું થઇ જાય છે. આ રીતે યુરોપની પ્રજાઓમાં જેમ જેમ પ્રજાત્વ વધારે ઘડાતું ગયું તેમ તેમ તેઓ તેમનું મનુષ્યત્વ ખોતા ગયા. આથી કરીને જ પ્રજા પ્રજા વચ્ચેના નીતિનાં ધોરણો તદ્દન હલકા પ્રકારનાં થઇ ગયાં. મોટી પ્રજાઓએ ન્હાની ન્હાની પ્રજાઓના રક્ષણાર્થે સર્વગ્રાહી સ્વાર્થવૃત્તિ ખીલવવા માંડી, અને દુનિયા તરફના ભ્રાતૃભાવની વૃત્તિએ અહંકારનું સ્વરૂપ પકડી લીધું.*

આપણા ઇતિહાસમાં એક રાષ્ટ્ર તરીકેની પ્રજાની અસ્મિતા ખીલવવી એ લોકોના મનમાં એક અંતિમ લક્ષ્ય તરીકે સચોટ ઉગેલું જ નહિ. કોઇ પણ કૃત્રિમ

---

૧ આ દૃષ્ટિબિંદુથી નેપોલિયનને આપણે પ્રજાત્વની વિરૂદ્ધની શક્તિરૂપ ગણી શકીએ. ૨ Balance of power.

* The cult of Altruism is a particular form of Egoism એમ Nietzsche કહે છે.

બાધા આગળ આપણે કોઇ દિવસ અટક્યા જ નથી. એક જાપાની લેખક કાકુઝો ઓકાકુરાએ લખ્યું છે તે હિંદને પણ બરોબર લાગુ પડે છે. આપણા સ્વભાવમાં સર્વસામાન્ય મનુષ્યત્વનાં મૂળ બહુ ઉંડે ગયેલાં છે. હિંદુસ્તાનમાં પહેલાં આર્યોએ આવીને દસ્યુઓને હાંકી કાઢ્યા. ત્યાર બાદ બીજી ઘણી જાતો હિંદમાં આવી વસી. આર્યો, સીથીઅનો, મુસલમાનો અર્ધા કે પૂરેપૂરા હિંદીઓ થઇ ગયા, અને પશ્ચિમ હિંદમા ઘરબાર વગરના પારસીઓ પણ હિંદી લેબાશમાં આવીને વસી રહ્યા. આ બધી નિરનિરાળી જાતો હિંદુસ્તાનમાં આવીને રહી, તો પણ હિંદને ભારે ન પડી. આપણે એક રાષ્ટ્ર તરીકે કોઇ દિવસ કોઇની સામે એક થઇ લડયા ન હોઇએ તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. કારણ હિંદુસ્તાને કોઈ દિવસ કોઇ પરદેશીને વિષે સંશય ઉઠાવ્યો નથી. એ જાતની બ્હીક જંગલી લોકોમાં વિશેષ હોય છે. એ જાતની બ્હીક કાઢીને જ હિંદમાં બધા આવીને વસી શક્યા છે.

રીલસુરે કહે છે કે જેવી સૃષ્ટિ તેવી વ્યક્તિ. ચારે બાજુ સમુદ્રથી ઘેરાએલા ઇંગ્લંડમાં પ્રજાત્વનો આદર્શ ઠર્યો. પરંતુ હિંદની કુદરતમાં જ ઘણું વૈવિધ્ય છે. ઉત્તરધ્રુવના બરફના પર્વતોનું પ્રચંડ સ્વરૂપ હિમાલય છે. પૃથ્વીના પૃષ્ટ પરની જાતજાતની આબોહવાને અહિ સ્થાન છે. પર્વતોમાં દેવદાર અને સાગ છે, તો દરિયાકાંઠે ખારી હવામાં બળી ગયેલાં તમરીઓ પણ ઉગે છે. અને શંકર પોતે વનસ્પતિની કાંટીમાં ઉતરી આવ્યા હોય તેવા વડના ઝાડની સાથે માત્ર એક લીસોટા જેવાં તાડનાં વૃક્ષ પણ હિંદુસ્તાનમાં છે. કુદરતમાં જ જો આટલું વૈવિધ્ય હોય તો પછી તેમાં વસતી મનુષ્યની જાતોમાં એ કેમ ન હોય!

હિંદની સમસ્ત કુદરત એના વતનીઓના સ્વભાવોમાં વિચિત્ર રીતે આલેખાયેલી દેખાય છે; પણ આમાં આપણે હિંદના ઇતિહાસ વિષે શું કહ્યું? પશ્ચિમને વિષે તો આપણે કહી શકીએ કે એના ઇતિહાસમાં પ્રજાત્વ કેમ ઘડાતું ગયું, તે આપણે જોઇએ છીએ. તે પ્રજાત્વ પછી ભલે એકેશ્વરી રાજ્યમાંથી પ્રજાસત્તાક રાજ્ય સ્થપાઇ ઘડાય. વેપારીશાહી ઇંગ્લંડમાં પણ એ જ રીતે પ્રજાત્વ ઘડાયું, અને કેટલાક અંગ્રેજો સ્વતંત્ર વાતાવરણમાં પોતાની ધાર્મિક વૃત્તિ ખીલવવા ઠેઠ અમેરિકા જઇ વસ્યા, તો પણ તેમનું અંગ્રેજો તરીકેનું પ્રજાત્વ ઘણાં વર્ષો સુધી રહ્યું. યુરોપમાંથી પ્રજાત્વનો આપણે નાશ થયેલો સમજીએ તો તેનો ઇતિહાસ પણ ભૂંસાઇ જાય છે. આપણા ઇતિહાસની નાડ શોધતાં આપણે એ પ્રથમ વિચારવું જોઇશે કે હિંદના લોકોમાં એવું શું છે કે જેનો નાશ થતાં લોકોના જીવનનો જ હ્રાસ થાય.

કેટલાએક કહે છે કે આપણો ઇતિહાસ હરહમેશ જીવન્ત જ છે, અને એટલે જ આપણામાં પુસ્તકો રૂપે ઇતિહાસ લખાયો નથી. જો ઇતિહાસ બાહ્ય સ્વરૂપમાં લખાયો ન હોય તો તે ક્યાંક તો સચવાઇ રહેલો હોવો જોઇએ. એવું તો ન જ બની શકે કે કોઇ એક વ્યક્તિ દેશનો સમસ્ત ઇતિહાસ પોતાના ચિત્તમાં રાખી શકે. ભૂતકાળનો એ ભાર કોઇ એક માણસને માટે ભારે મોટો થઇ પડે. તો સ્વાભાવિક રીતે એ પ્રશ્ન ઉભો થાય છે કે એવું કયું ચિત્ત હોઈ શકે કે આખા દેશનો ઇતિહાસ પોતામાં સંઘરી રાખે.

ઉપર કહ્યું તેમ કોઇ એક વ્યક્તિને માટે તો તે તદ્દન અશક્ય જ છે. આપણે આપણી પોતાની જીંદગી પણ આખી યાદ લાવી શકતા નથી. હિંદનો ઇતિહાસ કઇ વિશિષ્ટ રીતે સચવાઇ રહ્યો છે તે સમજવાને આપણે કેટલાક દૃષ્ટાન્તો લઇએ. એ સાવ સાચી વાત છે કે એક વૃદ્ધ માણસને તેની ઉમ્મર પૂછી ત્યારે તેણે કહ્યું કે તે ન્હાનો હતો ત્યારે ગામનો પીપળો હજી રોપ્યો હતો. આપણામાં વ્યક્તિના વિશિષ્ટત્વ તરફ કદાચ પહેલેથી દુર્લક્ષ હશે. બીજો દાખલો તે એક ભરવાડનો છે. એક ગામડાનો ભરવાડ ઠેઠ કાશી સુધી ચાલતો જઇ આવ્યો. એણે સાથે કશું જ લીધેલું નહિ પણ ભરવાડોમાં એ એક રિવાજ છે કે "રામરામ" કહ્યા એટલે કહે-

નાર સામાને ઓળખતો ન હોય તો પણ તેનો રોટલો ને છાશ ખરાં થઇ ચૂક્યાં, અને આ રીતે તે ભરવાડ દૂર મુસાફરી કરી શકયો. જો આપણામાં એક પ્રજા તરીકેની અસ્મિતા ન હતી તો આ જાતની એકતા આપણા દેશમાં શી રીતે ટકી શકી તે એક વિચારવા જેવો પ્રશ્ન થઇ પડે છે.

હિંદની આધ્યાત્મિકતા એટલે આ નશ્વર દુનિયા તરફનું દુર્લક્ષ, એટલે ઇતિહાસનું અઘોર અજ્ઞાન, એ અભિપ્રાય લઇને આપણે આપણો વિચાર શરૂ કર્યો હતો. હિંદુઓએ જેટજેટલા પરદેશીઓ અહિં આવ્યા તેમને મ્લેચ્છો કહ્યા. ગ્રીક લોકોએ, કેમ જાણે સર્વ સંસ્કૃતિના રક્ષક તેઓ પોતે જ હોય તેમ, બીજા બધાઓને જંગલી કહ્યા. સમગ્ર આધ્યાત્મિક સત્ય ખ્રિસ્તીધર્મમાં જ જઈ વસ્યું હોય તેમ ખ્રિસ્તીઓએ બીજી પ્રજાઓને પાખંડી ગણી. આપણે એમ કહી શકીએ કે દરેક પ્રજા પાસે, કંઇ પણ બીજાું નવું આવે તેને નામ દેવા માટે અમુક એક શબ્દ હોયજ છે. હિંદની આધ્યાત્મિકતા એ એવો શબ્દ છે. એના ઘણા અર્થ થઈ શકે. અને કદાચ એના મૂળ અર્થના દૃષ્ટિબિંદુથી જોઇએ તો બધા જ અર્થો નિરર્થક લાગે.

જ્યારે અંગ્રેજો પહેલવહેલા હિંદમાં આવ્યા ત્યારે તેમને નવાઈ તો બહુ જ લાગી હશે કે રાષ્ટ્રની ભાવના વગર આ લોકો જીવી જ કેમ શકે છે! સૌ કોઇને ખબર છે કે એક વન પરથી વાવાઝોડું પસાર થઇ જાય, અને બધાં પ્રચંડ વૃક્ષો જડમૂળથી ઉખડી જાય, પરંતુ ઘાસનાં તરણાં તો આનંદથી મ્હાલતાં હોય છે. તેવી જ રીતે રાજ્ય કરતાં આખા વંશોના વંશો ઉખડી જાય, અને બીજી કાંઇક ઉથલપાથલ થાય તો પણ દૂર વસતાં ગામડાંઓમાં વર્ષાઋતુમાં ઘાસ જેવું જ લીલું ઉગતું, અને નદીનાં વ્હેણ દરીઆ ભણી જ વહેતાં. મ્હોટાં શહેરો ઉજ્જડ થઇ જતાં, પણ બિચારૂં ગામડું એક, અખંડ જ રહેતું.

ગામડું પોતામા સંપૂર્ણ હતું. એક અવયવી પ્રાણીની માફક કુદરતમાં એ જીવ્યાં કરતું. જેમ પાદરે ઝાડ ઉગ્યાં હોય તેમ ચોરા ઉપર ઘરડા બેસતા, અને એનો એ હજામ કે કુંભાર, આખા ગામનું કામ કરતો.

આપણો સમસ્ત ઇતિહાસ તે આ જ છે. એનું મધ્યબિંદુ તે કોઇ રાજ્યપ્રકરણી પ્રજાત્વ નથી. એનું હૃદય સમાજમાં છે. એટલે જ પશ્ચિમમાંથી પ્રજાત્વનો સંદેશો લઈ અંગ્રેજો આવ્યા તેમને માટે આપણું જીવન ગેબી થઇ ગયું. અંગ્રેજોની પૂર્વે મુસલમાનો વિગેરે જે બીજી જાતો આવી હતી તેમણે આપણી સમાજ સંસ્કૃતિ સ્વીકારી હતી. અંગ્રેજો જ એટલા ઘડાયેલા આવ્યા કે તેઓ આપણા ચોકઠામાં માઇ શક્યા નહિ. એટલે એમનો આપણી સાથેના સંબંધનો ઇતિહાસ એક લાંબી ગેરસમજૂતી કે અન્યાયનો ઇતિહાસ છે. એમના પ્રજાત્વના ચસ્મા આડે તેઓ આપણા સમાજને જોઇ શકયા નહિ. સીલી સાહેબે કહ્યું છે કે હિંદુસ્તાન જો આપણે જીત્યું હોય તો તે માત્ર ત્યાંના વતનીઓની મદદથી જ. જો અંગ્રેજોએ આપણને અંદર અંદર લડાવીને રાજ્ય લઈ લીધું હોય તો તેમાં નવાઈ નથી, કારણ જ્યાં એકલું પ્રજાત્વ હોય અને સમાજને સ્થાન જ હોય નહિ, ત્યાં માત્ર અંદર અંદર લડાવવાનું જ રહે છે.

સમાજ એ આપણે મન બધું હતું. કોઇ યુરોપીઅનનો રાજ્યદ્વારી બાબતમાં મત આપવાનો હક ખેંચી લેવામાં આવે તો તે પોતાની જાતને પ્રજાના એક જૂદા પડી ગયેલા અંગ જેવો માનશે. એવી જ રીતે દૂરના મોટા રાજા કે બાદશાહ પાસેથી ગમે તેટલું માન પામીને કોઇ માણસ પોતાને ઘેર ગામડે આવે અને જો સમાજના દેવને સંતોષે નહિ, તો તેની બધી મોટાઇ ધૂળ ભેગી થઈ સમજવી. ધરતીને છેડે જઇ પૈસો ભેગો કરી આવી આપણે ત્યાં માણસની એક આકાંક્ષા માત્ર પોતાના ન્હાના ગામમા પ્રતિષ્ઠા પામવાની જ હોય છે. સમાજમાં એ ઉછરે છે, ભણે છે પરણે છે, અને મરે છે પણ સમાજમાં જ.

હું કલ્પી શકું છું કે કપ્તાન સ્કૉટ ઈંગ્લિંડથી દૂર ધરતીય નહિ તેમ પાણી પણ નહિ એવા શબવત્

ગાર બરફના મેદાન ઉપર છેલ્લો શ્વાસ લેતાં ઇંગ્લંડના પ્રજા તરીકેના ગૌરવનો જ વિચાર કરે. આપણો માણસ એમ મરતાં મરતાં પોતાના સમાજનો જ વિચાર કરશે. આપણી અવિભક્ત કુટુમ્બની જે સંસ્થા છે તે માત્ર આપણી સમાજ સંસ્કૃતિના સિદ્ધાન્તમાંથી ઉતારી કાઢેલી એક પ્રથા છે. જેટલે અંશે સમાજ એટલે કુટુમ્બ, તેટલે અંશે વ્યક્તિનું સઘળું જીવન કુટુમ્બ જ લઇ લેવા માંડ્યું. જ્ઞાતિબંધારણ પણ આપણી આ જ જાતની પ્રથા છે.

ત્યારે સમાજમાં આપણો આખો ઇતિહાસ સચવાઇ રહ્યો છે. કોઈ એક વ્યક્તિમાં નહિ, પરંતુ સમસ્ત સમાજના ચિત્તમાં રીતરિવાજ તથા રૂઢિ રૂપે આ ઇતિહાસ સચવાઇ રહ્યો છે. એક રીત પાસે બીજો રિવાજ ઉગે અને એક વિધિમાંથી રૂઢિ ઉત્પન્ન થાય, એમ એક પુરાણા વડના ઝાડની પેઠે, આપણને ખબર ન પડે કે અસલ થડ કયું હતું. નાક વીંધવાનો રિવાજ આપણે મુસલમાનો પાસેથી લીધો, + તેમણે આપણા સ્થાપત્યનાં અંગો લીધાં એમ સમાજનું ઐતિહાસિક બંધારણ ઘડાતું ગયું.

આપણી સંસ્કૃતિનું હાર્દ સમાજમાં હતું, એટલે જ ધર્મને આપણે ત્યાં અગ્ર સ્થાન મળ્યું. સાહિત્ય, પુરૂષાર્થ, ફરજ વગેરે બધે આપણે ધર્મનો ઉલ્લેખ જોઇએ છીએ.* ધર્મ શબ્દના આવા ઉપયોગને લઇને કદાચ ઇતિહાસે આપણે ત્યાં મહાકાવ્યોનું સ્વરૂપ લીધું. મનુષ્ય પોતાનું મનુષ્યત્વ છોડી પ્રજાત્વની પછેડી ઓઢી લે, અને પોતાનું સ્વરૂપ બદલી નાંખે, ત્યાં જ પાશ્ચાત્ય લોકોના જેવો ઇતિહાસ આપણને મળી શકે. ધર્મના આવા સર્વવ્યાપી અર્થને લઇને, આપણે ત્યાં ઇતિહાસે જૂદું જ સ્વરૂપ લીધું. અહિં ઇતિહાસનું સંશોધન કરવા માનવવંશવિદ્યાનો‡ જ અભ્યાસ કરવો પડે તેમ છે.

આપણે જોયું કે આપણી સંસ્કૃતિ સમાજમાં સચવાઇ રહી છે. એટલે જ્યાં જ્યાં આપણો હિંદનો સમાજ હોય ત્યાં ત્યાં આપણો ઇતિહાસ અને સંસ્કૃતિ છે. હિંદુસ્તાનમાંથી ઘણા લોકો બહાર સંસ્થાનોમાં જાય છે. ત્યાં તેમને નથી મળતો હિંદી સમાજ કે નથી મળતું આપણા શ્રુતક§ તરફથી પોષણ. એટલે જ જે લોકો આમ બહાર જાય છે તેમાંના ઘણા ખરા હિંદીઓ મરી જાય છે અને બીજી સંસ્કૃતિમાં રહેવાથી તેઓમાં માનસિક સંકર ઉત્પન્ન થાય છે. જર્મનીમાંથી ઘણા લોકો બહારનાં સંસ્થાનોમાં કે રાજ્યોમાં જતા, અને તેમને જર્મન જ કેવી રીતે રાખવા તે પ્રશ્ન જર્મની આગળ હતો; તેના જવાબમાં ફોન બર્નહાર્ડીએ તો એમ જ કહેલું કે કોઈ પણ સંસ્થાનોમાં રહેતો જર્મન જો જર્મની આવીને અમુક વખત સુધી જર્મન સૈન્યમાં રહે, તો તેને જર્મન ગણવો. આ ધોરણ સારૂં છે કે ખોટું તે વિષય આપણે હાલ ચર્ચતા નથી. પરંતુ જો આપણે હિંદી સંસ્કૃતિને જીવન્ત રાખવી હોય તો એવું કંઇક તો ધોરણ રાખવું જ જોઇએ, કે જેથી કરીને હિંદી જ્યાં જાય ત્યાં પરખાય. આટલા માટે ધર્મના બહોળા અર્થમાં સમાજ જે રીતે ઘડાયું છે, તેની સંસ્કૃતિ દરેક હિંદીને પહોંચવી જરૂરની છે, પછી ભલે તે હિંદુ હોય કે મુસલમાન હોય, પારસી હોય કે ખ્રિસ્તી હોય.

અંગ્રેજી રાજ્યથી આપણને જે હાનિ પહોંચી છે, તે કાંઇ બાહ્ય શરીરની હાનિ નથી, પરંતુ આપણી સંસ્કૃતિના મૂળનો જ તેણે ઉચ્છેદ કર્યો છે. આથી એમ નથી સમજવાનું કે આપણે તેમની પાસેથી કશું શીખવાનું નથી. પણ સમાજદ્વારા જે મનુષ્યત્વ દરેક વ્યક્તિમાં પોષાતું હતું, તેના ઝરાંજ સુકાઇ ગયા. ધર્મ એક માત્ર બાહ્ય આડંબર રૂપ થઇ પડ્યો, આપણા સમાજમાંથી જેઓ ખ્રિસ્તી ધર્મ સ્વીકારે છે, તેઓમાં માનસિક સંકર ઉત્પન્ન થાય છે,† અને આપણે પોતેજ જોવાનું રહ્યું છે કે

આ બાબત મારા મિત્ર અધ્યાપક રસિકલાલ છોટાલાલ પરીખે સૂચવેલી.

* ધર્મ શબ્દમાં ઓછામાં ઓછા ત્રણ અર્થો આવી જાય છે: એક function, બીજો duty, ત્રીજો Religion.

‡ Anthropology.

§ Tradition.

† આ બાબત Physics and Politics નામના પુસ્તકમાં સારી રીતે દર્શાવી બતાવી છે.

ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યા સિવાય પણ આપણામાં કેટલે અંશે એવી જ જાતની માનસિક સ્થિતિ ઉત્પન્ન થઇ છે. હાલ જે વૃદ્ધ લોકો છે તેમણે જે વાતો તેમના વડીલો પાસેથી સાંભળી હતી, તે વાતો તેઓ પોતાનાં છોકરાંઓને કોઈ દિવસ કહેતા નથી. પહી યુવાન વર્ગને બેદરકારીના વાતાવરણમાં ઉછરવા દે છે. જો આપણે આપણાપણું ખોવું ન હોય તો આપણી સંસ્કૃતિનાં મૂળ પાસે જ આપણાં બાળકોને ઉછેરવાં જોઇએ.

સમસ્ત સમાજની સંસ્કૃતિ તરફની આપણી બેદરકારી માટે આપણી જ્ઞાતિસંસ્થા કેટલે અંશે જવાબદાર છે એ પ્રશ્ન સૌએ વિચારવા જેવો છે. સમાજમાં ઉંડા ચીરાઓ પાડીને એને અમુક અમુક ન બદલી શકાય તેવા ભાગલાઓમાં વહેંચી દેવાથી એક સમસ્ત સમાજની અસ્મિતાનો, અને એને અંગે તેની સંસ્કૃતિનો નાશ થાય એ વાત કોઇ પણ વિચારક સમજી શકશે. આટલા માટે જ રોમે વર્ગોને સામાજિક બંધારણ આપ્યું. પણ તે જ ભાગલાઓની ન્યાતો ન બાંધી સમાજના એક વાર ભાગલા કરીએ, એટલે સમાજમાં જ ભાગલા પડવાનો દુર્ગુણ પેસે છે. સમાજને ન્હાના ન્હાના ઘેળમાં કૃત્રિમ બાધાઓ મૂકીને આપણે આપણી સંસ્કૃતિને બચાવી શકવાના નથી. તે સંસ્કૃતિને જો આપણે જાગ્રત કરવી હોય તો સમસ્ત સમાજે એકતાની સાધના કરવી જોઇએ, અને તો જ યુરોપના દબાણમાંથી આપણે આપણા આત્માને ઉગારી શકીશું.

બીજી રીતે પણ આપણે એ જ સત્ય જોઇ શકીશું કે સમાજના આપણા જેટલા કૃત્રિમ ભાગો કરીએ, તેટલે અંશે તેની એકતા વ્યક્તિઓના મનમાંથી અદ્રશ્ય થતી જાય છે, અને છેવટે તે માત્ર નામરૂપ થઇ તદ્દન ક્ષીણ થઇ જાય છે. સમાજમાં પહેલા ભાગો જે થયા હશે, તે તો તે એકતાને સર્વદેશીય રીતે સાધવાને જ થયા હોવા જોઇએ, પરંતુ હાલ જે સ્થિતિ પ્રાપ્ત થઇ છે તેમાંથી તો આપણે આપણી સંસ્કૃતિનો હ્રાસ જ જોઇએ છીએ. એ નાશમાં અંગ્રેજી રાજ્ય અમુક રીતે કારણભૂત થાય છે. પશ્ચિમનાં બધાં સત્યો આપણે આપણામાં ઉતારીએ તો પણ મૂળ પાયો અને તેના પરનું ચણતર તો આપણું જ હોવું જોઇએ. એ વિશ્વવ્યાપી સમન્વયવ્યાપારમાં જેટલું જૂનું તેટલું જ સારૂં એમ કરી આપણે નહિ બેસી રહી શકીએ. જેમાંથી પ્રાણ જતો રહ્યો હોય તેમાંથી તો મુક્ત થઇને જ આપણે આગળ વધી શકીશું. આપણી સંસ્કૃતિની એકતા એક માત્ર કલ્પના રૂપ હોવી ન જોઇએ. તેમાં સર્વસામાન્ય તત્ત્વો ભલે હોય, પણ ત્યાં સામાન્યનો અર્થ વ્યક્તિના વિશિષ્ટત્વને છોડી દઇને વિચારના વિકલ્પનવ્યાપારથી આપણે જે સામાન્ય જોઇએ છીએ તે નથી. એ સર્વસામાન્ય તત્ત્વ તો સર્વ વ્યક્તિત્વને સ્ફુટ કરે તેવું હોવું જોઇએ.* સમાજને આપણે કેટલે અંશે આવું સ્વરૂપ આપી શકીશું તે તો ભવિષ્યમાં જોવાનું છે.‡

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

---

* અંગ્રેજીમાં કહેવું હોય તો એમ કહી શકાય કે સમાજને એક Concrete universal કરવું જોઇએ, નહિ કે abstract universal. "વિચારનો વિકલ્પનવ્યાપાર" એટલે Process of abstraction in thought.

‡ અસહકારની હિલચાલથી સમાજ કેટલું Concrete થયું છે, તેનું જો કોઈ નિરૂપણ કરે તો તે ઘણું ઉપયોગી થાય.

અહિ મારે Concrete શબ્દ વાપરવો પડયો છે, કારણ કે એ શબ્દના એ ઉપયોગ માટે મને હજી કોઈ સારો ગુજરાતી શબ્દ મળ્યો નથી. જો કોઈ ભાઈ શબ્દ શોધી આપશે તો હું આભારી થઈશ.

# રાષ્ટ્રીય શિક્ષણ

હાલની રાજકીય પ્રવૃત્તિનું મુખ્ય અંગ રાષ્ટ્રીય-શિક્ષણ ગણાય છે. રાષ્ટ્રને હિતકર એવું જે શિક્ષણ તે રાષ્ટ્રીય શિક્ષણ એવી ટુંકી વ્યાખ્યા આપી શકાય. છતાં એ ટુંકી વ્યાખ્યાની પાછળ રહેલી વિશાળ જવાબદારી અને તેની વિગતો સમજવી અને અમલમાં મુકવી એ કંઇ સહેલીવાત નથી હિંદુસ્તાનમાં અને ખાસ કરીને ગૂજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણનો પ્રચાર કરવા માટે ભારે પ્રયત્ન થયો છે. પૈસા અને માણસોની તંગી અને બીજી અનેક પ્રતિકૂળતાઓ છતાં ગૂજરાતના યુવકોએ જે ઉત્સાહ અને સ્વાર્થ-ત્યાગ દર્શાવ્યાં છે તે ભારેજ કહેવાય. છતાં શિક્ષણના વિષયમાં લોકમત કેળવાઇને અનુકૂળ થએલો નહિ, અને રાજકીય આગેવાનોએ અન્ય પ્રવૃત્તિ કરતાં એને ગૌણ ગણેલું, એટલે યુવાન વર્ગના ઉત્સાહ અને સ્વાર્થત્યાગનું જે પરિણામ આવવું જોઇએ તે નજરે આવતું નથી. એ ઉત્સાહને પોષી પ્રેમાળ વૃત્તિથી સુંદર વળણ મળવાને બદલે કેટલેક ઠેકાણે ઉત્સાહભંગ અને અભાવ ઉત્પન્ન થવા પામ્યાં છે. વર્તમાન પત્રોમાં રાષ્ટ્રીય શિક્ષણ સંબંધે શરૂઆતથી જ જે જે લેખો પ્રગટ થયેલા તેમાં શિક્ષણના અંશ કરતાં રાજકીય અંશ વધારે હતો, એટલે રાષ્ટ્રીય શિક્ષણ વિષે વિચિત્ર પ્રકારની ભાવના લોકોમાં ઉત્પન્ન થવા પામી. કેટલાક એમ સમજવા લાગ્યા કે રાષ્ટ્રીય શાળાઓમાં સરઘસો કાઢવાં, રાષ્ટ્ર ગીતો ગવડાવવાં, વંદેમાતરમના પોકાર કરાવવા, ગાંધીજી વગેરેની જે બોલાવવી વગેરે વગેરેમાંજ રાષ્ટ્રીય શિક્ષણનું ખરું તત્વ સમાએલું છે. એમાં વળી વધારે હસવા જેવું એ લાગે છે, કે આ કેવળ બાહ્યાચારને જેટલું વજન આપવામાં આવતું હતું તેના સોમા ભાગનું વજન રાષ્ટ્રીય ઉદ્યોગોને આપવામાં આવ્યું નહોતું.

ઉપર કહેલા ઉત્સાહ અને સ્વાર્થત્યાગ કેવળ શુદ્ધ હૃદયના હતા એમ પણ કંઇ કહી શકાય નહિ. તેમાં કીર્તિ મેળવવાનો અને દ્રવ્ય પ્રાપ્તિ કરી લેવા સુધીનો સ્વાર્થ પણ કેટલાકમાં હતો. કોઈ પણ રાજકીય પ્રવૃત્તિમાં જો કંઇ પણ ઝેર હોય, તો એજ છે કે ઘણાને સંગીન અને માન ન મળે એવું કામ છોડી, માન મળે એવી ઉઘાડી ચળવળમાં પડવાનું મન થાય છે. પૈસાનો લોભ છોડયા પછી, કીર્તિનો કે સત્તાનો લોભ ઉભો થાય છે. એ લોભથી દ્વેષ અને કુસંપની લાગણી ઉભી થઇ કાર્યકર્તાઓ વચ્ચે ફુટ પડે છે. એમાં જો રાજદ્વારી કાર્યકર્તાઓ શિક્ષણના પ્રદેશમાં, તથા રાજદ્વારી ચળવળમાં એમ બન્નેમાં હાથ નાંખે, તો તેઓ શિક્ષણનું કામ કરી શકે એવા હોય છતાં, રાષ્ટ્રીય શિક્ષણ છિન્નભિન્ન દશામાં આવી પડે. એનું બીજું પરિણામ એ આવે, કે શિક્ષણનું સંગીન કામ કરનારાઓ કાંતો નિરૂત્સાહ બને અને નહિ તો રાજકીય ચળવળમાં પડવા લલચાય. સામાન્ય માણસો આ લાલચમાં પડે એમાં આશ્ચર્ય નથી. કુમારમંદિરોમાં કામ કરતા કે જેમની જ્ઞાનમર્યાદા ઘણી ટુંકી હોય, એવા શિક્ષકો ચારે બાજુએ ચાલી રહેલા મન્થનના વમળમાં સપડાઇ જાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી; પરંતુ વિશાળ દૃષ્ટિવાળા વિદ્વાન શિક્ષકો અને અધ્યાપકો પોતાનું સંગીન કાર્ય છોડી આવી ધાંધલમાં પડે, ત્યારે શિક્ષણમાં ક્ષોભ થયા વગર રહે નહિં. આ વ્યભિચાર વૃત્તિમાંથી રાષ્ટ્રીય શિક્ષણે મુક્ત રહેવાનું છે.

અસહકાર શરૂ થયો તે પહેલાં શિક્ષણનું સઘળું કામ સરકારના હાથમાં હતું. સરકારે પોતાનાં બધાં ખાતાંઓમાં શિક્ષણ ખાતાને છેક્જ હલકું ગણેલું.

અને તેમાં પ્રાથમિક શિક્ષણ તો છેકજ હલકું ગણાએલું. આવા સંજોગોમાં અમુક અપવાદો બાદ કરતાં શાળાઓના શિક્ષકો પ્રત્યે લોકોમાં એક પ્રકારની તિરસ્કારની ભાવના ઉત્પન્ન થએલી. મહેસુલી ખાતાના નોકરો જે પોતાને સરકારના સર્વ નોકરોમાં વધારે અગત્યના અને શ્રેષ્ઠ માને છે, તેઓ પણ શિક્ષણખાતાના નોકરો પ્રત્યે આવી જ જાતની ભાવના ઉત્પન્ન કરવામાં સાધનભૂત થતા. ફોજદારી અધિકારની પાછળ રહેલાં બળને લોકો પણ માન આપતા અને એવી જાતનાં બળ વિનાનાં શિક્ષણખાતા પ્રત્યે અનાદર રાખતા. આ તિરસ્કારની ભાવનામાંથી વિદ્વાનો, વકીલો કે વેપારીઓ કોઇ મુક્ત ન હોતા. પંતુ ! મહેતલું ! એવા એવા તિરસ્કારવાચક શબ્દો પણ ગૂજરાતી ભાષામાં એજ કારણસર પ્રચાર પામ્યા છે. શિક્ષકવર્ગ પ્રત્યે આટલો તિરસ્કાર છતાં પોતાનાં છોકરાંઓને ભણાવવા માટે એજ વર્ગને સોંપવામાં કોઇને કંઇ ખોટું લાગતું નહિ. રાષ્ટ્રીય શિક્ષણની જ્યારે શરૂઆત થઇ ત્યારે પણ લોકો કે આગેવાનોમાંથી એ વૃત્તિ નાશ પામી ન હતી. આગેવાનોએ તો પોતાના એ વલણને પ્રયત્ન પૂર્વક બદલવાની જરૂર હતી, અને તોજ નવા શિક્ષકોમાં શિક્ષકપણું ઉત્પન્ન થઇ તે ટકી રહી શકત. પરંતુ જ્યાં શિક્ષક થવામાં હલકાપણું મનાય અથવા ન મળતાનો ધંધો ગણાય, ત્યાં શિક્ષકોના ધંધામાં દેશનો બધો ઉતાર ભેગો થાય, એમાં જરાએ આશ્ચર્ય નથી. માન વગરના ધંધામાં કોઇ પણ પુરૂષાર્થી કે શક્તિમાન માણસ ભાગ્યેજ જાય.

આવી પરિસ્થિતમાં રાષ્ટ્રીય શિક્ષણ એટલે શું એનો વિચાર કરવાનું ભાગ્યેજ કોઇને મન થાય. કાર્યકર્તાઓ આરંભમાં આટલી રાષ્ટ્રીય શાળાઓ કાઢી એ વાતથીજ સંતોષ માનતા, અને એક ગામ જઇને ભાષણ કરવાને પરિણામે ત્યાં રાષ્ટ્રીયશાળા નીકળે એથી વધારે આશા તે શી રાખી શકાય એવી માન્યતા સાધારણ થઇ ગઇ હતી. સરકારી શાળા છોડવી એજ રાષ્ટ્રીય શિક્ષણનો મુખ્ય હેતુ ગણાએલો. પરિણામ સારૂં ન આવ્યું, એટલે સૌથી સોંઘા શિક્ષકો તેમના ઉપરજ દોષનો વરસાદ વરસવા માંડ્યો.

કોઇપણ રાજકીય પ્રવૃત્તિમાં છોકરાંઓને પુરૂષો અને સ્ત્રીઓ જેટલુંજ સ્થાન હોવું જોઇએ, ઘણા સિદ્ધાંતીઓએ શિક્ષણ ઉપર પુસ્તકો લખ્યાં છે પરંતુ લખતી વખતે તેમના મનમાં છોકરાંઓની મૂર્તિઓ ભાગ્યેજ ખડી થઇ હશે. કિન્ડર ગાર્ટન અને મોન્ટેસોરી પદ્ધતિઓના કર્તાઓના જેવું છોકરાંઓ વિષેનું જ્ઞાન ભાગ્યેજ કોઇને હોય છે. આપણે અહીંઆં બીજા લેખકોની ભૂલો બતાવવાનો હેતુ નથી પરંતુ શિક્ષણને લગતા કેટલાક પ્રશ્નોનો રાજકીય અને સામાજીક દષ્ટિએ એટલે કે રાષ્ટ્રીય દષ્ટિએ વિચાર કરવાનો હેતુ છે. ચારિત્ર્ય અને વિચારને અમુક વલણ આપવાની શિક્ષણની શક્તિનો બધા સ્વીકાર કરે છે. શિક્ષક અને માબાપોની માન્યતાઓ છોકરાંઓમાં સ્વાભાવિક રીતે ઉતરે છે, અને પાછલા જીવનમાં એ માન્યતાઓ ફેરવાઇ જાય તોપણ તેનું મૂળ ઉંડાણમાં રહેવા પામે છે, અને તે કોઇકદીને પ્રસંગે બહાર નીકળી આવે છે. જે છે તેને ટકાવી રાખવામાં અને ખટપટના ફેરફારની વિરૂદ્ધ, શિક્ષણ એક મહાન બળ તરીકે કામ કરે છે. રાજકીય કે સામાજિક સુધારકો જે સંસ્થાઓ ઉપર ઘા કરે છે, તેજ સંસ્થાઓ પાસે શાળા રૂપી યંત્ર દ્વારા છોકરાંઓનાં કોમળ મન ઉપર અમુક સંસ્કાર પાડી, તેમને પોતાનાં કરવાની મહાન શક્તિ રહેલી હોય છે. આવે પ્રસંગે સુધારકો છોકરાંઓને પોતાના કબજામાં લઇને વિરોધી સંસ્થાઓનો પાયો ઢીલો કરવાનો પ્રયત્ન કરે છે. બેમાંથી એક પક્ષ છોકરાંઓનો વિચાર કરતો એતો પોતાના અથવા બીજાના સૈન્યમાં ભરતી કરવાનું સાધનજ માત્ર મનાય છે. જો છોકરાંઓનોજ વિચાર કરવામાં આવતો હોય તો તેમને આપવામાં આવતું શિક્ષણ એવા પ્રકારનું સ્થાય કે તેઓ એક અથવા બીજા પક્ષની બુદ્ધિપૂર્વક પસંદગી કરી શકે. એવા શિક્ષણનો હેતુ તેમને સ્વતંત્ર રીતે વિચાર કરતાં બનાવવાનો હોય. નહિ કે તેમના શિક્ષકોનાજ વિચાર પ્રમાણે વિચાર કરતા બનાવવાનો. જો આપણે છોક-

રાંઓના સ્વાતંત્ર્યને માન આપવા માગતા હોઇએ તો કેળવણીનો રાજકીય શસ્ત્ર તરીકે ઉપયોગ ન કરીએ. જો આપણે છોકરાંઓના સ્વાતંત્ર્યને માન આપવા ઇચ્છતા હોઈએ તો તેમને એવું શિક્ષણ આપવાનો પ્રયત્ન કરીએ કે જેથી તેમનામાં સ્વતંત્ર મત બાંધવાની શક્તિ આવે, એવું જ્ઞાન મળે અને એવી માનસિક ટેવો પડે. પરંતુ શિક્ષણનો ઉપયોગ રાજકીય શસ્ત્ર તરીકે કરવામાં આવે ત્યારે તે જ્ઞાનને સંકુચિત બનાવી છોકરાંઓમાં એકજ પ્રકારની માન્યતાઓ ઉત્પન્ન કરે છે.

રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરીએ તો એટલું તો સ્પષ્ટ જ છે કે શિક્ષણ ખાતું રાજ્યના અંકુશ નીચે અને ખાસ કરીને પરદેશી રાજ્યના અંકુશ નીચે તો નજ હોવું જોઇએ. જે રાજ્ય હિંદુસ્તાનના લોકોને સ્વતંત્ર બનાવવા નથી ઇચ્છતું, જે રાજ્ય હિંદુસ્તાનની પ્રજાના હકોની ઉઘાડી રીતે અવગણના કરે છે, જે રાજ્ય શિક્ષણ આપવા ખાતર લોકોને દારૂ પીતા રાખવા સલાહ ભરેલું ગણે છે તે રાજ્યના અંકુશ નીચે ચાલતું કેળવણીખાતું છોકરાંઓમાં ખરો રાષ્ટ્રપ્રેમ કે સ્વાતંત્ર્ય નજ ઉત્પન્ન કરી શકે. રાજ્ય પદ્ધતિના સ્તંભરૂપ અન્યાય અને અયોગ્ય સત્તાનો પ્રભાવ શાળાઓ ઉપર પડ્યા વિના ન જ રહે. જાણે અજાણે પણ અન્યાય અને અયોગ્ય સત્તાનો ઉપયોગ રાજ્ય તરફથી થાય, તો વિદ્યાર્થીઓ તેની સામે થવાની શક્તિ કે સ્વાતંત્ર્ય, રાજ્યના અંકુશ નીચેની શાળાઓમાંથી પ્રાપ્ત નજ કરી શકે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે શાળાઓ ઉપર કોનો અંકુશ હોવો જોઇએ. જેમ રાજ્યનો પણ શાળા ઉપર અંકુશ ન જોઇએ તેમ કોઇ પણ ધાર્મિક, સામાજિક, કે રાજકીય પક્ષનો પણ તેના ઉપર અંકુશ ન હોવો જોઇએ. ધાર્મિક સંસ્થાઓને જો શિક્ષણ સોંપી દેવામાં આવે, તો પરિણામ એજ આવવાનું કે હાલની ધાર્મિક સંસ્થાઓમાં રહેલો બધો સડો શિક્ષણમાં દાખલ થઇ જાય, અને એને અંગે છોકરાંઓમાં એ સડા પ્રત્યે માનની લાગણી ઉત્પન્ન થવાની. આપણે તો છોકરાંઓને એવાં સ્વાતંત્ર્યવાદી બનાવવા ઇચ્છવું જોઇએ, કે જેમ તેઓ કોઇપણ અન્યાય કે અયોગ્ય સત્તાને વશ ન થાય, તેમ તેઓ કોઇપણ ધાર્મિક સંસ્થાના કે તેના ચાલકના કે તેના આચાર્યના અધર્મ, અન્યાય, કે આપખુદ સત્તાને તાબે ન થાય. અયોગ્ય સત્તા અને અન્યાય જ્યાં હોય ત્યાંથી તેને નિર્મૂળ કરે, એવાં બાળકોને સમર્થ, કરવાનો આપણો હેતુ હોવો જોઇએ.

શિક્ષણની કોઈ પણ સંસ્થા એકાદા રાજકીય પક્ષના અંકુશ નીચે હોય, અથવા તે પક્ષનું તેમાં વિશેષ જોર હોય એ કશુંજ ઇચ્છવા જેવું નથી. રાજકીય પ્રવૃત્તિ જેવી અનિશ્ચિત પ્રવૃત્તિ બીજી ભાગ્યેજ હોઇ શકે. એ પ્રવૃત્તિનું સ્વરૂપ વખતો વખત બદલાય છે, અને એ બદલાતા સ્વરૂપની સાથે રાજકીય નેતાઓ શિક્ષણને પોતાના સાધનરૂપે વાપરવાની ઇચ્છા કરે એ સ્વાભાવિક છે.

શિક્ષણની વ્યવસ્થા જો સામાજીક સંસ્થાઓને એટલે દાખલા તરીકે જ્ઞાતિઓને સોંપી દેવામાં આવે, તો પણ પરિણામ તો અનિષ્ટજ આવવાનું. જ્ઞાતિઓ એક સમષ્ટિ તરીકે પરંપરાથી ચાલી આવેલી રૂઢિઓનેજ માન આપનારી હોય છે, સ્વાતંત્ર્ય કે સારાસારના વિચારને તેમાં ભાગ્યેજ સ્થાન હોય છે. અને તે દ્વારા ગમે તે અનિષ્ટ રૂઢિઓ અને રીવાજો કે બંધનોને વ્યવસ્થિત રીતે પોષવામાં આવે એ સ્વાભાવિક છે. જ્ઞાતિઓને જો શિક્ષણનો અંકુશ સોંપાય તો છોકરાંઓમાં જ્ઞાતિઓમાં રહેલો બધો સડો ઉતરવાનો.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે, કે શિક્ષણ પર કોનો અંકુશ હોવો જોઇએ. ગૂજરાત વિદ્યાપીઠ જેવી સંસ્થા શિક્ષણ ઉપર અંકુશ ન રાખી શકે ? આ પ્રશ્નનો ઉત્તર આપવો મારી સ્થિતિના માણસને કંઈક મુશ્કેલ છે, તોપણ હું એટલું કહેવાની હિંમત ધરૂં છું, કે ગૂજરાત વિદ્યાપીઠમાં જ્યાં સુધી માત્ર શિક્ષણની દૃષ્ટિએજ શિક્ષણનો વિચાર કરનારા, કોઇપણ પક્ષથી ન દોરવાઈ જનારા, નિરભિમાની, નિસ્પૃહ અને કીર્તિના લોભ વિનાના, કેવળ સાધુ વૃત્તિવાળા કાર્યકર્તાઓ ન હોય, ત્યાં સુધી ગૂજરાત વિદ્યાપીઠનો પણ શિક્ષણ ઉપરનો અંકુશ શુભફળ ભાગ્યેજ લાવી શકે. અને

ગૂજરાત વિદ્યાપીઠના પાયારૂપ મનાએલા સ્વભાષાદ્વારા શિક્ષણના સિદ્ધાંતને સંપૂર્ણ રીતે અમલમાં મૂકવાની વૃત્તિવાળા કાર્યકર્તાઓ ન હોય, ત્યાં સુધી ગૂજરાત વિદ્યાપીઠનો અંકુશ પણ કાંઇ ઉપયોગી નીવડે નહીં.

આ બધાનો વિચાર કરતાં એક પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે અને તે એ કે શિક્ષણ ઉપર કોઇનો પણ અંકુશ શા માટે હોવો જોઇએ ? શિક્ષણમાં અંકુશ ત્યારથીજ પેઠો જ્યારથી તે પગારદાર શિક્ષકોના હાથમાં સોંપાયું. શિક્ષક પગાર લે, એટલે પગાર આપનારનો અંકુશ તેના ઉપર હોયજ. તે અંકુશ તેને કબૂલ રાખવોજ પડે, નહિ તો શિક્ષક પોતાનું ભરણપોષણનું સાધન ખોઇ બેસે. આ સંજોગમાં પોતાને નોકરીએ રાખનારને યુક્તિ પ્રયુક્તિથી છેતરીને સંતોષ આપવાની અનીતિ પણ ઉત્પન્ન થવા પામી. એ અનીતિની છાકરાંઓ ઉપર પણ પરોક્ષ રીતે છાપ પડે. ટુંકાણમાં કહીએ તો શિક્ષકોની આ પ્રકારની પરતંત્રતામાંજ આ દુઃખનું મૂળ રહેલું છે. આ વિચાર આપણને આપણી પ્રાચીન શિક્ષણ સંસ્થાઓની સ્મૃતિ કરાવે છે. તે વખતે શિક્ષકો–ઋષિઓ કે વાનપ્રસ્થીઓ કોઇના પણ તાબા હેઠળ નહોતા. આનું કારણ તેઓ ઘણા ધનવાન હતા એમ નહોતું. તેઓ પોતાનો જીવનક્રમ ભિક્ષા માગીનેજ ચલાવતા. દ્રવ્યસંચય કદિ કરતા નહીં. તેજસ્વિતાની મૂર્તિરૂપ તેઓ હતા. જ્ઞાનની અખૂટ સમૃદ્ધિ તેમનામાં ભરેલી રહેતી, સમાજ અને રાજ્ય એ બન્નેથી સ્વતંત્ર રીતે શિક્ષણનો વિચાર કરવાને તેમને અવકાશ હતો. કારણ કે રાજ્ય કે સમાજ બેમાંથી એકેના સીધા અંકુશ નીચે તેઓ નહોતા. તેમના તપોબળથી રાજાઓ પણ થથરતા. અને સામાન્ય લોકોની તો તેમની સામે થવાની શક્તિજ નહોતી.

આટલી ચર્ચા પછી એટલું તો સ્પષ્ટ સમજાય એવું છે, કે શિક્ષણ ઉપર કોઈપણ જાતના સ્વતંત્ર સમાજનો અંકુશ હોવો જોઇએ. એ શિક્ષણસમાજ નાતિઓ, રાજ્ય–ધર્મપંથ, સામાજીક કે રાજકીય પક્ષ, એ સર્વથી અલિપ્ત અને સ્વતંત્ર રહી શકે એવો હોવો જોઇએ. એ સમાજ એટલી બધી પ્રબળ શક્તિ ધરાવનો હોવો જોઇએ, કે તે સરકાર, જનસમાજ કે શંકરાચાર્ય, વૈષ્ણવાચાર્ય, સ્વામિનારાયણાચાર્ય વગેરે ધર્માચાર્યો, કોઇની પણ સ્પૃહા ન રાખે, એમાંના કોઇથી ન અંજાય અથવા ન ડરે એવો હોવો જોઇએ. છતાંએ એ સમાજ પરમ ધાર્મિક, રાજનીતિજ્ઞ, અને સમાજહિતેચ્છુ હોવો જોઇએ. રૂઢિજન્ય સામાજીક બંધનોથી તે મુક્ત હોવો જોઇએ. આવો શિક્ષકસમાજ શી રીતે ઉત્પન્ન થઇ શકે એ ઘણો વિકટ પ્રશ્ન છે, કદાચ અશક્ય પણ લાગે. હિન્દુ સંસારનાં બંધનો અભેદ્ય દુર્ગ જેવાં છે. તેને તોડતાં અથવા તેની સામે થતાં, બળવાન ચારિત્ર્યવાળા માણસો પણ ડગી જાય છે. એવો સમાજ સ્થાપવાની શક્તિ બુદ્ધ, ઇસુખ્રિસ્ત, કે મહાત્મા ગાંધી જેવાઓમાંજ હોઈ શકે. છતાં સંપૂર્ણ આદર્શરૂપયુક્ત શિક્ષકસમાજ કદાચ ન સ્થાપી શકાય તોપણ એ સંબંધમાં બને તેટલો સારો પ્રયત્ન થઇ શકે એમ મારું માનવું છે.

આપણા રાષ્ટ્રીય શિક્ષણની બીજી પણ એક ખામી અત્રે નોંધવા જેવી છે. હજી આપણે સ્ત્રીકેળવણીની પ્રત્યે જરાએ ધ્યાન આપ્યું નથી. સુંદર સ્ત્રીકેળવણી વિના કોઇપણ રાજકીય કે સામાજીક સુધારણાની પ્રવૃત્તિ સરળતાથી શી રીતે ચલાવી શકાય એ સમજાતું નથી. સ્ત્રીકેળવણી વિના સમાજનાં રૂઢિબંધનો તૂટવાનો જરાએ સંભવ નથી. અને એ બંધનો તૂટયા વિના રાજકીય પ્રવૃત્તિ પણ સરળતાથી ચલાવી શકાય એમ નથી. દેશની ગરીબાઇની સાથે આપણી સામાજીક રૂઢિઓને અંગે કરવામાં આવતા ખરચો એટલાં બધાં વધી ગયાં છે, કે પ્રજાને નહિ જેવોજ ભાગ જાહેર રાજકીય પ્રવૃત્તિમાં વગર ચિંતાએ પડે છે. જુની રૂઢિઓ ટકી રહેવાનાં બીજાં અનેક કારણો ઉપરાંત સ્ત્રીઓનું અજ્ઞાન એ એક મુખ્ય કારણ છે. એ અજ્ઞાન જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી સમાજ કે રાજ્યસુધારણાની ઉચ્ચ આશાઓ બાંધવી ફોગટ છે.

અહીં સ્ત્રી કેળવણીનું ધ્યેય પણ ટુંકાણમાં કહેવું અસ્થાને નથી. અત્યાર સુધી એ સંબંધે

થએલા વિચારો સ્ત્રીની પોતાની દૃષ્ટિએ ભાગ્યેજ થયા છે. સ્ત્રીઓ પુરૂષોને અનુકૂળ કેવી રીતે થાય, ઘરકામનો બોજો કેવી રીતે ઉપાડે, પુરૂષ તરફ પૂજ્યભાવ કેવી રીતે રાખે, વગેરે વગેરેનોજ વિચાર કરવામાં આવ્યો છે. હજી કોઈ એમ નથી ઇચ્છતું કે સ્ત્રીઓમાં ખૂબ સ્વાતંત્ર્ય આવે. હજી કોઇ એમ નથી ઇચ્છતું કે સ્ત્રીઓ પોતાની મેળે સ્વતંત્ર રીતે લગ્ન કરી શકે. કન્યાઓની શાળાઓમાં કે પાઠશાળાઓમાં વિધવાઓની કે પુરૂષના જુલમનો ભોગ થઇ પડેલી સ્ત્રીઓની કરૂણાજનક સ્થિતિ વિષે ભાગ્યેજ ચર્ચા થતી હશે. જેમ સર્વ નેમાટે તેમ સ્ત્રીઓને માટે પણ શિક્ષણનું ધ્યેય સ્વતંત્રતાજ હોવું જોઇએ. અને એ સ્વતંત્રતાનું પરિણામ શુભજ આવશે એવી ધાર્મિક શ્રદ્ધાથી એ કામ થવું જોઇએ.

ઉપર માતૃભાષા દ્વારા શિક્ષણ એ વિષે ઉલ્લેખ થઇ ગયો છે, પરંતુ રાષ્ટ્રીય શિક્ષણમાં સ્વભાષાને સર્વથી શ્રેષ્ઠ સ્થાન હોવું જોઇએ એટલે એ વિષે અત્રે વિશેષ લખવાની જરૂર છે. ગૂજરાત વિદ્યાપીઠે સિદ્ધાંત તરીકે એ વાત સ્વીકારી છે, પરંતુ વ્યવહારમાં એનું પરિણામ લગભગ નહિ જેવુંજ છે. હજી અંગ્રેજીનો મોહ ટળ્યો નથી. લોકોમાંથી તો એ મોહ નાશ પામતાં વખત લાગે એ સમજાય એવું છે. પણ આ બાબતમાં લોકોને નવું વલણ આપવાનો ધર્મ ગૂજરાત વિદ્યાપીઠને પ્રાપ્ત થયો છે, અને એ ધર્મ બજાવવામાં ગૂજરાત વિદ્યાપીઠ જેટલે દરજ્જે મોડું થાય અથવા મોડો પ્રયત્ન કરે તેટલે દરજ્જે તે સ્વધર્મમાંથી ચૂકે છે. આખી દુનીઆમાં હિન્દુસ્તાનજ એક એવો દેશ છે કે જ્યાં પરભાષા દ્વારા શિક્ષણ અપાય છે, અને વિદ્યાપીઠ જો માત્ર સિદ્ધાંત સ્વીકારીનેજ બેસી રહે તો એની પ્રતિષ્ઠાને ભારેમાં ભારે હાનિ પહોંચે. મહાત્મા ગાંધીજી જેવાનું પુણ્યનામ જે સંસ્થા સાથે જોડાએલું હોય તે સંસ્થા જો એમની પાસેથી આટલોએ સિદ્ધાંત ન ગ્રહણ કરે તો વિદ્યાપીઠે ગાંધીજીને કુલપતિ તરીકે પસંદ કરી એક પ્રકારનો અન્યાયજ કર્યો કહેવાય.

રાષ્ટ્રીય શિક્ષણની કોઇ પણ ચળવળમાં પ્રાથમિક શિક્ષણને અગ્રસ્થાન હોવું જોઇએ. રાષ્ટ્રભાવના ગામડે ગામડે ફેલાવવાનો અને ભવિષ્યની પ્રજામાં સ્વાતંત્ર્યનાં બીજ રોપવાનો એના જેવો સરળ માર્ગ બીજો એકે નથી. પરંતુ કાર્ય કરનારાઓમાં શહેરનું પાસું સબળ, એટલે વિનયમંદિરો અને મહાવિદ્યાલયોના મોહમાં પડી પ્રાથમિક શાળાઓ પ્રત્યે બેદરકાર રહેવાની ભૂલ થવી સ્વાભાવિક છે.

ત્યારે હવે રાષ્ટ્રીય શિક્ષણ સંબંધી તુરતમાં નીચેની બાબતો ધ્યાનમાં રહેવી જોઇએઃ

(૧) શિક્ષકો પ્રત્યે માનની ભાવના કેળવાવી જોઇએ.

(૨) શિક્ષણ ઉપર રાજકીય, સામાજીક, કે ધાર્મિકથીએ સ્વતંત્ર છતાં ધાર્મિક વૃત્તિવાળા સમાજનો અંકુશ હોવો જોઇએ.

(૩) શિક્ષણ સ્વભાષામાંજ હોવું જોઇએ.

(૪) સ્ત્રીકેળવણીને તુરતમાં તો પુરૂષ કેળવણી કરતાં પણ વધારે અગત્ય આપવી જોઇએ.

(૫) પ્રાથમિક શિક્ષણની જરૂરીઆત, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ કરતાં પણ વધારે છે એ વાત કદિ ભૂલાવી ન જોઇએ.

અધ્યાપન મન્દિર, મણિપુર. } મનુભાઈ ગોપાળજી મહેતા.

# સ્વામિનારાયણ સંપ્રદાય

## સાંપ્રદાયિક પુસ્તકો

### ૧૩. મુખ્ય પુસ્તકો

સ્વામિનારાયણ સંપ્રદાયનો ત્યાર પછીનો ઇતિહાસ માંડયા પહેલાં એ સંપ્રદાયના મુખ્ય ગ્રંથો તથા સિદ્ધાન્તોનો ઉલ્લેખ કરવો ઠીક થઈ પડશે.

સ્વામિનારાયણ સંપ્રદાયનું સાર્વજનિક ધર્મશાસ્ત્ર એ સહજાનંદ સ્વામીની શિક્ષાપત્રી છે, અને તે ઉપરાંત ધર્મામૃત અને નિષ્કામશુદ્ધિ ત્યાગીઓ માટેનાં વિશેષ પુસ્તકો છે. સંપ્રદાયનું અધ્યાત્મશાસ્ત્ર એ સહજાનંદ સ્વામીનાં વચનામૃતોનો સંગ્રહ છે.

શિક્ષાપત્રી એ ૨૧૧ અનુષ્ટુપ અને એક ઉપજાતિવૃત્તનું નાનકડું પુસ્તક છે. પોતાના સર્વે શિષ્યોને પાળવાના ધર્મો એક પત્ર રૂપે સહજાનંદ સ્વામીએ એમાં દર્શાવ્યા છે. તેની મિતિ સંવત ૧૮૮૨ ના મહા સુદી ૫ ની છે.

આ પત્રીમાં પણ મોટા નિયમો અગિયાર મનાયા છે; મંદિરમાં રોજ સાયં પ્રાર્થના વખતે બોલાતા દોહરાઓમાં એનો સમાવેશ નીચે પ્રમાણે છે:—

> હિંસા ન કરની જંતકી,
> પર ત્રિયા સંગકો ત્યાગ.
> માંસ ન ખાવત,
> મદ્યકો પીવત નહિ બડભાગ.
> વિધવાકો સ્પર્શત નહિ,
> કરત ન આત્મઘાત;
> ચોરી ન કરની કાહુકી,
> કલંક ન કોઉકો લગાન.
> નિંદત નહિ કોઉ દેવકો,
> બિન ખપનો નહિ ખાત;
> વિમુખ જીવકે વદનસે, કથા સુની નહિ જાત.

શિક્ષાપત્રીનું લખાણ અતિશય ટુંકું છે, એટલે એનો સારાંશ આપવો અશક્ય છે.

ધર્મામૃત અને નિષ્કામશુદ્ધિમાં ત્યાગીઓના ધર્મો અને નિષ્કામ ધર્મમાં કાંઈ દોષ આવે ત્યારે કરવાનો પ્રાયશ્ચિત વિધિ છે.

સંપ્રદાયના ત્યાગીઓમાં ત્રણ ભેદ છે: બ્રહ્મચારી, સાધુ અને પાર્ષદ. બ્રાહ્મણ વર્ગના ત્યાગીઓ બ્રહ્મચારી કહેવાય છે. ક્ષત્રીય અને વૈશ્ય એ સાધુ થઈ શકે છે. એ બન્ને પ્રકારના ત્યાગીઓને અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય પાળવું પડે છે, અને ધનનો ત્યાગ રાખવો પડે છે. પણ બ્રહ્મચારીઓ ધાતુપાત્રનો ઉપયોગ કરી શકે છે, જ્યારે સાધુઓ કાષ્ઠ પાત્ર અને તુંબડીનોજ ઉપયોગ કરે છે. બ્રહ્મચારી સફેદ ધોતિયું અને ભગવું ઉપવસ્ત્ર પહેરે છે, અને લાલ ટોપી રાખે છે, સાધુઓ સર્વાંગે ભગવાં રાખે છે.

પાર્ષદ એ બ્રહ્મચર્ય પાળે છે પણ સર્વે અષ્ટ પ્રકારનું નહિ. કેટલાક આચાર્યની આજ્ઞાથી સ્ત્રીઓ સાથે બોલી શકે છે, પણ એમને અડકી શકતા નથી. અપરિગ્રહ એમણે પાળવાનો હોય છે, પણ ધનનો સ્પર્શ ન કરાય એમ નથી. એટલે એ મંદિરનો આર્થિક વ્યવહાર સંભાળી શકે છે એ ભગવાં પહેરતાં નથી, પણ શ્વેત વસ્ત્રોજ પહેરે છે. કોઈ પણ ત્યાગીએ કસુંબા વગેરેથી રંગેલાં, કે રેશમી કે જરીની કિનારવાળાં વસ્ત્રો પહેરવાં અધર્મ ગણાય છે. બ્રહ્મચારી અને સાધુઓ મકું ખરૂં સીવીને તૈયાર કરેલાં કપડાં—એટલે બદન કે કફની વગેરે—પહેરતા નથી,

પણ એક ધોતિયું અને એક ઓઢવાનું વસ્ત્ર એટલુંજ ધારે છે. પાર્ષદોને બદન કે અંગરખો પહેરવાની મનાઇ નથી. બધાએ ત્યાગીઓ માથા ઉપર રૂમાલ બાંધે છે; પાર્ષદોનો રૂમાલ ધોળો હોય છે, અને બીજા બે આશ્રમવાસીઓનો ભગવો હોય છે. બ્રહ્મચારીઓ અને સાધુઓ જનોઈ પહેરે છે, પાર્ષદો એ બાબતમાં પોતાના પૂર્વાશ્રમના નિયમ પ્રમાણે વર્તે છે. મંદિરની બહાર ત્યાગીઓ એકલા જઈ શકતા નથી. મંદિર બહાર જવું હોય તો ઓછામાં ઓછા બે અને કોઈ ગૃહસ્થને ત્યાં જવું હોય તો ઓછામાં ઓછા પાંચ જણ હોવા જોઇએ. સભા કે ભિક્ષાનાં કારણ સિવાય ગૃહસ્થને ઘેર જવાની ત્યાગીને મનાઇ છે.

**વચનામૃત.** સહજાનંદ સ્વામીનાં વચનામૃતોનો સંગ્રહ એ તો ગૂજરાતી ભાષાનું એક રત્ન છે. આધ્યાત્મિક અને વિચારમય જીવન ગાળવા ઇચ્છનારને આવું પુસ્તક એકે નહિ મળે, એવો મારો અનુભવ છે. તે વખતના ગૂજરાતી ગદ્યનો એ ઉત્તમમાં ઉત્તમ નમૂનો છે. એની ભાષા બહુ મુદ્દાસર, ટુંકી, એકજ અર્થ દર્શાવનારી અને થોડું ભણેલાને પણ સમજાય તેવી છે. એમા ઠેકાણે ઠેકાણે એ વચનોના કહેનારનો સ્વાનુભાવ પ્રત્યક્ષ દેખાય છે.

આ વચનામૃતોના સંગ્રહ માટે સત્સંગ, સદ્ગુરૂ સ્વામીઓ મુક્તાનંદ, ગોપાળાનંદ, નિત્યાનંદ તથા શુકાનંદનો આભારી છે. સહજાનંદ સ્વામીનો ચિરસ્થાયી અમૂલ્ય વારસો આજ છે. એ સંગ્રહ મૂળ ગૂજરાતીમાંજ થયેલો હોઇ, સંસ્કૃતમાં એનો અનુવાદ પણ થયો છે. એ ચારે સદ્ગુરૂઓ જ્યારે સ્વામિનારાયણ જ્ઞાનવાર્તા કરતા, ત્યારે ટિપ્પણ કરી લેતા, અને ભેગા મળી પ્રમાણરૂપ થાય એવો એક લેખ તૈયાર કરતા. ચારેમાં સદ્ગુરૂ શુકાનંદ સૌથી નાના હતા, અને જ્યારથી એ સંપ્રદાયમાં દાખલ થયા, ત્યારથી સહજાનંદ સ્વામીના ખાનગી સેક્રેટરી જેવા હતા. એ સંગ્રહને વર્તમાન સ્વરૂપમાં મૂકવા માટે આધ ખરડો એ ચાર પૈકી કોણે તૈયાર કર્યો એ ખબર નથી.*

## + ( ૧૪ ) સાંપ્રદાયિક તત્ત્વજ્ઞાન

**સ્વામિનારાયણીય જ્ઞાનમાર્ગ.** હવે સહજાનંદ સ્વામિનો જ્ઞાનમાર્ગનો શો આદેશ છે તે ઉપર ટુંક વિવેચન કરવા ધારૂં છું. મેં એવો આક્ષેપ મૂકાયલો સાંભળ્યો છે કે સ્વામિનારાયણ ધર્મમાં ઉંડું રહસ્ય નથી. એ કેવળ જ્ઞાન વિનાના સદાચારીઓનો પંથ છે, પુષ્ટિમાર્ગનો કે કોઇ બીજા વૈષ્ણવ પંથનો તે એક ફણગો છે, પણ તેનો કોઇ સ્વતંત્ર મત કે સિદ્ધાંત નથી. આ આક્ષેપ કેવળ સંપ્રદાય વિષેના અજ્ઞાનથી મૂકાયલો છે, એ હું બતાવવા ઇચ્છું છું.

આ સિદ્ધાન્તોના સમર્થનમાં હું અત્રે પડીશ નહિ. ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, ગીતા કે ન્યાયથી એ સિદ્ધાન્તો કેવી રીતે ઘટાવી શકાય છે એ જેને તપાસવું હોય તેણે સંપ્રદાયના ગ્રંથોનો જ અભ્યાસ કરવો જોઇએ અથવા એ વિષે અનુભવ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. માત્ર એ સિદ્ધાન્તો વિષે એક જ પ્રમાણ હું અત્રે આપીશ. જેને સહજાનંદ સ્વામિના વચન ઉપર કાંઈક પણ શ્રદ્ધા હશે, તેને તો એ પ્રમાણ

---

* ઉપરનો લેખ લખાઈ રહ્યા પછી મને એવી વિશ્વસનીય માહિતી મળી છે કે વચનામૃતની ભાષા શુકાનંદ મુનિની જ છે. એમણે ગુજરાતીમાં કાંઈ બીજું લખ્યું છે તે ભૂલ ભર્યું છે. વાસ્તવિક રીતે વચનામૃતની અસલ પ્રત પણ શુકાનંદ મુનિના પોતાના હાથનીજ લખેલી છે, અને એમણે ' વાર્તાવિવેક ' હિંસાનિષેધ વિષે કેટલાક પ્રકરણોનાં ભાષાંતર, કેટલાંક સ્તોત્રોની ગૂજરાતી ટીકા વગેરે લખ્યાં છે.

+ અત્રે આપેલાં નિરૂપણમાં સંપ્રદાયનું તત્વજ્ઞાન જે રીતે પ્રસિદ્ધ પુસ્તકો ઉપરથી આજે પ્રતિષ્ઠિત અનુયાયીઓ સમજે છે તે પ્રમાણે દર્શાવ્યું છે. એ સહજાનંદ સ્વામીનો રહસ્ય સિદ્ધાંત હશે કે કેમ એ વિષે મને શંકા છે. મને પોતાને આ તત્વજ્ઞાન સંપૂર્ણ રીતે સંમત છે એમ ન જાણવું.

ઘણું કિંમતી લાગશે જ. એ પ્રમાણે તે સહજાનંદ સ્વામિનાં નીચલાં વાક્યો છેઃ—

"આ જે વાર્તા છે તે અમે પ્રત્યક્ષ દેખીને કહી છે, માટે એમાં કાંઇ સંશય નથી." (વચના. ગ. પ્ર. ૬૪)

"આ જે અમે તમને વાત કહી, તે સર્વે શાસ્ત્રોનો સિદ્ધાંત છે, ને અનુભવમાં પણ એમજ દઢ છે. અને અમે પ્રત્યક્ષ નજરે જોઇને તમને આ વાત કહી છે, ને જો પ્રત્યક્ષ જોઇને ન કહી હોય, તો અમને સર્વે પરમહંસના સમ છે. (વચના. ગ. મ. ૧૩)

**વેદાંત મત.**

સાધારણતઃ એમ કહી શકાય કે સ્વામિનારાયણને રામાનુજનો વિશિષ્ટાદ્વૈત મત માન્ય હતો. **मतं विशिष्टाद्वैत मे** એમ શિક્ષાપત્રીમાં ગીતા ઉપરનાં રામાનુજ ભાષ્યોને તેમણે પ્રમાણરૂપ ગણ્યાં છે, તથા ગુરુ પરંપરામાં રામાનુજને આદિ ગુરુ તરીકે સ્વીકાર્યા છે. તો પણ એ બન્ને સંપ્રદાયો બધી રીતે એક સરખા જ છે એમ કહી શકાય નહિ, અને સહજાનંદીય તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ રામાનુજીય દૃષ્ટિ કરતાં *અમુકની બાબતોમાં* ભિન્ન પડે છે, એમ મારું માનવું છે.

**પરમાત્મા.**

પરબ્રહ્મ અથવા પરમાત્મા એ સ્વામિનારાયણીઓના ઇષ્ટ દેવ છે. એનો સ્વામિનારાયણ રૂપે આ પૃથ્વીમાં આવિર્ભાવ થયો, એવો એમના અનુયાયીઓનો આગ્રહ છે. માયાનાં તત્ત્વોનો ઘડેલો એમનો આકાર નથી, તેથી એને નિરાકાર કહે છે, પણ વસ્તુતઃ એ દિવ્ય સાકાર મૂર્તિ છે. એ પરબ્રહ્મ સ્વરૂપને રામાનુજ સંપ્રદાયમાં ચતુર્ભુજ વર્ણવેલું છે અને એ મતને અનુસરી રામાનુજીઓ લક્ષ્મીનારાયણની ઉપાસના કરે છે. સ્વામિનારાયણ સંપ્રદાયમાં પરમાત્માની દ્વિભુજ મૂર્તિની ઉપાસના છે. બહુભુજપણે જણાતું એ પરમાત્માની વિભૂતિ છે. એ પરમાત્મા એકદેશી છે, પણ એકદેશી છતાં સર્વ ઠેકાણે ભાસી શકે છે. જેમ રાજા એક દેશમાં રહ્યા છતાં, પોતાની સત્તા વડે આખા રાજ્યમાં ભાસે છે તેમ, અથવા એમનું જ દૃષ્ટાન્ત લઇ કહું તો, "જેમ કોઇક પુરુષે સૂર્યની ઉપાસના કરી હોય, પછી સૂર્ય તેને પોતાના સરખી દૃષ્ટિ આપે, ત્યારે તે પુરુષ જ્યાં સુધી સૂર્યની દૃષ્ટિ પોંચતી હોય ત્યાં સુધી દેખે, તેમ શ્રીકૃષ્ણ ભગવાન એક રૂપે રહ્યા થકા પોતાની ઇચ્છાએ કરીને જ્યાં દર્શન દેવા હોય ત્યાં દર્શન આપે છે, અને એક રૂપ થકા અનંત રૂપે ભાસે છે..."...(વચના. વ. ૧૩). એ પરમાત્મા સર્વેના નિયંતા અને કર્મફલપ્રદાતા છે, અને સર્વને શક્તિદાતા છે, તથા દયા, પ્રેમ, શાંતિ વગેરે અનેક કલ્યાણકારી ગુણો યુક્ત છે. એ અદ્વિતીય છે, એ પરમાત્માની મૂર્તિ ઘનશ્યામ છે પણ અતિશય તેજને લીધે શ્યામ નથી લાગતી, પણ શ્વેત જણાય છેઃ ક્યારેક તો એ મૂર્તિ મુક્તનાં મંડળથી વિંટાયેલી હોય છે, અને તે સર્વે મુક્ત એક નજરે ભગવાનની મૂર્તિ સામું જોઇ રહે છે. અને ક્યારેક એ સર્વે મુક્તને પોતાની મૂર્તિમાં સમાવી દઇ, પુરુષોત્તમ એકલા જ રહે છે.

**અક્ષર અથવા બ્રહ્મ.**

એ પરમાત્માનું નિવાસસ્થાન—એની ચિત્‌શક્તિ—તે બ્રહ્મ છે. એને અક્ષરધામ, અમૃત, પરમપદ અને ચિદાકાશ એમ પણ કહે છે. એ "કોટિ કોટિ સૂર્ય, ચંદ્ર ને અગ્નિ તે સરખું પ્રકાશમાન છે, ને દિવ્ય છે, ને અત્યંત શ્વેત છે, ને સચ્ચિદાનંદ રૂપ છે." સગુણ નિર્ગુણ* એ રૂપે એ ભાસે છે. સગુણ રૂપે એ સ્થૂળ કરતાં પણ અતિશય સ્થૂળ છે, કારણ કે વિશ્વથી પણ એ વિશેષ છે. નિર્ગુણ રૂપે એ સૂક્ષ્મથી પણ

* સગુણ અને નિર્ગુણ શબ્દોનો અર્થ સ્પષ્ટ કરવો યોગ્ય થશે. સગુણત્વ અને નિર્ગુણત્વ એ બે વસ્તુ અક્ષરની શક્તિઓ છે; અક્ષર સ્વતઃ તો નિર્ગુણ જ એટલે માયાના વિકાર રહિત છેઃ પરંતુ એની જે શક્તિ વડે તે સગુણ હિયા એટલે માયાના વિકાર ઉપજાવવા શક્તિમાન થાય છે તેને સગુણરૂપ કહે છે; અને જે શક્તિ વડે તે માયાના વિકાર રહિત એવી જે મુક્તકોટિને ધારવા સમર્થ થાય છે, તેને નિર્ગુણરૂપ કહે છે.

સૂક્ષ્મ છે, કારણ કે એ સર્વત્ર વ્યાપી શકે છે. વળી એ સાકાર અને નિરાકાર એમ બે રૂપે પણ છે.

**માયા અને ઈશ્વર.** માયા એ ત્રીજું અનાદિ તત્ત્વ છે. માયા આત્યંતિક પ્રલયકાળે બ્રહ્મમાં લીન રહે છે. ઉત્પત્તિ કાળે પરમાત્માની ઈચ્છાથી બ્રહ્મ પુરુષ રૂપે થઇ પોતામાંથી માયાને ઉપજાવે છે. આ માયાને પ્રકૃતિ કે મૂળમાયા કે મહામાયા પણ કહે છે, અને પુરુષને મહાપુરુષ કહે છે; * બહુધા શ્રુતિમાં આ મહાપુરુષ રૂપે પુરુષોત્તમને વર્ણવ્યા છે. માયામાંથી ઇશ્વર ઉત્પન્ન થાય છે. ઇશ્વર એ જીવની પેઠે ત્રણ દેહ અને ત્રણ અવસ્થાધારી સત્ત્વ છે. એ મુક્ત નથી, પણ બદ્ધ છે. એના ત્રણ દેહને વિરાટ, સૂત્રાત્મા અને અવ્યાકૃત કહે છે. એની ત્રણ અવસ્થા તે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય છે. ઇશ્વરમાંથી જડચિદાત્મક પ્રધાનપ્રકૃતિ+ ઉત્પન્ન થાય છે. પ્રધાનપ્રકૃતિ અને ઈશ્વરનાં જોડકાંને પ્રધાનપુરુષ કહે છે. એવા પ્રધાનપુરુષ અગણિત છે. બ્રહ્માણ્ડ, બ્રહ્માણ્ડ પ્રતિ એકેક પ્રધાનપુરુષ છે. જ્યાં સુધી ઈશ્વર અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન અને સંકર્ષણની ઉપાસના કરે છે, ત્યાં સુધી એને ઉત્પત્ત્યાદિક ઘટમાળમાં જોડાયલાં રહેવું પડે છે. તેમજ પ્રલયકાળે મહામાયામાં લીન થઇ ઉત્પત્તિકાળે પાછાં ઉપજવું પડે છે. જ્યારે એ પોતાનું સ્વરૂપ પિછાણી વાસુદેવની ઉપાસના અને સંગ કરે છે, ત્યારેજ એ મુક્ત થાય છે.

* ભાગવતમાં શ્રીકૃષ્ણને અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ, અને વાસુદેવ એ ચતુર્વ્યૂહ રૂપે વર્ણવ્યા છે. વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયક્રિયામાં અન્વયપણે શ્રીકૃષ્ણને કહ્યા હોય, ત્યારે અનુક્રમે એ પહેલાં ત્રણ ચતુર્વ્યૂહ તરીકે ઓળખાય છે; અને તેથી એ ત્રણ સ્વરૂપને શ્રીકૃષ્ણનાં સગુણ રૂપ કહે છે. એ ક્રિયાથી પર, સ્વતંત્રપણે શ્રીકૃષ્ણને વર્ણવ્યા હોય ત્યારે એમને વાસુદેવ અને નિર્ગુણ કહે છે.

+ પ્રધાન પ્રકૃતિને જડચિદાત્મક કહેવાનો હેતુ એ છે કે એ પોતે તો જડ છે, પણ એમાં બદ્ધ જીવો રહેલા છે, માટે એ ચિદાત્મક પણ છે.

**જીવ.** સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહોમાં વ્યાપી રહેલી સત્તા માત્ર, ચૈતન્ય વસ્તુ, તે જીવ છે. એ વિશેષે કરીને હૃદયાકાશમાં રહેલો છે, અને સામાન્યપણે આખા શરીરમાં વ્યાપ્યો છે; એ અણુ છે, સૂક્ષ્મ છે, ચિદ્રૂપ છે, જ્ઞાતા છે, અને જ્ઞાનશક્તિએ કરીને શરીરમાં રહ્યો છે. પ્રલયકાળે પ્રધાનપ્રકૃતિમાં લીન રહેલો જીવ, ઉત્પત્તિકાળે પોતપોતાનાં કર્માનુસાર દેહ ધારણ કરે છે. જીવ દેહ વિના કદિ રહી શકતો નથી. બદ્ધ જીવનો કારણ દેહ સાથે નિત્ય સંબંધ છે. જ્યારે જીવ મુક્ત થાય છે, ત્યારે એની બે પ્રકારની ગતિ થાય છે: "જે જીવ ભગવાનને નિરાકાર જાણીને ધ્યાન, ઉપાસના કરે છે, તે તો બ્રહ્મસુષુમિને વિષે લીન થાય છે, તે પાંછો કોઈ દિવસ નિસરતો નથી, અને કોઈ ઐશ્વર્યને પણ પામતો નથી;[1] પરંતુ જે જીવ પોતાને બ્રહ્મરૂપ માની સાકાર, દિવ્ય સ્વરૂપ પરબ્રહ્મની ઉપાસના કરે છે, તે મુક્ત થયા પછી પરમેશ્વરના સાધર્મ્યપણાને પામે છે. એટલે એને ભાગવતી કે દિવ્ય તનું બંધાય છે. એ તનુ ધારીને એ મૂળ અક્ષર તથા બીજા મુક્તો સાથે પરબ્રહ્મની સેવા કરતો રહે છે. આ રીતે મુક્તો અનેક છે. મુક્ત જેટલો પરમાત્માને જાણે છે, તેટલી શક્તિ તો તે પોતે જ મેળવી લે છે, પરંતુ પરમાત્મા તો તેને અપાર ને અપાર જ રહે છે. બ્રહ્મદશા પ્રાપ્ત કર્યા વિના પ્રકૃતિના બંધનમાંથી છૂટાતું નથી, તો પણ માયિક દેહ એ બ્રહ્મદશા પ્રાપ્ત કરવામાં અંતરાયરૂપ નથી. અર્થાત્ જીવન્મુક્તિ શક્ય છે.

સ્વામિનારાયણને મતે જે મુક્તિ માની છે, તે ઉપર સમજાવી. મુક્તનો પરમાત્મામાં પ્રવેશ થાય છે, એવા શબ્દો એ મતે પણ વપરાય છે; પણ એ જેમ જળમાં જળ મળી જાય છે, જ્વાળામાં જ્વાળા મળી જાય છે એવો પ્રવેશ નહિ, પણ, જેમ 'લોભીનો ધનમાં પ્રવેશ થાય છે, વાંઝીઆનો બાપણમાં આવેલા પુત્રમાં પ્રવેશ થાય છે, હરણનો વાંસળીમાં

[1] વચના, ગ. પ્ર. ૬૪.

પ્રવેશ થાય છે, તેવો મુક્તનો પરમાત્મામાં પ્રવેશ થાય છે. બીજી રીતે કહીએ તો પરમેશ્વરમાં અખંડ વૃત્તિ રહેવી એ બ્રહ્મદશાનું એક ચિહ્ન છે.

હવે સ્વામિનારાયણને મતે મનાયલી મુક્તિનાં સાધન ઉપર આવું છું.

**જ્ઞાન.** **ऋते ज्ञानान्नमुक्तिः** એ શ્રુતિ પ્રમાણે પ્રત્યક્ષ પરમાત્માનું ઇંદ્રિયો, અંતઃકરણ અને જીવસત્તાશ્રિત અનુભવ એ ત્રણે દ્વારા જ્ઞાન થાય ત્યારે જ મુક્તિ થાય એમ માન્યું છે. એટલે કે રામકૃષ્ણાદિક અવતારનાં ઇંદ્રિયો દ્વારા દર્શન-સ્પર્શાદિક થયાં હોય, પણ અંતઃકરણમાં એમને વિષે પરમેશ્વરપણાની નિષ્ઠા અને જીવમાં પરમ તત્ત્વનો અનુભવ ન થયો હોય, તો તે પણ પૂરો જ્ઞાની ન કહેવાય, તેમજ શાસ્ત્રદ્વારા પરમાત્મા સંબંધી પરોક્ષપણે નિશ્ચય કર્યો હોય, પણ જો ઇંદ્રિયો અને અનુભવથી એ નિશ્ચયનો સાક્ષાત્કાર ન થયો હોય, તો તે પણ પૂરો જ્ઞાની ન કહેવાય. માટે મુક્તિનાં સાધનમાં જ્ઞાન પ્રાપ્ત કરવું, એ અત્યંત આવશ્યક છે.

જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પહેલાં ઉપાસના જોઇએ. ઉપાસના એટલે ઉપર કહ્યા પ્રમાણે પરબ્રહ્માદિ સંબંધી નિષ્ઠા. નિષ્ઠાના બે પ્રકાર છેઃ સવિકલ્પ અને અને નિર્વિકલ્પ. તે પ્રત્યેકમાં પાછા કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ એવા ભેદ થાય છે. ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય એ મોક્ષ માર્ગનું શ્રેષ્ઠ સાધન છે.

**ભક્તિ.** બીજું સાધન ભક્તિ છે. ભક્તિ એટલે પ્રકટ પરમેશ્વરમાં માહાત્મ્યના જ્ઞાન સહિત સ્નેહ. પ્રકટ એટલે શું ? એ શબ્દ લાંબા વખતથી વૈષ્ણવ સંપ્રદાયોમાં વપરાતો આવ્યો છે.× અમે એમ માનીએ છીએ કે પરમેશ્વરના અવતાર અથવા એમના બ્રહ્મનિષ્ઠ સંત નિરંતર પૃથ્વીપર વિચરતા હોયજ. જો એમના અવતાર પૃથ્વી ઉપર હોય, તો એને ઓળખીને એની ભક્તિ કરવી, તે પ્રકટની ભક્તિ છે. એમના અવતાર ન હોય તો એમના બ્રહ્મનિષ્ઠ સંતને ઓળખી, એમના પ્રભુ સાથેના સંબંધને લઇને એમની ભક્તિ કરવી, તે પણ પ્રકટની ભક્તિ છે.

પ્રભુના અવતારોનો કે સદ્‌ગુરુનો મહિમા સમજવો, એ પ્રકટની ભક્તિ નથી, પણ પરોક્ષ ભક્તિ છે. પણ તે તત્ત્વનાં દૃષ્ટિગોચર સ્વરૂપ જે અવતારો તેની ભક્તિ તે પ્રકટની ભક્તિ છે. આ ઉપરથી સ્વામિનારાયણ સંપ્રદાયમાં દ્વિભુજ મૂર્તિની ઉપાસના હોવાનું કારણ પણ સમજાશે.

**સત્સંગ.** મૂર્તિમાંથી પ્રભુને પ્રકટાવવા, તેમજ પ્રભુના અવતાર પૃથ્વી ઉપર હોય ત્યારે તેને ઓળખવા, એ સહેલું નથી. એ કુંચી બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂની પાસેથી જ મળી શકે છે.

**प्रगट प्रभाकर होय पुनि दृग बिन नहि देखात ।**
**संत बिना त्यों प्रगट प्रभु,जनको नहि समजात ॥**
(દલપતરામ)

વળી, બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂ મળ્યા વિના પોતાના પુરુષાર્થથી બ્રહ્મનિષ્ઠ થવું એ લગભગ અશક્ય છે. માટે ભક્તિમાં મુખ્યત્વ *સત્સંગનું છે. આ રીતે સ્વામિનારાયણ સંપ્રદાયમાં સત્સંગનો અતિશય મહિમા કહ્યો છે, એટલે સુધી કે સંપ્રદાય અને તેના અનુયાયીઓ સત્સંગ અને સત્સંગીઓને નામેજ ઓળખાય છે. આ સંપ્રદાયમાં સત્સંગ એ પ્રથમ છે અને સત્સંગ એ છેવટ સુધી પણ છે. મુક્ત થયા પછી પણ સત્સંગ તો કરવાનોજ, કારણ કે હવે ચઢવાનું નથી એવી દશા તો સ્વામિનારાયણ સંપ્રદાય કદપીજ નથી. જેટલો પ્રભુનો મહિમા જાણી શકાય એટલો જાણતા જવાનો છે, અને એટલા ઉંચે ચઢતા જવાનું છે. જેવા સદ્‌ગુરુનો સંગ અહીં એને પ્રાપ્ત થાય, તેટલો એ અહીં ઉંચે ચઢે; મુક્તકોટિમાં

× સરખાવો-"મોરાં ભાગ્ય કરે રે પ્રગટ પ્રી ".

*સત્સંગ શબ્દનો નીચે પ્રમાણે અર્થ કરવામાં આવે છે; સત્ કહેતાં (૧) આત્મા, અને (૨) પરમાત્મા, તથા સત્ કહેતાં (૩) સત્પુરૂષ અને (૪) સચ્છાસ્ત્ર એ ચારનો સંગ તે સત્સંગ.

ળ્યા પછી પણ પરમાત્માનો વિશેષ સંગ કરે, અને આગળ વધતો રહે. એ રીતે આદિથી અનંત સુધી સત્સંગનું પ્રધાનપણું છે.

પ્રભુ પ્રીતિ સંપાદન કરવામાં એની ધર્મ મર્યાદાનું પાલન આવીજ જાય.

ધર્મ. આ ધર્મ એટલે દારૂ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, વટલવું—વટલાવું નહિ વગેરે સામાન્ય શારીરિક ધર્મો, તથા સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, દાન, દયા ઇત્યાદિક સૂક્ષ્મ ધર્મો, તથા વર્ણાશ્રમના ધર્મોનો ભંગ પ્રભુનો ભક્ત નજ કરી શકે.

પણ કેવળ ધર્મથી મોક્ષ નથી, કેવળ વૈરાગ્યથી મોક્ષ નથી, કેવળ આત્મનિષ્ઠાથી રહિત ભક્તિથી પણ મોક્ષ નથી, અને ઉપાસનાની દૃઢ નિષ્ઠા વિના એ ચારે હોય તો તેનો પણ મોક્ષ નથી. જેનામાં ઉપાસના સહિત ધર્મ, ભક્તિ, વૈરાગ્ય અને આત્મજ્ઞાનની મીલાવટ હોય તેજ કૈવલ્ય મોક્ષનો અધિકારી છે. તેજ પરમ ભાગવત અથવા એકાન્તિક ભક્ત કહેવાય છે.

પણ સ્વામિનારાયણ સંપ્રદાય ચઢાવનારો ધર્મ છે, એટલે **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्।** જેને એકાંતિક ભક્ત થવાની આજે શ્રદ્ધા નથી, તેને પણ નિરાશ થવાનું કારણ નથી. તે જો મોક્ષને માર્ગે છે અને સત્સંગ કરતો રહે છે, તો તેને પાછા પડવાનું છેજ નહિ. **अनेकजन्मसंसिद्धस्ततो याति परांगतिम्** જન્મનો અર્થ કેવળ મૃત્યુલોકનો જન્મ નહિ, પણ ઇશ્વર કોટિ સુધીમાંનો કોઇ પણ જન્મ. મોક્ષને માર્ગે ચાલનારાની ભુંડામાં ભુંડી ગતિ થશે, તોએ તે આજ કરતાં સારી હશે, એવો એને દૃઢ વિશ્વાસ રાખવાનો છે.

આ ઉપરાંત સહજાનંદ સ્વામિનો નીચેનો ખાસ સિદ્ધાંત પણ નોંધવા જેવો છે. કેટલાક લોક ઇશ્વરેચ્છા અને સંકેતનેજ અને કેટલાક પૂર્વ કર્મનેજ મનુષ્યના સુખદુઃખનું કારણ ગણે છે. સહજાનંદ સ્વામિ કહે છે કે મનુષ્યનાં સુખ દુઃખના દેશ, કાળ, કર્મ, ક્રિયા, મંત્ર, ધ્યાન, દિક્ષા અને સંગ એવા આઠ હેતુઓ છે. તેમાં કોઈ વખતે એકનું પ્રધાનપણું હોય છે, તો કોઇ વખતે બીજાનું હોય છે.

જ્યાં જેનું બળ હોય, ત્યાં તે સમજવું જોઇએ; પણ એકજ વસ્તુને સર્વત્ર લાગુ ન કરી શકાય. પણ આ સર્વથી પર ઇશ્વરેચ્છા પણ એક હેતુ છે. આ આ સર્વે હેતુઓમાં ઇશ્વર એ સાક્ષી રૂપે તો છેજ, પણ કવચિત્ પોતાની ઇચ્છાથી સીધી રીતે હેતુ થાય; કારણ કે એ **कर्तुमकर्तुमन्यथा कर्तुम्** સમર્થ છે. આ રીતે પાંચ વર્ષના ધ્રુવને સ્તુતિ કરવાની શક્તિ આવવી, એમાં ઇશ્વરેચ્છાજ કારણ છે.

આ ટુંકામાં સહજાનંદ—દર્શન છે. એ સંપૂર્ણ નથી પણ આ માર્ગમાં કેટલું રહસ્ય છે તેનો ખ્યાલ એ પરથી આવી શકશે. સ્વામિનારાયણીઓ રોજ સાયંપ્રાર્થનામાં જે સાત વર માગે છે, તે નીચે પ્રમાણે છે.

૧. નિર્વિકલ્પ ઉત્તમ અતિ, નિશ્ચય તવ ઘનશ્યામ;

૨. મહાત્મ્ય જ્ઞાન સુત ભક્તિ તવ, એકાંતિક સુખધામ.

૩. મોહિ મેં તવ-ભક્તપનો, તામેં કોઇ પ્રકાર; દોઝ ન રહે કોઇ જાતકો, સુનિયો ધર્મકુમાર.

૪. તુમારો અરુ તવ ભક્તકો દ્રોહ કબુ નહીં હોય;

૫. એકાન્તિક તવ દાસકો દીજે સમાગમ મોય.

૬. નાથ, નિરંતર દર્શ.

૭. તવ દાસનકો દાસ;

એહિ માગં કરી વિનવી હરી, સદા રાખિહુ પાસ;
હે કૃપાલુ,હે ભક્તપતિ, ભક્તવત્સલ સુનો બાત,
દયાસિંધુ સ્તવન કરી, માગું વસ્તુ સાત.

દરેક સંપ્રદાય પોતાના અનુયાયીઓ ઉપર વિશિષ્ટ સંસ્કારો પાડે છે; તે પ્રમાણે ચુસ્ત સ્વામિનારાયણીઓમાં નીચેના સંસ્કારો રૂઢ થયેલા દેખાશેઃ

## ૧૫. સંપ્રદાયનો પાછળનો ઇતિહાસ.

હવે સહજાનંદ સ્વામીના અંતર્ધાન થયા પછીનો સંપ્રદાયનો ઇતિહાસ ટુંકામાં કહું.

સહજાનંદ સ્વામીએ પોતાના સર્વ શિષ્યોને બે આચાર્યો પૈકી એકના નેતૃત્વ તળે મૂક્યા એમ જણાવ્યું છે; પણ એમાં એક અપવાદ હતો. માત્ર સહજાનંદ સ્વામીથી શક્તિમાં ઉતરે એવા એક સાધુ સ્વામી ગોપાળાનંદ હતા. એ સાધુ બહુ જુના નહતા, પણ એમની બુદ્ધિ, વિદ્વત્તા, યોગસિદ્ધિ, વૃત્તાન્ત અને વ્યવહારકુશળતા અને તે સાથે આત્મનિષ્ઠા એ સર્વેને લઇને એ જેવા સાધુ થયા તેવાજ સર્વના અગ્રણી થયા. સહજાનંદ સ્વામીએ પોતાના દેહોત્સવ સમયે ગોપાળાનંદ સ્વામીને બેઉ આચાર્યોના મધ્યસ્થ તરીકે નીમ્યા, અને મુક્તાનંદ સ્વામી વગેરે સર્વે સાધુ બ્રહ્મચારીઓને એમની આજ્ઞામાં રહેવા ફરમાવ્યું. ઉચ્ચ સ્થિતિને પામવા ઇચ્છતા સર્વે સત્સંગીઓ–ગૃહી તેમજ ત્યાગીઓ–એમનો સમાગમ કરવા ઇચ્છતા. પણ એમનો સ્વભાવ કાંઇક આકરો હશે એમ લાગે છે. સત્સંગની મર્યાદાનો અણુ માત્ર પણ ભંગ એમનાથી સહન થઈ શકતો નહિ. અમદાવાદના કેટલાક અગ્રણીઓથી એ સ્વભાવની બરદાસ્ત થઇ શકી નહિ, તેથી એમને પાછળથી બેઉ દેશના મધ્યસ્થ તરીકે રહેવાનું બન્યું નહિ, અને વડતાલ દેશમાંજ પોતાનું બાકીનું જીવન ગાળવું પડ્યું. સંવત ૧૯૦૮ માં એ અક્ષરનિવાસી થયા.

પહેલા બે આચાર્યો અયોધ્યાપ્રસાદ અને રઘુવીરજી અનુક્રમે સહજાનંદ સ્વામીના મોટા અને નાના ભાઇના પુત્રો હતા. બન્ને આચાર્યોનું વૃત્તાન્ત ઉત્તમ હતું. વચનામૃતમાં અયોધ્યાપ્રસાદજીએ સ્વામિનારાયણને એક પ્રશ્ન પૂછ્યો છે કે "આ સંસારને વિષે એવો પુરુષ હોય જે આઠે પહોર તો સંસારની વિટંબણામાં રહ્યો હોય, અને ગમે એવું યોગ્ય અયોગ્ય કર્મ પણ થઇ જાતું હોય, અને એક ઘડી કે બે ઘડી ભગવાનનું ભજન કરતો હોય, ત્યારે તે ભજને કરીને તેણે દિવસ બધામાં પાપ કર્યું હોય તે બળે કે ન બળે?" એના ઉત્તરમાં સહજાનંદ સ્વામીએ કહ્યું કે, "ભજન કરવા બેસે તે સમે, ભજનના કરનારાનાં ઇન્દ્રિયો, અંતઃકરણ ને જીવ એ સર્વે એકાગ્ર થઇને જો ભજનમાં જોડાય, તો એવી રીતે એક ઘડી કે અરધી ઘડી પણ જો ભગવાનના ભજનમાં જોડાય તો સમગ્ર પાપ બળીને ભસ્મ થઇ જાય છે." *

આ ઉત્તર તે અયોધ્યાપ્રસાદજીનો જીવનમંત્ર થયો. એ ધ્યાનસ્થ થાય ત્યારે કોઇ પણ વિક્ષેપ એમને નડી શકતો નહિ. એકવાર એ શાલ ઓઢીને ધ્યાન ધરતા બેઠા હતા. શાલમાં વીંછી ભરાઈ રહ્યો હશે. તેણે એમના વાંસામાં ડંખ માર્યો, પણ આચાર્યશ્રી તો નિયમ પ્રમાણે અડધા કે પોણા કલાક સુધી જરાએ સળવળ્યા વિના બેસી જ રહ્યા. ધ્યાનમાંથી નિવૃત્ત થયા પછી શાલ કાઢી નાંખી, એક સેવકને એ ખંખેરી નાંખવા કહ્યું. ખંખેરતાં વીંછી સાંપડ્યો, અને વાંસો ડંખથી સુજી ગયેલો માલુમ પડ્યો. આવી જાતનું ધૈર્ય એમણે સંપાદન કર્યું હતું, અને પોતાને મળેલા ઉત્તરને અનુસરીને પોતાનું વર્તન રચ્યું હતું.

અયોધ્યાપ્રસાદજી પછી, અનુક્રમે એમના પુત્ર કેશવપ્રસાદ અને પૌત્ર પુરુષોત્તમપ્રસાદ નરનારાયણ દેવની ગાદીના આચાર્ય થયા. પુરુષોત્તમપ્રસાદ પછી એમના દત્તક પુત્ર વાસુદેવપ્રસાદજી તે હાલના અમદાવાદની ગાદીના આચાર્ય છે. એ બુદ્ધિશાળી છે, અને કાંઇક પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કારો એમના ઉપર પડ્યા છે.

લક્ષ્મીનારાયણ દેવની ગાદીના પહેલા ત્રણ આચાર્યો રઘુવીરજી, ભગવતપ્રસાદજી અને વિહારીલાલજી હતા.

પણ વિહારીલાલજીના અક્ષરનિવાસ પછી સત્સંગ-સૂર્ય અસ્ત થયો છે, તે હજુ મૂકાયો નથી. એમના અવસાન પછી લક્ષ્મીપ્રસાદ નામે એક બાળકને દત્તક લેવામાં આવ્યા. સ્વાર્થી મનુષ્યોએ એમને નાનપણ-

---

* વચના ગ. મ. ૬૨

માંજ અવળે માર્ગે ચઢાવ્યા, અને તેને પરિણામે એ આચાર્યપદને માટે અયોગ્ય ઠર્યા. છેવટે સં. ૧૯૬૮ માં એમણે આચાર્યપદ છોડી દીધું, અને એમની જગ્યાએ હાલના આચાર્ય શ્રીપતિપ્રસાદની પસંદગી કરવામાં આવી.

કમનશીબે આચાર્ય અને કોઠારી ગોવર્ધનદાસ વચ્ચે વિગ્રહ શરૂ થયો, અને બન્ને પક્ષો કચેરીએ ચઢયા છે. મોક્ષ માર્ગ અને કચેરીના ઝગડા એ બે વસ્તુઓ જ એક બીજાથી એટલી વિરોધી છે, કે એમથી એકે પક્ષને એ શોભા પમાડી શકે નહિ. કચેરીના ઝગડાને સહજાનંદ સ્વામીની પ્રણાલિકામાં ક્યાંઈ સ્થાન મળી શકતું નથી. સહજાનંદ સ્વામીના સિદ્ધાન્તો અને આજ્ઞાનો ભંગ કર્યા વિના કચેરીના દ્વારમાં એમાંથી એકે પક્ષ પેસી શકે નહિ, એ વસ્તુનું બન્ને પક્ષને વિસ્મરણ થયું છે પરિણામમાં આખા સત્સંગ પર અંધકારનો ભાસ થાય છે. સર્વત્ર નિરુત્સાહ વર્તે છે.

હરી. આપણને એ ઝગડાથી લેવા દેવા નથી. પણ, નથી તો એ જે પણ ખરું.

આ સ્વામિનારાયણ સંપ્રદાયનું ટુંકું વૃત્તાન્ત છે. સંપ્રદાય સંબંધી રહેલું અજ્ઞાન, એ અજ્ઞાનને લીધે કેટલેક નિષ્કારણ અણગમો, અને અણગમાને લીધે થતો કટાક્ષ, એને દૂર કરવાને, તથા સહજાનંદ સ્વામીના સત્કાર્યની કાંઈક કદર કરાવવાને જો હું સફળ થયો હોઉશ, તો મારી આ મહેનત સાર્થક થયેલી ગણીશ.

चाकरको मे.रप कहा सबे लाज धनीकुं।

કિશોરલાલ ઘ. મશરૂવાળા

---

# સાહિત્યસભામાં શ્રીયુત પૉલ રિશાર

[ ગયે વરસે મહાસભાને વખતે શ્રીયુત પૉલ રિશાર અહીં આવેલા ત્યારે સાહિત્યસભામાં તેમને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તે વખતે તે સભાના સભ્યો સાથે તેમને જે વાતચીત થઈ તે સાહિત્ય સભાના મંત્રી, રા. પ્રીતમરામ મજરાય દેસાઈ તરફથી અમને મોકલવામાં આવી છે તે અમે નીચે આપીએ છીએ: ]

પ્રશ્ન—હિન્દના ભાવિ નવજીવનની ઘટનામાં સાક્ષરો શી મદદ કરી શકે?

ઉત્તર—સાહિત્ય પ્રજા ઘડવામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. દરેક મહાન હીલચાલ મહાન સાહિત્યથી જ પ્રેરાય છે. મહાન સાહિત્ય એટલે સત્યનો આવિર્ભાવ. દરેક નવા યુગની શરૂઆતમાં નવીન સાહિત્ય ઉત્પન્ન થાય છે. ફ્રાન્સમાં પ્રજાતંત્રની ભાવનાનો ઉદય થયો તેને રૂસોના સાહિત્યે પોષણ આપ્યું હતું. ખરા સાહિત્યમાં ઉચ્ચ તત્ત્વજ્ઞાન તેમજ હૃદયની કોમળતા બન્ને હોય છે. મહાન કવિ હૃદયને અસર કરે તેટલી સચોટ રીતે, સત્યને પ્રેરણામય વાણીથી વ્યક્ત કરે છે. એક રીતે કહીએ તો મહાત્મા ગાંધી મહાન કવિ છે. જો આપણે સાહિત્ય એ શબ્દને પૂરેપૂરા વિશાળ અર્થમાં સમજીએ તો ખરો કવિ, તે પયગમ્બર છે. તે જ અર્થમાં મહાત્મા ગાંધી કવિ છે.

મહાત્મા ગાંધી જે કાર્ય જીવનમાં કરી બતાવે છે તેને તમે વાણીમાં વ્યક્ત ન કરો, પણ તે જ તમે લેખદ્વારા કરી શકો. માણસ જેટલા વિચાર કરે તેટલા બધાને સાહિત્યમાં સ્થાન નથી; તોપણ સામાન્ય ભાષાદ્વારા દર્શાવેલો જે વિચાર અગ્રાહ્ય ગણાય છે, તે જ વિચારને સાહિત્યના કળામય અને રસિક સ્વરૂપમાં જો મૂકવામાં આવે, તો માન્ય કરવામાં આવે છે. ટીકાકાર ખરાબમાં ખરાબ રાજદ્વારી સાક્ષર ઉપર હાથ ઉગામતાં શરમાય છે. અંગ્રેજ લેખક બર્નાર્ડ શૉ મોટામાં મોટા અરાજક છે. તે બ્રિટિશ રાજ્યના પાયાને જડમૂળથી ઉખેડવાનું કામ કરે છે. છતાં તેની શૈલિને લીધે બધું માફ થાય છે. જે કામ રાજદ્વારી પુરુષો ન કરી શકે તે સાક્ષરો કરી

શકે. જો સાક્ષરો પ્રજા આગળ ભાવિ જીવન મૂકતા હોય તોજ આમ બને, પણ ભૂત જીવન આલેખતા હોય તો નહિ. નવજીવન એટલે નવો જન્મ. નવા જન્મમાં નવો દેહ ધરાય છે. બધું જૂનું જૂના તરીકે નાશ પામે છે પણ કશાનો તદ્દન નાશ થતો નથી. જૂનું સ્વરૂપ જાય છે, નવા ભાવિ માટે નવું સ્વરૂપ ધરાય છે પણ મહાન તત્ત્વ કાયમ રહે છે.

પ્રશ્ન—એશિયાના બીજા દેશો અને ખાસ કરીને ચીન અને જાપાનના સાહિત્ય, કળા અને સંસ્કૃતિમાંથી અમારે શું શીખવા જેવું છે?

ઉત્તર—ચીનનું સાહિત્ય મોટું છે પણ જાપાન કળાનો દેશ છે. જાપાનનું એવું એકે ઘર નહિ હોય કે જેમાં કવિ ન હોય. હું એક વખત એક બૌદ્ધ ભિક્ષુને તીબેટમાં મળ્યો હતો. તેણે લાસાની મુસાફરી અને કૈલાસ શિખરનું વર્ણન મારી આગળ અજબ રીતે કર્યું. વર્ણનમાં તેણે એક કાવ્ય કહ્યું. જાપાની કવિતા નાની હોય છે. તેમાં ૧૭ થી ૨૧ અક્ષર (પદ) હોય છે. અને તેમાં ગુંજન હોય છે. તે કાવ્યમાં શાંતિના સૌન્દર્યનો (Beauty of Silence) અનુભવ કરી શકાય છે. તેણે ચન્દ્રનું વર્ણન આ પ્રમાણે કર્યું: (The moon shining this night is the hermit in the Cabin) "આજ રાત્રિએ પ્રકાશતો ચન્દ્ર પર્ણકુટિમાંનો જોગી છે."

જાપાનમાં દર વર્ષે કવિતાની હરીફાઇ થાય છે. લાખો કાવ્યો હરીફાઇમાં મોકલવામાં આવે છે. તે કાવ્યો તપાસવા રાજ્ય તરફથી અધિકારીઓ નીમવામા આવે છે, અને સૌથી સરસ કાવ્યને પસંદ કરવામાં આવે છે.

જે જાપાનીઓ હિન્દુસ્તાનમાં વેપાર માટે આવે છે તે શ્રેષ્ઠ પ્રકારના જાપાની નથી. હિન્દી વેપારીઓ શ્રેષ્ઠ હિન્દીઓનો નમૂનો નથી તેવી જ રીતે તેમનું છે. જાપાની કળા હિન્દી કળા કરતાં જૂદા જ પ્રકારની છે. હિન્દનાં જંગલો જેવાં ઝાડપાનથી ભરેલાં છે, જેવું હિન્દી સંગીત એક જ રાગના જૂદા જૂદા આલાપથી ભરેલું હોય છે તેવી જ રીતે હિન્દી કળા એક જ જાતની વિવિધતાથી ભરેલી છે. જાપાની કળા સાદી છે. હિન્દુસ્તાનનાં પ્રાચીન પુસ્તકોના જેવી જ ભાવનાવાળું જાપાની સાહિત્ય છે તેમાં વાક્યો ટૂંકાં ટૂંકાં હોય છે. તેને કબીરની શૈલિ જોડે સરખાવી શકાય. જાપાની સંગીત પણ ટૂંકું હોય છે. તેમની પાસે તમારે શું શીખવાનું છે તે હું જાણતો નથી.

પ્રશ્ન—જાપાનીઓએ તેમનું વ્યક્તિત્વ ગુમાવ્યું છે?

ઉત્તર—નવા જમાનાની અસર થઇ છે પણ તેમણે વ્યક્તિત્વ ગુમાવ્યું નથી. જ્યાં જાપાનીઓ જાય છે ત્યા તેઓ જાપાની જીવન ગુજારે છે. અમેરિકામા જે જાપાનીઓ છે તેમની રહેણીકરણી જાપાની છે. યૂરોપી ઢબે રહેતા જાપાનીઓ પણ ઘરમાં જાપાની પોશાક પહેરે છે, અને તેમના ઘરમાં એક ઓરડો જાપાની ઢબે રાખેલો હોય છે. જાપાનીઓમાં સર્જનશક્તિ નથી પણ તેમનામાં બીજાનું ગ્રહણ કરી તેને પોતાનું રૂપ આપવાની શક્તિ છે. જેવો બૌદ્ધ ધર્મ જાપાનમાં ગયો, તેવું જાપાન હિન્દી થયું, પણ થોડા વખતમાં તેણે બૌદ્ધ ધર્મને પોતાનું સ્વરૂપ આપ્યું. જાપાની બૌદ્ધ ધર્મ તે ચીનાઈ બૌદ્ધ ધર્મ કે હિન્દી બૌદ્ધ ધર્મ કરતાં નિરાળો છે. તેમણે પહેલા પ્રાચીન ચીની લિપિ અંગીકાર કરી પણ તેમણે તે લખવાની નવી રીત યોજી. જાપાનનો ખ્રિસ્તી ધર્મ પણ સાધારણ ખ્રિસ્તી ધર્મ કરતાં જૂદો છે. છેલ્લાં પચાસ વર્ષથી જાપાન જડવાદી બન્યું છે તેની સ્વતંત્રતા જાળવવા માટે તેને પાશ્ચાત્ય પદ્ધતિ શીખવાની જરૂર લાગી હતી. ચેલો ગુરૂ જેવો જ ખરાબ થયો છે. પણ તે ખરાબીમાંથી છૂટવા પ્રયત્ન કરે છે. જાપાનનો રાષ્ટ્રીય આત્મા ઉમદા, ઉચ્ચ અને ખરો એશિયાઈ છે. જાપાનનું હૃદય 'એશિયન રીસુ'માં માલુમ પડે છે. 'એશિયન રીસુ' તે અર્વાચીન જાપાનનું પ્રતિનિધિ નથી પણ ભાવિ જાપાનનું આદર્શ છે. જાપાની વિચારકો એશિયાની એકતામા માને છે. જાપાની ભાષામાં ચીન, હિન્દ અને જાપાનની એકતા બતાવનારો ત્રણે માટે એકડો શબ્દ "સાંગોકુ" છે.

એશિયામાં નૈતિક અને આધ્યાત્મિક એકતા તો છે અને તેમાં રાજકીય એકતાનો પણ સંભવ છે. જો આમ બને તો તે અખૂટ શક્તિનું કેન્દ્ર બને, અને મનુષ્યજાતની આધ્યાત્મિક પ્રવૃત્તિનું મધ્ય સ્થાન થાય. જાપાનના મોટા સાક્ષરો, દાખલા તરીકે ઓકાકુરા જેવા તો તેવી એકતામાં માને છે.

પ્રશ્ન—જાપાન ચીનનો ભક્ષ કરવા નથી માગતું?

ઉત્તર—પરદેશી રાજ્યતંત્રની તાલીમ મેળવનાર જાપાનની ખરાબ સરકારને પણ બીજી સત્તાઓની માફક સંસ્થાનો સ્થાપવાનો અને રાજ્ય વધારવાનો લોભ લાગ્યો છે. ચીન તરફ જો જાપાને નજર ન કરી હોત તો યૂરોપી રાજ્યો તેને હોઇયાં કરી જાત. ચીન એક અક્રિય (Passive) દેશ છે. પણ તેને જીતનાર કોઈ ફાવી શકે

તેમ નથી. તે વિજેતાની સ્હામે થતું નથી. પણ સ્હામે થયા સિવાય ધીમે ધીમે તેની સભ્યતાથી તેને ગળી જાય છે. જાપાન જો ચીનને ગળવા પ્રયત્ન કરશે તો તે જ ગળાઈ જશે. ચીનનું રાજતંત્ર દુનિયામાં સૌથી ઉત્તમ પ્રકારનું પ્રજાતંત્ર છે. રાજ્યકર્તાઓને લોકો માટે માન છે. એક વખત એક સુબો ખરાબ લાગવાથી લોકોએ સહી કરી તેને પત્ર આપ્યો કે તમે ખરાબ છો માટે ચાલ્યા જાઓ: અને તે માણસ રાજીનામું આપી ચાલ્યો ગયો. એશિયાની રાજકીય એકતાને માટે ખાસ પ્રયત્નો થયા નથી, પણ હાલ હીલચાલ થવા માંડી છે.

જાપાન તૈયાર થયું છે. ચીન બદલાતું જાય છે. પણ હિન્દુસ્તાનના ભાવિબળ પર વિશ્વાસ રાખી શકાય નહિ. જાપાન પોતાનો ભૂતકાળ છોડી દઈને જ સ્વતંત્ર થયું છે. તમે પણ ભૂતથી સંતોષ ન માનો. ચીન પણ તેમજ કરે છે. ચીનાઓએ તેમની ચોટલી કાપી નાંખી છે. જૂના વહેમ અને પ્રણાલિકા છોડયાં છે અને તેમનો ભોગ આપ્યો છે. ચીન જાપાન કરતા જૂદા જ પ્રકારનું છે. તેને તો અનુકરણ સિવાય નવું જ ઉપજાવવું પડે. જાપાનની માફક બીજાનું ગ્રહણ કરી પોતાનું રૂપ આપવાની શક્તિ ચીનમાં નથી. તેની લિપિ પણ તેવી જ છે. તેની ચિત્ર લિપિમાં ૩૦ થી ૩૫ હજાર સંજ્ઞા ( મૂળાક્ષર ) છે. પણ સાક્ષરમાં ખપનારે તો નવી સંજ્ઞા શોધી કાઢી આમાં ઉમેરો કરવો જોઇએ. ચીનને અંધાધુંધીમાંથી પસાર થવું પડયું. જાપાનને તેના ઇતિહાસનો ભોગ આપવો પડયો. હિન્દ સ્હેજ પાછળ પડયું છે. હજી તેને ફેરફાર કરવાની ઇચ્છા નથી, જો કે શરૂઆત થઈ છે. રેંટિયાની પ્રવૃત્તિમાં આર્થિક શરૂઆત થઈ છે.

હાલનો ઉદ્યોગવાદ ( Industrialism ) સરકાર કરતાં વધારે શેતાની છે. તેના સામે મહાત્મા ગાંધીએ પ્રવૃત્તિ શરૂ કરી છે. ધાર્મિક પ્રવૃત્તિનાં કાંઈ ચિન્હ દેખાતાં નથી મહાસભાના જે સ્વયંસેવકોએ અંત્યજોનું કામ કર્યું તેમને ધન્યવાદ ઘટે છે. તે કામમાં દેશનું મહાન આદર્શ જણાય છે. આપણે આપણામાંથી મેલ કાઢીએ છીએ, કાંઈક જડતાને પવિત્ર કરીએ છીએ, તે દિવ્ય કામ છે. જાતમહેનતને જ્યારે હિન્દુસ્તાનમાં માન મળશે, જ્યારે બ્રાહ્મણ કામ કરવામાં નાનમ નહિ માને, ત્યારે હિન્દનો ઉદય થશે. નવું સામાજિક જીવન આધ્યાત્મિક રીતે શરૂ કરવાનું આ જ બિન્દુ છે. ભદ્રલોક અને અંત્યજો એ ભેદ રહેવા જોઇએ જ નહિ. દરેક ન્યાત હાલ બીજી ન્યાતને અંત્યજ માને છે. ન્યાતભેદ રહેવાના પણ જૂની ન્યાતો મરશે અને નવી જન્મશે. આ થશે પછી વધારે કામ થઈ શકશે. તમારા ધર્મમાં આત્મા છે પણ તે જીવંત નથી. કેદમાં છે. તેને છૂટો કરો અને નવું ધાર્મિક જીવન શરૂ કરો.

પ્રેરણા માટે જૂના ઋષિઓ પાસે ન જાઓ. ભવિષ્યની પ્રેરણા માટે નવા ઋષિ પાસે જાઓ. શું નવા ઋષિ ઉત્પન્ન થાય જ નહિ તેમ તમે માનો છો? શું પરમેશ્વર થાકી ગયો છે? અને તેણે નવા ઋષિ ઉત્પન્ન કરવાની શક્તિ ગુમાવી છે? શું તેને હવે કાંઈ કહેવા જેવું નથી રહ્યું? આથમતા સૂર્ય તરફ ન જૂઓ, પણ નવા સૂર્યને વંદો.

---

# ગ્રામસમિતિ

બંગાળમાં જમીનદારીનો રિવાજ છે, અને ત્યાંના સાધારણ જનસમાજની સ્થિતિ અતિ ગરીબ છે. તેઓ વારંવાર પાણીની રેલ કે દુકાળના સંકટોમાં સપડાઈ નિરાધાર બની જાય છે, કારણ કે એ સંકટોની સામે ટકી રહેવામાં જોઇતા જીવનબળનો તેમનામાં હ્રાસ થયો છે. આ સ્થિતિ સુધારવાને માટે અને ગામડાંઓની રચના કરવા માટે ગામે ગામ ગ્રામસમિતિઓ સ્થાપવાનો ઠરાવ સન ૧૯૦૮ ના એપ્રિલ માસમાં કિશોરગંજમાં મળેલી મેમાનસિંગ જીલ્લા પરિષદ્‌માં પસાર થયો. એ ઠરાવ રજૂ કરતાં શ્રી અરવિન્દ ઘોષે જે વ્યાખ્યાન આપ્યું તે આપણા દેશની અત્યારની સ્થિતિને પણ અનુરૂપ હોવાથી યુગધર્મના વાચકોની જાણ માટે એ શબ્દશઃ નીચે ઉતાર્યું છેઃ—

આપે મને જે ઠરાવ પર બોલવા ઉભો કર્યો છે એ ઠરાવ આ પરિષદે અત્યારસુધી પસાર કરેલા સર્વ ઠરાવોમાં અગત્યનો છે. એક ભાઈએ જણાવ્યું તેમ, ગ્રામસમિતિ એ સ્વરાજનું બીજ છે. દેશની પરિસ્થિતિમાંથી જ ઉત્પન્ન થએલાં અને દેશની જરૂરિયાતને પહોંચી વળે એવાં મથકો ઠેરઠેર ખોલી એ સર્વને એકત્ર અને સમન્વયિત કરવાં, અને એ રીતે દેશના સ્વતંત્ર જીવનબળની રચના કરવી એનું નામ સ્વરાજ. જ્યારે એક પ્રજા કુદરતે આપેલાં પોતાના જ જીવનબળ પર જીવે છે અને ફાલે છે ત્યારે તે પોતાનાં જ મથકો ખોલી એ સર્વનો પોતાની જરૂરિયાત પ્રમાણે સમન્વય કરે છે. પણ જ્યારે આ કુદરતી સ્થિતિમાં ખલેલ પહોંચે છે, અને કોઇ પરદેશી પ્રજા તેના પર સ્વાર થઈ બેસે છે ત્યારે પરાધીન પ્રજાની તમામ શક્તિઓ એ પોતાની તરફ વાળી લે છે, અને એથી પ્રજાનાં કુદરતી મથકો પોષણ વિનાના થઇ, સત્ત્વહીણ બની ખરી પડે છે, અને આખરે એમનો નાશ થાય છે. આ જ કારણથી પરદેશી રાજ કોઇ પણ પ્રજાને માટે લાભકારક ન હોઈ શકે, એનાં સાચા જીવનબળ અને પ્રગતિનું પોષક ન હોઇ શકે; તેની અધોગતિ અને મૃત્યુ જ આણે. આ કાંઇ આપણી શોધેલી શોધ નથી. એ તો રાજનીતિશાસ્ત્રનું સનાતન સત્ય છે, અને રાજનીતિશાસ્ત્રના અભ્યાસી દરેક યુરોપીઅનને તે શીખવાડવામાં આવે છે. એ શાસ્ત્રના અભ્યાસનાં પુસ્તકોમાં જણાવવામાં આવ્યું છે કે પરદેશી રાજ પરાધીન પ્રજાના પોષક જીવનબળનો નાશ કરે છે, અને પ્રજાના રાજશરીરને છિન્નભિન્ન કરી નાંખે છે. જો પરાધીન પ્રજાને આ સ્થિતિમાંથી ઉગરવું હોય તો તેણે પોતાના જીવનબળને પોષે એવાં મથકો ખોલી આ સ્થિતિને ઉલટાવવી જોઇએ. આપણા હિંદુસ્તાનમાં આપણા પ્રજાકીય જીવનબળને પોષે અને ખીલવે એવાં આપણાં પોતાનાં જ સાધનો હતાં. આપણાં ગામો સ્વાવલંબી હતાં, અને આપણી કેન્દ્રસ્થ સંસ્થામાં આપણી પ્રજાનું હૃદય ધબકતું. આ કેન્દ્રસ્થ સંસ્થા અને આપણાં ગામોને જમીનદાર સાંકળના આંકડાની માફક જોડતો. પણ આજે પરદેશી રાજના આવવાથી એ બધાં કાં તો અપંગ બન્યાં છે, કાં તો એમનો સમૂળગો નાશ થયો છે. આ બધાંનો પુનરૂદ્ધાર કર્યે જ આપણે પ્રજા તરીકે જીવી શકીએ એમ છીએ, અને સૌથી પ્રથમ આ બધાંના પાયારૂપ, આપણી પ્રજાના જીવનબળની ચાવી રૂપ આપણાં સ્વાવલંબી અને સ્વાધીન ગામડાંઓનો પુનરૂદ્ધાર કરવો આવશ્યક છે. જો આપણે સ્વરાજનું ચણતર ચણવું હોય તો તે આ ગામડાંઓના પાયાપર ચણવું જોઇશે. અસલના

તેનું પાલન ગ્રામસમિતિ મારફત જ થઈ શકે તેમ છે.

સ્વરાજની બીજી શરતો એ છે કે આપણે લોકોની રાજકીય વૃત્તિને જગાડવી. દુનિયાના ઇતિહાસમાં એવો સમય હતો, જ્યારે થોડા વર્ગો—અમલદારી વર્ગો, શિક્ષિત વર્ગો, બહુ તો વેપારી વર્ગો—જાગૃત થાય તોયે ચાલી શકે. પણ હવે એ સમય નથી રહ્યો. હવે તો રાષ્ટ્રનું સંઘટન કરવા આમ લોકોની રાજકીય વૃત્તિને જાગૃત કરવી જરૂરી છે. હવે અમુકતમુક વર્ગોનો જમાનો નથી રહ્યો, આ તો લોકમતનો જમાનો થયો છે. હાલના જમાનામાં જે રાષ્ટ્રને જીવતા રહેવાની ઇચ્છા હોય, જે રાષ્ટ્રને સ્વરાજ મેળવવાની કે જાળવી રાખવાની ઇચ્છા હોય એ રાષ્ટ્રે લોકોને કેળવવા જોઇએ, લોકોને જાગૃત કરવા જોઇએ, લોકોને રાષ્ટ્રીય અસ્મિતાનું ભાન કરાવવું જોઇએ જેથી રાષ્ટ્રનો દરેક માણસ એમ સમજે, કે રાષ્ટ્રના સુખમાં એનું સુખ છે, રાષ્ટ્રની આઝાદીમાં એની આઝાદી છે. આ કામ પણ ગ્રામસમિતિની મારફત જ થઇ શકે. જ્યાં સુધી આપણે ગામડાના જીવનને એક ન બનાવીએ ત્યાં સુધી આપણે શિક્ષિત અને અશિક્ષિત વર્ગો વચ્ચેનું અંતર ન પૂરી શકીએ. ગામડામાં જ આ બન્ને વર્ગોનું પરસ્પર મિલન થાય છે, અને ગામડામાં જ તેઓ એકતા અનુભવી શકે છે. ગ્રામસમિતિ લોકોને ગ્રામસ્વરાજનું ભાન કરાવશે, તે દ્વારા તાલુકાસ્વરાજ અને જીલ્લાસ્વરાજનું ભાન કરાવશે. અને એ રીતે ઉત્તરોત્તર પગથિયાં ચઢતાં ચઢતાં પ્રાંતિકસ્વરાજ અને આખરે સમસ્ત પ્રજાસ્વરાજની અસ્મિતા અનુભવાવશે. સાધારણ આમવર્ગ પ્રજાસ્વરાજની ભાવના એકદમ ઝીલી શકે એમ નથી, અને એથી તેને ધીરે ધીરે ગ્રામસ્વરાજથી ચઢતાં ચઢતાં પ્રજાસ્વરાજની ભાવનામાં કેળવવો જરૂરી છે. ગ્રામસમિતિઓ સ્થાપ્યા વિના આમવર્ગને રાજકીય બાબતોનું જ્ઞાન આપવું અશક્ય છે.

આખરે, એકતા વિના સ્વરાજ અશક્ય છે. પણ આપણે સ્વરાજ માટે જે એકતા માગી રહ્યા છીએ તે વિચારોની એકતા નથી, બુદ્ધિની એકતા નથી, પણ તે હૃદયની એકતા છે, પ્રેમની એકતા છે. પ્રેમમાંથી જ તે ઉદ્‌ભવે છે. આ હૃદયના—આ પ્રેમના અભાવને લીધે જ, આપણા અંદર અંદરના કુસંપને લીધે જ પરદેશીઓ આપણા ઉપર રાજ કરે છે, અને આપણી માતૃભૂમિ અને એનાં બાળકો પરથી આપણી નજર ઉઠાવડાવી સર્વ જીવન માટે પોતાના પર નજર માંડતાં શીખવે છે, અને એ રીતે પોતાના પાયા ઉંડા રોપે છે. આથી આપણે પરદેશીઓના બળ પર આધાર રાખતા થઈ ગયા છીએ, અને એને જ જીવન સર્વસ્વ માની બેઠા છીએ. આને લીધે હિંદુ મુસલમાન એ બે કોમ વચ્ચે અંતરપટ પડી ગયો છે, અને એથી બન્ને કોમ વિખૂટી પડી ગઇ છે. પ્રથમ હિંદુઓને લાલચ આપી પાંખી ઘાલ્યા, અને મુસલમાનોની દહેશત બ્હાઇ એમને નીચેને નીચે દબાવી રાખ્યા. આજે હિંદુઓ રીસાઇ બેઠા છે એટલે મુસલમાનો અને બીજી કોમોને પાંખમાં ઘાલી છે, અને આ રીતે સર્વ કોમો એક બીજાથી વિખૂટીને વિખૂટી જ રહે છે, કારણ કે તેઓ માનચાંદ અને સુખભોગને માટે પોતાની માતૃભૂમિ પર નહિ પણ પરદેશીઓ પર નજર માંડે છે. અસલના વારામાં આપણે આજે સાંભળીએ છીએ એવી પાણીની ખૂમ કદિ કાને પડી નહોતી. કારણ કે તે વારામાં લોકોમાં એક બીજા વચ્ચે પ્રેમ હતો, અને એ પ્રેમને લીધે તેઓ એક બીજાને મદદ કરતા, એથી પાણીની ખૂમ હોવાનો સંભવ જ નહોતો. જમીનદારને અને ખેડૂતને ઘરોબો હતો. ખેડૂતને વિપદ્ પડે તો પોતાનું જીવવું નિરર્થક છે એમ જમીનદારને લાગતું. એનાં દુઃખ કેમ દૂર કરવાં એ જ વાત સદા એના મનમાં ઘોળાયાં કરતી. પણ પરદેશી રાજના આવવાથી આ બધો પ્રેમ, આ બધો વાત્સલ્યભાવ, એક બીજાના દુઃખમાં દાઝવાની વૃત્તિ, એક બીજાને મદદ કરવાની ભાવના એ સર્વેનો લોપ થયો, અને એને બદલે દરેક કામ માટે પરદેશીઓ પર નજર માંડતાં લોકો શીખ્યા. હવે તો સૌ કોઇ પોતાને જ માટે જીવે છે, અને બીજાઓને કાંઇ દુઃખ હોય તો સરકાર વણીયે

ં'ભાળ શે એમ માની બેપરવા બને છે. આને લીધે એક બીજાને માટે પહેલાં જે પ્રેમનો નિર્મળ ઝરો વહેતો હતો તે આજ સૂકાઇ ગયો છે. હવે એને ફરીથી વહેતો કરવાની જરૂર છે. એ ગ્રામસમિતિ મારફત જ થઇ શકે એમ છે. ગ્રામસમિતિ આપણા એકલપેટાપણાનો, આપણા અતડાપણાનો નાશ કરશે, એક બીજાના દુઃખમાં દાઝવાની, એક બીજાને મદદ કરવાની આપણી વૃત્તિને જગાડશે અને આપણા રાષ્ટ્રીય જીવનનું ભાન કરાવશે. ગામલોકોને જોઇએ તેટલું પાણી પૂરૂં પાડી પાણીની ખૂમ તે દૂર કરશે. પંચાયતો સ્થાપી ઘરકુટુમ્બના કજીઆ ઘરમેળે જ પતાવી ભાઇચારાની ભૂંસાઇ ગયેલી ભાવના ફરીથી સ્થાપશે. માંદાઓને શોધી કાઢી તેમની માવજત કરશે. દુકાળના વારામાં દુકાળપીડિત લોકોને અન્ન-વસ્ત્ર વહેંચી સહાય કરશે. ન્યાય માગનારાઓને ન્યાય આપશે, ગરીબોનું પાલન કરશે, લોકોનું રક્ષણ કરશે અને આ રીતે જ્યારે હરેક માણસ બીજાને માટે જહેમત ઉઠાવતો થઇ જશે ત્યારે આપણા રાષ્ટ્રીય જીવનની જૂની એકતા પુનઃ સ્થાપિત થશે, આપણી પ્રજાના જૂદા જૂદા લોકોનાં હૃદય એક થશે અને એ એકતાના પાયા પર સ્વરાજનું મંડાણ થશે.

માટે આ કાંઈ ખાલી ઠરાવ નથી. આ ઠરાવથી તો આપ સ્વરાજ ભોગવવાનું પણ લઇ રહ્યા છો. બંગાળ એ હિંદની જાગૃતિમાં સૌથી મોખરે છે. એ-ટલે બંગાળે જ હિંદના સવાલોનો ઉકેલ કરવો રહ્યો છે. બીજી બાબતોમાં અમે તે મતભેદ હોય પણ આપણી ગુમાવેલી પ્રજાકીય સ્વાધીનતા પાછી મેળવવી એ બાબ-તમાં તો આપણે સૌ એકમત છીએ અને એજ આપણી આજની રાષ્ટ્રીય હિલચાલનાં હેતુ અને ધ્યેય છે. જો તમે સ્વરાજના ખરા આશક હો, તરંગને લીધે નહિ, વિકારને લીધે નહિ પણ હૃદયપૂર્વક સ્વરાજને માટે તન ઘસી નાંખવા તૈયાર હો, તો આ ઠરાવ જેટલે અંશે તમે અમલમાં મૂકશો તેટલે અંશે તમારી સચ્ચાઇનો આંક નીકળશે. જ્યાં સુધી આ ગ્રામસમિતિની જરૂર આપણને સમજાઈ નહોતી ત્યાં સુધી આપણી બેદરકારીને માટે કાંઈ બહાનું હતું, પણ હવે જ્યારે સમસ્ત બંગાળ એની જરૂર સારી પેઠે સમજી ગયો છે ત્યારે એ બહાનું પણ રહેતું નથી. આજે અહીંઆ તમે મેમાનસિંગજીલ્લાના લોકોના પ્રતિનિધિ તરીકે જૂદા જૂદા ભાગમાંથી કિશોરગંજમાં ભેગા થયા છો, અને એ જીલ્લાના તમામ લોકોની વતી આ ઠરાવ તમે પસાર કરવાના છો. જો આવતા વરસ સુધીમાં તમે આ ઠરાવને અમલમાં નહિ મૂકી બતાવો તો અમે બધા સમજીશું કે તમારી વાત હૃદયની નહિ પણ મ્હોંડાની હતી, બહુ તો બુદ્ધિની હતી. પણ જો આવતા વરસ સુધીમાં તમે તમારા આ જીલ્લામાં ગામેગામ ગ્રામસમિતિઓ સ્થાપી દો અને એની મારફત કામ શરૂ કરો તો અમે બધા સમજીશું કે બંગાળના એક જીલ્લાએ તો સ્વરાજની શરતો પાળી છે, અને સ્વરાજનો સવાલ ઉકેલ્યો છે તો પછી વખત વીતતાં આખો બંગાળ અને હિન્દુસ્તાન પણ એ સવાલ ઉકેલશે અને સ્વરાજ ભોગવશે એ નિર્વિવાદ છે.

# અમદાવાદના મીલમજૂરો

એક સમય એવો હતો જ્યારે યંત્રોની શોધખોળ થઇ નહોતી, માણસો પોતપોતાને ઘેર બેસી નાના નાના ઘરગથ્થુ ઉદ્યોગોમાં ગુંથાઇ જઇ ઉદરપોષણ તેમજ જીવનનિર્વાહ કરતા. એક બીજા પર જરૂરી વસ્તુનો આધાર હોઇ હાલના કરતાં તે સમયે લોકોમાં સહકાર વધારે હતો. જૂદા જૂદા ધંધાના માણસો નાના નાના મહાજનો કે મંડળો બનાવી પોતાની સામાજિક જરૂરિયાત સિદ્ધ કરતા. બાપનો ધંધો છોકરો શીખતો અને વારસામાં ઉતરી આવેલો ધંધો લાંબા સમયના જ્ઞાન અને અનુભવને લીધે સમૃદ્ધ થયે જતો. લોકો અઠવાડિયામાં એકાદ દિવસ હાટ કે ગુજરી ભરવાના સ્થળે આવી પોતાનો માલ વેચી જતા, અને બદલામાં પોતાની જરૂરી ચીજો ખરીદી જતા. સમાજમાં ભ્રાતૃભાવ પણ વધારે પ્રમાણમાં હતો. લોકો સમજતા કે સમાજમાં બધાની જરૂર છે, અને એજ સમજણને યોગ્ય એક બીજા પ્રત્યે વર્તન થતું. ધનાઢ્ય પુરૂષો ધન સંઘરવામાં જ શ્રીમંતાઈ નહોતા લેખતા. ધન તો દાનને માટે છે એ સૂત્ર તેઓ સારી રીતે સમજતા. ગરીબ અને તવંગર વચ્ચેનું અંતર હાલ છે એટલું તે સમયે નહોતું. એક બીજા પર જીવનની જરૂરિયાતો માટે આધાર રહેલો હોવાથી આપસઆપસમાં સંબંધ સારો હતો.

આવી સ્થિતિ લગભગ સર્વ દેશોની કહી શકાય. હિંદુસ્થાનમાં તો મુખ્યત્વે કરીને એમ હતું જ. આર્ય સંસ્કૃતિનું રહસ્ય માણસોના ધર્મપાલન–કર્તવ્યપાલનમાં રહેલું છે અને એજ સંસ્કૃતિએ ભારતવર્ષ જેવા ધનાઢ્ય દેશમાં ગરીબ અને ધનિક વચ્ચે હાલ જણાતાં સર્વસામાન્ય કડવાશ અને દ્વેષભાવ અટકાવેલા.

સમય પલટાયો, યંત્રયુગ આવી લાગ્યો. હિંદુસ્થાન વર્ષોનાં વર્ષો અંધારામાં સડ્યું અને આર્ય સંસ્કૃતિનું રહસ્ય ભૂલાઇ ગયું. અંધાધુંધીનો જમાનો બંધ થતાં બ્રિટિશ સામ્રાજ્યનો ઉદય થયો અને પશ્ચિમના સંસર્ગ સાથે પાશ્ચાત્ય જડવાદ પણ આવ્યો. બ્રિટિશ સત્તાએ ઇંગ્લાંડને સમૃદ્ધ કરવા હિંદુસ્થાનના ઉદ્યોગોનો વિનાશ કર્યો; અને યંત્રની હરિફાઇમાં રાજસત્તાના આધાર સિવાય ઉદ્યોગો ભાંગી ગયા. આથી લોકોને જમીનનો આશરો લેવો પડ્યો. પણ જમીન તે કેટલાને પોષી શકે? અને તે પણ એવા સમયમાં કે ખેડૂત મહેનત કરી આબાદ થવા માગતો હોય ત્યાં તેની આમદાનીનો સારો ભાગ મહેસૂલ રૂપે પરદેશી સરકારની તિજોરીમાં ખેંચાઇ જાય.

પશ્ચિમને પગલે પગલે યંત્રયુગ હિંદુસ્થાનમાં આવ્યો. લોકોએ સર્વ દુઃખનું નિવારણ યંત્રોમાં જોયું. ઓગણીસમા સૈકાના પાછલા ભાગમાં રેલ્વે આવી અને રેલ્વેને લીધે લોકોની રહેણીકરણીમાં વળી ફેરફાર થયો. લોકો ધંધાવગરના થઇ પડ્યા. ગામડાં સૂકાવા લાગ્યાં, અને લોકોનાં ટોળેટોળાં ધંધાની શોધમાં શહેરોમાં ઉભરાવા લાગ્યાં.

ઓગણીસમા સૈકાની છેલ્લી વીસીમાં અમદાવાદમાં મીલઉદ્યોગ શરૂ થયો, અને એની સાથે ગામડાંઓમાંથી લોકોની ભરતી થઇ. શહેરમાં વસ્તી વધારે ને વધારે ગીચ થતી ચાલી, ગંદકી અને અનારોગ્ય પ્રમાણમાં વધ્યાં. ખુલ્લી હવાને ટેવાએલાં શરીર કારખાનાની બંધ હવામાં કેમ રહી શકે? નજીવો, નહિ જેવો આરામ મેળવી હજારોના ટોળામાં સાથે રહી કામ કરનારાના મનની સ્થિતિ બગડાઇ. માનસિક તેમજ શારીરિક દુઃખનું નિવારણ

દારૂ કે બીજા કેફી પીણામાં શોધાયું. લાલચ પણ પામં ને પાસે. માનસિક સ્થિતિ બદલાયા સાથે સ્વભાવનું સમતોલપણું પણ ગયું અને નિર્દોષ ગ્રામજીવન ગાળનાર લોકો શહેરી દુર્ગુણોમાં ફસાયા.

મજુરોના ઉપયોગ તો હાથપગ વાળા જીવતા યંત્રોની માફક જ થતો. નિર્જીવ યંત્રોની તેલ વિગેરે ખોગક આપી પૂરેપૂરી સંભાળ લેવાતી કે રખેને ઘસાઇ જાય, પણ મજૂરની એટલીયે સંભાળ રાખવાની જરૂર નહતી. એક બદલે બીજો મજૂર કોઇ પણ જાતના ખર્ચ વિના સહેલાઇથી મળી રહેતો. આથી મજૂરો ઉત્તરોત્તર અધમાવસ્થામાં પડતા ગયા.

પણ મનુષ્ય સ્વભાવ છેક જ નીચ નથી. જેમ માણસ નીચતામાં છેલ્લે તળીએ જઇ બેસે છે તેવીજ રીતે પરોપકારવૃત્તિના ઉચ્ચ ગિરિશિખરે પણ વિહરી શકે છે. મજૂરોની આવી અધમાવસ્થા કયા સહૃદય, વિચારક પુરૂષને ન સાલે ? એમના જીવનનો પળેપળનો અન્યાય કેમ એમને હેરાન ન કરે ? આવા પુરૂષો મજૂરોની વ્હારે ધાયા અને ત્યારથીજ મજૂરોની સ્થિતિ સુધારવા પાછળ સમાજનું લક્ષ ખેંચાયું, અને મજૂર–સંઘો અને એના અંગે ચાલતી બીજી પ્રવૃત્તિઓની શરૂઆત થઇ.

એમનાં હૃદયને અદ્ભૂત પ્રેરણા કરતા.' વર્ષો થયાં યૂરોપમાં મૂડીવાળા અને મજૂરો વચ્ચે ઝઘડો એક કે બીજા રૂપે ચાલુજ છે. આ પરિસ્થિતિ પણ ધ્યાન ખેંચ્યા સિવાય રહી નહિ. આથી હિંદુસ્થાનમાં પણ મજૂરોની સ્થિતિનો અભ્યાસ શરૂ થયો, અને પરોપકારવૃત્તિવાળા મનુષ્યોને મજૂરો પ્રત્યેની ફરજનો ખ્યાલ થયો.

મજૂરોને સીધી રીતે મદદ કરવાની પ્રવૃત્તિનો આરંભ અમદાવાદમાં અમરપુરાની ચાલીમાં રાત્રિશાળા ખોલવાથી થયો. વારતહેવારે મીઠાઇ વ્હેંચી, ઇનામો આપી મજૂર વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય શાળામાં દાખલ કરવામાં આવ્યા. ધીમેધીમે મજૂરો પોતાનો સ્વાર્થ સમજતા થયા, અને આવા શુભ કાર્ય માટે એમની પૂર્ણ સહાનુભૂતિ મળી. આથી શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા વધી તેમજ ચાલીને આરોગ્યની દૃષ્ટિએ સાફસૂફ રાખતા લોકો શીખી ગયા.

મનુષ્યની ધીરજને પણ અંત હોય છે. જ્યાંસુધી થોડું ઘણું પેટ ભરાતું હોય ત્યાંસુધી માણસ ગમે તેમ ચલાવી લે છે. પણ સવારથી સાંજ સુધી લાગલાગટ કામ કર્યા છતાં પેટપૂરતાં અન્નને માટે ફાંફાં મારવા પડે ત્યારે સ્થિતિ અસહ્ય થઇ પડે છે. યૂરોપમાં મહાવિગ્રહ શરૂ થઈ ચૂક્યો હતો, અને મોંઘવારી કૂદકે અને ભૂસકે વધવા માંડી હતી. એવામાં સને ૧૯૧૭ માં પ્લેગે હુમલો શરૂ કર્યો, અને કાળ પોતાનું ખપ્પર ભર્યેજ જતો હતો. મીલમાલેકોને તો લડાઇ ચાલતી હોવાથી નફો મેળવવાનો વખત આવી લાગ્યો હતો એટલે મીલો બંધ કરવી પાલવે એમ નહોતું. આથી કારીગરો મરણ પામતાં તો વધારે પૈસા પાપી બહારના કારીગરોથી એમની જગ્યા પૂરવામાં આ-
`. પણ અમદાવાદના જૂના કારીગરોને તો જૂના
ર કામ કરવું પડતું. આ સ્થિતિ અસહ્ય થઇ પડી.
ળાઓએ હડતાલ પાડી અને હડતાલ પૂરતુંજ એક
. ઉભું કર્યું. હડતાલ ઠીક ચાલી કરેવાય–કેટલાક
મને. કેટલાક ટકી રહ્યા. આખરે સમાધાન
ને પ્લેગનું બોનસ સર્વ કોઇ કામદારને મળ્યા;
આ હડતાલ કોઇ પહેલ વહેલી નહોતી, પણ

બીજી હડતાલો કરતાં તે જૂદાજ પ્રકારની હતી. આગળ તો નજીવી નજીવી બાબતોમાં મજૂરો શેઠ સાથે રીસાઈ બેસે એટલે કામ છોડી બે ત્રણ કલાક બહાર લટાર મારી આવે અને પાછા કાંઈક ધમકીથી, કાંઈક ફોસલામણથી કામપર ચડી જાય. આ હડતાલમાં તો એકજ ધંધાવાળાઓ સાથે મળ્યા, એમની માગણી શું હતી એ નક્કી કર્યું, અને મીલમાલેકો પાસે એ માગણી રજૂ કરી અમુક દિવસમાં એનો નિકાલ કરવા મુદત આપી અને મુદત વીત્યે હડતાલ પાડી.

એ પછી સને ૧૯૧૮ ની સાળખાતાની મોટી હડતાલ પડી. એ હડતાલનો ઇતિહાસ મહાત્મા ગાંધીજીના એની સાથેના સંબંધને લીધે સુપ્રસિદ્ધ છે. તોપણ મુખ્ય મુખ્ય મુદ્દાઓનો ઉલ્લેખ અહીંઆ અસ્થાને નહિ ગણાય. પ્લેગ બંધ પડ્યો હતો એટલે એની સાથે જ શેઠીઆઓએ પ્લેગનું બોનસ બંધ કરવાનો ઠરાવ કર્યો. પ્લેગના બોનસથી જ કારીગરો વધતી જતી મોંઘવારી સામે ટક્કર ઝીલી રહ્યા હતા. અને બોનસ બંધ પડવાની સાથે જ ભૂખમરાની સ્થિતિ એમણે કલ્પી લીધી. મજૂરોમાં અસંતોષ ફેલાયો. મહાત્મા ગાંધીજીને મજૂરોના મદદગાર તરફથી તેમજ શહેરના સરકારી અમલદારો તરફથી એનો ફડચો આણવાનું આમંત્રણ થયું. પંચ નીમાયું પણ પંચ નિર્ણય આપે એ પહેલાં તો મીલમાલેકો તરફથી લૉક–આઉટ જાહેર થયો. મજૂરોએ ગાંધીજીની સરદારી સ્વીકારી. પૂરેપૂરી તપાસ કર્યા પછી ગાંધીજીએ ૩૫ ટકા વધારાની માગણી કરવા સલાહ આપી અને એ પ્રમાણે માગણી કરવામાં આવી. ગાંધીજીની સલાહથી ૩૫ ટકા વધારો ન મળે તો કામ પર નહિ ચડવાની મજૂરોએ પ્રતિજ્ઞા લીધી, અને ગાંધીજીના તપોબળ અને સત્યાગ્રહવા એ પ્રતિજ્ઞા પાળી. હડતાલ ૨૨ દિવસ ચાલી અને એ સમયનો ઉપયોગ મજૂરોને સત્યાગ્રહનો પાઠ, એમનું સમાજમાં સ્થાન, એમનો ધર્મ, વિગેરે શીખવવામાં થયો. જે હડતાલ અકસ્માત તોફાનો અને અવ્યવસ્થાનું મૂળ થઇ પડી હોત તે આ રીતે નિર્વિઘ્ને પાર પડી, અને સર્વ કોઇએ એની મુક્તકંઠે પ્રશંસા કરી.

મજૂરોએ આ હડતાળમાં અચ્છી તાલીમ મેળવી અને સંઘબળની શક્તિ જોઇ. પોતાના સાચા સલાહકારને એમણે પીછાણ્યા, અને પછી આવેલા ઇન્ફ્લુએન્ઝાના સમયમાં સલાહકારોએ કરેલી સેવા અને મદદને લીધે એમના પ્રત્યે મજૂરોની ભક્તિ અસીમ વધી. સલાહકારો એમના જીવનનો અભ્યાસ કરવામાં, તેમાં યોગ્ય સુધારો સૂચવવામાં અને નાની નાની બાબતોમાં યોગ્ય સલાહ આપવામાં જે અથાગ શ્રમ લેતા એની કદર થઇ.

પણ અજ્ઞાનનું ઘોર સામ્રાજ્ય તો એમની આસપાસ વીંટાએલું જ હતું. પોતાના મદદગારના શુદ્ધ હેતુઓ એમનાથી ન સમજાયા. એમના ભક્તિભાવે ખરાબ રૂપ લીધું અને પરિણામે સને ૧૯૧૯ માં મહાત્માજીના પકડાયા પછી અને શ્રી. અનસૂયા બ્હેનની ધરપકડની અફવા ફેલાવાથી અમદાવાદમાં તોફાનો થયાં અને જાનમાલની ખુવારી થઈ. તોફાનો શમ્યા પછી તપાસ શરૂ થઇ અને સંખ્યાબંધ મજૂરો પર તોફાનમાં સામેલ રહેવા અદાલતમાં કામ ચાલ્યું. અજાણ મજૂરોને કોર્ટનું અને કાયદાઓનું શું જ્ઞાન હોય? આ સમયે પણ એના એ જ મદદગારોએ યોગ્ય સલાહ અને મદદ આપી.

આ સઘળો સમય એમના જીવનનો અભ્યાસ તો ચાલુ જ રહ્યો. સાંજસવાર ઉચ્ચ ખાનદાન કુટુંબના માણસો એમના લત્તામાં જતા, એમના સંબંધી વિગતમાં ઉતરી પૂછપરછ કરતા, એમના સુખદુઃખમાં ભાગ લેતા અને એમના હક્કોનું સંરક્ષણ કરતા. એમને કેળવણી આપવાને શાળાઓ સ્થપાઈ, એમનાં બાળકોની શારીરિક સ્થિતિ વૈદકીય દૃષ્ટિએ તપાસાઇ, અને એમને કરજમાંથી મુક્ત કરવા સહકારી મંડળીની પણ સ્થાપના થઇ.

પગાર અને બોનસનો સવાલ તો અવારનવાર ઉભો જ થતો. મીલમાલેકો સાથે વાટાઘાટ કરવાની રહેતી. સને ૧૯૧૮ ની હડતાલ પછી મજૂરો સંઘ-

બળ સમજતા થયા અને મજૂરમહાજનો બંધાવા લાગ્યાં.

સને ૧૯૧૮ ની હડતાલનો નિવેડો પંચથી આવ્યો હતો. પણ શેઠીઆઓ મજૂરો સાથેના તેમના વ્યવહારમાં બહારની દખલગીરી ઇચ્છતા નહિ. મજૂરોના સલાહકાર સંબંધી તેઓ સાશંક રહેતા અને મજૂરોનું જોર જોઇ ટટ્ટાર રહેતા કે નમી જતા. પણ વધારે અનુભવથી તેઓ જાણતા થઇ ગયા કે સલાહકારો મજૂરોની ખોટી માગણીને ઉત્તેજન આપતા નથી તેમજ મીલઉદ્યોગને નુકસાન કરવાનો એમનો હેતુ નથી. એથી પગાર—બોનસ સંબંધી માગણીનો નિકાલ પંચથી કરવાનું નક્કી થયું. સને ૧૯૨૦ ની શરૂઆતમાં તાણાવાળાઓના મહાજને અમુક માગણી કરી અને તેનો ચૂકાદો પંચ મારફત આવી ગયો. મહાજનની આમ વધતી જતી લાગવગ જોઇ, મહાજનો બંધાવાનું કામ વેગથી ચાલ્યું. એમાં થ્રાંસલ ખાતાના માણસોએ મહાજન બાંધી અરજી કરી. પંચનો નિવેડો આવતાં કેટલોક સમય નીકળી ગયો એટલે હડતાલ પડી. છેવટે આ હડતાલનો નિકાલ પણ પંચનીજ મારફત થયો અને કામ કરવાના કલાકો ૧૨ થી ઘટાડાઇ ૧૦ થયા, અને પંચનું તત્ત્વ હમ્મેશ માટે સ્વીકારવામાં આવ્યું. મજૂરોની માગણી મીલમાલેકોના પ્રતિનિધિ અને મજૂરોના પ્રતિનિધિ બન્નેના બનેલા પંચ પાસે રજૂ થાય, અને પચ નિવેડો આપે એ બન્ને બાજુને બંધનકારક થાય. ફરિયાદોનો નિકાલ પણ પંચ કરે. એનો નિકાલ મજૂરો હડતાલ પાડી ન આણી શકે. આમ હડતાલથી થતા નુકસાનોમાંથી મજૂરો તેમજ મૂડીવાળાઓ ઉગરી ગયા.

સને ૧૯૨૧ ના અક્ટોબરમાં મજૂરોએ બોનસ સંબંધી માગણી કરી. મીલમાલેકોનો ધંધો ધીકતો ચાલ્યો હતો અને નફો પણ સારા પ્રમાણમાં મળ્યો હતો. પંચમાં બોનસ સંબંધી મતભેદ પડ્યો અને હડતાલ પાડી. પં. માલવિયજીએ સરપંચ તરીકે કામ કર્યું અને ઝઘડાનો નિકાલ આણ્યો. મજૂરોની જાતમહેનતથી મળતા નફાઓમાં મજૂરોને ભાગ મળવો જોઇએ, એ સિદ્ધાન્ત સ્વીકારવામાં આવ્યો.

અત્યારે ઘણાખરા ખાતાઓએ પોતાના મહાજન બાંધી લીધા છે અને કારીગરોનો મોટો ભાગ એમાં જોડાઇ ગયો છે. જૂદી જૂદી મીલોના પ્રતિનિધિ દ્વારા ખાતાઓના મહાજનનો વહીવટ ચલાવાય છે. મજૂર ઓફિસ તરફથી એમને યોગ્ય સલાહ મળે છે તેમજ મજૂરસેવાનાં કાર્યો થાય છે. મહાજનો પાસે આજે વાર્ષિક લવાજમમાંથી સારું ભંડોળ એકઠું થયું છે. દિવસ રાતની મળી કુલ ૩૬ શાળાઓ ચાલે છે અને તેનો લાભ ૧૯૮૦ વિદ્યાર્થીઓ લે છે. એક દવાખાનું પણ સ્થાપવામાં આવ્યું છે અને એમાં ૧૨ ખાટલા રાખવામાં આવ્યા છે. ચાર સહકારી મંડળીઓ ચાલે છે અને ધીરેલાં નાણાંની રકમ રૂ. ૫૦૦૦) પાંચ હજાર સુધી પહોંચે છે.

મજૂરો માટે હજુ ખૂબ જ કરવાનું બાકી રહેલ છે, અને મજૂર ઓફિસના ચાલકો એ સારી પેઠે સમજે છે. દારૂનિષેધની ચળવળ છતાં અમદાવાદમાં દારૂનું પ્રમાણ વધ્યે જાય છે. મજૂર શાળાઓમાં મજૂરને યોગ્ય કેળવણી પૂર્ણાંશે દાખલ નથી કરી શકાઇ, મજૂરો માટેનું દવાખાનું અને શાળાઓ બહારની મદદથી ચાલે છે, આ સર્વ હકીકત મજૂર ઓફિસની જાણ બહાર નજ હોય. ચાલકો એમાં પ્રયત્નશીલ છે. મજૂરોમાં જેમ જ્ઞાનનો ફેલાવો થશે તેમ તેઓ પોતાનું હિત સમજતા થશે, અને મજૂર ઓફિસની સહાયથી, પોતનાજ બાહુબળથી ઉન્નતિ સાધી લેશે. ઇશ્વર આવા શુભ કાર્યમાં મદદગાર રહો!

હ.

ટીપ. જ્યારે આ લેખ છપાઈ રહ્યો છે ત્યારે ખબર મળે છે કે દીવાળી પર આપવાના બોનસ સંબંધી પંચના ચુકાદાનો અર્થ કરવામાં મજૂરો અને શેઠીઆઓ વચ્ચે વાંધો પડ્યો છે. ચૂકાદાનો અર્થ સરપંચ નીમી કરી શકાય. પણ મજૂરોની ધીરજ ખૂટવાથી મજૂર મહાજનની રજા સિવાય થ્રાંસલ ખાતાના માણસોએ હડતાલ પાડી અને કેટલીક મીલોમાં કામ કરનારાઓને ઇચ્છા વિરૂદ્ધ અટકાવ્યા. આથી થ્રાંસલખાતાના મહાજનમાંથી પ્રમુખ તેમજ મંત્રીએ રાજીનામાં આપ્યાં છે. મજૂરોનો રાજકીય ચળવળમાં ઉપયોગ કરવામાં આવે છે એવા કેટલીક દિશામાંથી થતા આક્ષેપો આથી ખોટા ઠરે છે.

હ.

# સૌન્દર્યનો સાક્ષાત્કાર

જે વસ્તુઓમાં આપણે આનંદ લેતા નથી તેમના આપણી જોડે ત્રણ સંબંધ સંભવે. પ્રથમ તો તે વસ્તુ આપણા મનને ભારરૂપ થઇ પડે છે. ગમે તેમ કરીને આપણે તેમનાથી છૂટા થવા ઈચ્છા રાખીએ છીએ; અથવા તો તે વસ્તુઓ ઉપયોગી હોય છે અને આપણી સાથે અપૂર્ણ અને તાત્કાળિક સંબંધમાં આવે છે, એટલે જ્યારે તેનો ઉપયોગ થઇ રહે છે ત્યારે તે ભારરૂપ થઈ પડે છે. છેવટ કેટલાક પદાર્થો તો આપણી સંજ્ઞાના પટ પર, બુદ્ધિની સરહદ પર, ભટકતા માણસ પેઠે ક્ષણભર દેખા દે છે, અને તરતજ પાછા જતા રહે છે. જ્યારે આપણને કોઈપણ વસ્તુ આનંદદાયક બને છે, ત્યારેજ તે સંપૂર્ણપણે આપણી બને છે.

આ જગતનો મોટો ભાગ આપણે મન તો જાણે કાંઇ જ હોય નહિ તેવો રહે છે. આપણે તે ભાગને એ પ્રમાણે અજાણ્યો રહેવા દઇ શકીએ તેમ નથી, કારણ કે તેમ કરવાથી આપણે પોતે જ અલ્પ બનીએ છીએ આ આખું જગત આપણો જ વારસો છે અને આપણી સઘળી શક્તિઓથી આપણે તે વારસો લેવાનો છે. જગતનો વારસો એ પ્રમાણે મેળવવાની શ્રદ્ધામાં આપણી સર્વ શક્તિઓનું સાફલ્ય છે.

સઘળી શક્તિઓનો ઉપયોગ આપણા ચૈતન્યનો વિકાસ કરવામાં થાય છે પરંતુ આપણામાં રહેલો સૌંદર્યનો ભાવ શા ઉપયોગનો છે? એ પ્રશ્ન ઘણાને સ્વાભાવિક રીતે થશે. શું એ સૌંદર્યની ભાવના સત્યને તેજ અને તિમિરના રૂપમાં વિખૂટું પાડી સુંદર અને કુરૂપ એવાં વિરોધી સ્વરૂપોમાં સઘળા પદાર્થોને આપણી આગળ લાવવા માટે જ છે? જો ઉપર જણાવ્યો તે મત ખરો હોય તો આપણે કબુલ કરવું પડે કે આપણામાં રહેલો સૌંદર્યનો ભાવ વિશ્વમાં કુસંપ વાવે છે, અને પ્રત્યેક વસ્તુને સર્વ વસ્તુ સાથે જોડનાર રાજમાર્ગ પર ડત્ય-વાય-ભેદ-ની દીવાલ ઉભી કરે છે. પરંતુ, એ વાત ખરી નથી.'

જ્યાં સુધી સાક્ષાત્કાર અપૂર્ણ હોય છે ત્યાં સુધી જ્ઞાત, અજ્ઞાત, સુખદ અને દુઃખદ વિગેરે વચ્ચે ભેદ જરૂર રહેશે. ઘણાએ તત્ત્વવેત્તા કહી કહીને થાકી ગયા તો પણ માણસ જ્ઞેય સૃષ્ટિની કૃત્રિમ હદને કદિ સ્વીકારતો નથી. પ્રતિદિન માણસનું વિજ્ઞાન એના નકશામાં પહેલાં "અજ્ઞાત" કે "અજ્ઞેય" પ્રદેશ તરીકે પંકાયલા ભાગોમાં ઘુસે છે. આપણામાં રહેલો સૌન્દર્યનો ભાવ પણ પોતાના વિજય પ્રદેશની હદ આગળ ને આગળ વધારતો જ જાય છે। સત્ય સર્વત્ર છે, તેથી દરેક વસ્તુ આપણાથી જાણી શકાય છે; સુંદરતા સર્વવ્યાપક છે, તેથી કરીને પ્રત્યેક વસ્તુ આનંદ આપી શકે છે.

પ્રાચીન યુગમાં-ઇતિહાસની શરૂઆત થઈ ત્યારે માણસ બધી વસ્તુઓને સજીવ ગણતો હતો. વિજ્ઞાને જડ અને ચેતન સૃષ્ટિ વચ્ચે તીક્ષ્ણ ભેદ પાડવાની શરૂઆત કરી; પણ વિજ્ઞાનમાં જેમ જેમ માણસ આગળ વધતો જાય છે, તેમ તેમ જડ અને ચેતન વચ્ચેની વાડ ઝાંખી થતી જાય છે. જ્ઞાનની શરૂઆતમાં એક પ્રકારની ભેદબુદ્ધિ આપણને મદદ રૂપ થઈ પડે છે; પણ જ્ઞાન જેમ જેમ વૃદ્ધિ પામે છે તેમ તેમ તે વાડો અદૃશ્ય થઇ જાય છે.

ઉપનિષદોમાં લખ્યું છે કે, **आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते।** "આનંદમાંથી જ આખું જગત ઉત્પન્ન થયેલું છે." જગતના ઉત્પાદક સિદ્ધાંત, આનંદને ઓળખવા માટે આપણે દ્વૈત અથવા ભેદથી શરૂઆત કરવી પડે છે. સુંદર અને કુરૂપમાં આપણે ભેદ પાડીએ છીએ. ત્યાર પછી આપણા ચૈતન્યને-નિદ્રામાંથી જાગૃત કરવા માટે સૌન્દર્ય ગ્રહણ કરવાની આપણી ભાવના આવીને આપણને જોરથી ફટકો લગાવે છે, અને તે વિરોધની તીક્ષ્ણતા આપણા હૃદયપર ઠસાવવામાં સૌન્દર્યનું સાર્થક છે. તેથી સૌન્દર્ય સાથેનો આપણો પ્રથમ પરિચય તેના પચરંગી પહેરવેશ દ્વારા થાય છે, તે આપણને તેની વિવિધતાથી આકર્ષે છે એટલુંજ નહિ

પણ તેની વિચિત્રતા અને કુરૂપતાથી પણ આકર્ષે છે. પણ જેમ જેમ આપણો પરિચય ગાઢ થતો જાય છે તેમ તેમ, દેખીતી બેસુરતા એકસુરતાના ઊંડાણમાં વિરામ પામે છે. શરૂઆતમાં આપણે સૌન્દર્યને તેની આસપાસ આવી રહેલા પદાર્થોથી વિખૂટું પાડીએ છીએ-તેને બીજા પદાર્થોથી ભિન્ન ગણીએ છીએ. પણ અન્તે સર્વ સાથે તેની એકસુરતા આપણે અનુભવીએ છીએ, ત્યાર પછી આપણી સૌન્દર્યભાવનાને જાગૃત કરવા માટે બૂમરાણ કરી ઘોંઘાટ કરવાની જરૂર રહેતી નથી, જરાપણ બળજોરી વાપરવાની જરૂર રહેતી નથી, અને આપણા હૃદયને ખાત્રી થાય છે કે મૃદુતાજ પૃથ્વીનો વારસો ભોગવે છે.

આપણા જીવનના વિકાસની કોઈ ખાસ ભૂમિકામાં-આપણા ઇતિહાસના અમુક સમયમાં સૌન્દર્યનો એક નવો પંથ આપણે ઉભો કરીએ છીએ, અને તેને સંકુચિત હદમાં બાંધી લઈ થોડા ચૂંટી કહાડેલા માણસોને માટે તે એક અભિમાનનો વિષય કરી મૂકીએ છીએ. એ પ્રમાણે થવાથી સૌન્દર્યના ઉપાસકોમાં દેખાવ, દંભ અને અતિશયોક્તિઓ આવે છે. જે પ્રમાણે હિંદુધર્મની પડતીના દિવસોમાં આધ્યાત્મિક સત્યોનો અનુભવ નાબુદ થવાથી બ્રાહ્મણોમાં વહેમોનો પ્રચાર થયો તે પ્રમાણે સૌન્દર્યમાં પણ બને છે.

સૌન્દર્યશાસ્ત્રના ઇતિહાસમાં પણ એવો સ્વતંત્રતાનો અ-ત્યંત ઉછાળાનો એક યુગ આવે છે કે જ્યારે નાની અને મોટી વસ્તુઓમાં-સર્વત્ર સૌન્દર્યદર્શન સહેલું બને છે, અને તેવે સમયે વિચિત્રતાથી આશ્ચર્ય પમાડનાર વસ્તુઓને કોરે મૂકીને, સામાન્ય વસ્તુઓની સાદાઈમાં જ આપણને વધારે સૌંદર્ય જણાય છે. આ લાગણી એટલી તો પ્રાધાન્ય પામે છે કે પ્રતિક્રિયાની ભ્રામકતામાંથી મનુષ્યના મનને પસાર થવું પડે છે. અર્થાત્ સૌન્દર્યની કદર કરવામાં દેખીતી રીતે જેટલી જેટલી વસ્તુઓ બાહ્ય દેખાવોને લીધે મોહક, રૂઢિની સંમિતિથી ખચિત, સાધારણ હોય છે, તે સર્વ પદાર્થોનો ત્યાગ કરવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ અને તેવે સમયે આપણે સાધારણ વસ્તુઓની સરળતાને અણઘટતી રીતે અસાધારણ બનાવી મૂકીએ છીએ. એકસુરતા-સુરમિલાટ-લાવવા માટે આપણે પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે બેતાલ કર્ણકટુ બેસુરતા ઉપજાવીએ છીએ. ઉપર પ્રમાણેના પ્રતિકાર્યની શરૂઆત આપણા વર્તમાનયુગમાં થતી જણાય છે જેનાથી એટલું સાબિત થાય છે કે-આપણી સૌન્દર્ય ગ્રહણશક્તિમાં ક્ષેત્રના સુંદર અને બદસુરત એવા બે વિભાગો કરીએ છીએ તે માત્ર આપણી ગ્રહણશક્તિની સંકુચિતતાનું જ પરિણામ છે. આ વાત આજકાલના લોકોના જાણવામાં આવી છે. જ્યારે આપણે સૃષ્ટિ પ્રત્યે નિઃસર્ગ અર્થાત્-નિર્લેપ-સ્વાર્થમુક્ત થઇને જોતાં શીખીએ છીએ, અને જ્યારે તે જગતને ઇન્દ્રિયતૃપ્તિની સતત્ કામનાથી-વાંછનાથી-સ્વતંત્ર થઇને જોઇએ છીએ ત્યારે જ આપણને સર્વવ્યાપી સૌન્દર્યનું દર્શન થાય છે-ત્યારે જ આપણને જણાય છે કે જે વસ્તુ દુઃખકર છે, અરુચિકર છે, અણગમો આપનારી છે તે ખાસ કરીને કાંઈ બદસુરત અથવા કુરૂપ હોતી નથી સત્યમાં સૌન્દર્ય વસેલું ભાસે છે.

જ્યારે આપણે સૌંદર્ય સર્વત્ર છે એમ કહીએ છીએ ત્યારે તેટલા ઉપરથી આપણે 'કુરૂપ' એ શબ્દને કોષમાંથી બાતલ કરવા માગીએ છીએ, એમ નથી. 'કુરૂપતા' જગ-માં નથી એ, જગતમાં અસત્ય નથી એમ કહેવા બરોબર છે, અને એમ કહેવું તો અર્થહીન થઇ જાય છે! અસત્ય અસ્તિત્વ ધરાવે છે ખરૂં પણ તે વિશ્વવ્યવસ્થામાં નહિ: કેવળ આપણી ગ્રહણશક્તિમાં જ તેના વિરોધી તત્ત્વ તરીકે તે વસે છે. આપણા જીવનમાં સૌંદર્યના અપૂર્ણ આવિર્ભાવને લીધે જેમ કુરૂપતા જન્મે છે; તેમજ સત્યના અપૂર્ણ જ્ઞાનને લીધે આપણી કલામાં પણ કુરૂપતા આવે છે. જેમ કેટલેક અંશે આપણા પોતાનામાં તેમજ સર્વ-માં વ્યાપી રહેલા સત્યના નિયમની વિરૂદ્ધ વર્તન કરી શકીએ છીએ તેમ સર્વવ્યાપી એકરાગના સનાતન નિય-મની વિરૂદ્ધ જઇને આપણા જીવનમાં કુરૂપતા ઉપજાવી શકીએ એ પણ બનવા જેવું છે.

આપણામાં રહેલી સત્યને ગ્રહણ કરવાની શક્તિને લીધે આપણે સૃષ્ટિમાં જે નિયમનો સાક્ષાત્કાર કરીએ છીએ, અને આપણી સૌંદર્યગ્રાહક બુદ્ધિને લીધે આપણે વિશ્વમાં એકસુરતા નિરખીએ છીએ. જ્યારે આપણે કુદરતમાં નિયમનું અવલોકન કરીએ છીએ ત્યારે જડ સૃષ્ટિ પર આપણી સત્તા વિસ્તારીએ છીએ. જ્યારે આપણા નીતિમય સ્વભાવમાં આપણે નિયમને સ્થાન આપીએ છીએ ત્યારે આપણે આત્મસંયમ કરી કામનાઓથી મુક્ત થઈ જીવાત્મા બનીએ છીએ. તેજ પ્રમાણે જડ સૃષ્ટિમાં જેમ એકસુરતાને જોઇએ છીએ, તેમ તેમ આપણે સૃષ્ટિના આનંદમાં વધારે ને વધારે ભાગ લઈ શકીએ છીએ, કલામાં સૌંદર્યનું દર્શન વધારે ને વધારે વિસ્તૃત બને છે. આપણી અંતરસુરતાનું આપણને જેમ વધારે ભાન થતું જાય છે, તેમ વિશ્વાત્માની આનંદમયતા આપણને સર્વ સ્થળે વ્યાપેલી જણાય છે. અનંત સાધુતા અને અનહદ પ્રેમરૂપે સૌંદર્યનું નિદર્શન આપણા જીવનમાં થાય છે. આ પ્રમાણે સૌંદર્યનો આવિર્ભાવ જીવનમાં કરવો એ

જીવનનો હેતુ છે. સત્ય એ સૌંદર્ય છે; અને સૌંદર્ય એજ સત્ય છે-એમ માનવામાં જીવનનો અંતિમ હેતુ સમાયલો છે. આપણે આખા વિશ્વને પ્રેમની દૃષ્ટિએ જોતાં શીખવું જોઇએ; કારણ કે પ્રેમમાંથી જ વિશ્વનો જન્મ છે, પ્રેમને લીધે જ તે જીવે છે અને પ્રેમ જ તેને છેવટે પોતાના હૃદય તરફ ખેંચીને ચાંપે છે. આપણા હૃદયને સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઇએ કે જેથી જગતના મધ્યબિન્દુએ ઉભા રહેવા છતાં અનાસકત રહી બ્રહ્મ જે પ્રમાણે નિર્લેપ આનંદ ભોગવે છે તે પ્રમાણે આપણે પણ તેવા સાક્ષી આનંદનો સ્વાદ ચાખી શકીએ.

કલાનું શુદ્ધમાં શુદ્ધ સ્વરૂપ સંગીત છે, સૌંદર્યનું સીધામાં સીધું આલેખન સંગીતમાં છે. સંગીતનો આત્મા અને સ્વરૂપ બન્ને સાદાં છે અને બાહ્ય ઉપાધિથી તે બન્ને ઓછામાં ઓછાં લાદેલાં છે. આપણને એમ જ લાગે છે. અનંત-બ્રહ્મનો-સૃષ્ટિનાં ભિન્ન ભિન્ન રૂપોમાં જે આવિર્ભાવ થયો છે તે પણ એક મૂગું, પણ પ્રત્યક્ષ-દૃષ્ટિને જણાય તેવું સંગીત છે! એનાં એ અવિશ્રાંત, નિત્ય, નિશ્ચલ ગ્રહોથી ભરપૂર સાયંકાલના સમયનું આકાશ, નક્ષત્રગણની અવિશ્રાંત પુનરાવૃત્તિ કર્યા કરે છે તે જાણે પોતાના પ્રથમ ઉદ્‌ગારથી આશ્ચર્યચકિત થઇને એના એ શબ્દ વારંવાર બોલી બોલીને સંપૂર્ણ અવ્યાહત આનંદ અને એકાગ્રતાથી સાંભળી રહેલા બાળકના જેવું લાગે છે! જ્યારે અષાઢ માસની ઘનઘોર રાત્રિમાં અંધકાર ગોચર પર ઘણો જ ગાઢ ઠરી ગયલો હોય છે અને નિદ્રાવશ પૃથ્વીની શાંતિપર તડતડાટ કરતો વરસાદ એક પછી એક પડદાઓ નાંખે છે, ત્યારે વરસાદના અવાજની નિરસ પુનરૂક્તિ જાણે ધ્વનિનો પોતાનો જ ગહનઅંધકાર ન હોય એમ લાગે છે વૃક્ષોની ગાઢ અને પાંખી હારની છાયાનો અંધકાર ઉજ્જડ જંગલભૂમિમાં વિખરાયલા નાના છોડવાઓના જુદા જુદા સમૂહો જાણે વિખરાયલા વાળવાળાં તરનારાઓનાં તરતાં-માથાં જેવા જણાય છે, ભીનાં ઘાસ અને પૃથ્વીની ભીનાશવાળી સોડમ, ગામડાંનાં ઝુંપડાંઓની આસપાસ ભેગા થએલા અંધકારના અસ્પષ્ટ સમૂહમાંથી ઉંચું ડોકીઉં કરતું મંદિરનું શિખર, એ બધું રાત્રિમાં હૃદયમાંથી નીકળતા ભિન્નભિન્ન સૂરો જેવું લાગે છે. અને બધાં દશ્યો જાણે આકાશને ભરી નાંખનાર સતત્ વરસાદના સંગીતમાં મળી જઇ લય પામતાં જણાય છે.

તેથી કરીને સાચા કવિઓ, જેઓ ઋષિ, દ્રષ્ટા હોય છે, તેઓ વિશ્વને સંગીતના રૂપમાં વ્યક્ત કરવા પ્રયત્ન કરે છે.

કવિઓ ભૂરા આકાશના પટ પર પ્રતિક્ષણ થતી રૂપની વિવિધતા અને રંગમિશ્રણ દર્શાવવાને, તેમજ રૂપ આલેખવાને ચિત્રકલાનાં સૂચકો ભાગ્યેજ વાપરે છે.

આ પ્રમાણે કરવામાં કવિઓને કારણ હોય છે. ચિત્રકારને ચિત્રપટ માટે પીંછી અને રંગની પેટી જોઇએ છીએ. તેની પીંછીનો પહેલો લીટો તેનો સંપૂર્ણ ભાવ આલેખનો નથી, અને જ્યારે તેનું ચિત્ર સંપૂર્ણ થાય છે, ત્યારે ચિત્રકાર તો ગેરહાજર થઇ ગયલો હોય છે. ઉત્પાદક હસ્તના પ્રેમભર્યા સતત ટચકાઓ બંધ થવાથી વિધવા જેવું તે ચિત્ર એકલુંજ ઉભું રહે છે.

પણ ચિત્રકારની પેઠે ગાનારનાં સાધનો બાહ્ય હોતાં નથી. તેનાં તો બધાં સાધનો તેની પાસે તૈયાર હોય છે. તેનો સૂર તેના જીવનમાંથી આવે છે. તેનો ભાવ અથવા વિચાર અને ભાવનિદર્શન બન્ને ભાઇ અને બહેનના જેવાં છે. ઘણીવાર તો તેઓ જોડકાંની પેઠે સાથેજ જન્મે છે. સંગીતમાં હૃદય પોતાની જાતને ચોકખું કરે છે. વિજાતીય સાધનની અપેક્ષાને લીધે તેને અટકવું પડતું નથી.

દરેક કલાને સંપૂર્ણતા માટે થોભવું પડે છે તે પ્રમાણે સંગીતને પણ પૂર્ણતા માટે થોભવું પડે છે ખરે, છતાં પણ ડગલે ડગલે, આખા સંગીતની સમગ્રતાની સુંદરતા તે શ્રોતાઓને ચખાડે છે. સંગીતનું નિદર્શન થવા માટે શબ્દો પણ અંતરાય રૂપ થઈ પડે છે કારણ કે વિચારદ્વારા તેમનો અર્થ બેસાડવો પડે છે; પરંતુ સંગીતને કોઇ સ્પષ્ટ અર્થ ઉપર આધાર રાખવો પડતો નથી. શબ્દો જે ન દર્શાવી શકે તે સંગીત દર્શાવે છે. વધારે તો શું? પણ સંગીત અને ગાનાર બન્ને અવિભક્ત છે. જ્યારે ગાનાર જતો રહે છે ત્યારે સંગીત એની મેળે જ શમે છે. એ કલા પોતાના કલાબાજના આનંદ અને જીવન સાથે સનાતન સંબંધથી વરેલી છે.

આ વિશ્વરૂપ સંગીત પણ તેમાં ગાનાર પ્રભુથી એક ક્ષણ પણ વિખૂટું નથી. તે કોઇ બાહ્ય પદાર્થમાંથી બનાવવામાં આવ્યું નથી. તેનો આનંદ જાતે અનંત રૂપો ધારણ કરી રહેલો છે. તેનાં વિશાળ હૃદયનાં આંદોલનો આકાશ પર ફેલાય છે.

આ સંગીતની પ્રત્યેક લીટીના સુરમાં પૂર્ણતા છે. જે અપૂર્ણમાં પૂર્ણતાનું ભાન કરાવે છે તે વિશ્વસંગીતમાનો એક પણ સુર છેલ્લો નથી છતાં તે દરેક અનંતને પ્રતિબિંબીત કરે છે!

આ વિશ્વની મહાન સુરતાનો અર્થ કદાચ આપણે ન સમજીએ તો પણ શું? શું તે વાજીંત્રના તાર પર ફરીને પોતાના સ્પર્શથી બધા સુરો એકદમ કઢાવનાર હસ્તના જેવું નથી? આ મહાન સુરતા એજ સૌંદર્યની ભાષા છે. તે જગતના હૃદયમાંથી ઉદ્‌ભવતાં તારને એકદમ આપણું હૃદય જોડે પ્રેમકેલી કરે છે.

ગઇ કાલે રાત્રે અંધકારમાં વ્યાપી રહેલી શાંતિમાં એકલા ઉભા રહીને સનાતન મધુર સુરોના સંદેશાનો અવાજ મેં સાંભળ્યો! જ્યારે હું સુવા માટે ગયો ત્યારે નીચે પ્રમાણે છેલ્લો વિચાર સાથે મેં મારાં નેત્રો બંધ કર્યાં. "જ્યારે હું નિદ્રામાં ભાન રહિત થઇ રહીશ ત્યારે પણ મારા નિદ્રાવશ શાંત શરીરરૂપી ક્ષેત્રમાં જીવનનું નૃત્ય ચાલ્યા જ કરશે અને આકાશના તારાઓ સાથે તે તાલબદ્ધ હશે! હૃદયમાં ધબકારા મારશે, નાડીઓમાં લોહી ધડકશે, મારા શરીરમાંના અનંત સજીવ અણુઓ પ્રભુના સ્પર્શથી હાલી ઉઠતી વીણાના સુર જોડે એકસુર થઈ ગણગણાટ કરી કંપી ઉઠશે!!*

* રવીન્દ્રનાથ ટાગોરની 'સાધના' ના અનુવાદમાંથી.

---

# સારસંચય

## અંગોરા

ફોર્ટનાઇટલી રીવ્યુના અક્ટોબર માસના અંકમા કલેર પ્રાઇસ, મુસ્તફા કમાલ પાશાની રાજધાની અંગોરાનું નીચે પ્રમાણે વર્ણન કરે છે:

અંગોરા ટેકરી પર આવેલું છે. એનાં ઉજળાં દૂધ જેવાં ધાબાવાળાં મકાનો જોઇ જાણે આખા શહેર પર ધોળી ચાદર પથરાઈ ગઈ હોય એવો આભાસ થાય છે. આ ચાદરની વચ્ચે વચ્ચેથી ખજૂરીનાં ઝાડ અને મસ્જીદના તોરણો પોતાનાં માથાં ઉંચા કરતાં દેખાય છે. નીચે તળેટીમાં સરકારી મકાનો અને રેલગાડીનું સ્ટેશન આવેલાં છે. શહેરના રસ્તાઓમાં તેમજ તળેટીના પાણીથી ભરેલાં ઝાડીઝાંખરાવાળાં જંગલોમાં, જ્યાં જુઓ ત્યાં કાળા મ્હોંવાળા શિકારી કુતરા નજરે પડે છે. એમનો રંગ વરૂના જેવો ભૂખરો હોય છે. અને તેઓ મ્હોં ઉઘાડે છે ત્યારે તેઓ વરૂથી પણ વિકરાળ દીસે છે. પહેલાં આ કુતરા સકરીઆ નદીના કાંઠા પર ચરતાં ઘેટાંનાં ટોળાંઓની ચોકી કરતા, અને અજાણ્યા માણસને પડખે પણ ચઢવા દેતા નહિ. ગઇ સાલ ગ્રીક લોકોની સાથે આ ટોળાંઓ પણ ચાલ્યાં ગયાં અને એમને ચરાવતા ભરવાડો લશ્કરમાં ભરતી થઈ ગયા. આથી આ સુના પડેલા કુતરાઓ આજે અંગોરાના રસ્તાઓમાં ફરે છે અને કોઇપણ પરદેશી હવે એમની પડખે થઇને વગર રોકટોક જઈ શકે છે.

અંગોરાની વસ્તી આજે ૪૫૦૦૦ ની છે, જો કે સાધારણરીતે તે ૨૫૦૦૦ ની ગણાય છે. તળેટીમાં પેલું ભૂરા પથ્થરનું જે મોટું મકાન દેખાય છે તેમાં હાલ મહાન રાષ્ટ્રીય મહાસભા+ બેસે છે. પહેલાં તેમાં એકતા અને પ્રગતિવાળીસમિતિની* બેઠક હતી. દરરોજ ૧૧ વાગે મહાસભાની બેઠક મળે છે, અને જુમ્માને દિવસે ઈબાદત કરવા સૌ મસ્જીદમાં જાય છે.

જે હોલમાં મહાસભા બેસે છે તે હોલમાં પ્રમુખના બાજઠની ઉપર કુરાનમાંનો નીચેનો મુદ્રાલેખ નજરે પડે છે: "સર્વ ભેગા મળો, અને ચર્ચા કરો." ભૂરા કાગળ પેર ધોળા અક્ષરથી અરબી ભાષામાં આ વાક્ય લખેલું છે. આ મકાનની ડાબી બાજુએ પૂરાણું કનક× દેખાય છે. તેમાં ન્યાય ખાતાના, તિજોરીખાતાના, જાહેર બાંધકામ ખાતાના, આંતર વહીવટ ખાતાના, અને દીની કાયદા ખાતાના વજીરોની ઓફિસો આવેલી છે. કનકની સામી બાજુએ પેલું દેખાય છે એ મકાન ટપાલ ઓફિસનું છે. ટપાલ ઓફિસથી જરા દૂર જે પેલું અડધું ખાલી મકાન દેખાય છે એમાં કેળવણી ખાતાના વજીરની ઓફિસ છે. ત્યાંથી જરા દૂર જે પેલું મોટું મકાન દેખાય છે, તેમાં પરદેશ ખાતાના વજીર બેસે છે. તુર્કી સરકારના વખતમાં ત્યાં તિજોરીખાતું બેસતું. ત્યાંથીયે આગળ જઇએ તો ચારે બાજુ સુંદર દિવાલોના કમ્પાઉન્ડવાળું, ખજૂરીનાં

---

+ The Grand National Assembly.

* The Committee of Union and Progress.

× The Sublime Porte.

ઝાડ અને સુંદર, સુગંધીદાર વૃક્ષોથી બ્હેકતું પેલું જે મોટું મકાન દેખાય છે તેમાં લડાઇખાતાની ઓફિસ બેસે છે. પહેલાં તેમાં સુલતાના કોલેજ હતી, અને શહેરના એક છેડે આવેલું હોવાથી ત્યાં અપૂર્વ શાન્તિ રહેતી. આજે તેમાં મોટા લશ્કરી અમલદારો રહે છે...અંગોરાથી ત્રણ માઇલ દૂર આવેલી પેલી ઉંચી ટેકરીપર જે પેલું નાનકડું મકાન દેખાયછે એ મુસ્તફા કમાલ પાશાનું રહેઠાણ છે. ઉન્હાળામાં તળેટીના ભેજને લીધે મેલેરિયા ફાટી નીકળે છે, પણ આ ટેકરી પર એનું કાંઈ ચલણ નથી. જે મુસ્તફા આ ખૂણામાં પડેલા ન્હાનકડા શહેરને આખી દુનિયામાં મશહૂર બનાવનાર છે, જે મુસ્તફા એની આખી પ્રજાનો આજે સિરતાજ છે તે હજુ સુધી બ્રહ્મચારી છે. માસિક ૬૦૦ રૂપિયાની આવક પર અંગોરાની મ્યુનિસિપાલિટીએ આપેલા આ ન્હાનકડા મકાનમા રહી તે પોતાનું ગુજરાન ચલાવે છે. નથી એને સુખની પરવા, નથી આરામની પરવા. બીજા લોકોની સાથે સરખાવતા એની સ્થિતિ ગરીબ છે, પણ એનું હૈયું મહાસાગરથીયે વિશાળ છે. આખા અંગોરામા એની હાક વાગે છે. બીજા તમામ વજીરોના ગુણદોષની ચર્ચા થાય છે, પણ મુસ્તફાની કોઇ વાત કરતું નથી. ન્હાના મોટા સર્વ ઉપર એણે કાઇ એવી અજબ ભૂરકી નાખીછે, કે સર્વ કોઈ એનાથી અંજાઇ જાય છે. આથી કાંઈ રાષ્ટ્રીય મહાસભામાં મુસ્તફાની સામે પડતા સભાસદો અચકાતા નથી. ગયા જાન્યુઆરી માસની ૧૦ મી તારીખે મુસ્તફા ગમે તેટલો સામે પડયો તોયે રિફઅત પાશાને લડાઈખાતાનાં વજીર તરીકેનું રાજીનામું આપવું પડયું, એ મહાસભાની સ્વતંત્રતા બતાવવા માટે પૂરતો દાખલો છે...

ગઇ સાલ ગ્રીક લોકોને સકરીઆ છોડી ચાલ્યા જવું પડયું, તે વખતે મુસ્તફા અંગોરા રાજનો પ્રમુખ હતો અને લશ્કરનો સેનાધિપતિ હતો. ફૌઝી પાશા વડો પ્રધાન હતો અને લશ્કરી અમલદારોનો ઉપરી હતો. રિફઅત પાશા આંતરવહીવટ ખાતાનો પ્રધાન હતો અને લડાઇખાતાનોયે પ્રધાન હતો. આ ત્રિપુટીએજ જોઈતાં માણસો, પૈસા કે દારૂગોળા વિના તુર્કી લશ્કરના અમલદારોને ચઢતા પગારે રજાપરથી બોલાવી તેમની સહાયથી ચારે કોર ઘેરાઇ વળેલા દુશ્મનોને ધીરે ધીરે પાછા હઠાવ્યા, અને આખરે ગ્રીક લોકોને સ્મર્નામાંથી ઉભી પૂંછડીએ નસાડયા. દરમ્યાન કેટલીકવાર લશ્કરી અમલદારોને પણ પગાર ચૂકવવો મુશ્કેલ થઈ પડતો, અને સાધારણ સિપાઇઓ તો પગારનું મ્હોં જ દેખતા નહિ. દારૂગોળો બોલ્શેવિકો પાસેથી ચોરીછૂપીથી અને મિત્રરાજ્યોનાં વહાણોપર અવારનવાર તૂટી પડીને એકઠો કર્યો, અને આ સરંજામથી લડાઈ શરૂ કરેલી. છતાં ત્રિપુટીએ દુશ્મનો પર વિજય મેળવ્યો.

આજે લશ્કરી અમલદારોનો ઉપરી ફૌઝી પાશા બપોરથી તે પરોઢ સુધી એની ઓફિસમાં જ ભરાઈ બેસે છે, અને મહાસભાની બેઠકમા જવું હોય કે કનકમાં પ્રધાનમંડળની સભામાં હાજરી આપવી હોય ત્યારે જ તેની નીચી વળી ગયેલી મૂછો અને ભરાવદાર શરીર ઓફિસની બહાર દેખા દે છે. દરેક તુર્કી અમલદારમાં અથાગ કામ કરવાની આ કુદરતી શક્તિ છે, અને એને લીધે જ તુર્કીનું જોર છે. ...આજે તુર્કીમાં મુસલમાન ખ્રિસ્તીઓ વચ્ચે સંપ વધતો જાય છે. આજે ખ્રિસ્તી પાદરીઓ એમના દેવળોમાં જ કાળી ઉંચા ઘાટની ટોપી પહેરે છે. અને બહાર નીકળીને તુર્કી ફેઝ પહેરે છે, એ એ વધતા જતા સંપની નિશાની છે....આજે એશિયામાઈનરમા લશ્કરી રાજનો અંત આવ્યા છે અને લશ્કરી અમલદારો પાસેથી દિવાની હોદ્દા લેઈ લેવામા આવ્યા છે. રિફઅત પાશાના હસ્તકનું આંતરવહીવટનું ખાતું ફરી બેને સોપ્યું છે, અને ફૌઝી પાશાનો વડા પ્રધાનનો હોદ્દો રઊફ બેને આપ્યો છે. તે ઉપરાંત લડાઈખાતાન તિજોરીખાતાની નીચે મૂકવામાં આવ્યું છે અને એ રીતે લડાઈ દરમ્યાન ભોગવાતી સર્વ અસામાન્ય સત્તાઓનો અંત આણ્યો છે....

ગયા ઓગસ્ટ માસમાં ઈંગ્લેન્ડની સાથે સુલેહ કરવાને ફથી બેને લંડન મોકલવામાં આવ્યો છે પણ ઈંગ્લેન્ડે ગ્રીકનો પક્ષ છોડવાની ના પાડી છે, અને અંગોરાના લશ્કરને ગ્રીક લોકોને સ્મર્નામાથી હાંકી કાઢવાની ફરજ પડી છે. આજે તુર્કી કોન્સ્ટેન્ટીનોપલમા અંગ્રેજોની સામસામા ઉભું છે અને જે ઈંગ્લેન્ડની સાથે સુલેહ કરવા એણે આટલી બધી જહેમત ઉઠાવી છે તે ઈંગ્લેન્ડને સુલેહ કરવા ફરીથી વીનવણી કરે છે....સને ૧૯૧૪ માં રઊફ બેએ ઈંગ્લેન્ડે પકડી લીધેલાં ૨ તુર્કી વહાણોની ઇંગ્લેન્ડ કિંમત ભરી આપે તો લડાઈમા તટસ્થ રહેવા જણાવ્યું હતું, પણ ઈંગ્લન્ડે તે ન માન્યું અને તુર્કીને લડાઈમાં ઉતરવાની ફરજ પડી. સને ૧૯૧૮ માં એજ રઊફ બેએ ઈંગ્લેન્ડ સાથે જર્મનીથી જૂદા પડી સુલેહ કરી અને આજે ફરીથી તેજ રઊફ પ્રજાનું સ્વમાન જળવાય તેવી સુલેહને માટે કરગરી રહ્યો છે. કારણ કે હિન્દુસ્તાનનો ગાંધી અસહકારી ભલે હોય, પણ તુર્કીનો કમાલ પૂરેપૂરો સહકારી છે. ઈંગ્લેન્ડની સાથે ડગલે ને પગલે સહકાર કરવા એ તૈયાર છે.

આશા છે કે ઇન્ગ્લેન્ડ પોતાની જીદ પકડી રાખી મુસ્તફા કમાલ પાશાને પણ અસહકારી બનવાની ફરજ નહિ પાડે, અને તુર્કી અને મુસલમાનો સાથે સુલેહ કરવાની જે આ તક લાધી છે તેને હાથમાંથી સરવા નહિ દે.

## એશિયામાઇનર

સિલવિયા પાન્કહર્સ્ટના તંત્રીપણા નીચે નીકળતા વર્કર્સ ડ્રેડનોટ નામના પત્રે તા. ૭ અકટોબર, ૧૯૨૨ ના અંકમાં થ્રેઇસ, પશ્ચિમ એશિયામાઇનર અને પૂર્વ એશિયામાઇનરની જૂદી જૂદી જાતોની વસ્તીના નીચે પ્રમાણે આંકડા જણાવ્યા છેઃ—

| દેશ | તુર્ક | ગ્રીક | આર્માનિયન |
|---|---|---|---|
| થ્રેસ | ૧૧,૫૪,૮૦૨: | ૩,૦૩,૨૧૨ | ... |
| પશ્ચિમ એશિયા-માઇનર | ૭૪,૪૭,૦૩૫; | ૮,૮૨,૬૦૮: | ૪,૯૭,૪૩૬ |
| પૂર્વ એશિયા-માઇનર | ૨૬,૬૦,૧૯૪: | ૯૦,૦૯૩; | ૬,૬૫,૬૬૫ |

## ઓડવાયરનાં અર્ધસત્યો

વિલાયતના ફોર્ટનાઇટલી રીવ્યુ ના ઓગસ્ટ માસના અંકમાં સર માઇકેલ ઓડવાયર "મિ. મોન્ટેગ્યુ અને ગાંધી વિનાનું હિંદ" એ નામના લેખમાં લખે છે કેઃ

હાલમાં સઘળા દેશોની માફક હિંદમાં નાણાંનો સવાલ પ્રધાનપદ ભોગવે છે. નિરાશાવાદીઓ ગમે તે કહે છતાં હિંદની નાણાંવિષયક સ્થિતિ સંગીન છે. સરકારી દેવું પાઉન્ડના પંદર રૂપિયાના હિસાબે ૬ અબજ રૂપિયા થાય છે, અને તે હળવામાં હળવો કર ભરનાર દેશની બે વરસની મહેસૂલ જેટલું છે. અને એમાંયે ૯૦ ટકા તો રેલ અને નહેરો જેવાં ઉત્પાદક ખાતાઓને અંગે છે. લડાઈ પહેલાં જે ચીજનો રૂપીઓ બેસતો તેના લડાઈ પછી બે રૂપીઆ બેસે છે, એટલે રૂપીઆની કિંમત અરધી થઈ છે તો પણ લડાઈ પછી કરવેરામાં હેરત પમાડે એવો થોડોજ વધારો કરવામાં આવ્યો છે. જ્યારે ગ્રેટબ્રિટનમાં કરવેરામાં ૪૦૦ ટકા વધારો થયો છે ત્યારે હિન્દમાં માત્ર ૩૦ કે ૪૦ ટકાનો જ વધારો થયો છે. ચઢીઆતા દ્વિભાગી વહીવટ (Diarchy) ના બેહદ વધી પડેલાં ખર્ચને લીધે, લડાઈ પહેલાં અને લડાઈ દરમીઆન જે હળવો કરવેરો હતો તે પણ ઘટાડવાને લીધે, તેમજ સરકારની અને નવી ધારાસભાઓની નવા કરો નાંખી પ્રજાની ઈતરાજી વ્હોરી લેવાની અનિચ્છાને લીધે પ્રાંતિક તેમજ વડી ધારાસભાઓના અંદાજપત્રોનું જમાઉધાર પાસું મેળવવામાં ખાસ મુશ્કેલીઓ નડે છે.

મેસેપોટેમિયા, ઈજીપ્ત અને પેલેસ્ટાઈન જ્યાં માણસ દીઠ વાર્ષિક કરવેરો ૧૫ રૂપીઆથી ૪૫ રૂપીઆ સુધીનો છે તેની સાથે સરખાવતાં હિંદુસ્તાનમાં માણસ દીઠ વાર્ષિક કરવેરો રૂ. ૪-૧૪-૦ છે એ છેક હાસ્યજનક ગણાય. ગ્રેટબ્રિટનમાં ગયે વર્ષે માણસ દીઠ કરવેરો ૩૩૦ રૂપીઆ હતો એટલે હિંદના કરતાં ૬૦ ઘણો વધારે છે. હિંદના અર્થશાસ્ત્રીપર લખાયેલું છેલ્લામાં છેલ્લું પુસ્તક ગ્રેટબ્રિટનમાં માણસ દીઠ સરેરાસ આવક હિંદના કરતાં ૧૨ ઘણી બતાવે છે. બ્રિટિશ હિંદુસ્તાનની ૨૫ કરોડ વસ્તીમાંથી વાર્ષિક આવકવેરો ૧૮ થી ૨૨½ કરોડ રૂપીઆ જેટલો એટલે દેશની કુલ આવકના સોમા ભાગથીયે ઓછો ઉઘરાવાય છે, જ્યારે ગ્રેટબ્રિટનમાં ૪૫૦ કરોડ રૂપીઆ એટલે કુલ આવકનો ૯ મો ભાગ ઉઘરાવાય છે. વળી ૧૯૨૦ માં હિન્દુસ્તાનની કુલ આવકના ૭ ટકા કરવેરા તરીકે લીધા હતા જ્યારે ગ્રેટબ્રિટનમાં ૩૩ ટકા લેવાયા હતા. આમ છતાં હિંદી રાજ્યદ્વારી પુરૂષો અનહદ કરના બોજાની ગમે તેમ વાતો કરે છે અને અંદાજપત્રોનું જમાઉધાર પાસું મેળવવા જોઇતી રકમોને માટે વધારાના કરો નાંખવાની મંજૂરી આપવા ના પાડે છે. હિંદના અને અત્રેના પ્રકાશકો હિંદની નાણાંવિષયક સ્થિતિ તદ્દન ગંભીર છે તેમજ કર વધારવાને અવકાશ નથી એવી દલીલો કરે છે. આ બેહૂદી દલીલો હિંદુસ્તાનના લોકો કાંઈપણ વાંધો ઉઠાવ્યા સિવાય સ્વીકારે છે, અને હજી સુધી હિંદી સરકારે પણ તેને નકારવાનો પ્રયત્ન કર્યો નથી.

પરિણામે હિંદી રાજ્યદ્વારી પુરૂષો લશ્કરી અને દિવાની ખર્ચમાં સખત કાપકૂપ કરવાની માગણી કરે છે. રૂપીઆની ઘટી ગએલી કિંમતને લીધે, તેને અંગે પગારોના થયેલા વધારાને લીધે તેમજ લશ્કરી સરંજામના વધી ગયેલા ખર્ચને લીધે લશ્કરી ખર્ચ સને ૧૯૧૪ની સાલ સાથે સરખાવતાં બમણો થયો છે. પણ હિંદુસ્તાન પોતાના ૫૦૦૦ માઈલના દરિયાકિનારાના રક્ષણને માટે ફક્ત ૧૫ લાખ રૂપીઆજ આપે છે, જ્યારે પોતાના રક્ષણનો કુલ ખર્ચ માત્ર ૬૦ કરોડ રૂપીઆ અથવા કુલ મહેસૂલનો

ચોથો-નહિ કે હિંદી રાજ્યદ્વારીઓ અને તેમના અહીં-આના સહાયકો કહે છે તેમ અડધો-ભાગ ખર્ચે છે, એટલે માથાદીઠ માત્ર રૂ. ૧-૧૪-૦ ખર્ચે છે. પશ્ચિમના કે પૂર્વના કોઈપણ સુધરેલા દેશમાં રક્ષણનો ખર્ચ આટલો ન્યૂન નથી. ઈજીપ્તમાં કબ્જો નિભાવવાના લશ્કરનો ખર્ચ બ્રિટિશ તિજોરીમાંથી અપાય છે છતાં ત્યાં ગયે વર્ષે રક્ષણનો ખર્ચ માણસ દીઠ (તે સિવાય) રૂ.૭-૮-૦ હતો. અને જાપાનમાં રૂ. ૩૭-૮-૦ હતો.

ઉપરના આંકડાઓમાં કેટલું સત્ય છે તે પ્રત્યેક સમજદાર હિંદી જાણે છે. આંકડાઓનો ઉપયોગ ગમે તે માણસ ગમે તે રીતે કરી શકે છે. એકના એક આંકડાઓ સામસામી વિરૂદ્ધ વાતો પૂરવાર કરવાને વાપરી શકાય છે. સર માઇકલ ઓડવાયરની આજ્ઞા લોકોઓને ભરમાવાની છે. એનું દરેક વાકય અર્ધસત્ય છે. હિંદ 'હળવામાં હળવો કર ભરનાર દેશ' છે એ વાકય આડે રસ્તે દોરનારૂં છે. પ્રત્યેક દેશની કર ભરવાની શક્તિ તેની ઉત્પાદક શક્તિપર આધાર રાખે છે. હિંદની ઉત્પાદક શક્તિના પ્રમાણમાં-સર માઇકલ ઓડવાયરે આવાત બહુ ખૂબીથી છોડી દીધી છે. હાલના કરનું પ્રમાણ ખરે અનહદ છે. લડાઈ પહેલાં અને લડાઈ દરમીઆન કરનો બોજો ઘટાડવાની વાત નર્યું જૂઠાણું છે.

આજે હિંદમાં માણસે દીઠ કરવેરો રૂ. ૪-૧૪-૦ નહિ પણ રૂ. ૬-૭-૭ છે, અને લશ્કરી ખર્ચ ૬૦ કરોડ નહિ પણ ૯૨ કરોડ રૂપીઆ છે. હિંદનો લશ્કરી ખર્ચ કુલ મહેસુલનો ચોથો ભાગ નહિ, અડધો ભાગે નહિ, પણ સને ૧૯૨૨ ની સ્ટેટસમેન્સ ઇયર બુકમાં જણાવ્યા પ્રમાણે કુલ મહેસુલના ૭૦.૭ ટકા છે, અને કુલ ખર્ચના ૬૩.૮ ટકા છે.

આ પુસ્તકમાં જૂદા જૂદા દેશોના લશ્કરી ખર્ચ અને તેના કુલ ખર્ચ તથા કુલ ઉપજ સાથેના પ્રમાણના આંકડા નીચે પ્રમાણે જણાવ્યા છે:

| દેશ | વાર્ષિક લશ્કરી ખર્ચ કરોડ | કુલ ઉપજ સાથે લશ્કરી ખર્ચનું પ્રમાણ | કુલ ખર્ચ સાથે લશ્કરી ખર્ચનું પ્રમાણ |
|---|---|---|---|
| હિંદુસ્તાન | રૂા. ૯૧'૯૦ | ૭૦'૭ | ૬૩'૮ |
| યુનાઇટેડ કિંગડમ | પા. ૬૪'૨૦ | ૪૫ | ૫૭૭ |
| આસ્ટ્રેલીઆ | પા. ૩'૧૨ | ૫૦ | ૪૮'૩ |
| અમેરિકા | ડોલર ૧૨૦'૧૪ | ૩૫'૯ | ૩૮'૨ |
| જાપાન | યેન ૬૪'૬૪ | ૪૯ | ૪૯ |
| ઈટાલી | લાયર ૩૫૫'૩૭ | ૨૦ | ૧૭.૩ |
| ફ્રાન્સ | ફ્રાન્ક ૫૦૨૭ | ૨૨૪ | ૨૦ |
| સ્પેન | પેસેટાસ ૪૫'૦૩ | ૨૨'૮ | ૧૭'૬ |
| કેનેડા | પા. ૧૭૯ | ૨૦ | ૨૪'૨ |
| દક્ષિણ આફ્રિકા | પા. '૧૩ | ૪'૫ | ૫'૨ |

આ પરથી દીવા જેવું સ્પષ્ટ જણાઇ આવે છે કે હિંદનો લશ્કરી ખર્ચ બીજા સર્વ દેશોના ઉપજ-ખર્ચની સરખામણીમાં સૌથી વધારે છે. સર માઇકલ જણાવે છે કે "ગ્રેટબ્રિટનમાં ગયે વર્ષે માણસ દીઠ કરવેરો ૩૩૦ રૂપીઆ હતો" અને "હિંદુસ્તાનમાં વાર્ષિક કરવેરો રૂ. ૪-૧૪-૦ છે." આ આંકડા કબૂલ રાખીએ તો પણ એતો ગ્રેટબ્રિટનની અતુલ સંપત્તિ અને હિન્દુસ્તાનની કંગાલિયત સૂચવે છે. હિન્દુસ્તાનનું સરકારી દેવું ૬.૯ અબજ રૂપિયા છે. (ગયા અંકના ૧૯૨૧-૨૨ પૃ. ૫૨ 'પ્રજાઓનું દેવું' એ મથાળા નીચે 'કુલ દેવું રૂપીઆ' વાળા ૫ મા ખાનામાં જે રકમો આપી છે એમાં દશકની ભૂલ છે. એટલે ગ્રેટબ્રિટનનું દેવું ૧૨૦,૦૦૦ કરોડ રૂપીઆ નહિ પણ ૧૨૦,૦૦ કરોડ રૂપીઆ જ છે. એજ પ્રમાણે બીજા દેશોનું. આથી હિન્દુસ્તાનનું

દેવું ૬૯૦૦ કરોડ રૂપીઆ નહિ પણ ૬૯૦ કરોડ રૂપીઆ છે; એ.સે એનું વ્યાજ '૯૪ અબજ રૂપીઆ' ને બદલે ૪૦ કરોડ રૂપીઆ જ થાય છે. આ ભૂલ સુધારી લેવા વાચકને વિનંતિ છે.) ૧૯૧૮-૧૯ની સાલની હિન્દુસ્તાનની વાર્ષિક મહેસૂલ ૧૮૪ કરોડ રૂપીઆ છે એટલે એ બધી માત્ર દેવું ભરવામાં જ ખર્ચાય તો યે દેવું ભરપાઇ કરતાં ૪ વર્ષ લાગે. સર માઇકલ ' ૨ વર્ષની મહેસૂલ ' લેઇ તમામ દેવું વાળી દેવાનું પોતાને માથે લે તો હિન્દુસ્તાન તેમનો આભાર માનશે.

## રૂશિયામાં ચુંટણી

અકટોબર–નવેમ્બર માસમાં રૂશિયાની જૂદી જૂદી સોવિયેટોની ચુંટણી થનાર છે. રૂશિયામાં આપણી મહાસભાની માફક અઢાર વરસના ઉમ્મરના કોઇપણ સ્ત્રી પુરૂષને પ્રતિનિધિઓની ચુંટણીમાં મત આપવાનો અધિકાર છે. આપણા દેશની માફક જ અનીતિના ગુન્હાને માટે સજા પામેલા, ગાંડા અને સગીર ઉમ્મરના માણસોને મત આપવાનો અધિકાર રૂશિયામાંયે નથી, પણ તે ઉપરાંત નીચેની કિસમના માણસોનો પણ મત આપવાનો અધિકાર છીનવી લેવામાં આવ્યો છે એ ખાસ જોવાજેવું છે:

(૧) બીજાઓને કામે લગાડી નફો મેળવનારાઓ;

(૨) જાતમહેનત કર્યા વિના મૂડીના વ્યાજ પર અને કારખાના અને જમીનની આવક પર રહેનારાઓ;

(૩) ખાનગી વેપારીઓ, દલાલો અને કમિશન એજન્ટો;

(૪) તમામ ધાર્મિક સંપ્રદાયોના સાધુઓ અને આચાર્યો;

(૫) પહેલાંની પોલિસના મળતીઆઓ અને નોકરો;

(૬) છૂપી પોલિસ અને ખાસ પોલિસના માણસો;

(૭) રાજકુટુમ્બના માણસો.

આ ઉપરાંત દર ત્રણ પ્રતિનિધિ દીઠ એક તબદિલ પ્રતિનિધિ (Substitute) ચુંટવાનો નિયમ રાખ્યો છે જે એ ત્રણ પ્રતિનિધિમાંથી કોઈની પણ ગેરહાજરી કે માંદગી વખતે હાજર રહે અને સોવિયેટના કામમાં સહાય કરે.



## આપણા દેશી રાજાઓ

ગયા અંકમાં અમે એક કાઠીઆવાડ નરેશનો દાખલો આપ્યો હતો. ઇન્દોરના ગ્વાલિયરનરેશ વિષે કલકત્તાના તા. ૨૯ અકટોબરના સર્વેન્ટ પત્રમાં નીચેની હકીકત પ્રસિદ્ધ થઇ છે:—

શંકરપ્રસાદ દુબે ગ્વાલિયર રાજનો રહીશ હતો. એના પિતા બાલમુકુન્દ દુબેએ રાજની નોકરીમાં જ જીવન વ્યતીત કર્યું હતું. એ પોતે એન્જીનીઅરીંગનું કામ જાણતો, અને ગાડીઓ બનાવવાનું કારખાનું ચલાવતો. એની કારીગિરીથી ખુશ થઇ મહારાજાએ સને ૧૯૧૬ માં એને પોતાની પાસે બોલાવ્યો અને એક કળાભુવન ખોલવાને માટે યોજના તૈયાર કરવા કહ્યું. દુબેએ પોતાનો કામધંધો છોડીને આ કળાભુવનનું કામ હાથ ધર્યું, અને ૧૯૧૬ થી માંડીને ૧૯૨૦ ના અકટોબર માસની ૮ મી તારીખ સુધી અનેક રીતે રાજની સેવા ઉઠાવી. પણ આ સેવા બદલ તેને એક રાતી પાઇ પણ મળી નહોતી સને ૧૯૧૮ માં એણે પોતાની મહેનત બદલ એક બિલ મોકલ્યું હતું પણ તેના પર કાંઇ ધ્યાન આપવામાં આવ્યું નહિ. પણ આથી નિરાશ નહિ થતાં તેણે પોતાનું કામ જારી રાખ્યું. એક દિવસે સવારે પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટે એના મકાનને ઘેરી લીધું અને એને ખબર આપી કે એની બધી સ્થાવર મિલકત જપ્ત થઇ છે. પણ આટલેથીજ ન પત્યું. દુબેને શીખામણ આપવા એના કુટુંબના બે મોટેરાંઓને રાજમાંથી હદપાર કર્યા છતાં દુબેને સાન આવી નહિ. એટલે એક દિવસ દુબેને પણ હદપાર કર્યો, અને એની સાથે એનું આખું કુટુમ્બ રાજની હદ છોડી ચાલી ગયું. આજે દુબે કાનપુરમાં આવી વસ્યો છે. એની પાસે ખાવા પૈસો નથી. મહારાજની પાસે પોતાના મહેનતાણાના પૈસાની એણે માગણી કરી છે પણ એક રાતી પાઇ પણ આપવાની ના પાડવામાં આવી છે. એણે હારીને દિલ્હી સરકારને અરજ કરી છે અને એ સરકારે પણ વચમાં પડવાની ઘસીને ના પાડી છે.*

બીચારો દુબે!

---

* Non-intervention Policy!

## દેશી રાજાઓના રક્ષણનો કાયદો

દેશી રાજાઓના રક્ષણનો કાયદો ધારાસભામાં રજૂ કરતાં મિ૦ થોમ્પસને જણાવ્યું કેઃ

"આ કાયદાની સામે જે વિરોધ છે; તે એ ખ્યાલને લઇને ઉભો થયો છે, કે ઘણાં દેશી રાજ્યોમાં જુલમ અને પોપાબાઇનું રાજ છે. એ ખ્યાલ મનુષ્યત્વના ધોરણ પર રચાયો છે અને એથી એને હું આદર અને માનની લાગણીથી જોઉં છું. હું કબુલ કરું છું કે હું આ આરોપનો ઇન્કાર કરી શકતો નથી અને મને નથી લાગતું કે દેશી રાજાઓ ખુદ તેનો ઇન્કાર કરી શકે તેમ છે. સરકાર પોતે એની ધ્યાન પર લવાતી દેશી રાજ્યોની બાબતોમાં હમેશા વચ્ચે પડી શકતી નથી એ સાચું છે"

આ વિષે ઇન્દોરવાળા શંકરપ્રસાદ દુબેની હકીકત અમે ઉપર જ પ્રગટ કરી છે. આ કાયદા વિષે ટીકા કરતાં **ધી મોડર્ન રીવ્યુ** નવેમ્બર માસના અંકમા લખે છે કેઃ

હિંદુસ્તાનમાં દેશી રાજની રૈયતના રક્ષણનો કોઇ કાયદો નથી. આ રૈયતનું રક્ષણ કરવાને માટે કોઇ પણ જાતનું શરતેનશાદી વચન કે તહનામું હોય તો તે અમારા જાણવામાં નથી. મનુષ્યત્વની દૃષ્ટિએ વિચાર કરીએ તો દેશી રાજાઓની રૈયતની સંખ્યા દેશી રાજાઓ કરતાં ઘણી વધારે છે, અને તે દેશી રાજાઓ કરતાં વધારે ઓશીઆળી અને દુર્બલ છે. નૈતિક દૃષ્ટિએ વિચાર કરીએ તો બ્રિટિશ સરકારે આ રૈયતની દેશી રાજાઓ જેટલીજ સરસંભાળ રાખવી જોઇએ એ માગણી કુદરતી અને સ્વાભાવિક છે, પણ એમ નથી. સરકારની બધી ચિંતા દેશી રાજાઓને જ માટે છે એટલું જ નહિ, પણ તે એવા કાયદો પસાર કરે છે જેથી આ રાજાઓપર વર્તમાનપત્રોની ટીકાઓનો જે કાચોપાચો કાબુ છે તે પણ ઢીલો પડી જાય છે.

...કેટલીયે દેશી રાજની રૈયતની માલમિલ્કત જપ્ત થઈ છે. કેટલાયે દેશી રાજના માણસો જેલમાં સડે છે અને તેમના પર પારાવાર જુલમ ગુજરે છે. કેટલાયને તેમનાં ઘરબાર છોડાવી પરદેશોમાં રઝળતા કરી નાંખ્યા છે, કેટલાકને મારી નાંખ્યા છે અને હિન્દીની નજરે મરણથી પણ ભૂંડું, કેટલાકની વહુબેટીઓની આબરૂ લીધી છે. અમે જાણવા માગીએ છીએ કે દેશી રાજાઓ સાથે બ્રિટિશ રાજે જ જે સુલેહો કરી છે તેમાંની એક પણ સુલેહમાં એવી એક પણ કલમ છે કે દેશી રાજાઓની રૈયત પર ઉપર જણાવેલી કોઇ પણ રીતનો અત્યાચાર નહિ કરે? અમે જાણવા માગીએ છીએ કે દેશી રાજની રૈયતના ભલાને ખાતર કોઈ પણ શરતેનશાદી વચન હજી સુધી અપાયું છે? સને ૧૮૩૨ ના પાર્લામેન્ટના ખરીતામાં જણાવ્યું છે કે દેશી રાજાએ, પોતાના રાજના આંતર તેમજ બાહ્ય વહિવટમાં બ્રિટિશ રેસિડન્ટની સલાહ લેઇને ચાલવું. અમે જાણવા માગીએ છીએ કે દેશી રાજાને તેની જુલમ નીચે કચડાતી ગરીબડી પ્રજા પર હાથ ઉગામતાં બ્રિટિશ રેસિડન્ટે, ક્યારે અને કેટલીવાર વાર્યા છે?...આવી બાબતોમાં શું બ્રિટિશ રેસિડન્ટ સલાહ ન આપી શકે?

...હિન્દી વર્તમાનપત્રકારોએ દેશી રાજાઓની માલમિલ્કત ક્યારેયે જપ્ત કરી નથી, તેમના ઉમ્દરનૂર રૈયે છીનવી લીધા નથી, તેમના માનમરતબા કે સ્વતંત્રતાનો ક્યારેયે લોપ કર્યો નથી. તેમણે દેશી રાજાઓને કદિયે જેલખાનામાં ઘાલી રીબાવ્યા નથી કે તેમના રાજમાંથી દેશનિકાલ કર્યો નથી. દેશી રાજાઓની રાણીઓ કે કુંવરીઓને આ પત્રકારોએ કોઈ દિવસ રંજાડી નથી, અને એમનાં લખાણથી આડકતરીરીતે પણ આવા પ્રકારનું કોઈ પણ વર્તન થયું હોય એનો પુરાવો નથી. ઉલટું તેમના કરતાં બ્રિટિશ રેસિડન્ટો અને પોલિટિકલ એજન્ટોએ દેશી રાજાઓનું અને તેમની રાણીઓનું વધારે નુકસાન કર્યું છે. એમની પદવીમાં કે મિલ્કતમાં, સત્તામાં કે સ્વતંત્રતામાં કાંઇ પણ ક્ષતિ પહોંચી છે તો તે આ એજન્ટોનાં ખાનગી લખાણોને અને ખટપટને અંગેજ પહોંચી છે. છતાં આ એજન્ટોથી દેશી રાજાઓનું રક્ષણ કરવાને સારૂ કોઈ પણ કાયદો ઘડવામાં આવતો હોય એવું અમારી જાણમાં નથી.

...આ કાયદાથી બ્રિટિશ સરકારના મિત્રરાજ્યે મિત્ર સરકારના નોકર પાસે ન્યાય માગવા ઉભા રહેવું પડશે, અને સંભવિત છે કે આ નોકર એમ પણ જાહેર કરે કે મિત્રરાજ પર જે ટીકા થઇ છે તે વ્યાજબી અને દુરસ્ત છે. સ્વતંત્ર રાજાઓના વંશજ આજના દેશી રાજાઓની શી દશા થવા બેઠી છે! કેટલાક કહે છે કે દેશી રાજાઓનો માનમરતબો ઘટાડવાની અને તેમને બ્રિટિશ સરકારની અદાલતોના અમલ તળે લાવવાની જ આ સર્વ બાજી છે, અને તેઓ એમ કહે એમાં નવાઈ પણ શી છે?

સને ૧૮૩૨ના ઑગસ્ટ માસની ૧૬ મી તારીખના ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના ખરીતામાં દેશી રાજાઓ સાથે કમ્પની સરકારે કરેલી (Subsidiary) સુલેહ વિષે પાર્લામેન્ટે નીમેલી (સીલેક્ટ) કમિટીએ જે ટીકા કરી છે તેનો સાર નીચે આપ્યો છેઃ

રૈયતના શારીરિક બળથી દહેશત ખાઇને જ દેશી-રાજાઓ પોતાની ક્રૂરતા અને જુલમની લગામ ખેંચી પકડે છે પણ રૈયતને કચરી નાંખે એવી સર્વોપરી સત્તાને આધાર મળતાં તેઓ ઢીલાદોર મૂકે છે. આને લીધે તેઓ જીવનના બધા ભયોથી નિશ્ચિંત થઈ મોજમજા અને ભોગવિલાસમાં પડી જાય છે. તેઓ કાં તો જનાનામાં જ પડયાપાથર્યા રહે છે, કાં તો પૈસો એકઠો કરવા લાગી જાય છે. એમની રૈયતને તેઓ એવી કરપીણુ રીતે નીચોવે છે કે બ્રિટિશ સરકારના ડરને લીધે જ તે રાજાની સામે બંડ કરતી થોભી જાય છે. આને લીધે દેશીરાજાની રૈયતનો જુસ્સો મરી જાય છે, અને તેની દશા પતિત થાય છે. ઉંચી ગણાતી કોમોમાં ઉંચી ભાવનાઓનો સદંતર નાશ થાય છે.... કાઠીઆવાડનો પોલિટિકલ એજન્ટ કર્નલ બાર્ન કહે છે કે આપણા આધારનો દેશી રાજાઓ દુરૂપયોગ ન કરે એ અટકાવવું ઘણું જ મુશ્કેલ છે. નાગપુરનો રેસિડન્ટ મિ. જેનકીન્સ કહે છે કે આપણી છાયા નીચે રહીને દેશી રાજમાં એવા અત્યાચારો થાય છે જેથી બીજા કોઇ દેશમાં બળવાઓ ફાટી નીકળે.

છતાં આજે સને ૧૯૨૨માં, આ ખરીતો લખાયા પછી ૯૦ વર્ષે, દેશી રાજાઓને વધારે રક્ષણ આપવાની બ્રિટિશ સરકારને એકાએક જરૂર સૂઝી છે, અને છાપખાનાનો કાયદો કોઇપણ રીતે કાયમ રાખવાની, દેશીરાજાઓને નામે, બાજી રચાઇ છે. મોડર્ન રીવ્યુના તંત્રી સાચું જ કહે છે, કે "સારા રાજાઓને આવા રક્ષણની જરૂર નથી, અને ખરાબ રાજાઓ એવા રક્ષણને લાયક નથી." આથી ભલે બ્રિટિશ રેસિડન્ટો અને પોલિટિકલ એજન્ટોનું રક્ષણ થાય પણ દેશી રાજાઓનું રક્ષણ સ્વરાજ વિના અશક્ય છે.

## દુર્બળતા

કલકત્તાનું સર્વન્ટ પત્ર તા. ૫ મી નવેમ્બરના અંકમાં અસહકારના કાર્યક્રમમાં ફેરફાર કરાવવા ઇચ્છનારાઓ વિષે જણાવે છે કે "અસહકારમાં જે આપભોગ અને જોખમ રહ્યાં છે એથી કેટલાકની હિમ્મત તૂટી ગઇ છે, અને તેઓ હવે કાર્યક્રમમાં ફેરફાર કરાવવા માટે ધમપછાડા મારે છે." આગળ લખે છેઃ

અમે એમ માનીએ છીએ કે જેઓમાં નૈતિક હિમ્મત રહી નથી તેઓને માટે સરસમાં સરસ માર્ગ એ રહ્યો છે કે તેમણે અસહકારની ચળવળથી છૂટા પડી જવું, અને પોતાની દુર્બળતાનો ખુલ્લા દિલથી એકરાર કરવો. કાર્યક્રમમાં ફેરફાર કરવાની ગડમથલ છોડી દઈને આવી રીતે પોતાની દુર્બળતાનો ખુલ્લા દિલે એકરાર કર્યાથી જ તેમની પ્રતિષ્ઠામાં શતગણો વધારો થશે, અને એજ દેશને તેમજ પોતાની જાતને લાભકારક થશે. આવા માણસો મહાસભાની અંદર રહીને જ ધારાસભાઓમાં જઈ શકે છે અને પોતાનો નવો પક્ષ બાંધી શકે છે. પણ પ્રભુને ખાતર તેઓ પોતાની જાતને અસહકારી તરીકે ઓળખાવવાનું મૂકી દે, અને અસહકારને નામે ધારાસભાઓમાં દાખલ થવાનો લોભ છોડી દે. દુર્બળતાને દરેક રીતે નભાવી લેવા અમે તૈયાર છીએ પણ દુર્બળતા સબળતામાં ન ખપી જાય અને હુકમો આપવા ન બેસી જાય એટલું જ અમે ઇચ્છીએ છીએ.

## ગાંધી ! ત્હને પ્રણામ !

લંકાની રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખે મહાસભામાં પોતાનું વ્યાખ્યાન આપતાં પૂર્ણ ભક્તિભર્યા હૃદયે જણાવ્યું:

જેલમાં વિરાજેલા ગાંધી ! ત્હને પ્રણામ ! ત્હને પ્રણામ કરું છું એ વિચારના શોધક તરીકે જે વિચારનો જો બરોબર અમલ થાય તો માત્ર ત્હારા દેશનો જ નહિ પણ સમસ્ત માનવજાતિનો ઉદ્ધાર થાય !

લંકાની મહાસભાએ ખાદી વાપરવાનો અને શાળા ચાલુ કરવાનો ઠરાવ કર્યો છે અને એ રીતે લંકાએ 'હિંદના જેલમાં પૂરાયેલા આત્માને વંદન કર્યાં છે.' તે આત્માને અમારાં પણ વંદન હો!

## આપણું ખર્ચ

હિન્દુસ્તાનની સરકારના એકંદર ખર્ચ, લશ્કરી ખર્ચ તથા રૈયત પરના માથાદીઠ કરવેરા વગેરેના આંકડાઓ મોડર્ન રીવ્યુ અને બોમ્બે ક્રોનીકલમાંથી નીચે તારવી કાઢયા છેઃ—

| વર્ષ | એકંદરખર્ચ | લશ્કરીખર્ચ | માથાદીઠ કરવેરા | વાર્ષિક આવક |
|---|---|---|---|---|
| | રૂા.કરોડ | રૂા.કરોડ | રૂા. આ. પા. | રૂપિયા |
| ૧૯૦૧ | ૧૦૫ | ... | ૨-૧૦-૨ | ૩૦ |
| ૧૯૧૧ | ૧૧૭ | ... | ૩-૧-૫ | ૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૯ ૧૨૫ | ૩૨ | ૩-૬-૨ | ... |
| ૧૯૨૦ ૨૩૨ | ૬૪ | ૫-૪-૩ | ... |
| ૧૯૨૧ ૨૨૦ | ૭૮ | ........ | ... |
| ૧૯૨૨ ૨૩૪ | ૯૨ | ૬-૭-૭ | ... |

લશ્કરી ખર્ચના આંકડા ખાસ જોવા જેવા છે.

| વર્ષ | ખર્ચ | વર્ષ | ખર્ચ |
|---|---|---|---|
| | રૂ. કરોડ | | રૂ. કરોડ |
| ૧૯૧૩ | ૩૨ | ૧૯૧૮ | ૭૦ |
| ૧૯૧૪ | ૩૩ | ૧૯૧૯ | ૯૧ |
| ૧૯૧૫ | ૩૫ | ૧૯૨૦ | ૬૪ |
| ૧૯૧૬ | ૪૦ | ૧૯૨૧ | ૭૮ |
| ૧૯૧૭ | ૪૬ | ૧૯૨૨ | ૯૨ |

સને ૧૯૧૩ માં બ્રિટિશ સિપાઈનો માસિક પગાર રૂ. ૩૫) હતો અને હિન્દી સિપાઈનો રૂ. ૧૬) હતો. આજે ગોરા સિપાઈનો માસિક પગાર રૂ. ૧૦૦) થયો છે જ્યારે હિન્દી સિપાઈનો રૂ. ૨૫) થયો છે. આજે હિન્દી અફસરને માસિક પગાર રૂ. ૨૧૨ મળે છે જ્યારે ગોરા અફસરને રૂ. ૭૨૬) મળે છે.

સને ૧૮૫૬ માં લશ્કરી ખર્ચ માત્ર ૧૧ કરોડ રૂપીઆ જ હતું. ૧૮૫૯ માં કંપનીનું લશ્કર શહેનશાહી સરકારને હસ્તક સોંપાયું ત્યારથી હિંદના ગોરા લશ્કરને વિલાયતના લશ્કરની માફક પગારભથ્થાં મળવાનો રિવાજ શરૂ થયો, અને પ્રો. ફોસેટે વર્ણવેલી ૨૦૦૦૦ રૂપીઆની આવકવાળા સાથે ૧૦૦૦ રૂપીઆની આવકવાળાને સરખે સરખા ખર્ચમાં ઘસડીને પાયમાલ કરી નાંખવાની બાજી આજે પણ ચાલુ છે. આજે હિંદના વિલાયતમાં રહેતા ગોરા લશ્કરની પાછળ ૧૮ કરોડ રૂપીઆ ખર્ચાય છે. આ લશ્કર પર સત્તા ન મળે એ સ્વરાજ શા કામનું?

## લેન્કેશાયર

બર્લિનમાંથી નીકળતા ઈન્ટરનેશનલ પ્રેસ કોરસ્પોન્ડન્સ નામના પત્રના તા. ૨૯ સપ્ટેમ્બર, ૧૯૨૨ ના અંકમાં લડાઈ પછી ઈન્ગ્લેન્ડની લોઢાની ઘડી એગેલી પેદાશ વિષે નીચેના આંકડા પ્રસિદ્ધ થયા છે:–

એક હજાર ટન

| વર્ષ | લોઢું | પોલાદ |
|---|---|---|
| ૧૯૧૩ | ૮૫૫ | ૬૩૯ |
| ૧૯૨૦ | ૬૭૦ | ૭૫૬ |
| ૧૯૨૧ | ૨૧૯ | ૩૦૨ |
| ૧૯૨૨ | ૩૯૧ | ૪૩૩ |

ઇન્ગ્લેન્ડમાં જુન માસમાં ૧૧,૮૫,૪૨૭ માણસોને રોજી નહિ હોવાને લીધે સરકાર તરફથી અનાજ વહેંચવામાં આવ્યું. પણ આગળ એ પત્ર લખે છે કે:

**કાપડના ઉદ્યોગની સ્થિતિ પહેલાં કરતાં સહેજ સુધરી છે. દૂર પૂર્વના દેશોમાંથી ઓર્ડરો વધવા લાગ્યા છે અને બંધ પડેલી સાળોની તથા આળસુ બેસી રહેલા મિલમજૂરોની સંખ્યા ઘટવા લાગી છે.**

'ગુજરાતી'માં પ્રસિદ્ધ થયેલા આંકડાઓ મુજબ ગઇ સાલના ઓગસ્ટ માસમાં ઇન્ગ્લેન્ડ પાસેથી હિંદુસ્તાને ૨૩ કરોડનું કાપડ ખરીદ્યું હતું ત્યારે આ ઓગસ્ટ માસમાં ૫૩ કરોડનું ખરીદ્યું છે. આમને આમ જો ચાલુ રહે તો ઇન્ગ્લેન્ડની બંધ પડેલી સાળો ચાલુ થાય અને હિન્દુસ્તાનના મિલઉદ્યોગને લેન્કેશાયરની દશા જોવી પડે તો શી નવાઈ?

## આપણી બેવફાઇ

મુંબાઇના ગુજરાતી પત્રે સને ૧૯૨૧ ના અને ૧૯૨૨ના ઓગસ્ટ માસમાં આયાત થયેલા પરદેશી કાપડના નીચેના આંકડાઓ પ્રસિદ્ધ કર્યા છે:—

ઑગસ્ટ

| | ૧૯૨૧ | ૧૯૨૨ |
|---|---|---|
| | રૂપિયા | રૂપિયા |
| બંગાળા | ૨,૧૯,૩૯,૩૩૧, | ૪,૦૨,૯૦,૧૧૪ |
| મુંબઈ | ૧,૩૧,૬૫,૬૯૭ | ૧,૫૬,૯૧,૩૬૮ |
| સિંધ | ૪૧,૫૨,૪૭૬ | ૭૮,૧૮,૪૮૨ |
| મદ્રાસ | ૨૩,૩૬,૬૩૦ | ૩૬,૬૬,૩૭૬ |
| બ્રહ્મદેશ | ૧૯,૧૬,૧૯૩ | ૪૬,૭૬,૭૦૮ |
| કુલ... | ૪,૩૫,૪૦,૩૨૭ | ૭,૨૧,૭૧,૦૭૮ |

આ આંકડા પરથી જણાશે કે ગઇ સાલના કરતાં આ સાલમાં પરદેશી કાપડ વધારે કિંમતનું દાખલ થયું છે, અને તેમાં ૬૬ ટકાનો વધારો થયો છે. વારના હિસાબે ગણતાં ગઇ સાલના ઓગસ્ટ

માસમાં ૬૬ કરોડ વાર પરદેશી કાપડ આયાત થયું હતું ત્યારે આ સાલ ૧૫૬ કરોડ વાર આયાત થયું છે. એટલે માસનો વધારો જો કે ગુજરાતી જણાવે છે તેમ ૨૫૦ ટકા નહિ તો પણ ૧૩૭ ટકા જેટલો થયો છે. માલના જથ્થાને કિંમતની સાથે સરખાવતાં; જે પરદેશી કાપડ ગઇ સાલ રૂપિયાનું ૧૬ વાર મળતું તે આ સાલ ૨ વારથી પણ સસ્તું વેચાયું છે. રૂપિયાના હિસાબે ગણતાં બ્રહ્મદેશે ૧૪૪ ટકા, સિંધે ૮૮ ટકા, બંગાળે ૮૪ ટકા, મદ્રાસે ૫૦ ટકા અને મુંબઇએ ૧૯ ટકા ગઇ સાલના કરતાં વધારે કિંમતનો માલ આયાત કર્યો છે. બ્રહ્મદેશે ગઇ સાલની સાથે સરખાવતાં બીજા સર્વ પ્રાંતો કરતાં સૌથી વધારે પરદેશી માલ આયાત કર્યો છે એજ ખાદીની અચૂક સાબિતી છે. છતાં આ આંકડાઓ જોઇ કાળજું ચાગય છે અને મહાત્માજીના જેલ ગયા પછી આવી રીતે કાપડ આયાત થાય એ આપણે દેશ પ્રત્યે તેમજ મહાત્માજી અને તેમની સાથે જેલમાં વિરાજેલા સાથીઓ પ્રત્યે બેવફા નીવડયા છીએ એની નિશાની છે.

## હિન્દુસ્તાનના બ્રાહ્મણો

ક્વાર્ટર્લી જર્નલ ઑફ મિથીક સોસાઇટીના ઓકટોબર માસના અંકમાં શ્રી. ટી. એ. ગોપગિરિ આયર હિન્દુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં વસતા બ્રાહ્મણોનુ નીચે પ્રમાણે વર્ણન કરે છે, જેની સાથે અમારા વાચકને, એમનો પોતાનો બ્રાહ્મણો વિષેનો અનુભવ સરખાવી જોવા અમે વિનંતિ કરીએ છીએઃ

કાશ્મીરમાં બ્રાહ્મણને પંડિત કહે છે પણ તેની ગણના હું અંત્યજ વર્ગમાં કરું છું. કદાચ મુસલમાની રાજ્યમાં તેની સાથે જે પ્રકારનું વર્તન રાખવામાં આવ્યું તેને લીધે હો, પણ આજે પોતાના જ દેશમાં તે ન્યાત બહાર જેવા છે. કેટલાયે કાશ્મીરી બ્રાહ્મણો (પંડિતો) કાશ્મીર છોડી પંજાબ અને સંયુક્ત પ્રાંતમાં આવી વસ્યા છે, અને પ્રખ્યાતીમાં આવ્યા છે. પણ તળ કાશ્મીરમાં વસતો બ્રાહ્મણ જીવનસંગ્રામમાં ગોથાં જ ખાય છે. એને કોઈ આરો નથી. બ્રાહ્મણ પંડિત છે, ખેડૂત છે, જમાદાર છે, મજૂર છે, અને યાત્રાળુઓને લૂંટતો તીર્થગોર પણ છે. આજે તેમના કપાળપર તેમના પૂર્વજ ઋષિઓની દૃષ્ટિ, નથી ચમકતી, ઝાંખપ દીસે છે.

પંજાબમાં પણ તેની એ જ દશા છે. ઘણાખરા પંજાબી બ્રાહ્મણો ઓફિસોમાં ચપરાસીનું કામ કરે છે, અને ગૃહસ્થોના ઘરકુટુમ્બોમાં મુંડા* તરીકે પેટ ભરે છે. કેટલીક વાર તે ખેતી કરે છે અને કેટલાક યજમાનવૃત્તિ કરી આજીવિકા ચલાવે છે. તેમનામાં અમલદારો થયા હોય એવાની સંખ્યા પણ જ જૂજ છે, અને ઘણાખરા લોહીનું પાણી કરીને જ રોટી ભેગા થાય છે. તેમનો ત્યાં કોઈ ભાવ પૂછતું નથી. રોટાંની માફક તેઓ અથડાય છે.

બિહાર અને સંયુક્ત પ્રાંતનો બ્રાહ્મણ પંજાબી કરતાં વધારે ધર્માચારી છે, વિવેકમાં તે ચઢીઆતો છે, પણ બુદ્ધિમાં તે બીજા લોકોથી કોઈ પણ રીતે સરસો નથી. ગામડામાં તે ઘણુંખરું ખેતીપર જ નભે છે. હળ ચલાવવાની બ્રાહ્મણને મના છે એથી આ પ્રાંતનો બ્રાહ્મણખેડૂત પાવડા કોદાળીથી માંડીને કોસ ચલાવવા સુધીનું બધું ખેતીનું કામ જાતે કરે છે, પણ જમીન ખેડવા માણસ રાખે છે. બ્રાહ્મણો કરતાં અહીંઆના કાયસ્થો બુદ્ધિવિદ્યામાં ચઢીઆતા છે.

બંગાળમાં બ્રાહ્મણનો દરજ્જો એક વેંત ઉંચો છે. પણ મદ્રાસની માફક અહીંઆ બુદ્ધિવિદ્યાનો ઇજારો બ્રાહ્મણોનો નથી. કાયસ્થો તેના બરોબરીઆ છે અને જો કે એક વાર લગ્નના બજારમાં કુલીન બ્રાહ્મણની કિંમત સારી અંકાતી પણ આજે તે દશાયે બદલાઇ ગઈ છે.

મદ્રાસમાં જાત જાતના બ્રાહ્મણો છે. મલબારનો નામબુદ્રી બ્રાહ્મણ સૌથી સુગાળ છે. એની આગળ તાંજોરના બ્રાહ્મણની કડકાઈ કાંઈ લેખામાં નથી. તેલુગુ બ્રાહ્મણના આચાર વિચાર, કાવેરી અને મદુરાના બ્રાહ્મણોને અમાન્ય છે, અને ગોદાવરીવાળો નિયોગી આધ્યાત્મિકતાની ખરી ટોચે પહોંચ્યો નથી મનાતો. દક્ષિણ કાનરામાં બ્રાહ્મણને માછલી ખાવાનો બાધ નથી. દક્ષિણનો બ્રાહ્મણ બુદ્ધિવિદ્યામાં સૌથી શ્રેષ્ઠ છે, અને વૈતરું પણ સરસ કરી જાણે છે.

અસ્પર્શ્યતાનું રૂદ્ર સ્વરૂપ તો મદ્રાસ ઇલાકામાં જ દર્શન દે છે. બિહારમાં પુરોહિત યજમાનના ઘરમાં લગ્ન પ્રસંગે મીઠાઇ, ચપોટી વગેરે આરોગી શકે છે, માત્ર પાણીમાં રાંધેલી વાની જ તે નથી જમતો. મંદિરોમાં સર્વ જાતનાં સ્ત્રીપુરૂષો ભેગાં દર્શન કરે છે, પણ દક્ષિણના બ્રાહ્મણો જે પ્રથા પાળે છે તે તો સૌથી વિચિત્ર

* નોકર.

છે. કદાચ આ બધું રોમેશચન્દ્ર દત્તે જણાવ્યું છે તેમ દક્ષિણના બ્રાહ્મણોમાં આર્યત્વનું લોહી ઓછું છે તેને લીધે હોય. 'નવો ઢેડ મુસલમાન થાય, અલ્લા અલ્લા કરતાં શ્વાસ ન માય' એમ જે કહેવત છે તેમ અશુદ્ધ જાતિના માણસને વિશુદ્ધ જાતિના માણસ તરીકે ખપવાની ખૂબ હોંસ હોય છે...મદ્રાસ અને મહારાષ્ટ્ર સિવાય ક્યાંયે પણ બ્રાહ્મણ સમાજ પર સત્તા ધરાવતો નથી.

ગુજરાતમાં કેટલા બ્રાહ્મણો રસોઇનો ધંધો કરે છે, કેટલા ગોરપદું કરે છે, કેટલા ચપરાસી અને પોલિસની નોકરી કરે છે, કેટલા કારકુની કરે છે એના આંકડા નવા વસ્તીપત્રકમાંથી જો કોઈ તારવી કાઢે તો જરૂર જાણવાજોગ થઇ પડે. બ્રાહ્મણોએ પોતાનો વર્ણાશ્રમધર્મ છોડ્યો ત્યારથી જ સમાજપરની તેમની સત્તા ઊડી ગઇ એ દેખીતું છે. જ્યારે તેઓએ ધર્મનો અંગીકાર કરશે, પોતે અધ્યયન કરી લોકોને અધ્યયન કરાવશે ત્યારે જ તેમની સ્થિતિમાં કાંઇ પણ ફેરફાર થશે, નહિ તો ધીરે ધીરે કાશ્મીરના 'પંડિત'ની માફક અવનતિના અંધકારમાં એ આખી જાત ડૂબતી જશે એમાં શંકા નથી.

## સ્ત્રીજાતિ

ખ્રીધર્મમાં દુનિયાંની સ્ત્રીજાતિની પ્રગતિ વિષે નીચેની હકીકત પ્રસિદ્ધ થઈ છે :

ચીનમાં પરણેલી સ્ત્રીઓ પરણ્યા પછી પોતાનાં જ નામથી ઓળખાય છે. આજે એ દેશમાં કેટલીયે સ્ત્રીઓ નર્સ અને દાક્તરોનું કામ કરી રહી છે, કેટલીયે સ્ત્રીઓ ટાઇપીસ્ટ તરીકે ઑફિસોમાં જોડાઇ છે.

અફઘાનિસ્તાનમાં સ્ત્રીઓની યુનિવર્સિટી ઉઘાડવામાં આવી છે. તેમાં ખાસ કરીને દવાદારૂનું જ શિક્ષણ અપાય છે. આજે તેમાં ૫૦૦ સ્ત્રીવિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. દવાદારૂ ઉપરાંત પુશ્તુ, ફારસી, ઉર્દૂ અને રશિયાની ભાષાઓનું પણ શિક્ષણ આપવામાં આવે છે. અફઘાનિસ્તાનની રાજધાની કાબુલમાં જ એની સ્થાપના થઇ છે.

તુર્કસ્તાનના પાયતખ્ત કોન્સ્ટેન્ટીનોપલમાં સ્ત્રીઓના વિચારોમાં અજબ પરિવર્તન થયું છે. હવે તેઓ બુરખો ઓઢીને નીકળતી નથી, પણ ગરદન પર એક જાતના રંગની જ પટી ઓઢે છે. હવે તેઓ મરદોની સાથે બેસી હોટેલોમાં જમતાં સંકોચાતી નથી. તુર્કસ્તાનમાં સંયુક્ત કુટુમ્બનો રિવાજ આજે પણ ચાલુ છે, પણ હવે સ્ત્રીઓ મરદોનો અલાયદો જનાનો કેટલાયે ઘરોમાંથી કાઢી નાંખવામાં આવ્યો છે. પરણ્યા પછી (પતિને બદલે) પોતાનું જ નામ રાખવું હોય તો તેમ કરવાની સ્ત્રીઓને હવે છૂટ છે. કોન્સ્ટેન્ટીનોપલની સ્ત્રીઓની કૉલેજમાં કેટલીયે તુર્ક સ્ત્રીઓ આજે અભ્યાસ કરે છે, અને કેટલીક તો કૉલેજના છાત્રાલયમાં જ રહે છે. ફ્રાન્સની વિદ્યાર્થીનિઓ કરતાં આ મુસલમીન વિદ્યાર્થીનિઓને વધારે ફુરસદ અને સ્વતંત્રતા છે

આ બધાયે ફેરફારોને જો કે પ્રગતિ ન કહી શકાય, છતાંયે તે સ્ત્રીજાતિમાં ફેલાતી જાગૃતિના દ્યોતક છે, અને તે જાગૃતિને સન્માર્ગે વાળવી એ દરેક સામાજિક સુધારકની ફરજ છે.

## બંગાળમાં રેલ

બંગાળના રાજશાહી અને બોગરા જીલ્લામાં સપ્ટેમ્બર માસની આખરમાં ખૂબ વરસાદ પડવાથી ભારે રેલ આવેલી, એથી ૨૫૦૦ વર્ગમાઇલ જમીનપર પાણી ફરી વળ્યું છે. આ રેલમાં ૧૫ લાખ માણસો ઘરબાર વિનાનાં થઇ ગયાં છે, અને કુલ ૬ કરોડ રૂપીઆનું નુકસાન થયું છે એવો અડસટ્ટો છે. રેલ્વે લાઇનમાં જોઇએ તેટલાં ગરનાળાં અને પૂલો નહિ હોવાથી, ઉત્તર દિશામાંથી આવતું બધું પાણી આ લાઇને રોકી રાખ્યું, અને એથી એ બાજુની પાણીની સપાટી બીજી બાજુના કરતાં ૩ થી ૩॥ ફીટ ઉંચે રહી, અને પાણીને ઉતરતાં ૧૫ થી ૨૦ દિવસ લાગ્યા. આને લીધે કેટલાંયે ખેતરોનો પાક બિલકુલ કોહી ગયો, અને કેટલાંયે જનાવર અને માણસોનો નાશ થયો. આ નિરાધાર થઇ ગયેલાં લાખો માણસોને ડૉ. પ્રફુલ્લચન્દ્ર રૉય અને બીજાઓ મદદ કરવા બહાર પડ્યા છે, અને તેમણે કપડાં અને ચોખાની ગાડીઓ ભરી ભરી એ જીલ્લાઓમાં રવાના કરવા માંડી છે. ડૉ. રૉયને સવારથી સાંજ સુધી હજારો સ્ત્રીપુરુષો મળવા આવે છે, અને પોતાની 'ફુલ નહિ તો ફુલની પાંખડી' તેમના ચરણ આગળ અર્પણ કરે છે. બજારમાં સ્વયંસેવકો ટુકડીઓમાં ફરે છે અને સાંજે પોતાની ઝોળી ડૉ. રૉય પાસે ખાલી કરે છે. આ રેલથી બંગાળના

આમલોકોનાં હૃદયને કેવી અસર પહોંચી છે તે નીચેના બનાવો પરથી જણાશેઃ

પન્નાલાલ મોતીલાલ નામના ગાંધી પાસે કોઈ સ્વયંસેવકે બે પૈસા માગ્યા. એણે ૪ મણ અરારૂટ કાઢી આપ્યા. આ ભાર ઉચકી જવા માટે ગાડું કર્યું. ગાડાવાળો મુસલમાન હતો. ગાડાવાળાને પૂછ્યુંઃ "શું ભાડું લોગે ?" "યહ ગરીબ આદમી ઇતના દે દે ઔર મૈંય કિરાયા લૂંગા ? ક્યા, હમ ઇન્સાન નહિ હય ?" એક ગરીબ બાઇએ પોતાનો નવો જ લીધેલો સાલ્લો ઉતારી આપ્યો. એક નોકરે પોતાના બે ધોતીઆમાંથી એક ધોતીઉં આપી દીધું. રસ્તામાં સાથરો પાથરી બેઠેલા એક અપંગ ભીખારીએ ભીખ માગવાને બદલે પોતાના સાથરામાંથી બે પૈસા સ્વયંસેવકની પેટીમાં નાંખ્યા.

પણ વાચકો જાણીને અજાયબ થશે કે રેલ્વેના અધિકારીઓએ સ્વયંસેવકોને કાંઈ પણ છૂટ આપવાની ના પાડી છે જો કે પાણીની રેલને માટે વધારેમાં વધારે જવાબદારી રેલ્વેવાળાની સાબિત થઈ છે. બંગાળની સરકારે ૧૫ દાક્તરોને આ જીલ્લાઓમાં મોકલ્યા છે ખરા, પણ ડૉક્ટર રૅાય કહે છે કે તેમની પાસે કોઇ પણ જાતની દવા નથી, એટલે તેઓ "દારૂગોળા વગરના સિપાઇ" જેવા છે. બીજા કોઇ પણ દેશમાં મનુષ્યજાતિનાં દુઃખદરદ પ્રત્યે આટલી અવગણના અને બેદરકારી બતાવવામાં આવે તો ત્યાંની સરકારને એક દિવસ પણ ટકવું ભારે થઈ પડે. પણ એ તો સ્વતંત્ર દેશની વાત થઇ. હિન્દુસ્તાન હજુ સ્વતંત્ર નથી, પરતંત્ર છે.

## સ્વરાજ એટલે ?

માયા આજ આપણી ખાંધ પર સ્વાર થઇ બેઠી છે અને આપણને મન ફાવે તેમ નચાવી રહી છે. આપણે આપણા હૃદયને સમજાવી રહ્યા છીએ કે આ સર્વ પડછાયા છે, આપણી ઉકળી ગયેલી કલ્પનાના ભૂતબિહામણા છે. ખરેખર, આપણી ભાવનાઓ અને આપણા વિચારો ઉકળી ઉઠેલા છે. ભૂખ આપણું કાળજું કોરી રહી છે. જીવવું આપણને અકારૂં થઈ પડયું છે. આપણે જન્મીએ છીએ મરવાને સારૂ, જીવીએ છીએ મરવાને સારૂ, ઉછરીએ છીએ મરવાને સારૂ. મરણ આપણી પૂઠે લાગેલું જ છે. આપણા સ્વપ્નમાં પણ તે આપણી છાતી પર ચઢી બેઠેલું છે. માત્ર મરવાની આળસે જ આપણે જીવીએ છીએ. આપણા જેવાને માટે સ્વરાજ એટલે ? સ્વરાજ એટલે મરણને બદલે જીવન. સ્વરાજ એટલે જુલમને બદલે સ્વતંત્રતા. સ્વરાજ એટલે તંગીને બદલે વિપુલતા. સ્વરાજ એટલે રોગને બદલે આરોગ્ય. સ્વરાજ એટલે અશક્તિને બદલે શક્તિ. સ્વરાજ એટલે કાયરતાને બદલે શૂરવીરતા. સ્વરાજ એટલે દુર્ગુણને બદલે સદ્‌ગુણ. સ્વરાજ એટલે રાવણને બદલે રામ. ઇંગ્લૅન્ડ હો કે ન હો પણ હિન્દુસ્તાન પોતાનો ઉદ્ધાર શોધી લે, જેમ ઇંગ્લેંડ હિન્દુસ્તાનની પરવા રાખ્યા વિના પોતાનો ઉદ્ધાર શોધી લે છે તેમ... સ્વરાજનો દૈવી પ્રકાશ આપણા કેટલાયે નૈતિક રોગો મટાડશે, સૂર્યના પ્રકાશ કરતાં કેટલીયે ઝડપથી આપણને ભયંકર મહામારીઓથી બચાવશે. સ્વરાજની ઇચ્છા આપણાં શૌર્યહીન હૃદયમાં શૌર્ય સિંચશે, આપણી સ્ત્રીજાતિને માટે આપણા હૃદયમાં આદર પ્રગટાવશે, અને આપણી પુણ્યપવિત્ર માતાઓને દેવીઓની જેમ પૂજનીય ગણતાં શીખવશે.

(સર્વેન્ટ)

# પુસ્તકપરિચય

## આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા

ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ, પૃષ્ટ ૨૪૪, કિં. ૨–૦–૦, ચામડાની પટ્ટીના ૨–૮–૦.

ગુજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલ આ પહેલા સ્વતંત્ર ગુજરાતી પુસ્તકને અમે આવકાર આપીએ છીએ. મંદિર તરફથી અપાએલાં ભિન્ન વિષયોનાં વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે. વ્યાખ્યાનનો હાલ આપણે ત્યાં સામાન્ય રીતે એવો અર્થ થાય છે, કે કોઇ પણ વિષય ઉપર જાણતા હોઇએ તે જરા છટાદાર રીતે બોલી જવું. પણ આ વ્યાખ્યાનોથી તેમાં નવું પ્રસ્થાન પડે છે. આ વ્યાખ્યાનો તે તે વિષયોના ખાસ ઉંડા અભ્યાસ અને મનન પછી અપાયેલાં છે. પણ સાથે સાથે અમારે વાંચનાર વર્ગને કહેવું જોઇએ, કે વિષયો વિદ્યાના હોવા છતાં, સામાન્ય શિક્ષિત વર્ગને તે અગમ્ય થઇ જાય એવું બન્યું નથી. આ વ્યાખ્યાનમાળાનો ઉદ્દેશ સામાન્ય શિક્ષિત વર્ગને સામાન્ય રીતે જે વિષયોનુ જેટલુ જ્ઞાન હોવું જોઇએ, તેટલું જ્ઞાન શાસ્ત્રીય પદ્ધતિએ પૂરૂં પાડવું એ છે. પુસ્તકના નામથી કોઇએ ભડકવાનું નથી.

આ બધાં વ્યાખ્યાનો જૂદા જૂદા વિષય ઉપરનાં હોઇને, અમે અહિં માત્ર દરેકનો થોડો ઘણો પરિચય આપી શકીએ એમ છીએ. પહેલું વ્યાખ્યાન મુનિજિનવિજયજીનું પુરાતત્ત્વ સંશોધનના પૂર્વ ઇતિહાસ ઉપર છે. એમાં આર્યાવર્તની જૂદી જૂદી પ્રાચીન લિપિઓ કેવી રીતે ઉકલાઇ તેનો અહેવાલ લખ્યો છે. આપણી આધ્યાત્મિકતાનો અર્થ જો માત્ર ઇતિહાસ તરફનું દુર્લક્ષ જ હોય તો તે અક્ષમ્ય જ છે. એ ઐતિહાસિક દૃષ્ટિબિંદુ આપણામાં કેટલું બધું ઓછું છે, તે વિલ્ફોર્ડ સાહેબને છેતરનાર બ્રાહ્મણની વાતથી જણાઇ આવશે. અત્યારે પણ એ દુર્લક્ષ કેવું છે તે વ્યાખ્યાનકર્તાએ પોતાના અનુભવની એક વાતથી કહ્યું છે. એક તામ્રપત્રમાંથી ખંભાતના કોઈ બ્રાહ્મણે લોટાનું તળીઉં બનાવવા ગોળભાગ કાપી લીધેલો!! જ્યાં લોકોમાં આવુ અજ્ઞાન અને લુચ્ચાઈ ભર્યાં હોય, તે દેશની ભૂત સંસ્કૃતિ ઉપર વિસ્મૃતિનાં પડ ચડી જાય, તો તેમાં કંઇ નવાઈ જેવુ નથી.

બીજું વ્યાખ્યાન અ. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનું 'સત્યનારાયણ' ઉપરનું છે. એ વ્યાખ્યાન માનવવંશશાસ્ત્રોના[1] દૃષ્ટિબિંદુથી અપાયું છે. શાસ્ત્ર ધર્મ તથા રૂઢ ધર્મ એ બન્નેનું જીવન્ત એકીકરણ થઈ સમાજ ઘડાવો જોઇએ, એ સત્ય એમણે સારી રીતે એમના વ્યાખ્યાનમાં ઉતાર્યું છે. એટલેજ આપણે ત્યાં ધર્મમંદિર જોકે એક હોય તોપણ તેના શિખરની આજુબાજુ કેટલીય બીજી, શ્રદ્ધામાં રૂઢ થયલી માન્યતાઓ આપણી નજરે ચડે છે. આ બધી માન્યતાઓમાંની એક સત્યનારાયણની કથા લઇને તેઓએ સુન્દર રીતે દેખાડયું છે, કે રૂઢ ધર્મમાં જે અંતિમ તત્ત્વો રહ્યાં છે, તે બધાં શાસ્ત્ર ધર્મનાં જ હોય છે. એમણે જે સત્યના ત્રણ અર્થો બતાવ્યા છે એમાં ભૂત વર્તમાન તથા ભવિષ્ય ત્રણે કાળ

---

1–Anthropology.

આવી જાય છે. ત્રિકાલને ઘેરીને ઉભા રહેલા આવા સત્યના મહત્ત્વની સાથે જનસમૂહનું કલ્યાણ પણ કેવી રીતે વણાએલું હોય છે તે તેમણે તેજ કથામાંથી સારી રીતે દેખાડયું છે.

ત્રીજું વ્યાખ્યાન અ. રામનારાયણ વિશ્વનાથ પાઠકનું 'ચાણકય કૌટિલ્ય' ઉપરનું છે. તેમાં પહેલાં તો વ્યાખ્યાનકર્તા પ્રાચીન હિંદ વિષે ઉલ્લેખ કરતાં એટલું જણાવે છે કે, મહાન એલેક્ઝાંડર હિંદમાં આવી, એક લડાઈમાં જીતી ગયો તે કાંઇ આપણી સંસ્કૃતિ ઉપર મેળવેલો જય ન હતો. પણ એ જરા લાંબી ચર્ચા છોડીને આપણે ચાણકય કૌટિલ્યના સ્થલકાલપર આવીએ છીએ. ચાણક્યના અર્થશાસ્ત્રમાં હિંદનું લગભગ ઇ.સ. પૂર્વે ૩૦૦ નું જીવન આલેખાયેલું માલુમ પડે છે. વ્યાખ્યાનમાં ચાર મુખ્ય મુદ્દા પરત્વે ચર્ચા છે.

(૧) ફીલસુફી, (૨) સમાજવ્યવસ્થા (૩) કાયદાશાસ્ત્ર, અને (૪) રાજકારણ.

પહેલામાં સાંખ્ય, યોગ, જૈન, બૌદ્ધ વગેરે દર્શનો અને ધર્મોની ગણના કરી છે. અને ચાણકય પોતે બ્રાહ્મણ હતો, છતાં તેને કોઇ ધર્મ તરફ દ્વેષ નહોતો એવો અભિપ્રાય દર્શાવ્યો છે.

બીજામાં હાલની જ્ઞાતિવ્યવસ્થાનું મૂળ જૂની ચાતુર્વર્ણ્યમાં નહિ, પરંતુ વ્યાવહારિક શ્રેણીઓમાં છે એમ સપ્રમાણ દર્શાવ્યું છે. તે ઉપરાંત તે વખતની સામાજીક સ્થિતિ, ગામ તથા શહેરોની રચના, ખેતી, વેપાર, અને પ્રજાની સામાન્ય સ્થિતિ ઉપર પણ લંબાણથી કહ્યું છે. લગ્નના રિવાજો, તથા સ્ત્રીઓની સામાજીક સ્થિતિ ઉપર પણ સારો પ્રકાશ પાડયો છે; અને તે વખતના સમાજદોષો પણ નિષ્પક્ષપાતપણે દર્શાવ્યા છે. એકંદર તે વખતનો સમાજ ઘણો સમૃદ્ધ, બળવાન, નીતિવાન, અને પ્રભાવશાળી હતો તે ચોખ્ખું જણાઇ આવે છે. આ ભાગ વાંચવાથી, હાલના આપણા ઘણાખરા સામાજીક પ્રશ્નો ઉપર ઐતિહાસિક પ્રકાશ પડે છે.

ત્રીજા મુદ્દા નીચે કાયદાઓ વિષે, તથા ચોથામાં રાજ્યવ્યવસ્થા વિષેની બધી વિગતો આપી છે. છેવટે વ્યાખ્યાનકર્તાએ ચાણક્યને યુરોપના મેકીઆવેલથી જૂદો પાડયો છે તે યોગ્યજ છે.

ચોથું વ્યાખ્યાન ઉમ્મર ખય્યામ ઉપર મૌ. અબદુલ ઝફર નદવીએ આપેલું છે. સૌ કોઈ ઉમ્મર ખય્યામને ફીટઝરલ્ડે કરેલા તેના અંગ્રેજી તરજૂમા દ્વારા ઓળખે છે. ઉમ્મર ખય્યામની ફીલસુફી વિષે જે યુરોપમાં ગેરસમજૂતી થઇ છે તેને માટે ઘણે અંશે એ જવાબદાર છે. કવિએ પોતાની રૂબાઇયાતમાં સુફીઓની ફીલસુફીને ઉતારી છે, આથી યુરોપે તેને એપીકયુરસના સુખવાદ સાથે સાંધી દીધો, અને તે પણ ક્ષણિકમાં ક્ષણિક આધિભૌતિક સુખવાદ સાથે! પશ્ચિમનો એ એક રૂઢ સિદ્ધાન્તજ લાગે છે કે જેટલું પૂર્વમાં હોય તે બધું હલકી પ્રતિગુંજ હોય. આ એમની માન્યતા પૂર્વના દેશો જ્યાં સુધી પોતે પોતાની ફીલસુફી, કવિતા, કળા વગેરેનું નિરૂપણ નહિ કરે, ત્યાં સુધી બદલાવાની નથી; અને એ દિશામાં આ એક સફળ પ્રયત્ન છે એમ અમે માનીએ છીએ.

પાંચમું વ્યાખ્યાન અ. જેઠાલાલ સ્વામિનારાયણે 'પ્રાચીન ગણિતશાસ્ત્ર' ઉપર આપેલું છે. ગણિત જેવો કઠિન વિષય પણ સરળ રીતે લોકો સમક્ષ મૂકી શકાય છે, તેનો આ એક નમૂનો છે. સરવાળામાં ઋણ સંખ્યા, ઋણોનો ગુણાકાર, ત્રિઘાત અને ચતુર્ઘાત સમીકરણો, તેઓનાં વાસ્તવિક તથા અવાસ્તવિક મૂલો,* કરણી સંખ્યાઓ, સજાતીય કરણીનો યોગ અથવા વિયોગ, શૂન્ય વિષેના સિદ્ધાન્તો વગેરે જે જે ભાસ્કરાચાર્યના ગ્રંથમાં મળી આવે છે, તે બધું તેમણે હાલના ગણિત શાસ્ત્રને આગળ રાખીને સારી રીતે ચર્ચ્યું છે. ગણિત શાસ્ત્રના અભ્યાસીઓને જે નવાઇ લાગશે તે તો ભૂમિતિમાં કરેલો બીજગણિતનો આપણો પ્રાચીન ઉપયોગ છે. યુરોપની પૃથક્કરણમાં રમી રહેતી બુદ્ધિએ ભૂમિતિને તથા બીજ ગણિતને ફ્રેંચ ફીલસુફ ડેકાર્ટે સત્તરમી સદીમાં ભેગાં મેળવ્યાં ત્યાંસુધી જૂદાંજ રાખ્યાં. પણ આપણે ત્યાં એમ ન હતું તે વ્યાખ્યાનકર્તાએ ઘણીજ સ્પષ્ટ રીતે બતાવ્યું છે. ગણિત શાસ્ત્રમાં ઉડે લઇ જતી કાલ્પનિક સંખ્યાઓ, તથા અનિશ્ચિત સમીકરણોના શોધનના નિયમો જે બધું

ગણિતશાસ્ત્રી ઓઇલરને અઢારમા સૈકામાં ફરીથી શોધવા પડ્યા, તેનો પણ ઉલ્લેખ વ્યાખ્યાનમાં કર્યો છે. અમે આશા રાખીએ છીએ, કે અધ્યાપક જેઠાલાલ સ્વામિનારાયણ ગણિતના એમના ઉંડા અભ્યાસથી ગુજરાતને આપણા પ્રાચીન ગણિતશાસ્ત્રની વધારે ઓળખ કરાવશે.

૭મું વ્યાખ્યાન પં. સુખલાલજીનું 'યોગદર્શન' ઉપરનું છે. તેમાં તેમણે નવાજ દષ્ટિબિંદુથી યોગના અભ્યાસને બધી ફીલસુફીઓના તથા ધર્મોના મીલનસ્થાન તરીકે ગણ્યું છે. વિશ્વની રચના વિષે, કે તેમાં રહેલા અંતિમ તત્ત્વ વિષે ઘણા મતભેદો હોઇને, હિંદના બધા તત્ત્વવેત્તાઓ એક બાબતમાં તો એકમતજ છે કે આ જીવન ક્ષણભંગુર અને હરહંમેશ બદલાતું હોવાથી, મનુષ્યે એથી પાર જે અનંત, શાશ્વત જીવન રહેલું છે તે બાજુ પ્રગતિ કરવાની છે. આ રીતે યોગ બધાં દર્શનોના તથા ધર્મોના એક સામાન્ય સાધનરૂપ છે. તેમાં ૭ દર્શનો જ નહિ પરંતુ બૌદ્ધ તથા જૈન ધર્મોનો પણ સમાવેશ થાય છે. આ એક નવુંજ દષ્ટિબિંદુ છે.

સાતમું વ્યાખ્યાન પં. બેચરદાસ જીવરાજનું 'પ્રાકૃત ભાષા અને સાહિત્ય' ઉપરનું છે. વિદ્વાન વ્યાખ્યાનકારનું ઓળખાણ વાચકને નહિજ કરાવવું પડે એમ અમે માનીએ છીએ. એમનો જૈનશાસ્ત્રનો અભ્યાસ બહુ ઉંડો છે, એને અંગે પ્રાકૃત ભાષાનો પણ તેટલો ઉંડો પરિચય હોય તેમાં નવાઈ નથી. જે રીતે એમણે વિષયનું નિરૂપણ કર્યું છે તેથી હરકોઇને જણાઇ આવશે કે તેઓ તેમના વિષયના જબરા અભ્યાસી છે. પ્રાકૃત ભાષાની ઉત્પત્તિનાં મૂળ તેઓએ વેદમાં બતાવ્યાં છે. પ્રાકૃત ભાષાના શબ્દો તથા વાક્યરચના ઉપરથી એમણે બતાવ્યું છે કે પ્રાકૃતનો પ્રવાહ વેદમાંથી સીધો ચાલ્યો આવે છે.

આ ઉપરાંત વ્યાખ્યાનના બીજા ભાગમાં તેઓએ પ્રાકૃત સાહિત્યનું ક્ષેત્ર કેટલું વિશાળ છે તે બતાવ્યું છે. એ કોઇપણ અભ્યાસીને જરૂર મદદગાર થઈ પડશે.

છેલ્લું વ્યાખ્યાન મ્. રસિકલાલ છોટાલાલ પરીખનું 'નાટકની ઉત્પત્તિ અને સ્વરૂપ' ઉપરનું છે. નાટકમાં વસ્તુ ઉપરાંત અભિનય હોય છે. એટલે કે સાહિત્ય તથા બીજી કળાઓને તેમાં અવકાશ રહે છે. અભિનયની દષ્ટિએ જોતાં નાટક આખ્યાન સામાન્યમાંથી વિશેષતાને પામ્યું હશે, એ બાબત એમણે સારી રીતે સ્પષ્ટ કરી છે. બીજી તરફ નાટકનું મૂળ દેવોની પૂજામાં અને તેમાંનાં પરાક્રમોનાં અનુકરણમાં શોધાય છે. હાલના ચેતના શાસ્ત્રમાં તેમજ સમાજ શાસ્ત્રમાં બુદ્ધિના વિકાસમાં અનુકરણને ઘણું મોટું સ્થાન અપાય છે, તેજ દષ્ટિબિંદુથી કેટલાક લેખકો નાટકનું મૂળ અનુકરણમાંજ શોધવા ગયા. પરંતુ મનુષ્યને બુદ્ધિ છે તો એનો વિકાસ અનુકરણદ્વારા થાય છે, માટે માત્ર અનુકરણમાં નાટકનું મૂળ શોધવા જઇએ તો કદાચ જીવન્ત મૂળ ન મળતાં માત્ર માર્ગ સૂચન મળે. એટલે વ્યાખ્યાન સામાન્યનો ઉલ્લેખ તદ્દન યોગ્ય છે. નાટક તે કળાનું સર્વદેશીય અંગ છે, અને એજ કળા સમસ્ત જીવનને આલિંગી શકે છે. એથી મૂળ મનુષ્યસ્વભાવમાંથી પ્રથકરણ પામીને હાલ આપણને જે જે માણસની પ્રકૃતિમાં જૂદી જૂદી રેખાઓ દેખાય છે, તે બધાનું મીલન નાટકમાં હોય છે. એટલે નાટકની ઉત્પત્તિ જનસ્વભાવના મૂળમાંજ છે. તેને વિષે કોઇ એકજ સિદ્ધાન્ત બાંધીને બેસી રહીએ તો તે ખોટોજ પડશે. આ રીતે વ્યાખ્યાનકર્તાએ નાટકની ઉત્પત્તિ એક બીજાને ઉપકારક, ઉપર બતાવેલા બન્ને મૂળમાં શોધી છે.

વ્યાખ્યાનના બીજા ભાગમાં ભારતનાટ્યશાસ્ત્રના પહેલા અધ્યાયનો સાર રજુ કરવામાં આવ્યો છે. તેમાંથી ફલિત થતી બાબતો વ્યાખ્યાનને અંતે એમણે સાત મુદ્દામાં ટાંકી છે. હાલમાં નાટ્ય કળાનો આપણે ત્યાં કેટલો અધઃપાત થયો છે તે આ લેખ વાંચી સૌ કોઇને સમજાશે. નાટક, રંગભૂમિ, વગેરેની ચર્ચા નાટકીપણામાંજ પૂરી થતી નથી. એ કળા ખીલવવા કયું દષ્ટિબિંદુ લેવું, તે આ લેખમાંથી કોઇને થોડું ઘણું મળી આવશે.

છેવટે આ વ્યાખ્યાનમાળા જેવું પુસ્તક બહાર પાડવા માટે ગુજરાત પુરાતત્ત્વ મંદિરને અમે અભિનંદન આપીએ છીએ. પ્રા.

**આશ્રમ ભજનાવલિ**–સંગ્રાહક અને પ્રકાશક નારાયણ મોરેશ્વર ખરે, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી, મૂલ્ય. ૦-૧૨-૦. નિત્યપાઠ કરવાનાં પુસ્તકો ખાસ રેશમી પૂંઠાથી બાંધવાનો આપણે ત્યાં રિવાજ છે. પણ યુગ યુગના ધર્મો જૂદા હોય છે અને આ ભજનાવલિને વર્તમાન યુગધર્મ પ્રમાણે ખાદીનું પૂંઠું છે. આ નામી ચોપડી જોયા પછી ખાદીનાં પૂઠાં ચોપડીને રાખી શકાય કે નહિ, અને તે સારાં લાગે કે નહિ એવી શંકા કરવાનું કોઈને કારણ નહિ રહે એમ અમે માનીએ છીએ.

આ સંગ્રહ સત્યાગ્રહાશ્રમના નિત્યપાઠને માટે ખાસ તૈયાર કરેલો છે. તેમા સંસ્કૃત, હિંદુસ્તાની, ગૂજરાતી, મરાઠી, બગાલી, અને અંગ્રેજી ભાષામા ભજનો છે. છેવટે રાષ્ટ્રીય ભજનો પણ છે. હિન્દી કઠિન શબ્દોનો અર્થ પણ આપેલ છે. અને પ્રસ્તાવનામાં કયે સમયે કયો રાગ ગાવો જોઇએ, તે પણ બતાવેલ છે. તેથી પુસ્તક સર્વોપયોગી બન્યું છે.

ભજનોની પસંદગી સુંદર છે. આપણા દેશનું ભજન સાહિત્ય વિવિધભાવવાળું છે, અને બધા ભાવોની અહીં રસમય ચૂંટણી થયેલી છે. ગૂજરાતી વિભાગમાં સ્વર્ગસ્થ રા. ભોળાનાથ સારાભાઈનાં ભજનો જણાતાં નથી. એ પ્રસિદ્ધ ભક્તનાં ભજનો ભાવવાળાં છે અને સુગેય છે તે તરફ અમે સંગ્રહકર્તાનું લક્ષ ખેંચીએ છીએ. સંગ્રાહક પોતે સંગીતમાં પ્રવીણ છે એટલે રાગોની પસંદગી પણ એટલીજ સુંદર હોય એમાં કહેવુ શું? અમે એટલુંજ ઇચ્છીએ છીએ, કે આ ભજનાવલિ હજી પણ વધારે સમૃદ્ધ થઇ ગૂજરાતમાં ભક્તિ, સંગીત અને રાષ્ટ્રની એક્તા ફેલાવવાનું સાધન બને. રા.

**હિન્દ સ્વરાજ**–લેખક મહાત્મા ગાંધી. પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય ૬ાા આના. આ પુસ્તક પણ ખાદીના પૂંઠામાં બાંધેલું છે. આને પારાયણ–પુસ્તક કહ્યું છે તે ઘણું ઉચિત છે. અમે માત્ર પૂજ્યભાવથી પુસ્તકને આવકાર આપીએ છીએ.

**આપણા દેશનો ઇતિહાસ**–કર્તા નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ. શ્રી દક્ષિણા મૂર્તિભવન. પૃ. ૭૬. કિંમત ૨૦-૪-૦. કેળવણી સંબંધી પુસ્તકોમાં શ્રી દક્ષિણા મૂર્તિભવન તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકોનું સ્થાન ઘણા મહત્ત્વનું છે. આ નાની ચોપડી માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને માટે ઉન્મેષ પદ્ધતિ પર લખાયેલ ઇતિહાસનું પાઠ્યપુસ્તક છે. જેટલી કાળજીથી તે લખાયેલું છે, તેટલીજ કાળજીથી શિક્ષકો તેનો ઉપયોગ કરશે એમ આશા રાખીએ છીએ. નાનાં બાળકોને સ્વતંત્ર વાંચન માટે પણ ઉપયોગી છે.

**ભગવાન બુદ્ધ**–લખનાર ગિરજાશંકર ભગવાનજી બધેકા. પૃ. ૭૬. આ ઉપયોગી પુસ્તક પણ શ્રી દક્ષિણા મૂર્તિભવન તરફથી પ્રસિદ્ધ થયું છે. ભાષા વિષયને અનુકૂળ અને ભાવવાળી છે. લેખકને ભગવાન બુદ્ધના જીવનનો ઉપદેશ રમી રહ્યો છે એમ લખાણ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. દરેક ઘરમાં આ પુસ્તક હોવું જોઇએ.

**બાળા વાર્તા**–સંગ્રહકર્તા ગિરિજાશંકર ભગવાનજી બધેકા, શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન. પ્રસ્તાવનામાં શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે વિષયની મહત્તા યોગ્ય રીતે સમજાવી છે. ખરેખર આવી વાર્તાઓ દ્વારાજ શિક્ષકો બાળકોની દુનિયામાં પ્રવેશ કરી શકે છે. બાલ સાહિત્યની એક અનુપમ ચોપડી તરીકે તે ઉપયોગી છે.

**બાલકોના પિતાઓને. બાળકોની માતાઓને. શ્રીમંત માબાપોને.** લેખક ગિરિજાશંકર ભગવાનજી બધેકા. બાળકોની દુનિયાના પરિચિત આ અનુભવી શિક્ષકના માબાપોને ઉદ્દેશીને લખેલા આ ત્રણેય લેખો વાંચવા સર્વને અમે ભલામણ કરીએ છીએ. "શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન, કેટલીએક વિશિષ્ટતાઓ." "શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન એટલે શું?"–આ ચોપાનીઆમાં આ ઉપયોગી કેળ-

વણી સંસ્થા સંબંધી માહીતી અને વિદ્વાનોના અભિપ્રાયો જણાવેલા છે.

"શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન." લખનાર પરમાનંદ કુંવરજી કાપડીઆ. આ ચોપાનીઆમાં શ્રી પરમાનંદે આ સંસ્થાની તટસ્થ સમાલોચના કરી છે. કેળવણીની વિશિષ્ટતાઓ અને ભવનની વ્યવસ્થા તથા સગવડો વિષે ઘણું ઉત્તમ વિવેચન કરેલું છે, પણ તે બેએક વરસ પહેલાંની સ્થિતિનું લાગે છે અને તે પછી અત્યાર સુધીમાં ભવને વિશેષ પ્રગતિ પણ કરી છે એમ અમારા જાણવામાં આવે છે.

નાગરોત્પત્તિ-કર્તા માનશંકર પીતાંબરદાસ મહેતા. ભાવનગર. પૃષ્ટ ૧૦૨, મૂલ્ય રૂ. ૧-૦-૦. આ પુસ્તકમાં નાગરોની ઉત્પત્તિ વિષે શાસ્ત્રીય પદ્ધતિએ શોધખોળ કરેલી છે. આપણા સમાજના પ્રશ્નોના ઉકેલ માટે આવા શાસ્ત્રીય અભ્યાસની ઘણી જરૂર છે. દરેક પાનું કર્તાના વિશાલ વાચન અને શ્રમની સાખ પૂરે છે.

**સુમન** ગદ્યાવલિ-લેખક કેસરલાલ નાનાલાલ દીક્ષિત અને હરિકાન્ત નાનાલાલ દીક્ષિત. પૃ. ૧૨૮. મૂલ્ય રૂ. ૦-૧૨-૦. હાલ કાંઈ શુદ્ધ નિબન્ધસાહિત્ય વિસારે પડ્યું જણાય છે તેવી સ્થિતિમાં આ નાનું પુસ્તક બહુ આવકારને પાત્ર છે. વિચારો ચોક્કસ, વ્યવસ્થિત, અને પ્રગતિશાલી છે. શૈલિ સચોટ અને ઉત્સાહને પ્રેરે તેવી છે.

**છોટમકૃતકાવ્યસંગ્રહ.** ભાગ ૧ લો. પ્રકાશક મનસુખલાલ મણીલાલ મહેતા. પૃ. ૪૦૦, મૂલ્ય રૂ. ૨-૦-૦. આ પુસ્તકમાં શ્રી છોટમ કવિના જીવનની હકીકત તથા બીજા ભક્ત કવિઓ સાથે આ કવિની તુલના કરેલી છે. આ જાતના ભક્તિ સાહિત્યમાં રસ લેનારાને પુસ્તક ઉપયોગી છે.

**હિન્દી નવજીવનકા જયન્તિ-અંક.**-સંપાદક હરિભાઈ ઉપાધ્યાય. પૃ-૬૪. મૂલ્ય રૂ૦-૪-૦.

**સ્વદેશ ગીતોઃ**—રચીને પ્રકટ કરનાર સીતારામ જે. શર્મા. ઉપોદ્ઘાત લખનાર શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિ. પૃ. ૭૬. મૂલ્ય બાર આના. પુસ્તકમાં મહાત્મા ગાંધી, લો. મા. તિલક વગેરે દેશભક્તોનાં ચિત્રો છે. ગીતોમાં થોડાંએક બીજી ભાષાનાં ગીતોનાં ભાષાન્તરો છે, અને કેટલાંએક દેશનાયકોને ઉદ્દેશીને અને કેટલાંએક અમુક પ્રસંગને લક્ષીને કરેલાં સ્વતંત્ર કાવ્યો છે.

**રાજા રામકૃષ્ણઃ**—અથવા રમણીની રણભૂમિ. પ્રયોજક (સ્વ૦) ત્ર્યંબકલાલ જીવરાજ જોશી. પ્રકાશક લાભશંકર જીવરાજ જોશી, ખાડીઆ, દેસાઈની પોળ, અમદાવાદ. પૃ. ૪૦૦, કિંમત ફુટક રૂ. ૩-૪-૦. મૂળ બંગાળી લેખક 'દુર્ગાદાસ બાહેડી'ના પુસ્તકનો આ અનુવાદ છે. 'પુસ્તકો તૈયાર કરી કરાવી બને તેટલી ઓછી કિંમતે લાભ આપવાનો ઉદ્દેશ' કિંમત જોતાં સચવાયો લાગતો નથી. ઠેકાણે ઠેકાણે સંસ્કૃત શબ્દો વાપર્યાથી ભાષા ક્લિષ્ટ થઈ ગઇ છે. અને ઘણી જગાએ વ્યાકરણના દોષો પણ રહી ગયા છે.

**સિરાજદૌલા:**-અનુવાદક મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશક લાભશંકર જીવરાજ જોશી. ખાડીઆ, દેસાઇની પોળ, અમદાવાદ. પૃ ૪૬૫, કિંમત છુટક રૂ. ૩-૮-૦. આ પણ બંગાળીનો અનુવાદ છે બંગાળાની કાળી કોટડીની હકીકતનું રહસ્ય આમાં ચર્ચેલું છે.

**પાટીદાર જ્ઞાતિની લગ્નની રૂઢિઓ સંબંધી પ્રશ્નોના ઉત્તરો:**-પ્રકાશક મોતીભાઇ નરસિંહભાઇ અમીન. પાટીદાર જ્ઞાતિના રીતરિવાજો અને તેમાં મુખ્યત્વે કરીને લગ્નના રિવાજોમાં છેલ્લા વરસોમાં સુધારો કે બગાડો કેવા અને કેટલો થયો છે તે ઉપર એક સામાન્ય પ્રશ્નાવલિ કહાડેલી, તેના ઉત્તરોનો આમાં સંગ્રહ કરેલો છે.

ઉત્તરોમાં ઘણી જગાએ અમને વિરોધ જેવું લાગ્યું છે. પાના ૬ ઉપર છેવટે લખેલ છે. "ઘેર ઘેર છોકરા કરતાં છોકરીઓ વધારે જન્મે છે." અને ૪૪ મા પાને "એકંદર રીતે છોકરાઓનું પ્રમાણ છોકરીઓ કરતાં વધારે છે" એમ લખેલ છે; આ જ્ઞાતિનું વસ્તીપત્રક થયું છે કે નહિ તે જાણવાનું પત્રિકામાં સાધન નથી. પણ જો તેવું વસ્તીપત્રક ન થયું હોય તો થવું જોઇએ, કારણ કે કોઇપણ શાસ્ત્રીય અન્વેષણમાં વિષયને લગતા આંકડા પ્રથમ તૈયાર કરવા જ જોઇએ. આ આખી પત્રિકાના ઉત્તરો ઉપરથી પ્રકાશક જે છેવટના નિશ્ચયો પર આવેલ છે.તે અમને યોગ્ય જ લાગે છે. આપણામાં જ્ઞાતિઓ વિષે સામાન્ય ચર્ચાઓ ઘણી થાય છે, પણ હકીકત અને વિગતોનો અભ્યાસ થઇ હજુ ઘણું થોડું લખાયું છે. જ્ઞાતિએ પોતાનો આ રીતે

વિચાર કરવો જોઇએ, અને તેમાં આ પત્રિકા બીજી જ્ઞાતિઓને પણ કંઈક અંશે માર્ગદર્શક થશે એમ અમે માનીએ છીએ. રા. અમીને છેવટે લખ્યું છેઃ "કોઈપણ સમાજ સદ્‌વિચારકોથી રહિત હોતો નથી. માત્ર તેમને યોગ્ય તક મળતાં તેમની મનઃશક્તિ સચેત બને છે અને યોગ્ય શ્રમ લેવાતાં તેમનો શ્રમ સફળ બને છે. સદ્‌વિચારકોએ એકત્ર મળી પોતાના સદ્‌વિચારોને હિંમત અને દૃઢતાપૂર્વક અમલમાં મૂકવાનો વખત નજીક ને નજીક આવતો જાય છે." દરેક કાર્યકર્તાને આવી જ શ્રદ્ધા સમાજ ઉપર બેસે એમ અમે ઇચ્છીએ છીએ રા.

**બ્હેરાં-મુંગા-અને આંધળાં ને મદદ કરનાર ગુજરાતનું મંડળ-પહેલા સંમેલન નો હેવાલ.** પહેલું સંમેલન જુન, ૧૯૨૦ ની શરૂઆતમાં મહેસાણા ગામે મળ્યું હતું. ત્યાં પ્રજામત કેળવવા માટે ભાષણો થયાં હતાં અને કેટલાક ઠરાવો પસાર કર્યા હતા. મુંબાઇ ઇલાકામાં (બ્રિટિશ) આશરે ૩૪૦૦ બ્હેરા-મુંગા અને ૨૬૦૦ આંધળા છોકરાં નિશાળે જાય એવી ઉમરના છે. પણ તેમને માટે માત્ર છ નિશાળો છે, ૪ મુંબાઈમાં, એક અમદાવાદ તથા એક પુણામાં. અભ્યાસ ચાલુ રાખે તેટલા માટે ઉત્તેજનાર્થ શિષ્યવૃત્તિઓ સરકાર કે પ્રજા તરફથી જૂજ મળે છે. આંધળાંઓ માટે બ્રેઈલમાં પુસ્તકો છાપવા માટે છાપખાનું નથી. ખાસ કેળવાયલા શિક્ષકો પણ ઘણા જ થોડા છે, એવી હકીકત પ્રજા સમક્ષ રજુ કરી છે. ગુજરાતના કાર્યવાહકોને ઉત્તેજન બહુ જ થોડું મળે છે, તે છતાં હિમ્મત અને ઉમંગથી કામ કરી રહ્યા છે.

અંધતા અટકાવવા માટે જે ઉપાયો લેવા જોઇએ તે આપણી અજ્ઞાન સરકાર અને પ્રજા શેનાં જ લે ? આ પ્રશ્નને કોઇ દાદ દેતું નથી. મંડળમાં માત્ર ૧૧ સભ્યો જોડાયા છે, તે છતાં મંડળનું બીજું સંમેલન વડોદરામાં આ વર્ષના ઑક્ટોબર મહિનાની ૨૭ મી તારીખે મળ્યું હતું. અમે આશા રાખીએ છીએ કે ગુજરાતના દાક્તરો, સેનીટરી એસોસીએશનો, શિક્ષકો, શેઠીઆઓ તથા શિક્ષણ ખાતાના પગારદાર અમલદારો મીનીસ્ટરથી તે ડેપ્યુટી ઈન્સ્પેક્ટર સુધી-સૌ આ બાબત વધારે લક્ષ આપશે. સુ. મ.

**મદ્યપાન પ્રતિબંધક મંડળ,—વડોદરા, ૧૯૨૧-૨૨ નું નિવેદન.** વડોદરા રાજ્યમાં રાજકીય ચળવળ કાંઈ મંદ પડેલી છે, પણ આ સંસ્થાનું નિવેદન જોતાં ખાત્રી થાય છે કે પ્રજા જાગ્રત હાલતમાં છે. સ્વરાજ્યની રચના આત્મશુદ્ધિ પર આધાર રાખે છે, અને દારૂનિષેધનો પ્રશ્ન ઘણો જ અગત્યનો છે. કાયદા અને નિયમોથી દારૂ પીવાની ટેવ છોડાવવામાં ફતેહ થોડી જ મળે છે, પણ પ્રજામત કેળવવાથી અને ન્યાતના મહાજનો દ્વારા સુધારો થઇ શકે છે. પીકેટીંગથી કાયમનો ફાયદો થતો નથી. સરકારની ફરજ છે કે દારૂઓની દુકાન ધીમે ધીમે ઘટાડવી. વડોદરા સરકારની સહાનુભૂતિ નહીં જેવી છે. અમેરીકામાં સ્ત્રીઓની માર્ફત સખત દબાણ થયું હતું તે પ્રમાણે આપણા દેશમાં થવાની જરૂર છે, કારણ કે દારૂના વ્યસનથી ખરેખરૂં નુકસાન તો કુટુંબીઓ એટલે સ્ત્રી તથા છોકરાંને થાય છે. નિવેદન વાળા વર્ષમાં જોસભેર કામ થયું છે તે કાયમ રહેશે તો આ પ્રશ્નનો નિકાલ સારો થયા વિના નહીં રહે.

સુ. મ.

**સૌ. જીવકોર વનિતા વિશ્રામ--સં. ૧૯૭૫-૭૭નો હેવાલ** અમદાવાદ, પ્રસિદ્ધકર્તા સુલોચના દેસાઈ, વ્યવસ્થાપક. પૃ. ૩૯. "ઉત્તર ગુજરાતમાં બાળાઓને ઉચ્ચ શિક્ષણ આપનારી આ એક જ સંસ્થા છે," અને એનાથી કોઇ પણ અજાણ્યું નહિ હોય. તે સંસ્થા તરફથી ૧. વિશ્રામ, (૨) મહિલાશાળા અને (૩) ઉદ્યોગગૃહ ચલાવવામાં આવે છે. વિશ્રામમાં હાલ બધી મળી ૨૧ કન્યાઓ રહે છે. હેવાલના મોટા ભાગમાં સ્ત્રી શિક્ષણનું ધ્યેય અને શાળાનું કામ આપ્યાં છે. સ્ત્રી શિક્ષણના સિદ્ધાન્તો વિષે મતભેદ હોય તે સાધારણ છે, પણ શાળાની સંસ્થા જે કામ કરી રહી છે, તે તેના આંકડાઓ પરથી જણાઇ આવશે. ઉદ્યોગગૃહનો લાભ કન્યાઓ પૂરતી સંખ્યામાં લેતી નથી તે નિરાશાજનક જ છે. વળી વનિતાવિશ્રામને અંગે એક ભગિની. વિદ્યોત્તેજક સમાજ પણ ચાલે છે. આ બધી સંસ્થાઓ ગુજરાત મહિલા વિદ્યાપીઠના કેન્દ્રરૂપ થાય એમ અમે ઇચ્છીએ છીએ. પ્રસિદ્ધકર્તાએ એજ બાબતનું સૂચન કર્યું છે. ગુજરાતમાં હવે ગુજરાત મહિલા વિદ્યાપીઠનું સ્થાન લે એવું ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ સ્થપાયું છે, અને અમે આશા રાખીએ છીએ કે વનિતાવિશ્રામની બધી સંસ્થાઓ ગુજરાત સ્ત્રી કેળવણી મંડળની સાથે પૂર્ણ સહકાર કરી ગુજરાતમાં સ્ત્રી કેળવણીના ક્ષેત્રમાં સારૂં કામ કરી બતાવશે.

પ્રા.

**રેલ્વે કાયદા:**–ભાગ ૧ લો તથા ૨ જો, લેખક તથા પ્રકાશક જીવરાજ ગોકલદાસ નેણશી. ભાગ ૧ લો, પૃષ્ઠ ૩૨; ભાગ બીજો, પૃષ્ઠ ૨૯. પ્રત્યેકની કિંમત દોઢ આનો. આમાંનો પહેલો ભાગ હિંદીમાં અને બીજો ભાગ ગુજરાતીમાં લખેલો છે. રેલ્વે કાયદાઓના અજ્ઞાનને લઇને મુસાફરોને કેટલી હાડમારી વેઠવી પડે છે તે સૌ કોઇ જાણે છે. તે અજ્ઞાન દૂર કરવા ભાઈ જીવરાજ ગોકુળદાસ નેણશીએ નાની ચોપડીઓમાં આ કાયદાઓ છપાવ્યા છે તે બહુ ઉપયોગી થઇ પડશે. પૂંઠાં પરનાં ચિત્રો પણ યોગ્ય છે. દરેક સ્ટેશને આ ચોપડીઓ વેચાય તો બહુ ઉપયોગી થઇ પડે. અમે આશા રાખીએ છીએ કે લેખક થોડા વખતમાંજ રેલ્વે કાયદાઓનો ત્રીજો ભાગ બહાર પાડશે.

**નારીદર્પણમાં નીતિવાક્ય:**––ભાગ ૧ લો લખનાર સૌ. બાઇ રંભા રામજી, પ્રગટ કરનાર મહેતા લાલજી હરખચંદ બાલવાળા, પૃ. ૧૫, કિંમત સદુપયોગ આનો ઉદ્દેશ સ્ત્રીઓને નીતિ શિખવવાનો છે. પણ અમે નથી માનતા કે આંકનાં પલાખાંની માફક નીતિના વાક્યો લખ્યાથી સ્ત્રીઓ નીતિવાન થઇ શકશે.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો સન ૧૯૨૧ ની સાલનો રીપોર્ટ** છપાવી પ્રસિદ્ધ કરનાર રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારખ. આસિ. સેક્રેટરી. અમદાવાદ. પૃ. ૧૦૯, બુદ્ધિપ્રકાશના વધારા રૂપે, મંગાવે તેને મફત મોકલવામા આવે છે

**નાપાડ વિદ્યાર્થી મંડળનો ચાર વર્ષનો રીપોર્ટ** સંવત ૧૯૭૫-૭૮, પ્રકાશક રા. ચુનીભાઇ દેશાઈભાઇ પટેલ, મંત્રી, વિદ્યાર્થીમંડળ, નાપાડ.

**ધી નેશનલ બોય સ્કાઉટ્સ એસોસીએશન** જનરલ પ્રીન્સીપલ્સ અને ઓર્ગેનીઝેશન (પ્રજાકીય બાલ સૈન્ય મંડળના મૂળ આશયો અને બંધારણ, કામચલાઉ.) મળવાનું ઠેકાણું ઈસ્ટર્ન ઇલેક્ટ્રીક ટ્રેડીંગ કુાં હોર્નબીરોડ મુંબઈ. પૃ. ૨૬ કિં. ૦-૨-૦

**ટેઇલ્સ ઑફ માઇ એક્ઝાઇલ (કાળાપાણીની કહાણી.)**

લેખક શ્રીયુત બારીન્દ્રકુમાર ઘોષ. પૃષ્ઠ ૧૬૮. કિંમત ૧-૮-૦, આર્ય ઑફીસ પોંડીચેરી.

શ્રીયુત અરવિંદ ઘોષના ભાઇ, શ્રીયુત બારીન્દ્રકુમાર ઘોષને રાજ્યદ્રોહના ગુન્હાને માટે બીજા છ બંગાળી યુવકો સાથે કાળાપાણીએ મોકલવામાં આવ્યા હતા તેની આ કહાણી છે. પુસ્તકની શૈલી જીવનથી ભરપૂર છે. એમના ઉપર અંદામાનમાં જે જે દુઃખો પડયાં, તેથી તેઓના આત્મા તો વધારે જ મુક્ત દશાને પામ્યો છે એ સ્પષ્ટ દેખાઈ આવે છે. મનુષ્યનું સૌંદર્ય તરફનું વલણ એવું ન હોવું જોઇએ, કે દુનિયાના દુઃખથી એ હારી જાય. આ રીતે આ યુવાનો અને ટાગોર કુટુમ્બના કોઈ યુવક વચ્ચે પુસ્તકમાં જે ભેદ બતાવવામાં આવ્યો છે તે સાવ સાચો છે.

પરંતુ આપણે તો પુસ્તકની બીજી વાતો તરફ જરા વળીએ. અંદામાન ટાપૂમાં જે લોકોને મોકલવામાં આવે છે, તેમાંથી ૧૫ ટકા તો તદ્દન નિર્દોષ હોય છે. ૧૦ ટકા પૂરેપૂરા બદમાશો હોયછે, કે જેમનું સમસ્ત જીવન ગુન્હાઓમાં જ ગયુ હોય. બાકીના લોકોને, કાંઈ આવેશમાં ગુન્હો કર્યો હોય તેને માટે આખી જીંદગીભર ત્યા પૂરી રાખવામાં આવે છે ૧૦ ટકાના બદમાશો બીજાઓ ઉપર અમલદારો નીમાય છે, એટલે નીતિના ધોરણ જેવું ત્યાં કશું જ નથી. માણસ અત્યંત રીબામણ કે દુઃખ, અન્યાય કે રોગને લઇને તદ્દન પશુ જેવો થઇ જાય છે, અને દુષ્ટમાં દુષ્ટ વૃત્તિઓને ત્યાં પોષણ મળે છે. સ્ત્રીઓને શીલ નથી, પણ ન બોલાય તેવી રીતે નહાના છોકરાઓને પણ ખરાબ કરવામા આવે છે આમા કેદીઓની દાદ સાંભળનાર કોઇ જ હોતુ નથી, અને કેટલાક તો બિચારા પૂર્ણ હતાશ થઈ આપઘાત કરે છે અંદામાનની આબોહવા વસવાટ માટે યોગ્ય નથી. મલેરીઆ, પ્લેગ, કોલેરા, સંગ્રહણી, ક્ષય એવા બધા ભયંકર રોગોથી થતા મરણનું પ્રમાણ બહુ મોટું છે. કાળાપાણીએ માણસને મોકલવાથી એને શિક્ષા પણ થતી નથી કારણ જ્યાં માણસ તદ્દન પશુ જેવો થઇજાય ત્યા તેને માટે શિક્ષાનો અર્થ જ રહેતો નથી. કોઈપણ સરકાર નૈતિક ધોરણોને વિષે આટલી બધી આંધળી હોય તે જોતાં, મનુષ્યજાતિ તરફ આટલું અપમાન થાય છે તે કોઇને પણ અસહ્ય જ લાગશે. આ બધા દુઃખનું મૂળ તે પરદેશી રાજ્ય છે. કારણ રાજ્યકર્તા પ્રજા એમ માને છે કે તેમની માણસ તરીકેની બધી ફરજો માત્ર પોતાની જાતના લોકોમાંજ સમાપ્ત થાય છે. એટલે એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજ્ય કરતાં તદ્દન પશુ જેવી થઈ જાય છે. અંદામાનનો ઈલાજ આપણે સ્વતંત્ર થઈને જ કરી શકીએ એ કોઈપણ સમજી શકશે. છેવટ અમે આશા રાખીએ છીએ, કે આ પુસ્તકનું

ગુજરાતી ભાષાંતર કરી કોઈ ભાઈ ગુજરાતી શિક્ષિત વર્ગને આ કહાણી કહેશે.

•

અંવર એજ્યુકેશનલ પ્રોબ્લેમ (આપણા શિક્ષણનો સવાલ):—લેખક શ્રીયુત હર દયાલ એમ. એ. દેશભક્ત લાલા લજપતરાયની પ્રસ્તાવના સહિત, પ્રકાશક ટાગોર અને કુાંo મદ્રાસ પૃ. ૧૦૦, કિં. ૧-૮-૦. રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન આપણે હજી ઉકેલવાનો રહો છે. અને તેવે વખતે લાલા હરદયાલજીના આ લેખો પ્રગટ કરવામાં ભાઇ રંગીલદાસે જે મહેનત ઉઠાવી છે તેને માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. સરકારી કેળવણીનો શો ઉદ્દેશ છે, અને તેવી કેળવણીથી આપણી પ્રજાના યુવાનવર્ગ ઉપર શી શી માઠી અસર થાય છે તે વિદ્વાન લેખકે બહુ સ્પષ્ટ રીતે બતાવ્યું છે. પરરાજ્યથી અપાતા શિક્ષણથી આપણે આપણી જાત ખોઇ બેસીએ છીએ, અને તદ્દન નિર્વીર્ય થઇ જઇએ છીએ. એવું શિક્ષણ ગુલામગીરીને માનસિક ભૂમિ ઉપર લઇ જાય છે, અને એટલેજ મનુષ્ય સ્વભાવમાં રહેલાં સ્વતંત્રતાનાં મૂળનો જ તે ઉચ્છેદ કરે છે. જો કોઈ પ્રજામાં એકતા ઉગવાની હોય તો તે પ્રજા પોતામાંથી જ ઉગવી જોઇએ, કારણ પ્રગતિ અને એકતાનું બીજ બીજે ક્યાંઇથી લાવી શકાય જ નહિ. આપણામાં રાષ્ટ્રીય ભાવના અંગ્રેજી શિક્ષણથી ઉતરી આવે છે એ માન્યતા કેટલે અંશે આપણી પ્રગતિને બીજે માર્ગે દોરી જઇને અટકાવી પાડે છે તે લાલા હર દયાલજીએ આપણી કહેવાતી જાગૃતિના પ્રકરણમાં સારી રીતે બતાવ્યું છે. મહાસભા વિષે એમણે જે કહ્યું છે કે તેનાથી આપણી પ્રગતિમાં ઉલટા એક પગલું આપણે પાછળ હઠયા છીએ, એ વિદ્વાન લેખકે લખ્યું ત્યારે ખરે હતું, પણ હવે ખરૂં નથી. છેવટે અમે આ ન્હાના પુસ્તકની દરેકને ભલામણ કરીએ છીએ.

ધી મેસેઇજ ઑફ ધી ભગવદ્‌ગીતા (ભગવદ્‌ગીતાનો સંદેશ):—લેખક શ્રીયુત લાલા લજપતરાય, પ્રકાશક ભાઈ રંગીલદાસ કાપડીઆ. પૃષ્ઠ ૯૮ કિં. ૦-૧૨-૦. આ તેર વર્ષ પૂર્વે એક માસિકમાં પ્રગટ થયેલા લેખને ભાઈ રંગીલદાસે પુસ્તકાકારે છપાવ્યો છે. તેમાં વિદ્વાન દેશભક્ત શ્રીયુત લાલા લજપતરાયે ગીતામાં કર્મયોગનું કેવી રીતે પ્રતિપાદન થયું છે તે બતાવ્યું છે. ગીતા જેવા પુસ્તક ઉપર આ એક ન્હાનો જ લેખ છે. અને તેમાં માત્ર, કર્મયોગનું જ નિરૂપણ કર્યું છે. બીજા મતભેદના વિષયોને એક તરફ રાખવામાં આવ્યા છે. વિદ્વાન લેખકે ગીતાનો એ સદેશ લોકાર્થનો સંબંધ બતાવીને સારી રીતે સિદ્ધ કર્યો છે. ઉંડા ફીલસુફીના પ્રશ્નોમાં શ્રીયુત લાલા લજપતરાયે કહ્યું છે કે ગીતામાં દ્વૈતવાદનો સ્વીકાર છે. પરંતુ આ વિષયનું તેમણે ખાસ વિવેચન કર્યું નથી. ભાઈ રંગીલદાસે વિદ્વાન દેશભક્તના ગીતા સંબંધી વિચારો જાણવાને આ તક આપી છે, તે યોગ્ય છે.

પ્રા.

ચરોતર એજ્યુકેશન સોસાઇટીનો છઠ્ઠા વર્ષનો રીપોર્ટ, ૧૯૨૧-૨૨.

આ મંડળને અંગે પાંચ સંસ્થાઓ ચાલે છે. (૧) હાઇસ્કુલમાં ૨૮૫ વિદ્યાર્થીઓ ભણે છે અને શિક્ષકો કેળવણીને જ જીવનનો ઉદ્દેશ માનતા હોવાથી, સુંદર વાતાવરણ ઉત્પન્ન કરી શક્યા છે. (૨) ઔદ્યોગિક વર્ગોમાં ખેતીવાડી, કાંતવાનું, પીંજવાનું, વણવાનું, તથા ચિત્રકળાનું કામ શીખવવામાં આવે છે. (૩) વિદ્યાર્થી આશ્રમમાં આશરે ૮૦ છોકરાઓ રહે છે. (૪) બ્રહ્મચર્ય આશ્રમમાં સાત વિદ્યાર્થીઓ રહીને એક મહાન અખતરો કરી રહ્યા છે અને (૫) એક ઉત્તમ પ્રકારની પ્રાથમિક શાળા ચલાવે છે, જેમાં ૧૦૯ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

વિદ્યાર્થીઓને આર્થિક મદદ આપવા માટે એક સહકારી મંડળ સ્થપાયું છે તે તરફ અન્ય શિક્ષણમંડળોનું લક્ષ દોરીએ છીએ. કન્યા કેળવણીને ઉત્તેજન આપવા માટે ૧૩ ગામની કન્યાશાળાઓમાં ઈનામો અપાય છે, અને તે ઉપરાંત બે કન્યાઓને અમદાવાદ વનિતા વિશ્રામમાં ભણવા માટે મદદ કરવામાં આવી હતી. તે સિવાય ચરોતરની શાળાઓનો મરદાની રમતોનો મેળાવડો કરવામાં આવ્યો હતો.

શ્રી. મોતીભાઈ અમીન આ સંસ્થાથી છૂટા પડયા છે. તે છતાં એમના સાધુ જીવન તથા ચારિત્ર્યની અસર દરેક કામમાં જણાય છે. ઔદ્યોગિક વર્ગને અંગે ખેતીની સુધારણા વિષે ખાસ લક્ષ અપાય અને તેની ઘણી ખીલવણી થાય એવું અમે ઇચ્છીએ છીએ.

## સુરત વનિતાવિશ્રામનો સંવત ૧૯૭૬-૭૭ નો રીપોર્ટ.

બ્હેન બાળગૌરી મુનશી તથા બ્હેન શિવગૌરી ગજ્જરના અથાગ શ્રમને લીધે આ સંસ્થા ખીલતી જાય છે. સુરત વનિતા વિશ્રામની શરૂઆત આશરે સોળ વર્ષ પહેલાં થઈ હતી. દશ વર્ષ પછી મુંબઈમાં શાખા ખોલી અને સન ૧૯૨૧ ની શરૂઆતમાં ત્રીજી સંસ્થા રાજકોટમાં ઉઘાડવામાં આવી છે. ત્રણે આશ્રમોમાં વિધવા તથા સધવા સ્ત્રીઓ તથા કન્યાઓને રાખવામાં આવે છે અને અને તેમની માનસિક તથા આધ્યાત્મિક કેળવણી માટે વ્યવસ્થા કરવામાં આવી છે. વનિતા વિશ્રામની મુંબઈની સંસ્થામાં આશરે ૭૦ બાઇઓ રહે છે, અને અભ્યાસાર્થે મંગળદાસ નથુભાઈ કન્યાશાળામાં તેઓ જાય છે. ૧૯૧૬ સાલમાં ટ્રેનિંગ કૉલેજ ઉઘાડવામાં આવી હતી અને તેમાં આજ સુધી ૩૩૯ બાઇઓ શિક્ષણ લેતી હતી, તેમાંથી ૨૫૨ પરીક્ષામાં પાસ થઈ છે. આ કૉલેજનો લાભ મુખ્યત્વે પારસી બાઈઓ લે છે. પણ હિંદુ મુસલમાન સ્ત્રીઓએ વધારે પ્રમાણમાં લાભ લેવો જોઇએ. આ રિપોર્ટમાં સંસ્થાપિકાઓ લખે છે કે "ઉચ્ચ વર્ગની નિરાધાર હિન્દુ વિધવા બાઇઓ માટે આ કૉલેજ ઘણી જ ઉપયોગી છે. કારણ છેવટની હદ મુજબની ઉંચા પ્રકારની સ્ત્રી કેળવણી મળવા ઉપરાંત તેઓ સ્વતંત્રપણે ઘણી જ ઉત્તમ રીતે પોતાનું પોષણ કરવા માટે શક્તિવાન થઈ શકે છે, અને તેનો લાભ બીજાઓને પણ ઘણી જ સારી રીતે આપી શકે છે. વિધવાઓના સાધુ જીવન માટે સ્ત્રી કેળવણી મળવા ઉપરાંત સ્ત્રી શિક્ષકનો ધંધો ઉત્તમ છે. આ કૉલેજનો લાભ લેવા માટે દરેક બાઇને અમારી ખાસ ભલામણ છે. આશા છે કે આ સંસ્થાનો પુરતો લાભ લેવામાં આવશે.

સુરત વનિતા વિશ્રામનો આશરે ૧૦૦ બાઇઓ લાભ લે છે. પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી આપવાની વ્યવસ્થા થઈ છે અને તે ઉપરાંત ઔદ્યોગિક શિક્ષણવર્ગમાં શીવણ, ભરત, ગુંથણ, રેશમ ભરવાનું તથા કસબનું કામ શિખવવામાં આવે છે. ધર્મ-નીતિ, ચિત્રકલા, સંગીત વિગેરે પણ શિખવાય છે નર્સીંગ શિખવવા માટે ફંડ છે પણ હજી કોઈ વિદ્યાર્થિની તૈયાર થઈ નથી એ બાબત ગુજરાતી આગેવાનોએ લક્ષમાં લેવા જેવી છે.

રાજકોટ વનિતા વિશ્રામમાં ૫૦ બાઇઓ દાખલ થઈ છે અને ત્યાં પણ અનેક પ્રકારના શિક્ષણની વ્યવસ્થા થઈ છે.

આ સંસ્થાનો મૂળ હેતુ વિધવાઓને નિરૂપયી જીવનમાંથી બચાવી લઈ કુટુંબ તથા સમાજને ઉપયોગી બનાવવાનું છે તે પાર પાડવા માટે આ બન્ને બ્હેનોએ પોતાનું જીવન સંસ્થાને અર્પણ કર્યું છે, અને પોતાની શક્તિ પ્રમાણે મહેનત કરી રહ્યાં છે. સંસ્થાઓના કારભારમાં જે બાઈ બ્હેનો નીમાયાં છે તે વધારે ઉત્સાહ તથા ઉમંગથી શિક્ષણ પદ્ધતિ સુધારવા માટે સતત્ પ્રયત્ન કરતા રહેશે તો પુણાના સેવાસદનની માફક ગુજરાતી સમાજ સેવિકાઓ પુષ્કળ સંખ્યામાં તૈયાર થઈ આખા ગુજરાતમાં કામ ફેલાવી શકશે.

સુ. મ.

# ધારાસભાનો બહિષ્કાર

रत्नैर्महार्हैः तुतुषुर्न देवाः
न भेजिरे भीम विषेणभीतिम् ।
सुधां विना न प्रययुर्विरामम्
न निश्चितार्थात् विरमन्ति सन्तः*॥

## શ્રદ્ધાની ઓટ

કોઇ પણ દેશના ભીતરમાં થોડો ઘણો સડો પેસે, અને તેની શક્તિ ક્ષીણ થાય, ત્યારે જ તે બીજા દેશની ગુલામી ભોગવે છે, અને એ ગુલામીની સ્થિતિ પ્રજાના અંતરમાં વધારે ને વધારે ઉંડી ઉતરીને તેની શક્તિઓને વધારે ક્ષીણ કરે છે. અને ઇશ્વરના કોઇ અકળિત નિયમ અનુસાર જ્યારે પરાધીનતાની પરિસીમા ભોગવતી પ્રજા સફાળી જાગે છે, ત્યારે લડતના આરંભકાળમાં ઘણીયે વાર રાજસત્તાના પારાવાર જુલમથી પ્રજા પટકાઇને નરમ પડે છે તેમ મુત્સદ્દી રાજ્યપુરૂષો તેને મોહજાળમાંયે ફસાવે છે. બીજી બાજુએ પ્રજાનો પોતાનો નિશ્ચય શરૂઆતથીજ મક્કમ ન હોય, અને તેની શ્રદ્ધા શિથિલ હોય, તો રાજ્યકર્તાના જુલમથી હાર્યા પહેલાં, પોતાની આંતરિક નબળાઇથી અને શિથિલતાથીજ હારી જાય છે.

આ વાતનો સરસમાં સરસ દાખલો આજે આપણો દેશ આપે છે. આપણે સરકારની ધારાપોથી ઉપર ચઢેલા રૉલેટ કાયદાની સામે ઝૂઝ્યા અને તે, રદ કરાવ્યો. જલિયાંવાલા બાગમાં સેંકડો માણસની કતલ થઇ, અને સારા પંજાબમાં માર્શલ લૉથી કાળો કેર વર્તી ગયો, તેથી આપણે પાછા હઠ્યા નહિ. મુસલમાનોના પ્રાણરૂપ ખિલાફતને છિન્નભિન્ન કરીને અંગ્રેજોએ ખુદ ખલીફને ઇસ્તંબુલમાં પરહેજ કર્યો, તેના દુઃખથી આપણામાં નવું બળ આવ્યું. ગયા વર્ષમાં કેટલાયે પ્રાન્તોમાં સ્વયંસેવકો અને સભાઓની સરકારે બંધી કરી, ત્યારે તેનો ભંગ કરીને હજારો નવજુવાનો હસ્તે ચહેરે કેદમાં ગયા, અને ત્યાં અગણિત દુઃખ સહન કર્યાં. ગુરૂકાબાગમાં લાકડું કાપવાની સરકારે બંધી કરી, તેથી સેંકડો શૂરા શીખોએ સત્યાગ્રહનું શુદ્ધ રહસ્ય સમજીને જુલમગારોની લાઠી પ્રેમથી વધાવી લીધી. આમ સરકારે આપણા ઉપર જેમ વધારે અને વધારે સિતમ ગુજાર્યો, તેમ આપણી કળા ચઢતી જ ગઇ, પણ જે બહારના જુલમથી ન થયું, તે કદાચ અંતરની શંકાથી થાય! જેઓ જેલ અને લાઠી આગળ ન ડગ્યા, તેમનું શ્રદ્ધાબળ ખૂટી જતાં પાછા પણ હઠે!

પ્રજાનું શ્રદ્ધાબળ ઉતરતું જતું હતું તેને વળી સવિનય ભંગની સમિતિએ વધારે નીચે હડાર્યું છે.

## ધારાસભાનો સવાલ

સવિનય ભંગની લડત કરવાની જરૂરિયાત અને તૈયારી વિષે તપાસ કરીને ભલામણ કરવા માટે, મહાસમિતિએ ગયા જુન માસમાં પેટા સમિતિ નીમી.

---

* (દેવો અને દાનવો સમુદ્રમંથન કરતા હતા તે વખતે) સમુદ્રમાંથી અમૂલ્ય રત્નો નીકળ્યાં તેથી દેવો સંતોષ ન પામ્યા, તેમ તેમાંથી હળાહળ ઝેર નીકળ્યું તેથી બ્હી પણ ગયા નહિ. જ્યાં સુધી અમૃત ન મળ્યું ત્યાં સુધી તેઓ મંડયા જ રહ્યા. ધારેલો હેતુ પાર ન પડે, ત્યાં સુધી સત્પુરૂષો વિરમે જ નહિ.

તેણે સવિનય ભંગ કરવાની તો સલાહ નથી આપી, પણ તેના અર્ધા * ભાગના સભાસદોએ ધારાસભાની લડત ચલાવવાની ભલામણ કરી છે. તે પેટા સમિતિનો હેવાલ બ્હાર પડ્યા પછી તરત જ આવતી મહાસભાના ચૂંટાયલા પ્રમુખ દેશબંધુ દાસે પણ આ ભલામણને આગ્રહપૂર્વક ટેકો આપ્યો છે, તેથી આખા દેશનું ધ્યાન આજે એ સવાલપર રોકાયું છે.

લાંબી અને જુસ્સાદાર ચર્ચા થયા પછી ધારાસભાનો જે બહિષ્કાર કરવાનું બે વર્ષ ઉપર કલકત્તામાં વધુ મતે ઠરાવ્યું, અને જે બહિષ્કાર નાગપુરની મહાસભાએ સર્વાનુમતે કાયમ રાખ્યો, તે વિષે ચર્ચા કરવાને ફરીથી આખો દેશ રોકાય–માત્ર બે વર્ષ ઉપર જ રોપેલા બીજમાંથી જે કોમળ છોડ ખીલ્યો છે, તેનાં મૂળીઆં ખોદીને ફરીથી તપાસાય, એ સ્થિતિ દુઃખદાયક છે. છતાં આ પ્રશ્ન ફરીથી ઉપસ્થિત થયો જ છે, અને તેના ઉપર ગયામાં મળનારી મહાસભામાં છેવટનો નિર્ણય કરવાનો જ છે, એટલે ધારાસભાના પક્ષની દલીલો જરા વિગતવાર તપાસવી જોઇએ.

## ગાંધીજીની ગિરફતારી

પણ એ પહેલાં આ પેટા સમિતિ જે સંજોગોમાં નીમાઇ તે જરા જોઇએ. સાધારણ રીતે એમ કહેવાય છે કે બારડોલીમાં મોટી ઝુંબેશ કરવાની ભારે તૈયારીઓ ચાલતી હતી, તેના ઉપર આખા દેશની આશા ઠરી હતી, તે વખતે ચૌરીચૌરામાં પોલિસના માણસો ઉપર ભારે અત્યાચાર થવાથી મહાત્મા ગાંધીજીએ પોતાની લડત અટકાવી, તેથી જ દેશમાં ભારે નિરાશા ફેલાઇ, અને ધૂજ નબળાઇ જામી ગઇ. પણ આ સમિતિ જણાવે છે, તે મુજબ ગાંધીજીએ પહેલાં પણ દક્ષિણ આફ્રિકામાં તેમ જ હિન્દુસ્થાનમાં કેટલીયે વાર આવી લડતો મુલતવી રાખેલી અને તેથી પ્રજાને થોડોક વખત આઘાત પણ પહોંચેલો. પણ તેમની અસાધારણ શક્તિથી તેઓ થોડા જ માસમાં આખી પ્રજાને પાછી ઉત્સાહી કરી દેતા. આથી સમિતિ આજની રીતે ધારે છે કે બારડોલીના ઠરાવથી જે વાદળ દેશ પર ઘેરાયું હતું, તે તેમના ચમકતા તેજથી થોડા જ વખતમાં વિખેરાઇ જાત, ને વળી પાછા કોઇ મોટી ઝુંબેશ ચલાવવાને–કોઇ ભારે કાર્યક્રમ પાર પાડવાને આપણે કમર કસીને લાગ્યા હોત.

આવી રીતે ગાંધીજીની ગેરહાજરીથી જ દેશમાં સર્વત્ર મંદતાની શાંતિ છવાઇ ગઇ. પવન બંધ પડવાથી દરિયામાં સપાટાબંધ માર્ગ કાપતાં વહાણ થંભીને ઉભાં રહે, તેમ ગાંધીજીની ગેરહાજરીથી આખો દેશ સ્તબ્ધ અને દિગ્મૂઢ થઇ ઉભો રહ્યો. ખૂનખાર લડાઇ દરમ્યાન સેનાધિપતિ ઓચિંતો અલોપ થાય, અને તેથી બિનકેળવાયલું લશ્કર સ્થંભિત થઇ જાય, તેમ આપણી પ્રજાને થયું.

## બે ત્રુટીઓ

પણ જો આ મંદતાની આ ચિકિત્સા જ ખરી હોય, તો આ સમિતિને કંઈ નવો વિચાર કરવાનો જ ન હતો. ગાંધીજીએ જ જેલ જતાં પહેલાં જે ત્રુટીઓ બતાવી હતી, તેને જ સાંધવાની સલાહ આપવાની જરૂર હતી. આ ત્રુટીઓ બે હતી: (૧) જનસમુદાયની, (૨) કાર્યકર્તાઓની. મુંબઇનાં અને ચૌરીચૌરાનાં તોફાનોથી ગાંધીજીએ લડત મુલતવી રાખી ત્યારે તેમણે ઉત્સાહની ન્યૂનતાનો દોષ નહોતો કાઢ્યો, પણ તેના અવ્યવસ્થિત દુરુપયોગનો અને હિંસાની વૃત્તિનો જ વાંક કાઢ્યો હતો. તેથી જ મુંબઇનાં રમખાણો પછી ગઈ સાલ નવેંબર માસમાં મળેલી કાર્યવાહક સમિતિએ પ્રજાબળને નિયમિત કરવાને સ્વયંસેવક સૈન્યની પાકી વ્યવસ્થા કરવાની ભલામણ કરી હતી. આ સૂચનાનો જો થોડોઘણો પણ અમલ કોઇ કોઈ પ્રાન્તોમાંયે થયો હોત તો તેનાં અમૂલ્ય ફળ આપણે આજે જોઈ શકત. પણ ગાંધીજી ગિરફતાર થયા, તે પહેલાં એ વ્યવસ્થા કરવાને યોગ્ય અવસર કોઇને મળ્યો જ

* હકીમ અજમલખાનજી, શ્રીયુત્ પંડિત મોતીલાલ નેહરૂ અને શ્રીયુત્ વિઠ્ઠલભાઈ પટેલ. બીજી પાસ ડૉ. અન્સારી, શ્રીયુત્ કસ્તુરીરંગ આયંગર અને શ્રીયુત્ રાજગોપાલાચારી ધારાસભાનો બહિષ્કાર કાયમ રાખવાની જ ભલામણ કરે છે.

નહિ, અને તેમના કારાવાસ પછી કોઇને તે વાત રૂચી નહિ.

બીજી ત્રુટી મહાત્માજીને ગયા ફેબ્રુઆરી માસમાં દિલ્હીમાં મળેલી મહાસમિતિમાં દેખાઇ, અને તેથી તેમના કાળજામાં ખંજર ભોંકાયું. તેમણે તે મહાસમિતિના વલણ ઉપરથી તા. ૫–૩–૨૨ ના નવજીવનમાં “મારી નિરાશા” એ મથાળા નીચે નીચેના શબ્દો લખ્યા છે:

હું એકાએક નિરાશ નથી થઇ શકતો........પણ આ વખતની મહાસમિતિએ મને નિરાશ કર્યો કહેવાય.

‘શાંતિ’ શબ્દનો ઉચ્ચાર કરતાં છતાં, આપણે મનમાં અશાંતિને સેવીએ છીએ. મનમાં ગુસ્સો ભર્યો છે. ‘મુખમેં રામ, બગલમેં છૂરી’ એવા બગ ભગત કંઈ સ્વર્ગે જઇ શકે?........હું જોઉં છું, કે મારો દુરૂપયોગ થઈ રહ્યો છે; મારે નામે ચૌરીચૌરાનો ગુન્હો થયો, હું સવિનય ભંગની વાત કરૂં છું, તો સાંભળનાર ‘વિનય’ પદને ઉડાવી દઇ, કેવળ ‘ભંગ’ પદનું જ ગ્રહણ કરે છે...... ભંગની સાથે ઉદ્ધતાઈ, અસત્ય ઈત્યાદિ જોઇએ છે.

એ સભાના અનુભવ ઉપરથી મહાત્માજીને સ્પષ્ટ રીતે લાગ્યું, કે દેશના આગેવાનોના મોટા ભાગનું લક્ષ સત્ય અને અહિંસાનાઈ શુદ્ધ વૃત્તિ કેળવવા પર નથી પણ **येन केन प्रकारेण**–કોઇ પણ રીતે–સરકારને રંજાડવા પર જ છે. સવિનય ભંગ એ શબ્દોમાં મહાસમિતિના સભાસદોને પણ વિનય શબ્દની કિંમત નથી તેમ અસહકારના વિશેષણ રૂપ ‘અહિંસાત્મક’ શબ્દની યે ગણત્રી નથી. તેમને મુંબઇના અને ચૌરીચૌરાના હુલ્લડથી તો ઘણું જ માઠું લાગેલું જ હતું, પણ લગભગ દોઢ વર્ષથી સાથે કામ કરનાર બુદ્ધિશાળી આગેવાનો પણ આ લડતનું ખરૂં રહસ્ય નથી સમજ્યા, એ જોઇને, તેમની નિરાશાનો પાર ન રહ્યો.

આ બન્ને ત્રુટીઓ રચનાત્મક કાર્યક્રમથી સુધરી શકે એમ હતું. પ્રજાનું આંતરિક બળ કેળવાય, તેની વ્યવસ્થાશક્તિ વધે, તે સબળ ને સમૃદ્ધિવાન થાય, અને શત્રુની સાથેની લડત મુલ્તવી રહેવાથી શાંતિના સમયમાં પ્રેમ અને વિનયનો પાઠ પણ બરાબર શીખી શકે, એવો અવસર પ્રજાને મળ્યો. પણ ગાંધીજીની ગેરહાજરીથી જે નિરાધારતા ફેલાઇ, તેથી આ ક્રમના ઉપર દેશને પૂરી શ્રદ્ધા ન બેઠી, અને તેથી દેશને ફરીથી જાગૃત કરવાનો નવો માર્ગ શોધવાને સમિતિએ વિચાર કરવા માંડયો.

§ બારડોલીમાં પસાર કરેલા ઠરાવમાં “શાંતિ (અહિંસા) અને વ્યાજબીપણું (સત્ય) એ મહાસભાના ધ્યેયનો સાર છે” એવા શબ્દો હતા તેમાંથી મહાસમિતિએ કૌંસમાં લખેલા–અહિંસા અને સત્ય–એ શબ્દો ઉડાવી દીધા હતા.

## ધારાસભાનો પક્ષ

સમિતિએ સર્વાનુમતે એવો નિર્ણય કર્યો છે કે હાલના સંયોગોમાં સવિનય ભંગની લડત કરવી યોગ્ય નથી. તેથી પ્રજાને જાગૃત કરવાને અને સરકારને નમાવવાને ધારાસભાની ચળવળ સિવાય બીજો માર્ગ નથી, એમ સમિતિના ત્રણ સભાસદોએ સૂચવ્યું છે, ત્યારે બાકીના ત્રણ સભાસદો ગાંધીજીને ચીલે ગીલે વધારે જોશ અને આગ્રહથી આગળ વધવાની ભલામણ કરે છે. આ સભાસદોની દલીલોમાં ઉતરતાં પહેલાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ, કે રચનાત્મક કાર્યક્રમની માફક ધારાસભાની લડત પણ સરકારની સામે બેઠો બળવો કરવાનું જોશ અને તાકાત આપે, તેટલે જ અંશે તે ઉપયોગી ગણાય. તો આવો બળવો કરવાની વધારે યોગ્યતા, વધારે વહેલી આ બેમાંથી કઇ રીતે મેળવી શકાય? કદાચ ધારાસભાને ખતમ કરી શકાય, તો પણ તે પછી જો સરકાર આપણને સ્વરાજ ન આપે, તો વળી પાછો બળવો કરવો પડે ખરો કે નહિ?–અને જો એ બળવો કરવાનો રહે, તો તેને માટે ફરીથી સ્વયંસેવકો વગેરેનું કામ કરવાનું રહે કે નહિ?

આ સવાલોનો સમિતિએ ચોકખો વિચાર કર્યો હોય એમ જણાતું નથી. ધારાસભાના હિમાયતીઓએ એવી સૂચના કરી છે કે:

(૧) આવતી સાલ ચુંટાવાની ધારાસભા માટે મહાસભા તરફથી યોગ્ય ગૃહસ્થોએ ઉમેદવારી કરવી, અને તેમણે બને તેટલી સંખ્યામાં ચુંટાવાનો મહા પ્રયાસ કરવો.

(૨) આ ચુંટણીના પરિણામો જણાયા પછી, આવતી સાલ ડિસેંબરની શરૂઆતમાં મહાસભાની બેઠક ભરીને, ચુંટાયલા સભાસદોને, તેમની કાર્ય-દિશા સૂચવવી. તેમનો એવો અભિપ્રાય માલમ પડે છે કે, જે પ્રાંતમાં મહાસભાની બહુમતિ થાય, ત્યાં સરકારના દરેક દરેક કાયદા વગેરેનો વિરોધ કરીને, ધારાસભાના કાર્યને અશક્ય બનાવવું, અને આવી રીતે સુધારાના તંત્રને તોડવું; અને જ્યાં મહાસભાના પૂરતા ઉમેદવારો ન ચુંટાય ત્યાં તેમણે બરતરફ ન થવા જેટલી જ વખત ધારાસભામાં હાજર રહેવું, અને બાકીનો વખત ત્યાંથી દૂર રહેવું.

આ ભલામણ કરનાર સભાસદોની વિચારસરણિ કંઇક આવી જણાય છેઃ ધારાસભા ગમે તેવી કૃત્રિમ નાટકરૂપ છે છતાં પણ, તે આખી પ્રજાનું ભલું કે ખૂરૂં કરવાની ભારે સત્તા ધરાવે છે; તે જે ધારા-ધોરણ બાંધે છે, તેને આપણે વશ થવું પડે છે, તે જે કર નાંખે છે, તે આપણે આપવા પડે છે; ધારા-સભાનો આપણે બહિષ્કાર કરીએ, તો હાલની મા-ફક ખુશામતીઆઓ અને મોડરેટો જરા પણ તક-લીફ વગર તેમાં ઘુસી જાય, અને તેમને બગલમાં રાખીને સરકાર આપણા ઉપર જે જુલમ કરે, તે આપણે વેઠવો પડે; તેથી મોડરેટોને આવી રીતે જુલમ કરતા અટકાવવાને માટે આપણે ધારાસભમાં દાખલ થવું જોઇએ; વળી આપણે બહુમતિમાં હોઇએ, તો ધારાસભાનો ઢાંકપિછોડો ખતમ કરીને સરકારની આપખૂદી સારી દુનિયાની આંખ આગળ આપણે ખુલ્લી કરી શકીએ.

## ચુંટણીની ચળવળ

આમાં પહેલી દલીલ તો એ છે, કે ધારાસભાની ચળવળ કરવાથી ફરીથી આપણા દેશના ચારે ખૂ-ણામાં રાજકીય ચળવળ જોશભેર જામે, અને હાલ ચોમેર ફેલાયેલું મંદતાનું વાતાવરણ વિખરાઇ જાય. અલબત્ત જેઓ ધારાસભાની પ્રવૃત્તિથી સરકારના ઉપર કંઇ પણ છાપ પાડી ન શકાય એમ માને છે, તેઓ પણ આ કારણસર તેને જરૂર વધાવી લે, પણ સવાલ વિચારવાનો તો એ છે કે હાલનો કાર્ય-ક્રમ અમલમાં મૂકવાનું જોર જે પ્રજામાં નથી, તે ધારાસભાની પ્રવૃત્તિને વેગથી ચલાવીને ખૂબ જાગૃત થાય ખરી ? અને જો કદાચ તે આ પ્રવૃત્તિ જોરથી મંચાવે તો તે કયા હેતુથી પ્રેરાશે—પ્રજાબળને પોષવાના આંતરિક હેતુથી કે સરકારને દંડાવવાના બાહ્ય હેતુથી ? અને જો આવા બાહ્ય હેતુથી જ પ્રજામાં ઉહાપોહ થાય તો તે કેટલો વખત ચાલશે, અને તેનું છેવટનું પરિણામ શું આવશે ? આપણે જાણીએ છીએ, કે જે બીજા દેશોમાં પાર્લામેન્ટની પદ્ધતિ ચાલુ છે, ત્યાં ચુંટણીના વખત દરમ્યાન જ, આગે-વાન લોકો ગામગામડે ફરે છે, અને ધારા-સભામાં દાખલ થયા પછી તેમને ચુંટનાર લોક-સંઘમાં થોડો જ રસ લે છે.—જે કંઇ રસ હોય તે ધારાસભામાં જ ઠાલવે છે. તો અહિંયાં પણ એ સંભવતું નથી, કે ધારાસભામાં ચુંટાવાના જ કંઇક સ્વાર્થી હેતુથી ઉમેદવાર થયેલા આગેવાનો થોડા માસ થોડી ઘણી ચળવળ કરશે, અને તેઓ ધારા-સભાના પિંજરામાં પૂરાશે, તે પછી, પાછી સુમસામ શાંતિ ફેલાશે ?

આમ જે ક્ષણિક પ્રવૃત્તિ થાય, તેને પણ વધાવી લેવાનું કદાચ મન થાય. તેથી તેના મોટા દોષ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. આજે દેશમાં મહા-સભાનો એક જ પક્ષ નથી. જમીનદારો અને મિલ્કત-દારો, મોડરેટો અને સ્વતંત્રવાદીઓ, એવા અનેક પક્ષ પડયા છે. આ ઉપરાંત દુર્ભાગ્યે, ધર્મ અને જાતિના ઝગડાથી પણ આપણે મુક્ત થયા નથી. મદ્રાસ અને મુબઇ ઈલાકાના કેટલાક ભાગમાં બ્રાહ્મણ અને અબ્રા-હ્મણનો ઝઘડો તો ચાલુ જ છે, બંગાળ, બિહાર અને સંયુક્ત પ્રાન્તમાં જમીનદારો અને રૈયતનાં દિલ જુદાં છે. પંજાબમાં હિન્દુ મુસલમાન શીખો વચ્ચે હજી પૂરી એકદિલી થઈ નથી. દેશના લગભગ છઠ્ઠા ભા-ગની અંત્યજ કોમ તો સૌથી નિરાળી જ છે, અને સરકાર તથા ખ્રિસ્તીઓના હાથમાં વધારેને વધારે જકડાતી જાય છે. આવી સ્થિતિમાં ચુંટણીને માટે જુદી જુદી જાત, મત અને સ્વાર્થવાળા ઉમેદવારો બ્હાર પડે, મહાસભાની તરફથી પણ ઘણે ઠેકાણે

જોઇએ તે કરતાં વધારે ઉમેદવારો ચુંટાવા નીકળી પડે, અને આ સર્વે તથા તેમનો જુદા જુદા અનુયાયી, દેશમાં ચારે માસ પોતપોતાની ઇલાયદી પ્રવૃત્તિથી ખૂબ ઘોંઘાટ કરી મૂકે, આમાં દેશના સવાલો ચર્ચાય તો ખરા જ પણ દરેક ઉમેદવાર તે પોતાની દૃષ્ટિથી જ ચર્ચે અને એકંદરે, ધારાસભા માટે પોતાની લાયકાત બતાવવાને માટે જ. આમ જે પ્રવૃત્તિ થશે, તે બસૂરી, તૂટેલી, પરસ્પર વિરોધી અને થોડે ઘણે અંશે સ્વાર્થ અને અહંતાથી પ્રેરાયલી હશે. જે પશ્ચિમના દેશોમાં તે સદીઓથી જામેલી છે, ત્યાં પણ એનાં દૂષણો છડેચોક ગવાય છે. તો તેને આપણી અધકચરી દશામાં આપણે સ્વીકારીએ, તેથી લાભ કરતાં વધારે હાનિ થવાનો સંભવ છે.

### " મોડરેટને હઠાવો "

બીજી દલીલ એ છે, કે આપણો બહિષ્કાર કાયમ રહે તો હાલની માફક ખુશામતીઆઓ, અને મોડરેટો ફરી પાછા ધારાસભામાં ઘુસી જાય, અને તેઓ આપણા ઉપર જુલમ ગુજારવામાં સરકારને પૂરેપૂરી મદદ આપ્યાં કરે. આ દલીલમાં એવી સમજ જોવામાં આવે છે, કે મોડરેટ કહેવાતા ભાઇઓ કંઇક આપણાથી જુદી જ જાતના, આપણા કટ્ટા દુશ્મનો છે, અને તેમનું નિકંદન કરવામાં અથવા તેમને પૂરેપૂરા તાબે કરવામાં જ આપણો સ્વાર્થ રહેલો છે. આના જેવો મોટો ભ્રમ બીજો ન હોય. આપણે યાદ રાખવું જોઇએ, કે સુધારાનો વિચાર કરવાને ૧૯૧૮ ની ખાસ કોંગ્રેસ મળી ત્યાં સુધી, તેઓ આપણી સાથે જ હતા–તેમની સાથે મળીને જ ૧૯૧૬ ની લખનૌની યાદગાર બેઠકમાં, આપણે સ્વરાજની યોજના ઘડેલી, અને હિન્દુમુસલમાનની એકતા પણ સાધેલી. પણ જે સુધારાને આપણે માત્ર નિઃસત્ત્વ જ નહિ, પણ પ્રપંચની જાળ સમાન ગણીએ છીએ, તેમાં તેઓ સ્વરાજનાં બીજ જુવે છે, અને તેથી જે નવા બંધારણને આપણે ખતમ થયેલું જોવા ઇચ્છીએ છીએ, તેમાંથી પ્રજાને માટે બને તેટલો લાભ ઉઠાવવા તેઓ માગે છે. ઉલટી ધારાસભાનો આપણે બહિષ્કાર કર્યો, એટલે તેમાં સહેલાઇથી દાખલ થઇને તેઓ સરકાર સાથે પૂરો સહકાર કરી રહ્યા છે. તેમનામાં વિદ્વત્તા અને મુત્સદ્દીપણું આપણા કરતાં વધારે છે. તેમનામાં કેટલાક સાચા દેશસેવકો પણ છે. આવા વર્ગને તોડવાને નહિ–કારણ કે તેને તોડી શકાય તેમ જ નથી–પણ તેને બને તેટલે અંશે આપણી સાથે લેવાની જ આપણી નેમ હોવી જોઇએ. સૌ કોઇ કબૂલ કરે છે, કે જો તેઓ આપણી સાથે ભળે, તો સરકારને ઘડીના છઠ્ઠા ભાગમાં નમ્યું આપવું પડે.

હવે આ વર્ગને ધારાસભામાંથી દૂર કરવાના જ હેતુથી જો આપણે ઉમેદવારી કરીએ, તો તેમના પર શી અસર થાય ? તેમનો માર્ગ અત્યાર સુધી આપણે મોકળો કરી આપ્યો છે, તેમાં ફરીથી આપણે હરિફાઇ કરીએ, એટલે આપણી સામે તેઓ ઉલટા વધારે ઉશ્કેરાય, અને સરકારની સાથે તેમણે જે ગાંઠ બાંધી છે તે વધારે મજબૂત થાય. વળી, હાલ તો તેઓ ધારાસભામાં લગભગ એકલા હોવાથી સરકારનાં અયોગ્ય પગલાંની સામે ઝીણો સૂર પણ ઉચ્ચારે છે તે આપણી હરિફાઇથી બંધ થઇ જાય, અને બંડખોરોના હુમલાની સામે ધારાસભાને બચાવવાને તેઓ સરકારની વ્હારે પણ ધાય. પણ ધારો, કે આપણી ચળવળથી ધારાસભામાં તેમની સંખ્યા બહુ જૂજ થાય, અથવા નાબૂદ થાય. છતાંયે બ્હાર રહીનેયે, તેઓ બંનતો ટેકો આપી શકશે. વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ, કે આ પક્ષમાં જેમ બાહોશ મુત્સદ્દીઓ છે, તેમ જમીનદારો અને પૈસાવાળાઓ પણ તેમાં ભળતા જાય છે. બીજા દેશોમાં મોટા મૂડીવાળા, થોડા માણસો પાર્લામેન્ટમાં હોય છે ત્યાં પણ, બ્હાર રહીને, આખા રાજતંત્રને રમકડાંની માફક હાથમાં રમાડે છે, એ આપણે ક્યાં નથી જાણતા ? ઈંગ્લંડના અને અમેરિકાના ભલભલા દેશભક્તો અને પાર્લામેન્ટના સભાસદો રાતદિવસ ધમસાણ મચાવીને જે નથી કરી શકતાં, તે બ્હાર રહેલા કરોડપતીઓ આંખના પલકારામાં કરાવી લે છે. તેથી એ ચોક્કસ સમજવું, કે આપણે ધારાસ-

ભામાંથી મોડરેટોને દૂર કરીશું, તો તેઓ સરકારમાં પૂરા ભળી જશે, અને બ્હાર રહીને ગે તેમની અક્કલ અને પૈસાથી સરકારને હાલના કરતાંએ વધારે સિતમ ગુજારવામાં સહાય આપશે.

## ધારાસભામાં બહુમતિ

ચુંટણીની ચળવળ કર્યા પછી, અને મોડરેટોને હઠાવ્યા પછી ઓછી સંખ્યામાં હોઇએ તો ધારાસભામાંથી દૂર રહેવાની અને વધુ સંખ્યામાં હોઇએ તો ધારાસભાને ખતમ કરવાની સૂચના થયેલી છે. આ ઉપરથી સામાન્ય રીતે એમ લાગે કે ધારાસભામાં બહુમતિ મેળવી શકવા વિષે સમિતિના સભાસદોને શક રહે છે. તેની સાથે એ પણ ચોક્કસ છે, કે ઘણાખરા પ્રાન્તોમાં બહુમતિ મેળવવાની પૂરી આશા તેમને ન હોત, તો તેઓ આ પ્રવૃત્તિની ભલામણ કરત નહિ. તેથી આગળ ચર્ચા કરતાં પહેલાં, એ વિચારવું જોઇએ, કે ધારાસભાઓમા બહુમતિ મેળવવાની કેટલી આશા રાખી શકાય?

સુધારાનો અમલ શરૂ થયો તે પહેલા મોડરેટ પક્ષના એક બાહોશ' આગેવાને સુધારાનો અમલ કરવાની ખૂબ ભલામણ કરતે' કરતે પણ ચોકખી આગાહી કરી હતી, કે ઘણાખરા પ્રાન્તોમાં તેમના અને આપણા પક્ષના સભાસદો મળીને પણ પ્રજામતની બહુમતિ નહિ થઇ શકે, અને તેથી રાજતંત્રની ખરી લગામ આ નવા યુગમાં પણ સરકારના હાથમાં જ રહેશે. અને જો કે આપણા પક્ષે ધારાસભાનો બહિષ્કાર કર્યો છે, છતાં પણ તેમની ભવિષ્યવાણી ખરી જ પડી છે, એમ કહી શકાય. પહેલાં આપણે જ મુંબઇ ઇલાકો લઇએ. કુલ ૧૧૧ સભાસદોમાંથી ૧૮ અમલદારો અને ૬ બિનઅમલદારો મળીને કુલ ૨૪ સરકાર તરફથી નીમાય: પછી મિલમાલેકો અને વેપારી મંડળો ૮ ચુંટે અને જમીનદારો અને સરદારો ૩ ચુંટે; મુસલમાનો, યુરોપીઅનો વગેરે મળીને બીજા ૧૮ ચુંટે. આમાંથી મૂડીવાળા, ઇલ્કાબધારીઓ અને જમીનદારો તો સરકારની જ દોસ્તી કરે, એટલે કુલે ૧૧૧ સભાસદોમાંથી ૩૫ તો ચોકખા સરકાર પક્ષના જ ગણાય એટલે બાકી રહેલી ૭૬ જગ્યામાંથી મહાસભા કેટલી હાથ કરી શકે એ જ જોવાનું રહ્યું. આપણે એ પણ જાણીએ છીએ, કે આખા ઇલાકામાં અને ખાસ કરીને સિંધમાં મુસલમાનો ઘણા પછાત છે. ત્યાં જમીનદારો ને ખુશામતીઆઓની ખૂબ લાગવગ ચાલે છે. તેમ જ મહારાષ્ટ્રીઓ ધારાસભાની ગમે તેટલી ઝુંબેશ ચલાવે, પણ તેમને કબૂલ કરવું જ પડશે કે તેમના તેમ જ કર્ણાટક પ્રાન્તના બ્રાહ્મણ અને અબ્રાહ્મણ વર્ગો વચ્ચે મોટો ભેદ પડયોછે, અને અબ્રાહ્મણ વર્ગ ઉપર મહાસભાના કરતાં સરકારની વગ વધારે પહોંચે છે. તેથી ગુજરાતમાં મહાસભાના લગભગ પૂરેપૂરા ઉમેદવારો ચુંટાય, તો પણ આખા પ્રાન્તની ધારાસભામાં મહાસભાના પક્ષની સંગીન બહુમતિ થાય કે નહિ એ શંકાસ્પદ છે.

મદ્રાસમાં તો સુધારાના વહિવટથી બ્રાહ્મણ-અબ્રાહ્મણનો ઝગડો વધારે ઉગ્ર સ્વરૂપમાં ફાટી નીકળ્યો છે, અને વધુ સંખ્યા ધરાવનાર અબ્રાહ્મણો, મહાસભામાં થોડા જ ભળ્યા છે, એટલે ત્યાં તો બહુમતિ ન જ મળી શકે એ ચોક્કસ છે. એ વાત પણ સૂચક છે કે કંઇક જૂદા જૂદા વલણના સમિતિના બન્ને મદ્રાસના સભાસદોએ ધારાસભાની વિરૂદ્ધ જ પોતાનો મત આપ્યો છે. આમ દેશના બે મોટા આગેવાન પ્રાન્તોમાં બહુમતિ મેળવવાની આશા ન હોય, તો પછી તેની ઝુંબેશ ચલાવવાથી શો ફાયદો?

સંયુક્ત પ્રાન્તમાં, બિહારમાં અને બંગાળમાં જમીનદારો અને રૈયતનાં મોટાં તડ છે. ગયા વર્ષ દરમ્યાન સંયુક્ત પ્રાન્તમાં તો કિસાનોએ ખૂબ ચળવળ કરી હતી, અને કેટલેક ઠેકાણે હુલ્લડ પણ મચાવ્યું હતું. તેથી જમીનદાર પહેલાં કરતાં પણ વધારે ભાગે રૈયત પક્ષના વિરોધી થયા છે. બિહાર અને બંગાળના પણ કિસાનો મહાસભાનો ઝુંડો ફરકાવીને ધારાસભા ઉપર ચઢાઇ કરશે, ત્યારે સરકાર જમીનદારોને જરૂર સીસકારશે, અને મહાસભાના ઉમેદવારોને તોડવાને બનતો પ્રયાસ કરશે. પંજાબમાં, હિન્દુ, મુસલમાન અને શીખનો પરસ્પર સંબંધ હજી નિશ્ચિત થયો નથી, જુદા પ્રતિનિધિઓ મેળવવાની

શીખોની માગણી તો હજી કાયમ છે. અને તે પ્રાન્તના નરકેસરી લાલા લજપતરાય જેલમાં છે તે વખતે, પંજાબ ધારાસભાની લડત ભાગ્યે જ લડી શકશે. વળી એ પણ વિચાર કરવા જેવું છે, કે પોતાના દેવાલયોના રક્ષણને માટે મરણીઆ અકાલીઓ સર્વસ્વની આહુતિ આપી શીખોના ઇતિહાસમાં પોતાનાં નામ અમર કરે છે તે વખતે, ધારાસભાઓને માટે અંદર અંદર હુંસાતુંસી કરતાં પંજાબીઓ શરમાશે નહિ ?

વડી ધારાસભાની ને રાજસભાની તો આથી પણ વધારે ભૂંડી સ્થિતિ છે. તેની ચુંટણીમાં મત આપવાને માટે મિલ્કતનું ઉંચું ધોરણ રાખેલું છે, એટલે મહાસભાના ઉમેદવારો ત્યાં થોડી જ સંખ્યામાં દાખલ થઈ શકશે.

આમ સારા દેશની, અને ઘણા ખરા પ્રાન્તોની ધારાસભામાં બહુમતિ મળવાનો થોડો જ સંભવ છે, અને જ્યાં કદાચ બહુમતિ મળી શકે, ત્યાં કાં તે આગેવાનોની ખોટ છે, અથવા તેમનું વલણ ધારાસભાની વિરૂદ્ધ છે. આ સ્થિતિમાં ધારાસભાની લડત લડવી એ જેટલું અસહકારના સિદ્ધાંતની વિરૂદ્ધ છે, તેટલું જ વ્યવહારિક દૃષ્ટિએ અયુક્ત છે.

### ચુંટાયા પછી બહિષ્કાર

ધારાસભામાં ઓછી સંખ્યામાં હોઇએ તો તેમાંથી બાતલ ન થવાય એટલી જ વાર હાજરી આપીને, અને બાકી નિયમિત રીતે ગેરહાજર રહી, તેના સંખ્યાબળ અને પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવાની સલાહ આપવામાં આવી છે. સભાસદોની બધીએ સૂચનાઓમાં આ વધારેમાં વધારે પાંગળી લાગે છે. આપણે સુધારાની કોડી જેટલી પણ કિંમત કરી નથી, એટલે પહેલેથી જ આપણા મનમાં તો ધારાસભાની પ્રતિષ્ઠા વસી જ નથી. તેમાં વળી આપણે ધારાસભાનો બહિષ્કાર કર્યો, સુનંદા દેશનાયકોએ ઉમેદવારી પાછી ખેંચી લીધી, ૮૦ ટકાથી પણ વધારે મતાધિકારીઓએ ચુંટણીનો બહિષ્કાર કર્યો અને પછી છેલ્લાં બે વર્ષથી આપણાં સેંકડો ભાષણો અને લખાણોમાં ધારાસભાને એક ફારસ ગણીને તેની મશ્કરી કરી, તે પછી હવે પાછી તેની પ્રતિષ્ઠાને કમી કરવાને આવો મહાભારત પ્રયાસ કરવાની જરૂર રહી છે ? જે સરકાર પ્રજાના રતિપૂર પણ વિશ્વાસ વગરના સભાસદોથી ચલાવી લે છે, તે તેમની સંખ્યા કમી થયેલી જોઇને શું ગભરાઇ જશે ? એમ પણ કેમ ન માની શકાય કે આપણી ગેરહાજરીથી આજે સરકાર રાચે છે, તો થોડી ઘણી ટકટક કરતા સભાસદોની સંખ્યા પણ ઓછી થયેલી જોઇ વળી વધારે ખુશી નહિ થાય ?

### ધારાસભામાં રચનાત્મક કાર્યક્રમ

ધારાસભામાં બહુમતિ મળે, તો તેને સપાટાબંધ ખતમ કરવાની ભલામણ સમિતિના ત્રણ સભાસદો કરે છે. અલબત્ત તેમણે એ તો કબૂલ જ કર્યું છે, કે દેશના મોટા ભાગના સાક્ષીઓ ધારાસભાની ચળવળથી વિરૂદ્ધ છે. પણ જેઓ તેમને ટેકો આપે છે, અથવા તેમનાથી વિરૂદ્ધ હોવા છતાં પણ ઉલટતપાસમાં તેમને કંઇક ટેકો આપતા જણાયા છે તેમનામાંયે આ વિષે ભારે મતભેદ છે. કેટલાક સમય વર્તીને કામ કરવાની સલાહ આપે છે, કેટલાક રચનાત્મક કાર્યક્રમને પાર ઉતારવામાં ધારાસભાની પૂરી મદદ લેવા માગે છે, અને થોડાકજ ધારાસભાનો સદંતર નાશ કરવાની મુરાદ રાખે છે.*

* કુલ ૪૬૫ સાક્ષીઓએ આ સમિતિ આગળ જુબાની આપી તેમાંથી ૩૦૨ પૂરા બહિષ્કાર કરવાની તરફેણમાં હતા. બાકીના ૧૬૩ સાક્ષીઓએ જુદી જુદી રીતે ધારાસભાની ચુંટણીની લડતની તરફદારી કરી પણ તે પૈકી ૮૫ સાક્ષીઓ તો માત્ર મહાસભાને નામે બીજા પક્ષના સાક્ષીઓની માફક દેખીતીરીતે રચનાત્મક કાર્યક્રમ પાર પાડવા માટે ધારાસભામાં જવા ઇચ્છે છે. માત્ર ૧૫ જ સાક્ષીઓ ધારાસભાને ખતમ કરવાના જ હેતુથી ત્યાં જવા ઇચ્છે છે, પણ ઓછી સંખ્યામાં હોય તોયે જાય કે નહિ તે સમજાતું નથી. અને ઓછી સંખ્યામાં હોયે તો બહાર રહેવાની સલાહ ૧૮ જ સાક્ષીઓએ આપી છે. આ ઉપરથી ધારાસભાની લડતના પક્ષને કેટલો ટેકો મળે છે તે દેખીતું છે.

ધારાસભાના હિમાયતીઓનો આ મોટો મતભેદ જ તેમની નિર્બળતાનું એક મોટામાં મોટું ચિન્હ છે. તેમની કાર્યપદ્ધતિઓ વચ્ચે ભેદની રેખાઓ ધીમે ધીમે અદષ્ટ થવાનો ને પરિણામે ધારાસભામાં ગયા પછી તેમની અનિશ્ચયાત્મકતા અને નિર્બળતા ખુલી પડવાનો—જેઓ એક પક્ષની તરફથી ગયા હોય તેઓ બીજામાં સરી પડવાનો, અને સૌએ ક્રમે ક્રમે વધારે ઉગ્ર સ્વભાવના અને તીખી જીભવાળા મોડરેટો બની જવાનો ભય રહે છે. આજેજ જે પક્ષમાં અનેક સૂર છે, તેમાંથી મહાસભાના ગમે તેવા ઠરાવો છતાં પણ એક સૂર જામવાની શી ખાત્રી? ત્રણ ત્રણ મહાસભાના ઠરાવો છતા પણ આજે ધારાસભાની વાત સાંભળીએ છીએ, તો પછી ભવિષ્યની મહાસભાની આણ વધારે વર્તે એમ કોણ માનશે?

હવે પહેલું તો એ જોઇએ કે ધારાસભામાં જઇને રચનાત્મક કાર્યક્રમ પાર પાડવાથી શો ફાયદો થાય? આ કાર્યક્રમનો ખરો હેતુ જ પ્રજાબળ વડે પ્રજાનું ઐક્ય અને સમૃદ્ધિ સાધવાનો છે. એટલે ધારાસભાથી તે પાર પાડવાંનો વિચાર કરવો, એજ બેહૂદું ગણાય. વળી એ પણ સ્પષ્ટ જ છે, કે આ કાર્યક્રમ એ કંઇ છેવટનો હેતુ નથી, પણ સ્વરાજ મેળવવાનુ સાધન છે—સ્વરાજ મેળવવાના વધારે ઉગ્ર સાધન રૂપ બળવાની સ્થિતિને માટે લાયકાત વધારવાને પણ તે એક રીતે નિમાર્યો છે. પણ ધારાસભામાં જઇને સરકારી નિશાળોનો કાર્યક્રમ સુધારવાથી અથવા દારૂની થોડી દુકાનો બંધ કરવાથી તો આપણે બંડ કરવાની સ્થિતિએ ન પહોંચીએ પણ વધારે ને વધારે મોળા પડીએ. આમ બન્ને રીતે જોતાં રચનાત્મક કાર્યક્રમને નામે ધારાસભામાં જવું, એ તેનો ભારેમાં ભારે અનર્થ કર્યો ગણાય.

### "ધારાસભાને તોડો"

હવે રહી વાત ધારાસભાને તોડવાની. સુધારાના કાયદાના કાબેલ અભ્યાસીઓ આપણને બતાવી શકે, કે જો આપણે બહુમતિમાં હોઇએ, તો સરકારના અને ખાસ કરીને પ્રધાનોના તમામ કાયદાઓ, અંદાજપત્રો વગેરેનો વિરોધ કરીને, અને સભાની બીજી એવી કેટલીએ ચાવીઓ દબાવીને આપણે આખા તંત્રને સ્થંભિત કરી શકીએ. પણ રાજ્યદ્વારી લડતમાં માત્ર કાયદાનો વિચાર કરવાનો નથી હોતો. જેમને અંગ્રેજ સરકારનો એક પણ કાયદો માન્ય નથી, અને જેમને ખાસ કરીને સુધારાના કાયદામાં તો ચોકખું તર્કટ અને છેતરપંડી જણાય છે, તેઓ તેની ચર્ચાની પંચાતમાં પડે જ શું કામ? આપણે એ પણ જાણીએ છીએ, કે જેમ આપણને એ કાયદાની કિંમત નથી, તેમ સરકાર પણ ગમે ત્યારે તેને આખો એ ખિસ્સામાં મૂકવાની અથવા તેની કલમે કલમનો ગંભીર દુરૂપયોગ કરવાની તાકાત ધરાવે છે. આ સ્થિતિમાં કાયદાની કલમના બળે નહિ પણ શુદ્ધ રાષ્ટ્રબળથી જ સરકારને હંફાવી શકાય એમ છે, અને જેટલે અંશે ધારાસભાની લડતની લાલચ આપણને રાષ્ટ્રસેવાના ધોરી માર્ગમાંથી નીચે ઉતારે છે તેટલે અંશે, તે ઘણી જ હાનિકારક છે.

ધારાસભા એ ચર્ચા અને વિવાદનું એક સ્થાન છે. આપણે તેને ઘણીવાર વિદ્યાર્થીઓની 'ડીબેટીંગ ક્લબ' જોડે સરખાવી છે. એક ઇલાયદા મકાનમાં બધાને ભેગા મળી, ખૂબ રસથી ચર્ચા કરવાની સુંદર તક સરકાર આપે છે. પણ સરકારના કુલ રાજતંત્રના એક ચક્રને પણ ધારાસભાનાં પ્રચંડ વાક્બાણથીયે અટકાવી શકાય એમ નથી. શું ખરેખર પંડિત મોતીલાલજી અને દેશબન્ધુ દાસ એમ માનતા હશે કે પ્રધાનોનું અંદાજપત્ર ધારાસભા ફેંકી દેશે, તેને બીજે દિવસે સરકારને સ્હેજ પણ મુંઝવણ થશે, અને રાજવહિવટ ચલાવવામાં તેને જરાયે અગવડ આવશે? અને જો એમ ન થાય, તો વળી સરકારની સામે જંગ મચાવવાનો તો રહે જ તો આજથીજ એ જંગને માટે સીધી તૈયારી શામાટે ન કરવી?

પણ આપણને એમ સમજાવવામાં આવે છે, કે નવા સુધારાનું તંત્ર અટકી જશે, એટલે અંગ્રેજ સરકારનો 'ભરમ' સારી દુનિયામાં ફુટી જશે, પણ

આપણે કોનો ભ્રમ ભાંગવો છે ? આપણો ભ્રમ તો ક્યારનો ભાંગી જ ગયો છે. સારી દુનિયા તો જૂદા જૂદા ભાગમાં વહેંચાયલી છે. તે પોતપોતાની જ દૃષ્ટિએ વિચાર કરે છે. મહાત્મા ગાંધીજીએ અસહકારનો ઝુંડો ફરકાવ્યો, ત્યારથી જ દુનિયાના રાષ્ટ્રવાદીઓની અને મજૂરપક્ષની તો આંખ ઉઘડી જ ગઈ છે. અને સામ્રાજ્યવાદીઓ અને મિલકતદારોનો ભ્રમ તો આપણે ગમે તે કરીશું, પણ ભાંગવાનો જ નથી. ઉલટું જેમ જેમ આપણે વધારે ને વધારે આગળ વધીશું તેમ તેમ આપણી બાહોશ સરકાર તેમના મગજમાં વધારે ને વધારે ઝેર રેડશે, આપણે તેમની તો આશા રાખી જ નથી અને રાખવાનાયે નથી. આ સ્થિતિમાં દુનિયાના ક્યા માણસોની આગળ અંગ્રેજોનું પોકળ ખુલ્લું કરવા માટે આ પ્રયાસ કરવો પડે એ સમજાતું નથી.

સુધારાને તો આપણે ખોટો રૂપીઓ સમજીએ છીએ તો તેના પર હથોડા શા માટે મારવા ? જે હીરો નથી પણ કાચ છે તેના ચૂરા કરવાની શી જરૂર ?

### આયર્લેંન્ડ અને મીસર

ઇતિહાસ પણ ધારાસભાઓથી આપણને ચેતવે છે. પાર્નેલની આગેવાની નીચે આયર્લેંડના મૂઠીભર સભાસદોએ બ્રિટિશ પાર્લામેન્ટમાં ખૂબ ધાંધલ મચાવી હતી. જો એ ધાંધલ જ ચાલુ રહી હોત, તો આજેય તે દેશના નસીબમાં બેડી જ લખી હોત. પણ તેના વીર અને સાહસિક પુત્રોએ પાર્લામેન્ટની સામે પીઠ ફેરવી પોતાનું જૂદું તંત્ર જમાવ્યું અને તેના પ્રહારથી જ અંગ્રેજી તંત્રના ચૂરેચૂરા કર્યા, અને ત્યારે જ તે દેશ સ્વતંત્ર થયો. સિન-ફિન પક્ષવાળાઓએ પાર્લામેન્ટની ઉમેદવારી કરીને તેની જગ્યાઓ ખાલી રાખી તેથી એ લડતમાં એક દોકડાભાર પણ ફેર પડયો હોય એમ જણાતું નથી.

પણ કદાચ આપણે માટે વધારે બંધબેસતો દાખલો મીસરનો છે. ત્યાંની ધારાસભા બોલાવીને સરકાર કંઈ જ કામ લઇ શકતી નથી, કારણ કે જે કોઇ ચુંટાય છે, તે સરકારના કટ્ટા દુશ્મન હોય છે. તેથી આજે લોર્ડ એલેન્બીને સામાન્ય દિવાની વહિવટ પણ ધારાસભાના કાનૂનની રાહે નહિ, પણ માર્શલૉના અમલથી જ ચલાવવો પડે છે. કદાચ દેશબંધુ દાસ, હિંદી સરકારની પણ આવી જ વલે કરી મૂકવા માગતા હશે. પણ મીસરનો છેલ્લાં થોડાં વર્ષોનો ઇતિહાસ જોતાં માલમ પડશે, કે ઝગલુલ પાશા અને તેના અનુયાયીઓએ ધારાસભામાં ઝુંબેશ ચલાવીને આ સ્થિતિ ઉત્પન્ન નથી કરી, પણ દેશના ખૂણેખૂણામાં અને ગામેગામમાં, દેશની સ્વતંત્રતાનો જોશ ફેલાવીને જ તેમણે ધારાસભાને ખતમ કરી છે. ત્યાં પણ અનેક જાતો ને અનેક ધર્મના માણસો વસે છે, અને તેઓ સર્વે મીસરની સ્વતંત્રતા વિષે અને અંગ્રેજોને રવાના કરવા વિષે મક્કમ છે. આપણને પણ ધારાસભાને બરખાસ્ત કરવાનું મન થાય એ સ્વાભાવિક છે. પણ તે ધારાસભાની લડત ચલાવવાથી નહિ થાય પણ પ્રજાના અંગેઅંગની પરિપૂર્ણ જાગૃતિના પરિપાક રૂપેજ થઇ શકશે.

### સિદ્ધાંતનો વિરોધ

પણ આ તો બધી વહેવારની વાત થઇ. તેમાં કદાચ સમાધાન પણ હોઇ શકે. પણ સિદ્ધાન્તની દૃષ્ટિએ જોતાં તો ધારાસભાનો સ્પર્શ પણ ન કરી શકાય. અસહકારનો અર્થ જ એ છે કે ખિલાફત અને પંજાબમાં દગો દેનાર સરકારના કોઈ પણ અંગમાં સમાઇ ન જવું, તેમ તેના મુખ્ય તંત્રનું વહન કરવામાં જરાયે જવાબદારી ન લેવી. દુનિયાની સૌ સરકાર હાલ રાજા કે પ્રમુખ, પ્રધાનમંડળ અને ધારાસભાઓની મળીને બનેલી હોય છે. ધારાસભા એ બંધારણ મુજબ સરકારનું એક આવશ્યક અંગ છે, અને તેથી જ તે મ્યુનિસિપાલિટી કે લોકલબોર્ડ વગેરે ગૌણ સંસ્થાઓથી જૂદી પડે છે. તેની ચુંટણીમાં ઉમેદવારી કરવી, એ રાજદરબારમાં દાખલ થવાની અરજી આપવા બરાબર છે. અને તેમાં દાખલ થઈ રૂડું કે ભૂંડું કંઇ પણ કામ કરવું, એ દરબારમાં મ્હાલવા બરાબર છે. હમણાં આપણી સરકાર પાછી હઠી છે, છતાં પણ ખિલાફત અને તુર્કી વિષે પોતાની ભૂલ

સાફસાફ કબૂલ નથી કરતી. પંજાબના અત્યાચારને માટે હજી તે પ્રાયશ્ચિત્ત નથી કરતી; ઉલટું કેટલાયે પ્રાન્તમાં અને હમણાંજ ગુરુ–કા–બાગ આગળ તેણે ખૂબ સિતમ વર્તાવ્યો છે. બે વર્ષ ઉપર જે દરબારનો આપણે ઇરાદાપૂર્વક ત્યાગ કર્યો ને તે પછી અનેક જુલમ અને ત્રાસ સહન કરતે છતે પણ તેના સામે નજર ન કરી, એનો તરફ હવે પાછાં પગલાં વાળીશું? અને અત્યાર સુધીમાં આશા અને શ્રદ્ધાથી જે નવો માર્ગ કાપ્યો, તેને આપણે વિસરી જઇશું? શું કલકત્તા અને નાગપૂરમાં આજની દલીલો ફરીફરીને નથી ચવાઇ, અને તેનો સંપૂર્ણ વિચાર કરીને આપણે ધારાસભાનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનું વ્રત નથી લીધું? સૌ કબૂલ કરે છે, કે આ બે વર્ષમાં નવો માર્ગ ખેડવાથી જનસમાજમાં અસાધારણ જાગૃતિ અને વ્યવસ્થાશક્તિ આવ્યાં છે. આપણે ખાદીનો નવો ઉદ્યોગ વસાવ્યો છે, અનેક શાળાઓ, પાઠશાળાઓ અને વિદ્યાપીઠો સ્થાપ્યાં છે, દારૂની ખપત ઓછી કરી છે, અને એકંદર સાદાઇનું અને સંસ્કૃતિનું નવું વાતાવરણ જમાવ્યું છે. જેટલી સહનશક્તિ અને ક્ષાત્રબળ આપણે આગલાં ૫૦ વર્ષમાં નથી બતાવ્યાં તેવાં આ બે વર્ષમાં દાખવ્યાં છે. આમ છતાં ચૌરીચૌરા જેવા હુલ્લડથી આપણી વ્યવસ્થાશક્તિમાં ન્યૂનતા લાગી, એટલે જરા મજલ અટકાવી, અને તેવામાં વળી ગાંધીજી ગિરફતાર થવાથી આપણામાં જરા મંદતા આવી. તો હવે એ વ્યવસ્થાશક્તિ સંપૂર્ણ કરી, અહિંસાતત્ત્વ ખીલવી, શાંતિનું વાતાવરણ જમાવી, અને પ્રજાને ફરીથી જાગૃત કરીને આપણે કાપેલે રસ્તે જ આગળ મજલ કરીશું અને સરકાર ઉપર છેવટનો છાપો મારી સ્વરાજ મેળવીશું, કે વ્હીલે મોડે પાછા ધારાસભા તરફ વળીને પહેલાંની જૂનીપૂરાણી રીત મુજબ ધારાસભામાં જીભાજોડી કરવાનું પસંદ કરીશું?

વળી એ પણ ધ્યાનમાં રાખવું કે ધારાસભામાં જવાથી શાળાઓના અને અદાલતોના ક્રમ પર પણ મીંડું જ વળશે. સરકારના તંત્રમાં ભળેલો માણસ સરકારી શાળા કેમ છોડાવી શકશે, અને સ્વતંત્ર શાળાઓ કેવી રીતે સ્થાપશે? તેમ સરકારી અદાલતોને કોરાણે મુકાવી તે પંચાયતો પણ કેમ ચલાવી શકશે? અત્યાર સુધીની આખી ઇમારતનો પાયો ધારાસભાના બહિષ્કાર ઉપર જ રહેલો છે. તે ખસવાથી બધીયે ઇમારત જમીનદોસ્ત થાય એ સ્વાભાવિક છે.

આમ ધારાસભાની તરફના અને તેની વિરુદ્ધના પક્ષનો ભેદ ચોકખો છે. તેમની વચ્ચે કંઇ પણ સમાધાનને અવકાશ નથી. ધારાસભાની પ્રવૃત્તિને અસહકારના સિદ્ધાન્તો સાથે, તેમ જ ગાંધીજીનાં વચનો સાથે ઘટાવવાનો પ્રયત્ન મિથ્યા છે. ધારાસભાવાદીઓએ વાંકીચૂંકી દલીલો આપવા કરતાં, તેમના હેવાલમાં ચોકખી વાત કરી હોત, કે અમને ગાંધીજીની અસહકારની લડતમાં શ્રદ્ધા પડતી નથી, તેમની ગેરહાજરીમાં તે લડત ચલાવવાની અમારી નજરમાં કોઈમાં તાકાત નથી, ને તેથી અમે તો પાછા હઠીને જૂનાપૂરાણા ચીલામાં ચાલવા ઇચ્છીએ છીએ, તો એ તેમને વધારે શોભત. તેમના હાથ લડતને માટે સળવળી રહ્યા છે. તેમને મોડરેટને હઠાવવા છે, સરકારને હંફાવવી છે, અને તો મહાત કરવી છે, ત્યારે ચુસ્ત અસહકારીઓને તો હજી આંતરિક પ્રવૃત્તિ કરવી છે, પ્રજાના દિલને સુધારવું છે અને તેની શક્તિને ખીલવવી છે. આ બે પક્ષ વચ્ચે માનસિક વલણનો આસમાન જમીનનો ફેર છે, અને તે ચોકખી રીતે જ જોવાથી આપણો ભવિષ્યનો માર્ગ વધારે સરળ થશે.

ત્યારે શું કલકત્તાની મહાસમિતિની બેઠક, અને પછી ગયાની મહાસભાની બેઠકમાં આ બે પક્ષ વચ્ચે તૂટ પડશે? બહુમતિના ઠરાવને બીજા પક્ષના અનુયાયીઓ માન આપી તેનો અમલ કરશે ખરા? કે આવતા વર્ષમાં પણ આપણી અંદર વિગ્રહ જ કાયમ રહેશે, અને ફરી પાછી સભા બેઠકે પોતપોતાનું બળ અજમાવવા બન્ને પક્ષ [illegible] દેખાડશે? આ સવાલનો જવાબ આજે આપ[illegible] સાધનોના [illegible] પણ

એટલું તો ચોક્કસ છે, કે શુદ્ધ અસહકારીઓ જે કાર્યક્રમને પોતાના ધર્મ સમાન ગણે છે, તેને જરાયે તિલાંજલિ આપશે નહિ. તેઓ બહુમતિમાં હશે તો પણ સામા પક્ષ તરફ સહિષ્ણુતા બતાવશે અને તેમનાથી અલગ રહેવા છતાં તેમની સાથે વેર નહિ બાંધે. કદાચ તેઓ હારી જશે તોયે પોતાના માર્ગે આગળ અને આગળ પ્રયાણ કર્યા જ જશે, પોતાના દેશબંધુઓ તરફથી તેમજ સરકાર તરફથી જે મુસીબતો નડશે તેને ફુલની માફક વધાવી લેશે, અને આ દેશમાંથી સર્વે પ્રકારની ગુલામીનો અંત આવશે અને સૌના દિલમાં ચેતન અને આનંદ પ્રેરતો સ્વતંત્રતાનો સૂર્ય ઉગશે, ત્યાં સુધી તેઓ અનંત આશાથી અને અપરિમિત ઉત્સાહથી અંત પર્યંત ઝૂઝશે.

न निश्चितार्थात् विरमन्ति सन्तः।

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# હિંદી જકાતી કમિશન

હિંદી જકાતી કમિશનની મુખ્ય ભલામણોનો સારાંશ અમારા ગયા અંકમાં અમે આપી ગયા છીએ. આ ભલામણોથી હિંદની ઔદ્યોગિક ખીલવણી કેટલે અંશે થશે એનો અમે અત્ર વિચાર કરીશું. આખી દુનિયાના સુધરેલા દેશોમાં રક્ષણીય જકાતનીતિ સ્વીકારાયેલી છે એટલું જ નહિ, પણ છેલ્લાં બે વર્ષોથી દરેક દેશ, આર્થિક જરૂરીઆતોમાં સ્વાવલંબી થવાને માટે આયાત પરનો જકાતવેરો વધાર્યે જ જાય છે. અમેરિકામાં નવું જકાતી બિલ (Protection Bill) રાજસભામાં વધુ મતે પસાર થયું છે, અને આ ખરડાથી ત્યાંની રક્ષણીય જકાતનીતિ—જો કે અમેરિકા *ઔદ્યોગિક અને આર્થિક દૃષ્ટિએ જોતાં દુનીઆમાં* સંપૂર્ણ વિકસિત દેશ છે તોપણ—વધારે રક્ષણીય બનશે. જાપાનમાં પણ એમજ છે. ઇટાલી, ફ્રાન્સ, બેલ્જીયમ અને બ્રિટિશ શહેનશાહતના સંસ્થાનોએ પણ રક્ષણીય જકાતનીતિને વધારે રક્ષણીય બનાવી છે. લડાઈ પહેલાં ફક્ત ઈંગ્લાંડજ ( અને તેથી હિંદુસ્તાન ). અબાધિત જકાતનીતિનું ( Free Trade ) હિમાયતી હતું અને આમ હોવાનું કારણ મનુષ્યજાતિની ભલાઇ [illegible] સરળપણું પોતાનો આર્થિક અને ઔદ્યોગિક [illegible] એ અબાધિતનીતિથીજ જાળવી શકાય એમ હતું. ઈંગ્લાંડની લડાઈ પહેલાંની જકાતનીતિને અબાધિત જકાતનીતિ કહેવી એ ભૂલ કહેવાય. ખરી રીતે જોતાં ઈંગ્લાંડની જકાતનીતિ તે દેશનેજ સર્વ આર્થિક લાભો થાય એવી રાખી હતી, પછી ભલે તેને ગમે તે નામથી ઓળખાવવામાં આવે. આજે ઈંગ્લાંડ પણ રક્ષણીય જકાતનીતિ સ્વીકારી છે. ઉદ્યોગોના રક્ષણાર્થે રચાયેલો, સ્વીકારાયેલો અને અમલમાં મૂકાયેલો કાયદો આ વાતની સાક્ષી પૂરે છે. દુનીઆમાં રક્ષણીય જકાતનીતિ સર્વત્ર માલુમ પડે છે, એટલે જો બીજા કોઈ પણ કારણને લીધે નહિ તોપણ પોતાના આર્થિક લાભો સાચવવાને ખાતર હિંદુસ્તાનને પણ તે *નીતિ સ્વીકારવાની આવશ્યક્તા છે.*

હિંદની જકાતનીતિ આજસુધી ઈંગ્લાંડના લાભને માટે ઘડવામાં આવતી. સંયુક્ત કમિટીની ભલામણ પ્રમાણે હિંદને આર્થિક સ્વતંત્રતા કેટલીક શરતોએ બક્ષવામાં આવી છે એટલે ઈંગ્લાંડની જકાતનીતિ હિંદની જકાતનીતિ હવે નહિ રહે. હિંદુસ્થાને પોતાની જકાતનીતિ પોતાના આર્થિક અને ઔદ્યોગિક લાભાર્થે ઘડવી જોઇએ. વિવિધ દૃષ્ટિએ વિચાર કરતાં વિવેકબુદ્ધિથી અમલ થયેલી રક્ષણીય જકાતનીતિ

હિંદની સર્વોત્તમ જકાતનીતિ છે એમ કમિશન એકમતે ભલામણ કરે છે, પણ વિરૂદ્ધ મતની નોંધ દ્વારા પાંચ સભાસદોએ 'વિવેક'શબ્દ કાઢી નાંખી રક્ષણીય જકાતનીતિ એ સર્વોત્તમ નીતિ છે અને તેનો અમલ ત્વરાથી થવો જોઇએ એવી ભલામણ કરી છે.

ઇ. સ. ૧૮૮૦ સુધી હિંદ એક સર્વસંપન્ન દેશ હતો. ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગ યથા પ્રમાણમાં ખીલેલા હતા અને તેથી દેશમાં આર્થિક (Economic soundness) સંગીનતા હતી. લોકોની સઘળી જરૂરીઆતો દેશમાં જ પાકતી ચીજોમાંથી પૂરી પડતી એટલું જ નહિ, પણ હજારો રૂપીઆની કિંમતનો માલ તૈયાર થઈ પરદેશ ચડતો. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના આગમનથી આ સ્થિતિમાં ફેરફાર થયો. પાશ્ચાત્ય દેશોના યાંત્રિક બળની સહાયથી બનેલા માલની આયાતથી હિંદના હાથથી વણાએલા અને બનાવેલા માલનો વપરાશ ઘટી ગયો. અનર્ગલ સ્પર્ધા સામે હિંદી માલ ટકી શકયો નહિ. જુની પદ્ધતિનાં ઉત્પાદક સાધનોમાં ફેરફાર નહિ થવાથી હિંદના સઘળા હુન્નર ઉદ્યોગો પડી ભાંગ્યા. આ ઔદ્યોગિક ક્રાન્તિના સમયે, જ્યારે જુની ઉત્પાદક પદ્ધતિ નાશ પામતી હતી ત્યારે, હિંદુસ્થાન જો એક સ્વતંત્ર દેશ હોત તો દરેક સ્વતંત્ર દેશની માફક નવીન પદ્ધતિ દાખલ કરી હજારો રોજી વિનાના વણકરો અને કારીગરોને તેણે રોજી આપી હોત; પણ પરદેશી સ્વાર્થી સરકારના અંતરમાં લેન્કેશાયર અને માન્ચેસ્ટર, અંગ્રેજ મૂડીવાળાઓ અને વહાણના કાફલાના માલેકોનું જ હિત હંમેશાં પ્રાધાન્યપણું ભોગવતું એટલે નવીન પદ્ધતિ દાખલ કરવાનું તો દૂર રહ્યું, પણ કોઇ જો એને દાખલ કરવા જાય તો તેના રસ્તામાં પણ અંતરાય નાંખવામાં આવતો. આથી હિંદની વસ્તીનો ચોથો ભાગ જે અત્યારસુધી વણાટ અને કારીગિરીપર રોજી મેળવી ગુજરાન ચલાવતો, તે રોજી વગરનો થયો અને જમીન પરનું દબાણ ખૂબ વધી પડયું. આ પરિણામ જેટલું જલદી આવ્યું તેટલું જલદી કદાચ ન આવંત, પણ હિંદમાં બનેલા માલપર ઇંગ્લાંડે અસેંથી ત્રણસેં ટકા જકાતવેરો નાંખી–અને કેટલીક ચીજોની આયાત તદન બંધ કરી, હિંદી ઉદ્યોગોને કચરી નાંખવાની બાજી ખેલી. દરમ્યાન હિંદમાં આયાતના માલપર કોઇપણ જાતનો જકાતવેરો નહિ હતો, તેમજ નિકાસ થતા માલપર પણ કોઇપણ જાતની જકાત હતી નહિ. અમે બેધડક કહીએ છીએ કે આ પદ્ધતિ જાણી જોઇને જ સ્વીકારવામાં આવી હતી, કારણ કે ઔદ્યોગિક ક્રાન્તિ પછી ઈંગ્લાંડ દુનીઆનું કારખાનું બન્યું હતું, અને તેથી તેને કાચા માલની જરૂર હતી. વળી તૈયાર થયેલા માલને માટે બજારની પણ આવશ્યકતા હતી. જો હિંદ ફક્ત કાચો માલ પેદા કરે અને ઈંગ્લાંડમાં બનેલો માલ ખરીદે, તો ઈંગ્લાંડના મૂડીવાળાઓને ભાવતું થઈ પડે. આ હેતુથી 'ચાલવા દો' (Laissez Faire) એ જાતની નીતિ સ્વીકારવામાં આવી. હિંદના હુન્નર ઉદ્યોગોને જાણી જોઇને કચરી નાંખવામાં આવ્યા. એ નીતિને લીધે આજે હિંદ સ્વાધીન અને સ્વાવલંબી દેશ મટી માત્ર કાચો માલ ઉત્પન્ન કરનાર ક્ષેત્ર તથા પાકો માલ ખરીદનારૂં મોટું બજાર બન્યું છે. આજે દેશમાં લગભગ ૭૨ ટકા વસ્તીનો ભાગ ખેતીવાડી પર ગુજરાન ચલાવે છે, અને તેથી જ્યારે મેઘ રાજા રીસાઇ જાય છે ત્યારે હજારો માણસો રોજી વગર ભૂખેમરતા થઇ જાય છે. દેશમાં વધતી જતી ગરીબાઇ અને કંગાલિયત ઘટાડવા ઉદ્યોગની ખીલવણીની ખાસ જરૂર છે. હિંદના ઉદ્યોગોને અર્વાચીન પદ્ધતિ પર ખીલવવામાં નહિ આવ્યા તેનું માત્ર એક જ કારણ છે, કે એમ કરવાથી ઈંગ્લાંડના લાભને હાનિ પહોંચતી હતી. પણ હવે વસ્તુસ્થિતિ બદલાઇ છે એટલે હિંદના ઉદ્યોગોની ખીલવણીની વાતો ચાલે છે.

ઔદ્યોગિક કમિશને (૧૯૧૮) દુકાળનાં દુઃખો દૂર કરવા, ગરીબાઇ ઘટાડવા, લોકોની તંદુરસ્તી સુધારવા, સંપત્તિ વધારવા, હુન્નર ઉદ્યોગોની ખીલવણીની ખાસ જરૂર છે, એમ જણાવ્યું હતું. જકાતી કમિશને પણ શરૂઆતમાં જ કહ્યું છે કે આ દેશની વિશાળતા, ક્ષેત્રફળ, વસ્તી, અને કુદરતી સાધનોના પ્રમાણમાં

દેશનો ઔદ્યોગિક વિકાસ થયો નથી. આવો વિકાસ બધી રીતે બહુ લાભકારક છે. ઔદ્યોગિક ખીલવણી માત્ર રક્ષણીય જકાતનીતિથી જ થતી નથી. તે માટે બીજાં સાધનોની પણ જરૂર છે. નવાઇ જેવું તો એ છે કે જકાતનીતિનો પ્રશ્ન ઔદ્યોગિક વિકાસને માટે ચર્ચવામાં આવ્યો હતો, છતાં સરકારે બીજી બધી દૃષ્ટિએ જકાતનીતિ નક્કી કરવાને સૂચના કરી, મૂળ મુદ્દાને વીસારે મુક્યો છે. આ કમિશનની આગળ મુખ્ય પ્રશ્ન કેવી જકાતનીતિથી દેશના હુન્નર ઉદ્યોગને ખીલવી શકાય એ છે. એ પ્રશ્નની આગળ મહેસુલ મેળવવાના તેમજ માલ ખરીદનારાઓનું હિત જાળવવાના પ્રશ્નો ગૌણ સ્થાન ભોગવે છે. જો દેશમાં હુન્નર ઉદ્યોગોને ખીલવવા જ હોય તો લક્ષ્યબિંદુ નક્કી કરી, અડચણો ને ક્ષણિક ગેરલાભો તરફ ધ્યાન નહિ આપતાં હિંમતથી અને સાહસથી આગળ વધવું જોઇએ. હિંદની નોકરશાહીની બલિહારી છે કે એક પ્રશ્નનો નીવેડો એક કમિશનથી આવી શકે એમ હોવા છતાં, કમિશનને એક પ્રશ્નની એક બાજુ તપાસવા આપી, બીજી બાજુ તપાસવાની કે તે પર ભલામણ કરવાની બંધી કરવામાં આવે છે. આથી દરેક કમિશનની ભલામણો એકતરફી હોઇ આખરે નિરુપયોગી નીવડે છે. વાત એમ છે કે હિંદ ખેતીવાડીનું ક્ષેત્ર બન્યુ છે. કરોડોના કાચા માલની દર વર્ષે નિકાસ થાય છે અને કરોડોના પાકા માલની આયાત થાય છે. લોકો ભૂખે મરે છે. ખાવાને અન્ન નથી, પહેરવાને વસ્ત્ર નથી, સુવાને ઘર નથી. મોજશોખની વાત તો સ્વપ્ને જ રહી! પ્રત્યેક હિંદીને પૂરતું ખાવાનું, પહેરવાનું અને ઓઢવાનું મળે, એજ માત્ર પ્રત્યેક હિંદીની આજે આકાંક્ષા છે; અને જ્યાંસુધી ઔદ્યોગિક વિકાસ નહિ થાય ત્યાંસુધી એમ બનવું અસંભવિત છે. આ માટે ઘણાં સાધનોની અપેક્ષા છે, પણ ખાસ જરૂર જકાતવેરો નાંખીને પરદેશી માલની હરીફાઇની સામે દેશના ઉદ્યોગોને રક્ષણ આપવાની છે. દેશમાં કાચો માલ છે, મજૂરી જોઇએ તેટલી અને સસ્તી છે, મૂડી છે, બજાર પણ છે, પણ હુન્નર ઉદ્યોગો ખીલવી શકાતા નથી; કારણ કે યાંત્રિક બળની સહાયથી બનેલા પરદેશી માલની હરીફાઇમાં અત્રેના નવા ઉદ્યોગો ટકી શકતા નથી. આથી જ જે હુન્નર ઉદ્યોગોની શરૂઆત કરવામાં આવે છે, તે થોડા વખતમાં પડી ભાગે છે. ક્યાં પરદેશના મોટા પાયાપર કરોડોની મૂડીથી વેપારરોજગારની સંપૂર્ણ કુનેહથી ચાલતાં કારખાનાઓમાં પાકેલો માલ, અને ક્યાં હિંદનાં તડફડતાં કારખાનાઓમાં બનેલો માલ! જો આવી સ્થિતિમાં ઔદ્યોગિક વિકાસ ન થઇ શકે તો તે સ્વાભાવિક છે. કુદરતે હિંદને મહાન્ ખેતીવાડીતો તેમજ ઔદ્યોગિક દેશ થઇ શકે તે માટે પૂરતાં સાધનો આપ્યાં છે. એટલે હિંદની આજની ઔદ્યોગિક ખીલવણીની ન્યૂનતાનું કારણ કુદરત નથી પણ મનુષ્ય છે. જો હિંદમાં હુન્નરઉદ્યોગો ખીલવવા હોય તો પહેલાં જકાતવેરો નાંખી, મોટી પાળ બાંધી પરદેશથી આવતા માલને અટકાવવાની જરૂર છે. આ પાળ બાંધ્યા પછીજ બચવાની આશા રાખી શકાય. રક્ષણનો કોટ ઉભો કર્યા પછી, એ કોટની દિવાલો પાછળ આપણા હુન્નર ઉદ્યોગો ખીલવવાને માટે તન મન અને ધનથી મંડી જવાથી ફક્ત ૨૦ વર્ષમાં સઘળા મહાન હુન્નર ઉદ્યોગો પગભર થશે એટલું જ નહિ, પણ દેશમાં સમૃદ્ધિ ખીલી નીકળશે, દેશમાં ભૂખમરો ઓછો થશે અને લોકો સુખી થશે. અમારૂં કહેવું એમ નથી કે ફક્ત જકાતી કોટ બાંધવાથી જ ઔદ્યોગિક ખીલવણી થશે. આવો કોટ તો ભરતી ખાળવાને માટે જ છે. હુન્નરો ખીલવવાને માટે બીજાં સાધનોની પણ તેટલી જ આવશ્યક્તા છે, પણ તે પહેલાં ઉગતા હુન્નરોને ધોઇ નાંખતાં ભરતીનાં પાણીને રોકવાની જરૂર છે.

વિવેક બુદ્ધિથી અમલ થયેલી રક્ષણીય જકાતનીતિ કમિશને સ્વીકારી છે. આ ભલામણ તદ્દન અર્થ વગરની છે. જ્યારે હિંદીઓ રક્ષણીય જકાતનીતિની માગણી કરે છે, ત્યારે તેઓ, દુનિયાના જે ઉદ્યોગો આ દેશમાં ખીલવી શકાય એમ છે તેને માટે જ માગણી કરે છે. દુનીઆનો જે હુન્નર ઉદ્યોગ

આ દેશમાં ખીલવી શકાય એમ ન હોય, તો પછી વિવેકબુદ્ધિની વાત કરવામાં શો સાર છે ? આ વિવેક બુદ્ધિની વાત એ પરદેશી મૂડીવાળાઓનો સ્વાર્થ સંભાળવાની નોકરશાહીની બાજી છે. જોકે વિરુદ્ધ મત દર્શાવતી નોંધે એ વાત બતાવવા પ્રયત્ન કર્યો છે તો પણ તે અસંતોષકારક છે. મુખ્ય ભલામણની નિરૂપયોગીતા સહેજે જણાય એમ છે. જણાવવામાં આવ્યું છે કે આવી રક્ષણીય જકાતનીતિ અમુક હુન્નર ઉદ્યોગોને માટે જરૂરની છે એમ જ્યારે જકાતી બોર્ડને ખાત્રી થાય ત્યારે રક્ષણ આપવું. આ ખાત્રી શરૂઆતથી કોઇને પણ આપી શકાય એમ નથી, એટલે એનો અર્થ એમજ થાય કે રક્ષણ આપવું નહિ. આથી સૂચવેલી નીતિ નકામી છે, કારણ કે ઉદ્યોગોના સ્થપાયા પછી જ રક્ષણ આપવું એમ એ દર્શાવે છે. શું દેશમાં આજે લોકો પાસે એટલી નાણાંછૂટ અને સાહસ છે કે સરકાર જકાતવેરાદ્વારા રક્ષણ આપશે એ આશાએ નવા ઉદ્યોગો શરૂ કરે ? આવું ધારવું ભૂલભરેલું છે. અમે રક્ષણીય જકાતનીતિના ખાસ હિમાયતી છીએ પણ અમારા મત પ્રમાણે રક્ષણીય જકાતનીતિ માત્ર આયાત પર જકાતવેરો નાંખવાથી જ અમલમાં આવતી નથી. ખરેખરી રક્ષણીય જકાતનીતિ તો આયાતપર ભારે જકાતવેરો નાંખી, કોટ બાંધી તેની પાછળ લોકોને હુન્નર ઉદ્યોગ ખીલવવા જે રીતે બને તે રીતે સહાય આપવી—નાણાંની મદદ, સલાહ, અમુક વખત સુધી અમુક શરતે માલ ખરીદવાની ગોઠવણ, રેલ્વેના નૂરમાં રાહત ( Concession ) અને બીજી વિવિધ રીતની મદદ આપવી—એમાંજ સમાએલી છે. જ્યાંસુધી આ બન્ને રીતે મદદ નહિ અપાય, ત્યાંસુધી હુન્નર ઉદ્યોગની ખીલવણી થવી અશક્ય છે.

આ રીપોર્ટમાં સૂચવેલી રક્ષણીય જકાતનીતિથી હિંદના ઉદ્યોગો કદાપિ ખીલવાના નથી. જો ઉદ્યોગો ખીલવવા હોયતો જકાતવેરાથી મ્હેસૂલ મેળવવાની વાત બાજુએ મૂકવી જોઇએ. જરૂર પડે તો સાધારણ જકાતવેરો નાંખી રક્ષણ આપવું. દુનીઆનો કોઇપણ અર્થશાસ્ત્રી રક્ષણ આપવાને માટે ઘડાયેલી જકાતનીતિમાં કર નાંખી મ્હેસૂલ વધારવાની નેમને ટેકો આપનો નથી. એક પંથ દો કાજ એ સૂત્ર અત્રે લાગુ પડે એમ નથી. પણ લગભગ દેવાળીઆનીસ્થિતિએ પહોંચેલીસરકારને પૈસાની વધારે જરૂર છે. ઉદ્યોગો ખીલવી દેશમાંથી ભૂખમરો કાઢવાની વાત ક્યાંથી ? ઉલટું રક્ષણીય જકાતનીતિ સ્વીકારી, ઉદ્યોગોને રક્ષણ આપવાનો ડોળ કરી, કમિશનની ભલામણોનો સરકારી આવક વધારવામાં ઉપયોગ થશે એવો અમને ભય રહે છે. અમે ઉપર બતાવી ગયા તેમ હરેક રીતે દેશની ઉત્પાદક શક્તિને, ખેતી, હુન્નરઉદ્યોગ, વહાણવટીનો ઉદ્યોગ, ખાણો, લશ્કરનો સરંજામ, મજૂરોની તંદુરસ્તી, કેળવણીનાં સાધનો, શરાફી પેઢીઓ, નાણાંશાસ્ત્ર અને ચલણની યોગ્ય વ્યવસ્થા વધારવામાં ખરી રક્ષણીય જકાતનીતિ સમાએલી છે. જ્યાં સુધી આમ થાય નહિ ત્યાં સુધી ધારેલી મુરાદ બર આવવાની નથી. હાલ તુરત તો કમિશનની ભલામણથી મોંઘવારી વધશે અને ગરીબ બીચારા માલ ખરીદનારાઓ વધારે ગરીબ બનશે. અલબત્ત, રક્ષણીય જકાતનીતિના સ્વીકારથી ચીજોના ભાવો તો વધવાના એ નિર્વિવાદ છે. પણ આ વધેલી મોંઘવારીથી થોડા વખતને માટે થયેલું નુકસાન, હુન્નર ઉદ્યોગોની ખીલવણીથી થતા કાયમના લાભની આગળ કંઇ વિસાતમાં નથી. એટલુંજ નહિ પણ મજૂરોને રોજી મળશે, તેમની મજૂરી વધશે, દેશમાં પ્રગતિ થશે, અને જો કે થોડા વખતને માટે સરકારની આવક કંઇક ઓછી થશે પણ દેશની આમદની વધવાથી આખરે એ બધું વળી રહેશે એ નક્કી છે. ટૂંકામાં થોડા સમયને માટે થયેલું નુકસાન ભવિષ્યના હમેશના લાભથી ભૂંસાઈ જશે માટે અમે સૂચવેલી જકાતનીતિનો સ્વીકાર કરી, આવકની વાત બાજુએ મૂકી તેને તુરત અમલમાં મૂકવી જોઈએ. લોકોની જરૂરીઆતની ચીજો મોટે ભાગે દેશમાંજ બને છે, તેથી આયાતપર મોટો જકાતવેરો નાંખવાથી તેમને વધુ હાનિ નહિ થાય અને જો કંઇ થોડોઘણો થાય તો તે સહન કરવા જોગ છે. ભોગ આપ્યા સિવાય લાભ નથી. ક્ષણિક ભોગથી હંમેશનો લાભ દેશને થશે.

પણ કમિશને દર્શાવેલી અને સૂચવેલી રક્ષણીય જકાતનીતિથી લોકોને લાભ થવાનો તો બાજુએ રહેશે, પણ ઉલટું હજારોની ખોટ જશે, અને ઔદ્યોગિક વિકાસ તો થશે જ નહિ. સરકારનું દૃષ્ટિબિન્દુ હજુ બદલાયું લાગતું નથી. હિંદને સંપત્તિવાન્ કરવાની મુરાદ હજુ સ્વીકારાઇ નથી. જે કાંઇ રક્ષણ આપવાનું છે તે ફક્ત સ્થપાયેલા અને શરૂ કરવામાં આવેલા ઉદ્યોગોને જ આપવાને સૂચવાયેલું છે; પણ કેટલાક ઉદ્યોગો જે આ દેશમાં સંપૂર્ણ રીતે ખીલી શકે એમ છે અને જેની શરૂઆત હજુ થઇ નથી તેનું શું? સરકારે પોતે જે ઉદ્યોગો ખીલી શકે એવા નક્કી કરી તેને હયાતીમાં આણવા અને જે હમણાં હયાતીમાં છે તેને વધુ ખીલવી મજબૂત પાયાપર મૂકવા અનતો પ્રયાસ કરવો જોઇએ. જ્યાં સુધી આમ થશે નહિ ત્યાં સુધી બીજા બધાં ફાંફાં નકામાં છે. જાપાન, જર્મની, અમેરિકા, ઓસ્ટ્રેલીઆ અને કેનેડાએ પોતાનો ઔદ્યોગિક વિકાસ આ રીતે જ કીધો છે. હિંદુસ્થાને પણ તેમ કરવું જોઇશે. સરકારે એ ઔદ્યોગિક વિકાસમાં ભાગ લેવો જોઇએ. જો પાશ્ચાત્ય અર્થવાદની બદીઓને આ દેશમાંથી દૂર રાખવી હોય, તો હજી પણ સાવધાન થવું જરૂરી છે. તેની શરૂઆત તો થઇ ચૂકી છે, તો પણ સરકારની અને લોકોની આંખ પૂરેપૂરી ઉઘડી નથી. મોટા પાયાપર યાંત્રિકબળની સહાયથી દેશના સઘળા હુનરઉદ્યોગો ખીલવવાથી હિંદનો આર્થિક ઉદ્ધાર થશે એવું અમે માનીએ છીએ. પણ મૂડીવાળાઓને દેશના ઉદ્યોગોપર કાબૂ આપી મજૂરોની સ્થિતિનો વિચાર કોરે મૂકવો એ હાનિકારક છે. એટલા માટે જો સહકારી (Cooperative) નીતિપર દેશનો ઔદ્યોગિક વિકાસ થાય તો હિંદ દુનીઆને નવો પદાર્થપાઠ શીખવી શકે.

કમિશન ભલામણ કરે છે કે કાચો માલ ને યંત્રો કોઈ પણ જાતના વેરા સિવાય આયાત કરવા દેવા, અને હિંદી ઉદ્યોગોમાં વપરાતા અર્ધપાકા માલપર આયાતવેરો જેમ બને તેમ હળવો નાંખવો. પણ જો આયાતવેરા વગર યંત્રો હિંદમાં હંમેશ માટે આયાત કરવામાં આવે, તો હિંદમાં યંત્રો બનાવવાનાં કારખાનાંઓને રક્ષણ નહિ મળતાં હંમેશાં પરદેશપર આધાર રાખવો પડે. યંત્રો સિવાય ઔદ્યોગિક વિકાસ થઇ શકે એમ નથી. યંત્રો બનાવવાનાં તેમજ સુધારવાનાં કારખાનાંઓ જેમ બને તેમ જલદી ઉભાં કરવાં જોઇએ. જકાતી રક્ષણ સિવાય એ ઉભાં થઇ શકે એમ નથી. પણ જો શરૂઆતથીજ યંત્રોની આયાત પર જકાતવેરો નાંખવામાં આવે, તો બીજા હુન્નર ઉદ્યોગો ખીલવવાનાં કારખાનાંઓ કાઢવામાં પુષ્કળ મૂડીનું રોકાણ થાય એમ કદાચ દલીલ કરવામાં આવે. પણ આનો ઉકેલ સહેલ છે. જ્યાં સુધી યંત્ર બનાવનારાં કારખાનાંઓ જોઇએ તેટલા પ્રમાણમાં સ્થપાઈ, દેશની માગ પ્હોંચી વળવાને શક્તિમાન થયાં નથી, ત્યાંસુધી યંત્રોની આયાતપર જકાતવેરો નાંખવાની જરૂર નથી, પણ આવાં યંત્ર બનાવવાનાં કારખાનાંઓને પૈસાની મદદ * દ્વારા રક્ષણ આપવું.

દેશના રક્ષણાર્થે જે હુન્નર ઉદ્યોગોની ખાસ જરૂર છે તેને ગમે તે રીતે સ્થાપી ખીલવવા જોઇએ, કારણ કે દેશની હયાતી અને સ્વતંત્રતાનો આધાર તેનાપર રહે છે. ગમે તેટલો ભોગ આ દૃષ્ટિએ કંઇ વિસાતમાં નથી. કાફલો બાંધવાના અને દારૂગોળો વિગેરે બનાવવાનાં કારખાનાંઓ સરકારની સહાય સિવાય ખીલવી શકાય તેમ નથી. કમિશનની ભલામણ ખપપૂરતું જ રક્ષણ આપવાની છે. આ ભલામણ અધૂરી છે અને કંઈ પણ પરિણામ લાવે તેમ નથી. આવકની જરૂરીઆત સિવાય નિકાસ થતા માલપર જકાતવેરો નાંખવો નહિ, ને આવકને માટે નાંખવામાં આવે તો તે હળવો નાંખવો એવું કમિશન સૂચવે છે. આ ભલામણ વાંધાભરેલી છે. દરેક કાચા માલની નિકાસમાં આ દેશનો ઇજારો (monopoly) નથી, એટલે પોતાની સરતો દુનીઆનાં બજારોમાં દેશ મેળવી શકે એમ નથી. પણ એટલું તો ખાત્રીપૂર્વક કહી શકાય કે કેટલીક ચીજોમાં આ દેશનો ઇજારો તેમજ અર્ધ ઇજારો (quasi-monopoly) છે,

* *Bounties and sudsidies* દ્વારા.

અને આ ચીજોની નિકાસપર જે સાધારણ કરવેરો નાંખવામાં આવે તો કોઇપણ ગેરલાભ સિવાય સરકારનું મ્હેસૂલ વધે એમ છે. અમે હંમેશને માટે કાચા માલપર નિકાસવેરો ચાલુ રાખવો એમ કહેવા માગતા નથી, પણ દુનીઆની વર્ષો વર્ષની સઘળી ચીજોની પેદાસનો અભ્યાસ કરી, હિંદુસ્તાનના માલની માગ કેટલી વધશે યા ઘટશે એની ગણતરી કરી આ મુસવેલો નિકાસવેરો નાંખવો, એવી અમારી સૂચના છે. અલબત, આજે તો દુનીઆને હિંદના કાચા માલની ખાસ જરૂર છે, તેથી સાધારણ નિકાસવેરો નાંખવામાં કંઇ હરકત નથી.

જો અનાજના નિકાસપર અંકુશ મુકવાની જરૂરીઆત જણાય, તો નિકાસની તદ્દન બંધી નહિ કરતાં થોડા વખતને માટે નિકાસવેરો નાંખી અંકુશ મૂકવો, એવી કમિશનની ભલામણ છે. આ ભલામણુજ ખરાબ અને હાનિકારક છે. અનાજના નિકાસપર હમેશને માટે વેરાની જરૂર છે. કમિશનના કેટલાક અભિપ્રાયો તદ્દન નાપાયાદાર છે. દાખલા તરીકે—એક જગ્યાએ એમ કહ્યું છે કે સાધારણ વરસમાં આ દેશમાં અનાજ જોઇએ તે કરતાં વધુ પાકે છે, અને તેથી દર વરસે ઘઉં, ચોખા અને બીજી ખાધખોરાકીની ચીજોની નિકાસ કરવામાં આવે છે. આ વાત સત્ય નથી અને તેની સાબિતી આંકડાઓથી આપી શકાય એમ છે. આ દેશમાંથી અનાજની નિકાસ થવાનું કારણ દેશમાં તેનો વધારો હોવાને લીધે નહિ પણ કેટલાંક આર્થિક કારણોને લીધે છે. દેશમાં ભૂખમરો છે એ વાત સૌ કોઇ કબૂલ કરશે. લાખો માણસોને પેટ પૂરતું ખાવાનું મળતું નથી, એ કોણ જાણતું નથી? લોકોની તંદુરસ્તી પૂરતા ખોરાકના અભાવે તદ્દન કથળી ગઇ છે અને વધુ કથળતી જાય છે. પરિણામે લોકો નિસ્તેજ, નિર્વીર્ય અને શક્તિહીન બની સાધારણ તાવમાંજ સપડાતાં શબવત્ બની જાય છે. વસ્તુસ્થિતિ આમ હોવા છતાં દેશમાં અનાજનો વધારો છે એમ કહેવું કેટલું ખોટું છે એ કોઇ પણ સમજી શકશે. અનાજના નિકાસપર વેરો નાંખવામાં આવે તો હિંદુસ્થાનના બજારમાંથી દુનીઆના ખરીદનારાઓની સ્પર્ધા દૂર થાય, અનાજના ભાવો ગગડે અને ગરીબ બીચારા ખેડૂતોને નુકસાન જાય એવું કમિશન-અત્યંત દયાની લાગણીથી જણાવે છે. આ વાતમાં સત્યનો છાંટો સરખોયે નથી. ખેડૂતો તો માલ પાકે કે તુરતજ મ્હેસૂલ ભરવાને પોતાનો માલ વેચી નાંખે છે. એવે વખતે વેચનારા ઘણા ને ખરીદનારાઓ થોડા હોવાથી પરદેશી પેઢીના દલાલો આ તકનો લાભ લે છે. આથી ભાવો બહુ મંદ હોય છે અને ખેડૂતોને પોતાની મહેનતનો પૂરો બદલો મળતો નથી. જો કંઇ નફો તેજ ભાવોથી થાય છે તે સઘળો વચ્ચેના દલાલો અને એજન્ટોના ખીસામાં જાય છે. તેથી આવા નિકાસવેરાથી જે કંઇ અસર થશે તે ખેડૂતોપર નહિ, પણ આ વચ્ચેના આડતીઆઓપર થવાની. પરદેશમાં અનાજની ઘણી તંગી હોવાને લીધે, ભાવો તેજ થઇ હિંદનું અનાજ બહાર ઘસડાઇ જશે એમ કહેવામાં આવે છે. જો કમિશનના કહેવા પ્રમાણે જ થાય તો તો ફાયદો હિંદુસ્થાનને વધારે મળશે. આ બન્ને દૃષ્ટિએ અનાજપર નિકાસવેરાની જરૂરીઆત સાબિત થાય છે. દિલગીરી સાથે કહેવું પડે છે કે વિરૂદ્ધ મત દર્શાવતી નોંધે આ મુદ્દો સ્પષ્ટ રીતે બતાવ્યો નથી.

કમિશનની ભલામણ મુજબ ક્યા ઉદ્યોગોને કેટલું રક્ષણ કેવી રીતે આપવું એ તપાસવા તથા જકાતનીતિના અમલપર દેખરેખ રાખવા બે સભાસદો અને એક પ્રમુખનું બનેલું કાયમી જકાતી બોર્ડ સ્થાપવામાં આવનાર છે. જકાતી રક્ષણની સઘળી માગણીઓ તપાસી આ બોર્ડ પોતાની દલીલો અને અભિપ્રાયો ધારાસભા આગળ રજુ કરશે. બહુમતિ રીપોર્ટ તેમજ વિરૂદ્ધ મતની નોંધ આ ભલામણ સ્વીકારી છે. પણ વિરૂદ્ધ મતમાં જણાવવામાં આવ્યું છે કે પ્રમુખ એક બાહોશ, હાઇકોર્ટ જજના જેટલો અનુભવવાળો માણસ હોવો જોઇએ! અમારે એટલુંજ કહેવું છે કે રક્ષણીય જકાતનીતિની ભલામણ ગમે તેટલી સારી હોય તો પણ અમલમાં મૂકવાને હિંદનું આર્થિક અને ઔદ્યોગિક હિત જાળવી શકે એવા માણસો નીમાવા જોઇએ.

બહુમતિ ભલામણમાં જણાવવામાં આવ્યું છે કે શહેનશાહી રાહત (Imperial Preference) ની કોઈપણ સાધારણ પદ્ધતિ દેશમાં દાખલ કરવી નહિ. અમુક પદ્ધતિ અમુક ચીજ માટે દાખલ કરવામાં આવે તો તે બાબત જકાતી બોર્ડ પાસે પ્રથમ તપાસ કરાવી તેની સૂચનાઓ ધારાસભામાં રજુ કરી તેની સંમતિથીજ દાખલ કરવી, અને આવી રાહત (Preference) જો દેશના ઉદ્યોગોના જોઇતા રક્ષણમાં ઘટાડો કરે એમ હોય અથવા હિંદના આર્થિક લાભને એકંદરે હાનિકારક હોય તો દાખલ કરવી નહિ. આવી ભલામણની ખામીઓ વિરૂદ્ધ મતની નોંધમાં સ્પષ્ટ રીતે બતાવવામાં આવી છે. હિંદ રાજદ્વારી દૃષ્ટિએ સ્વતંત્ર નથી. હજુ સુધી સંસ્થાની સ્વતંત્રતા પણ ભોગવતું નથી. જ્યાં સુધી આવી સ્વતંત્રતા મળે નહિ ત્યાં સુધી શહેનશાહી રાહત (Imperial Preference) ની વાત નકામી છે. રાહત આપવાનો અથવા પસંદગી કરવાનો અવકાશજ રહેતો નથી. ધારો કે હિંદને સંસ્થાનો જેટલી તંત્રતા મળે તો પણ હિંદ આર્થિક દૃષ્ટિએ આવી ઈ પણ ગોઠવણમાં ભાગ લઈ શકે તેમ નથી. કારણ એવી પદ્ધતિના સ્વીકારથી હિંદના ઔદ્યોગિક વિકાાં અંતરાય પડે છે. શહેનશાહી રાહતના સ્વીકારથી લાંડ હિંદના ગેરલાભે કરોડો કમાશે. હિંદુસ્તાન લાંડના લાભને માટે વધારે ગરીબ બનશે. ઘણી ઉદારતાથી કમિશને (બહુમતિ) ભલામણો કરી છે કે જો વિલાયતને રાહત આપવામાં આવે તો તે બક્ષિસ તરીકે આપવી. દુનીઆના ધનવાનમાં ધનવાન દેશને ગરીબમાં ગરીબ દેશ તરફથી બક્ષિસ! આ ભલામણપર ટીકા કરવી વ્યર્થ છે. હિંદને આર્થિક સ્વતંત્રતા ભોગવવા દો, એની ઉત્પાદક શક્તિ ખીલવા દો અને પછી રાહતની વાત કરો તો કંઇક ઠીક. પુખ્ત ઉંમરે પહોંચેલો માણસ પસંદગી કે નાપસંદગીની વાત કરી શકે, પણ એક ઉગતું બચ્ચું એમાં શું સમજે? બ્રિટિશ શહેનશાહતના બીજા ભાગો સાથે જ્યાં સુધી હિંદીઓના નાગરિક હકો તેમણે સ્વીકાર્યા નથી, ત્યાં સુધી કોઈપણ જાતની રાહત વિષે વિચાર કરવાની ના પાડવી એમાંજ દેશનું હિત ને ગૌરવ રહેલાં છે.

કમિશનની બહુમતિ રીપાર્ટની ભલામણમાં પરદેશી મૂડીની આયાતપર અંકુશ નહિ મૂકવો એવું સૂચવવામાં આવ્યું છે. અમારી ખાત્રી છે કે રક્ષણીય કોટનો લાભ લેવા પરદેશી મૂડીવાળાઓ આ દેશમાં આવી કારખાનાંઓ ખોલશે અને તેથી હજારો રૂપીઆનો નફો પરદેશ ઘસડાઈ જશે. હિંદના ઔદ્યોગિક વિકાસને નામે હિંદીઓને ફક્ત મજૂરી મળશે, દેશનું ધન લૂંટાશે ને ભૂખમરો વધશે. અલબત્ત, હિંદમાં ઔદ્યોગિક વિકાસની જરૂર છે, અને તેને માટે મૂડીની જરૂર છે. પણ આવો વિકાસ હિંદીઓના લાભને માટેજ હોવો જોઇએ. અમારૂં તો માનવું છે કે જો બનતા પ્રયત્નો કરવામાં આવે, જો કેળવણીનો વધારે ફેલાવો થાય ને બેન્કોનાં નાણાંની સગવડ વધારવામાં આવે, તો જોઇએ તેટલી મૂડી દેશમાંથી મળે એમ છે. પણ ધારો કે હિંદુસ્તાનને વધારે મૂડીની જરૂર છે તો સરકારે અથવા દેશમાં ઉભી થયેલી કમ્પનીઓએ પરદેશનાં નાણાં બજારમાંથી ચાલુ વ્યાજના દરે લેવાં, ને ઉદ્યોગોની ખીલવણીના પરિણામે થએલા નફામાંથી જેમ બને તેમ જલદીથી પાછાં ભરી દેવાં. અમે પરદેશી મૂડીની વિરૂદ્ધ નથી, પણ પરદેશી મૂડીવાળાઓના આગમનની સામે અમે સખ્ત વાંધો ધરાવીએ છીએ. જો પરદેશી મૂડીવાળાઓના આગમનથી હિંદુસ્તાનનો ઔદ્યોગિક વિકાસ કરવો હોય, તો તેના કરતાં તો ભલે વર્ષો સુધી એવો વિકાસજ ન થાય! કારણ કે દેશનું ખનીજ ધન એક વખત હરાઇ ગયું તો તે પાછું આવનાર નથી. જો તે દેશમાં રહી તો આપણે નહીં તો આપણાં સંતાનો, આજે નહિ તો થોડાં વર્ષ પછી આ ખનીજ ધનનો ઉપયોગ કરશે. બહુમતિ કમિશનની ભલામણ મુજબ સરકારે ઇજારો કે કોઇપણ જાતની રાહત, કોઇપણ કમ્પનીને જ્યાં સુધી સૂચવેલી શરતો પાળવામાં આવે ત્યાં સુધી પણ આપવી નહિ એવું સૂચવવામાં આવ્યું છે. વિરૂદ્ધ મત દર્શાવતી નોંધમાં બધીજ પરદેશી કમ્પનીઓને માટે આ શરતો

પગાવવાનો ઇસારો કરવામાં આવ્યો છે. અહીંઆ વિરૂદ્ધ મતની નોંધ નિષ્ફળ નીવડશે. શરતો ફક્ત નામની જ રહેશે. કારણ કે પરદેશી મૂડીવાળાઓ તેને કેવી રીતે ઉડાવી દેવી સારી રીતે જાણે છે. અત્યારે હિંદના મહાન ઉદ્યોગો પરદેશીઓના હાથમાં છે અને તેનો નફો દેશ બહાર જાય છે. એમાં આથી માત્ર વધારો જ થશે.

ઐતિહાસિક પ્રસંગોને લીધે, તેમજ ઉભી થએલી ચર્ચાને લીધે દેશી કાપડપરના જકાતવેરા (Cotton Exciso) ને કાઢી નાંખવા કમિશને ભલામણ કરી છે, અને આ પ્રકરણ વાંચવાથી માલમ પડે છે કે એકંદરે, કમિશન તેને એક રીતે કાઢી નાંખી, બીજે નામે ચાલુ રાખવાની તરફેણમાં છે. વિરૂદ્ધમત દર્શાવતી નોંધે તેને હંમેશાને માટે કાઢી નાંખવાની સખત ભલામણ કરી છે. વધુ વિગતમાં નહિ ઉતરતાં, એટલું કહેવું બસ થશે કે આ (Exciso) વેરો લેન્કેશાયર ને માન્ચેસ્ટરના લાભને માટેજ નાંખવામાં આવ્યો હતો. જેમ બને તેમ જલદીથી તેને કાઢી નાંખવામાંજ ઈંગ્લાંડ અને હિંદુસ્તાનને લાભ છે. એ પ્રશ્નને વધારે ચુંથવામાં કંઇ માલ નથી. હિંદુસ્તાનના બ્રિટિશ અમલ પર આ વેરો એક કાળો ડાઘ છે અને રાજદ્વારી તેમજ આર્થિક દષ્ટિએ એનો બચાવ અસંભવિત છે.

થોડા દિવસપર 'લન્ડન ટાઇમ્સ'માં જકાતી કમિશનપર ટીકા કરતાં એક એંગ્લો-ઇન્ડીઅન પત્રકારે જણાવ્યું હતું કે હિંદુસ્તાને ખેતી ખીલવવામાંજ પોતાના પ્રયત્નો ચાલુ રાખવા ને ઔદ્યોગિક વિકાસને માટે નકામાં ફાંફાં નહિ મારવાં, કારણ કે ઔદ્યોગિક વિકાસથી ઘણા ગેરલાભો થાય છે. આવી સલાહ શા માટે આપવામાં આવે છે તે હવે સૌ કોઈ આ દેશમાં સમજી શકે એમ છે. હિંદુસ્તાને આજ સુધી ઇંગ્લાંડને કાચો માલ પૂરો પાડયો ને તેનો પાકો માલ ખરીદયો. હવે કાચા માલને પાકો માલ દેશમાંજ બનાવી આર્થિક દષ્ટિએ હિંદ સ્વાવલંબી થવા માગે છે, અને આમ કરવામાં રક્ષણીય જકાતનીતિની જરૂર છે. જ્યારે ઔદ્યોગિક દષ્ટિએ સંપૂર્ણ વિકસિત દેશોને વધારેને વધારે રક્ષણની જરૂર છે, જ્યારે ઈંગ્લાંડને પણ રક્ષણની જરૂર છે ત્યારે હિંદને તો કેટલા જબરા રક્ષણની જરૂર હશે એ સહજે કલ્પી શકાય એમ છે.

અમે સૂચવેલી રક્ષણીય જકાતનીતિનો સ્વીકાર કરી, અમલમાં મૂકી એવા રક્ષણથી ઔદ્યોગિક ખીલવણી કરી, ખેતીવાડીનો પણ સાથે સાથે વિકાસ કરી, દેશની ઉત્પાદક શક્તિ વધારી દેશમાંથી ભૂખમરો ઘટાડવો એ સરકારની ફરજ છે. આ ભલામણોને જો અમલમાં મૂકવામાં આવે, દષ્ટિબિંદુ જો બદલાય અને પદ્ધતિમાં ફેરફારો થાય તો ધારેલી મુરાદ બર આવે એવો સંભવ છે. આજે તો કેવી રીતે જીવવું, એજ પ્રશ્ન છે. ઔદ્યોગિક ખીલવણીથી પ્રત્યેક હિંદી, સારી જીંદગી અને ઉચી જીંદગી ગાળી જીવનનું સાર્થક કરવાને શક્તિવાન થશે એમ અમારૂં માનવું છે. શું એ ઇચ્છા ફળીભૂત થશે!

ગુલાબ.

# દાહદ ભીલ સેવામંડળની યોજના

ભીલ બાળકોને માટે આશરે દશેક વર્ષ થયાં સરકારી શાળા ખાતાએ બે વસ્તીગૃહવાળી નિશાળો ખોલી છે, તેમાં પ્રાથમિક ૪ થી ૭ ધોરણના છોકરાઓને મફત ભણાવવા તથા ખવડાવવામાં આવે છે; એક પંચમહાલ જીલ્લામાં દાહદથી બે માઇલ દુર છે અને બીજી સુરત જીલ્લામાં માંડવી તાલુકામાં ગોડસબામાં છે. આ શાળાઓએ ભીલશાળાઓને શિક્ષકો પુરા પાડવાનુ કામ સારી રીતે કર્યું છે. ત્રીજું આવું વસ્તીગૃહ **ગુજરાત અંત્યજ કાર્યાલય** તરફથી દાહદથી ઉત્તરે આઠ માઇલને છેટે **મીરાખડી**માં ખોલવામાં આવ્યું છે, તથા તેનું પાકું મકાન પણ બધાઇને વપરાશમાં આવ્યું છે. ભીલ એ અસ્પૃશ્ય કોમ નથી, છતાં તેવી કોમો કરતાં ભીલ કોમને સહાયની ઓછી જરૂર નથી તેથી આ કાર્યાલય અંત્યજોની સાથે ભીલોની કેળવણીનું પણ કામ કરે છે. ગયા માર્ચ માસમાં મારે દુકાળ નિવારણના કામ પ્રસંગે **મીરાખડી** ભીલ આશ્રમમાં જવું થયું; ત્યાં એક બ્રાહ્મણ પતીપત્નિ ભીલ બાળકોને શીખવતા તથા કથા સંભાળતા તે જોઇને નીચે જણાવેલી ભીલસેવા મંડળ સ્થાપવાની યોજના સૂઝી આવી.

## ભીલની રહેણી કરણી.

ભીલો ગુજરાત, રાજપુતાના અને ખાનદેશના ભાગોમાં વસે છે, તેમની સેવા, મુક્તિ ફોજવાળા તથા બીજા ખ્રિસ્તી મીશનો ઘણા વર્ષથી કરે છે, પણ કોઈ સ્વદેશી સંઘે તેવું કામ કરેલું જાણવામાં નથી. થોડાં વર્ષ પેહેલાં ગુરૂ ગોવિંદ આ તરફ ભીલની સેવા ઠીક કરી, તથા ઘણા લોકોને 'ભગત' બનાવી દારૂ માંસથી નિવૃત્ત કર્યા, પણ રાજકીય મામલામાં તથા બંડ વીગેરેમાં સંડોવાયાથી તેઓ હાલ સાબરમતીમાં તેઓ કેદ ભોગવે છે. આથી તેમની ધર્મ પ્રવૃતિઓ બિલકુલ બંધ થઇ ગઇ. ૧૯૧૯ તથા ૧૯૨૨ ના પંચમહાલ જીલ્લામાં દુકાળ નિવારણનું કામ કરતાં લેખકને ભીલ લોકોનો સારો સમાગમ થયો અને તેમની કાંઇક કાયમી સેવા કરવાની ઇચ્છા થઈ. જંગલમાં પ્રાણીઓનો શિકાર કરીને ગુજરો કરવાની સ્થિતીથી માંડીને મહેનતુ અને કણબી જેવાજ ખેડુતની સ્થિતી સુધી સંસ્કારની જુદી જુદી કોટીએ પહોંચેલા ભીલો દેશના જુદા જુદા ભાગમાં જોવામાં આવે છે. પંચમહાલનો ભીલ સાધારણ ખેડુતની સ્થિતીએ પહોંચેલ છે અને હવે શહેરની બજારોમાં ફરતાં આગળના જમાનાની માફક ચમકતો—બ્હીતો—નથી. સરકારી ગેઝીટીઅરના શબ્દોમાં કહીએ તો ભીલ કોમ "સત્યવાદી અને પ્રમાણિક છે, પણ કરકસરથી રહેનારી નથી; સ્હેજમાં ઉશ્કેરાઇ જાય તેવી છે અને દારૂની બદીમાં સપડાએલી છે."

સરકારી નાના મોટા અમલદારોનો જેને તેઓ મ્હેતા કહે છે તેનો તેમને મોટો ભય તથા ત્રાસ હોય છે. અને કલ્પનામાં ન ઉતરે તેવા સેંકડો કાયદા કાનુનોથી હમેશાં ડરતા રહે છે. તેઓ સો બસો ઘરના જથ્થામાં વસતા નથી, પણ પોતાનાજ ખેતરમાં ઉંચાણવાળી જગ્યાએ ઝુંપડું બાંધી તેમાં એકેકું કુટુંબ, એમ જુદા જુદા રહે છે. આથી ભીલપ્રદેશમાં ગુજરાતના જેવા વસ્તીવાળા ગામડાં

ક્વચિતજ દેખાય છે. તેમની જીંદગી બહુ સાદી હોય છે અને જરૂરીઆતો બહુ થોડીજ હોય છે. પોતીયાંની બદલીમાં પુરૂષો ત્રણ હાથ લાંબી અને વેંત પહોળી લંગોટીથી જ કામ ચલાવી લે છે, અને ખેતરમાં કામ કરતી વખતે લંગોટી તથા માથે ચીંથરા જેવી 'પાઘડી' શિવાય તેના શરીર ઉપર કાંઇ હોતું નથી. શેહેરમાં જવું હોય ત્યારે તે ચાદર ઓઢી લે છે ને એ તેને રાત્રે પણ ઓઢવા કામ લાગે છે. તમામ કપડાંને 'ચીંથરા' ના નામથી જ તેઓ ઓળખે છે. ઘણી વખતે પુરૂષો અને સ્ત્રીઓ ચીંથરેહાલ માલમ પડે છે, અને બાર વર્ષ સુધીના છોકરા છોકરીઓના અંગપર લંગોટી શિવાય બીજું કંઇ હોઇ શકે જ નહીં. પુરૂષ કરતાં સ્ત્રીઓનાં કપડાં વધારે અંગઢાંકાં હોય છે. રક્ષક પોલીસખાતું તો તમામ ભીલને ચોરજ ગણે છે. સારૂં પાકયું હોતું નથી ત્યારે જ કાયમ અર્ધપેટે રહે છે અને પછી **बुभुक्षितो किम् न करोति पापम् ?** (ભૂખ્યો માણસ કયું પાપ નથી કરતો ?) તેમનું માનીતું અને મુખ્ય ધાન્ય મકાઇ હોય છે અને ચોખા, ચણા કે ઘઉં તો તે કાળ દુકાળે જ ખાય છે. ભીલો ઘણુંખરૂં ઢોર રાખે છે; દુઝતાં હોય ત્યારે દુધ દોહે છે અને જરૂર પડે તો તેમને મારીને ખાઈ જાયછે. પણ એકંદરે ભીલોની કોમ પ્રમાણિક, સાદી અને શૂરવીર છે. જરૂર કરતાં વધારે મહેનત કરવાની અને સંચય કરવાની તે દરકાર કરતા નથી, એથી તેમની જરૂરીઆતો વધે તોજ તે વિશેષ ઉદ્યોગી બને.

## ભીલ સેવક કોણ થઈ શકે ?

દોહદ અને ઝાલોદ તાલુકામાં વસતા ભીલ તથા પરેલીઆઓ (જે ભીલના જેવીજ, પણ રહેજ ચડતી કોમ છે) અને જેમની કુલ વસ્તી આશરે એક લાખ ની છે, તેમની સ્થિતી સુધારવામાં સહાય કરવાના કામ માટે એક બંધારણવાળું મંડળ (મીશન) સ્થાપવાનું છે. આ બંને તાલુકાનું ક્ષેત્રફળ આશરે ૬૦૦ ચો. માઇલ છે. દોહદ તાલુકાની વચ્ચોવચ ૨૫ માઇલ લંબાઈમાં બી. બી. સી. આઇ. રેલવેની પૂર્વ પશ્ચિમ સડક છે. દાહોદથી ઉત્તરે ૨૧ માઇલ દુર ઝાલોદ નામનું નાનું શેહેર છે, અને ત્યાં જવાની સડક પાકી પણ પુલો વિનાની છે. આ તાલુકાઓની ચારે તરફ ભીલ વસ્તીવાળાં દેશી રાજ્યો છે. ઉત્તરમાં (૧) મુંથરામપુર અને (૨) વાંસવાડાના રાજ્યો છે, પૂર્વમાં (૩) કુશળગઢ અને (૪) જાંબુઆના રાજ્યો, દક્ષિણમાં (૫) અલી રાજપુરનું રાજ્ય અને પશ્ચિમમાં (૬) દેવગઢ બારીઆ અને (૭) સંજેલીનાં રાજ્યો છે. બ્રિટીશ હદમાં વસતા ભીલોમાં જે ચળવળ તથા સુધારો થાય તેની અસર ચારે કોરનાં દેશી રાજ્યોના ભીલોના ઉપર રહેજે થાય. સંજોગ અનુકૂળ હોય તો ભવિષ્યમાં સદરહુ દેશીરાજ્યોમાં વસનારા ભીલભાઇઓની પણ સેવા કરી શકાય.

આ સેવામંડળના પ્રમુખ તરીકે હિંદ સેવક સમાજ-Servants of India Society-નો એક સભ્ય અથવા તેટલીજ લાયકાતનો બીજો કોઈ ગૃહસ્થ રહેશે, અને તે ત્રણ વર્ષ સુધી તો બીજું કશું કામ કરશે નહીં. આ મંડળ માટે હાલ તુરત જોઇતા બાર સેવકો તે પસંદ કરી કામમાં યોજશે અને ૮–૧૦ મધ્યસ્થ ગામડાંઓ ચુંટી કાઢીને દરેક ઠેકાણે એકેક સેવકને રાખશે. દરેક સેવક ભીલ કોમની સેવા કરવાની ઉત્સુકતા વાળો, સાધારણ કેળવણી વાળો તથા સેવાના કામના અનુભવવાળો પસંદ કરવામાં આવશે, અને બની શકે તો તેણે પોતાની સ્ત્રી તથા કુટુંબ સહીત ગામડામાં રહેવું જોઇશે. નીચે જણાવ્યા પ્રમાણે તેના કામની મર્યાદા બાંધી છે. તેના ગુજરાન માટે તેને માસિક રૂ. ૩૦ થી ૫૦ સુધીનું સાથું લેવાનો અધિકાર રહેશે. દરેક સેવકે ઓછામાં ઓછા ત્રણ વર્ષ સુધી સેવા કરવા બંધાવું જોઇશે, અને પ્રથમનો એક માસ વીત્યે અન્યોન્યને સંતોષ મળતાં, તેઓ કાયમ થયા ગણાશે.

## સેવકનું કામ

મુખ્ય કાર્ય ભીલોની સામાજીક તથા આર્થિક સ્થિતી સુધારવા ઉપાયો યોજવાનું છે. રાજકીય ચળવળને કાર્યક્ષેત્રની બહાર રાખવામાં આવશે. કામની વિગત નીચે પ્રમાણે રહેશે.

(૧) ગાઢ સમાગમથી તથા ઉપદેશથી શારીરિક સ્વચ્છતાના વિચારો ફેલાવવા, તથા દારૂ અને માંસ ભક્ષણથી તેમને દૂર કરવા. જ્યાં નિશાળ હોય ત્યાં નિશાળે મોકલીને, અને જરૂર પડે ત્યાં નવી ખોલીને, છોકરા તથા છોડીઓને ભણાવવા. મોટી ઉમરના લોકોને વાતોથી તથા પ્રત્યક્ષ દેખાડીને ખેતી વાડીના કામમાં સુધારા કરાવવા તથા આળસ તજીને તેઓ ઉદ્યોગી થાય તેવા પ્રયત્નો કરવા.

(૨) સાહુકારોના જબરજસ્ત વ્યાજના પંજામાં ઝીલોને જતા બચાવવા. પોલીસ, જંગલ તથા મહેસુલ ખાતાના નાના અમલદારોના ત્રાસ અથવા સતાવણીમાંથી તેમને ઉગારી લેવા અને વગર મહેનતાણે કરાવેલ કામના એટલે વેઠના દાખલાઓ પુરાવા સહીત બહાર લાવવા.

(૩) એક ગામ અથવા ફળીઆના લોકોની બીજ તથા રોકડની જરૂરીઆત પુરી પાડવાને પરસ્પર સ્હાયકારી મંડળીઓ કાઢવા કોશિશ કરવી.

(૪) ખેતીવાડી ઉપરાંત નવરાશના વખતમાં ધંધો મળે તે માટે સુતર કાંતવાનું કે વણવાનું, શણ કાંતવાનું અને વણવાનું અથવા એવાજ બીજા ઘરગથુ ધંધાઓ માટે સગવડ કરી આપવી. (આ તરફ શણ ઉગે છે અને ચમાર લોકો તેને કાંતી વણીને પહોળી પાટી બનાવે છે.)

(૫) સાંઝે ગામ લોકોને એકઠા કરી તેમને રામાયણ, ભાગવત વિગેરેની કથા સંભળાવવી. આપણા દેશમાં તથા પરદેશમાં શું શું બને છે તેની માહિતી આપવા માટે અઠવાડિયામાં એક દિસ વર્તમાનપત્રો વાંચી સંભળાવવા. સાદી વાતચીતથી તથા નકશાઓથી ઉપયોગી જ્ઞાન મળે તેમ કરવું.

(૬) ભીલકોમની રહેણી કરણી સંપૂર્ણ જાણી લેવા માટે તેમના લગ્નના તથા જન્મ મરણના અને જમણ વિગેરેના રિવાજોનો અભ્યાસ બારીકાઈથી કરવો. મેળા અથવા ન્યાતના મેળાવડા ભરાય ત્યાં હાજર રહેવું અને દુષ્ટ અને હલકા રિવાજોની વિરૂદ્ધ સભ્યતાથી ઉપદેશ કરવો.

(૭) સાધારણ દવાઓવાળું એક નાનું સરખું દવાખાનું ચલાવવું અને કાંઈ રોગ ફેલાય ત્યારે આસપાસના ગામડાઓમાં ફરી દવા વહેંચવી.

(૮) ઢેડ, ચમાર, ભંગી, ડબગર અને એવી અસ્પૃશ્ય ગણાતી કોમોના મિત્ર બનવું, તેમનાં બાળકોને નિશાળે મોકલવા અને તેમને હરેક રીતે બીજાની માફક મદદ કરવી.

## ખર્ચનો અંદાજ.

નીચે પ્રમાણે ત્રણ વર્ષમાં ખર્ચ થશે તેનો અંદાજ કાઢ્યો છે.

| | દર માસે રૂ. | કુલ માસિક રૂ. |
|---|---|---|
| સેવામંડળના પ્રમુખને ભાથાના | ૭૫ | ૭૫ |
| ૧૨ સેવકોને ભાથાના, સરેરાશ | ૪૦ | ૪૮૦ |
| ૬ નોકરો અને પટાવાળાનો પગાર | ૧૦ | ૬૦ |
| ૨ તપાસણી માટે ફરતા સેવકોને વધારે | ૧૦ | ૨૦ |
| મુસાફરીનું ખર્ચ... ... ... ... | ૫૦ | ૫૦ |
| ઓફીસનું ખર્ચ, ભાડું, ટપાલ, સ્ટેશનરી વિ. | ૩૦ | ૩૦ |
| ૧૨ સેવકોના કામને અંગે પરચુરણ ખર્ચ | ૧૦ | ૧૨૦ |
| બીજું અણધાર્યું ખર્ચ | ૬૫ | ૬૫ |
| | | ૯૦૦ |

| | | | | રૂપીઆ |
|---|---|---|---|---|
| (૧) | ત્રણ વર્ષનું ઉપર પ્રમાણે ખર્ચ | ૩×૧૨×૯૦૦ | = | ૩૨,૪૦૦ |
| (૨) | શરૂઆતનો ખર્ચ, પુસ્તકો, નકશાઓ, ઝુંપડા વિ. ... | ... ... | ... | ...૨,૦૦૦ |
| (૩) | ઘરગત્તુ ઉદ્યોગો, સ્હાયકારી મંડળીઓ તથા એવાંજ કામોને માટે જોઇતી મૂડી | ૩×૨,૦૦૦ | = | ૬,૦૦૦ |
| (૪) | બે બૉર્ડિંગ શાળા ( ભીલ આશ્રમ ) માટે મકાનો | ૨×૨,૦૦૦ | = | ૪,૦૦૦ |
| (૫) | ભીલ આશ્રમનાં ૪૦ બાળકોનું ખાદ્ય ખર્ચ | ૩૬×૫×૪૦ | = | ૭,૨૦૦ |
| (૬) | પરચુરણ | ............ | | ૪૦૦ |
| | | | કુલ રૂ. | ૫૨,૦૦૦ |

## કાર્યસ્થળો.

નીચે જણાવેલાં ગામડાંમાં દરેક ઠેકાણે એકેકો સેવક વસીને સમાજસેવાનું કાર્ય કરશે.

૧ દોહદ—સેવામંડળનું મુખ્યસ્થાન ગણાશે, અને પ્રમુખ અને કાર્યાલય ત્યાં જ રહેશે. ઓફીસને અંગે એક સેવક અત્રે રહેશે અને તે હિસાબ-કિતાબ રાખશે.

૨ ગરબાડા—દોહદથી દક્ષિણે ૧૨ માઇલ દૂર, અલીરાજપુરની સડક ઉપર.

૩ જેસાવાડા—દોહદથી નૈરૃત્ય ખૂણામાં ૧૦ માઇલ છેટે. ત્યાં જવાને કાચી સડક છે

૪ કતવારા અથવા ચંદવાણા—દોહદથી વાયવ્ય ખૂણામાં ૮ માઇલ દૂર. દોહદથી પાકી સડક છે.

૫ ઝાલોદ—દોહદથી ઉત્તરે ૨૧ માઇલ છેટે. રોજંદી ટપાલ છે તથા ત્યાં જવા આવવાને ઘોડાના ટપ્પા મળે છે.

૬ ગરાડુ—ઝાલોદથી અગ્નિ ખૂણામાં ૭ માઇલ છેટે, સુંથરામપુરને રસ્તે.

૭ લીમડી—દોહદથી ઝાલોદની સડકે, ૧૪ માઇલ દૂર, એક મોટું ગામ છે.

૮ ડુંગરી—લીમડીથી લીમખેડાની સડક ઉપર નાનું ગામ છે.

૯ મીરાખડી—દોહદથી ઝાલોદની સડકે ૮ માઇલ દૂર, જ્યાં હાલ આશ્રમ (બૉર્ડિંગ સ્કુલ) ચાલે છે તે.

૧૦ ગુલતોરા—મીરાખડીથી ઇશાન ખૂણે ૬ માઇલ છેટે.

૧૦ સેવકો દસ ઠેકાણે.

૧ ઓફીસના કામને માટે.

૧ ફાલતુ, બદલી માટે.

———

૧૨ સેવકો કુલ.

આ બાર સેવકો અને એક પ્રમુખ, કુલ તેર ને માટે ત્રણ વર્ષ સુધીના ખર્ચને માટે રૂ. ૫૨,૦૦૦ જોઇશે અને ગુજરાત અથવા ગુજરાતીઓ પાસેથી આટલા સેવકો તથા આટલી રકમની ભિક્ષા માગવી તે વધારે પડતી તો નથી જ. અનુભવથી આટલું તો કહી શકું છું જે આ કામને માટે ગુજરાતના યુવકવર્ગમાંથી બાર એવા સેવકો નીકળી આવશે કે જેઓ ભીલભાઇઓની ઓછામાં ઓછા ત્રણ વર્ષ સુધી સેવા કરવાનું વ્રત લેશે, તો પૈસા તો જરૂર મળી રહેશે. પ્રજાને સેવાનું કાર્ય થોડું ઘણું કરીને બતાવવામાં આવશે તો ગરીબ હિંદુસ્થાન પણ જોઇતાં નાણાં એકઠાં કરી આપવામાં પછાત પડશે નહીં.

જેમને સેવક થવાની ઇચ્છા હોય તેમણે નીચે સહી કરનાર પાસેથી વિગતો મંગાવવી.

દોહદ-તા. ૧-૧૨-૨૨.<br>માગશર શુદી ૧૧<br>ને શુક્રવાર.

અમૃતલાલ વિ. ઠક્કર.<br>હિંદ સેવક સમાજના<br>સભાસદ.

# નોંધ

## સ્વરાજની ઝાંખી

ગઈ સાલની આખર સુધીમાં સ્વરાજ લેવાનું પણ મહાસભાએ લીધેલું. તેથી જેમ જેમ વરસની આખર આવતી ગઈ, અને સ્વરાજ દૃષ્ટિમર્યાદા પર દેખાવા ન લાગ્યું, તેમ તેમ મહાત્માજીની ચિંતા વધતી ગઈ. તેમણે એમ પણ ફરી ફરીને કહેલું કે ૩૧ મી ડીસેમ્બર સુધીમાં જો સ્વરાજ નહિ મળે, તો મારા અંતરમાં એટલું દુઃખ થશે કે જેથી મારો દેહ આપોઆપ પડી જશે. વળી બારડોલીની તૈયારીની તપાસ કરવા તેઓ જતા હતા, તેવામાં મુંબાઈમાં રમખાણ થયાં, તેથી તેમના બળતા હૃદયમાં ઘી હોમાયું. પણ એક પછી એક પ્રાંતની સરકારે સભાઓની અને સ્વયંસેવકોની બંધીના હુકમો કર્યા અને તેથી લાલા લજપતરાય અને પંડિત સંતાનમ, પંડિત મોતીલાલજી અને તેમના સુપુત્ર પંડિત જવાહરલાલ અને છેવટે મહાસભાના ચૂંટાયલા પ્રમુખ દેશબંધુ દાસ હજારો નવજુવાનોની સાથે જેલમાં સીધાવ્યા ત્યારે મહાત્માજીને સ્વરાજની ઝાંખી થઇ, તેમજ તેમના કાળજાને ટાઢક વળી. એક વખતે જ્યારે દેશબંધુનાં પત્નીશ્રી અને બ્હેનની સાથે આશરે પચાસેક સ્ત્રીઓ પકડાયાની વાત તેમણે સાંભળી ત્યારે તો તેમના આનંદનો પાર જ નહોતો રહ્યો.

આ મનોદશા આજે સમજવી જરા કઠિન લાગે છે. ગયા (૧૯૨૧) અક્ટોબર માસમાં અલીભાઇઓ પકડાયા, ત્યારે તો તેમને ઉંડું દુઃખ થયું હતું. જેમને તેઓ સગા ભાઇ સમાન ગણતા હતા તેઓ તેમને એકલાં મૂકીને ચાલ્યા ગયા તે તેમને ખૂબ સાલ્યું. બીજી પાંસ મહાસભાની બેઠક સુધીમાં તેમને છોડાવવાની પણ તેમને મુરાદ હતી. પણ ડીસેંબર માસમાં જ જે આગેવાનો અને સ્વયંસેવકો પકડાયા તેમને વિષે તો એવી કંઇ મુરાદ હતી જ નહિ. અને જ્યાં જેમ જેમ સરકારના સિતમના અને પ્રજાની ભરપૂર શાંતિના સમાચાર ગાંધીજીને મળતા હતા, તેમ તેમ તેમના હરખનો પાર રહેતો ન હતો.

એનું શું કારણ ?

જુલમગારની સામે જરાપણ દ્વેષબુદ્ધિ ન રાખવી–બને તો તેના તરફ પ્રેમભાવ રાખવો–તેના જુલમના એક પછી એક પ્રહારને વધારે ને વધારે શાંતિથી ઝીલવો, અને આમ અમાપ આપભોગ અને સહનશીલતાથી શત્રુને મ્હાત કરવો એજ આ લડતનું રહસ્ય છે. તેથી જ બત્રીશ લક્ષણાઓનું બલિદાન થતું જોયું તેમ મહાત્માજી આનંદની લહરીઓ અનુભવતા ગયા.

આ વરસમાં તો ગાંધીજીએ પણ સ્વરાજ મેળવવાના વખતનો આંક બાંધ્યો નહતો. તેમના કારાવાસથી દેશ સ્થંભિત થઇ ગયો, અને કંઇક ઉભરાએલાં પાણી પાછાંયે વળ્યાં. આવા આળસ અને નિરાશાના સમયમાં ધર્મ અને દેશને વિષે અચળ શ્રદ્ધા રાખી હજારો નિઃશસ્ત્ર અકાલીઓને ગુરૂ–કા–બાગના સમરાંગણમાં જઇ અપાર જુલમ સહન કરતા, માતૃભૂમિની વેદી ઉપર શુદ્ધ બલિદાન આપતા તેમજ આપભોગનો પરમ પાઠ શીખવતા જોઇને દેશબંધુ દાસને સ્વરાજની ઝાંખી થાય એમાં શી નવાઇ ? ચોમેર પ્રસરેલા અંધકારમાં વિજળીનો ચમકારો જોઇ કોને આનંદ ન થાય ?

## સત્યનો જય

આ કળિયુગમાં સત્યનું પારખું દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ દેખાડયું. ૭ વરસ સુધી અનેક દુઃખ સહન કરીને મૂઠીભર નિર્બળ, નિઃશસ્ત્ર હિંદીવાનોએ ગોરાઓની મદોન્મત્ત સરકાર પાસેથી ધારેલું મેળવ્યું.

આપણા દેશમાં તો ગઈ સાલની આખરમાં જ આપણે પહેલીવાર એવી લડત જોઈ. તેનું પ્રત્યક્ષ ફળ આપણને હજી મળ્યું નથી એટલું જ નહિ પણ કેટલાયે ચુનંદા આગેવાનોને અને કાર્યકર્તાઓને હજારોની ગિરફતારીથી નુકસાન થયેલું માલૂમ પડે છે.

આનું કારણ શ્રદ્ધાની કમીના છે. ગાંધીજીએ સેંકડો વાર કહ્યું છે તેમ સત્યાગ્રહી કદિ હારતો જ નથી. જેટલે અંશે તે શુદ્ધ બલિદાન આપે છે તેટલે અંશે તે તો તરી જ જાય છે. તે દેખીતી રીતે નિષ્ફળ થાય, ત્યારે પણ, કારાગ્રહના એકાંતમાં કે ફાંસીના લાકડા ઉપર તેનો અમર આત્મા સારી દુનિયાના દિલપર સામ્રાજ્ય ભોગવે છે. અને જો તે જુલમગારને નમાવી શકે છે તો સદેહે વિજય મેળવી સારી દુનિયામાં પંકાય છે. આત્મા એજ સત્ય છે, એટલે તેનો વિજય નિશ્ચલ છે. તેથી અકાલીઓ ગુરૂકાબાગ હાથ ન કરી શક્યા હોત તોપણ તેમની લડત આપણી તવારીખમાં સોનેરી અક્ષરે લખાત.

પણ કેટલાયે અકાલીઓએ પોતાના જાન આપીને, સેંકડોએ અપાર ત્રાસ ભોગવીને અને ૫૫૩૩ અકાલીઓએ જેલખાના સ્વીકારીને છેવટે વિજય મેળવ્યો. તેથી સાધારણ માણસને પણ આવી લડતના ઉપર શ્રદ્ધા બેસે. શીખોના જેવી વધારેમાં વધારે લડાયક અને બહાદુર કોમ પણ અહિંસાની લડત ચલાવી શકે અને તેમના પવિત્ર આપભોગથી પંજાબના જેવી આપખુદ સરકારને નમાવી શકે, એ હવે શંકાનો નહિ પણ ઇતિહાસનો વિષય થઇ ચૂક્યો છે. અને જે રીતે શીખ જેવડી એક નાની કોમ પોતાના એકલવાયા પ્રયાસથી એક મંદિર હાથ કરી શકે, તે રીતે—જો આપણામાં શ્રદ્ધા અને સહનશક્તિ હોય તો—તેત્રીસ કરોડની આપણી પ્રજા એકત્ર શક્તિથી સારી ભરતભૂમિનો હવાલો લઈ શકે.

ગુરૂદ્વારાના મહંતે લાહોરના એક શ્રીમંતને ગુરૂદ્વારાની મિલકત ભાડે આપી, અને તેણે લંગરખાના માટે લાકડું કાપવાની અકાલીઓને રજા આપી એ બીના મહત્ત્વની નથી. કારણ કે આ સમાધાન થયા પછી થોડા જ દિવસે એમ જણવામાં આવ્યું છે, કે મહંતને ટકાવી રાખવાને માટે તેની મિલકત તેના પક્ષના ઉદાસી મંડળને સોંપવામાં આવી હતી અને પછી તે મંડળે આ નવો પટો કરવા વિષે મહંતનો ખુલાસો માગ્યો ત્યારે તેણે ચોકખું કહી દીધું, કે તહસીલદારે ( તાલુકાના સરકારી અમલદારે ) એક કાગળ લાવીને તેના ઉપર તેની સહી કરાવી લીધી હતી, અને તેમાંના લખાણ વિષે તેને કંઈ ખબર ન હતી*. આમાં સરકારના ચોકખા હાથ જણાય છે. શીખોની લડતથી કંપીને સરકારે જ નમ્યું આપ્યું છે એ નિઃશંક છે.

પણ શિરોમણિ ગુરૂદ્વારા પ્રબંધક કમિટીનું કામ આટલેથીજ અટકવાનું નથી. એક એક ગુરૂદ્વારામાં જમાનાઓથી જામેલો સડો સદંતર સાફ થશે ત્યારેજ તે હથિયાર ઉતારશે. હમણાં અનેક મહંતોએ જાહેર રીતે પોતાની ગુરૂદ્વારા આ કમિટીને સોંપી દીધી છે એટલે હવે વળી બીજાં મંદિરો ઉપર અકાલીઓ કૂચ કરવા તૈયાર થાય છે. આવી આત્મશુદ્ધિની લડતને કોઈ મહન્ત કે સરકાર રોકી નહિ જ શકે.

ખુદ પંજાબમાં અને બીજા પ્રાંતોમાં પ્રમાણમાં ઓછા માણસો જેલમાં ગયા તેથી તો ત્યાં ઠંડી

---

* આ પછી ગુરૂકાબાગ પટે રાખનાર ગૃહસ્થે જાહેર કર્યું છે કે તેની પોતાની અને તહેસીલદારની રૂબરૂમાં રૂ. ૧૦૦ ની રકમ લઈને મહંતે ખત પર સહી કરી છે.

આવી ગઇ છે, કામ કરનારાઓની ખોટ પડી છે, અને ફરીથી જેલ જવાને કોઇ મળતા નથી. ત્યારે ૫૦૦૦ થી પણ વધારે અકાલીઓને "સ્વરાજ આશ્રમ" માં રવાના કરી પ્રબંધક કમિટી હજી પૂર જોશમાં કામ ચલાવ્યેજ જાય છે, અને સવિનય ભંગની કે પરદેશી કાપડના પહેરાની કોઇ લડત મહાસભા બતાવે તો તેમાં જોડાવાને પણ તૈયાર છે.—જોકે તેમના પણ મોટામાં મોટા આગેવાનો તો કેદમાં છે અને કોઇ મોટા મહારથીનું નામ આપણે સાંભળતાયે નથી.

શીખોએ ગુરૂ-કા-બાગ તો લીધું. પણ તેમની લડતથી હિંદુસ્થાનની આખી પ્રજાની આંખ ઉઘડે અને તેના દિલમાં ફરીથી શ્રદ્ધા જાગે તોજ તે સફળ થઇ ગણાય.

## સવિનય ભંગ સમિતિ

અકાલીઓ સ્વરાજની ઝાંખી કરાવતા હતા અને શાંતિમય લડતનો સુંદર દાખલો બેસાડતા હતા તે દરમ્યાન મહાસમિતિએ સવિનય ભંગનાં પગલાં વિષે વિચાર કરવાને નીમેલી સમિતિએ લડતના સિદ્ધાંતો વિષે ખૂબ શંકાઓ ઉઠાવીને તેમજ તેના મૂળ કાર્યક્રમના લગભગ જોકે એક અંગમાં મહત્ત્વના ફેરફારો સૂચવીને આખા દેશને દિઙમૂઢ બનાવી દીધો.

આ પેટાસમિતિની નીમણુકના સંજોગો જરા ધ્યાનમાં લઇએ. ચૌરીચૌરાના અત્યાચારને લીધે ગાંધીજીએ બારડોલીનાં તેમજ બીજે ઠેકાણે ચાલતી તમામ લડત મુલતવી રાખી અને રચનાત્મક કાર્યક્રમના ધીમા, હળવા ઠરાવ મહાસમિતિએ પસાર કર્યા. તેથી વિજળીને વેગે ચાલતી ગાડી ભારે અકસ્માતને લીધે ભયંકર આંચકો ખાઇને અટકી જાય, તેના જેવો આઘાત દેશને પહોંચ્યો. તે પછી થોડાજ વખતમાં ગાંધીજી જેલમાં ગયા. આ પેટાસમિતિ પણ કબૂલ કરે છે, કે જો તેઓ બ્હાર રહ્યા હોત તો બારડોલીના ઠરાવથી ઠંડી પડેલી પ્રજાને તેઓ ફરીથી જાગ્રત કરત. તેથી માર્ચ મહિના પછી દેશમાં આવેલી કંઇક સુસ્તી અને નિરાશાનું કારણ ગાંધીજીની ગિરફતારીજ ગણાય.

આ પછી આશરે અઢી મહિને—જુનની ૭ મી અને ૮ મી તારીખે મહાસમિતિ લખનૌમાં મળી. તેણે કરેલા ઠરાવના મુદ્દા નીચે મુજબ છે.

(૧) સરકારે ઘણા ભાગમાં ખૂબ પકડાપકડી ચલાવી છે, છતાં મહાસભાના કાર્યકર્તાઓ ગમે તેટલું સહન કરીને રચનાત્મક કાર્યક્રમ પાર પાડયે જાય છે તેથી સમિતિ સંતોષ પામે છે.

(૨) સરકાર ઘણીજ ગેરવ્યાજબીરીતે દમનનીતિ ચલાવ્યેજ જાય છે. તેથી કોઇ પણ સ્વરૂપમાં કાયદાના સવિનય ભંગની લડત ચલાવવી જોઇએ એવી લાગણી ચોમેર ફેલાયેલી છે, તેની સમિતિ નોંધ લે છે. પણ સમિતિની એવી માન્યતા છે, કે રચનાત્મક કાર્યક્રમનો પૂરો અમલ કરવાથીજ સામુદાયિક સવિનય ભંગની લડતને માટે સારામાં સારી તૈયારી થઈ શકે, અને તેથી તે ક્રમના ઉપરજ એકાગ્રપણે લક્ષ આપવા સૌને ભલામણ કરે છે.

(૩) સવિનય ભંગની લડત કોઈ પણ સ્વરૂપે શરૂ કરવામાં અથવા એવાજ પ્રકારનું બીજું કંઇ પગલું લેવાનો સવાલ ૧૫ મી ઓગસ્ટે કલકત્તામાં મળનારી સમિતિની સભા ઉપર મુલતવી રાખવો. તે દરમ્યાન આખા દેશમાં ફરીને તેની સ્થિતિ વિષે આવતી સભા આગળ હેવાલ રજુ કરવાને માટે થોડા માણસોને ચુંટી કાઢવાની પ્રમુખસાહેબને વિનંતિ કરવી.

આ મુજબ મહાસભાના કામચલાઉ પ્રમુખ હકીમ અજમલખાનજીએ નીમેલી પેટાસમિતિની ભલામણો ઉપરથી કલકત્તામાં નવેમ્બર માસની તા. ૧૮ અને ૧૯ મીએ મળેલી કારોબારી સમિતિએ જે ઠરાવ કર્યા છે તેના મુદ્દા નીચે મુજબ છેઃ—

૧. સામુદાયિક સવિનય ભંગની લડત શરૂ કરવા માટે દેશની હાલ તૈયારી નથી. પણ અમુક કાયદો તોડવાની કે કર ન આપવાની—કે એવી કંઇ મર્યાદિત સવિનય ભંગની લડત ચલાવવાની કોઇ પણ ભાગમાં જરૂર પડે તો મહાસભાએ નક્કી કરેલી ખાદી વગેરેની શરતો પૂરી થઇ હોય તો તે લડત પોતાની જ જવાબદારી ઉપર ચલાવવાની પ્રાંતિક સમિતિને સત્તા આપવી.

આ માટે સર્વ પ્રકારનો સવિનય ભંગ મંજૂર કરવા વિષે ગઇ સાલ દિલ્હીમાં પસાર થયેલો ઠરાવ કાયમ રાખવો, અને આ સાલનો (ચૌરીચૌરાના અત્યાચાર પછી) માત્ર વ્યક્તિગત સવિનય ભંગ મંજૂર કરવાનો ઠરાવ રદકરવો. પણ સામુદાયિક સવિનય ભંગ વિશાળ ધોરણ ઉપર ચલાવવાની રજા તો ન જ આપી શકાય.

૨. રચનાત્મક કાર્યક્રમને સફળ કરવાના હેતુથી અસહકારીઓએ મ્યુનિસિપાલિટીઓમાં, જીલ્લા અને તાલુકા લોકલબોર્ડોમાં બને તેટલી સંખ્યામાં દાખલ થવું, અને પછી સ્થાનિક સમિતિઓનો મત લઇને તેમાં કામ કરવું.

૩. સરકારી અને સરકારની મદદ લેતી કેળવણીની સંસ્થાઓના બહિષ્કારનો સિદ્ધાંત સારો છે, તે ભાવના રૂપે નિરંતર લક્ષમાં રાખવો, અને એ બની શકે તેટલો અમલમાં મૂકવો.

સરકારી શાળાઓ અને પાઠશાળાઓના વિદ્યાર્થીઓ પાસે બહિષ્કાર કરાવવાની ખાસ ચળવળ મોકુફ રાખવા બાબત બારડોલીના ઠરાવને વળગી રહેવું, અને રાષ્ટ્રીય શાળાઓના ઉંચા ધોરણથી જ સરકારી સંસ્થાઓના વિદ્યાર્થીઓને ખેંચવાનો ખ્યાલ રાખવો.

૪. અસીલો અને વકીલોએ સરકારી અદાલતોનો બહિષ્કાર કરવો જોઇએ, એ ભાવના કાયમ રાખવી. પણ એ બાબતમાં જે મુસીબતો પડે છે એ ધ્યાનમાં લઇને એવું ઠરાવવામાં આવે છે કેઃ

(૧) પંચાયતો સ્થાપવા માટે વધારે પ્રયાસ કરવો, અને તેના પક્ષમાં જાહેરમત કેળવવો;

(૨) વકીલાત કરતા વકીલોને મહાસભા સમિતિઓના અમલદારો તરીકે નહિ ચૂંટવાના કે એવા બીજા કંઈ નિયમો તેમની વિરૂદ્ધ કર્યા હોય, તે રદ કરવા;

(૩) રાજદ્વારી કેસોમાં અસહકારીઓએ કંઈ જામીન ન આપવા, કે બચાવ પણ ન કરવો—પણ બીજા કેસોમાં આમજ કરવાની કંઈ જરૂર નથી; અને

(૪) રાજદ્વારી ન હોય એવા કેસમાં કોરટમાં જવા વિષે દરેક જણે પોતપોતાની મેળે વિચાર કરી લેવો.

૫. મજૂરોનાં મંડળો સ્થાપવા વિષે અને તે સંબંધી ખાસ પગલાં લેવા માટે એક સમિતિ નીમવા વિષે નાગપૂરની મહાસભાનો ઠરાવ અમલમાં મૂકવો.

૬. મહાસભાનુંજ કામ કરવા રોકાયા હોય તે સિવાય બીજે પ્રસંગે, પોતાનો બચાવ કરવાની પૂરેપૂરી છૂટ છે, પણ તે એવી રીતે જ અજમાવવી, કે જેથી તોફાન ન થઇ બેસે. કોઈ ધર્મનું અપમાન થતું હોય, સ્ત્રીઓની લાજ લૂંટાતી હોય કે પુરૂષો ઉપર બિભત્સ અત્યાચાર થતા હોય ત્યારે આત્મરક્ષણ કરવાની બંધી નથી. અને

૭. બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાનો સિદ્ધાંત સ્વીકારવો, અને કયા કયા માલનો પૂરો બહિષ્કાર થઇ શકે તે વિષે વિગતવાર ભલામણો કરવાને એક કમિટી નીમવી. પણ આ ઠરાવથી ખાદીને વિષે તેમજ તમામ પરદેશી કાપડના બહિષ્કાર વિષે મહાસભાના કાર્યક્રમમાં કંઈ પણ વાંધો આવે નહિ.

૮. આવતી ધારાસભામાં બને તેટલી મોટી સંખ્યામાં ચૂંટાવાનો અસહકારીઓએ પ્રયાસ કરવો, અને તે પછી આવતા ડીસેંબર માસના પહેલા અઠવાડિયામાં બધી સ્થિતિનો વિચાર કરી મહાસભા જે સૂચનાપત્ર ઘડે તે મુજબ ચૂંટાએલા સભાસદોએ વર્તવું. *

---

* સવિનય ભંગ સમિતિમાં ત્રણ સભાસદો ધારાસભાનો પૂરેપૂરો બહિષ્કાર કાયમ રાખવાની તરફેણમાં હતા અને ત્રણ તેની વિરૂદ્ધ હતા. કલકત્તાની કાર્યવાહક સમિતિમાં સાત સભ્યો આ ઠરાવની તરફેણમાં હતા અને સાત વિરૂદ્ધ હતા. પ્રમુખના વધારાના મતથી તે પસાર થયો હતો.

## સવિનય ભંગ

આપણે ઉપર જોઇ ગયા કે જુન માસમાં આ સમિતિ નીમાઇ, ત્યારે રચનાત્મક કાર્યક્રમનું કામ ઠીક ચાલતું હતું, સામુદાયિક સવિનય ભંગ માટે તે સારામાં સારી તૈયારી રૂપ ગણાયો હતો, અને કોઇપણ સ્વરૂપે–મુખ્યત્વે વ્યક્તિગત–સવિનય ભંગ શરૂ કરવાનો કેટલેક ઠેકાણેથી માગણી થઇ હતી. દેશની સ્થિતિ તપાસીને સવિનય ભંગનો કોઇ પ્રકાર સુચવવાને સમિતિ નીમાઇ. પણ તેણે તો માત્ર આઠમાંથી એકજ ભલામણ આ સંબધે કરી છે, અને આખા દેશને બોધદાયક થાય એવા કંઇ વ્યવહારૂ માર્ગ તો સુચવ્યાજ નથી. સમિતિના અહેવાલ પરથી માલમ પડે છે કે આ વિષય ઉપર જૂજજ ધ્યાન અપાયું છે. જે મુખ્ય કામને માટે સમિતિ નીમાઇ હતી, તેને જરામાં પતાવીને બીજી આડી બાબતોમાં તેણે પોતાનું અને દેશનુ ધ્યાન રોકયું છે, એ તેના કાર્યનો મોટામાં મોટો દોષ છે.

આ અહેવાલ પરથી કાર્યવાહક સમિતિએ કલકત્તામાં જે ઠરાવ પસાર કર્યો તેમાં તેણે થોડુંજ નવું કહ્યું છે. બારડોલીમાં અને પછી દિલ્હીમાં સામુદાયિક સવિનય ભંગ મોકુફ રાખવાના ઠરાવ તો થઇ ગયા છે, તે આ સમિતિએ કાયમજ રાખ્યા છે. દિલ્હીના ઠરાવથી પણ વ્યક્તિગત સવિનય ભંગની લડત તો પ્રાંતિક સમિતિઓ પોતાની જવાબદારી ઉપર મંજૂર કરી જ શકતી હતી, એટલે તે વિષે પણ બોધ આપવાને આ સમિતિની જરૂર ન હતી. તેણે વધારાની એકજ વાત કહી છે કે કોઇ ખાસ કાયદાનો ભંગ કરવાની કે કોઇ ખાસ કર નહિ આપવાની– સામુદાયિક સવિનય ભંગની લડત મર્યાદિત સ્વરૂપમાં ચલાવવાની પ્રાંતોને સત્તા આપવી. અર્થાત્ જે આખો તાલુકો કે જીલ્લો, ખાદી વગેરેની શરતો પૂરેપૂરી પાળે તેના બધાયે માણસો અમુક કાયદો તોડવાની અથવા અમુક કર ન આપવાની લડત કરી શકે. પણ આવી શરતો તો કોઇ પણ તાલુકાએ ભાગ્યે જ પૂરી પાડી છે, અથવા તરતમાં પૂરી પાડવાની મુરાદ પણ રાખે છે. એટલે વ્યવહારિક રીતે જોતાં સમિતિનો આ ઠરાવ ભાગ્યેજ ઉપયોગી ગણાય.

## શાળાઓનો બહિષ્કાર

સવિનય ભંગ વિષે નજીવો બોધ આપીને આ સમિતિએ શાળાઓ, અદાલતો અને ધારાસભાના બહિષ્કારને સીધી અને આડકતરી રીતે તોડવાનો પ્રયત્ન કર્યો છે. આ ત્રણે વિષે તેની સૂચનાઓ પસાર થાય અને બ્રિટિશ માલના બહિષ્કારનો પણ ઠરાવ થાય તો અસહકારનો મૂળ કાર્યક્રમ દફન થયો જ ગણાય.

શાળાઓ વિષે બારડોલીનો ઠરાવ કાયમ રાખ્યો છે તે ઠીક છે. પણ તે ઠરાવનો ઉંધો અર્થ કરીને સ્વતંત્ર બુદ્ધિથી તે રસ્તે આગળ વધવાનું સૂચવવામાં આવે છે તેમાં ઘણી અણસમજ માલમ પડે છે. બારડોલીના તમામ ઠરાવો ચૌરીચૌરાના ભયંકર બનાવોની છાયા નીચે થયા હતા. દ્વેષના વાતાવરણને સાફ કરવાનો અને અહિંસા તથા શાંતિના વાતાવરણને પોષણ આપવાનો જ તેનો ઉદ્દેશ હતો. એવું જોવામાં આવ્યું હતું, કે સરકારી સંસ્થાઓના વિદ્યાર્થીઓને તેનો બહિષ્કાર કરવાને વારંવાર સમજાવતાં તે વિદ્યાર્થીઓ, તેમના શિક્ષકો અને વાલીઓની સામે કેટલેયે ઠેકાણે દ્વેષભાવ ઉત્પન્ન થયો હતો. આ ઝેર ઉતારવા માટે જ બહિષ્કારની આવી ચળવળ મોકુફ રાખવાનું ઠરાવ્યું હતું.

પણ આ સમિતિએ તો સરકારી શાળાઓના બહિષ્કારને ધર્મ કે નીતિના કોઇ ઉપદેશની માફક ભાવનાના શિખરપર મૂકયો છે, અને માત્ર તેને "હમેશા નજરમાં રાખવાની અને બની શકે તેટલો તેનો અમલ કરવાની" ભલામણ કરી છે. આ મીમાંસા જેટલી અસ્થાને છે તેટલી હાનિકારક છે. કલકત્તાથી તે અમદાવાદની ત્રણે મહાસભાઓએ જે બહિષ્કારને એક ફરમાન રૂપ ગણ્યો છે, તેને આ સમિતિ એક પોથીના પુરાણા સિદ્ધાંત રૂપે માને છે. બારડોલીના ઠરાવ છતાં પણ આ બહિષ્કારમાં જે આમહતું તત્ત્વ હતું તે આ સમિતિએ દૂર કરીને તેને પોચો અને નિઃસત્વ કરી મૂકયો છે.

આનું કારણ ચોકખું છે. ઘણાયે માણસો પોતાને અસહકારી ગણવાનો, કેટલાયે મોટા કાર્યકર્તા અને આગેવાન હોવાનો દાવો કરે છે. તેમણે શરૂઆતથી તે આજ સુધી કદિ પણ આ બહિષ્કાર પૂરો પાળ્યો નથી, અને હવે પાળવા માગતા નથી. મૂળ ઠરાવ સીધો અને સચોટ હોવાથી તેમના દિલમાં ખૂંચતો હતો. તેમણે સિદ્ધાંતની દિશામાં પોતાનું વર્તન ચઢાવવાને બદલે સિદ્ધાંતને જ નીચે ઉતારવાની ચળવળ કેટલાયે વખતથી કરી છે. તેમના અવાજને વશ થઈને સમિતિએ આ ઠરાવ કર્યો છે.

## અદાલતનો બહિષ્કાર

આમાં પણ બહિષ્કારને સાતમે આકાશ ચઢાવી, વ્યવહારના ક્ષેત્રમાંથી લગભગ દૂર કર્યો છે. ઠરાવમાં જ જણાવ્યું છે કે તેનો અમલ કરતાં મુસીબત નડે છે. આપણે ધારતા હતા, કે જેમ મુસીબતો નડશે તેમ આપણે વધારે મક્કમ અને આગ્રહી થઈશું. પણ મુસીબતો નડતાં જો ગોળા પડતા જઈએ તો લડત છોડી દીધી જ ગણાય. ઠરાવમાં જણાવ્યું છે, કે માત્ર રાજદ્વારી કેસમાં જ બચાવ ન કરવો અને જામીન ન આપવા, પણ બીજા ફોજદારી અને દિવાની કેસોમાં પોતાને જેમ ફાવે તેમ કરવું. તેથી આ ઠરાવની મર્યાદામાં રહીને, રાજદ્વારી સિવાયના તમામ કેસમાં સૌ દાવાઓ અને ફરિયાદો માંડી શકે, અને તેની સામે બચાવ પણ કરી શકે. આવી રીતે વર્તનાર માણસ અદાલતનો બહિષ્કાર કરે છે, અથવા તો તે એ બહિષ્કારને ભાવના તરીકે પૂજે છે એમ કેમ કહેવાય ? આમ એકના એક ઠરાવને બે છેડે પરસ્પરવિરોધી થઈ શકે એવી સલાહ સમિતિએ આપી છે. જો તેને આ બહિષ્કાર ખરેખર પસંદ હોય, તો પછી નબળા માણસો માટે મોટી બારીઓ નહિ રાખવી જોઈએ. પણ જો રાજદ્વારી કેસને માટે જ બચાવ ન કરવાની સૂચના આપીને આ બહિષ્કારને ખતમ કરવો હોય તો તે સાફ સાફ જણાવી દેવું જોઈએ.

જૂના સિદ્ધાંતને કાયમ રાખવાનું જણાવી, ખરી રીતે તેને તોડવાની ચાવીઓ સૂચવવામાં સમિતિએ અસહકારના વિશુદ્ધ કાર્યક્રમને તેમજ પ્રજાને ગંભીર અન્યાય કર્યો છે.

## સવિનય ભંગ કે ધારાસભા ?

ધારાસભા વિષે જુદો વિગતવાર લેખ બીજે સ્થળે પ્રકટ કર્યો છે. તેથી તે લખાયા પછી કલકત્તામાં કાર્યવાહક સમિતિએ જે ઠરાવ કર્યો, અને તે ઉપરથી મહાસમિતિમાં જે ચર્ચા થઈ, તે વિષે જ વિચારવાનું રહે છે. કોઈને સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય કે સવિનય ભંગના માર્ગ સૂચવવાને નીમાયલી સમિતિ ધારાસભા વિષે ચર્ચા જ કેમ ઉપાડે અને તે વિષે ભલામણો કરવાની હિમ્મત કેમ કરે ? આ વિષે કલકત્તામાં જવાબ આપવામાં આવ્યો કે સમિતિની નીમણૂકના ઠરાવમાં "સવિનય ભંગનો કોઈ પ્રકાર કે તે જ જાતનું બીજું કોઈ પગલું" ઘડી કહાડવામાં સમિતિને સલાહ આપવાની હતી. અર્થાત્ ધારાસભા સંબંધી લડત એ સવિનય ભંગના જેવું બીજું પગલું. સમિતિના હેવાલમાં તેમ જ કલકત્તાની ચર્ચામાં ફરીફરીને કહેવામાં આવ્યું છે, કે દેશમાં વ્યાપી ગયેલી સુસ્તી ઉડાડવાને માટે બે જ રસ્તા છે: (૧) કાંતો સવિનય ભંગ તરત શરૂ કરો, અથવા (૨) ધારાસભાની લડત ચલાવો; તરતમાં સવિનય ભંગ મોટા પાયા ઉપર ચલાવવાની કોઈની તૈયારી નથી એટલે ધારાસભાનો એક જ માર્ગ રહ્યો છે.

આ વિચારસંકલનાની કહીએ તપાસીએ. ધારાસભાના હિમાયતીઓ પણ કબૂલ કરે છે, કે દેશમાં કર ન આપવાની ઝુંબેશ મોટા પાયા ઉપર એકી વખતે ચાલે તો જ સરકાર નમે અને સ્વરાજ મળે. ઘડીભર આ વાત કબૂલ રાખીએ, તો સ્વાભાવિક રીતે આવી સ્થિતિને માટે યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરવાનું જ માત્ર કામ રહ્યું. આ વિષે સૂચન સમિતિની નીમણૂકવાળા લખનૌના ઠરાવમાં જ મળી આવે છે. તેમાં ચોકખી રીતે લખેલું છે, કે રચનાત્મક કાર્યક્રમ પાર પાડવાથી જ સામુદાયિક સવિનય ભંગ માટે પણ સારામાં સારી તૈયારી થઈ શકશે.

નવાઇની વાત એટલી જ છે, કે આ ઠરાવ કરનાર મહારથીઓ આજે રચનાત્મક કાર્યક્રમના કરતાં ધારાસભાની લડતથી દેશ વધારે સારી રીતે તૈયાર થશે, એમ માનતા થયા છે.

પણ ધારાસભાની ચળવળથી કંઇ તૈયારી થઇ શકે ખરી? તેના હિમાયતીઓએ જણાવ્યું છે, કે રચનાત્મક ક્રમનું રગશીઉં ગાડું છોડી દઈ અમે તો ધારાસભાની મેલની ગતિથી સ્વરાજ મેળવવા ઇચ્છીએ છીએ. તેથી જરા સમયનો ખ્યાલ કરીએ. ધારાસભાને માટે આ જાન્યુઆરી માસથી જ, અને મોડામાં મોડા માર્ચ મહિનાથી ભારે તૈયારી કરવી પડે, એમ એ પક્ષ જણાવે છે. અટલે જો ગયાની *મહાસભામાં ધારાસભાનો ઠરાવ પસાર થાય,* તો જેમ સન ૧૯૨૧ નું વર્ષ સ્વરાજના વર્ષ તરીકે પંકાય છે, તેમ ૧૯૨૩ નું વર્ષ ધારાસભાની સાલ તરીકે નામાંકિત થાય. તેની આખરમાં મહાસભા મળીને ચૂંટાયલા સભાસદોને ચોકસ ફરમાન આપે. સન ૧૯૨૪ ની શરૂઆતમાં તેઓ કાંતો ધારાસભામાંથી દૂર રહે, અથવા તેમાં લડત ચલાવવા દાખલ થાય. પણ દૂર રહે તો તેમણે શું કરવું અને પછી સવિનય ભંગ માટે શી રીતે તૈયારી કરવી એ કોઇએ જણાવ્યું નથી. વળી બીજી રીતે એમ ધારો કે ન બનવાનું બન્યું. અને આપણા આગેવાનોના વાક્બાણથી ધારાસભાના તંત્રના ચૂરા થઇ ગયા. તો પછી ૧૯૨૪ ની મધ્યમાં કે આખરમાં પાછું શું કરવું તે પણ સમજાતું નથી. સંભવ તો એવો છે, કે બે વરસ સુધી ધારાસભાની પાછળ ભમ્યા પછી કંઇક વધારે જાગ્રત–કંઈક વધારે વાચાળ બનીને પાછા હતા ત્યાંના ત્યાં આવીએ.

વળી આથી પ્રજાના મન ઉપર ઘણીજ માઠી અસર થાય. મહાસભાને બદલે ધારાસભા સૌનું લક્ષબિંદુ થાય. સારા દેશની વિશાળ પ્રવૃત્તિને બદલે મૂઠીભર આગેવાનોના વાક્યુદ્ધ પર સૌની નજર ચોંટે. પ્રજાના સ્વાવલંબી પ્રયત્નથી જે કરવું ઘટે તે સરકારી સંસ્થાના સાધન વડેજ પાર પાડવાનો ભ્રમ ફેલાય અને વધારેમાં વધારે હાનિ તો એ થાય કે જૂનો ક્રમ જેમ બને તેમ પાર પાડવાથી અને સવિનય ભંગ માટે સ્વયંસેવકો વગેરેની તૈયારી કરવાથી, સરકારની સામે બેઠો બળવો કરવાની વૃત્તિને જે પોષણ મળે તે ધારાસભાની પ્રવૃત્તિથી કળાઈજ જાય.

આથી ઉલટું, ધારાસભાની ચળવળમાં જે બે વર્ષ લગભગ એળે જાય તે દરમ્યાન સવિનય ભંગની તૈયારી કરીએ, તો મોડામાં મોડા ૧૯૨૪ માં કે ૨૫માં મોટા પાયાપર સવિનય ભંગ કરવાની શક્તિ આપણામાં આવે. આથી કયે રસ્તે સવિનય ભંગની સ્થિતિએ વહેલા પહોંચી શકાય, એ તો દેખીતુંજ છે. જ્યાં જવું હોય ત્યાં સીધા જઇએ *તોજ વહેલા પહોંચીએ.* સીધી જગ્યાએ થઇને* જતાં વિલંબ થાય, અને મોડું પહોંચાય.

## કુરબાનીથીજ સ્વરાજ

મહાસમિતિની આગળ રજૂ થયેલા ઠરાવમાં અને તે ઉપર થયેલી ચર્ચામાં બીજો એક ભ્રમ પણ માલમ પડે છે. ઘણા સભાસદો ભૂલી ગયા જણાય છે, કે અમદાવાદની મહાસભામાં પસાર કરેલા ઠરાવમાં ચોકખું જણાવ્યું છે કે આપખૂદ સત્તાનો જુલમ નાબૂદ કરવાને *બીજા બધા બ્હાર* નિષ્ફળ નીવડયા હોય ત્યારે "તલવારથી બળવો કરવાને બદલે બીજું એકજ અસરકારક અને સુધરેલું સાધન છે–અને તે કાયદાનો સવિનય ભંગ." અર્થાત્ અંગ્રેજ સરકારને નમાવવાને કાંતો તલવાર ચલાવવી જોઇએ, કાં તો મોટા પાયા ઉપર બેઠો બળવો કરવો જોઇએ. આ બે માર્ગ વચ્ચે કંઇક સામ્ય છે. શસ્ત્રધારી ઘા કરે છે, અને ઘા ઝીલે છે. સત્યાગ્રહી ઘા કરતો નથી પણ માત્ર ઝીલેજ જાય છે. બન્નેને સહન કરવાને, પ્રાણ આપવાને તૈયાર રહેવું જ પડે છે. એટલે અમદાવાદના ઠરાવનું ચોકખું રહસ્ય એ છે કે કુરબાની સિવાય સ્વરાજ નજ મળી શકે.

* The shortest distance between two points is a straight line.

પણ સમિતિએ આપણને ત્રીજો સીધો અને સહેલો માર્ગ બતાવ્યો છે. છેલ્લાં દોઢસો વર્ષથી ઉંડી જડ ઘાલીને બેઠેલી અંગ્રેજી રાજસત્તાને શબ્દોના પ્રહારથી તોડવાની મુરાદ તેણે રાખી છે. આથી કદાચ ધારાસભા તૂટે. પણ તેથી તેને એક રમકડાની માફક રમાડનાર રાજસત્તાને આંચ કેવી રીતે આવે ? ઈતિહાસનો કે મનુષ્ય સ્વભાવનો કોઇ પણ અભ્યાસી નહિ માની શકે, કે ધારાસભાના કીમીઆથી સ્વરાજ મંદિરની સોનેરી ચાવી હાથ લાગે.

જે ઠરાવ રજૂ કર્યો છે એમાં પણ કુરબાનીના સિદ્ધાંતનું ભારે અજ્ઞાન માલૂમ પડે છે. તેમાં જણાવ્યું છે, કે સન ૧૯૨૦ માં ધારાસભાનો બહિષ્કાર કર્યો તેથી આપણને ભારે દુઃખ અને મુસીબતો સહેવાં પડ્યાં. કેમ જાણે અસહકારની લડત લડવામાં આપણે સુખનોજ રસ્તો ખોળી કહાડ્યો હોય ! અસહકારનો અર્થજ એ છે કે પારાવાર દુઃખ સહન કરીને, જીવન પર્યંત સર્વસ્વની કુરબાની કરીને સ્વરાજ મેળવવું. આપણને જે દુઃખ પડ્યું તે જો સૌએ હસતે ચહેરે વધાવી લીધું હોત તો આપણે કેટલાયે આગળ વધી ગયા હોત. પણ હજારોએ તે કમને, વિધિના એક શાપની માફક સહી લીધું, અને તેથી બીજા પણ ગળગળા બન્યા. સમિતિએ પણ આ વિકારને વશ થઇને આ દુર્ભાગી ઠરાવ ઘડ્યો છે.

## ચૂંટણીની ચળવળ

ધારાસભાની હિમાયત કરનાર, સમિતિના અર્ધા સભાસદોએ તો ચૂંટાયા પછી પાળવાની સૂચનાઓ સ્પષ્ટ રીતે રજૂ કરી. પણ ધારાસભાના મોટા ભાગના હિમાયતીઓને તે ઘણી આકરી થઇ પડી. પૂજ્ય પંડિત માલવિયજીને ધારાસભાને તોડવાની વાત અશક્ય અને બેહૂદી લાગી છે. શ્રી. કેલકર વગેરે મહારાષ્ટ્રીઓને તો સમય અનુસાર ધારાસભામાં સહકાર * કરવો છે. શ્રી. જયકરને મહાત્માજીના કારાવાસનાં સ્વપ્નાં આવ્યાં જ કરે છે, અને ધારાસભામાં જઇને તેમને છોડાવવાને તેમનું દિલ તલસે છે. દેશબંધુ દાસના મત પ્રમાણે ધારાસભામાં જઇને સ્વરાજની એક નવી યોજના રજૂ કરવી, જો તેના આધાર રૂપે કંઇક સરકાર પાસેથી મળી શકે તો સહકાર કરવો, ને તેમ ન થાય તો ધારાસભાને તોડવા પ્રયત્ન કરવો. છેવટે પેટાસમિતિના ૩ સભાસદો કાં તો ધારાસભામાંથી દૂર રહેવાની અથવા બીજી કંઇ પણ તજવીજ કર્યા સિવાય તેને તોડવાની જ સલાહ આપે છે.

આ બધાએ પક્ષોએ કલકત્તામાં તો ભેગા મળીને એકજ વાવટો ફરકાવ્યો, કે ચૂંટણીની ચળવળ કરવી. કારણ દેખીતું છે. ચૂંટાયા પછી શું કરવું તે વિષે જેટલાં માથાં તેટલા મત છે. આ બધા મત આવતા વર્ષ સુધીમાં બદલાય એવો સંભવ નથી. ધારાસભામાં બહુમતિ થાય કે ન થાય તે સાથે તેને સંબંધ નથી. તેથી જો ચૂંટણીની બારી ખુલ્લી મૂકાય તો મહાસભાનું નાવ આવતી સાલ કયા બંદરે, નાંગરે તેનું કંઇ જ કહેવાય નહિ.

આમ એક બાજુ ધારાસભાનો બહિષ્કાર વધારે પાકો, અને વધારે સંપૂર્ણ કરવાનો ચોક્ખો, સીધો અને પ્રજાને પરિચિત થયેલો માર્ગ છે. બીજી બાજુએ એક વાવટો ફરકાવનાર અનેક મતનો શંભુ-મેળો છે. ગયાની મહાસભા શું પસંદ કરે છે, તે જોવાનુ છે.

## ઈરાનમાં દારૂની બંધી

અફઘાનિસ્તાન અને તુર્કીના પ્રમાણમાં ઈરાનને વિષે થોડુંજ સંભળાય છે. છતાં ધીમેધીમે તેને વિષે આપણા દેશમાં વધારે ને વધારે રસ લેવાતો જાય છે તેમ ત્યાં પણ કંઇક જાગૃતિનાં ચિન્હો જણાય છે. પારસીઓનું ત્યાં વતન હોવાથી તેમના કેટલાક આગેવાનો ત્યાં જઈ વસવાની અને વેપારધંધાને ઉત્તેજન આપવાની ભલામણ કરે છે. કેટલાકે તે દેશમાં ખૂબ મુસાફરી કરીને ત્યાંની સ્થિતિ ઉપર સારો પ્રકાશ નાંખ્યો છે. હમણાંજ હિંદુસ્થાન

* Responsive Co-operation.

અને ઇરાનની વચ્ચે વેપાર વધારવાને માટે સર જમસેદજી જીજીભાઇ જેવા વગવાળા અને વિશ્વાસુ પારસીઓની આગેવાની નીચે એક ઇન્ડો–પર્સિયન કંપની સ્થાપવામાં આવી છે. ઇરાનના ખૂદ શાહ પણ સ્વદેશ જતાં હમણાંજ હિંદુસ્થાન પધાર્યા હતા. તેથી પણ તે દેશ સાથે વહેવાર અને મિત્રાચારીની ગાંઠ વધારે મજબૂત થવી જોઈએ.

પણ ઇરાનને વિષે સૌથી વધારે મહત્વની ખીના તે એ છે, કે દારૂનું વેચાણ બંધ કરવાનું ત્યાંની સરકારે કબૂલ કર્યું છે. તહેરાનથી ૮ મ નવેંબરે મળેલા સંદેશા મુજબ ત્યાંના ઉલ્માઓએ નીચેની ચાર માગણીઓ કરી હતીઃ—

(૧) દારૂના વેચાણનો નિષેધ કરવો;

(૨) નાટક અને ગાનતાનનાં બધાં સ્થાનો બંધ કરવાં;

(૩) ધાર્મિક સવાલો ઉપર પ્રકટ થતા સાહિત્ય ઉપર સખત દેખરેખ રાખવી; અને

(૪) મજલિસમાં–ધારાસભામાં ધર્મગુરૂઓના કેટલાક પ્રતિનિધિ રાખવા.

સરકારે પહેલી ત્રણ માગણીઓ કબૂલ રાખી છે, અને બંધારણના કાયદામાં ચોથીનો સમાવેશ કર્યો છે.

આ ખબરમાં કંઇક અતિશયોક્તિ હોવાનો સંભવ છે. ઇરાન જેવા રસિક દેશમાંથી બધી નાટકશાળાઓ નાબૂદ થાય એ અસંભવિત લાગે છે. તેવી જ રીતે તમામ ઇરાનીઓ એકે સપાટે દારૂનો ત્યાગ કરે એમ માનવું પણ મુશ્કેલ લાગે છે. પણ આપણે યાદ રાખવું જોઇએ કે ઇરાનની એક બાજુએ અફઘાનિસ્તાનમાં અને બીજી બાજુએ કમાલ પાશાના તુર્કીના મુલકમાં દારૂની પૂરેપૂરી બંધી છે. ઇસ્લામમાં દારૂને હરામ ગણ્યો છે. આજકાલ પૂર્વના તમામ દેશોમાં જે નવું ચેતન આવતું જાય છે એનું આ ચિન્હ છે. તેમને યુરોપના દેશોના પંજામાંથી તો છૂટા થવું જ છે. પણ એવી બાહ્ય મુક્તિ મેળવ્યા પછી પણ પશ્ચિમના કુસંસ્કાર અને કુટેવોને તે વશ રહે તો પછી તે મુક્તિ શા કામની? આવી રીતે રાજ્યના તેમ જ સંસ્કૃતિના ક્ષેત્રમાં પૂર્વના દેશો ધીમે ધીમે પરધર્મનો ત્યાગ કરી સ્વધર્મ પર આવતા જાય છે.

## ખિલાફતનું પરિવર્તન

નવેમ્બર માસની શરૂઆતમાં કેટલાયે દિવસ સુધી ખૂબ ચર્ચા કર્યા પછી અંગોરાની રાજસભાએ સર્વાનુમતે નીચેના મુદ્દાનો ઠરાવ પસાર કર્યોઃ—

સન ૧૯૨૦ ના માર્ચની ૧૬ મી તારીખથી કાયમને માટે સર્વોપરિ રાજસત્તા રાજસભાને હસ્તક જ રહેશે, અને બીજા કોઈ પણ પ્રકારનું રાજતંત્ર કબૂલ રાખવામાં આવશે નહિ. ઇસ્તંબૂલના રાજની અંગત સત્તાને પ્રજા કબૂલ નહિ રાખે. ખિલાફત ઓસમાનના વંશમાંજ રહેશે. પણ તે વંશના જે રાજકુમારના ચારિત્ર, સંસ્કાર અને નીતિબળ યોગ્ય જણાશે તેને આ સભા ખલીફ તરીકે ચૂંટી કહાડશે. તુર્કીનું રાજ્ય ખિલાફતના મજબૂત સ્તંભ રૂપ બનશે.

તુર્કીનો ઇતિહાસ જેઓ જાણે છે, અને કમાલ પાશાની રાજનીતિથી જેઓ વાકેફ છે, તેઓ આ ઠરાવમાં તેનું અસાધારણ મુત્સદ્દીપણું તેમ જ તુર્કીનું ઉજ્જ્વળ ભવિષ્ય જોશે. અત્યાર સુધી ખલીફ–ઉલ–મુસલમાન સારી દુનિયાના મુસલમાનોનો ધર્મગુરૂ તેમ જ તુર્કીનો આપખૂદ સુલતાન હતો. સત્તાના આ સંયોગનું મૂળ કારણ એ હતું કે ઇસ્લામ કે ઇસ્લામીઓ ઉપર દુનિયામાં કોઇ પણ સ્થળે આફત આવે તો ખલીફ રાજસત્તાના બળવડે જ તેને દૂર કરી શકે. ઇતિહાસમાં ઘણીયે વાર ખલીફના ફરમાનથી તુર્કોએ ઇસ્લામના રક્ષણની ખાતર પોતાના જાન આપ્યા છે.

પણ આ કેટેડીસ્થિતિના ગેરલાભ પણ હતા. ખલીફની રાજસત્તાની હદ તો બંધાય જ નહિ. તુર્કીમાં ઇસ્લામ સિવાય બીજા ઘણા ધર્મની પ્રજાઓ છે, તેમના ઉપર રાજ્ય કરતાં ખલીફને મુસીબત પડે. તે ન્યાય આપે ત્યારે પણ તેમાં અન્યાય હોવાની શંકા પરધર્મીઓને રહી જાય. વળી સુલતાન પોતે જ ખલીફ હોવાથી આખા રાજ્યતંત્ર ઉપર ઉલ્માઓની ઘેરી છાપ પડે. ખાસ કરીને કેળવણીના કે સમાજના ક્ષેત્રમાં કંઇ સુધારો કરવો હોય એટલે ઉલ્માઓ તરત જ સામા પડે, અને તેમનું મન મેળવીને સુધારા કરતાં ખલીફને બહુ જ અગવડ પડે. આ બધાં કારણોને લઇને ખિલાફત અને સલ્તનતનો

સંયોગ એવી દશાએ પહોંચ્યો હતો, કે જેથી તમામ ઇસ્લામીઓને શરમાવું પડે; કાયદામાં ગમે તે સુધારા થાય તે છતાં પણ, તુર્કીને રાજમહેલની પ્રપંચજાળ અને અમલદારોની આપખુદીમાં ફસાઈ જ રહેવું પડે; અને રાજ્યવહિવટમાં અંધાધુંધી અને અવ્યવસ્થા જ રહે.

ગયા સૈકાની આખરમાં યૂરોપના સંસ્કારથી તુર્કો જાગૃત થવા લાગ્યા તેમ તેમ તેમને આ સ્થિતિ અસહ્ય લાગવા માંડી. કમાલ પાશાનું જીવનચરિત્ર ગયા અંકમાં પ્રકટ કર્યું છે, તે ઉપરથી જુવાન તુર્કોની મનોવૃત્તિનો ખ્યાલ આવે છે. ૧૯૦૮ માં અબદુલ હમીદે જૂનું રાજબંધારણ ફરીથી અમલમાં મૂકવાનું વચન આપ્યું હતું. પણ તેણે દાનત ખૂરી રાખી નથી ઉવટ તેને રવાના થવુ પડ્યું. પણ જ્યાં બધારણમાં જ સડા હોય ત્યાં વ્યક્તિના ફેરફારથી શું થાય? સા સમજે છે, કે મુસ્તફા કમાલ પાશાની લડત માત્ર ગ્રીક અને અંગ્રેજોની સામે જ નથી. તુર્કીના રાજ્યના જે સડાથી અને પ્રજાની જે નિર્બળતાથી અગ્રેજો ફાવી ગયા, તેને સદંતર સાફ કરવાની તે મુરાદ રાખે છે આથી ખિલાફત વિષે આ ઠરાવ એક શુભ મંગળાચરણ રૂપ છે.

નવી સ્થિતિમાં કેવળ ધાર્મિક દૃષ્ટિથી એક રાજવંશી ખલીફ તરીક ચૂટાશે. કુરાને શરીફમાં ખલીફની ચૂટણી જ કરવાનું ચોકખું ફરમાન છે—જરૂર લાગે તો આખી દુનિયાના મુસલમાનો તેની ચૂટણી કરી શકે એમ છે. એટલે ચૂંટણીનો સિદ્ધાંત જેમ હાલના જમાનાને અનુકૂળ છે, તેમ કુરાનના પણ ફરમાન રૂપ છે.

પણ જો નવા ખલીફને રાજસત્તા ન હોય, તો તે દુનિયાના ઇસ્લામીઓનું રક્ષણ કેમ કરી શકે? આના જવાબમાં અંગોરાની ધારાસભાએ સ્પષ્ટ રીતે જણાવ્યું છે, કે તુર્કીનું નવું રાજતંત્ર એ ખિલાફતનો રાજદંડ ગણાશે, અને ખલીફને રાજ્યની જોઇએ તેટલી મદદ મળશે. પણ તે રાજ્યથી પર રહેશે. આથી જૂના જમાનાના બધાયે લાભ કાયમ રહે છે, અને તેના દોષ બાતલ થઇ જાય છે. પ્રજાસત્તાક રાજતંત્રનો નવો સિદ્ધાંત પણ તેમાં પળાય છે. આમ નવી યોજના સર્વાંગસુંદર ગણાય.

આપણી ખિલાફત કમિટીએ તેમજ અફઘાનિસ્તાનના અમીરે નવા ખલીફને કબૂલ રાખીને આ વ્યવસ્થા સ્વીકારી છે. પણ આપણા પરમ હિતૈષી લૉર્ડ કર્ઝન અને સર વેલેન્ટાઇન શીરોલ ઇસ્લામના ઇતિહાસમાંથી દાખલા દલીલો ટાંકીને આપણને સમજાવે છે કે આ ઠરાવથી તો ખિલાફતનું ખૂન થયું છે ને હિન્દુસ્થાનના મુસલમાનોની લડત હવે અકારણ બની છે. તેમની દલીલોનો વિચાર કરવાની જરૂર નથી. તેમના હેતુથી આપણે વાકેફ છીએ. આપણા મુસલમાનભાઇઓને ભમાવવાને તેમણે પ્રયાસ કર્યો, તે સ્વાભાવિક રીતે નિષ્ફળ થયો.

### ઇસ્તંબૂલનો કબજો

ખિલાફત વિષે બીજો મુદ્દાનો બનાવ એ છે, કે પૂર્વ થ્રેસનો તેમ જ ખુદ ઇસ્તંબૂલનો લગભગ પૂરેપૂરો કાબૂ કમાલ પાશાની સરકારે મેળવ્યો છે.

મુદાનિયાના તહનામામાં છેવટની સંધિ થયા પછી જ ઇસ્તંબૂલ કમાલ પાશાને સોંપવાનું લખ્યું છે. પણ પૂર્વ થ્રેસનો કાબૂ કમાલ પાશાના હાથમાં આવતો ગયો અને છેવટની પરિષદનો દિવસ પાસે આવતો ગયો તેમ પહેલો સવાલ એ થયો કે છેલ્લાં ત્રણ વર્ષથી અંગ્રેજ સરકારના રમકડા તરીકે રમનાર ખલીફ જૂદા પ્રતિનિધિ મોકલી શકે કે નહિ. અંગોરાએ પોતાના જ પ્રતિનિધિને મંજૂર રાખવાનું લખ્યું. તેથી થોડી રકઝક કરીને ઇસ્તંબૂલે જૂદા પ્રતિનિધિ ન મોકલવાનું કબૂલ કર્યું.

તે પછી ઉપર સૂચવેલો ઐતિહાસિક ઠરાવ પસાર થયો. તેનો અર્થ ચોકખો હતો. તુર્કીની અને તમામ ઇસ્લામીઓની બેવફાઇ કરનાર સુલતાનને પદભ્રષ્ટ કરવાનો તેમાં ઇશારો હતો. આ ઠરાવ થયા પછી અંગોરાના પ્રતિનિધિએ ઇસ્તંબૂલમાં જાહેર કર્યું કે અંગોરાની મંજૂરી વગર જે પ્રધાનો વહિવટ કરશે તે રાજદ્રોહી ગણાશે, અને તેમના ઉપર કામ ચલાવવામાં આવશે. તરત જ પ્રધાનમંડળે રાજીનામાં આપ્યાં, એટલે એક પછી એક ખાતાં અંગોરાની સરકારના હાથમાં

આવતાં ગયાં. નવી સરકારે તરત જ એક બાજુએથી આયાત માલપર જકાત વધારી, અને તેની રકમ જૂની સંધિ મુજબ ઇસ્તંબૂલની બેંકમાં નહિ ભરતાં અંગોરા રવાના કરવા માંડી. તેમ જ પહેલાંની સરકારની સંધિઓને ઉડાવી દઇ પરદેશીઓને ન્યાય પણ સામાન્ય કોરટમાં જ આપવા માંડયો.

આમ તમામ સત્તા હાથમાંથી સરી જતી જોઇને, અંગ્રેજો ખૂબ ધુંધવાયા. ઇસ્તંબૂલ અને લંડન વચ્ચે તારના ખૂબ સંદેશા ચાલ્યા. જરૂર પડે તો માર્શલ લૉ જાહેર કરવાની સત્તા પણ અપાઈ ચૂકી. પણ પહેલાંની માફક આ પ્રસંગે પણ ફ્રાન્સ અને ઈટાલી વાંકાં ફરી બેઠાં. તેમને માર્શલ લૉની કંઇ એવી જરૂર લાગી નહિ. શા માટે લાગે ? ઇસ્તંબૂલ કમાલ પાશાને મોડું વ્હેલું સોંપવાનું જ છે, તો ત્યાં અનાયાસે તે વહેલી રાજસત્તા ભોગવવા માંડે તેમાં કોઇને શું લેવાદેવા ? પણ અંગ્રેજોને તેમની પ્રતિષ્ઠા અને તેમનો પરાજય બન્ને ખુંચ્યા કરે છે—એક પછી એક કદમ પાછા હઠવું પડે છે— દરેક વખતે તલવાર મ્યાનમાંથી કહાડે છે, પણ સમય વર્તી પાછી નાંખી દે છે. કેટલી દયાજનક સ્થિતિ !

ઇસ્તંબૂલની રાજસત્તા કમાલ પાશાના હાથમાં આવ્યા પછી ખલીફથી ત્યાં લાંબો વખત રહી શકાય એમ ન હોતું. તેના રાજગઢ ઉપર પણ અંગોરાનો પહેરો હતો. તેની ફેરબદલી થતી હતી તે દરમ્યાન અંગ્રેજોએ સુલતાનને નસાડયો, અને આગબોટમાં બેસાડી માલ્ટા રવાના કર્યો. આ ચાલાકીનો જવાબ વાળતાં અંગોરાને વાર ન લાગી. એક બાજુએ જૂના સુલતાનને પાછો સોંપવાની તેમણે માગણી કરી, અને બીજી બાજુએ રાજવંશના બીજા વારસને ખલીફ તરીકે ચૂંટીને તેના પદનો બધો હોદ્દો સોંપ્યો. જૂના સુલતાનની આડખીલી દૂર થવાથી ઇસ્તંબૂલનો તમામ કારભાર કમાલ પાશાના હાથમાં આવી ગયો. છેવટે તકરાર પોલિસની રહી હતી. અત્યાર સુધી તો અંગ્રેજોનોજ પૂરો દમામ ચાલતો હતો, પણ તેને નવા સત્તાધારીઓ કેમ નભવા દે ? હવે તો પોલિસનો પણ પૂરો અધિકાર અંગ્રેજોએ નવી સત્તાને સોંપી દીધો છે. માત્ર ઇંગ્લંડ, ફ્રાન્સ વગેરે દેશના વતનીઓના રક્ષણને માટેજ પોતાની પોલિસ તેમણે રાખી છે.

આમ અંગોરાની સત્તા આનાટોલિયામાં અને સ્મર્નામાં, ઇસ્તંબૂલમાં અને પૂર્વ થ્રેસમાં જામી ગયેલી છે. ઇસ્તંબૂલમાં મિત્રરાજ્યોનાં લશ્કર એ માત્ર પહેલાંના વખતની યાદ આપવાને જ રહેલાં છે. તેમનો ત્યાં નથી કંઈ હિસાબ, કે નથી કંઇ જરૂર. તેમની ઘડીઓ હવે ત્યાં ગણાઇ રહી છે. તે વિદાય થશે એટલે તુર્કીની ગુલામગિરીનાં છેલ્લાં ચિન્હ નાબૂદ થશે.

નવા ખલીફે પણ ઇસ્લામ ધર્મની ઉન્નતિ માટે બનતું કરવાનું જાહેર કર્યું છે. સૌ શુકન સારાજ થાય છે. નવા ખલીફ અને નવી રાજસત્તાના સંયોગથી તુર્કી તેમજ સારી ઇસ્લામી આલમ શોભશે એવી આશા રહે છે.

દરમ્યાનમાં તુર્કીનું ભવિષ્ય ઘડવા માટે સ્વીટ્ઝરલેન્ડમાં * લોઝાંમાં બાદ્ગકન અને મિત્રરાજ્યના પ્રતિનિધિઓ મળ્યા છે. તેમણે મેરીઝા નદી સુધીનો થ્રેસનો મુલક તુર્કીને આપવાનું નક્કી કર્યું છે. ત્યાં આગળ ગ્રીસ અને તુર્કી વચ્ચે ફરીથી ઝગડો ન થાય તે માટે, તે નદીની બન્ને બાજુએ ૩૦ કીલોમીટર * સુધીના પ્રદેશમાં કંઈ પણ લશ્કર રાખવાનું નથી. બલ્ગેરિયાને ઈજીઅન સમુદ્રમાં બારૂં જોઇતું હતું તે પણ આ નદી વાટે તેને મળી રહેશે. હજી પરિષદનું કામ ચાલુ છે, એટલે તેના નિર્ણયનો પૂરો વિચાર પછીથી જ કરી શકાશે.

## ફ્રાન્સનું ડહાપણ

તુર્કીની સંધિ મુજબ, સર્વરાજ્યમંડળ તરફથી ફ્રાન્સને ત્રણ મુલકનો વહિવટ સોંપાયો: સીરિયા, લેબેનોન અને સિલિસીઆ. સિલિસીઆમાં તો ફ્રાન્સના અને કમાલ પાશાના લશ્કરની વચ્ચે શરૂઆતમાંજ લડાઈ થયેલી અને તે પછી, તેમની વચ્ચે સંધિ

* Lausanne.
* ૧૮$\frac{3}{4}$ માઇલ.

થઇ ત્યારે ફ્રાન્સે સિલિસીઆ ખાલી કર્યું. હવે સીરિયાનો જે મુલક ફ્રાન્સના હાથમાં છે તેમાં પણ કમાલ પાશાની રાજનીતિથી ઘણી જ તકલીફ પડે છે. સીરિયાની સરહદ ઉપરના થાણામાં કમાલ પાશાએ સખત જકાત બેસાડી છે. તેથી તેનાં મુખ્ય શહેર એલેપ્પોના ૯૦ ટકા જેટલા વેપારને ભારે નુકસાન પહોંચે છે. આથી ફ્રાન્સ સમજવા લાગ્યું છે કે સીરિયાના અંદરોઅંદર હાથ રાખવામાં અને એલેપ્પો વગેરેના અંદરના મુલકનું એક સ્વતંત્ર રાજ્ય સ્થાપવામાં જ લાભ છે. એ મુલકમાં તુર્કોની વસ્તી પણ સારી છે. એટલે તે જોતજોતામાં તુર્કી જોડે ભળી જશે, એ દેખીતું છે. આમ આડકતરી રીતે આ બધો મુલક તુર્કીને પાછો સોંપવાની પેરવી ફ્રાન્સ કરતું જણાય છે.

જો આ વાત ખરી હોય તો ફ્રાન્સની દીર્ઘદૃષ્ટિ અને ડહાપણને માટે તેને ધન્યવાદ ઘટે છે. પેલેસ્ટાઇનમાં અને ઈરાકમાં જો અંગ્રેજોને હજી સાન નહિ આવે તો એમને વધારે નુકસાન ખમીને, અને વધારે બેઆબરૂ થઇને મોડાવહેલા ત્યાંથી ભાગવું પડશે.

## પરદેશી કાપડનો પહેરો

આખા દેશમાં અસહકારના ક્રમમાં ભાંગતોડ કરવા વિષે ખૂબ ચર્ચા ચાલી રહી છે ને વખતે મહાત્માજીના સિદ્ધાંતો તેમ જ કાર્યપદ્ધતિ વિષે ગુજરાત પૂરી શ્રદ્ધા જાળવી રહ્યું છે. બીજા કેટલાક પ્રાંત પણ ડગતા નથી. છતાં જ્યાં અમલી કામ નથી થતું ત્યાં શ્રદ્ધા પર ઝાંખપ આવે છે. પણ ગુજરાત શાંતિથી તેમજ દૃઢતાથી કદમ પર કદમ આગળ ભરીને પોતાની શ્રદ્ધાને આખા દેશમાં ઝળકાવી રહ્યું છે.

ગુજરાત પ્રાંતિક સમિતિએ વિદ્યાપીઠને માટે ૧૦ લાખનો ફાળો જમા કરીને તરત જ પહેલી ડીસેમ્બરથી પરદેશી કાપડનો પહેરો શરૂ કરવાનો ઠરાવ કર્યો હતો. દરમ્યાનમાં આગેવાનો બીજે ઠેકાણે રોકાવાથી પહેલી તારીખે ઘણાખરા જીલ્લામાં મુકરર કરેલા સ્વયંસેવકો મળ્યા નથી. પણ સમિતિ અને તેના મુફીલર સ્વયંસેવકોએ—તેમાં જોડાયેલી ૨૦ પ્રાતઃસ્મરણીય બ્હેનોએ પણ યુવકવર્ગના ઉત્સાહપર, પ્રજાવર્ગની સહાનુભૂતિપર અને પરદેશી કાપડના વેપારીઓની દાનતપર વિશ્વાસ કરી પાટનગરમાં પહેલી તારીખથી ઝંપલાવ્યું છે. તે દિવસે બીજા જીલ્લાના આગેવાનોએ પણ સમારંભમાં ભાગ લઇ ગુજરાતનો એકત્ર નિશ્ચય જાહેર કર્યો છે. મહાવિદ્યાલયના અને શાળાઓના અધ્યાપકોએ તેમ જ વિદ્યાર્થીઓએ તે દિવસે પ્રાતઃકાળમાં નગરકીર્તન કરીને શુભ મંગળાચરણ કર્યું છે. ગુજરાતનાં બીજાં મુખ્ય શહેરો પણ પોતાની શક્તિ અને શ્રદ્ધાનું પૂરૂં માપ લઇને અમદાવાદને પંથે પળશે અને સારા ગુજરાતમાંથી પરદેશી કાપડનો મેલ આખા દેશ આગળ આત્મશુદ્ધિનો અનુપમ દાખલો બેસાડશે એવી આશા છે.

## ભીલ સેવકમંડળ

આ અંકમાં બીજે સ્થળે આ મંડળની યોજના પ્રકટ કરી છે તે તરફ સૌ વાંચકોનું અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ. દોહદ–ઝાલોદથી કદાચ ગુજરાતમાં વધારે કમનસીબ તાલુકા બીજા નહિ હોય. સન ૧૯૧૧ નો મોટો દુકાળ પડયો તે પછી ભાગ્યે જ તેણે એક બે સારાં વર્ષ જોયાં હશે. ભીલો દેવામાં એટલા બધા ડૂબી ગયા છે કે તેમને સાધારણ રીતે નીચોવનાર સાહુકારોને પણ તેમની સાથે ખરાબ થવાનો પ્રસંગ આવ્યો છે.

સન ૧૯૧૯ માં તેમ જ આ સાલની શરૂઆતમાં આ પ્રદેશમાં છેક ભીતર સુધી દુકાળનું કામ કરીને, રા. અમૃતલાલ ઠક્કરે તેનો ખૂબ પરિચય મેળવ્યો છે. તેમના બહોળા અનુભવથી તેમની ખાત્રી થઇ ચૂકી છે કે દુકાળના વખતમાં થોડાં ઘણાં થીંગડાં દેવાથી નહિ પણ કાયમની પ્રવૃત્તિ કરવાથી જ ભીલોની સ્થિતિને થોડીઘણીએ સુધારી શકાશે. તેમણે કેટલાયે વખતથી રચેલી યોજના પૂરો વિચાર કરીને હવે ગુજરાતી પ્રજા આગળ રજુ કરી છે. તેને

पत्नी स्व: पतिश्रीनां स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत दहीभाई आणंदजी चावडा
तरफथी सविनय सप्रेम भेट.

# યુગધર્મ

પુસ્તક ૧ | પોષ, ૧૯૭૮ | અંક ૪

## કાળવન

( બ્રહ્મદેશમાં પ્રચલિત બૌદ્ધ દંતકથાઓમાંનું એક રૂપક )

એક મ્હોટું વન હતું. એ વન બહુજ મ્હોટું હતું. એમાં ઉંચાં ઉંચા તરૂવરોનો પાર નહોતો. એ મહાવૃક્ષો એટલાં તો ઘીચ અને ફૂલેલાંફાલેલાં રહેતાં, કે સૂર્યનું અજવાળું પણ ત્યાં પૂરે પહોંચી શકતું નહીં. લાંબી લાંબી વેલાવેલીઓ એકબીજામાં ગુંચવાઇ એક ઝાડેથી બીજે ઝાડે વીંટળાઇ વળગી રહેતી, ઝાડોને ઢાંકી દેતી કે વડવાઇઓની પેરે નીચે ઉતરી લટકતી. વળી એ ઝાડોની નીચે જમીનપર ચોમેર ન્હાની વેલાવેલીઓ પથરાએલી રહેતી. એ બધાં અગણ્ય કાંટાઓથી ભરપૂર હતાં. ચાલનારાઓને ડગલે ડગલે એ કાંટા વાગતા, તેમનાં શરીર ઉઝરડાતાં, ને ચાલવું મુશ્કેલ થઇ પડતું. એ ઉપરાંત અનેક જાતના ચિત્રવિચિત્ર સર્પોથી એ વન સદાય ઉભરાતું. સર્પોનો ભૂરો રંગ જમીનના રંગ સાથે એવો તો ભળી જતો, કે ભોળા વટેમાર્ગુઓ કશી આશંકા કર્યા વગર તેમનાપર પગ મૂકી ચાલતા અને સ્હેજ સ્હેજમાં સર્પડંખનો ભોગ થઇ પડતા. બીજા કેટલાક સર્પો વળી રાતાપીળા અને સોનેરી રૂપેરી ચટાપટાથી એટલા સુંદર દેખાતા કે જેનાર સહેજ એને સુંદર ફુલ કે બહુમૂલ્ય માણેક માની ઉંચકવા જાય, ને એ ઉછળીને ડંખ મારે ત્યાંસુધી બિચારાને કશી ખબર પણ પડે નહિ !

એ વનમાં બીજાં ન્હાનાં ન્હાનાં મેદાનો પણ કેટલાંય હતાં. એમાં ફુલો ઉગતાં. ફુલો બહુ સુંદર હતાં. કોઇ દૂધ જેવી ધોળી ચળકતી પાંખડીઓવાળાં, અને વચ્ચે ઉંડા ખાડામાં ઢંકાઇ રહેતાં જાંબુડીઆ રંગનાં તો કોઇ ભૂરા આછા રંગનાં, એવાં ભાતભાતનાં એ પચરંગી ફુલો તેમની પાતળી નાજુક ડાંડલીઓપર ઝોલાંખાતા મનુષ્યની પેરે આમથી તેમ ડોલતાં; અને રંગબેરંગી ટીલાંટપકાવાળાં ફુલોની એ હારો ચમકતા તારાનાં તોરણો જેવી દેખાતી. આજુબાજુ હવા એ પુષ્પોની મ્હેકથી રાતદહાડો મઘમઘી રહેતી, પણ—એ બધાંયે ફુલ કાંટાવાળાં હતાં; અને એ કાંટા ફુલ તોડીને હાથમાં લીધા પહેલાં દેખાતા નહિ !

આ વનમાં અનેક રસ્તા હતા. કેટલાક તો બહુ પ્હોળા અને વનમાં આડે અવળે દશે દિશામાં લઇ જનારા હતા. કેટલાક વટેમાર્ગુઓ પેલાં સુંદર ફુલોવાળા એકાદ મેદાન આગળજ અટકી જતા. કેટલાક

એ મેદાનોને બાજુએ મૂકીને આગળ જતા પણ–પણ એ સૌમાંનો એ રસ્તો સીધો ન હતો ! ગમે તે રસ્તો લ્યો, જેમ જેમ તમે આગળ ચાલો, તેમ તેમ તે વાંક ખાતો જાય, અને એમ–ચકરાવા ખાઇ ખાઇને–ચાલી ચાલીને પગ દુખવ્યા પછી માણસ પાછો જ્યાંનો ત્યાં આવી ઉભો રહેતો ! એ રસ્તાઓ જેમ પ્હોળા અને મ્હોટા, તેમ પગ નીચેની હરિયાળી લીલા મખમલ જેવી વધુ વધુ મુલાયમ, બન્ને બાજુ ફુલોનાં મેદાન વધુ વધુ સુંદર અને–સૌથી વધારે જલદી વાંકા વળનારા !

ફક્ત એકજ રસ્તો સીધો હતો. પણ તે બધા રસ્તાઓથી જૂદો હતો. વનની બાજૂની ઉંડી ખીણને કાંઠે આવેલી ઉંચી ભેખડો અને સીધા, ઉભા, સ્વર્ગદ્વારના સંત્રી જેવા ખડકો વચ્ચે થઇને તે જતો. એ રસ્તો છેક ખરાબ, ઉંચોનીચો, પથ્થર અને કાંકરાઓથી ભરપૂર, અને વનમાંનાં ફુલોનાં મેદાનોથી ક્યાંઇ દૂર હતો. એની બાજુએ કુંજોનું સૌંદર્ય. ફુલોનાં તોરણ, ચળકાટ, મઘમઘાટ કશુંયે ન હતું. કેવળ સીધા, સફા, લુખા, ઉભા ખડકો, અને પગ ચીરી નાંખે એવા ધારવાળા પથરાઓ ! રસ્તો પણ કેટલો સાંકડો ! ન્હાની કેડીજ માત્ર–એક જરીક પગ લપસ્યો–કે–નીચે હજારો ફીટ ઉંડી ખીણમાં પળમાં પ્રાણ નીકળી જાય એવી !

રાત્રે આ વનમાં અસંખ્ય દીવા ચમકતા. અહીંતહીં ઉડતા પતંગીઆની પેઠે, ડૂબતા સૂર્યની પેઠે, મૃત્યુને આલિંગતા મનુષ્યની પેઠે–ક્ષણવાર પ્રફુલ્લપણે ઝબકી હોલવાઇ જતા. વનમાં ગાઢ અંધકાર ક્યારેય વ્યાપી રહેતો નહિ. હેતુહીન છતાં ઘડી ઘડી ચમકતા રહેનારા એ દીવાઓથી આખું વન ભર્યું હતું.

આ વનમાં માણસો પણ હતાં–અસંખ્ય હતાં. તેઓ આખા વનમાં આમથી તેમ ભટક્યા કરતાં. આખું વન એવાં મનુષ્યોથી સર્વ કાળ ઉભરાયા કરતું. ક્યાં જઇએ છીએ એનું એમને ભાન નહોતું. ક્યાં જવાની ઇચ્છા છે એનું પણ જ્ઞાન નહોતું. ફક્ત એટલુંજ તેઓ જાણવા શીખ્યાં હતાં, કે તેમનાથી પળવાર પણ અટકાય કે ઉભું રહેવાય તેમ નહોતું.

આ વનનો માલિક કાળ હતો. અને એના હાથમાં હમેશાં એક બહુ પાતળી સેડવાળી ચાબૂક રહેતી. કાળ કોઇને ઉભાં રહેવા દેતો નહીં. અહર્નિશ આગળને આગળ–ક્ષણની પણ વિશ્રાંતિ નહિ–વિરામ નહીં.

એ માણસોમાંના ઘણાંને, જ્યારે પ્હેલવ્હેલાં તેઓ વનમાં આવ્યાં, ત્યારે આ વન ઘણું ગમ્યું હતું; શાં સુંદર મેદાનો ! શાં ફુલ ! શી ઉત્કટ સુગંધ ! આવું આવું તે કોને ન ગમે ? તેઓ કહેતાં, અને આહ્લાદથી પેલા સુંદર રસ્તાઓ ઉપર થઇને પુષ્પકુંજોમાં ફરતાં, ફુલોનું સૌંદર્ય જોતાં અને સુગંધ લેતાં. એ કુંજોની વચ્ચે સુંદર લીલા ઘાસપર લાંબા થઇ સૂવાનું અને ફુલોના સૌંદર્યનું પાન કરવાનું એમને મન થતું, પણ કાળ તેમને અટકવા કે ઉભા રહેવા દેતો નહીં. ક્ષણવાર તેઓ ઉભાં રહેવા પામે, આનંદ પામે, પણ તુરતજ પાછળ કાળની ચાબૂક વીંઝાતી સંભળાય, અને કસાણું મ્હોં કરી તેમને આગળ ચાલવું પડે ! પણ આની તેમને દરકાર નહોતી. આ વનમાં ફુલોની અને કુંજોની ક્યાં ખોટ છે ? અહિંયાં ઉભા રહેવા નહિ મળે તો શી હરકત છે ? આગળ જઇશું; આ નહિ તો વળી બીજાં, એમ કહી મનનું સમાધાન કરતાં, અને મનનો ઉત્સાહ ઓછો ન થવા દેતાં–નવા નવા કુંજો જોતાં–તેઓ આગળ જતાં.

પણ અંતે એમ અટક્યા વિના, ભટકતા રહેવાનો એમને કંટાળો આવવા લાગ્યો; અને નવાં નવાં કુંજમેદાનો નિહાળવાથી મળતો આનંદ, એ આનંદની ક્ષણિકતાના વિચારે ઉત્પત્તિની સાથેજ લય પામવા લાગ્યો. એમનો ઉત્સાહ, એમનો આહ્લાદ, અનિચ્છાએ ઓછાં થતાં ચાલ્યાં.

એ વનમાં થોડાં–બહુ થોડાં–બીજાં માણસો હતાં. તેઓ ઉપરનાં માણસો જેવાં ન્હોતાં. તેમને મ્હોટા રસ્તાઓ પર અને કુંજોમાં જવું જરાયે ન ગમતું. તેમના વિચાર બહુ જુદા હતા; "એ પુષ્પકુંજો બહુ સુંદર છે ખરા, પણ..." તેઓ કહેતાં, " પણ–એ કુંજો અને મેદાનોના રસ્તા ! ક્યાં એ લઇ જાય છે ?

એ રસ્તે ભટકી ભટકીને અંતે જઈશું ક્યાં ? ચકરાવા ખાઈ ખાઈને પાછા જ્યાંના ત્યાં ! ત્યાં વિરામ નથી, વિશ્રામ નથી; સુગંધ છે પણ શાંતિ નથી. એ બધાં પુષ્પ, ને કુંજ, ને મેદાન, ને સૌરભ,–સૌ ઇંદ્રજાળ માત્ર ! શાંતિ ક્યાં છે ? ત્યાં તો કાળનું રાજ્ય છે. અવિશ્રાંત, ચિરજાગૃત, દીર્ઘોદ્યોગી કાળ–અને પેલી, એની બહુ ઝીણી, તીણી પાતળી સેડવાળી, ઝીણી નાગણ જેવી–ચાબુક ! ત્યાં શાંતિ કેવી ? આપણે તો શાંતિનાંજ તરસ્યાં છીએ. શાંતિ વિનાજ વ્યાકુળ છીએ. આપણે ક્ષણિક સુગંધ અને ગંધનો આનંદ નથી જોઇતો. અને પેલા દીવા ! એ દીવા પણ પતંગીઆના પ્રકાશ જેવા–દૂર દેશની વિજળી જેવા–ક્ષણવાર ચમકી, ઝબકી, હોલવાઇ જનારા ! એના પ્રકાશનો શો ભરોસો ? આપણે એ ઇંદ્રજાળમાં ફસાશું નહિ. આપણે એવા દીવા નથી જોઇતા. આપણો માર્ગદીપ અચળ છે, ધ્રુવ છે. આપણે કેવળ શાંતિ શોધીએ છીએ. આપણે સદાકાળ આ વનમાં ભટકતાં–ચકરાવા ખાતાં–રહીશું નહિ. આપણે સદાકાળ પેલા ઉડતા દીવાઓથી અંજાઇશું નહિ"

આવાં નિર્ધારવાળાં, એ શૂરાં, ફુલો અને કુંજોના મોહમાં પડી સદાકાળ ચકરાવા છોડી, પેલા પથ્થરો અને ખડકોવાળા કઠિન માર્ગેજ ગયાં. " આ કેડી બહુજ સાંકડી અને ભયંકર છે ખરી, એની બાજુએ સુંદર ફુલોના કુંજો પણ નથી. કેવળ ઉભા કાળા ખડક છે, પણ–એ સીધી તો છે ! અંતે તે આપણને ક્યાંકને ક્યાંક અવશ્ય પહોંચાડશે. ફરી ફરીને ચક્કર ખાઇને પણ જ્યાંના ત્યાં નહિ આવીએ. અને પણે...' તેમણે કહ્યું ' પણે આગળ પ્રકાશ, દીપ પણ દેખાય છે. એક ન્હાના સરખા તારાનો આછો પ્રકાશ એ બહુ ન્હાનો, બહુ થોડો છે. પણ એ ઉડતા પતંગીઆ જેવો, વિજળીની ચમક જેવો, ખરતા તારાના જેવો–ક્ષણિક નથી—અચલ છે. એ ઝબકીઝબકી હોલવાઇ જતો નથી, ઝાંખો પડતો નથી. એ પ્રકાશ સત્યનો છે. એ તારાના પ્રકાશ વડે આપણે આપણો માર્ગ ખેડશું, અને આપણે જે શોધીએ તે છીએ તે અવશ્ય આપણને જડશે.'

આવું આવું કહેતાં, ખડકો અને પથરાઓ વચ્ચે અનેક ઠેબઠોકરો ખાતાં, પડતાં આખડતાં, ઉભા અણીદાર પથ્થરોથી ચીરાઈ જતાં, પગથી લંગડાતાં પણ મનની દૃઢતા અને અંતિમ સાધ્ય પરની અવિચળ દૃષ્ટિને લીધે, ઉમંગ અને આશાભર્યાં અંતઃકરણવાળાં–એ નિશ્ચયી શૂરાં કઠિન માર્ગેજ ચાલ્યાં.

અને જેમ જેમ તેઓ આગળ જતાં ગયાં, તેમ તેમ તેઓ કાળના સામ્રાજ્યથી ખંડિત એવા પેલા કાળવનથી દૂર દૂર જતાં ગયાં. પેલાં મોહક ફુલો અને કુંજોની ઇંદ્રજાળ, ચિત્રવિચિત્ર સર્પોથી વિષારી બનેલું વાતાવરણ, પેલા ફરી ફરીને પાછા જ્યાંનાં ત્યાં લઇ આવતા રસ્તાઓના ચકરાવા—સૌ પાછળ પાછળ પડતું ચાલ્યું. પુષ્પ કુંજોમાં ફરતાં ફરતાં ફુલોનું સૌંદર્ય જોવા અને પીવા અટકવા ઇચ્છતાં, પેલાં મનુષ્યોની પીઠપર પડતી કાળની તીણી ચાબુકના ફટકારા પણ વધારે ને વધારે અસ્પષ્ટ થતા ગયા.

એમના માર્ગ પરનો અચલ તારો નજીક નજીક આવતો ગયો. એનું તેજ વધતું ચાલ્યું અને કાળવનના પેલા ઐંદ્રજાલિક ઉડતા દીવા ઝબકતા હોલવાતા અંતે બધા અદૃષ્ય થઇ ગયા, અને આખરે તેઓ સત્યના સૂર્ય નીચે ચિરકાળ ટકી રહેનારી અનંત શાંતિના એ સરોવરને કિનારે આવી પહોંચ્યાં–જેના પાવન જળમાં વાસના માત્ર ધોવાઇ જાય છે.

એ જીત્યાં. એમની જીવનયાત્રા પૂર્ણ થઇ. કાળ જીવન, લડવાનું ઝુઝવાનું, ચડવાપડવાનું,–સૌ કંઇ પાછળ રહી ગયું. કોઇ છેવટ સુધી સાથે ટકી શક્યું નહિ. થાક્યાં પાક્યાં, ઉઝરડાએલાં, ચીરાએલા પગ વાળાં, એ શૂરાં અંતે નિર્વાણની અનંત અનિર્વચનીય શાશ્વત શાંતિને પામ્યાં.

અને પેલાં ?—પેલાં જે પાછળ રહ્યાં–જેઓ કાળવનનાં ફુલો વીણવાના મોહમાં, પેલાં વિષપૂર્ણ મ્હેકથી મ્હેકતાં મેદાનોમાં ભટકતાં રહ્યાં—કાળની ચાબુક નીચે સદાકાળ અતૃપ્ત સુખેચ્છાની તૃપ્તિ ઇચ્છતાં જલતાડન કરતાં રહ્યાં–તે ! તેમનું શું થયું ? તેઓ પણ શીખશે. તેઓ પણ સમજશે. કાળની દયામયી ચાબુક તેમની પાછળજ છે.

એવા ભીષણ વનમાં એ તેમને પડ્યાં રહેવા નહિ દે. ઘડીએ ઘડીએ, પળે પળે, પાછળ ચાબુક વીંઝાશે અને તેમને આગળ ચાલવું પડશે. આગળ—આગળ—સદાકાળ, અંતિનિનાનું આગળ! ચાલી ચાલીને અંતે તેઓ થાકશે. સુંદર મેદાનો એમની આંખ આગળ શોભા વિનાનાં થઇ રહેશે; સુગંધથી મ્હેકતાં ફુલો એમને અળખામણું લાગશે. પેલા કાંટા પણ ધીરે ધીરે એમને દેખાવા લાગશે—ખૂંચશે. ખટકશે! ફુલોના સૌંદર્ય અને મ્હેકના નિશામાં અત્યાર લગીતો એ કાંટા તેમની નજરે ન્હોતા ચડયા, તેઓ તેમને ભૂલી ગયાં હતાં. 'શાં સુંદર ફુલ! શી ભભક! શી મ્હેક! કાંટા? અહ કયા પરવા હૈ! છોને રહ્યા. એતો ઉલટી વધારે મજા. એમની જોડે જંગ કરવામાં તો ખરી મજા રહેલી છે કાંટા વિના ગુલાબની શી કિંમત? કાંટા વિના વનની શી મજા! કાંટા ખમ્યા વગર ફુલ એકઠાં કરવામાં શો સ્વાદ! કાંટાથીજ તો કિંમત ફુલોની.'

આવા અભિમાને અક્કડ બનેલાં એ મૂઢ જનો ફુલો વીણવામાંજ મચ્યાં. ફુલો વીણાયાં—

અને કરમાઇ ગયાં!!!

પણ—પણ કાંટા કરમાયા નહિ! એતો જેવાને તેવાજ રહ્યા. જેણે ઝાઝાં ફુલો એકઠાં કર્યાં હતાં તેને ભાગે ઝાઝા કાંટા આવ્યા. અને ચાબુકધારી કાળ તો આઠે પ્હોર ને સાઠે ઘડી પાછળજ. એમને તો ડગલે ડગલે મેદાનોની હારયાળી પર લાંબા થઇને સૂઈ જવાનું ઘણુંયે મન થાય, પણ કાળ માલિકની મરજી તો કેવળ એનીએ, એકજ—બસ આગળ—આગે બઢો, મત ઠહરો—ચાલો આગળ—અટકોમાં! પાછા વળવાની વાત નહિ, ઉભાં રહેવાની વાત નહિ, વિરામ નહિ, વિશ્રાંતિ નહિ. સદાય આગળ અને આગળ અટકયા વિના આગળ!

આમ અંતે તેઓ થાકયાંજ—બહુ થાકયાં "'આ ફુલો—' અંતે તેમણે કહ્યું, 'આતો સદાય એનાં એ, એકનાં એક. કંટાળો આવ્યા હવે તો એમનો—એની મ્હેકથી માથું ચડે છે. એ તો મૃત છે. ફુલો છેજ કયાં? વન તો આખું કાંટાથી ભર્યું છે. આમાંથી હવે છૂટવું કેમ કરીને? હવે તો જેમ જેમ વધારે વખત અહીંયાં ચક્કર ખાતા ફરીએ છીએ, તેમ તેમ એ ફુલો આંખને વધુ વધુ અળખામણાં લાગતાં જાય છે. એના તો માત્ર કાંટાજ વધારે વધારે લાગે છે. આમાંથી હવે કેમે કરી છુટાય? આમાંથી છુટયા વિના આરો નથી. કાળ અને એની પેલી ઝીણી નાગણ જેવી ચાબુકથી. હવે તો હાર્યાં! નમસ્કાર નવ ગજના હવે તો એમને! પગતો પાકીને તળવાઈ ગયા; આંખો અંજાઇ અંજાઇને આંધળી થવા આવી. આપણે સુદ્ધાં શાંતિજ વાંછશું'—જડતે! પેલાં ખડકોવાળી કેડીએ પ્હેલાં ગયાં, તેમને આપણે હસતાં હતાં. આપણને શાંતિ ન્હોતી જોઈતી. આજ લાગે છે, કે જાણે આખી દુનિયામાં એ એકજ વસ્તુ વાંછવા જેવી છે. આ કાળ આપણને આમ આગળ ને આગળ હાંકવાં શું કદિયે નહિ છોડે? આ ઘડી ઘડી ચમકતા દીવા ઝબકતા હોલવાતા શું કાદયે નહિ મટે!"

આમ અન્તે સૌ કોઇને પેલે સીધે માર્ગે વળવાનો વારો આવશે. દરેકને પોતાની ભૂલ સમજાશે. અંતે પ્રત્યેક જણને સમજાશે કે આ વન ભયાનક છે. એનાં ફુલ ઇન્દ્રજાળ માત્ર છે. એના કાંટા ભયંકર છે. સૌ કોઇ અંતે કાળથી બ્હીતાં શીખશે.

અને આમ અંતે શાંતિની પિપાસા જ્યારે એમનામાં જન્મશે, ત્યારે એ પેલે સીધે માર્ગે વળશે અને અખંડ શાંતિને વરશે. કોઇને પણ આ બૃહદારણ્યમાં યાવચ્ચંદ્ર દિવાકરૌ નહિ રહેવું પડે. સૌ કોઈ શીખશે. સૌ કોઇને સમજાશે. જ્યારે ચાલી ચાલીને છેક થાકી—હારી જવાશે, જ્યારે ભયોભય વાગેલા કાંટાઓથી પગ લૂલાને લાહીલોહાણ થઈ જશે અને આખી પીઠ કાળની—સંસારના સાચા શિક્ષણ મહાદયાળુ કાળની—તીણી ચાબુકના ફટકા ખાઇ ખાઇને ઉપડી આવશે,— ત્યારે—ત્યારે સૌ કોઈ સમજશે.

આ નહિ સમજાય—આ હૃદયંગમ નહિ થાય—ત્યાં સુધી માનવ સીધો માર્ગ ગ્રહણ કરવાનો ઇચ્છુક નહિ બને.

પણ અંતે માણસ માત્ર આવી પહોંચશે.

બૌદ્ધ ધર્મનું આ એક ખાહી રૂપક છે. એને સાંભળ્યાં મ્હને બહુ દિવસ થયા. હું ધારૂં છું ફરી કહી બતાવવામાં એની કલાને ક્ષતિ પહોંચાડયાનો દોષ મ્હારા પર નહિ આવે*

સ્વામી આનંદાનંદ.

* સત્યાગ્રહાશ્રમના હસ્તલિખીત મધપૂડામાંથી H. Fielding Hall ના Soul of a People એ નામના પુસ્તકના એક પ્રકારણને આધારે.

# ટેરેન્સ મેકસ્વીના

પોતાના દેશને ખાતર શહીદ થનાર ટેરેન્સ મેકસ્વીનીનું નામ ગૂજરાતી આલમથી . અજાણ્યું નથી. અનેક આયરિશ વીરોએ પોતાના દેશની સ્વતંત્રતાને ખાતર જાન આપ્યા છે, પણ લાગલાગટ ૭૪ દિવસ ઉપવાસ કરી પોતાના અપ્રતિમ નિશ્ચયબળથી સમગ્ર જગતનું પોતાના દેશ તરફ ધ્યાન ખેંચનાર તો ટેરેન્સ મેકસ્વીનીજ છે.

## માતપિતા

ટેરેન્સ મેકસ્વીનીનો જન્મ સન ૧૮૭૯ ના માર્ચ મહિનાની ૨૮ મી તારીખે કોર્ક શહેરમાં થયો હતો. એમના પિતા તમાકુના વેપારી હતા. એમનું કુટુમ્બ વસ્તારી હતું. એવા કુટુમ્બનું ભરણ-પોષણ કરવામાં એમને ઘણો શ્રમ ઉઠાવવો પડતો, પણ એથી એમનો સાહિત્યનો અને કવિતાનો શોખ ઘટયો ન હતો. દર અઠવાડીએ બાળકો એક એક કવિતા મ્હોડે કરતાં, અને રવિવારે બપોરના ભેગાં થઇ મ્હોડે કરેલી કવિતા પિતા પાસે બોલી જતાં સ્વતંત્ર આયર્લેન્ડના બાપા ઉપાસક હતા, અને એથી એની સ્વતંત્રતાનાં ગીત સાંભળવાં તેમને બહુ ગમતાં. બાળકો તેમનો આ સ્વભાવ સમજી ગયાં હતાં, એટલે સ્વતંત્રતાનું સૌથી જુસ્સાદાર ગીત ખોળી કાઢી, તેઓ તેમને ગાઇ સંભળાવતા. પિતા આ ગીતો સાંભળી ગાંડા-ઘેલા થઇ જતા અને જે બાળક સૌથી જુસ્સાદાર ગીત સંભળાવતો એને શાબાશી દેતા.

મેકસ્વીનીની માતા અનન્ય ભક્તિવાળાં હતાં. પ્રભુમાં એમને અખૂટ શ્રદ્ધા હતી. કોઇને અન્યાય થાય તો એમનો જીવ કપાઇ જતો. આયર્લેન્ડની જૂની દંતકથાઓ એમને બહુ પ્રિય હતી અને એ બધી વાતો બાળકોને સંભળાવતાં તેઓ કદિયે થાકતાં નહિ.

બાળકોનાં કુમળાં મન પર માતપિતાની આ વાતોની ઘેરી છાપ પડી. તેઓ ન્હાનપણથીજ આયર્લેન્ડને ઇન્ગ્લેન્ડથી નિરાળું અને સ્વતંત્ર માનતાં શીખ્યાં, અને મોટપણમાં પણ તેમના દિલમાં એજ ભાવના ટકી રહી.

ન્હાનકડો ટેરી* એની કાલી કાલી ભાષામાં આયર્લેન્ડની સ્વાતંત્ર્યગીત બોલી માતપિતાના હૃદયને હરખાવતો, અને એના પિતા એને વ્હાલથી છાતી સરસો ચાંપતા. એનો હસમુખો ચહેરો, નિર્દોષ ભૂરી આંખો અને ભમ્મર જેવા કાળા, સુંવાળા વાળ જોઇ સર્વ એના પર વારી જતાં.

## શિક્ષણપદ્ધતિ

આ વખતે કોર્કમાં બે જાતની શાળાઓ હતી. સને ૧૮૩૧ના પ્રજાકીય શિક્ષણના કાયદાથી× આયર્લેન્ડમાં સરકારી પ્રજાકીય શાળાઓની સ્થાપના થઇ હતી. આને લીધે ગૅલીક ભાષા શીખવતી, આયર્લેન્ડની જૂની ગામડી શાળાઓ+ ધીરે ધીરે પડી ભાંગતી અને એનું સ્થાન પ્રજાકીય શાળાઓ લેતી હતી. આ શાળાઓમાં આયર્લેન્ડની (અસલી) ગૅલીક ભાષાને બદલે અંગ્રેજી ભાષા દાખલ

* મેકસ્વીનીનું હુલામણું નામ.

× National Education Act.

+ *Ledge Schools.*

કરવામાં આવી હતી. ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયો પણ અંગ્રેજી ભાષા દ્વારા જ શીખવાતા. સ્વદેશાભિમાનને પોષે એવી કોઈ પણ કવિતા ભૂલેચૂકે પણ ન આવી જાય એની ખાસ કાળજી રખાતી, અને સર વૉલ્ટર સ્કોટની

> છે શું કોઈ માનવી જીવનો અચેત એવો,
> જેને નથી જાગીઆ કદીએ મનમાં ભાવો–
> જેણે કદી અંતરે એવું કહ્યું નથી કે
> આ મારી ખુદ-મારી આ માતૃભૂમિ છે ? §

પ્રખ્યાત કવિતા આયર્લૅન્ડનાં બાળકોને માટે હાનિકારક ગણાતી. આ કહેવાતી પ્રજાકીય શાળાઓમાં× આયર્લૅન્ડનો ઇતિહાસ અંગ્રેજોની દૃષ્ટિએ જ શીખવાતો, અને તેમાં દરેક આયરિશ બાળકને 'સુખી અને સંતોષી અંગ્રેજ બાળક'‡ બનાવવાનો ઉદ્દેશ રખાતો. આ પ્રજાકીય શાળાઓ સરકારી મદદ લેતી અને એમનાં પાઠ્ય પુસ્તકો સરકારે નીમેલી કમિટી નક્કી કરી આપતી. આ સિવાય તેમના પર બીજો કોઇ પણ જાતનો સરકારનો કાબૂ ન હતો. અને એથી તેમને 'પ્રજાકીય' શાળાઓ'ના નામથી ઓળખાવવામાં આવતી

આ સરકારી–'પ્રજાકીય' શાળાઓની સાથે સાથે પાદરીઓની શાળાઓ ચાલતી, અને તેમાંયે જો કે ઇન્ટરમીજીએટ ધોરણ* સુધી એનાં એ પુસ્તકો શીખવાતાં, પણ ત્યાં શિક્ષકો વિદ્યાર્થીઓને એ પુસ્તકો સિવાયની બીજી ઘણી માહિતી આપતા. કેટલીયે વાર તેઓ એ પુસ્તકોમાંની ભૂલો વિદ્યાર્થીઓને બતાવતા અને સુધરાવતા પણ ખરા. ખાસ કરીને ઇતિહાસનાં પુસ્તકોમાં આવા સુધારા ઘણા કરવા પડતા. આયર્લૅન્ડની ગૅલીક ભાષા આ શાળાઓમાં ખાસ વિષય તરીકે શીખવાતી અને ઇન્ટરમીજીએટ પછીનાં ઉંચાં ધોરણનાં પુસ્તકો શિક્ષકો જાતે જ લખતા અને શીખવતા. આને લીધે આ શાળાઓમાં અને એની કૉલેજોમાં આયર્લૅન્ડનો સ્વતંત્રતા માટેનો જુસ્સો થોડે ઘણે અંશે પણ જળવાઈ રહ્યો હતો, અને એથી દરેક દેશભક્ત આયરિશ પોતાનાં બાળકોને આ પાદરીઓની શાળાઓમાં જ દાખલ કરતો. કહેવાની ભાગ્યે જ જરૂર છે, કે ટેરીના પિતાએ ટેરીને આ શાળામાં જ દાખલ કર્યો.

## અભ્યાસ

ટેરી ભણવામાં ઘણો જ હોશિયાર હતો. શરૂઆતનાં ધોરણ તો એ જોતજોતામાં કૂદી ગયો અને ત્રણ વરસ ખાસ અભ્યાસ કરી, તેણે ઇન્ટરમીજીએટની પરીક્ષા પસાર કરી.

પણ આ પહેલાં ટેરીના પિતા મરણ પામ્યા હતા અને એથી કુટુમ્બના ભરણપોષણનો બધો ભાર માતાને માથે પડ્યો હતો. કુટુમ્બનું ભરણપોષણ કરવું અને એ ઉપરાંત છોકરાંઓને ભણાવવાં એ બન્ને બોજા ટેરીની નિરાધાર માતાને માટે બહુભારે હતા, છતાં પ્રભુમાં શ્રદ્ધા રાખી, પેટે પાટા બાંધી એમણે ટેરીને ઇન્ટરમીજીએટ પાસ કરાવી.

ટેરી સ્વભાવે ગમ્મતી અને ખુશમિજાજી હતો. આથી એના સહાધ્યાયીઓ એને ખૂબ ચહાતા. રજાઓના દિવસોમાં એ શાળામાં ચાલતાં બધાં પુસ્તકો પહેલેથી જ વાંચી તૈયાર થઇ જતો, એટલે શાળા ઉઘડે ત્યારે એને ચિંતા જેવું રહેતું જ નહિ. આથી તે શાળાના દિવસોમાં નચિંત બીજા વિદ્યાર્થીઓ સાથે રમતોખેલતો.

ટેરી ઇન્ટરમીજીએટમાં પાસ થયો એટલે એની માએ એને ઉઠાડી લેવાની વાત કરી. આ વાત સાંભળી એના મિત્રો ઘણાજ દિલગીર થયા. ટેરીની સોબત વિના દિવસો કેમ જશે ? એ એમને સવાલ થઈ પડ્યો. ટેરીને પણ દિલમાં ઘણો જ રંજ થયો. પણ આખરે ઘરની સ્થિતિ તરફ નજર કરી

---

§ Breathes there a man with soul so dead,
Who to himself never hath said:
This is my own, my native land ?

× National schools.

‡ A happy English child.

* આપણી વિનીત પરીક્ષાના ધોરણ જેવું

આનો બોજો હળવો કરવા આગળ ભણવાનું માંડી વાળ્યું અને ડવાયરની પેઢીમાં એ ગુમાસ્તી રહ્યો.

આ વખતે ટેરીની ઉમર ૧૫ વર્ષની જ હતી. એના દિલમાં આગળ ભણવાની મોટી હોંસ હતી, પણ પરિસ્થિતિને વશ થઇ એને ગુમાસ્તાની નોકરી લેવી પડી, પણ એને એ નોકરી તો પસંદ નહોતી જ. જ્યારે જ્યારે કોઈ એના જૂના મિત્રને એ મળતો, ત્યારે પોતાની વાત નીકળતાં એ મીઠું મીઠું હસતો, અને ડવાયરની પેઢીની મીઠી મજાક ઉડાવતો. પણ આ મજાકની પાછળ અંતરની ઉંડી વેદના છૂપાઈ હતી. પોતાના જૂના દોસ્તોને આગળ અભ્યાસ કરતા અને પોતાને ગુમાસ્તી કરતો જોઇ એના હ્રદયમાં ઉંડો ચીરાડો પડતો, અને મિત્રથી છૂટા પડ્યા પછી પોતે ગમગીન બની જતો. ઘેર આવતાં માના ઉમળકાભર્યા, પ્રેમાળ શબ્દો સાંભળી મ્હોં હસતું કરવા પ્રયત્ન કરતો, અને જ્યારે મા બધી વાત કઢાવી, કહેતી—ટેરી એમાં શું ? તું યે ઘેર ભણજે—ત્યારે ટેરીની ગમગીની ક્યાંય ચાલી જતી.

## જીવનસંગ્રામ

જે કામ હાથમાં લીધું એને પાર ઉતારવું એ ટેરીનો જાતિસ્વભાવ હતો. ટેરીએ જોયું કે ગુમાસ્તી કર્યા વિના છૂટકો નથી જ, એટલે એણે એની પાછળ જ બધું ચિત્ત લગાડ્યું; અને થોડા વખતમાં હિસાબ-કિતાબના કામમાં એ એટલો બધો પ્રવીણ થઇ ગયો કે એના શેઠે એને હિસાબી કારકુનની જગ્યા આપી.

પણ ટેરી પેઢીમાં જ કામ કરીને સંતોષાતો નહિ. પેઢીમાં કામ કર્યા પછી તે મિત્રોની સાથે દરિયા કિનારે ફરવા નીકળતો, અને આયર્લેન્ડની સ્વતંત્રતાના મનોરથ ઘડતો. રાતના ઓપેરા હાઉસમાં જઇ શેક્સપીઅરનાં નાટકો જોતો, અને ઘેર આવી મોડી રાત સુધી થેકરે અને ડીકન્સનાં પુસ્તકો વાંચતો. શિયાળાની કડકડતી ઠંડીમાં રાતના સગડી પાસે બેસી વાંચતાં એને ઉંઘ આવી જતી, આથી એણે વહેલા આઠ વાગ્યે સુઇ પાછલી રાતના બે વાગે ઉઠવાનો નિયમ કર્યો, અને સગડીને રજા આપી ઓવરકોટ પહેરી લખવા વાંચવાનું શરૂ કર્યું. આ રીતે એણે પોતાનો અભ્યાસ આગળ વધાર્યો, અને સન ૧૯૦૭ માં બી. એ. ની ડીગ્રી મેળવી પોતાના દિલની મુરાદ પૂરી કરી—

## રાજકીય જીવન

સન ૧૮૯૧ માં પાર્નેલનું મૃત્યુ થયું. તે પછી સન ૧૮૯૮માં આયર્લેન્ડની સ્વતંત્રતાનો દિવસ ઉજવાયો. સો વર્ષ પહેલાં વુલ્ફ ટોને આયર્લેન્ડને સ્વતંત્ર બનાવવાનું જાહેર કર્યું હતું. અને એમાં સેંકડોનાં લોહી રેડાયાં હતાં. એની આ જયંતી હતી. નવજુવાનોએ એ દિવસની યાદગીરી કાયમ રાખવા વુલ્ફ ટોન કલબ સ્થાપી અને તેમાં ટેરી પણ દાખલ થયો. પણ એ કલબ અંદર અંદરના વિખવાદને લીધે લાંબો વખત ચાલી નહિ અને એક વરસમાં જ તૂટી પડી. એની જગ્યાએ સન ૧૮૯૯ માં યંગ આયર્લેન્ડ સોસાયટીની* સ્થાપના થઇ.

## યંગ આયર્લેંડ સોસાયટી

આ સોસાયટીનો ઉદ્દેશ આયર્લેન્ડની સ્વતંત્રતા જ હાંસિલ કરવાનો હતો, પણ વૃદ્ધ સભાસદો અને જુવાન સભાસદો વચ્ચે એ બાબત ઘણો જ મતભેદ રહ્યાં કરતો. વૃદ્ધ પુરૂષો સ્વતંત્ર આયર્લેન્ડની વાતમાં માનતા. પણ જુવાનોને તે ઉદ્દેશ છૂપો રાખવા કહેતા. એમને લાગતું કે આયર્લેન્ડમાં પહેલાનું જોમ રહ્યું નથી, એટલે એ વાત બહાર પાડવામાં કાંઇ ડહાપણ નથી. માત્ર આયર્લેન્ડની એ ભાવના મરી ન જવા દેવી એ જ એમનો ઉદ્દેશ હતો. જુવાનોને આયર્લેન્ડમાં શ્રદ્ધા હતી. તેઓ પ્રજાની આગળ પોતાનો આદર્શ ખુલ્લેખુલ્લો રજૂ કરવાની તરફેણમાં હતા. તેઓ લશ્કરમાં ભરતી ન થવાને લોકોને સમજાવવા માગતા હતા. આયર્લેન્ડની ગેલીક ભાષા અને ઉદ્યોગોનો પુનરૂદ્ધાર કરવાનું કામ તુરત-જ હાથ ધરવાને તેઓ આગ્રહ કરતા. પાર્લામેન્ટમાં

* તરૂણ આયર્લેન્ડની સભા.

દાખલ થનાર પક્ષની સામે હરિફાઇમાં ઉતરી મ્યુનિસિપાલ્ટી, લોક્લબોર્ડ વગેરે પ્રજાકીય સંસ્થાઓનો કબજો લેવાની તેઓ વાત કરતા. પણ આ બધું વૃદ્ધોને ગળે ઉતરતું નહિ. આથી સન ૧૯૦૧ માં યંગ આયર્લેન્ડ સોસાયટીમાં ભંગાણ પડયું અને ટેરી, લીઆમડી રોઇસ્ટી વગેરે જુવાનોએ મળી કોર્ક ગૅલીક સાહિત્ય સભા* નામની જુદી સંસ્થા સ્થાપી.

## ગૅલીક સાહિત્ય સભા.

આ સંસ્થાનો ઉદ્દેશ આયર્લેન્ડની ભૂલાઇ ગયેલી ગૅલીક ભાષાનો પુનરૂદ્ધાર કરવાનો અને એની મારફત આયર્લેન્ડના આત્માને જાગ્રત કરી આયર્લેન્ડને સ્વતંત્ર બનાવવાનો હતો.

આવી સભાઓ ડબ્લીન અને બેલ્ફાસ્ટમાં પણ સ્થપાઇ, અને સમસ્ત આયર્લેન્ડમાં માતૃભાષાનો પુનરૂદ્ધાર કરવાને ભગીરથ પ્રયાસ શરૂ થયો. અંગ્રેજી ભણેલા યુવકો દૂર ગામડાંઓમાં જઇ ત્યાંના ખેડૂતો પાસેથી આયર્લેન્ડની ગૅલીક ભાષા શીખવા લાગ્યા અને તેમનાં શ્રદ્ધાળુ હૃદયમાં આયર્લેન્ડની સ્વતંત્રતાનો મંત્ર ભણવા લાગ્યા. પણ આ સભાઓ આટલેથી જ અટકી નહિ. તેમણે લશ્કરી ભરતી અટકાવવા પણ ભગીરથ પ્રયાસ શરૂ કર્યો. બ્રિટિશ લશ્કરમાં કોઇ પણ આયરિશે ભરતી ન થવું જોઇએ એવાં હેન્ડબીલો તેઓ મકાનોની દિવાલો પર અને બારણાંઓ પર રાતોરાત ચોડયાં અને ભાષણો કરી આયર્લેન્ડની પ્રજાને બ્રિટિશ લશ્કરમાં ભરતી થતી અટકાવી. રવિવાર અને બીજા રજાના દિવસોએ આ યુવકો ગામડાંઓમાં પહોંચી જઇ ત્યાંના લોકોને પણ ભરતી નહિ થવા સમજાવતું, અને આખા દેશમાં એક જ હાક વાગી રહી.

ટેરી આ કામમાં સૌથી મોખરે હતો. લોકોના મકાનોની દિવાલો પર ભરતી નહિ થવાનાં હેન્ડબીલો ચોડવામાં તેણે કેટલીયે રાતોના ઉજાગરા કર્યા, અને રવિવારે ગામડાંઓમાં જઇ ત્યાંના લોકો આગળ એ જ વિષયનાં ભાષણો કર્યાં. આ ઉપરાંત સાહિત્ય સભાના હસ્તલેખિત માસિકમાં લેખો લખ્યા, અને સાથે સાથે પોતાનો સ્નાતક માટેનો અભ્યાસ પણ ચાલુ રાખ્યો.

## સીનફીનનો જન્મ.

સન ૧૮૯૯ માં આર્થર ગ્રીફીથે, ધી યુનાઇટેડ આઇરિશમેન નામનું પત્ર કાઢયું, અને એમાં દર અઠવાડીએ ઇન્ગ્લેન્ડથી જુદા પડવાના વિચારો દર્શાવતા. આવી રીતે છચોક આયર્લેન્ડની આંતર અભિલાષ વ્યક્ત કરનાર આ પહેલું જ પત્ર હતું. સન ૧૯૦૫ માં આર્થર ગ્રીફીથે સમસ્ત આયર્લેન્ડની પ્રજા જોગ સ્વાવલંબનનો ઢંઢેરો પાડયો, કે—

દુનિયાનાં કોઇ ખૂણે નજર નાંખવાથી તમારો ઉદ્ધાર કદિયે વળવાનો નથી–એ તો મૂરખનું કામ છે. આપણે પોતાની જાત પરજ આધાર રાખતાં શીખવું જોઇએ. આપણા હુન્નરઉદ્યોગોનો વિકાસ આપણે કરી શકીએ, સહકારી મંડળીઓ આપણે સ્થાપી શકીએ, આપણી માતૃભાષાનો અભ્યાસ આપણે કરી શકીએ, અને એ રીતે અંગ્રેજી શિક્ષણની ગુલામીમાંથી આપણે મુક્ત થઇ શકીએ.

તેણે જણાવ્યું કે આને માટે વેસ્ટમીન્સ્ટર કે અમેરિકા તરફ નજર નાંખવાની જરૂર નથી. આ બધી તો પોતાના હાથની જ વાત છે. અમેરિકા કે ફ્રાન્સ કે ઇન્ગ્લેન્ડ કોઇ પણ આયર્લેન્ડનો ઉદ્ધાર કરી શકે તેમ નથી. આયર્લેન્ડનો ઉદ્ધાર તો કેવળ આયર્લેન્ડ જ કરી શકે. આ સનાતન સત્ય તેણે આયર્લેન્ડની પ્રજા આગળ રજૂ કર્યું. આયર્લેન્ડના નવજુવાનો પોતાના અંતરના ઉદ્ગાર સાંભળી હર્ષઘેલા બન્યા અને બધીયે સાહિત્ય સભાઓ અને ક્લબો આ પુરૂષની આસપાસ વીંટળાઇ વળી. આમાંથી *સીનફીનનો જન્મ થયો. આર્થર ગ્રીફીથે આ પછી એક રાષ્ટ્રીય કાઉન્સિલ+ સ્થાપી અને ત્યારથી આયરિશ

* Cork Gaelic Literary Society.

* અમે પોતે.

+ National Council.

પ્રજાનું મધ્યબિન્દુ બ્રિટિશ પાર્લામેન્ટ કે અમેરિકા નાહિ પણ ખુદ આયર્લેન્ડ જ બન્યું.

## સાહિત્યપ્રવૃત્તિ

ટેરીને સાહિત્યનો અને કવિતાનો ન્હાનપણથી જ શોખ હતો. માતપિતાનો એ અણમૂલો વારસો હતો. એ વિદ્યાર્થી હતો, ત્યારે જ એણે* 'કુદરતનુ ગીત' એ નામનુ એક કાવ્ય લખ્યુ હતુ. એ કાવ્યમાં એણે કુદરતની સ્વતંત્રતાનો મહિમા ગાયો. વાયુ સ્વતંત્ર છે, સાગરનાં જળ સ્વતંત્ર છે, પંખીઓ સ્વતંત્ર છે, પણ માત્ર આયર્લેન્ડ સ્વતંત્ર નથી, એ એના કાવ્યનો ધ્વનિ હતો. આ કાવ્ય 'સેંટ પેટ્રીક' નામના અઠવા-ડિક પત્રમાં પહેલ વહેલું એક તખલ્લુસથી બહાર પડ્યું. એ એટલું બધું વખણાયું અને વાચકોએ કવિનું નામ જાણવાને એટલી બધી ઇન્તેજારી બતાવી, કે તંત્રીએ એ જ કાવ્ય થોડા વખત પછી લેખકના નામ સાથે ફરીથી છાપ્યું. સન ૧૯૦૭ માં ટેરીએ 'સ્વાતંત્ર્ય સંગીત+' એ નામનો કાવ્ય-સંગ્રહ બહાર પાડ્યો, અને એમાં પોતાના 'કુદરતના ગીતનો' જ વિકાસ કરી વધારે જોરદાર ભાષામા એના એ ભાવો વ્યક્ત કર્યા. સાગરના ઉછળતા મોજાના સંગીતમાં એણે આયર્લેન્ડના સ્વતંત્રતાનો સૂર સાંભળ્યો. એને મન તો એ મોજાં હરઘડી એજ સંદેશો આપતાં, કે આયર્લેન્ડ સ્વતંત્ર છે, પ્રભુએ એને સ્વતંત્ર સર્જ્યું છે, અને એ હરહમેશ સ્વતંત્ર રહેવા સરજાયું છે. એમા એણે સાગરસંગીત ગાયુ, સરિતાસંગીત ગાયું, ગિરિસંગીત ગાયુ, સ્વતંત્રતાના કૂજનથી એકસ્વદેશભક્તના હૃદયમા જે જે ભાવ ઉગે એ સર્વ ભાવો ગાયા. એક બીજુ પુસ્તક લખી અલ્સ્ટરને આયર્લેન્ડની સાથે એકત્ર થવા કવિ હૃદયની પ્રાર્થના કરી. તે પછી કોર્કમાં નાટ્યકલો-ત્તેજક સમાજ× સ્થાપ્યો, અને એની મારફત લોકોને સ્વતંત્રતાનો ઉપદેશ દેવો શરૂ કર્યો. આ સમાજમાં ૧૫ સભાસદો હતા, અને તેઓમાંના ઘણાખરા જાતે જ નાટકો લખતા અને ભજવતા. ટેરી આ સમાજ માટે નાટકો લખતો ખરો, પણ ભજવતો નહિ. સન ૧૯૧૦ માં એણે જૂના આયરિશ સાહિત્યનું વસ્તુ લઈ "ધી લાસ્ટ વૉરીઅર્સ ઑફ કુલે" નામનું નાટક લખ્યુ, અને તે નવેમ્બર માસમાં રંગ-ભૂમિ પર ભજવાયુ. આ નાટકમાં યોદ્ધાઓની અમર આશા આલેખી હતી, અને છેવટે તેઓ કેવી રીતે વિજયી થયા એવું નિરૂપણ કર્યું હતું. નાટક ભજવ-નારાઓ પણ વિદ્વાન લેખકો હતા અને એથી એમનો અભિનય ભાવપૂર્ણ અને મર્યાદિત હતો. આથી જોનારાઓના મન પર ઉંડી અસર પડી અને નાટક પૂરૂં થતા પ્રેક્ષકોએ નાટકના લેખકને રંગભૂમિ પર આવી દર્શન દેવા વિનંતી કરી. પણ લેખકે એ વિનંતીને માન આપવા ચોખ્ખી ના પાડી.

૧૯૧૦ ના ડીસેમ્બર મહિનાની ૨૭ મી તારીખે ટેરીનું બીજું નાટક રંગભૂમિ પર ભજવાયું. એમાં એક ગરીબ કુટુમ્બની કરુણકથા ગાઈ હતી. આ નાટક જોઇ પ્રેક્ષકો સ્તબ્ધ થઇ ગયા અને આયર્લેન્ડ-નાં કટલાયે કુટુમ્બોની જીવનકથા તેમની આંખ આગળ ખડી થઈ રહી. બાહ્ય રીતભાત મનુષ્યના આત્માને કેવી રીતે ઢાંકી દે છે, એ વિષે એક ત્રીજું નાટક બહાર પાડયુ. આજ અરસામા "સ્વતંત્રતાના સિદ્ધાંતો"* નામનુ અદ્વિતીય પુસ્તક બહાર પાડ્યુ. આ પછી સન ૧૯૧૪ માં 'બળવાખોર+' નામનુ નાટક બહાર પાડ્યુ. એ વખતે મિ. એસ્કવીથનું હોમરૂલબિલ પાર્લામેન્ટની આગળ રજૂ થયું હતુ, અને બધાને એમ લાગતુ કે તે પસાર થઇ જશે અને રાજ્યની સમંતિ પણ મળશે. અને થયુ પણ તેમજ. છતાં તે પછી તુરત જ લડાઇ જાહેર થઇ અને તે જન્મ્યું તેવું જ મૂવું. ટેરીએ આ નવા નાટકમાં હોમરૂલ મળતાં આયર્લેન્ડની દશાનો ચિતાર ચીતર્યો અને છેવટે નાટકના નાયક શું ઓનીલની

* Nature's Hymn.

+ The Music of Freedom.

× Cork Dramatic Society.

* Principles of Freedom—1912.

+ The Revolutionist.

મારફત જાહેર કર્યું કે " સ્વાતંત્ર્ય સિવાય શાન્તિ નથી. " નાટકના અંતે દેશની સેવા કરતાં કરતાં નાયકનુ અવસાન થાય છે, ત્યારે નાયિકા એના મૃત દેહની સમીપ ઉભાં રહી, નાટકના પાત્રોને તેમજ પ્રેક્ષકોને ઉદ્દેશીને બોલે છે." આપણે એનું મ્હોં ઉઘાડું જ રાખીશું કે સૌ એનું મ્હોં જોઇ શકે અને એની માફક મરતાં શીખે!"

### અધ્યાપક

સને ૧૯૦૯માં ટેરીને કોર્કની વ્યાપારી શાળામાં અધ્યાપકની જગ્યા મળી. પણ આ માટે તેને અઠવાડીઆમાં બે ત્રણ સમય જવું પડતું. એથી તે ડવાયરની પેઢીમાં પણ ચાલુ રહ્યો. સને ૧૯૧૧ માં એ આખા કોર્ક પરગણાની વ્યાપારી શાળાઓનો નિરીક્ષક અને સલાહકાર નીમાયો. આથી એણે ડવાયરની નોકરી છોડી દીધી અને સાયકલ પર બેસી નિરીક્ષણ માટે ગામડાંઓમાં ફરવાનું શરૂ કર્યું. સોમવારથી શુક્રવાર સુધી તે આ રીતે ગામડાંઓમાં જ ઘૂમતો અને શનિ-રવિવારે શહેરમાં આવી ઓફિસનું કામ સંભાળતો. આવી રીતે ગામેગામ ફરવાથી તે ગામડાંના લોકોને ઓળખતો થયો અને એમની સાથે એનો ગાઢ સંબંધ બંધાયો.

### અલ્સ્ટરવોલન્ટીઅર્સ

સને ૧૯૧૨માં સર એડવર્ડ કારસનની યુનિયનીસ્ટ કૌન્સિલે અલ્સ્ટર વોલન્ટીઅર્સની ટુકડી ઉભી કરી. દરેક અંગ્રેજ બંદુક રાખે તો અલ્સ્ટરવાસી બંદુક કેમ ન રાખી શકે ? એ સવાલ એમણે ઉઠાવ્યો, અને એના જવાબમાં પરદેશથી બંદુકો લાવી આ ટુકડીને લશ્કરી કવાયત અને તાલીમ આપવા માંડી. સર એડવર્ડ કારસનની આ હીલચાલને ઇન્ગ્લેન્ડના 'ટોરી' પક્ષે ટેકો આપ્યો, અને એથી એ હીલચાલ પ્રતિષ્ઠાને પામી. સન ૧૯૧૦માં પ્રગટ થએલા 'ધી આયરીશ ફ્રીડમ' નામના સ્વાતંત્ર્યમતવાદી પત્રે અલ્સ્ટરના આ પગલાને વધાવી લીધું અને બીજે બધે પણ એવી વોલન્ટીઅરની ટુકડીઓ ઉભી કરવા સલાહ આપી. ૧૯૧૩ ના નવેમ્બર માસની ૨૫ મી તારીખે ડબ્લીન શહેરમાં ૧૫૦૦૦ માણસોની સભામાં, પ્રોફેસર મેકનીલ અને મિ૦ ફીટલને આયરિશ વોલન્ટીઅર કોરના (ઓર્ગેનાઇઝીંગ) મંત્રીઓ નીમી વોલન્ટીઅરો ઉભા કરવાનું નક્કી થયું. જોતજોતામાં ગામેગામ અને શહેરેશહેર સંદેશો ફરી વળ્યો, અને ૩૦,૦૦૦ માણસોએ વોલન્ટીઅર તરીકે પોતાનાં નામ નોંધાવ્યાં. પાર્લામેન્ટમાં બેસનાર પક્ષે લોકોને ઘણા સમજાવ્યા, કે આ ઠીક નથી થતું, પણ લોકોએ તેમની વાત કાને ધરીજ નહિ. લોકોનો જુસ્સો તે વખતે ક્યાંયે માતો નહોતો.

### કોર્કવોલન્ટીઅર્સ

કોર્કમાં પણ આવી વોલન્ટીઅર ટુકડી ઉભી કરવાને ટેરી, ટામ+ અને વોલ્શ વગેરે ભેગા થયા અને એ માટે પ્રોફેસર મેકનીકલનું કોર્કમાં ભાષણ રાખ્યું. એ વખતે કોર્કમાં મોલીવાળો પાર્લામેન્ટમાં બેસનાર પક્ષ ઘણા જોરમાં હતો, અને એ વોલન્ટીઅર હીલચાલની વિરૂદ્ધ હતો. એ પક્ષના કેટલાક માણસો સૌથી પહેલા આવી આગળની ૭ પાટલીઓમાં ગોઠવાઇ ગયા. સભાનો પ્રમુખ વોલ્શ હતો. પ્રોફેસર મેકનીલે જ્યાં અલ્સ્ટરવોલન્ટીઅરોનાં વખાણ કર્યાં, ત્યાં મોલીના બધા માણસો પ્લેટફોર્મ પર ધસી ગયા, એટલે સામસામી ખુરશીઓ ઉછળી. બન્ને બાજુના માણસોને ઇજા થઈ. એક ખુરસી પ્રમુખને પણ વાગી. બીજે દિવસે પ્રમુખે છાપામાં લખી જણાવ્યું કે " વોલન્ટીઅરની હીલચાલ લોહીથી પવિત્ર થઇ છે.—આવો ને નામ નોંધાવો. "

અને તેજ દિવસે નામ નોંધાવાં શરૂ થયાં. પહેલાં તો ૨૫ યુવકોએ પોતાનાં નામ નોંધાવ્યાં. શરૂઆતમાં કવાયતને માટે જગા મળવી મુશ્કેલ થઇ ગઇ. સૌ કોઇએ મોલીની ધાકને લીધે મકાન આપવા ના પાડી. છેવટે એક જુનું મકાન

+ ટોમસ મેકકર્ટન.

મળી ગયું અને એમાં કવાયત શરૂ થઈ. ધીરે ધીરે વોલન્ટીઅરો પણ વધવા માંડ્યા, અને વખત જતાં કોર્કની મ્યુનિસિપલ કમિટીએ કવાયત માટે દાણાબજાર વાપરવાની પરવાનગી આપી. સાંજના કવાયત કરતી વખતે દાણાબજારના દરવાજા આગળ કવાયત જોવા લોકોનાં ટોળે ટોળાં ભેગાં થતાં, અને એથી વોલન્ટીઅરની હીલચાલને ખૂબ પ્રસિદ્ધિ મળી. આવી રીતે મહિનાઓ સુધી શાંતિથી અને ધીરજથી કવાયત કર્યા બાદ વોલન્ટીઅરોની ટુકડીને શહેરમાં ફેરવવા બહાર કાઢી. અને ટેરી અને ટોમ ઓફિસર થઈ આગળ ચાલવા લાગ્યા. રસ્તામાં લોકો કોઈ ખરી કુતૂહલ ભેર આ યુનિફોર્મવાળા નવજુવાનો તરફ જોઈ રહ્યા, અને કોઈ કોઈ તો મ્હોં આડે હાથ દઈ હસવા પણ લાગ્યા. બજારની આગળ પોલિસચોકીની જ સામે તેઓ બધા ગોઠવાઈ ગયા, અને ટેરીએ લોકોને વોલન્ટી-અરમાં ભરતી થવા ભાષણ આપ્યું. તે પછી બધા પાછા ફર્યા અને લશ્કરી ઢબે કદમ ઉપાડતા પોત-પોતાને ઘેર વિખરાઈ ગયા. આની જોનારાઓ પર સારી અસર થઈ. તેઓ સમજ્યા, કે આ બાળકોની રમત નહોતી, પણ નવજુવાનોનો લશ્કરી તાલીમ લેવાનો નિશ્ચય હતો. એમના દિલમાં તેમની પ્રત્યે સદ્ભાવ પેદા થયો. ટેરી અને ટોમના મહિનાઓની મહેનત આખરે ફળી. વોલન્ટીઅરની હીલચાલે કોર્કની પ્રજાના દિલમાં ઘર કર્યું.

પોતાના વિરોધ છતાંયે વોલન્ટીઅર હીલચાલને આયરિશ પ્રજાના દિલમાં ઘર કરતી જોઈ, રેડમન્ડના પાર્લામેન્ટમાં બેસનાર પક્ષને ચિંતા થઈ. હવે વાત ઘણી આગળ વધી ગઈ હતી, એટલે વોલન્ટીઅરની સંસ્થાનો નાશ થઈ શકે તેમ નહોતું. એથી રેડમન્ડ અને તેના પક્ષે વોલન્ટીઅરની કમિટી પર કાબૂ મેળવવાનો નિશ્ચય કર્યો. અત્યારસુધી તેમણે વોલન-ટીઅરની હીલચાલ સામે પોતાના પક્ષ તરફથી જાહેર વિરોધ કર્યો નહોતો. તેમણે વોલન્ટીઅરની કારોબારી કમિટીમાં પોતાના ૨૫ માણસો નીમવાની માગણી કરી. પ્રો. મેકનીલ વગેરેએ એ પક્ષનો સહકાર મેળવવા તે કબૂલ રાખ્યું, એટલે એ પક્ષે ૨૫ માંથી ૨૩ માણસો ડબ્લીનમાંથી જ ચૂંટી કાઢ્યા. તેઓ કમિટીની સભાઓમાં હાજર રહી પોતાનો કક્કો ઘૂંટાવવા લાગ્યા. પણ એ પક્ષના માણસો જેઓ ખરા દિલથી આ હીલચાલમાં માનનારા હતા, અને જેઓ પોતાના પક્ષના માનની ખાતરજ અત્યાર સુધી દૂર રહ્યા હતા, તેઓ થોકબંધ પોતાનાં નામ નોંધાવવા લાગ્યા. જોઈ જોઈને ડગલું ભરનારા મોટા મોટા અમીર ઉમરાવો પણ આ હીલચાલ રેડમન્ડના જ હાથમાં છે એમ સમજી વોલન્ટીઅરમાં જોડાયા અને અને એમની સંખ્યા ખૂબ વધી ગઈ.

## ડબ્લીનમાં ગોળીબાર

જર્મની સાથે લડાઈ શરૂ થઈ તે પહેલાં બે ત્રણ મહિના પર અલ્સ્ટરના વોલન્ટીઅરોએ લાર્ન બંદરથી બંદૂકો આયાત કરી. ઇંગ્લેન્ડની સરકારે આ સામે કાંઈ પગલાં લીધાં નહિ, એટલે ડબ્લીનના વોલન્ટીઅરોએ પણ હાઉથ બંદરે બંદૂકો ઉતારી, અને ખભે નાખી શહેરમાં દાખલ થયા.

બંદરખાતાના પહેરેગીરો અને પોલિસો તેમની આડા પડ્યા. વોલન્ટીઅરની એક ટુકડીએ તેમને રોકી રાખ્યા, અને ધીમેધીમે બધાએ બંદૂકો તેમણે ઠેકાણે પાડી દીધી. પણ એટલામાં લશ્કર આવી પહોંચ્યું. વોલન્ટીઅરોને અટકાવ થયો જાણી જેમ તેના ગુસ્સાનો પાર ન રહ્યો. રોષમાં ને રોષમાં 'બેચલર્સ વૉક' નામના રસ્તા પર જતા નિઃશસ્ત્ર લોકો પર લશ્કરે ગોળીબાર કર્યો. એથી કેટલાક મરી ગયા અને ઘણાક ઘાયલ થયા. નિર્દોષ લોકોનું આવી રીતે લોહી રેડાયાથી આયર્લેન્ડનો પિત્તો ઉછળ્યો. ટોમ અને વોલન્ટીઅરોની ઓફિસમાં લોકોનાં ટોળેટોળાં ભરતી થવા ઉભરાવા લાગ્યાં. રાતદિવસ વોલન્ટીઅરોની ભરતી કરવાનું કામ ચાલ્યું. પૈસાદાર માણસોએ હથિયારો ખરીદવા પૈસા આપ્યા, અને તે લઈ જવા મોટરો આપી. કેટલાક દૂર દેશાવરથી બંદૂકો, દારૂગોળો વગેરે

આયાત કરવા પોતાનાં વહાણો આપ્યાં. જોતજોતામાં એ અઢી લાખ માણસો વોલન્ટીઅર સૈન્યમાં જોડાયા અને દરેકના ખભાપર એકેક બંદૂક આવી ગઇ. એટલામાં લડાઇ જાહેર થઇ અને રેડમન્ડે પોતાના પક્ષ તરફથી ઇંગ્લૅન્ડને ખાતર આયર્લૅન્ડને કબજે રાખવાનું વચન આપ્યું. સન ૧૯૧૪ના સપ્ટેમ્બર માસમાં વૂડનબ્રિજ આગળ વોલન્ટીઅરોને બ્રિટિશ લશ્કરમાં ભરતી થઇ, જર્મની સામે લડવા જવા રેડમન્ડે ઉપદેશ કર્યો. આથી કામચલાઉ કમિટીએ રેડમન્ડના પચીસે માણસોને કમિટીમાંથી કમી કર્યા અને વોલન્ટીઅરોમાં ભંગાણ પડ્યું.

## વોલન્ટીઅરોમાં ભંગાણ

કોર્કમાં કેપ્ટન ક્રોસબીએ વોલન્ટીઅરોને રેડમંડના પક્ષમાં જોડાવા અપીલ કરી અને ૨૦૦૦ માંથી ૧૯૫૦ વોલન્ટીઅરો એ પક્ષમાં જોડાઇ ગયા. આવી રીતે તમામ દેશમાં અપીલ થઇ અને ૨૫૦૦૦૦ માંથી માત્ર ૮૦૦૦ સિવાય બીજા બધા વોલન્ટીઅરો રેડમન્ડના પક્ષમાં ભળી ગયા. ટેરી અને ટોમનું કામ આથી અતિ વિકટ થઇ ગયું. રેડમન્ડ પક્ષના માણસો અને છાપાવાળાઓ આ અલ્પ મતિવાળા પક્ષને દેશના દુશ્મન તરીકે ઓળખાવવા લાગ્યા, અને કેટલાક તો આગળ વધીને એમ પણ કહેવા લાગ્યા કે 'આ લોકોને જર્મન સરકાર તરફથી પૈસા મળે છે અને એથી તેઓ સામા પડ્યા છે.' ટેરીએ આ અરસામાં જ, ૧૯૧૪ના સપ્ટેમ્બર માસની ૧૯મી તારીખે, 'ફ્રીઆના ફેઇલ' નામનું અઠવાડિક પત્ર કાઢ્યું, અને પોતાનો પક્ષ સબળ રીતે રજૂ કર્યો. આ પત્રમાં તેણે સામા પક્ષની ગાળોની અવગણના કરી અને એમની દલીલોનો ઘણી જ સભ્યતાથી અને મીઠાશથી જવાબ આપ્યો. એક સ્થળે આપભોગના ધર્મ પર લખતાં તેણે જણાવ્યું:

, આપભોગના ધર્મનો વિચાર કરો. આપણા દુશ્મનોનું લોહી ભલે રેડાય પણ તે આપણા પહેલાં તો નહિ જ. એથી તો વેરનો અગ્નિ ભભૂકી ઉઠે. આયર્લૅન્ડની ભૂમિ પર સૌથી પહેલાં આયર્લૅન્ડનું જ લોહી રેડાવું જોઇએ. કારણ એથી આયર્લૅન્ડની ગુમાવેલી સ્વતંત્રતા પાછી મેળવવા એવો અગ્નિ પ્રજળી ઉઠશે જેને હોલવવા શેતાન પણ સમર્થ નહિ થાય.

પણ આ પત્ર ત્રણ મહિના જ ચાલ્યું. ૧૯૧૪ ડીસેમ્બર માસની ૫ મી તારીખે સરકારે સ્વતંત્રતાનો ઉદ્ઘોષ કરનારાં બધાં પત્રો બંધ કર્યા, એમાં આ પત્ર પણ બંધ પડ્યું. પત્ર બંધ પડવાથી ટેરી ગંભીર કારણમાં આવી પડ્યો. પત્રની છપામણીનાં બિલ ચૂકવ્યા વિનાનાં પડી રહ્યાં હતાં. ટેરી પાસે તે ચૂકવવા રાતી પાઇ નહોતી. આખરે પોતે પણીજ *હોંસથી સંઘરેલાં અને સાચવી રાખેલાં પુસ્તકો વેચીને* એણે છાપનારનું ઋણ અદા કર્યું. પોતાના દેશની ખાતર પોતાની સૌથી પ્રિય વસ્તુનો એણે આમ ભોગ આપ્યો.

૧૯૧૫ ના જુલાઇ માસમાં ટેરીએ પોતાની વ્યાપારી શાળાઓના નિરીક્ષકની નોકરીને તિલાંજલિ આપી, અને પોતે વોલન્ટીઅર ઓર્ગન કરવાના કામમાં ગુંથાઈ ગયો. આખા કોર્ક પરગણામાં એ પોતાની બાઇસિકલ લેઇ ઘૂમી વળ્યો, અને એની જૂની ઓળખાણવાળાં કેટલાંયે માણસો વોલન્ટીઅરમાં ભરતી થયાં. એણે આ બધા વોલન્ટીઅરોને કવાયત કરાવી તાલીમ આપી, અને એની એક એવી સંપૂર્ણ યોજના કરી કે સન ૧૯૧૬ માં વોલન્ટીઅરોની તાલીમ અને યોજનાના સંબંધમાં અત્યાર સુધીના પછાત કોર્કના પરગણાની પ્રથમ વર્ગમાં ગણના થવા લાગી.

## પહેલી ધરપકડ

સરકારે મેકસ્વનીના આ કામની કદર કરવામાં વાર લગાડી નહિ. ૧૯૧૬ ના જાન્યુઆરી માસની ૧૩ મી તારીખે ફીતૂરી ભાષણ કરવાના આરોપસર તેને પકડવામાં આવ્યો અને ફેબ્રુઆરીની ૧૬ મી તારીખે એનો કેસ ચાલ્યો. તા. ૨૨ મીએ ચુકાદો

આપવામાં આવ્યો પણ એની પાસે લશ્કરી અમલદારોની છૂપી બાતમી આવી હોવાથી, એક એનો શિલિંગ દંડ કરવામાં આવ્યો, અને અપ્રીતિ (Disaffection) ફેલાવ્યાના બીજા આરોપો માટે તેને નિર્દોષ જાહેર કરવામાં આવ્યો.

## બળવાની તૈયારી

આ અરસામાં વોલન્ટીઅરોની કમિટીમાં ૧૯૧૬ ના એપ્રિલ માસની ૨૩મી તારીખે બળવો કરવાના પ્રશ્ન પર મતભેદ થયો. પ્રોફેસર મેકનીલ અને તેમનો પક્ષ લડાઇ પૂરી થવા આવે તેવામાં જ બળવો કરવાની અને નમતાં પલ્લામાં બેસવાની તરફેણમાં હતો, જ્યારે ટોમ ક્લાર્ક, હોરેસ પ્લન્કેટ વગેરે આગેવાનો તુરત જ બળવો કરવાના મતના હતા. કારણ કે લડાઇ પૂરી થાય ત્યાં સુધી ઇન્ગ્લેન્ડ આ વોલન્ટીઅરોને રહેવા દેશે જ નહિ એમ તેઓ માનતા હતા. આથી તા. ૨૩ મીએ બળવો કરવાનું આ પક્ષે કહેણ મોકલ્યું.

કોર્ક શહેરના વોલન્ટીઅરો ગામડાંના વોલન્ટીઅરોને જઇને મળે, અને બધી રેલ્વે અને રસ્તાઓ પહેલાં કબજે કરે એવી ગોઠવણ થઈ. રવિવારે સવારના શીઅર્સ સ્ટ્રીટમાં બધા વોલન્ટીઅરો ગોઠવાઇ ગયા. એવામાં મેકનીલનો બળવો નહિ કરવાનો સંદેશો મળ્યો. એ પછી પીઅર્સનો બીજે દિવસે બળવો કરવાનો સંદેશો મળ્યો. આવી રીતે એક પછી એક સાત સંદેશા આવ્યા. આખરે સાંજે ટેરી અને ટોમે શહેરના અને ગામડાંના વોલન્ટીઅરોને ભારે હૃદયે રજા આપી. રાતના ટોમ ક્લાર્કનો સંદેશો આવ્યો કે કોર્કની તો તેને ખાત્રી જ છે. ટેરીએ આખી રાત વિચાર કર્યો. પોતાના અંતરના અવાજને માન આપી ટેરીએ બળવો નહિ કરવાનો જ નિશ્ચય જાહેર કર્યો, અને લશ્કરની સાથે સમાધાન તરીકે વોલન્ટીઅરોની બધી બંદુકો લોર્ડ મેયરને શરણે કરી. પણ લશ્કરે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરી એ બધીયે બંદુકો પોતાના કબજામાં લીધી અને આગેવાનોને પકડી લીધા.

## બીજી ધરપકડ

૧૯૧૬ ના મે માસની ૭ મી તારીખે મેકસ્વીનીને પણ પકડવામાં આવ્યો. પહેલાં તેને કોર્કની જેલમાં રાખ્યો. પછી તેને ડબ્લીન લઇ ગયા. ઑગસ્ટ માસમાં આગેવાનોને જ્યારે છૂટા પાડ્યા ત્યારે તેને પણ જુદો પાડ્યો. સર્વેને ગીડીંગ જેલમાં રાખ્યા. આખરે બધા આગેવાનોને અને મેકસ્વીનીને સમાધાની થાય એવી "પરિસ્થિતિ ઉભી કરવાને" ડીસેમ્બર માસની ૩૧ મી તારીખે છૂટા કર્યા. બહાર આવીને આગેવાનોએ પોતે જ્યાંથી કામ પડતું મૂક્યું હતું ત્યાંથી ફરીથી શરૂ કર્યું અને થોડાજ વખતમાં એવી "પરિસ્થિતિ ઉભી" કરી કે એ મહિનાની અંદર જ તેમને પાછા હતા ત્યાંના ત્યાં જ મોકલવા પડયા.

## ત્રીજી ધરપકડ

આથી સન ૧૯૧૭ના ફેબ્રુઆરી માસની ૨૨ મી તારીખે મેકસ્વીનીને પાછો પકડ્યો, અને ઇંગ્લેન્ડના હરફોર્ડશાયરના બ્રોમયાર્ડ ગામમાં પરહેજ કર્યો. જૂન મહિનાની આખરે એને પરહેજગીમાંથી છૂટો કર્યો અને પાછું એનું એ કામ એણે શરૂ કર્યું.

## ચોથી ધરપકડ

અકટોબર માસમાં એને ફરીથી પકડ્યો અને ૭ મહિનાની ટીપ આપી. ત્યાં જેલમાં એણે લાંઘણ શરૂ કરી. નવેમ્બર માસમાં સરકારે એને છોડી દીધો. આ વખતે પણ બહાર નીકળી પાછું એનું એ જ કામ હાથમાં લીધું.

## પાંચમી ધરપકડ

સરકારે સને ૧૯૧૮ ના માર્ચ મહિનામાં બાકી રહેલી ૭ મહિનાની સજા પૂરી કરવાને એને ફરીથી

પકડયો. આ અરસામાં—મે માસમાં ડી વેલેરા વગેરે બીજા આગેવાનોને જર્મની સાથે કાવતરું કર્યાના આરોપસર પકડવામાં આવ્યા. આથી તા. ૪ થી સપ્ટેમ્બરે પોતાની ૬ મહિનાની મુદત પૂરી કરી મેકસ્વીની જેલના દરવાજાની બહાર નીકળ્યો કે તુરતજ તેને જર્મની સાથે કાવતરૂં કર્યાના આરોપસર પકડવામાં આવ્યો.

### છઠ્ઠી ધરપકડ

મેકસ્વીનીને આ રીતે છઠ્ઠીવાર પકડીને ડી વેલેરા અને બીજા આગેવાનો સાથે ઈંગ્લેન્ડની લીન્કન જેલમાં રાખવામાં આવ્યો.

### સીનફીનની જીત

પણ ૧૯૧૮ ના મે માસમાં બધા સીનફીન આગેવાનોને સરકારે કેદ પકડયાને અઠવાડીઆં પણ નહોતાં થયાં, ને ઇસ્ટ કાવનમાં સીનફીનના પિતા આર્થર ગ્રીફીથને મતદારોની મોટી સંખ્યાએ ચૂંટીને પાર્લામેન્ટમાં મોકલ્યો. ડીસેમ્બર માસમાં પાર્લામેન્ટની નવી ચૂટણી થઇ અને એમાં ૭૩ સીનફીન, ૨૬ યુનિયનિસ્ટ અને ૬ નેશનાલીસ્ટ સભાસદો ચૂંટાયા. સીનફીનની આ અપૂર્વ જીતથી સરકાર ઘણી જ ગભરાઇ! આખો દેશ સીનફીનમાં ભળી જતો હોય એમ લાગ્યું. ચૂંટાએલા સીનફીન સભાસદોમાંના કેટલાક તો સરકારના જ મહેમાન હતા. આથી બાકીના બહાર રહેલા સભાસદોએ ભેગા થઇ ઈંગ્લેન્ડ સાથેનો આયર્લેન્ડનો સંબંધ બંધ પડયો છે એમ જાહેર કર્યું અને સ્વતંત્ર આયર્લેન્ડની ઘોષણા કરી.

### સ્વતંત્ર આયર્લેન્ડ

સરકારે જોયું કે આગેવાનોને વધારે વખત કેદ રાખવાથી સ્થિતિ સુધરે તેમ નથી. આથી એમને ૧૯૧૯ ના મે માસમાં છુટા કર્યા. આગેવાનોના છૂટયા પછી સ્વતંત્ર આયર્લેન્ડની પ્રજાકીય પાર્લામેન્ટ—ડેઇલઇરાં—ની સભા મળી અને તેમાં ડી વેલેરાને સર્વાનુમતે પ્રમુખ ચૂંટયો અને પ્રધાનમંડળની પણ ચૂટણી થઇ. પ્રજાકીય સરકારનું ખર્ચ ચલાવવાને માટે પ્રજાકીય લોન બહાર પાડવામાં આવી, પ્રજાકીય પંચાયતો સ્થાપવામાં આવ્યાં અને લોકોના જાનમાલનું રક્ષણ કરવાને આયરિશ વોલન્ટીઅરોની નીમણુક કરવામાં આવી. મેકસ્વીની કોર્ક તરફથી ડેઇલનો સભાસદ ચૂંટાયો હતો. ડેઇલની સભાઓમાં હાજર રહેવામાં અને કોર્કના વોલન્ટીઅરો પર દેખરેખ રાખવામાંજ તેનો બધો સમય હવે રોકાતો.

૧૯૧૯ ના જુલાઇ મહિનામાં મ્યુનિસિપાલિટીઓની ચૂંટણી થઇ અને તેમાં પણ સીનફીનોજ ચૂંટાયા. આથી સારા દેશની તમામ સત્તા સીનફીન પક્ષના હાથમાં આવી. તેમણે આ સત્તાનો એવો સમજપૂર્વક અને સબળ ઉપયોગ કર્યો, કે સન ૧૯૨૦ માં બ્રિટિશ સરકારની કોર્ટોમાં એક કેસ આવતો બંધ થઇ ગયો, અને સૌ કોઇ પ્રજાકીય પંચાયતોમાં જ પોતાના દાવા લાવવા લાગ્યું. ખુદ સરકારી નોકરો સરકારી કોર્ટો છોડીને પ્રજાકીય પંચાયતોમાં પોતાની દાવાઅરજી નોંધાવવા લાગ્યા અને ફોજદારી કેસો પણ પ્રજાકીય પંચાયતો મારફત જ ચૂકવાવા લાગ્યા. ગામડાંઓમાં રહેતી સરકારની પોલિસ થોડાજ વખતમાં પલાયન કરી ગઇ અને સર્વત્ર આયરિશ વોલન્ટીઅરો લોકોના જાનમાલનું રક્ષણ કરવા લાગ્યા. મોટમોટાં શહેરોમાં પણ વોલન્ટીઅરોજ રોન ફરવા લાગ્યા અને સરકારી પોલિસ લશ્કરી છાવણીઓમાંજ ભરાઇ બેઠી.

### બ્લેકએન્ડટેન્સ

ઇન્ગ્લેન્ડની સરકારથી આ સહન થયું નહિ. એમણે બ્લેક એન્ડ ટેન્સનું લશ્કર રવાના કર્યું અને એમણે રાતના મકાનોમાં પેસી માણસોનાં ખૂન કરવા માંડયાં. ખાસ કરીને આગેવાનોના જાન જોખમમાં આવી પડયા અને દરેક શહેરમાં ત્રાસનું સામ્રાજ્ય વર્તી રહ્યું.

### ટોમસ મેકર્ટનનું ખૂન

૧૯૨૦ ના જાન્યુઆરી માસમાં કોર્કની મ્યુનિસિપાલિટીના પહેલા લોર્ડ મેયર તરીકે ટોમસ

મૅકકર્ટનને ચૂંટવામાં આવ્યો. માર્ચ માસની ૧૯ મી તારીખે તેનું ખૂન થયું. ખૂનની હકીકત અમેરિકન કમિશન આગળની ટેરીનાં બ્હેનની જુબાની* માંથી ખૂનની હકીકત નીચે પ્રમાણે મળે છેઃ–

૧૯૨૦ ના માર્ચ મહિનાની ૧૯ મી તારીખે આ બનાવ બન્યો. મૅકકર્ટનના ઘરનાં બધાં માણસો સૂઇ ગયાં હતાં. રાતના એક વાગે કે સવા વાગે કોઇએ જોરથી બારણું ઠોક્યું. બધાને લાગ્યું કે પોલિસના કે લશ્કરના જ માણસો હોવા જોઈએ મૅકકર્ટન નીચે ઉતરીને બારણું ઉઘાડવા ગયા, પણ તેમનાં સ્ત્રીએ તેમને રોક્યા.

એ વખતમાં પુરૂષોને નીચે નહિ ઉતરવા દેવાનો રિવાજ હતો, કારણ તેઓ નીચે ઉતરે કે તુરત જ તેમને ઠાર કરવામાં આવતા. આથી સ્ત્રીઓ જ પહેલાં નીચે ઉતરતી જેથી પુરૂષોને નાશી છૂટવાનો વખત મળે. પણ આ વખતે તો મિસીસ મૅકકર્ટન નીચે ઉતરે તે પહેલાં બારણું તોડી પાડવામાં આવ્યું, અને છ સાત માણસો અંદર ઘૂસી આવ્યા. એક જણે બૂમ પાડીઃ "પેલી બાઈને પકડો ". બીજા બધા ઉપર ચઢી ગયા.

તેઓ લાગલા મિ. મૅકકર્ટનના ઓરડા પાસે જ જઇ પહોંચ્યા, અને બૂમ પાડી "કર્ટન, બહાર નીકળ." બૂમ સાંભળી અંદર રહેલું ન્હાનું બાળક રડવા લાગ્યું. મિસીસ મૅકકર્ટને બાળકને નીચે લેઇ આવવા દેવા વિનંતિ કરી, પણ એની રજા આપવામાં નહિ આવી. –પછી ધડાધડ ગોળીબાર સંભળાયા!

મિ. મૅકકર્ટન ઓરડાનું બારણું ઉઘાડવા આવ્યા તેવા લાગલાજ તેમને ઠાર કરવામાં આવ્યા.

આ બધું પોલિસચોકીથી ૫૦ વારની અંદર જ બન્યું. કોરોનરની જ્યુરીએ બ્રિટિશ સરકારની સામે ખૂનનો આરોપ મૂક્યો, અને લૉઈડ જ્યોર્જ, લોર્ડ ફ્રેન્ચ વગેરેને તકસીરવાર ઠરાવ્યા. આ ખાલી પડેલી જગ્યા પૂરવા મરનારના સાથી અને મિત્ર મૅકસ્વીની પર સૌની નજર ઠરી. મૅકસ્વીનીએ તે જગ્યા તા. ૩૦ મી માર્ચે સ્વીકારી અને કોર્પોરેશનના સભાસદો આગળ ભાષણ કરતાં જણાવ્યું કેઃ–

આપણે કેટલીક વાર શોકથી ગાંડા બની જઈ અવિચારી વેણ કાઢીએ છીએ. આપણે કહીએ છીએ કે 'આ ભોગ તો બહુ મ્હોટો કહેવાય.' આપણા બત્રીસ લક્ષણા પુરૂષો આમ શહીદ થાય, એ આપણને સાલે છે. પણ તેઓ બત્રીસ લક્ષણા હોવાથી જ તેમને મરવું પડયું છે. એનાથી ઓછો ભોગ ન જ ચાલે. એ ભોગને લીધે જ આપણી લડત પવિત્ર બની છે, એમના લોહીથી જ આપણો યજ્ઞ પુનિત થયો છે, એમની કુરબાનીથી જ આપણો વિજય નિઃશંક થયો છે. પ્રભુમાં શ્રદ્ધા રાખી એમણે જ્યાંથી કામ પડતું મૂક્યું છે, ત્યાંથી આપણે શરૂ કરીએ છીએ અને આપણો વારો આવ્યે આપણે પણ કુરબાન થઇએ છીએ. નિર્દોષોનું લોહી આપણે હાથે નથી રેડાતું. આપણે તો આપણું લોહી રેડીએ છીએ; આપણા અમર શહીદોના સ્મરણમાં, આપણા દેશના ઉદ્ધારને કાજે આપણે જાતે કુરબાન થઇએ છીએ. આપણા દુશ્મનોની સામે ઉભા રહી આપણી સ્થિતિની મને ચોખવટ કરવા દોઃ–અમારે દયા નથી જોઇતી અમારે સમાધાનેય નથી જોઈતું. અમે તો એ પરમ દયાનિધિ પરમાત્માની દયા યાચીએ છીએ, કે એ અમારા કાંડાંમાં એટલું બળ દે, અમારા દિલમાં એટલી તાકાત દે, કે અમારી ગમે તેટલી કસોટી થાય એમાંથી અમે પાર પડીએ, અને અમારા દેશને વિજયમાળ આરોપીએ. જગત્ અમારી દશા તરફ બેપરવા ન જ બની શકે. અને કદાચ જગત્ ભલે બેપરવા બને—જગત્ના રાજ્યકર્તાઓ ભલે અમને તરછોડે પણ એ રાજાઓનોયે રાજા, વિશ્વનો મહારાજા અમારો સહાયક છે; અને જો કે અમારામાંથી કેટલાક અધીરા બનેલાઓને એનો ન્યાય ધીરો લાગે છે, છતાં તે સર્વની પૂંઠે લાગેલો જ છે, અને જ્યારે તે અન્યાયીના શિર પર ઉતરે છે ત્યારે અંતિમ અને સર્વનાશક હોય છે.

મૅકસ્વીનીએ પોતાની લોર્ડ મેયરની જગ્યા પૂરી રીતે શોભાવી. અસલના રહી ગયેલા દુર્ગુણોને એણે વાળીઝુડીને કાઢી નાંખ્યા અને એને સ્થાને વ્યવસ્થા અને નીતિની જમાવટ કરી. સવારના ૧૦ થી રાતના ૧૦ વાગ્યા સુધી એ મ્યુનિસિપલ હોલમાં બેસી લખ્યા કરતો, હુકમો આપ્યા કરતો અને બપોરે દોઢ કલાક જ ખાવા માટે ઘેર જતો.

## સાતમી અને છેલ્લી ધરપકડ

૧૯૨૦ ના ઓગસ્ટ માસની ૧૨ મી તારીખે ગુરૂવારે રાતના ૭–૪૦ વાગ્યે કોર્કના મ્યુનિસિપલ હોલ

* મૉડર્ન રીવ્યુ, નવેમ્બર, ૧૯૨૧.

પર પોલિસનો દરોડો પડ્યો. મેકસ્વીની અને બીજા દશ માણસોને પકડવામાં આવ્યા. પ્રજાકીય પંચાયતને ઉડાડી દેવામાં આવી. રાતના ૧૧-૩૦ વાગ્યે ફરી દરોડો પડ્યો. મેકસ્વીનીના મેજના ખાનામાંથી કેટલાંક કાગળીઆં જપ્ત કરવામાં આવ્યાં. બધા કેદીઓએ વિરોધ દર્શાવવા લાંઘણ શરૂ કરી. આથી મેકસ્વીની સિવાયના બીજા કેદીઓને ત્રણ દિવસ રાખી છોડી દીધા. મેકસ્વીની પર ૧૬ મી આગસ્ટે લશ્કરી અદાલત આગળ કેસ શરૂ થયો. અને પોતાનો કોઇ વકીલ છે કે નહિ, એ સવાલ પૂછાતાં પોતે જણાવ્યું×.—

આપની આ કેસ ચલાવવાની કાર્યવાહી વિષે મારે બે શબ્દ કહેવા છે. હકીકત એ છે, કે હું કોર્કનો લોર્ડ મેયર અને ચીફ મેજીસ્ટ્રેટ છું. હું જાહેર કરૂં છું, કે આ કોર્ટ ગેરકાયદેસર છે, અને જેઓ એના કામકાજમાં ભાગ લે છે, તેઓ આયર્લેન્ડની પ્રજાકીય સરકારના કાયદા મુજબ પકડાવાને પાત્ર છે. ”

ફરીથી પૂછવામાં આવ્યું. “ તમને કોર્ટના ન્યાયાધીશો પ્રત્યે વાંધો છે ? ”

લોર્ડ મેયરે જવાબ આપ્યો:

“ મેં કહ્યું તેમાં બધાનો જવાબ આવી જાય છે. ”

વળી ફરીથી પોતાનો કેસ રજૂ કરવાની માગણી થતાં, લોર્ડ મેયરે જણાવ્યું.

“ આપને અંગત કંઇ પણ કહેવાની મારી ખ્વાહિશ નથી, છતાં હું આપને જણાવું છું કે આપ આવા સવાલો પૂછીને ગુનો કરી રહ્યા છો. ”

“ આપને જે કાંઇ હકીકત રજૂ કરવી હશે તે લખી લેવામાં આવશે. ”

“ હું બોલું છું તેમાંથી એક અક્ષર પણ લખવાની જરૂર નથી. એ તો આ કાર્યવાહીને મહત્વ આપી મનાય. ”

સારજન્ટ મેજર બેઈલીએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે:

“ મેં એમનો પટો કાઢવા માંડ્યો એમણે કહ્યું કે ‘પટો નીકળતાં પહેલાં તો મારો જાન નીકળશે.’

“ તો તમે પટો ન કાઢ્યો કે ? ”

“ પટા સિવાય, સાહેબ બધું કાઢ્યું. ”

આ પછી સરકારી પ્રોસીક્યુટરે પોતાનો પક્ષ રજૂ કર્યો, અને તે પૂરો થયો એટલે પ્રેસિડેન્ટે લોર્ડ મેયરને પૂછ્યું, “તમારે કાંઇ કહેવું છે ?” લોર્ડ મેયર જવાબ આપવા પોતાની જગ્યાએથી ઉભા થયા એટલે પ્રેસિડેન્ટે કહ્યું:

“ મિ. મેકસ્વીની, બેસીને બોલો. ”

“મને ઉમેદ છે કે આ કાર્યવાહી પૂરી થાય ત્યાં સુધી તો હું મારા પગ પર ઉભો રહી શકીશ, અને પછી શું થશે એની મને પરવા નથી. જો હું એક માત્ર ખાનગી વ્યક્તિ હોત તો હું આપને એક શબ્દ પણ કહેવાની જરૂર ન જોત પણ હું જે હોદ્દો ધરાવું છું, તે હોદ્દાની રૂએ મારે આપને બતાવી દેવું જોઇએ કે આપ ઉપરી અમલદારોની સલાહથી વર્તો છો એથી આપની જવાબદારી રતિભાર ઓછી થતી નથી............”

આ પછી ૧૫ મિનીટની રજા પડી અને તે દરમ્યાન મિસીસ મેકસ્વીનીએ લોર્ડ મેયર સાથે ગેલીક ભાષામાં વાતચીત કરી. તે પછી પ્રેસિડેન્ટે જાહેર કર્યું, કે તહોમતદારને પહેલા આરોપ માટે છોડી મૂકવામાં આવે છે, અને બીજા, ત્રીજા અને ચોથા આરોપ માટે ગુન્હેગાર જાહેર કરવામાં આવે છે. લોર્ડ મેયરે કહ્યું:

“ હું જણાવવા માગું છું કે આપ સજાની જે કાંઇ મુદત ઠરાવશો એની મેં પહેલેથી જ હદ બાંધી લીધી છે. મેં * ગુરૂવારથી જ ખાવાનું છોડી દીધું છે અને એથી હું એક મહિનામાં જ છૂટો થઇ જવાની ઉમેદ રાખું છું.”

× ધી કોર્ક એકઝામીનર, તા. ૧૭ ઓગસ્ટ, ૧૯૨૦.

* તા. ૧૨ ઑગસ્ટ, ૧૯૨૦.

"એટલે શું સજા થતાં તમે ખોરાક લેવાની ના પાડશો?"

"હું તો માત્ર એટલું જ કહું છું, કે આપની સરકાર અમે તે કરે, મેં તો મારે મારી સજાની શરતો નક્કી કરી લીધી છે. એક મહિનામાં હું, જીવતો કે મૂઓ, છૂટો થઈશ."

છેવટે લૉર્ડ મેયરને ૨ વર્ષની સજા કરવામાં આવી.

## બ્રિટિશ જેલ

બુધવારે તા. ૧૮ મીએ પરોઢના ચાર વાગે મૅકસ્વીનીને લંડન લાવી બ્રિક્સ્ટન જેલના સુપ્રિન્ટેન્ડન્ટને હવાલે કર્યો. એ જાણતો હતો, કે એને છોડે, તો સરકારને બધા કેદીઓને છોડવા પડે તેમ હતું, અને સરકાર તેમ કરવા તૈયાર નહતી. છતાં એનો નિશ્ચય ડગ્યો નહિ. આયર્લૅન્ડની સ્વતંત્રતાને ખાતર પોતાના જીવનની પળે પળ આપવાનો એણે દૃઢ નિશ્ચય કર્યો હતો.

## અપવાસ અને મૃત્યુ

મૅકસ્વીનીને બ્રિક્સ્ટન જેલમાં લાવ્યા, ત્યારે એને સાત દિવસના અપવાસ થઇ ચૂકયા હતા. હવે ચાલવાની તેનામાં બિલકુલ શક્તિ ન હતી. આથી એને જેલની ઇસ્પિતાલમાં દાખલ કર્યો. ઇસ્પિતાલના જે વૉર્ડમાં મૅકસ્વીનીને રાખ્યો તે ૪૦ ફુટ પહોળો અને ૬૦ ફુટ લાંબો હતો. ૧૯૧૬ માં રોજર કેસમેન્ટને આજ વૉર્ડમાં રાખેલો. વૉર્ડમાં ૭ ખાટલા હતા. ડાબા હાથના ખૂણામાં, એક ખાટલામાં મૅકસ્વીની સૂતો. બીજા બધા ખાટલા ખાલી હતા. શુક્રવારે ૨૦ મી તારીખે મૅકસ્વીનીનાં સ્ત્રી અને બ્હેન તેને મળવા આવ્યાં. સાથે ફાધર ડોમીનીક પણ હતા. મૅકસ્વીનીમાં હવે બેઠા થવાની શક્તિ નહતી. ખાટલામાં રહ્યાં રહ્યાં જ એણે તેમનું સ્વાગત કર્યું. મરવાને માટે તે તૈયાર હતો પણ અધીરો થયો નહોતો. મરતાં પહેલાં આયર્લૅન્ડને સ્વતંત્ર જોવાની–દુનિયાના બીજા દેશોના વાવટાઓની સાથે આયર્લૅન્ડના વાવટાને પણ ઉડતો જોવાની તેને હોંસ હતી. પથારીમાં પડયાં પડયાં જીવવું એને માટે હવે સુખપ્રદ નહતું, છતાં એના જીવવાથી આયર્લૅન્ડને લાભ હતો એ તે જાણતો. એટલે જ છેવટના શ્વાસ પર્યંત એણે પોતાનું જીવન આયર્લૅન્ડને અર્પણ કર્યું હતું.

દિવસો જતા ગયા તેમ એનું શરીર ધીરે ધીરે ક્ષીણ થતું ચાલ્યું. કાનમાંથી પરૂ વહેવા માંડયું, અને આખો દિવસ પથારીમાં ચતાપાટ સૂઈ રહેવાથી પગ અને શરીરના બીજા અંગોમાં લોહી ફરતું બંધ થયું. વખત જતાં ખભા પર અને પીઠમાં એને ચાઠાં+ પડયાં, અને ઘુંટણોમાં લોહી સૂકાઈ જવાથી સાંધાઓ જકડાઇ ગયા. આને લીધે પગ વળતા નહિ અને પાસું ફેરવાતું નહિ. એટલે ચોવીસે કલાક એમને એમ નિશ્ચેષ્ટ, હાલ્યાચાલ્યા વિના ઇસ્પિતાલની સિલિંગ સામે એકસરખી નજર માંડી પડયાં રહેવું પડતું. દિવસો બહુ ગયા, તેમ જીવનબળ નિસ્તેજ થયું; છાતીમાં શૂળ, અને માથાના ચસકા શરૂ થયા, અને કાન બહેરા થવા લાગ્યા. ધીરે ધીરે આંખે પણ ઝાંખી વળવા લાગી અને માણસ પાસે આવે તોયે ઓળખવું મુશ્કેલ થઈ ગયું. ઇસ્પિતાલના દાક્તરો પાસે આવી સમજાવવા લાગ્યા, કે 'જીવતો નર ભદ્રા પામે'! બે વરસ તો ઝપાટામાં ચાલ્યાં જશે અને બહાર નીકળીને તે આયર્લૅન્ડની કેટલીયે સેવા બજાવી શકશે! પણ એથી મૅકસ્વીનીનો નિશ્ચય ચડ્યો નહિ. એ તો માત્ર તેઓ જે કહે તે મૂગે મ્હોડે સાંભળ્યા કરતો ઇસ્પીતાલમાં ફાધર ડોમીનીક પ્રભુને પ્રાર્થના કરાવવા તેની પાસે આવતા, ત્યારે તે કૉર્કની જેલમાં હતા તેની અને બીજા જુવાનોની વાત કાઢતો. આટલા દુઃખમાં પણ તે તેમને ભૂલ્યો નહોતો. તેમનું નામ દેતાં તેના મ્હોં પર નૂર છાઇ જતું, અને તે ફાધરને ખભે હાથ મૂકી કહેતોઃ "જ્યાં સુધી આપણી પાસે આવા જુવાનો છે, ત્યાં સુધી કાંઇ બ્હીવાનું નથી. અંગ્રેજો કરતાં, ભણેલાંઓ કરતાં–દુનિયામાં પ્રતિષ્ઠિત ગણાતા આ દાક્તરો કરતાં તેઓ હજાર દરજ્જે ઉચ્ચ છે."

---

+ Bedsores.

દરરોજ ફાધર ડોમીનીક તેની પથારી પાસે ઘુંટણીએ પડી પ્રભુને પ્રાર્થના કરતા અને મેકસ્વીની એ પરમકૃપાળુ પ્રભુના ગુણુ ગાતો, કે એણે એની પર મહેરબાન થઇ એની સમક્ષ હાજર થવાને આટલા બધા દિવસની તૈયારી કરવાનો વખત આપ્યો છે. થોડા દિવસ ભૂખ્યાં રહ્યા પછી ખાવાની ઇચ્છા મરી જાય છે, એવો કેટલાક લોકોનો અભિપ્રાય છે. ફાધર ડોમીનીકે મેકસ્વીનીને પૂછ્યું, કે "તમને ખાવાની ઇચ્છા થાય છે કે ?" તેણે જવાબ આપ્યોઃ "ન્હાના એક પ્યાલા માટે હું ૧૦૦૦ પાઉંડ આપવા તૈયાર છું."

છેવટના દિવસોમાં જેલના અધિકારીઓએ મેકસ્વીનીની બે બ્હેનોને જેલમાં આવતી બંધ કરી, એટલે ફાધર ડોમીનીકની સાથે મેકસ્વીની બધો વખત પ્રભુપ્રાર્થના કરતાં, ઇશ્વરના ધ્યાનમાં નિમગ્ન થઈ રહ્યો. ધીરે ધીરે આ જગતનું ભાન ભૂલાવા લાગ્યું, અને એનીએ સમાધિમાં એ બેશુદ્ધ થઇ ગયો. દાક્તરો તે પ્રજાના આત્માના ઉંડા મંથનકાળમાં જે ઉપવાસ થયા હોય તે ક્યાંથી સમજે ! એમણે મેકસ્વીની બેશુદ્ધ હતો ને નાકવાટે નળી મૂકી દૂધ રેડયું ! મેકસ્વીનીનો ઉગ્ર આત્મા આ અત્યાચાર સહન કરી શકે એમ ન હતું. એટલે શુદ્ર લોકોના પ્રયત્નને તરછોડતો એ આ જગતથી દૂર જઈ વસ્યો. તા. ૨૫ મી અકટોબરને સોમવારે ટેરેન્સ મેકસ્વીની ૭૪ દિવસનો અપવાસ કરી બ્રિટિશ કારાવાસમાંથી મુક્ત થયો, અને પોતાની અને પોતાના દેશની અમર કીર્તિ જગતની આગળ મૂકતો ગયો.

એનું મૃતશરીર બ્રિટિશ સરકારે બ્લેક અને ટેન્સના પહેરા નીચે કોર્કમાં પહોંચાડયું. બીજે દિવસે એ મ્યુનિસિપલ હોલમાં ખુલ્લું મુકવામાં આવ્યું અને કોર્કના તમામ સ્ત્રીપુરૂષો અને બાળકો પોતાના લોર્ડમેયર અને ચીફ માજીસ્ટ્રેટનાં છેલ્લાં દર્શન કરવા હારબંધ, એક પછી એક એક, બારણેથી દાખલ થયાં, અને મૃત શરીરનાં દર્શન કરી, કૃતાર્થ થઇ બીજે બારણેથી બહાર નીકળ્યાં. તા. ૩૧ અકટોબરને રવિવારે કોર્કના બીજા લોર્ડ મેયર ટેરેન્સ મેકસ્વીનીનું પહેલા લોર્ડ મેયર-ટોમસ મેકકર્ટનની કબર પાસેજ દફન કરવામાં આવ્યું. આજે તે બન્ને કબરો કોર્કના કબ્રસ્તાનમાં આયર્લેન્ડની પ્રજાના નિશ્ચયની પ્રતિમા સમી ઉભી છે, અને જોનાર પથિકને બ્રિટિશ સલ્તનતના જુલમની યાદ આપે છે.

નંદલાલ મણિલાલ શાહ.

# ઈંગ્લંડના પ્રજાકીય સાહિત્યનો આદિ કવિ

" જે સ્વાતંત્ર્યપ્રેમ તથા સત્યાગ્રહના પ્રતાપે ઈંગ્લન્ડે ઇ. સ. ૧૩૮૧ નો બળવો કર્યો, વિક્લિફ જેવા નિડર ધાર્મિક સુધારકમાં ઝનૂન ઉત્પન્ન કર્યું, તથા બીજા યુગમાં પહેલા ચાર્લ્સનો નાશ કરી, 'પ્યુરિટન' લોકો દ્વારા, પ્રજાતંત્ર સ્થાપ્યું, તે સર્વ હૃદયબળનું સૂક્ષ્મ બીજ લેંગલેન્ડના કાવ્યમાં આપણે જોઇ શકિયે છિયે. " જે. જુસિરાન્ડ.

યુગ યુગમાં સાહિત્યસરિતા વિવિધ રંગો ધારી વહ્યાં કરે છે. ઉપરના આકાશમાં ક્ષણક્ષણમાં રંગ પલટાય, તેમ નીચેના પ્રવાહમાં, જૂજવી જાતના રંગો આપણને મોહિત કર્યા જ કરે છે. એટલે, સાધારણ રીતે, જ્યારે કવિઓ, કલાકારો, પોતાની આગળ મહારાજાઓના, અમીર ઉમરાવોના આદર્શો ધારણ કરે છે, ત્યારે તેમનાં વિવિધ વિલાસવાળાં જીવનનું, તથા અનેક રંગે રંગાએલા અનુભવોવાળી કૃતિઓનું આબેહુબ પ્રતિબિંબ આપણે કવિતા કે કલામાં જોઈએ છિયે. કલા અને કવિતાને કહેવાતા મહોટા માણસોનો મોહ હંમેશ ભારે હોય છે, રાવરાયા, ઠાકોરો, સરદારો, ને ભારે અમલદારો કેવા પ્રપંચો રમતા, કેવા વિલાસોમાં ગુલતાન રહેતા, કસોટીના પ્રસંગોમાં કેવા જાદુઇ તરંગો અનુભવતા તથા ઇતિહાસનાં પાનામાં પ્રેમ અને દ્વેષનાં કેવાં તરેહવાર પૂર વહેવડાવતા, વગેરે વિષયોમાં મોટે ભાગે કવિઓ પોતાનું રસપૂર છોળે ઉછાળતા દે છે. ઇંગ્લન્ડના સર્વોત્તમ કવિ શેક્સપિયર પણ સામાન્ય લોકોનાં જીવન કરતાં રાજકુટુમ્બો તથા અમીરકુટુમ્બો ઉપર હંમેશ વિશેષ પ્રકાશ પાડે છે. એના દરેક જાણીતા નાટકનાં નાયક અને નાયિકા કોઈ ભવ્ય, ખાનદાન કુટુમ્બનાં જ જોવામાં આવે છે. કવિ કાલિદાસ પણ રઘુવંશના તેજસ્વી મહારાજાઓનાં રમણીય ગીતો ગાય છે; તથા રાજવંશી દુષ્યન્ત અને શકુન્તલાના પ્રેમ ઉપર વારી જાય છે. આમ હોવાથી, ચોપાસ, ઉમરાવશાહી કવિતા ( Aristocratic Poetry ) નું સામ્રાજ્ય પ્રવર્તતું જોવામાં આવે છે. આ તે એક પ્રવાહ થયો.

બીજી બાજુ, બીચારી લોકશાહી કે પ્રજાકીય કવિતા (Poetry of the Demos) નો ઝરો સુકાઇ જઇ, કોઇવાર અરણ્યમાં એકાએક ગૂમ થઇ જતો દેખાય છે. કડિયા, સુતાર, લુવાર વણકર, ગોવાળ, સામાન્ય ખેડુત, કે અંત્યજનાં સાદાં સરળ અને પરગજુ જીવન ઉપર પ્રમાણમાં કેટલાં થોડાં કાવ્યો લખાયાં હશે ! બાકી સૃષ્ટિમાં નવાબો અને અમીરોની સંખ્યા તો નહિ જેવીજ ગણાય; પણ આમ લોકો ( masses ) ના સંખ્યાબંધ રાફડા ફાટેલા ચોપાસ જણાય છે. કવિ અને કલાકાર કહેશે કે આવાં ક્ષુદ્ર જીવનોમાં કશી મહત્તા નથી, કશી વિશિષ્ટતા નથી, કશી ગુપ્તતા કે અલૌકિકતા ( Rmance ) નો અંશ નથી; સામાન્ય માણસોનાં ધરગથુ જીવનની તદ્દન સરળ રહેણીકરણીમાંથી તે કલાચિત્ર માટે શું પસંદ કરવા જેવું હોય ? અને અદ્ભુત પ્રસંગોની પસંદગી વિના રસનિષ્પત્તિ શાની થઇ શકે ? વળી, બિચારાં પામર માણસો તો ગાડરીઆ પ્રવાહમાં, રાજા કે કોઇ વીરનાયક મંત્રી બની, યંત્ર વગાડે, તેમ દોરાય છે; સર્વ પાત્રોનો સૂત્રધાર તો કોઇ પ્રભાવશાળી વીરનર હોય છે. આમ છતાં બીજી બાજુથી, આપણે એમ કહી શકિયે કે એ બધું તો

આદું, પરંતુ, કવિતા એ જીવનબિંબનું જો પ્રતિબિંબ હોય, તો મહા જીવનસાગરની ઉપેક્ષા કરવી એને ઘટતી નથી. અને કોઇ પણ મહાપ્રજાની ઉત્ક્રાન્તિ ને સ્વાતંત્ર્ય ભાવનાનું જો સાહિત્ય પૂરૂં પ્રતિબિંબ ના પાડે, તો તે સાહિત્ય એકદેશીય અને નિર્બળ બની, નષ્ટપ્રાય થાય છે. દાખલા તરીકે, અમેરિકા જેવા ખંડનો સ્વાતંત્ર્ય-ઇતિહાસ સુવર્ણ અક્ષરે લખાયો છે; પણ, તેમાં વીરોનાં ઉજ્વળ પરાક્રમો સાથે અમેરિકાની પ્રજાના પોતાના આત્મબળના ને ધર્મ-યુદ્ધના ભગીરથ પ્રયત્ન, તથા અંતિમ સિદ્ધિ પણ સમાયાં છે; હવે જો આ પ્રજાકીય મહાધ્વનિનો પૂર્ણ પ્રતિધ્વનિ તે સાહિત્યમાં ના સંભળાય તો પછી એ સાહિત્ય શું આત્મહત્યા કરવા તત્પર નથી બનતું !

આથી, કવિતાના મહાનદને એક દૃષ્ટિબિન્દુથી, બે વિભાગમાં વહેંચી નાંખીએ, તો જણાશે કે ઉમરાવ લોકોના જીવનના શોખીન કવિયો (૧) તત્ત્વ-દર્શન કરતાં આલેખનસૌન્દર્ય ઉપર વિશેષ લક્ષ આપે છે. પ્રચલિત નિયમોને, શિષ્ટાચારોને અણઘટતું વધારે માન આપી, બહારના રીતરિવાજો સાચવવા તરફ ઘણું ચિત્ત રાખે છે. આને લીધે, નાટકોમાં, મહાકાવ્યોમાં, ચિત્રોમાં, તથા, સ્થાપત્યકલા, શિલ્પકળા કે સંગીતકલાતાના નમૂનાઓમાં મુકરર નિયમો પ્રમાણે જ આલેખનવિધિ સાધવામાં આવે છે. તેમાં વળી, રોમના ઑગસ્ટસના યુગમાં કે ફ્રાન્સના ૧૪મા લૂઇના યુગમાં, કલાશાસ્ત્રના કરેલા નિર્ણયો, તથા તે સમયના શિષ્ટાચારો તથા બાહ્ય આડંબરો વગેરે પ્રભુના ઘરના નિયમો હોય તેમ ઘણીવાર પાળવામાં આવે છે. આ ઉપરાંત, ( ૨ ) ઉમરાવોને લગતી કવિતામાં, વ્યક્તિઓની તથા પ્રસંગોની ચૂંટણી ઉપર ઘણુંજ લક્ષ અપાય છે. 'આ ઉચિત છે, આ અનુચિત છે' વગેરે વાટાઘાટમાં કળાકારનું મન વમળે ઘણીવાર ચઢે છે. આ વમળમાં ઘણીવાર રમણે ચઢતાં, તેના વક્તવ્યમાં સિદ્ધિ, સચોટતા કે તાદૃશ્યતા પૂરેપૂરી આવી શકતી નથી. વારે વારે કાવ્યશાસ્ત્રોનાં નિયંત્રણ વડે, સંયમ કેળવ્યાથી એ કવિતામાં વધારે પડતી કાવકારા, ઠંડક કે નિર્જળતા પણ આવી જાય છે. કેટલાક ભવ્ય કે સુંદર પ્રસંગો, મધ્યમ વર્ગના લોકો (Middle classes) માંથી થોડા કવિઓ પસંદ કરે છે; બાકી સમસ્ત લોકસમૂહના જીવનનું નિરૂપણ કરવાનું ભાગ્યેજ કોઇ કવિ ઠીક ધારે છે. હાસ્યજનક નાટકોમાં, ઘણીવાર, આપણે જોઇયે છીયે, કે- મોટા અમીરો સામાન્ય મનુષ્યો તરફ અતિશય તિરસ્કારથી જોઇ, તેમનું અપમાન કરે છે; પણ, ખાનગીમાં, તેમનીજ કુળ-સ્ત્રીઓની સાથે પ્રેમપ્રપંચજાળમાં ગૂંથાઇ જાય છે. ફક્ત ગંભીર નાટકોમાં કે ઉચ્ચ મહાકાવ્યોમાં વીર નાયકો તથા સૌન્દર્યપૂર્ણ નાયિકાઓનું જે આલેખન થાય છે, તેમાં આપણે ઉમરાવશાહી યુગની સાચી ખાનદાની જળવાએલી જોઇયે છિયે. અને, તે ઉપરાંત, ( ૩ ), ઉમરાવશાહી કલાસ્વામીઓની ભવિષ્યદૃષ્ટિ કુંઠિત હોય છે; એટલે ભૂતકાલનાં કીર્તિગાન ગાવાની અતિશય હોંસ હોય છે. એમના જેવા આત્મશ્રેનાપી બીજા ભાગ્યેજ હોય છે. તેઓ મક્કમરીતે એમ માને છે કે 'જે છે તેજ સારૂં છે'; અને બાપદાદાનો વારસો બરાબર જાળવીને બેસી રહ્યા એટલે 'ગંગા નાહ્યા !' આ ન્યાયે ડૉ. ડાઉડન સ્પષ્ટીકરણ કરે છે તેમ, જ્યારે, ઐતિહાસિક કલ્પના સમૃદ્ધિવાળો સર વૉલ્ટર સ્કૉટ ઉમરાવશાહી કલાનો પ્રતિનિધિ છે, ત્યારે, સનાતન સૌન્દર્યને સદા શોધતો શૈલિ, લોકતંત્રની કે પ્રજાકીય ભાવનાનો, આશા, શ્રદ્ધા અને કોડથી ભરેલો કવિ છે.

ઉપર ગણાવેલી ત્રણે બાબતોમાં પ્રજાકીય સાહિત્ય આપણને તદ્દન સામા પક્ષનું સ્મરણ કરાવે છે. એટલે કે, આલેખન વિધિમાં કશો જ શિષ્ટાચાર પાળવાની જરૂર પ્રજાકીય કવિ જોતો નથી. લેખન-શૈલિમાં કશા ખાસ નિયમોની જરૂર એને જણાતી નથી; તથા, કોઇ પણ મહાન વિવેચકના કે કાવ્યશાસ્ત્રીના શબ્દો એ વેદવાક્ય તરીકે સ્વીકારતો નથી. એ તો એમ માને છે, કે દરેક યુગ પોતપોતાને અનુકૂળ કાયદાકાનનો ઘડી લે છે. લોકમત કે પ્રજાકિય મત એજ સાચી સર્વોપરી સત્તા ધારણ કરી શકે

છે; અને લોકમત તો વ્યક્તિગત સ્વાતંત્ર્યને માન આપનારો છે જ, તેથી, પ્રત્યેક પ્રતિભાશાળી વ્યક્તિ પોતાનો આત્મનિર્ણય કરી, પ્રજાકીય આદર્શોને, યોગ્ય લાગે તેમ, કવિતામાં ઉતારી શકે છે. આ તત્વનો એક ઉત્તમ નમુનો અમેરિકાનો ઓગણીસમી સદીનો મહાકવિ વૉલ્ટ વ્હિટમેન.

લોકસમુહનાં જીવન તથા કૃતિઓની દૃષ્ટિથી અંગ્રેજી પ્રજાકીય સાહિત્ય આપણે તપાસીશું, તો જણાશે, કે ઇ. સ. ચૌદમી સદીમાં જ્યારે મધ્યકાલીન યુગ પ્રવર્તતો હતો, ત્યારે આમ વર્ગના પ્રચંડ પ્રતિધ્વની સમો લેંગલેન્ડ કવિ થયો. લોકસમુહને લગતા અંગ્રેજી સાહિત્યમાં એનું આદિ કવિ તરીકે, અગ્રસ્થાન હોવાથી આપણે જો એના જીવન, કવન તથા સંદેશની સમાલોચના કરીશું, તો આમ વર્ગને લગતી કવિતાનો આપણે આબેહુબ ને સુંદર ખ્યાલ આવી શકશે. આવા હેતુથી આપણે લેંગલેન્ડનો યુગ એનું જીવન એની કવિતાનું તાત્પર્ય તથા એનો અંતિમ ઉદ્દેશ હમણાં તપાસીએ. આટલું આ લેખમાં વિચારી ગયા પછી પ્રજાકીય ભાવનાનો કે લોકતંત્ર કે સ્વાતંત્ર્યની ભાવનાનો સાહિત્યમાં વિશેષ વિસ્તાર ચર્ચવા માંડીશું.

એ મધ્યકાલીન યુગમાં પ્રેમ–સેવા ( *Chivalry* ) ના આદર્શો પ્રવર્તતા હતા. તે સમયે ઉમરાવશાહી ( Feudalism ) નો દોર ને દમામ કંઇ ઓરજ હતાં. ખેડુતો શાંતિના સમયમાં ખેતી કરતા, પરંતુ જ્યાં યુદ્ધના શંખ ફૂંકાય, ત્યાં તરતજ બખ્તર–વજ્રની સાંકળી પહેરી, પોતાના વતનદાર ઉમરાવોની સેવામાં, ભર રણમાં, હોંસભર્યો ઝૂઝતા. આ યુગમાં રાજાઓ તરફ માન તથા પ્રેમ અદ્ભુત હતાં. આ યુગની પૂર્ણ જાહોજલાલીમાં 'બીઓવુલ્ફ' તથા 'કેડમોન' નાં ઉમરાવોને જ લગતાં કાવ્યો ગવાયાં હતાં. પરંતુ ઇ. સ. ૧૨૧૫ માં જોન રાજાને 'મેગ્ના કાર્ટા' ઉપર, પણ લોકમતના દાબને વશ થઇ, કમને, સહી કરવી પડી, ત્યારથી જ ઈંગ્લંડમાં લોકતંત્રની ગીતાનું પ્રથમ પાનું ખુલ્યું હતું. તોપણ રાજા અને અમીર–વતનદારો આમ વર્ગ ઉપર અણઘટતી સત્તા ભોગવી તેને કેટલીક રીતે છૂંદતા. ત્રીજા એડવર્ડના રાજ્યમાં બહારથી રાજ્ય દરબારનો ભભકો તથા સત્તાનો દોર અઢળક હતો, પરંતુ લન્ડનની જ અંદર ગંદકી, ધમાલ તથા અંધકારના થર જામેલા હતા. રાજાની સત્તાને તાબે થઇ ફ્રાન્સમાં મહાસુભટો મહાભારત યુદ્ધ કરી રહ્યા હતા. અમલદારો ને સરદારો ( *Knights* ) ની સત્તા એટલી બધી હતી, કે તેઓ ધારે તે કરી શકતા. પરંતુ અનેક સૈકાથી ભારે બોજામાં જકડાઈ ગયેલા લોકસમુહમાં કંઇક નવજીવન આવવા લાગ્યું હતું. રાજ્યર્નાઃ લડાઇઓમાં સ્વતંત્ર ખેડુત, પાયદળ આણાવળી સૈનિક સબળ બન્યો, કહેવાતા સરદારો નિસ્તેજ થવા લાગ્યા. પ્રજાકીય જાગૃતિ આ સમયે કેવી હશે તે આમની સભા (House of Commons) સ્થપાવાથી આપણે સમજી શકીશું. લોકોની મુશ્કેલીઓની પરંપરા વધતી જ ચાલી હતીઃ ઘણી લોહીની નદિયો વહ્યા પછી કેસી અને પોઇટિયર્સ જેવી લડાઇઓ જીતાઇ ! એનો મોટો ખર્ચ પૂરો પાડવા ભારે કરવેરાના બોજા તળે પાછા ગરીબોને કચર્યા ! ત્યાં ૧૩૪૮ માં પ્લેગ વિજયી સિપાઇયોની સાથે આવ્યો; એટલે કાળની વીંઝતી પાંખના ઝપાટામાં હજારો માણસો આવી ગયાં. ત્યાં અધુરામાં પૂરો, ભારે દુષ્કાળ એવો તો સખ્ત આવ્યો કે--

> 'શ્રીમાન કંઈ યાચક થઇ ગયાને,
> ભૂખે મરી કંઇક ગયા ગરીબો.'

હિંદુસ્તાન હાલ અનેક ઉપાધિમાં ભરડાઇ ગયું છે, તેમ ઇંગ્લન્ડ, આવી જીવલેણ મુશ્કેલીઓમાં અત્યંત કકળી ઉઠયું, અને પરિણામે, ધીરજ ખૂટવાથી લોકોએ 'સ્વાતંત્ર્ય તથા સમાન હક' માટે ઝુંબેશ આદરી ! આવા દુઃખના સમયે લોકોને પુરાતનકાળનાં નર્યાં સૌન્દર્યો પૂજવાનું મન થયાં જ કરે છે. સૃષ્ટિના એ આદિ યુગમાં જ્યારે આદમ ખેતી કરતો અને ઇવ સૂતર કાંતતી, ત્યારે પૃથ્વી ઉપર સહુના હક સમાન હતા, અને પરમાત્મા ક્ષણેક્ષણે પ્રત્યક્ષ થતો ! × × પરંતુ આવી આધિ, વ્યાધિ તથા ઉપાધિમાં ત્રાસી જઇ, ગરીબ, મહેનતુ

શરવીર ખેડુત પ્રજાએ રાજ્ય સામે ઝુંબેશ ઉઠાવી. આ યુગનો સાચો પ્રતિધ્વનિ જોન બૉલ નામના ધર્મશાસ્ત્રીમાં જોવામાં આવે છે. કેન્ટરબરીના મઠોમાં, એને સાંભળવા લોકો, કીડિયારાની માફક, ઉભરાતા. સમસ્ત દુનિયાના નવજીવનની કે પુનરોદ્ધારની ભવિષ્યવાણી પોકારતો હોય, એમ બૉલ ગર્જના કરતો કે:—" આપણે સામાન્ય વર્ગે એવાં શાં પાપ કર્યાં છે, કે આપણે આમ, આવી ગુલામીમાં જ સડયાં કરવું? શું એકજ માતપિતાનાં આપણે સર્વે સંતાન નથી? આપણે ખેતી કરી, કાંતી, વણીને પૂરૂં ખાવાપીવા પણ ના પામીએ, અને આપણા લોહીતરસ્યા અમીર ઉમરાવો કેવા મોજશોખ ને રંગરાગમાં ગુલતાન બની રહ્યા છે?"–અલબત, આવાં ભાષણોથી કેટલાક એને ચક્રમ કહેતા; અને એ હાલના બોલ્શેવિક જેવો પણ હતો. છતાં આ પ્રચંડ માનવધ્વનિમાં વિશાળ સામાજિક સુધારાનાં કેટલાંક મૂળ દેખાય છે. આવો જ કંઇ સંદેશ લેંગલેન્ડ પોતાના મહાકાવ્ય 'પીઅર્સ પ્લાઉમેન'માં કહી રહ્યો છે. આ ચૌદમા સૈકાના સાહિત્યના મહાયુગમાં, એક બાજુથી, રાજકવિ ચૉસર મહારાજા ને ઉમરાવોને લગતી કવિતામાં એક્કો બની, ફ્રાન્સની ફેશનનું સ્વતંત્ર રીતે અનુકરણ કરે છે; ત્યારે, બીજી બાજુથી, ગરીબોની દાઝવાળો લોકકવિ લેંગલેન્ડ લોકભાવનાને પ્રજ્વલિત કરી, અમર બનાવે છે; અને ત્રીજી બાજુથી, નિડર સાધુ, સત્યપ્રચારક વિક્લિફ્ ભીષ્મ, ધાર્મિક સુધારા (Reformation) તરફ યુરોપની ભાવિપ્રજાને સબળ રીતે દોરી રહ્યો છે.

લેંગલેન્ડના જીવન ઉપર અજબ અંધકાર છવાઇ રહ્યો છે. કંઇ કંઈ સત્યશોધકોએ કેટલાંક સબળ અનુમાનો ઉપરથી કેટલીક જીવનરેખાઓ ઉપજાવી કાઢી છે. એમ જણાય છે, કે એ કવિ વેલ્સના એક નાના ગામડામાં, ઘણા ગરીબ કુટુમ્બમાં ૧૩૩૨માં જન્મ્યો હતો. માલવર્નની ટેકરીઓનો એનો ઉમળકા ભરેલો પ્રેમ એના વ્હાલા વતનનું સ્મરણ તાજું રાખે છે. બાળપણમાં સાધુસન્તોના મઠમાં એણે કેળવણી કે તાલીમ લીધી હતી. ત્યાં એને ધાર્મિક શિક્ષણ તથા શરીરની તાલીમ સારી રીતે મળ્યાં હતાં, ત્યારથી જ જ્ઞાનની મહત્વાકાંક્ષા એ બાળકમાં જન્મી હતી. સંયોગોના બળથી એ આગળ વધી શકયો નહીં, છતાં જીવનના વિવિધ અનુભવની શાળામાં એની દૃષ્ટિ (Vision) વિશાળ થઇ હતી. આ શક્તિ સાથે આસપાસનાં સ્ત્રીપુરૂષોનું તાદૃશ્ય ચિત્ર દોરવાની કલા એનામાં વિકાસ પામવા લાગી. સાથે, એના હૃદયની આર્દ્રતા એવી હતી, કે ગરીબોનાં હૈયાં સાથે એ તદ્રૂપતા અનુભવી શકતો. આ શક્તિ, કલા તથા સહૃદયતા સાથે એક વિશિષ્ટતા એનામાં એ હતી, કે તેનામાં મૂળથી અમુક પ્રકારની ઉગ્ર વિરાગભાવનાના બળે કરીને એ જળકમળવત્ જીવન ગાળતો. થોડુંઘણું સંસારનું શિક્ષણ મેળવ્યા પછી એને સત્તા કે લક્ષ્મીની હોંસ રહી નો'તી. એ મોહનો નાશ થતાં, સાત્વિક વૃત્તિઓ પોષાઈ. તેના પરિણામે, પોતે એક સાધારણ પાદરી કે ધર્મગુરૂ તરિકે જીવનકર્તવ્ય આરંભ્યું. પરંતુ વિધિની એવી ક્રૂરતા હતી, કે પોતાની માન્યતા વિરૂદ્ધ, મૃત શરીરો માટે ભજનકીર્તન ગાઈ પેટભરવા વારો એને આવ્યો! કરેલા અપરાધો માટે પ્રભુની શિક્ષા ખમેજ છૂટકો, એમ એ દૃઢ માનતો હતો. પ્રારબ્ધના પૂર સામે કોણ ઝુમી શકે? એટલે શ્રીમંતોની પરવા વિના તોપણ 'નિજાનંદે મસ્ત', સરળ, સુંદર જીવન એ ગાળતો. પ્રભુના આવા નાનકડા પયગંબરને દુનિયા પીછાન્યા વિના 'ગાંડો કે મૂર્ખ' કહી હસી કાઢતી. દિવ્યદ્રષ્ટીવાળા ડન્ટેને રેવેનાના લોકો એવી રીતે હસતા, કે એ ભરેલું શહેર પણ તે મહાકવિને અરણ્ય સમું સુનું લાગતું. આવીજ રીતે લેંગલેન્ડના પણ ઉરના એકાન્ત ભડકા બળતા હતા. ગરીબોનાં ગીતો, તે સમયના ભયંકર રોગો તથા દુષ્કાળોનાં એનાં વર્ણન જેટલાં યથાસ્થિત છે, તેટલાં જ હૃદયદ્રાવક પણ છે. પરંતુ એની પ્રભુ ઉપરની શ્રદ્ધા એવી અનહદ હતી, કે તે કદિ ખૂટતી જ નહિ. એ સાધુ–કવિ, અદ્ભુત–સુંદર 'પીઅર્સ પ્લાઉમેન' નામનું, લોકસમૂહના જીવનના

ઉજ્વળ પ્રતિબિંબરૂપ, મહાકાવ્ય તથા બીજાં કેટલાંક છૂટક કાવ્યો લખી, સીત્તેર વર્ષની ઉમ્મરે પરલોકને પામ્યો.

આપણે આ એના જીવનકાર્યનું એટલે કે પ્રજાકીય ભાવનાશાળી મહાકાવ્યનું, આછું સૂચક પૃથક્કરણ કરવા પ્રયાસ કરિયેઃ–માલ્વર્ન ટેકરિયો ઉપર કવિ પોતે એક પ્રસંગે નિદ્રાવશ થઇ જાય છે; ત્યારે સ્વપ્નસૃષ્ટિમાં પોતે અદ્‌ભુત લીલા જૂએ છે. પોતે એમ ધારે છે, કે કોઇ મહા અરણ્યમાં એ ભૂલો પડયો છે; સંસારની ભૂલભૂલામણી એને મૂંઝવે છે. એટલામાં દૂર, સુદૂર, પૂર્વમાં એક ટેકરી ઉપર એક અદ્‌ભુત, સુંદર મિનારો પોતે જૂએ છે; તેની તદ્દન સામીજ દિશામાં, એક ઉંડું ભયંકર ભોંયરૂં પણ દેખાય છે. આ ઉજ્વળ મિનારા અને ભયાનક ભોંયરાની વચ્ચે, મોટા વિશાળ ચોગાનમાં આખો લોકસમૂહ દર્શન દે છે. દરેક વર્ગના માણસો પોતપોતાના કામમાં મશગૂલ લાગે છે ખરા; પણ કુદરતની વિચિત્ર લીલા એવી છે, કે પ્રત્યેક વર્ગ પોતાના સાચા અંતિમ ધ્યેયને ચૂકેલો જણાય છે. કેટલાક ઉદ્યમી ખેડુતો હળ ખેડતા હતા, અને બીજ વાવતા હતા; પણ એ અથાગ શ્રમનાં ફળ તો ઘણા નિરૂદ્યમી શેઠિયાઓ ઉડાવતા હતા! બીજી બાજુ કેટલાક ભાટ ચારણો સીતાર સાથે આનંતાનમાં ગુલતાન હતા; પણ એમના ઘણાખરા હદ ઉપરાંત વિલાસી હોવાથી, વિષયી ગીતોમાં તલ્લીન બની, ધૈ ચૈકાર કરી રહ્યા છે! ત્રીજી બાજુ, યાત્રાળુ બાવા, સાધુ–સંતો વગેરે પોતાનાં પાપો મહાતીર્થોમાં ધોઇ આવી, ફરિથી એવડાં પાપો તથા જૂઠાણાં આચરવા હોંસથી તત્પર થતા લાગે છે! જવલ્લેજ, કોઇ કોઇ દૂરની ગુફામાં કોઈ રડયોખડયો યોગી સમાધિસ્થ દેખાતો, બાકીના સર્વ જોગી જતિયો અનેક લુચ્ચા–લફંગાની સોબતમાં રખડતા જોવામાં આવે છે! ચોથી બાજુ, વિવિધ પંથના પુરાણીઓ ધર્મશાસ્ત્રો ઉપર પોતાને ઠીક પડે તેવાં ભાષ્યો રચી, બ્હેકારતા હતા! ધર્માચાર્ય પોપ તરફથી એક પાખંડી આશીપત્રકો વહેંચતો હતો; એટલે કે ગમે તેવાં પાપો કર્યાં હોય, પરંતુ નાણાંકોથળી છોડો, તો પછી પોપની અમીવૃષ્ટિ વરસે અને બધુંજ પ્રભુને ઘેર માફ! પછીથી, શ્રીમંતો તો ગમે તેટલાં પાપો કરી શકેને. એ પૈસાનો ઉપયોગ શો? ગરિબોનાં દર્દો ભલે કકળી ઉઠે, પણ કહેવાતા ધર્મગુરૂ, પાખંડી વેચનારા તથા ગામના ગોરમહારાજો એ પૈસા વહેંચી લઇ ગુલચમન ઉડાવવાના! પાદરી લોકો પોતાની ધાર્મિક પ્રવૃત્તિઓનો અનાદર કરીને રાજકારભારમાં માથાં મારવા લાગ્યા હતા! જે મંદિરોમાં દૈવીસંપત્તિના મુખ્ય ગુણો પૂજાવા જોઇએ, ત્યાં પોપના હાથ નીચેના આડંબરી આચાર્યો પૂજાતા હતા! એટલામાં એક રાજા પોતાના સરદારો સાથે દેખાય છે. એણે એવો હુકમ કર્યો કે એડુતોએ કેવળ ખેતીમાં જ લક્ષ પરોવવું; અને અમીરોની સહાયથી પોતે કાયદો અને શાંતિ જાળવશે. ત્યાં એક ગાંડાએ નીચી સલામ ભરી અરજ કરી કેઃ 'હે માબાપ! અમારી ઉપર તમે રામરાજ કરશો;' એટલે, જાણે, રાજ્યારોહણનો મહાપ્રસંગ હોય તેમ અંતઃકરણ દેવે(Conscience) લોકો બિલકુલ ના સમજે તેવી લેટિન ભાષામાં, સારા રાજ્યવહીવટનાં તત્વો ઉપર, ગમેતેમ ભાષણ આપ્યું! આથી, લોકોએ પણ, એજ રાજભાષામાં, સમજ્યા વિના, ઉત્તર વાળ્યો! મૂર્ખાઇની પરંપરા, ખરી કે નહિ?

ત્યાં તો, વળી પાછી સ્વપ્નસૃષ્ટિ પલટાય છે. અને શું દેખાય છે? મોટા કાળ ઉંદરો (Lords) ગભરાઇને નાસાનાસ કરી મૂકે છે; અને થોડા નાનાસરખા ઉંદરો (Commons) બીલાડીને કેમ વશ કરવી, તે ભયંકર વિષય ઉપર, ખૂબ ચર્ચા કરતા, રંગભૂમિ ઉપર જોવામાં આવે છે. ત્યાં એક મોટો કાળ આગળ આવીને કહે છે, કે આપણે મોટા બિડાલ (ત્રીજા એડવર્ડ) ને મારી નાંખવો જોઇએ. આથી, બધા વિચારમાં પડી જાય છે. એટલામાં, એક નાની ઉંદરડી હિંમતથી ડોકું ઉંચું કરીને બેધડક રીતે કહે છે કેઃ "ધારો કે તમે એક બિલાડાને મારી નાંખશો, પણ પછવાડે બીજો દાખલ થશે, ત્યારે બીજો નાનો અણુઘડ બિલાડો (બાળક યુવરાજ–બીજો રિચર્ડ)

વધારે ત્રાસ ઉપજાવશે. બાળરાજા તો એક આમન્ત્રા-પતિ તરિકે જ ગણાય છે. પણ ધારો કે મોટો કે નાનો બિલાડો એક ના હોય તો ? ત્યારે 'તો મોટા કાળો એવા તો તોફાની અને સ્વાર્થી છે, કે ચારેબાજુ ત્રાસ ત્રાસ વરતાવી મૂકશે, અને સ્વચ્છંદે મહાલશે; તો વિચારો કે આપણા કેવા બૂરા હાલ થવાના ! આથી હું તો તમને કરગરી વિનવું છું, કે કોઈ પણ બિલાડાને હાલમાં ના મારી નાંખવો, કારણ કે ભવિષ્યની અશાંત ત્રાસદાયક સ્થિતિનો વિચાર કરતાં હું ઘણી જ કંપું છું." ત્યારે કરવું શું ? × × ત્યાં તો પાછી ફરીથી, મનુષ્યોથી ભરપુર મેદાનની સ્વપ્નસૃષ્ટિ પ્રત્યક્ષ થાય છે; અને તેમાં વકીલોનો ધનલોભ, તથા કારિગર ને મજૂર લોકોનું આલસ્ય તથા દુરાચરણના ચિત્ર સાથે પડદો પડતાં આ સ્વપ્નલીલાનો પહેલો અંક સમાપ્ત થાય છે—

આમ શરૂઆતમાં બધાં પાત્રોની ઓળખાણ કરાવી, એ સ્વપ્ન સૃષ્ટિમાં રહેલું રહસ્ય સમજાવવા કવિ પ્રયાસ કરે છે: કેવી રીતે ? એક ઉંચા ગઢ ઉપરથી એક મનોહર સુંદરી ઉતરે છે, અને કવિને સંબોધી કહે છે, કે "જે અદ્ભુત મિનારો પૂર્વમાં જોયો તે વિશ્વપિતા પરમાત્માનું નિવાસસ્થાન સત્ય છે. વિશ્વંભર સમસ્ત પ્રજાને જે ત્રણ વસ્તુ—અન્ન, જળ, વસ્ત્ર—વગર ના જ ચાલે તે બહોળે હાથે આપી જ રહ્યો છે. ઈંદ્રિયોને વશ થઈ, આપણે માત્ર આસુરી સ્થૂળ ભોગોને શોધવાના નથી; પણ કેવળ સદ્વૃત્તિથી જીવનવ્યવહાર નિભાવવાનો છે. પશ્ચિમમાં, ઉંડા ભોંયનમાં જે ભયાનક મકાન જોયું તે ચિંતાનું છે; અને તેમાં અસત્યના પિતાનો વાસ રહેલો છે. એ આસુરી બળથી પ્રેમ કદિ વિકાસ પામતો નથી, અને લક્ષ્મીનો વિશ્વાસભંગ થાય છે." આવા ઉદ્ગારથી આશ્ચર્યચકિત થઇ મેં પૂછ્યું: 'હે દેવિ ! તમે કોણ છો ?' એણે કહ્યું કે 'હું તો એ પવિત્ર ખ્રિસ્તી ધર્મ છું. તેં મનેજ ભારે જીવનદોલો આપ્યા છે.' ત્યારે મેં નમ્ર હૃદયે પ્રાર્થના કરી કે 'હે મહાદેવિ ! મને લક્ષ્મીની તૃષ્ણા નથી; મારા આત્માના ઉદ્ધારનો પ્રેમાળ જ્યોતિ દાખવી મારો જીવનપંથ ઉજાળ.' ત્યારે દેવીએ પ્રત્યુત્તર દીધો કે "તો તો, તું સાધારણ વ્રતો, તપો, ઉપવાસો કર્યા કરતાં, ફક્ત સત્યનું જ પાલન કર. રાજાઓ, અમીરો, સરદારો વગેરે માટે પણ આ જ વિશ્વમંત્ર તને કહું છું, કે-**સત્યં વદ** ! સત્યના બળથી દેવો તર્યા, અને તેના અભાવે, દાનવો નાશ પામ્યા.' ત્યારે દીનતાથી મેં પૂછ્યું: 'હે દેવિ ! મને સત્યનું સ્વાભાવિક જ્ઞાન નથી, તો પછી હું સત્ય કેમ પારખી શકું ?' એટલે દેવીએ ઉગ્ર દૃષ્ટિ ફેંકી જણાવ્યું કે: 'તારા અંતરના મંદિરમાં વસનાર અંતઃકરણ દેવને તું પૂછ; એ તને સત્ય દાખવશે. પણ એ ઉપરાંત, પોતાના કરતાં પરમાત્મા ઉપર હંમેશ વિશેષ પ્રેમ રાખવો; અને ભયંકર ઘોર પાપોથી હંમેશ દૂર ભાગી નાસવું. સત્યના પંથે પળતાં તને જણાશે કે સ્વર્ગના દ્વારની કૂંચી પ્રેમ છે. માટે ગરીબોની ધર્મ જાણી, સેવા કરવી એ જ મહાધર્મ જાણજે.' પણ આ જ્ઞાનામૃતથી કોણ ધરાઇ શકે ? એટલે મારા અસંતોષી આત્માએ પૂછ્યું: 'સંસારના મોહકૂપમાં, વિવિધ પ્રપંચોમાં ડૂબ્યા પછી સત્યાસત્યનો મારે વિવેક કેમ કરવો ?' એટલે દેવીએ તરત જ મને આજ્ઞા કરી કે 'ચાલ, તું તારી દૃષ્ટિ ડાબી બાજુએ ફેરવ, બોલ, ત્યાં તને શું દેખાય છે ?' × × ત્યાં તો, રૂમઝુમ કરતી, સોળે શણગાર સજેલી, મદોન્મત્તા યુવતી દેખાઈ-ઓહો ! આ તો કામણગારાં રૂશ્વત સુંદરી ( Bribery ) ! × × 'મારૂં પોતાનું નામ સત્યવતી છે, અને હું પરમાત્માની પુત્રી છું: અને દરેક દેખાણુ સત્યનિષ્ઠ મનુષ્ય મારો પતિ છે. પરંતુ આવતી કાલે આપણાં રૂશ્વત સુંદરી અસત્યનાથને પરણવાનાં છે; માટે લગ્નમંડપમાં વરકન્યાનાં સગાંવ્હાલાંઓને તમે બરાબર ઓળખશો.' આટલું કહેતાની સાથે જ દેવી સત્યવતી અંતર્ધ્યાન થઈ ગયાં.

ત્યારબાદ, આ રૂપકગ્રંથી ( Allegory ) વાળી સ્વપ્નલીલા વિસ્તારી છે, તેમા દિવાની તથા ફોજદારી કચેરીઓનાં હલાહલ તૂતો સ્પષ્ટ રીતે ઉઘાડાં પાડવામાં આવ્યાં છે. ત્યાં બધા ગુન્હેગારોમાં દિવાની તથા ધાર્મિક સડો ( Corruption ) હદ ઉપરાંત

જોવામાં આવે છે. પછી, જૂઠાણાંનો તો પાર જ શાનો હોય ? પટાવાળાઓ, બેલિફો, વકીલો, જ્યૂરીના માણસો, ન્યાયાધિશો વગેરે બધા જ લાંચ-રૂશ્વતથી તર બન્યા લાગે છે ! ત્યાં કપટ-કલાયુક્ત રૂશ્વત્ સુંદરીને એક જી-હજુરિયો દલાલ લતાગૃહમાંથી બહાર લગ્નમંડપમાં લાવે છે. અસત્યનાથ તથા રૂશ્વત્ સુંદરીના સ્નેહલગ્નમાં આપવાની ભાતભાતના પહેરામણીની યાદી અમથાગમ વાંચી સંભળાવે છે. આ ભારે નાટારંભ ચાલી રહ્યો છે, તે સહન નહિ થવાથી ધર્મદેવ ગુસ્સે થાય છે, અને કહે છે કે ' શાસ્ત્રના નિયમોથી નિશ્ચય કર્યા પછી જ વેસ્ટમિન્સ્ટરના મુખ્ય દેવળમાં રીતસર લગ્ન થઇ શકશે.' કાબેલ દલાલ સમય કળી જાય છે, અને છૂટે હાથે નાણાંની લાંચો વહેંચવા માંડે છે. આ પ્રસંગનો લાભ લઇ, કવિ તે સમયનાં રાજકીય પાપોનો તાદૃશ્ય ચિતાર આપતાં બધાને બરાબર ચાબખા મારે છેઃ અને રાજા તથા અમીર-ઉમરાવોનાં વ્યસનો, વ્યભિચાર, જુગાર, મદ્યપાન, માઝા મૂકતો મોજશોખ, તથા લાંચરૂશ્વતથી થતા ઘોર અન્યાયનું આબેહૂબ ચિત્ર હૃદયદ્રાવક બને છે.

થોડી વાર પછી, વરઘોડો ઠાઠમાઠથી વેસ્ટમિન્સ્ટર જવા નિકળ્યો. ત્યાં તો રસ્તામાં સત્યદેવ મળ્યા. એમણે હૃદયેશ્વરીની મારફત મહારાજાસાહેબને અગાઉથી આ બધા ભારે તૂત-તોફાનના સમાચાર આપ્યા. રાજા કોપાયમાન થયા અને બોલ્યા કે ' જો અસત્યદેવ ને તેનો દંભી દલાલ મારા હાથમાં આવશે, તો હું અવશ્ય તેનો નાશ કરીશ.' ભીતિબાઇ આ સાંભળી ગયાં, અને અસત્યદેવને ખાનગીમાં ખબર દઈ દીધા. આથી પાપીનાં મ્હોડાં કાળાં પડી ગયાં, અને ગભરામણથી વરઘોડામાં નાસભાગ થઇ રહી; ત્યારે હવે લુચ્ચીબાઇને કોણ સંઘરે ? છેવટે વેપારીઓએ એનો સ્વીકાર કર્યો ! જૂઠાલાલ બહુ ગલીકૂંચીઓમાં અથડાઇ-કુટાઇ, છેવટે નાહીધોઇ, સાબૂથી સ્હેજ ઉજળા થઇ, માદીપત્રોના અધિપતિઓનો તથા કહેવાતા બાવા-સાધુનો આશ્રય મેળવી શક્યા ! હવે, રૂશ્વત્ સુંદરી એકલાં પડ્યાં, અને રાજ્યદરબારમાં હાજર થયાં. રાજાએ સ્વાભાવિક ઉદાર દિલથી એને માફ કરવાનો વિચાર કર્યો; એટલે એને મદદ કરવા ન્યાયાધિશો અને કારકુનો હોંશ-ભેર્યા તત્પર બની ગયા ! એવામાં એક બાવાએ આવીને ખાનગીમાં કહ્યું, કે દેવળમાં એક મોટી બારીનું રંગરોગાન તમે કરાવી આપો, એટલે બધું જ માફ ! પછીથી રાજાજીએ દાક્ષિણ્યથી પૂછ્યું, કે તમે તમારી રીતભાત સુધારી, સોગનપૂર્વક, મારા સરદાર, અંતઃકરણ દેવ સાથે પરણવા ખુશી છો કે ? રૂશ્વત્ સુંદરીએ પોતાના જાતિસ્વભાવ પ્રમાણે મ્હોં મલકાવીને ' હા ' ભણી. પરંતુ અંતઃકરણ દેવે ચોકખી, ધસીને ના પાડી, એટલું જ નહિ, પણ રૂશ્વત્-સુંદરીના જીવનની રહેણીકરણી અથ થી ઇતિ સુધી બરાબર કહી સંભળાવી. ' લાંચ રૂશ્વત્ ચાહે તે કરી શકે છે. ગમે તેવા અપરાધીને રમતમાં છોડાવી મૂકે, તદ્દન નિરપરાધીને સખ્ત દંડ કરાવી શકે-મરાવી પણ નાંખી શકે;-ધારે તે બાજી રમી શકે. રોમના મુખ્ય ધર્માચાર્ય પોપ સાથે એને બહુ સારી બેસતી છે. વળી, એ એવી તો ' નાજુક નખરાંખોર ' છે કે ભલભલા પણ એની ઉપર વારી જાય છે.' એટલે, અજબ ચાલાકીથી, રૂશ્વત્-સુંદરી ટહુકી ઉઠયાં : ' મને ઘણો જ અન્યાય થાય છે. મારૂં ખરૂં નામ ખાનદાની છે; અને સેવક અને સૈન્ય, રાજા તથા પ્રજા, ગુરૂ અને યજમાન, વગેરે સર્વના પવિત્ર સંબંધો આ ખાનદાની વડે જ ટકે છે. સાચી ખાનદાની વિના સંબંધો નભ્યા કદિ તમે જોયા છે ? ' કેળવાએલી તર્કશક્તિવાળા અંતઃકરણ દેવે તરત જ સામી શોકિટ મારી કેઃ ' રાજાજી ! આ રૂશ્વત્-સુંદરીના ચાળાચસકાથી કે વાગ્જાળથી આપ ભરમાશો નહિ. બે રીતે પૈસાવડે કામની કદર થઇ શકે છે. ( ૧ ) સાચી સેવાની, શુદ્ધ સ્નેહથી, અર્પેલી બક્ષિસ; તથા ( ૨ ) ખોટાં કામો કરાવવા પાપબુદ્ધિથી આપેલી લાંચ-રૂશ્વત્. માટે મજૂર વર્ગને મહેનતાણું મળે છે તે રૂશ્વત્ કહેવાય જ નહિ-એ તો પોતાના પરસેવાનો રોટલો જ ગણાય. શુદ્ધ વ્યાપાર-રોજગારમાં ધંધા પરત્વે જે આપ લે થાય છે તે

પણ રૂપશત્ કહેવાય નહિ. અલબત્ત પૂજારી લોકોને પણ પેટભરણું તો મળવું જ જોઇયે; પરંતુ જે પાદરીલોકો પ્રાર્થનાના સાટામાં ખૂબ પૈસા પડાવે છે, તે ક્ષુદ્રબુદ્ધિવાળા, તાત્કાલિક ફળના લોભી કેવળ પૈસાના લાલસુ હોય છે. હાલમાં સત્યવક્તા સહુથી પહેલો નિંદાય છે, પણ એક પુણ્ય–દિન એવો આવશે કે જ્યારે સનાતન સત્ય સર્વ સ્થાને પૂજાશે. અને આત્માના અખંડ પ્રદીપના તેજઅંબાર સર્વત્ર વ્યાપી રહેશે.' રૂપશત્–સુંદરી સંપૂર્ણ વામમાર્ગી હોવાથી પોતાને અનુકૂળ શાસ્ત્રનાં સૂક્તો ભણવા બેસી જાય છે; પણ અંતઃકરણનાં દિવ્ય કિરણો આગળ પાખંડ કેટલીવાર નભી શકે ?

આમ ઘણો વાદવિવાદ ચાલ્યા પછી, રાજાજી કશા ચોક્કસ નિશ્ચય ઉપર આવી શકતા નથી; તેથી બન્ને પક્ષ વચ્ચે કંઈ પણ સમાધાન કરાવવા પ્રયાસ કરે છે. પણ અંતઃકરણ અને લાંચનો યોગ કદિ સંભવી શકે ખરો ! અંતઃકરણ એટલે અંતરાત્માની સ્વાભાવિક ઉર્મિ–તત્ત્વજ્ઞાન નહિ આથી કરીને જ્યાં લગી બુદ્ધિ સ્વીકારે નહિ, ત્યાં સુધી અંતઃકરણ એ લમનો વિચાર સરખો પણ કેમ કરી શકે ? આટલા સારૂ અંતઃકરણ દેવે બુદ્ધિધનની સહાય માગી, કે તરત જ બુદ્ધિધન પોતાના રસાલા સાથે, દરબારમાં આવવા ઘોડેસ્વાર થઈ નીકળ્યા. પણ રસ્તામાં એની પાછળ બે કાયદાબાજ માણસો, ડહાપણ અને રાજ્યપદ્ધતિ, સામી બાજુથી અખતરો અજમાવવા નીકળ્યા. બુદ્ધિધનનો સત્કાર ભારે ઠાઠમાઠથી કરવામાં આવ્યો; અને મહારાજા તથા યુવરાજ વચ્ચે એમને આસન આપી બેસાડવામાં આવ્યા. ત્યાર પછીથી જે પ્રવેશ ઉઘડે છે, તેમાં કચેરીમાં કેટલો બધો સડો પેસી ગયો છે, તેનો આબેહૂબ ખ્યાલ આપ્યો છે. અત્યાર સુધી આપણે મનુષ્યોના હૃદયમાં જે અનિષ્ટ ઇચ્છાઓ થાય છે તેનું ચિત્ર જોયું–હવે ન્યાયની કચેરીમાં બનતા ઘોર બનાવો તરફ આપણું ધ્યાન ખેંચાય છે.

ભરેલા રાજ્યદરબારમાં શાંતિકુમાર અન્યાયશંકર સામે એક અરજી પુકારે છે. એ ખરડામાં અફસરી અત્યાચાર તરફ બરાબર ધ્યાન ખેંચવામાં આવ્યું છે આ વીસમી સદીમાં પણ એવા અમલદારોના અત્યાચારો ક્યાં અજાણ્યા છે ? શાંતિકુમાર વિનવે છે કે: 'હે ગરીબપરવર ! બાદશાહી મદમાતા અમલદારો કેવા ત્રાસ વર્તાવે છે તે સાંભળો. જમ જેવા નાના અમલદાર લોકો અમારાં ઢોરઢાંખર ઘણીવાર ફાવે તેમ લઇ જાય છે; અને અમારા પરસેવાનાં દૂધ–ઘીથી એ લોકો રાતામાતા થઇ ફરે છે. અમારા ગાડીઘોડા–બળદ, ગમે ત્યારે લઇ જાય, પછીથી પાછા આપવાની વાત પણ નહિ ! અમારા રાવ શિખ, કાળા લોકો પાસે ગિરમિટિયા મજુરની માફક મફત વૈતરૂં કરાવે, અને વારે વારે સખત ફટકાવે તે તો જૂદું ! વેપારી લાકો બદદાનતથી, એકો કરી, અમારો મોંઘો માલ ગમે તેટલા હલકા ભાવે ખરીદી લઇ, પછીથી એકદમ ભાવ વધારી, વેચી અમારા લોહીથી રાતા થાય, પણ અમલદારોનો લૂંટમાં ભાગ હોય તો અમારૂં શાનું સાંભળે !'

આ આરોપ સાંભળતાં જ, અન્યાયશંકરનું મ્હોં કાળું શાહી જેવું થઇ ગયું. એટલે પૂરા સંસારી ખાઇપીધેલા ડહાપણદેવ અને પ્રપંચલાલને પોતાના વકીલ બનાવી, બચાવ આરંભ્યો; સાથે સાથે રૂપશત–સુંદરીને પાકાં સાધ્યાં. આમ છતાં મહારાજામાં અંતઃકરણની નિર્મળતા, બુદ્ધિનું બળ, તથા સત્યનો અંશ હોવાથી એકદમ અત્યાચારી દુષ્ટરાયને બેડીમાં જકડી લઇ, વગર ભાડાની કોટડીમાં પધરાવ્યા ! અને વકીલોને તરત સમજાવી દીધા કે 'તમારૂં જૂઠાણું, દંભ તથા કપટકલા મારી પાસે નહિ ચાલે.' વકીલોએ સ્વમાનને કોરે મૂકી, ફરી વિનતિ કરી કે 'મહેરબાની કરીને દુષ્ટરાયને જામિન ઉપર છોડો.' આ પ્રસંગનો લાભ લઇને રૂપશત્–સુંદરીએ, જરા મ્હોં મલકાવી, શાંતિકુમારને પાસે બોલાવી, ચાળાચસકા સાથે સોના મ્હોરો ચળકાવી; એટલે બિચારા ભોળા શાંતિકુમાર ગળગળા થવા લાગ્યા; પણ રાજાનો પ્રભાવ પ્રચંડ હોવાથી પાપીનાં મ્હોઢાં કાળાં તે કાળાં જ રહ્યાં ! રાજાએ બુદ્ધિધનને દુષ્ટરાય માટે અભિપ્રાય પૂછતાં, બુદ્ધિધને કળાકૌશલ્યયુક્ત છતાંથી

કહ્યું કે : જ્યાં લગી અમીરો, અમલદારો તથા તેમની સ્ત્રીઓ સત્યપ્રેમી ના થાય, જ્યાં સુધી જુગાર, વ્યસન તથા વ્યભિચાર જડ મૂળથી નાશ ના પામે, જ્યાં લગી ચારિત્ર્યબળ ઉપર છિની મૂકતા મોજશોખ નાબૂત ના થાય, જ્યાં સુધી કહેવાતા જોગી–જતિઓ, ગોસાંઇજીઓ પોતાનો સાચો ધર્મ ના સમજે, જ્યાં લગી આડંબરી ધર્મગુરૂઓના મોજશોખમાં વપરાતો લોકોનો પૈસો ગરીબોનાં દર્દો ના ફેડે, અને જ્યાં સુધી સર્વની સત્ય, પ્રેમ અને સેવા તરફ સદ્વૃત્તિ ના જોવામાં આવે,–ત્યાં સુધી દરેક દુષ્ટને સખ્ત દંડ દેવો, અને સત્યપ્રેમી ગરીબોનુ રક્ષણ કરવું, એ આપનો, હે ગરિબપરવર ! હું ધર્મ સમજુ છું.”

આ વજ્રપાત જેવા ભવ્ય–ભયંકર ઉદ્‌ગારથી બધા સંજ્ઞજડ જ થઇ ગયા ! સંસારીલાલે રૂપશત્‌–સુંદરી સાથે આંખે આંખ મિલાવી, અને સાનમાં સૂચવ્યું કે ‘હું તો તારો જ છું; મારૂં બધું સાંસારિક ડહાપણ તારી મોહિનીભરી સોનામહોરો આગળ પાણી પાણી થઈ જાય છે.’ × × આ બધો સીનને સિનેમા ચાલી રહ્યો છે, ત્યાં રાજ્યદરબારમાં બધાને એમ થયું કે ‘બુદ્ધિધનને ખરેખર ધન્ય છે; એણે સાચે જ ખૂબ કરી !’ રાજાજી પણ છક જ થઈ ગયા, અને વકીલોને ખખડાવી કાઢ્યા, તથા જણાવ્યું કે ‘પ્રત્યેક અન્યાય તથા ગુન્હાને સખત રાજ્યદંડ થવો જ જોઇએ...’ પણ, અંતઃકરણ દેવ બિચારા વિનીત હોવાથી વિચારવા લાગ્યા કે ‘આમ કેટલી શિક્ષા રાજા કર્યા કરશે; ક્યારે એ પાપો તથા શિક્ષાનો આરો આવશે ?’ છતાં, બુદ્ધિધને મક્કમ રીતે જણાવ્યું કે ‘જ્યાં લગી રાજાજી મારી નમ્ર આજ્ઞા પ્રમાણે ચાલશે, અને ત્યાં લગી, અંતઃકરણને પૂછીને જ તેની સલાહથી જ કામ કરશે, ત્યાં લગી જગત જખ મારે છે.’ એટલે રાજાશ્રીએ વચન આપ્યું કે ‘આપને બન્નેને પૂછીને જ હંમેશાં હું પગલાં ભરીશ; અને આપણા ત્રણની–હૃદયનો સાચો ધ્વનિ, બુદ્ધિની તીવ્રતા, તથા ઉગ્ર રાજ્યદંડ–હૃદયત્રિપુટિનું સનાતન સામ્રાજ્ય જામશે. × ×

આટલેથી ‘પીઅર્સ પ્લાઉમેન’ના વિશ્વદર્શનો, આપણી દૃષ્ટિથી, ઉપયોગી ભાગ સમાપ્ત થાય છે. આવી રીતે, રાજ્યનાં પાખંડો, પ્રપંચો, તથા બધો સડો–કચરો ખુલ્લો કરી દીધા પછીથી, લેંગલેન્ડ જાગી ઉઠે છે. ‘વળી પાછો હું શું કામ જાગ્યો !’ ફરીથી સૂએ છે, ત્યાં નવી સ્વપ્નસૃષ્ટિ રજુ થાય છે, તેમાં વ્યક્તિગત પાપો–૭ મહાપાપો–ની સારી નોંધ લેવામાં આવી છે. બુદ્ધિધનના પ્રતાપથી અને હૃદયના ડંખથી બધાં માણસો પોતાનાં પાપો કબૂલ કરી, પસ્તાવાની વિપુલ ગંગામાં ડૂબકી મારી પુણ્યશાળી બને છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર, અત્યાહારીપણું તથા અભિમાનનાં કાવ્યચિત્રો અંગ્રેજી કવિતામાં ચિરંજીવ બન્યાં છે. જ્યારે આ સાતે મહાપાપોના પૂજારીઓ પોતાનાં પાપો પૂરાં કબૂલ કરી દે છે, ત્યારે પશ્ચાત્તાપ ઠપકો દઇ, શિખામણ આપી, પછીથી પ્રભુકૃપા તથા મોક્ષનાં સાધનો પ્રબોધે છે. એટલામાં આશાનાં બ્યૂગલો વાગે છે; અને આ પાપમોચિની ગંગાજીમાંથી પુનિત થયેલા બધા જીવો સનાતન સત્યની શોધમાં સાથે કૂચ કરે છે. આ બધાને એક બાવો, રસ્તામાં મળે છે. એટલે બધા એને પૂછે છે કે ‘હે ભાઇ ! સત્ય ક્યાં છે ? અમને દયા લાવી બતાવોને.’ બિચારો પામર બાવો સારી આલમની યાત્રાઓમાં ચોખા મૂકી આવ્યો છે, પણ સત્યદેવનુ મંદિર એણે કદિ જોયું નથી, કે સાંભળ્યુ પણ નથી. ત્યાં, ઓચિંતો, એક ખેડુત, હિંમતથી ડોકું ઉંચુ કરી, ખોંખારી કહે છે કે ‘હું એ મંદિર ચોક્કસ જાણું છું; હૃદયના બળથી તથા સાધારણ સમજણશક્તિથી એ સત્ય–મંદિરની મને ભાળ લાગી છે; એ મંદિરનો હું પૂજારી છું. મારો ધર્મ, શાંત પ્રેમથી, તથા ઉત્સાહથી હું કર્યા જ જાઉં છું; તે સિવાય બીજી લપ્પનછપ્પન હું રાખતો નથી. મારે તો ખેડવું, વાવવું, ખેતીમાં મજૂરી કરવી અને ઢોરોની ચાકરી કરવી. વળી, મારે ખોદવું તથા પાણીના કોસ જોડવા વગેરે સર્વ કાર્ય સત્યદેવ પ્રબોધે તે પ્રેમભક્તિથી તથા આનન્દથી કર્યા જ જવું ! કોઇ કોઇવાર પોતાના ખેતરમાં પાકેલા કપાસમાંથી રૂની પૂણી બનાવી, કાંતવાનુ તથા વણવાનું પણ કામ કરૂં છું. સત્યદેવની કૃપાથી અમને ધંધો સારો જ મળ્યા જ કરે છે; અને અમે લોકો કદિ ભૂખે મરતા નથી.

સત્યદેવ દયાસિંધુ છે; અને નમ્રતા તથા નિર્દોષતા એ એમના જગજાહેર ગુણો છે. જો તમારી તીવ્ર ઈચ્છા હોય તો એ પુણ્ય-તીર્થે હું તમને દોરી જાઉં.'

બધા યાત્રાળુઓ એ ખેડુતની આસપાસ વીંટળાઇ વળી, એને સેવા નિમિત્ત બક્ષિસ આપવાનું કહે છે, પણ તેની એ સાફ ના પાડે છે. સ્વર્ગની નારીનો માર્ગ પીઅર્સ એમને દેખાડે છે. એ સ્વર્ગના દ્વારનું રક્ષણ સાત મહાપુણ્યો કરી રહ્યાં છે. ઉપવાસ, નમ્રતા, ધર્મકાર્ય, પવિત્રતા, દયા, શાંતિ અને ઉદારતા. એટલે બેચાર ચીનના શાહુકારોએ અંતરની વરાળ કાઢી કે: ' આપણને ત્યાં કોઇ સંઘરવાનું હતું ? ' ત્યારે પીઅર્સે જણાવ્યું કે ત્યાં ભૂતદયા ( Mercy ) નો વાસ છે, તેની મીઠી કૃપાદ્રષ્ટિ ( Grace ) થી સહુ સારાં વાનાં થશે.' ત્યારબાદ, પીઅર્સ કહે છે કે ' મને મારા અડધા વિઘામાં ખેતી પૂરી કરી લેવા દ્યો, પછી આપણે સઘળા સાથે ચાલશું. પણ તેટલા સમયમાં કોઇએ નવરા બેસીને ટાહ્યલાં ડહોળવાં નહિ. ત્યાં લગી સ્ત્રીઓએ દરદીઓની માવજત કરવી, તથા દુઃખી લોકોને દિલાસો દઇ તેમની સેવા કરવી; સરદારોએ, ધર્મ તથા રાજ્યના અન્યાયો દૂર કરવા સજ્જ રહેવું; બાકીના મજુર વર્ગે ખેતરના કામમાં પીઅર્સને મદદ કરવી, કારણ કે એ ખેતીની ઉપજમાંથી બધાંને સરખો ભાગ મળશે...' આમ થોડા દિવસ તો ચાલ્યું; પછી, એક દિવસ બધા શું શું કરી રહ્યા છે તેની પરીક્ષા કરવા, પીઅર્સ બહાર નીકળી પડયો: ત્યાં તો એણે આશ્ચર્યચકિત થઇને જોયું, કે ચારે બાજુ નાટારંભ થઇ રહ્યો છે; કેટલાક થૈ થૈ નાચી રહ્યા છે; કેટલાક ' પીલે શરાબ, મઝેદાર મેરે યાર'-એ સ્થિતિમાં ચકચૂર જણાય છે; કેટલાક ગાનમાં ગુલતાન જણાય છે; અને કેટલાક ઢોંગીલા તબિયત બગડી જવાનો દાવો કરી આળસુ-એદી જેવા પડી રહ્યા છે. આ બધી ચ્યુતિયો તથા અપરાધો માટે, પીઅર્સ જણાવે છે કે, ' પ્રાયશ્ચિત્તરૂપે તમારે ઉપવાસ કરવા પડશે. ' પણ ઉપવાસ કરવા કોને ગમે ? એટલે તોફાની લોકો બળવો કરવા તત્પર થાય છે, ત્યારે ભૂખમરો મદદ કરે છે, અને લોકો સખ્ત કસોટીમાંથી પસાર થવાથી વિનીત બને છે. પીઅર્સને ઘણી દયા આવે છે; પણ વળી એમ થાય છે કે આ ભૂખમરો પૂરો થતાં-' એ રામ એના એ '-આ લોકોમાં ફરી પાછો સડો પેસશે; છતાં એમ લાગે છે કે વ્રત, તપ, ઉપવાસથી ઘણી નૈતિક અસર થયા વિના નહિ રહે. જે ખાઇપીધેલા, પરધનથી માતેલા ભિખારીઓ હોય છે, તેમને તો સખ્ત કામ કરવાની ફરજ પાડી, જાડું ધાન્ય ખવડાવવું; પરંતુ, જે અશક્ત-એટલે, આંધળાં, બહેરાં, મૂંગાં, રોગિષ્ટ-હોય તેમને ભ્રાતૃભાવથી પોતાનાં ભાઇબ્હેનો સમજી નિભાવવાં રહ્યાં. આ સાથે જ આકાશવાણી થાય છે કે "જે મજૂરો, કારિગરો પોતાના ધર્મોનું પાલન નહિ કરે તેમના બૂરા હાલ થશે: તેમને પરમાત્મા જરૂર પૂછશે."

એવામાં જ શ્રી સત્યદેવ પીઅર્સ તથા બીજા બધા યાત્રાળુઓને એક કૃપાપત્ર પાઠવે છે. તેના પ્રભાવથી, જે રાજાઓ, અમીરો તથા સરદારોએ ધર્મ, નીતિ અને ન્યાયનું સદા રક્ષણ કર્યું છે તેમને તપોભુવનમાંથી ( Purgatory ) સહેલાઇથી પસાર થવા દેવામાં આવે છે. વળી, સત્યદેવની કૃપાથી, જે ધર્મગુરૂઓએ પોતાના ધર્મનું પરિપાલન કરી, માનવજાતિ ઉપર ઉપકારો કર્યા છે, તેમને પોતાના મંદિરના પૂજારીઓ તરિકે સ્વીકારવામાં આવે છે. પરંતુ જે વેપારીઓ ધર્મના દિવસો પૂરા પાળતા નથી, અને જે હંમેશ સ્વાર્થ તથા જૂઠાણામાં રચ્યાપચ્યા રહે છે, તેમને ઉગ્ર ધર્મકાર્યો દ્વારા પ્રાયશ્ચિત્ત કરાવવાની જરૂર છે; તેમણે હવેથી ઉજળો વેપાર કરવો; ધર્માદા દવાખાનાં કાઢવાં; કૂવા, વાવ, તળાવ ખોદાવવાં; કન્યાદાનમાં મદદ કરવી; રસ્તા, પૂલો વગેરે સમરાવવા; અનાથાશ્રમોના નિર્વાહમાં તથા કેળવણીના પ્રચારમાં સારો ફાળો આપવો-વગેરે વગેરે સાર્વજનિક કલ્યાણનાં અનેક પુણ્યકાર્યો કર્યા જ કરવાં... આટલું સાંભળતાં જ વેપારી લોકના જીવમાં જીવ આવ્યો કે ' ચાલો આટલેથી જ પત્યું ! ' પણ આ કૃપાપત્રમાં વકીલમંડળની સખ્ત ઝાટકણી કાઢવામાં આવી છે, કારણ કે એમનામાં લાંચરૂશવત વગેરેથી

સાચી પ્રમાણિકતા પૂરી જળવાતી ભાગ્યે જ જોવામાં આવે છે. પરંતુ, પીઅર્સ તથાં બીજા ગરીબ, મહેનતુ અને પ્રમાણિક ખેડુતો ઉપર, આ કૃપાપત્રમાં, સંપૂર્ણ કૃપા વર્ષાવવામાં આવી છે. ફક્ત લબાડ ભીખારીઓ, ધૂતારા બાવાસાધુઓ, કે આળસુ કાયરોને માફી મળી શકતી નથી...

આ કૃપાપત્ર વિષે ચર્ચા ચાલી રહી છે, એટલામાં, એક પૂજારીએ હિંમતથી કહ્યું કે 'મારે એ કૃપાપત્ર જોવું છે.' તો એમાં સુવર્ણ અક્ષરે એટલું જ ટૂંકામાં લખ્યું હતું કેઃ—"જેણે કદિ ભૂખ્યાંને અન્ન દીધું નથી, તરસ્યાંને જળ દીધું નથી, નગ્નને વસ્ત્ર દીધું નથી, ભૂલા પડેલાને માર્ગ દેખાડયો નથી, માંદાં અને મૂંઝાતાં ગરીબોનાં દુખડાં ફેડવા પ્રયત્ન કર્યો નથી; તેને પરમાત્માના દરબારમાં સ્થાન જ નથી; પરંતુ, જે કર્મયોગીએ પોતાનું જીવન સતત ધર્મપરાયણ તથા ઉજ્વળ રાખ્યું છે, તેને પરમકૃપાળુ પ્રભુ પોતાના હૃદય સરસો સદાય રાખશે." આવા તેજસ્વી શબ્દોના મર્મપ્રહાર પાપી મંડળથી કેમ સહ્યા જાય?–બિચારા પાપી પૂજારીઓના તો હાંજા જ ગગડી ગયા; અને લાલચોળ થઇ પીઅર્સને કહેવા લાગ્યા કે–'આ તો બધું તદ્દન તૂત છે, એમાં કૃપાનો અંશ જ, કયાં છે?, પીઅર્સ સત્યપ્રેમી હોવાથી આવા પાપીના પાખંડથી એને કોપ ચઢયો, ધીરે ધીરે વાદવિવાદ વધી પડયો, અને આ ધમાલ થવાથી પીઅર્સ એકદમ જાગી ઉઠયો......

'જાગીને જોયું તો સ્વપ્ન દીસે નહિ.' ત્યારે, શું સ્વપ્નું સરી ગયું? આ સ્વપ્નવાટિકામાં, પાણીદાર મોતીનો હાર ગૂંથતાં ગૂંથતાં, જ્યાં મોતીડાં ગૂંથ્યાં ના ગૂંથ્યાં, અને સત્યદેવનું શ્રેષ્ઠ મોતી હાથમાં આવ્યું, ત્યાં તો, એ નવસર હારની સેર હાથમાંથી અચાનક જ સરી ગઇ – તે ગઇજ! અને વિશ્વનો સનાતન પ્રશ્ન પાછો, પૂછવાનો રહ્યો કેઃ 'પાછું ફરી કયારે પડશે (એ) મોતી!' × × લેંગલેન્ડની મૂંઝવણની પરાકાષ્ઠા સમજી શકાય તેવી છે; જીવનની યાત્રામાં સનાતન સત્યની શોધખોળ કર્યાજ કરતાં મહાતત્ત્વનો પ્રબોધ થવાની વિરલ ક્ષણમાં જ હું શું કામ જાગ્યો?–એવા રહસ્યના ભેદ–પ્રશ્નો કોણ ઉકેલી શકે?

લેંગલેન્ડ ત્યારબાદ, જ્યારે શાંતિથી બધો વિચાર કરે છે, ત્યારે એને સ્પષ્ટ ભાસે છે કે 'પોપનાં માફીપત્રોથી જે સિદ્ધિ થવાની નથી, ઉલટું, લેનાર અને દેનાર બન્ને અધોગતિને પામે છે: **તેથી સત્યનિષ્ઠ કર્મયોગ જ ઉત્તમ છે.** અંતમાં, પરમ કૃપાળુ પરમાત્માની અમીદૃષ્ટિ સર્વત્ર વર્ષો! અને પ્રાણિમાત્રનું સર્વદા કલ્યાણ થાઓ. **લોકાः समस्ताः सुखिनो भवन्तु**—એ ઉચ્ચ વિશ્વ પ્રાર્થનાથી આ કાવ્ય સંપૂર્ણ થાય છે. × × ×

એ આખા કાવ્યની સમાલોચના કરતાં તેની ત્રણે પ્રતોની, ઝડઝમકભરી કાવ્યરચનાની તથા બીજી વિગતોમાં ઉતરવાની આપણે જરૂર નથી. આ મધ્યકાલીન યુગના બીજા અદ્ભુત મહાકાવ્ય–ડેન્ટિના 'દિવ્યદર્શન' સાથે આ અંગ્રેજી સામાજિક કાવ્યની સરખામણી સુંદર રીતે થઇ શકે; પરંતુ એ ઉંડાં પાણી ડહોળવાની આપણે આ પ્રસંગે જરૂરનું નથી. વળી, એટલું જ કે ડેન્ટિમાં અદ્ભુત શક્તિ, પ્રતિભાના તેજ–અંબાર, કળાની પૂર્ણતા અને તત્વજ્ઞાનની પ્રખરતા પગલે પગલે માલમ પડે છે; ત્યારે લેંગલેન્ડ કળા કે કવિતાની બહુ દરકાર કર્યા વિના, કે શુષ્ક તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોના વાદવિવાદમાં ઉતર્યા વિના, અતિશય સરળતાથી અને સચોટતાથી, પોતાના સમયના અભ્યાસમાંથી તારવી કાઢેલા મુદ્દા, નૈતિક અને ધાર્મિક દૃષ્ટિબિંદુથી, સિદ્ધી રીતે અને વ્યવહારોપયોગી રીતે, આપણી આગળ મૂકે છે. ગરિબી હાલતમાં, ચૌદમા સૈકાના ઇંગ્લન્ડમાં પોતે જે અનુભવ્યું, તેની વીતેલાની કહાણી બીજાને માર્ગદર્શક થવા, જનસમાજનો ઉદ્ધાર કરવા, સાધારણ સુંદર કવિતામાં આબાદ કહી દેખાડી!

આપણે જોયું કે લેંગલેન્ડ રાજાની સંપૂર્ણ સત્તામાં માને છે ખરો; પણ કયારે? કે જ્યારે રાજા બુદ્ધિમાન અને સહૃદયી હોય ત્યારે જ. આખા પ્રજામંડળને કવિ ત્રણ મોટા વિભાગમાં વહેંચી નાંખે છેઃ—

(૧) બ્રાહ્મણ અથવા પાદરી વર્ગ; (૨) ક્ષત્રિય કે સરદાર વર્ગ; (૩) શુદ્ર કે કારીગર કે ખેડુતવર્ગ. આ વ્યવસ્થામાં રાજા સરદારોનો શિરોમણી ખરો, પણ પોતાના સલાહકાર મંડળની સંગીન સલાહ પ્રમાણે જ તેણે ચાલવું; અને પોતાનો સ્વાર્થ હમેશ છેલ્લો મૂકીને, રાજ્યનું જ હિત રાજાએ વિચારવું રહ્યું. સરદારોએ ધર્મ અને નીતિનાં સર્વ ક્ષેત્રોનું રક્ષણ કરવું; તથા દુષ્ટોને સખ્ત દંડ કરી, ગરીબોનું, ને અનાથ સ્ત્રીઓનું રક્ષણ કરવું; અન્યાયનો ફેલાવો અટકાવવા; અને રૂશ્વતનો પગસંચાર સુદ્ધાં આ ધર્મક્ષેત્રમાં ના થવા દેવો. છેવટે, કારીગર તથા ખેડુત વર્ગે નિરંતર ઉદ્યોગી તથા પ્રમાણિક રહી. સ્વધર્મતત્પર રહેવું. જો ખેડુતવર્ગ પોતાના ધર્મનું પૂરેપૂરું પરિપાલન કરે, તો તેમના હકો આપોઆપ સિદ્ધ થશે.

પરંતુ, આ રાજ્ય અને પ્રજાના બંધારણનો ખ્યાલ, તે સમયના બધા સડાનું વર્ણન તથા તેને સુધારવાના ઉપાય-વગેરે સર્વનો પાયો લેંગલેન્ડમાં, ધાર્મિક છે. આખા કાવ્યમાં આધ્યાત્મિક જીવન ઉપર એ ઘણોભાર મૂકે છે: અને એનું કેન્દ્રસ્થાન પીઅર્સ પોતે જ છે. આથી કરીને આ કાવ્યને ધાર્મિક કે નૈતિક રૂપકગ્રંથિ (Allegory) તરીકે રચવાનો કવિનો આશય સ્પષ્ટ છે જે મોટું ચોગાન, આપણે શરૂઆતમાં જોયું, તે જીવનનું વિશાળ ક્ષેત્ર છેઃ દરેક માણસ સત્યદેવ (પરમાત્મા)નું બાળક છે. એ સત્યદેવ આપણી સર્વ હાજતો પૂરી પાડે છે; અને જે આપણને સત્ય અને અંતિમ શ્રેયને માર્ગે દોરવા મથી રહ્યા છે. પણ આ અંતિમ શ્રેયને માર્ગે પ્રથમ કોણ ચાલી રહ્યો છે? કવિની કલ્પનાનો પીઅર્સ ખેડુત, જે નરી હૃદયની સરળતા, પવિત્રતા તથા કર્તવ્યપ્રેમથી, નિરંતર, પોતાના કાર્યમાં ઉદ્યોગી, પ્રમાણિક ને પરગજુ જીવન ગાળી, બીજાના જીવનમાં ઉજ્વળ પ્રકાશ પાડયા જ કરે છે...xxx

આપણા આ વિસમી સદીના યુગમાં સત્યદેવના મંદિરે પ્રથમ પહોંચી જઇ, ત્યાં મુખ્ય સાત્વિક પૂજારી તરિકે, કોણ હિંદમાતાનું દુધ દીપાવી રહ્યું છે? મહાત્મા ગાંધીજી પણ 'ખેડુત અને વણકર' છે. સાધુતા અને કર્તવ્યધર્મ એમના રોમે રોમે પ્રત્યક્ષ સ્ફુરતા પગલે પગલે દેખાય છે. આ કર્મભૂમિમાં સત્યયુગના (સ્વપ્નલીલાનો નહિ) પુનરોદ્ધાર માટે એ ક્રાઇસ્ટ જેવા જગતગુરૂ જન્મ્યા છે હિમાલયના જેવાં ઉન્નત જીવન જીવી અદ્દભુત કળા ખેલે છે. અને એ જગમોહન બંસરીમાંથી કે એ પુણ્યાત્માની ઉંડી હૃદયવીણામાંથી શા સૂર-પ્રેમ, સેવા ને સ્વાર્થત્યાગના-સુણાય છે? એક તો એ કે:-

" ગરીબોનાં હૈયાં, માલેક મોંઘેરાં દેરાં દેવનાં,
ત્યાં ભાળ્યાં પ્રભુનાં નામો નોંધેલાં અણુઅણુમાં નવાં;
ઓળખજે આળાં એનાં, પોચાં પોંચાં રૂ જેવાં,
વ્હાલાં! જો જો ના વધુ વિંધતાં, બેઠા ગ્રહી ઐયાં."

અને બીજું શું સુણાય છે?

" આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો;
દેશ અરૂ જાતિ[1] પર હંસ હંસ[2]કે મરના શીખલો
મરનેકા નામ મત લો, પહેલે મરના શીખલો. "

લેંગલેન્ડમાં પણ આ બે સૂરો આછા, મીઠા સુણાયછે.

રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

૧ માનવજાતિ ૨ હસતાં હસતાં.

શુદ્ધિઃ પૃષ્ટ ૩૩૮. લીટી ૪. सत्थं ने બદલે स्वत्यं વાંચવું.

પમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# અસહકાર અને સમાજજીવન

અસહકારની હીલચાલ અમુક રાજકીય ઉદ્દેશ પાર પાડવાને માટે શરૂ થયેલી છે, અને તેથી તે રાજકીય હીલચાલ જ ગણાય છે. તેની કાર્યસાધકતા, તેની અસરો, તેનાં પરિણામો, એ સર્વ આ ઉદ્દેશને લક્ષીને જ મપાય છે. પણ એ સિવાય બીજાં દૃષ્ટિબિન્દુઓથી પણ તેનો અભ્યાસ અને ચર્ચા થવાની જરૂર છે. મોટી હીલચાલોની અને મોટા બનાવોની અસર માત્ર જીવનના એક જ ક્ષેત્રપર થતી નથી, તેની અસર સર્વવ્યાપી હોય છે. જે ઉદ્દેશથી મહાન્ પ્રવૃત્તિઓ શરૂ થાય છે, તે ઉદ્દેશ ઉપરાંત પરોક્ષ રીતે અનેક ફેરફારો તે આપણા જીવનમાં કરે છે. મોટા બનાવોનાં પરોક્ષ પરિણામો તેનાં પ્રત્યક્ષ પરિણામોથી વધારે નહિ તો તેટલી જ અગત્યનાં હોય છે. ગયા યુરોપીય વિગ્રહનાં પ્રત્યક્ષ પરિણામો અલબત્ત મહત્ત્વનાં છે. પણ તેનાં પરોક્ષ પરિણામો, જર્મની અને રૂશિયાની મોટામાં મોટી સલ્તનતોનો નાશ, આખી દુનિયામાં પગભર થયેલી મજુરોની હીલચાલ, આયર્લૅન્ડની સ્વતંત્રતાની ઝુંબેશ, બોલ્શેવિક હીલચાલ, તુર્કસ્તાનની હાલની હીલચાલ, અને આપણી અસહકારની હીલચાલ આ બધાં તેનાં પ્રત્યક્ષ પરીણામોથી કોઈ રીતે ઓછાં અગત્યનાં નથી. અસહકારનું પણ તેમજ છે. તેનો પ્રત્યક્ષ ઉદ્દેશ પ્રજાને રાજકીય સકંજામાંથી મુક્ત કરવાનો છે. પણ રાજકીય જીવન ઉપરાંત તે અનેક રીતે પ્રજાના જીવનપર અસર કરે છે. અહીં આપણે અસહકારની સામાજિક જીવન પર શી અસર થાય છે અને થવા સંભવ છે, તે જોઈશું.

અહીં પ્રથમ અસહકાર વિરૂદ્ધના એક મતની પરીક્ષા કરવાનું પ્રાપ્ત થાય છે. અસહકાર શરૂ થયો, ત્યારે કેટલાએક વિચારકોને એવી દહેસત લાગેલી, કે અસહકારથી સમાજ સુધારાને ધક્કો લાગશે. અસહકાર લગભગ આખા જનસમાજની હીલચાલ છે, અને આપણા સમાજનો સ્વભાવ જ સ્થિતિરક્ષણનો છે, તેથી એ માન્યતા થોડેઘણે અંશે પ્રચલિત થવા પામેલી. એનું બીજું કારણ એ પણ હતું, કે અસહકારનો મુખ્ય પ્રચાર આપણી ધાર્મિક વૃત્તિના ઉત્તેજન દ્વારા કરવામાં આવતો. આપણો ધર્મ ઘણો જૂનો છે, અને ધર્મ મુખ્યત્વે આપણામાં સ્થિતિરક્ષા કરતો આવ્યો છે. સમાજસુધારાની વિરૂદ્ધનો પક્ષ ઘણોખરો સનાતન ધર્મ ગણાયો છે. આ સ્થિતિ સુધારવાને સુધારા અને ધર્મ વચ્ચે વિવેક કરી સુધારાને વ્યાવહારિક રીતે ચર્ચવાનું દૃષ્ટિબિંદુ લોકસંઘને બતાવવાની આવશ્યકતા મનાવા લાગી હતી. આ સ્થિતિમાં અસહકારની અસર સમાજ સુધારાને પ્રતિરોધક નીવડશે એમ મનાયું. આપણામાં સમાજ સુધારો હજી થોડા કેળવાએલા માણસોની હીલચાલ ગણાય છે. સમસ્ત પ્રજાએ તેના તરફ કદી સદ્ભાવ બતાવ્યો નથી, અને સુધારાના એવા નાજુક સ્વરૂપમાં ધર્મવૃત્તિના ઉત્તેજનથી વધતી, અને સમસ્ત જનતાના પીઠબળવાળી જબરદસ્ત હીલચાલ સુધારાને પોતાના વહનના વેગમાં રગદોળી નાંખશે, એવીજ બ્હીક રહેતી હતી.

આ બ્હીકને પુષ્ટિ આપનારા કેટલાએક દાખલા પણ શરૂઆતમાં બન્યા. અસહકારનો કાર્યક્રમ અમલમાં મૂકવાને જ્ઞાતિઓનાં મંડળો ઠેકઠેકાણે મળ્યાં, અને વધારે કાર્યશક્તિ દેખાડવા લાગ્યાં. અસહકારની વિરૂદ્ધ કામ કરનારા લોકનેતાઓને તેમની નાતો તરફથી

દબાણ થયું, ને કેટલાકને ધમકી બતાવવામાં આવી. કેટલાએક પ્રતિષ્ઠિત માણસોને એ રીતે સહન કરવાનો વખત આવ્યો અને ગાંધીજીને આ જાતનાં પગલાં જુલમરૂપ છે એવો ઉપદેશ આપવો પડ્યો. અત્યાર સુધી જ્ઞાતિસંસ્થા તામસ જડતાથી નિરોધ કરતી હતી તે ફરી સ્ફુર્તિમાં આવી એમ લાગ્યું અને કદાચ કંઈક અંશે આ કારણથી જાણ્યે અજાણ્યે સુધારાનું નાનું પણ સંસ્કારી બળ અસહકારની વિરૂદ્ધ પક્ષમાં ગોઠવાયું—અસહકાર તરફ વહેમ અને અશ્રદ્ધાથી જોવા લાગ્યું એટલું તો ખરૂંજ.

પણ મોટી હીલચાલની ગતિની દિશા જોવામાં આમ ઘણીવાર ભૂલ થાય છે. નદીમાં પૂર આવ્યું હોય ત્યારે ઘણી જગાએ મુખ્ય વહેણની વિરૂદ્ધ બાજુના પ્રવાહો પણ નજરે પડે છે, બારે માસ સૂકાં પડી રહેતાં વાંધાં—કોતરામાં નદીનું પાણી ઠેલાઇને જાય છે એવું કંઇક આ છે.

અસહકારથી જાગૃત થયેલી ધર્મવૃત્તિ ભૂતરક્ષાની જડતા વધારશે એ ભય ખોટોજ છે. અત્યાર સુધી સુધારા સામે જે જડ વિરોધ થયો છે તેને ધર્મ માનવો એજ ભૂલ છે ધર્મથી કદી જડતા આવેજ નહિ. વસ્તુસ્થિતિની ખરી ચિકિત્સા એ છે કે આપણામાં ધર્મ લુપ્ત થયો હતો, કેવળ તામસ જડતા સર્વત્ર વ્યાપી ગઈ હતી અને તે ધાર્મિક વિચારો સુધી પ્રસરી હતી. જેને આપણે ધર્મ કહેતા તે ધર્મજ નહોતો. સટ્ટામાં ફાયદો થવા કોઇ માણસ દેવદેરાની માનતા કરે તે ધર્મ ગણાતો. પણ તે કાર્યમાં પ્રધાનપણે ધનલાલસાની વૃત્તિ છે, વહેમ છે અને ધર્મવૃત્તિ હોય તો એ બન્ને નીચે દબાએલી મંદ છે. આ સ્થિતિમાંથી મુકત થવાની જરૂર હતી અને માટે જ કેટલાએક વિચારશીલ સમાજસુધારકોએ ધર્મને વિશુદ્ધ સ્વરૂપમાં લાવવાની જરૂર માની હતી અને તેના પ્રયત્નો પણ કર્યા હતા. માત્ર અસહકારની પ્રવૃત્તિમાં વિશેષતા એટલીજ હતી કે તેના આદ્ય પ્રવર્તકે, આપણા ધર્મ, સાહિત્યનાં જૂના દષ્ટાંતો આપીને, સાદા અને દરેક માણસ સમજી શકે તેવા સ્વરૂપમાં પોતાનો ધર્મસંદેશ આખા લોકસંઘને પહોંચાડયો. આથી આખા લોકસંઘની ધર્મવૃત્તિ જાગૃત થઇ. તે ખરી વિશુદ્ધ ધર્મવૃત્તિ હતી અને તેનાં તરફથી કોઇ પણ શુભ પ્રવૃત્તિને ભય રાખવાનું કારણ નથી.

પણ વિશેષ ભય લોકસંઘ તરફથી રખાતો હતો. ઘણેખરે અંશે બિનકેળવાયેલ અને આજ સુધી અજ્ઞાનનિદ્રામાં પડી રહેલ લોકસમુદાયના હાથમાં અસહકાર જેવું શસ્ત્ર આપવું, એ ઘણાને અતિ જોખમકારક લાગ્યું. આપણી જ્ઞાતિસંસ્થામાં ઘણી જગ્યાએ એક જાતનો અસહકાર, એક બીજાથી છેટાં રહેવાનો સ્વભાવ તો છે જ, અને એ સ્વભાવને અસહકારથી ગાંડું બળ મળશે એમ ભીતિ રહેતી હતી. હજુ પશ્ચિમના સુધારાનો દાખલો લઇ આપણે સમાજસુધારો આગળ ચલાવવાનો હતો, ત્યાં અંગ્રેજો તરફના પ્રકોપપર રચાયલો અસહકાર શરૂ થયો તે, સમાજસુધારાની હીલચાલે અત્યાર સુધી માંડ માંડ જે થોડું ઘણું કરેલું છે તેને ધૂળ ભેગું કરશે એવી દહેસત લાગી હતી. પણ આવા કોઈપણ ભયનું કારણ નથી. આ બધા ભય લાગવાનું કારણ એટલું જ છે, કે સમસ્ત લોકની હીલચાલોનો આપણને અનુભવ જ નથી, અને આજ સુધી લોકથી દૂર રહીને જ આપણે કામ કરેલ છે. હાલ જણાતો લોકનો ઉત્સાહ તે પ્રજાશરીરમાં નવા આવેલા પ્રાણની નિશાની છે. એમાનો કેટલોક ઉત્સાહ ઉન્માર્ગે ગયો જણાશે, ઘણાને કેળવવાની જરૂર પણ જણાશે. પણ નિશ્ચેષ્ટ મૃતવત્ પડી રહેતા દેહ કરતાં તે અનેક ગણી સારી સ્થિતિ છે. અસહકારે પ્રજામાં નવું જીવન, નવું ચેતન જગાડેલું છે. અને કોઇપણ જાતના સુધારા માટે પ્રથમ આ ચેતન તો જોઇએ જ. સુધારાની જે કદી પણ આશા રાખીએ તો તે આવા ચેતનમાંથી જ રાખી શકાય. જડવત્ પડેલા મૃત દેહમાંથી નહિ.

આ નવા ચેતનને સુધારા તરફ દોરે એવાં તત્ત્વો અસહકારમાં છે. એ તો સર્વ કોઇ કબુલ કરશે કે જૂના સુધારાવિરોધી સંપ્રદાયોની ખુશામત કરવાને

અસહકારે કદી પ્રયત્ન કર્યો નથી. ઉલટું પહેલેથી જ અંત્યજોદ્ધાર એ અસહકારના કાર્યક્રમનું એક મહત્ત્વનું અંગ છે અને અંત્યજોની ઉન્નતિ કરવામાં કદાચ અસહકાર જેટલી સફળતા હજુ સુધી બીજી કોઇ હીલચાલને નહિ મળી હોય. ખરી રીતે સમાજના અનેક વહેમોમાં તેનું સૌથી ઉગ્ર સ્વરૂપ તે અસ્પર્શ્યતા હતી અને અસહકારે તેના પર સીધો સામે મ્હોંએ હલ્લો કરેલો છે. જેમ લશ્કરમાં હરકોઇ એક જગાએ ભંગાણ પડવાથી આખું લશ્કર હારે છે તેમ પ્રગતિ અને સુધારાની સામેના મતાગ્રહમાં આ અંત્યજોના એક સવાલનો ફડચો કરવાથી આખો મતાગ્રહ શિથિલ થાય છે, તેનું બળ છિન્નભિન્ન થાય છે, અને આ પરિણામ આપણે થોડાં વરસોમાં પણ જોઇ શકીએ તેટલું થઇ ગયું છે. અસહકારમાં કામ કરનાર દરેક માણસ, વ્યવહારમાં આડા આવતા જ્ઞાતિના સર્વ રિવાજોને તોડે છે અને એમ કરવામાં પોતે સુધારો કરતો હોય એવું માનતો પણ નથી. ખરી રીતે પહેલાંના સુધારામાં વ્યક્તિ અને જ્ઞાતિનું જે ઘર્ષણ હતું તે જ ઓછું થઇ ગયું છે, આખો સમાજ, આખી જ્ઞાતિ એટલે અંશે અસહકારને લીધે ઉદાર થઇ છે.

પણ અસહકારની વધારે મહત્ત્વની અસર તે તેનાથી પ્રજાજીવનમાં થયેલ માનસિક ફેરફાર છે. અસહકારનો સીધો ઉદ્દેશ પ્રજાને સ્વતંત્ર કરવાનો છે. પણ તે સ્વતંત્રતા તે દરેક માણસમાં ધર્મબલ અને નિર્ભયતા કેળવીને મેળવવા માગે છે. અસહકાર પોતાનો અંતિમ ઉદ્દેશ સિદ્ધ કરે તે પહેલાં લોકોમાં એ બલ એ નિર્ભયતા કેળવાવા માંડયાં છે અને તે માત્ર અસહકારીઓમાં જ નહિ પણ અસહકારની હીલચાલથી તટસ્થ રહેલા વર્ગોમાં પણ. આ નિર્ભયતા સમાજ સુધારામાં ઘણું કામ કરશે આપણામાં સુધારો નહોતો થતો તેનું કારણ માત્ર અજ્ઞાન અને જૂના મતની જડતા નહોતાં પણ ઘણે મોટે ભાગે ભય અને પોતે કશું સહન કરવાની અનિચ્છા હતાં. ઘણા માણસો અમુક સુધારો કરવાની જરૂર સમજતા છતાં લોકમતની બ્હીકથી કરી શકતા નહિ અને પોતાના નિશ્ચય માટે કશું ખમવાને તૈયાર નહોતા. જુલમ કરનાર રાજસત્તાને જે રીતે તેઓ સહન કરી લેતા એજ રીતે સમાજના જુલમો સહન કરી લેતા. ઉલટું મનની એટલી વિપરીત દશા થઇ હતી કે સમાજનો અન્યાય જેમ ખમી લઇએ છીએ તેમ રાજ્યનો અન્યાય પણ ખમી લેવો જોઇએ એમ દલીલ અપાતી અને એજ વૃત્તિ ડહાપણ અને સદ્‌ગુણમાં ખપતી. અત્યારે એ બન્ને હકીકત સ્વીકારાઇને મનની સ્થિતિ બદલાઇ છે અને રાજ્યનો અન્યાય અને સમાજનો અન્યાય બન્ને આગ્રહપૂર્વક સુધારવા જોઇએ એ અસહકારની વૃત્તિ છે. જે નિર્ભયતા અને સ્વાર્પણવૃત્તિ સ્વરાજ પ્રાપ્તિને માટે કામ કરે છે તેજ સમાજ સુધારાને માટે પણ કરશે.

વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે અસહકારથી સમાજ સુધારાનો કાર્યક્રમ વધારે વિસ્તૃત અને વિશાલ થયો છે. અત્યાર સુધી સંસારસુધારો વિધવાવિવાહ, બાળલગ્ન, સ્ત્રીકેળવણી, અંત્યજોદ્ધાર વગેરે વિષયોના ક્ષેત્રથી વધારે દૂર ગયો નથી. સદ્‌ગત રા. રણજીતરામે સંસારસુધારાનું ક્ષેત્ર વધારે વિશાલ કરવાને અને જીવનના બીજા પ્રશ્નોને અંદર સમાવવાને સૂચના કરી ત્યારથી થોડાએક બીજા પ્રશ્નો પર ચર્ચા શરૂ થયેલી પણ એ કોઈ પ્રશ્નપર સુધારાએ જીવન્ત બલ વાપર્યું નથી. અસહકાર સાથે જોડાવાથી સમાજસુધારાનું ક્ષેત્ર હાલ, એક બાજુ રાજકીય પ્રશ્નો સુધી, અને બીજી બાજુ ધાર્મિક પ્રશ્નો સુધી વિસ્તર્યું છે અને મજુરવર્ગ, દારૂ, સ્વચ્છતા, મોજશોખ, કરકસર, વિગેરે સમાજનાં સઘળાં ક્ષેત્રો પર તે વ્યાપ્ત થયેલ છે. કેટલીએક હીલચાલો વ્યાપક થવાથી બળમાં વધે છે, અને સમાજસુધારો તેવી હીલચાલ છે. બીજા પ્રશ્નોને છોડી સંસારસુધારો માત્ર સ્ત્રીઓની ઉન્નતિ પૂરતો જ પ્રશ્ન પકડી બેસી રહે તો, તેથી તે કદી સમસ્ત લોકને પોતા તરફ વાળી શકશે નહિ; અને અસહકારની અસરથી સમાજસુધારો વિસ્તૃત થવાથી તેમાં વધારે

જીવન્ત બળ આવેલ છે, એ ફેરફાર પણ ધ્યાન આપવા જેવો છે.

આપણા જીવનમાં થનો એક બીજો પણ ફેરફાર નોંધ લેવા જેવો છે. આપણા જીવનમાં સાહસિકતા વધતી જાય છે. આજ સુધીનું સામાન્ય માણસનું જીવન એક સરખું, સાહસ વિનાનું, વિવિધતા વિનાનું હતું, અને કોઈ છૂટું છવાયુ સાહસ મૂર્ખાઈ કે તરંગીપણામાં ગણાતું. હવે સાહસ વધ્યું છે અને અને સાહસ તરફની લોકોની લાગણી પણ ઉપેક્ષાની કે નિન્દાની નથી, પણ ઉદારતા, આશ્ચર્ય અને શ્રદ્ધાની છે. અસહકારને અંગે સમાજમાં જે નવું જીવન આવ્યું તેનો જ આ એક પ્રકાર છે. કેટલાંએ કુટુંબોમાં બાળકોએ અને યુવાનોએ અસહકાર કરવાની ફરજ સમજી, સ્વાશ્રયી થવાનું સાહસ કર્યું. ઘણા નોકરીઆત અને ધંધાદારીઓએ પોતાના જૂના નિર્વાહનાં સાધનો ફેરવ્યાં. આવા દાખલાઓ રાજ્ય પર જે અસર કરવાની હતી તે કરવા પૂરતા થયા કે કેમ, એ અહીં અપ્રસ્તુત છે. પણ તેમની સમાજ ઉપરની અસર ઓછી નથી. આજ સાહસ કે આત્મબળની અસરથી સ્ત્રીઓએ જાહેરજીવનમાં ભાગ લેવા માંડ્યો અને અત્યાર સુધી જીભ વિનાની, સાધન વિનાની રહેલી વિધવાઓએ મર્યાદામાં રહી, પોતાનાં આત્મ-વૃત્તાંતો, પોતાની સ્થિતિ, પોતાની ઇચ્છાઓ અને પોતાના ઉદ્ધારના માર્ગો પોતાની મેળે જાહેરમાં કહ્યા. આપણા જીવનનું સ્વરૂપ જ બદલાઈ ગયું છે. એકજ રીતે હિસાબથી અને ગણત્રીથી ચાલતા આવેલા જીવનપ્રવાહમાં ફેરફાર થયો છે. નદીમાં પૂર આવે અને જેમ કાંઠા તૂટે, અને અનેક જગાએ વહેન બદલાય તેમ પ્રજાજીવનમાં થયું છે. અનેક માણસોનાં જીવન બદલાઈ ગયાં છે, રહેણીકરણી જૂદી થઈ છે, જૂદાં મંડળો, જૂદાં જ ઝૂંમખાંઓ બંધાયાં છે અને એકંદરે પ્રજામાં વ્યક્તિઓ વ્યક્તિ-ઓનો અને જૂદા જૂદા ગંધોનો પરસ્પર પરિચય, મેળાપ તેમજ સહકાર્યના પ્રસંગો વધ્યા છે, અને તેમાં વિવિધતા આવી છે. જેમ પાણી બંધીઆર રહેવાથી બગડે છે, અને વહેતું રહેવાથી સ્વચ્છ રહે છે; તેમ લોકસંઘો પણ પરસ્પરના અનેક પ્રકારના વ્યવહારથી વધારે શુદ્ધ રહે છે. રૂઢિના કેવળ વિસ્તારથી, એકની એક રૂઢિ ઘણા માણસો પાળતાં હોય એવી સ્થિતિથી જ જીવનમાં રૂઢિનું બળ વધ્યા કરે છે, અને એ બળ જીવનમાં વિવિધતા અને સાહસ આવતાં આપોઆપ મરી જાય છે.

આ સાહસિકતાની સાથેજ અસહકારથી કેળવાતો જતો સંયમ તથા વિવેક પણ જણાવવો જોઇએ. કેવળ સાહસિકતાથી શક્તિનો નિરર્થક અને તરંગી વ્યય થવાનો સંભવ છે. આને કાબુમાં રાખવા અને સન્માર્ગે દોરવા સંયમની જરૂર છે. આ સંયમ વિનાના ઉચ્છૃંખલ બળના દાખલા અત્યારે આપણી નજરે ઘણા ચડશે, પણ લાંબી નજરે જોતાં એ દાખલા માત્ર વધતા જતા બળના આકસ્મિક ઉભરા જેવા જ છે અને એ બળને નિયમન કરનાર સંયમ પણ સાથે સાથે કેળવાય છે, એમ જણાયા વિના રહેશે નહિ. સમાજ જીવનમાં આ સંયમની અગત્યતાનું ભાન એ અસહકારનું વિશેષ લક્ષણ છે. અત્યાર સુધીનો સુધારો વ્યક્તિસ્વાતંત્ર્ય અને વ્યક્તિના હકના સિદ્ધાન્તો ઉપર રચાતો હતો. તેમાં સંયમ તરફ જોઇએ તેટલું ધ્યાન ગયેલું નહોતું. ખરી રીતે અત્યાર સુધીની આપણી કેળવણીમાં સંયમને સ્થાન જ ન હોતું, તો એ કેળવણીથી પ્રેરાયલા આપણા સુધારામાં તેને ક્યાંથી સ્થાન હોય ? હાલના સમાજમાં સંયમનું મહત્ત્વ સમજાયું છે. એ ફેરફારનું કારણ અસહકારમાં રહેલી ધર્મવૃત્તિ છે. એ સંયમથી આપણી હાલની હીલચાલો વધારે ધાર્મિક અને આપણા ભૂતકાળ સાથે વધારે ગાઢ અને રહસ્યમય સંબંધ ધરાવતી થઈ છે, અને તેનાથી જ વ્યક્તિ અને સંઘ વચ્ચેનું ઘર્ષણ ઓછું થયું છે.

આપણા સમાજની માનસિક સ્થિતિમાં થયેલ એક બીજો પણ ફેરફાર સમજવો જરૂરનો છે. પશ્ચિમની કેળવણીથી બુદ્ધિ કેળવાણી, પણ તે સાથે સમાજમાં કામ કરવાની શક્તિ કે આવડત વધી

નહિ. તેને લાંબે પરિણામે સુધારાના વિચારો કરીને કે બહુ બહુ તો તે વિષે સરસ બોલીને સંતોષ માની લેવાની ઘણા કેળવાયેલાઓને ટેવ પડી. વિચારવું અને બોલવું, દલીલ કરવી અને વિચારને કાર્યમાં મૂકવાની અશક્યતા કે મુશ્કેલીઓ જોવી, એમાં જીવનની કૃતકૃત્યતા મનાવા લાગી. આ સ્થિતિમાંથી અસહકારે આપણો ઉદ્ધાર કર્યો, અસહકારનો મૂળ સિદ્ધાન્ત જ એ છે, કે સત્ય લાગે તેનો આગ્રહપૂર્વક અને વિનયપૂર્વક અમલ કરવો. આથી જીવન અને વિચારો કાર્યોન્મુખ થયા. કાર્યની દઢતર અને વ્યાવહારિક ભૂમિકાથી દૂર જઈ કેવળ કલ્પનામાં અને બુદ્ધિતરંગોમાં ઉડવાની ટેવ પર અંકુશ મૂકાયો, અને જીવનમાં અને વિચારમાં ઋજુતા, સત્ય, પ્રમાણિકપણું વ્યાવહારિકપણું આવ્યાં. વિચાર અને કાર્યનું ઐક્ય. જે વિના જીવન અપૂર્ણ રહે છે, તે સધાયું.

આવી રીતે અસહકારની સમસ્ત જીવનપર અસર થયેલી છે. તેનાથી નવું બળ આવેલ છે. આ બળ સમાજને સુધારામાં પ્રેર્યા વિના નહિ રહે અને તેની પ્રેરણા થવાનાં અસહકારમાં તત્ત્વો છે. અસહકાર એક બહુ જ વ્યાપક ચળવળ છે અને તેના ચોક્કસ કાર્યક્રમમાં સમાજસુધારાને પણ સ્થાન છે. સાહસ, સંયમ, કાર્યતત્પરતા એ અસહકારની સમાજપર થતી વિશિષ્ટ અસરો છે અને તેને પરિણામે સમાજસુધારાને નવું બળ મળશે એમાં સંદેહ નથી. પણ આ બધી સ્થિતિ અસહકાર શુદ્ધ સ્વરૂપમાં રહેશે તો રહેશે. મોટી હીલચાલોમાં મોટું બળ હોય છે તેમ તેને આડે રસ્તે જવાનો ભય પણ વધારે હોય છે. અસહકારને શુદ્ધ સ્વરૂપમાં સમજવાને બદલે, કાર્યક્રમના એકાદ સાંકડા માર્ગમાં રોકી રાખવામાં આવશે, તેમાં નવો ઉત્સાહ પ્રેરવાને બદલે પ્રજા તરફથીજ નિરોધ કરવામાં આવશે, અને તેને ખુલ્લી પ્રજાકીય હીલચાલ રાખવાને બદલે તેના પર ઢાંકપિછોડો કરવાનો, કે તેના પર ખોટો ઢોળ ચડાવવાનો પ્રયત્ન કરવામાં આવશે, તો તે ઉન્નતિ કરવાને બદલે આપણને વધારે અધમ બનાવશે અને આપણા જીવનમાં ઘર કરી બેઠેલાં જૂઠાણાંમાં એક ભયંકર જૂઠાણું ઉમેરશે. ભાવીના ગર્ભમાં શું છે તે તો કોઈ કહી શકતું નથી, પણ એટલી વાત ચોક્કસ છે, કે માનવ હીલચાલ, જેટલી શુદ્ધ અને મુક્ત હોઈ શકે તેટલી શુદ્ધ અને મુક્ત તેના આદ્યપ્રવર્તકે આ હીલચાલ ઘડી છે, હજી સુધીની કોઈ પણ હીલચાલ નહતી એટલી આ હીલચાલ પ્રજાકીય છે, અને હવે તેના ભવિષ્યને માટે બીજું કોઈ જ નહિ, પણ એ પ્રજા જ, હિંદની સમગ્ર પ્રજા જ પોતા તરફ અને ભવિષ્યની પ્રજા તરફ જવાબદાર ગણાશે.

રામનારાયણ વિશ્વનાથ પાઠક.

---

# રાષ્ટ્રસંઘની નિષ્ફળતા

યુરોપના ગયા ભયંકર યુદ્ધ દરમિયાન જે અત્યાચાર અને અમાનુષિક વર્તન થવા દેવામાં આવ્યાં, તે પરથી આખા જગતને ભાન થયું, કે પાશ્ચાત્ય રાષ્ટ્રોમાં આસુરી ભાવના કેટલા પ્રમાણમાં પ્રગટ થઇ શકે છે. યુદ્ધના ત્રાસદાયક અને દયાજનક બનાવોથી આખું વિશ્વ કંપી ઉઠયું, અને સર્વ કોઇને ચિન્તા થવા લાગી, કે એવી સર્વગ્રાહી જાદવાસ્થળીના ભયંકર પરિણામો જનસમાજને કયાં સુધી ભોગવવાં પડશે ? દુન્યિાના લોહીતરસ્યા રાષ્ટ્રોના સ્વાર્થી વર્તનના પરિણામે થતા હત્યાકાંડથી પ્રજાઓને અનહદ કંટાળો આવવા લાગ્યો. આવા વિગ્રહો ન થતાં સનાતન શાંતિ કયારે સ્થપાશે, અને તે માટે શું ઉપાયો યોજવા તેના વિચારો અનેક શાંતિપ્રિય ચિન્તકોને થયા. એટલું તો સૌને લાગ્યું કે ન્યાય, સત્ય અને પ્રજાકીય સ્વતંત્રતા માટે આદરેલા યુદ્ધના અંત પછી તેજ મહાન સૂત્રનો વિજય થવો જોઇએ, અને રાષ્ટ્રો વચ્ચે સંપ કાયમ રાખવા પ્રયત્નો થવા જોઇએ. યુદ્ધ દરમિયાન જે ઉચ્ચ ભાવનામય વાતાવરણ ઉત્પન્ન થયું, તેજ અરસામાં પ્રેસીડંટ વિલ્સન અને બીજા રાજપુરૂષો તરફથી વિશ્વશાંતિ સ્થાપવા રાષ્ટ્રસંઘની યોજના રજુ થઇ. અનેક રાષ્ટ્રોએ આ યોજના ઉત્સાહથી વધાવી લીધી. એ રાષ્ટ્રસંઘની પાછળ આત્મ-નિર્ણય, ન્યાય, અને સ્વતંત્રતાની ઉત્કટ ભાવનાઓની પ્રેરણા હતી. આપણી ક્ષુદ્ર પૃથ્વીપર સદાની શાન્તિ સ્થપાય. તે વિષે અમેરીકાના પ્રેસીડંટ વિલ્સને સુંદર ભાષણો કર્યાં, અને જનસમાજમાં અપૂર્વ ઉત્સાહ રેડયો. ભવિષ્ય આશામય દેખાયું અને યુદ્ધના ઘોર અંધકારમાં નવયુગની ઉષાનાં શાંતિપ્રેરક કિરણોનો ઝાંખો પ્રકાશ પડવા લાગ્યો. સર્વ કોઈ તે વખતે તો એમજ માનવા લાગ્યા કે યુદ્ધ પછી સત્ય, ન્યાય, લોકકલ્યાણ અને સ્વતંત્રતાના ઉચ્ચ સિદ્ધાન્તોને સંપૂર્ણ અવકાશ મળશે. અને તે સિદ્ધાન્તોને અનુસરીને જ સુલેહનો ખરડો તૈયાર થશે.

એટલામાં યુદ્ધમાં જર્મનીની હાર થઈ, અને મિત્રરાજ્યોના વિજયડંકા ચોમેર વાગી રહ્યા. યુદ્ધ પછીની સુલેહઘટનામાં રાષ્ટ્રસંઘની યોજનાને પ્રધાન સ્થાન આપવામાં આવ્યું. વરસાઇમાં જગતનું ભવિષ્ય ઘડવા મિત્રરાજ્યોના નેતાઓ તથા ખુદ પ્રેસીડંટ વિલ્સન ભેગા મળ્યા. સુલેહનો ખરડો તૈયાર થયો, રાષ્ટ્રસંઘની સ્થાપના થઈ અને સનાતન શાંતિ સ્થાપવા એકઠા થયેલા રાજ્યકર્તાઓ છૂટા પડયા.

આજે એ સુલેહ ઘડાયાને ત્રણથી વધારે વર્ષ વીત્યાં છે, પણ જે વિશ્વની શાંતિ માટે આટલી બધી ગર્જના થઇ તે કયાં છે ? કયાં છે તે શાંતિપ્રેરક વાતાવરણ કે જેમાં સત્ય, ન્યાય, આત્મનિર્ણય અને સંપની ઉચ્ચ ભાવનાને પોષણ મળવાનું હતું ? ચોમેર દૃષ્ટિ ફેંકીએ અને અનેક રાષ્ટ્રોની પરિસ્થિતિ તપાસીએ તો સર્વ દિશાથી એકજ સ્પષ્ટ જવાબ મળે છે-અશાંતિ, અસંતોષ, અને અંતવગરના ઝગડાઓ ! રૂશિયામાં પ્રચંડ સામ્યવાદના બળવાને પરિણામે અસંતોષ વર્તી રહ્યો છે. વિજયમદથી અંધ થઇ ગયેલાં મિત્રરાજ્યો પરવશ થઇ પડેલી જર્મન પ્રજાને સર્વાંશે પાયમાલ કરવા પછાડ મારી રહ્યાં છે. ઓસ્ટ્રીઆની ઉજ્જડ થયેલી ભૂમિનાં બાળકો

પ્રજા માટે વલખાં મારી રહ્યાં છે, તુર્કીની મુસલમાન પ્રજા તેના પર થયેલા અન્યાયથી ખીજાઇને ગ્રીસ સાથે ભયંકર લડત ચલાવી રહી છે; સામ્રાજ્યમદના પંજામાંથી પરતંત્ર પ્રજાઓને મુક્ત કરવામાં આવશે એ આશા તો નિષ્ફળ ગઈ. આયર્લેંડ, મિસર, હિન્દ અને કોરીઆ વગેરે પરાધીન રાષ્ટ્રોમાં અશાંતિ ને અસંતોષ વ્યાપી રહ્યા છે. અને બધા મુક્તિ મેળવવા પ્રચંડ ઝુંબેશ ચલાવી રહ્યા છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ તપાસતાં માલમ પડે છે, કે યુદ્ધ પુરૂં થતાં જે નવયુગની શરૂઆત થવાની હતી, તેનાં કાંઇ પણ ચિન્હ દેખાતાં નથી. રાષ્ટ્રસંઘની સ્થાપનાથી દ્વેષ, સ્વાર્થ અને કલહની લાગણીઓ શમી નથી. રાષ્ટ્રોમાં સંપ નથી, મનુષ્યના કલ્યાણ માટે સ્વાર્થનો ત્યાગ કરવા કોઇ રાષ્ટ્ર તૈયાર નથી. યુદ્ધ પછીના વાતાવરણમાં સર્વાંગે નિરાશા પ્રસરી રહી છે, અને મનુષ્યસ્વભાવની આસુરી ભાવનાનાજ વિજય ડંકા સંભળાઇ રહ્યા છે.

રાષ્ટ્રસંઘની સ્થાપના નિષ્ફળ નીવડી અને સર્વત્ર અશાંતિ વર્તી રહી, તેથી સર્વ કોઇને વિચાર થાય છે કે આનાં કારણો શું હશે? શું જનસમાજને શાંતિ પ્રિય નથી? શું મનુષ્યને તેની મલિન ભાવનામાંજ નિરંતર સડયા કરવું ગમે છે? રાષ્ટ્રોમાં કદી સંપ રહી શકશે નહિ અને લોહીની નદીઓ શું નિરંતર વહ્યાજ કરશે? અને જો આ શંકાઓમાં સત્ય નથી તો રાષ્ટ્રસંઘની નિષ્ફળતાનું અને જગતની અશાંતિનું કારણ શું? પરિસ્થિતિનું બારીક અવલોકન કરતાં એટલું તો સ્પષ્ટજ માલમ પડે છે, કે મિત્રરાજ્યોએ ઘણી ગંભીર ભૂલો કરી છે, અને અત્યારે તેનાં દુઃખદ અને ભયંકર પરીણામો તેઓ અનુભવી રહ્યાં છે. યુદ્ધના મહાન વ્યાધિની યોગ્ય ચિકિત્સા તેઓ કરી શક્યા નથી, તેથીજ તેમણે જે ઉપાયો યોજ્યા તે નિષ્ફળ નીવડયા. રાષ્ટ્રસંઘની જ્યારે સૂચના કરવામાં આવી હતી; તે વખતે પ્રજા સમક્ષ ઉચ્ચ ભાવના અને મહાન આદર્શો મૂકવામાં આવ્યા હતા. એ ઉત્કૃષ્ટ વિચારોને કાર્યપ્રદેશમાં ઉતારવા જેટલી સ્વાર્થત્યાગની વૃત્તિ અને હિંમત મિત્રરાજ્યોમાં નહતી, અને તેથીજ રાષ્ટ્રસંઘનો સનાતન શાંતિ સ્થાપવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો.

રાષ્ટ્રસંઘની નિષ્ફળતાનાં કારણોનો ઉંડો અભ્યાસ કરતાં માલમ પડે છે, કે તેની સ્થાપનાજ પ્રતિકૂળ અને અયોગ્ય સંજોગોમાં થઇ હતી. પ્રેમ, ન્યાય ક્ષમા, અને લોકકલ્યાણની ઉચ્ચ વૃત્તિને પોષક વાતાવરણમાં રાષ્ટ્રસંઘની સ્થાપના થાય, તો તેની પાછળ રહેલી શાંતિપ્રેરક ભાવનાનો વિકાસ થવાનો સંભવ છે. પરંતુ રાષ્ટ્રસંઘના પ્રયોજકો તો જર્મની પર મેળવેલા વિજયથી મદાન્ધ થયા હતા, અને સત્તાબળ અને સ્વાર્થની મલિન ભાવનાઓ નીચે તેમની પરમાર્થવૃત્તિ અને શુદ્ધ હેતુઓ દટાઇ ગયા હતા. જર્મની જેવી પ્રચંડ પ્રજાની હાર થઇ, એટલે મિત્રરાજ્યોના હૃદયમાં વેર અને દ્વેષની લાગણીઓ એકદમ જાગૃત થઇ હતી; અને નિષ્પક્ષપાત તથા ન્યાયની દૃષ્ટિએ કંઇ પણ કાર્ય કરવા તેઓ અસમર્થ હતા. આવા પ્રતિકૂળ વાતાવરણમાં રાષ્ટ્રસંઘનો જન્મ થાય, તો એ તદન સ્વાભાવિક છે, કે તેની ઉત્કૃષ્ટ ભાવનાઓ કદી મૂર્ત સ્વરૂપમાં આવી શકે નહિં. મિત્રરાજ્યોમાં સત્તાનો નિશો હતો, અને તેની કાળી છાયા તેમણે ઘડેલા રાષ્ટ્રસંઘના બંધારણમાં માલમ પડે છે. શાંતિ સ્થાપવા ઘડાયેલા રાષ્ટ્રસંઘનું બંધારણ તપાસીશું, તો ડગલે ડગલે દ્વેષ, અહંકાર, સત્તાબળ અને અન્યાયની ભાવનાઓની દઢ અસર માલમ પડશે.

ભવિષ્યમાં વિગ્રહો નવા જાગે નહિ—એવા ઉદ્દેશથી રાષ્ટ્રસંઘની યોજના થઇ છે. પરંતુ તેના પ્રયોજકોએ જે બંધારણ ઘડી કાઢયું છે, તેમાં યુદ્ધનો અંત લાવવા ખાસ અસરકારક સૂચનાઓ બીલકુલ કરી નથી. અમેરિકાના સિનેટર નોક્સે જણાવ્યું તે પ્રમાણે રાષ્ટ્રસંઘથી ભવિષ્યમાં યુદ્ધ અટકશે નહિ, એટલું જ નહિ, પરંતુ તેથી હવેના વિગ્રહો અગાઉના વિગ્રહો કરતાં વધારે મોટું સ્વરૂપ પકડશે. અમુક રાષ્ટ્ર સાથે કંઇક વાકું પડવાથી તેની સામે લડાઇ કરવા અનેક તટસ્થ રાજ્યોને પણ

તૈયાર થવું પડશે. રાષ્ટ્રસંઘની સ્થાપના પછી પણ યુરોપમાં અનેક ઠેકાણે અનેક લડાઈઓ ચાલી રહી છે, તેજ બતાવી આપે છે, કે આંતરરાષ્ટ્રીય ઝઘડાઓનું શાંતિથી સમાધાન કરવા રાષ્ટ્રસંઘ તદ્દન નિષ્ફળ નીવડ્યો છે. અત્યારે ગ્રીસ અને અંગોરા વચ્ચે પ્રચંડ જાદવાસ્થળી ચાલી રહી છે, છતાં રાષ્ટ્રસંઘે મૌન વૃત્તિ ધારણ કરી છે. ડૉક્ટર વિલ્સન તે માટે રાષ્ટ્રસંઘને ભલે વિનંતી કરે, પરંતુ ઝઘડાઓનું સમાધાન તો જુની રીત પ્રમાણે જ થયા કરે છે. અને નાંખી નજર નથી પહોંચતી કે દુનિયા પર શાન્તિ ક્યારે ફેલાશે !

રાષ્ટ્રસંઘના બંધારણમાં બીજી ખામી એ છે, કે સભાસદની ચૂંટણીમાં સમાનતાના સૂત્રને તિલાંજલી આપવામાં આવી છે. રાષ્ટ્રસંઘ જેવી પ્રજાકીય અને સર્વસામાન્ય સંસ્થામાં પણ મધ્યકાલીન સ્વચ્છંદી સત્તા ઘુસી ગઇ છે. જર્મની અને તુર્કસ્તાન જેવા મોટા રાષ્ટ્રોનો હજી સુધી બહિષ્કાર કરવામાં આવ્યો છે, અને સમાનતા અને બંધુત્વ પ્રગટાવનાર સંસ્થાના પ્રયોજકો ભેદભાવ અને પક્ષપાતની જૂની નીતિને હજી વળગી રહ્યા છે. વળી રાષ્ટ્રસંઘના કાર્યવાહક મંડળમાં બધી પ્રજાઓના પ્રતિનિધિઓ હોવા જોઇએ એ તત્ત્વનો સંપૂર્ણ સ્વીકાર થયો નથી, અને તેની અસાધારણ સત્તાપર બ્હારનો અંકુશ બીલકુલ નથી.*

જ્યારે રાષ્ટ્રસંઘના બંધારણમાં જ સ્વાતંત્ર્યપોષક તત્ત્વોનો સમાવેશ થયો નથી તે વખતે જનસમાજમાં તેની પ્રતિષ્ઠા ન પડે એ સ્વાભાવિક છે. આંતરરાષ્ટ્રીય ઝઘડાનું સમાધાન તે સંસ્થા કરી શકશે એવો વિશ્વાસ પણ રાષ્ટ્રોમાં ઉત્પન્ન થવો મુશ્કેલ છે.

રાષ્ટ્રસંઘના બંધારણમાં ત્રીજી અપૂર્ણતા એ છે કે મિત્રરાજ્યોએ તેમના સ્વાર્થ-સાધક હેતુઓ નિર્ભયપણે પાર પાડવા, રાષ્ટ્રસંઘનુ મુખ્ય કામકાજ જાહેરમાં ન કરવાની વ્યવસ્થા કરી છે. વિશ્વમાં શાંતિ સ્થાપવી અને બંધુપ્રેમ વધારવો એજ જો રાષ્ટ્રસંઘનો હેતુ છે, તો શા માટે સર્વ કાર્ય જાહેરમાં ન કરવું ? અંધકારમાં પ્રપંચી નીતિ આદરવાની પ્રથા પડવાથી તો અનેક ગેરસમજુતીઓ ઉભી થાય છે, અને અસંખ્ય ઝઘડાઓનુ તે કારણ થઇ પડે છે. યુરોપના ઇતિહાસનાં પાનાં ફેરવતાં એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે, કે જ્યારે રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચે ખુલ્લે દિલે મસલત થતી નથી, ત્યારે વૈર અને દ્વેષનાં બી રોપાય છે; અને તેનાં કડવાં ફળ યુદ્ધમાં જગતને ચાખવાં પડે છે. ભૂત કાળની એ ગંભીર ચેતવણી છતાં રાષ્ટ્રસંઘના પ્રયોજકોએ ખાનગી રીતે નિર્ણય કરવાની જૂની રાજ્યનીતિને કાયમ રાખી છે. રશિયાના પ્રચંડ સામ્યવાદ (Bolshevism) વિરૂદ્ધ મિત્રરાજ્યોએ જે ત્રાસદાયક ઝૂંબેશ ચલાવી તે આવા પ્રકારની ગુપ્ત નીતિના હાનિકારક પરીણામની સચોટ સાક્ષી પૂરે છે. જ્યાં પ્રકાશનો જ ભય છે, ત્યાં બંધુપ્રેમ અને પરસ્પર વિશ્વાસ કેવી રીતે રહી શકે ? અને પ્રેમ તથા વિશ્વાસ વિના, રાષ્ટ્રો વચ્ચે શાંતિ કેવી રીતે જળવાઇ રહે ?

રાષ્ટ્રસંઘના બંધારણની આ ત્રણ મુખ્ય ત્રુટીઓને લીધે તે સંસ્થાની પ્રતિષ્ઠા ઘટી ગઈ, અને તેનાં શાંતિપ્રેરક સૂત્રો સ્વપ્નસૃષ્ટિમાં જ રહી ગયાં. પરંતુ રાષ્ટ્રસંઘ દ્વારા જગતમાં શાંતિ સ્થાપવાની આશા જનસમાજે તદ્દન મૂકી દીધી છે તેનુ મુખ્ય અને મૂળ કારણ તો એ છે, કે તેના પ્રયોજકોએ જગતની અશાંતિનાં મૂળ કારણોની સર્વાંશે અવગણના કરી છે. વિગ્રહના વ્યાધિને જડમૂળથી ઉખેડવાને બદલે, ઉપલકિયા ઉપચારો આદરવામાં આવ્યા છે. રાષ્ટ્રો રાષ્ટ્રોના અનંત ઝઘડા માટે મનુષ્યસ્વભાવની દુષ્ટ વૃત્તિઓ જવાબદાર છે, એ સત્યની અવગણના કરી,

* રાષ્ટ્રસંઘની આ મહાન ત્રુટી વિષે શ્રીયુત અરવિન્દ ઘોષ લખે છે: "It is an oligarchy or hegemony of great powers, leaders and masters of the herd, with the weaker rabble, rest hanging on the flanks or posteriors of their mighty bell-wethers and following them and their omnipotent decisions in sometimes a mutinous and discordant chorus."

માત્ર યોજનાઓ અને પરિષદોથી બાહ્ય શાંતિ સ્થાપવાના મિથ્યા પ્રયાસોમાં જ રાષ્ટ્રસંઘની પ્રવૃત્તિઓ પુરાઈ રહી. સત્તા, પ્રેમ અને સ્વાર્થ–સાધનાની મલિન વૃત્તિઓએ રાષ્ટ્રોના હૃદયમાં પ્રધાનપદ મેળવ્યું છે, તેથી જગતમાં ઝઘડાઓ નિરંતર થયા કરે છે. સામ્રાજ્યમદ અને સ્વાર્થી પ્રજાત્વ એજ આધુનિક અશાંતિનાં મુખ્ય કારણો છે. પોતાના રાષ્ટ્રની ગમે તે રીતે પ્રતિષ્ઠા વધારવી, સ્વદેશની આર્થિક ઉન્નતિ માટે પરહિતની અવગણના કરવી, અને તે અર્થે જ દુનિયામાં સર્વોપરી સત્તા મેળવવા પ્રયત્ન કરવા, એવાજ ઉદ્દેશોને અનુસરી અત્યારના સર્વ રાષ્ટ્રો પોતાની રાજ્યનીતિ ઘડે છે. દરેક પોતાની સત્તા વધારવા પ્રયત્ન કરે છે, અને તેથી એકબીજાની ઉન્નતિમાં એકની રાજ્યનીતિ બીજાને વિઘ્નરૂપ થઇ પડે છે. પરિણામ અંતે એ આવે છે, કે દ્વેષ, ઇર્ષા, વૈર અને અહંકારની દુષ્ટ ભાવનાઓને પૂર્ણ અવકાશ મળવાથી રાષ્ટ્રો એકબીજા સાથે નજીવા કારણ માટે લડી પડે છે. બ્રિટીશ સામ્રાજ્યની સત્તા જર્મની સહન ન કરી શક્યું, અને તેને સામ્રાજ્યનાં સ્વપ્નાં આવ્યાં. પ્રચંડ યુદ્ધમાં તે ભયંકર સ્વરૂપમાં ભભુકી ઉઠયાં. રુષીને પોતાના સામ્રાજ્યમાં ઘટાડો થાય, એ બ્હીકથી ઇંગ્લંડે બેલજીઅન પ્રજાનું સંરક્ષણ કરવાનું બ્હાનું કાઢી, સ્વાર્થ સાચવવા લડાઈ જાહેર કરી. બીજા મિત્રરાજ્યોની યુદ્ધનીતિ તપાસતાં, એવા જ હેતુઓ પ્રકાશમાં આવશે. જ્યાં સુધી સામ્રાજ્યમદ અને પ્રજાત્વનો પવન પશ્ચિમમાં ફુંકાયા કરશે, ત્યાં સુધી જગતમાં અશાંતિ રહેશે. મનુષ્યસ્વભાવના દુષ્ટ વિકારો જ્યાં સુધી સંપૂર્ણ સત્તા ભોગવે છે, ત્યાં લગી રાષ્ટ્રો વચ્ચે શાંતિ અને સંપ જાળવવાના સર્વ પ્રયાસો નિષ્ફળ નીવડશે. શાંતિપ્રેરક ભાવનાનો પ્રચાર કરવા રાષ્ટ્રસંઘ સ્થપાયો, પણ મનુષ્યની દુષ્ટ ભાવનાને ઉત્તેજન આપનાર સામ્રાજ્યમદનો નાશ કરવા તેના પ્રયોજકોએ કાંઇ પણ પગલાં ન લીધાં. રાષ્ટ્રસંઘની સ્થાપના થયાંને આજે ત્રણ વર્ષ થઇ ગયાં, પણ પરરાજ્યોની ધુંસરી નીચે સપડાયેલા અનેક પરવશ રાષ્ટ્રો સ્વતંત્રતા માટે નિરંતર પછાડા મારે છે. હિન્દ, મિસર, આયર્લેંન્ડ, બ્રહ્મદેશ, સીલોન વગેરે રાષ્ટ્રોની ગુલામીની બેડી હજી દૂર થઇ નથી. કોરીઆની પ્રજા પર જાપાની સામ્રાજ્યનો ત્રાસદાયક અંકુશ વર્તી રહ્યો છે. અમેરીકા જેવા સ્વતંત્ર કહેવાતા દેશમાં પણ સામ્રાજ્યમદે પગપેસારો કર્યો છે. ફીલીપાઇન પ્રદેશની પ્રજા હજી સ્વતંત્રતા માટે વલખાં મારી રહી છે. આફ્રીકાના પ્રદેશમાં દ્રવ્યલોભથી ગયેલા યુરોપીઅન લોક ત્યાંની દેશી પ્રજા પર કેવા પ્રકારના જુલમ વર્તાવી શકે છે, તેની કલ્પના 'ક્રાઇમ્સ ઈન કોન્ગો' નામનું પુસ્તક વાંચવાથી થઇ શકશે. ચીન દેશમાં પણ સામ્રાજ્યવાદી રાજ્યો દ્રવ્યઉત્પાદક ક્ષેત્રો પર અંકુશ મેળવવા અનેક પ્રયત્નો કરી રહ્યા છે. ૧૯૧૧ ના આંકડા તપાસતાં ચીનમાં પરદેશી રાજ્યોના અંકુશનું પ્રમાણ નીચે પ્રમાણે માલમ પડે છેઃ–

| | |
|---|---|
| ઇગ્લંન્ડ ......... | ૨૭.૮ ટકા |
| રૂશિયા ......... | ૪૨.૩ ,, |
| ફ્રાન્સ ......... | ૨.૪ ,, |
| જર્મની ......... | ૧.૩ ,, |
| જાપાન ......... | ૪.૩ ,, |

રાષ્ટ્રસંઘની સ્થાપના પછી ઉપલા આંકડાઓમાં ઘટાડો થયો હોય એમ માનવાને અમને કશું જ કારણ મળતું નથી. આવી સામ્રાજ્યમદની વૃત્તિને લઇને બધે દ્વેષ, વૈર, કુસંપ, સ્વાર્થ અને હિંસાવૃત્તિનું રાજ્ય પ્રવર્તી રહ્યું છે. રાષ્ટ્રસંઘ સ્થાપો કે મ્હોટી મ્હોટી પરિષદો ભરો, પરંતુ જ્યાં સુધી જગત સામ્રાજ્યમદના પંજામાંથી મુક્ત થયું નથી, ત્યાં સુધી સનાતન શાંતિ અને વિશ્વબંધુત્વની અભિલાષાઓ રાખવી નિરર્થક છે.

જનસમાજની શાંતિમય પ્રગતિમાં સામ્રાજ્યમદને લીધે જે અનેક કંટકો ઉત્પન્ન થયા છે, તેનો જડ મૂળથી નાશ કરવા રાષ્ટ્રસંઘના પ્રયોજકો કંઇક પગલાં ભરશે એવી આશા સર્વને હતી. પરંતુ મનુષ્યજાતિના કમનસીબે એ આશા નિષ્ફળ નીવડી છે. યુરોપના પ્રવાસે નીકળેલા ડૉક્ટર સુધીન્દ્ર બોઝ જીનીવા ગયા ત્યાં તેઓ રાષ્ટ્રસંઘના કાર્યવાહકોને મળ્યા

હતા ત્યારે તેમણે તેઓને નીચે પ્રમાણે એક સવાલ પૂછેલ.

યુરોપના સામ્રાજ્યવાદમાંથી એશિયાની જુલમમાં કચડાતી પ્રજાને છોડાવવા માટે રાષ્ટ્રસંઘની પાસે શી યોજના છે?

જવાબઃ-રાષ્ટ્રસંઘને એની સાથે કાંઇ લેવા દેવા નથી*

જ્યાં વિગ્રહનાં મૂળ કારણો પ્રત્યેજ આટલી બધી બેદરકારી છે, ત્યાં રાષ્ટ્રસંઘ શાંતિ સ્થાપવા નિષ્ફળ નીવડે એમાં શી નવાઇ ?

યુરોપમાં શાંતિ સ્થાપવા જે રાષ્ટ્રસંઘની યોજના ઘડવામાં આવી, તેમાં અનેક ત્રુટીઓ રહી ગઇ છે. એ આપણે જોયું. પરંતુ વર્સાઇના સુલેહખરડામાં યુરોપની પુનઃ વ્યવસ્થા કરવામાં આવી, ત્યારે રાષ્ટ્રસંઘની નિષ્ફળતા સર્વાંશે સિદ્ધ થઇ ચૂકી. યુદ્ધ દરમિયાન શાંતિ સ્થાપવા જે ઉત્સાહ અને ઉમેદ દર્શાવવામાં આવ્યાં હતાં, ને પરથી એમ લાગતું, કે યુદ્ધ પછી મિત્રરાજ્યોના વર્તનમાં એ ઉચ્ચ ભાવનાઓને વ્યવહારૂ રૂપ આપવામાં આવશે. જગતની પુનર્ઘટનામાંથી વિગ્રહ તથા કુસંપનાં કારણો દૂર કરવામાં આવશે અને સનાતન શાંતિ સ્થાપવાને અસરકારક ઉપાયો યોજવામાં આવશે. પરંતુ સત્તામદથી અંધ થયેલાં મિત્રરાજ્યોના નેતાઓને સ્વાર્થ સિવાય કંઈ પણ સૂઝયું નહિ. શત્રુની નિરાધાર સ્થિતિનો સંપૂર્ણ લાભ લઈ સુલેહશરતો એવી રીતે ઘડવામાં આવી કે ભવિષ્યના આતંર-રાષ્ટ્રીય ઝઘડાનાં બીજ રોપાયાં. જનસમાજની શાંતિમય પ્રગતિમાં જે કંટકો હતા તે દૂર કરવાના કર્તવ્યમાંથી રાષ્ટ્રસંઘે ચૂક ખાધી, અને તે ભૂલને જાણે અનુમોદન આપવામાં આવતું હોય, તેમ મિત્રરાજ્યોએ વર્સાઇની સુલેહમાં નવીન ઉમેરો કર્યો. રાષ્ટ્રસંઘના બંધારણમાં રહી ગયેલી ત્રુટીયોથી તેની શાંતિપ્રેરક ભાવનાઓ માત્ર સ્વપ્નવત્ થઇ પડી હતી, તેમાં વળી સુલેહના ખરડાએ તેની નિષ્ફળતાની પૂર્ણાહુતિ કરી. રાષ્ટ્રસંઘની ઉન્નત ભાવનાની છાપ તે સમયે ઘડાયેલી સુલેહશરતોમાં ક્યાંઇ નજરે પડતી નથી.

સારવેલીના પ્રદેશમાં મુખ્ય વસ્તી જર્મનોની છે, અને અત્યાર સુધી તે પર જર્મનીનો અંકુશ હતો. એ પ્રદેશમાં દ્રવ્ય ઉત્પાદક ક્ષેત્રો પુષ્કળ છે' દ્રવ્ય લોભની સ્વાર્થી ભાવનાને વશ થઇ મિત્રરાજ્યોએ એ ફળદ્રુપ પ્રદેશ જર્મની પાસેથી છીનવી લીધો, અને ફ્રાન્સને અપાવ્યો. તેજ પ્રમાણે પોલન્ડની સરહદ પર આવેલા જર્મન પ્રદેશને પોલન્ડના અંકુશ નીચે મૂકવામાં આવ્યા. ચીનમાં આવેલા શાંટગ પ્રદેશની પણ આવીજ દશા થઇ છે. તે પ્રદેશની મુખ્ય વસ્તી ચીનાઓની છે, અને પરદેશી અંકુશની વિરૂદ્ધ ત્યાંની પ્રજા ક્યારની પોકાર કરી રહી છે. સેવ્રની સુલેહમાં તુર્કસ્તાનના જે ભાગલા પાડવામાં આવ્યા છે, તેમાં પણ સામ્રાજ્યવાદી રાષ્ટ્રો સ્વાર્થ સાધવાના જ હેતુથી દોરાયા છે. મેસેપોટેમીઆમાંના દ્રવ્યઉત્પાદક ક્ષેત્ર પર અંકુશ મેળવી શકાય તેથી બ્રિટને તે પર પોતાની સત્તા જમાવી. તેવાજ હેતુથી પેલેસ્ટાઇન ફ્રાન્સને આપવામાં આવ્યું, અને એશીઆમાઇનરનો કબજો ગ્રીસને સોંપવામાં આવ્યો. આ પ્રમાણે ભાગલા પાડવામાં ન્યાય સચવાયો છે કે નહિ, અથવા ત્યાંની પ્રજાની અનુમતિ લેવામાં આવી છે કે નહિ,-અથવા મુસલમાની આલમની ધાર્મિક લાગણીને માન અપાયું છે કે નહિ-એવા પ્રશ્નોને તદન ગૌણ સ્થાન આપવામાં આવ્યું છે.

અત્યારે બ્રિટનની મુસલમાન પ્રજા રીસાઇ ગઇ છે, અને અંગોરાના ઝનુની મુસલનોનો મુસ્તફા કમાલ પાશાની સરદારી નીચે ગ્રીસના લશ્કરને હંફાવી રહ્યા છે. આ બધી બાબતો પરથી એ સ્પષ્ટ થાય છે, કે સુલેહની શરતો એવા પ્રકારની ઘડવામાં આવી છે, કે દ્વેષ, વૈર અને હિંસાવૃત્તિનેજ પોષણ મળે. સુલેહનો ખરડો તૈયાર કરનારાં

* Q "What is the plan of the League of Nations to deliver the oppressed nations of Asia from the yoke of European Imperialism? A. That is not the concern of the League of nations"

મિત્રરાજ્યોએ શાંતિનાશક શરતોજ ઘડી કાઢી છે. પોલ રીશારના શબ્દોમાં કહીએ તો "નાની નાની પ્રજાઓ સાથે જગતની મોટી પ્રજાઓ મન ફાવે તેમ વર્તે એવી સ્થિતિ સુલેહથી ઉભી થઇ છે.

જગતમાં વિગ્રહોનો અંત આણવા એવી પણ સૂચનાઓ કરવામાં આવી હતી, કે રાષ્ટ્રોના લશ્કરી બળને કમી કરવું. જર્મનીમાં ક્ષાત્રવૃત્તિ વધી પડવાથી યુરોપમાં જાદવાસ્થળી જાગી, એવી માન્યતા મિત્રરાજ્યોની હતી. એટલે રાષ્ટ્રસંઘની યોજનામાં લશ્કરી બળને કમી કરવા પણ વ્યવસ્થા થવી જોઇએ, એવી ઇચ્છા દર્શાવવામાં આવી હતી. પરંતુ જ્યારે સુલેહની શરતો ઘડવામાં આવી ત્યારબાદ એ નિયમનું પાલન માત્ર શત્રુ-રાજ્યો પાસેજ કરાવવામાં આવ્યું. જર્મનીનું લશ્કરી બળ અનેક રીતે કમી કરવામાં આવ્યું છે, પરંતુ જનરલ સ્મટસે કહ્યું તે પ્રમાણે લશ્કરી બળનો ઘટાડો ફક્ત જર્મનીમાં જ થઇ શક્યો છે. મિત્ર-રાજ્યોમાં તો લશ્કર તથા નૌકા સૈન્યમાં યુદ્ધ પછી ઉલટો ઉમેરો થયો છે. ખુદ ઇંગ્લન્ડમાં જ લશ્કરી ખર્ચ બમણો થઇ ગયો છે. અમેરીકામાં પ્રચન્ડ નૌકા સૈન્યની યોજના થઇ રહી છે. ફરજીઆત લશ્કરી નોકરીની સૂચના પણ કયાંક કયાંક થાય છે. ફ્રાન્સના લશ્કરમાં ઘટાડો થવાનાં બીલકુલ ચિહ્ન દેખાતાં નથી. જાપાનની ક્ષાત્રવૃત્તિ દિવસે દિવસે વધારે પ્રબળ સ્વરૂપ ધારણ કરે છે. એટલે લશ્કરી બળ કમી કરવાની જે ડાહી ડાહી વાતો યુદ્ધ દરમિયાન થતી હતી, તે વિષે, મિત્રરાજ્યોએ કંઇ પણ અગત્યનાં પગલાં લીધાં નથી. થોડા વખતપર મળેલી વોશીંગટન પરિષદમાં આ પ્રશ્નનો સંતોષકારક નીવેડો આણવા જે પ્રયત્નો થયા, તે હાસ્યાસ્પદ લાગે છે. કારણ કે એક તરફથી લશ્કરી બળ કમી કરવાની સૂચનાઓ થતી હતી, ત્યારે બીજી તરફથી પાસીફિક મહાસાગર પર આવેલા પ્રદેશો પર સામ્રાજ્યવાદી રાષ્ટ્રોની સત્તા કેવી રીતે વધારવી તેની યોજના થઇ રહી હતી. અમેરિકાના એક વર્તમાન પત્રે લખ્યું તે પ્રમાણે "પરિષદનું પરિણામ માત્ર એજ આવ્યું છે, કે એકબીજાને ઉડાવી દેવાનો ખર્ચ કમો થયો છે.*" સર્વ દષ્ટિથી તપાસતાં રાષ્ટ્રસંઘની નિષ્ફળતા સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. યુદ્ધ દરમિયાન જે નવયુગની ગર્જના થઇ હતી, તે યુદ્ધ પુરૂં થતાં તદ્દન શાંત થઇ ગઇ છે. "ગાજ્યા મેહ વર્ષે નહિં" એ કહેવત ખરી પડી. જનસમાજની શાંતિમય પ્રગતિમાં નવીન વિક્ષેપો નાંખવામાં આવ્યા. વાતાવરણ વધારે નિરાશામય બની ગયું અને બધે અસંતોષ પ્રસરી રહ્યો છે. એક બીજા વચ્ચેના વૈરભાવે વધારે પ્રબળ સ્વરૂપ પકડયું છે. સામ્રાજ્ય-મદની સત્તા વધતી જાય છે અને તેની ધુંસરી નીચે સપડાયેલી પ્રજા મુક્તિ માટે ભગીરથ પ્રયત્નો આરંભે છે. રાષ્ટ્રસંઘની ઉચ્ચ ભાવનાઓ સ્વપ્નવત્ થઇ ગઇ છે અને તેના પ્રયોજકો સંઘના મૃત શરીરને જેમ તેમ જાળવી રહ્યા છે. વર્સાઇની શરતોએ સ્થિતિ સુધારવાને બદલે ઉલટી બગાડી છે.

પ્રેમ ન્યાય, સમાનતા અને પરમાર્થની ભાવના રાષ્ટ્રોમાં પ્રસરશે, ત્યારે જ સનાતન શાંતિ અને પ્રેમનું સામ્રાજ્ય સ્થપાશે. એ સર્વ ત્યારે જ થશે જ્યારે મનુષ્ય સ્વભાવમાં અને રાજ્યકર્તાની માનસિક સ્થિતિમાં અસાધારણ પરિવર્તન થશે. "જનતાના હિતમાંજ રાષ્ટ્રની પ્રગતિ સમાઇ છે" એ સૂત્રનું પાલન કરવામાં આવશે ત્યારે જ અશાંતિનું મલિન વાતાવરણ દૂર થશે. આવા પ્રકારના મહાન્ માનસિક તથા નૈતિક પરિવર્તન સિવાય જગતમાં શાંતિ રાખવાના સર્વ પ્રયાસો નિરર્થક નીવડશે. પ્રેમ, સત્ય અને પરમાર્થના પવિત્ર પાઠ પ્રથમ રાષ્ટ્રોના રાજ્યકર્તાને શીખવા પડશે, અને તે પાઠને તેમણે પોતાના કાર્યમાં ઉતારવા પડશે. આત્મ-શુદ્ધિના વ્રતનું પાલન કરીને જ વિશ્વમાં શાંતિ સ્થાપવાનો

• "Peace has come to imply a state of things which permitted the big nations to treat the small nations as they pleased"

" *The net result of the Conference is to reduce the cost of blowing each other up."

હક પશ્ચિમના રાષ્ટ્રો મેળવી શકશે. હિન્દની પ્રજાને એ હક ક્યારે પ્રાપ્ત થશે, અને એની તરફથી સર્વ-વ્યાપી શાંતિ સ્થાપવા કેટલો ફાળો અપાશે, એ અત્યારે કહી શકાય નહિ. છતાં મ્હાત્મા ગાંધીજીની સરદારી નીચે હિન્દમાં જે મહાન્ નૈતિક અને માન-સિક પરિવર્તન થઇ રહ્યું છે, તે પરથી એટલું તો સ્પષ્ટ દેખાય છે, કે જો અહિંસાના સત્રને પ્રજા દઢતાથી વળગી રહેશે, તો દુનિયાના ઇતિહાસમાં નહિ ભજવાએલો ભાગ હિંદ ભજવશે.

રાષ્ટ્રીય સ્વતંત્રતાના પ્રયાસમાં અહિંસાનો પ્રયોગ સફળ થશે, તો તેના વિજયડંકાથી આખું જગત્ જાગી ઉઠશે, અને પૃથ્વી પર નવો દિવસ ઉગશે.

દિલખુશ બળસુખરામ દિવાનજી.

---

# નવી હિંદી પ્રજા

આપણી આંખની સામે જે ખેલો ભજવાય છે તેનું પુરેપુરૂં રહસ્ય લક્ષમાં આવતું નથી. જે ચીજ હંમેશ જોવામાં આવે છે, તેમાં થતા ફેરફાર જોવાતા નથી. નાનાં છોકરાં ધીમે ધીમે મોટાં થાય છે, પણ તે તેમનાં માબાપ તથા કુટુંબીઓના જાણવામાં આવતું નથી. જે વાતાવરણમાં આપણે હંમેશ રહીએ છીએ, તેમાંથી છુટીને બહાર નીકળીએ અને થોડા સમય પછી પાછા આવીએ, ત્યારે પરિચિત ચીજો નવી આંખે જોઇ શકાય છે. પરદેશમાં મુસાફરી કરતી વખત ત્યાંની ઝીણી, બારીક બાબતો પણ આપણા લક્ષમાં આવે છે. અંગ્રેજ લેખક ચેસ્ટર્ટને એક લેખમાં આ બાબત ઠીક કહ્યું છે. તે એક દીવસ પરદેશની મુસાફરી કરવા માટે પોતાના પેટીપટારા બાંધવામાં રોકાએલા હતા, એટલામાં તેમના મિત્ર આવી પહોં-ચ્યા, અને પુછ્યું કે 'ક્યાં સિધાવો છો ?' ત્યારે તેમણે જવાબ વાળ્યો કે હું મારા દેશનું નિરીક્ષણ કરવા માટે પારીસ અને જીનીવા જાઉં છું. ઘણો વખત એકજ જગ્યાએ પડી રહેવાથી તે વાતાવરણમાં થતા ફેરફાર કળી શકાતા નથી, તેથી કરીને હું ફ્રાન્સ તથા સ્વીટઝરલેંડમાં થઇને ઇંગ્લેંડ બરાબર જોઇશ.' આ હકીકત અનુભવસિદ્ધ છે.

આજે આપણા દેશમાં મોટા ફેરફાર થઇ રહ્યા છે. પરદેશમાં ફરી આવેલો હિંદી આજે હિંદુસ્તા-નમાં પગ મુકે તો અહીં ચાલી રહેલી અનેક હિલ-ચાલ જોઇને અત્યંત વિસ્મય પામે. સાધારણ રીતે તેનું લક્ષ રાજકીય ચળવળ તરફ દોરાય—ખાદીનાં કપડાં અને સફેદ ટોપી જોવામાં આવે. રાજકીય લડ-તમાં થોડા વર્ષ ઉપર તો માત્ર બેજ પક્ષ હતા, સર-કાર અને પ્રજા, પણ હવે તો અનેક પક્ષ પોતાનો ઝુંડો હલાવતો આગળ ધસે છે. વિનીત પક્ષ, બીસેં-ટનો પક્ષ, અસહકારીઓમાં પણ બે મુખ્ય અને બીજા કેટલાક નાના પક્ષો—રોજીંદા પેપરોમાં અનેક પ્રકારની ટીકા અને તકરાર, મીટિંગોના અહેવાલો, વિગેરે ચળવળ ચાલી રહી છે.

પણ આ રાજકીય ચળવળની ઉપરાંત બીજા મોટા ફેરફાર પણ એના જોવામાં આવશે. તેમાંથી નીચેના ચારને આપણે ટુંકામાં તપાસીશું.

( ૧ ) મજુર તથા કારીગર વર્ગની લડત.
( ૨ ) પછાત તથા અંત્યજ વર્ગની લડત.
( ૩ ) ગામડાંની પ્રજાની લડત.
( ૪ ) સ્ત્રીઓની લડત.

## ચારે પ્રકારની લડતનું સ્વરૂપ

ઉપર બતાવેલા ચાર વર્ગોની લડત સ્વરાજ્યના સિદ્ધાંત ઉપર રચાએલી છે; આત્મનિર્ણયના હક્ક મેળવવા માટે શરૂ થઇ છે; પોતાની આર્થિક તેમજ સાંસારિક સ્થિતિ સુધારવા માટે છે; એ સ્વમાન અને આત્મશ્રદ્ધા વધારવાને માટેનો મહાન્ પ્રયત્ન છે. સામેનો પક્ષ મોટો તથા બળવાન છે, એવી ધારણા હોવાને લીધે પોતાના વર્ગમાં સંપ વધારવાનો તેમજ જાતીય માન કે અસ્મિતા (class consciousness) કેળવવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. અમને પછાત રાખીને બીજા વર્ગો આગળ વધી ગયા છે, અમારી ગુલામી તથા મજુરીને લીધેજ બીજા વર્ગો ઉચ્ચ ગણાય છે એવી માન્યતાને લઇને કાંઇ કડવાશ, અને તીખ્ખાશ પણ લડતમાં પેઠી છે. સ્વરાજ્યના મુખ્ય પ્રશ્નનો ઉકેલ થાય કે નહીં, હાલ થાય કે થોડા વર્ષ પછી થાય, પણ અમારી સ્થિતિ તો સુધરવીજ જોઇએ એવો આગ્રહ ચોક્ખો જોઇ શકાય છે. જો હાલમાં તુરત સ્વરાજ્ય મળે, તો અમારા પછાત વર્ગને જરૂર અન્યાય થવાનો એવી પણ એક માન્યતા છે, અને પરદેશી સરકાર તેને પુષ્ટિ આપે તેમાં કાંઇ નવાઈ જેવું નથી. આવી બહુરંગી ખેંચતાણથી દેશને નુકસાન છે, એમ માનવાને બીલકુલ કારણ નથી. યુરોપીય પ્રજાની સરખામણીમાં હિંદી પ્રજા ઘણીજ સંયમી છે; બળવા અને ખુનરેજીમાં તેને શ્રદ્ધા નથી. લાખો કરોડો માણસોનાં મન ઉશ્કેરાય, ત્યારે કાંઇક તોફાન તો થાયજ, કારણ કે દરેક હિંદી એક સાધુ જેવો સંયમી હોઇ શકે નહીં. જે પ્રજાને પશુબળમાંજ શ્રદ્ધા છે, તે બુલેટ અને તોપગોળામાં આસ્થા રાખે તેમાં ના નવાઇ? પણ છેલ્લાં પાંચ વર્ષમાં હિંદી પ્રજાએ આત્મશુદ્ધિ તથા આત્મબળ ખીલવવા માટે જે ભગીરથ પ્રયાસ કર્યો છે, તે નિષ્ફળ ગયો છે એમ કોણ કહેશે? પહેલવાન જેવા શીખ અકાળીઓ, યુરોપ તથા મેસોપોટેમીઆમાં લડી આવેલા યોદ્ધાઓ શાંતપણે સત્યાગ્રહ કરી રહ્યા તે હકીકતથી સમસ્ત હિંદી પ્રજાની આત્મશ્રદ્ધામાં વધારો થયો છે. અને તેછતાં આપણી હિંદી પ્રજામાં આંતરિક ફાટફુટ છે, મહોમાંહે અવિશ્વાસની લાગણી છે, અને જુદા જુદા વર્ગો વચ્ચે અદેખાઇ અને ઇર્ષા છે, તે જાણી લેવાની જરૂર છે. સવાલ માત્ર બ્રિટીશ સરકાર અને હિંદી પ્રજા વચ્ચેનો નથી; પણ પ્રજામાંહેના જુદા જુદા વર્ગ અને વર્ણની વચ્ચેનોય છે. આ સઘળી ખેંચતાણ શમ્યા બાદ જે શાન્ત સમતોલ સ્થિતિ આવશે તેના ઉપર પ્રગતિનો આધાર રહેશે. હિંદી પ્રજાની સ્વાભાવિક નૈતિક ભાવનાને લીધેજ આ બધા તોફાનમાંથી બચી જઇ મનુષ્યજાતિની સંસ્કૃતિના ઇતિહાસમાં એક પગલું આગળ ભરાશે.

ઉપર જણાવેલી ચાર આંતરિક ચળવળ વિષે જરા લંબાણ અને વિગતવાર તપાસ કરવાની જરૂર છે.

### ૧ કારીગર વર્ગની લડત.

યુરોપીય દેશોમાં મજુર તથા કારીગર વર્ગને અન્યાય જેટલો થયો છે તેનો દશમો ભાગ પણ અહીં થયો નથ.

મુડીવાળા સામેની લડતના છાંટા આખી દુનિયામાં ફેલાયા છે. ફ્રાન્સના વિપ્લવ વખતે ખેડુત તથા કારીગર વર્ગે માથું ઉંચુ કરવાનો પ્રયત્ન કર્યો, એ કાંઇક અંશે સફળ થયો, પણ તેમ છતાં તે એકંદર નિષ્ફળ ગયો એમજ કહેવું જોઇએ. રૂશિયામાં ખેડુતોની ગુલામગીરી એટલી સખત હતી, કે ત્યાંની પ્રજાએ તેમાંથી છુટાં થવા માટે ભગીરથ પ્રયત્ન કરી બતાવ્યો; અને તમામ દુનિયાની ચુંદાએલી પ્રજાને સ્વતંત્ર કરવા માટે હજી પણ તન-મન-ધનથી પ્રયાસ કર્યો કરે છે. પણ રૂશિયાના વિપ્લવ પહેલાં પણ હિંદુસ્તાનમાં સ્થિતિ બદલાવા માંડી હતી. નોકરીઆત વર્ગની કીમત વધારે અંકાતી થઇ. સ્વમાનની લાગણી એ વર્ગમાં જાગૃત થવા પામી હતી. પહેલાંની માફક તેમને અપમાન કે મારતોડ હવેથી સહન કરવાં નહોતાં મજુરવર્ગમાં સંપ વધવાથી ટ્રેડ યુનિયનો અને મજુરોનાં પંચો થવા માંડયાં હતાં. શિક્ષિત વર્ગની મદદ

અને આગેવાની વગર શરૂઆતમાં મંડળો થઇ શકત નહીં એ ખરૂં, પણ થોડા વખતમાંજ એમણે સ્વાશ્રયી બની કામ ચલાવવા માંડ્યું.

એક મોટા સંઘની હડતાલથી અમુક કારખાનાનું કામ પાયમાલ કરી શકાય તેનું ભાન આવ્યું. ઇંગ્લેંડમાં રેલ્વેના માણસો, મજુરો તથા કોલસાની ખાણના મજુરોએ એકઠા થઇને હડતાલ પાડીને અંગ્રેજી પ્રજાને ધ્રૂજાવી શકયા હતા તેની અસર થયા વગર શી રીતે રહે ? છુટક છુટક હડતાલ પાડે તો પણ બાકીની પ્રજાના કાર્યક્રમ તથા જીવનમાં કેટલી મુસીબત પડે તે તેમની જાણ બહાર નહોતું. જો કોઇ દીવસ બધા ધોબી હાથ જોડીને બેસી જાય તો કેવી મુશ્કેલી નડે ? બધા ભંગી તથા ઢેડ મ્યુનીસીપાલીટીમાંથી નીકળી જઇને ઘેર બેસે, તો મોટાં મોટાં શહેરો ત્રણ દીવસમાં નર્ક જેવાં થઇ જાય. લડાઇના દીવસોમાં અચાનક દ્રવ્ય પ્રાપ્ત થયું તેને લીધે જે વેપારી વર્ગ પહેલાં રસોઇઆ નોકર રાખતો ન હતો, તે મોજીલો બની ગયો. નોકરરસોઇઆના ભાવ વધી પડયા. માત્ર પગાર નહીં પણ માન અને મોભો પણ વધ્યાં. એકંદરે દરેક પ્રકારના કારીગરની કીમત વધી, તેમનામાં સ્વમાનની લાગણી જાગ્રત થઇ અને સૌ પોતાના હક્ક માટે લડવાને તૈયાર થયા. અમદાવાદના મજુરોને ગાંધીજીના સત્યાગ્રહની તાલીમથી અત્યંત ફાયદો થયો, કારણકે હડતાલની ગરબડમાં જો તોફાન કે મારામારી થાય, તો તરત સરકાર તરફથી પોલીસલશ્કર આવીને તોફાન દાબી દે. અહિંસાત્મક ચળવળને લીધે મજુરોનો હાથ ઉપર રહે, અને સરકારને વચમાં પડવાનો પ્રસંગજ ન આવે. મદ્રાસમાં પણ મીલમજુરોનો સંપ જામવા લાગ્યો. આસામ વિગેરેમાં ખેતીના મજુરોએ સત્યાગ્રહ કર્યો. આવી રીતે આખા દેશમાં નવું ચેતન આવ્યું, તેને ઇંગ્લેંડ તરફથી પ્રોત્સાહન મળ્યું, અને તેની સાથે કંઇક સંબંધ પણ બંધાયો. કારીગર વર્ગના સંપનો ઉપયોગ રાજકીય ચળવળમાં થયો હશે, પણ એટલું તો ચોક્કસ છે, કે હાલ કારીગર વર્ગ માત્ર પોતાનો સ્વાર્થ સંભાળશે. પૈસાદાર વર્ગના જે ભાઇઓ તથા બ્હેનો આ વર્ગ માટે તનતોડ મહેનત કેટલાંક વર્ષોથી કરી રહ્યાં છે, જેમની અથાગ મહેનત અને પરિશ્રમના પરિણામેજ મજુરો તથા કારીગરોમાં સંપ તથા સંસ્થાઓ સ્થપાઇ છે. પણ તેમની બિનસ્વાર્થી શિખામણ આ વર્ગો હવે સ્વીકારતાં અચકાય છે. એમને જોઇએ છે સ્વતંત્રતા—પોતાનો માર્ગ શોધી કાઢવાની છુટ. કારીગર વર્ગ હવે બાળક નથી, પણ જરા પ્રૌઢ થયો છે; ભૂલ અને ઠોકરથી ગભરાતો નથી, અને તેમાંના બિનઅનુભવી જુવાનીઆઓ, પૈસાદાર અથવા મધ્યમ વર્ગના હિતૈષીઓની સલાહથી દૂર રહેવા માગે છે.

### ૨. પછાત તથા અંત્યજ વર્ગની લડત.

અંત્યજોની સંખ્યા આશરે છ કરોડની ગણવામાં આવી છે, અને જે વર્ગને 'પછાત' ગણવામાં આવ્યો છે તેની પણ થોડા કરોડોની હશે. દક્ષિણ હિંદુસ્તાનમાં બ્રાહ્મણ—બ્રાહ્મણેતર વચ્ચે ચાલતી સ્પર્ધા ઘણી વધી પડી છે, અને તેમની સંખ્યા ઘણીજ ભારે હોવાને લીધે આજના જમાનામાં તેમનો અવાજ જરૂર આગળ પડવાનો. મહારાષ્ટ્ર તથા મદ્રાસ ઇલાકામાં બ્રાહ્મણ વર્ગ તરફ ઇર્ષા અને ધિક્કાર ખુલ્લી રીતે બતાવવામાં આવેછે અને લડાઇ કે તકરારમાં સત્યાસત્ય, ન્યાયાન્યાયના પ્રશ્ન એક બાજુ પર રહી જાય છે. ટુંકામાં બ્રાહ્મણેતર વર્ગ દરેક બાબતમાં આગળ પડવા માગે છે, અને આગળ પડે છે.

અંત્યજના પ્રશ્ને આવીજ રીતે નવું સ્વરૂપ ધારણ કર્યું છે. અંત્યજ કોમને શિક્ષણ મળે, સારી નોકરી મળે, અમુક ધંધાનું જ્ઞાન થાય તેટલા માટે કેટલીક સંસ્થાઓ પ્રયત્ન કરી રહી હતી. આર્યસમાજની તથા વડોદરાના મહારાજાની પ્રવૃત્તિથી સૌ કોઇ વાકેફગાર છે. સ્વરાજ્યની ચળવળમાં અંત્યજોદ્ધારનું કાર્ય આગળ મુકાયું. પણ આજે અંત્યજ પ્રજા આ બધી પ્રવૃત્તિ તરફ અવિશ્વાસની લાગણીથી જૂએ છે. ભૂતકાળમાં જે કાર્ય થયું તેને માટે ઉપકારની લાગણી બતાવવા ખુશી નથી. અત્યાર સુધી એ કોમને પછાત રાખી ગુલામગીરીમાં સડવા દીધી. તેને માટે ખુલ્લો ગુસ્સો

બતાવે છે. સ્વરાજ્યવાદીઓ હજી પણ ઉચ્ચ કોમની નિશાળોમાં તેમનાં છોકરાંઓને દાખલ કરતા નથી, તે માટે નારાજ છે. તેમને સ્વરાજ્યવાદીઓમાં સહકારી તેમજ અસહકારીઓમાં શ્રદ્ધા નથી. વડોદરા રાજ્યે જે એમને માટે નથી કર્યું, તેને માટે ટીકા કર્યે જાય છે. મહાસભાની કેટલીક પ્રાન્તિક કે જીલ્લા પરિષદમાં તેમને દૂર બેસાડયા હતા, તે શી રીતે ખમી રહે ? મહાસભાના સભ્યો માત્ર મ્હોડેથી ભ્રાતૃભાવ બતાવે છે, એવો એમનો આક્ષેપ છે. તેમનામાં સ્વમાન તથા સ્વાશ્રયની ભાવના ખીલતી જાય છે. અને ઉચ્ચ ગણાતી કોમો એમનો વાંસો ઠોકીને જરા સહાનુભૂતિ બતાવે એવો ડોળ હવે તેઓ ખમી શકવાના નથી. જો હિંદી પ્રજાને સ્વરાજ્ય જોઈતું હોય, તો અંત્યજ કોમને પણ સ્વરાજ્ય મળવું જ જોઈએ, અને ઉંચ નીચનો પ્રશ્ન પ્રજાએ મનમાંથી કાઢી નાખવો પડશે, એવો એમનો આગ્રહ છે.

### ૩ ખેડુતોની લડત.

ગામડાંની પ્રજામાં જે જુસ્સો આવ્યો છે, તેને લીધે જ મહાસભાનું કામ શોભે છે. શિક્ષિત-વર્ગ હિંદી પ્રજાનો અતિ સૂક્ષ્મ ભાગ છે, તે મહાસભામાં બત્રીશ કરોડ માણસોના પ્રતિનિધિ તરીકે પોકાર કરે છે, એ હકીકત અંગ્રેજ સરકાર કબુલ કરતી નહોતી. પણ હોમરૂલની ચળવળમાં ગામડે ગામડે સભાઓ થઇ અને સ્વતંત્રતા તથા સ્વરાજ્યનો મંત્ર દરેક હિંદીને પહોંચી ગયો. ગામડાની પ્રજામાં નવચેતન પ્રકાશ્યું, અને ગામડાની પ્રજાને પોતાના હક્કનું તથા પોતાના બળનું ભાન થયું. ચંપારણ્યમાં જે મોટી ચળવળ થઇ હતી તેની અસર સારા હિંદુસ્તાનમાં થઈ.

ખેડા જીલ્લાની લડતમાં પ્રજા સરકાર સામે કેવી રીતે થઈ શકે તેનું ભાન થયું. ઉત્તર હિંદુસ્તાનમાં જમીનદારોના ત્રાસને લીધે કીસાનસભાઓ સ્થપાઇ અને મહાસભાના કાર્યક્રમમાં ગ્રામજીવનની સુધારણાના પ્રશ્નને પ્રધાનપદ અપાયું. ગામડામાં પંચો સ્થપાય, લવાદથી તકરારોનો ચુકાદો થાય, આર્થિક સ્થિતિ સુધારવા માટે પ્રયાસ થાય, સરકારી નોકરોના જુલમ ( વેઠ વિગેરે ), અને તેમના તરફથી થતો ત્રાસ અને લુંટ બંધ કરવા માટે સમિતિઓ સ્થપાય એવી એવી યોજનાઓ થઈ; પણ લાયક અને અનુભવી કાર્યવાહકો પૂરતી સંખ્યામાં મળી શક્યા નહિ, તેને અંગે આ યોજનાનો સંપૂર્ણ રીતે અમલ થઇ શક્યો નહીં. મહાસભાના કાર્યવાહકો ગામડામાં ભાષણો આપે, પૈસા ઉઘરાવે, ખાદી વેચે, રેંટીઆ ચલાવવાનો ઉપદેશ આપે, અથવા કાંતવા વણવાની કાંઈ થોડી સગવડ પણ કરી આપે તેથી એકદમ ગામડાંનું જીવન સુધરતું નથી એવું ગામડાના લોકો સમજતા થયા છે. પોતાનો અસંતોષ જાહેર રીતે તેઓ પ્રદર્શિત કરે છે.

પહેલાં મહાસભામાં માત્ર શિક્ષિત વર્ગમાંથી જ પ્રતિનિધિઓ ચુંટાતા હતા, તે પણ બદલાયું છે. અસહકારની લડતમાં કાયદાના સામુદાયિક સવિનય ભંગ માટેની તૈયારી ગામડાની પ્રજા જ કરી શકી હતી. દેશની મુખ્ય વસ્તી ગામડામાં છે, એમનું આત્મબળ તેજ ખરૂં દેશનું બળ છે, તેનું થોડું ઘણું ભાન લોકોને થયું. પણ હજી પૂરેપૂરૂં ભાન થયું નથી, એ કબુલ કરવું પડે છે. ગામડાંનો પૈસો ઘણે અંશે શહેરોમાં ઘસડાઇ જાય છે. કરોડો રૂપીઆ મુંબાઇ, કલકત્તા કે મદ્રાસની સુધારણામાં વપરાય છે. શહેરોમાં મોટાં દવાખાનાં નીકળે છે, ત્યારે ગામડાની પ્રજા વગર મોતે મરે છે. શહેરોમાં નીશાળો, હાઇસ્કુલો, કોલેજો, કળાભુવનો સ્થપાય છે, ગામડાની પ્રજાને તો તદ્દન અશિક્ષિત રહેવાનું છે અને ગામડાના માસ્તરોને એટલા ટુંકા પગાર મળે છે કે તેઓ વેઠે પકડાયા હોય તેમ કામ કરે છે. શહેરોમાં નીશાળોનાં તેમજ બીજાં ભવ્ય મકાનો લાખો રૂપીયાના ખર્ચથી બંધાય છે, ત્યારે ગામડામાં વિદ્યાર્થીઓને બેસવા માટે સામાન્ય સગવડવાળું મકાન પણ મળી શકતું નથી. એક ગામથી બીજે ગામ જવા પાકા રસ્તા પણ હોતા નથી. આવી રીતે ગામડાની પ્રજાને જે અનેક પ્રકારનો અન્યાય થાય છે, તે હવે સહન કરી શકતી નથી. તેમને સરકાર તેમજ શહેરીઓ તરફ અવિશ્વાસ છે. તેમની

આર્થિક સંપત્તિમાં સારો ઉમેરો થયો નથી, જરૂરતી સગવડો વધી નથી, અજ્ઞાનનો અંધકાર હજી એવોજ છે, સુખ કે શાન્તિ મળવી મુશ્કેલ થઇ પડી છે. ઉલટું દેશના અશાન્ત વાતાવરણમાં જ્યારે લુંટ અને ધાડ પડવાનું શરૂ થયું છે, ત્યારે ગામડાની પ્રજાનેજ દુઃખ ખમવું પડયું; તેમનોજ માલ લુંટાયો અને તેમનાં ઘરબાર, માલમતા અને જીવજોખમનું સંરક્ષણ સરકાર તેમજ મહાસભા તરફથી કંઇ ન થયું. હવે ખેડુત પ્રજાની આંખ ઉઘડી છે, પોતાના બળનું તેમને ભાન થયું છે, અને જ્યારે સ્વરક્ષણ માટે તેઓ ઉઠશે, ત્યારે શું થશે એ કોણ કહી શકે ?

## ૪ સ્ત્રીઓની લડત.

ઉપર વર્ણવેલી ત્રણ પ્રકારની લડતનું પુરેપુરૂં રહસ્ય હજી બધા સમજ્યા નથી; તેને લીધે સમાજમાં કેવી ઉથલપાથલ થશે, તેનો સમસ્ત ખ્યાલ થોડાનેજ આવ્યો છે. ઘણાખરા માણસો પોતાની નાની નાની નજીવી લડતોમાં ગુંચાએલા રહે છે. સમાનતા, બહુમતવાદ, તથા લોકશાસનના જમાનામાં આ ત્રણે લડતોનું પરિણામ શું આવશે, તે વિષે ઉંડો વિચાર કરવાની જરૂર છે.

આ ઉપરાંત, સ્ત્રીઓને પોતાની પરાધીન સ્થિતિથી અત્યંત અસંતોષ છે, તે ભુલવું ન જોઇએ. પુરૂષોએજ તેમને માનસિક કેળવણીથી વિમુખ રાખ્યાં એ બાબત તેમને ખૂંચે છે. અંગ્રેજ સરકારે પુરૂષો પાસેથી હથીઆર ખેંચી લીધાં છે, ત્યારે મધ્યમ વર્ગની સ્ત્રીઓ શારીરિક નબળાઇમાં મોટાઇ માનવાનો આગ્રહ કરે છે. સ્ત્રીઓને આર્થિક ગુલામીમાં સપડાવીને પાંજરામાં પૂરી છે. હિંદી પુરૂષની સ્થિતિ અદેખાઇ કરવા જેવી તો નથી, પણ કરોડો સ્ત્રીઓના નસીબમાં તો આખા દીવસની મજુરીજ છે. ગૃહવ્યવસ્થાની દરેક નાની મોટી બાબતોમાં આખો દીવસ જાય, ને તે ઉપરાંત વળી કોઇને તો ખેતરમાં પણ કામ કરવું પડે. છોકરાં જન્મે, માંદાં પડે, તો ઉજાગરા કરીને માવજત કરવાની, અને તે છતાં બીલકુલ યશ નહીં. પુરૂષ કમાય એટલે જાણે આખી દુનીયા જીતી પણ સ્ત્રી સર્વ પ્રકારની વ્યવસ્થા કરે તેની કીમતંજ નહીં, પુરૂષ અને સ્ત્રીની વચ્ચે પોતપોતાના કામની વહેંચણી થાય, લાયકાત ને સ્વભાવ પ્રમાણે જુદું જુદું કામ કરે, તો તે બન્ને કર્તવ્યપરાયણ ગણાવાં જોઇએ. આ બધી બાબતોમાં જે રાક્ષસી અન્યાય સ્ત્રીઓને થાય છે, તેનું ભાન તેઓમાં આવવા લાગ્યું છે. પ્રશ્ન બન્નેની સમાનતાનો નથી, પણ સ્ત્રીઓને હવે અજ્ઞાન રહેવું નથી, અને નબળી હાલતમાં આખી જીંદગી ગાળવી નથી. એમને પણ ખુલ્લી હવા અને ઇશ્વરના ઘરનું અજવાળું જોઇએ છે.

સ્ત્રીઓને જાતિધર્મનાં કાર્યોથી ગભરાઇને નાસવું નથી, પણ સ્વમાન જાળવવું છે. સ્વતંત્રતા નહીં, પણ આત્માનર્ણયનો હક્ક મેળવવો છે. પુરૂષના ઉપર ભારરૂપ નહીં, પણ તેની સહકારી ભાર્યા થવું છે.

મ્યુનીસીપાલીટી તથા ધારાસભામાં સ્ત્રીઓ મતદાર થાય કે નહીં, તે સંસ્થાઓમાં સભ્ય તરીકે ભાગ લે કે નહીં, એ પ્રશ્નો અગત્યના નથી. સોળ કરોડ સ્ત્રીઓમાંથી આ સવાલો ઘણીજ થોડીને લાગુ પડે છે. પણ પુરૂષ પોતાની કમાણી દારૂ પીવામાં વાપરી શકે કે કેમ, એક ઉપર બીજી સ્ત્રી કરે કે કેમ, ઘરસંસારમાં સ્ત્રીનું સ્થાન કયું, સ્ત્રીના કામની કીમત કેટલી આંકવી, સ્ત્રીઓએ અપમાન અને માર મુગે મ્હોડે સહન કરવોજ જોઇએ કે કેમ—એ બધા પ્રશ્નો હવે આગળ આવ્યા છે.

આ પ્રમાણે હિંદુસ્તાનમાં મોટા મોટા ફેરફાર આપણી નજર આગળ થતા જાય છે. ઉપર જણાવેલી ચારે બાબતોની અસર સ્વરાજ્યની ચળવળ ઉપર થાય છે. જે મહાસભામાં માત્ર અંગ્રેજી ભાષામાં છટાદાર ભાષણ કરનારાઓજ આગળ પડતો ભાગ લઇ શકતા હતા, ત્યાં અંગ્રેજી ભાષા નહીં જાણનાર પણ બોલી શકે છે. અમુક વિષયોનો સારો અભ્યાસ જરૂરનો ગણાતો હતો, તેનો બાધ હવે રહ્યો નથી. ગઇ કાલના આગેવાનો બારણાં બંધ કરીને પોતપોતાના ઘરમાં રીસાઇ બેઠા છે. સિવિલ સર્વિસના

તથા એવા માત્ર શિક્ષિત વર્ગને લાગુ પાડતા વિષયો એક બાજુએ રહી ગયા છે. યુરોપમાં પણ કેટલેક અંશે એવી જ સ્થિતિ આવી રહી છે.

રાજકીય ચળવળ શિવાય દરેક બાબતમાં મોટા ફેરફાર થયા કરે છે. કેળવણીમાં નવા પ્રયોગો દરેક ઇલાકામાં આદર્યા છે. સાંસારિક બાબતોમાં નવા પ્રશ્નો ઉભા થયા છે. આર્થિક પ્રશ્નોને લીધે અણધાર્યા સવાલો ઉપસ્થિત થયા છે. અને આ બધી ઉથલપાથલમાંથી નવી હીંદી પ્રજા પેદા થાય છે.

સુમન્ત મહેતા.

---

# પૂર્ણયોગની ભૂમિકા

મનુષ્યજાતિ હમણાં એક વિચિત્ર મંથનદશાને અનુભવી રહી છે. દેવ અને દાનવોએ ભેગા મળી કરેલું સમુદ્રમંથન આપણી આર્ય કલ્પનામાંથી હજી ભુંસાઇ નથી ગયું, તે પહેલાં એવું જ અસાધારણ મંથન પ્રત્યક્ષ નિહાળવાનો સમય જગતને આવી પહોંચ્યો ! એવા પ્રકારનું મંથન એ ઉત્પાદક યાને સર્જન શક્તિની એક અદ્‌ભૂત કળા છે, કારણ કે તે દ્વારા ઉપયોગી વસ્તુઓનો સંગ્રહ અને નિરૂપયોગી વસ્તુઓનો વિનાશ એકી વખતે, સરળતાથી, પ્રયત્ન વગર અને સુંદર રીતે થાય છે. હમણાંના વિશ્વજીવન પ્રત્યે દૃષ્ટિ કરતાં એવાં અનેક ચિહ્નો અવલોકન કરનારની દૃષ્ટિને મળી આવે છે, કે જેથી આજકાલના સમયની અસાધારણતા સચોટ રીતે તેને સમજાય.

જીવનનું અમૃત પીવાને સ્પર્ધા કરી રહેલા દેવ અને દાનવોનું એ પૌરાણિક, સુંદર રૂપક શું હમણાં પણ આપણી મનુષ્યજાતિને લાગુ નથી પડતું ? એ અમૃતપાન કરવા માટે આખી માણસજાત તલસી રહી છે. ઐહિક સુખોના ઝાંઝવાનાં જળની પાછળ દોડી દોડી માણસજાતનો સુધરેલો વર્ગ થાકી ગયો. કુદરતના ભંડારોને લૂંટી લૂંટી તેની સમૃદ્ધિને પોતાની મિલ્કત ગણનારી, જગતના બજારોને હાથ કરી રાવણની પેઠે કુદરતનાં સર્વ તત્ત્વો ઉપર સામ્રાજ્ય સ્થાપવા ઇચ્છનારી, બળવાન પાશ્ચાત્ય સંસ્કૃતિએ પછાડ ખાધી ! હજી તેના પછાડા મટ્યા નથી ! રાજ્યની સરહદોની લીટીઓ નકશામાં નિશ્ચિતપણે કોણ બતાવી શકશે ? હજી તો નકશાઓના રંગ ઘડીએ ઘડીએ બદલાય છે.

કોન્સ્ટેન્ટીનોપલ કોનો મુલક ગણાશે ? આયર્લેન્ડમાં કોની સત્તા ગણાશે ? મજુરપક્ષ ઇગ્લેન્ડનો, ફ્રાંસનો કે આખી માણસજાતનો ગણશે ? શું તે મજુરો જગતમાં એક પણ ધનિકને ભવિષ્યને માટે સલામત રાખવા ઇચ્છે છે ? વધતાં જતાં રાક્ષસી પેદાશવાળાં કારખાનાઓમાં સડતો, પાશ્ચાત્ય દેશની વસ્તીનો મોટો ભાગ, મહાન યુદ્ધ પછી પાછો, શું પોતાનાં જુનાં કારખાનાંઓમાં નીચે મોંઢે જવા માગે છે ? કારખાનાંની જંગી કૃત્રિમ વસ્તી વધવાને પરિણામે નિર્જન થયેલાં ગામડાંઓની નિશાની યુરોપના કેટલાક દેશોમાં

તો રહી પણ નથી ! કહેવાતી સ્વતંત્રતા નીચે વિવિધ કરોનાં અને કાયદાઓનાં બંધનોમાં કચડાતી પ્રજાની દયાજનક દશાએ રવીન્દ્રનાથના કવિ હૃદયને પીગળાવી નાખ્યું છે ! રૂશિયાના સબળ સમ્રાટ ઝારને અમર ધારનાર, માણસોની કલ્પનામાં પણ કદિ ન આવી શકે એવો, પ્રચંડ રૂશિયાનો વિપ્લવ, અને પરિણામે સમાજસત્તાવાદ—Bolshevism—જગતની સર્વ સત્તનતોને ડગમગાવી રહ્યો છે ! એશિયાના વિચારોને વર્તમાન રૂશિયા પોષક કદિ ન હોય, તોપણ બાધક તો નથી જ. યૂરોપમાં ફરજીઆત લશ્કરી કામ, ફરજીઆત કેળવણી, ફરજીઆત પવિત્રતા, કદાચ ફરજીઆત ધર્મ પણ એકાદ પ્રજામાં હોય એ શું માનવા જેવું નથી ? વધતી જતી શોધખોળની સગવડોની વિચિત્ર અગવડો અનુભવ વિના ભાગ્યેજ માલૂમ પડે છે. ( અને તેથી બાહ્ય દેખાવથી મોહનારાઓની સંખ્યા વધે છે, તો પણ તેથી કાંઇ સત્ય ઢંકાતું નથી. )

બીજી બાજુ આફ્રિકા અને એશિયામાં જુદાંજ ચિન્હો છે. વિશાળ જગતજુના પ્રદેશો અને પ્રજાઓ, સ્મરણશક્તિને મૂર્છિત કરી નાંખે તેવાં સ્મરણો અને આદર્શો, પ્રાચીન ગૌરવ અને વર્તમાન દારિદ્ર, ભૂતકાળ પ્રત્યે અદ્ભુત ભક્તિ અને વર્તમાનમાં અસાધારણ અશક્તિ, રૂઢિ, લોકાચાર તથા અસત્યના બચાવ માટે ઝીણા તર્કવાદમાં ઘડાયલી બુદ્ધિનો ઉપયોગ, દેખીતું સંતુષ્ટપણું, તમોગુણી જીવન નિઃસત્વ પ્રજા, નિર્વીર્ય વિચારો, દરિદ્ર આદર્શો, પ્રમાણિક, મહેનતુ અને સાદા જનસમાજની મૂંગી, અવિશ્રાન્ત મહેનત, પ્રભુમાં તેમની અડગ શ્રદ્ધા—એ વિગેરેમાંથી ધીમેધીમે જાગ્રત થતું, રાષ્ટ્રીય ચૈતન્ય અભ્યાસકની દૃષ્ટિને આકર્ષી રહ્યું છે ! અથાગ પરિશ્રમ કરી દાનવોના ત્રાસમાંથી દેવતાઓને બચાવી સૂતેલા ભક્તરાજ મુચુકુંદને પ્રભુએ જાણે ફરી જગાડ્યો, અને કાળયવન ભસ્મ થયો ! તેથી જ યૂરોપમાં પ્રચંડ વિપ્લવ થવા પામ્યો કે શું ?

જાગ્યા છતાં પણ ભારતવર્ષ હજી કામે લાગ્યો નથી ! રાજકીય કાર્યક્ષેત્રમાં પણ દિશા હજી ક્યાં નક્કી છે ? ઘડીકમાં પૂર્વનાં ઉચ્ચ આધ્યાત્મિક પોરણો, અને ઘડીકમાં પાશ્ચાત્ય ધારાસભાનાં બંધારણો ! ઘડીકમાં કેળવણીનો જુનો આદર્શ અને ઘડીક ઘડીકમાં નવામાં નવો !. ગુરૂકુળથી માંડીને મોન્ટેસરી ક્લાસ સુધીના પ્રયોગો કેળવનીના ક્ષેત્રમાં થઇ રહ્યા છે ! સામાજિક જીવન તો કેવળ અવ્યવસ્થિત દશામાંજ ! અજ્ઞાનમાં ડુબેલો છતાં આપણો સમાજ એવી મિથ્યા ભાવના ધરાવે છે, કે " અમે તો આખી દુનિયામાં સૌથી ઉત્તમ છીએ. " પ્રાચીન મનુસ્મૃતિની આજ્ઞા પ્રમાણે, કાર્યપરત્વે જ્ઞાતિના વિભાગો રહ્યા નથી ! નવીન સામાજિક જીવન કયા પાયા ઉપર રચવું તેની કોઇને ગમ પડતી નથી ! બધી દિશાઓ પેઠે સામાજિક પુનર્ઘટનામાં પણ પ્રયોગો ચાલુજ છે. છતાં, હિંદનું આર્થિકજીવન બીજાં ક્ષેત્રો કરતાં કાંઇક વધારે નિશ્ચિત દિશા લેતું જણાય છે. રૂશિયામાં સમાજસત્તાવાદ ( બોલ્શેવીઝમ ) ને પરિણામે આર્થિક વિચારોમાં જે પરિવર્તન થયું છે, તેની અને રાષ્ટ્રીય કારણોની અસર, નવું આર્થિક જીવન ઘડવામાં ઘણીજ ઉપયોગી થઇ પડી છે. આર્થિક જીવનની એ સ્વતંત્રતા પ્રજાકીય—રાષ્ટ્રીય—સ્વતંત્રતાનું એક મુખ્ય અંગ ગણવા લાગ્યું છે, કારણ કે અત્યાર સુધી આર્થિક પરતન્ત્રતાને લીધે ગુલામીની બેડીઓ મોટી મોટી પ્રજાઓને પણ પહેરવી પડી છે. ધર્મના ક્ષેત્રમાં મતમતાંતર, સંપ્રદાય વિગેરેમાંથી સબળ ધર્મભાવના અને આધ્યાત્મિકતા હજી સુધી છુટાં થયાં નથી.

આમ છતાં આર્યાવર્ત જીવે છે, જાગે છે અને પોતાનો ભૂતકાળનો ભંડાર જોવામાં રોકાયો હોય તેમ લાગે છે ! પુનર્જાગ્રતિ એ પણ કુદરતનું એક સમર્થ હથિયાર છે. મૃતપ્રાય સૂતેલી પ્રજાઓનાં શિથિલ થયેલાં ગાત્રોમાં અદ્ભુત પ્રાણનો સંચાર કરી અમૃતસંજીવિનીના પ્રયોગથી પ્રકૃતિ તેને જાગૃત કરે છે. સમર્થ એટલુંજ નહિ, પરંતુ સુકન્યાના શાપિત પતિ ચ્યવનની જેમ, પુનઃયુવાવસ્થા પણ પ્રાપ્ત કરાવે છે ! ઉષાની બલિહારી આર્યાવર્ત અનુભવી રહ્યું છે ! તેની નસોમાં ચેતનનો તનમનાટ થઇ રહ્યો છે. તે તન-

મનાટમાં નિશ્ચિત ક્રિયા કે નિશ્ચિત દિશા નથી, પરંતુ પ્રાણ છે ! આર્યાવર્ત જાગ્યો ન જાગ્યો, એટલામાં તો આખા વિશ્વે ટાગોરનો મધુર આલાપ પ્રભાતસંગીત પેઠે સાંભળ્યો, અને પરિણામે ભૌતિક શાસ્ત્રના જડપ્રયોગોમાં મગ્ન યૂરોપ પણ તેના પર મુગ્ધ થઇ ગયો ! શ્રી રામકૃષ્ણ અને વિવેકાનંદમાં વેદાંત, યોગ અને તંત્ર પ્રત્યક્ષ થયાં ! વેદાંત કેસરીની ગર્જના વિશ્વભરમાં ગાજી રહી ! પ્રાચીન ઋષિઓનો આત્મા કહો કે ભવિષ્યના મહાન ઋષિવરોનો આત્મા કહો, પરંતુ તે વેદ, ઉપનિષદ્ અને ગીતાનાં સત્યો ફરીને ઉચ્ચારવા લાગ્યો ! એ સનાતન સત્યોને નવીન શબ્દોમાં મૂકાયેલાં જોઇ મનુષ્યોને તેની નવીનતા લાગી ! અનંત સૌંદર્યમય પૂર્ણ પુરૂષોત્તમની લીલાનું જ એ એક દૃશ્ય છે ! રાષ્ટ્રતિલક તિલકની નિડર ગર્જનાઓ "કેસરી' માં ૪૦ વર્ષ સુધી સંભળાઇ ! મોહનની મધુરી બંસરી સાભળી વિશ્વમંત્રમુગ્ધ બની મણિધર પેઠે ડોલી રહ્યું ! અમેરિકામાં તેનો પ્રતિધ્વનિ થયો ! ફીલીપ્પાઇન્સના ટાપુઓમાં તે સ્વર ઝીલાયો; અફગાનિસ્તાનના રાની ગણાતા મુલકમાં પણ તે સંગીતની અસર દેખાઇ ! આખી માણસજાતિએ પોતાના વિચારોનું કેન્દ્ર બદલ્યુ ! બધા વિચારવા લાગ્યા કે આ કોણ જાગ્યુ ? થોડા સમય પહેલાંજ યૂરોપના બુદ્ધિપ્રધાન તર્કવાદી તત્ત્વવેત્તાઓ આખા વિશ્વના વિચારની પ્રેરણા કરતા, ત્યાંના રાજનીતિજ્ઞો રાજનીતિનાં સ્વાર્થી સૂત્રો શીખવવામાં પહેલ કરતા ત્યાંના ભૌતિક શાસ્ત્રીઓ શુદ્ધ જ્ઞાનથી શોધ કરતા, તેને ક્ષત્રિયો અને વાણિકો ઉપયોગિરૂપ બનાવી મૂકતા; ચારે તરફ પશ્ચિમનો જયજય ઘોષ ગાજતો ! બધાયની નજર પશ્ચિમ, પશ્ચિમ તરફજ વળેલી રહેતી ! ત્યાંથી પ્રેરણા મળતી ! એ વસ્તુસ્થાન આર્યાવર્તમા એક સ્વપ્ન જેવી થઇ ગઇ અને દુનિયામાં પણ થવા લાગી છે. નવીન યુગની આગાહીની સચ્ચાઇ સિદ્ધ કરતો મનુષ્યસંઘ ચારે તરફ નવા વિચારો પ્રત્યે જોઇ રહ્યા છે, તુર્કપ્રજામાં નવચેતન સ્ફૂરે છે, ઇરાનમાં પ્રજાજીવન ઉભરાઇ રહ્યું છે, જાપાનમાં યુરોપની સંસ્કૃતિનું અનુકરણ થઇ તેની ભૂલો જણાવા લાગી છે. જાગેલું ચીન પોતે અમેરિકા, જાપાન વિગેરેના પાશમાંથી છૂટવાને તનમનાટ કરી રહ્યું છે. આર્યાવર્ત જાગીને માર્ગ પ્રતીક્ષા કરે છે. અફગાનિસ્થાન પણ પોતાનું સ્થાન સુધરેલી પ્રજાની કોટિમાં ખોળી રહ્યું છે. ટુંકામાં એશિયા જાગ્રત થાય છે. આર્યાવર્ત પોતાની કૂચને રસમય બનાવવા જે સંગીન લલકારે છે, તેના મધુર ધ્વનિમાં વિશ્વમોહિની ઋષિમુનિઓની વાણી આપોઆપ સ્ફૂરે છે, અને બધું વિશ્વ મુગ્ધ થઇ તેને સાંભળી રહ્યું છે. આર્યાવર્તના એ પ્રજાસંઘને પૂછવામાં આવે, કે તમે કયા પ્રદેશ પ્રત્યે કૂચ કરો છો તો તે શું ઉત્તર આપશે ? "અમૃતસરના "ગુરૂકાબાગ" તરફ દુઃખ, માર અને મૃત્યુને ઝીલવા આનંદથી પગલાં ઉપાડી કૂચ કરતા અકાલીઓ પ્રત્યે જુઓ ! ભૂતકાળમાં શું કે હમણાં શું, મારી દિશા તો એ જ છે !" (વિશ્વભરમાં બે વસ્તુઓ માનસશાસ્ત્રની દૃષ્ટિએ ખાસ નોંધવા જેવી બની રહી છે. એક તો મહાત્મા ગાંધી અને લેનીન જેવી પ્રચંડ વ્યક્તિઓની શક્તિને કરોડો મનુષ્યોનું વશ થઇ રહેવું, અને બીજું અશિક્ષિત ગણાતા ગ્રામ વર્ગમાં અકાલી જેવા વીરોનું ઉત્પન્ન થવું.) આર્યાવર્તે જગતને બતાવી આપ્યું છે કે તેનો ધર્મ, તેનું તત્ત્વજ્ઞાન શુષ્ક બુદ્ધિપ્રધાન અને તર્કવાદી નથી; એ તો તેનું જીવન સર્વસ્વ છે ! જે કાર્ય શિક્ષિત વર્ગ કરી શકત કે નહિ તેની શંકા હતી, તે કાર્ય અશિક્ષિત ગણાતા ગ્રામવર્ગે કરી બતાવ્યું ! બધાઓને પ્રશ્ન થાય છે, કે શું એ પ્રમાણે મરવું શક્ય છે ? શું પ્રભુ ઉપર આવો ચોસઠભર્યો વિશ્વાસ તે રખાતો હશે ? આર્યાવર્તને તેજ પ્રશ્નનો નિકાલ વિશ્વને કરી આપવાનો છે.

યુરોપમાં સ્થપાયેલા રાષ્ટ્રસંઘથી સુલેહ, શાંતિ ને કલ્યાણ જગતમાં સ્થાપન કરવાનું જે કાર્ય થઈ ન શક્યું, તે કાર્ય આર્યાવર્તે શરૂ કર્યું છે. પરંતુ એટલેથી આપણને નહિ ચાલે. આપણે તો આખા જીવનની પુનર્ઘટના કરવાની છે. આપણે તો હિંદના સામાજીક, આર્થિક, આધ્યાત્મિક વિગેરે જીવનને ફરીથી રચવાનાં છે. કેળવણી, સાહિત્ય, રાજ્યનીતિ, પ્રજાજીવન, વ્યાપાર, ગ્રામજીવન-વિગેરે ક્ષેત્રોમાં

નૂતન દિશો બતાવનારા માર્ગદર્શક ચિહ્નો મૂકવાનાં છે. ભૂતકાળ મહાન હતો તેની સાથે સાથે ભવિષ્ય હજી પણ વધારે મહાન થવાનો છે એ પ્રગતિનું સૂત્ર યાદ રાખવાનું છે.

આર્યાવર્તની આ પુનર્ઘટનામાં શ્રી અરવિન્દ ઘોષનું કાર્ય પ્રથમ પંક્તિમાંજ આવે. આર્યાવર્તની સંસ્કૃતિમાં આધ્યાત્મિકતા પ્રધાન છે, તેના પાયા ઉપર સમાજ, રાજ્ય, કુટુંબ, વ્યાપાર, પ્રજાકીય જીવન વિગેરે સઘળું રચાય છે, પ્રજાના–રાષ્ટ્રના બચાવ માટે તેના શરીર કરતાં તેની સંસ્કૃતિનો–તેના આત્માનોજ સૌથી પ્રથમ બચાવ થવો ઘટે. પ્રગતિ માટે મથનાર પ્રજાનો આત્મા ભૂતકાળના પોતાના ભંડારોને નિરખી લઇ પોતાનો સઘળો વારસો સાથે લઇનેજ આગળ ધપી શકે. એ મુજબ ભૂતકાળના મહાન સિદ્ધાંતોનું અવલોકન, દર્શન અને સાક્ષાત્કાર કરી વર્તમાન યુગને અનુકૂળ સ્વરૂપમાં આપવાનું કાર્ય આર્યાવર્તની જગતજુની સંસ્કૃતિમાંથી કરવું એ કાંઇ સહેલ નથી. બુદ્ધિના તર્કોમાં પડી રહી, અહંતાપ્રધાન અનુમાનો દોરી સંતોષ માનવાથી ભવિષ્યની ચોક્કસ દિશા ભાગ્યેજ પ્રાપ્ત થાય. સાત્ત્વિક નીતિમયતા અને કેવળ શુષ્ક સંયમથી પણ તે મળવી મુશ્કેલ છે. બુદ્ધિથી પર રહેલી વિજ્ઞાનની દૃષ્ટિ પ્રાપ્ત કરી, સત્યનો સાક્ષાત્કાર કર્યા વિના ભવિષ્યની પ્રજાના નવજીવનનું નેતાપણું આર્યાવર્તથી ભાગ્યેજ થઇ શકે. બુદ્ધિ તો યુરોપમાં અને દુનિયામાં ક્યાં નથી ? બુદ્ધિથી પર જે છે તેનો તેઓ ઇન્કાર કરે છે.

ઉપર જણાવેલા તત્ત્વો પ્રમાણે વર્તાને શ્રી અરવિન્દ ઘોષે સમગ્ર આર્યજીવનના તત્ત્વોને પુનર્ઘટનામાં ધરાવવા પ્રયત્ન કર્યો છે. તેમાં રાજકીય અને સામાજીક જીવનની, સાહિત્યની, તત્ત્વજ્ઞાનની અને ઇશ્વર પ્રાપ્તિ માટે યોગની નવી દિશા તેમણે બતાવવા પ્રયત્ન કર્યો છે. યોગની પ્રચલિત પ્રણાલિઓ આપણા દેશમાં ઘણીએ છે, અને ભવિષ્યનાં જીવન ઉપર મહાન અસર ઉત્પન્ન કરવા માટે તે સરજાયેલી લાગે છે ! અને તે પણ કેવળ હિંદનાજ નહિ, પરંતુ સમસ્ત મનુષ્ય જાતિના ! તેમનો હેતુ મોક્ષ, ઇશ્વરપ્રાપ્તિ વિગેરે ગણાય છે. તે બધા ઇશ્વર પ્રાપ્તિના વ્યવહારૂ માર્ગો–યોગમાર્ગોની એકદેશીયતા, અતિશયતા અને સંકુચિતતામાંથી છોડાવી, તેમાંના પ્રત્યેકનું સત્ય સ્વીકારી, શ્રી અરવિન્દે પૂર્ણયોગની રચના કરી છે. એમના પોતાના અનુભવનો રંગ પણ પૂર્ણયોગમાં સ્પષ્ટ જણાઇ આવે છે. સામાન્ય રીતે યોગ એટલે આપણા લોકો તેને કાંઇક ગૂઢ, ચમત્કારિક, અસાધારણ, કાંઇક ડરવા જેવું, કાંઇક ધારે સાદે વાતો કરવા જેવું, બધાને નહિ સંભળાવવાનું, કુટુંબનો ત્યાગ કરવાનું, ઝાડનો રસ પીને તેના ઉપર રહેવાનું, કેવળ નિર્જન એકાંતમાં જઇ બેસવાનું, નાક પકડી શ્વાસને ઘેરી રાખવાનું, આસન કરી શરીરને મચડી નાંખવાનું–એવું એવું કાંઇક અસ્પષ્ટ સમજે છે. શ્રી અરવિન્દે પૂર્ણયોગનો જે માર્ગ બતાવ્યો છે તેનો સિદ્ધાંત જુદોજ છે. " આખું જીવન એજ યોગ છે. " એમ તેઓ માને છે. ઇશ્વર પ્રાપ્તિ કરવાના માર્ગ તરીકે સમસ્ત જીવન સ્વીકારવાથી અનંતગણો લાભ થાય છે. પૂર્ણયોગમાં આખા જીવનનો સ્વીકાર કરી જીવનનું રૂપાંતર કરી નાખવામાં આવે છે.

સર્વત્ર સ્વીકારતા પહેલાં, પૂર્ણયોગને પોતાનો માર્ગ અસાધારણ મુશ્કેલીઓ વચ્ચે કરવાનો છે. એક બાજુ તેણે પંથ, સમુદાય અને પરિમિત યોગમાર્ગોની રૂઢિરક્ષક વૃત્તિઓને ફેરવવાની છે, બીજી બાજુ અશ્રદ્ધાળુ જડવાદી મનુષ્યોને પ્રભુપ્રાપ્તિની શક્યતા બતાવી આપી તેમને બુદ્ધિવાદથી જીતવાના છે.

પૂર્ણયોગમાં શાસ્ત્ર, વિધિ, ગુરૂ વિગેરેમાંનું કશું આવશ્યક બંધન તરીકે સ્વીકારવામાં આવતું નથી. એ બાબતોમાં પૂર્ણયોગનો અભ્યાસ કરનાર સાધકને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવે છે. વળી પૂર્ણયોગમાં કુંટુંબ, ગૃહજીવન, વ્યાપાર, ખેતી, અર્થાત્ જીવનના એકએક ક્ષેત્રનો સ્વીકાર કરવામાં આવે છે. પૂર્ણયોગની ખાસ ખુબી તો એ છે, કે તેનાથી પ્રભુ

પ્રાપ્તિ એક આદર્શ મટીને, વ્યવહારૂ પ્રશ્ન બની જાય છે, અને યોગસાધના પણ મનુષ્યોના નાના સમુદાયનો ઇજારો મટીને આખા સમાજને માટે શક્ય બની રહે છે.

પૂર્ણયોગમાં હઠયોગનાં આસન, મુદ્રા, ક્રિયાઓ વિગેરેનો ખાસ સ્વીકાર કરવામાં આવતો નથી. ટુંક સમય માટે તેની અગત્ય સ્વીકારવાને પૂર્ણયોગ કદાચ અનુમતિ આપે, પરંતુ તે અનિવાર્ય નથી મનાતું.

રાજયોગનો સ્વીકાર પણ પૂર્ણયોગ ભાગ્યેજ કરી શકે, કારણ કે સમાધિઅવસ્થા ઉપર તેમાં ઘણો ઝોક મૂકવામાં આવે છે, અને જીવનનો ત્યાગ કરવાની અને એકાંતની અગત્ય ઘણી વધારે અંકાય છે. છતાં રાજયોગનાં પરિણામો પૂર્ણયોગ બીજી પદ્ધતિએ પ્રાપ્ત કરી લે છે ખરો.

કર્મ, જ્ઞાન અને ભક્તિના આધ્યાત્મિક માર્ગોને પૂર્ણયોગ સ્વીકારી લે છે, અને તેમના વિરોધો દૂર કરી સર્વદેશીય પૂર્ણતા માટે શક્તિ, જ્ઞાન અને ભક્તિની અગત્ય સ્વીકારી, તેમના મૂળ સિદ્ધાંતને સાચવી પૂર્ણયોગની દૃષ્ટિએ તેમની સાધનાનો માર્ગ જનસમાજને આપે છે. પૂર્ણયોગના આ પ્રથમ ખંડમાં પૂર્ણયોગની દૃષ્ટિથી કર્મયોગનો અભ્યાસ આપવામાં આવ્યો છે. બીજા ખંડમાં જ્ઞાનયોગનો એજ દૃષ્ટિથી અભ્યાસ ચર્ચવામાં આવશે.

કર્મયોગ દ્વારા કેવળ નિષ્કામ સ્થિતિ પ્રાપ્ત થાય, એટલે તેની પરાકાષ્ટા આવી એમ માની બેસવું, એ એક પ્રચલિત ભૂલ છે. કર્મયોગ દ્વારા તો આપણે ઇશ્વરનો શક્તિ સ્વરૂપે સાક્ષાત્કાર કરવાનો છે. કર્તવ્યમાન છોડી શક્તિરૂપે પ્રભુ કર્તા છે, એવો અનુભવ પ્રાપ્ત કરવાનો છે. એટલુંજ નહિ પરંતુ તેની સાથે અદ્વૈત સિદ્ધ કરી વ્યક્તિરૂપે ઇશ્વર જોડે સંબંધ બાંધી સમગ્ર જીવનને પ્રભુનાં કાર્ય સિદ્ધ કરવાના સાધન તરીકે પૂર્ણતા પ્રાપ્ત કરાવવી જોઇએ. મુક્ત થયા પછી પણ કર્મયોગી પ્રભુના જેવીજ દૈવી પ્રકૃતિ—સાધર્મ્ય મુક્તિ—મેળવી લોકસંગ્રહ માટે પ્રભુ પેઠે કાર્ય કરે છે.

જ્ઞાન દ્વારા કેવળ એકાંતિક અદ્વૈતનો અનુભવ જુના મત પ્રમાણે સર્વોત્તમ ગણાય છે. પૂર્ણયોગમાં તે પ્રમાણે અદ્વૈતનો સાક્ષાત્કાર, આત્માની પ્રાપ્તિ, મોક્ષ વગેરે જરૂરનાં ગણવામાં આવે છે ખરાં, પરંતુ વ્યક્તિની સાથે સમષ્ટિની પાછળ રહેલું સત્ય પણ પૂર્ણયોગમાં સ્વીકારવામાં આવે છે. જુના જ્ઞાનયોગમાં અવિદ્યાનો અસ્વીકાર કરવામાં આવે છે. પૂર્ણયોગમાં વિદ્યા અને અવિદ્યા બન્નેનાં સ્થાન છે. પરંપરાગત જ્ઞાનયોગમાં ચૈતન્યની પૂર્ણતા—અનંતતા મેળવી સંતોષ મનાય છે; પૂર્ણયોગમાં ચૈતન્યઘનનો સાક્ષાત્કાર કરી, આધારના એક એક કરણમાં, તેને વ્યક્ત કરવાનો આદર્શ પણ સ્વીકારવામાં આવે છે. એકાગ્રતા ધ્યાન, ત્યાગ વિગેરે પૂર્ણયોગમાં જુના મત હોય છે તે પ્રમાણે, એકદેશીય હોતાં નથી, પરંતુ સ્થિતિસ્થાપક અને સમન્વયયુક્ત હોય છે. મનથી પર આવી રહેલી અસ્તિત્વની દશામાં મગ્ન રહી સ્થૂલ શરીરનો, અથવા તો મન વિગેરે સૂક્ષ્મ કરણોનો ત્યાગ કરવાને બદલે, પૂર્ણયોગમાં તે સર્વેનું રૂપાંતર કરી તે સર્વ કરણોની પૂર્ણતા પ્રાપ્ત કરવામાં આવે છે.

વળી સમષ્ટિ પ્રત્યે પ્રાચીન જ્ઞાનયોગીઓની ઉદાસીનતા પૂર્ણયોગમાં આદર્શભૂત મનાતી નથી. સમષ્ટિની પૂર્ણતા પણ પુરુષોત્તમના સ્વરૂપમાં રહેલી છે, એવું પૂર્ણયોગમાં સ્વીકારાય છે. અક્ષર બ્રહ્મનો સાક્ષાત્કાર સર્વોત્તમ ગણાતા જુના જ્ઞાનમાર્ગને સ્થાને, પૂર્ણયોગમાં અક્ષર બ્રહ્મથી પર પુરુષોત્તમના સાક્ષાત્કારને વધારે અગત્ય આપવામાં આવે છે.

સમગ્ર પૂર્ણતાની કલ્પના પૂર્ણયોગ નીચે પ્રમાણે આંકે છે—ચૈતન્યસ્વરૂપે મનુષ્યના આત્માની સચ્ચિદાનંદસ્વરૂપમાં પૂર્ણતા; વિરાટ સ્વરૂપે, તેનો સગુણ અને નિર્ગુણ—સક્રિય અને નિષ્ક્રિયરૂપે સાક્ષાત્કાર તથા પરાત્પર પુરુષોત્તમ સ્વરૂપે વ્યક્તિ, સમષ્ટિ,

વિરાટ, સગુણ, નિર્ગુણ, અક્ષર વિગેરેથી તેની પરાત્પરતા યાને નિરપેક્ષતા સાધકે પ્રાપ્ત કરવી જોઇએ. એટલુંજ નહિ પરંતુ તે ઉપરાંત વ્યક્ત જીવનમાં અહંતાને સ્થાને સર્વ વ્યવહારના અધિષ્ઠાતા તરીકે પુરૂષોત્તમ પ્રભુની, તથા તેનાં કાર્યો સિદ્ધ કરનારી તેની અનંત શક્તિની સ્થાપના પણ સાધકે કરવી જોઇએ. વ્યક્તિ સર્વભાવે એ બન્નેને સમર્પણ કરી શકે છે. ત્યારપછી તે શક્તિ અને ભગવાન પોતે, બુદ્ધમાં સંશયગ્રસ્ત અને અનિશ્ચિત જ્ઞાનને બદલે, સર્વજ્ઞાનસામર્થ્ય, ચિત્તમાં લાગણીઓના દ્વન્દ્વોના પૂરને બદલે, સતત સહજ આનંદની પરિસીમા અને સર્વપ્રેમ-સામર્થ્ય; પ્રાણમાં વિકારો અને વાસનાઓના હુમલાઓને પરિણામે જન્મતી અસ્વસ્થ સુખદુઃખમય સ્થિતિને બદલે, સર્વભોગસામર્થ્ય અને સર્વત્ર સર્વ વસ્તુઓ-માંથી રસગ્રહણ શક્તિ તથા શરીરમાં આત્માની સર્વ ક્રિયાઓ કરવાની સંપૂર્ણ યોગ્યતા સ્થાપન કરે છે. *

અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી

---

# સારસંચય

## રૂશિયાનું રાતું લશ્કર

રૂશિયાના રાતા લશ્કર વિષે ફોર્ટનાઇટલી રીવ્યુના નવેમ્બર માસના અંકમાં એક લેખ પ્રસિદ્ધ થયો છે તેમાં આ છેલ્લા દશ મહિનામાં રૂશિયામાં જે અપ્રતિમ પ્રગતિ થઇ છે તેનું લેખકે સુંદર બ્યાન આપ્યું છે. તા. ૭ નવેમ્બર, ૧૯૨૧ ના રોજ મોસ્કોના રેડ સ્કવેર પર સેનાધિપતિ ટ્રોટસ્કીએ રૂશિયાના જૂના લશ્કરના કરેલા નીરીક્ષણનું બ્યાન કરતાં લેખક લખે છે કેઃ—

કામચલાઉ ઉભી કરેલી લાકડાની વ્યાખ્યાનપીઠ પર ચઢી ટ્રોટસ્કીએ ભાષણ કર્યું. હાથમાં સંગીનોવાળા, કપડાંની ટોપીઓવાળા ૧૫,૦૦૦ સિપાઇઓના માથાપર થઈ એનો અવાજ યુનિયન બેન્કની સામેની દિવાલપર અથડાયો, અને એનો પડઘો દૂર દૂર સુધી સંભળાયો. સર્વત્ર નીરવ શાંતિ છવાઈ ગઈ. એક પછી એક વાક્યો ભાષણકર્તાના મુખમાંથી નીસરવા લાગ્યાં અને વાક્યોની વચ્ચે વચ્ચે ઝરમર વરસતા વરસાદના અવાજ સિવાય બીજું કાંઈ સંભળાયું નહિ... આ રીતે ટાઢ અને વરસાદમાં આ જબરદસ્ત મેદનીને રૂશિયાના સેનાધિપતિએ પંદર મિનીટ સુધી મંત્રમુગ્ધ કરી રાખી.

પછી સિપાઈઓને સેનાધિપતિની આગળ થઈ એક પછી એક નિરીક્ષણને માટે પસાર થવાનો હુકમ થયો, એટલે એ બધી અસર ક્યાંયે ઉડી ગઈ અને બધા એક-મેકની સાથે ભેગા થઈ જતા, વીંટળાતા જેમ તેમ પસાર થયા. બંદુકો આડીઅવળી લટકાવી હતી, કપડાં જેમ તેમ વીંટાળ્યાં હતાં અને સલામ પણ અનેરી ઢબે જ ભરવામાં આવતી. જાણે તાજેતર ભરતી થયેલા રેકરૂટોનું જ નિરીક્ષણ થતું હોય તેવો દેખાવ થઈ રહ્યો હતો.

× × × ×

તા. ૧ લી મેએ (૧૯૨૨) ફરીથી નિરીક્ષણ થયું. આ વખતે વરસાદ નહોતો, આંખો અંજાઈ જાય એવો મધ્યાન્હનો સૂર્ય ઝગઝગી રહ્યો હતો. માથાપર ૨૦ હવાઈ વિમાનો ઉડતાં હતાં, અને આકાશમાંથી સિપાઇઓમાં નવા રાતા લશ્કરનાં સોગંદનામાની નકલો વેરતા

---

* આ લેખ શ્રી અરવિંદ ઘોષના Synthesis of Yoga—પૂર્ણયોગના અનુવાદકે તેની ભૂમિકા તરીકે લખ્યો છે.

હતા. ક્રેમલીનના કિલ્લામાં તોપોનો ગડગડાટ સંભળાતો અને જુદા જુદા પાંચ લશ્કરી બેન્ડો રશિયાનું રાષ્ટ્રગીત-'ઇન્ટરનેશનલ' વગાડતા.

પહેલાંના જ માફક સેનાધિપતિ ટ્રોટસ્કીનો બુલંદ અવાજ ગાજી રહ્યો, અને પશ્ચિમ યૂરોપ 'સોવિયેટ રશિયાપર ચઢાઈ કરવાની હિંમત કરે' તો જખ મારે છે, એમ એણે જાહેર કર્યું. આજે પણ અનુપમ શાંતિ હતી વચ્ચે વચ્ચે માત્ર ઘોડાઓના ચોકડા કરડવાના અવાજ જ સંભળાતા હતા, ટ્રોટસ્કીએ રશિયાના રાતા સિપાઇઓનું સોગંદનામું વાંચ્યું અને વીસ હજાર સિપાઇઓએ એ એક સાથે એકી સ્વરે ઝીલી લીધું. પછી સિપાઇઓને નિરીક્ષણ માટે સેનાધિપતિની આગળ થઈ પસાર થવાનો હુકમ મળ્યો, પહેલી ટુકડી હારબંધ એકની પાછળ એક ગોઠવાઇ ગઈ, અને સંપૂર્ણ લશ્કરી ઢબે કદમ ઉઠાવતી, જમણી બાજુએ જ નજર રાખતી, ખભાપર એકી જ ઢબે બંદૂક રાખી સેનાધિપતિને સલામ ભરી ચાલી ગઈ. એમનો યુનિફોર્મ નવા જેવો જ દેખાતો. કોટમાં બટન બધાં ભરાવેલાં હતાં. બૂટ પણ ચકચકિત અને સુંદર દેખાતા, અને બંદૂક અને સંગીન પણ નવાં જ હતાં. એક પછી એક દરેક સિપાઈ રાતાંચોળ કપડાં પહેરીને હાથમાં એકસરખી બંદૂક પકડી રાખી પસાર થતો. રશિયાના સિપાઇઓ બંદૂક ચલાવતાં શીખી ગયા હતા.

આ બધો ફેરફાર ૭ મહિનામાં! ફેરફાર કરનાર લશ્કરનો સેનાધિપતિ ટ્રોટસ્કી હતો. રશિયામાં પરિવર્તન થયું તે પહેલાં શરૂઆતથી જ તે એમ માનતો, કે આખરે મજૂરપક્ષની જીત છે અને તે હથિયારબળથી થવાની છે. આથી એણે શસ્ત્રવિદ્યાનો બારીક અભ્યાસ કર્યો, અને ૧૯૨૧ ના નવેમ્બર માસથી ૧૯૨૨ ના મે માસ સુધીના ૭ મહિનામાં એણે રશિયાના જૂના અસ્તવ્યસ્ત લશ્કરમાંથી આ નવું ૧૫ લાખનું રાતું લશ્કર ઉભું કર્યું છે, અને એને એવી સંપૂર્ણ તાલીમ આપી છે કે તે આજે યુરોપના કોઇ પણ લશ્કરની સાથે બાથ ભીડે તેમ છે. આ લશ્કરના સિપાઇઓમાં રશિયાની સોવીયેટ સરકારના બોલ્શેવિક સિદ્ધાંતોનો ખૂબ ફેલાવો કર્યો છે, અને દરેક સિપાઇમાં એવી અજાયબ ભાવના ઉત્પન્ન કરી છે, કે આજે તે પોતાના રશિયાની ખાતર પોતાનો પ્યારો જાન આપવા હરઘડી તૈયાર છે. લશ્કરના સિપાઇઓને, શાળાઓ કાઢી, લખતાં વાંચતાં શીખવ્યું છે, અને આજે એ ૧૫ લાખના લશ્કરમાં એવો એક પણ સિપાઇ નથી કે જેને લખતાં વાંચતાં આવડતું નથી. આજે રશિયાના રાતા લશ્કરની સંખ્યા ફ્રાન્સના લશ્કરથી બમણી છે, અને ફ્રાન્સનું લશ્કર યુરોપના કોઇ પણ દેશના લશ્કર કરતાં કેટલુંયે મોટું છે. આજે રશિયામાં ભૂખમરો છે પણ લશ્કરમાં રહેતા દરેક સિપાઇને પેટપૂરતું ખાવાનું મળે છે, અને પહેરવાને કપડાં મળે છે. મોસ્કો અને પેટ્રોગ્રાડમાં બે લશ્કરી કોલેજો ચાલે છે અને એમાં લશ્કરી અમલદારોને તાલીમ આપી તૈયાર કરવામાં આવે છે. લેખક જણાવે છે કે દારૂગોળા બાબત રશિયાની શી સ્થિતિ છે તે ખાનગી રાખવામાં આવે છે. છતાં દારૂગોળાનાં કારખાનાં નિયમીત રીતે કામ કર્યે જાય છે એ ચોક્કસ છે. લેખકને રશિયા પાસે મોટી તોપો પૂરતા જથ્થામાં નથી એમ લાગે છે. છતાં ૭ મહિનામાં જે દેશ આટલી બધી તૈયારી કરી શકે તે મોટી તોપો પણ બનાવી શકે એમાં જરાયે શંકા નથી. હવાઇ વિમાનો પણ સારી સંખ્યામાં નજરે પડે છે, અને દરેક રીતે પોતે બીજા દેશોની સાથે બરોબરી કરી શકે, એ સ્થિતિ પ્રાપ્ત કરવા રશિયા મથી રહ્યું છે. આજે ટ્રોટસ્કી રશિયા પર ચઢાઇ કરવા સમસ્ત યુરોપને આહ્‌વાન આપે છે, કારણ કે એને પોતાના લશ્કરનો એટલો ભરોસો છે. કદાચ આને જ લીધે તા. ૨૫ મી અક્ટોબરે જાપાને સાઈબેરિયા ખાલી કર્યું છે અને લાડીવોસ્ટોકમાં રશિયાની સોવિયેટ સરકારના રાતા લશ્કરે પ્રવેશ કર્યો છે. આજે એ પ્રદેશ પર રશિયાનો રાતો વાવટો ચઢ્યો છે અને સોવિયેટ કમિટીના સભ્ય મિ. સુરીટ્સીન અને રાતા લશ્કરના કમાન્ડર જનરલ યુબોલેવીશે એક કમિટીની મદદથી ચીટાનો રાજ્યવહીવટ સોવિયેટ સરકારના પ્રતિનિધિ તરીકે પોતાના હાથમાં લીધો છે. ઘણાઓના દિલમાં એવો ડર છે, કે રશિયા, જર્મની અને તુર્કી એક થશે અને મિત્ર રાજ્યોની સામે જંગ માંડશે. એથી તેઓ રશિયાની

આ પ્રગતિને આશંકા અને ભયની નજરે જોઇ રહ્યા છે. ટ્રોટસ્કી અને બીજા આગેવાનો રૂશિયાના આંતરિક રક્ષણને માટે જ આ બધી તૈયારી છે, એમ જાહેર કરે છે. ગમે તેમ હો, રૂશિયાની ૭ મહિનાની આ પ્રગતિ સર્વનું ધ્યાન ખેંચે તેવી છે.

## ઈરાક

ઈરાકમાં અંગ્રેજોની રાજનીતિ વિષે સર પર્સીવલ ફીલીપ્સે વિલાયતના ડેઈલી મેઇલમાં લેખોની હારમાળા પ્રસિદ્ધ કરી છે અને તે તા. ૬ અને ૧૪ ડીસેમ્બરના બૉમ્બે ક્રોનીકલમાં પ્રકટ થઇ છે. સર ફીલીપ્સ જણાવે છે કેઃ—

દર સાલ મેસોપોટેમિયા (ઈરાક) માં બ્રિટિશ રૈયતના ૭૬ લાખ પાઉંડ (૧૧ કરોડ ને ૪૦ લાખ રૂપીઆ) નો ધુમાડો થાય છે અને તેથી કોઈને પણ ફાયદો થતો નથી... બગદાદમાં ફેઝુલને રાજા બનાવ્યો છે; પણ તેને અંગ્રેજોનેયે વિશ્વાસ નથી, તેમ તેના 'વજીરો'નેયે વિશ્વાસ નથી. રૈયતને ફેઝુલનો કે વજીરોનો કોઈનેયે વિશ્વાસ નથી. બે વરસ સુધી 'સ્વરાજ'ની વાતો કરીને આપણે આરબોને રમાડયા છે. આજે મેસોપોટેમિયાની સરકાર દેવાળિયાની દશામાં છે. રાજ્યવહિવટ ચલાવવાને તેની પાસે નાણાં નથી. વરસાદ ત્યાં કવખતે આવે છે, અને નહેરો વિષે ઘણી જ મોટી મોટી વાતો કરવામાં આવી છે. તેલના કુવામાંથી તેલ કાઢવું ઘણું જ ખર્ચાળ અને વિષમ છે; અને એથી આપણે એ મુલક ખાલી કર્યે જ છૂટકો છે, કારણ કે ત્યાં રહેવું આપણને પાલવે તેમ નથી......

આજે ત્યાં મહેસૂલ ઉઘરાવવી મુશ્કેલ થઈ ગઈ છે. જે ગામના લોકો મહેસૂલ ભરતા નથી તે ગામ પર હવાઈ વિમાનમાંથી 'પહેલી નોટીસ' ફેંકવામાં આવે છે. ગામના લોકો પોતાના કુટુમ્બકબીલાને લેઈ ગામ બ્હાર ચાલ્યા જાય છે અને ઠંડા પેટે જે થાય તે જોયાં કરે છે. થોડા દિવસ પછી હવાઈ વિમાનો આવે છે, અને પોણોમણીઆ બંબગોળા ફેંકી ગામ ઉજ્જડ કરે છે. ત્યાંનાં ઘણાંખરાં ઘર માટીનાં જ હોય છે, આથી બંબગોળો પડતાં બધે ધૂળ ધૂળ થઈ રહે છે. ધૂળ શમી જાય એટલે આરબ ગામમાં આવી પોતાની રહી ગએલી ચીજો તપાસે છે, અને પોતાનાં જે મરઘાં, બતકાં કે બકરાં મરી ગયાં હોય તેને ઠેકાણે પાડી પાછા પોતાના કામે લાગે છે. આથી કેટલીક વાર ત્રાસી જઇ કોઈક શેખ અંગ્રેજ અધિકારીને મહેસૂલની રકમ મોકલી આપે છે.

આવી રીતે આ 'ઇડાં' ફેંકવાનું કેટલાયે મહિનાઓથી ચાલે છે, અને એરોપ્લેનોનો ઉપયોગ 'પછાત જાતિઓ'માંથી મહેસૂલ ઉઘરાવવામાં જ થઈ રહ્યો છે.

વાર્ષિક ખર્ચના ૭૬ લાખ પાઉંડમાંથી ૨ લાખ પાઉંડ તો રાજ્યવહિવટ ચલાવવામાં જ ખર્ચાય છે, અને બાકીના ૭૪ લાખ પાઉંડ લશ્કર પાછળ વપરાય છે. આજે મેસોપોટેમિયામાં એટલા બધા હવાની અમલદારો છે કે તેમને જો છૂટા કરવામાં આવે તો બીજાં બે ત્રણ દેશોને પૂરા પડી રહે. રેસીડન્સીની કોઠી પાછળ ૨૪ લાખ રૂપીઆ ખર્ચાયા છે, અને બગદાદથી ૫ માઈલ દૂર હીનેદી પાસે હવાઈ વિમાનોનું રહેઠાણ કરવા પાછળ ૬૬ લાખ રૂપિયાનો ધુમાડો આ વરસમાં જ થયો છે. આ ઉપરાંત આવતા વરસને માટે હવાઈ વિમાનોમાં વધારો કરવા ૨ કરોડ રૂપીઆની માગણી કરવામાં આવી છે. આજે જો કે પહેલાંનું લખલૂટ ખરચ નથી છતાં જો આપણે એ દેશ પાછળ વરસો સુધી કરોડો રૂપીઆ ખર્ચી આપણા કબજામાં લેવા તૈયાર ન હોઇએ, તો અત્યારે જે દર સાલ ૧૨ કરોડ રૂપીઆ ખર્ચાય છે તે તો પાણીમાં જ જાય છે.

## તુર્કીની લક્ષ્મીબાઇ

તા. ૮ ડીસેમ્બરના ક્રોનીકલમાં હલીદા હાનમ નામની એક તુર્ક રમણીનું જીવનચરિત્ર આપ્યું છે. હલીદા હાનમ સુલતાન અબ્દુલ હમીદના ખજાનચીની પુત્રી છે, અને કોન્સ્ટાન્ટીનોપલની અમેરિકાના પાદરીઓની સ્ત્રીઓની કૉલેજમાં અભ્યાસ કરી તેણે બી. એ. ની ઉપાધિ મેળવી છે. અભ્યાસ પૂર્ણ કરી સને ૧૮૯૧ માં તે પોતાની કૉલેજના ગણિતના અધ્યાપક સાલેહ બેને પરણેલી, અને એનાથી એને બે પુત્રો પણ થયેલા, પણ સાલેહ બે એક બીજી ઓરત પરણી લાવ્યો, એથી હલીદાએ એની સાથે છૂટાછેડા કર્યા અને પોતે જાહેર સેવાના કામમાં ઝંપલાવ્યું. સન ૧૯૦૮ માં સુલતાન અબ્દુલ હમી-

દને ગાદીએથી ઉઠાડી મૂક્યો અને આખા દેશમાં મોટું પરિવર્તન થયું. આથી સ્ત્રીઓને વધારે છૂટ મળી અને 'નૂતન તુર્ક સ્ત્રી સમાજ†'ની સ્થાપના થઈ. હલીદા આ સમાજની નેતા બની અને સ્ત્રીઓને શિક્ષણ આપવાના વિષયમાં ખૂબ ચળવળ કરવા લાગી. પોતે વર્તમાનપત્રોમાં લેખો લખી અને જાહેરમાં ભાષણો આપી સ્ત્રીઓને વધારે સ્વાતંત્ર્ય અને શિક્ષણ આપવા તનતોડ મહેનત કરવા લાગી. સન ૧૯૧૪ માં લડાઈ શરૂ થઈ અને જમાલ પાશાએ સિરીઆની બધી શાળાઓનો વહીવટ એને હસ્તક સોંપ્યો. સન ૧૯૧૭ માં ડૉક્ટર અદના બેની સાથે એણે શાદી કરી અને સન ૧૯૧૮ માં જ્યારે સંધિ થઈ ત્યારે બ્રિટિશ સરકારે એને પકડવા ધારી. આથી પોતાના શોહરની સાથે વહાણમાં બેસી તે કૉન્સ્ટાન્ટીનોપલથી એશિયામાઈનોર ચાલી આવી, અને ત્યાંથી ખચ્ચર પર મુસાફરી કરી વરવહુ બન્ને મુસ્તફા કમાલ પાશા પાસે અંગોરા આવી પહોંચ્યાં. મુસ્તફાએ તેમનો સત્કાર કર્યો. તે પછી સ્મર્નામાં ગ્રીક લોકોએ તુર્કોપર અત્યાચાર કર્યો, અને એમાં કેટલાયે તુર્કો–સ્ત્રીપુરુષો માર્યા ગયા. હલીદાએ વર્તમાનપત્રોમાં લેખો લખી મિત્રરાજ્યોનું આ અત્યાચાર તરફ ધ્યાન ખેંચ્યું. પણ કોઈએ દાદ આપી નહિ. આથી મિત્રરાજ્યોપરનો એનો વિશ્વાસ ઉઠી ગયો, અને આખા યુરોપ સામે તેને ધિક્કાર વછૂટ્યો. એને એક અમેરિકન મળવા આવ્યો તેને એણે વાતવાતમાં જણાવ્યું કે 'કોઈ મુસલમાન ખ્રિસ્તીને મારી નાંખે તો આખી દુનિયા ખૂમરાણ કરી મૂકે છે, પણ કોઈ ખ્રિસ્તી મુસલમાનને મારી નાંખે તો યુરોપ કે અમેરિકાનાં વર્તમાનપત્રો એ વાતને પ્રકટ સુદ્ધાં કરતાં નથી." એને ખાત્રી થઈ કે તુર્કીનો ઉદ્ધાર તુર્કી જ કરી શકશે. આથી એણે શિક્ષણના કામની સાથે સાથે માંદાઓની સારવાર કરવાનું કામ હાથમાં લીધું અને સ્મર્નાના નિરાધારોના સંકટનિવારણનું કામ ઉપાડી લીધું. મુસ્તફા કમાલ પાશાએ તેને શિક્ષણખાતાની પ્રધાન નીમી, એણે પોતાના અવિરામ ઉદ્યોગથી એ જગા શોભાવી. આ ઉપરાંત એશિયામાઈનોરમાંથી ગ્રીકોને હાંકી કાઢવા એ લશ્કરમાં દાખલ થઈ, અને ગાઝીની લીલી પાઘડી પહેરી સિપાઈઓને શૂર ચઢાવવા લાગી. છેવટે મુસ્તફાએ ગ્રીકોને હાંકી કાઢ્યા અને હલીદા આજે શિક્ષણખાતાના પ્રધાન તરીકે તુર્કસ્તાનની પ્રજાકીય સરકારના પ્રધાનમંડળની એક સભાસદ છે. એના શોહર ડૉ. અદના એ પ્રજાકીય સભાના ઉપપ્રમુખ છે અને હલીદા હવે સિપાઈઓને શૂર ચઢાવવાને બદલે તુર્કસ્તાનનાં બાળકોને શિક્ષણ આપવાનું કામ કરે છે. પોતે કવિ છે, અને કવિતાનાં પુસ્તકો પણ લખે છે. સ્ત્રીઓને મતાધિકાર આપવાની અને પડદાનો રિવાજ કાઢી નાંખવાની તે ભારે પક્ષપાતી છે અને એથી તે સમસ્ત તુર્ક સ્ત્રીઓની નેતા છે. આજે તેની કલમ તેની તલવારની ધાર જેવી જ તેજ ચાલે છે, અને પુરુષોને, સ્ત્રીઓનો હક્ક પાછો સોંપવા સમજાવવા તે પોતાથી બનતી હરેક કોશિષ કરી રહી છે. કેટલીયે તુર્ક સ્ત્રીઓ તેના વિચારોથી પ્રેરાઈ પડદો છોડી, શાળાઓમાં અને કૉલેજોમાં અભ્યાસ કરવા લાગી ગઈ છે અને છોકરાઓના શિક્ષણ જેટલી જ છોકરીઓના શિક્ષણની સંભાળ લેવામાં આવે છે. આજે તુર્કસ્તાનની સ્ત્રીઓમાં નવચેતન આવ્યું છે, અને એ નવચેતનની પ્રેરક હલીદા હાનમ છે. સંભવિત છે કે તુર્કો પ્રજાકીય સરકારની સહાયથી તુર્કસ્તાનની સ્ત્રીઓની કાટ ખાઈ ગએલી બેડીઓ તોડવા એ શક્તિમાન થાય અને તુર્કસ્તાનમાં નવજીવનનો સંચાર થાય. હિન્દુસ્તાનમાં એવી શૂરવીર સ્ત્રીઓ ક્યારે પેદા થશે? જેઓ સમાજ કે સરકાર કોઈની પરવા કર્યા વિના હિન્દુસ્તાનની સ્ત્રીઓની બેડીઓ તોડી નાંખશે, અને હિન્દુસ્તાનની સ્ત્રીઓનાં સુકાઈ ગયેલાં હૃદયમાં નવજીવન સિંચી હિન્દુસ્તાનના સમાજજીવનને સર્વાંગસંપૂર્ણ બનાવશે!

† New Turkish Women.

## ગીશાની મુક્તિ

જાપાનમાં અસલના વારાથી એવો રિવાજ ચાલતો આવ્યો છે કે ગરીબ માબાપો પોતાનાં બાળકોનું ભરણપોષણ નહિ કરી શકવાને લીધે પોતાની દશ બાર વરસની છોકરીઓને ગીશાની શાળાઓના માલિકોને સોંપે છે અને ત્યાં એ છોકરીઓ ચિત્રકામ, સંગીત, નૃત્ય વગેરે કળાઓ શીખી ગીશાનો એટલે ગણિકાનો ધંધો સ્વીકારે છે. આ છોકરીઓ પોતાની પાછળ થએલું બધું ખર્ચે પોતાના માલિકને પાછું ભરપાઇ ન કરે, ત્યાં સુધી માલિક તેને પોતાના ગણિકાગૃહમાં રાખવા હકદાર છે એમ અત્યાર સુધી મનાતું આવ્યું છે, પણ હમણા જ અમેરિકાના લીટરરી ડાઇજેસ્ટ નામના તા. ૧૧ નવેમ્બરના અંકમા જણાવ્યા પ્રમાણે ઓસાકાની હાઇકોર્ટે આવું બંધન ગેરકાયદે ગણ્યું છે, અને એક ૧૮ વરસનાં ઉમ્મરનાં ગીશાને પોતાના આશક સાથે પરણવાની છૂટ આપી છે. કારણ કે આવી રીતે કોઈ પણ જાપાની સ્ત્રીને બંધનમાં રાખવી એ હાઇકોર્ટના અભિપ્રાય મુજબ ગુલામીમાં રાખવા સમાન છે અને એથી એવા કોઈ પણ કરાર ગેરકાયદેસર છે, આ ચૂકાદાથી જાપાનની બધી ગીશાઓના બંધન તૂટી ગયા છે, અને તેઓ આજે પોતાની ઇચ્છામા આવે તે પુરૂષ સાથે પરણી ગૃહજીવન માંડવા હકદાર છે.

અન ...... ——

આવી છે. લેખના કુવારઅની કોઈ પણ છોકરી પોતાનાં અને વિષમ છે; અને એથ. કરવા ગીશાનો ધંધો સ્વીકર્યે જ છૂટકો છે, કારણ કે ત્યાં રુ) દૃષ્ટિએ સદ્‌ગુણ મનાય તેમ નથી......

ન્હાનમ જોતા નથી.

આજે ત્યાં મહેસૂલ ઉઘરાવવી મુશ્કેલ થઈપડલીક છોક-જે ગામના લોકો મહેસૂલ ભરતા નથી તે ગામ પર હ. ભરણુ- વિમાનમાંથી ‘પહેલી નોટીસ’ ફેંકવામાં આવે છે. ગામ- ના લોકો પોતાના કુટુમ્બકબીલાને લેઈ ગામ બ્હાર ચાલ્યા જાય છે અને ઠંડા પેટે જે થાય તે જોયાં કરે છે. થોડા દિવસ પછી હવાઈ વિમાનો આવે છે, અને પોણોમણીઆ બંબગોળા ફેંકી ગામ ઉજ્જડ કરે છે. ત્યાંનાં ઘણાંખરાં ઘર માટીનાં જ હોય છે, આથી બંબગોળો પડતાં બધે [illegible] કરે છે ધણ શમી જાય એટલે આરબ

ારદરે

ઓને

ગુરીઅતો પડે છે, અને ઘણુંખરું તો ગીશાના વ્યવ-થી નરી વેશ્યાવૃત્તિને જ ઉત્તેજન મળે છે. પણ હવે હાઇકોર્ટના ચૂકાદાથી વેશ્યાવૃત્તિપરનો આ ઢાંકપિછોડો ખેંચી લેવામાં આવ્યો છે. આથી સંભવિત છે કે ધૂળ અને ધાતુ જૂદાં પડે, ધર્મિષ્ઠ જીવન ગાળવા ઇચ્છનારી ગીશા સ્ત્રીઓ પરણીને ગૃહજીવન ગાળે અને એ પતિત દશામાંથી મુક્ત થાય. હવે ગરીબ માબાપો પોતાની છોકરીઓને વેચી શકે તેમ નથી, અને એથી આબરૂદાર ધંધાને નામે પતિત ધંધાને ઉત્તેજન મળવાનાં દ્વાર સદાને માટે બંધ થયાં છે. આશા છે કે જાપાની સમાજસેવકો આ ચૂકાદાનો લાભ ઉઠાવશે, અને ગીશાઓને પરણાવી એ પતિત બ્હેનોની અંતરની દુઆ મેળવશે.

## ચીનને શાની જરૂર છે?

સેન્ચુરી પત્રના નવેમ્બર માસના અંકમાં બર્ટ્રાન્ડ રસેલ ‘ચીનને શાની જરૂર છે?’ એ વિષયપર લખતાં જણાવે છે કે :

ઘણા પ્રગતિવાદી ચીનાઓની ધારણા મુજબ જો ચીનમાં લોકમતને અનુરૂપ રાજતંત્ર સ્થાપવું હોય, તો ચીનના બધાં સ્ત્રીપુરુષ અને બાળકોને લખતાં વાંચતાં શીખવવું જોઇએ. જે પ્રજાનો મોટો ભાગ લખી વાંચી જાણતો નથી તે પ્રજામાં સાચું, લોકમતને અનુરૂપ રાજતંત્ર સ્થાપવું અસંભવિત છે. કેળવણી પોતે તો ઉપયોગી છે જ, પણ પ્રજામાં રાજકીય ભાવના ઉત્પન્ન કરવાને માટે પણ તે જરૂરી છે. આજે ચીનના ગામડાઓમાં રહેતા ખેડૂતોના હૃદયમાં એ રાજકીય ભાવના નથી હતી. ચીનાઓ પોતે આ વાત જાણે છે પણ દેશની નાણાંકીય સ્થિતિ એવી કંગાળ છે કે દેશના દરેકે દરેક સ્ત્રી, પુરુષ અને બાળકને કેળવણી આપવા પાછળ ખર્ચ કરવાને દેશની પાસે પૈસા નથી. આને લીધે જે માણસો અક્ષરજ્ઞાન ધરાવે છે, જે માણસો એક કાગળ લખી પણ શકે નથી તે માણસો રાજકીય પ્રવૃત્તિમાં કાંઈ પણ ભાગ લેઈ શકતા નથી, અને ભાગ લે છે તો તેમનો કાંઈ બોજ પડતો નથી. આથી રાજતંત્ર સુધારી રીતે નહિ ... થોડા માણસોનું રાજતંત્ર છે અને

એ પુરોહિતપણું હકીકતમાં

ઓરત પરન્તુ સુધી ચીનના તમામ લોકોને કેળવણી આપવામાં ... ત્યાં સુધી એ તે દશામાં જ રહેવાનું ...

છૂટાછેડા કર્યા

ચીનમાં સારું રાજ્યતંત્ર સ્થપાય તો પણ આટલાં બધાં માણસોને કેળવણી આપવા જોઇતાં નાણાં ઔદ્યોગિક ખીલવણી વિના મળી શકે કે કેમ એ શંકાસ્પદ છે. હાલ ચીનમાં જે ઔદ્યોગિક ખીલવણી થઈ છે એ ઉદ્યોગોની લગામ પરદેશીઓના હાથમાં છે, અને એમાંથી થતો નફો કાં તો જાપાનીઓની યુદ્ધનૌકાઓ બાંધવા પાછળ ખર્ચાય છે, નહિ તો અમેરિકન અને અંગ્રેજ કોટ્યાધિપતિઓના બંગલાઓ અને ખાણાંઓની પાછળ વેરાય છે. જો એનો નફો ચીનાઓને કેળવવાની પાછળ ખર્ચવો હોય તો એ ઉદ્યોગો ચીનાઓના હસ્તક હોવા જોઈએ. આથી સ્પષ્ટ છે કે કેળવણીની યોજના જો સર્વાંગ સંપૂર્ણ બનાવવી હોય અને તેનો પૂરેપૂરો વિસ્તાર કરવો હોય તો પહેલા દેશમાં ઔદ્યોગિક ખીલવણી થવી જોઈયે.

આને માટે જરૂરી છે કે ચીનાઓએ જૂદી જૂદી ચીજો બનાવવાની કારીગિરી શીખવી જોઈએ, અને પોતાના કામદારોને સાચા કારીગર બનાવવા જોઇએ... આને માટે જર્મનીથી હોશિયાર કારીગરોને બોલાવી ચીનના કામદારોને જૂદા જૂદા ઉદ્યોગોની કારીગિરી શીખવવાની વ્યવસ્થા કરવી.

તે ઉપરાંત લેખક જણાવે છે કે ચીનની રેલ્વે ચીનની સરકારને હસ્તક હોવી જોઈએ અને ચીનની બધી ખાણો સરકારે વ્યાજબી દામ આપી ખરીદી લેવી જોઇએ, અને ભવિષ્યમાં પરદેશીઓ પાસેથી નાણું ઉધાર લેતાં ખાસ ધ્યાન રાખવું જોઇએ કે તેથી સરકારનો કાબૂ કોઈ પણ રીતે ઢીલો થાય નહિ.

## ફ્રેન્ચ કૉન્ગો

લડાઈ પહેલાં બેલ્જીઅમના અત્યાચારોની વાત આપણે સાંભળી હતી પણ આજે લડાઇ પછીયે ફ્રેન્ચ કૉન્ગોમાં તેવા અત્યાચારો ચાલુ છે એ રેની મરાં નામના એક સીદીએ લખેલા બટાઉલા નામના પુસ્તકપરથી માલમ પડે છે. રેની મરાં ફ્રેન્ચ સરકારની નોકરીમાં દુરગુ તરીકે કામ કરતો. દુરગુનું બયાન કરતાં તે લખે છે કેઃ—

દુરગુ હંમેશાં બંદૂક અને કારતૂસો લેઈને જ ફરે છે. ડાબા પડખે તે મોટો છરો લટકાવે છે... કર ભર્યો હોય કે ન ભર્યો હોય પણ ગામડાંઓ લૂંટી અમે (દુરગુઓ) કર એકઠો કરીએ છીએ. અમે ગામડીઆઓ પાસે રબ્બર કુટાવીએ છીએ અને તેમની પાસે જ ઉંચકાવી તે હેડક્વાર્ટર પહોંચતું કરીએ છીએ...... જ્યાં જ્યાં અમારો મુકામ થાય છે, ત્યાં ત્યાંના આગેવાનો અમારી પાસે બક્ષિસોના ઢગલા કરે છે, અને આથી અમારા દિલને ઘણો જ સંતોષ થાય છે..... એમ સમજો કે અમુક ગામે અમને મનમાનતી બક્ષિસો ન આપી. અમે તુરતજ તેની સામે કંઈ કંઈ વાતો ફેલાવીએ છીએ, અને અમારા ઉપરી અમલદારને કાને પહોંચાડીએ છીએ. ઉપરી અમલદાર ઘણો જ ડાહ્યો અને દૂરદેશી હોય છે. તે તુરત જ ગામના બધાં માણસોને—સ્ત્રી, પુરૂષ, બાળક, મરઘાં, બતકાં, કૂતરાં, બિલાડાં, બકરાં, ગુલામો સર્વેને કેદ કરે છે, અને ખેતરનો પાક પણ કબજે કરે છે. પછીથી મરઘાં, બતકાં, કૂતરા, બકરાં, સ્ત્રીઓ અને પાકની હરાજી થાય છે અને હરાજીની બધી ઉપજ મહેસુલ ખાતે જમા થાય છે. કોઈક વાર મરઘા, બતકાં અને બકરાંની સગાંવહાલા અને દોસ્તોમા લ્હાણી થાય છે. ઘણી વાર તો તે ગવનરને જ બક્ષિસ તરીકે આપવામાં આવે છે. નોકરીમાં ઉંચે ચઢતી વેળા આવી બક્ષિસો ઘણી ઉપયોગી થઈ પડે છે. પણ આ તો સુલેહપ્રિય અમલદારની વાત થઈ. કેટલાક જંગબહાદૂર પણ હોય છે. તેઓ આખી રૈયતની સામે જંગ મચાવે છે, અને પછી ઉપરી અમલદારને કાગળો પર કાગળો લખી પોતાના પરાક્રમનાં બણુગાં ફુંકે છે...... આથી મનુષ્યના અધઃપાતનો આરંભ થાય છે અને તે આસપાસના સંજોગોને આધીન થઈ દારૂ પીતાં શીખે છે. લડાઈ પહેલાં કેટલાયે યૂરોપીઅનો ૧૫ માપ પીને ધરાઈ જતા. પણ આજે એવા માણસો મળી આવે છે જેઓ ધીરે ધીરે ચઢતાં ચઢતાં મહિનામાં ૮૦ બાટલીઓ સુધી પહોંચ્યા છે.

કહુમ નામના ગામમાં સાત વરસ પહેલાં [સન ૧૯૧૧ મા] ૧૦,૦૦૦ ની વસ્તી હતી. આજે સન ૧૯૧૮ માં ૧૦૮૦ ની જ વસ્તી છે.

છતાં આ બધું દેશને સુધારવાને નામે થાય છે.

## મેળાઓમાં દારૂ

તા. ૧૬ મી ડીસેમ્બરના અંકમાં મુંબાઈનું 'ધી ઇન્ડિયન સોશ્યલ રિફૉર્મર' લખે છે કે:

મદ્રાસની કૉર્પોરેશને મદ્રાસના લોકમતને અનુસરી મજહબીય મેળામાં દારૂ વેચવાની દુકાન હોય, તો તેવા

મેળો ભરવા દેવાની રજા નહિ આપવાનો સર્વાનુમતે ઠરાવ કર્યો. મેળાની કમિટીના પ્રમુખ જેઓ હાઇકોર્ટના જડજ છે તેમણે કોર્પોરેશનના પ્રમુખને કાગળ લખ્યો કે દારૂ વેચવાની બંધી કર્યાથી મેળાનું કામ ધૂળધાણી થઈ જશે. કોર્પોરેશનના પ્રમુખ સર થીઆગરી ચેટીએ એ કાગળ કોર્પોરેશનની સભા આગળ રજૂ કર્યો, અને કોર્પોરેશને એ કાગળપર વિચાર કરી એનો એ ઠરાવ વધારે જોરદાર ભાષામાં પસાર કર્યો છે. આ મુદ્દાના સિદ્ધાન્તને વળગી રહેવા માટે અમે મદ્રાસની કોર્પોરેશનને અભિનંદન આપીએ છીએ. પણ મુંબાઇનું શું? મુંબાઈમાં રેડ ક્રોસ ફેટ ચાલે છે. તેમાં દારૂ વેચાય છે કે નહિ? અમને આશા છે કે ત્યાં તો દારૂ નહિ જ વેચાતો હોય. અને જો કદાચ વેચાતો હોય તો મુંબાઈના શહેરીઓએ એ જાહેર સભ્યતાના ઉલ્લંઘન સામે સખત વાંધો ઉઠાવવો જોઇએ.

## પાર્વતીદેવીનો સંદેશો

પંજાબમાં શ્રીમતી પાર્વતીદેવીને તા. ૫ મી ડીસેમ્બરે ૧૨૪ અ અને ૧૫૩ અ ની કલમ મુજબ શીતુરી ભાષણો કર્યા માટે બે વરસની સાદી કેદની સજા થઈ છે. જેલમાં જતાં જતાં એમણે ભારતવર્ષની સ્ત્રીઓને નીચેનો સંદેશો આપ્યો છે:—

ભારતવર્ષની સ્ત્રીઓને મારે અત્યન્ત નમ્રતાથી બે શબ્દ કહેવાના છે. ' દરેક પ્રજાનું ભાગ્ય સાચેજ તેની સ્ત્રીઓના હાથમાં છે. જ્યાં સુધી સ્ત્રીઓ પુરુષોમાં પ્રાણ ન પૂરે, તેમનાં, મુશ્કેલીઓથી કરમાતાં હૈયાંને સજીવન ન કરે, કઠણ પ્રસંગોએ તેમના ઉત્સાહને ન જગાવે, આફત આવી પડતાં તેમનામાં વીરતાના ભાવ ન પ્રેરે અને અંતે વિજયને સમયે તેમને ગૌરવને માર્ગે ન દોરે, ત્યાં સુધી પુરુષો એકલા કશું જ કરી શકવાના નથી. જ્યાં સુધી તમે તેમને પાછળ ઘસડો છો, તેમના કાર્યમાં બારરૂપ થઈ પડો છો, તેમના ક્ષેત્રને સંકુચિત કરો છો અને એમના ઉલ્લાસ પર ટાઢું પાણી રેડો છો, ત્યાં સુધી તમે તેમની પાસેથી વાંછિત વર્તનની આશા રાખી શકતાં નથી. જ્યાં સુધી ભારતવર્ષની એકેએક પુત્રીના હૈયામાં મહાત્મા ગાંધીના હૈયામાં થાય છે એટલી વેદના ન થાય, જ્યાં સુધી તેના રગેરગમાં ભારતમાતાનાં દુઃખ, દુર્ભાગ્ય, ગુલામી અને ગરીબાઈ, એટલાં મહાત્મા ગાંધીના હૈયામાં ખૂંચે છે એટલાં ન ખૂંચે ત્યાં સુધી આઝાદીનો દિવસ બહુ દૂર છે. એકલા પુરુષો એને પાસે લાવી શકવાના નથી. એટલા માટે, મારી બ્હેનો, આપણા ઉપર એક મહાન કર્તવ્ય અને ભારે જવાબદારીનો ભાર છે. આવો, આપણે સૌ, આપણામાંની એકેએક, જે પોતાને સાચી સ્ત્રી કહેવડાવવાનું અભિમાન ધરાવે છે તે બધી, એ ભાર ઉઠાવવાને અને ધીરજ તથા સંતોષની સાથે સર્વ કષ્ટને ઝીલવાને કમ્મર કસીએ અને આપણું કામ કરતાં કરતાં માતૃભૂમિની સ્વતંત્રતાને પાસે ને પાસે લાવતાં જઇએ.

## હિન્દુઓમાં જાગૃતિ આવશે?

દિનપર દિન હિન્દુઓનું વસતી પ્રમાણ ઘટતું જાય છે એવી બૂમ પંજાબ, બંગાળ, મદ્રાસ અને બીજા ભાગોમાંથી સંભળાયા કરે છે. ગુજરાતમાં નીચ કહેવાતી કોમોમાંથી સેંકડો લોકોને ખ્રિસ્તી કે ઓજા બનતા નજરે જોઇએ છીએ. મુક્તિફોજ, આઇ. પી. મિશન, રોમન કેથોલિક મિશન, ફ્રી ચર્ચ મિશન, આગાખાની મિશન વગેરે ખાતાંઓ પોતાનું કામ જોસબંધ કર્યે જાય છે. હિન્દુઓ ઘોર નિદ્રામાં ઘોરે છે, તેમના આચાર્યો લાડી, ગાડી ને વાડીમાં ગરત રહે છે, યાતો કોર્ટે ચડીને વકીલોનાં ઘર ભરે છે અને પોતાના ધર્મમાંથી ચ્યુત થાય છે. આ સંબંધમાં સાપ્તાહિક "ગુજરાતી" માગશર શુદી ૧૪ ના અંકમાં લખે છે કેઃ—

હિન્દુઓના ધર્માચાર્યો પોતાની ફરજ ચૂકી ગયા છે; તેમના પૂર્વજોએ બાંધેલી સંસ્થાઓપર તેઓ ચરી ખાય છે. આજે તેનું પરિણામ શું આવ્યું? જ્યાં જોશો ત્યાં અજ્ઞાનતામાં સડતા હિન્દુઓ અન્ય ધર્મોમાં ઘસડાતા જાય છે. હિન્દુઓમાં સંસારસુધારાની વાતો થાય છે, પશ્ચિમના લોકોના આચારવિચારનાં અનુકરણ કરવા માટે શહેરોમાં વસનારા ઉચ્ચ વર્ગના હિન્દુઓમાં ચર્ચા કરી, ચળવળ કરી સંતોષ પામવામાં આવે છે, પણ ગામડાંઓમાં જઈ હિન્દુ ધર્મમાં સમાયેલાં રહસ્યો કોણ સમજાવે છે? આચાર્યો ભેટો ભેગી કરવાને જાય છે, પણ ધર્મના સિદ્ધાન્તો સમજાવવામાં કર્તવ્ય માનનારા આચાર્યો ક્યાં છે? ગામડાંઓમાં અને જંગલોમાં વસતી જાતિઓનો ઉદ્ધાર કરનારા આચા-

**ધર્યું કર્યાં છે? અન્ય ધર્મના લોકો તે માટે પ્રયાસ કરી રહ્યા છે અને ઉત્તર હિન્દુસ્તાનમાં પોકાર પડી રહ્યો છે કે હિન્દુઓની સંખ્યા ઘટે છે. બંગાલાના લોકો તો કહે છે કે ગામડાંઓમાંથી હિન્દુઓની સંખ્યા ઘટી છે.**

ગામડાઓમાં જઈ ધર્મહીન લોકોમાં કે જંગલી જાતોમાં ફરી વ્યવસ્થાસર મોટા પ્રમાણમાં અને લાંબી મુદત સુધી કામ કરનારૂં એક પણ ખાતું, એક પણ મંડળ, હિન્દુ સમાજ અથવા તેનો કોઈ પણ પંથ બતાવી શકશે? સ્વામિનારાયણ પંથ લો કે વલ્લભી સંપ્રદાય લો, પ્રાર્થના સમાજ તરફ જુઓ કે આર્ય સમાજ તરફ, કોઇએ કોળીઓમાં, ભીલોમાં, દુબળાઓમાં જઇને હિન્દુ ધર્મના શુદ્ધ તત્ત્વો સમજાવવાની કોશીશ કરી છે? ખેડા જીલ્લામાં ખોજા ભાઇઓ ગરોડા તથા ઢેડોના છોકરાંઓની બોર્ડીંગો અને શાળાઓ ઠેકઠેકાણે પોતાના ધર્મમાં દાખલ કરે એ ગુજરાતી હિન્દુ વસ્તીને કેટલું શરમ ભરેલું છે? આ સંબંધમાં "ગુજરાતી"ના માગશર વદ ૧૪ ના અંકમાં બળતે હૃદયે નીચે પ્રમાણે ઉદ્‌ગારો ભાઇ મા. છ પંજા કાઢે છે તે દરેક સમજુ હિન્દુભાઇએ મનન કરવા લાયક છેઃ—

આયતો માલ લઈ, સ્વર્ગ અપાવનારા ધર્માચાર્યો અને બ્રાહ્મણો નિરાંતે કુંભકર્ણની નિદ્રામાં ઘોરે છે. આપસમાં જુદા જુદા મતાંતરો ઉત્પન્ન કરી કલહ કરવાથી એમને ફુરસદ જ નથી. નીચ ગણાતી પ્રજાઓ પાસેથી ભેટ અને દક્ષિણા લેવામાં કુશળ, પણ ધર્મનો ઉપદેશ આપવામાં પ્રમાદી એવા ધર્મગુરૂઓએ કદી એમની સેવક ગણાતી પ્રજાની સેવા બજાવી નથી. કોઈ દિવસે પણ એ ગરીબોને આંગણે જઈ એમના સુખદુઃખની ખબર લેવાની, કેળવણી આપવાની તેમજ એમને પોતાના ધર્મનું જ્ઞાન કરાવી આપવાની દરકાર કરતા નથી. ત્યારે ખ્રિસ્તી પાદરીઓ એ ગરીબોને સુખે સુખી અને દુઃખે દુઃખી થાય છે; નાનાં ગામડાંઓ અને જંગલોમાં જઈ, દવાખાનાં, નિશાળો અને અનાથગૃહો સ્થાપી, ભુખ્યાંને અન્ન, અજ્ઞાનને જ્ઞાન, માંદાને ઔષધ અને સંતાપેલાને આશ્રય આપી પોતાનો ધર્મ ફેલાવે છે. એક ગુન્હેગાર ગણાતી જાતિનો મનુષ્ય જો ખ્રિસ્તી ધર્મ કબુલ કરે તો તરત ગુન્હેગાર જાતિનો મટી સભ્ય જાતિનો થાય છે, અને "આકાશી બાપ"ના એજન્ટોના પ્રતાપથી હાજરી આપવાની, વેઠ કરવાની અને એવી બીજી ઘણી આપદાઓમાંથી છૂટી મૃત્યુલોકમાં જ પહેલાનાં કરતાં સુખી જીવન ગાળે છે.

લગભગ આવી જ સ્થિતિ મહીકાંઠા એજન્સીના ઉત્તર ભાગની છે. ત્યાં "લુસરીઆ" ગામમાં ખ્રિસ્તી મિશનની સ્થાપના થએલી છે. એ મિશને હજારો ભીલો અને ગરાસીઆઓને અન્ન, ધન, વિદ્યા અને ઔષધ આપી ખ્રિસ્તી બનાવ્યા છે. લગભગ આવી જ સ્થિતિ આખા હિંદુસ્તાનમાં છે. એ ઉપરાંત ધન માટે, સ્ત્રી માટે અગર અજ્ઞાનતાથી લોકોને સ્વધર્મનો ત્યાગ કરતા જોઇએ અથવા સાંભળીએ છીએ, ત્યારે મનને બહુ જ સંતાપ થાય છે, અને તરત પ્રશ્ન ઉઠે છે કે આમ શા કારણથી થાય છે? અને ક્યાં સુધી આવું થતું રહેશે? શું આપણા સનાતન વેદ ધર્મ કરતાં બીજા ધર્મો ચઢીઆતા છે? અથવા શું આપણું સામાજિક બંધારણ કઢંગું અને સમયને અનુકૂળ નથી? અથવા આપણને મળતી કેળવણી દોષપાત્ર છે? કે એવાં બીજાં શાં કારણો છે કે જેથી હિંદુસમાજ દિવસે દિવસે સંખ્યામાં ઓછો થવા સાથે બીજી પ્રજાઓના મુકાબલામાં નિર્બળ, સંગઠન વિનાનો અને ધણીધોરી વગરનાં, જંગલમાં ભૂલાં પડેલાં મેંઢાનાં ટોળાં જેવો થઈ ગયો છે?

## હાથવણાટ

તા. ૧૦ મી ડીસેમ્બરે મુંબઈમાં સહકારી પરિષદના પ્રમુખપદેથી ખેતીવાડી ખાતાના પ્રધાન ના. ચુનીલાલ મેહેતાએ ભાષણ કરતાં આપણા વણકરો અને તેમના ધંધાના ઉપયોગીપણા અને મહત્ત્વ વિષે નીચે પ્રમાણે કહ્યું હતું:—

"આ વાત તો નિર્વિવાદ છે કે ખેડૂતની સ્થિતિ સુધારવી હોય અને તેની નવરાશના વખતનો પૂરેપૂરો ઉપયોગ કરવો હોય તો તેને ઘરગથ્થુ ધંધાનો પૂરો પાડવા જોઇએ. જુદે જુદે સ્થળે જુદા જુદા ધંધાઓ દાખલ કરવાને પ્રયત્ન થયા છે, પણ તેમાં વણાટનો ધંધો સૌથી વિશેષ અનુકૂળ છે. હાથવણાટનો ધંધો દિનપર દિન મંદ થતો જાય છે એવી સાધારણ માન્યતા ખોટી છે, અને તેને મનમાંથી કાઢી નાખવી જોઇએ. હાથવણાટથી વણાતાં કાપડનો હિસાબ કાઢીએ, કે તે ધંધામાં પરોવા માણસોની સંખ્યા જોઇએ, દરેક રીતે આપણને માલુમ પડશે

કે જેમ તેટલી અડચણો અને યંત્રથી ચાલતી મીલોની હરિફાઇ છતાં પણ આ ધંધો ખેતીવાડીના મુખ્ય ધંધા પછી બીજે જ નંબરે આવે છે. ૧૯૧૫–૧૬ માં હાથશાળ ઉપર વણાયલું કાપડ મીલોમાં તૈયાર થયેલા કાપડથી જરાયે ઓછું ન હતું, અને મીલો વધતાં જેમ જેમ વિશેષ કાપડ તૈયાર થતું તેમ તેમ હાથશાળનું કાપડ પણ વધતું જતું હતું. દેશમાં વપરાતા કુલ કાપડનો—એટલે દેશમાં પેદા થતા તથા પરદેશથી આયાત થતા કાપડનો—ચોથો ભાગ હાથની શાળ ઉપર વણાય છે એ ખબર બહુ થોડા લોકોને હશે. લડાઈનાં વર્ષોમાં હાથવણાટને નુકસાન થયું હતું પણ હવે આગળના જેટલા જ પ્રમાણમાં હાથ વણાટનો ધંધો પહોંચી ગયો છે. આ ધંધામાં આઠ લાખ લોકોનો ગુજરો ચાલે છે, અને ઇલાકામાં ૩૦૦ ઠેકાણે આ ધંધો ધીકતો ચાલે છે. દરેક ઠેકાણે ૨૦ થી ૫૦૦ સુધી શાળો ચાલતી હોય છે. વણકર મોટે ભાગે વેપાર ધંધાના વહિવટથી અજાણ્યો હોય છે, અંધારી અને અસુખાકારી જગ્યામાં તેને આખો વખત કામ કરવાનું હોય છે, પુરતાં ઓજાર કે સામાન તેની પાસે હોતા નથી. ટુંકા તાણાથી તેને કામ કરવાનું હોય છે, અને તેના તાણાના તાગડા વારંવાર તુટતા જાય છે. આ બધી મુશ્કેલીઓ છતાં તે પોતાનો ટકાવ કરી રહ્યો છે. તેના માથે કરજનો પોટલો હોય છે અને બધી સ્થિતિના પરિણામે તે દારૂની બદીમા લપટાયેલો રહે છે. પોતે વણેલા કાપડની વધારે કીમત કેમ અને ક્યાં ઉપજાવવી તેની તેને ખબર હોતી નથી, અને ગામડાનો વાણીયો તેને સુતર વેચે છે, તેની પાસેથી કપડું વેચાતું રાખે છે અને રોકડની તેને જરૂર હોય ત્યારે તેનો સાહુકાર પણ બને છે; એ રીતે એ તેનો કર્તા હર્તા અને વિધાતા બને છે. ટુંકામાં સસ્તામાં સસ્તું ખરીદ કરવું અને મોંઘામાં મોંઘું વેચવું, એ વેપારના પ્રથમ તત્વને તે કોરે મુકીને ચાલે છે. નવાઈ એટલી જ છે કે આ બધી મુશ્કેલીઓ છતાં તે વ્યવસ્થિત રચાએલા મીલ ઉદ્યોગ સામે ટકી રહ્યો છે અને રહે છે. તેના ધંધાને વ્યવસ્થિત રૂપ આપવાની જરૂર છે અને તે 'સહકારી' ધોરણથી સારી રીતે બની શકે તેમ છે. આ ધોરણ ઉપર મોટા પ્રમાણમાં સૂતર તથા વણાટનાં ઓજાર ખરીદ કરવાની અને કાપડ વેચવાની હાલમાં ફક્ત ૫૦ સોસાઈટીઓ (મંડળો) છે. વણકરોની એકલી સોસાઈટીઓ બાંધીને બેસી રહેવાનું નથી, પણ જ્યાં જ્યાં હાથવણાટ ચાલે છે તેવાં મોટાં શહેરોમાં સહકારી ધોરણે કાપડની મોટી દુકાનો કાઢવાની પણ જરૂર છે. આ દુકાનવાળાઓ કઈ મીલમાંથી સારૂં તૂટે નહિ તેવું સૂતર મળી શકે તે શોધી કાઢી તેની પાસેથી જથાબંધ ખરીદ કરી સોસાઈટીઓને માંગ પ્રમાણે વહેંચી શકે. વણકરની મહેનત ઘટાડવી હોય અને વધારે કાપડ કાઢતો તેને બનાવવો હોય તો તેનું સૂતર મજબૂત અને વળદાર હોવું જોઇએ એ સવથી વધારે જરૂરનું છે. આ દુકાનોએથી કાપડનું પરચુરણ સ્થાનિક વેચાણ કરી શકાય અને જ્યાં તેવા માલની ખપત હોય ત્યાં જથાબંધ ચડાવી શકાય. સરકાર આ જરૂરના ધંધાને ઉત્તેજવાને ખાસ ચાહના રાખે છે તે કહેવાની કંઈ જરૂર નથી. સરકારી ઉદ્યોગખાતું આ કામ વધારવાને મહેનત કરે છે, પણ બિનસરકારી ગૃહસ્થોના સહકાર વિના મોટા પ્રમાણમાં તેનું ફળ આવી શકે નહિ."

અ. વિ. ઠ.

---

# સિંહાવલોકન.

હિંદુસ્તાન જેવા વિશાળ દેશ ઉપર ઈંગ્લંડ જેવો નાનો દેશ ૬૦૦૦ માઈલ જેટલા અંતરથી ૧૫૦ વરસ સુધી અખંડ રાજ કરે, એવો દાખલો દુનિયાના ઇતિહાસમાં બીજો નહિ હોય. આવું રાજ સ્થાપવાને અને તે ચલાવવાને રાજકર્તાઓએ જેમ વિલક્ષણ માર્ગ લીધા છે, તેમ પ્રજાને પણ સ્વતંત્રતાને માટે કંઇક અસાધારણ ઉપાય લેવા પડે એ સ્વાભાવિક છે. જેમ આવું રાજ્ય તવારીખમાં બીજું નથી, તેમ તેના પરિવર્તનનો માર્ગ પણ નવીન જ હોય.

છતાં, જૂના માર્ગોનો અનુભવ લઇનેજ, એક પછી એક જૂનાં સાધનો ખતમ કરીનેજ પ્રજા પોતાનો આખરનો રસ્તો શોધી શકેછે. આપણા દેશમાં પણ આશરે સીત્તેર વર્ષ સુધી સ્વતંત્રતાની લડતે જૂદાં જૂદાં સ્વરૂપ લીધા પછી જ આ અવની પર કવચિત જ અવતરતા એક પુણ્યશ્લોક મહાત્માએ અસહકારનો માર્ગ બતાવ્યો છે.

## સ્વતંત્રતાની લડત

સન ૧૭૫૭ માં પ્લાસીની લડાઈથી હિંદુસ્તાનની જે છત અંગ્રેજોએ શરૂ કરી હતી, તે લગભગ ૧૦૦ વરસે શીખોને વશ કરીને પૂરી કરી. તેવામાં જ જે શસ્ત્રબળથી અંગ્રેજોએ ચક્રવર્તિ રાજ સ્થાપન કર્યું હતું તે વડેજ તેનો નાશ કરવાનો વિચાર સ્વાભાવિક રીતે સ્ફુર્યો. પરરાજ્યનો જે દોર દેશમાં ઊંડો ઊંડો સાલવા લાગ્યો હતો, તે સન ૧૮૫૭ ના બળવામાં ઉભળી ઉઠ્યો—ઉંડા અમંતોષના જે અગ્નિ ઉપર શાંતિ અને સુલેહની આછી આછી રાખ પથરાઇ હતી, તેની જ્વાળાઓ જોત જોતામાં ચોમેર ભભૂકી ઉઠી. છતાં જે શૂરા શીખો છેલ્લા જ શરણે થયા હતા, તેઓ વફાદારીમાં અડગ રહ્યા અને બળવાને અત્યંત સખ્તાઇથી અને ક્રૂરતાથી દાબી દેવામાં આવ્યો.

આમ લડાયક લોકો પોતાની બાજીમાં હારી ગયા, એટલે કેળવાએલા અને મુત્સદ્દી વર્ગે લડત હાથમાં લીધી. તેમણે ઠરાવો અને અરજીઓ સરકારમાં મોકલીને, તેમજ સભાઓ અને પરિષદો ભરીને, રાજ્યના નાના નાના સુધારા વિષે કાયદેસર ચળવળ શરૂ કરી, તે આ સૈકાના આરંભ સુધી નિર્વિઘ્ને ચાલી. જે દેશ સ્વરાજ ભોગવે છે, તેમાં જૂજજૂજ સુધારા મેળવવાને નાના મોટા વર્ગો આ રસ્તો લે છે. પણ તે વડે પરદેશના પંજામાંથી મુક્તિ મેળવ્યાનો દાખલો ઇતિહાસમાં નથી.

ગયા સૈકાની આખરમાં સદ્દગત લોકમાન્ય તિલકે રાજકીય જીવનમાં એક નવું પ્રકરણ શરૂ કર્યું. ગણેશચતુર્થીના સદીઓથી ચાલતા મેળામાં સ્વતંત્રતાનું નવું ઝનૂન તેમણે જગાવ્યું, અને 'શિવાજી મહોત્સવ' ઉજવીને આપણી ઐતિહાસિક શક્તિનું અપૂર્વ ભાન કરાવ્યું. પણ લોર્ડ કર્ઝને સન ૧૯૦૫ માં બંગાળાના ભાગલા પાડ્યા, ત્યારે જ બંગાળમાં અને મહારાષ્ટ્રમાં અને પછી આખા દેશમાં નવા ચેતનનું મોટું પૂર ચોમેર ફરી વળ્યું. દેશની અંદર પહેલી જ વાર એવી પ્રતીતિ થઇ, કે રાજકર્તાઓનાં અને આપણાં સંસ્કૃતિ અને ભાવના—સ્વાર્થ અને સાધન જૂદાં જ છે. અર્જુનના બાણથી ધરતીમાંથી જેમ ગંગાજીની ધારા ફૂટી નીકળી હતી, તેમ બંગભંગની ચળવળથી રાષ્ટ્રીય અસ્મિતાનો અખૂટ અને ઉત્કટ પ્રવાહ દેશના ભીતરમાંથી ફૂટી નીકળ્યો. સ્વદેશી અને

ભંગની ધમકી પછી સરકાર પાછી હઠી ગઇ; એટલે સત્યાગ્રહની પૂરી લડત જોવાની જે તક ૧૯૧૭માં પ્રજાને ન મળી, તે પહેલી જ વાર ૧૯૧૮ ની શરૂઆતમાં મળી. તે વર્ષ અમદાવાદના મિલમજુરોની હડતાલને લીધે, તેમજ ખેડાજીલ્લાના ખેડૂતોની કર ન આપવાની લડતને માટે આપણી તવારીખમાં યાદગાર રહેશે. મિલમજુરોની હડતાલમાં આગેવાની લઇને, તેમજ હજારો મજુરો પોતાની પ્રતિજ્ઞા તોડવાની તૈયારીમાં હતા તે અણીને પ્રસંગે સમાધાન ન થાય ત્યાં સુધી અન્ન ન લેવાની ભીષ્મપ્રતિજ્ઞા લઇને તેમણે આખા જગતને બતાવી આપ્યું, કે સત્યાગ્રહનું શસ્ત્ર જેમ સરકારની સામે, તેમ આપણા દેશી ભાઇઓની સામે પણ વાપરી શકાય છે, અને તેનું ખરેખરૂં રહસ્ય કુરબાનીમાં અને આત્મસમર્પણમાં જ રહેલું છે. ગાંધીજીની પ્રતિજ્ઞાથી મજુરોનો નિસ્તેજ થતો આત્મા ફરીથી સચેત થયો, અને ત્રણ દિવસમાં લડતની પૂર્ણાહુતિ થઇ.

આ પછી તરત જ હિન્દુસ્તાનમાં સરકારની સામે સત્યાગ્રહની પહેલીજ લાંબી લડત લડવાની તક ગાંધીજીને મળી. તે પહેલા કોણજાણે કેટલીયે વાર સરકારે ખેડૂતોને અન્યાય કર્યો હશે–ખેડૂતોને કણ પણ નહિ પાક્યો હોય, ત્યારે કેટલોયે જુલમ ગુજારીને તેમની પાસેથી મહેસુલ વસુલ કર્યું હશે. ૧૯૧૭ ના વર્ષમાં તો અનાવૃષ્ટિથી નહિ. પણ અતિવૃષ્ટિથી ખેડૂતોની પાયમાલી થઇ, એટલે પાણી કે ઘાસની કમીના તો નહોતી, કંઇક કંઇક શિયાળુપાક તો થયો પણ હતો. છતાં એકંદરે આખા જીલ્લાનો પૂરો બેઆની પણ પાક ન હતો, અને પૂરૂં ભરલું ભરતાં લોકોને પુષ્કળ ત્રાસ થાય એમ હતુ. વસ્તુ સ્થિતિ આવી જોઇને કર ન આપવાની લડત ગાંધીજીએ નડિયાદ મુકામે ૨૨ મી માર્ચને દિવસે શરૂ કરી. આવી લડત પણ આપણા દેશમાં કોઇએ જોઇ કે સાંભળી નહતી. આખો દેશ આનંદ અને આશ્ચર્યથી આ લડત નીરખી રહ્યો. દરમ્યાન ગાંધીજીએ ખેડૂતોને ફરી ફરીને સમજાવ્યુ, કે તેમણે પોતાનાં તમામ ઢોર, મિલ્કત અને કુલ જમીન આ લડતમાં હોમવાને તૈયાર રહેવું જોઇશે. અને કોઈકોઇ ગામડે ઘંટારવથી ગાંધીજીને વધાવનાર ખેડૂતોને ગાંધીજીએ સમજાવ્યું, કે જો સરકાર આખું ગામ જપ્ત કરે તો એવાજ ઘંટ વગાડતે વગાડતે તેમણે એ ગામ છોડવાને તૈયાર થવું જોઇશે. ગાંધીજીએ જેમ કુરબાની ઉપર તેમ અહિંસા ઉપર પણ ખૂબ ભાર મૂક્યો. જે જુજ ગામનાં લોકોએ કંઇક કંઇક તોફાન કર્યાં હતાં, તેમને ખૂબ ઠપકો આપ્યો. આ લડતમાં પણ છેવટે ગાંધીજીએ પહેલેથી જ મૂકેલી એક શરત સરકારે કબૂલ કરી, એટલે તેમણે સમાધાન કર્યું. આ લડતમાં ખેડાના ખેડૂતોને, અને આખા દેશની પ્રજાને હિમ્મતનો, સંયમનો અને આપભોગનો ખૂબ બોધ મળ્યો.

અત્યાર સુધી ગાંધીજીની લડતનું સ્વરૂપ સૌમ્ય અને શાંત હતું. તેમજ તે દેશના અમુક નાના ક્ષેત્રના અમુક વર્ગને અંગે સ્થાનિક અમલદારોની સામે યોજાએલી હતી. સન ૧૯૧૯ માં ખૂદ હિંદી સરકારની સામે એક પ્રચંડ રાષ્ટ્રીય લડત લડવાનો અવસર ગાંધીજીને મળ્યો. એક હાથે સુધારાનું અમૃત આપનાર સરકારે બીજે હાથે રોલેટ કાયદાનું હલાહલ વિષ પ્રજા આગળ મૂક્યું. પ્રજાના ક્રોધ અને આવેશનો પાર ન રહ્યો. વડી ધારાસભાના સૌ હિંદી સભાસદોએ આ કાયદાની સામે સખ્ત ઝુંબેશ ઉઠાવી, તેમજ બ્હારના સૌ પક્ષના આગેવાનોએ આ કાયદાની સામે ચોમેર ચળવળ કરવા માંડી. આ વખતે ગાંધીજી ભારે બીમારીથી પીડાતા હતા. એક બે વખત યમનો દૂત તેમને સમીપ જણાયો, અને તેમણે પ્રાણ જોગ પોતાનો સંદેશો પણ લખાવ્યો. છતાં પૂરેપુરા ક્ષત્રિય–અથવા અતિક્ષત્રિય હોવાથી તેમણે મરણ પથારી ઉપર સૂતે સૂતે પણ આ કાયદો રદ કરાવવાને સત્યાગ્રહની–જબરદસ્ત લડત ચલાવવાનો વિચાર કર્યો. દેશના સૌ સાહસિક કર્મવીરોની નજર પણ તેમના તરફ જ વળી. માત્ર તેમને ગાંધીજીની તબિયતની ચિંતા હતી, અને ગાંધીજીને પ્રજાના જોર વિષે શંકા હતી. પણ ઈશ્વરના સંકેતથી થોડાક શ્રી પુરૂષોએ ૨૩ મી ફેબ્રુઆરી ના યાદગાર દિવસે સાબરમતીને કિનારે સત્યાગ્રહ આશ્રમમાં ગાંધીજીની

સમક્ષ સંકલ્પ કર્યો, કે એ કાયદો પસાર થાય તો તેની સામે મરણ પર્યંત ઝૂઝવું. અને પછી તરતજ ગાંધીજીએ વાઇસરૉય સાહેબને તે વિષે તારથી ખબર આપી. ત્યારથી જ ગાંધીજીની તબિયત સુધરતી ગઇ, અને તેમની લડત જામતી ગઇ. દેશમાં જે અસંતોષ અને રોષની લાગણી જામી હતી, તેને ગાંધીજીએ વ્યવહારૂ દિશા આપી. સત્યાગ્રહ કરવાના પ્રતિજ્ઞાપત્રો ઉપર, પ્રમાણમાં થોડી જ સહીઓ થઇ, તોપણ સામાન્ય ચળવળનું જોશ હજારોગણું વધી ગયું. દેશના એક છેડાથી તે બીજા છેડા સુધી, રોલેટ કાયદા સામેના વિરોધથી અને સત્યાગ્રહના જયઘોષથી વાતાવરણ ભરચક ઘેરાઇ ગયું. આટલી હિંમત, આટલું સાહસ, આટલું નિશ્ચયબળ પ્રજાએ આ પહેલાં જોયું ન હતું.

## અસહકારનાં મૂળ.

મદ્રાસ ઇલાકામાં મુસાફરી કરતાં ગાંધીજીને ઓચિંતી સ્ફુરણા થઇ, કે રોલેટ કાયદા વિષે આખા દેશની લાગણીને એકત્ર કરવા માટે વાઇસરોય તેને મંજુર કરે તે પછીનો પહેલો રવિવાર શોકના દિવસ તરીકે ઉજવવા ઉપવાસ અને પ્રાર્થના કરવાં અને જંગી હડતાળ પાડવી. ગાંધીજીએ આ સૂચના જાહેર કરી, તેટલામાં તો દિલ્હીમાં ૩૦ મી માર્ચને દિવસે ભૂલથી હડતાળ ઉજવાઇ, અને તે દરમ્યાન સ્ટેશન ઉપર રમખાણ થતાં ગાંધીજીની લડતમાં પહેલી જ વાર લોહી રેડાયું. આખા દેશે તો ૬ ઠી એપ્રિલનેદિવસે શોક અને હડતાળ પાડ્યાં જ. તેવામાં ગાંધીજીએ મુંબઇ આવીને કાયદાનો ભંગ કરવાને પોતાની જપ્ત કરેલી ચોપડીઓ ફરીથી છપાવી વેચવા માટે ૭ મી તારીખ નો દિવસ મુકરર કર્યો, અને તે વિષે તેમણે જે વિગતવાર સૂચનાઓ આપી, તેમાં રાજપરિવર્તનની ચળવળને પહેલી જ વાર વ્યવહારિક સ્વરૂપ આપવામાં આવ્યું. આ મુજબ લડતનું કામ મુંબઈમાં શરૂ કરીને ગાંધીજી આઠમીએ દિલ્હી જવા નીકળ્યા. ત્યાં જતાં રસ્તામાં પલવલને સ્ટેશને તેઓ પકડાવાથી પંજાબમાં અને અમદાવાદમાં લોકોએ જે રમખાણો કર્યાં, અને સરકારે જે કેર વર્તાવ્યો, તે આપણા ઇતિહાસને પાને લખાઇ ચૂક્યો છે. ચારે બાજુએ ખૂનામરકી થવાથી ગાંધીજીએ તરત જ લડત બંધ કરી. પણ ફરી થોડા મહિનામાં પંજાબનું અને ખિલાફતનું પ્રકરણ તેમણે ઉપાડ્યું, અને અસહકારની ચળવળ શરૂ કરી, તે પછી આશરે દોઢવર્ષે એ કાળા કાયદા ધારાપોથીમાંથી ખતમ થયા. આમ આ વધારે જંગી અને શરૂઆતમાં લગભગ અશક્ય લાગતી લડતમાં પણ ગાંધીજી યશસ્વી જ નીવડ્યા. માત્ર ત્રણ વર્ષને જ માટે સરકારે કરેલો કાયદો તેની મુદત પૂરી થતાં પહેલાં સરકારને રદ કરવો પડ્યો. વિગ્રહમાં વિજય મળવાથી ઉન્મત્ત બનેલી સરકારને પ્રજામતને માન આપી પહેલી જ વાર નમ્યું આપવું પડ્યું.

સત્યાગ્રહની આ લડત માત્ર એ કાયદા દૂર કરવાને માટે જ અને તે હિંદી સરકાર સામે યોજાએલી છતાં પણ તે સાર્વત્રિક થઇ. તેને અંગે અમુક નિયત કરેલા કાયદાનો ભંગ કરવાનો એક જ માર્ગ લેવામાં આવ્યો હતો; પણ ગાંધીજીએ આ સત્યાગ્રહની લડત બંધ કરતાં પોતાના મશહૂર પત્રમાં જણાવ્યું હતું તે મુજબ—સત્યાગ્રહ એ તો વડના જેવું અનેક મૂળ અને ડાળડાળીઓવાળું વિશાળ વૃક્ષ છે. સત્ય અને અહિંસા એજ તેનાં મુખ્ય પોષક તત્ત્વ છે, અને કાયદાનો ભંગ એ તો એની એક ડાળ જ છે. આ વિચારો તે વખતે તો બરાબર સમજાએલા નહિ—માત્ર લશ્કરની ગોળીઓથી ગભરાએલી પ્રજાએ તેમાંથી સત્યાગ્રહ બંધ કરવાની વાત સહેલાઇથી માની લીધી. પણ થોડા જ વખતમાં એ સિદ્ધાંતને બીજી લડતમાં પૂર્ણ સ્વરૂપે મૂર્તિમંત થએલો જોવાની તક ગાંધીજીએ પ્રજાને આપી.

ખેડા અને ચંપારણની લડતમાં પ્રજાએ પરોઢિયાની નોબત સાંભળી, કાળા કાયદા સામેના સત્યાગ્રહની અંદર ઉષાનું દર્શન કર્યું, અને છેવટે અસહકારની આભ જેવી વિશાળ અને સર્વદેશીય લડતમાં પ્રજાએ સહસ્રરશ્મીનું જાજ્વલ્યમાન તેજ નિહાળ્યું.

## પ્રજા પ્રત્યેના અત્યાચાર.

છેલ્લાં બે વરસની ચળવળથી અસહકારની પ્રવૃત્તિ ક્યા કારણસર શરૂ થઇ એ સૌ કોઇ જાણે છે. રૂમમાં ખિલાફતના વિષયમાં સરકારે મુસલમાનોને દગો દીધો અને પછી પંજાબમાં કરેલા ભયંકર અત્યાચાર પર સરકારે ઢાંકપિછોડો કર્યો, તેથી આ લડત આદરવામાં આવી એ જગજાહેર છે. આ ઉત્પત્તિનો ક્રમ સંક્ષેપમાં જ જોઇશું.

સન ૧૯૧૮ ની આખરમાં લડાઈ બંધ થઇ. તે વખતે જર્મનોના આગ્રહથી જ તુર્ક લોકો લડાઇમાં ઉતર્યા હતા. તેમના મનમાં અંગ્રેજની સામે કંઇ ઝેર ન હતું. સન ૧૯૧૯ ની શરૂઆત સુધીમાં પણ તુર્કોને ન્યાય આપી અંગ્રેજો તેમના દિલને જીતી શક્ત. પણ તે સાલના એપ્રિલ અને મે માસમાં બ્રિટિશ સલ્તનતના કેવાયે વિધિના લેખ લખાયા હશે, કે જેથી હિંદુસ્તાનની સરકારને પંજાબમાં માર્શલ લૉ ચલાવવાનું સૂઝ્યું, અને બીજી બાજુએ પરસાઇમાં ભરેલી સુલેહની પરિષદે સ્મર્નામાં દાખલ થવાની ગ્રીક લોકોને પરવાનગી આપી. આથી બધો મામલો ફરી ગયો. મે ની પંદરમી તારીખે સ્મર્નામાં દાખલ થઇ ગ્રીક લોકોએ જે પારાવાર સિતમ ગુજાર્યો, તેથી તુર્ક લોકોના અંતરમાં હોળી સળગી. આમ અંગ્રેજો. એ તુર્ક લોકોની સામે દુશ્મનાવટ શરૂ કરી; તેથી એક બાજુ કમાલ પાશાએ એનેટોલિયાના ડુંગરમાં બંડનો વાવરો ફરકાવ્યો, અને બીજી બાજુએ હિંદુસ્તાનના મુસલમાનોએ ખિલાફતની લડત શરૂ કરી. કેટલીયે સભાઓ ભર્યા પછી, અને અરજીઓ મોકલ્યા પછી (૧૯૧૯) સપ્ટેંબરની ૨૨ મી તારીખે લખનૌમાં મુસલમાનોની પરિષદ મળી. તેમાં ખિલાફત વિષે લાગણી જાહેર કરવાને ૧૭ મી ઑક્ટોબર શોક અને પ્રાર્થનાના દિવસ તરીકે પાળવાનું જાહેર થયું. પછી પહેલી નવેમ્બરને દિવસે ગાંધીજીએ પોતાની જ જવાબદારી ઉપર સારા દેશને ફરમાવ્યું, કે ખિલાફતને વિષે ન્યાય નથી મળ્યો, તેથી સુલેહ ઉત્સવમાં કોઇએ ભાગ ન લેવો. તે જ માસની ૨૩ મી તારીખે દિલ્હીમાં ખિલાફત પરિષદ મળી, તેણે સુલેહ ઉત્સવ વિષે ગાંધીજીની સૂચના મંજુર કરી ને અસહકાર વિષે એવો ઠરાવ કર્યો કે ખિલાફતમાં પૂરો ન્યાય મળે નહિ, તો "હિંદુસ્તાનના મુસલમાનોએ બ્રિટિશ સરકાર સાથે થતો સહકાર વધારે અને વધારે અંશે કમી કરતા જવું" અને "તેમના અસંતોષની લાગણીને વ્યવહારૂ રીતે દર્શાવવા માટે બ્રિટિશ માલનો વધારે અને વધારે બહિષ્કાર કરતા જવું."

દરમ્યાન પંજાબમાં માર્શલ લૉનો અમલ કરનાર દિવાની અને લશ્કરી અમલદારોને તમામ અંગત જવાબદારીમાંથી મુક્ત કરવાનો કાયદો ધારાસભામાં સરકારે પસાર કર્યો, અને પંજાબનાં રમખાણો વિષે તપાસ કરવાને કમિટી નીમી. આ પહેલાં મહાસભાએ પણ પંજાબવિષે પૂરી તપાસ કરવાને એક સમિતિ નીમી હતી. તે સમિતિએ લૉર્ડ હંટરની કમિટિને અરજી કરી કે પંજાબના જાણીતા કેદીઓને તપાસના કારણસર થોડા વખત માટે છૂટા કરવા જોઇએ. આ માગણી મંજુર ન થઈ, તેથી ખૂબ વિચાર કરીને છેવટે મહાસભાની સમિતિએ સરકારી કમિટિનો બહિષ્કાર કર્યો, અને પોતે અલાયદી તપાસ કરીને જુદો હેવાલ બ્હાર પાડવાનું નક્કી કર્યું.

એવામાં વળી સુધારાનો કાયદો બ્રિટિશ પાર્લામેંટમાં પસાર થયો, તેનો અમલ શરૂ કરવાને શહેનશાહ તરફથી એક ઢંઢેરો બ્હાર પાડવામાં આવ્યો, અને તે મુજબ પંજાબના, બંગાળના તેમજ અલીભાઇઓ જેવા બીજા કેદીઓને છોડવામાં આવ્યા.

આ અવસરે અમૃતસરમાં મહાસભાની બેઠક પંડિત મોતીલાલ નહેરૂના પ્રમુખપદે મળી. તે પહેલાંની સભાઓમાં પણ સુધારા તો અસંતોષકારક અને અધૂરા જ ગણવામાં આવ્યા હતા, પણ તે ઉપરાંત આ વખતે તો પંજાબ અને ખિલાફતની હોળીઓ સળગતી હતી. મહાસભા આગળ એ પ્રશ્ન આવ્યો કે દેશને મળેલા સુધારાનો અમલ કરવામાં સરકાર સાથે સહકાર કરવો કે નહિ ? લોકમાન્ય તિલક અને દેશબંધુ દાસે સુધારાને સખત શબ્દોમાં નાપસંદ

કરીને, એવા મુદ્દાનો ઠરાવ રજુ કર્યો કે સુધારા અધૂરા, અસંતોષકારક અને નિરાશાજનક છે. હિંદુસ્તાનને સંપૂર્ણ સ્વરાજ આપવાનો કાયદો પાર્લામેંટે તરત જ પસાર કરવો જોઇએ. મહાત્મા ગાંધીજીએ આ ઠરાવમાંથી 'નિરાશાજનક' એ શબ્દ બાતલ કરી, તેમાં એવો વધારો સૂચવ્યો, કે એ સુધારાનો અમલ કરવામાં સહકાર કરવો. છેવટે ખૂબ ચર્ચા થયા પછી, મહાસભામાં એવો ઠરાવ પસાર થયો કે બની શકે ત્યાં સુધી સુધારાનો લાભ લેવો–અર્થાત્ શ્રીયુત દાસે ખુલાસો કર્યો હતો તે મુજબ યોગ્ય લાગે ત્યારે સહકાર કરવો, અને યોગ્ય લાગે ત્યારે વિરોધ કરવો. આ ઉપરથી ૧૯૧૯ ની છેક આખર સુધી મહાત્મા ગાંધીજીએ સરકારને વિષે આશા અને શ્રદ્ધાની વૃત્તિ રાખેલી, એ સ્પષ્ટ રીતે માલમ પડે છે.

## ખિલાફતનો અંત.

સન ૧૯૨૦ માં મામલો વિજળીને વેગે આગળ વધ્યો. મિ. લોઈડ જ્યોર્જે ૧૯૧૮ માં હિંદુસ્તાનના મુસલમાનોને વચન આપ્યું હતું, કે ગ્રેસ અને એશિયામાઇનરના જે મુલકમાં તુર્ક લોકોનીજ મોટી વસ્તી છે તે છીનવી લેવાનો, કે તુર્કોની રાજધાની કસ્તંબુલ ખૂંચવી લેવાનો અંગ્રેજ સરકારનો ઇરાદો નથી. આ વચન ફરીથી સન ૧૯૨૦ ના ફેબ્રુઆરીની ૨૦ મી તારીખે મિ. લોઇડ જ્યોર્જે ખૂબ ભાર દઇને કાયમ કર્યું. પણ તેમના છૂપા ખ્યાલ જેમ જેમ તુર્ક લોકોના સમજવામાં આવતા ગયા, અને એશિયામાઇનરમાં કમાલ પાશાની અને મિત્રરાજ્યોની વચ્ચે જેમ જેમ ચકમક ઝરતી ગઈ, તેમ તેમ ખુદ ઇસ્તંબુલની પ્રજામાં વધારે ને વધારે અસંતોષ ફેલાતો ગયો. તે નાબુદ કરવા માર્ચ મહિનાની ૧૬ મી તારીખે (૧૯૨૦) અંગ્રેજોએ ઇસ્તંબુલમાં માર્શલ લૉ જાહેર કરી, સેંકડો સુનંદા તુર્કોને પકડીને દેશપાર કર્યા, અને રાજધાનીમાંથી વિરોધનો સૂર પૂરેપૂરો બંધ કરવાને માટે અંડખોર બનેલી ધારાસભા એપ્રિલની ૧૨ મી તારીખે સુલતાનની પાસે બરખાસ્ત કરાવી. તેની સાથે જ સુલતાને એક જાહેરનામું બહાર પાડીને કમાલ પાશાની ટોળીને અને તેની સરકારને રાજદ્રોહી જાહેર કરી. તેના જવાબમાં કમાલ પાશાએ અંગોરામાં પોતાની રાજધાની દૃઢ પાયા ઉપર સ્થાપીને પોતાની અલાયદી ધારાસભા બોલાવી, અને ત્યારથી તેની અને સુલતાનની વચ્ચે પૂરેપૂરી તૂટ પડી. આ અરસામાં જ તુર્કીનો ઘાટ ઘડવાને માટે મિત્રરાજ્યોની એક સભા મળી હતી, તેણે છેવટની સંધિની શરતો મે ની ૧૧ મી તારીખે સુલતાન આગળ રજૂ કરી. પણ જે સંધિ જોરજુલમથી ઠસાવવાની હતી તેના ઉપર સુલતાનની મ્હોરની શી પરવા હતી ? સુલતાન આ શરતો ઉપર વિચાર ચલાવતો હતો, એવામાં બલ્ગેરિયા પાસેથી પશ્ચિમ ગ્રેસ અને તુર્કી પાસેથી પૂર્વ ગ્રેસ, એડ્રિયનોપલ સુદ્ધાંત–ગ્રીક લોકોએ હાથ કર્યું. વળી તેમને તો જાણે સદીઓ પડેલો ખોએલું આખું એશિયામાઇનર હાથ કરવું હોય એવી રીતે, સ્મર્નાથી પણ આગળ ધપવાની પરવાનગી તેમણે તેમના દિલો જાન દોસ્ત મિ. લોઇડ જ્યોર્જ પાસેથી જુન માસમાં મેળવી; અને જુલાઇ તથા ઓગસ્ટ માસમાં સ્મર્નાની ઉત્તરનો તેમજ પૂર્વમાં છેક કારા હિસ્સાર સુધીનો બધો મુલક કબજે કર્યો. એજ મહિના દરમ્યાન સેવ્રની સંધિ ઉપર મિત્રરાજ્યોના તેમજ તુર્કીના પ્રતિનિધિઓએ સહી કરી, એટલે તુર્કીના નસીબ પર પૂરેપૂરૂં પાણી ફરી વળ્યું.

## અસહકારનું મંગળાચરણ.

આ દરમ્યાન હિંદુસ્તાનના મુસલમાનોની ચળવળ પણ આગળ ધપે જ જતી હતી. આ વર્ષની શરૂઆતમાં જ મૌલાના મહમદઅલીની આગેવાની નીચે એક પ્રતિનિધિમંડળ વિલાયત ગયું હતું, તેણે ઇંગ્લંડમાં તેમજ બીજા દેશોમાં ફરીને રાજ્યપુરૂષોને તેમજ પ્રજાવર્ગને ખિલાફતમાં ન્યાય આપવાને બનતું સમજાવ્યું. પણ એપ્રિલ મહિનામાં સુલેહની ઠરેલી શરતો સગમગ થઇ ગઇ, એટલે આખરે તેમનો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો. એવામાં જ એપ્રિલની ૧૭ મી તારીખે ખિલાફત પરિષદ મળી,

તેમાં પહેલી જ વાર એમ નક્કી થયું કે અસહકારની રાજનીતિને અંગે ક્રમે, ક્રમે.

(૧) વગર પગારની, સરકારી નિમણૂકોનાં અને ધારાસભાની બેઠકોનાં રાજીનામાં આપવાં અને ઈલકાબોનો ત્યાગ કરવો;
(૨) સરકારી નોકરીઓ છોડી દેવી;
(૩) પોલિસ અને લશ્કરી ખાતામાંથી રાજીનામાં આપવાં; અને છેવટે.
(૪) કર આપવાનું બંધ કરવું.

અત્યાર સુધી તો અસહકારની ચળવળ ખિલાફતને અંગે જ અને મુખ્યત્વે કરીને મુસલમાનોની પરિષદમાં જ થઈ હતી. તેથી આ સવાલ દેશ સમસ્ત આગળ રજૂ કરવાને તમામ પક્ષના આગેવાનોની એક સભા અલ્હાબાદમાં ૨ જી જુનને દિવસે ગાંધીજીએ મેળવી. આ સભામાં પણ અસહકારનો સિદ્ધાંત મંજુર કરવામાં આવ્યો, તેમ જ વાઇસરોયને એક માસની નોટિસ આપીને ઓગસ્ટની ૧લી તારીખેથી અસહકારની લડત શરૂ કરવાનું નક્કી થયું. તે ઉપરાંત ગાંધીજી અને કેટલાક મુસલમાન આગેવાનોની એક સમિતિ અસહકારનો આખો ક્રમ ઘડવાને નીમાઇ. આ સમિતિએ પોતાનો ક્રમ જુલાઇ માસમાં બહાર પાડ્યો, તેમાં પહેલી જ વાર સરકારી શાળાઓ તથા અદાલતોનો બહિષ્કાર સૂચવવામાં આવ્યો.

### પંજાબનો ઉમેરો.

...ાન પંજાબના બનાવો વિષે તપાસ કરીને કરી. કેટ... તૈયાર કરેલો રિપોર્ટ એપ્રિલ મોકલ્યા પછી (૧૯૧૯) ... ...વેવી હકીકત લખનૌમાં મુસલમાનોની પરિષદ મળી. ... વિષે લાગણી જાહેર કરવાને ૧૭ મી ઓકટોબર શોક અને પ્રાર્થનાના દિવસ તરીકે પાળવાનું જાહેર થયું. પછી પહેલી નવેમ્બરને દિવસે ગાંધીજીએ પોતાની જ જવાબદારી ઉપર સારા દેશને ફરમાવ્યું, કે ખિલાફતને વિષે ન્યાય નથી મળ્યો, તેથી સુલેહ ઉત્સવમાં કોઇએ ભાગ ન લેવો. તે જ માસની ૨૩ મી તારીખે દિલ્હીમાં ખિલાફત પરિષદ મળી, તેણે હતા; જલિયાંવાલા બાગમાં, વૈશાખી મેળાને અંગે મળેલા હજારો નિર્દોષ માણસો ઉપર કંઇ પણ ખબર આપ્યા સિવાય જનરલ ડાયરે કેવી ઘાતકી રીતે ગોળી ચલાવી હતી; અને તે પછી આખી રાત ઘાયલ થએલા માણસોને કેવી રીતે રઝળાવ્યા હતા; ગુજરાનવાલા લોકોના અત્યાચાર શમી ગયા પછી હવાઇ વિમાનમાંથી કેવી રીતે બોંબ ફેંકવામાં આવ્યા હતા અને મશીનગન ચલાવી હતી; એક આખા ગામના તમામ પુરૂષવર્ગને તપાસને નામે બહાર બોલાવ્યા પછી સિપાઇઓએ ગામમાં જઇ તેમની ઓરતોનું કેવું ભયંકર અપમાન કર્યું હતું! લાહોરની કોલેજના વિદ્યાર્થીઓને બે માસના તાપની અંદર હાજરી પૂરાવવાને ૧૬–૧૬ માઇલ કેવી રીતે ચલાવવામાં આવ્યા હતા, અને કાસુરના મજબૂત છોકરાઓને ચૂંટી કહાડી કેવી રીતે નિષ્ઠુરપણે માર મારવામાં આવ્યો હતો!—આ અને આવા ન માની શકાય એવા અત્યાચારો વિષે વાંચીને પ્રજા ચોંકી ગઇ. તે પછી બે મહિનામાં સરકારી કમિટીનો રિપોર્ટ બહાર પડ્યો. તેમાં આ કરૂણાજનક અને ત્રાસદાયક પ્રકરણ ઉપર ઢાંકપિછોડો કરેલો નિહાળ્યો, અને આપણી સમિતિએ જે કમીમાં કમી ભલામણો કરેલી, તેમાંથી એકેનો પણ અમલ કરવાને બદલે ઉલટું લોર્ડ ચેમ્સફર્ડ અને સર માઇકલ ઓડવાયરને બ્રિટિશ સરકારનાં ખરીતામાં શાબાશી આપેલી જોઈ, ત્યારે લોકોના અસંતોષની અવધિ આવી. તેવામાં બ્રિટિશ આમ અને અમીરોની સભામાં પંજાબના પ્રકરણ વિષે ચર્ચા થઇ, તે દરમ્યાન સરકારના વિરોધીઓએ તેમ જ તેના પક્ષવાદીઓએ ... ભાષણો કર્યાં તેથી બળતામાં ઘી હોમાયું.

... આવા સંજોગોમાં પંજાબનું પ્રકરણ ખિલાફતમાં આવ્યું, અને એ બંને બાબતો વિષે વિચાર કરવાને સપ્ટેંબરની ૩૦ મી અને ૩૧ મી તારીખે મહા... કે દ્દમળી. તેમાં ખૂબ ચર્ચા થયા પછી અસહ... સાથે ... ઉપર છેવટનો નિર્ણય કરવાને માટે અને દે મહાસભાની ખાસ બેઠક ભરવાનું

ઉપર જણાવ્યા મુજબ ખિલાફત કમિટિએ તો લડત ચલાવવાનું પણ લીધું જ હતું. તેના પ્રતિનિધિ તરીકે મહાત્મા ગાંધીજીએ ૨૨ મી જુનના રોજ વાઇસરોયને રીતસર એક મહિનાની નોટિસ આપી, ને તે દરમ્યાન બની શકે તો ખિલાફત વિષે ન્યાય અપાવવાને, અથવા તો તેમાં જાતે ભળીને આગેવાની કરવા વિનંતી કરી. જુલાઇ માસમાં સરકાર તરફથી કંઇ પણ જવાબ ન મળ્યો તેથી ૧ લી ઑગસ્ટને દિવસે આખા દેશમાં હડતાળ પાડીને ખિલાફત કમિટિએ અસહકારનો વાવટો ફરકાવ્યો. સપ્ટેમ્બર માસની શરૂઆતમાં મહાસભાની ખાસ બેઠક કલકત્તામાં મળી, તેણે પણ વધુમતે મહાત્મા ગાંધીજીનો ઠરાવ સ્વીકારીને ખિલાફત કમિટિની સાથે ખિલાફત અને પંજાબને વિષે ન્યાય મેળવવાને, તેમજ પૂરું સ્વરાજ મેળવવાને માટે અસહકારની લડતમાં ઝંપલાવ્યું, ત્યારથી એ લડતે રાષ્ટ્રીય સ્વરૂપ ધારણ કર્યું. એ લડતનો મૂળ ઇતિહાસ ગાંધીજીના વ્યાખ્યાનો અને લેખોમાંથી ક્રમવાર વાચક મેળવી શકશે. માત્ર એ સંગ્રહમાંથી તરી આવતા કેટલાક સિદ્ધાંતો વિષે કંઇક ચર્ચા કરવાની હવે રહે છે.

અસહકારની પ્રવૃત્તિ એ સરકારને નમાવવાને યોજાએલી છે એ તો દેખીતું છે. પણ સરકાર પર ક્યાં અને કઇ રીતે અસર પહોંચાડવાનો હેતુ રાખેલો છે, તે વિષે હાલની ચર્ચાઓમાં ઘણી ગેરસમજુત અને અજ્ઞાન માલમ પડે છે. કોઇ એમ કહે છે, કે સરકારને હેરાન કરવાને માટે અસહકાર યોજેલો છે, અને જો સરકારને કંઇ હેરાનગતિ ન પહોંચે તો પછી તેથી શું ફાયદો ? કોઇ કહે છે કે ધારાસભાઓ, શાળાઓ અને અદાલતોનો બહિષ્કાર કરવાથી જો તેને ખતમ ન કરી શકાય તો તેનું શું ફળ ! આવી દલીલ કરનારા પ્રખર આગેવાનો પણ ભૂલી જાય છે, કે અસહકારનું ચણતર મૂળમાં તો ધર્મ ને નીતિના સિદ્ધાંત ઉપર જ રચાએલું છે. ખિલાફતનો સવાલ એ ધર્મનો સવાલ છે. ખલીફ દુનિયાના ૪૦ કરોડ મુસલમાનોનો ધર્મગુરૂ ગણાય છે. તેની તમામ સત્તાને ખતમ કરીને, અને ઘરતંબુસમાં તેને એક કેદી બનાવી અંગ્રેજોએ મુસલમાનોના ધર્મને ભારે ધોકો પહોંચાડ્યો. વળી અરબસ્તાન તેમજ તેની બહાર આવેલી મુસલમાનોની પાક જમીન ઉપર અંગ્રેજોએ પોતાની સત્તા સ્થાપીને કુરાને શરીફના ફરમાનનો તેમ જ પોતાનાં વચનોનો ભંગ કર્યો. આમ ઇસ્લામના ઉપર છીણી મૂકીને અંગ્રેજ સરકારે ઘોર વિશ્વાસઘાત અને પાપ કર્યાં છે, પંજાબમાં પણ સેંકડો માણસોની કતલ કરીને અને બીજા હજારો ઉપર અસહ્ય જુલમ વર્તાવીને સરકારે ભારે પાપ વહોર્યું. આવી 'સેતાની" સરકાર સાથે સહકાર કરવાથી તેના પાપમાં આપણે ભાગીદાર થઇએ, માટે તેની સાથે અસહકાર જ ઘટે, એ વાત ગાંધીજીએ ફરીફરીને કહી છે. દાખલા તરીકે સર નારાયણ ચંદાવરકર અને બીજા કેટલાક ગૃહસ્થોએ પ્રકટ કરેલા એક લેખના જવાબમાં ગાંધીજીએ જણાવ્યું છે કે:

> સહકાર અને અસહકાર બન્ને અનાદિ કાળથી ચાલતી આવેલી નીતિ છે. ન્યાયીનો હંમેશાં સહકાર, અન્યાયીનો હમેશાં અસહકાર, હિંદી સરકાર તેમજ વડી સરકાર બન્ને અત્યારે એક ઉપર એક અન્યાય કર્યે જાય છે. પોતાના મૂળ અન્યાયને છુપાવવા અનેક અનીતિ આચરી રહી છે. તેની જોડે સહકાર પાપ છે, અસહકાર ધર્મ છે, ફરજ છે............
>
> તેથીજ અસંતોનો અસહકાર એવું શાસ્ત્રવચન છે. તેને હજારો મેનિફેસ્ટો પણ ઉથાપી ન શકે.*

વળી તેમણે ધારાસભા વિષે લખતાં જણાવ્યું કે:

> કીચડમાં પગ નાંખવો અને છાંટા ન ઉડે એ કેમ બને ? જ્યાં સુધી રાજતંત્ર અન્યાયબુદ્ધિથી ખરડાયેલું છે, ત્યાં સુધી ધારાસભાને હું કીચડ સમાન ગણું છું. +

વળી ગાંધીજીએ ઘણે ઠેકાણે એમ પણ કહ્યું છે, કે આવી નાપાક સરકાર પાસેથી કંઇ પણ ભેટ લેવી એ આપણને હરામ છે. કલકત્તાની મહાસભામાં

---

* નવજીવન, ૮ ઓગસ્ટ ૧૯૨૦.
+ નવજીવન, ૧૮ જુલાઇ ૧૯૨૦.

અસહકારનો ઠરાવ રજૂ કરતાં તેમણે જણાવ્યું કે :

એક પ્રજા બીજી પ્રજાની તાબેદારીમાં રહી એક હાથે તેની બેડી સ્વીકારતી જાય, અને બીજે હાથે રાજ કરનારી પ્રજાએ નાંખેલો બોજો અને જોખમદારી ફગાવતી જાય એ ન બની શકે. વિજેતાઓના તરફથી આવતી કોઇ પણ મહેરબાની જીતાયેલી પ્રજાનાં કલ્યાણને ખાતર નહિ, પણ રાજ્યકર્તાઓના લાભની ખાતર જ હોય છે, એ વાત જે ક્ષણે કોઇ પણ પરાધીન પ્રજાને એની મેળે સૂઝી આવે છે, તે જ ક્ષણે એ રાજકર્તાની સાથેની દરેક મરજીઆત મદદની આપલે તે બંધ કરે છે.

## બહિષ્કારનો હેતુ.

વળી એવું વ્યવહારિક દૃષ્ટિબિંદુ પણ તેમણે રજૂ કર્યું છે, કે દરેક સરકાર તેની શાળાઓ, કોરટો અને ધારાસભા વડે પોતાનું બળ કાયમ કરે છે, અને તેથી પાળી સરકારનું પોષણ ન કરવું હોય, તો આ ત્રણે સંસ્થાઓનો બહિષ્કાર કરવો જોઇએ. અસહકાર વિષે એક શરૂઆતના જ લેખમાં તેમણે જણાવ્યું છે કે :

જ્યાં સુધી રાજા પ્રજા વચ્ચે એકદિલી ન થાય, ત્યાં લગી રાજાની સભામાં જવું એ તેની સત્તા વધારે કાયમ કરવા સમાન છે. કોઈ રાજા પ્રજાના કોઇ ભાગને પોતાની સાથે મેળવી ન શકે ત્યાં લગી રાજ્ય ચલાવી જ ન શકાય. *

સૂચવવામાં આવ્યા. ધારાસભામાં જઇ વિઘ્ન નાંખવાથી. પણ સરકારને

એમ કલકત્તાની મહાસભામાં તેમણે

પંજાબનો ળ.

...માન પંજાબના બનાવો ।

કરી. કેટ... તૈયાર કરેલો અભ્યાસી તરીકે હું એવો

મોકલ્યા પછી ( ૧૯૧૯ ) ... ઇ સંસ્થા વિરોધમાંથી

લખનૌમાં મુસલમાનોની પરિષદ મળી. રાષ્ટ્રીય પક્ષના માણ-

વિષે લાગણી જાહેર કરવાને ૧૭ મી તે ઉત્સુક રહે છે.

શોક અને પ્રાર્થનાના દિવસ તરીકે પાળવાનું માસના તેમના

થયું. પછી પહેલી નવેમ્બરને દિવસે ગાંધીજી

પોતાની જ જવાબદારી ઉપર સારા દેશને ફરમાવ્યું, એની

કે ખિલાફતને વિષે ન્યાય નથી મળ્યો, તેથી સુલેહ ક

ઉત્સવમાં કોઇએ ભાગ ન લેવો. તે જ માસની ૨૩ મી સા

તારીખે દિલ્હીમાં ખિલાફત પરિષદ મળી, તેણે ન

જો તેઓ સરકાર સાથેના સહકારમાંથી નીકળવા માગતા હોય, તો તેમણે આ માન્ય અધિકાર રાખવો જોઇએ નહિ.

નિશાળો વિષે તે જ ભાષણમાં તેમણે જણાવ્યું કે :

આ સરકારને મારે મદદ કરવી ન હોય, તો તે સરકાર પાસેથી હું મદદ કેમ લઇ શકું ? હું ધારું છું, કે આ નિશાળો અને કોલેજો સરકારના કારકુનો-નોકરો બનાવવાનાં કારખાનાં છે. જો એ સરકાર સાથેનો સહકાર મારે પાછો ખેંચી લેવો હોય, તો કારકુનો અને નોકરો બનાવવાનાં મોટાં મોટાં કારખાનાંઓને હું મદદ ન આપું.

આવી રીતે સરકારની સંસ્થાઓ સાથે અસહકાર કરવાથી છેવટે સરકારને નુકસાન પહોંચે તે ખરૂં જ. પણ આ ત્રણે સંસ્થાઓના બહિષ્કાર વિષે ગાંધીજીનાં જે અનેક ભાષણો અને લખાણો મોજુદ છે, તેમાં કોઈ પણ ઠેકાણે આ સંસ્થાઓને તોડવાનો સીધો ઉદ્દેશ જણાવેલો નથી એટલું જ નહિ, પણ અસહકારની પ્રવૃત્તિથી છેવટે સરકારને જે નુકસાન થાય તેને પણ મૂળ હેતુ રૂપે નહિ, પણ એક પરિણામ રૂપે જ ગણે છે. દાખલા તરીકે અમદાવાદમાં મળેલી ગુજરાત રાજકીય પરિષદમાં અસહકારનો ઠરાવ રજુ કરતાં તેમણે કહ્યું કે :

આ ઠરાવમાં સરકારની પજવણી કરવાનું તત્વ દાખલ થયું છે, પરંતુ તે પજવણી કરવાના હેતુથી દાખલ કરવામાં આવ્યું નથી. કોઇ દારૂડિયાની પાસેથી દારૂની બાટલી ખેંચી લઇએ એમાં આઘાત તો છે, પરંતુ તે આઘાતનું પરિણામ એટલું અને બાટલી ખેંચી લેવી તે સારા માણસનું કામ છે.

ગાંધીજીના આ વિચારો બરાબર ધ્યાનમાં રહે, તો આજે બે વર્ષની પ્રવૃત્તિથી ધારાસભા નિશાળો અને અદાલતો તૂટી નથી તેથી કોઇ બળાપા ન કાઢે, તેમ ક્રમ ફેરવવાની પણ વાત ન કરે.

## આપભોગ.

આથી સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય, કે જો ધારાસભા વગેરેનો બહિષ્કાર કરવાથી તે સંસ્થાઓને તોડવાની મુરાદ ન રાખીએ, તો પછી તેથી શું વળે અને સરકાર કયી રીતે નમે ? આ વિષે દરેક સુજ્ઞ અસહકારીએ ફરી ફરીને સ્મરણમાં રાખવાની જરૂર ... કે અસહકારની આખી પ્રવૃત્તિમાં આપભોગ

અને કુરબાનીના તત્ત્વને જ ગાંધીજીએ અસરકારક માનેલું છે. આ સંગ્રહમાં પ્રકટ કરેલા પહેલાજ લેખમાં ગીતાજીનો સુંદર શ્લોક ટાંકીને તેમણે જણાવ્યું છે કે:

ખરેખરી ઉન્નતિને સારૂ પ્રાણાર્પણ કરવા તૈયાર રહેવું.............મા પોતાના ભોગે પોતાનાં છોકરાંને જન્મ આપે છે, અને ઉછેરે છે. મૃત્યુથી જ જન્મ સંભવે છે. અનાજનાં બીજ ભોંયમાં દટાઇ સડે છે, મરે છે, તો જ પાક ઉત્પન્ન થાય છે.

તે પછી હરિશ્ચંદ્ર અને ઇસુખ્રિસ્તના દાખલા ટાંકી તેઓ લખે છે કે:

આપણે સંપૂર્ણ સ્વરાજ ઇચ્છીએ છીએ, પણ એ જાન ખોવા ઇચ્છતા નથી.

અસહકાર એ પણ એક પ્રકારનો સહેલો યજ્ઞ છે, એક નાનકડું તપ છે. તેમાં થોડો આપભોગ રહેલો છે.........ખિલાફત જેવા પ્રશ્નનો ફડચો કરવાને હજારો માણસો પાયમાલ થઈ જાય તેની મને જરાયે ચિંતા નહિ થાય.........એવું દુ:ખ ભોગવ્યા વિના જીત ન જ મળે એમ હું માનું, અને એવું દુ:ખ ઘણા માણસો ભોગવે તો જીત મળ્યા વિના ન જ રહે એમ પણ હું માનું.

આહૂતિ વિશુદ્ધ વસ્તુની જ અપાય. હરિશ્ચંદ્રમાં જરાપણ અપવિત્રતા હોત અને તેણે રાજપાટનો ત્યાગ કર્યો હોત, તો આપણે તેનો મહિમા આજે ન ગાતા હોત..................

આપભોગ એ હિંદુસ્તાનને સારૂ આવશ્યક ધર્મ છે. એમ માનતાં અસહકારને વિષે આપણને જરાયે ભય ન રહેવો જોઇએ.

કલકત્તાની મહાસભાની વ્યાસપીઠ ઉપરથી તેમણે કહ્યું હતું કે:

તમારે બે વાત સિવાય ચાલે તેમ નથી–તાલીમ અને આપભોગ......બ્રિટિશ સરકાર સામે, અંગ્રેજ પ્રજા સામે.........તમારે રણસંગ્રામમાં ઉતરી પડવું હોય તો તાલીમ અને આપભોગમાં કેળવાવું પડશે......આ (આપભોગની) ભાવના પ્રજાકીય જીવનમાં ઉતારવા, તમને કહેવા હું આવ્યો છું, એટલે કે.........રાષ્ટ્રની યજ્ઞવેદી ઉપર પોતાનું ધન, પોતાના બાળકો, અને પોતાનું સર્વસ્વ કુરબાન કરવાને દેશ તૈયાર છે કે નહિ, તેનું પારખું લેવા હું અહીં આવ્યો છું.........જો દેશ કંઇ બાકી રાખ્યા સિવાય પોતાનું સર્વસ્વ કુરબાન કરવાને તૈયાર હોય, તો સ્વરાજ જોત જોતામાં અપાવવા તૈયાર છું .........માબાપો દેશના હિતની ખાતર પોતાનાં છોકરાંની પુસ્તકિયા કેળવણીનો ભોગ આપવા તૈયાર છે?.........એક તરફ પંજાબની એટલે કે હિંદુસ્તાનની ઇજ્જત, અને બીજી તરફ થોડા વખત માટેની અનવસ્થા, ઉથલપાથલ, મારા છોકરાની પુસ્તકિયા કેળવણીની બરબાદી, કચેરીઓ બંધ થવાથી કચેરીમાં જવાને ટેવાયલાઓને મળી હાડમારી......એ બેમાંથી એક પસંદ કરવું પડે, તો હું પંજાબ અને હિંદુસ્તાનની ઇજ્જત, ઉથલપાથલ, નિશાળો અને કચેરીઓની બંધી (વગેરે) જરાપણ અચકાયા વગર પસંદ કરૂં.

તમને દેખાડી દેવામાં આવ્યું કે જો બ્રિટિશ રાજ્ય કાયમ રહેવું હોય તો તેની કિંમત તરીકે તમારે જુલમ ને ત્રાસ સ્વીકારી લેવો પડશે, અને એટલા માટે જ......રાષ્ટ્રીય શાળાઓ સ્થાપી ન શકું તો મારા છોકરાઓની શિક્ષણની સુદ્ધાંએ બલિમાની ટાળીને બેટ ચડાવવા ઇચ્છું છું.

પણ આપભોગનો સિદ્ધાંત ખુદ મહાસભાના ઠરાવોમાં જ કોરાયેલો છે, એટલે ગાંધીજીના ભાષણોમાંથી વધારે ઉતારા આપવાની જરૂર રહેતી નથી. કલકત્તાની મહાસભાના ઠરાવમાં જણાવ્યું છે, કે "પ્રજાની સાચી પ્રગતિને માટે જરૂરી આત્મભોગ અને તાલીમ આપવાના એક સાધનરૂપે અસહકારની આ ચળવળ યોજવામાં આવી છે."

વળી નાગપુરની મહાસભાના ઠરાવમાં જણાવ્યું છે, કે "સાધારણ રીતે અસહકારની ફતેહ માટે આત્મભોગ અત્યંત જરૂરનો છે, તેથી આ દેશના દરેક ધંધાના દરેક સ્ત્રીપુરૂષને આ રાષ્ટ્રીય ચળવળ માટે પોતાનાથી બને તેટલો વધારેમાં વધારે આત્મભોગનો ફાળો આપવા આગ્રહ કરે છે." અમદાવાદની મહાસભામાં તો મોટા પાયા ઉપર સવિનય ભંગ કરવાની લડત શરૂ કરવાનો ઠરાવ પસાર થયો હતો, એટલે તેમાં તો સર્વસ્વનું સમર્પણ આવી જાય છે. તે ઠરાવમાં પણ લખેલું છે, કે "જેઓની ખાત્રી થઇ ગઇ હોય કે ચાલુ સરકારને હિંદુસ્તાનના લોકો પ્રત્યેના કેવળ બિનજવાબદાર સ્થાનેથી ઉતારી પાડવાને કોઈને કોઇ પ્રકારના આપભોગ સિવાય બીજો

ઉપાય નથી, તેઓને (મહાસભા) સલાહ આપે છે, કે તેમણે વ્યક્તિગત સવિનય ભંગ આદરવો.'' આમ ધારાસભા વગેરેના બહિષ્કારથી માંડીને પરદેશી કાપડના ત્યાગમાં, નાણાંના ફાળામાં, સવિનય ભંગ કરવામાં અને તેને અંગે છેવટે મારપીટ કે જેલ સહન કરવામાં અને અંતે પ્રાણ આપવામાં આપભોગનું જ તત્ત્વ સમાયેલું છે, અને વિશુદ્ધ થયેલા સ્ત્રી પુરુષોના આપભોગથી જ પંજાબ ખિલાફતમાં ન્યાય મળે અને સ્વરાજ પ્રાપ્ત થાય એવી અચળ શ્રદ્ધા મહાસભાએ તેમ જ ગાંધીજીએ ફરી ફરીને દેખાડી છે.

## ઐક્ય અને શુદ્ધિ.

આપભોગ કરનારમાં શુદ્ધિની આવશ્યકતા ગાંધીજીએ ઉપર દર્શાવી છે. તેમની તો એટલે સુધી પણ માન્યતા હતી, કે સંપૂર્ણ રીતે શુદ્ધ થયેલા એક પણ માણસની કુરબાનીથી આખા દેશને સ્વરાજ મળી શકે. પણ એવા માણસની આશાએ દેશ ન નભી શકે. તેથી આખા રાષ્ટ્રને, ઐક્ય સાધવાની અને શુદ્ધ થવાની સલાહ ગાંધીજીએ આપી હતી. નાગપૂરના ઠરાવમાં જણાવ્યું છે, કે "અસહકારની ચળવળની ફત્તેહનો આધાર પ્રજા વચ્ચેના સંપૂર્ણ સહકાર ઉપર રહેલો છે, તે જોતાં આ સભા હિંદુમુસલમાન વચ્ચે ઐક્ય પોષવાને સૌ જાહેર સંસ્થાઓને આગ્રહ કરે છે, અને આ સભાના હિંદુ પ્રતિનિધિઓ બ્રાહ્મણબ્રાહ્મણેતર વચ્ચેના બધા ઝગડાનો અંત આણવા, તથા હિંદુ ધર્મ ઉપરના અસ્પૃશ્યતાના કલંકને દૂર કરવા હિંદુ નેતાઓને ખાસ પ્રયાસ કરવા ફરમાવે છે." આ ઠરાવનો અમલ કરવાથી જેમ ઐક્ય સધાય તેમ પ્રજા શુદ્ધ પણ થાય. જમાનાઓથી ચાલતા હિંદુમુસલમાનના ઝગડા, બ્રાહ્મણબ્રાહ્મણેતર વચ્ચેની તકરાર અને પાંચ કરોડ અંત્યજ ભાઇ બ્હેનોની અસ્પર્શ્યતા, એ આપણા દેશનાં કાળામાં કાળાં કલંક ગણાય. માણસોના દિલ મેલાં, નીચ, અને સ્વાર્થી હોય તેટલે જ અંશે તેમની વચ્ચે ભેદભાવ કે તકરાર હોય. પણ જ્યારે સરકારના પાપની ઉપર ચઢાઇ કરવી હોય, ત્યારે પહેલાં આપણું પાપ તો ધોવું જ જોઇએ. તેમ આવી જબરદસ્ત પરદેશી સરકાર સામે જંગ મચાવવો હોય, ત્યારે અંદરની એકતા તો સાધવી જ જોઇએ. આવી રીતે આપણી મહાસભાના ક્રમમાં પહેલીવાર માત્ર રાજદ્વારી એવા કેવળ સહન ધાર્મિક, નૈતિક અને સામાજિક ગણાતા સવાલોનો પણ સમાવેશ થયો.

અસહકારનો રાજકીય ક્રમ તો અત્યંત વિશાળ હતો જ. પણ તેમાંયે આ તત્ત્વો દાખલ થવાથી તે પૂરેપૂરો સર્વદેશીય અને વિશાળ બન્યો.

## રેંટીઆથી સ્વરાજ્ય.

પણ કદાચ રેંટીઆની પ્રવૃત્તિ યોજવામાં ગાંધીજીએ જે શુદ્ધ આધ્યાત્મિક તેમ જ પૂરેપૂરી વ્યવહાર દૃષ્ટિ બતાવી છે, તેથી જ તેઓ આપણા દેશના ઇતિહાસમાં વધારેમાં વધારે પંકાશે. અસહકારનો ક્રમ શરૂ થયો તે પહેલાં પણ તેમણે ઘણીવાર કહેલું, કે સ્વદેશીમાં જ સ્વરાજની ચાવી છે, અને રોલેટ કાયદાની સામે સત્યાગ્રહ બંધ થયા પછી તરત જ તેમણે સ્વદેશી અને રેંટીઆની ખાસ ચળવળ આદરેલી. છતાં તે વખતે પ્રજા તેનું રહસ્ય પિછાની શકી નહિ. પણ અસહકારના ક્રમમાં જેમ જેમ તેને વધારે પ્રધાન સ્થાન મળતું ગયું, તેમ તેમ દેશમાં રેંટીઆનો અને ખાદીનો પ્રચાર વધતો ગયો. અને આ પ્રવૃત્તિ પણ ગાંધીજીએ કયા ધોરણ ઉપર આદરી હતી, તે તેમણે જ ઘડેલા કલકત્તાના ઠરાવ પરથી સ્પષ્ટ રીતે જણાય છે. અસહકાર એ પ્રજાને આત્મભોગ અને તાલીમ આપવાના એક સાધન રૂપે યોજાયો છે, એમ જણાવીને તેમાં લખ્યું છે કે:

> એ ચળવળના પહેલા જ ક્રમમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકને આવા આત્મભોગ અને તાલીમ માટે તક આપવાના હેતુથી આ કોંગ્રેસ સર્વેને કાપડને વિષે મોટા પ્રમાણમાં સ્વદેશીનો સ્વીકાર કરવાની સલાહ આપે છે, અને દેશી મુડીથી અને દેશી વહિવટ નીચેની મીલોમાં દેશની જરૂરિયાત પૂરતું કાપડ તૈયાર થતું નથી, અને હજી કેટલોક વખત સુધી થવાનો સંભવ નથી, તેથી આ કોંગ્રેસ એવી સલાહ આપે છે, કે ઘેર ઘેર હાથે કાંતવાના તથા........હાથે વણવાના પુરાણા અને આબરૂદાર

ધંધાને સજીવન કરી ખૂબ વધારે માલ તરત ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવો.

આ પછી બેઝવાડાની મહાસમિતિએ દેશમાં ૨૦ લાખ રેંટીઆ ચલાવવાનો ઠરાવ કર્યો, અને પછી જુલાઇ માસમાં મુંબઈમાં પરદેશી કાપડ બાળવાનું અને સ્વદેશીની પ્રવૃત્તિ ઉપર જ સપ્ટેંબરની આખર સુધી એકાગ્રપણે ધ્યાન આપવાનું ઠરાવ્યું, તેથી રેંટીઆ અને ખાદીનો પ્રચાર દેશમાં હજારો ગણો વધી ગયો. ધીમે ધીમે ગાંધીજી પણ રેંટીઆની પ્રવૃત્તિને વધારે અને વધારે ઉંચા ધોરણ પર મૂકતા ગયા, અને છેવટે રેંટીઆના સાર્વત્રિક પ્રચારને જ સ્વરાજની અને સવિનય ભંગની સંપૂર્ણ તૈયારીનું એકજ ચિહ્ન ગણવા લાગ્યા. અહિંસા, હિંદુ-મુસલમાન વગેરેની એકતા, અસ્પૃશ્યતાનું નિવારણ અને સ્વદેશી—એ અસહકારના ચાર મુખ્ય પાયાને તેઓ ફરી ફરીને ગણાવતા. પણ તેની સાથે તેઓ એ પણ ભાર દઈને સૂચવતા, કે રેંટીઆનો પ્રચાર પૂરો અને પાકો હોય ત્યાં બાકીની ત્રણે ચીજ આપોઆપ સમાઇ જાય છે. જ્યાં રેંટીઆનું તંત્ર બરાબર ચાલતું હોય, ત્યાં હિંદુમુસલમાનોને ભેગામળીને ખૂબ કામ કરવું પડે, એટલે તેમનાં દિલ એક થાય. જ્યાં લોકો ખૂબ રેંટીઆ ચલાવતા હોય, ત્યાં તેના ગુંજનમાંથી અને ખાદીની વપરાશથી લોકો શાંતિનો પાઠ આપોઆપ મેળવી લે; અને જેઓ ઢગલે ઢગલા સૂતર વણાવતા હોય, તેમને હા! મુખ્યત્વે કરીને અંત્યજો વણાટનું કામ જાણતા હોવાથી—અસ્પર્શતાનો ભાવ આપોઆપ દૂર કરવો જ પડે. આમ ગાંધીજીએ ધીમે ધીમે બાકીની સર્વ વૃત્તિઓ રેંટીઆમાં જ સમાવી દીધી. રાષ્ટ્રનું ઐક્ય, શુદ્ધિ અને સંપત્તિ તેમણે રેંટીઆમાં જ જોયાં. અને તેથી સ્વાભાવિક રીતે તેમણે એમ પણ માન્યું કે જો આખા દેશમાં રેંટીઆની જ પ્રવૃત્તિ પૂરેપૂરી આદરવામાં આવે, તો સવિનય ભંગની લડત સિવાય સ્વરાજ આપોઆપ જ મળી જાય. અર્થાત્ એ દશાએ પહોંચવા માટે દરેક પ્રાંતના લગભગ દરેકે દરેક ગામડામાં એટલું સંયમબળ ને વ્યવસ્થાશક્તિ કેળવવી પડે, કે જેથી પ્રજાનું બળ વધી જઇને સરકાર સ્વરાજ ભેટ કરી દે. મહાસભાની ધ્વજ ઉપર તેમણે જેમ રેંટીઆનું જ ચિત્ર દોરાવ્યું, તેમ અસહકારની તેમ જ સ્વરાજ્યની સંપૂર્ણ સિદ્ધિના સૂચકચિન્હ તરીકે તેમણે રેંટીઆનો જ પક્ષ આપ્યો.

## પ્રેમધર્મ.

અસહકારની લડતમાં અહિંસાધર્મ અને પ્રેમભાવ ઉપર ખૂબ ભાર દઇને ગાંધીજીએ પોતાનું ધાર્મિક દૃષ્ટિબિંદુ દેશ આગળ રજૂ કર્યું છે. આપણે તલવાર ચલાવીને નહિ, પણ માત્ર સહન કરીને જ કુરબાની કરી શકીએ એમ છીએ, અને તેથી ધાર્મિક તેમ જ વ્યવહારિક દૃષ્ટિથી અહિંસાનો ચોક્કસ ખ્યાલ રાખવો જોઇએ. એ વાત સમજતાં તો દેશને વાર લાગી નહિ; પણ અહિંસામાં દ્વેષની રીતે નકારનો જ વાદ છે. એટલે કેવળ સ્થૂળ અને રાજકીય દૃષ્ટિથી પણ તેનું પાલન કરી શકાય, તેમજ સરકારી સંસ્થાઓનો અને પરદેશી કાપડનો બહિષ્કાર તેમજ સવિનય ભંગ કરીને જેલ જવાની પ્રવૃત્તિ પણ સરકારને ખૂબ પછાડવાના હેતુથી રોષપૂર્વક અને ગુસ્સામાં પણ થઇ શકે. તેથી અહિંસાનો પાઠ ગાંધીજી નિરંતર ભણાવતા હતા છતાં પણ પ્રજામાં તાલીમના અભાવથી તેમજ સાચા પ્રેમધર્મના અજ્ઞાનથી ક્વચિત ખૂનામરકી થયે જતી હતી. છેવટે ૧૯૨૧ ના નવેંબર માસમાં નામદાર યુવરાજની પધરામણી વખતે મુંબઇમાં હુલ્લડ થયું, ત્યારે ગાંધીજીના અંતરમાં આ વાત ઉંડી ઉતરી અને તેથી પ્રેમધર્મનો પાઠ આપવાને તેમણે 'વડી ચાવી' ના મથાળા નીચે અત્યંત મહત્વનો લેખ લખ્યો. તેમાં જણાવ્યું કે:

> કાઉન્સિલના બહિષ્કારથી કાઉન્સિલમાં જનાર અટકે, નિશાળોથી નિશાળીઆ અને અદાલતોથી લડનારા અટકે, અને એ બધામાં પૂરી અસર ન પહોંચે, ત્યારે તે પગલાંના પરિણામ વિષે શંકાઓ હો, પણ બધાની વડી ચાવી—સર્વોપરિ માત્રા પ્રેમમાં રહેલી છે.
>
> જે અસહકારમાં પ્રેમ નથી તે રાક્ષસી છે, જેમાં પ્રેમ છે તે ઈશ્વરી છે. મીરાંએ કુંભારાણાની સાથે અસહકાર કર્યો, તે કાંઈ દ્વેષથી નહિ. કુંભારાણાની શિક્ષાઓ એણે પ્રેમપૂર્વક સ્વીકારી. આપણા અસહકારનું મૂળ પણ

પ્રેમમાં છે. તેના વિના બધું ખાલી છે......જેઓ આપણું ન માને તેને પ્રેમથી જીતવા એ ધાર્મિક વૃત્તિ, તેઓના ઉપર રોષ કરવો એ રાક્ષસી, નાસ્તિક વૃત્તિ.

આપણે શરમ સાથે કબૂલ કરવું જોઈએ, કે આપણા ત્યાગમાં થોડે ઘણે અંશે રોષ, ઝેર ઇત્યાદિ ભર્યાં છે, અને તેથી જ એ ત્યાગ પૂરો શોભ્યો નથી અને ફાવ્યો નથી.

હવે આપણે સહકારી પ્રત્યે, પારસી, ખ્રિસ્તી પ્રત્યે મનમાંથી રોષ કહાડી નાંખીયે. તેમને પણ ભાઇ ગણીયે.

વળી ચૌરીચૌરાના અત્યાચાર પછી ગાંધીજીએ ફરીથી પ્રેમના તત્ત્વ ઉપર ભાર દીધો.

અસહકારીઓએ 'રાજદ્વારી દૃષ્ટિએ અહિંસાવ્રત સ્વીકાર્યું', પણ જો આપણે તપાસવા બેસીએ તો થોડા જ તે કસોટીમાં પાર ઉતર્યા. આને લીધે જ લડત લંબાય છે. અંગ્રેજોના વજ્ર જેવા સ્વભાવનો દોષ કાઢવો નકામો છે. પ્રેમનં ભઠ્ઠી સાબુત કાઠાબાવડાની વજ્રસમી કઠણતાને પીગાળે–એવો એનો પ્રભાવ છે. મારો આ મત કોઈ ફેરવી શકે એમ નથી, કારણ કે મને તેની સત્યતાનો અનુભવ છે. અંગ્રેજ કે બીજું કોઇ વશ ન થાય, ત્યારે એમ સમજવું કે પ્રેમજ્યોતિ પ્રગટી નથી, અથવા તેનું તેજ ઓછું છે. અંગ્રેજનું કે સરકારી હિંદી ભાઇનું બુરું આપણાથી ન જ ઈચ્છાય, પણ આપણામાંથી મોટે ભાગે બુરું ઈચ્છે છે. નબળાઇને લીધે બુરું કરતાં અટકયા છીએ, અથવા પ્રબળ હોવા છતાં શારીરિક ઈજા ન પહોંચાડી એટલે કૃત-પાર્થ્યું એવી ભ્રમણામાં રહ્યા છીએ.

જો આપણને આપણા કાર્યક્રમમાં શ્રદ્ધા હોય, તો જેમ અંગ્રેજો હથિયારને વશ થાય એવા છે, તેમજ પ્રેમને પણ વશ થાય તેવા છે, એમ માનવા આપણે બંધાયા છીએ. આમ જેની શ્રદ્ધા ન હોય તેને માટે બે રસ્તા છે. અપમાનોથી ટીપાતાં ટીપાતાં કેટલીક પેઢી સુધી ચાલ્યા કરે એવો શરીરબળનો અભ્યાસક્રમ આપણે સારુ ધારાસભામાં છે તે એક. બીજો દુનિયામાં નથી થયો એવો રક્તપાતનો તાત્કાલિક ઈલાજ...એટલે મારા મત પ્રમાણે કાંતો અહિંસા અને તેના દેહરૂપ અસહકાર અથવા સમયાનુસારી સહકારી કે વિરોધ એ બેમાંથી એક રસ્તો આપણે પસંદ કરવો હોય.

આમ અસહકારની પ્રવૃત્તિના મૂળમાં પ્રેમધર્મ–અથવા આત્મવાદજ રહેલો છે એમ ચોખ્ખું દેખાય છે.

### સ્વરાજ્યનું વર્ષ.

જેમ ૧૯૧૯ નું વર્ષ કાળા કાયદા સામે સત્યાગ્રહને માટે અને પંજાબના અત્યાચારોને માટે યાદગાર રહેશે, અને જેમ ૧૯૨૦ નું વર્ષ પંજાબ અને ખિલાફતને વિષે ન્યાય ન મળવાથી અસહકારની ઉત્પત્તિને માટે પંકાશે, તેમ ૧૯૨૧ નું વર્ષ સ્વરાજના વર્ષ તરીકે આપણી તવારીખમાં મશહૂર થશે. ખિલાફત કમિટીએ ૧ લી ઑગસ્ટથી અસહકારની લડત શરૂ કરી, તે વખતે પણ એક વર્ષમાં સફળ થવાની આશા રાખી હતી, પણ તેના તરફ પ્રજાનું ધ્યાન ખેંચાએલું નહિ. કલકત્તાની મહાસભામાં *ગાંધીજીએ અસહકારના ક્રમથી એક વર્ષની અંદર* સ્વરાજ મેળવવાની વાત કરી, ત્યારથી તે વિષે ચોતરફ દેશમાં ખૂબ ચર્ચા થવા લાગી. તેથી તરત જ આ વિષે ખુલાસો કરતાં જણાવ્યું કેઃ

કલકત્તાની મહાસભામાં મેં કહ્યું હતું, કે જો અસહકારના મારા કાર્યક્રમને તેના તરફથી પૂરતો જવાબ મળે, તો એક વર્ષમાં અચૂક સ્વરાજ હાંસલ થાય. આ કહેવા બદલ લોકો મને હસી કહાડે છે.........મારું કથન હિસાબની ગણત્રીને આધારે છે; અને હું કહેવાની હિંમત કરું છું, કે મેં જણાવી છે તે શરતોનું પાલન ન થાય તો સાચું સ્વરાજ અશક્ય છે.

પછી આ લેખમાં સરકારી ત્રણે સંસ્થાઓના બહિષ્કાર વિષે તેમ જ સ્વદેશી વિષે આગ્રહ કરીને તેમણે જણાવ્યું કે :

આ બધાને માટે તાલીમ જોઈએ, આપભોગ જોઈએ, કુરબાની જોઈએ. પ્રજાનો વિશ્વાસ, હિંમત અને શક્તિ કેળવવાં જોઈએ.

આજે જે વર્ગના લોકો પ્રજામતને દોરી રહ્યા છે..........તે વર્ગોમાં આપણે આ ગુણો એક વરસમાં પૂરા ખીલવી બતાવીએ, તો એક વરસમાં જરૂર સ્વરાજ મેળવી લઇએ.

એક વરસમાં સ્વરાજ મેળવવાની તેમની ભાવના ધીમે ધીમે ખૂબ પ્રસરી. તેથી આપણે નાગપુરના ઠરાવમાં વાંચીયે છીયે કે :

અંતમાં ખિલાફત ને પંજાબના અન્યાયો દૂર થાય અને એક વરસમાં સ્વરાજ સ્થપાય, તે માટે આ સભા

સાથે સંબંધ ધરાવતી તેમજ બીજી જાહેર સંસ્થાઓને સરકાર સાથે અસહકારની તથા અહિંસાની પ્રવૃત્તિ ઉપર પૂરેપૂરૂં ધ્યાન આપવા આગ્રહ કરે છે.

આવી રીતે એક વર્ષમાં સ્વરાજ મેળવવાની ભાવના મહાસભાના ઠરાવમાં મૂર્તિમંત થઈ, તેથી વળી આખા દેશના ઉપર તેની ઘણી ઉંડી અસર થઇ. સન ૧૯૨૧ના વર્ષના એક પછી એક મહિના જતા ગયા તેમ વધારે અને વધારે શ્રદ્ધાથી અને વેગથી કામ કરવાની ચીવટ સૌને લાગવા માંડી.

વળી કુલ સ્વરાજ મેળવવાને માટે એક વર્ષની મુદત નાંખેલી હોવાથી બેઝવાડાના અને પછી મુંબઇના ક્રમના અમલ માટે પણ સમય મુકરર કરવામાં આવ્યો, અને નવેંબર માસના ૪–૫ તારીખે સવિનય ભંગ વિષે વિચાર કરવાને મળેલી મહાસમિતિએ પણ પોતાના ઠરાવમાં જણાવ્યું કે “ આ વર્ષની આખર પહેલાં સ્વરાજ સ્થાપવાના રાષ્ટ્રના નિશ્ચયને પૂરેપૂરો અમલમાં મૂકવા માટે હવે બહુ વધારે વખત નથી......તેથી મહાસમિતિ નીચેની શરતોએ...... સત્યાગ્રહ......શરૂ કરવાની સત્તા આપે છે. ”

એતો દેખીતું જ છે કે સ્વરાજને માટે તેમજ અસહકારના જુદા જુદા ક્રમને માટે સમયની મર્યાદાઓ મૂકાઈ તેથી જ પ્રજાની આશા અને ઉત્સાહને ખૂબ વેગ મળ્યો, અને તેને વ્યવહારિક રીતે સફળ કરવાને અનહદ ખંત અને મહેનતથી કામ થયું. ધારાસભાના બહિષ્કાર ને માટે તો સરકારે જ વખતની મર્યાદા નીમી હતી, એટલે કલકત્તાની મહાસભા પછી તેનો તો તરત ફેંસલો થઇ ગયો. તે પછી મુખ્યત્વે કરીને સરકારી શાળાઓ પાઠશાળાઓ અને વિદ્યાપીઠોના જ બહિષ્કાર ઉપર ખૂબ ધ્યાન અપાયું, અને નાગપૂરની મહાસભામાં બધાયે આગેવાનો લડતના કાર્યક્રમ વિષે એકમત થયા, એટલે માર્ચ મહિના સુધીમાં શાળાઓ વિષે ઠીક કામ થયું. એપ્રિલ માસની શરૂઆતમાં મહાસમિતિએ ઠરાવ્યું કે ૩૦ મી જુન સુધીમાં એક કરોડ સભાસદ નોંધવા, એક કરોડ રૂપિયા જમા કરવા, અને ૨૦ લાખ રેંટીઆ ચલાવવા. તેથી સૌ પ્રાંતોમાં આ ત્રણે બાબતમાં ધમધોકાર કામ ચાલ્યું. છેવટે સભાસદો તો આશરે ૨૫ લાખ જ થયા, અને રેંટીઆની પૂરેપૂરી ગણત્રી થઇ ન હતી. જો કે સામાન્ય રીતે ૨૦ લાખથી વધારે રેંટીઆ દેશમાં ચાલે છે એવી ખાત્રી થઇ; પણ ખરેખરો કિસ્સો તો એ થયો, કે જુનની શરૂઆત સુધીમાં ભાગ્યે જ આખા દેશમાં મળીને ૧૫–૨૦ લાખ રૂપિયા થયા હશે, છતાં પણ તે માસ દરમ્યાન ગાંધીજીના તેમજ સૌ કાર્યકર્તાઓના અદ્‌ભુત પ્રયાસથી ૩૦ મી તારીખે રાત્રે અથવા વધારે ચોકસાઇથી કહીએ તો જુલાઇની ૧ લી તારીખે એક કરોડ રૂપિયાનું ઉઘરાણું જાહેર થઇ શક્યું. વળી તરત જ ગાંધીજીએ મુંબઇની પ્રજાને ફરમાવ્યું, કે જો ૧ લી ઓગસ્ટ ને દિવસે ટિળક મહારાજની સંવત્સરી બરાબર ઉજવવી હોય, તો તે પહેલાં, એટલે ફક્ત એક માસ દરમ્યાન જ, પરદેશી કાપડનો પૂરેપૂરો બહિષ્કાર સૌએ કરવો જ જોઇએ, અને એવાં બને તેટલાં કપડાંની હોળી પણ સળગાવવી જ જોઇએ. આની પણ જાદુઇ અસર થઇ. ગાંધીજીએ આ સલાહ આપી, ત્યારે કોણે સ્વપ્ને પણ ધાર્યું હશે, કે ૩૧ મી જુલાઇને દિવસે એલ્ફિન્સ્ટન મીલના મેદાનમાં પરદેશી કાપડની જંગી હોળી થશે, અને તે દિવસે તેમજ તેને બીજે દિવસે ચોપાટી પર જે લાખો માણસો ભેગા થશે તેઓ આટલા જૂજ સમયમાં પોતાની રંગબેરંગી–મુખ્યત્વે કરીને વિદેશી—ટોપીઓનો ત્યાગ કરીને ખાદીની અથવા તો સફેદ સ્વદેશી કાપડની “ ગાંધી ટોપીઓ ” પહેરીને આવશે ! સ્વદેશીનો ક્રમ પૂરો કરવા માટે મહાસમિતિએ ઓક્ટોબરની આખર તારીખ ઠરાવી હતી, અને તે પહેલાં મહિઓ સુધીમાં મહાસભાના આ સંબંધી ઠરાવનો જેવો અમલ પહેલાં નહિ થયેલો, તેવો ત્રણ માસમાં થયો. વળી નવેંબર માસની શરૂઆતમાં સવિનયભંગ કરવાનો ઠરાવ કર્યો, તેમાં પણ એક વરસની મર્યાદામાં બાકી રહેલી ટુંક મુદતનું ભાન કરાવ્યું. આથી સૌ કાર્યકર્તાઓ આખરની કુરબાની આપવાને માટે તૈયાર થવા લાગ્યા. આપણા પ્રાંતમાં બારડોલી

અને આણંદ તાલુકામાં સામુદાયિક સવિનય ભંગ માટે નક્કી કરેલી શરતોનો અમલ વખતસર પૂરો કરવાને માટે ખૂબ તૈયારીઓ થવા લાગી. જો કે મુંબઇના હુલ્લડથી ગાંધીજીએ ચેતી જઇને સર્વેને ખામોશ રાખવાની અને પાકી તૈયારી કરવાની ખાસ ચેતવણી આપી હતી, તોપણ સરકારે અનહદ મુર્ખાઇ કરીને સ્વયંસેવકોની અને જાહેર સભાઓની બંધીના હુકમ બંગાળ અને બિહારમાં, સંયુક્ત પ્રાંત, દિલ્હી અને પંજાબમાં બ્હાર પાડયા. પણ તેથી તે પ્રાંતોમાં મહાસભાના સેવકોને માટે જેલનો માર્ગ ખુલ્લો થયો. તે વખતે પણ જેલમાં જનારા ઘણા ખરા સ્વયંસેવકોને તેમજ ગાંધીજીથી માંડીને બીજા લાખો માણસોને એવી અચળ શ્રદ્ધા હતી, કે ૩૧ મી ડિસેંબરે સ્વરાજ મળશે, અને બધા જેલના દરવાજા ખુલી જશે.

આવી રીતે આખા વર્ષની તેમ જ તે દરમ્યાન પગલે પગલે સમયની મર્યાદા મુકવાથી દશકાઓમાં બલ્કે જમાનાઓમાં જેવી જાગૃતિ ન આવી શકે તેવી પ્રજામાં આવી, અને જેવું અમલી કામ ન થઈ શકે તેવું વિજળીને વેગે થયું. ૩૧ મી ડિસેંબરની રાત્રે ૧૨ વાગે જેમણે સ્વરાજની સ્થાપના નરી આંખે જોવાનું મોહક સ્વપ્ન રચ્યું હશે, એઓ તો તે સિદ્ધ ન થવાથી ભલે નિરાશ થયા હોય. પણ સૌ કોઇ કબુલ કરશે, કે તે વર્ષમાં સર્વ પ્રકારની રાષ્ટ્રીય ઉન્નતિનાં અર્થાત ભવિષ્યમા રચવાની સ્વરાજની ઇમારતના પાયા પાકા અને ઉંડા નખાઇ ગયા. ભવિષ્યની પ્રજાને જ્યારે તે ઇમારતનું સંપૂર્ણ સ્વરૂપ નીરખવાનો પ્રસંગ આવશે, ત્યારે સૌ કોઇ ૧૯૨૧ ના વર્ષને યાદ કરી, ગાંધીજીને અને તેમના જેવી વિરલ શ્રદ્ધા રાખી કાર્ય કરનાર અનુયાયીઓને જરૂર દુવા દેશે.

### મતભેદ.

અમદાવાદની મહાસભાનો ઠરાવ, બારડોલીના સત્યાગ્રહની તૈયારી, ચૌરીચૌરાના અત્યાચાર અને તે પછી સવિનય ભંગની તમામ પ્રવૃત્તિ અટકાવી સમયની કંઇ પણ મર્યાદા નાંખ્યા સિવાય માત્ર રચનાત્મક કાર્ય જ કરવા વિષે બારડોલી અને દિલ્હીના ઠરાવો, ગાંધીજીની ગિરફતારી અને પ્રજાની નિરાધારતા અને નિરાશા, સાવનયભંગ સમિતિની તપાસ અને તેનો હેવાલ અને છેવટે તેને પરિણામે ધારાસભાને વિષે-ખરૂં જોતાં અસહકારના સમગ્ર કાર્યક્રમ વિષે ભારે મતભેદ-એ બધી વાતો સૌના મનમાં ઘણી તાજી છે. અસહકારના મૂળ ક્રમની એક એક કડી ઉપર આજે હથોડા મારવામાં આવે છે, અને ગયાની મહાસભામાં તેમાંની કેટલી તૂટશે, અને કેટલી કાયમ રહેશે, એ હાલ કહી શકાય એમ નથી. એ તો દેખીતું જ છે, કે જેઓ મૂળ ક્રમમાં મોટા સુધારા કરવા મથે છે, તેમને અસહકારની નીચે રહેલા અહિંસાના, પ્રેમના અને કુરબાનીના તત્ત્વમાં શ્રદ્ધા રહી નથી. પણ જેમ હાલ તરતમાં ધારાસભાની ચૂંટણીની જ ચળવળ ઇચ્છનાર પક્ષમાં અનેક મત મતાંતરનો શંભુ મેળો જોવામાં આવે છે, તેવો કંઇ ગાંધીજીના મૂળ ક્રમની વફાદારી કરનાર પક્ષમાં પણ નહિ હોય? ગયાની મહાસમિતિમાં તેમ જ મહાસભામાં ધારાસભાનો બહિષ્કાર તો વધુ મતે કાયમ રહે એ સંભવિત છે, પણ આ બહિષ્કારના હિમાયતીઓ આત્મશુદ્ધિ અને આપભોગના જે અચળ સિદ્ધાંતો ઉપર જ અસહકારની પ્રવૃત્તિ રચાયેલી છે તેને બરાબર પિછાને છે? ગાંધીજીને માટે માત્ર અંગત પ્રેમ અને માનની લાગણીથી તો તેઓ દોરાતા નહિ હોય? અથવા મહાસભાને ચોપડે ચઢી ચૂકેલા ઠરાવને ફેરવવાની હિંમતને અભાવે **स्थितस्य स्थितिः समर्थनीया** એવા ભાવથી તો તેઓ ધારાસભાની વિરૂદ્ધ મત આપવાના નહિ હોય? ધારાસભાની વાતને બાજુએ મૂકી દઇને શુદ્ધ અસહકારના ધોરણ પર મહાસભાના નાવને અને તેમાં બેઠેલ પ્રજાને હંકારવાની જે ભારે જવાબદારી તેઓ માથે લેશે, તેનો તેમને પૂરેપૂરો ખ્યાલ હશે?

'આ પ્રસંગે દિલ્હીની મહાસમિતિમાં* ગાંધી-

* બારડોલીના રચનાત્મક કાર્યના ઠરાવો વિષે વિચાર કરવાને તા. ૨૫ ફેબ્રુઆરી ૧૯૨૨ ના રોજ મળેલી સભા.

જીએ ગદ્ગદ્ કંઠે જે ઉદ્ગારો કહાડયા હતા, તે યાદ આવે છે. તેમણે જણાવ્યું હતું કે આ મહાસભાની સમગ્ર જવાબદારી લેતાં મારૂં અંતઃકરણ કંપે છે, અને મને એમ થાય છે કે આખા દેશની અંદર હું અને આ નાની સરખી છોકરી* એકલાં જ અસહકારી હોઇએ તો હું નિર્ભયપણે કામ કરી શકું. શ્રી સરોજિની નાઈડુએ પણ હમણાં જ કલકત્તાની મહાસમિતિની બેઠકમાં જણાવ્યું હતું, કે અસહકારીઓએ મોડા કે વહેલા ઓછી સંખ્યામાં રહેવાને તૈયાર થવું જોઇશે, અને બીજા ઘણાયે ચુસ્ત અસહકારીઓએ ખાનગીમાં આ મતને ટેકો આપ્યો હતો. વધુમતિમાં રહી અસહકારના ધોરણ પર મહાસભામાં ઠરાવો પસાર કરવાની અને દેશને દોરવાની લાલચ ઘણી ભારે છે. પણ આગળના અનુભવ ઉપરથી માલમ પડયું છે, તે ઉપરથી આવી વધુમતીમાં વિવિધ પ્રકૃતિવાળા, અણસમજુ તેમજ આકળા માણસો ભળે છે. તેમનો બોજો ગાંધીજીને જ અસહ્ય થઇ પડયો હતો, તો પછી તેમના અનુયાયીઓનું શું ગજું? વધુમતિમાં હોઇયે ત્યારે દેશની જડતાનો તેમ જ તેમાં થતી ખૂનામરકીનો બોજો વહોરવો પડે, પણ જો અસહકારીઓના દળમાંથી નબળાઓ નીકળતા જાય, તો ધીમે ધીમે એ દળ વધારે ને વધારે શુદ્ધ, અને સત્યાગ્રહી બને; અને પોતાની તપશ્ચર્યા પૂરી કરી લઇ સરકારની સામે કેસરીઆં કરીને સર્વસ્વની આહૂતી આપી શકે. સત્યાગ્રહીઓની આત્મસિદ્ધિ માટે તેમજ દેશની આઝાદીને માટે આ જ માર્ગ વધારે શ્રેયસ્કર છે.

## ઉપસંહાર.

વળી દ્વેષને પ્રેમથી જીતવાનું અને શત્રુને મિત્રાચારીથી વશ કરવાનું, ક્રોધને અક્રોધથી હરાવવાનુ અને દેવ બની દાનવનો પરાજય કરવાનું, મરીને જીવવાનું અને દેહનો ત્યાગ કરી આત્માને અમર કરવાનું સૂત્ર થોડા જ પિછાની શકે, અને તેથીયે થોડા આચરી શકે—એવા સૂત્રને અને તેના ઉપદેશક મહાત્માઓને જગત હંમેશાં પૂજે છે. પણ તેમને અમર કરવાને અને તેમની પૂજાને કાયમ કરવાને જે માર્ગ લેવાય છે તેમાં જ તેમના સિદ્ધાંતોનો થોડો ઘણો ભંગ થાય છે. તેમના અનુયાયીઓ પોતાના પાપને છુપાવવા પુણ્યનું સ્મરણ કરે છે, પોતાના દિલનો મેલ સુશોભિત કપડાંથી ઢાંકે છે. ભગવાન બુદ્ધ, મહાવીર સ્વામી, ઇસુખ્રિસ્ત—એ બધાને દુનિયાએ પૂજ્યા અને આજે પણ પૂજે છે. પણ તેમના કહેવાતા અનુયાયીઓમાંથી પણ કેટલા તેમનો સાચો ઉપદેશ પાળે છે? તો પછી ગાંધીજીના પ્રેમ અને અહિંસાના અસિધારાવ્રત પરથી મોટા મોટા મહારથીઓની પણ શ્રદ્ધા ઉડી જાય એમાં કાંઈ નવાઇ નથી એટલું જ નહિ, પણ ક્રમે ક્રમે નવા નવા અનુભવો થતાં અને નવા નવા કર્મ ઘડાતાં એક દોઠની પેઠે શ્રદ્ધા એ વ્રત પર અચળ રહે, તો એ આશ્ચર્યકારક ગણાશે. આમ સંખ્યાની દૃષ્ટિએ ગાંધીજીની પ્રવૃત્તિ નિષ્ફળ નીવડે અને તેમના વારસો આ દેશમાં થોડા જ રહે તો પણ શું? આવા મહાત્માઓ કોઇ કોઇવાર આ પૃથ્વી ઉપર અવતાર લઇને ગગનચુંબી ભાવનાઓનું, અનહદ સહનશક્તિનું, નિઃસીમ શ્રદ્ધાનું, અને અપૂર્વ આપભોગનું જે દર્શન કરાવે છે, તેની કેટલાયે જમાનાઓ સુધી દુનિયાને તેની કંઇક કંઇક ઝાંખી થયાં કરે છે. અને આખી મનુષ્યજાત કદાચ હંમેશાં વધારે ઉંચે નહિ ચડતી હોય, તોપણ, તેની પેઠે પડતી તો અટકે જ છે. ગાંધીજીનું પણ આવું જ સંભારણું રહી જાય તો કંઈ નવાઇ નહિ.

પણ જેમનાં દિલ ગાંધીજીના સિદ્ધાંતથી ખરેખર રંગાયાં છે, તેમનો માર્ગ તો સ્પષ્ટ જ છે. તેઓ ગાંધીજીના પ્રેમ અને અહિંસા, આપભોગ અને આત્મશુદ્ધિના શુદ્ધ સિદ્ધાંતોનું ફરી ફરીને મનન કરી પોતાના અંતરમાં વધારે અને વધારે ઉંડા ઉતારશે, રાજપ્રકરણના ને વ્યવહારના દરરોજ ઉપજતા સવાલોનો નિકાલ એ સિદ્ધાંતોને આધારે કરશે. જેમ

* પંજાબની પ્રાંતિક સમિતિના મંત્રી પંડિત સંતાનમની નાની પુત્રી ચોરીચૌરાના અત્યાચારને લીધે તેઓ આમ બોલ્યા હતા.

તેમની સંખ્યા ઓછી અને વધારે ઓછી થતી જશે, તેમ તેમાંના દરેકને પોતાની અંગત જવાબદારીનો વધારે ને વધારે ખ્યાલ આવશે, સર્વે પ્રત્યે પ્રેમ અને સમભાવ રાખીને તેઓ વધારે અને વધારે કુરબાની કર્યે જશે અને પોતાના દેહમાં આત્માનું સ્વરાજ સ્થાપી નિરંતર દેશને સ્વરાજનો પંથ દેખાડશે. કદાચ ચોતરફ ખુનામરકીનું કે અનવસ્થાનું ખૂબ ઘમસાણ ચાલતું હશે, કે પરસ્પર વિરોધી વિચારો અને શબ્દોના વંટોળીઆ ઉડતા હશે તે વખતે સત્યાગ્રહના મુઠ્ઠીભર સૈનિકો—ઉછળતાં મોજાંથી અને ઘેરાં વાદળથી ઘનઘોર થએલા ભર દરીઆપર આભની એક ફાટમાંથી ચમકતા તેજસ્વી તારકગણની માફક સૌમ્ય મધુર પ્રકાશ પાડશે.

ઇન્દુલાલ કનૈયાલાલ

માગશર વદ ૧૦ ને શનિવાર.

યાજ્ઞિક.

---

# ગોધરા ખેતીવાડી શાળા.

આપણા દેશનો ખેતીવાડી એ મુખ્ય ધંધો છે, છતાં તેના શિક્ષણ માટેની શાળાઓ ક્વચિતજ જોવામાં આવે છે. ઇંગ્રેજી સાહિત્ય શિક્ષણની કે કાયદા શિક્ષણની કોડીબંધ શાળાઓ અને કોલેજો દ્રષ્ટિએ પડે છે, પણ જેના ઉપર આખા દેશના કરોડો લોકોનો આધાર છે, તે ખેતીના શિક્ષણને માટે શાળા અને કોલેજો આંગળીને ટેરવે ગણાય તેથી પણ ઓછી છે. આખા મુંબઈ ઇલાકામાં ખેતી ખાતાની એક કૉલેજ અને ત્રણ ચાર શાળાઓ છે અને આ શાળાઓ પણ તાજેતરની ઉઘડેલી છે આખા ગુજરાત પ્રાંતને માટે આવી એક જ શાળા ગોધરામાં, આણંદને રસ્તે ત્રણ માઇલ દૂર, અંબાલી ગામે ૧૯૨૦ ના જુનથી શરૂ થયેલી છે. આ શાળાની વ્યવસ્થા અને બંધારણ સારાં છે અને તેની મુલાકાત લેનારને ઘણોજ લાભ થવા સંભવ છે.

આ શાળાના મુખ્ય શિક્ષક ખેતીવાડી કોલેજના એક ગ્રેજ્યુએટ ભાઇ ગીગાભાઈ દેશાઇ શરૂઆતથીજ છે. શિષ્યોની કુલ સંખ્યા આશરે ૩૦ છે અને તે બધાઓ શિક્ષકો સહિત જ રહે છે. શાળાને અંગે પચાસ એકર ખેડ વાણ જમીન છે અને દરેક આગળ વધેલા છોકરાને પા થી અરધો એકર જમીનનો કટકો ખેડવાને અને વાવવાને માટે સોંપવામાં આવેલો હોય છે. તેમાં તે કંઈ પણ અનાજ શાકભાજી, અથવા કપાસ વિગેરે વાવે છે, અને તે તેનોજ કટકો ગણાય છે.

દર વરસે આશરે પંદર છોકરાઓને આ શાળામાં દાખલ કરવામાં આવે છે. દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારના વાલીનો ધંધો ખેતીનોજ હોવો જોઇએ, તેણે ઓછામાં ઓછું ગુજરાતી ચોથુ ધોરણ પાસ કરેલું હોવું જોઇએ તથા તેની ઉમર પંદર થી વીસની વચ્ચે હોવી જોઇએ. વિદ્યાર્થીને ભણવાનું, ખાવાનું અને રહેવાનું તમામ ખર્ચ હાલ સરકાર તરફથી મફત રાખવામાં આવેલું છે. ફક્ત પુસ્તક અને કપડાંલત્તાનોજ ખર્ચ તેના વાલીને કરવો પડે છે. હાલમાં મુખ્યત્વે કરીને પાટીદાર તથા ધારાળા કોળી કોમના વિદ્યાર્થીઓ દાખલ થયેલા છે. વરસમાં બે વાર, દીવાળી ઉપર એક માસ અને ઉનાળામાં દોઢ માસ, રજા પાડવામાં આવે છે, જે વખતે વિદ્યાર્થીઓ પોતાને ઘેર જઈ શકે છે. દીવસમાં ત્રણ કલાક વર્ગમાં શિક્ષણ લેવાનું તથા ત્રણ કલાક ખેતરમાં જાતે કામ કરવાનું હોય છે. શિક્ષણ વિભાગમાં વનસ્પતિ અને જંતુ સંબંધી સાધારણ જ્ઞાન, ખેતીવાડીને લગતી ભુગોળ તથા અંકગણિત, આરોગ્યવિજ્ઞાન, પેટા ધંધા, જેવાકે વણાટ, મરઘાં ઉછેરવાં વિગેરે અને ઓઇલ એન્જીન તથા પંપ કેવી રીતે ચલાવવાં તે જ્ઞાન આપવામાં આવે છે, બે વરસમાં તમામ અભ્યાસ પુરો કરવામાં આવે છે, જેથી તે મુદતની આખરે સારો અને હોંશિયાર ખેડુત બનીને વિદ્યાર્થી પોતાને ઘેર ખેતીના કામમાં જોડાવા જાય છે.

આવી શાળાઓ ઓછામાં ઓછી દરેક જીલ્લામાં એક અથવા દરેક જીલ્લામાં બે ત્રણ હોવી જોઇએ. ખાતા તથા

રહેવાનું ખર્ચ વિદ્યાર્થીને માથે રાખવામાં આવે, તો કંઈ ખોટું ગણાય નહિ; અને તેથી નિશાળને માથે પડતો બોજો ઓછો થાય. વળી શિક્ષણને માટે આગળ જતાં કંઈ ફી લેવાય તો તે પણ ખોટું ગણાય નહિ. જીલ્લામાં જગાએજગાએ હાયસ્કુલો થાય છે, તેને બદલે આવી ખેતીવાડીની શાળાઓ થાય, તો તેથી ખેતીની સ્થિતિ સુધરે, ખેતીના ખરના ઉપયોગી નવીન ઓજારો દાખલ થાય.' કુવાના પાણીથી પંપ વડે સારી બાગાયત થાય અને તે રીતે દેશની દોલત વધે તે ઘણું ઈષ્ટ છે. હાલ શિક્ષકો તથા નોકરોનો પગાર તથા વિદ્યાર્થીઓનો ખોરાક ખર્ચ વીગેરે તમામ મળી માસીક ખર્ચ રૂ. ૬૦૦ ને આશરે છે. મકાનો નવાં સરકારી પદ્ધતીનાં આશરે રૂ. ૪૦,૦૦૦ ના ખર્ચે બાંધ્યાં છે. વાંચકને આ શાળાની મુલાકાત લેવા મારી ખાસ ભલામણ છે.

અમૃતલાલ વિ. ઠક્કર.

---

# ખાદીનો પ્રચાર

રૂનાં આંતરરાષ્ટ્રિય મંડળ (International Cotton Federation) તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલા આંકડાઓ ઉપર બોલતાં એ વિષય ઉપરનો જાણીતો વિદ્વાન, સર ચાર્લ્સ મેકારા લખે છે, કે હિન્દુસ્તાન, ચીન, અને જાપાનની ૮૦ કરોડની વસ્તી માટે ફક્ત એક કરોડને વીસ લાખ સ્પિન્ડલો તે દેશોમાં છે. ગ્રેટબ્રિટન અને આયર્લેંડની જરૂરીઆતો પૂરી પાડવા માટે આટલી સ્પિન્ડલો પૂરતી ગણાય છે. પૂર્વના દેશોમાં આ સ્પિન્ડલો મુકવા માટે બમણો ખર્ચ કરવો પડે, અને તે છતાં તે દેશોમાં ઉંચા પ્રકારનો માલ ઉતરે નહિ. સર ચાર્લ્સ વળી વધુમાં કહે છે કે આટલા સ્પિન્ડલો મેળવતાં આ પૂર્વના દેશોને લગભગ એકસો વર્ષ થયાં છે. તેથી કરીને તે લેંકેશાયરને સધિયારો આપે છે, કે હિંદુસ્તાનને હરીફ તરીકે ગણી શકાય નહિ.

સર ચાર્લ્સના ઉપરના આપેલા શબ્દોમાંથી આપણને ઘણું શીખવાનું અને સમજવાનું છે. જ્યારે મહાત્મા ગાંધીજીએ ખાદીની ચળવળ શરૂ કરી, ત્યારે ઘણી તરફથી એમ પૂછવામાં આવતું હતું, કે 'હાથે કાંતેલું અને હાથે વણેલું કાપડ જ વાપરવું જોઇએ, એવો આગ્રહ શા માટે? હિંદુસ્તાનની મિલોમાં બનેલું કાપડ સ્વદેશી તરીકે જ ગણવું જોઇએ, અને તેને જો ઉત્તેજન આપવામાં આવે, તો સ્વદેશીની ચળવળ વધારે ઝડપથી અને સંગીનતાથી ખીલવી શકાશે.' આ જાતની ટીકા કેટલી ટૂંકી દૃષ્ટિની અને આડે રસ્તે દોરાવનારી હતી, તે સર ચાર્લ્સ મેકારાના અભિપ્રાય ઉપરથી સાબિત થાય છે. નવી મિલ કાઢવી એ કંઈ સહેલું નથી. એ વર્ષ ઉપર જ્યારે નવી કંપનીઓ કાઢવાનો પ્રચાર બહુ વધી પડ્યો હતો, ત્યારે નવી મિલોની કંપનીઓ પચાસ લાખ રૂપીઆની થાપણ સાથે નીકળતી હતી. એનો અર્થ એ કે નવી મિલ કાઢવી હોય તો આટલી મોટી થાપણની જોગવાઇ કરવી જોઇએ. થાપણ મળ્યા પછી સાંચા કામનો મોટો સવાલ રહ્યો. હિન્દુસ્તાનની મિલોના સાંચા ઘણેભાગે ઈંગ્લંડથી આવે છે, જે નીચેના આંકડાઓ ઉપરથી જણાશે.

રૂના ઉદ્યોગોને લગતા સાંચાની આયાત.

(કિંમત પાઉંડમાં)

| | ૧૯૧૬–૧૭ | ૧૯૧૭–૧૮ | ૧૯૧૮–૧૯ | ૧૯૧૯–૨૦ | ૧૯૨૦–૨૧. |
|---|---|---|---|---|---|
| યુનાઇટેડ કિંગડમ (વિલાયત) | ૭૯૧,૮૬૬ | ૬૭૯,૯૫૭ | ૯૦૯,૯૫૫ | ૧,૨૧૫,૬૧૩ | ૩,૫૪૬,૩૭૬. |
| જાપાન | ૪૬,૮૩૫ | ૫૭,૮૦૩ | ૮૫,૦૧૮ | ૧૪,૦૪૬ | ૧૫,૫૧૯. |
| અમેરિકા | ૬,૧૦૭ | ૩૪ ૮૦૫ | ૯૮,૯૧૮ | ૭૦,૩૯૯ | ૧૦૭,૯૬૭. |

આ ઉપરાંતની બીજા દેશોમાંથી થએલી આયાત પણ તેમજ છે. અમેરિકા પોતાનો પગ પેસારો લગભગ નજીવો જ છે. જાપાનની મિલોની બાબતમાં કરતું જાય છે, પણ તે હજુ એટલે નથી પહોંચ્યું,

કે જેથી ઇંગ્લંડ પાસેથી સાંચાં લીધા વગર આપણે ચલાવી શકીએ.

ઉપર જણાવ્યું એ પ્રમાણે કલકત્તાની કોંગ્રેસ વખતે, અને ત્યારપછી નાગપૂર ખાતે અને બેઝવાડામાં એવો જ ઠરાવ કરવામાં આવ્યો હોત, કે સ્વદેશી કાપડને ઉત્તેજન આપવું, પછી તે ભલે મિલનું હો કે, હાથકંતામણ અને હાથવણાટનું હો કે મિલનું સુતર અને હાથવણાટનું હો, તો હિંદુસ્તાનની ચાલુ મિલોથી લોકોની કાપડની જરૂરીઆત પૂરી પડી શકત નહિ, એટલું જ નહિ પણ મિલએજન્ટો મનુષ્યજ હોવાથી આખરે કાપડનાભાવ વધારત, લડાઇના વખતની માફક મોંઘવારી થાત અને બધી ચળવળ થોડા જ વખતમાં ઠંડી પડી જાત. ધારો કે નવી મિલો કાઢવાનો પ્રજા વિચાર કરત, તો કેટલી મિલો કાઢત ? ૧૯૧૯–૨૦ માં યુનાઇટેડ કિંગડમમાંથી ૧૮,૭૦૨૫,૩૪૨ વાર કાપડ આવ્યું. જેની કિંમત રૂપીઆ ૧૧,૨૨,૧૦૩૫૦ લગભગ થાય. ૧૯૨૦–૨૧ માં કાપડની આયાત ૪૪,૮૫,૯૮,૦૧૯ વાર હતી જેની કિંમત રૂપીઆ ૩૦,૫૩,૬૫,૨૬૫ હતી, તથા ૧૯૨૧–૨૨ માં આયાત ૧૨,૧૫,૫૬,૪૫૮ વાર હતી જેની કિંમત રૂપીઆ ૬,૪૮,૦૭,૭૬૦ થાય. હિન્દુસ્તાનની અંદર કુલે ૧૮,૪૪,૩૫૨ સ્પિન્ડલો છે અને ૩૫,૮૯૨ લુમો છે. ૧૯૨૧–૨૨ માં મિલનાં કાપડની પેદાશ આ દેશમાં ૧૬૨,૫૮,૬૦,૮૮૮ વાર હતી.

૧૯૨૧–૨૨ માં યુનાઇટેડ કિંગડમમાંથી ૧૨ કરોડ વાર કાપડ આયાત થયું હતું. આ આંકડો બહુ નાનો છે અને અનેક સંજોગોને લીધે જ એટલો નાનો જથ્થો આયાત થયો હતો. પણ આટલું કાપડ બનાવવા માટે પણ ઓછામાં ઓછી ૨૭૦૦૦ લુમો જોઇએ, એટલે કે આશરે ૭૫ નવી મિલો ઉભી કરતાં કેટલાં વર્ષો જોઇએ તે એટલા જ ઉપરથી સમજાશે કે ૧૮૬૫ ની સાલમાં ૧૦ મિલો હતી, ...વર્ષ પછી ૭૩ મિલો હાલ થએલી છે. જે ...ટકો ગણાવીઆં આપ્યા છે તે ઉપરથી એવું ... ભી કરીને આપણી જરૂરીઆત પૂરી પાડવી માંગી હોત, તો એ કાઇપણ દિવસે સંભવિત નહિ. ખાદીની ચળવળ જેમ બને તેમ ઓછા વખતમાં લોકોને જોઇતો કાપડનો જથ્થો મળી રહે તેને માટે શ્રેષ્ઠ હતી.

આપણે વખતની સામે લડવાનું હતું. જો મિલો ઉપર જ આધાર રાખ્યો હોત તો લોકોને કહેવું પડત કે જેઓને મળે તે મિલનું કાપડ પહેરે અને ન મળે તે વિલાયતી પહેરે. એટલે કે પરદેશી કાપડના બહિષ્કારનું જોર ઘણે અંશે તૂટી જાત. પણ ખાદીની ચળવળથી એક એવું હથિયાર આપણા હાથમાં આવ્યું કે જે વડે આપણી કાપડની જરૂરીઆતો પૂરી પાડવા ઉપરાંત ઇંગ્લંડના કારખાનાંઓ ઉપર સાંચા માટે આધાર રાખવો ન પડે. જો મિલો કાઢીને જ આપણી કાપડની ભૂખ ભાગવાનો વિચાર રાખ્યો હોત, તો કાપડમાં જે પૈસા બચાવત તે સાંચા કામ માટે ઇંગ્લંડ મોકલવા પડત.

ખાદીના પ્રચારથી હિંદુસ્તાનમાં આયાત થતા પરદેશી માલના જથ્થા ઉપર મોટી અસર થઈ છે. ૧૯૧૩—૧૪ ના વર્ષમાં એટલે કે લડાઇ શરૂ થઇ ત્યાર પહેલાંના વર્ષમાં કુલે આયાત ૩૧૩.૫૧ કરોડ વારની હતી. ૧૯૧૪–૧૫ મા તે ૨૪૦.૯૮ કરોડ ઉપર આવી, અને ૧૯૧૮–૧૯ માં ૧૦૭.૭૭ કરોડ સુધી ઉતરી આવી. ૧૯૧૮–૨૦ માં ૧૮૦.૧૪ કરોડ હતી અને ૧૯૨૦–૨૧ માં ૧૪૫.૮૩ કરોડ થઈ. ચાલુ વર્ષના માર્ચ મહિનાની ૩૧ તી તારીખે પૂરાં થતાં વર્ષમાં એટલે ૧૯૨૧–૨૨ માં આયાત ૧૦૮ કરોડ વારની થઇ હતી. આ થોડા આંકડા ઉપરથી જ ખ્યાલ આવશે કે પરદેશથી આયાત થતાં કાપડ ઉપર સ્વદેશી ચળવળની કેટલી અસર થઇ છે. એ પણ કબુલ કરવું જોઇએ કે ઇગ્લંડથી આવતા માલ ઉપર એકલા સ્વદેશીની અસર નથી. જર્મની તથા મધ્ય યુરોપના દેશોની નાણાં-સ્થિતિ ઘણી નબળી છે, અને તે દેશો હિન્દુસ્તાનમાંથી કાચી ચીજો જેવી કે રૂ, તેલગીયાં વિગેરે પહેલાં જે પ્રમાણમાં લેતા હતા, તે પ્રમાણમાં ખરીદી શકતા નથી. હિન્દુસ્તાનના નિકાસ વેપાર ઉપર આથી

ઘણી અસર થઇ છે, અને તે વેપારની મંદીથી આયાત વેપાર ઉપર પણ અસર થએલી છે.

ઈંગ્લંડની અંદર લડાઇ પછી વેપાર અને ઉદ્યોગની મંદી આવેલી છે, એટલું જ નહિ પણ મજૂર પક્ષમાં અસંતોષ ઘણો હોવાથી તે બાબતની મુશ્કેલીઓ પણ ઉભીજ છે. હિંદુસ્તાનમાં ભાવો નીચા હોય અને ઈંગ્લંડમાં ભાવ તેજ હોય, તો ત્યાંના કારખાનાંવાળાઓ કામકાજ કરી શકતા નથી. આવાં કારણો પણ હિંદુસ્તાનમાં આયાત થતા કાપડના જથ્થામાં ઘટાડો કરવા માટે જવાબદાર છે. પણ મૂળ તો સ્વદેશી અથવા ખરી રીતે ખાદીની હિલચાલ જ ખરૂં અને સૌથી મોટું કારણ છે.

દેશને એ આર્થિક અને રાજકીય પરાધીનતામાંથી છોડાવી શકે એવી આ ખાદીની ચળવળમાં કંઇ પણ મંદી ન આવી જાય તેને માટે પગલાં લેવાની ખાસ જરૂર છે. ખાદીનો મૂળ પાયો રેંટીઓ છે, કમનસીબની વાત છે, કે રેંટીઆની ચળવળ લગભગ બે વર્ષ થયાં ચાલે છે અને આપણી પાસે કોંગ્રેસના બંધારણ છતાં રેંટીઆની ગણત્રી કરવામાં આવી નથી. જુદાં જુદાં ગામડાંઓ અને જીલ્લાઓમાંથી આંકડા ઘણીવાર મંગાવવામાં આવેલા છે, પણ કુલે હિંદુસ્તાનને માટે આ આંકડાઓની તારવણી થઇ હોય, એમ મારી જાણમાં નથી. દરેક ગામડામાં કેટલા રેંટીઆ છે એ કેટલા કલાક ચાલે છે, તે જાણવું આવશ્યક છે. બીજી અગત્યની વાત એ છે કે દરેક ગામડામાં નીકળતા સુતરને વણવા માટે તેજ ગામડામાં સાળો હોવી જોઇએ. જો આવી શાળો ન હોય તો કાંતનારને ઉત્સાહ રહેતો નથી, અને સુતર નીકળતું બંધ થાય છે. માટે જેટલા પ્રમાણમાં સુતર નીકળતું હોય તેને પહોંચી વળવાને પૂરતી શાળો હોવીજ જોઇએ. રેંટીઆ ઉપર આખો દિવસ એટલે કે આઠ કલાક કામ કરે, તો આશરે બે આના મળે એટલે જેને પોતાની આજીવિકા મેળવવી છે તે એકલા રેંટીઆ ઉપર આધાર રાખી બેસી રહે તે અશક્ય છે. વચલા વર્ગના તથા ખેડુતવર્ગના લોકો કે જેઓને ગુજરાનનું બીજું સાધન હોય અને પોતાની આવકમાં વધારો કરવાનાં સાધન તરીકે રેંટીઆનું સેવન કરતાં હોય, તેઓને માટે એ બહુજ અનુકૂળ છે. શાળો ઘણે ઠેકાણે મહાસભાની સમિતિઓ તરફથી ચલાવવામાં આવે છે, અને મ્હારા અનુભવ પ્રમાણે હજુ તો બધે ઠેકાણે ખોટમાં ચલાવવી પડે છે. પણ આ જાતની ખોટ શરૂઆતમાં ખમવી પડશે. જે પ્રમાણે કોઇ મોટી કંપની શરૂઆતમાં ખર્ચ કરે છે, તેજ પ્રમાણે હાલ તો શાળો પર પણ ખર્ચ કરવો પડશે, પણ એ હમેશ ધ્યાનમાં રાખવાનું છે, કે આ ખોટ કેવી રીતે ઓછી થઇ શકે અને આખરે કેવી રીતે પૂરી શકાય. મિલનું સુતર વાપરવાનું હોય તો વણકરો માસિક પગાર કે રોજની મજૂરી નહિ માગતાં વણેલા વાર ઉપર પૈસા લેવાને ખૂશી હોય છે. એટલે જો હાથે કતિલું સુતર મિલનાં સુતર જેટલું સારૂં કરી શકાય, તો વણકરો વાર ઉપર પૈસા લેવાને ખૂશીથી હા પાડશે, અને ખોટના સવાલનો ફડચો આપોઆપ આવી જશે. મેં કેટલુંક હાથે કાંતેલું સુતર જોયું છે, કે જે મિલના સુતરની માફક જ એક તાર, વળદાર અને કાગળનાં પડીકાંમાં બાંધેલું હોય છે.

હાથનું કાંતેલું સુતર શાળ ઉપર નાંખતાં આશરે એક રતલમાંથી ચાર વાર કાપડ થાય છે. પણ જાડા ઝીણા સુતરને માટે આ આંકડો જુદો છે. વધારે બારીક સુતર હોય, તો વધારે કાપડ નીકળે અને જાડું હોય તો ઓછું નીકળે. સાંચાકામથી જે માપથી કામ થાય છે એ હાથે ન થાય; ખાદીની આત્મા પ્રમાણે કદાચ એ ઉણપના જેમ પણ ન ગણાય, તો પણ માપ તો આવવું જ જોઇએ. સાંચાકામથી મજૂરો સાંચા જેવા જ બની રહે છે. પણ કાંતનાર તો પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ જાળવી શકે છે. એ તો એનો પોતાનો આત્મા જ એની સાથે એકતાર કરી ગૂંથે છે, અને આ રીતે કોઇપણ ચિત્રકાર કે કવિ કરતાં કાંતનાર ઉતરતો નથી.

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

# કર્ણાટક

ભાઈ છગનલાલ નથુભાઇ જોશી કર્ણાટક માં જઇ આવ્યા, તેનો હેવાલ અમે નીચે આપીએ છીએ:

મુંબઇથી દક્ષિણે ગયા, એટલે આપણા શિક્ષિત વર્ગને તો પરદેશ જેવું જ લાગે છે, અને તેમાં વળી મહારાષ્ટ્ર છોડયો એટલે આપણે અસલ દ્રાવિડ સંસ્કૃતિમાં આવી પહોંચીએ છીએ. કર્ણાટક વિષે આપણા ગુજરાતી ભાઇઓને બહુ ઓછી માહિતી છે; ત્યાંની કેટલીક ગુજરાતી શાળાઓ તપાસવાને અંગે ત્યાં મારે જવું પડયું, અને એ નિમિત્તે મારાથી કર્ણાટક જોવાયું એટલે એ દેશનો કંઇક ખ્યાલ આપણા ભાઇઓ સમક્ષ રજુ કરવાનું મને મન થયું.

કર્ણાટકમાં ગુજરાતી વેપારીઓ પુષ્કળ છે. ત્યાંનું 'કુમટા ર' આપણા ભરૂચના રૂ જેવુંજ છે, અને એ વેપારમાં લગભગ ૯૦ ટકા આપણા કચ્છી ભાઇઓ છે. મહાસભાના કામમાં ગુજરાતી ભાઇઓ ઠીક ભાગ લે છે. આપણી ગૂજરાત વિદ્યાપીઠનો અભ્યાસક્રમ મારે ગદગની શાળામાં આપવાનો હતો. ત્યાંના કાર્યકર્તાઓ બહુ જ ઉત્સાહી છે. અહિં જેટલી શાળાઓ અને વિદ્યાર્થીની સંખ્યા ત્યાં નથી; પણ શિક્ષકોના ઉત્સાહને લીધે તેઓ ગંગીન કામ કરી રહ્યા છે.

બેળગામ વિનયમંદિરના મુખ્ય શિક્ષક શ્રીયુત બાબાસાહેબ સોમણ છે. સૌને ખબર હશેજ કે એમણે પહેલાં ચંપારણમાં ગાંધીજી નીચે તાલીમ લીધેલી. ચંપારણમાં શિક્ષણના કામ અર્થે ભાઇ સોમણ ત્યાં ગયા, અને એક શાળા ઉભી કરી. તે શાળા ત્રણ દિવસમાં તો ત્યાંના પુરોહિતોએ બાળી નાંખી! એટલે એમણે એક પાકું મકાન તેજ જગાએ ઉભું કર્યું. આટલા સુસ્ત અસહકારી બેળગામમાં કામ કરે છે, અને ત્યાં એક આશ્રમ પણ ચલાવે છે.

હુબળીમાં પણ એક વિનયમંદિર છે. તેમાં ૭૫ વિદ્યાર્થીઓ છે. તેમાંના ઘણાખરાઓને કંઇકને કંઇક તો ધંધો આવડે જ છે. કાંતવાનું, વણવાનું, સુતરકામ, દરજીકામ, ટોપલીઓ બનાવવાનું કામ, માટીનાં પુતળાં બનાવવાનું કામ વગેરે ધંધાઓ તે લોકો શીખે છે. તેમાં વળી જે વિદ્યાર્થીઓ પહેલાં મૂર્ખ તોફાની, લુચ્ચા, એવા હતા, તેમને પોતાની દેખરેખ નીચે લઇને શિક્ષકોએ સારા કર્યા છે, અને એમ બતાવી આપ્યું છે, કે નરી ધુળમાં પણ કેટલું સોનું હોય છે! હુબળીમાં વળી એક રાષ્ટ્રીય ભગિનીસમાજ પણ છે, અને એ સમાજ તરફથી એક રાષ્ટ્રીય કન્યામંદિર પણ ચલાવવામાં આવે છે.

આ હુબળીમાં જ કર્ણાટક પ્રાંતની પ્રથમ રાષ્ટ્રીય પરિષદ્ ભરાઇ. એમના પ્રમુખને તો ગુજરાતમાં ભાગ્યે જ કોઇ અત્યારે ઓળખતું થયું છે. આપણા શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર મૂળ કર્ણાટકના રહીશ છે. હાલ ભલે તેઓશ્રી સવાઇ ગુજરાતી થયા હોય, પણ મૂળ કર્ણાટકી છે, અને કર્ણાટક એમને ભૂલી શકયું નથી. પરિષદ્માં લગભગ આખા કર્ણાટકના શિક્ષકો આવેલા. કર્ણાટકના કારવાર પ્રાંતમાં હજી રેલગાડી પહોંચી નથી. તોય તાલુકાના રાષ્ટ્રીય શાળાના શિક્ષકો ગાડાંમાં બેસીને કે પગે ચાલીને, એ ચાર ખાદીનાં વસ્રો અને સાથે વાંચવાની કેટલીક ચોપડીઓ લઇને આવ્યા હતા. પરિષદ્ કાર્યકર્તા શિક્ષકોએ જ બોલાવી હતી, અને કુમારમંદિર અને વિનયમંદિરનો અભ્યાસક્રમ ઘડવાને મળી હતી. અને એકમતે પાસ થયેલા ઠરાવોને તે ભાઇઓ જલદી અમલમાં મૂકશે એ નિઃશંક છે.

પરિષદમાં પંડિત તારાનાથ પણ આવ્યા હતા. તેઓશ્રીએ તુંગભદ્રાને કાંઠે એક આશ્રમ સ્થાપ્યો છે. આશ્રમવાસીઓ આસપાસનાં ગામડાંમાંથી તાંદુળની ભિક્ષા લઇ આવે છે, અને એના ઉપર આખો આશ્રમ નભે છે. આશ્રમમાં પહેલાં અંત્યજોને દાખલ કર્યા ત્યારે લોકો તરફથી બહુ વાંધો ઉઠાવાએલો. પંડિત તારાનાથજી જે મંદિરમાં રહેતા હતા, ત્યાંથી તેના મહંતે તેમને નીકળવા કહ્યું. પણ એતો પોતાના નિશ્ચયમાં વધારે મક્કમ થયા, અને અત્યારે એમના પ્રભાવથી લોક અંખવાણું થઇ ગયું છે. મંદિરમાં પણ હવે તો અંત્યજો જાય છે. એ સારા વક્તા છે. અને એમને ઉર્દુ, કાનડી, મરાઠી, અને અંગ્રેજી ઉપર સારો કાબુ છે, તેમને વૈદાનું પણ જ્ઞાન છે, ગામડાંઓમાં કોઇપણ પ્રકારનું કામ કરવા માટે વૈદકનું જ્ઞાન તદ્દન આવશ્યક છે, એ અહિંના ભાઇઓએ જાણવાનું છે.

કર્ણાટકની કળા અને સંસ્કૃતિ બહુ પ્રાચીન છે. ગદગમાં જે નારાયણ અને ત્રિકુટેશ્વરના મંદિરોમાં રાષ્ટ્રીય કુમારમંદિરો બેસે છે, તે ઘણાં પ્રાચીન છે. ત્રિકુટેશ્વર મહાદેવના મંદિરની સન્મુખ સૂર્યનારાયણની મૂર્તિ અત્યારે ખંડિત અવસ્થામાં છે. એ ટીપુ સુલ્તાને તોડી છે, એમ લોકવાયકા કહે છે. આ મૂર્તિના પ્રકાશનું પ્રતિબિંબ અંધારામાં રહેલ ત્રિકુટેશ્વર મહાદેવ ઉપર પડે છે, અને લોકોને એમનાં દૂરથી દર્શન થાય છે.

ગદગથી ૧૦ માઇલ દૂર એક લોખંડી નામનું ગામ છે. ત્યાં મહાદેવનું, નારાયણનું તથા જૈનમંદિરો છે. ગુજરાતની દાદાહરિની કે અડાલજની વાવ જેવીએક વાવ પણ છે. *અત્યારે તો એ ગામ-ઉજ્જડ છે,* અને તેમાં વળી લોકોએ બધા ટેકારા, ને મંદિર આસપાસની જમીન ધનના લાભે ખોદી નાંખી છે. પણ ખજાનો કેટલાકને હાથ લાગ્યો હશે, તે તો કોણ જાણે !

પણ ખરૂં જોવાનું તો વિજયનગરનાં ખંડેરો છે. ગદગથી હોસપેટ અને ત્યાંથી ૧૧ માઇલ ગાડામાં બેસીને મુસાફરી કરીએ, એટલે આપણે કિષ્કિંધા આવી પહોંચીએ છીએ. તુંગભદ્રા નદી, અને એનું એ કિષ્કિંધાનું નામ, જ્યાં રામે વાલીનો વધ કર્યો હતો—અને શ્રદ્ધાળુ લોક એ જગ્યા—અને વાલીનાં હાડકાં ત્યાં જોવા જાય છે ! અત્યારે તો ત્યાં મુસલમાની રાજ્ય છે. તંગભદ્રા ત્યાં ખાડાટેકરા કે, કોતરમાં વહેતી, ઉચ્છૃંખલ બાળક જેવી છે. ત્યાં હંપામાતાનું મંદિર પણ જોવા લાયક છે. એ મંદિરનો દરવાજો બહુ ભવ્ય છે. દક્ષિણમાં દરવાજાઓ ઉપર ટેકરીઓ બાંધેલી હોય છે, અને ક્યાંક ક્યાંક તો દસ દસ માઇલથી એ ગોપુરો શરૂ થાય છે. આ દરવાજાને ઉપરા ઉપરી ૧૪ ભોં છે.

અને ઇ. સ. ૧૩૦૦ થી ૧૫૦૦ સુધી અહિંજ વિજયનગરનું મહારાજ્ય સંપૂર્ણતાએ પહોંચ્યું હતું. અત્યારે તેનાં ખંડેરો તેની પ્રાચીન જાહોજલાલીનું સૂચન કરતાં ઉભાં છે. અહિં માત્ર એકજ દાખલો હું ટાંકીશ. વિજયનગરના રાજાએ વિઠ્ઠલેશ્વરનું મંદિર બંધાવ્યું, તેના ચોગાનમાં ગોખલા મૂકયા છે. તે ગોખલામાં સાત થાંભલા છે; અને એક પછી એક તેમના પર તમે ટકોરા મારો એટલે તેમાંથી ક્રમવાર સા–રી–ગ–મ–ના સૂર નીકળે છે. આપણે ત્યાં સંગીત કેટલી પૂર્ણતાએ જીવન સાથે ગુંથાઇ ગયું હશે તેનો સાચો ખ્યાલ આથી આવી શકશે. વાજીંત્રમાં સંગીત ઉતારી, આપણે તેને જળતરંગમાં આપ્યું, અને પત્થરમાં પણ ઉતાર્યું !

વિજયનગરના રાજાઓએ બંધાવેલી તુંગભદ્રાની નહેર હજી જેવી તેવી પણ મોજુદ છે. વિજયનગરમાં સોનાચાંદીનાં બજારો, ત્યાંની બેઠકો, મહેલો, પાણી પહોંચાડવાના માઇલ માઇલના ધોરીઆઓ, હાથીખાનાં, મંદિરો આ બધું ખંડિત અવસ્થામાં ભૂતકાળના અનિમેષનેત્રે આપણી વર્તમાન પ્રવૃત્તિને જોઇ રહ્યું છે. ફરી ફરીને વહેતી એવી એ તુંગભદ્રા, હંપામાતાનું મંદિર, પંમ્પા સરોવર એ બધાં દશ્ય દૂર છે તોપણ, મને લાગે છે કે મારામાં જે જીવન તેમણે રેડ્યું છે, તે તમને પણ આપશે.

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**ખેડાની લડત.** લેખક રા. શંકરલાલ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક, રાષ્ટ્રિય સાહિત્ય કાર્યાલય અમદાવાદ કીંમત રૂ. ૧॥ પૃષ્ઠ ૫૬૮.

ગાંધીજી ૬ વર્ષને માટે જેલ સિધાવ્યા છે અને તેટલી મુદત સુધી તેમની કોઇ પણ તાજી પ્રવૃત્તિનો લાભ આપણને મળી શકશે નહિ; તેથી તેમણે અત્યાર સુધીમાં ચલાવેલી લડતોથી, તેમ જ તેના પ્રાણરૂપ સિદ્ધાંતોથી આપણે વધારે ને વધારે વાકેફ થવાની જરૂર છે. આ સારૂ તેમના ચુસ્ત અનુયાયીઓ તરફથી તેમ જ અનેક પ્રકાશન મંદિરો તરફથી તેમના અંગ્રેજી અને ગુજરાતી લખાણોના તથા ભાષણોના સંગ્રહો પ્રકટ થતા જોવામાં આવે છે; તેમ તેમની કેટલીક લડતોના સંપૂર્ણ વિગતવાર વૃત્તાંત પણ બહાર પડતાં જાય છે. સન ૧૯૧૯ ની સાલમાં ખુદ ગુજરાતની જ અંદર ખેડા જેવા વિરલ પ્રદેશમાં આશરે ચાર માસ સુધી ચલાવેલી સત્યાગ્રહની લડતનો વિગતવાર ઇતિહાસ આ પુસ્તકમાં પ્રકટ કરેલો છે, તેની ઉપયોગીતા આપોઆપ સમજાઈ જાય તેવી છે. અમને ખબર મળી છે, કે ગાંધીજીએ સવિનય ભંગની લડત આદરી તે પહેલાં કેટલાયે વખત ઉપર આ લડતના આદ્ય પ્રવર્તક ભાઈ શંકરલાલ પરીખે આ હેવાલ તૈયાર કરવા મંડેલો, અને તે કેટલાયે મહિના સુધી ખુદ ગાંધીજીની જ સમક્ષ પડી રહેલો. તેઓશ્રી બારડોલી ગયા અને તેઓ આ લખાણ વાંચીને કંઈ પ્રસ્તાવના લખી શકે એ લગભગ અશક્ય લાગ્યું; તે પછી જ ભાઇ શંકરલાલે તે લખાણ રાષ્ટ્રીય સાહિત્યકાર્યાલયને સોંપ્યું. આમ ગાંધીજીની પ્રસ્તાવના સાથે બહાર પાડવા ધારેલું પુસ્તક તેમના કારાવાસ પછી તેમના અમર સિદ્ધાંતની યાદ દેવડાવવા માટે તરફથી પ્રગટ થાય છે.

આ પુસ્તક લખવા માટે વધારેમાં વધારે લાયકાત ભાઈ શંકરલાલની જ છે, એ પણ સૌ જાણે છે. કંઇ પણ અતિશયોક્તિ વિના એમ કહી શકાય કે સન ૧૯૧૭-૧૮ માં અતિવૃષ્ટિથી ખેડુતોને થએલી હાનિનો તેમને આબેહુબ ખ્યાલ હતો, અને તે તરફ નડીઆદની અને ખેડા જીલ્લાની પ્રજાનું, શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલનું તથા ગોકળદાસ પારેખનું અને છેવટે ગુજરાત સભાનું તથા મહાત્મા ગાંધીજીનું ધ્યાન સતત આગ્રહથી તેમણે દોર્યું ન હોત, તો કદાચ આ લડત જ ઉભી ન થાત અને આ બધાની મદદ લેતા પણ તેમણે આ પ્રવૃત્તિનો આરંભ તો પોતાના કઠલાલ ગામથી જ કર્યો અને લડતમાં પહેલેથી તે છેલ્લે સુધી તેમણે આબાદ સિપાઇગીરી કરી હતી; તેથી જ તેઓ આવું વિગતવાર પુસ્તક લખી શક્યા છે. તે તૈયાર કરવામાં તેમણે ઘણી જ કાળજીપૂર્વક જે અસાધારણ મહેનત ઉઠાવી છે. તે માટે ગુજરાતની પ્રજા તેમની ઋણી રહેશે.

ગાંધીજીએ જે મન અને કુનેહથી આ લડત ચલાવી, તેમ જ તે દરમ્યાન તેમણે જે જાણવા જોગ ભાષણો કર્યાં અને લેખો લખ્યા, તે બને તેટલી વિગતથી આપવામાં આવ્યા છે. અને આજની અસહકારની લડતના ગાંધીજીએ યોજેલા માર્ગે વિષે, તેમ જ તેમણે સેવેલા સિદ્ધાંતો વિષે હાલ દેશમાં ખૂબ ચર્ચા ચાલી રહી છે, તે વખતે ગાંધીજીની પૂરી પી-

જ્ઞાન મેળવવા માટે સૌએ આ અમૂલ્ય પુસ્તક વાંચવાની જરૂર છે, એમ અમારૂં માનવું છે.

**ગીતા નિષ્કર્ષ** અનુવાદક શ્રી અંબાલાલ પુરાણી. પ્રકાશક પ્રવર્તક પબ્લિશિંગ હાઉસ (શાખા ગુજરાત) નવસારી. પૃ. ૩૧૪, મૂલ્ય રૂ ૩–૧૨–૦ શ્રી અરવિન્દ ઘોષના 'આર્ય' માં પ્રકટ થએલા 'ગીતાપર નિબંધો 'નો આ અનુવાદ છે.

હિન્દના નવીન જીવનની પુનર્ઘટનામાં ત્રણ મહાન જીવન્ત બળો છે. એક અસહકારના આદ્ય પ્રવર્તક મહાત્મા ગાંધીજી, બીજા જગતકવિ શ્રી રવીન્દ્રનાથ ઠાકુર, અને ત્રીજા, દર્શનોનો સમન્વય કરનાર શ્રી અરવિન્દ ઘોષ. ગાંધીજીનું સાહિત્ય તો મૂળ જ ગુજરાતીમાં પ્રકટ થાય છે, અને રવીન્દ્રનાથનાં પુસ્તકોનો ઝપાટાબંધ અનુવાદ થવા માંડ્યો છે. આ પુસ્તકથી અરવિન્દ ગ્રન્થાવલિનો પ્રારંભ થયો છે, એટલે આપણું સાહિત્ય એ ત્રણ મહાપુરૂષોની વાણીઓનું ત્રિવેણી તીર્થ થશે. અમે આ નવીન સાહિત્યપ્રવૃત્તિને આવકાર આપીએ છીએ.

ભાઇ પુરાણીની શૈલિ સરલ, અને સ્ખલન વિનાની વહનારી હોઇ વિષયને અનુકૂળ છે. પુસ્તક સારૂં બાંધેલું અને પાનાપર મોટો માર્જિન છે તેથી વાંચનારને પણ બહુ સગવડવાળું છે. આવા અભ્યાસના પુસ્તકને વિગતવાર સૂચી મૂકવાથી તેની ઉપયોગિતા ઘણી વધી જાય, પણ અમે જાણીએ છીએ કે જ્યાં થોડા જ માણસોને આખું ઘણું કામ કરવાનું હોય છે, ત્યાં એવા માત્ર મહેનતના કામને પહોંચી ન પણ વળાય. આ પુસ્તક લગભગ ખપી જવા આવ્યું છે, જાણી અમે ઘણા ખુશી થયા છીએ.

**કુરબાનીની** કથાઓ–પ્રકાશક સૌરાષ્ટ્ર સાહિત્યમંડળ રાણપુર, કાઠીઆવાડ, પૃ. ૧૧૧. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના 'કથા ઓ કહિની' નામના પુસ્તકમાંથી પસંદ કરી ૧૬ વાતોનો, તથા 'કાહિની' નામના પુસ્તકમાંથી 'કર્ણનું બલિદાન' અને 'નરકનિવાસ' એ વારતાઓનો આ અનુવાદ છે. 'કથા ઓ કાહિની' મૂળ પદ્યમાં છે તેનું અહીં ગદ્ય ભાષાન્તર કરવામાં લેખકે સારો વિવેક વાપર્યો છે. ગદ્યની ભાષા સંસ્કારી, ભાવવાળી અને સરલ છે. આ સાહિત્ય પૂરૂં પાડવા માટે પ્રકાશક મંડળને મુબારકબાદી ઘટે છે, અને હવે પછીનું સાહિત્ય પણ ઉંચી પ્રતિનું જ આપશે, એમ આશા રાખીએ છીએ.

વણાટશાસ્ત્ર ભાગ ૧. લો.–લેખક મગનલાલ ખુશાલચંદ ગાંધી. સત્યાગ્રહાશ્રમ–સાબરમતી. પૃ. ૧૭૪. કિંમત દશ આના. લેખક વણાટની પ્રત્યક્ષ માહિતી ધરાવે છે, અને તેમણે પોતાની માહિતી શાસ્ત્રીય રૂપમાં મૂકીને વણાટના કામને ઉપયોગી મદદ કરી છે, અને વ્યાવહારિક સાહિત્યમાં ઉપયોગી ઉમેરો કર્યો છે. વણાટ સંબંધી દરેક વ્યાવહારિક પ્રશ્નની આમાં ચર્ચા છે.

કારાવાસ**ની** કહાણી–અનુવાદક ન. જ. ત્રિવેદી પ્રકાશક રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય. અમદાવાદ. પૃ. ૧૭૮. મૂલ્ય બાર આના. શ્રી અરવિન્દ ઘોષનાં વ્યાખ્યાનો, પત્રો તથા લેખોના આ અનુવાદની આટલા ટુંક સમયમાં ત્રીજી આવૃત્તિ બહાર પડે છે, એ અનુવાદની મોહક અને સરલ શૈલી અને પ્રકાશકની યોગ્ય પસંદગીનો સારામાં સારો પુરાવો છે. ગુજરાતે બન્નેની કદર કરી છે જોઇ અમને હર્ષ થાય છે.

બાળઉખાણા–સંગ્રહ કરનાર ચુનીલાલ રામચન્દ્ર શેલત. પ્રકાશક બાળ સાહિત્ય પ્રકાશ મંદિર, મોટી દેસાઈ પોળ સુરત. આ બાળસાહિત્યની નાની ચોપડી માટે અમે સંગ્રાહકને અભિનંદન આપીએ છીએ. નવીન લેખક થવાના મોહમાં ઘણા નકામું લખે છે, જરા પણ મહેનત પડે તેવું સંગીન, ગંભીર સાહિત્ય નહિ જેવું જ બહાર પડે છે, અને જૂના, દહાડે દિવસે લુપ્ત થતા સાહિત્યની તો કોઇ સંભાળ પણ લેતું નથી; તેની કદર પણ કોઇ કરતું નથી એ ઘણું શોચનીય છે. જે બાળસાહિત્યમાં નવું લખાય છે તે કરતાં ઘણે દરજ્જે સારૂં બાળકોપયોગી સાહિત્ય હજુ ઘરડી ડોસીઓ પાસે સચવાઇ રહ્યું છે, અને હવે તેનો સંઘરો થઇ જવો જોઇએ. આ સંગ્રાહક આ સાહિત્યમાં કામ કરનારા બીજા અનેક સાથે સહકાર કરી

નડીઆદ હિન્દુ અનાથાશ્રમનો તા. ૧-૮-૨૦ થી ૩૧-૭-૨૧ સુધીનો વાર્ષિક રિપૉર્ટ.

યજ્ઞોપવીત રહસ્ય, લેખક તથા પ્રકાશક મગનલાલ મુગટરામ ભટ્ટ, લાઈબ્રેરી પાછળ નાંદોદ. કીંમત એક આનો.

મહાકવિ કાલિદાસનાં નીતિ વચનો—

સંગ્રહ કરનાર પ્રસન્નવદન છબીલરામ દીક્ષિત. પ્રકાશક, બાલ સાહિત્ય પ્રકાશ મંદિર. મોટી દેસાઈ પોળ-સુરત મૂલ્ય ૦-૩-૬ આ નવીન પદ્ધતિની ચોપડી બાલકો માટે યોગ્ય છે. મૂળ સંસ્કૃત પંક્તિઓ મૂકવાની અમે ભલામણ કરીએ છીએ. બાળકો થોડું ઘણું સમજીને પણ મોઢે કરશે, તો સંસ્કૃત ભાષાના સંસ્કાર પડશે.

પટેલ બન્ધુ—તંત્રી કુંવરજી વિઠ્ઠલભાઈ. પુસ્તક ૧૪ અંક ૧૧—૧૨ સાથે વાર્ષિક લવાજમ. રૂ. ૧-૮-૦ આ અંકની કિંમત ૦-૧૨-૦ પ્રકાશક રા. વલ્લભભાઈ માવજીભાઈ. પાટીદાર યુવક મંડળ તરફથી.

ભાગ્યોદય—તંત્રી અને પ્રકાશક જેઠાલાલ દેવશંકર દવે, ભાગ્યોદય ઑફીસ, અમદાવાદ. નવેંબર ડીસેમ્બર ૧૯૨૨. વાર્ષિક લવાજમ. રૂ. ૩-૦-૦

સમાજ જીવન.—સપ્ટેંબર તથા ઑક્ટોબરના બે અંકો. અધિપતિ રા. નારાયણજી ગોકળદાસ ઉસાણી ઉપતંત્રી બ્હેન લક્ષ્મી. વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦ ઠેકાણું ગુલાલવાડી, ગીરગાંવ મુંબઈ.

દેશી વેપારી ચેમ્બરનું માસિક. નવેમ્બર, ડીસેમ્બર ૧૯૨૨ ના બે અંકો. અધિપતિ જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા. મળવાનું ઠેકાણું શેઈલ બીલ્ડીંગ ૨૦. બેંક સ્ટ્રીટ મુંબઈ.

મોઢ ચંદ્રોદય અને પુર્ણિમા—માગશીર્ષ પૂર્ણિમા સં. ૧૯૭૯ તંત્રી ભદ્રશંકર મંછારામ ભટ, પ્રકાશક શ્રી સુરત અઠ્ઠાવીસી મોઢ બ્રાહ્મણ યુવક મંડળ, મોઢ ચંદ્રોદય કાર્યાલય, કતાર ગામ. વાર્ષિક લવાજમ રૂા.૨-૦-૦

ઔદિચ્ય—માગશર. ૧૯૭૯. તંત્રી અને પ્રકાશક ઇશ્વરલાલ કાળીદાસ વ્યાસ બી. એ. સારંગપુર, રણછોડજીની પોળ. અમદાવાદ.

હુન્નર વિજ્ઞાન. નવેંબર ૧૯૨૨. પુસ્તક ૧લું અંક ૧લો. અધિપતિ, અને પ્રકાશક. જેઠાલાલ દેવશંકર દવે. હુન્નર વિજ્ઞાન ઑફીસ, અમદાવાદ.

શ્રી રઘુવંશી લોહાણા જ્ઞાતિને વિજ્ઞપ્તિઃ (રામરાજ્ય સ્થાપવામાં આપણી પવિત્ર ફરજ.) પ્રસિદ્ધ કરનાર જીવરામ કલ્યાણજી કોઠારી. મુ. ઘાટકોપર. જીવશે વાલા મૂલ્ય વાંચન, વિચાર, અને તદનુસાર વર્તન.

તરૂણ ગુજરાત પુસ્તક ૧લું અંક ૩ જો. માર્ગશીર્ષ ૧૯૭૯. તંત્રી રા. બાળકૃષ્ણ લક્ષ્મીદાસ મ્હેતા. પ્રકાશક અંબાલાલ ચુનીલાલ પરીખ. રામજી ટેકરો, વલસાડ. વાર્ષિક લવાજમ રૂા. ૪-૩-૦.

ધી નેશનલ મેડીકલ કોલેજ મેગેઝીનઃ—(રાષ્ટ્રીય આયુર્વેદિક મહાવિદ્યાલયનું ત્રિમાસિક.) પુસ્તક ૧લું અંક ૧લો. જુલાઇ ૧૯૨૨. અંક ૨જો. ઓક્ટોબર ૧૯૨૨. વાર્ષિક લવાજમ રૂા. ૧-૮-૦.

———

સિંહાવલોકનનો લેખ લેખક-અસહકાર, ગાંધીજીનાં ભાષણો તથા લેખો-એ પુસ્તકની ભૂમિકા તરીકે લખ્યો હતો.

# ગયાજીની મહાસભા

## અસહકારનો જય

જેઓ દોઢેક માસ ઉપર કલકત્તામાં મળેલી મહાસમિતિમાં ને તે પછી ગયાની મહાસભામાં ગયા હશે, તેમને આશરે બે વર્ષ ઉપર કલકત્તામાં મળેલી મહાસભાની ખાસ બેઠક યાદ આવ્યા વિના રહી નહિ હોય. એ બન્ને સભાઓ મળતાં પહેલાં અસહકારના કાર્યક્રમ વિષે દેશમાં ખૂબ ચર્ચા ચાલી હતી. બન્ને વખતે પ્રજામાં બે મોટા પક્ષ દેખાતા હતા—એક મહાત્મા ગાંધીજીનો અને બીજો લગભગ તમામ દેશના મોટા નેતાઓનો. બન્નેય સભામાં ખૂબ ગરમાગરમ ચર્ચાઓ થશે, અને મહાસભામાં કદાચ ફૂટ પડશે એવી દહેશત રહેતી હતી. અને છતાં બન્નેમાં અણધાર્યાં જ પરિણામો આવ્યાં હતાં. કલકત્તામાં તેમજ ગયાજીમાં બન્ને પક્ષની દલીલો વિનયપૂર્વક સાંભળ્યા પછી મહાસભાએ ગાંધીજીના પક્ષને વધુમતે ટેકો આપ્યો એમાં કંઈ નવાઈ ન હતી. પણ બન્ને સભામાં પ્રમુખનું છેવટનું વિરોધી ભાષણ થયા પછી, એકંદર સ્થિતિ અતિશય ગંભીર અને અનિશ્ચિત લાગી હતી—ગાંધીજીના પક્ષે વિજય મેળવતાં ખૂબ ગુમાવ્યું હોય એવું પણ ક્ષણભર લાગ્યું હતું,—છતાં બે વર્ષ ઉપર તો સભા પૂરી થયા પછી થોડા જ દિવસમાં બધાય પ્રાંતના આગેવાનોએ મહાસભાના ઠરાવને માથે ચડાવીને ધારાસભાની ઉમેદવારી પાછી ખેંચી લીધી હતી, ત્યારે ગયાજીમાં મહાસભાને બીજે જ દિવસે સવારે પ્રમુખ સાહેબે પોતે જ બીજા આગેવાનો સાથે મળીને પોતાનો જુદો પક્ષ સ્થાપવાનો નિશ્ચય કર્યો. બે વર્ષ ઉપર એમ નહોતું ધાર્યું કે સૌ આગેવાનો મહાસભાના આદેશને નમ્રતાપૂર્વક માથે ચડાવશે. તેમ હમણાં છેવટ સુધી મહાસભાના નિર્ણયને માન્ય રાખવાનું કહેનાર નેતાઓ આમ તેની વિરુદ્ધ સબળ પક્ષ ઉભો કરશે એમ પણ કોણે ધાર્યું હશે ?

આમ નેતાઓએ પહેલાંના કરતાં આજે જુદી નીતિ ધારણ કરી છે તેનાં કારણોમાં ઉતરવાની જરૂર નથી. પણ એમ વારંવાર કહેવામાં આવતું હતું, કે ગાંધીજીએ તો એક વર્ષમાં સ્વરાજ્ય મેળવવાનું બીડું ઝડપેલું, તેથી તેમના જેવા બાહોશ મહારથીને લડત ચલાવવામાં પૂરેપૂરી અનુકૂળતા કરી આપવાને અમે તે વખતે નમ્યા હતા; હવે તો આ લડતને વખતનું કંઈ માપ નથી, અને તેની સરદારી કરવાને ગાંધીજી પોતે મોજુદ નથી, એવે વખતે મોટા ભાગના અણસમજુ લોકો ઘેટાંની માફક જુને ચીલે ચાલ્યા જાય તેથી શું અમે પણ અમારી અક્કલ અને અનુભવને તિલાંજલિ આપીએ ! આ દલીલમાં વજુદ તો છે જ. તેમ એ પણ ચોક્કસ છે, કે આજે પણ ખુદ ગાંધીજી પોતે દેશમાં હાજર હોત, તો આગેવાનો આવો જુદો પક્ષ રચવાનું સાહસ ન કરત. કદાચ તેમનાં મનને હરી લઈને ગાંધીજી પોતાની જ વાત તેમની પાસે કબૂલ કરાવત. બીજી રીતે જોતાં, બે વર્ષ ઉપર જે નવા સિદ્ધાંત અને ક્રમનું જે આગેવાનોના મત વિરુદ્ધ ગાંધીજીએ સ્થાપન કર્યું તેનું તે જ આગેવાનોના વિરોધ છતાં અને ગાંધીજીની ગેરહાજરીમાં પુનઃ સ્થાપન થયું એમાં પણ તેમનો

ફરીથું નહિ. અહિંસાના સિદ્ધાંત વિષે પણ તેમણે પોતાની ઉંડી પ્રતીતિ દર્શાવી એ જોઇ સૌને ઘણો આનંદ થયો. ફ્રાન્સ અને ઇંગ્લંડ, તેમજ ઇટાલી અને રશિયા, એ બધાય દેશના પરિવર્તન ઉપર નજર નાંખીને તેમણે જણાવ્યું કે હિંસાથી આગળ વધેલો આ એકે દેશ હજી સાચું સ્વરાજ ભોગવતો નથી.

આમ અહિંસા તેમજ અસહકારના સિદ્ધાંત વિષે પોતાની પૂરેપૂરી શ્રદ્ધા જણાવીને દેશબંધુએ તેનો અમલ કરવા માટે નીચેની સૂચનાઓ કરી હતીઃ

૧ આપણને સ્વરાજ મળે ત્યારે દેશની જુદી જુદી કોમોને કયા અને કેટલા હક આપવા તેનો તરતજ નિર્ણય કરીને જાહેર કરવો જોઇએ. સન ૧૯૧૬માં લખનૌની મહાસભામાં હિંદુ મુસલમાનોએ મળીને જેવી સંધિ કરી હતી તેવી બધી કોમોની વચ્ચે હવે સાધવી જોઇએ.

૨ અમેરિકામાં અને યુરોપના દરેક દેશમાં મહાસભાની એજન્સીઓ સ્થાપવી જોઇએ.

૩ એશિયાની તમામ પ્રજાઓનો સંઘ સ્થાય છે, તેમાં આપણે પણ દાખલ થવું જોઇએ.

૪ પંજાબ અને ખિલાફતને વિષે આપણી માગણીઓ ફરીથી ઘડી કહાડવી જોઇએ.

૫ સ્વરાજની એક વિગતવાર યોજના રચવી જોઇએ. તે સંબંધમાં નીચેના સિદ્ધાંતો તરફ તેમણે ખાસ ધ્યાન ખેંચ્યું હતુંઃ

( ૧ ) આપણી પુરાણી ગામ પંચાયતોના ધોરણ ઉપર ગામડાંઓની ફરીથી રચના કરવી.

( ૨ ) આવા ગામડાંઓના નાના અને તેમાંથી પછી મોટા જથ્થા કરવા.

( ૩ ) આમ ક્રમે ક્રમે આગળ વધીને જ આખા દેશનું રાજ્યતંત્ર રચવું.

( ૪ ) ગામ પંચાયતો અને તેના નાના મોટા જથ્થાઓ મોટે ભાગે સ્વતંત્ર જ હોવા જોઇએ.

( ૫ ) માત્ર ઉપરથી દેખરેખ અને કાબુ રાખવાની સત્તા મધ્યસ્થ સરકારને હોવી જોઇએ, પણ તેનો અમલ એવી રીતે થવો જોઇએ કે જેથી ગામડાંની સ્વતંત્રતાને હાનિ પહોંચે નહિ.

૬ સવિનય ભંગ કરવા વિષે જે રસ્તો અમદાવાદમાં અને દિલ્હીમાં ઘરેલો છે તે ઢીલો કરવો જોઇએ.

૭ આવતી ધારાસભામાં બને તેટલી સંખ્યામાં દાખલ થવાનો પ્રયાસ કરવો. જો આપણી બહુમતિ થાય તો આપણે ઘડી કહાડેલી સ્વરાજની યોજના મંજુર કરવાની માગણી કરવી. જો તે માગણીઓ સ્વીકારવામાં આ તો લડત બંધ કરવી. પણ જો તે સ્વીકારવામાં ન આ તો ધારાસભામાં જે દરેકે દરેક કાયદો કે ઠરાવ આ તેની સામે થવું.

૮ કામદારોનાં અને ખેડુતોનાં પંચો સ્થાપવાં.

૯ સરકારી શાળાઓ અને કોલેજોનો બહિષ્કાર બરાબર કાયમ રાખવો.

૧૦ કોરટોના બહિષ્કારને વિષે સવિનય ભંગ સમિતિની ભલામણને મંજુર રાખવી.

જુદી કોમના હક્કો અને સ્વરાજની યોજનાની કેટલીક બાબતો મસલત સમિતિ આગળ પણ નહોતી આવી. અને ધારાસભા અને કોરટનો બહિષ્કાર ઢીલો કરવા જેવી બીજી બાબતો મહાસભાએ નામંજુર કરી હતી. આમ પ્રમુખશ્રીના ભાષણના ખાસ કરીને ઐતિહાસિક વિભાગથી ઘણાયે હેરત પામ્યા હતા, છતાં પણ તેની વ્યાવહારિક સૂચનાઓની મહાસભા ઉપર થોડીજ અસર થઇ હતી.

## ગાંધીજી વિષે ઠરાવ

મહાસભામાં પહેલો ઠરાવ મહાત્મા ગાંધીજી વિષે રજુ થયો એ યોગ્ય જ હતું. પણ એ મતભેદનું વાતાવરણ પહેલેથી જ મસલત સમિતિમાં જામ્યું હતું, તેને લીધે ઠરાવ જોઇએ તેવા સંપૂર્ણ સ્વરૂપમાં ઘડી શકાયો નહિ. ગાંધીજીની સેવાની આભારપૂર્વક કદર કરવા વિષે શબ્દો જરાક લુખા અને ઔપચારિક જેવા લાગે છે. જ્યાં પ્રેમનો ઉભરો જોઇએ ત્યાં ઉપકાર સાથે નોંધ ન શોભે. વળી શું

ગાંધીજીએ શાંતિ અને સત્યનો જ પાઠ ભણાવીને સંતોષ માન્યો છે? દોઢસો વર્ષથી જડ ઘાલી બેઠેલી જબરદસ્ત સલ્તનતની સામે ઝૂઝતાં તેમણે આપણને નથી શીખવ્યું? અને છતાં તે વિષે એક અક્ષરે કેમ નહિ? વળી અહિંસાત્મક અસહકારના સિદ્ધાંત વિષે જ શ્રદ્ધા ઠરાવમાં બતાવી છે, કાર્યક્રમ વિષે તો તકરાર હતી, એટલે તેના શબ્દો તો શી રીતે મૂકાય? અને ગાંધીજીના છૂટકારાની વાત! તે વિષે તો અક્ષરે નથી. આમ ભાવની તેમજ રાજકીય દૃષ્ટિથી ઠરાવ અતિશય મોળો અને અધુરો લાગેછે, અને તેનો દોષ ઠરાવ ઘડનારને નહિ, પણ પક્ષભેદને જ ઘટેછે.

અકાલીઓ વિષે જે ઠરાવ (૩જો) પસાર થયો, તે વળી આથીયે વધારે તોછડો લાગે છે. ગાંધીજી ગિરફતાર થયા પછી, જે બહાદૂર કોમે અહિંસાત્મક અસહકારનો અણીશુદ્ધ અમલ કરી બતાવ્યો છે—જેમણે શાંતિ અને પ્રેમથી અગણિત દુઃખ સહન કર્યા છે, તેમને માટે સારી ચાલના પ્રમાણપત્ર જેવો આ ઠરાવ ન શોભે. અને ગયાજીમાં અકાલીઓ કંઇ વિસારે પડે એમ પણ ન હતું. 'સત્-શ્રી અકાલ' ના પોકારોથી મહાસભાનો મંડપ વખતો વખત ગાજી ઉઠતો હતો; કાળા ફેંટા અને કિરપાણ સ્થળે સ્થળે નજરે પડતાં હતાં. પણ એક ચકોર વિવેચકે કહ્યું હતું તે મુજબ ગાંધીજી ગયા પછી આપણે ભાષા અને ભાવ ઉપર ધ્યાન આપવાનું ભૂલી જ ગયા છીએ.

## બ્રિટિશ માલનો બહિષ્કાર

આ પછી ખિલાફતનો સવાલ બાજુએ રાખીને ખરેખરી ચર્ચાનો પહેલો વિષય તપાસીએ. શ્રી. રાજગોપાલાચારી સિવાયના સવિનય ભંગ સમિતિના સભાસદોએ એવી ભલામણ કરી હતી કે, બ્રિટિશ માલના બહિષ્કારનો સિદ્ધાંત સ્વીકારીને આખા સવાલ વિષે વિગતવાર રિપોર્ટ ઘડી રજુ કરવા એક કમિટિ નીમવી. આ ભલામણ મુજબ બહિષ્કારનો ઠરાવ રજુ થયો, તે મસલત સમિતિમાં વધુમતે મંજુર થયો છતાં મહાસભામાં વધુ મતે ઉડી ગયો.

આ ઠરાવની ઉપયોગિતા સમજવી મુશ્કેલ છે. બે વર્ષ ઉપર કલકત્તાની ખાસ બેઠકમાં તમામ પરદેશી માલનો બહિષ્કારનો ઠરાવ ગાંધીજીના વિરોધ છતાં પણ પસાર થયેલો. તેનો અમલ કરવા નીમાયલી કમિટિએ કંઇ પણ કામ કર્યું નહિ, એટલે ગાંધીજીએ તો પોતાની માન્યતા મુજબ માત્ર પરદેશી કાપડનાજ બહિષ્કાર ઉપર અને બીજી બાજુએ રેંટીઆ અને સાળથી દેશમાં કાપડ બનાવવા ઉપર જ સૌનું ધ્યાન રોકયું. આ બહિષ્કારમાં દેખીતી રીતે પરદેશની સામે દ્વેષ ન હતો, પણ દેશની ગરીબાઇ ફેડવાનો અને સમૃદ્ધિ વધારવાનો જ હેતુ હતો. આ દિશામાં બે વર્ષ સુધી પ્રવૃત્તિ કરીને આપણે કંઇક સફળતા મેળવી છે, છતાં તે વિષે હજી ઘણું કરવાનું બાકી રહે છે, એમ સૌ કબૂલ કરે છે. તેથી જો જુનો માર્ગ છોડી દેવાનો ન હોય, તો આપણે તમામ પરદેશી કાપડના જ બહિષ્કાર ઉપર ધ્યાન આપવું જોઇએ અને તે વિષે જ્યારે સંતોષકારક પ્રગતિ માલમ પડે ત્યારે જરૂરિયાતની બીજી પરદેશી ચીજોનો ક્રમે ક્રમે બહિષ્કાર કરીને તે દેશમાં ઉત્પન્ન કરવા માટે પ્રયાસ કરવો જોઇએ.

પણ અસહકારના આખા ક્રમમાં જેમની શ્રદ્ધા ખૂટી ગઇ છે, તેમને આ માર્ગ ઘણો જ મોળો અને લાંબો લાગે છે. કાપડ કે બીજી કોઈ પણ ચીજ બહારના બધાય દેશથી આવતી બંધ કરતાં અને તે દેશમાં જોઇતા પ્રમાણમાં બનાવતાં તો ઘણોજ વખત લાગે. પણ ઈંગ્લંડના જ તમામ માલનો બહિષ્કાર કરવાનું, અર્થાત તેમાંથી બને તેટલો દેશમાં બનાવી બાકીનો ઈંગ્લંડ સિવાય બીજા દેશથી લેવાનું તો તરત બની શકે. આનો હેતુ દેખીતી રીતે દેશની સમૃદ્ધિ વધારવાનો નહિ પણ ઈંગ્લંડને દંડવાનોજ હોય. અંગ્રેજો આપણા ઉપર આપ ખુદ સત્તા ચલાવીને આપણી શત્રુવટ કરે છે, માટે તેમને શિક્ષા કરવીજ જોઇએ એમ ચોકખી રીતે બહિષ્કારના હિમાયતીઓએ જણાવ્યું હતું. આના જવાબ એ છે. પ્રથમતો ગાંધીજીએ જણાવ્યું છે, તે મુજબ દરેકે દરેક અંગ્રેજ આપણો દુશ્મન નથી; માત્ર જે મુઠીભર અંગ્રેજો

ફરીથું નહિ. અહિંસાના સિદ્ધાંત વિષે પણ તેમણે પોતાની ઉંડી પ્રતીતિ દર્શાવી એ જોઈ સૌને ઘણો આનંદ થયો. ફ્રાન્સ અને ઇંગ્લંડ, તેમજ ઇટાલી અને રશિયા, એ બધાય દેશોના પરિવર્તન ઉપર નજર નાંખીને તેમણે જણાવ્યું કે હિંસાથી આગળ વધેલો આ એકે દેશ હજી સાચું સ્વરાજ ભોગવતો નથી.

આમ અહિંસા તેમજ અસહકારના સિદ્ધાંત વિષે પોતાની પુરેપૂરી શ્રદ્ધા જણાવીને દેશબંધુએ તેનો અમલ કરવા માટે નીચેની સૂચનાઓ કરી હતી:

૧ આપણને સ્વરાજ મળે ત્યારે દેશની જુદી જુદી કોમોને કયા અને કેટલા હક આપવા તેનો તરતજ નિર્ણય કરીને જાહેર કરવો જોઇએ. સન ૧૯૧૬ માં લખનૌની મહાસભામાં હિંદુ મુસલમાનોએ મળીને જેવી સંધિ કરી હતી તેવી બધી કોમોની વચ્ચે હવે સાધવી જોઇએ.

૨ અમેરિકામાં અને યુરોપના દરેક દેશમાં મહાસભાની એજન્સીઓ સ્થાપવી જોઇએ.

૩ એશિયાની તમામ પ્રજાઓનો સંઘ રચાય છે, તેમાં આપણે પણ દાખલ થવું જોઇએ.

૪ પંજાબ અને ખિલાફતને વિષે આપણી માગણીઓ ફરીથી ઘડી કહાડવી જોઇએ.

૫ સ્વરાજની એક વિગતવાર યોજના રચવી જોઇએ. તે સંબંધમાં નીચેના સિધ્ધાંતો તરફ તેમણે ખાસ ધ્યાન ખેંચ્યું હતું:

( ૧ ) આપણી પુરાણી ગામ પંચાયતોના ધોરણ ઉપર ગામડાંઓની ફરીથી રચના કરવી.

( ૨ ) આવા ગામડાંઓના નાના અને તેમાંથી પછી મોટા જથ્થા કરવા.

( ૩ ) આમ ક્રમે ક્રમે આગળ વધીને જ આખા દેશનું રાજ્યતંત્ર રચવું.

( ૪ ) ગામ પંચાયતો અને તેના નાના મોટા જથ્થાઓ મોટે ભાગે સ્વતંત્ર જ હોવા જોઇએ.

( ૫ ) માત્ર ઉપરથી દેખરેખ અને કાબૂ રાખવાની સત્તા મધ્યસ્થ સરકારને હોવી જોઇએ, પણ તેનો અમલ એવી રીતે થવો જોઇએ કે જેથી ગામડાંની સ્વતંત્રતાને હાનિ પહોંચે નહિ.

૬ સવિનય ભંગ કરવા વિષે જે શરતો અમદાવાદમાં અને દિલ્હીમાં ઘડેલી છે તે ઢીલી કરવી જોઇએ.

૭ આવતી ધારાસભામાં બને તેટલી સંખ્યામાં દાખલ થવાનો પ્રયાસ કરવો. જો આપણી બહુમતિ થાય, આપણે ઘડી કહાડેલી સ્વરાજની યોજના મંજુર કરવા માગણી કરવી. જો તે માગણીઓ સ્વીકારવામાં આ તો લડત બંધ કરવી. પણ જો તે સ્વીકારવામાં ન આ તો ધારાસભામાં જે દરેકે દરેક કાયદો કે ઠરાવ આ તેની સામે થવું.

૮ કામદારોનાં અને ખેડુતોનાં પંચો સ્થાપવાં.

૯ સરકારી શાળાઓ અને કોલેજોનો બહિષ્કાર બરાબર કાયમ રાખવો.

૧૦ કોરટોના બહિષ્કારને વિષે સવિનય ભંગ સમિતિની ભલામણને મંજુર રાખવી.

જુદી કોમના હકની અને સ્વરાજની યોજના કેટલીક બાબતો મસલત સમિતિ આગળ પ નહોતી આવી. અને ધારાસભા અને કોરટનો બહિષ્કાર ઢીલો કરવા જેવી બીજી બાબતો મહાસભાએ નામંજુર કરી હતી. આમ પ્રમુખશ્રીના ભાષણ ખાસ કરીને ઐતિહાસિક વિભાગથી ઘણાયે હેરત પામ્યા હતા, છતાં પણ તેની વ્યાવહારિક સૂચનાઓની મહાસભા ઉપર થોડીજ અસર થઇ હતી.

## ગાંધીજી વિષે ઠરાવ

મહાસભામાં પહેલો ઠરાવ મહાત્મા ગાંધીજી વિષે રજુ થયો એ યોગ્ય જ હતું. પણ જે મતભેદનું વાતાવરણ પહેલેથી જ મસલત સમિતિમાં જામ્યું હતું, તેને લીધે ઠરાવ જોઇએ તેવા સંપૂર્ણ સ્વરૂપમાં ઘડી શકાયો નહિ. ગાંધીજીની સેવાની આભારપૂર્વક કદર કરવા વિષે શબ્દો જરાક શુષ્ક અને ઔપચારિક જેવા લાગેછે. જ્યાં પ્રેમનો ઉમળકો જોઇએ ત્યાં ઉપકાર સાથે નોંધ ન શોભે. વળી શું

ગાંધીજીએ શાંતિ અને સત્યનો જ પાઠ ભણાવીને સંતોષ માન્યો છે ? દોઢસો વર્ષથી જડ ઘાલી બેઠેલી જબરદસ્ત સલ્તનતની સામે ઝૂઝતાં તેમણે આપણને નથી શીખવ્યું ? અને છતાં તે વિષે એક અક્ષરે કેમ નહિ? વળી અહિંસાત્મક અસહકારના સિદ્ધાંત વિષે જ શ્રદ્ધા ઠરાવમાં બતાવી છે. કાર્યક્રમ વિષે તો તકરાર હતી, એટલે તેના શબ્દો તો શી રીતે મૂકાય ? અને ગાંધીજીના છુટકારાની વાત ! તે વિષે તો અક્ષરે નથી. આમ ભાવની તેમજ રાજકીય દૃષ્ટિથી ઠરાવ અતિશય મોળો અને અધુરો લાગેછે, અને તેનો દોષ ઠરાવ ઘડનારને નહિ, પણ પક્ષભેદને જ ઘટેછે.

અકાલીઓ વિષે જે ઠરાવ (૩જો) પસાર થયો, તે વળી આથીયે વધારે તોછડો લાગે છે. ગાંધીજી ગિરફતાર થયા પછી, જે બહાદુર કોમે અહિંસાત્મક અસહકારનો અણીશુદ્ધ અમલ કરી બતાવ્યો છે—જેમણે શાંતિ અને પ્રેમથી અગણિત દુઃખ સહન કર્યા છે, તેમને માટે સારી ચાલના પ્રમાણપત્ર જેવો આ ઠરાવ ન શોભે. અને ગયાજીમાં અકાલીઓ કંઇ વિસારે પડે એમ પણ ન હતું. 'સત્–શ્રી અકાલ' ના પોકારોથી મહાસભાનો મંડપ વખતો વખત ગાજી ઉઠતો હતો; કાળા ફેંટા અને કિરપાણ સ્થળે સ્થળે નજરે પડતાં હતાં. પણ એક ચકોર વિવેચકે કહ્યું હતું તે મુજબ ગાંધીજી ગયા પછી આપણે ભાષા અને ભાવ ઉપર ધ્યાન આપવાનું ભૂલી જ ગયા છીએ.

## બ્રિટિશ માલનો બહિષ્કાર

આ પછી ખિલાફતનો સવાલ બાજુએ રાખીને ખરેખરી ચર્ચાનો પહેલો વિષય તપાસીએ. શ્રી. રાજગોપાલાચારી સિવાયના સવિનય ભંગ સમિતિના સભાસદોએ એવી ભલામણ કરી હતી કે, બ્રિટિશ માલના બહિષ્કારનો સિદ્ધાંત સ્વીકારીને આખા સવાલ વિષે વિગતવાર રિપોર્ટ ઘડી રજુ કરવા એક કમિટિ નીમવી. આ ભલામણ મુજબ બહિષ્કારનો ઠરાવ રજુ થયો, તે મસલત સમિતિમાં વધુમતે મંજુર થયો છતાં મહાસભામાં વધુ મતે ઉડી ગયો.

આ ઠરાવની ઉપયોગિતા સમજવી મુશ્કેલ છે. બે વર્ષ ઉપર કલકત્તાની ખાસ બેઠકમાં તમામ પરદેશી માલનો બહિષ્કારનો ઠરાવ ગાંધીજીના વિરોધ છતાં પણ પસાર થયેલો. તેનો અમલ કરવા નીમાયલી કમિટિએ કંઇ પણ કામ કર્યું નહિ, એટલે ગાંધીજીએ તો પોતાની માન્યતા મુજબ માત્ર પરદેશી કાપડનાજ બહિષ્કાર ઉપર અને બીજી બાજુએ રેંટીઆ અને સાળથી દેશમાં કાપડ બનાવવા ઉપર જ સૌનું ધ્યાન રોકયું. આ બહિષ્કારમાં દેખીતી રીતે પરદેશની સામે દ્વેષ ન હતો, પણ દેશની ગરીબાઇ ફેડવાનો અને સમૃદ્ધિ વધારવાનો જ હેતુ હતો. આ દિશામાં બે વર્ષ સુધી પ્રવૃત્તિ કરીને આપણે કંઇક સફળતા મેળવી છે, છતાં તે વિષે હજી ઘણું કરવાનું બાકી રહે છે, એમ સૌ કબૂલ કરે છે. તેથી જો જુનો માર્ગ છોડી દેવાનો ન હોય, તો આપણે તમામ પરદેશી કાપડના જ બહિષ્કાર ઉપર ધ્યાન આપવું જોઇએ અને તે વિષે જ્યારે સંતોષકારક પ્રગતિ માલમ પડે ત્યારે જરૂરિયાતની બીજી પરદેશી ચીજોનો ક્રમે ક્રમે બહિષ્કાર કરીને તે દેશમાં ઉત્પન્ન કરવા માટે પ્રયાસ કરવો જોઇએ.

પણ અસહકારના આખા ક્રમમાં જેમની શ્રદ્ધા ખૂટી ગઇ છે, તેમને આ માર્ગ ઘણો જ મોળો અને લાંબો લાગે છે. કાપડ કે બીજી કોઈ પણ ચીજ બ્હારના બધાય દેશથી આવતી બંધ કરતાં અને તે દેશમાં જોઇતા પ્રમાણમાં બનાવતાં તો ઘણોજ વખત લાગે. પણ ઈંગ્લંડના જ તમામ માલનો બહિષ્કાર કરવાનું, અર્થાત તેમાંથી બને તેટલો દેશમાં બનાવી બાકીનો ઈંગ્લંડ સિવાય બીજા દેશથી લેવાનું તો તરત બની શકે. આનો હેતુ દેખીતી રીતે દેશની સમૃદ્ધિ વધારવાનો નહિ પણ ઇંગ્લંડને દંડવાનોજ હોય. અંગ્રેજો આપણા ઉપર આપ ખુદ સત્તા ચલાવીને આપણી શત્રુવત્ કરે છે, માટે તેમને શિક્ષા કરવીજ જોઇએ એમ ચોકખી રીતે બહિષ્કારના હિમાયતીઓએ જણાવ્યું હતું. આના જવાબ બે છે. પ્રથમતો ગાંધીજીએ જણાવ્યું છે, તે મુજબ દરેકે દરેક અંગ્રેજ આપણો દુશ્મન નથી; માત્ર જે મુદ્દીભર અંગ્રેજો

આપણા ઉપર ઇંગ્લંડથી તેમજ અહીંઆ આવીને રાજ કરે છે તેઓજ—ઘણે ભાગે અજાણતાં—આપણા ઉપર સિતમ ગુજારે છે. તેથી થોડા લાખ અંગ્રેજોના વાંકને માટે આખી અંગ્રેજ પ્રજાને કેમ દંડાય? આ બહિષ્કારની વિરૂદ્ધ આથીયે વધારે સબળ દલીલ તો ગાંધીજીએ એ આપી છે, કે આપણી લડતમાં દ્વેષ ભાવને સ્થાન નથી અને તે અત્યંત, હાનિકારક અને પરિણામે ભયંકર પણ નીવડે. માનસિક હિંસા કરવા માંડીએ તો શરીરે પણ હિંસા થઇ જાય, અને આખી લડત ઉપર પાણી ફરે.

આ બહિષ્કાર આખી લડતની સાથે અસંગત છે એટલું જ નહિ, પણ માત્ર વ્યાવહારિક દૃષ્ટિયે પણ આપણને નુકસાન કારક નીવડે. બહિષ્કાર સફળ થાય તો ઇંગ્લંડને બદલે જાપાન, જર્મની વગેરે બીજા દેશથી વધારે વહાણો ભરીને માલ અહીંયા આવે. આમ એકની ગુલામીમાંથી છૂટવાનો પ્રયાસ કરતાં, બીજા અનેકની ગુલામીમાં સપડાઇયે. વળી ઇંગ્લંડના કરતાં બીજા દેશનો વધારો મોંઘો માલ આપણે લઈયે, એટલે દેશમાંથી વધારે નાણાં પરદેશ જાય. એ પણ સંભવિત છે, કે ખૂદ ઇંગ્લંડના જ માલ ઉપર બીજા દેશના વેપારીઓ પોતાની છાપો મારીને તે આપણને મોકલે અને તેના બમણા દામ લે. આવી રીતે ઇંગ્લંડને તો હાનિ પહોંચે કે નયે પહોંચે; પણ આપણને વધારે નુકસાન થાય, અને કેટલેક અંશે કાપડની સંગીન પ્રવૃત્તિ ઉપરથી આપણું મન ઉઠી જવાથી તેમાં પણ આપણે કંઇક પાછા હઠીએ.

આ ઠરાવમાં ઇંગ્લંડને પછાડવાની ભારે લાલચ રહેલી છે. દુર્ભાગ્યે મસલત સમિતિ તેને વશ થઇ ગઈ. છતાં ગાંધીજીનો સુકન રાખીને મહાસભાના પ્રતિનિધિઓએ બધી ચર્ચા સાંભળ્યા પછી તેનો વધુમને ઇનકાર કર્યો તે માટે તેમને અભિનંદન ઘટે છે.

## ધારાસભાનો બહિષ્કાર

આ પછી આથીયે વધારે મહત્વનો અને ચર્ચાસ્પદ સવાલ મહાસભા આગળ રજુ થયો.

સન ૧૯૨૦ માં જેમ ધારાસભાની ઉમેદવારીનો તેમજ તેની ચૂંટણીનો બહિષ્કાર કર્યો હતો, તેવોજ બહિષ્કાર આસાલ પણ બને તો વધારે પરિપૂર્ણ રીતે કરવાનો ઠરાવ શ્રી. રાજગોપાલાચારીએ મહાસભામાં રજુ કર્યો. ત્રણ વર્ષે ફરીથી ચૂંટણીનો વખત આવ્યો, એટલે આવો ઠરાવ મહાસભા આગળ ફરીથી આવે એ સ્વાભાવિક હતું, અને જો સવિનય ભંગ સમિતિએ ધારાસભામાં ઉમેદવારી કરવાની ભલામણ કરી નહોત, તો કદાચ કંઇ પણ ચર્ચા વગર લગભગ સર્વાનુમતે આ ઠરાવ પસાર થઇ જાત. પણ એ સમિતિએ અસહકારના આખા ક્રમ ઉપર હુમલો કર્યો હતો, તેથી તેના પ્રાણરૂપ આ ઠરાવને ખાસ મક્કમપણે પસાર કરવાની જરૂર હતી. અને જો કે બાહોશ આગેવાનોએ આ બહિષ્કારને કંઈ પણ ઢીલો કરાવવાના હેતુથી અનેક લલચાવનારા સુધારાઓ સભા આગળ રજુ કર્યા, છતાં તે સૌનો ઇન્કાર કરીને સભાયે મૂળ ઠરાવને જ ભારે વધુમતિથી મંજુર કર્યો, તેથી ગાંધીજીનું અને દેશનું નામ ઉજળું રહ્યું.

આ સવાલની પહેલાં ખુબ ચર્ચા કરેલી છે, તેથી અત્રે માત્ર શ્રી. શ્રીનિવાસ આયંગરના સુધારા વિષેજ કંઇક લખવાનું રહે છે. તે બાહોશ મુત્સદ્દી જ્યારથી ગયાજીમાં આવ્યા, ત્યારથી જ તેમણે સૌને એ સમાધાન સૂચવવો માંડયું, કે જો ધારાસભાની ઉમેદવારી કરીએ પણ ચૂંટાયા પછી તેમાં દાખલ ન થવાનું વચન આપીએ તો ધારાસભાનો બહિષ્કાર કાયમ રહે અને તેની સાથે ધારાસભાના હિમાયતીઓને ચૂંટણીની લડતથી જે જાગૃતિ જમાવવી છે, તે ગમી રહે. ધારાસભાના આખા પક્ષે તો થોડાજ વખતમાં આ સમાધાન વધાવી લીધું. ગાંધીજીના પક્ષે પણ તે વિષે વિચાર કરવામાં બાકી રાખી નહિ. પણ જ્યારે આ માર્ગ પ્રજાની દૃષ્ટિયે નિરર્થક તેમજ હાનિકારક લાગ્યો, ત્યારે જ તેનો આગ્રહપૂર્વક નકાર કર્યો.

પ્રથમનો સિદ્ધાંતની દૃષ્ટિયે જ આ સમાધાન દોષિત છે. ધારાસભા એ સરકારના હાથ ખાતાનું નહિ, પણ ખૂદ સરકારનું જ એક આવશ્યક અંગ છે.

તે સભાનો જો બહિષ્કાર કરવો જ હોય, તો પછી તેમાં દાખલ થવાના તંત્રને કેમ અડકાય? જો દરબારમાં બેસવું ન હોય તો તેમાં દાખલ થવાને અરજી પણ કેમ થઇ શકે? તો જે ધારાસભાને ચુસ્ત અસહકારીઓ કપટ જાળ રૂપ સમજે છે, તેના એકે તંતુનો પણ તે સ્પર્શ ન જ કરે. જે રાજગઢને તે પાપના ઘર તરીકે સમજે છે, તેના દરવાજામાં તો શું, પણ તેના છાંયામાં પણ તે ઉભો ન રહે.

વ્યાવહારિક દૃષ્ટિએ વિચાર કરતાં પણ આ જ નિર્ણય કાયમ રહે છે. ધારો કે કોઇ અસહકારી સભાસદ તરીકે ચૂંટાયો પણ તે પછી જો અમુક મુદતમાં તે સભામાં જઇને વફાદારીના કસમ ન લે, તો સ્વાભાવિક રીતે તેની જગ્યા ખાલી જાહેર કરવામાં આવે. આમ ફરીથી ચૂંટણી થાય, એટલે પાછા તેને ફરીથી ઉમેદવારી કરવી પડે. આવી રીતે અસહકારી કેટલી વાર ઉમેદવારી કરે, કેટલા પૈસા ખર્ચે, અને પોતાના મતદારોને કેટલી વાર ત્રાસ આપે? અને એ પણ યાદ રાખવું જોઇએ, કે અસહકારીઓનો મોટો વર્ગ તો ગરીબ છે, એટલે તેને તો પહેલી જ ચૂંટણીનો ખર્ચ ભારે પડે. આમ લાંબે ગાળે સરકારની સાથે સરતમાં અસહકારી ન ફાવે, એ દેખીતું છે.

આ સમાધાનના હિમાયતીઓએ તેના બે ફાયદા બતાવ્યા હતા. પ્રથમ તો ચૂંટણીની લડત કરવાથી ગામેગામ જવાશે, અને મતદારોની સાથે દોસ્તી કરી શકાશે. પણ જેમ અમુક માણસને માટે મત *આપવાનું સમજાવતાં મતદારને કેળવી શકાય* તેમ કોઇને જ મત ન આપવાનું—મહાસભાને જ પોતાનો મત સમર્પણ કરવાનું સમજાવીને પણ તેને કેળવાય. બન્ને કામ માટે લગભગ એક જ પ્રકારની પ્રવૃત્તિ આદરવી પડે. એટલે ચૂંટણીથી વધુ કેળવણી આપવાની દલીલ અર્થહિન લાગે છે. વળી આ સમાધાનને માટે એવો દાવો કરવામાં આવ્યો છે કે આથી મોડરેટોને તો આપણે ધારાસભામાંથી બ્હાર રાખી શકીશું. પણ ઉપર સૂચવ્યા મુજબ ફરી ફરીને ચૂંટણી થાય, તેમાં મિલ્કતદારોને અને જમીનદારોને આપણે ક્યાં સુધી હંફાવી શકીશું? અને જો થોડા માસ સુધી જ તેમને બ્હાર રાખીને છેવટે અંદર જવા દેવાના જ હોય તો પછી આખી લડતનો શો લાભ?

અસહકારી પક્ષમાં એવી પણ શંકા હતી કે આ સમાધાનથી એકવાર ચૂંટણીનું બ્હારૂં ખૂલે તો આવતી મહાસભામાં ધારાસભાના દરવાજા પણ ખુલ્લા થઇ જાય. આમ કહેવામાં સમાધાનના હિમાયતીઓ ઉપર અપ્રમાણિકતાનો આરોપ આવતો નથી. આજે તો તેઓ સમાધાનની ખાતર માત્ર ચૂંટણીમાં જ ઉભા રહેવાનો નિશ્ચય કરે, અને ધારાસભાના દરવાજાને બંધ જ ગણે એમ માની શકાય. પણ ચૂંટણીનાં પરિણામ આ સાલની આખરમાં જણાય ત્યારે નવા અનુભવથી નવા વિચાર બાંધવાનો તેમને પણ હક તો રહે જ, અને તેથી તેઓ આવતી મહાસભામાં ધારાસભાના પ્રવેશની હિમાયત કરે તો તેમનો વાંક પણ કેમ કઢાય? પણ ચૂસ્ત અસહકારની દૃષ્ટિથી તો આ સમાધાનનો માર્ગ જ અવળો છે; તેમાં એકવાર દાખલ થયા પછી વધારે અને વધારે નીચા ઉતરવું જ પડે. તેથી તે રસ્તો જોઈ વિચારીને ફરીથી બંધ કરવામાં મહાસભાએ ડહાપણ જ વાપર્યું છે.

અને આ સમાધાનમાં કોણ માનતું હતું? તેને રજુ કરનાર શ્રી. શ્રીનિવાસ આયંગરે તો ચોકખી રીતે કહ્યું હતું, કે હું પોતે તો ધારાસભાની વિરૂદ્ધ *છું અને મારા પ્રાંતમાં તો ચૂંટણીમાં પણ ફાવી* શકાય એમ નથી. પંડિત મોતીલાલજી વગેરે સવિનયભંગ સમિતિના જે સભ્યોએ ધારાસભાની હિમાયત કરી છે, તેઓ તો ખરી રીતે તો ધારાસભામાં જઇને દરેક પ્રસંગે સરકારનો વિરોધ કરવાને જ ઉત્સુક છે. આખો મહારાષ્ટ્ર પક્ષ તો વળી ધારાસભામાં જઇ સમય અનુસાર બાજી ખેલવામાં માને છે. ત્યારે અસહકારી પક્ષને તો ચૂંટણી પણ હરામ છે. જમીયત-ઉલ-ઉલેમાએ પણ મોટી બહુ-

મતિથી ઠરાવ કર્યો છે કે આજની સ્થિતિમાં મુસલમાનોને ચૂંટણીમાં ભાગ લેવાની મનાઈ છે. અને એતો સૌ કોઈ પહેલેથી કહેતા હતા કે જો મુસલમાનો ચૂંટણીનો ઇન્કાર કરે તો મહાસભાને પણ તે ન ખપે. આવી રીતે જે સમાધાન ખરી રીતે કોઇને જોઇતું નથી, જેનાથી કોઈની ગરજ સરે એમ નથી, તેને દેશના તમામ મોટા આગેવાનોએ ટેકો આપ્યો છતાંયે તેને મહાસભાએ નામંજુર કર્યું તે માટે આખો દેશ તેને દુવા દેશે.

## સવિનય ભંગની તૈયારી

આવી રીતે ધારાસભાના બહિષ્કારને ફરીથી સ્થાપન કરીને, તેમજ સરકારી શાળાઓના તેમજ કોરટોના બહિષ્કારને કાયમ રાખીને મહાસભા સંતોષ પામી નથી. સરકારની આપખૂદ અને જુલ્મી સત્તાને નાબૂદ કરવાને સવિનય ભંગનો એક જ માર્ગ આપણી આગળ મોજુદ છે, એવી માન્યતા જાહેર કરીને મહાસભાએ તે લડત માટે તૈયારી કરવાને ૨૫ લાખ રૂપિયા ભેગા કરવાની અને ૫૦ હજાર સ્વયંસેવકોનું સૈન્ય રચવાની ભલામણ કરી છે.

મહાસમિતિએ આ કમને માટે ૩૦ મી એપ્રિલની મુદત નાંખી છે, એટલે ચાર માસની અંદર આ તૈયારી પૂરી કરવાની અને તે પછી બનતી ત્વરાથી સવિનય ભંગની લડત શરૂ કરવાની જવાબદારી મહાસભાએ માથે લીધી છે.

સૌ જાણે છે કે સવિનયભંગ સમિતિના ધારાસભાના હિમાયતીઓની એ દલીલ હતી કે પ્રજાનું આળસ ઉરાડવાને માટે તેમજ સરકારને નમાવવાને માટે હતો તરત જ સવિનય ભંગ આદરવો જોઇએ. ધારાસભાનો જવાની છૂટી આપવી એ આવો કંઇ પણ આ પછી આથીયે વધારે મહાસભાનો અધિકાર સ્પષ્ટ સવાલ મહાસભા આગળ રજુ સવિનય ભંગ વિષે કર્યો. છતાં પણ

અસહકારના આખાં કમને વિષે બન્ને પક્ષો સામસામે એટલો બધો અણવિશ્વાસ જામી ગયો હતો કે આ ઠરાવ પણ આગેવાનોને રૂચ્યો નહિ. કેટલાકને તે અનિશ્ચિત લાગ્યો, કેટલાકને તે નબળો લાગ્યો. કેટલાકને સ્વયંસેવકો લેવાની અમદાવાદની મહાસભાએ ઘડેલી પ્રતિજ્ઞા બહુ કડક લાગી. કેટલાકને સવિનય ભંગ શરૂ કરવાની તારીખ ઠરાવમાં નથી જણાવી, તેમ કઇ રીતે લડત શરૂ કરવાની છે, તે નથી જણાવ્યું એ પણ ભારે ખામીઓ લાગી. પણ આ બધાયે આક્ષેપો નીચે વિરોધીઓની ખરેખરી શંકા તો એક જ હતી, કે આ ઠરાવ રજુ કરનાર પક્ષ ખરેખર લડત ચલાવવા માગે છે ખરો? આનો ઉત્તર તો દલીલથી નહિ પણ કાર્યથી જ આપી શકાશે.

## ખિલાફત

મહાસભાની બેઠક દરમ્યાન અંગ્રેજો અને તુર્કોની સુલેહપરિષદ તુટવાનો સંભવ કેટલાક સમાચાર પરથી લાગ્યો હતો. એ પરિષદના કાર્ય પર ધ્યાન આપનાર સૌ જાણે છે કે લગભગ દોઢ માસની ચર્ચા પછી પણ ભાગ્યે જ કોઇ બાબત ઉપર તુર્કો અને અંગ્રેજો પૂરેપૂરા એકમત થયા છે. સામુદ્રધુનિના બારાની છૂટ વિષે અંગ્રેજોની કેટલીક કલમો તુર્કોએ સ્વીકારી છે, છતાં પણ હજી તેઓ કેટલાક વાંધા કહાડયાં જ કરે છે. અને હમણાં હમણાંમાં બગદાદની ઉત્તરે આવેલા મોઝલ પરગણાના કાબૂને વિષે, તુર્કીમાં વસતી બીજી પ્રજાઓની પદવી વિષે, અને યુરોપની પ્રજાઓના ખાસ હક વિષે ઘણો ઉગ્રમત ભેદ પડયો છે. અંગ્રેજોના પ્રતિનિધિ લોર્ડ કર્ઝનની ધીરજ ખૂટતી હોય એવાં ચિન્હ પણ જણાયાં છે. તેથી ગમે તે ઘડીએ સુલેહ પરિષદ ખતમ થાય અને અંગ્રેજો તુર્કોની સામે લડાઇ જાહેર કરે એ સંભવિત છે. કદાચ તાજેતરમાં જર્મનીના નાણાં પ્રકરણને વિષે ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે વળી નવી તૂટ પડી છે, તેથી હવે લોર્ડ કર્ઝન

નરમ પણ પડે. ગમે તેમ થાય, પણ ઈંગ્લંડ અને તુર્કી વચ્ચે જો છેવટે લડાઈ જામે તો તરત સવિનય ભંગની લડત શરૂ કરવાનો ઠરાવ ખિલાફત પરિષદે કર્યો, એટલે એ સવાલ મહાસભા આગળ પણ આવ્યો. મહાસભાની અને ખિલાફતની કાર્યવાહક સમિતિઓએ મસલત કરીને મહાસભા આગળ એવો ઠરાવ રજુ કર્યો કે લડાઇ શરૂ થાય તો આ બન્ને સમિતિઓએ મળીને યોગ્ય સૂચનાઓ તરત જ બહાર પાડવી. ખિલાફત પરિષદના જેવો જ અસલ ઠરાવ પસાર કરવાને બદલે આવો જરૂરિયાત જેટલો વ્યવહારૂ ઠરાવ પસાર કરવામાં મહાસભાએ યોગ્ય કર્યું છે.

આમ સવિનય ભંગ વિષે ખરૂં જોતાં બે ઠરાવ થયા ગણાય. પ્રથમતો કંઇ જ અણધારેલો પ્રસંગ ન બને તો ચાર માસની અંદર સવિનય ભંગની તૈયારી કરીને બનતી ત્વરાથી જંગ મચાવવો. અને જો તુર્કી સાથે લડાઇ જાગે તો ખિલાફત કમિટિની સાથે રહીને યોગ્ય લાગે તો ચાર માસની તૈયારી થયા પહેલાં પણ લડત શરૂ કરવી. આ બે વાત ચોકખી રીતે ઘડાયલી છે. અને તેથી હાલતો સૌએ ચાર માસની તૈયારી ઉપર જ પૂરૂં લક્ષ આપવાની જરૂર છે—જો કે સાચા સિપાઇની માફક અણચિંત્યુ યુદ્ધ આવી ચઢે તો ગમે ત્યારે લડત સૌએ લઢવા તૈયાર રહેવું જોઇશે.

## સાચો સત્યાગ્રહ

આ બધાય ઠરાવોનો તરસાળો કહાડતાં એક તત્ત્વ સ્પષ્ટ રીતે તરી આવે છે. પ્રજાએ બે વર્ષ સુધી અસહકારની અનેકવિધ બાજી ખેલી છે, અને તેનાં કડવા મીઠા અનુભવ પણ લીધા છે. આટલે વખતે ફરીથી અસહકારની આખી ઇમારતમાં પાયાથી તે શિખર સુધી ફેરફાર કરવાને દેશના પ્રતિષ્ઠિત આગેવાનોએ નિશ્ચય કર્યો. આ સૌ સુધારાનો ઝોક એકજ છે. તેમને અસહકારની લડત આડકતરી અને લાંબી લાગે છે; તેમને સરકારની સાથે સીધી સચોટ અને ગરમ ટપાટપી જોઈએ છે. જે લડત આધ્યાત્મિકતાની હવામાં ઉડી જતી તેમને જણાઈ તેને ફરીથી રાજદ્વારી પાયા ઉપર સ્થાપવી છે. જે કેમમાં માત્ર સહન કરવાનો જ સિદ્ધાંત આલેખાયલો છે, તેમાં શત્રુને ઘા કરવાનો ચટાકો પણ મેળવવો છે. આથી જ અંગ્રેજો ના ખિસ્સા ઉપર કાતર મૂકવાને બ્રિટિશ માલનો બહિષ્કાર સૂચવવામાં આવ્યો. આથી જ ધારાસભામાં બને તેટલી સંખ્યામાં દાખલ થઈ અંદર ધમસાણ મચાવવાની દરખાસ્ત થઇ. આથી જ સરકારની મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડને બને તેટલી હાથ કરવાની સૂચના રજુ થઇ. આમ બધી રીતે અંગ્રેજો અને સરકારને પજવવાને અને સતાવવાને આબાદ રાજદ્વારી યોજના મહારથીઓએ મહાસભા આગળ રજુ કરી.

પણ આવી એકે એકે દરખાસ્તને વીણી વીણીને મહાસભાએ નામંજુર કરી, અને છેવટે અસહકારનો ગંભીર, વજનદાર, અને નિશ્ચયાત્મક ઠરાવ પસાર કર્યો. મહાસભાના તમામ ચુસ્ત અનુયાયીઓએ આનું રહસ્ય સમજી લેવું જોઇયે. અંગ્રેજોને હેરાન કરીને નહિ પણ નિર્ભય કરીને,—સરકારી સંસ્થાઓમાં ભાંગતોડ કરીને નહિ પણ તેનો પૂરેપૂરો બહિષ્કાર કરીને સરકારને સતાવીને નહિ પણ તેનાથી વિમુખ રહીને સરકારના પર ઘા કરીને નહિ પણ તેના અસંખ્ય ઘાને હસતે ચહેરે ઝીલી લઇને—રાજકીય મુત્સદ્દી પણાથી નહિ, પણ આધ્યાત્મિક પ્રભાવથી—જીભના જોરથી નહિ પણ કર્મના બળથી—મારીને નહિ પણ મરીને, સ્વરાજ્ય મેળવવાનો નિશ્ચય મહાસભાએ કર્યો છે. જેઓ મહાસભાની આણ માથે ચઢાવે છે, તેમણે આ નિશ્ચયનું પાલન કરવા મરી ફીટવું પડશે.

આપણા આગેવાનોએ પોતાનો જુદો પક્ષ રચ્યોછે, તેથી મહાસભાના સિપાઇઓનો માર્ગ વધારે વિકટ થયો છે અને તેમની જવાબદારી હજારોગણી વધી છે. મહાસભાનું વિસર્જન કરતાં દેશબંધુ દાસે જે વચનો કહ્યાં તેથી ઘણાનાં દિલ ઘવાયાં હશે. આખી બેઠક દરમ્યાન સૌને જે વિચાર આવ્યાં જ કરતો તે ફરી એકવાર શૂળની માફક ઘણાના દિલમાં ભોંકાયો કે

આવા મહાન દેશબંધુને, તથા પંડિત મોતીલાલજી અને હકીમ અજમલખાન જેવા નેતાઓને આપણી સાથે રાખવાનો કોઈજ રસ્તો નહિ હોય ? પણ અમદાવાદની મહાસભા વખતે મહાત્માજીએ કહેલું એક વાક્ય યાદરાખવુંજોઇયે કે જેમ સરકારનીસાથે તેમ આપણી અંદર પણ છેવટનો ફેંસલો કર્યેજ છૂટકો છે. આ મહાપુરૂષોએ મહાસભાથી જુદો પક્ષ રચીને પોતાની કાર્યરેખા અને ભાગ્યરેખા દોરી છે. પરિણામે તેઓ વર્ષ દરમ્યાન આપણી સાથે મળી જશે, કે ક્રમે ક્રમે પોતાનું બળ જમાવીને મહાસભાને વશ કરશે, એ વિષે આજે કલ્પના કરવી મિથ્યા છે. પણ એટલુંતો દેખીતું છે, કે તેમની મદદની આશા રાખવી ફોકટ છે, એટલુંજ નહિ, પણ ધારાસભાની જે ચર્ચાને તેઓ ફરી ફરીને જગાવશે, તેનાથી મહાસભાના કામમાં વિક્ષેપ પડવાનો પણ સંભવ રહે છે આવી આકરી સ્થિતિ વચ્ચે પણ ચાર માસમાં સવિનય ભંગની તૈયારીનો ક્રમ પૂરો કરીને મહાસભાની અને દેશની આબરૂ રાખવી જ જોઇશે. સરકાર આપણને તાવી રહી છે; આગેવાનો આજે કોરે બેઠા છે. આવે વખતે આપણા ધર્મ ને દેશ ઉપર શ્રદ્ધા રાખીને ઇરાદાપૂર્વક આદરેલું અસિધારાવ્રત પાળવામાં જ આપણી કસોટી છે.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

આ રીતે રાષ્ટ્રીય કેળવણીની પ્રવૃત્તિના વિકાસનું પ્રતિબંધક કોઈ કારણ નથી.

અને એ પ્રવૃત્તિ આગળ વધે તો તેનું ભવિષ્ય ઘણું જ ઉજ્જવલ છે. અસહકારની બીજી બધી પ્રવૃત્તિઓ મન્દ પડે, શિથિલ થાય, મતભેદથી તૂટે, પણ આ પ્રવૃત્તિને એવો એક પણ ભય નથી. બીજી બધી પ્રવૃત્તિમાં માણસો ખપી જાય છે, ત્યારે કેળવણી ઉલટી માણસોને પેદા કરેછે. એ અસહકારનું હૃદય છે. એ જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી અસહકાર બંધ પડવાનો નથી. પરતંત્રતા વ્યાપેલા દેશમાં એ સ્વતંત્રતાનો બેટ છે. અને સદ્‌ભાગ્યે હજુ સુધી કેળવણીને પ્રજાએ બહુજ શ્રદ્ધાપૂર્વક વધાવી લીધી છે.

અસહકારની બીજી પ્રવૃત્તિઓ પણ કેળવણીને લીધે ટકી રહેશે. એવી એક પણ પ્રવૃત્તિ નથી કે જે કેળવણી મારફત ચલાવી શકાય નહિ. કેળવણીનું તંત્ર દરેક ગામમાં દરેક શહેરમાં અને મહોલ્લામાં વિસ્તરેલું હોય છે. આપણી સઘળી પ્રવૃત્તિઓનું એ સ્વાભાવિક કેંદ્રસ્થાન છે. કેળવણી અંત્યજો સુધી પહોચાડવાથી અંત્યજોનો પ્રશ્ન, ઉદ્યોગ–શિક્ષણથી ઉદ્યોગનો પ્રશ્ન, ધર્મશિક્ષણથી ધર્મનો, સ્ત્રીકેળવણીથી સ્ત્રીઓનો, એમ અનેક પ્રશ્નો કેળવણી દ્વારા આપણે ઉકેલી શકીશું. હાલ માણસોની ખોટથી અધુરૂં રહેલું કાર્ય ભવિષ્યમાં વિદ્યાર્થીઓ વિસ્તારીને પૂરૂં કરશે.

આ રીતે આખા દેશમાં સંગીન કામ કરવાની આજ પ્રજા આગળ એક અદ્વિતીય તક છે.

હજુ સુધી રાષ્ટ્રીય કેળવણીએ આ દિશામાં કેટલું કામ કર્યું છે, તે માપી શકાય તેમ નથી. મહાન્ હીલચાલોનાં કામ બે ત્રણ વરસમાં માપી શકાતાં નથી, અને હજુ સુધી જે થોડાં ઘણાં પરિણામો આવ્યાં છે, તે આશાજનક છે. કેળવણીની સંસ્થાઓ લઇને તેમની ટીકા કરવી બહુ સહેલીછે, અને મિત્રભાવથી મૂળ સિદ્ધાન્તોની ચર્ચા અને ઉહાપોહ થાય તો તે અસહકારને ઉપયોગી પણ થાય. કોઈ પણ ટીકા કરવા પહેલાં હાલની વસ્તુસ્થિતિમાં રહેલું સત્ય, અસહકાર અને કેળવણીનો યોગ, અને તેમનો પરસ્પરનો સંબંધ એ બરાબર સ્પષ્ટ સમજવાની જરૂર છે. સરકારી કેળવણીની સ્થિતિ લઇ અસહકારે પોતાની રચના શરૂ કરી હોવાથી તેમાં અનેક અપૂર્ણતાઓ છે, પણ જ્યાં સુધી કેળવણીના ક્ષેત્રમાં કામ કરનારાઓ એક જ ધ્યેયથી પ્રેરાયેલા છે અને એ ધ્યેયને પોતાના જીવનનું ધ્યેય કરવા શુદ્ધ ઇચ્છા રાખે છે, પોતાનું કામ સમજે છે, અને તેમાં અભિમાન ધરાવે છે, પરસ્પર એક બીજાને સમજે છે, અને એક બીજા તરફ શ્રદ્ધા અને આદર રાખે છે, ત્યાં સુધી એવી એક પણ અપૂર્ણતા નથી જે પૂરી નહિ શકાય, એક પણ પ્રગતિ નથી જે સાધી નહિ શકાય.

રામનારાયણ વિશ્વનાથ પાઠક.

एमनी स्व. वनिथीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# અમેરિકાના સીદીઓની પ્રગતિ.

## પ્રસ્તાવના

યુરોપની લડાઇ પછી આખી દુનિયાના બધા પ્રદેશોમાં યોગ્યતા અને પરસ્પર સંબંધની પુનર્વ્યવસ્થાની અનિવાર્ય જરૂરીઆત ઉપસ્થિત થઇ છે. અને તેને પરિણામે, જો ધંધોરોજગાર, વેપારઉદ્યોગ, રાજ્યવ્યવસ્થા અને સાધારણ રીતે એકંદર જનસમૂહને લગતી બધી જ પ્રવૃત્તિઓમાં પુનર્વ્યવસ્થાની જરૂર છે તો પછી અમેરિકામાં સીદીઓની હાલની સ્થિતિ વિષે પણ નવી કળકળ ઉભી થાય એમાં કંઇ આશ્ચર્ય નથી. લડાઇના વખત દરમ્યાન સીદીઓએ જે આશય અને સિદ્ધાન્તથી પરદેશમાં નોકરી બજાવી અને દેશમાં ભોગો આપ્યા તે આશય અને સિદ્ધાન્તની દૃષ્ટિએ જોતાં એ લોકોને પોતાની સામાજિક સ્થિતિનું ભાન થાય, તો તે પણ કંઇ નવાઇની વાત નથી.

ત્યાંના સીદીઓમાં આજકાલ દરેક ઠેકાણે જે ખળભળાટ દેખાય છે તે જોઇને, તેમના જીવનની ફક્ત ઉપરચોટીઆ માહિતી ધરાવનારા ઘણા અમેરિકનોમાં ગભરાટ ફેલાયો છે, અને એ ગભરાટને લીધે તેઓ, લડાઇમાંથી પાછા ફરેલા સીદી ભાઇઓ વિષે ઘણી ખરાબ આગાહી કરે છે, એટલું જ નહિ પણ ખાસ કરીને દક્ષિણમાં બળવો ઉઠવાની અથવા કાળાગોરા વચ્ચે ચકમક ઝરવાની ધાસ્તી ફેલાઇ છે.

સીદીઓમાં અસ્વસ્થતા છે એ વાતની ના પડાય તેમ નથી, અને કેટલાક ભાગમાં જાતિવિરોધે હઠક રૂપ પકડયું છે. પરન્તુ તેની સાથે એ પણ ખરૂં છે કે, દક્ષિણ ભાગમાંથી નીકળીને ઉત્તર અને પશ્ચિમ દિશામાં વસવાટ માટે જનારા સીદીઓના મોટા પ્રવાહને લઇને જ વસ્તુસ્થિતિ અસહ્ય થતી અટકી છે. કારણ બીજા ભાગોમાં બંને જાતો વચ્ચે સંપ અને મિત્રાચારીની લાગણી વધતી જાય છે.

## નિષ્કારણ ધાસ્તિ

હાલના સીદી લોકોના વિચાર તથા તેમનાં જીવન અને પ્રગતિનું સારી રીતે અવલોકન કરવાથી માલમ પડશે, કે એમના તરફથી કોઈ પણ જાતની ધાસ્તિ રાખવાનું કારણ નથી. કેમકે ખરી વાત તો એ છે કે આજે એ જાતિમાં જે ખળભળાટ અને અસંતોષની લાગણી જોવામાં આવે છે, તે બીજું કંઈ જ નહિ પણ તેમની લાંબા વખતની દઢ પ્રગતિ અને વિકાસનું પરિણામ છે. માત્ર લડાઇ જેવી તક મળવાથી તે ખુલ્લી રીતે બહાર દેખાઇ આવવા પામ્યું છે. એમની પ્રગતિનો હેવાલ ટુંકમાં આ લેખમાં આપીએ છીએ.

સીદી લોકોએ છેલ્લાં પચાસ વર્ષમાં ઘણી જ વખાણવા લાયક પ્રગતિ કરી છે. એટલા જ વખતમાં એવી સારી પ્રગતિ કોઇ પ્રજાએ કરી હોય એવા દાખલા ઇતિહાસમાં ભાગ્યે જ મળશે. આ કહેવાનો ભાવાર્થ એવો નથી કે એ લોકોમાં, ગોરાઓની સંસ્કૃતિ ગ્રહણ કરવાની કંઈ ખાસ વધારે શક્તિ છે. વળી એ વાત પણ ભૂલી જવાની ન જોઇએ, કે જગતમાં સૌથી આગળ વધતી સંસ્કૃતિના નિકટ

વધીને દોઢ કરોડ ડૉલર જેટલો થયો છે. સીદીઓએ કેળવણી માટેનો શરૂઆતનો ઉત્સાહ જીવન્ત રાખ્યો છે, તેની સાબિતિ એ છે કે સને ૧૮૬૬ માં એ કોમની કેળવણી પાછળ ખર્ચાયેલા સાત લાખ ડૉલર માં એંશી હજાર ડૉલર એ કોમે જ આપ્યા હતા; અને આજે એ કોમની કેળવણી પાછળ ખર્ચાતા વાર્ષિક દોઢ કરોડ ડૉલરમાં પંદર લાખ ડૉલર એઓ આપે છે. પણ યાદ રાખવું જોઇએ કે એ જે પંદર લાખ ડૉલરનો ફાળો ક્હ્યો તે તો માત્ર સાધારણ માણસોએ રાજીખુશીથી આપેલી મદદ છે. અને પોતાની કોમની કેળવણી માટે કર તરીકે તેમને જે ભરવું પડે છે તે તો જૂદું જ! શિક્ષણની બીજી એટલીજ વખાણવા લાયક બાબત "રોઝનવૉલ્ડ ગ્રામ-શાળા ગૃહ મોહિમ (Rosenwald Rural House Building Campaign)" નામની સંસ્થા છે. આ ચળવળ ડૉ. બુકર ટી. વૉશિંગ્ટનની મદદથી ઉભી કરનાર જુલિયન રોઝનવૉલ્ડ નામે શીકાગો શહેરનો એક પ્રખ્યાત શ્રીમંત યાહુદી ગૃહસ્થ છે. આ યોજનાથી કાળા અને ગોરા શહેરીઓ સાથે મળીને સ્થાનિક વસ્તીમાંના કાળા છોકરાઓ માટે આધુનિક પદ્ધતિસર મકાન બાંધે છે, અને તેમાં તેમને રાજ્ય તરફથી અને રોઝનવૉલ્ડ તરફથી મદદ મળે છે. અને આજે દક્ષિણ અમેરિકાના કાળા અને ગોરા બેઉને એ ચળવળથી ઘણો જ ફાયદો મળે છે. રાજ્ય, મી. રોઝનવૉલ્ડ, અને કાળા અને ગોરા લોકો—એ ચારેના સહકારથી તે શુભ પરિણામ સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે તે નીચે આપેલા આંકડા ઉપરથી જણાશે. એમાં સને ૧૯૧૯ ના નવેંબર સુધીમાં સીદી બાળકો માટે શાળાનાં સારાં મકાનો બાંધવાના કામમાં દરેક તરફથી કેટલો ફાળો આપવામાં આવ્યો તે બતાવ્યું છે.

| | | | |
|---|---|---|---|
| રાજ્ય | તરફથી | ડૉલર | ૪૯૧૪૨૬ |
| ગોરાલોકો | ,, | ,, | ૯૧૧૦૭ |
| સીદીઓ | ,, | ,, | ૫૮૪૫૬૦ |
| રોઝનવૉલ્ડ | ,, | ,, | ૩૨૪૧૮૦ |
| | | કુલ ડૉલર | ૧૪૫૧૨૮૩ |

## સગવડની અપૂર્ણતા

ઉપર લખેલી હકીકત પરથી એમ સમજવાનું નથી કે હાલની સ્થિતિને પહોંચી વળવાને પુરેપુરી સગવડ અને સાધનો આ ચળવળને મળે છે.

કોઇપણ સીદીશાળાની મુલાકાત લઇએ તો એમ જણાશે કે સાધનો ઘણાં અપૂર્ણ છે. ખરી વાત એ છે, કે હાલમાં આપવામાં આવતી સગવડો ઓછી છે એનું કારણ એ છે કે સીદીઓ તરફથી કેળવણીના સાર્વજનિક ફંડમાં જે ફાળો આપવામાં આવે છે, તે શાળાઓના પ્રમાણમાં ઓછો છે.

અમેરિકામાં એકંદર વસ્તીનો સેંકડે ૧૧ ટકા જેટલો ભાગ સીદીઓનો છે, તોપણ ત્યાં દર વર્ષે કેળવણી પાછળ ખર્ચાતા પૈસામાંથી સેંકડે ૨ ટકા જેટલુંજ તેમને મળે છે. સાર્વજનિક શાળાઓ પાછળ દરવર્ષે ૮૭૫૦૦૦૦૦૦ ડૉલર ખર્ચાય છે પણ તેમાંથી સીદીઓની કેળવણી માટે તો લગભગ સેંકડે ૧ ટકા જેટલું જ આપવામાં આવે છે. દક્ષિણમાં ૨૬ ટકા જેટલી એમની વસ્તી છે અને ત્યાં તેમના સ્કૂલ ફંડ માટે ૧૦ ટકા અપાય છે. આનો અર્થ એ થાય છે કે નિશાળે જવા જેવી ઉમ્મરનાં ઘણાં છોકરાંઓને રહેવાને જ પુરતી જગા મળતી નથી. એટલું જ નહિ પણ ખરેખર નિશાળે ભણતાં છોકરાંઓને માટે પણ જગાનો ઘણો સંકોચ છે. ઘણે ખરે ઠેકાણે શાળાનું સત્ર હજી પણ વરસમાં ૭ મહિના કરતાં કમી છે. અને જ્યારે એકંદર શાળાના શિક્ષકોનો પગાર ઘણો ટુંકો છે ત્યારે સીદી શિક્ષકોનો પગાર ઘણેખરે ઠેકાણે તે કરતાં પણ ઘણો ટુંકો હોય છે. તેમજ વળી એ પણ ખરું છે કે, જો કે અમેરિકામાં ઇન્ડિયન લોકોની સંખ્યા કરતાં એમની સંખ્યા ૩૦ ગણી વધારે છે તો પણ, ડૉ. વૉશિંગ્ટને બતાવી આપ્યું છે તેમ જ્યારે ઇન્ડિયન લોકો માટેની ખાસ શાળાઓ પાછળ પચાસ લાખ ડૉલર ખર્ચાય છે ત્યારે સીદી માટેની ઉદ્યોગશાળાઓ અને ઉચ્ચ જ્ઞાન માટેની શાળા પાછળ ૪૫૦૦૦૦૦ ડૉલર આપવામાં આવે છે.

તથા હૈટિ સહિત પાંચ દેશોમાં સીદી બેપ્ટિસ્ટો કામ કરી રહ્યા છે. અમેરિકન મેથોડિસ્ટ એપિસ્કોપલ ચર્ચ બ્રિટિશ વેસ્ટ ઈન્ડીઝ અને આફ્રિકામાં કામ કરે છે. આ પંથ આફ્રિકામાં બે ધર્માધ્યક્ષો નિભાવે છે. હાલ થોડો સમય થયાં દક્ષિણ અમેરિકા માટે એક ધર્માધ્યક્ષ નીમ્યો છે. બીજી એક તેવી જ સંસ્થા જે આફ્રિકન મેથોડિસ્ટ એપિસ્કોપલ ઝિઓન ચર્ચ કહેવાય છે, તેનો એક ધર્માધ્યક્ષ આફ્રિકામાં છે અને એજ સંસ્થાએ પોતાનું કામ દક્ષિણ અમેરિકા અને ખાસ કરીને બ્રાઝિલમાં શરૂ કર્યું છે. વળી એવું પણ જાહેર થયું છે કે પરદેશ ખાતે સને ૧૯૧૮ માં મિશનરી કામમાં માથા દીઠ મોટામાં મોટો ફાળો આપનાર અમેરિકા ખંડની ૧૦૦ ધર્મસંસ્થાઓની યાદીમાં મિસિસિપિ પ્રદેશના એડવર્ડઝ નામના વિભાગનું સીદીઓનું દેવળ ત્રીજે નંબર ધરાવે છે. અને સરાસરી માથા દીઠ ૧૧.૩૨ ડૉલર એટલે ૨ પા. ૫ શિ. ૩½ પે. અપાયા છે.

## કેળવણીમાં પ્રગતિ

સીદી જાત કેળવણીમાં જેટલી આગળ વધી છે તેટલી બીજી કોઇ બાબતમાં વધી નહિ હશે. એનું કારણ કદાચ એ હોય કે એ જાતિને કેળવણી આપવા માટે વર્ષો થયાં ચોકસ અને સંગીન પ્રયત્ન ચાલ્યો આવે છે, અને તેમાં દેશના બધા ભાગોમાંના કાળા અને ગોરા લોકો સાથે મળીને કામ કરે છે. આને પરિણામે એમ બન્યું છે, કે જ્યારે સને ૧૮૬૩ માં સીદીઓમાં સેંકડે ૯૦ ટકા માણસો અભણ હતા ત્યારે સને ૧૯૨૦ માં તે સંખ્યા ઘટીને સેંકડે ૨૦ ટકા પર આવી છે.

હાલ વીસ લાખ કરતાં વધારે બાળકો સાર્વજનિક શાળાઓમાં ભણે છે. અને એક લાખ ઉપરાન્ત સંખ્યા હાઇસ્કૂલો અને કૉલેજોમાં શિક્ષણ લે છે. સને ૧૮૬૭ માં સીદી શિક્ષકોની સંખ્યા ૬૯૯ હતી તે વધતી વધતી ૪૦૦૦૦ સુધી પહોંચી છે, જે પૈકી ૫૦૦૦ શિક્ષકો ધંધો-ઉદ્યોગ ભણાવનારી શાળાઓમાં, હાઇસ્કૂલોમાં અને કૉલેજોમાં શિક્ષણ આપવાનું કામ કરે છે. આ રીતે પોતાની સ્વતંત્ર શાળાઓ સ્થાપવામાં જે મોટા પ્રમાણમાં સાહસિકપણું વાપર્યું છે, તેપણ એ આંકડાઓ ઉપરથી દેખાઇ આવે છે. એ શાળાઓ આખા દેશના ગોરા લોકોના ઉદાર આશ્રયને લીધે ચાલે છે; પરન્તુ ખાસ તો એ જોવાનું છે કે ગમે એટલી મુશ્કેલી, નિરાશા અને વિરોધ છતાં પણ કેળવણીના લાભો લેવાના કામમાં એ કોમ કેવી દૃઢ નિશ્ચયવાળી છે.

એ લોકોમાં ઉંચી જાતના શિક્ષણના આંકડા પણ જાણવા લાયક છે. સને ૧૮૬૬ માં આખા દેશમાં માત્ર ૧૫ કૉલેજો જ એવી હતી કે જેમાં સીદીઓ દાખલ થઇ શકતા હતા. આજે એમને માટે ૫૦૦ હાઇસ્કૂલો અને કૉલેજો છે, અને તેમાં એક લાખ કરતાં વધુ વિદ્યાર્થીઓ છે. આ પૈકી ૧૭ શાળાઓ માત્ર સીદી કન્યાઓ અને સ્ત્રીઓ માટે જ છે. એ કોમની શાળાઓ પૈકી ઘણી ખરી શાળાઓમાં છોકરાઓ કરતાં છોકરીઓની સંખ્યા વધી જાય છે, અને ઉપલાં ધોરણોમાં ખાસ કરીને એવું જોવામાં આવે છે. એક અનુભવી શિક્ષણશાસ્ત્રીએ કહ્યું છે કે પુરૂષશિક્ષણ કરતાં સ્ત્રીશિક્ષણ તરફ આજ વિશેષ પ્રયાસ કરનાર કોઇ પણ કોમ હોય તો તે સીદીઓની છે.

## કેળવણીમાં સ્વાશ્રય

સીદી જાતિ કેળવણીમાં કેટલી આગળ વધી છે તે તેમની શાળાની મિલ્કત ઉપરથી પણ જણાઈ આવેછે. શરૂઆતમાં લગભગ બધી શાળાઓ ખાસ મકાનને અભાવે દેવળોમાં અને બીજા કામ માટે બાંધેલાં મકાનોમાં બેસાડવામાં આવતી હતી. મકાન જેવી કંઇ મિલ્કત જ ન હતી. આજે માધ્યમિક શાળાઓ અને બીજી ઉંચા અભ્યાસની સંસ્થાઓ મળીને ૨૫,૦૦૦,૦૦૦ (અઢી કરોડ) ડૉલર જેટલી મિલ્કત છે. આટલાજ ઉપરથી એમનો શિક્ષણ માટેનો મહાન પ્રયાસ સાબિત થાય છે. એજ પ્રમાણે એ શાળાઓને ચાલુ રાખવાના વાર્ષિક ખર્ચનો આંકડો

વધીને દોઢ કરોડ ડૉલર જેટલો થયો છે. સીદીઓએ કેળવણી માટેનો શરૂઆતનો ઉત્સાહ જીવન્ત રાખ્યો છે, તેની સાબિતિ એ છે કે સને ૧૮૬૬ માં એ કોમની કેળવણી પાછળ ખર્ચાયેલા સાત લાખ ડૉલર માં એંશી હજાર ડૉલર એ કોમે જ આપ્યા હતા; અને આજે એ કોમની કેળવણી પાછળ ખર્ચાતા વાર્ષિક દોઢ કરોડ ડૉલરમાં પંદર લાખ ડૉલર એઓ આપે છે. પણ યાદ રાખવું જોઇએ કે એ જે પંદર લાખ ડૉલરનો ફાળો કર્યો તે તો માત્ર સાધારણ માણસોએ રાજીખુશીથી આપેલી મદદ છે. અને પોતાની કોમની કેળવણી માટે કર તરીકે તેમને જે ભરવું પડે છે તે તો જૂદું જ! શિક્ષણની બીજી એટલીજ વખાણવા લાયક બાબત "રોઝનવૉલ્ડ ગ્રામ-શાળા ગૃહ મોહિમ (Rosenwald Rural House Building Campaign)" નામની સંસ્થા છે. આ ચળવળ ડૉ. બુકર ટી. વૉશિંગ્ટનની મદદથી ઉભી કરનાર જુલિયન રોઝનવૉલ્ડ નામે ચીકાગો શહેરનો એક પ્રખ્યાત શ્રીમંત યાહુદી ગૃહસ્થ છે. આ યોજનાથી કાળા અને ગોરા શહેરીઓ સાથે મળીને સ્થાનિક વસ્તીમાંના કાળા છોકરાઓ માટે આધુનિક પદ્ધતિસર મકાન બાંધે છે, અને તેમાં તેમને રાજ્ય તરફથી અને રોઝનવૉલ્ડ તરફથી મદદ મળે છે. અને આજે દક્ષિણ અમેરિકાના કાળા અને ગોરા બેઉને એ ચળવળથી ઘણો જ ફાયદો મળે છે. રાજ્ય, મી. રોઝનવૉલ્ડ, અને કાળા અને ગોરા લોકો–એ ચારેના સહકારથી તે શુભ પરિણામ સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે તે નીચે આપેલા આંકડા ઉપરથી જણાશે. એમાં સને ૧૯૧૯ ના નવેંબર સુધીમાં સીદી બાળકો માટે શાળાનાં સારાં મકાનો બાંધવાના કામમાં દરેક તરફથી કેટલો ફાળો આપવામાં આવ્યો તે બતાવ્યું છે.

| | | | |
|---|---|---|---|
| રાજ્ય | તરફથી | ડૉલર | ૪૯૬૪૩૬ |
| ગોરાલોકો | ,, | ,, | ૯૧૧૦૭ |
| સીદીઓ | ,, | ,, | ૫૪૪૫૬૦ |
| રોઝનવૉલ્ડ | ,, | ,, | ૩૨૪૧૮૦ |
| | કુલ ડૉલર | | ૧૪૫૧૨૮૩ |

## સગવડની અપૂર્ણતા

ઉપર લખેલી હકીકત પરથી એમ સમજવાનું નથી કે હાલની સ્થિતિને પહોંચી વળવાને પુરેપુરી સગવડ અને સાધનો આ ચળવળને મળે છે.

કોઇપણ સીદીશાળાની મુલાકાત લઇએ તો એમ જણાશે કે સાધનો ઘણાં અપૂર્ણ છે. ખરી વાત એ છે, કે હાલમાં આપવામાં આવતી સગવડો ઓછી છે એનું કારણ એ છે કે સીદીઓ તરફથી કેળવણીના સાર્વજનિક ફંડમાં જે ફાળો આપવામાં આવે છે, તે શાળાઓના પ્રમાણમાં ઓછો છે.

અમેરિકામાં એકંદર વસ્તીનો સેંકડે ૧૧ ટકા જેટલો ભાગ સીદીઓનો છે, તોપણ ત્યાં દર વર્ષે કેળવણી પાછળ ખર્ચાતા પૈસામાંથી સેંકડે ૨ ટકા જેટલુંજ તેમને મળે છે. સાર્વજનિક શાળાઓ પાછળ દરવર્ષે ૮૭૫૦૦૦૦૦૦ ડૉલર ખર્ચાય છે પણ તેમાંથી સીદીઓની કેળવણી માટે તો લગભગ સેંકડે ૧ ટકા જેટલું જ આપવામાં આવે છે. દક્ષિણમાં ૨૬ ટકા જેટલી એમની વસ્તી છે અને ત્યાં તેમના સ્કૂલ ફંડ માટે ૧૦ ટકા અપાય છે. આનો અર્થ એ થાય છે કે નિશાળે જવા જેવી ઉમ્મરનાં થયેલાં છોકરાંઓને રહેવાને જ પુરતી જગા મળતી નથી. એટલું જ નહિ પણ ખરેખર નિશાળે ભણતાં છોકરાંઓને માટે પણ જગાનો ઘણો સંકોચ છે. ઘણે ખરે ઠેકાણે શાળાનું સત્ર હજી પણ વરસમાં છ મહિના કરતાં કમી છે. અને જ્યારે એકંદર શાળાના શિક્ષકોનો પગાર ઘણો ટુંકો છે ત્યારે સીદી શિક્ષકોનો પગાર ઘણેખરે ઠેકાણે તે કરતાં પણ ઘણો ટુંકો હોય છે. તેમજ વળી એ પણ ખરૂં છે કે, જો કે અમેરિકામાં ઇન્ડિયન લોકોની સંખ્યા કરતાં એમની સંખ્યા ૩૦ ગણી વધારે છે તો પણ, ડૉ. વૉશિંગ્ટને બતાવી આપ્યું છે તેમ જ્યારે ઇન્ડિયન લોકો માટેની ખાસ શાળાઓ પાછળ પચાસ લાખ ડૉલર ખર્ચાય છે ત્યારે સીદી માટેની ઉદ્યોગશાળાઓ અને ઉંચા જ્ઞાન માટેની શાળા પાછળ ૪૫૦૦૦૦ ડૉલર આપવામાં આવે છે.

ઇન્સાફની નજરે જોતાં તો સીદીઓની કેળવણી પાછળ વધારે પ્રમાણમાં ખર્ચ મળવો જોઇએ, અને તે પણ બીજાઓની રકમ ઓછી કર્યા સિવાય થવું જોઇએ. વળી કાળા તેમજ ગોરા લોકોની કેળવણીની સગવડોમાં સુધારો કરવાને માટે અવકાશ છે, અને હાલ આખા દક્ષિણમાં બંને કોમો માટે શાળાનાં મકાનોની સ્થિતિમાં સુધારો કરવાને એક સારી, આગળ વધેલી ચળવળ પણ ચાલુ છે. દક્ષિણનાં સઘળાં રાજ્યોએ કાળાગોરા બેઉ માટે પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાના કાયદા પસાર કર્યા છે અને દર વર્ષે સાર્વજનિક કેળવણી માટે મોટી રકમનો વધારો કરવાના ધારા રાજ્ય તરફથી ઘડાય છે.

આ બધું જોતાં બે બાબતો સ્પષ્ટ થઇ આવે છે.

૧. પોતાને માટે અને પોતાની સંતતિ માટે સર્વદેશીય કેળવણી પ્રાપ્ત કરવા સારૂ અમેરિકાના સીદી લોકો ઘણા આતુર છે.

૨. સીદી લોકોની મોટી જરૂરીઆતો બાજુએ મૂકીએ, તોપણ કેળવણીના એકંદર સાર્વજનિક ફંડના પૈસાની વસ્તીના પ્રમાણમાં વહેંચણી કરવામાં આવે, તો તેમને મળેના ફાળામાં હાલના કરતાં ઓછામાં ઓછો પાંચ ઘણો વધારો થઇ શકે એમ છે.

## આર્થિક પ્રગતિ

આર્થિક સંપત્તિની બાબતમાં સીદીઓએ જે પ્રગતિ કરી છે તે પણ બહુ જાણવા લાયક છે, કેમકે જીવનની બીજી બાબતો કરતાં આર્થિક બાબતમાં વધારે ચોકસ રીતે સીદીઓની સરખામણી બીજી જાતો સાથે કરવાનું વધારે સહેલું પડે એમ છે. આર્થિક પ્રગતિનું માપ કાઢવામાં ખાસ લક્ષમાં રાખવાજેવી વાત એ છે, કે બીજી કોમો કરતાં સીદીઓની સ્થિતિ જુદા પ્રકારની હતી, અને તેમનાં સાધનો પણ ઘણાં કમી હતાં. ફ્રેડરિક ડગલાસે કહ્યું છે કે "સીદીની પ્રગતિનું માપ, એ કોમ કેટલી ઉંચાઇએ પહોંચી છે તે ઉપરથી કાઢવાનું નથી, પણ કેટલા નીચાણમાંથી ઉપર આવી છે તે ઉપરથી કાઢવાનું છે." જ્યારે ગુલામીમાંથી એમનો છુટકારો થયો, ત્યારે એમની પાસે ભંડોળ, જમીન કે નાણાં બિલકુલ ન હતાં. ગુલામીમાં સખત મજુરી કરવાથી શારીરિક બળ પ્રાપ્ત થયું હતું, તેમ ગુલામી અવસ્થાની જરૂરીઆતોને લીધે મળેલું સાધારણ બુદ્ધિચાતુર્ય હતું. મજુરી ઘણીખરી ખેતી સિવાય બીજી જાતની ન હતી, અને કામ કરવાની પદ્ધતિ તથા જ્ઞાન એવાં હલકા પ્રકારનાં હતાં કે, જ્યારે સને ૧૮૬૦ના દસકામાં લડાઈ જાગી, ત્યારે દક્ષિણ વિભાગના સીદીઓને લગભગ નાદારીનો વખત આવ્યો હતો, પરન્તુ પાછળથી સ્વ. ડૉ. સીમેન એ. નેપ નામના ગૃહસ્થે ખેતીની સુધરેલી પદ્ધતિ દાખલ કરી એટલે મામલો ફરી ગયો. આ વાતનો વિચાર કરીએ તો એ કોમે કરેલી આર્થિક પ્રગતિ ઘણી વખાણવા લાયક કહેવાય.

## ખેડુતો તરીકે સીદી

જ્યારે એ જાતિ ગુલામીમાંથી મુક્ત થઈ ત્યારે આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં તેમની પહેલાં સ્વતંત્ર થયેલા ઘણા જ થોડા સીદીના કબજામાં ફક્ત જુજ ખેતરો હતાં. આજે દક્ષિણ વિભાગમાં તે લોકો નવ લાખ ખેતરોનો વહીવટ કરે છે. દક્ષિણમાં સીદીમજુરો લગભગ દસ કરોડ એકર જમીન ખેડે છે, જેમાંથી આશરે સવાચાર કરોડ એકર જમીન સીદીખેડુતોના કબજામાં છે. દક્ષિણમાં જમીનના માલિક તરીકે તેમની સંખ્યામાં છેલ્લાં પચાસ વર્ષમાં જે વધારો થયો છે તે, એ જ પ્રકારના ગોરાઓની સાથે સરખામણીમાં બહુ સંતોષકારક છે. સને ૧૮૬૦ માં ગોરા ખેડુતોના મોટા ભાગ પાસે માલકીની જમીન હતી. વસ્તીપત્રકના હેવાલ પરથી જણાય છે કે પચાસ વરસમાં ગોરા ખેડુતોના વહીવટવાળાં ખેતરોની સંખ્યામાં ૧૫૨૯૦૦૦ નો વધારો થયો છે. આ સંખ્યા પૈકી ૬૬૩૩૦૦ અથવા સેંકડે ૪૩.૪ ટકા માલકી ધરાવનાર, અને ૮૬૬૨૭૮ અથવા સેંકડે ૫૬.૬ ખેડવાયા હતા. હવે એ જ વખતમાં ૮૯૦૧૪૧

વધીને દોઢ કરોડ ડૉલર જેટલો થયો છે. સીદીઓએ કેળવણી માટેનો શરૂઆતનો ઉત્સાહ જીવંત રાખ્યો છે, તેની સાબિતિ એ છે કે સને ૧૮૬૬ માં એ કોમની કેળવણી પાછળ ખર્ચાયેલા સાત લાખ ડૉલર માં એંશી હજાર ડૉલર એ કોમે જ આપ્યા હતા; અને આજે એ કોમની કેળવણી પાછળ ખર્ચાતા વાર્ષિક દોઢ કરોડ ડોલરમાં પંદર લાખ ડોલર. એઓ આપે છે. પણ યાદ રાખવું જોઇએ કે એ જે પંદર લાખ ડૉલરનો ફાળો કર્યો તે તો માત્ર સાધારણ માણસોએ રાજીખુશીથી આપેલી મદદ છે. અને પોતાની કોમની કેળવણી માટે કર તરીકે તેમને જે ભરવું પડે છે તે તો જુદું જ! શિક્ષણની બીજી એટલીજ વખાણવા લાયક બાબત "રોઝનવૉલ્ડ ગ્રામ-શાળા ગૃહ મોહિમ (Rosenwald Rural House Building Campaign)" નામની સંસ્થા છે. આ ચળવળ ડૉ. બુકર ટી. વૉશિંગ્ટનની મદદથી ઉભી કરનાર જુલિયન રોઝનવૉલ્ડ નામે ચીકાગો શહેરનો એક પ્રખ્યાત શ્રીમંત યાહુદી ગૃહસ્થ છે. આ યોજનાથી કાળા અને ગોરા શહેરીઓ સાથે મળીને સ્થાનિક વસ્તીમાંના કાળા છોકરાઓ માટે આધુનિક પદ્ધતિસર મકાન બાંધે છે, અને તેમાં તેમને રાજ્ય તરફથી અને રોઝનવૉલ્ડ તરફથી મદદ મળે છે. અને આજે દક્ષિણ અમેરિકાના કાળા અને ગોરા બેઉને એ ચળવળથી ઘણો જ ફાયદો મળે છે. રાજ્ય, મી. રોઝનવૉલ્ડ, અને કાળા અને ગોરા લોકો—એ ચારેના સહકારથી તે શુભ પરિણામ સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે તે નીચે આપેલા આંકડા ઉપરથી જણાશે. એમાં સને ૧૯૧૯ ના નવેંબર સુધીમાં સીદી બાળકો માટે શાળાનાં સારાં મકાનો બાંધવાના કામમાં દરેક તરફથી કેટલો ફાળો આપવામાં આવ્યો તે બતાવ્યું છે.

| | | | |
|---|---|---|---|
| રાજ્ય | તરફથી | ડૉલર | ૪૯૧૪૩૬ |
| ગોરાલોકો | ,, | ,, | ૯૬૧૦૭ |
| સીદીઓ | ,, | ,, | ૫૪૪૫૬૦ |
| રોઝનવૉલ્ડ | ,, | ,, | ૩૨૪૧૮૦ |
| | કુલ ડૉલર | | ૧૪૫૧૨૮૩ |

## સગવડની અપૂર્ણતા

ઉપર લખેલી હકીકત પરથી એમ સમજવાનું નથ[illegible] કે હાલની સ્થિતિને પહોંચી વળવાને પુરેપુર[illegible] સગવડ અને સાધનો આ ચળવળને મળે છે.

કોઇપણ સીદીશાળાની મુલાકાત લઇએ ત[illegible] એમ જણાશે કે સાધનો ઘણાં અપૂર્ણ છે. ખર[illegible] વાત એ છે, કે હાલમાં આપવામાં આવતી સગવડ[illegible] ઓછી છે એનું કારણ એ છે કે સીદીઓ તરફથ[illegible] કેળવણીના સાર્વજનિક ફંડમાં જે ફાળો આપવામ[illegible] આવે છે, તે શાળાઓના પ્રમાણમાં ઓછો છે.

અમેરિકામાં એકંદર વસ્તીનો સેંકડે ૧૧ ટક[illegible] જેટલો ભાગ સીદીઓનો છે, તોપણ ત્યાં દર[illegible] વર્ષે કેળવણી પાછળ ખર્ચાતા પૈસામાંથી સેંકડે ૨ ટકા જેટલુંજ તેમને મળે છે. સાર્વજનિક શાળાઓ પાછળ દરવર્ષે ૮૭૫૦૦૦૦૦૦ ડૉલર ખર્ચાય છે પણ તેમાંથી સીદીઓની કેળવણી માટે તો લગભગ સેંકડે ૧ ટકા જેટલું જ આપવામાં આવે છે. દક્ષિણમાં ૨૬ ટકા જેટલી એમની વસ્તી છે અને ત્યાં તેમના સ્કૂલ ફંડ માટે ૧૦ ટકા અપાય છે. આનો અર્થ એ થાય છે કે નિશાળે જવા જેવી ઉમ્મરનાં થયેલાં છોકરાંઓને રહેવાને જ પુરતી જગા મળતી નથી. એટલું જ નહિ પણ ખરેખર નિશાળે ભણતાં છોકરાંઓને માટે પણ જગાનો ઘણો સંકોચ છે. ઘણે ખરે ઠેકાણે શાળાનું સત્ર છ૭ પણ વરસમાં છ મહિના કરતાં કમી છે. અને જ્યારે એકંદર શાળાના શિક્ષકોનો પગાર ઘણો ટુંકો છે ત્યારે સીદી શિક્ષકોનો પગાર ઘણેખરે ઠેકાણે તે કરતાં પણ ઘણો ટુંકો હોય છે. તેમજ વળી એ પણ ખરું છે કે, જો કે અમેરિકામાં ઇન્ડિયન લોકોની સંખ્યા કરતાં એમની સંખ્યા ૩૦ ગણી વધારે છે તો પણ, ડૉ. વૉશિંગ્ટને બતાવી આપ્યું છે તેમ જ્યારે ઇન્ડિયન લોકો માટેની ખાસ શાળાઓ પાછળ પચાસ લાખ ડૉલર ખર્ચાય છે ત્યારે સીદી માટેની ઉદ્યોગશાળાઓ અને ઉંચા જ્ઞાન માટેની શાળા પાછળ ૪૫૦૦૦૦૦ ડૉલર આપવામાં આવે છે.

ઇન્સાફની નજરે જોતાં તો સીદીઓની કેળવણી પાછળ વધારે પ્રમાણમાં ખર્ચ મળવો જોઇએ, અને તે પણ બીજાઓની રકમ ઓછી કર્યા સિવાય થવું જોઇએ. વળી કાળા તેમજ ગોરા લોકોની કેળવણીની સગવડોમાં સુધારો કરવાને માટે અવકાશ છે, અને હાલ આખા દક્ષિણમાં બંને કોમો માટે શાળાનાં મકાનોની સ્થિતિમાં સુધારો કરવાને એક સારી, આગળ વધેલી ચળવળ પણ ચાલુ છે. દક્ષિણનાં સઘળાં રાજ્યોએ કાળાગોરા બેઉ માટે પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાના કાયદા પસાર કર્યા છે અને દર વર્ષે સાર્વજનિક કેળવણી માટે મોટી રકમનો વધારો કરવાના ધારા રાજ્ય તરફથી ઘડાય છે.

આ બધું જોતાં બે બાબતો સ્પષ્ટ થઇ આવે છે.

૧. પોતાને માટે અને પોતાની સંતતિ માટે સર્વદેશીય કેળવણી પ્રાપ્ત કરવા સારૂ અમેરિકાના સીદી લોકો ઘણા આતુર છે.

૨. સીદી લોકોની મોટી જરૂરીઆતો બાજુએ મૂકીએ, તોપણ કેળવણીના એકંદર સાર્વજનિક ફંડના પૈસાની વસ્તીના પ્રમાણમાં વહેંચણી કરવામાં આવે, તો તેમને માટેના ફાળામાં હાલના કરતાં ઓછામાં ઓછો પાંચ ઘણો વધારો થઇ શકે એમ છે.

## આર્થિક પ્રગતિ

આર્થિક સંપત્તિની બાબતમાં સીદીઓએ જે પ્રગતિ કરી છે તે પણ બહુ જાણવા લાયક છે, કેમકે જીવનની બીજી બાબતો કરતાં આર્થિક બાબતમાં વધારે ચોકસ રીતે સીદીઓની સરખામણી બીજી જાતો સાથે કરવાનું વધારે સહેલું પડે એમ છે. આર્થિક પ્રગતિનું માપ કાઢવામાં ખાસ લક્ષમાં રાખવાજેવી વાત એ છે, કે બીજી કોમો કરતાં સીદીઓની સ્થિતિ જુદા પ્રકારની હતી, અને તેમનાં સાધનો પણ ઘણાં કમી હતાં. ફ્રેડરિક ડગલાસે કહયું છે કે " સીદીની પ્રગતિનું માપ, એ કોમ કેટલી ઉંચાઇએ પહોંચી છે તે ઉપરથી કાઢવાનું નથી, પણ કેટલા નીચાણમાંથી ઉપર આવી છે તે ઉપરથી કાઢવાનું છે." જ્યારે ગુલામીમાંથી એમનો છુટકારો થયો, ત્યારે એમની પાસે ભંડોળ, જમીન કે નાણું બિલકુલ ન હતાં. ગુલામીમાં સખત મજુરી કરવાથી શારીરિક બળ પ્રાપ્ત થયું હતું, તેમ ગુલામી અવસ્થાની જરૂરીઆતોને લીધે મળેલું સાધારણ બુદ્ધિચાતુર્ય હતું. મજુરી ઘણીખરી ખેતી સિવાય બીજી જાતની ન હતી, અને કામ કરવાની પદ્ધતિ તથા જ્ઞાન એવાં હલકા પ્રકારનાં હતાં કે, જ્યારે સને ૧૮૬૦ના દસકામાં લડાઈ જાગી, ત્યારે દક્ષિણ વિભાગના સીદીઓને લગભગ નાદારીનો વખત આવ્યો હતો, પરન્તુ પાછળથી સ્વ. ડૉ. સીમેન એ. નૅપ નામના ગૃહસ્થે ખેતીની સુધરેલી પદ્ધતિ દાખલ કરી એટલે મામલો ફરી ગયો. આ વાતનો વિચાર કરીએ તો એ કોમે કરેલી આર્થિક પ્રગતિ ઘણી વખાણવા લાયક કહેવાય.

## ખેડુતો તરીકે સીદી

જ્યારે એ જાતિ ગુલામીમાંથી મુક્ત થઈ ત્યારે આખા યુનાઇટેડ સ્ટેટસમાં તેમની પહેલાં સ્વતંત્ર થયેલા ઘણા જ થોડા સીદીના કબજામાં ફક્ત જુજ ખેતરો હતાં. આજે દક્ષિણ વિભાગમાં તે લોકો નવ લાખ ખેતરોનો વહીવટ કરે છે. દક્ષિણમાં સીદીમજુરો લગભગ દસ કરોડ એકર જમીન ખેડે છે, જેમાંથી આશરે સવાચાર કરોડ એકર જમીન સીદીખેડુતોના કબજામાં છે. દક્ષિણમાં જમીનના માલિક તરીકે તેમની સંખ્યામાં છેલ્લાં પચાસ વર્ષમાં જે વધારો થયો છે તે, એ જ પ્રકારના ગોરાઓની સાથે સરખામણીમાં બહુ સંતોષકારક છે. સને ૧૮૬૦ માં એના ખેડુતોનો મોટો ભાગ પાસે માલકીની [illegible] વસ્તીપત્રકના હેવાલ પરથી જણાય છે કે [illegible] વરસમાં ગોરા ખેડુતોના વહીવટના [illegible] પચામાં ૧૫૨૬૦૦૦ નો વધારો થયો છે. [illegible] બ્યા પૈકી ૬૬૩૩૦૦ અથવા [illegible] માલકી ધરાવનાર, અને ૮૬૬૨૫૮ [illegible] ૫૬.૬ ખેડનારા હતા. [illegible]

## સામાજિક પ્રગતિ

અત્યાર સુધીમાં તેમની પ્રગતિની જે જે વાતો કહી તે બધી એવી છે કે જેનું આંકડાથી માપ કાઢી શકાય છે. પરન્તુ તેમના જીવનની બીજી એવી બાબતો છે કે જેનું પ્રત્યક્ષ, સીધું અવલોકન કરવાથી જ સમજી શકાય. એ જાતિના વિકાસના એ ભાગનો ખ્યાલ એ જાતિની બહારના લોકો પૈકી ઘણા થોડાને જ આવી શકે છે. એ ભાગ તે તેમની સામાજિક પ્રગતિ છે. સામાજિક પ્રગતિ, એવું કહેવાનો ભાવાર્થ એ છે કે એ જાતિની અંદર સારી નિયમિત અને ઐક્યતાની ભાવનાવાળી રચના ઉભી થવા પામી છે. આમ થવાથી એ જાતના બધા લોકોની અંતરંગ, અંગત જરૂરીઆતો પુરી પાડવાની ગોઠવણ થાય છે, તેમજ સારી રીતે અને સત્વર વધતી જતી જાતીય ભાવનાનું પોષણ થાય છે.

સીદીઓના વિકાસનું સ્વાભાવિક મૂળ એમનાં ગૃહજીવનમાં છે. ગુલામી અવસ્થામાંથી સ્વતંત્રતા સુધીની પોતાની મુસાફરીમાં એ જાતને ઘરરૂપી સુધારાની પવિત્ર સંસ્થા સુધી પહોંચવાને જેટલું લાંબુ ચાલવું પડ્યું તેટલું જીવનના બીજા કોઇપણ પ્રદેશમાં ચાલવું પડ્યું નહિ હોય. ગુલામીએ ગૃહજીવનના વિષયમાં એ જાતિને જેટલી મુશ્કેલી પાડી તેટલી બીજી કોઇ બાબતમાં પાડી નહિ હોય. ધર્મહીન દશામાં પણ તેમના કૌટુમ્બિક સંબંધો સત્ય અને પવિત્ર હતા એટલું જ નહિ, પણ આધુનિક સુધારામાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે તે કરતાં પણ વિશેષ સાચા અને પવિત્ર હતા. પરન્તુ ગુલામીએ એ બધાનો નાશ કર્યો. સ્વતંત્ર થયા પછી પોતાનું ગૃહજીવન છેક નીચેથી ઉંચે લાવવાનું એને નસીબે આવ્યું. ગુલામી અવસ્થામાંથી વારસામાં ઉતરેલું ઘર એટલે બીજું કંઇ જ નહિ પણ લાકડાના કટકા એક ઉપર એક ગોઠવીને ચોતરફ દિવાલ બનાવેલો, એવો એક જ ઓરડો માત્ર હતો, અને તેમાં કુટુંબનાં નાનાં મોટાં સ્ત્રીપુરૂષને કોઇપણ જાતના આંતરા સિવાય સુવાનું હતું. આવી અવસ્થામાંથી તેઓની આબરૂ સચવાય એવું ખાનગી એકાન્તપણું, શુદ્ધ નીતિ, ઉચ્ચ લક્ષ્યબિંદુ, ઉત્તમ મૈત્રિ અને ઉંચી મહત્વાકાંક્ષા એ સઘળી સવડો અને ગુણોવાળું ગૃહજીવન પ્રાપ્ત કરવા માટે લાંબા કાળ સુધી સખત મથન કરવું પડયું. એમાં એમને કેટલી મહેનત કરવી પડી તે એ જાતિ બહારના બીજા થોડાને જ સમજાયું હશે. પરન્તુ એ કોમના લોકોને જ્યારે એ વાત સાંભરે છે ત્યારે દુઃખ થયા વિના રહેતું નથી. પણ આખરે એમણે પોતાની ધારણા બીજી બાબતની પેઠે એ બાબતમાં પણ પાર પાડી છે. એ બધાનું લખીને વર્ણન આપવું અશક્ય છે પરન્તુ એ કોમના હાલના ગૃહજીવન સાથે તેમના ભેગા રહી નીકટ સંબંધમાં આવી તેના વાતાવરણનો અને જુસ્સાનો જાતિ-અનુભવ લીધા સિવાય કોઇપણ માણસ તેમના જીવનને ખરી રીતે જાણી શકે એમ નથી. આ વિષયમાં જ સીદી પોતાની જાત અને કોમને માટે મગરૂર થતાં શીખ્યો છે. તેને ખરી રીતે સમજવા માટે તો તેના મિત્રોએ એ વિષયમાં જ એને જોવો જોઇએ. મને ઘણીવાર એમ લાગે છે કે જે લોકો એ જાત માટે હલકો વિચાર બાંધે છે તેઓ જો તેમનું આ ચિત્ર જુએ તો તેમની ધારતી, શંકા અને વૈરભાવ તદ્દન જતાં રહે.

## શિક્ષક તરીકે સીદી

તેમના આ ગૃહજીવનના પોષણ માટે ૪૦,૦૦૦ કરતાં વધતી સંખ્યામાં સારા શિક્ષકો નીકળ્યા છે, અને જુજ સાધનોની મદદથી એ શિક્ષકો પોતાના તાબામાં સોંપાયેલાં નાનાં છોકરાં માટે કેટલો શ્રમ ઉઠાવે છે તે જોઇને ઘણી વાર અંતઃકરણ પીગળે છે. પણ જ્યારે આવા શિક્ષકોના એક ટોળાને પોતાના કામ માટે, પોતાની જાતના સુધારા માટે લાયક થવાના હેતુથી ગ્રીષ્મ શાળામાં આતુરતાથી ભેગા થયેલા જોઇએ છીએ, ત્યારે ખરેખર અંતઃકરણને પ્રોત્સાહન મળે છે. પોતાની કોમને માટે મહેનત કરવાનો શો અર્થ છે તેનું તેમને ઉંડું ભાન છે.

દક્ષિણ વિભાગના શાળાખાતાના નિયમ પ્રમાણે દેખીતી રીતે સારી સ્થિતિવાળા પોતાના જ દરજ્જાના ગોરા શિક્ષક ભાઇઓને એ જ કામ માટે જે પગાર મળે છે, તેના કરતાં ઘણો જ ઓછો પગાર મળવા છતાં એ લોકો પોતાના કામ માટે જે ભક્તિભાવ દેખાડે છે, તે તેમનો નાનોસૂનો સદ્‌ગુણ નથી. આવી અસંતોષકારક સ્થિતિ છતાં તેઓ ઉત્સાહી, કાર્યદક્ષ અને સહનશીલ છે. તેઓ પોતાની કોમની એક પૂંજી છે.

## ધંધાઓમાં સીદી

શાળા શિક્ષકોની સાથે સાથે જ, પણ સંખ્યામાં ઓછા દાકતરો, દંતવૈદ્યો, વકીલો, સંગીતશાસ્ત્રીઓ, ગ્રંથકારો, અને વર્તમાનપત્રકારો, તેમજ ખીલતી કોમની વધતી જતી જરૂરીઆતોને પહોંચી વળવાને બીજા ધંધા કરનારાઓ પણ થયા છે. આજ પણ ઘણા ગોરા લોકો એવા છે કે જે "સીદી ડોકટર" એવી કંઇ વસ્તુ છે તે જાણતા પણ નથી. એમ છતાં તેઓ તો પોતાનું કામ કર્યાં જાય છે, અને પોતાની જાતની અમૂલ્ય સેવા બજાવ્યાં જાય છે. જ્યોર્જિયા પ્રાન્તના 'આટલાંટા નેશનલ મેડિકલ એસોસીએશન'ની સભા થોડી મુદતપર મળેલી તેમાં જ દક્ષિણ વિભાગમાંથી મોટે ભાગે સીદી ડાકટરો, દંતવૈદ્યો, અને ઔષધિ બનાવનારા રસાયણશાસ્ત્રીઓ ૫૦૦ કરતાં વધારે સંખ્યામાં ભેગા થયા હતા. આ બધા ધંધાદારીઓ પોતાની કોમની સેવા કુશળતાથી બજાવે છે અને તેમના કામથી કોમમાં પોતાની શક્તિ માટેની શ્રદ્ધા ઘણીજ વધી છે.

ટસ્કેજી ઇન્સ્ટીટ્યૂટમાં ડોકટર જી. કારવર નામે એક કૃષિશાસ્ત્રી છે જે આખા દક્ષિણ વિભાગમાં એ શાસ્ત્રમાં ઘણાજ કુશળ ગણાય છે; ખેતીવાડીની કે કારખાનાં સંબંધી ગુંચવણ ભરેલી બાબતમાં દરરોજ સંખ્યાબંધ કાળા તેમજ ગોરા લોકો પત્રથી અથવા જાત મુલાકાતથી એમની સલાહ લે છે.

## સીદી કોમની સ્ત્રીઓ

સીદીઓની પ્રગતિનો બીજો એક પ્રકાર તેમની સ્ત્રીઓમાં દેખાય છે. સ્ત્રી જાતિની બાબતમાં તે કોમ માટે ઘણી ગેરસમજુત ચાલે છે. તેમના જીવનની એવી કોઇ બાબત ભાગ્યેજ હશે કે જેમાં સ્ત્રી મોટો અને આગળ પડતો ભાગ નહિ લેતી હોય. સને ૧૯૧૦ ના વસ્તીપત્રક ઉપરથી જણાયું છે કે એ કોમમાં લાભકારક ધંધામાં જોડાયેલા ૫૦,૦૦૦,૦૦ માણસોમાં ૨,૦૩૧,૯૮૧ સ્ત્રીઓ હતી. આ સંખ્યા પૈકી મોટો ભાગ ગૃહકાર્યની નોકરીમાં હતી. ઘણી સ્ત્રીઓ પોતાના વખતનો અમુક ભાગજ માત્ર કમાણીના ધંધામાં કામ કરે છે. દક્ષિણમાં વરસના અમુક ભાગમાં તેઓ પોતાના ખેતરોમાં કામ કરતી જોવામાં આવશે. છેલ્લાં થોડાં વરસો દરમ્યાન સ્ત્રીઓ કારખાનામાં અને તેમાં મુખ્યત્વે કરીને તમાકુ અને કપાસના કારખાનામાં વધુ સંખ્યામાં કામ કરતી થઇ છે. ઉત્તર વિભાગમાં પોષાકના અને ધાતુકામના કારખાનાઓમાં પણ તેઓ કામે લાગે છે. કેટલીક સ્ત્રીઓ કારકુની કરે છે. ચિકાગોની એક મોટી પેઢીમાં જ એક હજાર ઉપરાન્ત તે કોમની સ્ત્રીઓ છે અને તેમને જુદી જુદી નાની મોટી જવાબદારીનું કામ સોંપવામાં આવ્યું છે. એ જ શહેરની બીજી એક પેઢીમાં ૫૦૦ સીદી સ્ત્રીઓ છે.

વળી સીદી સ્ત્રીઓ બીજા ધંધાઓમાં પણ જોવામાં આવે છે. બીજી કોમની માફક તે કોમની સ્ત્રીઓની શાળાશિક્ષક તરીકેની સંખ્યા ઘણી મોટી છે. તેઓ ડાકટર પણ થઇ છે. કેટલીક દવા બનાવનારીઓ અને થોડી વકીલો થઇ છે. ઘણી સ્ત્રીઓ પોષાક બનાવનાર, ભોજનગૃહ રાખનાર, વાળકાપનાર, દફનસામગ્રી વેચનાર, વગેરે એવા એવા સ્વતંત્ર ધંધા કરે છે. થોડા વખત ઉપર વર્તમાનપત્રોમાં એક સીદી સ્ત્રીના મૃત્યુનો હેવાલ આવ્યો હતો. એ બાઇનો વેપાર ઘણો બહોળો હતો તેમાં હજારો સીદીને કામ મળતું હતું, અને એ બાઇને પોતાને દરવરસે ૧૦,૦૦૦ પૌંડની આવક થતી હતી. મરણ વખતે એ બાઇની મિલકતની કિંમત ૧,૦૦૦,૦૦૦

ડૉલરની અંકાઈ હતી. આખા અમેરિકામાં એક પ્રેસિડેન્ટ તરીકે પહેલીવાર જ અને તે પણ એક જ સ્ત્રી થઇ છે અને તે એક સીદીસ્ત્રી છે, જેથી એ જાતને ઘણું અભિમાન લેવાનું છે. એ બાઇ વર્જીનીઆ સ્ટેટમાં રીચમંડની રહેવાસી છે, જ્યાં તેના ધંધાની કુનેહ વિષે કાળા તેમજ ગોરા વેપારીઓ બહુ ઉંચા મત ધરાવે છે. જુદી જુદી વ્યક્તિઓ પોતપોતાનો ધંધો તો કરે જ છે, પણ તે ઉપરાન્ત તેઓની સ્ત્રી પોતાની કોમના સામાન્ય હિતને માટે ઘણી સંસ્થાઓ ઉભી કરીને તેનો કારભાર ચલાવે છે, અને તેમાં ઘણુંખરૂં કોઇ પણ જાતના બદલાની આશા રાખ્યા સિવાય પોતાના વખત અને મહેનતનો ભોગ આપે છે. એવી સંસ્થાઓ સ્ત્રીઓ તરફથી મળતા દાન ઉપરજ નભે છે. લગભગ દરેક લોક (Community) ને પોતપોતાનું કોઇ પણ તરેહનું સ્ત્રી મંડળ હોય છે જ.

## સ્ત્રીમંડળો*

થોડા વખત ઉપર સઘળાં સીદી સ્ત્રીમંડળોના રાષ્ટ્રીય સમાજનો એક મેળાવડો ટસ્કેજી ઇન્સ્ટીટ્યુટમાં થયો હતો તેમાં પશ્ચિમમાં ઠેઠ કેલીફોર્નીઆ અને વોશિંગ્ટન, અને પૂર્વમાં ઠેઠ મેસેચ્યસેટ્સ જેટલે દૂરથી એ ઉપયોગી અને સશકત ૮૦૦ સ્ત્રીઓ ભેગી થઇ હતી. એ બાઇઓ, પોતાની જાતિની સ્ત્રીઓ, છોકરીઓ અને છોકરાઓના સંબંધની બધી બાબતોમાં ઘણો રસ લઇને ચાલાકીથી કામ કરનારી છે. આલાબાલા અને વર્જીનીઆમાં તે કોમના છોકરા છોકરીઓના સુધારા માટે સ્ત્રીમંડળો તરફથી શાળાઓ સ્થપાય છે. એ સંસ્થાઓમાં છોકરાઓ અને છોકરીઓને હિતકારક સુધારા માટે બીજે કોઇ ઠેકાણે નહિ મળી હોય એવી સૂચનાઓ મળે છે, 'યંગ વીમેન્સ ક્રીશ્ચીઅન એસોશિએશન' તે કોમની સ્ત્રીઓ અને છોકરીઓમાં પોતાની યોજના ત્વરાથી ધપાવે છે. એ સંસ્થાના પગારદાર સેક્રેટરીઓ તેમની સ્ત્રીજાતિના વિકાસ માટેની અનુકૂળ ઉત્તમ સામાજીક સ્થિતિ ઉભી કરવાને પોતાની જાતની સ્ત્રીઓની મદદ વડે મહેનત કરે છે. અમેરિકામાં ઘણે ઠેકાણે તેમની સ્ત્રીઓ કાયદાના અંદર અને કાયદાની બહાર યોગ્ય સંરક્ષણ વિનાની છે એ ઘણુંજ શોચનીય છે; અને તેથી એવું સંરક્ષણ કોમ તરફથી થવાની જરૂર છે. આ દિશામાં તેમની ખામીનું તેમને પોતાને પુરેપુરૂં ભાન છે. સામાન્ય લોકમતના જોરથી જે કામ હજી થઇ શક્યું નથી, તે કામ પોતાને માટે અને પોતાની જાત માટે કરવામાં તેઓ પ્રયત્નશીલ થયા છે. કાળી અને ગોરી કોમની સ્ત્રીઓ પરસ્પર ઓળખવા લાગી છે અને એક બીજાના સંબંધના પ્રશ્નો સમજવા લાગી છે. તેમજ પોતાની કોમને માટે સીદી સ્ત્રીઓ જે કામ કરે છે તેમાં ગોરી કોમની તેમની બ્હેનો તેમને સહાય અને ઉત્તેજન આપે છે એ પણ એક ચાલૂ જમાનાનું આશાભર્યું ચિન્હ છે.

## શહેરીઓ તરીકે પ્રગતિ

હમણાં હમણાં એ કોમની પ્રગતિની જે સાબિતિ મળી છે તે શહેરી તરીકેની જીંદગીમાં છે અને તે લડાઇ દરમ્યાન બહુ સ્પષ્ટ રીતે દેખાઇ આવી છે. એક લાયક શહેરી તરીકેના સઘળા ગુણો પૂર્ણપણે તે જાતિમાં માલુમ પડયા છે. લશ્કરી ભરતીમાં તેણે પોતાનો સંપૂર્ણ ફાળો આપ્યો છે, એટલુંજ નહિ પણ દક્ષિણ કેરોલિના, જ્યોર્જિઆ, ફ્લોરિડા, મિસિસિપિ અને લ્યુઇસિઆના—એ દક્ષિણ વિભાગના પાંચ પ્રાંતોમાંથી લશ્કરી નોકરીમાં ભરતી થયેલા લોકોમાં ગોરા કરતાં તેમની સંખ્યા વધારે હતી. એનું કારણ છેવટે એમ જણાયું કે લશ્કરી નોકરીની લાયકાત માટે શારીરિક તપાસમાં સીદી ૭૫૬૦ પાસ થયા અને ગોરા ૬૯૭૦ પાસ થયા. આ પ્રમાણે દેશમાં તેમજ પરદેશમાં એમની કોમને વાજબી રીતે મગરૂર થવા જેવી આ બાબતછે. અમેરિકા તરફથી લડાઈમાં મોકલેલા લશ્કરમાંથી બહાદુરીને માટે ચાંદ મેળ-

* Women's Clubs.

વનારાઓમાં સૌથી ઉંચે નંબરે હેન્રી જોન્સન અને નીડહામ રૉબર્ટ્સ નામના બે સીદીઓજ હતા. તદ્દન સીદીઓની જ બનેલી પાંચ પલટણોને લડાઇમાં ખાસ શૂરાતન બજાવવા માટે ફ્રાન્સના લશ્કરી સત્તાવાળાઓએ " ક્રોઇક્સ ડી ગ્વેર " નો ચાંદ આપ્યો હતો, અને પલટણોની બહારના ૪૦૦ સીદી સીપાઇઓને બહાદુરી માટે ચાંદ મળ્યા છે. આવી રાજનિષ્ઠ વર્તણૂંક છતાં પણ હંમેશની વફાદારીથી પ્રાપ્ત થતા અમેરિકન શહેરીના હકો તેમને આપવાથી અમેરિકાની સંસ્થાઓ ભયમાં આવી પડશે એમ જો કહેવામાં આવે, તો તે ખરેખર એ કોમની બદનક્ષી કરવા સિવાય બીજું કંઇજ નથી.

## લડાઇમાં કરેલું કામ.

લડાઇ દરમ્યાન પણ તે કોમે બહુ સેવા બજાવી છે. જાત મહેનતથી અને પૈસાથી સરકારને ઘણો મોટો ટેકો આપ્યો છે. લડાઇની શરૂઆતમાં દેશના કામ કરનાર માણસોને યુરોપ જવાનું થયું ત્યારે સીદીઓએ તેમનું કામ ઉપાડી લઇ બધા ઉદ્યોગો જીવતા રાખ્યા હતા. દક્ષિણમાં ખેતીનું કામ તેમની મજુરીથી ઘણું આગળ વધ્યું હતું અને ત્યાંના અસલ કામ કરનારાઓએ પ્રથમ કદી નહિ ઉત્પન્ન કર્યો હોય એવો મોટો ખોરાકની વસ્તુઓનો જથો તેમણે ઉત્પન્ન કર્યો હતો. કદાચ તેઓ એકંદર ઘણો ખોરાક બચાવી શકયા નહિ હોય; કારણ કે તેમને શેઝીંદું બધુ ઘણું થોડું મળતું હતું. જો કંઇ ખોરાક એકંદર દેશમાં બચ્યો તે કદાચ જમીનદારોની ડહાપણ ભરેલી વ્યવસ્થાને લીધે પણ હશે. પરન્તુ લડાઇની તૈયારીમાં પૈસાની મદદ વડે અને બીજી રીતે સરકારને ટેકો આપી રાજ્યભક્તિ દર્શાવવાની તક બીજા અમેરિકન શહેરીઓની પેઠે એમને નિરંકુશપણે મળી હતી. પોતાનાં ઓછાં સાધનો છતાં પણ લોન, તેમ જ લડાઇની બીજી પ્રવૃત્તિઓમાં તે કોમે ૨૨૫૦૦૦૦૦૦ ડોલર અથવા ૪૫૦૦૦૦૦૦૦ પૌંડ જેટલો ફાળો આપ્યો હશે, અને એ ફાળામાં મજુર, રસોઇઆ, બુટ પોલિશ કરનાર, ધંધાદારી સ્ત્રીઓ અને પુરૂષો તેમ જ તુરંગ અને ખાણોમાંના કેદીઓએ પણ પોતપોતાનો ભાગ આપ્યો હતો. વળી તેમની બેંકો અને તેમની વીમાકંપનીઓ વગેરે સંસ્થાઓએ પણ મોટો ફાળો આપ્યો હતો. તે કોમ તરફના ફાળામાં નાનામાં નાનો ફાળો ૧૫ સેન્ટ એટલે છ પેન્સનો હતો. ગ્રીનવાઇલ ગામના તીમ્બર્ટ ડેન્હામ નામના ૮૭ વરસના વૃદ્ધ સીદીએ પોતાની તમામ દોલત અને માલ–મિલ્કત આપી દીધી હતી. ડેવીડ હેઇન્સ નામના એક ખેડુતે એક લાખ ડોલર એટલે ૨૦૦૦૦ પૌંડની વૉર લોન લીધી હતી; નોર્થ કેરોલિનાના એક કસ્બા ઉપર નાંખેલો આખો ફાળો ફક્ત સીદીઓએ જ ભરી દીધો; તેથી ગોરા લોકોને ફાળો ભરવાની તક આપવા ખાતર ગામ ઉપરના ફાળાની રકમ વધારવાની જરૂર પડી હતી. આ ફાળો તેમણે કોઇ પણ જાતના દબાણ સિવાય રાજભક્તિની લાગણીથી, પોતાની રાજીખુશીથી આપ્યો; તેથી ઘણા અમેરિકન શહેરીઓને નીચું જોવા જેવું થયું. ટુંકામાં, અન્યાયના અને કાળા–ગોરાના ભેદભાવ તળે ચગદાયેલા હોવા છતાં પણ અમેરિકાના સીદીઓ લડાઇ દરમ્યાન સોએ સો ટકા રાજભક્ત રહ્યા. કેટલાક લોકોનું એવું ધારવું હતું કે તે કોમ લડાઇમાં સરકારને મદદ કરવામાં પાછળ પડશે, અથવા આનાકાની કરશે એટલું જ નહિ પણ કદાચ રાજદ્રોહી નીવડશે. આવું માનનારાઓ એ લોકોની વફાદારી અને નાણાંનો તેમ જ જાત મહેનતનો ભોગ જોઇ આશ્ચર્ય પામ્યા હતા.

લડાઇમાં સેવા બજાવવામાં જ એમના કામની સમાપ્તિ થઇ નહિં. લડાઇ પછી એ કોમના જેટલી શાન્ત વર્તણૂક બીજી કોઇ કોમે બજાવી નહિ હોય. સવા કરોડ સીદી અમેરિકાના તમામ પ્રદેશોમાં વિખરાયેલા હોવા છતાં પણ અમેરિકાના જીવનમાં જરા પણ ચકમક ઝરવા પામી નથી. જ્યાં જ્યાં મુશ્કેલીઓ ઉભી થઇ હશે, જ્યાં જ્યાં ઝગડા થયા હશે ત્યાં ત્યાં નિષ્પક્ષપાત તપાસથી જણાઇ આવ્યું છે કે તેમાં તેમનો હાથ નથી. ફક્ત જ્યારે જ્યારે એમના પર હુમલા થતા, ત્યારે ત્યારે પોતાનો બચાવ કરવામાં

તેઓ ઝટ તૈયાર થતા. એ લોકો માટે ઉલટી ધારણા રખાતી હોવા છતાં લડાઈમાંથી પાછા ફરેલા સીદીઓએ લડાઈમાં જેટલે દરજ્જે શૌર્ય બતાવ્યું તેટલે જ દરજ્જે લડાઈ પછીની શાન્તિમાં શાન્ત શહેરી તરીકેની લાયકી બતાવી છે. સાધારણ રીતે એવી માન્યતા પ્રસરી છે કે લશ્કરી કેળવણી અને કવાયતથી ઘણાનું વર્તન સુધર્યું છે.

## ઉપસંહાર.

ગુલામીમાંથી મુક્ત થયા પછી તેઓએ કરેલી પ્રગતિનો જે ટુંક વૃત્તાંત અમે આપ્યો છે તેમાં એ કોમે કરેલાં બધાં પરાક્રમોની પૂરી વાત આવી જતી નથી. ઘણી અગત્યની અને જાણવા લાયક હકીકત બાકી રહી જાય છે. પરન્તુ જે કંઇ અત્રે કહેવામાં આવ્યું છે તે એ અનુમાનો બાંધવા માટે પુરતું છે. પહેલું અનુમાન એ છે કે સને ૧૮૬૦ના અને તે પછીના દશકાઓમાં એ કોમને જે સ્વતંત્રતા મળી તેનો તેમજ એ સ્વતંત્રતાની સાથે જે જુજ્જાજ સંધિઓ પ્રાપ્ત થઇ તેનો એમણે સારો ઉપયોગ કર્યો છે. અને તે પણ દક્ષિણ વિભાગના હિતને કોઇ પણ રીતે આડે ન આવતાં ઉલટું તે વિભાગને અને એકંદર પ્રજાને લાભ થાય એવી રીતે કર્યો છે. બીજું એવું પણ અનુમાન સહેલાઇથી કરી શકાશે કે અમેરિકન પ્રજાની સઘળી જાતિઓની પુનર્ઘટનાના આ સમયમાં આખી અમેરિકન અને દક્ષિણ વિભાગની પ્રજા સીદીઓને તેમના ગૃહજીવનમાં પૂરેપૂરું સંરક્ષણ, ધંધા માટે પૂરી છૂટ, ન્યાયમાં સમાનતા અને સાર્વજનિક ફંડની રકમમાંથી વાજબી હિસ્સો આપશે. આ ઉપરાંત લાયક અમેરિકન શહેરીઓની જે જે બાબતોમાં મદદ લેવામાં આવતી હશે, તેમાં પણ એ કોમને વગર આનાકાનીએ ફાળો આપવાની છૂટ મળશે એવી આશા રહે છે.

ઉપર કહેલી તમામ જાતની સગવડો માટેના તે કોમના હક વાજબી છે એ વિષે તો અમેરિકન પ્રજાનું અંતઃકરણ જાગ્રત થયું છે. તેનો જોઇએ તેવો પુરાવો આજે મોજુદ છે. તેમનાં જીવન અને તેમની પ્રવૃત્તિઓ વિષેની ચર્ચાને માસિકોમાં તેમજ વર્તમાનપત્રોમાં પહેલાં કરતાં હાલ વિશેષ સ્થાન મળે છે. એ વિષય ઉપર હાલ વધારે છૂટથી ચર્ચા થાય છે અને તેમાં પહેલાં જેટલી કડવાશ કે અન્યાયવૃત્તિ દેખાતાં નથી. આ બધું વિશેષે કરીને દક્ષિણ વિભાગમાં વધારે સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થાય છે. લડાઇ પછી દક્ષિણમાં ગોરા અને કાળા લોકો પોતાના સામાન્ય હિતની ચર્ચામાં આશ્ચર્યકારક ભ્રાતૃભાવથી એકત્ર થાય છે.

## પરસ્પર જાતીય પંચ.*

આવા અનુકૂળ વાતાવરણને લીધે ઉપલા નામવાળી એક મંડળી ઉભી થઇ છે. તેનો ખાસ હેતુ એ છે કે કાળા અને ગોરાઓની એક કમીટી નીમવી અને એ કમીટીએ સ્થાનિક લોકસમુહોમાં એ જાતો વચ્ચે વારંવાર જે મુશ્કેલીઓ ઉભી થાય તેનો નિષ્પક્ષપાતપણે સુલેહકારક નીવેડો લાવવો, ટંટા તોફાન થવાના સંભવને બને તેટલા અટકાવવા, અને સામાન્ય હિતની બાબતોમાં સીદીઓના હકપર વાજબી વિચાર થાય એવો બંદોબસ્ત કરવો. દક્ષિણમાં લગભગ દરેક પરગણામાં એવાં પંચો સ્થપાયાં છે અને તેમનું કામ જો કે ડોળદમામ વગરનું અને શાન્તિથી થાય છે, તોપણ તેનાં પરિણામો એવાં સરસ આવે છે કે જેની શરૂઆતમાં બીલકુલ આશા રાખવામાં આવતી નહોતી. સીદીઓની ઉન્નતિને અર્થે ડહાપણથી અને નિષ્પક્ષપાતપણે રચનાત્મક કાર્યક્રમને આગળ વધારવાને હાલના જેવી ઝળકતી સંધિ કદી પણ મળી નહોતી. રાજસભા ખુલ્લી મૂકતી વખતે પ્રેસિડન્ટ હાર્ડિંગે પોતાના તરફના સંદેશમાં એવી દરખાસ્ત કરી હતી, કે તે કોમની ઉન્નતિના સવાલનો અભ્યાસ કરી તેને માટે યોગ્ય કાયદા ઘડી કાઢવા સંબંધી ભલામણ કરવા માટે '**પરસ્પર જાતીય પંચ**' ની નિમણુંક કરવી જોઇએ. એ દરખાસ્તમાં અમેરિકાના સીદી શહેરીઓના સંરક્ષણ

* Inter-Racial Commission.

અને ઉન્નતિ માટે આજ સુધીનાં નિમાયેલાં પંચો અને એવી સંસ્થાઓ સાથે મળીને કામ કરવાની સૂચના થઇ છે. આમ રાષ્ટ્રીય સરકારની સૂચનાથી અને પ્રાંતોના અધિકારી વર્ગના સહકાર અને આશ્રયથી આ નવી સંસ્થા ઉભી થવાથી એવો ઉમેદ રાખવાને કારણ મળે છે કે દુનિયાના બીજા ભાગોમાં વસતા સીદીઓ કરતાં અમેરિકાના સીદીઓનું ભવિષ્ય પહેલાંની પેઠે વધારે ને વધારે આશાવંત નીવડશે.*

---

# સાધુસંપ્રદાય

એક વખતે રામકૃષ્ણ પરમહંસને તેમના એક શિષ્યે સાધુનાં લક્ષણ સંબંધી પ્રશ્ન કર્યો ત્યારે તેમણે કહ્યું હતું કે:–" જેનો અંતરાત્મા ઇશ્વર સાથે એકતા કરી રહ્યો છે, જેણે કામિની અને કાંચનનો ત્યાગ કર્યો છે, જે પરસ્ત્રીને માતા તુલ્ય ગણી તેની પૂજા કરે છે, જે લોકકલ્યાણ માટે આત્મત્યાગ કરે છે, જે હમ્મેશ ઇશ્વરનું જ ચિંતન કરે છે, જે ઇશ્વરની વાતો જાણી નાહક ગપ્પાં મારતો નથી –એવાં લક્ષણો જેનાં હોય તેને 'સાધુ' કહેવાને હરકત નથી "

સંસારનો ત્યાગ કરી ઇશ્વર ઉપર પ્રેમ કરનાર માણસને આપણે સાધુ કહીએ છીએ; સંયુક્ત પ્રાન્તમાં એક ધર્મમંડળી છે, તેને સર્વ લોકો સાધુનાં નામથી ઓળખે છે. તેઓ ઇશ્વરપ્રેમી છે; પણ સંસારી છે.તેઓનું મૂળ સ્થાન પંજાબ છે,પરન્તુ સાંપ્રત સમયમાં તેની વધુ સંખ્યા સંયુક્ત પ્રાંતમાં જણાય છે.

ઇ. સ. ૧૫૪૩ માં ' સત્નામી ' સંપ્રદાયના પ્રવર્તક રાયદાસના શિષ્ય ઉધોદાસની પાસેથી વીરભાનનો, આદેશ ગુપ્ત રીતે બીજેશ્વરને મળ્યો અને તેણે ' સાધુસંપ્રદાય ' કાઢયો. તેથી જ તેને એ સંપ્રદાયનો પ્રવર્તક માનવામાં આવે છે. વીરભાનને આપણે આગળ ઓળખી શકીએ એવા પ્રકારનો ખાસ ઉપદેશ ઉધોદાસે આપ્યો હતો.

સાધુસંપ્રદાયના લોકો ઉમ્મરે પહોંચે એટલે શ્વેત વસ્ત્રો જ ધારણ કરે છે. અલંકાર અને ટાપટીપીઆ પોષાકનો એમનામાં નિષેધ છે. ટોપીને બદલે તેઓ એક પ્રકારની પાઘડી પહેરે છે. તેઓ કદી પણ અસત્ય બોલતા નથી, કે કોઇ પણ પ્રકારના કસમ ખાતા નથી; તેમજ કોઇ પણ પ્રકારનાં માદક દ્રવ્ય, અગર ભોગવિલાસની વસ્તુઓનો ઉપયોગ કરતા નથી. એ સર્વનો પરિત્યાગ કરવો જોઇએ એમ તેઓનો ધર્મ જ તેઓને ફરમાવે છે. મદ્ય, અફીણ, ગાંજો અને તંબાકુ વિગેરેને તેઓ અસ્પર્શ્ય ગણે છે. ગમે તેવાં ન્હાનાં પ્રાણીની પણ તેઓ કદી પણ હિંસા કરતા નથી. ઇશ્વરને સત્ એટલે સત્ય જ માને છે. કોઇને પણ નમન કરતી વખતે તેઓ છાતીએ હાથ લગાડીને માથું નીચું નમાવે છે. મૂર્તિપૂજા અને એવાંજ બીજાં બાહ્યાડંબરયુક્ત કર્મો ઉપર તેમને વિશ્વાસ નથી. તેઓના સંગીતનું નામ ' વાણી ' અને ધર્મગ્રન્થનું નામ ' પોથી ' છે. એ ધર્મગ્રંથ હિન્દી ભાષામાં લખેલો છે. ગુરૂ નાનક અને કબીરજીના સદુપદેશમાંથી ઘણાં ખરાં પદો અને દોહરાઓ લઇને ધર્મસંગીત રૂપે તે પ્રકટ કરેલાં છે. તેઓના ધર્માલયનું નામ ' જુમ્લાઘર અથવા ' ચોકી ' છે. એ ચોકીમાં તેઓ પોતાના ધર્મગ્રંથનું દરરોજ સન્ધ્યાકાળે વાચન કરે છે. પોતાના ધર્મ અને ધર્મગ્રંથ ઉપર તેઓને સમ્પૂર્ણ શ્રદ્ધા હોવાથી ધર્મગ્રંથના વાચન સમયે ઘણાં નરનારીઓ એકત્ર થાય છે.

* ( છેલ્લાં પચાસ વર્ષમાં એ જાતની વિલક્ષણ પ્રગતિએ નામના ટસ્કેજી ઇન્સ્ટીટ્યૂટના પ્રિન્સિપાલ રોબર્ટ આર મોટાનના ઉમેજી લેખ ઉપરથી. )

સાધુ લોકોનાં મુખ્ય સ્થળો દિલ્હી, આગ્રા, જયપુર અને ફરૂક્ખાબાદ છે. મીરજાપુરમાં તેઓની સંખ્યા બહુ થોડી છે. તેઓ પોતાનામાં કોઇને પણ ઉચ્ચ કે નીચ માનતા નથી; પોતાનો સામાજિક દરજ્જો એક જ પ્રકારનો ગણે છે. અને એમને વાપરવા લાયક કપડાં અને કાપડ મીરજાપુરમાં જ તૈયાર થાય છે.

પાપજનક કાર્યો કરીને તેઓ પોતાનો ઉદર-નિર્વાહ કરતા ન હોવાથી, તે સંપ્રદાયમાં જે કોઇ દાખલ થાય તે સાધુ થઇ શકે છે. તેઓ સર્વે સાથે બેસીને જ ભોજન કરે છે. પોતાના સંપ્રદાયમાં દ્વેષ અને નિન્દાનું અસ્તિત્વ હોય તેને તેઓ લજ્જાસ્પદ માને છે. તેઓ એક જ સ્થળે એકબીજા સાથે હળી-મળીને રહે છે અને એકબીજાને સહાય કરવા સદા તત્પર રહે છે. વિધવા અને અનાથ મનુષ્યોનું પ્રતિ-પાલન કરવું, એ તેઓ પોતાનું મુખ્ય કર્તવ્ય સમજે છે. નજીકના સગામાં તેઓ વિવાહસંબંધ જોડતા નથી. તેમજ લગ્નસંબંધ જોડાયા બાદ અમુક સમય વીત્યા સિવાય વરવધૂનો સંબંધ થતો નથી.

બાલ્યાવસ્થામાં જ વરવધૂનું વાગ્દાન થાય છે. પણ બાર, ચૌદ, અગર સોળ વર્ષની ઉમ્મર થયા સિવાય લગ્ન કરવામાં આવતાં નથી. પુત્રીને કાંઇ પણ આપવાનો રિવાજ નથી, પણ પુત્રવધૂને કાંઇક આપવું પડે છે. બાળલગ્નનો ચાલ તેઓમાં નથી. વરનો બાપ જો કોઇ પણ કન્યાને પોતાની પુત્રવધૂ બનાવવાની ઇચ્છા રાખતો હોય, તો કન્યાના પિતા તરફ કોઇ સ્ત્રીને અથવા પુરૂષને દૂતી કે દૂત તરીકે મોકલે છે, અને તેની મારફત જ વિવાહ સમ્બન્ધ બાંધવામાં આવે છે. કન્યાનો પિતા અગર પાલક વરના તરફથી આવેલ દૂત કે દૂતીનું કહેલું માન્ય રાખવાનો હોય, તો સમ્મતિ સૂચક મિષ્ટાન્ન ભોજન અને દુધપાન તે દૂત અગર દૂતીને કરાવે છે, એટલે વિવાહ નક્કી થયેલો ગણાય છે. તેઓમાં પત્રિકા લખવાનો તેમજ વરકન્યાને જોવાનો રિવાજ પ્રચલિત નથી.

વરવધૂ ઉમ્મર લાયક થાય, ત્યારે લગ્નદિવસ મુકરર કરવામાં આવે છે. એ દિવસ કન્યાનો બાપ મુકરર કરી વરના બાપને કહેવડાવે છે. ત્યારબાદ વરનો બાપ પોતાનાં સ્નેહી સમ્બન્ધીને બોલાવી ' અમુકની કન્યા સાથે અમુક દિવસે મારા પુત્રનાં લગ્ન થવાનાં છે ' એવું કહે છે. ત્યાર પછી સર્વ જનો નક્કી કરેલે દિવસે કન્યાને ગામ જાય છે. કન્યાનો પિતા સર્વને ભોજન કરાવે છે, અને દરેકને એક પાઘડી અને એક ચાદર ભેટ આપે છે; અને તે વખતથી જ મંગળગીત ગવાવાની શરૂઆત થાય છે.

લગ્નને દિવસે પોતાને ઉતારેથી વર, વરનો બાપ અને તેની સાથે આવેલ બધાં માણસો કન્યાને ઘેર જઇ, ત્યાં પાથરેલી એક મોટી ચાદર ઉપર બેસે છે, તેના ઉપર બેઠા બાદ ઉભયનાં વસ્ત્રોના છેડા બાંધવામાં આવે છે, અને બન્નેને તે આસનની ફરતી ચાર પ્રદક્ષિણા ફેરવે છે. તે વખતે કેટલાક લોકો મંગલાષ્ટક બોલે છે. બે પ્રહર પૂર્ણ થતાં વર-વધૂ સહ સર્વ પોતાને ઘેર જાય છે. વધૂ કેટલાક દિવસ શ્વસુર-પક્ષમાં રહી પોતાના બન્ધુ સાથે પીયર જાય છે. ત્યાં અમુક સમય વ્યતીત કર્યા પછી સાસરે જઇ હંમેશને માટે રહેવા માંડે છે.

ન્યાત બ્હાર મુકવા જેવો એકાદ અપરાધ જો સ્ત્રી કરે તો તેનો પતિ તે સ્ત્રીનો ત્યાગ કરે છે; પણ ત્યાગ કરતી વખતે સાંપ્રદાયિક વ્યક્તિઓને એકત્ર કરી, બનેલી સર્વ હકીકત તેઓની સમક્ષ કહેવી પડે છે. તેઓની કોઇ પણ બાબતનો નિકાલ તેમનો સંપ્રદાય જ કરે છે. તેઓ કદી પણ સરકારની કોર્ટમાં જતા નથી.

## ધર્મ

સાધુલોક એકેશ્વરવાદી છે. તેઓ એક જ ઇશ્વરની ઉપાસના કરે છે અને ઇશ્વર જ જગતની ઉત્પત્તિ કરનાર છે, એવું તે માને છે. ઇશ્વરને ' સદ્ગુરૂ ' અથવા ' સત્નામ ' એ નામથી સંબોધે છે. ' ઇશ્વરનાં ચિંતનથી અને સત્કર્મ કરવાથી આપણે ઇશ્વર સાથે એક થઇએ છીએ; અને તેમાં જ આપણો લય થવાનો છે ' એવી તેમની શ્રદ્ધા હોય છે. તેમનું શાસ્ત્ર એવો ઉપદેશ કરે છે કે ' દ્રવ્ય-પ્રાપ્તિ અગર તેના સંચય માટે કદી પણ ઝાઝો પ્રયત્ન કરવો નહીં "-એટલે જીવવા માટે ખાવું પણ ખાવા માટે જીવવું નહીં. તેઓ શ્રમથી કળાકૌશલ્યનો ઉદ્યોગ કરનાર હોવાથી તેઓની રહેણીકરણીનું તત્વ શ્રેષ્ઠ પ્રકારનું હોય છે. પોતાના ઉદરનિર્વાહ માટે અન્યપર આધાર રાખવો એને તેઓ અત્યંત નિંદ્યકર્મ સમજે છે. અર્થાત્ તેઓ પોતાના ધર્મ પ્રમાણે જ વર્તે છે અને કદી પણ ધર્મપંથમાંથી ચ્યુત થતા નથી.

## ઉપદેશ-તત્વો

(૧) એકજ ઇશ્વરની ઉપાસના કરો. તેનામાં જ સર્વ જગતને ઉત્પન્ન કરવાનું અને સંહારવાનું સામર્થ્ય છે. મનુષ્યે પત્થર, ધાન, લાકડાં, વૃક્ષ વિગેરે ભિન્ન ભિન્ન સૃષ્ટિપદાર્થની ઉપાસના કરવી યોગ્ય નથી. સન્માન અને પ્રસંશા ઇશ્વરનાંજ કરવાં. ઇશ્વર તે ઇશ્વર જ. જે મનુષ્ય ઇશ્વર સિવાય કોઈ અન્ય વસ્તુનું ચિંતન કરે છે તે અનિષ્ટ છે એમ સમજવું. જે પાપ કરે છે તે નર્કમાં જાય છે.

(૨) સર્વદા શાન્ત અને નમ્ર રહેવું. સંસારના કોઇ પણ પદાર્થથી તમારા મનને ખેંચાવા દેશો નહી. પોતાના ધાર્મિક નિયમોનું પૂર્ણપણે પાલન કરવું. ધર્મ વિરૂદ્ધ કોઇ પણ કાર્ય કરવું નહીં.

(૩) કદી પણ અસત્ય બોલવું નહીં; અને પૃથ્વી, પાણી, વૃક્ષ કિંવા પશુપક્ષીને શ્રાપ આપવો નહી. પોતાની જિવ્હાને ફક્ત ઇશ્વર સ્તુતિ કરવાની જ ટેવ પાડવી. કોઇ પણ વખતે કોઇ પણ વ્યક્તિનાં જમીન, દ્રવ્ય અથવા જાનવરો બળપૂર્વક લેવાં નહી, કોઇને પણ સંકટમાં ઉતારવું નહીં તેમજ ન્યાયાધિકારથી વંચિત કરવું નહી. જે કાંઇ આપણને મળે તેમાંજ સંતોષ માનવો. ત્યાજ્ય વિષયનું કદી પણ ચિંતન કરવું નહી. નિર્લજ્જપણાનું અને નિયમ વિરૂદ્ધનું નૃત્ય-પછી તે સ્ત્રીનું હોય વા પુરૂષનું હોય-પણ કદી તે જોવું નહીં; તેમજ એવી લીલા પણ જોવી નહીં.

(૪) દ્રવ્ય કે સૌન્દર્યનો અત્યંત લોભ કરવો નહીં. સર્વને દ્રવ્ય અને સૌન્દર્ય આપનાર પ્રભુ છે. તમે ઇશ્વર ઉપર જેવો વિશ્વાસ રાખશો તેવું તે ફળ આપશે.

(૫) 'તમે કોણ છો ?' એવો જો કોઇ તમને પ્રશ્ન પૂછે, તો 'હું સાધુ છું' એવો જ તેને ઉત્તર આપજો. જાતિનો ઉલ્લેખ કરશો નહી કિંવા વાદવિવાદમાં ઉતરશો નહીં. પોતાના ધર્મ ઉપર દૃઢ વિશ્વાસ રાખવો. મનુષ્ય પાસેથી કાંઇ પણ મેળવવાની આશા રાખશો નહિ. મનુષ્ય આગળ તમારી કદી પણ બડાઇ મારશો નહિ.

(૬) હંમેશાં શ્વેત વસ્ત્રોજ પરિધાન કરવાં. રસાંજનનો ઉપયોગ કરવો નહિ. દેહપર અથવા કપાળમાં કોઇ પણ જાતનું જાતિદર્શક તિલક અગર ચિન્હ ધારણ કરવું નહિ. માળા, ઉપવીત અગર બીજા કોઈ પણ પ્રકારના અલંકારો અંગપર ધારણ કરવાં નહિ.

(૭) શાકાહારી રહો. મત્સ્યમાંસનો આહારમાં ઉપયોગ કરવો નહિ. બીડી પીવી નહિ; તેમજ કોઈ પણ પ્રકારનું ધુમ્રપાન કરવું નહિ. સુગન્ધપૂર્ણ પદાર્થની વાસ લેવી નહિ, અને કદી પણ અફીણ ખાવું નહિ. કોઇ પણ મનુષ્યને અથવા મૂર્તિને પ્રણામ કરવા સારૂ કપાળ નજીક હાથ લઈ જવો નહિ. અગર શરીરને નમાવવું નહિ.

(૮) જીવહત્યા કદી પણ કરવી નહિ. કોઇ બાબતમાં અત્યાચારી બનવું નહિ. કસમ ખાવાનું અને કોર્ટમાં સાક્ષી આપવાનું કામ કદી પણ કરવું નહિ. બળજોરીથી દ્રવ્ય મેળવવું એ સર્વથા નિષિદ્ધ છે.

(૯) દરેક પુરૂષને એકજ સ્ત્રી, અને પ્રત્યેક સ્ત્રીને એકજ પતિ હોવો જોઇએ. વિવાહિત પુરૂષે સ્ત્રીનું ઉચ્છિષ્ટ ભક્ષણ કરવું નહિ, પણ સ્ત્રી જો પુરૂષનું ઉચ્છિષ્ટ ભક્ષણ કરે તો તેમાં બાધ નથી. પત્નીએ હમ્મેશ પતિની આજ્ઞા પ્રમાણે વર્તવું.

(૧૦) ફકીરનો વેશ ધારણ કરી કદી પણ ભિક્ષા માગવી નહીં અને દાન લેવું નહીં. આશ્ચર્યકારક પ્રકાર જોવામાં આવે તો તેનાથી ડરવું નહિં. આપણી ખાત્રી થયા સિવાય કોઇ પણ બાબત ઉપર વિશ્વાસ મુકવો નહિ. સજ્જનોનો સમાગમ એજ આપણું તીર્થ છે; પરન્તુ એવા માણસો સાથે સમાગમ કરતાં પહેલાં તે સજ્જન છે કે નહિ તેની ખાત્રી કરવી.

(૧૧) સાધુ લોકોને કોઇ પણ પર્વનો દિવસ નથી. પશુપક્ષીને સંતાપવાં નહી. અને ઇશ્વરનું ચિંતન કરવામાં સદા સન્તુષ્ટ રહેવું.

### વિવાહસંગીત

(૧)

दरशन दे गुरु परम सनेही ।
तुम विना दुख पाओ मरि देही ॥
निंद् ना आवे अन्न ना भावेई ।
वार वार मोहिन विरह सतावांई ॥
घर अंगिन मोहिन कछुना सुहाई ।
फजर् भई पर् विरह ना जाई–
नैनान् छुहाई सलहाल धारा ।
निरादिन पंथ निहारुं तुमहारा ॥
जैसे मीन् भरई विनु नीरा ।
पेसी तुम विना दुखत शरीरा ॥

અર્થ:—" હે પરમ પ્રિય ગુરૂ! દર્શન આપો. તમારા વિના મને અત્યંત દુઃખ થાય છે. નિદ્રા આવતી નથી, અન્ન ભાવતું નથી અને ઘર આગળ મને ગમતું નથી. પ્રભાત થયું તોપણ તમારા વિરહનો અન્ત આવ્યો નહીં. આંખમાંથી હમ્મેશાં અશ્રુધારા વહ્યા કરે છે; રાત દિવસ હું તમારી જ રાહ જોયા કરૂં છું. જે પ્રમાણે પાણી વિના માછલું તરફડે તેમ હું તમારા વિના દુઃખી થઇ રહ્યો છું."

(૨)

दुखत तुम् विना रोहत दुयारे,
परगृह दरशन दिजिये ।
विनति करुं मेरे सानिया वलिजाउं,
विलाम ना कीजिये ।
विविद् विविद् कर् मायामृं व्याकुल,
विना देखेन चित ना रह्य ।
अवगुण अपरोधी दया किया जाय,
अवगुण कछु विचारिओ ।
पतित पौन रास पति अय,
पल छिन ना विसारिओ ।
दया किजो दरशन दिजो,
अब् किचदिको छोडीओ ' ।
भर् भर् नयन निरखि देखोन् '
निज सनेह ना तोरिओ "

અર્થ:—" તમારા વિરહથી મને દુઃખ થાય છે, તારા દ્વારમાં બેસીને હું રહું છું. તો મને તું પ્રત્યક્ષ દર્શન આપ. પ્રિય ! હું વિનતિ કરૂં છું કે વિલંબ કરીશ નહીં. ભિન્ન ભિન્ન પ્રકારે હું વ્યાકુળ થયેલો હોવાથી મારૂં મન અસ્થિર બનેલું છે, તે તારાં દર્શન વિના સ્થિર થવાનું નથી. હૃદયમાં જ્વાળા ભભૂકી રહી છે, તો મારૂં એવું કઠણ દુઃખ કોણ વિદારશે ? હું પાપી કે અપરાધી ગમે તે હોઉં પણ મારો ત્યાગ કરીશ નહીં. પતિત પાવન મારૂં રક્ષણ કરો ! એક પળ પણ મને વિસારીશ નહીં. દયાળુ બની દર્શન આપ અને અપરાધોની ક્ષમા કર. મારા ઉપર તારી પૂર્ણ દૃષ્ટિ પડવા દે, અને મને તારા પ્રેમથી અળગો કરીશ નહીં."

### મૃત્યુ-સંગીત.

तुझे बिनान् किया पडी
तु अपना निबेर ।
बिजय ताल वाजत रे
मन चौरा सुतारिना छेड ॥
पर हक छांडो, हक पिछाडो,
समजवाला फेर ।
जुदा वाजि जगत्का मन बौरे !
शुभ साथकी देर ॥
काया तो नगरी सकल अमरो
पंच जमे सेर ।
गुरुज्ञान खड्ग संतलले बौरे !
यम करे ना जेर ॥
तेरा जोवन छिल पळ एक,
जगमे फिरना पेशी फेर ।
तेर पड जदाज समुद्रमें मन
बौरे ! फिर सकाई फेर ॥

सभि मुसाफिर राहाके
सब खाडे कोमर कपे ।
लेना होय सो लीजिये·
बिती जाते आवेर ।
कर समरण सद्गुरु,
छांडो द्वंद्व दुलेह ।
तिजे भाम मिलेन
सतनामसे,
मन बौरे, मन बौरे
जगत् किना जेर ॥"

અર્થઃ—" તને બીજાની શી પડી છે? તું તારૂં સંભાળ. હે ભોળાં મન ! વિજયતાલ વાગી રહ્યા છે. માટે હવે નિન્દ્રામાંથી જાગ્રત થા. બીજાનાં હકનું હોય તે છોડી દે. જગતની બાજી જૂઠી છે માટે તું સાધુની ઓળખ કરી લે. કાયારૂપી નગરીમાં પાંચ સિંહો છે, તો ગુરૂજ્ઞાન રૂપી ખડ્ગ ગ્રહણ કર એટલે યમરાજા તને તાબે કરી શકશે નહીં. તારૂં જીવન એકજ પળનું છે, એમ સમજીનેજ જગતમાં ફરવું. તારૂં વ્હાણુ સાગરમાં પડેલું છે તેને ફેરવી શકાય તો ફેરવ. જો એનાથી તું સાવધ રહીશ નહીં તો પેલે પાર શી રીતે પહોંચી શકશે ? સઘળા પ્રવાસીઓ કમ્મર કસીને ઉભા છે. તારે જે લેવું હોય તે લઇ લે, કારણુ કે સમય વહી જાય છે. હે મન ! સદ્ગુરૂનું સ્મરણુ કર અને સંકટ તથા ઝઘડાની સામે થઇને આગળ વધ. સદ્ગુરૂનું મિલન થયું એટલે સંસારના કોઇ પણુ પ્રકારના ક્લેશ તને નડશે નહીં."

સાધુસંપ્રદાયનાં આવાં બીજાં ઘણાં સંગીતો છે, પણુ વિસ્તારના ભયથી અત્રે આપવામાં આવ્યાં નથી.

અંબેલાલ સવરામભાઇ દેસાઈ.

# અરવિંદર મંદિરે.

[ થોડા સમયપર એક બંગાળી ગૃહસ્થ શ્રી. અરવિંદ ઘોષની સાથે કેટલોક સમય ગાળી આવેલા; તેમણે તેમની સાથે થયેલ વાર્તાલાપ બંગાળીમાં પ્રસિદ્ધ કર્યો છે. તેમનો કેટલાક ભાગ નીચે આપ્યો છે. ]

બંગાળામાં શ્રદ્ધા અને કર્તવ્યપરાયણતા છે અને નવયુગ માટે તેની જરૂર પણ છે. તેની સાથે જો તમારામાં જ્ઞાન આવી જાય, તો પછી જુઓ, કે તમારામાં કેવી જગદ્રૂપી શક્તિ આવે છે. જો જ્ઞાન મેળવવામાં બેદરકારી બતાવશો તો તમે ગમે તેવા મહાન્ હશો, તોપણ તમારૂં મહત્ત્વ ટકી શકવાનું નથી. ચૈતન્યના સમયથી તે આજ સુધીમાં બંગાળામાં જે જે પ્રવૃત્તિઓ થઇ છે, તે સર્વમાં આ જ્ઞાનની ખામી હતી; અને તેથીજ આ કાર્યોની જોઇએ તેવી અસર થઇ નથી. શ્રદ્ધા અને કર્તવ્યપરાયણતા ગમે તેટલાં હોય તોપણ જ્ઞાન વિના પૂર્ણતા પ્રાપ્ત થતી નથી. માટે બંગાળ જ્ઞાનની પ્રબલ સાધના કરે. બંગાળામાં ક્ષત્રિયત્વનું બીજારોપણ થઇ ગયું છે, પરંતુ બ્રાહ્મણત્વ હજુ સુધી દેખાતું નથી. તમને આજે કામ કરી છુટવાની ઘેલછા લાગી છે; શ્રદ્ધાના પ્રવાહમાં તો તમે તરબોળ થઇ ગયા છો; પણ જ્ઞાન વિના આ કાર્ય નકામું છે. બંગાળામાં જેમ કાર્ય અને ભક્તિ છે, તેમ મદ્રાસમાં ભક્તિ અને જ્ઞાન છે, પણ શક્તિનો અભાવ છે. મદ્રાસની બુદ્ધિ વિષયગામી છે; ગુજરાતની બુદ્ધિ ડહોળાઇ ગઇ છે; મુંબાઇ . આવાજ છે. તેથી કોઇથી કામ લઇ શકાય તેમ નથી, માટે બંગાળાએજ સર્વ કરવું પડશે. એમ પણ હોય કે બંગાળામાં જ્ઞાનસંચાર થાય, અને સર્વ દેશોને મુક્તિતંત્ર આપનાર ઋષિનું પદ તેને જ મળે. બંગાળીઓમાં બુદ્ધિની તીક્ષ્ણતા છે, પણ ગંભીરતા નથી. બુદ્ધિ શાન્ત ઉંડી અને વ્યાપક બને, ત્યારે તે જ્ઞાન કહેવાય. જ્ઞાન વિનાની શ્રદ્ધા ગમે ત્યારે ચલિત થઇ જાય, માટે બંગાળીઓએ જ્ઞાનપ્રાપ્તિ માટેજ અધિક પ્રયત્ન કરવાનો છે. આ સર્વ ધીમે ધીમે, કાર્ય કરતાં કરતાં અવશ્ય આવશેજ. આ વિષયમાં નિરાશ અથવા સંશયગ્રસ્ત થવાની વાત પણ કરવી નહિં.

× × ×

આપણામાં વ્યક્તિગત સ્વાતંત્ર્યની ભાવના ઉત્પન્ન થવાની જરૂર છે. અહિં હું પાશ્ચાત્ય સ્વતંત્રતાની વાત કરતો નથી, પણ આધ્યાત્મિક મુક્તિની વાત કરૂં છું. સ્વતંત્રતા તે મુક્તિ નથી. પાશ્ચાત્યોની સ્વતંત્રતા તે તો માત્ર ક્રિયાની સ્વતંત્રતા છે. તેથી વ્યક્તિત્વનો વિકાસ થતો નથી. ક્રિયામાંથી જે વ્યક્તિત્વ ઉગે છે તે તદન એકદેશી છે અને એટલેજ એવી સ્વતંત્રતામાંથી મુક્તિ મળી શકે નહિ.

× × ×

બંગાળા દેશ સ્વભાવથી જ ધાર્મિક અને કર્તવ્યપરાયણ છે. અહિં અનેક લોકો કામ કરવા પાછળ ગાંડા બની જાય તેવા છે. પણ ધ્યાન દઇને જોઇએ તો માલુમ પડશે, કે જ્ઞાનપૂર્વક કામ કરવાનો સ્વભાવ બંગાળીઓમાં નથી. અહિં હું સાધારણ લોકોની જ વાત કરૂં છું. કેટલાક ગણ્યાગાંઠ્યા લોકો જે અંગ્રેજી ભણેલા છે અને જેમણે પાશ્ચાત્ય

તર્ક તથા દર્શનશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે. તેમની વાત જુદી છે. બંગાળાના જનસમૂહમાં જેમ એક બાજુ ધર્મનો પ્રવાહ વહેતો દેખાય છે, તેમ બીજી બાજુએ ભક્તિમાં મગ્ન લોકો કર્મમાં મશગુલ થયેલા દેખાય છે. ચૈતન્યયુગથી જ મને બંગાળામાં આ જાતનું ભક્તિપ્રાબલ્ય દેખાય છે. અખુટ શ્રદ્ધા અને ભક્તિને લીધે માણુસ અનેક મહાન્ કાર્યો આરંભી શકે છે; પણ એક સમય એવો આવી જાય છે, કે તેની ભક્તિનું પ્રાબલ્ય ઘટે છે, તેનામાં શિથિલતા આવી જાય છે, અને કાર્ય અટકી પડે છે.

કર્મ કરવાનું બીજું પણ એક કારણ છે. કેટલાક માણુસો એવા હોય છે, કે તે કાંઈ ને કાંઇ કામ કર્યા સિવાય રહી શકેજ નહિં. બંગાળામાં હાલ જે કામ પાછળ પડેલો વર્ગ દેખાય છે, તેમાંનો મોટો ભાગ આ જાતના માણુસોનો બનેલો છે. અનેક વિદ્યાર્થીઓએ શાળા તજી છે, અને તેમને સર્વને કાંઇક કામ કરવા જોઇએ છે. કાંઈ ચોક્કસ નિર્દિષ્ટ કામ ન હોવાથી તેઓ જે કાંઈ કામ પોતાની સામે જુએ છે તે કરવા પાછળ મંડી જાય છે–કેટલાક ગામે ગામ પ્રચારકાર્ય કરતા ફરે છે, કેટલાક ઉત્સાહ પૂર્વક ગ્રામસેવાસમીતિઓ સ્થાપવા લાગી ગયા છે, અને કેટલાક દુકાળથી ભૂખમરો વેઠતા ગામડીઆઓને વાસ્તે તથા આસામમાંથી પાછા ફરતા મજૂરોને માટે ઘેર ઘેર ભીખ માગી, ગરીબ નિરાધાર લોકોને બે દિવસનું અનાજ આપવાની પેરવી કરી રહ્યા છે. ખરેખર જ્યારે પ્રજા વિપન્ન દશામાં આવી પડે છે, ત્યારે આ પ્રકારની સર્વદેશીય પ્રવૃત્તિની જરૂર છે, એ વાતની હું ના કહેતો નથી. આ સર્વ સ્વયંસેવકો મરણ પથારીએ પડેલી પ્રજામાં જીવનતત્વ રેડે છે, અને તે બરાબર સમયોચિત કૃત્ય છે, અને તેથી પ્રજામાં જાગૃતિ આવશે, એ વિષયમાં કાંઈ પણ સંદેહ નથી. પણ મને દુઃખ એ થાય છે કે આ સર્વ કર્તવ્યપરાયણ યુવકમંડળો બરાબર જાણુતા નથી કે તેઓ કોને માટે કામ કરે છે, અને તેથી પ્રજાજીવનને શો લાભ છે. અને તેથી તેમનો પરિશ્રમ ભસ્મમાં આપેલી ઘીની આહુતિની માફક વ્યર્થ જાય છે, અથવા તેનું બહુજ નજીવું ફળ આવે છે.

ઉપર બે પ્રકારના કર્મની વાત કહી. એક ભક્તિનો આશ્રય લઈ કરવામાં આવતું કર્મ, અને બીજું શક્તિના આશ્રયથી થતું કર્મ. આ બન્નેમાં ત્રુટિ અને ભૂલ રહે છે, કારણ જ્ઞાન વિના કરેલું કર્મ પૂર્ણ બને નહિં. દેશમાં કામ કરનારાઓનો તોટો નથી; અસંખ્ય માણુસો કામ કરવા માટે ઘેલા બન્યા છે, અને નેતાની આજ્ઞાને માન આપી દેશના એક છેડાથી બીજા છેડા સુધી ઘૂમવા તૈયાર છે. પણ તેમને દોરનાર નેતા નથી. 'ભારતવર્ષના ભવિષ્યને ઘડવા માટે યોગવાળા માણુસની જરૂર છે. યોગ વિનાનો માણુસ ગમે તેવડો મહાન્ નેતા હોય તોપણ માત્ર બુદ્ધિ અને હૃદયના બળથી જે મહાન જવાબદારી આવવાની છે, તે ઉપાડવાને તે સમર્થ થઇ શકશે નહિ.

× × ×

ભારતને માથે ભવિષ્યમાં જે મહાન્ જવાબદારી આવી પડવાની છે તેની સૂચના રૂપે સમગ્ર જગતમાં મહાન્ ખળભળાટ મચી રહયો છે. આવતાં ૩૦ ૪૦ વર્ષમાં જગતમાં મહાન્ ફેરફારો થશે; સર્વ ઉલટપાલટ થઇ જશે; અને ત્યાર પછી જે નવી સૃષ્ટિ રચાશે તેમાં ભારતની સંસ્કૃતિ તે જગતની સંસ્કૃતિ થશે. તે વખતે ભારતને માત્ર પોતાને માટેજ કામ કરવાનું નહિ હોય પણ આખા જગતને માટે. તેથી ભારતમાં આજે એવા પૂર્ણ મનુષ્યો તૈયાર થવા જોઇએ, કે જે તે જવાબદારી ઉઠાવી શકે. અને શાન્તરીતે માતસેવા કરનારાઓ આ જાતની તૈયારી કરવા લાગ્યા છે. યોગીમાં સર્વ વસ્તુ હોઇ શકે—શિક્ષણ, સમાજ, રાજ્યનીતિ, શિલ્પ અને વાણિજ્ય–સર્વ ક્ષેત્રોમાં તે અપૂર્વ પ્રતિભા ધરાવી શકે, અને અદ્ભુત સૃષ્ટિ રચી શકે. યોગનું કાર્ય ખૂબ વિસ્તૃત છે. પૂર્ણ મનુષ્યો દ્વારા જગતની વ્યવ-

રથા ચલાવવી એ ભવિષ્યનું કાર્ય છે. મનુષ્ય પૂર્ણ ન બને તો તે કાર્ય પણ પૂર્ણ ન થાય. માત્ર ભક્તિ અને શક્તિથી અનેક કાર્યો થઇ શકે છે, પણ પૂર્ણ જ્ઞાન વિના તે બધું સ્થાયી થઇ શકે નહિ. વળી માત્ર ભક્તિ અને શક્તિ દ્વારા જગતમાં જે કાર્ય થાય છે, તે ઇશ્વરના અંશનો ક્ષુદ્ર અંશજ છે. જે કાંઇ થોડું ઘણું થાય છે, તે પૂર્ણ જ્ઞાનના અભાવને લીધે ભાંગી પડે છે. પૂર્ણ કાર્ય માટે અધ્યાત્મજ્ઞાન, ગાઢ પ્રેમ ને અસાધારણ શક્તિની જરૂર છે.

× × ×

મારી સાધના કોઇ એક પ્રજા માટે નથી. સમસ્ત પ્રજામંડળની મુક્તિ અને ઐય એજ મારા ચિંતનનું કેન્દ્ર છે. યોગનો ઉદ્દેશ દરેક મનુષ્યના જીવનમાં પરિપૂર્ણ સાર્થકતા લાવવાનો છે. અને તેથી યુરોપની માફક મૃતવત્ જડ રાજ્યતંત્રો આપણે ન બનાવી બેસીએ એટલા માટે આપણે સર્વ સૃષ્ટિના કલ્યાણ માટેની સાધના કરવાની છે. મનુષ્ય યોગપ્રાપ્તિ કરશે ત્યારે સ્થલ અને કાલને લઇને, અમુક મનુષ્યોની નીરાળી પ્રજા તરીકે ગણના થશે નહી. ધર્મ અને સ્વાર્થની ભિન્નતા જતી રહેશે અને એક નવીન પ્રકારના ઐક્યપર નૂતન રાજ્યનું બંધારણ થશે. તે કહેવાશે દેવરાજ્ય. ત્યારે વિરાટ સમાજશાસનનો સમય આવશે; ત્યારે જૂદા જૂદા લોકો મળી પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જૂદાં જૂદાં રાજ્યતંત્રો ચલાવે એવી જરૂર રહેશે નહિ અને તેથી તેનો ત્યાગ કરવામાં આવશે. વૈદિક યુગમાં ભારતમાં મોટી નાની સમષ્ટિ મળી જેમ એક સૃષ્ટિ બની હતી, તેજ પ્રમાણે ભવિષ્યમાં પણ તેવીજ વ્યવસ્થા મોટા પ્રમાણમાં જગતમાં દેખાશે.

× × ×

ભવિષ્યમાં જે નવીન પ્રજા ઘડાશે તેનું નેતૃત્વ બંગાળાને મળશે. બંગાળીઓએજ જગતની શાન્તિ અને કલ્યાણ માટે સર્વના મોખરે ઉભા રહેવું પડશે. બંગાળીઓનું રાજસિક આંદોલન પૂરૂં થયું છે. તેનાથી બંગાળીઓમાં મનુષ્યત્વ આવ્યું છે બંગાળાનું સાહિત્ય અર્ધી સદીમાંજ ઘડાયું છે; સો વર્ષની અંદર બંગાળીઓના જીવનમાં ધર્મના સત્યતત્ત્વનો પ્રકાશ પડશે. જોકે બંગાળામાં અત્યારે હજારો કુસંસ્કારો મોજૂદ છે, તોપણ બંગાળીઓમાં જે ચળવળ ચાલી રહી છે તેથી તુરતમાંજ સર્વ અદશ્ય થશે. તેઓ સાક્ષાત્ શ્રી કૃષ્ણને જીવનયજ્ઞમાં પુરોહિત રૂપે બિરાજમાન કરશે, ગતાનુગતિક પંથનો પરિત્યાગ કરશે, અને તેમની નૂતન યાત્રામાં તેમને જય મળશે. બંગાળીઓનું જીવન ટુંક સમયમાં ફરી જશે. તેમનું અંતર જેટલું જ્યોતિર્મય થશે તેટલુંજ તેમનું બાહ્યાચરણ પણ મધુર અને સુંદર થશે. ગીતા અને ઉપનિષદનો દરેક અક્ષર બંગાળીઓ સમક્ષ ફક્ત બુદ્ધિગ્રાહ્ય જ નહિં રહે, પણ તે તેમના જીવનમાં ઉતરી જશે. બંગાળીઓનું ભવિષ્ય ઘણું ઉજ્વળ અને આશાપૂર્ણ છે.

× × ×

જ્યારે તિલકનો દેહાન્ત થયો અને ગાંધીનો ઉદય થયો, ત્યારે મેં સ્પષ્ટ જોયું કે આ ગાંધીજીનો દિવસ છે; મારો નથી. ગાંધી જે કાંઇ કરતા હોય તે ભલે કરે; અત્યારે તેમની આગળ કોઇ ઉભો રહી શકશે નહિં.

# હિંદુસ્તાનની ખાણો.

હિંદુસ્તાનના બ્રિટીશ ભાગોમાં તથા દેશી રાજ્યોમાં અનેક પ્રકારની ખાણો છે: જેવી કે કોયલાની, અબરખની, મેંગેનીઝની, મીઠાની, રૂપાની, કલઈની, સોનાની, ત્રાંબાની, લોઢાની વિગેરે. આ બધી ખાણોના ઉપર દેખરેખ રાખવાને માટે સરકાર તરફથી એક ચીફ ઇન્સ્પેક્ટર તથા પાંચ ૭ ઇન્સ્પેક્ટરો રહે છે. ખાણોના કામનો વાર્ષિક હેવાલ સદરહુ ચીફ ઇન્સ્પેક્ટર પ્રકટ કરે છે. ૧૯૨૧ ની સાલનો આવો હેવાલ હમણાં જ બહાર પડેલો છે અને તેના ઉપરથી નીચેની હકીકત વાંચનારની જાણને માટે, જરૂરી ધારી, ઉતારી લીધી છે. આ હેવાલ ફક્ત બ્રિટીશ હિંદુસ્તાનની ખાણોનો જ હોય છે. મ્હૈસુરમાં કોલારની સોનાની ખાણો, નિઝામ હૈદ્રાબાદની સિંગેરાનીની કોયલાની ખાણો, તથા મયુરભંજની લોઢાની ખાણો ( જેમાંથી તાતાના કારખાનાને કાચું લોઢું મળે છે તે ) વિગેરે ખાણો દેશી રાજ્યોમાં છે; પણ તેનો ઉલ્લેખ સદરહુ હેવાલમાં આવતો નથી.

૧૯૨૧ ની સાલમાં ખાણોની અંદર કામ કરતા મજુરોની કુલ સંખ્યા આશરે ૨,૫૦,૦૦૦ હતી, જે સંખ્યા તેની આગલી સાલના કરતાં ૧૬,૦૦૦ જેટલી વધારે હતી. આ પૈકી ૧,૫૦,૦૦૦ માણસો ખાણોમાં નીચે, એટલે પૃથ્વીના પેટમાં કામ કરતા હતા અને બાકીના ૧,૦૦,૦૦૦ જમીન ઉપર કામ કરતા હતા. તેમાં ૧,૫૦,૦૦૦ પુરૂષો, ૯૨,૦૦૦ સ્ત્રીઓ અને ૮,૦૦૦ બાર વર્ષથી કમતી વયનાં છોકરાંઓ હતાં.

સૌથી વધારે ઉપયોગી અને ઉદ્યોગને માટે જરૂરી એવી ખાણો તે કોયલાની છે. કુલ ૨,૫૦,૦૦૦ માણસો, પૈકી કોયલાની ખાણોમાં ૧,૯૦,૦૦૦ એટલે કે સેંકડે ૭૬ ટકા માણસો કામ કરે છે. આ ખાણો વિશેષે કરીને બિહાર પ્રાંતના માનભુમ જીલ્લામાં ઝરીઆમાં તથા બંગાળાના બર્દવાન જીલ્લામાં રાણીગંજમાં તથા મધ્યપ્રાંતના છિંદવાડા જીલ્લામાં છે.

સૌથી વધારે કોયલાની ઉત્પન્ન ઝરીયામાં થાય છે અને તે ૧૯૨૧ માં ૧,૧૯,૫,૦૦૦ ટન હતી. બીજે નંબરે રાણીગંજની ખાણોમાંથી ૪૨,૬૦,૦૦૦ ટન કોલસો નીકળ્યો હતો. ત્રીજે નંબરે મધ્યપ્રાંતમાંથી ૭,૧૩,૦૦૦ ટન કોલસો નીકળ્યો હતો. તે ઉપરાંત આસામ, પંજાબ, અને બલુચીસ્તાન મળીને ત્યાંની નાની ખાણોમાંથી ૪.૨૧,૦૦૦ ટન કોલસો મળ્યો હતો. સદરહુ વર્ષની આખરે ઝરીઆમાં સમસ્ત હિંદના મજુરોની કોંગ્રેસ ( ટ્રેડ યુનિયન કોંગ્રેસ ) બેપ્ટીસ્ટા " કાકા " ના પ્રમુખપણા નીચે મળી હતી, તથા તેથી ખાણોના મજુરવર્ગમાં થોડો વખત ઘણી ચળવળ રહી હતી. આ ખાણોમાં કામ કરનારા મોટે ભાગે અનાર્ય કોમમાંથી હોય છે. સાંતાલ, કોલ, મુંડા તથા બિલાસપુર જીલ્લાના કોળી લોકો આ કામ કરે છે ગ્રેટ બ્રિટનની ખાણોમાં જમીનની નીચે કામ કરનારા દરેક ખાણીઓ આખા વર્ષમાં ૨૪૨ ટન કોલસો કાપી શકે છે, પણ હિંદુસ્તાનમાં ૧૧૮ ટનની સરાસરી આવે છે. ખાણીઆઓના રક્ષણને માટે સને ૧૯૦૧ નો કાયદો ઘડાયલો છે પરંતુ તેમાં મજુરોને લાભ-

કારક બહુ થોડીજ બાબત છે, આથી સદરહુ કાયદામાં સુધારો કરીને હાલ ધારાસભાની પાસે એક ખરડો રજુ થયેલો છે. મજુરોના સંબંધની તેમાં મુખ્ય કલમ એ છે, કે ૧૩ વર્ષની નીચેના બાળકોને ખાણુમાં કામ કરવાની બંધી કરવામાં આવશે. હાલ જે બાળકો કોલસાની ખાણોમાં નીચે-ભોંયરામાં કામ કરે છે તેમના શરીરને ઘણું જ નુકશાન પહોંચે છે. ખરી રીતે જોતાં જમીનની સેંકડો ફુટ નીચે ભોંયરામાં કામ કરવાની સ્ત્રીઓને પણ મના થવી જોઇએ, કારણ કે તેથી તેમની પ્રજાને શારીરિક નુકશાન થાય છે. વળી હાલમાં સ્ત્રીઓ દીવસે તથા રાત્રિએ પણ ભોંયરામાં કામ કરે છે તે પણ તેમના શરીરને ઘણું જ નુકશાનકારક છે.

અબરખની ખાણો બિહાર પ્રાંતના હઝારીબાગ અને ગયા જીલ્લામાં છે અને સદરહુ ખાણોમાં સરેરાશ ૧૩,૦૦૦ માણસો કામ કરે છે. તે ઉપરાંત મદ્રાસ ઇલાકાના નેલોર જીલ્લામાં તથા રાજપુતાનાના અજમેર જીલ્લામાં અબરખની ખાણો છે અને તેમાં સરેરાશ ૩૮૦૦ માણસ કામે લાગે છે સદરહુ વર્ષમાં અબરખનો બજાર બહુજ મંદો હતો, જેથી ૧૯૨૦ ના કરતાં કામ કે ચાલ્યું હતું.

મેગેનીઝ ધાતુની ખાણો મુંબઇ ઇલાકાના પંચમહાલમાં પાવાગઢ પાસે મધ્ય પ્રાંતના બાલાઘાટ, ભંડારા, છિંદવાડા અને નાગપુર જીલ્લાઓમાં તથા મદ્રાસ ઇલાકાના વિઝાગાપટ્ટણ જીલ્લામાં છે. સદરહુ વર્ષમાં ૫,૩૫,૦૦૯ ટન ધાતુ ખોદી કાઢવામાં આવી હતી. પણ તેના ભાવ બહુ હલકા હોવાથી તથા યુરોપ ખાતેની ચડત કમતી હોવાથી સદરહુ ખાણુના માલીકોને બહુ લાભ થયો નહોતો.

આપણે જે મીઠું (નિમક) ખાઇએ છીએ તે સમુદ્રના ખારા પાણીમાંથી બનાવવામાં આવે છે. પણ મીઠાના પથ્થરની ખાણો પંજાબના જેલમ જીલ્લાનાંની ખેવરાની ખાણોમાંથી નીકળે છે. મીઠાના પથ્થર જેવા મોટા મોટા કટકા કાપી કાઢવામાં આવે છે અને તેને ખાંડીને વાટીને, બારીક બનાવવામાં આવે છે અને તે પંજાબ, સરહદપ્રાંત વિગેરેમાં વપરાય છે. દર સાલ આશરે ૧,૩૦,૦૦૦ ટન મીઠાના પથ્થરો ખોદી કાઢવામાં આવે છે, અને તેમાં સરેરાશ ૧૦૦૦ માણસો કામે લાગે છે. આ ખાણો ઘણી જુની છે અને ગયા ત્રણ સૈકાથી તેમાંથી મીઠું કાઢવામાં આવે છે. જમીનમાં રહેલા મીઠાના આ પથ્થરની જાડાઇ ૪૭૫ ફુટ છે એમ ગણતરી કરેલી છે.

બ્રહ્મદેશનો ઉત્તરે શાન સ્ટેટની બોડવીનની ખાણોમાંથી સીસું તથા રૂપાની કાચી ધાતુ નીકળે છે. ૧૯૨૧ ની સાલમાં શુદ્ધ કરેલું સીસું ૩૩,૭૦૦ ટન સદરહુ ખાણોમાંથી મળ્યું હતું અને શુદ્ધ કરેલી ચાંદી આશરે ૨,૨૨, રતલ મળી હતી.

કલાઇની ધાતુ બ્રહ્મદેશના મરગુઇ અને ટેવોય જીલ્લાની ખાણોમાંથી નીકળે છે અને તેમાં સરેરાશ ૧૬૦૦ માણસો રોજ કામ કરે છે.

મુખ્ય સોનાની ખાણો મ્હેસુરના રાજ્યમાં, કોલારમાં છે પણ તેનો સમાવેશ આ હેવાલમાં ન થયેલો હોવાથી તેની વિગત અત્રે આપી શકાતી નથી. મદ્રાસ ઇલાકાના અનંતપુર જીલ્લામાં સોનાની ત્રણ ખાણો છે અને તેમાંથી ૧૦,૧૦૦ ઔંસ (અધોળ) સોનુ નીકળ્યું હતું. પણ આ ખાણુ પણ હવે થોડા વખતમા બંધ થશે. કારણ કે તે સોનુ કાઢનારી કંપનીને તેમાંથી કંઇ લાભ મળતો નથી.

તાંબાની ધાતુ ખોદી કાઢવા માટે છોટાનાગપુરના સિંગભુમ જીલ્લામાં ત્રણ મોટી ખાણો છે તથા તેમાંથી ૩૨,૫૦૦ ટન તાંબાની ધાતુ મળી આવી હતી. તેમાંથી ૮૨૩ ટન ચોકખું તાંબુ કાઢવામાં આવ્યું હતું, સદરહુ તાંબાની કીંમત એક ટનની ૧૧૫૦ રૂપીઆ હતી.

છોટાનાગપુરના સિંગભુમ જીલ્લામાં આવેલું તાતાનું જમશેદપુરનું લોખંડ તથા ગજવેલનું કારખાનું હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ થઇ ચુક્યું છે. પણ તે માટેની કાચી ધાતુ ઓરિસાના મયુરભંજના દેશી રાજ્યમાંથી આવે છે. આ કારખાનાને અંગે લોઢાનાં પતરાં, સ્ક્રુ તથા ખીલા અને જસતી પતરાં વિગેરે બનાવવાનાં નાનાં નાનાં કારખાનાં પણ ઉભાં થયાં છે. આ કારખાનાને અંગે આશરે ૪૦,૦૦૦ માણસો રોજ કામ કરે છે. લોઢાના રેલના પાટા, ગજવેલના સળીયા, પિગ આયર્ન વિગેરે અનેક માલ આ કારખાનામાં જ્યા બંધ મળે છે.

અમૃતલાલ વિ. ઠક્કર

# મુળશી–પેઠા સત્યાગ્રહ

[હિંદી માસિક 'પ્રભાના' ડીસેમ્બર માસના અંકમાં આ વિષય પર એક લેખ પ્રસિદ્ધ થયો છે તેનો સારાંશ વેસાના ગુરૂકુલવાળા ભાઇ સત્યવ્રતે અમારા પર મોકલી આપ્યો છે. તેમાંથી કેટલોક ભાગ ગુજરાતી વાચકોની જાણ માટે નીચે ઉતાર્યો છે. અ. સુ. ]

પ્રસિદ્ધ પૂના પ્રાંતના પશ્ચિમ તાલુકાઓમાં મુળશી–પેઠા નામનું એક સ્થાન છે. આ સ્થાન પૂના નગરથી ૨૫ મૈલ દૂર છે. તે સંહ્યાદ્રિની પહાડી તળેટીમાં સમુદ્રની સપાટીથી ૧૯૦૦ ફીટ ઉંચે વસેલું છે. તાલુકાના મુળશી–પેઠા નામના હિસ્સામાં ૫૪ ગામ વસેલાં છે. આ ગામોની આબાદી લગભગ દસ હજાર છે. તેની લગભગ ચાલીસ હજાર એકર જમીન પર દર સાલ વાવેતર થાય છે. આ ભૂમિનો મોટો ભાગ ઘણો જ ફળદ્રુપ છે. અહિં વર્ષા નિયમિત અને યથેષ્ટ આવે જાય છે–કોઈ કોઇ ભાગોમાં દર વર્ષ ૨૦૦ થી માંડીને ૨૫૦ ઇંચ સુધી પાણી પડે છે. નીળા અને મૂળા નામની નદીઓનાં મુખો આ પેઠામાં છે. મુળશી નામના ગામની પાસે જ આ બન્ને સરિતાઓનો સંગમ થયો છે. અહિંના રહેવાસીઓનો મુખ્ય ધંધો ખેતીનો છે. મુખ્ય અનાજ ચોખા છે. ત્યાંના ચોખા ઘણા જ સરસ થાય છે અને તેની વાર્ષિક ઉપજ લગભગ ૧૫૦૦૦ ખાંડીની છે. આ ઉત્પન્ન–ઉપજ અહિંના નિવાસીઓની આવશ્યકતાથી બહુ અધિક છે, એટલા માટે મુળશી–પેઠા દર વર્ષ સેંકડો ખાંડી ચોખા બીજા જીલ્લાઓ અને પ્રાન્તોમાં ચઢાવે છે. સંહ્યાદ્રની પહાડીઓમાંથી તેના નિવાસીઓને બળતણ અને ઘાસ પૂરતું મળી રહે છે. ઘાસમાંથી અહિંના નિવાસીઓ લાખો રૂપિયા કમાય છે. પૂના, ખડકી વગેરે શહેરોમાં અહિંથી જ ઘાસ જાય છે.

અહિંના લોકો મુખ્યત્વે માવળાઓ છે. માવળાઓનું જીવન સરળ અને સાદું છે. તેમનું હૃદય પવિત્ર અને પાપ–રહિત છે. પેઠા—ભરમાં દારૂની એક પણ દુકાન નથી. એને લીધે માવળા લોકો સુખ અને આનંદ પૂર્વક પોતાનું પ્રાકૃતિક જીવન વ્યતીત કરે છે. તેમની વિલાસિતા તંબાકુ અને પાન છે. ચાનો પ્રચાર છે, પણ નજીવો જ છે. આવા લોકો શાન્તિપૂર્ણ જીવનના પ્રેમી હોય એ સ્વાભાવિક છે. એ લોકો સંતોષી પણ પૂરા છે. તેમનામાં ચોરી, લડાઈ–ટંટા આદિનો અભાવ છે. પેઠાભરમાં પોલિસનું માત્ર એક જ થાણું છે; તેનાથી બધું કામ પતી જાય છે. પરન્તુ ટાટા કંપનિએ વિજળી માટે જે યોજના ઘડી છે, તેનાથી માવળા લોકોના આ સુખમય જીવનનો અંત આવે છે. વાંચકોની જાણ બહાર નહિં જ હોય કે પાણીને બાંધીને તેનો એક ખાસ ઉંચા સ્થાન પરથી ધોધ લેવાથી વિજળી ઉત્પન્ન થઈ શકે છે. ટાટા કંપની પણ એજ કરવા માગે છે. તેણે નક્કી કર્યું છે કે મુળશી પાસે જ્યાં નીળા અને મૂળા નદીઓનો સંગમ થાય છે ત્યાં એક બાંધ ઉભો કરવો. તે બાંધની દિવાલ ૧૫૦ ઇંચ પહોળી અને ૨૫૦ ઇંચ ઉંચી હશે. તેની લંબાઇ અરધો મૈલ થશે. આ બાંધથી વિજળી તૈયાર કરાશે. વિજળી–ઘર (Power-House) કોલાબા જીલ્લાના મગાંવ તાલુકામાં આવેલા મિવાંડી સ્થાનમાં થશે. મુળશીમાં બાંધ બાંધીને તૈયાર કરવામાં આવેલી ખાઈનું પાણી મોટાં મોટાં નાળાંઓ અને નહેરો દ્વારા મિવાંડી લઇ જવાશે, અને ત્યાં જે વિજળી ઉત્પન્ન થશે, તેનાથી મુંબઇનાં કારખાનાંઓ અન્ય લોકોની રોશની, અને પંખા–યંત્રો ચલાવવામાં આવશે. રેલ પણ આ વિજળીથી ચાલશે. આ યોજનાને પૂરી કરવા ડુંગરી જમીનની જરૂર છે. એ યોજના અનુસાર મુળશી–પેઠા અને હવેલી, મનગાંવ, રોહે, પેન, પનવેલ અને સાષ્ટી તાલુકામાંની નિર્જન ભૂમિની જરૂર છે. (પણ) આમાં તો હજારો મનુષ્યો રહે છે; તેમાં તેમનાં ઘરો છે અને તેમાં જ તેમનાં બાપદાદાથી ઉતરી આવેલાં ખેતરો છે. તો પછી આ ભૂમિ લેવી કઇ રીતે? સરકા

એક કાનૂન બનાવી રાખ્યો છે, જેનું નામ છે ભૂમિ-ઉપાર્જક (Land-Acquisition Act) કાનૂન. આ કાનૂન મુજબ અમુક સ્થિતિમાં સરકાર ચાહે તે ભૂમિ ઉપર પોતાનો કબ્જો કરી શકે છે, અને ભૂમિના અસલ માલિકને તેની (પોતે ઠરાવેલી) કિંમત આપી તે ભૂમિને ખાલી કરવાનો હુકમ કરી શકે છે. આ કાનૂનને અનુસરી સરકારે ટાટા કંપનીને અધિકાર આપી દીધો છે, કે તે ભૂમિના અસલ માલિકોને તેની કિંમત આપી તેમની ભૂમિ-જમીન ખાલી કરવા કહી દે અને આ રીતે પોતાની વિજળી ઉત્પન્ન કરવાની યોજનાને પૂરી કરે. ટાટા કંપની સરકારના બળ ઉપર મુસ્તાક રહી લોકો પાસેથી જમીન ખાલી કરાવવા કોશિષ કરી રહી છે. બસ, સંક્ષેપમાં આ જ મુળશી-પેઠા-સત્યાગ્રહનું મૂળ કારણ છે.

જો ટાટા કંપનીની ઈચ્છા પૂર્ણ કરવામાં આવે, તો મુળશી પેઠાના પણ ગામો નષ્ટ થઇ જાય-પૃથ્વીતલથી તેમનું નામનિશાન, તેનું અંતિમ ચિહ્ન સુદ્ધાં નષ્ટ થઈ જાય-તે અગાધ જલના ગર્ભમાં વિલીન થઇ જાય! તેનાં લગભગ દસ હજાર સ્ત્રી-પુરૂષ ઘરબાર વિનાનાં જ્યાં ત્યાં રખડતાં થઇ પડે! તેમને પોતાની પ્યારી ભૂમિથી હંમેશને માટે 'રામરામ' કરવા પડે; તેમને પોતાનાં પૈતૃક-ગૃહો ત્યાગવાં પડે, અને પૂર્વજોની પ્રિય ભૂમિથી સદાને માટે અલગ થવું પડે, અને રખડતા રામ થઇ પોતાના સાદા, સરલ તથા સુખમય, સંતોષી જીવનને અંતિમ નમસ્કાર કરવા પડે! માવળાઓ તે માટે તૈયાર નથી. કયું માનવ હૃદય એ માટે તૈયાર હોઈ શકે? માવળાઓ દૃઢ નિશ્ચયી છે, વીર છે, કષ્ટસહિષ્ણુ છે, પોતાની ટેક માટે પ્રાણોત્સર્ગ કરવાવાળા છે, પરન્તુ તે સીધા અને સાદા છે. તેમનામાં કોઇ બુદ્ધિમાન્ નેતા નથી તેથીજ મહારાષ્ટ્રીય દલના નેતાઓ આ કટોકટીના પ્રસંગે તેમની પડખે ઉભા છે.! માવળાઓને મરાઠાઓ સાથે વિશિષ્ટ સંબન્ધ છે. માવળાઓજ વીરકેસરી શિવાજીના મુખ્ય સૈનિકો હતા. તેમણેજ શિવરાજના સમયમાં તેની સેનામાં દાખલ થઈ અદ્ભુત વીરતાનો પરિચય આપી તેનો વિજય પ્રતાપ વધાર્યો હતો. તેઓજ મહારાષ્ટ્રીના અતીત ગૌરવાન્વિત ઇતિહાસના મુખ્ય સ્થંભ સંહાદ્રિ અને માવળાઓનું નામ સાંભળતાં જ મરાઠાનાં હૃદય પૂર્વ સ્મૃતિથી ગદ્‌ગદિત થઈ જાય છે. તેમનું નામ કર્ણગોચર થતાં જ તેમને પોતાના અતીતનું, અઢારમી શતાબ્દિનું સ્મરણ થઈ આવે છે! એ સ્થિતિમાં એ સહજ સ્વાભાવિક છે કે બુદ્ધિમાન્ મહારાષ્ટ્ર નેતાઓ કટોકટીના અવસર પર માળવાઓને પડખે ઉભા રહે અને પોતાની કૃતજ્ઞતાનો પરિચય આપે. સરકાર સાથે લડવામાં, જનતાને પોતાની કરવામાં અને સત્યાગ્રહના પ્રયોગમાં આથી વધુ સારો પ્રસંગ બીજો કયો હોઈ શકે? મહારાષ્ટ્રીય નેતાઓએ આ અમુલખ અવસરને પોતાના હાથમાંથી જવા ન દીધો અને તેનો પૂરો ઉપયોગ કર્યો. પરિણામે મુળશી પેઠામાં સત્યાગ્રહસંગ્રામના શ્રીગણેશ મંડાયા.

સત્યાગ્રહસંગ્રામના વર્ણન પૂર્વે ટાટા કંપનીની યોજનાના લાભાલાભ પર વિચાર કરી લેવો આવશ્યક છે. ટાટા કંપનીનું કહેવું છે કે આ યોજનાથી જનતાને નીચે પ્રમાણે અનેક લાભ થશે.

(૧) આ યોજનાનુસાર કામ થવાથી ૧¾ લાખ હોર્સ-પાવરવાળી વિજળી પેદા થઇ શકશે. તેનાથી ૫¼ લાખ ટન કોલસાની બચત થશે. ૫¼ લાખ ટન કોલસાનું મૂલ્ય લગભગ બે કરોડ (૧ કરોડ ૮૩ લાખ) રૂપિઆ થાય છે; એટલે આ યોજનાનુસાર દેશને એટલા રૂપિયાની બચત થશે.

(૨) એ બચતથી મુંબઇની મિલોના માલિકોને દર વર્ષ ૧ કરોડ ૩૭ લાખ ૫૦ હજાર રૂપિયાનો ફાયદો થયા કરશે.

(૩) ૫¼ લાખ કોલસાને લઇ જવા માટે ૨૬૨૫૦ રેલગાડીઓની જરૂરત છે, આ યોજનાથી આટલી ગાડીઓ બીજાં કામ માટે બચી શકશે.

(૪) વિજળી ઉત્પન્ન કરવા ઉપરાંત બાંધનું પાણી ખેતરોને સિંચવાના કામમાં પણ આવી શકશે.

(૫) જો ઉત્પન્ન થનારી બધી વિજળી સૂતર કાંતતી મિલોને આપી દેવામાં આવે, તો તે મિલોમાં ૩ લાખ મજૂરોને કામ મળી શકે, અને રોજ એક લાખ વાર કાપડ તૈયાર થઇ શકે.

(૬) આ વિજળી રેલ્વેના ઉપયોગમાં પણ આવી શકશે. એથી બોરીબન્દર અને કલ્યાણ તથા કોલાબા અને વિરાર વચ્ચે વધુ લોકલો દોડશે. મુંબઈ અને પૂના તથા મુંબઈ અને ઇગતપૂરીની વચ્ચે પણ વિજળીની રેલ્વેઓ ચાલશે અને એથી લોકોને બહુ લાભ થશે!

(૭) ટાટા કંપનીની પૂંજી સેંકડે ૯૧ ટકા સ્વદેશી અને માત્ર ૯ ટકા વિદેશી–એટલે આ યોજના બિલકુલ સ્વદેશી છે.

(૮) વાસ્તવમાં માત્ર લગભગ ૧૬ વર્ગ માઇલ જમીન પાણીમાં ડુબશે. ખાઈ દ્વારા પાણી લઈ જવા માટે ૧૦૦ વર્ગ માઇલ જમીનની જ જરૂર પડશે.

(૯) આ યોજના પ્રમાણે ૬૦૦૦ માવળાઓને પોતાનાં ઘરબાર છોડવાં પડશે.

(૧૦) બાંધ તૈયાર થતાં છ સાત વર્ષ જોઈશે, અને તે દરમ્યાન મુળશી પેઠાના માવલાઓ મજુરી કરી ખૂબ રૂપિયા કમાઈ શકશે.

(૧૧) બાંધ માટે કંપની એક રેલ્વે બનાવી રહી છે. આ રેલથી પણ લોકોને ફાયદો થશે.

(૧૨) આ યોજના પ્રમાણે માવળા લોકોને જે ત્યાગ કરવો પડશે, તેનાથી તે લોકો સમગ્ર દેશના ભલા માટે ત્યાગ કરતાં શીખશે.

(૧૩) માવળાઓની ભૂમિ વાણિઆઓ અને શાહુકારો ને ત્યાં ગિરો રખાયેલી છે. એટલા માટે આ યોજનાથી ખાસ માવળાઓને બહુ હાનિ થશે નહિં. જે કંઇ થશે તે વાણિઆઓનેજ થશે.

(૧૪) ચાલીસ હજાર એકર જમીનમાંથી માત્ર દસ હજાર એકર જમીન પાણીમાં ડુબશે.

માવળાઓના નેતાઓનો આ દલીલોનો ઉત્તર નીચે મુજબ છે:—

(૧) ૫¼ લાખ ટન કોલસાની બચતથી વિશેષ લાભ નહિં થાય. આપણા દેશમાં દર વર્ષ ૨¼ કરોડ ટન કોલસા ઉત્પન્ન થાય છે. જેમાંથી માત્ર વીસમો ભાગ જ મિલોના કામમાં વપરાય છે. જો કોલસાની ખાણો ઉપર પૂરતી મજુરી અને મૂડી રોકવામાં આવે, તો સહેલાઇથી દર વર્ષ ૩ કરોડ ટન કોલસા ઉત્પન્ન કરી શકાય. ટાટા કંપનીને જો કોલસા જ બચાવવા હોય તો તે પોતાની ૭ કરોડની મૂડી કોલસાની ખાણો પાછળ રોકીને તેની ઉપજ કેમ નથી વધારતી ?

(૨) મુંબઈના મિલ માલિકોની આમદાનીની વૃદ્ધિ એ કાંઈ જનતાની સમૃદ્ધિ નથી. મુઠીભર ધનવાનોની આમદાની વધારવા માટે હજારો લોકોનું જીવન નષ્ટ કરવાની કલ્પના પાપમય છે. મિલાવળાઓની આમદાની વિદેશીઓનાં ખીસાં તર કરશે, કેમકે મોટર વગેરે વિલાસની ચીજો ખરીદવામાં તેનો વ્યય થશે.

(૩) જી. આઇ. પી. રેલ્વે ઇતરસીથી નાગપુર સુધી જે નવી લાઇન કાઢી રહી છે, તેનાથી પંચપાડીથી કોલસા આવી શકશે. એટલે બંગાળાથી કોલસા લાવવાની જરૂર નહિં રહેતાં, ગાડીઓની બચત થવાનો સંભવ છે.

(૪) બાંધનું પાણી ખેતરને પાવાના કામમાં આવશે એ દલીલ ફોગટ છે. કેમકે લોનાવળાના મોટા તળાવનું પાણી એવા ઉપયોગમાં હજુ સુધી નથી લેવાયું. આ ( બાંધના ) પાણીથી તો કોઈ ઠેકેદાર અથવા સરકારનેજ લાભ થશે.

(૫) વિજળીથી વાસ્તવિક એજ લાભની સંભાવના છે. (અ) તેનાથી ૫¼ લાખ ટન કોલસા બચે; (બ) કેટલાક લક્ષાધીશોને ૧¼ કરોડ રૂપિયાનો નફો થાય; પરંતુ એથી જનસમૂહને કોઇ લાભ નથી.

(૬) જો એ પણ માની લઈએ, કે એ વિજળી જી. આઇ. પી. અને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેનાં કામમાં પણ આવે, અને આથી મુંબઈવાસીઓ નગરના ગંદા ભાગમાંથી દૂર પરાંઓમાં રહી શકે. અને પરિણામમાં તેમનું સ્વાસ્થ્ય સારૂં રહે—પરંતુ, શું આ બધી વાતો મુળશી પેઠાને પાણીમાં ડુબાવીનેજ થઈ શકે ? બીજી કોઇ રીતે નહિ ?

(૭) ટાટા કંપનીનું કહેવું છે કે હાલ તે કંપનીની મૂડીનો નવમો ભાગ જ વિદેશી છે. ઠીક. પણ એ વાતની ખાત્રી શી કે ભવિષ્યમાં વિદેશી મૂડી નહિ જ વધે અને હાલ છે તેટલી જ કાયમ રહેશે ?

(૮), (૯), (૧૪), ટાટા કંપનીએ જે આંકડા આપ્યા છે તે ભ્રમાત્મક છે. એ સાચું છે કે ચાલીસ હજાર એકર જમીનમાંથી ફક્ત દસ હજાર એકર જમીન જલમગ્ન થશે. પણ ટાટા કંપનીની ખાહિશ નહીં હોય તોપણ નીચાણની જમીન આપોઆપ જલ-મગ્ન થઇ જશે. માત્ર ઉંચાણની જમીન જ બચી શકશે. આ ઉંચાણની જમીન ફળદ્રુપ હોતી નથી. ચોખા વગેરે અનાજ નીચી ભોંયમાં જ પાકે છે, એટલે આ ઉંચી જમીન ઉપર પણ પ્રલય ફરી

વળે કે નહિ એ ઉપજની દ્રષ્ટિએ સરખું છે. ઉપજ નહિં થાય તો જીવિકાનું બીજું કોઇ સાધન ન રહેતાં લોકો આપોઆપ એ જમીન છોડીને જતા રહેશે, અને એ રીતે બધી ચાલીસે હજાર એકર જમીન નકામી થઇ જશે.

(૧૦) આ દલીલ કેટલી હ્રદય-હીન છે? લોકોને પોતાનાં ઘરબારથી વંચિત કરી કહેવું કે અમારે ત્યાં મજુરી કરો?

(૧૧) રેલથી આપણા દેશને જે લાભ (?) પહોંચે છે, તે બધા લોકોને સુવિદિત છે; એટલે ટાટા કંપનીની આ દલીલ પણ વજૂદ વિનાની છે.

(૧૨) મુળશી-પેઠામાં બાંધ બાંધવાથી સમગ્ર દેશને લાભ છે એવો વિશ્વાસ માવળા લોકોમાં બેસાડવો અસંભવિત હોય છે, તો પછી તેમને દેશના નામ ઉપર મજુરી કરવા અરજ કરવી વ્યર્થ છે.

(૧૩) જો માવળાઓની છું ભૂમિ શાહુકારોને ત્યાં ગિરો છે, તો એ વાતનું પ્રમાણ શું કે તે કદિપણ છોડવી નહિં શકાય? તદુપરાંત જો કે જમીન ગિરો છે, તોપણ માવળાઓ તેને પોતાની જ સમજીને ખેડે છે; અર્થાત્ ગિરો હોવા છતાં ખેડવામાં અને તેનાથી જીવનોપાર્જન કરવામાં તેમને અડચણ નડતી નથી. સાહુકારો તથા ખેડુતોનાં હિત પરસ્પર સંકળાયેલાં છે. એ દશામાં આ દલીલ પણ નિરર્થક છે.

માવળાઓની દષ્ટિમાં માનવ-હ્રદય સાથે આ સવાલને જેટલો સબન્ધ છે તેટલો આર્થિકલાભાલાભ સાથે નથી. માનવ-હ્રદય સ્વભાવતઃ પોતાના પૂર્વજોનાં નિવાસ-સ્થાનને છોડતાં દુઃખાય છે. ભારતવાસીઓ જન્મભૂમિનાં પ્રેમને માટે ખાસ મશહુર છે. તેઓ ઘોરતમ યાતનાઓ સહવા તૈયાર છે. લુખું-સૂકું ખાઇને અર્ધું પેટ ભરવું તેમને મંજૂર છે. પણ પોતાનું ઘર બનતાં સુધી તેઓ છોડતા નથી. એ સ્થિતિમાં માવળાઓનાં હૃદયોને પોતાની પૈતૃક ભૂમિ છોડતાં જે મર્માન્તક-કષ્ટ થશે, તેની કલ્પના કરવી કઠણ નથી. આ કષ્ટ સહેવા તે લોકો તૈયાર નથી. સરકારના બળ ઉપર ભરોસો રાખી ટાટા કંપની હઠે ચઢી હતી કે પોતાની યોજના પ્રમાણે કામ કરીને જ એ જંપશે. માવળા લોકો બીજી બાજુ પોતાની પૈતૃક-ભૂમિ છોડવા જરા પણ તૈયાર ન હતા. અંતે મહારાષ્ટ્રીય નેતાઓને અસહાય માવળાઓનો પક્ષ લેવો પડ્યો!

## આન્દોલનનો આરંભ

માવળાઓએ અથવા મહારાષ્ટ્રીય નેતાઓએ વિના વિચારે, શહીદ થવા અથવા મોટાઈ મેળવવાની ઇચ્છાથી સત્યાગ્રહ શરૂ કર્યો નથી. તેમણે પ્રથમ પોતાના ઉદ્ધાર માટે સર્વ પ્રયત્નો અજમાવી જોયા. જ્યારે તેનાથી કંઇ જ લાભ ન થયો ત્યારે જ તેમણે હારી, થાકી મહાત્મા ગાંધીજીના અમોઘાસ્ત્ર સત્યાગ્રહનું શરણ લીધું. જ્યારે મુળશીવાસિઓના કાને ટાટા કંપનીની યોજનાની વાત પહોંચી, ત્યારે તેમણે કલેક્ટર અને કમિશ્નરની પાસે પ્રાર્થનાપત્રો મોકલ્યા કે 'સરકાર અમને કંપનીના કઠોર પંજામાંથી બચાવો-અમારી રક્ષા કરો.' પણ અધીકારીઓએ 'અમને એવી કોઈ યોજનાની ખબર નથી' કહી વાત ઉડાવી દીધી. આવા કેટલાક દિવસો પછી જ્યારે આ યોજના તમામ લોકોની નજર સામે પ્રત્યક્ષ રૂપથી ખડી થઈ ત્યારે ફરી પાછું અધિકારીઓનું ધ્યાન તે તરફ ખેંચવામાં આવ્યું. જવાબ મળ્યો કે "એ કંઈ નવી યોજના નથી; એ તો વીશ વર્ષની જુની વાત છે." થોડા દિવસ બાદ માવળાઓ ઉપર વિપત્તિના પ્રહારો શરૂ થયા. ભૂમિકપાર્જક (Land-acquisition Act) ની ચોથી કલમ મુજબ જૂન સને ૧૯૧૯ માં તેમને નોટિસ આપવામાં આવી, કે તેઓ પોતપોતાની જમીન છોડી દે અને તેની કિંમત લેઈ લે. માવળાઓએ પોતાના ઘરબારથી અલગ થવાનો ચોખ્ખો ઈન્કાર કર્યો! તેમનામાં આ નોટિસથી ઘણો ખળભળાટ પેદા થયો; પણ કલેક્ટરની મીઠી મીઠી વાતોથી અને જુઠાં આશ્વાસનથી તેઓ તે સમયે શાંત થયા, ન થયા, ને તરતજ ચેતી ગયા; અને તેમણે ૨૯-૨૭ ડિસેમ્બર ૧૯૧૯ માં ચાવલાસ અને મુળશીમાં સભાઓ ભરી. એ સભાઓમાં તેમની ભૂમિ અને તેમનાં ઘરોની રક્ષા કઇ રીતે કરવી તે ઉપર વિચાર થયો; આ સભાઓમાં મુળશી-પેઠાનો પુખ્ત ઉમરે પહોંચેલો પ્રત્યેક પુરુષ હાજર હતો.

ઘણા વાદવિવાદ અને વિચાર પછી આ સભાઓમાં સર્વ સમ્મતિથી એ નક્કી થયું, કે કાનૂની સાધનોથી આ યોજનાનો 'વિરોધ' કરવો. આ માટે એક નાનીશી કાર્યકારિણી સમિતિ નીમવામાં આવી. શ્રીયુત ગુપ્તે અને ગદ્રે આ સમિતિના સંયુક્ત મંત્રી નીમાયા. આ લોકોનું એક ડેપ્યુટેશન 'ખેડ' સાથે કલેક્ટર સાહેબને મળ્યું. શરૂઆતમાં કલેક્ટર

સાહેબે મીઠી મીઠી વાતો કરી અંતમાં પરખાવી દીધું કે એ મામલામાં તેઓશ્રી કંઈ કરી શકે તેમ ન હતા ! જ્યારે આ ડેપ્યુટેશન મુંબઈ ગવર્નર સાહેબને મળવા ગયું, ત્યારે તેઓશ્રીએ આ ડેપ્યુટેશનને દર્શન આપવું, યોગ્ય ન ધાર્યું, પણ કહેવરાવ્યું કે ' મારા ચીફ સેક્રેટરીને જઈને મળો ! ' એક તરફ અધિકારી વર્ગ આમ ટાળમ-ટોળ કરતા હતા અને બીજી બાજુ ટાટા કંપની પોતાનું કામ કર્યા જતી હતી ! પાયો ખોદાઈ રહ્યો હતો, તદુપરાંત બીજું પણ કામ શરૂ કરી દીધું હતું ! ! જ્યારે લોકોએ કંપનીના યુરોપીયન કાર્યકર્તાઓને કહ્યું કે અમને સરકારી આજ્ઞાપત્ર દેખાડો, ત્યારે તેમણે તેમને ઘણીજ અસભ્ય રીતે ડરાવવા-ધમકાવવા શરૂ કરી દીધા. આથી ગવર્નર તથા વાઈસરોય ઉપર તાર કરવામાં આવ્યા.

માવળા—સભાના મંત્રીએ કલેકટરને પણ મુળશી પેઠાની અવસ્થાનું પૂરેપૂરૂં વર્ણન લખી મોકલ્યું. પણ કલેકટરે માત્ર એટલોજ જવાબ આપ્યો કે " મામલાની તપાસ થશે " તપાસ કરવામાં આવી પણ માત્ર બલાને ટાળવા માટેજ ! કલેકટરે ટાટાકંપનીના કાર્યકર્તા મિ. કેમરન સાથે વાતચિત કરી અને ફેંસલો આપી દીધો કે ' મિ. કેમરન જે કંઇ કરશે તે બરાબર જ કરશે !' મિ. કેમરને પણ કલેકટરને લખી દીધું કે મુળશીમાં તો પૂર્ણ શાન્તિ છે; બહારના કેટલાક ઉપદ્રવી લોકો જરૂર ઘોરીપણો ઉપદ્રવ મચાવી રહ્યા છે ! બસ પછી શું? કલેકટર સાહેબે ૨૩ મી ફેબ્રુઆરી ૧૯૨૦ ને રોજ કહી દીધું, કે 'માવળાઓની તરફથી વાતો વધારીને કહેવામાં આવે છે; મુળશીમાં કંઇ અસંતોષ નથી !' ત્યાર બાદ માવળાઓની એક સભા થઇ. આ સભામાં મહારાષ્ટ્રીય નેતાઓ પહેલવહેલાં જ જોડાયા અને સભામાં સત્યાગ્રહ ઉપર વિચાર થયો. આ અરસામાં ગવર્નર સાહેબના કહેવા મુજબ માવળાપ્રતિનિધિઓ તેમના ચીફ સેક્રેટરીને મળ્યા. મિ મોડ રોકડું પરખાવ્યું કે ' જે લોકોને મુળશીમાં પોતાનાં ઘર અને જમીન છોડવાં પડશે તેમને માટે અમે બીજે ઘર યા જમીનનો કોઈ બન્દોબસ્ત કરી શકીએ એમ નથી; હા, અમે માત્ર તેમને તેની કિંમત આપીશું. ' આ ઉપરાંત તેમણે શરમ મુકી માવળા મંડળને એમ પણ પ્રાર્થના કરી, કે તેઓ માવળા લોકો આગળથી જમીન મેળવવામાં સરકારને સહાયતા કરે ! એ વખતે માનનીય મિ. પરાંજપેએ વ્યવસ્થાપક સભામાં એ પ્રસ્તાવ મુક્યો, કે જે લોકોની જમીન લઈ લેવાય તેમને ટાટા કંપનીમાં કામ આપવામાં આવે ! પણ સરકારે તેનો વિરોધ કર્યો અને પ્રસ્તાવ એમનો એમજ રહી ગયો ! આ તરફ માવળાઓ સમસ્ત કાનુની ઉપયોગથી પોતાની રક્ષા માટે સરકારના દરવાજા ખટખટાવતા હતા. બીજી તરફ કંપની મઝેથી પોતાનું કામ કર્યા જતી હતી. તેણે માલ માટેના ગોદામો બનાવી લીધા હતા. રેલ્વે લાઈનો નાંખી દીધી હતી અને પાયો ઝપાટાબંધ ખોદાઇ રહેવા આવ્યો હતો ! આ કામ તો કંપની અને સરકાર વચ્ચે કરાર લખાયા પુર્વેજ શરૂ થઈ ગયું હતું, અને પછી કંપની અને સરકાર બેઉ એમ કહેવા લાગ્યાં, કે આ કામમાં કંપનીની એટલી મુડી રોકાઈ ચૂકી છે, કે હવે કામની બંધી કરવાથી કંપનીને ભારે ખોટ ઉઠાવવી પડશે !

## સત્યાગ્રહસંગ્રામ.

જ્યારે પ્રાર્થનાપત્રો, ડેપ્યુટેશનો અને બીજાં સમસ્ત ' કાનુની ' સાધનોથી કાંઈ ફળ ન આવ્યું, ત્યારે તેઓએ સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર ઉગામ્યું. આ જોઈને મુંબઇની ધારાસભાના એક સભ્ય રા. ગુપ્તેએ ધારાસભાની તા. ૫ મી માર્ચ સન ૧૯૨૧ બેઠકમાં એક પ્રસ્તાવ રજુ કર્યો, કે થોડા સમય સુધી ( કંપનીનું ) કામ બંધ કરવામાં આવે. સરકારે એ પ્રસ્તાવને નામંજુર કર્યો. આથી પોતાની માતૃભૂમિ, પોતાની સભ્યતા, પોતાની સન્તતિ, પોતાનું ભવિષ્ય અને પોતાની જાતની રક્ષાને માટે માવળા લોકોએ સત્યાગ્રહસંગ્રામનો સંકલ્પ કર્યો. સત્યાગ્રહ આરંભ કર્યા પુર્વે તેમણે પુનાના કલેકટરને એક નોટિસ આપી કે જો સરકાર તા. ૧૫ એપ્રિલ સન ૧૯૨૧ સુધીમાં બાંધનું કામ નહિ રોકે, તો અમે તા. ૧૬ મીના પ્રાતઃકાળમાં સત્યાગ્રહ શરૂ કરીશું. એવીજ બીજી નોટીસ ટાટા કંપનીના મેનેજરને પણ આપવામાં આવી. સરકાર અને કંપની બેમાંથી કોઈએ એ નોટીસ પર ધ્યાન આપ્યું નહિ. પરિણામે મુળશીના સત્યાગ્રહી માવળાઓએ, છત્રપતિ શિવાજી મહારાજનો ઝુંડો લેઈ તા. ૧૬ મી ના સૂર્યોદયની સાથે સત્યાગ્રહ શરૂ કરી દીધો. તારીખ ૧૫ મીની રાત્રે નેતાઓએ બધા સત્યાગ્રહીઓને બોલાવીને તેમને સત્યાગ્રહની શિક્ષા આપી, અને કહ્યું કે અહિંસા એ

સત્યાગ્રહીનો પરમ ધર્મ છે. નેતાઓ જ્યારે જ્યારે તેમના એ (મુખ્ય) કર્તવ્યની યાદ આપતા, ત્યારે ત્યારે સહસ્ર માવળાઓ જય ધ્વનિ કરીને માતૃ-ભૂમિની બલિ-વેદી ઉપર ચઢી જવાની ઉત્સુકતા પ્રગટ કરતા. સરિતા-તટ ઉપર લલિત લતાઓ અને કુંજોથી સુશોભિત એક વિશાળ મંડપ બનાવવામાં આવ્યો હતો. આ મંડપમાં જ ભોજનાલય હતું અને અહિં જ ભોજન-સામગ્રી રહેતી; અહિં જ સત્યાગ્રહ-કાર્યાલય હતું; અને અહિંજ વીર માવળાઓ ઉઠતા, બેસતા અને સૂતા. પ્રત્યેક કામ અલગ અલગ વિભાગોમાં વ્હેંચી નંખાયું હતું, અને સ્વયંસેવકોના પ્રત્યેક વિભાગનો નાયક ચુંટવામાં આવ્યો હતો. તમામ વિભાગના નિરીક્ષણ અને શાસનનો પણ પ્રબન્ધ રાખવામાં આવ્યો હતો. સત્યાગ્રહી માવળાઓની પણ સૈનિક-ટુકડીઓ બનાવવામાં આવી હતી. પ્રત્યેક ટુકડીને, એક એક નાયક અને દરેક નાયકની નીચે ત્રણ ત્રણ ઉપ-નાયક હતા. પ્રત્યેક સૈનિકનું એ કર્તવ્ય હતું, કે તે નાયકની આજ્ઞાનું પાલન કરે. એક પ્રધાન નાયક આ ત્રણે ટુકડીઓનું નિરીક્ષણ અને સંચાલન કરતો. સત્યાગ્રહમંડપ એક છાવણી જેવો થઈ રહ્યો, અને ત્યાં સૈનિકોના જ જેવું અનુશાસન હતું. આ અનુશાસનથી વીર માવળા લોકોએ. સફલતા પૂર્વક પંદર દિવસ સુધી ઘનઘોર સત્યાગ્રહ-સંગ્રામ કર્યો. દેવાસુર-સંગ્રામનું દશ્ય ત્યાં ખડું થયું. સત્યાગ્રહી વીરો સત્ય, શાંતિ, ભક્તિ, સુખ અને એકતાના દેવ-દૂત જેવા દેખાતા. કંપની અને સરકાર પોતાના ધન અને પશુબળના ગર્વમાં ચકચૂર હતી, પણ વીર માવળાઓના સત્યાગ્રહે તેમના આ ગર્વના ચૂરેચૂરા કરી નાંખ્યા. ૧૯ મી તારીખે ટાટા કંપનીના સર્વ કાર્ય કર્તાઓ સંગ્રામક્ષેત્ર પર હાજર થયા. પોલિસ-સુપરિન્ટેન્ડેન્ટ સાહેબે પણ પોતાની જાતને હાજર કરી. તેઓ તો સમજતા કે સત્યાગ્રહની વાતો કરવી સરળ છે, પણ તેને અમલમાં મૂકવી મહા મુશ્કેલ છે. પરંતુ જ્યારે નિયત સમય ઉપર હજારો માવળાઓ આવીને પાયામાં સૂઇ ગયા, ત્યારે તેમની આંખો ખુલી ગઈ. તેમણે મજુરોને પોતાનું કામ જારી રાખવા "કહ્યું", પણ મજુરો જ્યાં કામ કરવા માગતા હતા, ત્યાં કોઈ નહિં ને કોઈ માવળાને નીચે સૂતેલો જોતા. જે મજુર હથોડાથી પત્થર તોડવા માગતો હતો, તેને પત્થરને બદલે પોતાનો જ એક ભાઇ સૂતેલો નજરે પડતો. બે કલાક સુધી આ દશ્ય રહ્યું. અન્તમાં સત્યની જય થઇ; મજુરોનું હૃદય પીગળી ગયું, તેમણે પોતાના ઓજારો ફેંકી દીધાં, અને કંપનીનું કામ બંધ રહ્યું. આ પછી કંપની કદીપણ સામે ઉભી રહી નથી. જ્યારે જ્યારે તેણે પોતાનું માથું ઉંચક્યું ત્યારે ત્યારે તેને સત્યાગ્રહીઓની સામે શિર ઝુકાવવું પડયું. આથી ચીડાઈ જઇને ટાટા કંપનીના એક ભારતીય કાર્યકર્તા મિ. ભાભાએ માવળા વીરોને ડરાવવા માટે એક અમાનુષિક શોધ કરી. તેણે નળો દ્વારા સૂતેલા માવળા વીરો ઉપર ૫૦ ફીટની ઉંચાઈથી ખળખળતું (ગરમ) પાણી છોડવું શરૂ કર્યું. સરકાર અને કંપનીના અન્ય કાર્યકર્તાઓનું ધ્યાન માવળા નેતાઓએ આ તરફ દોર્યું, પણ તેમણે કશો જ ઉત્તર ન આપ્યો. લગભગ અરધા કલાક સુધી માવળીવીરો ઉપર ધડધડ ગરમ પાણી પડી રહ્યું, પણ વીર માવળીઓએ જરાયે મચક ન જ આપી. આથી લાજવાઇને કંપનીને હાર માનવી પડી અને બીજે દિવસે જ્યારે શ્રીયુત કલેકટર ત્યાં પહોંચ્યા ત્યારે તેમને મિ. ભાભાએ પ્રાર્થના કરી કે તેમને કંપનીની સ્થિતિની ચોખવટ કરવા સમય આપે. શ્રી. કેળકરે તેમની આ વાત કબૂલ કરી, અને જે વાતચિત થઇ તેના ફળ રૂપે કંપનીએ તા. ૧૯ મી પ્રાત:કાળ સુધી બધું કામ બંધ રાખવા કબૂલ્યું. પણ તા. ૨૦ મીની સવારે કલેકટર માવળીઓના નેતા ડૉકટર ફાટકને પત્ર લખ્યો કે, કંપની ને માટે કામ બંધ કરવું અસંભવિત છે. આ તરફ પણ પૂર્ણ તૈયારી ચાલી રહી હતી. સત્યાગ્રહી માવળીઓની સહાયતાને માટે પુનામાં એક સત્યાગ્રહ-સહાયક-સમિતિ ખોલવામાં આવી હતી. તેણે માવળાઓના સત્યાગ્રહના પક્ષમાં લોકમત જાગ્રત કરવાનું તથા ફંડ ઉઘરાવવાનું કામ શરૂ કરી દીધું. ૨૦ મી તારીખની સવારે કલેકટરનો પત્ર મળતાં જ સત્યાગ્રહનો પુનઃ આરંભ થઇ ગયો. સત્યાગ્રહીઓ રોજ વહેલા ઉઠતા. તેમને જગાડવા માટે મધુર સંગીત ગાવામાં આવતું. તમામ લોકો શૌચાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઈ એકત્ર થતા અને થોડો લુખોસુકો નાસ્તો કરી લેતા. નાસ્તામાં તેમને ગોળ, મમરા, ખજુર વગેરે આપવામાં આવતું. તે લઇને તે યોદ્ધાઓ બાંધમાં જઇને પોતપોતાના નિશ્ચિત સ્થાન ઉપર સૂઇ જતા અને ત્યાંજ બેસી નાસ્તો કરતા. બપોરે વીરપત્નિઓ પોતાના પતિઓ માટે ભોજન લાવતી. જ્યારે મજુરો કામથી છૂટતા. ત્યારે સત્યાગ્રહી માવળીઓ પણ ત્યાંથી ઉઠીને ભોજન કરતા. સાંજે સાડા પાંચવાગે જ્યારે કામ બંધ થઈ જતું, ત્યારે

તેઓ સત્યાગ્રહ-મંડપમાં પાછા ફરતા અને ત્યાં આવી વાળુ કરતા. ત્યારબાદ તેઓ આપસમાં વાતચિત કરતા અને વર્તમાનપત્રો વાંચતા. રાત્રે રાષ્ટ્રીય પાઠશાળાવાળા શ્રીયુત કાનિટકર અને તેમના વિદ્યાર્થીઓ ભજન-કીર્તન દ્વારા સત્યાગ્રહીઓનું મનરંજન કરતા. નેતાઓ આ વખતે ભેગા મળીને બીજા દીવસનો કાર્યક્રમ નક્કી કરતા. આ રીતે પંદર દિવસ સુધી સત્યાગ્રહ-સંગ્રામ ચાલુ રહ્યો. અંતમાં એક દહાડો ટાટા કંપનીના એક પ્રતિનિધિ મિ૦ કેમરનને મળ્યો. તેણે માવળા નેતાઓને પણ મળવાની પોતાની ઈચ્છા પ્રગટ કરી. તેઓ મળ્યા અને અંતમાં કંપનીને વચન આપવું પડ્યું કે તે તા. ૭ નવેમ્બર ૧૯૨૧ સુધી પોતાનું કામ બિલકુલ બંધ રાખશે, અને તે દરમ્યાન સમાધાનીની વાતચીત કરશે. કામ બંધ થયું અને આ રીતે સત્યાગ્રહ-સંગ્રામમાં સત્યાગ્રહીઓનો પ્રથમ વિજય થયો. આ ક્ષણિક સન્ધિ થયા બાદ મુંબઈ સરકારે માવળાઓને પુનઃ સૂચના કરી કે બાંધ અટકે એમ નથી. આ રીતે પુનઃ કંપની અને સરકારે માવળાઓ સાથે યુદ્ધ કરવા નિર્ધાર્યું. માવળાઓએ પણ તે સામે હુંકાર કર્યો અને તા. ૨૩ મી નવેમ્બરે કંપનીને નોટીસ દઈને સત્યાગ્રહ શરૂ કરી દીધો. પરિણામે કંપનીના મજુરોએ અને કારીગરોએ બાંધનું કામ બંધ કરી દીધું. આ વખતે પણ કંપનીની હાર થઈ, અને મિ. આર. ડી. ટાટાને ઘોષણા કરવી પડી કે, માવળાઓના વિરોધને લીધે અમે હમણાં બાંધના કામને બંધ કરવાનો નિશ્ચય કરીએ છીએ. પણ કંપનીએ માવળાઓને છેતરીને ફરી કામ શરૂ કર્યું. પરિણામે જ્યારે ટાટા કંપનીના નોકરો મુળશી પેઠાવાળા બાંધકામમાં નવી નળીઓ લગાવી રહ્યા હતા, ત્યારે સત્યાગ્રહીઓ અને નોકરો વચ્ચે ટંટો ઉત્પન્ન થયો. પરિણામે ૧૬ સત્યાગ્રહીઓ કેદ પકડાયા. તા. ૧ લી ફેબ્રુઆરી, ૧૯૨૨ના રોજ બીજા ૪ સત્યાગ્રહીઓને પકડવામાં આવ્યા. પણ સત્યાગ્રહ જોરમાં જારી હતો. સ્વયંસેવકગણ અને માવળા લોકો ૧૪૪ મી કલમનું ઉલ્લંઘન કરીને પોતાનું કામ કરતા રહ્યા. ૨ જી મેના દિવસે ૫૦ માવળાઓનું એક દલ, જેમાં સ્ત્રી પુરૂષો અને બાળકો એમ બધાં હતાં. તેઓ ખાઈનું કામ બંધ કરાવવા આગળ વધ્યાં, એટલે ગુંડાઓએ અવિચારીપણે બધાને દંડાથી પીટ્યાં. પણ સત્યાગ્રહીઓનો અટલ નિશ્ચય હતો કે તેઓ ખાઈના કામને બંધ કરીને જ અટકશે. એક બાજુ મેજીસ્ટ્રેટ સાહેબે આજ્ઞાલંઘન માટે ૯૬ સત્યાગ્રહીઓ ઉપર સમન્સ મોકલ્યા. તા ૧ લી મેના રોજ સ્વામી સત્યદેવ, શ્રી. પરાંજપે, શ્રી. દામલે, શ્રી વાસુદેવ જોશી, શ્રી. બાપટ શ્રી. કરંદિકર આદી નેતાઓ સત્યાગ્રહીઓની સાથે હતાં. આ ઉપરાંત એમની સાથે માવળાઓ અનેક સ્ત્રીઓ અને બચ્ચાંઓ હતાં. પહેલાં તો કેટલાક દિવસ સત્યાગ્રહીઓએ કંપનીના મજુરોના કામમાં બાધા નાંખી. સત્યાગ્રહી ટુકડી બનાવી બનાવીને કંપનીના મજુરો પાસે જવા લાગ્યા. મજુરોએ સ્ત્રી પુરૂષ અને બાલબચ્ચાંઓની, બધાની સરખી મરહમ્મત કરી. સત્યાગ્રહીઓ માર ખાતા ખાતા પણ દૃઢ રહ્યા. પોલિસ આ તમાશો જોઈ રહી. મેજીસ્ટ્રેટે લગભગ ૧૦૦ સત્યાગ્રહીઓને નોટિસ દ્વારા રોક્યા તારીખ ૪ ના રોજ સત્યાગ્રહીઓના બીજા દળના ૧૯ મનુષ્યોને ૭ ૭ માસની, સાત માણસોને ચાર ચાર માસની અને પાંચ મનુષ્યોને એકેક માસની સજા થઇ. ત્રીજે દિવસે સત્યાગ્રહીઓએ પોતાના કાર્ય-ક્ષેત્રને બદલ્યું, અને કંપનીના મજુરોના કાર્યમાં બાધા નાંખવા કરતાં તેમણે તળાવના ઉત્તર ભાગને પત્થરથી પૂરી દેવાનું ઉચિત ધાર્યું. લગભગ ૧૫૦ સત્યાગ્રહીઓ તે તરફ ગયા, અને ૧૦ મિનિટ સુધી એ ૧૫૦ સત્યાગ્રહીઓ (જેમાં સ્ત્રીઓ અને બાળકો હતાં) તે તળાવ ફરતા રહ્યા. એ દરમ્યાન ડેપ્યુટી પોલિસસુપરિન્ટેન્ડેન્ટ મિ. શિન્ડે આવી પહોંચ્યા અને સત્યાગ્રહીઓનાં નામ લખવાની શરૂઆત કરી. તેમણે પોતાનાં નામો લખાવ્યાં. સત્યાગ્રહી લોકો નામ લખાવતા હતા તેવામાં જ કંપનીનાં માણસો પણ ત્યાં આવી પહોંચ્યાં. સશસ્ત્ર પોલિસ પણ આવી પહોંચી. ૨–૩ મિનિટ પછી કંપનીના ૪૦૦ માણસોએ સત્યાગ્રહીઓને ઘેરી લીધા, અને નિર્દયતાપૂર્વક તેમને હથોડા અને ખાસડાથી મારવા લાગ્યા. કંપનીના ચીફ એન્જીનીયર મિ. કેમરન અને બીજા બે અંગ્રેજ કામ કરનારાઓ સ્ત્રી-પુરૂષો પર પડતો આ માર ચૂપચાપ જોઇ રહ્યા. પછી સત્યાગ્રહીઓને ઘસડીને એક જગાએ એકઠા કર્યાં. થોડીવાર પછી ૩૧ સત્યાગ્રહીઓનું બીજું એક દલ મોકલવામાં આવ્યું. આમાં કેટલાક અસહકારી વિદ્યાર્થીઓ પણ હતા. પુરૂષ શું કે સ્ત્રી શું, જુવાન શું કે બાળક શું, દરેક સત્યાગ્રહીએ પૂર્ણ શાન્તિથી કામ લીધું. કાનૂન અને વ્યવસ્થા (Law and Order) ની સંરક્ષક કહેવડાવવાવાળી પોલિસ હાજર હોવા છતાં પણ કંપનીના ગુંડાઓએ સત્યાગ્રહીઓ ઉપર મરજી મુજબ પ્રહાર કર્યાં. તેમણે કાયદાને પોતાના હાથમાં લઈ લીધો અને ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડેન્ટ 'તમાશો' જોતા જ રહ્યા! શ્રી. બાપટ, શ્રી. રાનડે, શ્રી. ભુસકુટે, શ્રી. દત્તોપંત સાઠેને ૭ ૮·

માસની સજા થઇ. શ્રી. સુમન્ત અને શ્રી. જોશીને એકેક માસની સજા થઈ. શ્રી. નારાયણરાવ વૈદ્ય, શ્રી. એસ. એ. અભ્યંકરને ૭ ૭ માસની સખ્ત કેદ થઈ. શ્રી. કુલકર્ણિ શ્રી. સરનાઈક ને ચચ્ચાર માસની અને શ્રી. દેશપાંડેને ૧ માસની સખ્ત કેદની સજા થઈ. આ ઉપરાંત શ્રી. પરાંજપે; શ્રી. જોશી, ફાટક આદિ નેતાઓને પણ ૭ ૭ માસની સખ્ત સજા થઈ. ઘણા નેતાઓ અને સ્વયંસેવકોને સજાનો પ્રસાદ મળ્યો, અને બીજા ૫૦ સત્યાગ્રહીઓના ઉપર સમન્સ જારી કરાયો

૧૬ મી મેના રોજ ૨૧ સત્યાગ્રહીઓને ૧૫ દિવસની સાદી કેદથી માંડીને બે માસની સખ્ત કેદ સુધીની સજા થઈ. મહારાષ્ટ્રના સ્વયંસેવકો મુળશી આવવા માટે અધિકાધિક સંખ્યામાં પૂના આવી રહ્યા હતા. તા. ૧૮ મેના રોજ શ્રીમતિ પરાંજપેના પ્રમુખપણા નીચે ભરાયેલી મહિલા-સભામાં જેલ ગયેલા સત્યાગ્રહીઓને અને મહાત્મા-ગાંધીને અભિનંદન અપાયાં. તેજ દહાડે ત્રણ સત્યાગ્રહીઓને એકેક માસની સખ્ત સજા થઈ. ૧૯ મી મેના રોજ ખાઇને પત્થરોથી પૂરતાં ૩૧ સત્યાગ્રહીઓને પકડવામાં આવ્યા. આ સમય સુધી જેલમાં ગયેલા સત્યાગ્રહીઓની સંખ્યા ૧૭૦ સુધી પહોંચી ગઈ હતી.

તા. ૨૦ મેની રાત્રે મુળશી-સત્યાગ્રહ-મંડળના આશ્રય નીચે મુંબઈના મારવાડી વિદ્યાલયમાં એક સાર્વજનિક સભા મિ. એલ. જી. ખરેના પ્રમુખપણા નીચે થઈ. શ્રી દગડુ કાલીએ માવળાનાં કષ્ટોનું હૃદય-વિદારક વર્ણન સંભળાવ્યું. તેમણે કહ્યું—કંપનીના માણસોએ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો ઉપર આક્રમણ કર્યું છે. તેમના વાળ પીંખ્યા છે, અને તેમને સખ્ત ફટકારવામાં આવ્યા છે. જમીન માવળાઓની છે અને તે પોતાના માટે જ માગે છે. અમે તમારી આગળ તે સરકારી કાર્યકર્તાઓના અત્યાચારોની ફરિયાદ કરવા આવ્યા છીએ તેઓ તો કંપનીના આદમીઓ સાથે મળી ગયા છે. મુંબઈવાસીઓને પ્રાર્થના છે કે આવા કઠિન સમયમાં અમને મદદ કરે. કેટલાય માવળા સ્ત્રીપુરુષોએ આવી જ વાતો કહી. ૭ વર્ષના એક બાળકે પણ-જેના ઉપર પણ આક્રમણ થયું હતું-એક વ્યાખ્યાન આપ્યું. શ્રી. પી. એમ. બાપટે કહ્યું-હું જનસમાન આગળ મારી હકીકત રજુ કરવા માગું છું. પ્રથમ અમે કલેક્ટર આગળ ગયા; પણ તેણે અમારી વાત ઉપર કંઇ પણ ધ્યાન આપ્યું નહિં. ગવર્નરને પણ આવા માવળાનો પનિવેડો લાવવા સમય ન હતો. માવળાઓએ મહાત્માજીની સંમતિ લીધી. તેમણે કહ્યું કે જાઓ, અને ખાઇમાં બેસો, કેટલાક જમીનદારોએ કંપનીએ આપેલી રકમ લીધી. પણ માવળાઓને રૂપિયાની જરૂર ન હતી. તેમને પોતાની જમીન જ જોઈતી હતી, તેઓ તેને માટે પોતાના પ્રાણ સુદ્ધાં આપવા તૈયાર હતા. ત્યારબાદ ચોરીની ઘટનાનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું કે ત્યાં મિ. એંડરસનના કહેવાથી એક ભંગી મળ-મૂત્ર લઈ આવ્યો, અને જ્યારે તે મળ-મૂત્ર મારા ઉપર નાંખી રહ્યો હતો ત્યારે મેં તેને કહ્યું કે-આ તમામ......માથા ઉપર ઢોળ—ભંગી લજ્જિત થઇને ચાલ્યો ગયો. જો માવળાઓએ સત્યાગ્રહના સોગન લીધા ન હોત તો તે આદમીને ત્યાંનો ત્યાંજ બેભાન કરી દેત. થોડા સમય પછી મિ. એંડરસન કંપનીથી અલગ થઈ ચાલ્યો ગયો. આ વર્ષ અમારી મુશ્કેલીઓ વધી ગઇ છે. અમારી સ્ત્રીઓનું અપમાન કરાયું છે, તેમને માર મરાયો છે. પણ સરકારે જાણવું જોઈએ કે માવળાઓ અંત સુધી પોતાની ટેક ઉપર અચળ રહેશે, ભલે પછી તેમને ગમે તે કષ્ટોનો અનુભવ કરવો પડે. ૫ વર્ષ સુધી અમે સંગ્રામ જારી રાખીશું. જો પાંચ વર્ષ અમારો વિજય નહિં થાય, તો અમારી સ્થિતિ ઉપર ફરી વિચાર કરીશું. આ પ્રશ્ન માત્ર માવળાઓનો જ નથી, પણ સમસ્ત ભારતવર્ષે આનો નિર્ણય કરવાનો છે. જ્યાં સુધી નિશ્ચિત કરેલાં પાંચ વર્ષોમાં માવળાઓ પોતાના બધા ઉપાયોને અમલમાં મૂકશે નાહ, ત્યાં સુધી તેઓ પોતાનો સંગ્રામ કદિ પણ બંધ કરનાર નથી. શ્રી. ખરેએ કહ્યું કે મંગળવારને દિવસે મુળશીને માટે અમે સ્વયંસેવકો મંજૂર કરીશું મુંબઈની હડતાલના સમયથી મને અહિંના લક્ષ્મીવાનોનો અનુભવ છે કે તેઓ મદદ કરવામાં પાછા હઠશે નહિં. પછી તા. ૨૨ મી મેના રોજ ૧૧ સ્વયંસેવકોને એકેક માસની સખ્ત સજા થઈ. તા. ૨૮ મીએ મુળશીમાં પકડાયેલા ૨૦ સત્યાગ્રહીઓમાંથી ૧૭ ને એકેક માસની સખ્ત કેદ અને બાકીનાને એકેક માસની સાદી કેદ મળી. આમાંના ઘણા તો બ્રાહ્મણો હતા. કેટલાક ઇંદોર અને ભૂસાવલના વતની હતા. તેમની ઉમર ૧૮ થી ૨૫ વર્ષની અંદર હતી. તે બધા જ યરોડા જેલમાં સરકારના મહેમાન થયા.

૧૧ મી જુનના દિવસે મુજફ્ફરાબાદ હૉલ (મુંબઇ) માં ડૉ. બી. એસ. મુંજેના પ્રમુખપણા નીચે અખિલ-મહારાષ્ટ્ર-મુળશી-પરિષદનું અધિવેશન થયું. તેમાં સત્યાગ્રહ જારી રાખવા દૃઢ નિશ્ચય થયો, અને ત્રણ વરસની અંદર ૩૦૦૦ સત્યાગ્રહી સ્વયંસેવકો અને ૩૦૦,૦૦૦ રૂપીઆ એકઠા કરવાનો ઠરાવ થયો, આમાંથી ૩૦૦૦ સત્યાગ્રહીઓ

જેલ જાય, ૩,૦૦,૦૦૦ રૂપીઆ ખર્ચાઇ જાય કે ત્રણ વરસની મુદત પૂરી થાય તે પછી સત્યાગ્રહના સ્વરૂપ વિષે વિચાર કરવા બીજી પરિષદ્ બોલાવવાનું પણ નક્કી થયું. આ દિવસોમાં વર્ષાઋતુ આવી પહોંચી. વર્ષામાં કંપનીનું કામ બંધ થઇ ગયું, અને લડત બંધ પડી. પણ ૨ જી સપ્ટેમ્બરથી ફરીથી સત્યાગ્રહ શરૂ થયો. મહારાષ્ટ્રીય નેતાઓના નેતૃત્વ નીચે સત્યાગ્રહીઓએ ખાઈ ભરવી શરૂ કરી. સત્યાગ્રહીઓના નેતા શ્રી. બાપટ બીજા ૨૩ સત્યાગ્રહીઓની સાથે ગિરફતાર થયા. શ્રી. બાપટ, શ્રી. દામલે. શ્રી. આત્મારામ દરેકને છ છ માસની સખ્ત સજા અને બાકીનાઓને ત્રણ ત્રણ માસની સખ્ત સજા થઈ. બે બ્હેનોનો પચીસ પચીસ રૂપિયા દંડ થયો; પણ તેમણે દંડ દેવા ના પાડી એટલે તેમને એકેક માસની સજા મળી. જેમ જેમ સત્યાગ્રહીઓ ગિરફતાર થતા ગયા તેમ તેમ બીજાઓ તેમની જગા લેતા રહ્યા. કેટલાક જેલ જતા હતા, કેટલાક જેલથી પાછા ફરતા હતા. ૩ જી નવેમ્બરે યરોડા જેલમાંથી શ્રી. દેશભક્ત નારાયણરાવ વૈદ્ય અને બીજા ૧૭ સત્યાગ્રહીઓ છૂટયા. ૭ મી નવેમ્બરે સત્યાગ્રહી કાર્યકર્તાઓ અને સ્વયંસેવકોની એક ખાનગી સભા થઇ, જેમાં મહારાષ્ટ્રીય—મુળશી—સત્યાગ્રહ-પરિષદ્‌નો નિર્ણય થયો હતો, કે ૧૬ મી નવેમ્બરથી સત્યાગ્રહ પરિષદ્‌ના પ્રસ્તાવાનુસાર સત્યાગ્રહ-સંગ્રામ પૂરા જોર-શોરથી શરૂ કરવામાં આવશે. એ પ્રમાણે તા. ૧૬ મી નવેમ્બરથી લડત પાછી શરૂ થઇ છે, અને તા. ૨૨ જાન્યુઆરી, ૧૯૨૩ ના રોજ મોટા પાયા પર સત્યાગ્રહ કરવાની તૈયારી ચાલી રહી છે.

આ રીતે મુળશી—પેઠાની લડત હજી જારી છે. આ સત્યાગ્રહના સંચાલકોએ વર્તમાનપત્રોમાં સત્યાગ્રહ સંગ્રામનું સત્તાવાર વર્ણન પ્રકાશિત ન કરીને ભૂલ કરી છે. આ ભૂલના પરિણામે ભારતના કરોડો ભારતવાસીઓ મુળશી-પેઠા-સત્યાગ્રહના સંબંધમાં યથેષ્ટ વાકેફ નથી. મહારાષ્ટ્રીય નેતાઓમાં કોઈ યોગ્ય નાયક હોત, તો આજ મુળશી—પેઠા––સત્યાગ્રહ ભારતવર્ષની રાજ-નીતિમાં એક વિશેષ પ્રશ્ન હોત. છતાંયે આ પ્રશ્ન ઉપેક્ષાને યોગ્ય નથી. જનતાનું હવે કર્તવ્ય છે કે તે શુદ્ધ રાજનૈતિક સત્યાગ્રહના આ પ્રયોગને સાવચેત થઇને નિહાળે.

---

# ગ્રામજીવનનું પુનરાવર્તન

ગામડાંનું જીવન નીરસ થઇ ગયું છે એ વાત સૌ કબૂલ કરે છે. તેનાં કારણો ઘણાં છે. તે કારણોનો અરસપરસ સંબંધ એટલો ગાઢ છે કે સુધારાનો અમુક એકજ માર્ગ લેવામાં આવે, તો તરત તેની અસર ઘણી જ થોડી થાય. જુદે જુદે રસ્તેથી સુધારાનો પગપેસારો કરવો પડશે. ગ્રામપંચાયતની સ્થાપનાથી કુસંપ અને અદેખાઇમાં વધારો થયેલો જોઇએ છીએ; સહકારી મંડળીઓમાં નિષ્પક્ષપાતપણે કામ ન પણ થાય. જ્યાં સુધી ધર્મની લાગણી જાગ્રત થઇ નથી, નવચેતન પ્રકટ થયું નથી, ભ્રાતૃભાવની ભાવના ફેલાઈ નથી, ત્યાં સુધી આપણી મહેનતનું ફળ સંતોષકારક નિવડશે નહીં. ગામડાની દરેક પ્રવૃત્તિ કુસંપને લીધે ભાંગી પડે છે. તે છતાં સંપની લાગણી ખીલે, ત્યાં સુધી હાથ જોડીને બેસી નહી રહેવાય. ગ્રામજીવનના જાહેર પ્રશ્નોમાં ખાસ કરીને શિક્ષણ, ખેતીનો સુધારો, સહકારી મંડળો, ગ્રામ ઔષધાલયો, પુસ્તકાલયો અને ગ્રામપંચાયતો-એ-ટલા મુખ્ય છે. આ દરેક પ્રવૃત્તિમાં પંચો અથવા હાલની ભાષામાં સામાંતઓ નીમવી પડે છે. અમુક આગેવાન ગણાતા માણસોનાં નામ સભાસદ તરીકે મુકવાં પડે છે. કેટલાક માણસો શિક્ષણ લીધેલા અને હાલના જમાનાને અનુકૂળ વિચારવાળા હોવાને લીધે આગેવાન ગણાય છે; તો કેટલાક પ્રતિષ્ઠિત કુટુંબના હોવાને લીધે, ને કોઇ પૈસાના જોર ઉપર, તો બીજા સરકારી અમલદારોની ખુશામતમાં કરનારા હોવાથી–એમ આ પ્રમાણે જુદી જુદી લાયકાતને લઇને આગેવાનોને ચૂંટવામાં આવે છે. પણ શિક્ષણ, ખેતી, સહકાર્ય અને સરકારી નિયમનિબંધોની બાબતમાં સારી માહિતી મેળવ્યા સિવાય ગામનું હિત કરવું અત્યંત મુશ્કેલ છે. કોઈ પણ કામ સારી રીતે કરવાને માટે તે બાબતનો અભ્યાસ કરવાની આવશ્યકતા છે. અજ્ઞાનને લીધે અર્થનો અનર્થ થઇ જાય છે. સહકારી મંડળીનાં મુખ્ય સિદ્ધાંતો છે તેની વિરૂદ્ધ કામ થાય, તો ફાયદાને બદલે ગેરલાભ થવાનો વધારે સંભવ છે. નિયમનિબંધો જાણવામાં ન હોય તો કામમાં ગોટાળો થઇ જાય અને અણધારી જવાબદારી માથે આવી પડે. આ સર્વ મુશ્કેલીઓ દૂર કરવા માટે ભણેલા વર્ગે લોકોની સાથે હળતાં મળતાં શીખવાની જરૂર છે, અને ગામના આગેવાનોને એમના કામ પુરતું શિક્ષણ આપવાની આવશ્યકતા છે.

આશરે બે વર્ષ ઉપર વડોદરામાં એક યોજના ખાનગી રીતે ચર્ચાયલી તેની રૂપરેખા વ્યવહારૂ કાર્યક્રમ માટે ઉપયોગી થઈ પડશે એમ ધારી અને અહિં નીચે આપી છે. તે યોજના તો બે ત્રણ માણસોના મગજમાં હવાઇ કીલ્લા તરીકે જ રહી ગઇ, અને મૂર્ત થવા પામી નહીં. વખતે સમય અનુકૂળ નહીં હોય, કે કદાચ પ્રજાકીય લાગણી ઓછી હશે, અને યોજના રચનાર માણસો બીજા વ્યવસાયમાં બહુ રોકાયેલા હોવાથી આ પ્રશ્નના ઉકેલ માટે એકી વખતે છુટા થઇ શકયા નહીં એ પણ કારણ હોય.

વાત એમ હતી કે નર્મદા નદીના કાંઠા ઉપર કેટલાક રમણીય સ્થાન છે તેમાંથી કોઇ એકાંત જગ્યાએ પચીસ ત્રીસ ગામના આગેવાનોને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી. મંદિરો અને તેની આસપાસ આવેલી ધર્મશાળાઓમાં રહેવા માટે

મુકામ સહેલાઇથી થઇ શકે. કેટલાક ધર્મનિષ્ઠ સંન્યાસીઓ અનેક પ્રકારની મદદ કરે. પવિત્ર સ્થાન, એકાંત, સૃષ્ટિસૌંદર્ય અને ખાસ કરીને ધાર્મિક વાતાવરણ એ આપણને જરૂરનાં છે, શિક્ષકો પણ પવિત્ર ચારિત્રવાળા હોય, શિક્ષણ ત્રણેક કલાક સુધીનું બ્યવસ્થિત રાખવું અને બાકીના વખતમાં વાતો અને અનુભવની આપ–લે કરી શકાય. બારથી પંદર દીવસ સુધી બહાર રહેવું પડે અને ખર્ચ ઘણો થોડો થાય, જો દરેક માણસ થોડું અનાજ સાથે લાવે, તો ઉપલક ખર્ચ જુજ રહે અને તે મેળવી લેવાના અનેક રસ્તા છે.

શિક્ષણ માટે યોગ્ય અનુભવી માણસો મેળવવાની મુશ્કેલી નડે. અભ્યાસમાં નીચે બતાવેલા વિષયોનો સમાવેશ કરવો.

(૧) ગ્રામપંચાયતના બંધારણ તથા કર્તવ્યનું સામાન્ય પણ વિગતવાર જ્ઞાન.
(૨) ખેતીમાં વ્યવહાર સુધારા વિષેનું જ્ઞાન.
(૩) સહકારી મંડળોના પ્રકાર અને કામ કરવાની રીત.
(૪) ગ્રામ્યશાળાઓ તથા પુસ્તકાલય વિષે માહિતી.
(૫) ગામની સ્વચ્છતા, ગામસુધારણા તથા ગ્રામ ઔષધલયો વિષેનું જ્ઞાન.
(૬) છેવટ, જો બની શકે તો ગામડામાં ચલાવી શકાય તેવા હુનરો* વિષેની સામાન્ય માહિતી.

આટલી બાબતો વિષે શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી શકાય, અને સાધારણ રીતે ત્રણ કે બે અનુભવી માણસો પહેલા પાંચ વિષય સહેલાઇથી શિખવી શકે. શિક્ષણને માટે જરૂર જોઈતાં પુસ્તકો, નકશા, ચિત્રો, અને લેન્ટર્ન સ્લાઇડ્ઝ અવશ્ય રાખવાં જ જોઇએ. આસપાસના ગામડાંની સંસ્થાઓનું પ્રત્યક્ષ અવલોકન કરીને તેમાં કેવી ખામીઓ છે, અને તે કેવી રીતે દૂર કરી શકાય, કેવા સુધારા કરવાની જરૂર છે, સાધનો કેવી રીતે મેળવી શકાય વિગેરે બાબતોની ચર્ચા ત્યાં થાય. લોકસમૂહના શિક્ષણ ( Mass Education ) માટે કથા, કિર્તનો, રાસડા, રાષ્ટ્રીય ભાવનાવાળાં ગીતો વગેરે ઉપયોગી થઇ પડે, અને જો કોઈ સાધુ સન્યાસી રાત્રે ઉપદેશ આપે, તો તેના ઉપદેશની યોજના પણ ફળદાયી નીવડે. આવી દસ પંદર દીવસની યાત્રામાંથી અનેક બાબતો વિષે જાણવાનું મળે, સત્સંગને લીધે ઉચ્ચ ભાવનાઓ પ્રકટે, નવીન માર્ગો વિષે સુજ પડે, અને શિક્ષકો તથા વિદ્યાર્થીઓને અત્યંત લાભ થાય.

આવી યોજનામાં છુટકછુટક ગામના આગેવાનો લેવા કરતાં એક ચોક્કસ તાલુકાનાં જ માણસો મળી શકે તો એકંદરે તેની અસર વધારે સંગીન થાય.

જો રાષ્ટ્રીય વિદ્યાપીઠોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ભવિષ્યમાં ગામડાંઓની ખીલવણીમાં જીવન ગાળવાને તત્પર હોય, તો તેમને માટે પણ આવા વર્ગો કાઢવાની જરૂર છે. જો પુસ્તકપરિચયમાં જ વધારે વખત રોકાવાનો આગ્રહ હોય, તો તહેવારોમાં આવી વ્યવસ્થા કરી શકાય, કારણ કે જે જાતનું શિક્ષણ ઉપર વર્ણવ્યું છે તેમાં આનન્દ, મુસાફરી, સંગતિ, સર્વ મળી શકે છે. નદી કીનારા પર ન્હાવાની ગમત તો પડે જ, અને દોડવાની સરતો, કુસ્તી ને આટાપાટા જેવી રમતો પણ ખેલી શકાય.

ગ્રામવ્યવસ્થાનો સવાલ આખા દેશે એક અવાજે સ્વીકારી લીધો છે. મહાત્મા ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ ગામડામાં જ સફળ થઇ શકે. આ બાબતમાં ગામડાં જ સારી આશા આપી રહ્યાં છે. સામાન્ય શિક્ષકોને પણ આપણે અધ્યાપન મંદિરમાં મોકલીને તૈયાર કરીએ છીએ, ત્યારે જે સ્વયંસેવકો ગામડામાં કામ કરવા જશે તેમને અનુકૂળ શિક્ષણ આપીને કેળવવાની જરૂર નથી ?

સુમન્ત મહેતા.

* Cottage Industries.

# ગુજરાતને એક ચેતવણી

આખા હિંદનો વર્તમાન યુગનો ઇતિહાસ પ્રજાજીવનની એક ખામી તો અચૂક સાબિત કરી રહ્યો છે; અને તે હિંદુ પ્રજામાં રહેલી પ્રાણની ખામી છે. મુસલમાનોના હુમલાઓ હિંદની ભૂમિ ઉપર થવા માંડયા ત્યારથી માંડીને મુલતાનમાં હિંદુ–મુસલમાન વચ્ચે જે ટંટો થયો ત્યાં સુધીનો ઇતિહાસ નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોતાં આપણને જણાઇ આવશે, કે હિંદુ પ્રજા દિવસે દિવસે પ્રાણ વિનાની થતી જાય છે. તેનામાં જોમ નથી, વીરતા નથી, ઉત્સાહ નથી, અરે ! નથી તેનામાં આત્મગૌરવ કે નિડરતા ! ક્યાં પ્રાચીન આર્યોનો નિડરતાનો–અભયમ્–નો આદર્શ અને ક્યાં આજકાલના હિંદુઓની સ્વાર્થી પ્રાણરક્ષા ! દુષ્યંતનો બાળકપુત્ર, ભરત, સિંહનાં બચ્ચાં જોડે રમતો અને સિંહણના ભયનો ખ્યાલ સુદ્ધાં તેને આવતો નહિ ! પાંડવો અને કૌરવોમાં બીજી ગમે તે ખામીઓ હશે પરંતુ તેઓ નિડર અને બહાદુર હતા એ વિષે કોણ શંકા કરી શકે ! આપણા આજકાલના હિંદુઓમાં શ્રીકૃષ્ણની ભક્તિનો પ્રચાર થવાથી સૌંદર્યનો આદર્શ કાંઇક અંશે સ્વીકારાયો છે, પરંતુ શ્રીકૃષ્ણનું આખું જીવન જોતાં માલુમ પડશે, કે તેમનામાં પણ વીરતા, પરાક્રમ, સાહસ, નિર્ભયતા વગેરે સઘળા ગુણો હતા. કંસના ભયથી કંપિત થયેલા નંદ અને આહીરોમાં કૃષ્ણ અને બળરામનું કંઇ પ્રત્યે બેદરકાર અને ગૌરવશાળી વર્તન કોણ ભૂલી જઇ શકશે ! કૃષ્ણના રાસનું લાલિત્ય માત્ર જોવું અને તેણે કુવલયાપીડ, કંસ વગેરેનો જે સંહાર કરી પાપીઓને દંડ દીધો તે વિસારી મૂકવું એ તો એકદેશી દૃષ્ટિ વિના બનવું અસંભવિત છે. શ્રીરામચંદ્રનું આખું જીવન તો એનાથી પણ વધારે ખુલ્લી રીતે વીરતાની સાબીતી આપી રહ્યું છે !

પણ એતો બધી પુરાણોની વાતો છે એમ કોઇ બુદ્ધિશાળી અભ્યાસક કહી શકે. અલબત્ત, એવા આદર્શો કલ્પવાની શક્તિ જે પ્રજામાં હતી તેના જીવનમાં નિડરતાનો રંગ લાગ્યા વિના નહિ રહે એ તો સ્વાભાવિક છે. ઇતિહાસમાં પૃથ્વીરાજ, સમરસિંહ, ચામુંડરાય, ભીમ બાણાવળી વગેરેનાં પરાક્રમો હિંદુ પ્રજાની વીરતાની સાક્ષી પૂરે છે. પરાક્રમી બાપા રાવળ, શૂરવીર સંગ, રાણો હમીર, શીખ ગુરુ ગોવિંદસિંહ અને બંધુ, વિજયનગરનો બુક્કરાય, વગેરે હિંદુઓની વીરતાની અને હિંદુ પ્રજામાં રહેલા પ્રાણની સાબીતી આપે છે. આપણો નિર્માલ્ય ગણાતો ગુજરાત પણ છેક ગયો નથી. તેમાં પણ જયશિખર, સુરપાળ, વનરાજ, રાખેંગાર સિદ્ધરાજ, કુમારપાળ વગેરે શૂરવીર પુરુષો થઇ ગયા; ઉપરાંત છેક ઔરંગઝેબના સમય સુધી ગુજરાત લશ્કરની ભરતી કરવાનું એક મથક ગણાતું.

પરંતુ આજકાલ હિંદુઓની સ્થિતિ કેવી નિઃસત્ત્વ, નિર્માલ્ય, નિસ્તેજ અને પ્રાણહીન છે ! આત્મગૌરવ અને સ્વમાનરક્ષણને બદલે ક્ષુદ્ર જીવનને જંતુ પેઠે ગમે તે પ્રકારે ટકાવી રાખવાની વૃત્તિ આપણામાં દેખાઇ આવે છે. ગમે તે પ્રકારે આપણું નિર્માલ્ય જીવન ટકાવવાની, તેમાં મળતા ક્ષુદ્ર વિલાસો ભોગવવાની તથા સ્વમાન ગુમાવીને પણ સ્વાર્થ સાધવાની હલકી વૃત્તિ આપણી આજુબાજુ પ્રત્યેક ક્ષણે માલુમ પડી આવે છે. આ કશુંક

અભણુ તેમજ કેળવાયેલા બંને વર્ગોમાં એક સરખો જણાય છે. બી. એ. ની પરીક્ષામાં પાસ થયેલાને પણ તેનો ઉપરી ખોટી રીતે ધમકાવે, બે ચાર ગાળો આપે, તેનું અપમાન કરે તોપણ-શું આપણો ગ્રેજ્યુએટ ક્ષમાનો અદ્ભુત નમુનો થઇ તે સઘળું ગળી જાય છે ! અને પોતે કેવો વ્યવહાર-કુશળ છે એમ માની કદાચ મનમાં ફુલાય પણ છે. મોટાં શહેરોમાં જે લોકો દાંડાઇ કરનાર હોય છે તેઓ જ રાજ્ય કરે છે, એમ કહીએ તો ખોટું નથી. સરકાર તો આમ પ્રજાને વર્ષમાં એકાદ સમયે જ પોતાની હયાતિ બતાવે છે, પરંતુ આવા ડાંડીઆ-ઓનું રાજ્ય તો પ્રત્યેક ઘડી સામાન્ય પ્રજા ઉપર ચાલે છે. એવા લોકો જુગારી, બદચાલના, બેદરકાર અને કવચિત્ ઝનુની હોય છે એ ખરૂં છે. તોપણ આપણો પ્રજાવર્ગ ધારે તો એકજ દિવસમાં તેમને વશ કરી શકે તેવો છે. અમદાવાદમાં પૂલની પેલે પાર જુગારીઓને ઉઘાડે છોગે રમતાં અને ગરીબોના પૈસા લઇ લેતાં કોણે નથી જોયા ! પાનકોરના નાકાથી પીરમશા જતાં બાજુની ગલીમાં રહેનાર લોક કવચિત્ ધોળે દહાડે અને ઘણીવાર રાત્રે માણસોનાં ખીસ્સાં ખાલી કરાવી લે છે એ કોનાથી અજાણ્યું છે ! સુરતમાં પણ એવા માણસો જાણીતા થયા છે; છતાં પ્રજાવર્ગ તેમની લુચ્ચાઇ અને દોર તલે દબાયા કરે છે. મુંબઇ જેવા શહેરમાં પણ છેલ્લા વર્ષમાં પડાણોની કેટલી ધાડો પડી તેનો વિચાર કરશો તો જણાશે કે આપણી પ્રાણશક્તિનો ધ્વંસ કેટલે સુધી થયેલો છે. ઇરાનીઓનાં ધાડાં-ઓનો ત્રાસ, મીલના ગરીબ મજુરો ઉપર કાબુલી-ઓનો અનહદ અને હૃદયને કમકમાટી ઉપજાવે એવો જુલમ, લાંડાઓની ઉદ્ધત વર્તણુક, જાહેર રસ્તાઓમાં ગોરા સિપાઇઓની બેઅદબી એ બધું મુંબઇ અને અમદાવાદમાં કોણે નથી જોયું ! છેલ્લાં પારસી-હિંદુનાં શોકજનક રમખાણુ સમયે પણ હિંદુ પ્રજાએ જે પ્રાણહીનતા દાખવી છે તેની તો હદ નથી ! સેંકડો હિંદુઓની વસ્તીવાળા માળામાં વીસ પચ્ચીસ પારસીઓની ટુકડી આવે અને એકાદ માણસનાં બારણાં તોડે, તે છતાં માળાના બીજા બધા રહેવાસીઓ પોતાનાં બારણાં બંધ કરી ઘરમાં ભરાઈ રહે, એનાં કરતાં દયાજનક, અને ત્રાસદાયક અને દુઃખકર અવસ્થા બીજી કઈ હોઈ શકે ! અમદાવાદમાં તો દુકાન ઉપર બેઠેલા હિંદુઓ પાસેથી જોરજુલમથી પૈસા લેવામાં જુલ્મી ફકીરો હમેશાં સફળ થાય છે ભાઇઓ ! આપણા ગરીબ વર્ગો પ્રત્યેની, તેમની અને આપણી આબરૂ પ્રત્યેની બેદરકારીની પરાકાષ્ટા આવી રહી છે ! પૈસાનું દેવું પુરૂં ન પડે તેટલા ખાતર કાબુલી ઘરની સ્ત્રીઓની લાજ લૂટે અને પુરૂષવર્ગ નિરૂપાય લાચાર બની સઘળું સહન કરે ! એના કરતાં એકવાર આ જન્મમાંથી છૂટી ગયા હોઇએ તોપણ શું ખોટું છે, કે જેથી નિર્બળ અબળાઓ તો આપણી સચ્ચાઈ સમજે ! પોતાના ઉપર આધાર રાખનાર પુત્રી, સ્ત્રી અને બેનની પણ આબરૂ જાળવી ન શકાય એવી નિર્બળતા અને પ્રાણહાનિ ભરેલી અવસ્થામાં રહીને આપણે કદી પણ પ્રગતિ કરી શકવાના નથી. ભરૂચમાં વેજલપોરની બાજુએ રસુલ નામે એક તોફાની જુગારી અને તેની ટોળીનો ત્રાસ હજી પણ જાણીતો છે. ( હમણાં તે જેલમાં છે. )

ગામડાંઓમાં શહેર કરતાં વધારે નિડરતા હશે એમ કેટલાક માને છે પણ એ તો મોટો ભ્રમ છે! ગામડાંના લોકો નિડર નથી હોતા. તેઓ કાયદાથી, હૈયાઓથી, કાબુલીઓથી અને ડાંડીયા માણસોથી હમેશાં ડરે છે. ખેડા જીલ્લાના ગામડામાં ધાડ પડે છે ત્યારે સઘળા પોતાનાં બારણાં બંધ કરી ઘરમાં ભરાઇ રહે છે તથા જેનું ઘર લુંટાય છે તે માણસ બીલકુલ નિરાધાર હોવાથી, નથી વિરોધ કરી શકતો કે નથી પોતાનો બચાવ પણ કરી શકતો. એવા ડાંડીઆઓ સામે ફરીઆદ માંડવાની કોઇ હિંમત કરે છે તો તેની સાક્ષી આપતાં પણ આખું ગામ ડરે છે. ધોળે દિવસે કાબુલી આવીને ગામના કોઇ પણ માણસને મારે છે તોપણ બધા શાંતિથી તે સહન કરે છે. છેલ્લાં વસ્તીપત્રકમાં જોતાં જણાય છે કે કાબુલીઓની વસ્તી આપણા પ્રાંતમાં વધવા માંડી છે. ગુજરાતનાં ગામડાંઓમાં પણ તેમની વસ્તી

થવા માંડી છે. શહેરોમાં તો તેઓ પહેલાંના કરતાં વધારે સંખ્યામાં માલુમ પડે છે, અને તેમનો નિર્વાહ આપણી–હિંદુઓની–નિર્બળતા ઉપર મોટે ભાગે રહેલો હોય છે. ઘણાં કારખાનાંઓમાં તેમને રખેવાળ નીમવામાં આવે છે, એ સ્થિતિનો તેઓ અત્યંત દુરૂપયોગ કરે છે. એવાં જીનોમાં ચોરી કરાવવામાં પણ ઘણુંખરૂં તેમનો જ હાથ હોય છે. કેટલાંક ગામડાંઓમાં પણ તેઓ રખેવાળ તરીકે અથવા તો કોઇ ધનવાન માણસના નોકર તરીકે કામ કરી આખા ગામના ઉપર ત્રાસ વર્તાવે છે. મોટે ભાગે તેઓ વ્યાજનો ધંધો, જુગાર, અથવા પૈસા લઇને, બીજાઓને મારવાનો કે પછી લુંટફાટનો ધંધો કરતા હોય છે. આ બધાનો ઉપાય કેવળ શારીરિક બળ નથી, હિંમત એક માનાસક ગુણ છે. નિડરતાવાળો નિર્બળ માણસ પણ પોતાનું માન જાળવવા ઝુકાવે છે. અલબત્ત, શારીરિક બળવાળો માણસ હિંમતવાન હોય તો તેને ઘણી સગવડ મળે છે. મારી જાણમાં એટલાં બધાં ઉદાહરણો છે, કે તે બધાંને આપતાં ઘણો વિસ્તાર થઈ જવાનો ભય લાગે છે. પરંતુ હિંદુઓની આવી દશા એકલા ગુજરાતમાં જ છે એવું નથી. પંજાબમાં પણ એવીજ હાલત છે. બહાદુર શીખ વસ્તી બાદ કરતાં બાકીનાં ગામડાંઓમા જે હિંદુ વસ્તી છે તેને મુસલમાનો લુંટે છે; અને ત્યાં પણ આપણા હિંદુભાઇઓનું રાંકડાપણું બહાર પડી આવે છે. બંગાળામાં હિંદુઓની નિર્બળતા પુષ્કળ છે. પૂર્વ બંગાળા બાદ કરતાં, કલકત્તાને પશ્ચિમ તરફના ભાગોમાં મિયાંઓ અને કાબુલીઓ જ રાજ્ય કરે છે, એમ કહીએ તો ચાલે ઢાકા વગેરે જીલ્લામાં મુસલમાનોનું પરિબળ ખરૂં. બંગાળી તો મિયાંથી અત્યંત ડરે છે, અને ઓરિસ્સાની વસ્તીની નિઃસત્ત્વતાનો પાર નથી. મદ્રાસમાં પણ આપણા હિંદુ ભાઇઓ નબળા જ ગણાય છે ! અને મોપલાનાં રમખાણમાં આપણી શી અવસ્થા થઇ તે જુઓ. મુલતાનના રમખાણમાં પણ આપણા હિંદુ ભાઇઓએ જે નિર્બળતા બતાવી છે તે આપણી પ્રાણહીન દશાનો છેલ્લો નમુનો છે.

આ લખાણનો હેતુ મુસલમાન, કાબુલી કે કોઇ પણ બીજી પ્રજા અને હિંદુઓ વચ્ચે લડાઇ કરાવવાનો નથી. એ બધી જાતો જો શાંત વેપાર અથવા તો ઉપયોગી ધંધાઓ કે કોઇ પણ નિરુપદ્રવી જીવન ગાળે, તો આપણો અને તેમનો સહકાર સરળ થઇ જશે એવું મારૂં માનવું છે. પરંતુ જ્યાં સુધી આપણી પ્રાણહીન દશા છે ત્યાં સુધી તેઓ એવા પ્રકારનું જીવન ગાળે એ બનવા જોગ નથી. એનો ઉપાય માત્ર એ છે, કે હિંદુ પ્રજાએ પોતાનું ગૌરવ અને માન જાળવવાને કમ્મર કસી તૈયાર થવું જોઇએ. નિર્માલ્ય જીવન કરતાં સ્વમાન જાળવતાં મળેલું મૃત્યુ વધારે શ્રેષ્ઠ છે, એવું આપણે જાણીશું અને તે પ્રમાણે વર્તીશું તો મારી ખાત્રી છે, કે મર્દાનગીને ચહાનારી, મુસલમાન, કાબુલી કે અંગ્રેજ–ગમે તે પ્રજા જોડે આપણે મિત્રાચારી સહેલાઇથી કરી શકીશું. આ વિચારની સાબીતી માટે ગયામાં મળેલી હિંદુ મહાસભાના ઠરાવ ઉપર વાંચનારનું લક્ષ દોરૂં છું.

તરૂણ ગુજરાતને બે શબ્દ સંબોધી લેખ સમાપ્ત કરીશ. ઘરડા લોકો આ વિચારો સમજે તોપણ તેઓ તેનો અમલ ભાગ્યે જ કરે. ખરૂં કાર્ય તો નવજુવાનોના હાથમાં છે. સ્વતંત્રતાની લડતની હજી તો શરૂઆત માત્ર થઇ છે. હમણાં જે ભોગો અપાય છે, અને જેની માગણી કરવામાં આવે છે, તે બધા ભવિષ્યમાં જે ભોગો આપવા પડશે તેને હિસાબે કંઇ વિસાતમાં નથી. હિંદના ગૌરવની રક્ષાનો સમય આવે ત્યારે મુસલમાનો 'અલ્લાહો અકબર' માંથી જે બળ મેળવે, તે બળ 'હરહર મહાદેવ'માંથી આપણે મેળવીએ, અને એ બંનેનો અદ્ભુત મેળાપ "वंदेमातरम्" અને 'હિંદુ મુસલમાનકી જય '–ના રૂપમાં આવતાં સઘળાં કર્મોની સિદ્ધિ થશે. અર્જુન, ભીમ, અને ભીષ્મ તથા પૃથ્વીરાજ ચામુંડરાય, બાપા રાવળ, પ્રતાપ, સંગ અને શિવાજીનો આદર્શ એ પણ આપણી આર્ય સંસ્કૃતિનો આદર્શ છે; એટલું જ નહિ પરંતુ એના વિના સમગ્ર જીવનનો આદર્શ અપૂર્ણ રહેવાનો. માટે, જીવનમાં તેને ઘંટાવવાના જે પ્રયત્ન કરવા પડે તે કરવામાં ઢીલ કરવી એ પાપ છે.

અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી.

---

# કાર્લ માર્કસ.

## રૂશિયાની રાજ્યક્રાન્તિ.

સન. ૧૯૧૪ થી તે ૧૯૧૮ સુધી, જ્યારે યુરોપની કહેવાતી સુધરેલી પ્રજાઓ વચ્ચે મારામારી પડી ગઇ હતી તે વખતે એક મોટા મહત્ત્વનો બનાવ રૂશિયાની રાજ્યક્રાંતિ થઇ ગયો. રાજ્યદ્વારી નેતાઓ અને સેનાપતિઓની ગણત્રી એ ક્રાન્તિથી બધી જૂઠી પડી; પણ એથીજ કાંઇ રૂશિયામાં થયેલ વિપ્લવનું અગત્ય બહુ ભારે છે એમ નથી. એ વિપ્લવમાં દુનિયાની તવારીખમાં ન થયો હોય એવડો એક નવો અને પ્રગલ્ભ પ્રયોગ શરૂ થયો છે. એનાથી જે તંત્ર આસ્તિત્વમાં આવ્યું છે એનું નામ જ બોલ્શેવિઝમ. એ નિર્દોષ શબ્દમાં મૂડીવાદે [1] એવો ખરાબ અર્થ આરોપ્યો છે, કે છોકરાંઓના 'બાઉની' જેમ રાજ્યદ્વારી બાબતોના ઉગતા અભ્યાસીને એ ગભરૂ કરી બીવરાવી મારે છે, "બોલ્શેવિક" નો અર્થ "બહુમત" થાય છે, અને બોલ્શેવિઝમ એટલે બહુમતીનું તંત્ર. એ સામ્યવાદ[2]ની એક જાત છે, અને રૂશિયામાં હાલ જે લોકો સત્તા ભોગવે છે તેઓ પોતાને સામ્યવાદી તરીકે જ ઓળખાવવા માગે છે. સામ્યવાદ એ એમનો સંપ્રદાય છે. સમાજસત્તાવાદનું[3] સામ્યવાદ એક વિશિષ્ટ સ્વરૂપ છે.

## કાર્લ માર્કસ

સમાજસત્તાવાદ એ શું છે ? એવું તે એનામાં શું જીવન્ત તત્ત્વ છે, કે જેથી એ સમસ્ત સજ્જ યુરોપની સામે કે તેની રાજ્યદ્વારી ખટપટના હલ્લા સામે અને એ ઉપરાંત જૂનામાંથી નવી સૃષ્ટિ રચવાની પોતાની આંતરિક વેદના સામે પણ તે ટકી રહી શક્યું છે ? આ પ્રશ્નો છાપાંઓ વાંચનાર એક સાધારણ માણસને મન પણ સહેજે ઉભા થાય છે. તેથી રૂશિયાની રાજ્યક્રાન્તિના ફિલસુફ—કાર્લ માર્કસના જીવનના ટુંકા હેવાલ અને તેના સિદ્ધાન્તો વિષે હું અહિં થોડું લખવા માગુ છું. "મૂડી"[4] એ નામના ગ્રંથે તો દુનિયાનો ઈતિહાસ ઘડયો છે, કારણ એમાં રહેલા સિદ્ધાન્તો રૂશિયાની ક્રાન્તિએ કાર્યક્ષેત્રની ભાષામાં ઉતાર્યા છે. એ ગ્રંથનો લેખક કાર્લ માર્કસ હતો.

એવા કેટલાએક સમાજસત્તાવાદીઓ છે જેઓ કાર્લ માર્કસને વખોડી કાઢે છે, અને સમાજસત્તાવાદની કેટલીક જાતો એવી પણ છે જે માર્કસના સામ્યવાદથી જૂદી પડે છે. પણ સમાજસત્તાવાદની પાછળ રહેલ ક્રિયાત્મક શક્તિ તો માર્કસથી જ આવી છે. યુરોપમાં, અમેરિકામાં, અને આફ્રિકામાં બધે માર્કસ મંડળો [5] છે, અને ચીન અને જાપાનમાં પણ જે લોકો આધુનિક સ્થિતિથી તદન કંટાળી ગયા છે તેઓ માર્કસના ગ્રંથો બહુજ આતુરતાથી વાંચે છે, અને એક નવો યુગ વર્તાવવાનાં સ્વપ્નાં રચે છે.

---

૧. capitalism

૨. communism.

૩. socialism.

૪. "The capital"

૫. Marx clubs

## નાનપણ

તા. ૫ મે ૧૮૧૮ ના રોજ ર્‌હાઈનના પ્રાંતનાં (Troves) ટ્રેવીસ નામના એક ગામમાં કાર્લ માકર્સનો જન્મ થયો હતો. તેનો બાપ વિદ્વાન, બુદ્ધિશાળી અને સારી સ્થિતિનો હતો. એ જાતે યાહુદી હતો, પણ સન ૧૮૨૪ માં તેણે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો, અને એની મા પણ પોતાની જ ઇચ્છાથી ખ્રિસ્તી થઈ હતી. સ્થિતિરક્ષા[૧] તરફ જ કાર્લના માબાપનું વલણ હતું, અને જ્યારે કાર્લે સ્થિતિરક્ષણની વિરૂદ્ધ જઇને પ્રગતિ કરવાના સૂત્રનું પ્રતિપાદન કર્યું, ત્યારે એની માને માઠું લાગ્યું એટલું જ નહિ પણ એના બાપને પણ દુઃખ લાગ્યું. કાર્લ ૨૦ વર્ષનો હતો, ત્યારે એનો પિતા મરણ પામ્યો; પણ યુરોપના રાજ્યોને કાર્લનું નામ અકારું થઇ પડયું ત્યાં સુધી ( ૧૮૬૩ ) કાર્લની મા જીવતી રહી, અને એનો જીવ આત્યંતિક દુઃખથી ભરાઇ ગયો. કરોડો મનુષ્યોનાં હતાશ હૃદયોમાં જે માણસે આશાનું જીવન્ત બલ રેડયું તેણે પોતાની માની સઘળી આશા અને સુખનો ઉચ્છેદ કર્યો. કોણ જાણે માતાને ભાગે ઘણું ખરૂં રોવાનું જ હોય છે !

પુત્રનાં લક્ષણ પારણામાં એ ઉકિત પ્રમાણે કાર્લ મોટો બુદ્ધિશાળી થશે એનાં ચિહ્ન નાનપણથી જ દેખાયાં. નાનપણમાં એના બાપે જ એને હાથમાં લીધો, અને એણે નિશાળનો અભ્યાસ પૂરો કર્યો તે પહેલાં તો એના પિતા સાથે ફ્રેંચ લેખકો રેસીન અને વોલ્ટેર અને પિતાના મિત્ર, બેરન ફોન વેસ્ટફાલેન સાથે ગ્રીક કવિ હોમર અને અંગ્રેજ કવિ શેકસપીઅરનો એણે સારો પરિચય કર્યો હતો—અને ઉમ્મરે પહોંચતાં એ જ બેરનની છોકરીને એ પરણ્યો. પણ કાર્લ માત્ર વેદીઓ જ નહોતો. એનો કોઇ મિત્ર તિરસ્કારને પાત્ર કે જરા અળખામણો થઇ પડતો તો તે એના ઉપર કટાક્ષપૂર્ણ કવિતા લખતો અને ત્યારે એને ખૂબ મજા પડતી. કાર્લ માર્કસ મોટો થયો, ત્યારે છોકરવાદીમાં જ લખાએલા અને હૃદયને ચીરી નાંખે એવા કટાક્ષમાંથી જ એક વાદીનું ભયંકર શસ્ત્ર ઉભું થયું, અને એ શસ્ત્રનો ઉપયોગ બીજાને તદન છુંદી નાંખે એવી રીતે એ કરતો. અને છતાં જીવનભર એને કવિતા અને સંગીતનો પૂરેપૂરો શોખ કાયમ રહ્યો, અને ક્રાન્તિયુગના બધા જર્મન કવિઓનો એ મિત્ર હતો.

## યુનિવર્સિટીનું જીવન.

સોળ વર્ષની વયે ઘણી જ ઉત્તમ તૈયારી કરીને માકર્સ બૉનની યુનિવર્સિટીમાં દાખલ થયો. ત્યાં તેણે એક વર્ષ ગાળ્યું, તેમાં તેને કાંઇ ખાસ લાભ થયો નહિ. ત્યાર બાદ એના પિતાને ખુશ કરવાને માટે તે બર્લીન યુનિવર્સિટીમાં વકીલાતનું શીખવાને ગયો. જર્મન ફિલસુફ હેગેલને મરી ગયે પાંચ વર્ષ થયાં હતાં, પણ તે ફિલસુફના નામની કીર્તિ અને પ્રભાવ હજી પણ યુનિવર્સિટીમાં મોજૂદ હતાં. માકર્સને તો ઇતિહાસ અને ફિલસુફીમાં જ રસ પડતો, અને કાયદાના અભ્યાસને તો તે એક આપત્તિ રૂપ ગણતો. કાવ્યરસમાં તે મગ્ન રહેતો. બર્લીનમાં તેણે અભ્યાસ કર્યો તે માત્ર છુટોછવાયો જ હતો. તેની યુનિવર્સિટીની કારકીર્દિ અતિ ઉજ્વલ ન ગણાય. તે મહેનત ખૂબ કરતો, અને ઉન્મત્ત થઇ ઉગ્ર વિચારો કર્યા કરતો. એના પિતાને એ અપૂર્વ ભકિતભાવથી ચાહતો, અને એની સાથેના પત્ર વ્યવહારમાંથી કાર્લ પોતે કેવી રીતે અને શો અભ્યાસ કરતો તેનો કંઇક ખ્યાલ આવે છે. કાર્લ માર્કસને જે ભાઇ ઘણી જ સારી રીતે ઓળખતા તેમણે કહ્યું છેઃ “ કાર્લ ત્રણ દેવોનો ઉપાસક છેઃ એક તેનો પિતા, બીજી તેની માતા, અને ત્રીજી એની પત્ની.” અને અહિં આપણે કાર્લના પિતાએ એના ઉપર ગુસ્સે થઇ કાગળ લખેલો તેનો થોડો ભાગ જોઈશું: “ સંપૂર્ણ અવ્યવસ્થા, વિજ્ઞાનના બધા વિષયોમાં મૂરખની માફક ભટકયાં કરવું, મધરાત સુધી અવિચારી વિચારો કર્યા કરવા ! તારા વિદ્વત્તાના ડોકડામાં ઉન્મત્ત થઇ જવું,—અને જાફરા જેવા તો વાળ ! તારા જંગલીપણામાં તો તને એની ચાર

૧. Conservatism

ાંખો થાય છે. તારા આ અર્થવિહીન નિષ્પ્રયોજન
ાદત્તાના વ્યાપારોના ફળ ઉપર તું તારી પ્રિય
રતુના યોગનો આધાર રાખે છે ! ..." એ પ્રિય
રતુ તે બેરન વેસ્ટફાલેનની દીકરી જેની સાથે
વર્ષે એનો વિવાહ થઇ ચૂક્યો હતો. માર્ક્સની
ા વ્યગ્ર મનોદશાનું કારણ એનો એ ઉગ્ર મનો-
ાવ જ હતો. કાર્લ પોતાના ભવિષ્ય માટે તદન
દરકાર હતો, આથી એનો બાપ ઘણો નાખુશ
ડતો. એના એક કાગળમાં એ લખે છેઃ "તારા
ોની માત્ર એક જ બાબતમાં હું હજી ઘોર અંધારા-
ાં છું–તે તારા ભવિષ્યના વિચારો છે. અને તું
ાદલો પાકો છે, કે તેના વિષે તું એક શબ્દ પણ
ચ્ચારતા નથી. મારૂં કહેવું એટલું જ છે, કે પેલું
ધ્યા કાંચન જેની એક પરણેલ માણસને કેટલી
રૂર છે તે તું જાણતો હો એમ લાગતું જ નથી."

માર્ક્સ તો એ વખતે એક પ્રચંડ માનસિક
ને આધ્યાત્મિક મથનમાંથી પસાર થઇ રહ્યો હતો,
ને એને લીધે એ અસ્વસ્થ રહેતો. એક કાગ-
માં એણે લખ્યું છેઃ "તમે–મારા સદાના હિતૈષી
ને વહાલા પિતા–મારા અસ્વસ્થ આત્માએ
૭ જીત્યું નથી એવું મારૂં હૃદય જ્યાં હમેશનો
સો કરી આનંદમાં રહેવાનું પસંદ કરે છે, તે
રા ચિત્રવિચિત્ર મનોભાવો તમે જાણો–કે જેથી
તમને મારી છાતી સરસા રાખું, અને મારા
ાની અંદર જે બધું ચાલી રહ્યું છે તે બધું તમને
ી શકું–" આમાંથી શાન્તિ મેળવવા તે હેગેલ
ફ વળ્યો. તેણે પોતાની રચેલી કવિતાઓ, અને
લકથાઓની વસ્તુઓ[૭] બાળી નાંખી અને હેગેલના
ાન અનુયાયીઓમાં[૮] જોડાયો. ત્યાં બ્રુનો બાઉઅર
ને એફ. કેપેન્સ–જેવા વયોવૃદ્ધ પુરુષોનો તેને ભેટો
ો. અને આવા જ્ઞાનવંત બુદ્ધિવાન ને પ્રતિભાશાળી
ણસો માર્ક્સની અસાધારણ શક્તિ જોઇને, તેને
ક સમોવડીઓ ગણતા.

૭ Plots.

૮ "Young Hegelians."

## હેગેલ અને માર્ક્સ

માર્ક્સના સિદ્ધાન્તોની ચિકિત્સા કરવા માટે હેગેલની વિચારપદ્ધતિને કંઇક જાણવાની જરૂર છે. માર્ક્સ હેગેલની ફિલસુફીમાં ઊંડે ડૂબી ગયો હતો, અને એનો પોતાનો સિદ્ધાન્ત તો હેગેલની પદ્ધતિનો તદ્દન વિરોધી છે. પણ હેગેલની ફિલસુફીની પદ્ધતિ[૯] એ માર્ક્સના સમાજસત્તાવાદની એક મહત્વની બાજુ છે. જો કે હેગેલની ફિલસુફીનો ખરો અર્થ સમજ્યા વગર પ્રુશિયાનું રાજ્યતંત્ર તેને પોતાના એક મોટા ટેકા રૂપ માનતું, તોપણ એક દૃષ્ટિએ જોતાં હેગેલ એના સમયમાં એક મોટો ક્રાન્તિવાદી હતો. એણે કહ્યું છેઃ" જે તથ્ય છે તે સત્ય છે, અને જે સત્ય છે તે તથ્ય છે."[૧૦] આ વાક્યનો અર્થ સ્થિતિરક્ષણના સમર્થન માટે કરવામાં આવ્યો હતો. પ્રુશિયાના રાજ્યતંત્રનો તર્ક આ રીતનો હતો, કે એ તંત્ર જીવતું રહ્યું છે એટલે જ એ સાચું છે, કારણ વસ્તુનું અસ્તિત્વ તેજ સત્યનું ધોરણ છે. આનું તાત્પર્ય એ હતું, કે જેની આવશ્યકતા છે તેજ તર્ક પ્રમાણે સત્ય છે. પ્રગતિના પ્રવાહમાં કાલનું તથ્ય આજ કે આવતી કાલ અતથ્ય થઇ જાય છે; અને પ્રમાણુગત આવશ્યકતા,[૧૧] જેને લઇને જ કોઇ પણ વસ્તુને વાસ્તવિક અસ્તિત્વનો કે સત્ય હોવાનો હક પ્રાપ્ત થાય છે, તેજ ર ખોઈ બેસે છે. જે કાંઇ આવશ્યક હોય છે તે અનાવશ્યક થઇ જાય છે, અને જીવન્ત તથ્ય હોય છે તે તેનું તથ્યપણું ખોઈ બેસે છે.

૯ Logic.

૧૦ "All that is real is rational, and all that is rational is real." અહિં real નો અર્થ existing fact–હકીકત–એવો છે, અને rational નો અર્થ logical truth–પ્રમાણગત સત્ય એવો છે. અહિં fact માટે તથ્ય અને truth માટે સત્ય એ શબ્દો સારા લાગ્યા છે.

૧૧ Logical necessity.

જેવી રીતે જૂનું તથ્ય તે ભૂતકાળની (પ્રમાણુગત) આવશ્યકતાને લઇને અસ્તિત્વમાં આવ્યું હતું, તેમ જ વર્તમાનની આવશ્યકતાને લઇને ભૂતકાળના તથ્યની જગ્યાએ નવીન તથ્ય ઉભું થાય છે. આજ રીતે મનુષ્યજીવનના ઇતિહાસમાં જીવન્ત તત્ત્વ હંમેશ બદલાતું રહે છે, અને યોગ્ય હોય તે અયોગ્ય થઇ જાય છે. જે કાંઇ સત્ય છે, તે પણ બદલાતું રહે છે. સત્ય એક અંત વગરનું પરિણમન[12] છે–એક અનંત ઉદ્ઘાટન છે. હેગેલના તંત્રમાં કશું જ અંતિમ કે શાશ્વત નથી. ઇતિહાસના ક્ષેત્રમાં આ સિદ્ધાન્તનો અર્થ એ થાય છે, કે બધા ઐતિહાસિક યુગો એક અનંત વિકાસમાંના જૂદી જૂદી કોટિઓ છે. એ પ્રગતિની દરેક ભૂમિકા વર્તમાન સ્થિતિનું આવશ્યક અને ઉપયોગી પરિણામ છે; અને જ્યારે નવા સંજોગોને લઇને નવા અને ઉચ્ચ સામાજિક તંત્રની આવશ્યકતા ઉપસ્થિત થાય છે, ત્યારે પોતાનો વારો આવ્યે તેનો નાશ થાય છે. એક તંત્રમાંથી બીજા તંત્રરૂપ પુનર્ઘટનાની રચના સહેલી કરવા માટે આપણે માત્ર પરિસ્થિતિની અદૃશ્ય શક્તિઓની સાથે બુદ્ધિપૂર્વક સહકાર કરવાનો છે. પણ જ્યાં એવો સહકાર અજ્ઞાન કે પૂર્વગ્રહને[13] લઇને અશક્ય બને છે, અને અનિવાર્યની સામે ખાલી ઉધામા કરવામાં આવે છે ત્યારે બળાત્કારે સંક્રાન્તિ થાય છે.

હવે વિકાસનો આ સિદ્ધાન્ત કાર્લ માર્ક્સે પોતાના સામ્યવાદમાં સર્વાંગ લઇ લીધો. એ રીતે માર્ક્સનો સમાજસત્તાવાદ હેગેલવાદમાંથી સીધો ઉતરી આવેલ છે. દરેક સામાજિક સ્થિતિ હરહમેશ બદલાતી રહે છે, અને છેવટે એ એક એવી કોટિએ પહોંચે છે, કે જ્યારે તેની રાજ્યદ્વારી અને સામાજિક વ્યવસ્થા તેની પ્રગતિમાં અટકાવ કરે છે. એજ વખતે પ્રવાહમાં સ્ખલન ઉપસ્થિત થાય છે. જૂની રાજ્યદ્વારી અને સામાજિક સંસ્થાઓ ઉખડી જાય છે, અને તેને બદલે નવીન જરૂરીઆતોને પૂરી પાડે એવી સંસ્થાઓ ઉગે છે–આ રીતે સામાજિક ક્રાન્તિ પૂરી થાય છે. આથી ઉલટું, જ્યાં સુધી કોઇ પણ આર્થિક તંત્રમાં જીવન છે, ત્યાંસુધી બલાત્કારે એને ભૂંસી નાંખી શકાતું નથી. જ્યાં સુધી કોઇ સામાજિક સ્થિતિ પૂરેપૂરી પરિપકવ થઇને પોતાના વિસ્તાર અને વિકાસની બધી શક્યતાઓ ખૂટાડી દે નહિ ત્યાંસુધી તે નવીન સમાજને જન્મ આપી શકતી નથી. અને સામાજિક વિકાસની કોઇ પણ ભૂમિકા વટાવી શકાતી નથી.

હવે આ ઐતિહાસિક વિકાસના સિદ્ધાન્તનો માર્ક્સે હેગેલની ન્યાયપદ્ધતિની[14] સાથે અભ્યાસ કર્યો. હેગેલ ત્રણ પ્રકારની ક્રિયાઓનું નિરૂપણ કરે કરે છે. કોઇ એક પક્ષ–તેનો પ્રતિપક્ષ અને ત્રીજું–એ બેનું એકીકરણ કરનાર કોઇ ઉચ્ચ સમન્વય.[15] પ્રગતિની કોઇ એક ભૂમિકા તે એક પક્ષ થયો. એનો વિરોધ જેના નવા પ્રેરક તત્ત્વો દ્વારા એનો વિકાસ થાય છે તે તેનો પ્રતિપક્ષ; અને આ એના પરિણામ રૂપે જે નવી ભૂમિકા ઉપર પ્રગતિ પાછી શરૂ થાય છે તે સમન્વય. માર્ક્સના તંત્રમાં કોઈ માણસની અગાઉની મહેનતના ફળ રૂપે તેની પાસે જે ખાનગી મિલ્કત ભેગી થાય છે તે પક્ષ છે. પછી મૂડીવાદના યુગમાં બીજા માણસોની મજૂરીથી તેની પાસે જે મિલ્કત ભેગી થાય છે, તે તેની આપકમાઇની મિલ્કતની વિરોધી છે: અને આવી રીતે એકઠી થયેલી મિલ્કત જ્યારે સંઘ તેની પાસેથી લઇ લે, ત્યારે તે વિરોધનો પણ વિરોધ અથવા સમન્વયની ત્રીજી ભૂમિકા થઈ. હેગેલના જ સિદ્ધાન્તનું ચોકઠું લઇને, માર્ક્સ એનાથી તદ્દન વિરોધી, પોતાની પ્રતિજ્ઞા એમાં ગોઠવી દે છે. હેગેલ એક તર્કવાદી[16] હતો. ઐતિહાસિક વિકાસના જબરા પ્રવાહની પાછળ જે શ્રેયોવ્યવહાર[17] અને તત્ત્વ હતાં, તે જ તેને મન

१२ Becoming.

13 Prejudice.

१४. Dialectic.

१५ Thesis, Antithesis અને Synthesis.

१६. Ideologist.

१७. Progression.

વિશ્વનું એકાન્તિક તત્ત્વ હતું. ફ્યુઅરબેકે હેગેલના તર્કરૂપ તત્ત્વને ફેંકી દીધું, અને માર્ક્સના સિદ્ધાન્ત માટે એણે રસ્તો ચોખ્ખો કર્યો. માર્ક્સ જેને વિશ્વનું ખરૂં સ્વરૂપ ગણે છે, તે હેગેલના સ્વરૂપથી તદ્દન ઉલટું છે. "હેગેલના મત પ્રમાણે વિચારના બધા વ્યાપારો–જેને એ તત્ત્વના નામ નીચે એક સ્વતંત્ર અધિષ્ઠાનરૂપ ગણે છે–તે જ આખા વિશ્વમાં જે કાંઇ છે તેને સર્જે છે, અને આ રીતે આખું વિશ્વ માત્ર એ તત્ત્વના આવિર્ભાવરૂપ છે. એથી ઉલટું, મારે મન, એ તત્ત્વ તે બીજું કાંઇ જ નહિ, પણ મનુષ્યના મગજમાં તે દ્રવ્ય વિષેનો એક વિચાર માત્ર છે." અને આ રીતે માર્ક્સ જડવાદ સ્પષ્ટ રીતે કબૂલ કરે છે.

માર્ક્સના તંત્રમાં ત્યારે મુખ્ય બાબતો આટલી છે. એના મતરૂપ આ જડ સૃષ્ટિને એ પોતે હેગેલની ન્યાયપદ્ધતિ સાથે જોડે છે–અને એને પરિણામે આર્થિક પ્રદેશમાં જુદા જુદા વર્ગો વચ્ચે વિરોધ થવા પામે છે. માનવજાતિના વિકાસની દિશા આર્થિક તત્ત્વોથી નિશ્ચિત થાય છે. સમાજસત્તાવાદ ઐતિહાસિક વિકાસના નિયમો પ્રમાણે થયેલી એક સામાજિક ક્રાન્તિ છે. ક્રાન્તિમાં જનતાનું સમસ્ત આર્થિક ચણતર નવેસર રચાય છે, અને એટલે જ સમસ્ત જનતાની પણ પુનર્ઘટના થાય છે. અને વિકાસવાદનું સમર્થન માર્ક્સ આવી રીતે કરે છે. એક નવી ક્રાન્તિ કરવા જેટલું જીવન્ત બળ આ ફિલસુફીમાં ક્યાંથી આવે છે એ જાણવા માટે માર્ક્સના સિદ્ધાન્તનો વિકાસ અને એનું જીવન જોવું પડે એમ છે.*

(અપૂર્ણ.)

અમૃતમલ ટેકચંદ ગિદવાણી.

# અસહકાર અને આત્મશુદ્ધિ.

ગાંધીજીએ અસહકારની લડતને પહેલેથી જ આત્મશુદ્ધિની લડત ગણી છે. તેમનાં લખાણોમાં તેમણે અસહકારના ધાર્મિક અને આધ્યાત્મિક તત્ત્વો ઉપર પહેલેથી તે છેવટ સુધી અને ખાસ કરીને આખરના વખતમાં ખુબ ભાર મૂક્યો છે. દુર્ભાગ્યે સવિનય ભંગ સમિતિના હેવાલમાં, અને તે પછીથી કલકત્તાની અને ગયાજીની સભાઓમાં ધારાસભાના પક્ષે ખુબ આગ્રહથી દલીલ કરી હતી કે આપણી લડત ધાર્મિક નહિ પણ રાજકીય છે–રામરાજ્ય માટે નહિ પણ સ્વરાજ માટે છે. તેથી ઘણાયેનાં મન મૂળ ક્રમમાંથી ચળી ગયાં છે, અને તેને વળગી રહેનાર ઘણાને એ શંકા થાય છે કે આ ક્રમ રાજકીય હશે કે ધાર્મિક ? અને જો માત્ર ધાર્મિક જ હશે તો તેથી ધારેલું પરિણામ કેમ આવશે ?

ઉપરાંત, જેઓ મહાસભાના કાર્યક્રમનો નિશ્ચયપૂર્વક અમલ કરવા ઇચ્છે છે, તેમને પણ તેનું ખરૂં રહસ્ય ફરીફરીને મનમાં ઘોળવાની જરૂર છે. ગાંધીજીનો ક્રમ, ગાંધીજીના વિના પાર ન પાડી શકાય એ શંકામાં ભલે વજુદ ન હોય. પણ એટલું તો ચોક્કસ છે કે તેમણે જે ભાવનાથી આ ક્રમ રચેલો છે, તે ફેંકાવ્યા વગર તો તે ભાગ્યે જ સફળ થઈ શકે. વળી, ગાંધીજીએ પોતે જ ફરીફરીને જણાવ્યું છે કે તેમના ક્રમનો પણ માત્ર બાહ્ય દૃષ્ટિથી અમલ

* ખાસ યુગધર્મ માટે લખેલા અંગ્રેજી લેખનું આ ભાષાંતર છે. તન્ત્રી.

કરવાથી–અર્થાત ધારાસભા, અદાલતો, સરકારી નિશાળો વગેરેનો બહિષ્કાર કરવાથી, અથવા ગુસ્સાના આવેશમાં કાયદાનો ભંગ કરવાથી, કોઇપણ વખતે ખૂનામરકી થવાનો સંભવ રહે છે. ગાંધીજીની કલમ અસ્ખલિત ચાલતી હતી, ત્યાં સુધી તો તેઓ પોતેજ ધર્મની મૂર્તિ હોવાથી તેમના કડકમાં કડક રાજકીય લખાણોમાં ધર્મનો પાસ આવતો હતો. પણ હવે તેમની ગેરહાજરીમાં પાછલી ભૂલો સુધારીને, તેમણે નિયત કરેલા માર્ગે આગળ વધવા માટે ધર્મ અને રાજકારણ વચ્ચેનો સંબંધ ફરી ફરીને વિચારવો ઘટે છે.

### સર્વદેશીય કાર્યક્રમ

ગાંધીજીની પહેલાંની લડતની માફક આ લડતનું મૂળ તો રાજકરણમાં જ છે. છતાં આ લડત પહેલાંના કરતાં એ રીતે તદ્દન નિરાળી છે. ખેડા અને ચંપારણની લડતમાં, દક્ષિણ આફ્રિકામાં અને કાળા કાયદા સામેના સત્યાગ્રહમાં, સરકારનો અમુક કાયદો કે અમુક હુકમ રદ કરાવવાનો કે સુધરાવવાનો હતો. અસહકારની લડત પણ દેખીતી રીતે તો એવી જ લાગે છે. ઇસ્તંબૂલની ગાદી ઉપર બિરાજતા ખલીફને સારી દુનિયાના ઇસ્લામીઓના ખલીફ તરીકે અંગ્રેજ સરકાર સ્વીકારે, અને જઝીરત–ઉલ–અરબના આખા મૂલક ઉપરથી તેઓ પોતાની સત્તા ઉઠાવી લે, તેમજ પંજાબમાં અત્યાચાર કરનાર અમલદારોને મહાસભાના ઠરાવ મુજબ શિક્ષા કરવામાં આવે, તો સ્વરાજની બાબતમાં સમાધાનને અવકાશ રહે, એમ ગાંધીજીએ કેટલીક વાર કહ્યું છે. અને એ તો સૌ કોઇ જાણે છે કે જો અંગ્રેજોએ ખિલાફતને ખતમ કરી ન હોત, અને પંજાબને વિષે મહાસભાની ભલામણોનો અમલ કર્યો હોત, તો હાલનાયે સુધારાના કાયદાથી ચલાવી લેવાને ગાંધીજી તૈયાર હતા. અર્થાત્ પંજાબ અને ખિલાફતના મામલાને લીધે સરકારના ઉપરથી ગાંધીજીનો ઇતબાર ઊઠી ગયો. તેથી સરકારના હુકમો રદ કરાવવાને નહિ, પણ સરકારના દિલને પલટાવવાને આ લડત જમાવેલી છે.

જેમ આ લડતનો હેતુ વધારે મોટો છે, તેમ તેનો ક્રમ પણ પહેલાંના કરતાં વધારે વિશાળ છે. અલબત્ત, પહેલાં પણ જે દરેક વાત ગાંધીજી કહેતા તેમાં તેમના દિલમાં રમી રહેલા ધર્મભાવની છાયા તો હતી જ. તેમ તેઓ જ્યાં જતા ત્યાં, લડતના મંત્રની સાથે બીજો પણ કિંમતી બોધ તો આપતા જ. છતાં દક્ષિણ આફ્રિકાની તેમજ પહેલાંની લડતોમાં અમુક હુકમ કે કાયદા તોડવા ઉપર જ બધું મંડાણ માંડેલું હતું, ત્યારે ચાલુ લડતમાં કાયદાનો ભંગ કરતા પહેલાં એટલાં બધાં કામ ફરમાવેલાં છે કે જેથી આખો કાર્યક્રમ સંપૂર્ણ અને સર્વદેશીય થયો છે. અસહકારમાં રાષ્ટ્રીય લડત જેટલું જ–અથવા એથીયે મોટું સ્થાન રાષ્ટ્રીય રચનાને આપેલું છે. પ્રજાશક્તિની અજમાયશ કરતાં પહેલાં તેના સંગ્રહ અને પોષણ ઉપર ભાર મૂકયો છે. સરકારનું દિલ પલટાવવાને માટે, પહેલાં આપણું દિલ પલટાવવાની સલાહ આપી છે. આમ હિમાલયના કોઇ શિખરમાંથી નીકળતું નાનું ઝરણું પૃથ્વીના પટ ઉપર આગળ ધસતાં વધારે ને વધારે વિશાળ થઇ, છેવટે અનંત મહાસાગરમાં લીન થાય છે, તેમ ખિલાફત, પંજાબ અને સ્વરાજના જેવા માત્ર રાજકીય મૂળમાંથી નીપજેલો કાર્યક્રમ, સારા જીવન જેટલો વિશાળ બન્યો છે, અને તે આત્માના સૂક્ષ્મમાં સૂક્ષ્મથી માંડીને, જીવનના સ્થૂળમાં સ્થૂળ વ્યાપારોને સ્પર્શે છે.

### ક્રમ "રાજદ્વારી" નથી

આમ અસહકારનો ક્રમ રાજકીય સ્થિતિમાંથી ઉદ્ભવેલો હોવા છતાં, માત્ર રાજકીય નથી રહ્યો. આથી આગળ વધીને એમ પણ કહી શકાય, કે તે ક્રમ–સંકુચિત અર્થમાં તો–રાજકીય પણ નથી. રાજ્યના બંધારણ કે નિયમોમાં અમુક સુધારા કરવાના હેતુથી તેના ઉપર સીધી અને સચોટ અસર પહોંચે એવી પ્રવૃત્તિ જ સામાન્ય રીતે રાજકીય ગણાય છે. આના ત્રણ પ્રકાર સાધારણ રીતે જોવામાં આવે છે. જે રાજ્યબળ ઉપર દરેક રાજ્ય નભે છે તે વડે ખુલ્લો

બળવો કરી સ્વતંત્રતાનો ઝુંડો ચઢાવવો, અથવા કંઇ છૂપી રચના કરી વખતો વખત સરકારનાં થાણાં ઉપર હલ્લો કરવો એ પહેલો માર્ગ છે. ઘણી ખરી પ્રજાઓએ આ રીતે જ પોતાની સ્વતંત્રતા મેળવી છે. પણ આ માર્ગ અતિમ અને વિકટ છે. તેનાથી નરમ રસ્તો સરકારના કામમાં બને તેટલી રીતે કુનેહથી અને મુત્સદીપણાથી ડખલ કરવાનો છે. આયર્લેન્ડના લોકોએ પહેલાં પાર્લામેંટમાં અને પછીથી મ્યુનિસિપાલિટી વગેરેમાં આ રીત ખૂબ અજમાવેલી. જેમનામાં આટલી પણ તાકાત ન હોય તેઓ કાયદેસર ચળવળની રાહે અરજીઓ અને ઠરાવો કરીને સરકારને ધીરે ધીરે મનાવવાનો માર્ગ લે છે.

આમાંનો છેલ્લો માર્ગ આપણા મોટામાં મોટા આગેવાનોએ, અને મહાસભાએ પણ ૧૯૧૯ ની અમૃતસરની બેઠક સુધી ખૂબ અજમાવેલો. પણ તે નિષ્ફળ લાગવાથી ૧૯૨૦ ની કલકત્તાની બેઠકે તેને તિલાંજલિ આપી. પહેલો ખૂનામરકીનો માર્ગ પણ બંગાળ, મહારાષ્ટ્રના અને બીજા કેટલાક નવજુવાનોએ આદરેલો. પણ તેમાંના જે આગેવાનો જેલમાંથી બ્હાર નીકળ્યા છે, તેમણે હવે તે રીતનો ઇન્કાર કર્યો છે, અને મહાસભાએ પણ અહિંસાને પોતાની લડતનું આવશ્યક અંગ બનાવ્યું છે. એટલે રહ્યો માત્ર ડખલનો માર્ગ. તેના ઉપર જ ગયાજીની મહાસભામાં ખૂબ ચર્ચા થઇ હતી. સરકારની ધારાસભા, અને મ્યુનિસિપાલિટીઓમાં—શત્રુની તમામ છાવણીઓની અંદર ઘુસીને બને તેટલી ડખલ અને પજવણી કરી ભંગાણ પાડવાની લલચાવનારી દલીલ, દેશબંધુ દાસે અને બીજા મહારથીઓએ મહાસભા આગળ ખૂબ આગ્રહથી રજુ કરી હતી. પણ તેટલા જ આગ્રહથી તેનો નકાર ભણીને મહાસભાએ અસહકારના તત્ત્વને અને દેશની આબરૂને અખંડ સાચવ્યાં છે.

અસહકારનો પંથ તો ન્યારો જ છે. સરકારના અત્યાચારથી પ્રજાને ક્રોધ અને રોષ થાય, એ સ્વાભાવિક છે. પણ તેનાથી પ્રેરાઇને સરકારના તંત્ર ઉપર સીધો ઘા કરવાને બદલે અસહકારી, તે સૌથી દૂર ચાલ્યો જાય છે. તે નથી સરકારના તંત્ર ઉપર હુમલો કરતો કે નથી તેનો લાભ લેતો. સરકારની આખી ઇમારતને, તેના ઉંડા પાયાથી માંડીને તે શિખરના કલશ સુધીની તે પાપમય સમજે છે.તેથી તેનો આશ્રય લઇ તેના પાપમાં ભાગીદાર થવા નથી ઇચ્છતો. તેનાથી દૂર દૂર તે પોતાનો નવો માર્ગ શોધે છે. સરકારી ધારાસભા, અદાલતો અને શાળાઓના બહિષ્કારનું મૂળ કારણ આ જ છે. જ્યારે અસહકારી સવિનય ભંગ આદરે કે કર ન ભરે અથવા પોલિસના અને લશ્કરના માણસો પોતાની નોકરીઓનાં રાજીનામાં આપે, ત્યારે સરકારને હાનિ તો પહોંચે જ; પણ એમાંયે ખરૂં રહસ્ય તો એજ છે, કે જે સરકારની સાથે આખી પ્રજા ફરજીયાત ભાગીદારીમાં જોડાયેલી છે, તેમાંથી પોતે છૂટીને તેમ કરતાં સરકાર તરફથી જે શિક્ષા મળે કે જુલમ થાય તે શાંતિથી સહેવાં.

## અહિંસા=પ્રેમધર્મ

છતાંયે અસહકારના ક્રમમાં ત્રિવિધ બહિષ્કાર અને સરકારી કાયદાનો ભંગ જ નિર્માણ થયાં હોત તો તેમાં આડકતરી રીતે સરકારને હેરાન કરવાનો રાજ્યીય ભાવ આવી જાત.આ બધાયે કામ રોષની મલિન વૃત્તિથી પણ થઈ શકે. વળી, સંસારયાત્રામાં નિરાશ થવાથી કેટલાક લોકો વૈરાગ્ય ધારણ કરે છે, તેમ સરકારની આશા છોડી દઈ દુઃખના ઉદ્વેગથી મહાસભાએ અસહકારનો માર્ગ લીધો છે, એવી ટીકા પણ વ્યાજબી ગણાત.

આમ જો અસહકારીઓના દિલમાં રોષનો અગ્નિ સળગતો હોય, અથવા તો શોક અને નિરાશાનું વાદળ છવાયેલું હોય, તો પછી અહિંસાના તત્ત્વનો શો અર્થ રહે ? માત્ર ખૂનામરકી કર્યા વગર અસહકારની ક્રિયાઓ કરવી એટલો જ અર્થ સમજીએ તોપણ ક્રોધ અને નિરાશા સેવવાથી તે પળાય નહિ. કારણ કે ખસ કરીને સરકારના કાનૂનનો ભંગ કરીએ ત્યારે, સરકાર આપણા ઉપર ત્રાસ વર્તાવવામાં મણા ન જ રાખે. ઠંડામાં ઠંડા સ્વભાવના માણસોનો પિત્તો ઉકળી આવે, એવો પણ જુલમ ગુજારે.તેવે વખતે

અંતરમાં ક્રોધ ઉછળી રહ્યો હોય તો તોફાન થયા વગર રહે જ નહિ. જેમ ધાતુને ભઠ્ઠીમાં નાંખીએ, ત્યારે તેનો મેલ જુદો પડે છે, તેમ સરકાર આપણને તાવે ત્યારે આપણા ગુપ્ત વિકારો બ્હાર તરી જ આવે. તેથી અહિંસાનો સ્થૂળમાં સ્થૂળ અર્થ કરનારને પણ ક્રોધને સાફ કરવો જ પડે.

પણ આવા નકારથીયે કેમ ચાલી શકે ? સ્હામાના જુલમથી દિલમાં દ્વેષ અને ક્રોધ વ્યાપે એ મનુષ્ય સ્વભાવ છે. સરકાર ચારે તરફ હોળી સળગાવે તે વખતે સંયમ પર આધાર રાખવો એ જોખમભરેલું છે. એ દ્વેષને ઉપજવા જ ન દેવો હોય તો પહેલેથી હૃદયમાં પ્રેમભાવનું સિંચન કરવું જોઇએ. આમ દેખીતી રીતે અહિંસાવ્રતના પાલન માટે શારીરિક હિંસાનો તેમજ દ્વેષભાવનો અભાવ પણ બસ નથી. પ્રેમધર્મના પાલનની જ અનિવાર્ય આવશ્યક્તા છે.

## રાષ્ટ્રીય ઐક્ય

બીજી રીતે પણ એજ રહસ્ય સમજાય છે. થોડા માણસોના અસહકારથી ભાગ્યેજ કંઈ વળી શકે. કદાચ તેત્રીશ કરોડની આપણી વસ્તીમાંથી થોડા બત્રીશ લક્ષણાના ભોગથી જ સ્વરાજ મળવાનું હશે તોપણ તેવાઓને ઉત્પન્ન કરવાને અને તાલીમ આપવાને આખા સમાજમાં ભારે પરિવર્તન થવું જ જોઇએ. સૌ કોઇ કબૂલ કરે છે કે પૂરાતન કાળમાં જાહોજલાલી ભોગવ્યા પછી આપણા સમાજમાં ધીમેધીમે એવાં તત્વો દાખલ થયાં કે જેથી તે તામસિક અને નિશ્ચેષ્ટ થઇ ગયો, અને તેથીજ એક પછી એક પરરાજ્યોને અને છેવટે અંગ્રેજોને આધીન થયો. હવે જો ફરીથી સ્વરાજ્ય ચલાવવાને શક્તિ કેળવવી હોય અને તે માટે હાલના કમ મૂલ્ય સરકારની સામે બેડું બંડ કરી. તેનો સિતમ શાંતિથી સહેવો હોય, તો દેશમાં ગામ ગામડે નવજીવનનો સંચાર થવો જોઇએ—સમાજના એક છેડાથી તે બીજા છેડા સુધી નવી રચના થવી જોઇએ. આખી પ્રજા ફરીથી એકત્ર અને સુવ્યવસ્થિત બનવી જોઇએ. દુનિયાના ઘણા ખરા દેશોના ઇતિહાસમાં આપણે જોઇએ છીએ કે મોટા રાજકીય પરિવર્તનની પહેલાં, ભારે સામાજિક પરિવર્તન થયાં છે. જાપાનમાં સામુરાઇઓ પોતાના વંશપરંપરાના મોટા હક છોડી દઇને પ્રજાવર્ગની સાથે એકમેક થયા ન હોત તો આ સદીની શરૂઆતમાં રશિયાના જેવા બળિયા સાથે તે દેશ બાથ ભીડી ન શકત. સદીઓથી સુપુપ્ત થયેલી શક્તિને નવેસર જાગૃત કરવા માટે પ્રજામાં નવા વિચાર અને ભાવનાનાં ઝરણાં ફુટવાં જોઈયે.

આમ, અસહકારની લડત સિદ્ધ કરવા માટે રાષ્ટ્રીય એકતા તો સાધવી જ જોઇયે. પણ જેમ આપણી લડતનો પ્રકાર જુદો છે, તેમ આપણું ઐક્ય સાધવાનો મંત્ર પણ જુદો જ હોય. આપણે જો સામાન્ય રાજદ્વારી કે શસ્ત્રની લડત લડતી હોત, તો પરરાજ્યના દ્વેષથી આપણી એકતા ઘડી શકાત.* પણ આપણી લડતમાં નથી રાજકારણનો સમાસ, કે શસ્ત્રબળને સ્થાન. પ્રેમ અને દયાના મંત્રથી જ પ્રજા ઘડાઈ હોય તો, તે અંદરથી મજબૂત થાય અને સરકારના જુલમ નીચે પણ સૌમ્ય ને શાંતિ સાચવી શકે.

## રચનાત્મક કાર્યક્રમ

આ ચળવળની શરૂઆતમાં આ સિદ્ધાંત આપણા સમજવામાં નહોતો આવ્યો. મહાસભાએ બતાવેલું બહિષ્કારનું તેમજ રેંટીઆનું, સ્વદેશીનું તેમજ સવિનય

*વિલાયતનું 'નેશન' (The Nation) પત્ર પણ પોતાના ૨૩ ડીસેંબર, ૧૯૨૨ ના અંકમાં સચવે છે, કે ગાંધીજીનો ક્રમ રાજકીય નથી; anti-political છે એમ જણાવે છે. તે લખે છે; મિ. દાસ, ગાંધીના એક ચુસ્ત અનુયાયી થઈને જેલ ગયા. પણ આજે તેઓ અલાહાબાદના મિ. મોતીલાલ નહેરૂ સાથે મળીને, ગાંધીના anti-political ક્રમને ફગાવી દેવા, બહિષ્કાર રદ કરાવવા અને ધારાસભાના રાજકીય હથિયારનો પૂરેપૂરો ઉપયોગ કરવા તૈયાર થયા છે.

ભંગનું—એ તમામ કામ એક સપાટામાં સરકારને હઠાવવાના હેતુથીજ આપણે કરતા ગયા. ધારાસભાનો બહિષ્કાર કરતાં તેમાં ચૂંટાયેલા સભાસદોને આપણે અળખામણા કર્યા. સરકારી નિશાળો ખાલી કરવાની ઝુંબેશમાં, તેના વિદ્યાર્થીઓ અને શિક્ષકોને અપ્રિય બનાવ્યા. અદાલતોનો બહિષ્કાર આદરતાં વકીલોને આપણે દિલથી અળગા કર્યા. પરદેશી માલનો બહિષ્કાર કરતાં તેના વેપારીઓ પ્રત્યે દ્વેષ કર્યો. હિંદુ-મુસલમાનની એકતા સાધવામાં પણ બીજાઓ તરફ જોહુકમીનો ભાવ હતો, તેથી જ મુંબઈમાં પારસીઓની સામે હુલ્લડ થવા પામ્યાં. અને સરકારની સામે જે વેર અને ખૂનસની લાગણી જામતી હતી, તેનેજ લીધે હજારો બહાદૂર જવાનો જેલમાં ગયા, અને માલેગાંવ અને ચૌરીચૌરાના કમકમાટી ઉપજાવે એવા અત્યાચાર પણ આ અહિંસાની લડતમાં થયા. આ ઉપરથી જ ગાંધીજીએ હિંસાનો વિરોધ કરતાં પ્રેમ-ધર્મની વડી ચાવી ઉપર—ફળ કે થડ બદલે—મૂળ ઉપર ખાસ ભાર મુકવામાંડયો ને તેથીજ બહિષ્કાર અને પહેરાની (પીકેટીંગની જે પ્રવૃત્તિથી દ્વેષ થાય એમ હતું તેને) ગૌણ ગણીને પ્રજાની કેળવણીના અને સમાજસેવાના રચનાત્મક કાર્ય ક્રમને જ પ્રધાન સ્થાન આપ્યું.

આમ શુદ્ધ અસહકાર કરવા માટે સ્થૂળ રાજકીય ભાગોને છોડવા જોઇયે. નવશક્તિ ખીલવવા માટે અંતરની એકતા સાધવી જોઇએ. સરકારનો જુલમ ઝીલવા માટે દ્વેષનો ત્યાગ કરવો જોઇયે. અને અહિંસાવ્રત સિદ્ધ કરવા માટે પ્રેમધર્મને પાળવો જ જોઇયે.

### અકાલીઓનો દાખલો

એક સવાલ સ્વાભાવિક રીતે ઉઠે, કે આપણી પ્રજામાં પરસ્પર પ્રેમભાવ તો રાખીએ પણ સરકારને વિષે તો તે કેમ જ સંભવે ? આનો સરસમાં સરસ જવાબ અકાલીઓએ આપી દીધો છે. *તરણ તરણના ગુરૂદ્વારામાં ગ્રંથ સાહેબ આગળ ઘુંટણીએ પડી નમતાં, જે અકાલીઓએ ઊંઝ ગોળા, બંદૂકની ગોળીઓ અને લાઠીઓનો માર ખાધો, તેમના અને બીજા અકાલીઓના દિલમાં રાક્ષસી મહન્તોની સામે વેરની લાગણી તો થોડી જ હતી. નહિ તો થોડા જ દિવસમાં મહંતોએ ગુન્હો કબૂલ કર્યો ત્યારે શિખો તેમને માફી ન આપત. નાનકાના સાહેબમાં આશરે ૧૫૦ અકાલીઓ મહન્તના ભયંકર અત્યાચારને વશ થઇને શહીદ થયા, તે પછી જે હજારો અકાલીઓ ત્યાં ભેગા થયા તેમના હૃદયમાં પ્રધાન ભાવ તો એ જ હતો, કે ગુરૂની સેવામાં પોતાના જાનની કુરબાની આપી મુક્ત અને અમર થવાની પોતાને તક મળી છે. અને ગુરૂ—કા—બાગ આગળ જે સેંકડો પહેલવાન શીખોએ પોલિસના માણસોનો અનહદ માર ફુલની વૃષ્ટિની માફક ઝીલ્યો અને તેનાથી બેભાન થતાં સુધી શુદ્ધ ધર્મભાવે ગુરૂનાં નામનો જપ કર્યો, તેમના દિલમાં લેશ પણ દ્વેષ હતો એમ કોણ કહેશે ?

જો સરકારની સામે જરા પણ વેર તેમના હૃદયમાં હોત તો તેઓ કંઇ પણ ન બોલવાનું બોલત, અથવા ન કરવાનું કરત. દેખીતી રીતે તેઓ તો ધર્મની વેદી ઉપર પોતાનું બલિદાન આપવાને જ આવતા હતા. તેમની રગેરગમાં ગુરૂ પ્રત્યે ભક્તિભાવ અને સારી મનુષ્ય જાતિ પ્રત્યે પ્રેમભાવ વ્યાપેલાં હતાં. જો તેમના મનમાં કંઇ તિરસ્કાર આવ્યો હશે, તો તે પણ એ તુચ્છ સિપાઇઓની સામે નહિ, પણ તેમના પાપ કર્મ સામે. આ દશ્ય ઉપર વધારે અને વધારે મનન કરીએ છીએ, તેમ એ તો દીવા જેવું ચોકખું દેખાય છે, કે પ્રેમ અને ધર્મનો અતિશય શુદ્ધ ભાવ કેળવ્યા વગર કદાચ કાયદાનો ભંગ થઇ શકે, પણ સાચો સત્યાગ્રહ તો ન જ થઇ શકે.

આવી રીતે જેઓ પોતાની બુદ્ધિ, હૃદય તેમ જ આત્માને શુદ્ધ બનાવે અને સર્વાંગે ધાર્મિક દૃષ્ટિ કેળવે, તેઓ જ યાગ્ય ભાવે બહિષ્કાર કરી શકે, રચનાત્મક કાર્ય સાધી શકે, અને સવિનય ભંગની લડત સફળ રીતે આદરી શકે.

હવે આ સિદ્ધાંતના કેટલાક પ્રયોગો વિચારીશું

* પંજાબમાં અમૃતસર પાસેનું એક ગામ.

## હિન્દુ-મુસલમાનની એકતા

હિન્દુ-મુસલમાનની એકતા આપણા ક્રમમાં અગ્ર સ્થાન ભોગવે છે. ખરૂં જોતાં તો તે આપણી લડતના મૂળમાં પણ રહેલી છે. નહિ તો ખિલાફતનો ઇસ્લામીઓના સવાલમાં હિન્દુઓ શા માટે કેસરિયાં કરે ? અંગ્રેજોને હઠાવવા પૂરતી જ એકતા કરીએ, અને એકબીજાનાં દિલ ન મેળવીએ તો કંઇ જ કર્યું ન કહેવાય. અત્યાર સુધી અસહકારમાં પણ રાજદ્વારી દૃષ્ટિ જ પ્રધાન રહેલી છે, અને તેથી આપણે કબૂલ કરવું જોઇએ કે હિંદુ મુસલમાનની સાચી એકદિલી હજી પ્રમાણમાં થોડી જ થઈ છે. પાંચ છ વર્ષ પહેલાં બિહારમાં અને ઉત્તર હિંદુસ્તાનમાં બકરી ઇદના અને મહોરમના દિવસોમાં જેવાં હુલ્લડ થતાં હતાં, તેવાં આજે જોવામાં નથી આવતાં. ખિલાફત વિષે હિંદુઓના પ્રયાસની કદર કરીને અફઘાનિસ્તાનના અમીરે, અને હૈદરાબાદના નિઝામે ગોવધની બંધી કરી છે. છતાં હજી મુલતાનના જેવા પ્રસંગો બને છે. આવા બનાવોથી આપણને બે કોમ વચ્ચે રહેલા અંતરનું ભાન થાય છે. આપણા અંતઃકરણ હજી વધારે ભીનાં થશે, અતીથિ ધર્મ હજી વધારે સમજીશું, પરસ્પર જીવનમાં હજી વધારે રસ લઈશું અને ધર્મ તથા વ્યવહારની જે બાબતોમાં જુદા રહીએ તેમાં પણ વધારે સમભાવ કેળવીશું તો જ હવે આગળ વધી શકીશું. વળી હિંદુ મુસલમાનની એકતા સૌ કોમોની એકદિલીની સૂચક છે, અને તેથી આપણા અંતરને વિશાળ કરીને મુસલમાનોને તેમ જ પારસીઓને, યહુદીઓને તેમ જ ખ્રિસ્તીઓને—સૌને સ્થાન આપવું જોઇશે.

## સ્વદેશીમાં દયાધર્મ

પ્રેમધર્મ પાળવાથી, સ્વદેશી વિષે પણ નવી દૃષ્ટિ ખૂલે છે. ઘણાયે લોકો સ્વદેશીને પરદેશી કાપડના બહિષ્કારના એક સાધનરૂપે ગણે છે. પરદેશના અને ખાસ કરીને ઈંગ્લંડના કાપડના કારખાનાંને નુકસાન પહોંચાડવું એ તેમનો મુખ્ય ઉદ્દેશ હોય છે, અને આવી રીતે બંધ થતા કાપડની જગ્યા પુરવાને શુદ્ધ સ્વદેશી કાપડ બનાવવાની જરૂર જુએ છે. આ દૃષ્ટિ વિપરીત છે, અને તેથી હાનિકારક છે. ખરૂં જોતાં સ્વદેશી તો એક સનાતન ધર્મ છે, અને તેના પાલન માટે જ પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની જરૂર છે. સ્વદેશીનું મૂળ પણ આપણી પ્રજા પ્રત્યેની મમતામાં અને સ્નેહ ભાવમાં જ રહેલું છે. જો આપણાં દિલમાં દયાધર્મનો વાસ થાય તો સ્વાભાવિક રીતે દેશની ગરીબ અને કંગાલ પ્રજા તરફ આપણું દિલ ખેંચાય, તેમજ તેઓ આબરૂભેર પોતાનો નિર્વાહ કરી શકે તે માટે આપણે મહેનત કરીએ. અને ઘેર ઘેર રેંટીઆ દાખલ કરવાથી, તેમ જ હાથે કાંતેલું અને હાથે વણેલું કાપડ પહેરવાથી જ આ ગરિબાઇ સાફ કરી શકાય એમ છે, તેથી જ સ્વદેશીને આપણા ક્રમમાં ઘણું જ ઉંચું સ્થાન અપાયું છે.

## અંત્યજોનો ભાઇચારો

પણ મનુષ્યજીવનની એ એક કરૂણાજનક વાત છે, કે માણસ શુદ્ધ થવાને માટે એક પછી એક વિધિ આચરે છે, છતાં તેનું રહસ્ય ચૂકવાથી તે એવોને એવો જ રહે છે. તેથી ખાદીને અંગે કેટલાયેનાં જીવન પલટાઇ ગયાં છે, છતાં તેમાંના ઘણાખરાનાં દિલ હજી પૂરાં રંગાયાં નથી. તેથી પ્રજાના દિલમાં ઉંડો ઉંડો ભરાઈ રહેલો મેલ કહાડવાને માટે ગાંધીજીએ એ અકસીર ઇલાજ સૂચવ્યો કે તમારો જ ધર્મ પાળતા જે અંત્યજોને પશુ કરતાં પણ હલકા ગણી તમે અડકતા નથી તેમની આભડછેટ દૂર કરીને તેમની સાથે ભાઇચારો કરો. દુનિયાના સૌ ધર્મો ગરીબો અને પતિતો ઉપર સ્નેહનું અમી વર્ષાવે છે. આપણાયે ધર્મમાં જ્યારે જ્યારે નવું જીવન આવ્યું છે ત્યારે ત્યારે અસ્પર્શ્યતાનો ભેદ પ્રેમની જ્વાળાઓથી સાફ થઇ ગયો હતો. બુદ્ધ ભગવાને તેમજ આદિ શંકરાચાર્યે, ગુરૂ નાનકે તેમજ કબીરે, ચૈતન્ય ભગવાને તેમજ રામકૃષ્ણ પરમહંસે જુદી જુદી રીતે અંત્યજોને પોતાના પ્રેમજ્યોતિથી પુનિત કર્યા હતા. અને તેમના

પ્રત્યે સમદષ્ટિ રાખવાનો ઉપદેશ કર્યો હતો. ગાંધીજીએ પણ સવિનય ભંગની તૈયારી કરતી વખતે સ્વદેશીના કરતાંયે વધારે ઉંચું સ્થાન આ શુદ્ધિને આપ્યું હતું, કારણ કે હૃદયનું સાચું પરિવર્તન એ રીતે જ કરી શકાય એમ છે. છતાં આપણે કબૂલ કરવું જોઈએ કે એ દિશામાં આપણે ઘણુંજ થોડું કર્યું છે. કોઈ કોઈ વખત જાહેર સભાઓમાં કે પરિષદોમાં થોડા અંત્યજો ભળે છે અને થોડાએક કાર્યકર્તાઓ ગામ ગામડે ફરતાં અંત્યજ વાડાઓની મુલાકાત લે છે. પણ ઉંચી કોમોએ હજી અંત્યજો સાથે ભાઈચારો કેળવ્યો નથી, તેમજ તેમના સુખદુઃખમાં સહાય કરવાનો સેવાધર્મ નથી સ્વીકાર્યો.

## સમાજસેવા

પણ અસહકારીને આટલેથીજ સંતોષ કેમ થાય? નદીમાં પૂર આવે છે ત્યારે ચોતરફ કંઈપણ ભેદ વિના બધાંયે ખેતરો રેલાય છે. જેઓ અંત્યજોને પોતાના દિલમાં સમાવશે તેઓ શું ભીલ, કોળી અને ધારાળાઓને અળગા રાખશે? જેમ હિન્દુ-મુસલમાનની એકતા સૌ ધર્મના અનુયાયીઓની એકતાની સૂચક છે, તેમ અંત્યજોમાં સૌ પછાત અને ગરીબ કોમોનો સમાસ થાય છે. ભીલો કંઈક લુંટ-ફાટ કરે છે અથવા ધારાળાઓ જુથ બાંધીને બ્હારવટે નીકળે છે; તેથી તેમને વિષે આપણી ફરજ વધે છે. તેમને સારા સંસ્કાર ન મળવાથીજ તેઓ ખોટે રસ્તે જાય છે. તેમને સત્ય અને અહિંસાનો બોધ આપી સુધારવાની અસહકારીઓની ખાસ ફરજ છે. ખૂબ સમજથી અને સ્નેહભાવથી તેમનું વાલીપણું આપણે કરવું જ પડશે.

કુલ પછાત કોમોના સુધારાનો સવાલ બીજી રીતે પણ હાથમાં લેવાની જરૂર છે. ગાંધીજીએ હંમેશાં કહ્યું છે કે હિંસા અને અહિંસા એ બે એકી વખતે દેશમાં ન જ ચાલી શકે. જો સારો દેશ સંપૂર્ણ શાંતિ રાખે અને જે તાલુકાને કુરુક્ષેત્ર બનાવવાનું હોય ત્યાં અવિચ્છિન્ન શાંતિ સચવાય તો જ કાયદાનો ભંગ કરી શકાય. આ લડતથી દેશમાં અનવસ્થા અને અંધાધુંધી ન થાય તે માટે પ્રજાનાં તમામ અનિષ્ટ તત્ત્વો પર અસહકારીઓએ કાબૂ મેળવવોજ જોઈએ. આ દૃષ્ટિએ પણ ભીલ ધારાળા વગેરેને—બીજા ગમે તેટલા વ્યવસાય છતાં પણ—સુના મુકી શકાય જ નહિ. તેથી જ હમણાં બારડોલી તાલુકામાં કાળી પરજની પરિષદ્ ભરાય છે, અને પંચમહાલના ભીલોની સુધારણા માટે પદ્ધતિસર પ્રયાસ કરવામાં આવે છે. નવી જાગૃતિનાં આ ચિન્હો ઘણાં આશાજનક છે.

આ ઉપરાંત બારડોલીના ઠરાવ મુજબ સમાજસેવાનું જીવન જેટલું વિશાળ ક્ષેત્ર અસહકારીઓને ખેડવાનું છે. રાષ્ટ્રીય શાળાઓ અને ગામપંચાયતો સ્થાપવાનું અને નીભાવવાનું કામ તો બીજી રીતે પણ આવી જ જાય છે. દુકાળનિવારણનું કામ પણ મહાસભાએ અનેક સ્થળે ઉપાડયું છે. તે ઉપરાંત ગામ ગામડાંની સ્વચ્છતા અને સુખાકારી સુધારવાનું કામ કરવું ઘટે છે. જેમનામાં પ્રજાનો પ્રેમ અને સેવાવૃત્તિ ઉભરાય છે, તેમને ઘર આંગણે જ આ કામ પડેલું છે. અને જેઓ પોતાનું સમગ્ર જીવન શુદ્ધ કરવા ઈચ્છે છે તેઓ પોતાનાં આંગણાં, પોળો અને શેરીઓમાં કચરાના ઢગલા અને મેલા કાદવને ક્યાં સુધી સડવા દેશે? આપણા નવા ક્રમ મુજબ હવે આપણે સેંકડો સ્વયંસેવકો નોંધવાના છે. તેઓ જેલમાં જવાનો હુકમ થતા સુધી પોતપોતાનાં ગામોમાં આ કામ સહેલાઈથી કરી શકે. થોડાંયે ગામ પોતાનું સુધરાઈ ખાતું ચલાવી શકશે તો આખા દેશની આગળ રચનાત્મક કાર્યનો નવો દાખલો બેસશે.

## ધર્મવૃત્તિ

હવે ફરીથી આપણી વિચારસંકલના તપાસીએ. અહિંસાત્મક અસહકારની પ્રવૃત્તિ "રાજકીય" નહિ—તેમાં દ્વેષ કે ક્રોધને પણ સ્થાન નહિ—તે માટે પ્રેમ અને દયાનો ભાવ કેળવવો જોઈએ—અને તે પ્રજાના અંગેઅંગ પર વર્ષાવવાને બીજી કોમો સાથે દિલ મેળવવાં જોઈએ, અસ્પર્શ્ય અને પછાત જાતોને

ન્હાનાભાઇ સમાન ગણવી જોઇએ અને સમાજની શુદ્ધભાવે સેવા કરવી જોઇએ.

પણ આટલેથી જ અટકી શકાશે? આત્માની જાગૃતિ વિના અંતરમાં વિશાળ પ્રેમભાવ ખીલશે? આત્મબળ પર અવિચળ શ્રદ્ધા વિના શાંતિથી સરકારનો સિતમ સહેવાશે? દેહનું બલિદાન આપી, શત્રુનું દિલ જીતવાનો અને અસહ્ય વેદના સહન કરતાં કરતાં પરમ પ્રેમભાવ સેવવાનો મંત્ર ધર્મની આસ્થા વિના પાળી શકાશે? જો પ્રેમ દેહનો નહિ પણ દિલનો હોય, કાયરનો નહિ પણ શૂરાનો હોય, તો તે આત્માના ભીતરમાંથી જ સ્ફુરે છે. સત્યાગ્રહના મૂળમાં આત્મભાવ અને ધર્મબુદ્ધિ રહેલાં છે, તેમ તેની સંપૂર્ણ સફળતા માટે તેની અનિવાર્ય આવશ્યકતા છે.

### ધર્માલયોની વિશુદ્ધિ

આમ જો ધર્મની પ્રેરણા અને આત્માની જાગૃતિ જરૂરી હોય, તો તેની મૂર્તિ સમાં મંદિરોને આપણે કાર્યક્ષેત્રની બ્હાર કેમ રાખી શકીશું? સૌ જાણે છે કે આખી આલમના ઇસ્લામીઓની શાંતિ અને વિગ્રહની સૌ પ્રવૃત્તિઓનું મૂળ તેમની મસ્જીદોમાં હોય છે. ખિલાફત જેવા ધાર્મિક સવાલને લીધેજ દુનિયાના તમામ મુસલમાનો આજે જાગૃત થયા છે. અકાલીઓએ પણ પોતાની ગુરુદ્વારાઓને પોતાના જીવનના કેન્દ્રસ્થાન રૂપ સમજીને તેના પર પોતાનું લક્ષ એકાગ્ર કર્યું છે, ને તેમ કરતાં આ પૂરેપૂરી વફાદાર કોમ કેવી વિફરી છે અને પોતાની ઝળકતી તવારીખમાં કેવાં સોનેરી પાનાં ઉમેર્યાં છે તે સૌ જાણે છે. અને અંગ્રેજોના અમલ પહેલાં પણ હિન્દુઓની સામાજિક તેમજ રાજકીય સૌ પ્રવૃત્તિમાં ધર્મ અને ધર્માલયોનું કેટલું સ્થાન હતું તે વિસરી જઇએ તો પણ પંજાબના અકાલીઓ, ગુજરાતના અને બંગાળાના ઉદ્ધતોમાં પણ ધાર્મિક પ્રવૃત્તિ કરતા ને પરદેશ જતા ગરીબ

ઓએ વધારે ભાગ લીધો હતો. તાજેતરમાં બંગાળના જે નવયુવાનોએ ખૂનામરકીનો માર્ગ પસંદ કર્યો હતો તેઓ ફાંસીના લાકડાપર પણ ગીતાનું પુસ્તક સેવતા હતા.

પણ પ્રજાનો ધર્મભાવ જાગૃત કરવાને આપણે કંઈ અકાલીઓના જેવી જ લડત કરવાની જરૂર નથી. તેમની અને આપણી સ્થિતિમાં ઘણો ફેર છે, છતાં આત્મશુદ્ધિના આ ક્રમમાંથી મંદિરોને બાતલ ન જ કરવાં જોઇએ. ગામડાંની પ્રજા વધારે શ્રદ્ધાળુ છે તેથી તેણે પોતાનાં ધર્માલયોને ધીમે ધીમે શુદ્ધ કરવાને પગલાં લેવાં જોઇએ. મહંતો અને બાવાઓ સાથે લડવાનો ખાસ ઉદ્દેશ ન રાખવો, તેમ તેઓ આપણો વિરોધ કરે ત્યારે તેમનાથી ડરીને ભાગવું પણ નહિ. આપણી સમગ્ર પ્રવૃત્તિ ધાર્મિક છે તેથી મંદિરોમાં તેને વધારે ને વધારે અંશે સમાવવાને પ્રયાસ કરવો જોઇએ.

જે ગામ અસહકારને ખરેખરો પીછાનશે તે મંદિરને જ મહાસભાના કાર્યનું સ્થાનક બનાવશે. ત્યાંજ પોતાનાં બાળકોને રાષ્ટ્રીય કેળવણી આપશે અને મંદિરને નામે જ જોઇતાં નાણાં જમા કરશે. ત્યાં જ ગામના પંચની સભાઓ ભરાશે અને સ્હામ સ્હામા પક્ષની પાસે ધર્મના સોગન લેવડાવી તેમની તકરારો પતાવાશે. મંદિરના વિશાળ ચોકમાં જ આનંદના અને ઉત્સવના પ્રસંગે બ્રાહ્મણો અને ભંગીઓ, પાટીદારો અને ધારાળાઓ ભેગા મળી ભજન કીર્તન કરશે અને ઉપદેશકો, રામાયણ અને મહાભારતના, દાસબોધ અને ગાંધીજીનાં વચનોના પારાયણમાંથી ધર્મ અને રાજકારણનો ઉપદેશ મેળવશે. અને જ્યારે સરકારની સામે જંડો ખળવો કરવાનો પ્રસંગ આવશે ત્યારે સુનંદા સ્વયંસેવકો મંદિરના ઇષ્ટદેવને અને ભગવા ઝુંડાને પ્રણામ કરી કેસરીઆં કરી નીકળી પડશે. જે ગામે આવું દિવ્ય દર્શન થશે ત્યાં મંદિરના નગારામાંથી સ્વરાજ્યની નોબત વાગશે.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# કવીશ્વર દલપતરામ*

[આ વ્યાખ્યાનમાં કવિ દલપતરામના જીવનના પ્રસંગો આપ્યા છે, તે વિષેની હકીકત કેટલીક શ્રી ન્હાનાલાલ કવિ પાસેથી મેળવેલી છે, કેટલીક શ્રી કાશીશંકર દવેએ લખેલા દલપતરામના જીવનચરિત્રમાંથી લીધેલી છે, અને ઘણી બુદ્ધિપ્રકાશની જુની ફાઈલોમાંથી તારવી કહાડેલી છે.]

અત્યારે અંગ્રેજી અને સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ધોરણ પ્રમાણે વિદ્વાનો તરફથી દલપતરામને કવિ તરીકે સ્વીકારવામાં આવે કે નહિ, પણ એમના જમાનાના તો એ કવીશ્વર હતા. એમની પહેલાંના તથા એમના સમકાલીન બીજા કોઈ કવિ કરતાં એમની કવિતા વિશેષ વંચાતી, સમજાતી અને વર્તનમાં ઉતારાતી, અને લોકો એમને કવીશ્વર કહેતા તથા વિદ્વાનવર્ગ, સરકાર અને રાજારજવાડા સહુ એમનું કવીશ્વર પદ સ્વીકારતા. ગુજરાતી સાહિત્યના નવીન યુગના તે આદ્ય પ્રવર્તક હતા, અને ગુજરાતનું નવજીવન ઘડવામાં અનેક રીતે તેમણે આગેવાની ભરેલો ભાગ લીધો હતો. તેમના જીવન ઉપરથી જણાય છે કે આપણે તેમના અનેક રીતે બહુ ઋણી છીએ. તેમની જયન્તીને દિવસે તેમની જીવનચર્યાનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરી એ ઋણિઋણ વાળવાને આપણે ઉત્સાહભેર પ્રવૃત્ત થઈએ તો તેમાં આવા મેળાવડાનું સાર્થક્ય છે.

## બાલ્યકાળ અને વિદ્યાભ્યાસ

કવિ દલપતરામનો જન્મ ઇ. સ. ૧૮૨૦ માં ૨૧ મી જાન્યુઆરીના રોજ વઢવાણ શહેરમાં થયો હતો. સંસ્કૃત પંચ મહાકાવ્યોમાંના શિશુપાલવધના કર્તા ગુજરાતના કવિ માઘની—શ્રીમાળી બ્રાહ્મણજ્ઞાતિના તેઓ હતા. તેમના પિતા ગરીબાઈમાં સંસારનિર્વાહ કરતા. એટલે દલપતરામને શહેરની ગામઠી નીશાળથી વધારે શિક્ષણ તેઓ આપી શકે એમ ન હતા. તે જમાનામાં બોડીઆ અક્ષરનું લખાણ લખતાં વાંચતાં આવડી જાય એટલે અત્યારના વિનીત અથવા મેટ્રિક્યુલેશન પસાર થયા જેટલું તેનું પદ ગણાતું. બધા શબ્દો બોડીઆ જ લખતાં શીખવાડવામાં આવતા; પરંતુ ઘી, રૂ એવા એકાક્ષરી શબ્દો વિદ્યાર્થીઓ પૂરા લખવાનું શીખતા અને આવી રોજના ઉપયોગની, મોંઘી અને વેપારમાં અગત્યની વસ્તુઓનું નામ આવડું ટૂંકું એકાક્ષરી હોય તે તેના ગૌરવને શોભે નહિ એમ માની ચોપડામાં ઘીને બદલે ઘીઇ, રૂ ને બદલે રૂઉ એમ લખતા. આવી નીશાળમાં ભણેલો ગરીબ બ્રાહ્મણ ગુજરાતી પ્રજાના ભણતરની ચોપડીઓ બનાવનાર થયો એ એક અજબ યોગ જ છે.

દલપતરામના પિતા બહુ આસ્તિક સજ્જન હતા એટલે દલપતરામને સંધ્યાવંદન વગેરે બાળપણથી જ તેમણે શીખવાડયું હતું. તેઓ સામવેદી હતા એટલે નિત્ય નૈમિત્તિક ક્રિયાઓમાં કામમાં આવે એટલો સામવેદનો ભાગ પણ દલપતરામને દસ, અગીઆર વર્ષની વયે તેમણે કંઠ કરાવ્યો હતો.

* તા. ૨૧ મી જાન્યુઆરીને રોજ દલપતજયન્તિ નિમિત્તે પ્રેમાભાઈ હૉલમાં આપેલું વ્યાખ્યાન.

## અદ્‌ભુત સ્મરણશક્તિ

દલપતરામે પોતાના આ વેદાભ્યાસનો આગળ ઉપર કાંઇ ખાસ ઉપયોગ કર્યો જણાતો નથી પણ એક પ્રસંગે અનાયાસે થઈ ગયેલો તેનો ઉપયોગ આપણને તેમની સ્મરણશક્તિનો ખ્યાલ આપે છે. લગભગ ૭૦ વર્ષની ઉમરે દલપતરામને એક વખત ગઢડા જવાનું થયેલું. ત્યાં સ્વામીનારાયણના મંદિરમાં તે ઉતરેલા, તે વખતે ઋષિપંચમી આવી–અને સામવેદી બ્રાહ્મણો તે દિવસે જનોઇ બદલે છે એટલે–ગઢડાના શ્રીમાળી બ્રાહ્મણોએ દલપતરામને જનોઇ બદલવા આમંત્રણ કર્યું. ઘેલો નદીને કિનારે ક્રિયા ચાલી રહી હતી તેવામાં એકાએક વાદળ ચઢી આવ્યાં અને વરસાદ પડવા માંડયો. કાર્ય કરાવનાર આચાર્ય પોથીમાં જોઇને બધું બોલતો હતો પણ પોથી ભીંજાવાની બીકે પોથી બંધ કરી તેને ભૂંગળામાં ઘાલવી પડી. કાર્ય બંધ પડયું અને બધા ભૂદેવો એક બીજાની સામું જોતા બેસી રહ્યા. કવિ દલપતરામે આચાર્યને વીનંતિ કરી કે આપને હરકત ન હોય તો અધુરૂં રાખ્યું છે ત્યાંથી હું કાર્ય આગળ ચલાવું. ૧૦–૧૧ વર્ષની વયે ગોખેલા મંત્રો સાઠ વર્ષ પછી એક અક્ષરના પણ સ્ખલન વગર તેઓ બોલી ગયા અને કાર્ય આટોપ્યું.

## કવિતા રચવાની શરૂઆત

પુત્રનાં લક્ષણ પારણામાંથી વર્તાય એ ન્યાયે દલપતરામની શક્તિનો પરિચય પણ ન્હાનપણથી જ થવા માંડયો હતો. આડોશ પાડોશની બાઇઓ અજવાળી રાતે મોહોલ્લામાં એકત્ર મળીને રેંટીઓ કાંતવા અથવા કાલાં ફોલવા બેસતી હતી ત્યારે ગમ્મતની ખાતર તરેહવાર ઉખાણા બોલી વખત વીતાડતી. કવિ દલપતરામ બાલ્યાવસ્થામાં જ ત્યાં જઇને ઉખાણાના જવાબો ઝડઝમક પ્રાસાનુપ્રાસ મેળવીને કવિતાના આકારમાં આપતા. આ ઉખાણા કેટલાક, વખત ગાળવાનાં રાચલાં હોય છે અને કેટલાક સુબોધક પણ હોય છે. કવિને નિર્માલ્ય ઉખાણાના જવાબો આપવા ગમતા નહિ, પણ સુબોધક ઉખાણા માટે બહુ મહેનત કરીને પણ જવાબ આપવા પ્રયત્ન કરતા.

ગામઠી નિશાળના તથા ધાર્મિક ક્રિયાને લગતા મંત્રોચ્ચારના અભ્યાસ ઉપરાંત પ્રેમાનંદની કે શામળની કથાઓ સાંભળવી કે વાંચવી એ તે વખતે ઉંચામાં ઉંચો અભ્યાસ ગણાતો, અને આપણા કવિને જ્યાંથી જ્ઞાન મળી શકે ત્યાંથી લેવાનો વ્યાસંગ જ હતો.

## શામળ પ્રત્યે પક્ષપાત

ન્હાનપણમાં કવિએ શામળની કથાઓ પણ ખૂબ સાંભળેલી. અને શામળની કાવ્યશક્તિ ઉપર તેઓ મોહિત થઇ ગયેલા હતા. આગળ ઉપર પ્રેમાનંદ વગેરેનાં કાવ્યો વાંચ્યા પછી પણ તેમનો પક્ષપાત શામળ પ્રત્યે જ રહ્યો હતો. પ્રેમાનંદ મ્હોટો કે શામળ એ વિષે તો તેમણે બુદ્ધિપ્રકાશમાં ચર્ચા પણ ચલાવેલી અને વિજયમાળ શામળના કંઠમાં સમર્પી હતી.

## કવિતાના બાળખેલ

તેઓ ૧૧–૧૨ વર્ષની વયે તો કાંઇક પ્રસિદ્ધિમાં પણ આવ્યા હતા. લીંબડી રાજ્યમાં બરવાળા ગામમાં તેમનું મોસાળ હતું. લીંબડીના એક પ્રખ્યાત કારભારી ઘેલાશાનું તે ગામ ગણાતું અને ઘેલાશાની પછી તેના દીકરાને કારભારૂં નહિ મળેલું એટલે તે બરવાળામાં જ રહેતા. ગામમાં સહુ એમને 'બાપો' કહેતા. એમને ખબર મળી કે આપણા ગામના નથુશંકરનો ભાણેજ જોડકણાં બહુ સારાં બનાવે છે એટલે એને મ્હોંએ સાંભળવા એક દિવસ દલપતરામને તેમણે બોલાવ્યા. દલપતરામે તો બાળભાવે બરવાળા વિષે સીધે સીધી વાત કહી દીધી કે:

" બળવાળું બાપાનું ગામ, ધાન્ય ન મળે ખાવા,
પો'ર દી ચઢયે ઉઠી સર્વે જાય નદીએ ન્હાવા."

એમના મામાની પડોશમાં એક લડકણી બાઈ રહેતી. સહુ એને કજીઆબાઈ કહી ચીડવતા. એના કજીઆ દલપતરામે જોયેલા અને એમની એક ગરબીની પહેલી લીટી તો તે જ વખતે રચાઇ ગયેલી કે,

"ભાઇએ જેની ભારજા ભુંડી, અંતર તેને આપદા ઉંડી."

આ ગરબી પૂરેપૂરી તો પછીથી રચાયલી, પણ પહેલી લીટી તેમના બાળ અનુભવમાંથી નીપજેલી હતી.

### શામળની ઢબ પર કવિતા

આવાં ન્હાનાં ન્હાનાં જોડકણાં ઉપરાંત ન્હાની ઉમરમાં જ શામળની શૈલીનું અનુકરણ કરી તેમણે બે લાંબી વાર્તાઓ લખેલી–હીરાદંતી અને કમળલોચની. તેમાં સ્ત્રીચરિત્રનાં વર્ણન, સમસ્યાઓ વગેરે શામળની ઢબ ઉપર જ એમણે ગોઠવ્યું હતું. પણ ચૌદ વર્ષની ઉમરે સ્વામીનારાયણ સંપ્રદાયના શ્રી દેવાનંદ સ્વામીનો તેમને સમાગમ થયો અને તેમના ઉપદેશથી તેમણે સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો.

દેવાનંદ સ્વામીના ઉપદેશની અસર તેમના ઉપર ઉંડી થઇ અને તે જીવન પર્યંત રહી. તેમના નીતિને માટે અત્યંત આગ્રહના ઉપદેશ પછી પેલાં બે કાવ્યો દલપતરામને અનીતિમય લાગ્યાં અને તેમણે તે ફાડી નાંખ્યાં. દલપતરામ સ્વામીનારાયણ સંપ્રદાયમાં દાખલ થયા તે એમનાં સગાંવ્હાલાંને રુચેલું નહિ; પણ તેમની મમતા એ સંપ્રદાય પ્રતિ એવી બંધાઇ ગઇ હતી અને તેમનો આગ્રહ પણ એવો અડગ હતો કે સગાંવ્હાલાંનું કાંઇ ચાલ્યું નહિ. ગામઠી નીશાળમાં ભણતા ત્યારે પણ દલપતરામમાં ચપળતા તો દેખાઇ જ આવી હતી અને વિશેષ વિદ્યા સંપાદન કરવાની આતુરતા તેમની ભારે હતી. તે માટે જે કાંઇ પ્રસંગો મળ્યા તે તેમણે જતા કર્યા નહોતા.

### વ્રજભાષાનો અભ્યાસ

દેવાનંદ સ્વામી પાસે પિંગળ તથા અલંકાર શાસ્ત્ર વ્રજભાષામાં તેઓ શીખ્યા. અંગ્રેજી ભણવાની પણ તેમને ભારે હોંસ હતી પણ તે તેઓ પૂરી પાડી શકયા ન હતા. જો કે ફાર્બસ સાહેબ સાથે તેમનો પરિચય થયો અને ધીમે ધીમે ગાઢ મૈત્રીમાં તે પરિણમ્યો તેને લીધે અંગ્રેજી ભાષા ભણ્યા વિના અંગ્રેજી સંસ્કારનો લાભ તેમને સારો મળ્યો હતો.

### અંગ્રેજી શીખવાનો મોહ

અંગ્રેજી ભણવાના તેમના અભિલાષની ઉત્કટતાનું માપ આપણે એક પ્રસંગ ઉપરથી કહાડી શકીએ એમ છે. એક વખત સરકારી લશ્કર પસાર થતાં થોડા દિવસ વઢવાણ મુકામ કરવાનું છે એવા ખબર મળ્યા. દલપતરામને એટલું કુતૂહલ થયું કે લશ્કર ક્યારે આવશે, કયે રસ્તેથી જશે, ક્યાં મુકામ કરશે એની ખબર મેળવવા બહુ આતુરતાપૂર્વક તપાસ કરવા લાગ્યા. લશ્કરે મુકામ નાંખ્યો પછી તો સવાર સાંજ ત્યાં જઇ લશ્કરનાં માણસોની હિલચાલ નીરખવી, તેમના અમલદારો બોલતા હોય તે સાંભળવું એ બધું એમનું મુખ્ય કામ થઇ પડ્યું. લશ્કર ઉપડી ગયા પછી છાવણીવાળી જમીન બારીકાઇથી તપાસવા એમના બે એક મિત્રો સાથે તે ગયા, ત્યાં અચાનક એક અંગ્રેજી પ્રાઇમર જડી આવી. દલપતરામના આનંદનો તો પાર ન રહ્યો. અંગ્રેજી મૂળાક્ષરો આવડે એટલે બધું વાંચતાં આવડી જાય એવી તેમની કલ્પના હતી; એટલે આ પ્રાઇમરના સાધન ઉપર મ્હોટા મનોરથો રચાયા. તેના ઉપર થોડો પુરુષાર્થ પણ કર્યો પણ તેમાં કાંઇ પત્તો ન લાગવાથી છેવટે એ કામ પડતું મૂક્યું.

### સંસ્કૃતનો અભ્યાસ

પછી સંસ્કૃતનો વધારે અભ્યાસ કરવાનો વિચાર થયો. તે માટે અમદાવાદ સ્વામીનારાયણના મંદિરમાં આવીને રહ્યા. ત્યાં રહેતા હતા તે વખતે ભોળાનાથભાઇને પિંગળ શીખવવા જવાનું બન્યું. આપણે હમણાં જ જોઇશું કે આ યોગ દલપતરામને મહા ફળદાયી નીવડ્યો અને તેને લીધે જ તેમના જીવનનું સુકાન બદલાયું. સંસ્કૃત શીખી રહ્યા પછી વળી પાછા વઢવાણ ગયા.

## ફાર્બસ સાહેબ

સને ૧૮૪૬ માં અલેક્ઝાન્ડર કિન્લૉક ફૅાર્બસ નામનો ખાનદાન કુળનો અંગ્રેજ અમદાવાદમાં આસી સ્ટન્ટ જજના હોદ્દા ઉપર આવ્યો. તે દંતકથાઓનો અને ઇતિહાસ સંશોધનનો રસિયો હતો. એક વખત આ પ્રાંતના ભાટ, ચારણ તથા કથાકારોને બોલાવી તેમની સભા કરી તેમને મ્હોંએ કવિતો, રાસાઓ વગેરે સાંભળી બધાને તેણે શિરપાવ આપ્યા હતા. તેને વિચાર થયો કે આવા એકાદ સંસ્કારી કવિને મારી પાસે રાખું અને તેની મારફત ઐતિહાસિક દંતકથાઓ, રાસા વગેરે સંઘરીને ગુજરાતના ઇતિહાસનું પુસ્તક રચું. માણસ માટે ભોળાનાથભાઇને તેણે પૂછ્યું. તેમણે દલપતરામનું નામ સૂચવ્યું, સાહેબે માણસ મોકલી કવિને વઢવાણથી તેડાવ્યા. તા. ૧ લી નવેમ્બર ૧૮૪૮ ના રોજ કવિ દલપતરામનો ફાર્બસ સાહેબ સાથે મેળાપ થયો અને ત્યારથીજ તે તેમની પાસે રહ્યા. તે વખતે ફાર્બસનું વય ૨૭ વર્ષનું અને કવિનું વય ૨૮ વર્ષનું હતું. ત્યાં કેટલાંક વર્ષ તેમણે બાપીકા ધંધામાં ગાળ્યાં. કવિને જજમાનવૃત્તિને પ્રસંગે ધાંગધ્રા, હળવદ, લીમડી વગેરે જવાનું થતું. ત્યાં રાતે ચૌટા વચ્ચે મેળાવડો કરી લોકોને પોતાની કવિતા ગાઇ સંભળાવતા અને તેમનાં મન રંજન કરતા. આમ ફરતા ત્યારે ભાટ ચારણોના પ્રસંગમાં પણ તે ઘણી વાર આવતા અને તેમની પાસેથી તેમણે ઘણું મેળવ્યું હતું. તેની છાપ તેમની પાછળની કવિતા ઉપર પણ દેખાઇ આવ્યા વિના રહેતી નથી.

## ફાર્બસ સાથેનો પહેલો પ્રસંગ

દલપતરામના જીવનમાં આ પ્રસંગ મ્હોટો ક્રાન્તિકર ગણાય. કારણ દલપતરામ પોતાની સ્થિતિ સુધારી શક્યા અને દેશને માટે જે કાંઇ કરી શક્યા તે આ ફાર્બસ સાહેબની મહેરબાની અને દોસ્તીના જ ફળ પ્રતાપ.

દલપતરામની દૃષ્ટિએ તો ફાર્બસ સાહેબની મુલાકાતના પહેલે પ્રસંગે જ તેમને મ્હોટો લાભ થયો. ફાર્બસ સાહેબે દલપતરામ સાથે બધી વાતચીત કરી, પોતાના મનસુબા જણાવ્યા. દલપતરામની વાતચીતથી એમને સંતોષ પણ થયો. પછી તેમણે આપણા કવિને પગાર વિષે પૂછ્યું. કવિ બીચારા ગરીબાઇમાં ઉછરેલા, વધારે પડતું માગવું નહિ, તેમ છેક ઓછામાં પણ ન રહેવું એવા વિચારવાળા, વળી અમદાવાદમાં રહેવાનું, સાહેબ લોકનો સમાગમ રાખવાનો, એ બધી ગણત્રી કરીને તેમણે સવાસો રૂપીઆની માગણી કરી. ફાર્બસ જરા ભોંઠો પડી ગયો. તેણે કહ્યું કે એટલો બધો પગાર આપવાનું તો મારૂં ગજું નહિ. પછી જરા સંકોચ સાથે કહ્યું, તમને હું મારા ખાનગી ખર્ચે રાખવા ઇચ્છું છું અને હું માસિક રૂ. ૧૫ ) થી વધુ આપી શકું એમ નથી. કવિ તો ખુશ ખુશ થઇ ગયા. ફાર્બસ સાહેબને પાછળથી માલુમ પડ્યું કે અહીં તો પગાર વાર્ષિક ઠરાવવાનો રિવાજ છે અને કવિએ વાર્ષિક સવાસો કહેલા!

## રાસમાળામાં ભાગ

ફાર્બસ સાહેબનો પ્રસિદ્ધ ગ્રંથ 'રાસમાળા' કવિ દલપતરામની જ મહેનતથી થયો છે એમ કહીએ તો ચાલે. તેને અંગે તેમને આખા ગુજરાતમાં ફરવાનું થયેલું અને મૂળ ઠરેલ, વ્યવહારૂ બુદ્ધિના દલપતરામને પ્રવાસમાં અનેક જાતના, વિવિધ સ્વભાવવાળા લોકના પ્રસંગમાં આવવાનું બન્યું તેથી તેમના વ્યવહારચાતુર્યમાં ઓર વધારો થયો.

## સોસાઇટીની સ્થાપના

દલપતરામ અમદાવાદ આવ્યા પછી બે એક મહિનામાં જ ગુજરાતી ભાષામાં નવા ગ્રંથો રચાવવા તથા બીજી ભાષાઓમાંથી અનુવાદ કરાવવાના હેતુથી ફાર્બસ સાહેબનો એક મંડળી સ્થાપવાનો વિચાર થયો. ૨૬ મી ડીસેમ્બર ૧૮૪૮ ના રોજ ગુજરાતના કેટલાક ગોરા અમલદારોએ એકઠા થઇ "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" નામની મંડળી સ્થાપવાનો

ઠરાવ કર્યો અને તેનું બંધારણ બાંધ્યું. ફાર્બસ સાહેબ તેના સેક્રેટરી નીમાયા. મુંબઈ ઇલાકાના ગવર્નર સાહેબ તેના પેટ્રન થયા અને ગુજરાતના સરકારી અમલદારો, શ્રીમંત લોકો અને રાજ રજવાડામાંથી લગભગ દશ હજાર રૂપીઆનું ફંડ થયું. ૪ થી એપ્રિલ ૧૮૪૯ ના રોજ

## અમદાવાદ વર્તમાનપત્ર

એક વર્તમાનપત્ર પ્રકટ કરવાનો ઠરાવ થયો. તે વખતે ગુજરાતમાં એક પણ વર્તમાનપત્ર ન હતું. આ પત્રનું નામ અમદાવાદ વર્તમાનપત્ર હતું પણ તે દર બુધવારે પ્રકટ થતું હોવાથી તેનું નામ બુધવારીઉં પડયું. ત્યાર પછી તો ઘણાં વરસો સુધી ગમે તે દિવસે પ્રગટ થનારૂં પત્ર હોય પણ બધાં વર્તમાનપત્ર બુધવારીઆં જ કહેવાતાં. આ પત્રનું વાર્ષિક લવાજમ રૂ. ૬ હતું અને તેનાં ૧૨૫ ગ્રાહકો હતાં. છતાં તે ખોટ ન હતું કરતું. આ પત્રમાં ફાર્બસ સાહેબની પ્રેરણાથી દલપતરામ લખતા.

## ભૂત વિષે નિબંધ

સને ૧૮૪૯માં ભૂત વિષે ઉત્તમ નિબંધ રચનારને સોસાયટી તરફથી રૂ. ૧૫૦) ઇનામ આપવાનું જાહેર થયું. કવિને ફાર્બસ સાહેબે આ નિબંધ માટે હરિફાઇ કરવાનું કહ્યું અને દલપતરામે જ્યારે તે વિષે બહુ ઉત્સાહ ન બતાવ્યો ત્યારે તેમણે કહ્યું ઇંગ્લંડમાં તો આવા ઇનામી નિબંધ લખવા અને તેમાં ઇનામ મેળવવું એ મ્હોટું માન ગણાય છે. આ વાત દલપતરામને એવી ઠસી ગઇ કે ત્યાર પછી મુંબઇ કે ગુજરાતમાં કોઇ પણ સ્થળે ઇનામી નિબંધ કે કાવ્ય રચવાનું હોય તો તે માટે તેઓ હરિફાઇ કરવાનું ચૂકતા નહિ. ભૂત નિબંધનું ઇનામ કવિને મળ્યું. અને ફાર્બસ સાહેબને તે નિબંધ એટલો ગમી ગયો કે તેમણે તેનો અંગ્રેજી અનુવાદ કર્યો અને તે ત્યાંએ ગેઝેટીઅરમાં છપાયો. આનો વળી આગ્રામાં એક વર્નાક્યુલર સોસાઇટી હતી તે તરફથી ઉર્દુમાં અનુવાદ થયો. અહીંથી કવિની સાહિત્ય વિષયક કારકીર્દિ શરૂ થાય છે.

## હુન્નરખાનની ચઢાઇ

સને ૧૮૫૦ માં ફાર્બસ સાહેબની સુરત બદલી થઇ. ત્યાં તેમણે એન્ડ્રુસ લાઇબ્રેરી સ્થાપી, અને તેના તરફથી પણ સુરત સમાચાર નામનું વર્તમાનપત્ર દર બુધવારે પ્રગટ કરવાનું તથા દર અઠવાડીએ સભા ભરી ભાષણ કરાવવાનું રાખ્યું. આ લાઇબ્રેરીમાં કવિએ હુન્નરખાનની ચઢાઇ તથા સંપ લક્ષ્મી સંવાદ ઉપર કવિતામાં ભાષણો કર્યાં. નર્મદાશંકર સાથે દલપતરામની પહેલી મુલાકાત અહીં થઇ હતી. કવિ દલપતરામના માનમાં નર્મદાશંકરે પોતાના સરસ્વતી મંદિરમાં મેળાવડો કર્યો હતો.

## સંપ અને કેળવણી ઉપર ભાષણો

૧૮૫૧ માં ફાર્બસ સાહેબ આસીસ્ટન્ટ કલેક્ટર થયા અને તેને અંગે તેમને ધોળકા, ધંધુકા, ઘોઘા, પાલીતાણા, વીરમગામ વગેરે ગામોએ ફરવાનું થયું, ત્યાં કવિ પાસે તેમણે સંપ, કેળવણી વગેરે વિષયો ઉપર ભાષણો અપાવ્યાં. દેશમાં સુધારો કરવો હોય તો લોકોની સાથે હળીમળીને રહેવાથી, તેમને ધીમે ધીમે બોધ આપીને તેમના અંતરમાં સાચી હકીકત ઠસાવવાથી થઈ શકશે એ ફાર્બસ સાહેબ હંમેશ કહેતા.

## ધીરે ધીરે સુધારો

દલપતરામનું સૂત્ર ધીરે ધીરે સુધારાનો સાર સમજાવવાનું તેમણે કદાચ ફાર્બસ પાસેથી પણ લીધું હોય. આ બાબતમાં બનેલા એક ટુચકા ઉપરથી ફાર્બસનો સ્વભાવ આપણે જાણી શકીએ એમ છીએ. અમદાવાદમાંથી ફાર્બસ સાહેબની બદલી થવાની હોવાથી એક ડૉ. શીવર્ડ સોસાઇટીના સેક્રેટરી થયા. તેનો બુટલેલ સુરતી ઢેડ હતો તેના છોકરાને, ભણવા સારૂ શીવર્ડ સાહેબે સોસાઇટીની નિશાળમાં મોકલ્યો. પેલા ઢેડને લીધે બધા છોકરા જતા રહ્યા. મહેતાજીએ સાહેબને હકીકત કહી ત્યારે તે કહે કે, ભલે તમે છોકરાને ભણાવવા ઘેર આવજો, હું તમને પગાર

આપીશ. મહેતાજી કહે કે અહીં આવું તો પણ મારી નાતવાળા મને નાતબહાર મૂકે, માટે મારાથી એ નહિ બને. શીવર્ડ સાહેબ તો ગુસ્સે થઇ ગયા. તમારાથી કશો સુધારો થઇ શકવાનો નથી એમ કહી મહેતાજીને રજા આપી. મહેતાજી બીચારાની આંખમાં આંસુ આવી ગયાં અને ત્યાંથી નીકળી ફાર્બસ સાહેબ પાસે ગયા. ફાર્બસ સાહેબ વાત સાંભળીને પહેલાં તો હસ્યા. પછી પેલા મહેતાજીને દિલાસો આપ્યો અને શીવર્ડ સાહેબ ઉપર ચીઠ્ઠી લખી કે તમે ધારો છો તેમ થવાને તો હજી ૫૦ વર્ષની વાર છે. હાલ તેવું બની શકે એમ નથી માટે મહેતાજી ઉપર રીસ રાખવી નહિ અને તમારા છુટલેલના છોકરાને ભણાવવો હોય તો કોઈ મુસલમાનને રાખો.

### સાદરામાં સરકારી નોકરી

સને ૧૮૫૨ માં ફાર્બસ સાહેબ મહીકાંઠા એજન્સીના પોલીટીકલ એજન્ટ થયા એટલે કવિને ત્યાં જવાનું થયું અને ત્યાં પણ આખી એજન્સીમાં તેમણે સંપ અને કેળવણી ઉપર ભાષણો આપ્યાં. પછી રાસમાળા લખી નાંખવા તથા છપાવવા માટે ફાર્બસ સાહેબે લાંબી રજા લઈ વિલાયત જવાનો વિચાર કર્યો એટલે ૧૮૫૩ માં દલપતરામને એજન્સીની ઑફીસમાં સાદરે, રૂ. ૨૫ ની નોકરી અપાવી. સને ૧૮૫૪ માં ત્રણ વર્ષની રજા લઇ ફાર્બસ સાહેબ વિલાયત ગયા. આ બધો વખત કવિની નિબંધો અને કાવ્યો લખવાની પ્રવૃત્તિ તો ચાલતી જ હતી. જ્ઞાતિનિબંધ, પુનર્વિવાહ પ્રબંધ, સ્ત્રી સંભાષણ, બાળવિવાહ નિબંધ વગેરે રચીને એમણે ઇનામો મેળવ્યાં હતાં. પણ ફાર્બસ સાહેબની સાથે તેમના અમદાવાદ છોડ્યા પછી સોસાઇટીનું કામ છેક ઢળી ગયું હતું.

### અમદાવાદ વર્તમાનપત્રના ભવાડા

ફાર્બસ પછીના સેક્રેટરી ગુજરાતી ભાષા જાણતા ન હતા અને જેમના હાથમાં અમદાવાદ વર્તમાનપત્ર ચલાવવાનું આવ્યું, તેમણે પોતાની ખાનગી અદાવતના ઉભરા તેમાં કહાડવા માંડ્યા. નગરશેઠ વગેરેની નાલેશી અન્યોકિતમાં તથા સ્પષ્ટ રીતે તેમાં છાપવા માંડી. આ વર્તમાનપત્રનો જવાબ આપવા 'ખબર દર્પણ' નામનું બીજું પત્ર શરૂ થયું અને સામસામી નિંદા ચાલી. સોસાઇટી ઉપરથી લોકોનું મન ઉતરી ગયું. અમદાવાદની જેલના અધિકારી વિરૂદ્ધ કેટલીક હકીકત છાપીને તેની અને તેનો પક્ષ કરનાર અમદાવાદના જડ્જની સહાનુભૂતિ સોસાઇટીએ ખોઇ. પણ સહુથી જબરો ફટકો તો અમદાવાદના એક બહુ જ પ્રતિષ્ઠિત અને લોકમાં જબરી લાગવગ ધરાવનારા પ્રાણશંકર બાપાના નામથી ઓળખાતા વિસનગરા નાગર સાથે વર્તમાનપત્રે ટંટો કર્યો તેથી સોસાઇટીને લાગ્યો. આ પ્રાણશંકર બાપા રૈયતનાં કાંઇ દુઃખ સારૂ સરકારને અરજી કરવી હોય—જે કામ પાછળથી અમદાવાદમાં ગુજરાત સભા કરતી—તે કામ કરતા; ઘરમેળે કજીઆ પતાવવાનું લવાદી કોર્ટનું કામ કરતા; રાંડીરાંડ તથા છાંડેલી સ્ત્રીઓને ખોરાકી પોશાકી અપાવવાનું તથા એવાં અનેક કામ ખાનગી રીતે પોતે એકલા કરતા. પ્રાણશંકર બાપાને આંગણે પાટો ઢાળેલી રહેતી અને કોર્ટમાં જેમ લોકો એકઠા થાય છે તેમ એમને ત્યાં માણસોની ઠઠ જામતી. શહેરમાં લોકો એવું માનતા કે આ પ્રાણશંકર બાપાની સત્તા એટલી છે કે ધારે તો કલેક્ટરને પણ કહાડી મૂકાવી શકે. અમદાવાદ વર્તમાનપત્રે પ્રાણશંકર બાપાની વિરૂદ્ધ બહુ ખરાબ ભાષામાં લખ્યું એટલે તેમણે બદનક્ષીની ફરિયાદ કરી અને તેનું સોસાઇટી ઉપર રૂ. ૫૦૦)નું હુકમનામું થયું. સોસાઇટીએ અપીલ કરી પણ એટલામાં પ્રાણશંકર બાપા ગુજરી ગયા એટલે બધો મુકદ્દમો બંધ પડ્યો, પણ સોસાઇટી ખર્ચના ભારે બોજામાં ઉતરી ગઇ. આ વર્તમાનપત્રે સરકાર વિષે પણ કાંઇક છાપ્યું એટલે સરકારે એવો સર્ક્યુલર કહાડ્યો કે સરકારી નોકરો વર્તમાનપત્રમાં ભાગ લઇ શકે નહિ. સોસાઇટીની કમિટીના સભ્યો બધા સરકારી નોકરો હતા એટલે પત્ર બંધ થયું. સને ૧૮૫૪ માં સોસાઇટીના સેક્રેટરી અમદાવાદ હાઇસ્કુલના હેડમાસ્તર કર્ટિસ સાહેબ હતા. તેમણે કવિને ફાર્બસ સાથે

વિષય રચીને તે ઉપર ભાષણ કરવા અમદાવાદ બોલાવ્યા. કવિએ રાજવિદ્યાભ્યાસ, એ વિષય ઉપર કવિતામાં ભાષણ કર્યું અને રાજકુમારોને કેળવણી આપવાની કેટલી જરૂર છે એ વિષય એમાં ચર્ચ્યો. આ ભાષણની અસર એજન્સીઓમાં તથા સરકારમાં બહુ થઇ અને રાજકુમારોને કેળવણી આપવાનો રાજકોટમાં પ્રબંધ થયો. કર્ટિસે કવિને સોસાઇટીની સ્થિતિ વિષે વાત કરી તથા સમજાવ્યું કે તમારા દેશની ખાતર જીવન અર્પણ કરો તોજ આ સોસાઇટી સારી ચાલશે.

## સોસાઇટીને જીવનસમર્પણ

દલપતરામે એજન્સીની ઑફિસમાં પોલિટિકલ એજન્ટ વગેરેની સારી મહેરબાની મેળવી હતી અને ત્યાં ઉંચે હોદ્દે પહોંચવાનો તેમને 'ચાન્સ' હતો. એટલે તેમણે કર્ટિસને તો કહ્યું કે સરકારી નોકરીમાં રહીને સોસાઇટી માટે બનતું કરીશ. એમ કહી તે તો સાદરે ગયા. સોસાઇટીની આબરૂ અને આર્થિક સ્થિતિ બન્ને વધુ બગડતાં ચાલ્યાં. એટલે છેવટે કર્ટિસે ફાર્બસને વિલાયત કાગળ લખ્યો કે દલપતરામ સરકારી નોકરી છોડીને આવે તો અમે બે મળીને કાંઈક મહેનત કરીએ અને શ્રીમંત લોકોનાં હૈયાં પલાળીએ. ફાર્બસ સાહેબે દલપતરામને લખ્યું કે, "તમને મેં વઢવાણથી તેડાવ્યા હતા તે ફક્ત મારી નોકરી વાસ્તે. માટે તમે સરકારી નોકરી છોડીને તમારા દેશના ભલા વાસ્તે આપણી સ્થાપેલી સોસાઇટીમાં રહો અને સોસાઇટીની પુંજી વધે તથા પાયો મજબૂત થાય તેમ કરો. જો સોસાઇટી ભાગી પડશે તો તમારી આખી ઉમર સુધીની ફીકર હું રાખીશ." ફાર્બસ સાહેબનો કાગળ આવ્યો એટલે દલપતરામને બીજો વિચાર કરવાનો હોય જ નહિ. પોલિટિકલ એજન્ટે તેમને ઘણું સમજાવ્યા, સરકારી નોકરીના લાભો બતાવ્યા પણ તેમણે તો સોસાઇટીમાં જોડાવાનો નિશ્ચય જ કરી નાંખ્યો. દલપતરામે આ પ્રસંગે જે વફાદારી બતાવી છે તે ખરે જ પ્રશંસાપાત્ર છે, અને તે જમાનાના વિચારો પ્રમાણે જોઇએ તો સોસાઇટીની ખાતર તેમનો આ આપભોગ પણ મ્હોટો ગણાય. સોસાઇટીમાં તે માસિક રૂ. ૩૦) ના પગારથી સને ૧૮૫૫ માં જોડાયા, તે સને ૧૮૭૮ માં તેમાંથી નિવૃત્ત થતાં સુધી રહ્યા. નિવૃત્ત થયા ત્યારે તેમને માસિક રૂ. ૫૦) મળતા હતા. કવિ પોતે લખે છે કે, "સાદરેથી આવતાં આખો દહાડો મારા મનમાં શેખસલીના જેવા વિચાર થતા હતા, કે પરમેશ્વર મારા કામમાં સહાયભૂત થાય અને શ્રીમંતોના મનમાં ઉશ્કેરણી કરે. તેથી સોસૈટીની પુંજી એક લાખ રૂપીઆની થાય અને સોસૈટીનું તથા સોસૈટીની લૈબ્રેરીનું મકાન દશ હજાર રૂપીઆનું થાય અને સોસૈટી કોઈ દિવસ ભાગી પડે નહિ, એમ થાય તો કેવું સારૂં ? વળી વિચાર થતો હતો કે રૂપીઆ ગાંઠેથી છોડીને કોણ આપશે ? અને એ કામ શી રીતે થશે ? હું સરકારી નોકરી છોડીને આવ્યો છું પણ રખેને મારે પાછળથી પસ્તાવું પડે એમ થાય; એવા સંકલ્પ વિકલ્પ થતા હતા."

## નગરશેઠની મુલાકાત

અમદાવાદ આવ્યા પછી નગરશેઠને પહેલી વાર મળવા ગયા તે મેળાપ વખતનો સંવાદ પણ અહીં આખો દલપતરામના જ શબ્દોમાં ઉતારીશું. તે વખતે સોસાઇટી પ્રત્યે કેવી ઇતરાજી થઇ હતી અને દલપતરામે એવા સંજોગોમાં કેવી નમનતાઇ તથા કુનેહથી કામ કરી લીધું તે આ સંવાદ ઉપરથી જણાય છે:

નગરશેઠ (હેતથી બોલાવીને)–તમે અહીં ક્યારે આવ્યા છો ?

દલ૦–હું ગુજરાત વર્નાક્યુલર સોસૈટીમાં નોકર રહ્યો.

શેઠ૦–અરે ! સરકારી નોકરી છોડીને તમે એવા પાપમાં ક્યાં પડયા ? તમે ભલું માણસ. એ બુધવારીઉં લખવાનું કામ તમને કેમ ફાવશે ? એક વકીલ જે વર્તમાનપત્રની ખૂબ વિરૂદ્ધ હતો અને જેની તેમાં નિંદા પણ થતી તે ત્યાં બેઠો હતો. તેણે વચમાં કહ્યું:

"શું કરે ? પેટ ન ભરાય ત્યારે લોકોની નાલાશ લખવાનો એવો હલકો ધંધો પણ કરવો પડે."

દલ૦–સાહેબ, વર્તમાનપત્ર તો હવે સોસૈટીમાં નથી છપાતું. એ તો બાજીભાઇ અમીચંદ પોતાના ઘરનું છાપે છે.

વકીલ૦–એ તો નામ ફેરવ્યું છે પણ લખનારા હતા એના એ છે.

દલ૦–અહીં વિદ્યાભ્યાસક સભા ભરાય છે અને સારાં સારાં ભાષણો થાય છે. શેઠસાહેબ, જો આપ એકવાર એ સભામાં પધારો તો આપનું મન ખુશી થશે. અને સોસૈટીની વાર્ષિક જનરલ સભા ભરીએ અને ગયા વર્ષનો રીપોર્ટ વાંચીએ.

શેઠ૦—અમારા જેવા શાહુકાર માણસનું એમાં કામ નહિ, એ તો નવરાઓનું કામ. અમને ફુરસદ ક્યાંથી મળે ?

વકીલ૦–એમાં તો દંડાઓનું કામ. સમશેર બહાદુર* જેવા જ એમનું મોઢું બંધ કરી શકે.

દલ૦–તમે વર્તમાનપત્રને સોસૈટીમાં ગણો છો, પણ તેને ને સોસૈટીને કાંઇ સંબંધ નથી.

વકીલ૦–ત્યારે આ શહેરમાં વર્તમાનપત્રમાં કોણ સમજતું હતું ? સોસૈટીએ જ એ પાપ ઉભું કર્યું કે નહિ ?

શેઠ૦–ફાર્બસ સાહેબ જેવા ભલા માણસે સોસૈટી સ્થાપી, અને ભોગીલાલભાઇ જેવા સારા માણસ કહેતા હતા કે આ સારૂં કામ છે, તેથી અમે જાણ્યું કે એમાંથી કંઇ સારૂં ફળ થશે. પણ એમાંથી તો ઉલટો કુસંપ ને કલેશ ઉત્પન્ન થયો.

દલ૦–સાહેબ, આપ સોસૈટીના મેમ્બર છો માટે હું તો એવું સમજીને આવ્યો છું કે આ કારખાનું કોકનું છે તેમાં મારે નોકરી કરવી છે. દરમહિને બુદ્ધિપ્રકાશ હું લખીશ. (બુદ્ધિપ્રકાશ સોસૈટી તરફથી સને ૧૮૫૪ ની શરૂઆતમાંથી નીકળવા માંડ્યું હતું.) તે અગાઉથી આપની આગળ વાંચી સંભળાવીશ અને સોસૈટીનું હરેક કામ આપની સલાહ લઇને હું કરીશ. અને જેવા બીજા આપના મુનમ તથા ગુમાસ્તા છે એવો મને આપ જાણો.

* એક પ્રતિપક્ષી વર્તમાનપત્ર.

આમ નગરશેઠને સમજાવી કરીને લાઇબ્રેરી માટેનું મકાન તેમની પાસે બંધાવરાવ્યું. તેમાં રૂ. ૭૦૦૦ ) ખર્ચ થયા અને તેનું નામ હીમાભાઇ ઇન્સ્ટીટ્યુટ રાખ્યું. સોસાઇટી તરફથી ચાલતી કન્યાશાળાનું ખર્ચ હરકોર શેઠાણી આપતાં હતાં. તેમની પાસેથી પણ રૂ. ૪૦૦૦ ) નું મકાન બંધાવરાવ્યું અને રૂ. ૧૨૦૦૦ ) ચાલુ ખર્ચ માટે જુદા કઢાવ્યા. સોસૈટીના ફંડમાં પણ શેઠીઆઓને ત્યાં ફરી, પોતાની કવિતાથી તેમને પ્રસન્ન કરી રૂપીઆ ભરાવ્યા અને સોસાઇટીના કામમાં કોઇના તરફથી કહેવત આવવા જેવું રાખ્યું નહિ.

## વાચનમાળા કમિટી ઉપર

સને ૧૮૫૬ માં હોપ સાહેબ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે આવ્યા. ૧૮૫૮–૫૯ માં કેળવણીખાતા માટે વાચનમાળાની તેમણે યોજના કહાડી અને તે કમિટી ઉપર કામ કરવા કવિની રૂ. ૧૦૦ ) ના પગારથી માગણી કરી, પણ સોસાઇટીનું કામ તેમનાથી છોડી શકાય એમ હતું જ નહિ એટલે મહિનામાં પંદર દિવસ વાચનમાળા કમિટીનું કામ કરે અને તે બદલ તેમને માસિક રૂ. ૫૦) પગાર મળે એવી કર્ટિસ સાહેબે સૂચના કરી. આ વાચનમાળા હોપ વાચનમાળાને નામે પ્રખ્યાત છે. આ વાચનમાળામાં રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, મહીપતરામભાઇ વગેરેનો મુખ્ય ભાગ છે પણ તેમાંની કવિતાઓ તો ઘણી ખરી દલપતરામની છે. વિદ્યાર્થીઓમાં તો પોતાને ભણવાની ચોપડીઓ બનાવનાર કોઇ ક૦ દ૦ ડા૦ છે એમ જ મનાતું. સને ૧૮૯૮ માં જ્યારે કવિ ગુજરી ગયા ત્યારે અમારે નિશાળમાં રજા પડી હતી

ત્યારે મને એમ યાદ છે, કે અમે બધા છોકરાઓ એમ કહેતા કે આપણી ભણવાની ચોપડીઓ બનાવનાર મરી ગયા તેની રજા પડી.

## ભાવનગરમાં

મુંબઈની બુદ્ધિવર્ધક સભા કવિને મુંબઈમાં ભાષણ આપવા ઘણી વાર બોલાવ્યાં કરતી હતી, પણ સોસાઇટી તથા વાચનમાળાના કામને લીધે તેઓ જઈ શકેલા નહિ. ૧૮૫૯ ના એપ્રિલમાં તો આંખનું દરદ કવિને એટલું ઉપડયું કે તેની દવા કરાવવા તેમને મુંબઇ જવાની જરૂર જ પડી. તેઓ ભાવનગર થઇને મુંબઈ ગયેલા. ભાવનગરમાં તેમની 'વિજયક્ષમા' નામની કવિતાથી ઠાકોર સાહેબે બહુ પ્રસન્ન થઇને કાંઇ માગવાનું કહ્યું ત્યારે તેમણે રૂ. ૧૦,૦૦૦ ખર્ચીને ભાવનગરમાં પુસ્તકાલય સ્થાપવાની માગણી કરી અને ઠાકોર સાહેબે તે કબૂલ પણ રાખી. પછી ત્યાંથી મુંબઇ ગયા. ત્યાં દાક્તર ભાઉ દાજીએ તેમની મફત દવા કરી. દવાને માટે તેમને આઠ મહિના મુંબઇમાં રહેવાનું થયું. તે દરમ્યાન તેમણે ઘણાં ભાષણો કર્યાં તથા પોતાની કવિતા ગાઇ સંભળાવવાના મેળાવડા કર્યાં.

## નર્મદાશંકરની હરિફાઇ

કવિ નર્મદાશંકર પણ આ વખતે મુંબઇમાં હતા. તેઓ બુદ્ધિવર્ધક સભાના સભ્ય હતા અને સભામાં તે હાજર હોય એટલે તેમની પાસે પણ લોકો કવિતા ગવડાવે. આમાંથી કોની કવિતા સારી એની ચર્ચા ઉપડી અને સભાઓમાં બન્ને કવિઓ પોતપોતાની કવિતા ગાઈ સંભળાવે. તેણે હરિફાઇનું સ્વરૂપ પકડયું. બેમાંથી કયો કવિ મ્હોટો એની ચર્ચા છાપાંઓમાં પણ ચાલી, અને એક વખત તો વાલુકેશ્વર ઉપર કોઇ ભગવાનદાસ શેઠના બંગલામાં બન્ને કવિઓને ભેગા કરી તેમની પાસે કવિતા ગવડાવી અને કયો કવિ મ્હોટે એની ચર્ચા કરાવી. કોઇ પારસી પત્રે તો બે કવિઓ એક બીજાની ચોટલી પકડીને બાથંબાથા લડતા હોય એવું 'કાર્ટૂન' કઢાવ્યું. આમાંથી દલપતરામ અને નર્મદાશંકર વચ્ચે રહેજ કડવાશ ઉત્પન્ન થયેલી પણ દલપતરામ જ્યારે મુંબઇથી નીકળ્યા ત્યારે અનેક શેઠ શ્રીમંતો તરફથી તેમને ભેટ આપવામાં આવેલી તેની સાથે કવિ નર્મદાશંકરે પણ કવિતાના નિયમનું એક સંસ્કૃત પુસ્તક પ્રતાપરુદ્ર દલપતરામને ભેટ આપેલું એ ઉપરથી જણાય છે કે એ કડવાશ ઝાઝો વખત ટકી નહિ હોય.

## મુંબઇમાં કદર

કવિના મુંબઈ નિવાસ દરમ્યાન હિંદુઓ સાથે પારસીઓ તરફથી પણ તેમની બહુ જ કદર થઇ જણાય છે. પારસી બાનુઓએ પણ દલપતરામની કવિતા સાંભળવા એક ખાસ સભા ભરી હતી અને તેમને માનપત્ર તથા રૂ. ૫૦૦) ઈનામ આપ્યા હતા. શેઠ મંગળદાસ નથુભાઈએ તો તેમની કવિતાથી ખુશ થઇ રૂ. ૧૦૦) ના પગારથી હમેશાં પોતાની પાસે જ રહેવાની માગણી કરી પણ કવિએ જીવન સોસાઇટીને જ સમર્પણ કર્યું હતું.

વાચનમાળાનું કામ પૂરું થયું હતું અને સોસાઇટીમાં પગાર ટૂંકો હતો એટલે મુંબઇથી પાછા આવ્યા પછી હોપ સાહેબે કવિને સોસાઇટીના કામ ઉપરાંત ટ્રેનિંગ કૉલેજ તથા હાઇસ્કૂલમાં શિક્ષક તરીકેનું કામ અપાવ્યું હતું. વળી ૧૮૬૧ થી ૧૮૬૩ સુધીમાં પ્રાચીન કવિઓનાં કાવ્યોમાંથી દોહન કરી કાવ્યદોહનના બે ભાગ કવિએ તૈયાર કર્યા તેમાં તેમને રૂ. ૧૫૦૦) મળ્યા હતા.

## ખંડેરાવ ગાયકવાડને મળવા ગયા

આ અરસામાં વડોદરામાં સોસાઇટીની શાખા કહાડવાનો વિચાર ચાલતો હતો અને તે વખતના મહારાજા ખંડેરાવ ગાયકવાડને તે બાબત કાગળ લખેલો પણ તેનો જવાબ ન હતો, એટલે સેક્રેટરીએ કવિને વડોદરા ગાયકવાડને મળવા મોકલ્યા. રેસીડેન્ટ સાહેબ ઉપર ચીઠ્ઠી લઇને ગયેલા એટલે તેમને પ્રથમ

મળ્યા, પણ તેમણે તો કવિના ઉત્સાહ ઉપર ઠંડું પાણી રેડ્યું. અહિં તો રાજ્યમાં ઘણા જુના વિચારના લોકો છે, ફાવતું કઠણ છે, અમે પ્રસંગોપાત રાજ્યમાં સૂચનાઓ કરીએ છીએ પણ કાંઈ થતું નથી, વગેરે કીધું. પણ આપણા કવિ એમ નિરાશ થાય એવા ન હતા. તે તો દિવાનસાહેબને મળ્યા. કવિતામાં એની સ્તુતિ ગાઇ એને રાજી કર્યા. સેનાપતિ ભાઉ શિંદેને મળ્યા. તેને પણ એ જ પ્રમાણે રાજી કર્યા અને એમ છેક હજુર સુધી પહોંચવાનો યોગ સાધ્યો. રાજસભામાં જતાં ખંડેરાવ મહારાજાને કવિતામાં આશિર્વાદ આપ્યો અને તેમણે કોણ છો એમ પૂછ્યું ત્યારે કવિએ જવાબ આપ્યો કે,

> સ્વદેશ સુધારવાની સભાનો છું સભાસદ,
> સુબોધક સજ્જનોના સાથમાં સામીલ છું.
> ચોટામાં લુંટાણી મહારાણી ગુજરાતી રાણી,
> જાણી તેનું દુઃખ ઘણો દિલગીર દિલ છું.
> હિંદી ને મરાઠી હાલ, પામી છે પ્રતાપ પ્રૌઢ,
> સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છું.
> કહે દલપતરામ રાજા અધિરાજ સુણો,
> રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું.

ત્યાર પછી 'ગુર્જરી વિલાપ' એ નામની કવિતા ખંડેરાવ મહારાજને સંભળાવી, તે ઉપરથી નિશાળો અને પુસ્તકાલયો સ્થાપવાનું તેમણે કબુલ કર્યું. પણ થોડા વખતમાં તે ગુજરી ગયા અને યોજના મુલતવી રહી.

## ફરી મુંબઇમાં

સને ૧૮૬૩ માં ફાર્બસ સાહેબ મુંબઇની હાઇકોર્ટના જજ હતા, અને ઘણા વખતથી દલપતરામની સાથે રહેવાનું તેમને બન્યું ન હતું; એટલે બે ત્રણ મહિના પોતાની સાથે રહેવા સોસાઇટીમાંથી રજા લેવડાવી તેમને મુંબઇ બોલાવ્યા. આ વખતે પણ કવિને તો પારસી તથા હિંદુ શ્રીમંતોને ત્યાંથી કવિતા સંભળાવવા મુંબઇમાં ખુબ નેડાં આવતાં. સર સોરાબજી જમસેદજી જીજીભાઇ તેમની કવિતાથી બહુ પ્રસન્ન થયા હતા અને રૂ. ૫૦૦) નું તેમને ઇનામ આપ્યું હતું. વળી તેઓ જ્યારે અમદાવાદ આવ્યા, ત્યારે સોસાઇટીના ફંડમાં કવિએ તેમની પાસે રૂ. ૨૫૦૦) ભરાવ્યા હતા. એક વખત શેઠ પ્રેમચંદ રાયચંદને અમદાવાદ આવવાનું થયું, ત્યારે તેમને પોતાની કવિતાથી અને સોસાઇટીના કાર્યથી ખુશ કરી તેમની પાસે રૂ. ૧૦,૦૦૦) ફંડમાં ભરાવ્યા હતા. આમ સોસાઇટીમાં દાખલ થતી વખતે તેના ફંડ વગેરે માટે જે સંકલ્પવિકલ્પ કવિના મનમાં થયા હતા તે બધા લગભગ પાર પડ્યા.

(અપૂર્ણ)

નરહરિ દ્વારકાદાસ પરીખ.

# ડૉ. જગદીશચંદ્ર બોઝ અને ચૈતન્યવાદ.

આપણા દેશના સુપ્રસિદ્ધ ડૉ. બોઝના નામથી ભાગ્યે જ કોઈ અજાણ્યું હશે. એઓ દુનીઆના જુદા જુદા ભાગોમાં જઇ પોતાની શોધો પર વ્યાખ્યાન કરી આવ્યા છે અને જ્યાં જ્યાં એઓ ગયા છે ત્યાં વિજ્ઞાનશાસ્ત્રીઓએ એમની શોધની ઘણી પ્રશંસા કરી છે એટલું જ નહિ, પણ એઓને જગતના વિજ્ઞાનશાસ્ત્રીઓમાં ઘણું ઉંચું સ્થાન આપ્યું છે. ડૉ. બોઝ પોતાનો અભ્યાસ યુરોપમાં કરી રહ્યા પછી કલકત્તાની પ્રેસીડન્સી કૉલેજમાં વિજ્ઞાનના અધ્યાપક નીમાયા. ત્યાં એમણે ઘણા અલ્પ સાધનો વડે સંશોધનનું કામ શરૂ કર્યું.

ઓગણીસમી સદીના અંતમાં જર્મનીના વિજ્ઞાનવેત્તા હર્ટ્ઝ વિજળીનાં મોજાં ઉત્પન્ન કરી એક જગ્યાએથી બીજી જગ્યાએ તાર વગર સંદેશા મોકલી શકાય કે નહિ તેની શોધ કરવામાં રોકાયા હતા. ડૉ. બોઝનું ધ્યાન આ વિષય તરફ ખેંચાયું અને એમણે પણ પોતાના પ્રયોગો શરૂ કર્યા. પ્રો. હર્ટ્ઝને માલુમ પડ્યું કે વિદ્યુત્ યંત્રમાંથી વિજળીનાં મોજાં ઉત્પન્ન કરી શકાય છે અને એક જગ્યાએથી બીજી જગ્યાએ આવાં મોજાં તાર વગર મોકલી શકાવાં જોઇએ. પ્રો. હર્ટ્ઝે જે પ્રકારનાં મોજાં ઉત્પન્ન કર્યાં હતાં તે ઘણાં જ લાંબાં હતાં અને એમને પ્રયોગ કરતાં માલુમ પડ્યું કે આવાં લાંબાં મોજાં દ્વારા વિજળીની શક્તિ બહુ લાંબે મોકલી શકાશે નહિ. આ ઉપરથી એઓ વિજળીનાં ટુંકાં મોજાં ઉત્પન્ન કરવામાં રોકાયા. આ કામ બહુ કઠીન હતું અને જુદા જુદા દેશના વિજ્ઞાનવેત્તાઓએ પોતાની પ્રયોગશાળામાં આ બાબતનો નિર્ણય કરવાને પ્રયોગો કરવા માંડયા. ડૉ. બોઝ પણ આ કામમાં રોકાયા. અને ઘણાં જ ટુંકાં મોજાં ઉત્પન્ન કરી શક્યાં. ટુંકાં મોજાં એમણે ઉત્પન્ન કર્યાં તો ખરાં પરંતુ વહેવારમાં એનો ઉપયોગ કેવી રીતે કરવો એ પ્રશ્ન ઉપસ્થિત થયો. થોડા જ સમયમાં ડૉ. બોઝે પ્રેરક યંત્ર (વિજળીનાં મોજાં એક જગ્યાએથી બીજી જગ્યાએ મોકલવાનું સાધન) તથા ગ્રાહક યંત્ર ( મોજાં ગ્રહણ કરવાનું સાધન ) શોધી કાઢયું અને પોતાની શોધ યુરોપના વિજ્ઞાનવેત્તાઓ આગળ પ્રસિદ્ધ કરી. વિજ્ઞાનશાસ્ત્રીઓમાં એમનું નામ જાણીતું થયું પણ એમનાં પ્રેરક તથા ગ્રાહકયંત્રો ? એટલાં તો સૂક્ષ્મ માલુમ પડયાં કે વ્યવહારમાં તેનો ઉપયોગ કરી શકાયો નહિ. આ પ્રયોગો કરતાં ડૉ. બોઝને એવું માલુમ પડયું કે ધાતુઓ પર વિજળીનાં મોજાંનો પ્રહાર ચાલુ રાખવામાં આવે તો તે ધાતુને એક પ્રકારનો " થાક " લાગે છે, અને તે પોતાની મૂળ સ્થિતિએ બહુ રહેલાઇથી આવી શકતી નથી. જુદા જુદા પદાર્થોમાં ઉપરા ઉપરી કંપન ઉત્પન્ન કરવામાં આવે તો તેને " થાક " લાગે છે એ વાત વિજ્ઞાનશાસ્ત્રીઓમાં જાણીતી હતી. આ ઉપરથી ડૉ. બોઝનું ધ્યાન એક બીજી જ બાબત તરફ ખેંચાયું. ધાતુઓ પ્રાણિની માફક થાકી જાય છે તથા દરેક વસ્તુમાં ચૈતન્ય રહેલું છે એવું હિંદુ ધર્મપુસ્તકોમાં વાંચેલું હોવાથી, ડૉ. બોઝને વિજ્ઞાનની દ્રષ્ટિએ આ વાત તપાસવાનો વિચાર આવ્યો, અને તેને માટે એઓ સામગ્રી તૈયાર કરવા મંડી પડયા. પોતાની શોધની દિશા

એઓએ બદલી નાંખી અને ત્યારથી આજ સુધી જીવવિદ્યાના ક્ષેત્રમાં એઓ શોધખોળ કરી રહ્યા છે. ડૉ. બોઝે જે શોધ કરી છે તે ઘણી મહત્વની છે, પણ જ્યાં સુધી એમની પહેલાં જીવવિદ્યામાં જે મુખ્ય શોધો થઈ હતી તેનો ઇતિહાસ જાણીએ નહિ ત્યાં સુધી એમની શોધનો બરોબર ખ્યાલ આપણને ભાગ્યે જ આવી શકે. આ કારણથી પ્રથમ હું તે ઇતિહાસ ટુંકમાં આપવાને પ્રયત્ન કરીશ અને ત્યાર પછી ડૉ. બોઝની શોધ વિષે વિચાર કરીશું.

વિજ્ઞાન એટલે અપરોક્ષ જ્ઞાન. જે જે વાતો પ્રયોગથી સિદ્ધ થાય છે તે વિષે આપણને કદીપણ કોઇપણ જાતની શંકા હોઈ શકે નહિ. કેમકે એ જ્ઞાન અપરોક્ષ એટલે પ્રત્યક્ષ છે. વિજ્ઞાનના બે વિભાગ પાડવામાં આવે છે એક, જે જે વાતો પ્રયોગથી સિદ્ધ થઇ છે તે. અને બીજો, પ્રયોગો ઉપરથી જે જે કલ્પનાઓ બાંધી શકાય તે. વિજ્ઞાનવેત્તાઓ હંમેશાં કોઇપણ મત કે વાદને એક અંતિમ સત્ય તરીકે સ્વીકારતા નથી. તેઓને તો કલ્પનાનો મુખ્ય ધર્મ માત્ર સંશોધનનો માર્ગ દર્શાવવાનો હોય છે. સાધારણ મનુષ્ય આવી કલ્પનાઓને ઘણીવાર અંતિમ સત્ય ગણી તેનાપર આચાર વિચાર રચે છે અને તેમ કરવામાં કેટલીક વખતે મોટી ભુલ કરી અવળે માર્ગે ઉતરી પડે છે. આવી ભુલ જે વાદ ઇંગ્રેજીમાં વિકાસવાદના ( Evolution ) નામથી પ્રસિદ્ધ થયો છે તે સંબંધી થઇ છે. આ વાદને આપણે પરિણામવાદ કે ઉત્ક્રાંતિવાદ કહીશું. આ વાદનો ટુંક ઇતિહાસ ઉપર કહ્યા પ્રમાણે આ સ્થળે આપવાની ઘણી અગત્ય છે તેથી પ્રથમ તેનો વિચાર કરીશું.

### ઉત્ક્રાંતિવાદ—લામાર્ક

ઇ. સ. ૧૮૦૫ માં પ્રાણીઓ તથા વનસ્પતિઓના એક વર્ગમાંથી બીજો વર્ગ કેવી રીતે ઉત્ક્રાંત થાય છે તે સંબંધી ફ્રાન્સના એક વિદ્વાન્ લામાર્કે પોતાનો મત વિજ્ઞાનવેત્તાઓ આગળ રજુ કર્યો. એણે એમ કહ્યું, કે પ્રાણીઓ તથા વનસ્પતિઓ હંમેશાં પોતાનું વર્તન સંજોગોને અનુસરીને ચલાવે છે. આ પ્રમાણે સંજોગો સાથે અનુકૂળ થઇ જવામાં તેઓના અમુક અવયવમાં કેટલોક ફેરફાર થાય છે, અને તે ફેરફાર જ્યારે તેની પ્રજા થાય છે ત્યારે તેમાં ઉતરે છે. લામાર્કનો મત શું હતો તે બરોબર સમજવાને આપણે કેટલાંક દ્રષ્ટાંતો લઇશું. આપણે સર્વ જાણીએ છીએ કે જીરાફ નામના એક પ્રાણીને ઘણી લાંબી ગરદન હોય છે. લામાર્ક એમ કહે છે કે જીરાફના પૂર્વજોની ગરદન બીજાં બધાં પ્રાણીઓના જેવીજ હતી, પણ એક સમયે તેઓ એવા સંજોગોમાં મુકાયેલાં હોવાં જોઇએ કે પોતાનો ખોરાક પ્રાપ્ત કરવાને માટે તેઓને ગરદન જરા લંબાવવી પડી હોય; આમ થવાથી તેઓની ગરદનમાં કેટલોક ફેરફાર થયો હશે. તે ફેરફાર તેની જે પ્રજા થઇ તેમાં આવ્યો હોવો જોઇએ, અને ફરીથી તે પ્રજાને તેઓના સંજોગોને લીધે ખોરાક મેળવવાને માટે પોતાની ગરદન હજુ પણ વધારે લંબાવવી પડી હશે. આવી રીતે તે વધતી ગઈ અને આખરે દશ પંદર પેઢીએ તે પ્રાણીની ગરદનમાં એટલો બધો ફેરફાર થઇ ગયો, કે તે પ્રજા પોતાના દશ કે પંદર પેઢીપરના પૂર્વજોથી આકારમાં તદન જુદી પડી ગઇ. અર્થાત્ મૂળ પ્રાણીની એક નવીન જાતિ કે જેને જીરાફના નામથી ઓળખવામાં આવે છે તેની ઉત્પત્તિ થઇ. એક બીજું દ્રષ્ટાંત લઇએ. આજે જે પ્રાણીઓને શીંગડાં છે તેઓ વગર શીંગડાંનાં પ્રાણીમાંથી ઉદ્‌ભવેલાં છે, અને તે કેવી રીતે થયું હશે તે લામાર્ક આ પ્રમાણે સમજાવે છે. ઘણા સમયપર શીંગડાં વગરનાં પ્રાણીઓ એવા સંજોગોમાં મુકાયેલાં હશે, કે તેઓને કાંઇ કારણસર પોતાનું માથું કઠણ વસ્તુઓ સાથે ઘસવું પડયું હોય. માથાનો આ ભાગ કઠણ થયો અને પેઢીદર પેઢી તે ફેરફાર ક્રમે ક્રમે વધતો ગયો. આખરે તે ફેરફાર એટલો તો વધી ગયો કે મૂળ પ્રાણીથી દશ કે પંદરમી પેઢીએ જે પ્રજા થઇ તેમાં શીંગડાં આવ્યાં. આ બે દ્રષ્ટાંતો ઉપરથી આપણને એમ લાગે છે, કે લામાર્કના મતમાં કાંઇ સત્ય હોવું જોઇએ. એમાં એવું કાંઇ નથી





કે જે અસંભવિત અને નહીં–માનવા જેવું હોય. પરંતુ આપણે યાદ રાખવું જોઈએ, કે આ માત્ર લામાર્કનો એક મત હતો અને જ્યાં સુધી તેનું બારીકીથી પરિદર્શન કરવામાં ન આવે, ત્યાં સુધી તે મતને આપણે એક અંતિમ સત્ય તરીકે સ્વીકારી શકીએ નહીં. લામાર્કના સમયના વિજ્ઞાનવેત્તાઓએ પણ તેના મતને માન આપ્યું, પણ તે એકદમ સ્વીકારી લીધો નહીં. તેઓને લામાર્કે એક પ્રકારનો સંશોધનનો માર્ગ દર્શાવ્યો, અને લામાર્કના મતમાં કેટલું સત્ય સમાયેલું છે તે તપાસવાને માટે તેઓએ કેટલાક પ્રયોગો કર્યા. તેઓએ કેટલાંક પ્રાણીઓને લઇ તેના પૂછડી કાપી નાંખી. પણ તેઓને એમ માલુમ પડયું કે તેઓની જે પ્રજા થય તેમાં પૂંછડી તો હતી જ. લામાર્કના મત પ્રમાણે પ્રાણીઓમાં એક વાર ફેરફાર થયો કે તે તેઓની પ્રજામાં ઉતરવો જોઇએ. આ પ્રયોગ પરથી ત્યારે એમ સિદ્ધ થાય છે કે લામાર્કનો મત ખરો નથી. આપણે બીજાંએ દ્રષ્ટાંત લઇશું. ચીન દેશના લોકોમાં એવી માન્યતા છે કે જેમ પુરૂષ કે સ્ત્રીના પગ ન્હાના તેમ તેઓના કુળનું ગૌરવ વધારે. આ કારણથી તે દેશમાં જેવાં છોકરાં જન્મે છે કે તરત તેઓના પગ જકડી નાખવામાં આવે છે, કે જેથી કરીને તે મોટા થઇ શકે નહીં. પરંતુ તે છોકરાંઓ મોટાં થાય છે અને તેમની પ્રજા થાય છે ત્યારે તેના પગ જન્મથી ટુંકા હોતા નથી પણ બીજા દેશનાં છોકરાં જેવડા જ હોય છે.

અમેરીકાના એક દેશના લોકોમાં પણ ચીન દેશના લોકો જેવી માન્યતા છે. તેઓમાં જેમ ચહેરો લાંબો તેમ તે ખુબસુરત ગણાય છે. આવી માન્યતાને લીધે જેવાં છોકરાં જન્મે છે કે તરત તેઓના માથાની બન્ને બાજુ નાનપણથી જ જકડી દેવામાં આવે છે. પરંતુ તેમની પછી જે પ્રજા થાય છે તેનો ચેરો જન્મથી લાંબો હોતો નથી. આ ઉપરથી ત્યારે નક્કી થાય છે કે લામાર્કના મતમાં ઝાઝું સત્ય સમાયેલું નથી. છતાં વૈજ્ઞાનિકોમાં લામાર્ક એક ઉચું સ્થાન ધરાવે છે કેમકે તેના મતને અવલંબીને લામાર્કે દર્શાવેલી દિશામાં વૈજ્ઞાનિકો પ્રયોગ કરવા લાગ્યા

### ડાર્વિન

ત્યાર પછી કેટલેક વર્ષે ઈંગ્લાંડમાં ચાર્લ્સ ડાર્વિનનો જન્મ થયો. ડાર્વિનને બાલ્યાવસ્થાથી જ વનસ્પતિઓનો તથા જંતુઓનો ઘણો શોખ હતો. એણે વનસ્પતિ તથા પ્રાણીઓ સંબંધી અનેક હકીકતો મેળવી અને પોતે કેટલાક પ્રયોગો પણ કીધા, અને ત્યાર પછી આશરે ચાલીશ વર્ષ સુધી આ બધી હકીકતો ઉપર મનન કર્યા પછી ઇ. સ. ૧૮૫૯ માં પોતાનો મત પ્રદર્શિત કર્યો. લામાર્કનું જે વાત તરફ ધ્યાન ખેંચાયું હતું પણ જેનાપર તેણે પુરતું લક્ષ આપ્યું ન હતું, તેને ડાર્વિને ઘણી અગત્યની ગણી અને કહ્યું, કે વનસ્પતિ તથા પ્રાણી માત્રમાં નિરંતર આપોઆપ ફેરફાર થયાં કરે છે. આ ફેરફારોમાંથી કેટલાક ફેરફાર એવા હોય છે, કે તેઓ વનસ્પતિ કે પ્રાણીના જીવનની વૃદ્ધિને માટે અનુકૂળ હોય છે અને બીજા કેટલાક તેને પ્રતિકૂળ હોય છે. જે ફેરફારો જીવનના વિકાસમાં અનુકૂલ થઇ પડે તેને કુદરત એકદમ પસંદ કરી લે છે, અને તેની જે પ્રજા થાય છે તેમાં તે ફેરફારો વધારે સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. કુદરતની આવી પસંદગીથી જે ફેરફારોને પુષ્ટિ મળે છે તે હમેશાં તેની પછીની પ્રજામાં વંશપરંપરાના નિયમને અનુસરીને ઉતરી આવે છે. જે ફેરફારો જીવનના વિકાસમાં પ્રતિકૂળ હોય છે, તેનો ક્રમે ક્રમે કુદરત વિનાશ કરી જાય છે. આ ઉપરથી આપણે સ્હેલાઇથી સમજી શકીએ છીએ કે કેટલીક પેઢી પછી જે પ્રજા ઉત્પન્ન થાય છે તેમાં કુદરતની પસંદગીને લીધે એટલા બધા ફેરફારો થયા હશે, કે તે મૂળ જાતિથી તદ્દન જુદી પડી જાય છે. દરેક પ્રાણી કે વનસ્પતિ કુદરતની મદદથી પોતાનું જીવન વધારવાને વાસ્તે નિરંતર પ્રયત્ન કરતાં જ જાય છે, અને તેવા જીવન-સંગ્રામમાં જે પ્રાણી કે વનસ્પતિ સંજોગોને અનુકૂળ થઇ શકે

છે તે જીવે છે અને બાકીનાં બધાંનો વિનાશ થઇ જાય છે. ડાર્વિનના મત પ્રમાણે ત્યારે પ્રાણી કે વનસ્પતિના ઉત્ક્રાંતિક્રમમાં આપણને ચાર મુખ્ય વાત માલમ પડે છે. (૧) પ્રત્યેક પ્રાણી કે વનસ્પતિમાં નિરંતર આપોઆપ ફેરફાર થયાં કરે છે. દાખલા તરીકે કોઇ પણ વર્ગનાં બે પ્રાણી કે વનસ્પતિઓ બધી રીતે સરખાં હોતાં નથી. (૨) આ ફેરફારોમાં તે પ્રાણી કે વનસ્પતિનો વિકાસ થાય એવી રીતે કુદરત એ ફેરફારોમાંથી કેટલાએકને પસંદ કરી તેમાં વૃદ્ધિ કરે છે. (૩) કુદરતની પસંદગીથી જે ફેરફારોને પુષ્ટિ મળે છે તે તેની પછીની પ્રજામાં ઉતરી આવે છે, જે નિયમને અનુસરીને આ પ્રમાણે થાય છે તેને વંશપરંપરાનો અથવા તો અન્વય (Heredity) નો નિયમ કહેવામાં આવે છે. (૪) પ્રત્યેક પ્રાણી કે વનસ્પતિ પોતાના જીવનની વૃદ્ધિ થાય તે માટે પ્રયત્ન કરે છે અને એવા જીવનસંગ્રામમાં જેઓ સંજોગોને અનુસરી જઈ શકે છે, તેઓ જીવે છે અને બાકીનાંનો ક્રમે ક્રમે વિનાશ થતો જાય છે

ડાર્વિનનો આ મત વિજ્ઞાનવેત્તાઓએ તરત સ્વીકાર્યો, એટલું જ નહિ પણ તેને ઘણું મોટું સ્વરૂપ આપી દીધું. વનસ્પતિ કે પ્રાણીના એક વર્ગમાંથી બીજો અને તેમાંથી ત્રીજો એમ કરતાં કરતાં આખરે મનુષ્ય જાતિની ઉત્પત્તિ થાય છે. જ્યારે આવી રીતે ડાર્વિને પ્રાણી માત્રની ઉત્પત્તિનું કારણ સમજાવ્યું, ત્યારે ઈંગ્લાંડના તત્વજ્ઞાની હર્બર્ટ સ્પેન્સરે પણ પોતાનો મત પ્રસિદ્ધ કર્યો. હર્બર્ટ સ્પેન્સરે એવો મત પ્રતિપાદન કર્યો, કે ડાર્વિનનો ઉત્ક્રાંતિવાદ એકલા વનસ્પતિ અને પ્રાણીને લાગુ પડે છે એમ નથી, પરંતુ એવી જ જાતનો ક્રમ આખા વિશ્વમાં પ્રવર્તી રહ્યો છે. ડાર્વિન અને હર્બર્ટ સ્પેન્સરના અનુયાયી તેઓનો મત સ્વીકારી કુદરતના જુદા જુદા વિભાગોનું સંશોધન કરવા મંડી પડ્યા. તેઓએ આ મતને અવલંબીને નવાં નીતિશાસ્ત્રો ઘડી કાઢ્યાં. સમાજની ઉત્પત્તિનું કારણ તેઓને હાથ આવ્યું હોય એમ તેઓને લાગ્યું. ટુંકમાં સૃષ્ટિના ક્રમનો ખુલાસો કરવાને માટે જાણે તેઓને એક કુંચી મળી હોય તે પ્રમાણે તે ખુલાસો તેઓ કરવા લાગ્યા. વનસ્પતિમાંથી પ્રાણીની અને પ્રાણીમાંથી મનુષ્યજાતિની ઉત્ક્રાંતિ થતી હોય, તો સ્વાભાવિક રીતે એવો પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે, કે નિર્જીવ પદાર્થોમાંથી સજીવ પદાર્થોની ઉત્ક્રાંતિ થઇ શકે કે નહિ? ટીન્ડોલ, હક્સ્લી અને હેકલ જેવા વિજ્ઞાનવેત્તાઓને તો આ પ્રશ્નનો ઉત્તર આપવામાં કોઇ પણ જાતની મુશ્કેલી જણાઇ નહિ. તેઓએ કહ્યું કે નિર્જીવ અને સજીવ પદાર્થોના જે બે વિભાગો પડેલા છે તે માત્ર કૃત્રિમ છે અને વાસ્તવિક રીતે કુદરતમાં આવા વિભાગ જેવું કાંઇ જ નથી. અર્થાત્ સજીવ પદાર્થોની ઉત્પત્તિ નિર્જીવ પદાર્થોમાંથી જ થયેલી હોવી જોઇએ. એક સૂક્ષ્મ રજકણથી માંડીને ઠેઠ મનુષ્યજાતિ સુધી એક સળંગ સાંકળ હોવી જોઇએ, અને ક્રમે ક્રમે એક સ્થિતિમાંથી બીજીમાં અને બીજીમાંથી ત્રીજીમાં એ પ્રમાણે ઉત્ક્રાંતિ થયાં કરે છે. આ વિજ્ઞાનવેત્તાઓએ એટલે સુધી પોતાનો મત દર્શાવ્યો કે જીવ અને ચૈતન્ય જેવું કશું છે જ નહિ અને જે કાંઇ છે તે પરમાણુઓની અમુક ગોઠવણ અને ગતિને લીધે જ છે. વિજ્ઞાનની પરિષદના પ્રમુખ તરીકે ટીન્ડોલે પોતાનો મત વધારે સ્પષ્ટ રીતે મુક્યો. એણે કહ્યું કે "ચૈતન્યનાં જુદાં જુદાં સ્વરૂપોનું ઉત્પત્તિકારણ મને તો દ્રવ્ય (matter) કે પ્રકૃતિમાં જ હોય એમ લાગે છે." આવી જાતનો મત વિજ્ઞાનવેત્તાઓ તેમ જ સામાન્ય લોકો ધીમે ધીમે સ્વીકારવા લાગ્યા, કેમકે એ મત પ્રયોગો ઉપર રચાયો હતો, અને ઘણી ભારે દલીલોથી તેનું પ્રતિપાદન થયું હતું. આ ઉપરાંત કેટલાક લોકોને એ મતમાં જે એક બીજી વિશેષતા માલમ પડી તે એ હતી, કે તેઓને પોતાના આચારવિચાર જેમ વાળવા હોય તેમ તેઓથી વાળી શકાય. અર્થાત્ લોકોને એમ માલમ પડવા લાગ્યું કે શુદ્ધ નીતિમય જીવન ગાળવાની ખાસ આવશ્યક્તા નથી. જ્યાં ત્યાં આવો જડવાદ ફેલાવા લાગ્યો અને આપણા હિંદુસ્તાનમાં પણ તેનો પવન વાવા લાગ્યો.

એટલા તો વેગથી આ જડવાદનો પ્રચાર થતો હતો, કે તેની સામા ટક્કર ઝીલવાને યુરોપના તત્વજ્ઞાન કે ધર્મમાં પૂરું સામર્થ્ય ન હતું. માત્ર એક જ ધર્મના તત્ત્વજ્ઞાનમાં લોકોને આવા જડવાદના વમળમાંથી મુક્ત કરવાને જોઈતું બળ હતું અને તે હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન હતું. આ સમયે રૂશીઆનાં ઘણાં ચમત્કારી અને વિદુષીબાઇ બ્લેવેટ્સ્કિનું એશિઆમાં આવવું થયું. એશિયામાં હિંદુધર્મ તેમ જ અન્ય ધર્મોમાં શું તત્ત્વ સમાયલું છે તેનો સાત વર્ષ સુધી અભ્યાસ કરીને તેઓ અમુક ઉદ્દેશથી અમેરિકા ગયાં. અમેરિકામાં તે વખતે પ્રેતાવાહનના ચમત્કારો ચાલી રહ્યા હતા. આવા ચમત્કારોથી ઘણું અનિષ્ટ પરિણામ આવે છે એમ લોકોને સમજાવીને ખરી આધ્યાત્મિક વિદ્યા શું છે તે બ્લેવેટ્સ્કિએ સમજાવ્યું. અમેરિકામાં એમને કર્નલ ઑલકોટનો મેળાપ થયો, અને જે જડવાદ યુરોપ અને અમેરિકામાં પ્રવર્તી રહ્યો હતો તેને નિર્મૂળ કરવાના હેતુથી તેઓએ ઇ. સ. ૧૮૭૫ માં થીઓસોફીકલ સોસાઇટી સ્થાપી. સોસાઇટીનો મુખ્ય ઉદ્દેશ શરુઆતમાં મનુષ્યમાં જે જે શક્તિઓ ગુપ્ત રીતે રહેલી છે તેનો પૂર્વની બ્રહ્મવિદ્યાને આધારે વિકાસ કરવાનો હતો.

મેડમ્ બ્લેવેટ્સ્કિએ ગુપ્તજ્ઞાન સંહિતા (Secret Doctrine) નામનું એક પુસ્તક લખ્યું અને તેમાં વિજ્ઞાનની કોઈ પણ બાબતનો અનાદર કર્યા વિના એ પ્રમાણે સમજાવ્યું, કે તે બધી વાતોનો હિંદુધર્મના ચૈતન્યવાદને આધારે ઘણી સહેલાઇથી ખુલાસો થઈ શકે છે એટલું જ નહિ, પણ બીજી કેટલીક બાબતો કે જે વિજ્ઞાનથી સમજાવી શકાતી નથી તે પણ તે વાદને આધારે ઘણી સરળતાથી સમજી શકાય છે. આ પુસ્તક વિદ્વાનોમાં તેમ જ સામાન્ય લોકોમાં વંચાવા લાગ્યું અને "રીવ્યુ ઓફ્ રીવ્યુઝ," ના તંત્રી સર વીલીયમ સ્ટેડે તેની ઘણી પ્રશંસા કીધી. કેટલાક વિદ્વાનોને લાગવા માંડયું કે આખા જગતનો ક્રમ ચૈતન્યવાદથી વધારે સ્પષ્ટ રીતે સમજી શકાય છે, અને સર વીલીયમ ક્રુકસ જેવા મહાન્ વિજ્ઞાનશાસ્ત્રી થીઓસોફીકલ સોસાઇટીમાં જોડાયા. એમને ચૈતન્યવાદમાં ઘણું સત્ય સમાયલું હોય એમ લાગ્યું, અને વિજ્ઞાનની પરિષદના પ્રમુખ તરીકે ટીન્ડોલના શબ્દો ફેરવી નાંખીને એમણે કહ્યું, કે "દ્રવ્ય કે પ્રકૃતિના જુદા જુદા સ્વરૂપનું ઉત્પત્તિકારણ મને ચૈતન્યમાં હોય એમ લાગે છે. (ટીન્ડોલના શબ્દો–"ચૈતન્યના જુદા જુદા સ્વરૂપનું ઉત્પત્તિકારણ દ્રવ્ય કે પ્રકૃતિમાં રહેલું છે.") સર વીલીયમ ક્રુકસના આ શબ્દો ઘણા અર્થસૂચક હતા પણ તેનું પ્રત્યક્ષ પ્રમાણ તેઓ પ્રયોગથી આપી શકયા નહિ. અહીંઆ યાદ રાખવાની જરૂર છે કે ચૈતન્ય, પ્રકૃતિના જુદા જુદા સ્વરૂપનું ઉત્પત્તિકારણ છે એ હિંદુધર્મનો મુખ્ય સિદ્ધાંત છે. ત્યારે આ પ્રમાણે એક સવાલ ઉઠે છે કે સર વીલીયમ ક્રુકસના શબ્દોનું પ્રત્યક્ષ પ્રમાણ આપી શકાય કે નહિ! જ્યારે એઓએ આવા ગંભીર અને અર્થસૂચક શબ્દો ઉચ્ચાર્યા ત્યારે પ્રયોગથી તેનો પુરાવો આપી શકાય એમ નહોતું, પરંતુ કેટલેક અંશે આપણે આજે તે પુરાવો આપી શકીએ એમ છીએ.

### ડાર્વિન પછીના વૈજ્ઞાનિકો

જ્યારે યુરોપમાં એક તરફથી જડવાદ પુરા વેગથી ફેલાવા લાગ્યો હતો અને બીજી તરફથી ચૈતન્યવાદનો પ્રચાર થવા માંડયો હતો તે સમયે પાંચ મહાન્ વિજ્ઞાનવેત્તાઓ દુનિઆના જુદા જુદા ભાગમાં જીવવિદ્યા (Biology) ના ક્ષેત્રમાં અનેક પ્રયોગો કરી રહ્યા હતા—જર્મનીમાં વાઇઝમેન, ઈંગ્લાંડમાં બૈટસન, હોલંડમાં હ્યુગો ડીવ્રીઝ, ઓસ્ટ્રીઆમાં મેન્ડલ અને આપણા દેશમાં સુપ્રસિદ્ધ ડૉ. સર જગદીશચંદ્ર બોઝ. પહેલા ચાર વૈજ્ઞાનિકોના અનેક પ્રયોગોથી ડાર્વિનના મતને એવો તો મોટો ફટકો પડયો છે કે આજે ડાર્વિનનો મત જે રૂપમાં તેણે દર્શાવ્યો હતો તે રૂપમાં કોઇ પણ વિજ્ઞાનવેત્તા માન્ય કરતો નથી. સાત વર્ષ ઉપર વિજ્ઞાનની જે પરિષદ ભરાઇ હતી તેના પ્રમુખે એ પ્રમાણે દર્શાવ્યું કે "ડાર્વિને જે મહેનતથી વનસ્પતિ તથા પ્રાણીઓ સંબંધી હકીકતો એકઠી કરી હતી તે માટે આપણે આપણી નજર તેની તરફ ફેરવીશું. હું એમ કબુલું

શું કે આપણે બધા તેની વિદ્વત્તા, સરળતા અને વિશાળપણાનું અનુકરણ કરી શકીએ પણ આજે તે આપણને એક મહાન તત્વજ્ઞાનનો બોધ કરી શકે તેમ નથી. જેમ આપણે લ્યુક્રેશીઅસ કે લા-માર્કના મતો વાંચીએ તેવી જ રીતે આપણે તેનો ઉત્ક્રાંતિવાદ વાંચવાનો છે." અર્થાત ડાર્વિનના મતમાં કંઈ ઝાઝું સત્ય સમાયલું નથી.

ડાર્વિને પોતાની હકીકતો ઉપરથી એમ કહ્યું હતું કે કુદરત પોતાની પસંદગીથી વનસ્પતિ કે પ્રાણીમાં જે આપોઆપ ફેરફાર થાય છે તેને પુષ્ટિ આપીને તે વનસ્પતિ કે પ્રાણીનો વિકાસ આગળ વધારે છે, અને આવી રીતે થયેલો ફેરફાર તેની જે પ્રજા થાય છે તેમાં ઉતરે છે. જર્મનીના વાઇઝમેને કેટલાંક વર્ષો સુધી પ્રયોગો કરીને સિદ્ધ કર્યું કે કુદરતમાં આ પ્રમાણે કદી પણ અન્વયની (Heredity) ક્રિયા ચાલતી નથી. આ વિષયપર વધારે વિસ્તારથી વિવેચન કરવાની જરૂર નથી પણ એટલું જ કહેવું બસ છે કે વાઇઝમેનના પ્રયોગથી ડાર્વિનના ઉત્ક્રાંતિવાદમાં એક મોટો વિક્ષેપ આવી પડયો. એવો જ બીજો વિક્ષેપ હ્યુગો ડીવ્રીઝે પોતાના પ્રયોગથી તેમાં નાંખ્યો. ડાર્વિનનું કહેવું એ હતું કે જ્યારે કુદરતમાં વનસ્પતિ કે પ્રાણીના એક વર્ગમાંથી બીજો વર્ગ ઉત્ક્રાંત થાય છે ત્યારે કુદરત તેમ કરવામાં કદી પણ કુદકો મારતી નથી પણ ઘણી જ ધીમે ધીમે અતિક્રમણ કરે છે. ડીવ્રીઝે પોતાના પ્રયોગ પરથી એમ સિદ્ધ કીધું કે જ્યારે જ્યારે એક વર્ગમાંથી બીજો વર્ગ ઉત્ક્રાંત થાય છે ત્યારે ત્યારે રફતે રફતે અતિક્રમણ નહિ કરતાં કુદરત હમેશાં કુદકા જ મારે છે. ઇ. સ. ૧૮૮૭ માં ડીવ્રીઝે પોતાની વાડીમાં થતી એક અમુક વનસ્પતિનાં બી જમીનમાં વાવ્યાં અને તેને માલુમ પડયું કે જે છોડ ઉગ્યો તે પહેલી વનસ્પતિથી તદ્દન જુદા જ પ્રકારનો હતો એટલે કે, જે છોડ થયો તેનાં પાંદડાંની લંબાઇ, પહોળાઇ તથા આકાર, રંગ વિગેરેમાં એકદમ ફેરફાર પડી ગયો હતો. તે છોડનાં ફરીથી જ્યારે બી વાવ્યાં ત્યારે તેમાંથી જે છોડ થયો તેમાં પણ એકદમ ફેરફાર થયલો તેને માલુમ પડયો. ટુંકમાં ઈ. સ. ૧૮૮૭ થી ૧૯૦૭ સુધી એણે પોતાના પ્રયોગો ખંતથી જારી રાખ્યા અને એને માલુમ પડયું કે વનસ્પતિની મૂળ જાતમાંથી તે છ નવી જાતો ઉત્પન્ન કરી શકયો.

ડાર્વિનના મત પ્રમાણે એક વનસ્પતિમાંથી આટલી ઉત્ક્રાંતિ થતાં સેંકડો વર્ષ લાગે પરંતુ ડીવ્રીઝ તે માત્ર વીસ વર્ષની અંદર કરી શકયો. ડીવ્રીઝના પ્રયોગ પરથી ત્યારે એમ સિદ્ધ થાય છે કે સૂક્ષ્મ રજકણથી માંડીને ઠેઠ મનુષ્યજાતિ સુધી જે અખંડ સાંકળ ડાર્વિનના અનુયાયીઓએ કલ્પી હતી તેવી સાંકળ કુદરતમાં જોવામાં કદી પણ આવતી નથી. *ડાર્વિનનો મત એની પછી જે વૈજ્ઞાનિકો થયા* તેના પ્રયોગોથી ખોટો ઠરે છે છતાં આપણે યાદ રાખવું જોઇએ કે પશ્ચિમના વૈજ્ઞાનિકો ઘણા આગ્રહી અને એકનિષ્ઠાવાળા પુરૂષો છે; તેઓ વીસ પચ્ચીસ વર્ષ સુધી પ્રયોગો કરી સર્વ હકીકતો મેળવીને પોતાની સંપૂર્ણ ખાત્રી થયા પછી જ પોતાનો મત પ્રસિદ્ધ કરે છે. જડવાદીઓએ પોતાના મતમાં ભૂલ કરી હશે ખરી પરંતુ આપણને તેમની એકનિષ્ઠા, પ્રમાણિકપણું અને વિદ્વત્તાને માન આપ્યા વગર ચાલે જ નહિ.

ઓગણીસમી સદીના અંતમાં જ્યારે યુરોપના જૂદા જૂદા ભાગમાં કેટલાક વૈજ્ઞાનિકો જીવવિદ્યામાં શોધખોળ કરી રહ્યા હતા ત્યારે આપણા દેશના સુપ્રસિદ્ધ ડૉ. જગદીશચંદ્ર બોઝ કલકત્તામાં પોતાની પ્રયોગશાળામાં ચૈતન્ય સંબંધી પ્રયોગ કરતા હતા. એમના પ્રયોગો વિષે વિચાર કરીએ તે પહેલાં ચૈતન્ય એટલે શું તેનો થોડો ઘણો ખ્યાલ આપણને હોવો જોઇએ. જો આપણે ચૈતન્ય કે જીવનનો અર્થ એવો કરીએ કે જે વસ્તુ હીલચાલ કરી શકે છે, જે પોતાનો ખોરાક પ્રાપ્ત કરી શકે છે, જે પોતાના શરીરમાં વૃદ્ધિ કરી શકે છે, જે પોતાની પ્રજા ઉત્પન્ન કરી શકે છે, જેને વાચા છે અને જે વિચાર કરી શકે છે તેને જ સજીવ વસ્તુ ગણવી, તો આખી સૃષ્ટિમાં એકલો મનુષ્ય જ સજીવ છે અને બાકીના અન્ય પદાર્થો નિર્જીવ કે ચૈતન્યરહિત છે

જો આપણે એમ કહીએ કે જે વસ્તુમાં ઉપર કહ્યાં તે પ્રમાણે વિચાર કરવાની શક્તિ અને વાચા સિવાય બીજાં બધાં લક્ષણો હોય તેને સજીવ વસ્તુ ગણવી તો પશુ અને મનુષ્ય સજીવ કહી શકાય, અને બાકીના બધા નિર્જીવ પદાર્થો કહેવાય. આપણે જીવ કે ચૈતન્યનો અર્થ જરા વધારે વિસ્તૃત કરીએ. જે વસ્તુ પોતાનો ખોરાક બનાવી શકે છે, જે પોતાના શરીરની વૃદ્ધિ કરી શકે છે, જે પોતાની પ્રજા ઉત્પન્ન કરી શકે છે, તેવી વસ્તુમાં પણ જીવ છે એમ આપણે માનીએ તો મનુષ્ય, પશુ અને વનસ્પતિ સજીવ વસ્તુ છે અને બાકીની બધી નિર્જીવ છે. આ ઉપરથી સહજ સમજાશે કે જ્યાં સુધી આપણે ચૈતન્યનો અર્થ નક્કી કરીએ નહિ ત્યાં સુધી તેના પર વિચાર કરવો તે નિરર્થક છે. ઉપર જે આપણે ચૈતન્યનો અર્થ કર્યો છે તેને આધારે નિર્જીવ અને સજીવ એવા પદાર્થોના બે વિભાગ આપણે પાડી શકીએ. પણ જો એ ઉપરથી આપણે એમ કલ્પીએ કે એ બે વિભાગો કુદરતમાં તદ્દન અલગ છે અને એક વર્ગ બીજા વર્ગમાં ઉત્ક્રાંત થતો નથી તો તે દલીલ કેવળ ભૂલભરેલી છે. ડાર્વિનના અનુયાયીઓ પણ એમ જ કહે છે કે જીવ કે ચૈતન્યની વ્યાખ્યા તમારે જે આપવી હોય તે આપો પણ તેમ કર્યા પછી કુદરતમાં નિર્જીવ અને સજીવ એવા બે વિભાગો છે અને એકની બીજામાં ઉત્ક્રાંતિ થઈ શકતી નથી એમ કહેવાનો તમને કશો અધિકાર જ નથી. ડાર્વિનના અનુયાયીઓની આ દલીલ આપણે સ્વીકારીશું.

ડૉ. બોઝ ચૈતન્ય કે જીવનું ( life ) સ્વરૂપ એવી રીતે નક્કી કરે છે કે જે વસ્તુ બાહ્ય આઘાતો ( External stimuli ) નો પ્રતિવાદ કે ઉત્તર ( Reponse ) આપી શકે તે વસ્તુમાં ચૈતન્ય છે. આ વ્યાખ્યા ઘણી વિશાળ છે અને બધાને કદાચ તે માન્ય ન હોય. આ વિષે વધુ વિવેચન નહિ કરતાં ડૉ. બોઝના પ્રયોગો તરફ આપણે નજર કરીએ અને તેમાંથી ચૈતન્યના સ્વરૂપ વિષે આપણે કેવું અનુમાન કરી શકીએ તેનો ત્યાર પછી વિચાર કરીશું.

### ડૉ. બોઝના પ્રયોગો

ડૉ. બોઝે પ્રથમ એક જ્ઞાનતંતુ લઈને તેના બે છેડા પોતાના વિદ્યુતપ્રવાહમાપક યંત્ર ( Galvanometer ) સાથે તારથી જોડી દીધા. આ પ્રમાણે બન્ને છેડા યંત્ર સાથે જોડી દઈને તેણે તે જ્ઞાનતંતુના એક છેડાપર જૂદી જૂદી જાતના આઘાતો કરવા માંડ્યા. તંતુનો તે છેડો કોઈ પણ વસ્તુથી તેણે કેટલીક વખત ઠોક્યો, તે છેડો હાથ વતી તેણે કેટલીક વખત આમળ્યો અને કેટલીક વખતે તે છેડાપર ચપ્પુથી કાપ મુક્યો. તેને માલુમ પડ્યું કે, જ્યારે જ્યારે આ પ્રમાણે કરવામાં આવતું ત્યારે યંત્રમાં વિજળીનો પ્રવાહ વહેતો હતો. જ્ઞાનતંતુને બદલે પશુ કે મનુષ્યનો કોઈ પણ સ્નાયુ લેવામાં આવે તો તેમાં પણ આવી જ ક્રિયા માલુમ પડે છે. એટલે કે ઉપર કહ્યા મુજબ તેનાપર જૂદા જૂદા પ્રકારના આઘાતો કરવામાં આવે તો તેમાં વિજળીનો પ્રવાહ વહેતો માલુમ પડે છે. જ્ઞાનતંતુ કે સ્નાયુપર ડૉ. બોઝે જે પ્રયોગો કર્યા તે એણે જ સૌથી પહેલાં કર્યા એમ ન હતું. એની પૂર્વે કેટલાક વૈજ્ઞાનિકોએ આવા જ પ્રયોગો કર્યા હતા અને તેઓને પણ આવું જ પરિણામ માલુમ પડ્યું હતું.

જ્ઞાનતંતુ કે સ્નાયુને ત્યાર પછી ડૉ. બોઝે કલોરોફોર્મ આપ્યું અને પુનઃ તેના પર આઘાતો કરવા માંડ્યા. તંતુ કે સ્નાયુ તરફથી વિજળીના પ્રવાહરૂપે કોઈ પણ જાતનો ઉત્તર મળ્યો નહિ. થોડો વખત થોભ્યા પછી તે તંતુ કે સ્નાયુ આઘાતોનો પ્રતિવાદ વિજળીના પ્રવાહરૂપે આપતા જણાયા. શરૂઆતમાં વિજળીનો પ્રવાહ જે વહેતો માલુમ પડ્યો તે ઘણો મંદ હતો પણ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ પ્રવાહનું જોર વધતું જતું બોઝને માલુમ પડ્યું. જે પ્રમાણે મનુષ્ય કલોરોફોર્મની અસરમાંથી મુક્ત થાય છે અને જેમ પ્રથમ તેની જાગૃતિ મંદ હોય છે પણ ત્યાર પછી તે ધીમે ધીમે વધતી જાય છે તેમ સ્નાયુ અને જ્ઞાનતંતુમાં થતું ડૉ. બોઝને જણાયું. જ્ઞાનતંતુઓ અને સ્નાયુઓ ઉપર ઝેરની શી

અસર થાય છે તે તપાસવાને માટે તેણે તેને ઝેર આપ્યું. વિજળીના પ્રવાહરૂપે પ્રતિવાદ આપતા તેઓ બંધ થઇ ગયા અને ગમે તેટલા વખત સુધી ખોટી થયા છતાં તથા ગરમ દવાઓના (stimulants) ઉપચાર કર્યા છતાં તેઓ પુનઃ જાગૃત થયા જ નહિ, એટલે કે તેઓ મરણ પામ્યા. જ્યારે ઘણું જ કુમળું ઝેર આપવામાં આવ્યું હતું ત્યારે ડૉ. બોઝને માલુમ પડયું કે ગરમ દવાઓ આપ્યા પછી તેઓ ફરીથી જાગૃત થયા અને પહેલાંની માફક બાહ્ય આઘાતોનો વિજળીના પ્રવાહરૂપે પ્રતિવાદ આપવા લાગ્યા. જો સ્નાયુ અને જ્ઞાનતંતુપર એક પછી એક એમ અનેક આઘાતો કરવામાં આવે તો તેઓ એકદમ થાકી જાય છે અને આઘાતોનો ઉત્તર આપી શકતા નથી. થાકમાંથી મુક્ત થયા પછી તેઓ ફરીથી જવાબ આપે છે, એમ ડૉ. બોઝને માલુમ પડયું. હવે એક સવાલ ઉઠે છે કે બાહ્ય આઘાતોનો આવી રીતે વિજળીના પ્રવાહરૂપે જે ઉત્તર આપવામાં આવે છે તેનો અર્થ શું? ડૉ. બોઝ કહે છે કે તંતુઓ અને સ્નાયુઓમાં આઘાતોને લીધે અમુક ફેરફાર થતા હોવા જોઇએ અને તે ફેરફારોનું પરિણામ વિદ્યુતપ્રવાહ છે.

આવાજ પ્રકારના પ્રયોગો ડૉ. બોઝે વનસ્પતિના જૂદા જૂદા ભાગ પર પણ કર્યા છે. ઝાડનાં મૂળીઆં, થડ, પાંદડાં કે ફુલો પર પ્રયોગ કરતાં એમને એમ માલુમ પડયું છે કે તેઓ બાહ્ય આઘાતોનો ઉત્તર બરોબર જ્ઞાનતંતુ અને સ્નાયુઓની માફક જ આપે છે. એટલે જ્યારે તેઓના ઉપર ઉપર કહ્યા પ્રમાણે કોઇ પણ પ્રકારના આઘાતો કરવામાં આવે ત્યારે તેઓ પણ વિજળીના પ્રવાહરૂપે તેનો ઉત્તર વાળે છે. કલોરોફોર્મથી તેઓની જાગૃતિ થોડા વખત સુધી નષ્ટ થઇ જાય છે પણ જો ઝેર આપવામાં આવે તો તેઓની જાગૃતિ હંમેશને માટે નાશ પામે છે. ઝેર જો કુમળું હોય તો ગરમદવાઓથી પુનઃ તેઓને સજીવન કરી શકાય છે અને જ્યારે આ પ્રમાણે તેઓને કલોરોફોર્મ કે કુમળા ઝેરની અસરમાંથી મુક્ત કરવામાં આવે છે ત્યારે પ્રથમ તેઓનો ઉત્તર ઘણો મંદ હોય છે, પણ સ્નાયુ કે જ્ઞાનતંતુની માફક ઝાડના જૂદા જૂદા ભાગો ઉપર ઉપરાઉપરી આઘાતો કરવામાં આવે તો પાછા તેઓ આઘાતના ઉત્તર આપતા થઇ જાય છે. પશુઓ તથા ઝાડોના જૂદા જૂદા ભાગો ઉપર આઘાતો કર્યા પછી જૂદે જૂદે વખતે જે જે ઉત્તરો તેઓ આપે છે તે ડૉ. બોઝે એક ગોળ ફરતી ફોટોગ્રાફીક પ્લેટપર નોંધી લીધા છે. તે ચિત્રોને જો આપણે એક બીજા સાથે સરખાવીએ તો તેમાંથી ઝાડના જૂદા જૂદા ભાગોના ઉત્તર કયા છે અને પશુના જુદા જુદા ભાગોના ઉત્તર કયા છે તે ઓળખી શકાતું નથી. બન્નેના ઉત્તરોમાં આવું મળતાપણું હોવાથી ડૉ. બોઝ એવું અનુમાન કરે છે કે પશુઓ અને વનસ્પતિમાં એક જ પ્રકારનું જીવનતત્ત્વ છે.

વનસ્પતિપર પ્રયોગો કર્યા પછી ડૉ. બોઝે તેવા જ પ્રકારના પ્રયોગો જેને નિર્જીવ પદાર્થો લેખવામાં આવે છે તેનાપર કરવા માંડ્યા, અને તેમને માલુમ પડયું કે ધાતુઓ પણ વનસ્પતિની માફક જ આઘાતોનો ઉત્તર આપે છે. દાખલા તરીકે તેમણે જૂદી જૂદી ધાતુઓના તાર લઇને તેના બે છેડા વિદ્યુત્ પ્રવાહમાપક યંત્ર સાથે જોડી દીધા. જ્યારે તેને એક છેડે આઘાતો કરવામાં આવ્યા ત્યારે ડૉ. બોઝને નીચલી હકીકત માલુમ પડી:—

(૧) તારમાંથી વિજળીનો પ્રવાહ વહેવા લાગ્યો. (૨) જ્યારે તારને કલોરોફોર્મ આપવામાં આવ્યું ત્યારે તેની જાગૃતિ થોડા વખત સુધી નષ્ટ થઇ ગઇ અને આઘાતોનો વિજળીના પ્રવાહરૂપે ઉત્તર આપતાં તે બંધ થઇ ગયો, પણ થોડા વખત પછી તે તારમાં પહેલાંના જેવી જ જાગૃતિ આવી. (૩) ઝેર આપવાથી તારની જાગૃતિ હંમેશને માટે નષ્ટ થઇ ગઇ; જ્યાં સુધી ઝેર કુમળું હતું ત્યાં સુધી તેને ગરમ દવાઓ આપવાથી તેની જાગૃતિ પુનઃ સજીવન કરી શકાય. (૪) ઉપરાઉપરી આઘાતો કરવાથી તાર થોડા વખત સુધી વિજળીના પ્રવાહરૂપે આઘાતોનો ઉત્તર આપતો બંધ થઇ ગયો અને જાણે થાકી ગયો હોય એમ

લાગ્યું. થોડો સમય વિશ્રાંતિ આપ્યા પછી પુનઃ તેમાં જાગૃતિ આવી અને પહેલાંની માફક આઘાતોનો ઉત્તર તે આપી શક્યો. વનસ્પતિ અને પશુઓના જૂદા જૂદા ભાગના ઉત્તરોની આકૃતિ જેવી રીતે ડૉ. બોઝે નોંધી લીધી હતી તેવાજ રીતે એક ફોટો-ગ્રાફીક પ્લેટપર ધાતુઓના ઉત્તરની આકૃતિ પણ તેમણે નોંધી લીધી. આ બધી આકૃતિઓ સરખા-વતાં તેમને માલુમ પડયું કે બધી રીતે તેઓ સરખી હતી. આવા બીજા અનેક પ્રયોગો કરીને ડૉ. બોઝે એવો મત દર્શાવ્યો છે કે આઘાતોનો વિજળીના પ્રવાહરૂપે ઉત્તર આપવો એજ જીવન કે ચૈતન્યનું ચિન્હ કે લક્ષણ છે, અને એ દૃષ્ટિએ જોતાં નિર્જીવ અને સજીવ જેવા બે વિભાગ પાડવામાં કાંઇ ઝાઝો અર્થ સમાયલો નથી. એઓ કહે છે કે નિર્જીવ અને સ-જીવ પદાર્થોમાં એ:જ જીવનતત્ત્વ સમાયેલું છે. ઈંગ્લં-ડની રોયલ સોસાયટી આગળ પોતાની શોધ મુકતાં એમણે જણાવ્યું હતું, કે “ જે આજે મેં શોધ કરી છે તેની શોધ મારા પૂર્વજોએ હિંદુસ્તાનમાં પાંચ હજાર વર્ષપર ગંગાના તટ ઉપર કરી હતી. અને મને પોતાને વિજ્ઞાનની પદ્ધતિએ તે શોધ કરવાનો વિચાર મારાં શાસ્ત્રમાંથી મળી આવ્યો હતો. ” ડૉ. બોઝના આ શબ્દો તદ્દન ખરા છે. પરંતુ એક સવાલ એ ઉઠે છે કે ડૉ બોઝે જીવન-તત્ત્વ શું છે તે શોધી કાઢયું છે ખરૂં ? કેટલાક નિર્જીવ પદાર્થો, વનસ્પતિ અને પ્રાણીઓમાં રહેલા ચૈતન્યનું સામ્ય કેટલેક અંશે શોધી કાઢયું છે ખરૂં, પરંતુ જે જીવનતત્ત્વ આપણા પૂર્વજોએ ગંગાના તટ પર બેસીને શોધી કાઢયું હતું તેનો ખુલાસો તેમાંથી મળી આવતો નથી. આ કહેવામાં તેમની શોધની મહત્તામાં ઘટાડો થતો નથી; એમની શોધમાંથી સંપૂર્ણ ખુલાસો ન મળતો હોય તોપણ તે ઘણી જ મહત્ત્વની ગણાશે. બધા નિર્જીવ પદાર્થો કાંઇ ધાતુની માફક આઘાતોનો ઉત્તર આપતા નથી અને જ્યાં સુધી તેનો ખુલાસો થઇ શકે નહીં તથા ડૉ. બોઝના પ્રયોગોમાં ધાતુઓ, વનસ્પતિઓ, જ્ઞાન-તંતુઓ અને સ્નાયુઓ ઝેરથી મરણ પામતા જણાયા હતા તેનો ખુલાસો જ્યાં સુધી સંપૂર્ણ રીતે થઇ શકે નહીં ત્યાં સુધી જે જીવનતત્ત્વ વિષે ડૉ. બોઝ કહે છે તેને વિષે હંમેશાં પ્રશ્ન તો રહેશે જ. ઉપર વર્ણવેલા ડૉ. બોઝના પ્રયોગોપરથી નીચેના પ્રશ્નો ઉપસ્થિત થાય છે:—

(૧) કેટલાક નિર્જીવ પદાર્થો તથા ધાતુઓ કે જેમાં ડૉ. બોઝને જીવનતત્ત્વ માલુમ પડયું છે તે બે વચ્ચેનો અંતર કેવી રીતે પૂરી શકાય ?

(૨) સ્નાયુઓ, જ્ઞાનતંતુઓ વિગેરેના મૃત્યુ વિષે ડૉ. બોઝ વાત કરે છે તે સ્થિતિ કઇ છે ? અર્થાત્ મૃત્યુ એટલે શું ? અને

(૩) જીવનતત્ત્વ એટલે શું !

ઉપરના ત્રણ પ્રશ્નો વાસ્તવિક રીતે ત્રણ નથી પણ એકજ છે, કેમકે જીવનતત્ત્વ એટલે શું એ પ્રશ્નનો ઉત્તર જો આપણે આપી શકીએ તો તેમાંજ બીજા બે પ્રશ્નોનો જવાબ આવી જાય છે. પ્રથમ તો એ સવાલ ઉભો થાય છે કે વિજ્ઞાનથી ચૈતન્યનો પૂરેપૂરો ખુલાસો થઇ શકે ખરો ? ડૉ. બોઝના પ્રયોગ ઉપરથી એટલી તો વાત સિદ્ધ થાય છે ખરી કે જે પદાર્થોને નિર્જીવ લેખવામાં આવ્યા છે તેમાંના કેટલાકમાં તથા વનસ્પતિ અને પ્રાણીઓમાં એક પ્રકારનું જીવનતત્ત્વ છે; પરંતુ બીજા કેટલાક નિર્જીવ પદાર્થોમાં તેવું તત્ત્વ માલુમ પડતું નથી એટલે પુનઃ તેનો તેજ સવાલ ઉપસ્થિત થાય છે, કે જીવનતત્ત્વ અથવા ચૈતન્ય એટલે શું ? કુદરતની એવી કઈ પ્રક્રિયા છે કે જેને લીધે ધાતુઓમાં જીવનતત્ત્વ ઉદ્‌ભવે છે ? ગમે તેટલા પ્રયોગો કરવામાં આવે તે છતાં પણ આવી જાતનો પ્રશ્ન વારંવાર પૂછાયા વિના રહેશે નહીં, કેમકે ચૈતન્યનો અર્થ શું છે તેને જ વિષે વિદ્વાનોમાં મતભેદ છે. જો કે વિજ્ઞાન એ વિષયનો નિર્ણય સંપૂર્ણતાથી કરી શકે નહીં તોપણ એનો નિઃસંશય છે કે તે તેનાપર ઘણો પ્રકાશ નાંખી શકે. આ સંબંધમાં કેટલાંક વર્ષ ઉપર ઈંગ્લાંડના ફિઝીઓલોજીસ્ટ ફોસ્ટરે પોતાનો મત દર્શાવ્યો હતો તે જાણવાની ઘણી અગત્ય છે. એમણે

વાતાવરણમાં થતા ફેરફાર કેટલીક વખતે ઝાડ-પાન આપણાં કરતાં વધારે સારી રીતે પારખી શકે છે. એક વખતે ડૉ. બોઝ ઝાડપાન પર પ્રયોગ કરતા હતા. તેમને માલુમ પડ્યું કે આઘાતોનો ઉત્તર તેઓ સારી રીતે આપતા ન હોતાં. આનું કારણ ડૉ. બોઝને સમજાયું નહિ. આકાશ તરફ નજર કરતાં તેમને જણાયું કે એક વાદળું કેટલેક છેટેથી આવતું હતું. તે પસાર થઇ ગયા પછી ફરીથી તેમણે તે ઝાડપર પોતાના પ્રયોગો અજમાવ્યા, અને તેમને જણાયું કે તે આઘાતોનો ઉત્તર બહુ સારી રીતે આપવા લાગ્યું. વાદળાને લીધે તે ઝાડની સચેતન શક્તિ મંદ પડી ગઇ હતી, અને જેવું વાદળું પસાર થઇ ગયું કે તરતજ તે શક્તિ જાગ્રત થઇ અને તે ફરીથી આનંદમાં આવી ગયું. વનસ્પતિને આવી રીતે ઘણીવાર શોક તથા આનંદ ઉત્પન્ન થાય છે. જો કે આપણાથી તે સમજાતું નથી છતાં ડૉ. બોઝ તેમનાં આનંદ અને શોકમાં બહુ સારી રીતે ભાગ લઇ શકે છે. એઓએ પોતાના બાગમાં એવી ગોઠવણ રાખી છે કે જેજે વાદળાંઓ આકાશમાં ચઢી આવે તેની નોંધ તે બાગનાં ઝાડપાન દરરોજ લીધાં કરે. અને આવી રીતે ડૉ. બોઝ પોતાના મિત્રો-ને થતો આનંદ કે શોક સમજી જાય છે. ડૉ. બોઝ કહે છે કે વનસ્પતિઓની સચેતન શક્તિ આપણા કરતાં વધારે તીવ્ર હોય છે પણ આ માનવું કેવળ ભૂલભરેલું છે; કેમકે ઉપર આપણે જોઇ ગયા તે પ્રમાણે ચૈતન્ય ચાર પ્રકારનાં હોય છે. વનસ્પતિની અંદર સ્થૂળ કે સામાન્ય ચૈતન્ય તથા હાલવાનું ચૈતન્ય સિવાય બીજા કોઇ પણ પ્રકારનું ચૈતન્ય માલુમ પડતું નથી, પરંતુ મનુષ્યની અંદર તો ચારે ચાર પ્રકારનાં ચૈતન્ય મળી આવે છે. વાતાવરણમાં થતા અમુક ફેરફાર "બેરોમીટર" નામનું યંત્ર મનુષ્યના કરતાં વધારે સારી રીતે પારખી શકે છે અથવા તો કેટલાંક જનાવરોની ઘ્રાણેન્દ્રિય મનુષ્ય કરતાં વધારે તીવ્ર હોય છે તે પરથી આપણે કંઇ પણ એમ કહેતા કે નથી કે "બેરોમીટર" અથવા તો તે જાનવરોની સચેતન શક્તિ આપણા કરતાં વધારે છે. તેજ પ્રમાણે વનસ્પતિની સચેતન શક્તિ આપણા કરતાં વધારે છે એમ માનવાનું ખાસ કારણ નથી. અમુક પ્રકારની સચેતન શક્તિ જાનવરોમાં તથા બીજા કોઇ પ્રકારની સચેતન શક્તિ વનસ્પતિમાં વધારે મળી આવે તોપણ ચારે પ્રકારની સચેતન શક્તિની દૃષ્ટિએ તો તે મનુષ્યમાંજ વધારે હોય છે.

કુસમનરામ કર્પૂરરામ મહેતા

---

# મીરાખેડી ભીલઆશ્રમ

ઝાલોદ તાલુકામાં મીરાખેડી ગામે ગુજરાત અંત્યજ કાર્યાલય તરફથી ભીલ આશ્રમ સ્થાપવામાં આવ્યો છે તેનું એક જાહેર સંમેલન ગઇ મકરસંક્રાંતિને દિવસે કરવામાં આવ્યું હતું. તે પ્રસંગે તેના દોઢ વર્ષના કાર્યનો હેવાલ તૈયાર કરવામાં આવ્યો હતો, તેમાંની મુખ્ય હકીકત નીચે મુજબ છેઃ–

ગુજરાત અંત્યજ કાર્યાલય તરફથી આશ્રમની સ્થાપના સંવત્ ૧૯૭૮ ના ફાગણ વદ ૮ ને રવિવારે થઈ, પણ આશ્રમનું બીજ સંવત્ ૧૯૭૭ના ભાદ્રપદ માસમાં નંખાયું હતું. ગતવર્ષ દરમ્યાન (સન ૧૯૨૧ ના) દુષ્કાળના કાર્યકર્તાઓએ ગામડે ગામડે ફરી ભીલભાઇઓની સ્થિતિ નિહાળી. એમને લાગ્યું કે ભીલ કોમને કેળવણીની ઘણી જરૂર છે. સંવત્ ૧૯૭૭ ના ભાદ્રપદ માસમાં મીરાખેડીમાં એક શાખા ખોલવામાં આવી. મકાનનો અભાવ હોવાથી તે વખતના શિક્ષક ભાઇ નંદલાલ ઠાકોર અનેક અડચણો વેઠી ઝુંપડે ઝુંપડે જઇ ભીલ બાળકોને ભણાવતા. સંવત્ ૧૯૭૭ ના અશ્વિન માસમાં આશ્રમ સ્થાપવા માટે દોહદ–ઝાલોદની સડકના માથાપર આશરે પાંચ એકર જમીન વેચાતી લેવામાં આવી. ત્યાં હાલ પાકું મકાન, કુવો અને નાનો પણ સુંદર બગીચો છે, એ તે વખતે ન હતાં. એ આખી ટેકરી ખાખરાના ઝાડવાળી, ઉંચા ઘાસવાળી અને ઘણા વર્ષની પડતર હતી. તેમાંથી થોડીક જગાપર માત્ર પતરાનું છાપરું જ બાંધવામાં આવ્યું હતું. સં. ૧૯૭૮ ના કાર્તિક માસથી શાળા નિયમિતપણે ચાલવા લાગી. ને વખતે શિક્ષક વરસાદની ઝડીઓનાં અને શિયાળાની કકડતી ઠંડીમાં ભીંત વગરના છાપરા નીચે રહીને ભીલ બાળકોને ભણાવતા અને રાત્રે મહાભારત, રામાયણમાંથી નીતિની કથાઓ સંભળાવતા. સાથે એક રાત્રિશાળા પણ રાખવામાં આવી હતી જેમાં સાત વિદ્યાર્થીઓ દાખલ થયા, પણ તેઓ થોડા દિવસ આવ્યા બાદ આવતા બંધ થયા. કાર્તિક સુદ ૧ થી ફાગણ વદ ૭ સુધી એટલે આશ્રમ સ્થપાયો ત્યાં સુધીમાં કુલ ૪૦ વિદ્યાર્થીઓ દાખલ થયા અને ૩૬ વિદ્યાર્થીઓ નાસી ગયા; બાકીના ચાર વિદ્યાર્થીઓ શાળા શરૂ થઇ ત્યારથીજ આવતા હતા. તેમાંનો એક વિદ્યાર્થી હજી પણ આશ્રમમાં છે. વ્હેમના અને અજ્ઞાનના અંધકારમાં ઉછરેલા ભીલ બાળકોને પોતાની પ્રકૃતિ વિરૂદ્ધ ભણવાનું કામ લાગે છે અને એમ જ કેટલાક વિદ્યાર્થીઓ થોડા દિવસ ભણવા આવ્યા બાદ નાસી જાય છે. કેટલાક તો તદ્દન વ્હેમને લીધે જ નાસી જતા તે નીચેના દાખલાથી જણાશે. માગશર માસમાં એક વિદ્યાર્થીને ભણતાં ભણતાં ફેફરું (ચુલીઉં) થઇ આવ્યું, જેથી એ અને એના ગામના બીજા ચાર છોકરાઓ કાયમને માટે આવતા બંધ થયા.

## આશ્રમની સ્થાપના

સં. ૧૯૭૮ ના પોષ માસમાં મકાનનો પાયો નંખાયો. ભાઇશ્રી જેઠાલાલે મકાન બંધાવવાનું કામ ઉપાડી લીધું, અને અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠી મકાન અને કુવો ચોમાસુ આવે તે પહેલાં તૈયાર કર્યાં. ફાગણ વદ ૮ ને રવિવારે આશ્રમની સ્થાપના ચાર વિદ્યાર્થીઓથી કરાઈ; તે પછી ઉપર જણાવ્યા મુજબ કેટલાયે વિદ્યાર્થીઓ આવ્યા અને ગયા. આખરે દાહોદ, ઝાલોદ તાલુકાના ૧૧ ગામના મળીને ૧૯ અને અત્રેથી ૨૦ માઇલ દૂર આવેલા બારીઆ સ્ટેટના એક ગામનો ૧, એમ કુલ ૧૨ ગામના ૨૦ વિદ્યાર્થીઓ છે. બોર્ડરો ઉપરાંત પાવડી ગામના ત્રણ વિદ્યાર્થીઓ શ્રાવણ માસથી આવે છે. કુલ સંખ્યા ૨૩ ની છે. આમાંના બાળવર્ગમાં ૫, પહેલા ધોરણમાં ૧૧, ત્રીજા ધોરણમા ૪ અને ચોથા ધોરણમાં ૩ છે. કુલ, આશ્રમમાં દાખલ થનાર વિદ્યાર્થીઓની સંખ્યા ૪૭ ની છે અને નાસી જનારની સંખ્યા ૨૭ છે.

## રહેણી કરણીમાં ફેરફાર

વિદ્યાર્થીઓનું નાસી જવાનું મુખ્ય કારણ એ છે કે એમને ઘેર એ વિદ્યાર્થીઓ ગમે તે વખતે ગમે તેવી.

રીતે કામ કરે છે, વખતે કવખતે ખાય છે, મરજી પડે ત્યારે ઉંઘે છે, વિગેરે અનિયમિતપણું હોય છે અને પાશવ વૃત્તિને ઉશ્કેરનારાં અનેક કાર્યો એઓ કરે છે. અત્રે આશ્રમમાં પહેલો પાઠ નિયમિતતાનો ભણવાનો હોય છે નિયમસર ઉઠવું, ખાવું, કામ કરવું, સુવું, તેમજ નીતિવાળું વર્તન રાખવું એ એમને ઘણું કપરું લાગે છે. તેથી કેટલાક થોડા દિવસમાં ગભરાઇને નાસી જાય છે.

વિદ્યાર્થીઓ શરૂઆતમાં અત્રે આવે છે ત્યારે કેવા હોય છે તે આપણે એકાદ ભીલના ઝુંપડામાં જઈએ અને એના બાળકોને નજરે નિહાળીએ ત્યારે માલુમ પડે છે. પહેલા અત્રે આવે છે ત્યારે ' હા ' કે ' ના ' જવાબ આપી શકતા નથી. જ્યારે કંઇ પૂછીએ ત્યારે આંખો 'ફાડી સામું જોશે, યાતો નીચું માથું ઘાલી જમીન ખોતર્યા કરશે. તેઓ ખૂબ દબાએલા હોય એમ વર્તન રાખે છે. એક મહિનામાં એમનામાં ઇષ્ટ ફેરફાર થાય છે; હવે તે જવાબ આપી શકે છે, કંઈક હિંમત આવે છે. અજાણ્યામાં પણ હરવા ફરવાની છુટ લે છે અને ચોકખાઈ રાખતાં શીખે છે. નવા વિદ્યાર્થીઓ સાથે કામ લેવામાં શિક્ષકોને પણ ઘણી જાતની મુશ્કેલીઓ વેઠવી પડે છે. વાણીની ચોકખાઈ તથા શરીરની ચોકખાઈ વિષે ધ્યાન આપવું પડે છે. ભણવાની શરૂઆતમા એક મહિનો નકામો જાય છે. એમને આ સર્વ અજાયબી અને ભેદ ભરેલું લાગે છે. કંઈક જાણીતા થયા પછી ભણવામાં સાધારણ ઠીક ચાલે છે, તોપણ એમના ઉચ્ચાર સુધરતાં ઘણો વખત જાય છે અને ચ, છ, સ, શમાં એટલો બધો ગોટાળો કરી નાંખે છે કે કયો અક્ષર બોલે છે તે સમજાતું નથી. લખવામાં પણ કાના માત્રની ભૂલ હોય જ. અગીઆર વિદ્યાર્થીઓ જે પહેલા ધોરણમા છે એમણે બાળપોથી છ મહિનામાં પૂરી કરી છે એ જાણવા જેવી બાબત છે.

એમને માટે મુખ્ય ખોરાક દાળભાત ને ઘઉં ન રાખતાં તેમના ઘરનો જ ખોરાક એટલે કે મકાઈનો રાખ્યો છે. કઠોળમાં ચણા, અડદ ને મગ રાખ્યા છે. ગજા ઉપરાંત વધારેલી જરૂરીઆતો ભવિષ્યમાં ત્હેમને ઘેર જાય ત્યારે બોજા રૂપ ન થઇ પડે માટે એમના ઘરનો ખોરાક જ રાખ્યો છે. ગયા છ માસ સુધી નોકરના અભાવે, વિદ્યાથીઓ સ્વાશ્રયનો પાઠ સારી પેઠે ભણ્યા. તેઓ વારા ફરતી રસોઈ કરતા, પાણી ભરતા અને બીજું રસોડાના અંગનું તમામ કામ કરતા.

હાલ બે માસથી પાતળાં લાકડાંના અભાવે તેઓ લાકડાં પણ ફાડે છે. ઝાડુ કાઢવાનું કામ કાયમ વિદ્યાર્થીઓ જ કરે છે. સ્વચ્છતા વિષે એ કોમને ખૂબ શીખવાનું છે. ભીલોનાં ઝુંપડાં જોઇશું તો કચરાનો પાર નહિ અને ઢોરાંનાં છાણમુતર ગમે ત્યાં પડયાં હોય. ઝાડુ કાઢવાની ટેવ પડવાથી સ્વચ્છતા વિષે એ પુરેપુરા વાકેફગાર થાય છે. હાલમાં ધના ભગત નામના એક હોંશિયાર અને અનુભવી માણસને આશ્રમમાં નોકર રાખ્યો છે.

વિદ્યાર્થીઓની જરૂરીઆતો એમના પ્રમાણમાં વધુ વધારી નથી. કપડામાં દરેક બાળક પાસે ૧ ધોતીઉં, ૧ બંડી, ૧ કુડતું અને ૧ લંગોટ રહે છે. પથારીમાં ૧ હલકું ગાદલું, ૧ ચાદર અને ૧ કામળો છે જે ઠંડીમાં પણ પુરતાં છે. દર રવિવારે કપડાં ધોવા માટે સાબુ અપાય છે. વિદ્યાર્થીઓ હંમેશાં ઠંડે પાણીએ ન્હાય છે તેમજ કપડાં હાથે ધુવે છે.

## હંમેશનું કામ

એમનો નિત્યક્રમઃ-વિદ્યાર્થીઓ ૫-૩૦ કલાકે ઉઠે છેઃ શિયાળામાં આથી અરધો કલાક મોડું થાય છે. પછી હાથ મ્હોં ધોઈ પ્રાર્થના ૬ વાગે કરે છે. અરધો કલાક પ્રાર્થના કર્યા પછી, દાતણ, પાણી, શૌચાદિ ક્રિયા કરે છે. ૭ થી ૮ સુધી વાંચે છે. એ વખતમાં વારા પ્રમાણે ચાર વિદ્યાર્થીઓ મકાન અને બગીચો વાળી ઝાડી સાફ કરે છે. પછી ૧ા કલાક સુધી સુતર કાંતે છે. મોટા છોકરાઓ માટે સુતારી કામ રાખવા વિચાર છે, અને પૈસાની સવડ થયે થોડી મુદતમાં એક કામ રાખવામાં આવશે. ૯-૩૦ થી ૧૦-૩૦ સુધી ન્હાવા ધોવાનું કામ કરે છે પછી ભોજન કરી થોડો વખત આરામ લેઈ ૧૧-૩૦ થી ૩-૩૦ સુધી નિશાળમાં ભણે છે. થોડા વીસામા બાદ ૧ા કલાક સુધી ખેતીનું કામ કરે છે. અહીં ખેતી ઉપર ખાસ લક્ષ અપાય છે. બગીચો તથા કુવા પાસે કાંદા, મેથી, અને ધાણાના કયારા છે. એ વિદ્યાર્થીઓની જ મહેનતનું પરિણામ છે. બગીચાને પાણી પાવાનું અને ગોડામણ વિગેરે કામ સાંજના વખતમાં થાય છે. બગીચાને સુંદર બનાવવા તેમજ નવી જાતનાં વાવેતર કરી વિદ્યાર્થીઓને પાઠ આપવા માટે ભાઇશ્રી જેઠાલાલ ખૂબ મહેનત કરે છે. સાંજના પાંચથી છ સુધી ડ્રીલ યાતો રમત ગમત કરે છે. ડ્રીલ સાથે સ્વદેશભક્તિનાં અને બાળકોને મઝા પડે એવાં ગીતો ગવડાવાય છે. સૂર્યાસ્તે વાળુ કર્યા પછી ૮ વાગે પ્રાર્થના કરે છે, સાથે આનંદ આપે એવી નીતિબોધક વાર્તાઓ કહે-

વામાં આવે છે. ઇશ્વર સંબંધી ભાન કરાવવાનું અને બાળકોનું ચારિત્ર્ય સુધારવું એ આશ્રમનો ખાસ ઉદ્દેશ છે.

### આર્થિક સ્થિતિ

અત્યાર સુધીમાં એટલે નવ માસમાં કુલ ખર્ચ રૂ. ૩,૮૩૦-૨-૫ થયો છે. જેમાંથી મકાનને કુવાનો રૂ. ૨,૨૪૯-૧-૯ બાદ કરતાં રસોડાનો ખર્ચ રૂ. ૬૧૬-૨-૪, પગારનો ખર્ચ ૫૫૫-૦-૫, કપડાં પથારીનો ખર્ચ રૂ. ૧૫૩-૮-૯, સાબુ દિવાબત્તીનો ખર્ચ રૂ. ૫૧-૪-૧૧, તેમજ પરચુરણ ખર્ચ રૂ. ૩૦૫-૦-૩ થયો છે. પરચુરણ ખર્ચમાં પુસ્તકો, સ્લેટો, ઉદ્યોગ, પુસ્તકાલય વિગેરે બાબત આવી જાય છે. દરેક છોકરાને ભણાવવાનો, ખાધાખર્ચનો તથા કપડાં વિગેરેનો એક વર્ષનો કુલ ખર્ચ આશરે ૧૦૦ રૂપીઆ સુધીનો થાય છે.

હાલમાં બે શિક્ષકો કામ કરે છે. મદદનીશ શિક્ષક ભાઇ રૂપાજી ભાવજીભાઇ પરમાર છે. તેઓ જાતે ભીલ છે; એમણે મુવાલીઆ ભીલ સ્કુલમાંથી વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા પસાર કરી છે. મુખ્ય શિક્ષક તરીકે ભાઈ ડાહ્યાભાઇ જીવણજી નાયક કામ કરે છે. આ આશ્રમમાં એક ન્હાની લાયબ્રેરી છે જેનો લાભ ઠીક લેવાય છે.

### દવાખાનું

આશ્રમમાં ગૂજરાત આરોગ્ય મંડળ તરફથી એક ન્હાનું દવાખાનું રાખવામાં આવ્યું છે. ૧૯૭૮ ના ફાગણ વદ ૫ થી આજદિન સુધીમાં જુદા જુદા ગામોના મળી કુલ ૬૬૩ માણસોએ એ લાભ લીધો છે. દવા રૂ. ૬૦-૦-૦ ની વપરાઇ છે. તે ઉપરાંત લગભગ ૩૦૦૦ ગ્રેન ક્વીનાઇન મલેરીઆની મોસમમાં વપરાયું છે. મલેરીઆમાં આજુબાજુનાં ગામોમાં ફરી ઘેર ઘેર દવાઓ આપવામાં આવી હતી. હાલમાં એ ક્રમ ચાલુ છે. આ આશ્રમની મુલાકાતે અસહકારીઓ અને શિક્ષકો ઉપરાંત પ્રતિષ્ઠિત અમલદારો, વકીલો, વેપારીઓ આવે છે. તેમને બધું કામ જોઇ એકંદર સંતોષ થાય છે.

---

# ખાદી વેચાણની યોજના

**ગુજરાત પ્રાન્તિક સમિતિ ખાદીભંડારના મંત્રી તરફથી ખાદી વેચાણની યોજના પ્રસિદ્ધિ માટે મોકલી છે, તે યુગધર્મના વાચકો માટે અમે નીચે આપી છે. તંત્રી.**

ગુજરાત ખાદી પ્રચાર મંડળના અધિકારી મંડળની તા. ૧૫-૧-૨૩ ના રોજ મળેલી સભાએ આખા ગુજરાતની અંદર ખાદી વેચવા માટે નીચે પ્રમાણે યોજના મંજૂર કરી હતી અને તા. ૧ લી ફેબ્રુઆરીથી તેને અમલમાં મુકવાનું ઠરાવ્યું હતું:—

### ખાદીના વેચાણ માટે

જે ભાઇ અથવા તો બ્હેન પોતે ખાદી પ્હેરતાં હોય, ગુજરાત પ્રાન્તિક સમિતિની ખાદી સિવાય બીજું કોઈ પણ જાતનું કાપડ નહિ વેચવાની પ્રતિજ્ઞા કરતાં હોય અને અઢીસો રૂપીઆની જામીનગીરી આપી શકે તથા વેચાણનો હિસાબ અને નાણાં દર અઠવાડિયે પહોંચાડી શકે, તેઓને

૧. સમિતિના ખર્ચે તેઓના નજદીકના સ્ટેશને માલ પ્હોંચાડી આપવામાં આવશે;
૨. તેઓ તરફથી વેચાણના જેટલાં નાણાં ભરાય તે ઉપર રૂપીએ એક આનો મહેનતાણું વાળી આપવામાં આવશે.

### ખાદી વાપરનારાઓ માટે

જ્યાં જ્યાં ખાદી કાર્યાલયોની શાખાઓ છે ત્યાં ખાદી વાપરનારાઓને સને ૧૯૨૩ ને માટે નીચેની શરતે ખાદી ભંડારના સભાસદ બનાવવામાં આવશે.

૧. સભાસદનું વાર્ષિક લવાજમ રૂ. ૧) લેવામાં અને તેની પાવતી તરીકે એક પતું આપવામાં આવશે.
૨ ખાદીભંડારની એજન્સીઓ સિવાયની કોઇ પણ શાખામાંથી આવા સભાસદો જે માલ ખરીદશે તે ઉપર દર રૂપીએ અરધો આનો વળતર પાવતી જોઈ વાળી આપવામાં આવશે.
૩. આવા સભાસદોનો હક પોતે લેતા માલની ઉપર વળતર લેવા પૂરતો જ રહેશે.

### વેપારીઓને માટે

જે વેપારીઓ એકી સાથે સો અથવા તેથી વધારેનો માલ લેશે તેને દર રૂપીએ એક આનો વાળી આપવામાં આવશે.

વધુ વિગત માટે નીચેને શિરનામે મળવું અથવા તો લખવું.

ગુજરાત પ્રાન્તિક સમિતિ ખાદીભંડાર.
ગારતોડીયા રસ્તો-અમદાવાદ.

# પુસ્તકપરિચય

**ચાલણ ગાડી (નાની તથા મોટી) ચણીબોર અને રાયણ** ×–પ્રાથમિક અભ્યાસનાં ક્રમિક પાઠ્યપુસ્તકોનો આ પ્રયત્ન અનેક રીતે આવકારદાયક છે. આપણામાં આવું સાહિત્ય હજુ ઘણું ઓછું છે. કેટલુંક બાલસાહિત્ય પ્રસિદ્ધ થાય છે ખરૂં પણ ક્રમિક યોજનાવાળું સાહિત્ય ઘણે લાંબે વખતે દેખા દે છે. અને એવી ચોપડીઓ ઉંચું સ્થાન ધરાવે છે.

આવા સાહિત્યનું એક ખાસ લક્ષણ એ હોવું જોઇએ કે એ સાહિત્ય બાલકની દુનિયાનું હોવું જોઇએ. પુસ્તકો લખનારા સામાન્ય રીતે બાલકની દુનિયાથી એટલા લાંબા વરસને અંતરે હોય છે કે તેઓ બાલ દુનિયામાં પ્રવેશ કરી શકતા નથી, અને બાલકને ઝટ શીખવી દેવાની અને તેને નીતિના પાઠો આપવાની વૃત્તિ જાણ્યે અજાણ્યે આગળ આવી સાહિત્ય પણ ઉપદેશાત્મક બને છે. આ પુસ્તકો આવી વૃત્તિથી સદ્‌ભાગ્યે મુક્ત રહ્યા છે. રા. ગીજુભાઈ અને જુગતરામભાઇ બન્નેએ બાલકોનાં મનનો અભ્યાસ અને તેમની રૂચિની પરીક્ષા બરાબર કરેલી છે. અમને બરાબર યાદ છે કે હોપ વાચનમાળાની પહેલી ચોપડીમાં 'આવરે વરસાદ, ઘેબરીઓ પરસાદ' વાળું બાલગીત તે પછીની ચોપડીમાંથી નીકળી ગયું, ત્યારે ઘણા અનુભવી શિક્ષકોને અસંતોષ થયો હતો. આપણી નજરે આવાં ગીતોનો ભલે કાંઈ પણ અર્થ ન હોય પણ બાળદૃષ્ટિમાં એ બધાં સાચાં કાવ્યો છે. 'વરસાદ' અને 'પરસાદ' નો પ્રાસ મળે, વરસાદમાં રમાય, નઠારી છોકરીને ઠેકો તાણી જાય અને 'પરસાદ' ખવાય એ કેટલો ચમત્કાર છે! આવાં ગીતોમાં ક્યાંક પ્રાસનો ચમત્કાર હોય છે, ક્યાંક તાલનો ચમત્કાર હોય છે, ક્યાંક રમતના સહચારી ગીત તરીકે બંધબેસતો ઉપયોગ હોય છે, અને લગભગ દરેક પ્રસંગે શબ્દબોધ, જે વાંચવાનું મુખ્ય ફળ છે તે તે સિદ્ધ કરી શકે છે. "છોકરા રે. હોરે. વોરો આવ્યો. શું શું લાવ્યો? ડાબલી લાવ્યો, ડુબલી લાવ્યો, પાન સોપારી......" (ચાલણગાડી મોટી પૃ. ૯૯,૧૦૦.) એમાં રમત છે, પરસ્પર ત્વરિત સંવાદ છે, બોલવામાં તાલ છે અને અનેક શબ્દોનો સાથે સાથે બોધ થાય છે. અનેક વસ્તુઓના સંકલનમાં કાંઇક હાસ્યની ચમત્કૃતિ પણ હોય છે. નઠારી છોકરીને ઠેકે તાણી એ તો મોટા માણસને પણ હસવું આવે એવું છે. "છૈયે માંડયું હાટ, ત્યાંથી નીકળ્યો ભાટ. ભાટ ખોદાવે કુઇ, ત્યાંથી નીકળ્યો સુઇ. સુઇ સંચારે દોરો, ત્યાંથી નીકળ્યો વોરો. વોરો ખાય દાળીયા. કાઢે એટલા કાળીયા.* .........કાળીયો કુતરો આવ્યો ને મોટાભાઇનો ભાગ ખાઇ ગયો" એમાં શબ્દબોધ છે અને હાસ્ય પણ છે. સમસ્યાઓ અને ઉખાણામાં કાંઇક બુદ્ધિચાતુર્ય અને ભાષાનો કાબુ પણ વધે છે. "ભગ-

× કર્તા, ચાલણ ગાડી બન્નેના ગિજુભાઇ અને ચણીબોર અને રાયણના જુગતરામ દવે. કિંમત અનુક્રમે ૦–૧–૩, ૦–૧–૩, ૦–૪–૦ અને ૦–૮–૦ પ્રકાશક ત્રિકમલાલ મનસુખરામ શાહ, મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

* આ પંક્તિ મૂળ છે તેથી જરા જૂદી કરીને મૂકી છે અને તેનો હેતુ પણ સમજી શકાય છે. એ હેતુ "વોરો રોકે દાળીયા, કાઢે એટલા કાળીયા." એમ કરવાથી વધારે સફળ થશે કે કેમ તે વિચારવાનું અમે કહીએ છીએ.

વાનના હાથમાં કુંચી " એની પાદપૂર્તિ કરવાને માટે " એક કોઠામાં બત્રીસ કોઠા, તેમાં રમે નાના મોટા. નાને મોટે નાંખી ગોળી, ભાગી રે હરણાંની ટોળી. હરણુ ખાય હેરા ફેરા, ભાંગ્યાં રે દલ્લીનાં દેરાં " * વગેરે અનેક ચરણો બોલવાં પડે તેમાં સ્મરણ પણ અદ્ભુત રીતે કેળવાય છે. આ જાતની બાલ વાર્તાઓમાં અમે ' કાગડો અને કોઠીંબું ' જેવી વાતો, જેમાં કાગડો કોઠીંબું ખાવા માટે કુવો, કુંભાર, માટીખાણ, મૃગ વગેરે અનેક પદાર્થ, પ્રાણી, મનુષ્ય પાસે જાય છે અને છેવટે દાતરડાથી મરે છે, એવી વાતોનો પણ સમાવેશ કરવો જોઇએ. તેથી બાલકની કલ્પના ઉત્તેજિત થાય છે અને પરોક્ષ રીતે કાંઇક વ્યવહારજ્ઞાન પણ મળે છે. વળી આવી વાતો ચિત્રમાં બહુ જ ચમત્કારિક રીતે બતાવી શકાય તેવી છે અને તેનાથી પદાર્થબોધ અને શબ્દબોધ બન્ને બહુ સારી રીતે થશે એમ અમારૂં માનવું છે.

આવું જૂનું બાલસાહિત્ય મોટી ચાલણગાડીમાં મૂકયું છે એ યોગ્ય જ કર્યું છે. મોટી ચાલણગાડી શરૂ કર્યા પહેલાં વાંચવાનો મહાવરો નાની ચાલણગાડીમાં કરવાનો છે. આ ગાડીના સિદ્ધાન્તો સાદા તેટલા જ શાસ્ત્રીય પણ છે. પ્રથમથી જ બાળકોને કક્કાનો સાદો અક્ષરબોધ અપેક્ષિત છે. તે પછી પ્રથમ કાના માત્ર વિનાના અક્ષરોના શબ્દો બનાવેલા છે અને પછી, ટુંકમાં એમ કહેવાય કે, કાનામાત્ર અને અક્ષરોની સંખ્યાની સંકુલતાથી શબ્દો વિવિધ બનતા જઈ તેમાંથી વાકયો ઉદ્ભવે છે એ નાની ગાડીનો ક્રમ છે. વાકયો સાદાં, બાળકોની જ સૃષ્ટિનાં અને તે સમજી શકે તેવાં હોવા છતાં, એ નાની ચોપડીમાં જ સામસામી વાતચીત, એક સાગે કાગળ અને મોટી ચાલણગાડી માટેનો બાલકોનો ઉપોદ્ઘાત પણ આવી જાય છે. મોટીમાં જૂના બાલસાહિત્યનાં ગીતો ઉપરાંત, સમસ્યાઓ, ગીતો, કવિતાઓ, હાલના મહાપુરૂષોનાં, મોટી નદીઓનાં નામો અને કેટલાએક ઉપયોગી રૂઢિપ્રયોગો આવી જાય છે. આ બન્ને ગાડીઓ શાસ્ત્રીય ક્રમબદ્ધ, બાળકોને ઉચિત સાહિત્યવાળી છે. આ બે ગાડીઓ સંબંધો અમારે ઘણી થોડી જ સૂચનાઓ કરવાની છે. નાની ગાડીમાં પૃ. ૩૫ ઉપર " દુધ " લખેલ છે. મોટી ગાડીમાં ' દૂધ ' બરાબર લખેલ છે (પૃ. ૪૯) તે સરતચૂક તરફ ધ્યાન ખેંચીએ છીએ. નાની ગાડીમાં એક લીટીમાં અધૂરૂં રહેતું વાકય આગલી લીટી જેટલેથી શરુ થાય છે (પૃ. ૪૯) તેને બદલે મોટીમાં છે તેમ જરા વધારે જગા છોડીને લખાય તો બાળકોને વાંચવું સુગમ પડે. " ઉની " ને બદલે ભાષાની દૃષ્ટિએ " ઊની " જોઇએ એમ અમારૂં માનવું છે. (પૃ. ૬૭) ૧ લા પગલામાં " લલેડું લલલલ કરે છે " એમ છે. પણ તે પક્ષીનું નામ લેલું છે લલેડું લઘુતાવાચક શબ્દ છે. (સરખાવો રાયણ પૃ. ૧૧૪) અને તેનો અવાજ લેલેલેલે એવો હોય છે. બન્ને ચોપડીઓ જોઇએ તેટલી મોટી પણ છે. બાળકોને વાંચતાં આવડયા પછી ઘણું વાંચવાની ઇચ્છા થાય છે તે ઇચ્છા આથી ઘણે અંશે પરિપૂર્ણ થશે. આ બન્ને ગાડીઓ માટેની શિક્ષકોપયોગી પ્રસ્તાવના જૂદી છપાયેલી છે તેમાં શિક્ષણશાસ્ત્રના સિદ્ધાન્તો સ્પષ્ટ કરી આપેલા છે.

' ચણીબોર ' અને ' રાયણ ' બાળકોની આ જિજ્ઞાસાને ઇષ્ટ રીતે તૃપ્ત કરવાને જ લખાયાં છે. તેમાં ' ચણીબોર ' ની પણ પ્રસ્તાવના " ચણીબોર સંબંધે શિક્ષકો સાથે વાતચીત " ના મથાળાથી જૂદી છપાઇ છે. ચણીબોરમાં " જાગને જાદવા " " ચાંદલિયો " " નોતરૂં " " માધાવાવ " " કાંગ લ્યો " વગેરે અનેક જૂનાં, બાલકોને રોચક નીવડે તેવાં ગીતોનો સંગ્રહ છે. શ્રી દક્ષિણામૂર્તિભવનના બાલમંદિરમાં ગીજુભાઇના (બાલસૃષ્ટિમાં પ્રસિદ્ધિ પામેલ અમે પણ એજ નામ વાપરીશું) દષ્ટાપણા નીચે " કાંગના ખેતર આં તાં રે ગોરી કાંગ લ્યો " એ ગીત નૃત્ય સાથે જેમણે ગવાતું જોયું હશે તેમને

* ' ભાગ્યા રે દલ્લીના ડેરા ' એમ પણ બોલાય છે અને તેમાં પ્રાસ વધારે સારો સચવાય છે.

આવાં ગીતોના ઔચિત્ય વિષે પ્રત્યક્ષ ખાત્રી પણ થઇ હશે. " રાયણ " ને માટે પણ અમારે એજ કહેવાનું છે. " ચણીબોર " ની જ પદ્ધતિએ એ ઉચી શ્રેણીનાં બાળકો માટેનો સંગ્રહ છે. આમાંનાં કેટલાંએક કાવ્યો બાળકો સમજે તેવાં નથી વગેરે વાંધા કોઈ વાંચનારને થાય, તો તેનો પૂરો જવાબ સંગ્રાહકે આપેલ છે, અને તેમાંજ સંગ્રહના સિદ્ધાન્તો અને ધોરણ બતાવેલાં છે એટલે તે વિષે કાંઇ લાંબું લખવાનું રહેતું નથી.

આવા સંગ્રહોમાં અમુક મુશ્કેલીઓથી સંભાળ રાખવાની હોય છે. કેટલાએક જૂનાં ગીતોમાં બીભત્સ શબ્દો આવે છે; કેટલાંએકમાં શૃંગારી ભાવનું સૂચન હોય છે. આ સંગ્રહોમાં અમને વાંધા ભરેલું કશું જણાતું નથી તોપણ એ ગીતો તરફ સંગ્રાહકનું ધ્યાન ખેંચવું અમે યોગ્ય ધારીએ છીએ. ' ચણીબોર ' પૃ. ૧૧૩ ઉપર " નહિ આવું " ની રમતનો સંવાદ છે. આ રમત હજુ પણ ' શેરીની છોડીઓ ' રમે છે. પણ એ ગીતમાં મને ખાસ કરીને " તારી કોઠીએ જાર " એ વાકયમાં શૃંગારભાવનું સૂચન હોય એમ લાગે છે. બીજું એવું રાયણનું ' વીંછીડા ' નું ગીત છે. લીધેલા ભાગમાં સ્પષ્ટ સૂચના નથી, પણ એ ગીત સ્પષ્ટ રીતે મુગ્ધાના કોડનું સૂચન છે, અને તેની નહિ છાપેલી લીટીઓમાં એ ભાવ સ્પષ્ટ આવે છે એવું અમને સ્મરણ છે. માનવવંશશાસ્ત્રના અભ્યાસીઓ માને છે કે શૃંગારભાવ મનુષ્ય સ્વભાવમાં એટલો ઉંડો ગએલો છે, કે બાલવાર્તાઓમાં પણ બહુજ પ્રચ્છન્નરૂપે તે ઘણીવાર હોય છે. પણ લીધેલા ફકરામાં કાંઇ પણ પ્રત્યક્ષ સૂચન નથી માટે અમે આ બાબત પર ધ્યાન ખેંચવા ઉપરાંત કાંઇ કહેવું વાજબી ગણતા નથી.

ચણીબોરની પ્રાર્થનામાં મૂકેલા શાંતિપાઠ તેમજ બીજી સ્તુતિઓ કરતાં સહેલી મુકાવી જોઇએ એમ અમે માનીએ છીએ. બાળકો અર્થ ન સમજે એ અમારો વાંધો નથી. પણ બોલવામાં એ પાઠ સરલ અને સુગેય હોવો જોઇએ. સરસ્વતીની કોઇ સહેલી ટુંકી સ્તુતિ કે છેવટે **मंगलं दिशतु नः सरस्वती** એ સ્તુતિ મૂકી હોય, તો ચાલે એમ અમે માનીએ છીએ. રાયણના પછવાડે આપેલા અર્થો વધારે ચોકકસાઇથી આપવા અમારી ખાસ ભલામણ છે. અર્થ આપવામાં પ્રથમ યૌગિક અર્થ અને પછી પાઠમાં લાગુ પડતો લાક્ષણિક અર્થ આપવો જોઇએ. વળી કોઇ જગાએ બાળકો પોતે શબ્દો ઉપર વિચાર કરી શકે એવી રીતે અર્થ આપવો જોઇએ: જેમકે " દરબારમાં કણબી " ના અર્થોમાં દુજી એટલે બીજી તેવો અર્થ આપતાં સાથે સાથે ' એક દુ દુ ' એ પલાખામાં દુનો અર્થ બે થાય છે એ ઉપર બાળકનું ધ્યાન ખેંચી શકાય. તે સિવાય " વળામણું " એ કાવ્ય અમને બાલભાવને ઉચિત નથી લાગતું. " અગલાની વાર્તા " એ ઉદ્યોગને માટે યોગ્ય દાખલો ન ગણી શકાય. તેની અસર મટાડવા ભાવાર્થમાં નોંધ કરી છે છતાં. " લેલી " ના ગીતમાં " તેતર તે પાટો બીડીયાં જી રે તેતર તાણે તલવાર " તે પંક્તિમાં કંઈક પાઠફેરનો સંશય રહે છે.

આ બન્ને સંગ્રહો એટલા સુંદર છે કે મોટા માણસો પણ તે વાંચતાં પોતાનું નિર્દોષ બાળપણ એ ઘડી ફરી અનુભવી શકશે. બાળકો હમેશાં આ બહુ જ રુચિપૂર્વક વાંચશે એમાં અમને સંદેહ નથી.

બન્ને ચાલણ ગાડીઓના પૂંઠાપરનાં ચિત્રો પુસ્તકના નામ જેટલાં જ સૂચક છે. નાનીના પૂંઠાપરના ચિત્ર પરનું બાળક હજુ ભય અને શંકાથી ચાલવાનું શરૂ કરતું હોય તેમ દેખાય છે, અને મોટી પરનું, જ્ઞાનજન્ય શ્રદ્ધાથી અને ગંભીરતાથી રમકડાં ભરેલી ગાડી ઠેલે છે. આ બે સુંદર ચિત્રો છતાં ચોપડી અંદરથી ચિત્ર વિનાની છે. અમે આશા રાખીએ છીએ કે એ ઊણપ પણ પૂરી થશે.

રા.

અસહકાર—મહાત્મા ગાંધીજીના લેખો અને ભાષણો, સંગ્રહ કરનાર, શ્રી ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. પ્રકાશક, યુગધર્મ કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૮–૦ યુગધર્મ ગ્રન્થમાળાના ગ્રાહકને રૂા. ૨–૦–૦. પૃ. ૮૧૪. સંગ્રહકર્તાની ૫૪ પૃ. ની ભૂમિકા અને મહાત્માજીના ' જગતને કાંઠે ' ના સ્નૅપ શૉટ અને બીજી છબીઓ સહિત.

ભગવદ્‌ગીતામાં અર્જુન શ્રી કૃષ્ણને મુખે જુગજૂના યોગની પ્રશંસા સાંભળી પૂછે છે—

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किं ॥**
॥ २–५४ ॥

"હે કેશવ ! સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞ કોને કહેવા ? તે સ્થિતપ્રજ્ઞનું બોલવું, બેસવું, ચાલવુ કેવું હોય છે ! તે મને કહો." તેમ જ આ જુગજૂના અને છતાં નવા સત્યાગ્રહના આદ્ય પ્રવર્તકનું 'બોલવું, બેસવું, ચાલવું' કેવું હોય છે તે જાણવાની દરેક માણસને સ્વાભાવિક રીતે જિજ્ઞાસા થાય જ. તે કેમ અને ક્યારે બેસે તે તો આપણે અત્યારે જ જાણ્યું, કે જેલમાં જાય ત્યારે જ બેસે. એમના ખરા સ્વરૂપમાં એ જાણવાનું પણ પૂરેપૂરૂં આવશ્યક હતું, અને અત્યારે જ્યારે તેઓ બેઠા છે ત્યારે, તેઓ શું બોલે ચાલે અને બેસે, એ ફરીથી એક સાથે સમજવું આવશ્યક છે. આ પુસ્તક એ ત્રણેય પ્રશ્નોનો જવાબ પૂરેપૂરો આપે છે.

સત્યાગ્રહનું સંપૂર્ણ કાર્યમાં પ્રકટીકરણ તે અસહકાર—એ અસહકારનું આદિથી અત્યાર સુધીનું સ્વરૂપ પૂરેપૂરૂં આ પુસ્તકમાં રજુ કરેલું છે. અસહકાર ઉપર નીતિ, તત્ત્વજ્ઞાન, કે સમાજશાસ્ત્રની દૃષ્ટિએ ભાષ્યો લખવાનો સમય હજુ નથી આવ્યો. કદાચ તેનો યોગ્ય સમય તો અસહકાર સફળ થાય પછી જ આવશે. પણ અસહકારને પૂરેપૂરો સમજવાની તો દરેકને જરૂર છે—દરેકની ફરજ છે. અસહકાર એક કાર્યક્રમ હોવાથી તે શરુઆતમાં બીજરૂપે જ હતો, અને જેમ જેમ કાર્યપ્રદેશ વધતો ગયો, જેમ જેમ નવી નવી વ્યક્તિના સંસર્ગમાં તે આવતો ગયો, નવા નવા પ્રસંગો ઉપસ્થિત થતા ગયા, તેમ તેમ તેનું સ્વરૂપ ઘડાતું ગયું—વધારે સ્ફુટ થતું ગયું. અસહકાર સમજવો હોય તો આ તેના શરીરબંધારણને આદિથી અત્યાર સુધી બરાબર જેવું જોઇએ.

આ પુસ્તકની એ જ વિશિષ્ટતા છે. તેમાં અસહકારનો વિકાસક્રમ ઇતિહાસ દૃષ્ટિએ આપેલો છે; અને સાથે સાથે અસહકારની જૂદી જૂદી દિશાએ પ્રમાણે તેના સાહિત્યની વિષયવાર વ્યવસ્થા કરેલી છે. તેમાં માત્ર ગાંધીજીના નવજીવનમાં આવેલા લેખો જ નથી, પણ અસહકાર ઉપર પ્રકાશ પાડનારા ખાનગી પત્રો વગેરે પણ છે. આ પુસ્તકને 'અસહકારની ગીતા' કહ્યું છે તે યોગ્ય જ છે.

અસહકાર પહેલાંની દેશની પરિસ્થિતિનું અને સમસ્ત હીલચાલનું 'સિંહાવલોકન' સંગ્રહકર્તાએ ભૂમિકામાં આપેલ છે, તે યુગધર્મના ગયા અંકમાં આવી ગયું છે.

'યુગધર્મ' માસિક શરુ થવા સાથે બીજું ગંભીર પ્રકારનું સાહિત્ય પ્રસિદ્ધ કરવાની સ્ફુરેલી યોજના આ રૂપે મૂર્ત્ત થાય છે એ આશાજનક છે. પુસ્તકની બાંધણી, કાગળ, છપાઇ વગેરે સર્વ સુંદર અને સુઘડ છે. પુસ્તકના પ્રમાણમાં કિંમત ઘણી ઓછી છે; અને વાંચનાર વર્ગ તેને યોગ્ય સત્કાર આપશે એમ અમે આશા રાખીએ છીએ.

ર૧.

**ગ્રામજીવનની રચના**—લેખક વૉલ્ટર બર મૅકમિલનની કંપની, ન્યુ યૉર્ક.

દેશોન્નતિનો મુખ્ય આધાર ગામડાંની પ્રજાની ખીલવટ ઉપર છે. હિંદુસ્તાનનાં ગામડાંમાં પ્રજાજીવન ઘણું મંદ થઈ ગયું છે. અમેરીકામાં જ્યારે રૂસવેલ્ટ પ્રમુખ થયા, ત્યારે તેમણે ગ્રામ્યજીવનની ખીલવણી માટે કમિશન નીમ્યું હતું, અને તેને લીધે એ દેશમાં ગામડાંની સુધારણા માટે અનેક પ્રકારના ઉપાયો લેવામાં આવ્યા હતા. ગામડાંની પ્રજાને સલાહ આપવા માટે તેમજ કામની પદ્ધતિ શિખવવા માટે ઉપદેશકો અને કાર્યવાહકો નીમવામાં આવ્યા છે.

એવા એક ઉપદેશક, જેઓ ગ્રામસેવાના નિયામક બનીને અંતે સમાજશાસ્ત્રના અધ્યાપકની પદવીએ પહોંચ્યા છે તેમણે આ પુસ્તક લખ્યું છે. તે અનુભવસિદ્ધ હકીકતથી ભરેલું છે, અને તેની ભાષા ઘણી જ સરળ અને સાદી છે.

ગામ પંચાયત અથવા ગ્રામ પ્રજામંડળ ક્યાંક ક્યાંક હાલ અસ્તિત્વમાં છે, પણ આપણી ભાષામાં 'ગામ પંચાયત' એ શબ્દ 'આખા ગામડાનું પંચ'

**ભારત પ્રકાશ** લેખક વિઠ્ઠલરાય મોતીરામ પંડયા. પ્રકાશક નટેવરલાલ પંડયા અમદાવાદ. કિંમત ૦-૧-૩.

**સૂર્યોપાસના** પ્રકાશિકા અ. સૌ. ભાનુમતિ રણછોડદાસ માધવદાસ તેજપાળ રોડ, મુંબઇ.

પુનર્જન્મ યાને ભમાવેલો મચ્છીચુસ. (રા. કુસુમાકરના રચેલા ગાયનો સહિત) મૂળ લેખકઃ અંગકવિવર દ્વિજેન્દ્રલાલ રૉય. લેખક અને પ્રકાશક કનૈયાલાલ ફકીરભાઇ મહેતા, ભાષાવિશારદ ભરૂચ. કિંમત ભેટ.

તારણહાર (નવજીવનમાંથી ઉદ્ધત) પ્રકાશક કેશવલાલ નગીનદાસ શાહ.

**ભાવસાર શુભેચ્છક** પુસ્તક ૫. અંક ૧. તંત્રી શંકરલાલ છગનલાલ માસ્તર. ભાવસાર શુભેચ્છક ઑફીસ અમદાવાદ.

**પ્રશ્નોરા નાગર જ્ઞાતિના હાલારી વિભાગનું** વસ્તિપત્રક તૈયાર કરી પ્રકટ કરનાર ચંદુલાલ જટાશંકર ભટ્ટ.

**જૈન સેન્ટ્રલ લાયબ્રેરી** તથા સંસ્કૃત પાઠશાળા ૧૯૧૯-૧૯૨૧ રીપોર્ટ તથા હિસાબ છપાવી પ્રસિદ્ધ કરનાર દેવકરણ મૂળજી ઑનરરી જૅનરલ સેક્રેટરી.

**સંસ્થાનવાસી હિંદી** પુ. ૧. અં. ૨. માસિક માલિક, તંત્રી અને પ્રકાશક, મણિભાઈ અંબેલાલ દેસાઇ. નાયરોબી, કેનીયા કૉલોની.

**વિલાસ** (માનવંત "હિંદના દાદા"ની અશોયાદમાં અર્પણ.) પુ. ૫. અં. ૬ ઠ્ઠો હિંદમાં લવાજમ લવાજમ રૂા. ૩ાા, પરદેશના રૂા. ૪ાા. વ્યવસ્થાપક- મિસ. બી. બમનજી, સીકન્દ્રાબાદ (દક્ષિણ).

**શ્રી નૃસિંહ સંસ્કૃત પાઠશાળાનો** તા. ૧-૪-૨૨ થી ૩૧-૫-૨૨ સુધીનો વૃત્તાંત તથા હિસાબ. છપાવી પ્રસિદ્ધ કરનાર મણિશંકર દલપતરામ જોશી, બી. એ. પ્રમુખ શ્રી નૃ. સં. કે. સભા.

**'ધી સાર્વજનિક ભાવિફલ'** (સાર્વજનિક ભાવિફલ) પ્રસિદ્ધ કરનાર-ધી એસ્ટ્રૉલોજીકલ બ્યુરો કિંમત રૂા. ૧-૦-૦ અથવા ૩ શિલિંગ. પોસ્ટેજ સુદ્ધાં.

# નોંધ

### આપણી શરમ

* શીળી ધરતીમાં સદાના સુનાર શહીદોનો શોક ન કરો; માટી તો માટીમાં જ મળે. સૌ જન્મેલા તો જવાના જ, અને સૌને શીળી મીઠી ધરતીમાતાને ખોળે સુવાનું જ.

સાંકળે જડાએલા કેદખાનામાં જીવતા છતાં દફન થએલા તમારા દોસ્તોને માટે શોક ન કરો; ઝુઝી થવાને નમે તેવા તે નબળાયે નથી.

પણ શોક તો તે બેદરકાર જગતનો કરો કે જે પોતાની આંખ આગળ ભારે દુઃખ અને અન્યાય જુવે છે અને છતાં–નબળું અને બાયલું બનીને–પોકાર કરવાની હિંમત પણ કરતું નથી !

---

* છેલ્લા યુદ્ધ દરમ્યાન તેની સામે ચળવળ ચલાવવા માટે યુનાઇટેડ સ્ટેટ્સના જે ૬૦ વીર પુરૂષોને ત્રણેક વર્ષથી કેદમાં રાખવામાં આવ્યા છે, તેમાંના એક રાલ્ફ ચેપ્લીને 'Bars and Shadows' નામના પુસ્તકમાં આ કાવ્ય લખ્યું છેઃ—

Mourn not the dead that in the cool
earth lie—
Dust unto dust—
The calm, sweet earth that
mothers all who die
As all men must;

Mourn not your captive
comrades who must dwell—
Too strong to strive—
Within each steel-bound coffin of a cell;
Buried alive;

But rather mourn the apathetic
throng—
The cowed and the meek—
Who see the world's great anguish
and its wrong
And dare not speak!

સ્વરાજના (૧૯૨૧ના) વર્ષની આખર જેમ નજીક આવતી ગઈ હતી, તેમ ગાંધીજીના દિલમાં વધારે અને વધારે પરિતાપ થતો ગયો હતો. જ્યારે મદ્રાસ જતાં વૉલ્ટેરના સ્ટેશન ઉપર મૌલાના મહમદઅલી પકડાયા, ત્યારે જાણે કે અજાણે તેમના દિલમાં વધારે આગ લાગી. "જે બે ભાઈઓની સાથે ફરીને આ ભારે ચળવળ ચલાવી તેઓ ગયા અને હું કેમ રહ્યો ?"–એ વિચારથી તેમનું દિલ દાઝવા લાગ્યુ.

પણ જ્યારે સ્વયંસેવકો અને સભાઓની બંધીના હૂકમો નીકળવાથી લાલા લજપતરાય, પંડિત મોતીલાલજી અને છેવટે હજારો નવજુવાનોની સાથે દેશબંધુ દાસ જેલમાં જતા ગયા તેમ તેમનો આનંદ વધતો જ ગયો. એક દિવસ શ્રી. વાસંતી દેવી અને ઉર્મિલા દેવીની સાથે આશરે ૪૦ બંગાળી સ્ત્રીઓના પકડાવાની વાત ગાંધીજીએ સાંભળી, ત્યારે તો તેમના આનંદ અને ઉત્સાહની અવધિ આવી. આ પહેલાં તેમના મન ઉપર નિરાશાનું જે ઘેરૂં વાદળ જામતું હતું, તે એકદમ સાફ થઇ ગયું. ચારે તરફ અપાતાં બલિદાનની પરંપરા જોઈને તેમનું લોહી ચઢતું જ ગયું. અને તેથી જ અમદા-

વાદની મહાસભાના ઠરાવમાં તેમણે મૂળમાં એવા આશાવાદી શબ્દો મૂકયા હતા કે હવે સ્વરાજનું રૂપ તો નહિ પણ, તેનું સત્વ તો મળી ચૂકયું છે.

આવા આનંદ અને આશાની ઉર્મિઓનું શું કારણ ? તેમની શ્રદ્ધા જ કે તપશ્ચર્યાથી વિશુદ્ધ થએલાં હજારો હિંદી સ્ત્રીપુરૂષોના ભોગથી જ આખો દેશ જોતજોતામાં શુદ્ધ સત્યાગ્રહનો મંત્ર શીખી જશે, અને છેવટે આત્મબળના જોર પ્રભાવથી સ્વરાજ્ય મળતાં સૌની જેલના દરવાજા ખુલી જશે.

આ પછી ગાંધીજી પણ જેલ ગયા—સેંકડો અકાલીઓએ પણ વિનમ્ર ભાવે એક શબ્દ ઉચ્ચાર્યા વગર, કે આંગળી ઉંચી કર્યા વગર નિઃસીમ દુઃખ સહન કર્યું—હજારો જેલ પણ ગયા—આખા દેશમાં મળીને આજે ૨૦—૩૦ હજાર ભાઇઓ, અને કેટલીક બ્હેનો કારાવાસ ભોગવે છે,—પણ તેથી હવે આપણને આનંદ કયાં થાય છે ? તેમના દુઃખથી વધારે ને વધારે સહન કરવાનો ઉત્સાહ કયાં સ્ફુરે છે ? તરત જ સૌની જેલના દરવાજા તોડવાની અને સ્વરાજ મેળવવાની મુરાદ પણ કયાં થાય છે ? તેમ આવા દુઃખને માટે શોક કરવો, એ પણ આપણા સિદ્ધાંતથી વિરૂદ્ધ ગણાય છે. એટલે જ્યારે જ્યારે કોઇ નવા માણસ પકડાવાની વાત સાંભળીએ છીએ ત્યારે હસવાની હિંમત નથી, અને રોવાની છુટ નથી.

આ સ્થિતિમાં અમેરિકાના કવિ રાલ્ફ ચેપ્લીનનું મર્મભેદક કાવ્ય વાંચતાં આપણું ભરાએલું હૃદય ખાલી થાય છે. જે ભાઇઓએ આ લડતમાં પોતાના જાન આપ્યા છે, તેઓ તો શહીદ થઇ ગયા. જેમણે દુઃખ સહન કર્યું, તેઓ પોતાનો ધર્મ પાળીને છૂટી ગયા. જેઓ જેલ ગયા તેઓ પોતાની ભારે જવાબદારીમાંથી મુક્ત થયા. તેમને માટે શોક કરવો ઘટતો નથી. શોક તો આપણી તેત્રીસ કરોડની પ્રજાને માટે કરવાનો છે, કે જે હજી સત્યાગ્રહના ધોરી રસ્તા ઉપર નિર્ભયપણે અને અડગ પગલે ચાલતાં શીખી નથી, અને જે શંકા અને નિર્બળતાને વશ થઇને સુખે સુવે છે, અને મોજથી ઉઠે છે.

આખી દુનિયાના ઇતિહાસમાં કદાચ નહિ બન્યો હોય, એવો બનાવ આપણી આંખ આગળ આજે બને છે. કરોડો સ્ત્રીપુરૂષોના દિલ ઉપર આવી ઉંડી ધાર્મિક અસર પાડનાર આજે દુનિયાભરમાં બીજા કોઇ મહાપુરૂષ નથી અને પહેલાં પણ થોડા જ થયા હશે. છતાં તેમનાથી ઓછા પવિત્ર અને પ્રભાવશાળી નાયકોને દુર કરવાની સરકારને જરૂર પડે છે, ત્યારે સાધારણ રીતે તેમને દેશપાર જ કરે છે. રૂશિયા, જર્મની, ઓસ્ટ્રીઆ વગેરે દેશોમાં ખુબ આપખુદી ચાલતી હતી, તે વખતે હજારો દેશવટો જ ભોગવતા.' આજે ઇજીપ્તના નાયક ઝગલૂલ પાશાને તેના દેશથી દૂર જીબ્રાલ્ટરમાં રાખવાની જરૂર પડી છે.આપણા દેશમાં સન ૧૯૦૭–૮ માં લાલા લજપતરાય ને લોકમાન્ય ટિળકને દૂર બ્રહ્મદેશમાં જ રાખ્યા હતા. પણ આપણી કરોડોની પ્રજાના દિલના દેવસમા મહાત્માજીને પૂનાથી ત્રણ જ માઈલ દૂર યેરોડાની જેલમાં પૂરી મૂકયા છે. આપણી આંખ આગળ તે પતિતપાવન મહાત્મા પ્રાર્થના અને તપશ્ચર્યા કર્યા જ કરે છે. છતાં આપણા પેટનું પાણી હજી થોડુ જ હાલે છે.

આપણે મહાત્માજીને વિષે શોક કરવાનો નથી, સરકારની સામે ગુસ્સો કરવાનો નથી, પણ આપણી બેપરવાઈ અને બેદિલીને માટે જ શોક કરવાનો છે. આપની શરમનું કંઇ માપ જ નથી.

આ શરમ ભૂંસવાનો અને આપણા પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો એક જ રસ્તો છે. કંઇ પણ નવા કારણ સિવાય તેમ કોઇ મહાન નેતાઓના પ્રોત્સાહન વિના ગયાજીની મહાસભાએ સત્યાગ્રહને કાયમ રાખવાનો જે મશહૂર ઠરાવ કર્યો છે, તેનું સત્વર અધિશુદ્ધ પાલન કરવું જોઇએ.

### કાળીપરજની આત્મશુદ્ધિ

ઈશ્વરની ગતિ ગહન છે. જે આત્મશુદ્ધિનો સંદેશ શહેરોની ભણેલી, ઉંચા વર્ગની પ્રજાને પણ થોડો જ પહોંચ્યો છે, તે શહેરો અને રેલ માર્ગથી કેટલેય દૂર ગામડાંઓમાં વસતી ભોળી,

અભણ અને નીચી ગણાતી કોઇ કોઇ કોમના દિલમાં ઉતર્યો છે!

જ્યારે બારડોલી તાલુકામાં સવિનય ભંગની તૈયારી કરવાને ગાંધીજી ગયા હતા ત્યારે અસ્પર્શ્યતા દૂર કરવાનો તો ખૂબ આગ્રહ તેમનો હતો જ. પણ થોડા જ વખતમાં તેમણે જોઇ લીધું, કે કોઇ બીજી કોમની ઉન્નતિનો પણ વિકટ સવાલ ત્યાં મોજુદ હતો. તેમની જ ભાષામાં કહીએ તો તેમણે ત્યાં બે પરજ જોઈ–એક ગોરી પરજ, ને બીજી કાળી પરજ. અર્થાત્ મુડીલર બ્રાહ્મણ વાણિયા વગેરેનો ઉંચો વર્ગ અને બીજો તેમની નીચે દબાયલો અને તેમની ગુલામીમાં ફસાયલો ગરીબ, નિર્ધન, વહેમી અને પછાત બહોળો મજુરીઆત વર્ગ. તે કોમના છોકરાઓ નાનપણથી જ કોઇ ધણીઆપા (શેઠ) ની નોકરીમાં રહે, રાત દિવસની મજુરી પેટે તેને ખાવાનું અને કપડાં મળે, અને તેને પૈસા આપી પરણાવે એટલે તે અને તેની સ્ત્રી, જીંદગીભરનાં દાસ બને. આ લોકોની કંગાલિયતથી, તેમના વ્યસનથી તેમ જ દુરાચારથી ગાંધીજીને કંપારી છૂટી હતી.

પણ તે વખતે કોણે ધાર્યું હશે, કે એક વર્ષની અંદર તેમનામાં ધર્મની ભારે જાગૃતિ ફેલાશે, અને ગામ ગામે માતાઓ ધુણવા માંડશે–તેના બોધથી આખા ગામના માણસો વર્ષોથી ગંદાં રહેલાં પોતાનાં ઘર એક દિવસે સાફ કરશે, અને માંસ મટીથી અપવિત્ર થએલાં માટીનાં તમામ વાસણ બ્હાર કહાડી ફોડી નાંખશે–માંસાહાર અને દારૂ તાડીના વ્યસનમાં ચકચૂર થએલી પ્રજા એક સપાટે બન્નેનો જીંદગીને માટે ત્યાગ કરવાનું વ્રત લેશે અને તેને માટે ઘરમાં પાળેલાં કુકડાં મરઘાં, અને ઘેટાં બકરાંને પણ છોડી *મુકશે–જેમનાં અંગ પર ફાટેલાં તૂટેલાં, અને ચિત્ર વિચિત્ર કપડાં હતાં, તેઓ તે સૌનો ત્યાગ કરીને ખાદીનાં શ્વેત વસ્ત્રોથી આંખના પલકારામાં સજ્જ થશે–અને વળી ત્રણ માસ સુધી લીલું શાક નહિ ખાવાની તેમ જ બ્રહ્મચર્ય પાળવાની ભીષ્મ પ્રતિજ્ઞાઓ લેશે? થોડાં ઘણાં માણસો પણ આવું કરે તો નવાઇભરેલું કહેવાય. પણ જ્યારે હજારો પછાત ગણાતાં સ્ત્રીપુરૂષો જોતજોતામાં આટલું બધું કરે ત્યારે તો તેમના દિલમાં દેવ ઉતર્યા હોય એમ જ લાગે.

આ કોમની પહેલી પરિષદ્ ૨૧–૧–૨૩ ના રોજ પૂર્ણા નદીને કિનારે મઢુઆ ગામે શ્રી. વલ્લવભાઇ પટેલના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં આશરે ૨૦ હજાર સ્ત્રીપુરૂષો હાજર હતાં. તે કોમના જ ઉત્સાહી કાર્યકર્તાઓએ આ પરિષદ્ બોલાવી હતી. પરિષદમાં દારૂ, તાડી અને પરદેશી કાપડના ત્યાગ વિષે, તેમ જ ખાદીની વપરાશ વિષે યોગ્ય ઠરાવો થયા હતા. તેમની સ્ત્રીઓ ગળામાં પત્થરનાં મોટાં ઘરેણાં પહેરે છે, તે ન વાપરવાનો ઠરાવ પણ ધ્યાન ખેંચે છે. પણ પરિષદનો સૌથી મહત્ત્વનો ઠરાવ તો એ જ ગણાય કે સર્વે પ્રકારની ઉન્નતિને માટે એક સેવા સંઘ સ્થાપવાનું, અને એ આશ્રમો કાઢવાનું નક્કી થયું અને તે વિષે વ્યવહારૂ પગલાં લેવા માટે એક સારી સમિતિ નીમાઇ. વડોદરાના નરેશે છેલ્લાં વીસ વર્ષ દરમ્યાન આ કોમના વિદ્યાર્થીઓને માટે ત્રણ બોર્ડિંગ કાઢી છે, તેમાંથી કેળવાયના કેટલાક યુવકો આજે આ ચળવળને દોરે છે. હવે જાગૃતિનું મોઢું પર આવ્યા પછી નવા ધોરણમુજબ જે આશ્રમો સ્થાશે* તે તેને કાયમ અને સંપૂર્ણ બનાવવામાં જરૂર સફળ થશે.

## ચૂડાસમાની જાગૃતિ

આજે શુદ્ર ગણાતી કાળીપરજની કોમ સફાળી જાગી ઉઠી છે તો બીજે સ્થળે પુરાણા કાળથી ક્ષત્રિય તરીકે પંકાયલી કેટલીક ગરાસિયા કોમે પણ છેલ્લાં બે વરસમાં ખૂબ પ્રગતિ કરી છે. તે

* અહિંસાધર્મના પાલન માટે કેટલાક લોકોએ હાલ પણ ચામડાંને બદલે ભીણના કાપડના કોસનો ઉપયોગ કરવા માંડયો છે.

* આજે પણ આ કોમનાં કેટલાંયે સ્ત્રી પુરૂષો બારડોલીના સ્વરાજઆશ્રમમાં રેંટીઓ શીખવા અને ચલાવવા આવે છે, અને ઘણાંયે પૂરતી જગ્યા ન હોવાથી નાસીપાસ થઈ પાછાં જાય છે.

સૌની આગેવાની કરનાર *ચૂડાસમા વંશના ગરાસિયા-ઓનું કાર્ય ખાસ ધ્યાન ખેંચે છે. અસહકારની ચળવળ શરૂ થઇ તેવામાં જ તા. ૧૨–૧૧–૧૯૨૦ ના રોજ ધંધુકા તાલુકાના ભડિયાદ ગામે તેમની કોમની એક સભા મળી હતી અને તે વખતે ધારાસભા વિષે સહકારી તેમજ અસહકારી–એ બન્ને પક્ષની દલીલો સાંભળીને બહિષ્કાર કરવાનો મક્કમ ઠરાવ થયો હતો. તે વખતે પણ કોમમાં એટલું ઐક્ય હતું કે એકે ચૂડાસમાએ ચુંટણીમાં મત આપ્યો ન હતો. તે જ સભાએ તેમના મંડળના ધારા ઘડવાને માટે એક કમિટી નીમી હતી, તેને પરિણામે ૯–૬–૨૨ ના રોજ તે મંડળનું પાકું બંધારણ પસાર થયું હતું.

મંડળના ઉદ્દેશોમાં જે મુખ્ય સૂચનાઓ કરેલી છે તે દરેકનો અદલ અમલ આટલા થોડા સમયમાં થઇ ગયો છે. કેટલીયે નાની મોટી કોર્ટના ચૂકાદાથી અને કેટલાયે વર્ષના રીતરિવાજથી દત્તક લેવાનો હક કાયમ થયેલો ગણાતો હતો. પણ પેઢી દર પેઢી ગરાસના વધારે ને વધારે નાના ભાગ થવાથી આ કોમને જે નુકસાન થાય છે, તે આ રિવાજથી વધતો લાગવાથી આ મંડળે ખૂબ વિચાર કરીને, અને ખૂબ તકરારોનું જોખમ વ્હોરીને તેને રદ કર્યો છે. આ ઠરાવ કબૂલ ન કરનાર આઠ કુટુંબોનો જ્ઞાતિ વ્યવહાર મંડળે બંધ કર્યો છે એટલું જ નહિ, પણ ખાસ કામ સિવાય તેમની સાથે ન બોલવાનું પણ ફરમાવ્યું છે. દર વર્ષે દિવાની અને ફોજદારી કોર્ટોમાં આશરે રૂ. ૫૦ હજારનું પાણી કરનાર આ કોમે બે વર્ષથી ને ખાતે એક પાઇનો પણ ખર્ચ કર્યો નથી, અને પહેલાંની તેમજ હમણાં-ની બધાયે તકરારો પંચથી પતાવી છે. વ્યસન કમી [illegible]નો ઠરાવ થતાં કેટલાયે જીંદગીના બંધાણીઓ-[illegible]રીણની ડાબલીઓ ફેંકી દીધી છે, અને તેમના [illegible] પ્રસંગોમાં કસુંબાપાણીનું જોર [illegible]ના ગાળામાં બ્હારવટીઆ-ઓનો ખૂબ ઉપદ્રવ છે, તેથી સાચા ક્ષત્રિયની માફક પોતાનાં ગામોનું રક્ષણ કરવા માટે તેમણે આશરે ૩૦૦ સ્વયંસેવકોનું એક સરસ સૈન્ય રચ્યું છે, અને તેમના પહેરાને લીધે જ, તેમનાં ગામોનું કોઈ નામ લેતું નથી. બાળકોની કેળવણીને ઉત્તેજન આપવાનો ઉદ્દેશ પણ માત્ર કાગળ ઉપર નથી રહ્યો. લગભગ બધાયે ગામના ચૂડાસમાઓએ સાંતી દીઠ ૧૦ શેર ઘઉંનો ફાળો ક્યારનોયે ધંધુકાની ગરાસીઆ બોર્ડિંગમાં રવાના કરી દીધો છે. આ ઉપરાંત તેઓ ચુસ્ત અસહકારી ન હોવા છતાં મહાસભાના કાર્યમાં પછાત રહ્યા નથી. તે ગાળામાં મહાસભાના સભાસદો પણ વિશેષ તેમની જ કોમમાંથી થયા છે, અને ખાદીનો વિશેષ પ્રચાર પણ તેમનામાં જ દેખાય છે. *

ચૂડાસમાઓમાં જે જાગૃતિ આવી છે તે તેમના પાડોશી ઝાલાઓમાં પણ ફેલાતી જાય છે. તેમણે પણ મંડળની અને સ્વયંસેવકોની એવીજ રચના કરી છે. આવતી ચૈત્ર પૂર્ણિમાએ આખા કાઠિયાવાડના તમામ ગરાસીઆઓની પરિષદ મળવાની છે, તે વખતે તે સૌના ઉપર થોડી ઘણી અસર થવાનો સંભવ છે. અસહકારનું મૂળ તત્વ તો આત્મશુદ્ધિજ છે અને તે જો આ શૂરા ક્ષત્રિયોમાં પૂરૂં ઉતરશે તો પછી તેમને આખા દેશની પ્રવૃત્તિમાં યોગ્ય સ્થાન લેતાં વાર નહિ લાગે.

## પટેલો પ્રત્યે

પાટીદારો અને પટેલો પણ મૂળના ક્ષત્રિય હોવાનો દાવો કરે છે. તેઓ જમીનના મૂળ માલીક અને તેમણે પોતપોતાનાં ગામ વસાવેલાં એવો હક પણ કરે છે. ગરાસિયાઓના કરતાં તેમનામાં કેળવણી-નો ઘણોજ વધારે પ્રચાર થયો છે, અને માત્ર

[illegible] તરફથી નીકળી આવી

* વાચકો જાણીને રાજી થશે કે આ જાગૃતિનું મૂળ તો ધર્મમાં જ છે. લગભગ ૯૦ ટકા જેટલા ચૂડાસમાઓ આર્યસમાજી છે. આર્યસમાજે તેમને નવી દુનિયા દેખાડી છે એમ તેઓ કહે છે. સ્વામી શ્રદ્ધાનંદજી જેલ ગયા ત્યારથી તો અંત્યજોને અડકીને છાંટ લેવાનો રિવાજ પણ બંધ થયો છે !

ખેતીના જ ધંધામાં ભરાઈ ન રહેતાં આજીવિકાનાં તમામ ક્ષેત્રો દેશમાં તેમજ પરદેશમાં તેમણે ખેડવા માંડ્યાં છે. તેઓ અસહકારની આ ચળવળમાં, અને ખાસ કરીને ખાદી વગેરેના પ્રચારમાં આગેવાની લે છે.

છતાં બીજી કેટલીયે બાબતોમાં પછાત ગણાતા ચૂડાસમા ગરાસીઆ પણ તેમને શરમાવી શકે એમ છે. અસહકારને અંગે અદાલતોનો બહિષ્કાર કરવાનું ઠરાવેલું હોવા છતાં પણ, હજી કેટલા પટેલોએ કારટોમાવા પાછા પગના વાજાં છે ? તેઓ ગ્રૂપીલા કહેવાય છે, છતાં પણ તેઓ પંચાયતો તીર્મીને પોતાના જમીન વગેરેના ટંટા કયા પતાવે છે? ગામોના માલીક કહેવાતા છતાં પણ લૂંટારા માને હઠાવવાને માટે તેમના નવજુવાનો કેટલે ગામ રાત્રે પહેરો ભરે છે? પટેલોના સમાજ વ્યવહારના પ્રસંગોમાં કસુંબાપાણી હજુ કેટલાં કમી થયાં છે ? અને જે તમાકુના પાક અને દુર્વ્યસનથી ચરોતરનો આવો સુંદર મુલક મેલો બને છે તેના ઉપર આ આત્મશુદ્ધિની લડતની શી અસર થઇ છે ? ગરાસીઆઓમાં કન્યાઓ આપવા લેવા વિષે ઊંચ નીચ નો ભેદ દૂર કરવાની વાત છચોક થાય છે, ત્યારે આ કેળવાયલી કોમમાં ધોળ અને ગામના ભેદ કમી કરવાની ચળવળ પણ કયાં છે ? ચરોતરના અને કાનમના પટેલોએ આ બાબતો વિષે ખાસ વિચાર કરવો ઘટે છે.

આ જમાનામાં દરેક કોમ અને પ્રજાએ કાંતો સુધરવું જોઇશે, અથવા ભૂંસાઈ જવાને તૈયાર થવું જોઇશે. ગરાસીઆઓ વખતસર ચેત્યા છે. જો પટેલો વખતસર નહિ ચેતે તો તેમના શા હાલ થશે એ કહેવું મુશ્કેલ છે. અને જો બરાબર ચેતશે તો આખા ગુજરાતને ચેતાવીને અસહકારના યજ્ઞમાં પૂર્ણાહુતિ આપશે.

## ગૂજરાતની ફરજ

ગૂજરાત સત્યાગ્રહની જન્મભૂમિ છે. સન ૧૯૧૮ માં ખેડા જીલ્લાના ખેડૂતોએ જ પહેલ વહેલી સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધી હતી. સન ૧૯૧૮ ના ફેબ્રુઆરી માસના એક યાદગાર દિવસે (૨૪ મીએ) કાળા કાયદાથી સંતપ્ત થયેલાં આશરે ૪૦ સ્ત્રી પુરુષોએ સારી હિંદી સરકાર સામે સત્યાગ્રહનો ટંકાર કર્યો હતો. અસહકારની લડતને અંગે સામુદાયિક બંડની છેલ્લી બાજી ગાંધીજીએ ગૂજરાતમાં જ ખેલવા ધારી હતી. ગઇ સાલમાં શંકાના વાદળ ઘેરાવા મંડયાં, ત્યારે ગૂજરાતની નિશ્ચયાત્મક પ્રવૃત્તિએ આખા દેશનું ધ્યાન ખેંચ્યું હતું. ગયાજીની મહાસભામાં ગૂજરાતના કાર્યકર્તાઓએ ગાંધીજીના પક્ષને મક્કમ રાખવામાં અને સફળ કરવામાં ઠીક સહાય આપી હતી.

હવે ગૂજરાત શું કરશે? ગૂજરાત પ્રાંતિક સમિતિએ તો તેની વસ્તીના દર એક લાખે પાંચ હજાર સભાસદો નોંધવાનું, અને સવિનય ભંગની લડતને માટે ત્રણ હજાર સિપાઇઓ ભરતી કરવાનું ઠરાવ્યું છે. તે કામ પાર પાડવા માટે એક નાની સમિતિ પણ નીમી છે. પણ સમસ્ત ગૂજરાતી પ્રજાની સહાય ઉપર જ સફળતાનો ખરો આધાર છે. ગાંધીજી સેનાધિપતિ હતા ત્યાં સુધી અસહકારનો ઝુંડો તેમના હાથમાં હતો. તેમની ગેરહાજરીમાં એ ઝુંડો ગૂજરાતની પ્રજાને ફરકાવવાનો છે. સૌ પ્રાંતોની નજર આજે ગૂજરાતના ઉપર સ્થિર થયેલી છે. જો ગૂજરાત ધારેલું કામ કરી બતાવે, તો સેંકડો ભાષણો અને દલીલો કરતાં તેની ઘણી ભારે અસર થાય. પણ જો ગૂજરાત જરાયે નબળાઇ કે અશ્રદ્ધા દાખવે તો શંકાનો અંધકાર જામી જાય, અને સત્યાગ્રહનો ઝુંડો ધુળમાંયે રોળાય.

ગાંધીજીના કારાવાસને હવે દરેક માસમાં એક વર્ષ પૂરૂં થશે. તે દિવસે આખી પ્રજા, અને પરદેશ વસતા પણ કોઇ ખુદાના

આવુસો પ્રાર્થના કરશે, અને વ્રત આચરશે. પણ ગુજરાતીઓને જો એ દિવસ પાળવાની લાયકાત મેળવવી હોય તો ત્યાં સુધીમાં ગામ ગામડે મહાસભાની આણ વર્તાવવી જોઇયે, અને હજારો સૈનિકોની સત્યાગ્રહી સેના રચવી જોઇયે.

### સમાધાન ?

સૌએ ધાર્યું હતું કે અસહકારના ક્રમ વિષે પ્રજાએ ગયાજીની મહાસભામાં કરેલો નિર્ણય છેવટનો જ ગણાશે. છતાં આ લખતી વખતે જ મુંબાઇમાં મહાસભાના તેમજ ધારાસભાના પક્ષના નાયકો ભેગા મળે છે, હમણાં જ જેલમાંથી છૂટેલા મૌલાના અબુલ કલામ આઝાદે બન્નેની વચ્ચે સમાધાની કરવાનું બીડું ઝડપ્યું છે, અને પ્રજા ફરીથી વળી પોતાના કામ પરથી જરા નજર ઉઠાવી કંઈ નવી વાતની આશામાં ઉંચે જોઇ રહી છે. મહાસભાના નાયકોને આજે તો સ્વરાજસેનાની ભરતી કરવાને નિશ્ચય પૂર્વક કડક વેણ ઉચ્ચારવાની જરૂર છે, તે વખતે પોતાનો બચાવ કરતા હોય એમ નરમ અવાજે તેમને બોલવું પડે છે. ત્યારે ધારાસભાના હિમાયતીઓ પોતાનાં એનાં એ વચનો ફરી ફરીને આગ્રહપૂર્વક વરસાવ્યે જાય છે.

હવે લડતની પૂરી તૈયારી કરવાને ચારમાંથી ત્રણ જ માસ રહ્યા છે, તે વખતે પ્રજાને માટે આવી આશાવૃત્તિ ઘણીજ હાનકારક ગણાય. તેમાંથી કંઇ ફળ તો આવી શકે જ નહિ. અસહકાર અને સહકાર વચ્ચે કંઇ સમાધાન થઇ જ ન શકે. અને ખરૂં જોતાં ધારાસભાનો પક્ષ દેખાવે તીખા સ્વર ઉચ્ચારીને અને લાલ આંખ કરીને પણ સહકાર જ કરવા માગે છે. દેશબંધુ દાસના ગયાજીના ભાષણ ઉપર ટીકા કરતાં ૩૦ મી ડીસેંબરનું 'નેશન' પત્ર લખે છે કેઃ—

> તેઓ કેટલાંક ક્ષેત્રમાં અહિંસાત્મક અસહકાર કાયમ રાખવાની અને તેની સાથે આવતી ચૂંટણી વખતે પ્રાંતિક ધારાસભાઓનો કાબૂ મેળવવાને માટે સહકાર આદરવાની ભલામણ કરે છે............આ હિલચાલની સફળતા વિષે તેમની શ્રદ્ધાતો ખરૂં જોતાં તૂટી ગઇ છે, છતાં તેના ચુસ્ત હિમાયતીઓના મનને મેળવવા માટેજ અસહકારનું નામ કાયમ રાખતા હોય એમ લાગે છે...... જો તેમની સૂચના મંજુર થાય, અને છેવટે સફળ થાય, તો સરકારનું તંત્ર અટકી પડે.........પણ આથી ગભરાવાની કંઇ જરૂર નથી. ચળવળખોરો ધારાસભામાં ગોઠવાય તો જ હિંદુસ્તાનની બધી ગરબડનો વહેલામાં વહેલો નીકાલ થઈ જાય.

૬૦૦૦ માઇલ દૂરથી જે રહસ્ય એક અંગ્રેજને સમજાયું, તે આપણને નજીકથી સમજતાં વાર લાગવી ન જોઇયે. ગયાજીમાં સમાધાનના કેટલાયે માર્ગ સૂચવાયા પણ છેવટે નિષ્ફળ નીવડયા એનું પણ કારણ એજ છે. આ સ્થિતિમાં બન્ને પક્ષ અલગ અલગ રહીને પોતપોતાનું બળ અજમાવી લે અને તે ઉપરથી દેશને વખતો વખત જે પસંદ પડે તે સ્વીકારે એજ માર્ગ ઇષ્ટ છે. બાકી નિરર્થક સમાધાન કરવાથી તો બન્ને પક્ષનું તત્વ ભુંસાઇ જાય, કોઇની તેમાં શ્રદ્ધા રહે નહિ, અને છેવટે કાર્ય મંદ થવાથી દેશને નુકસાન જ થાય.

વળી સમાધાન કરવાનો હક જ કોને છે ? મોટા મોટા મહારથીઓના વિચારો વિનયપૂર્વક સાંભળ્યા પછી તેને રદ કરીને મહાસભાએ પોતાનો નિર્ણય કર્યો છે. તો હવે શ્રી. રાજગોપાલાચારી કે મૌલાના અબુલ કલામ આઝાદ પોતાના અંગત વિચારો કંઇક ફેરવે તો તેમને પણ દેશ કોરે નહિ મૂકે એની શી ખાત્રી ? મહાસભાનો નિર્ણય તો તે સભા જ ફેરવી શકે. અને આટલા થોડા વખતમાં નવા કંઈજ બનાવ બન્યા નથી તેમ છતાં સમાધાનની વાતો કરવી કે આશા રાખવી એ વ્યર્થ છે.

આખું હિંદુસ્તાન ભલે મુંબઈ તરફ દૃષ્ટિ કરે, ને કંઈ અવનવા સમાધાનની આશા રાખે. પણ ગુજરાતને આજે ત્યાંથી કંઇજ નવો મંત્ર શીખવાનો નથી. ગાંધીજીની શ્રદ્ધા અને સદુપદેશ હૃદયમાં રાખીને ગુજરાતે તો ચૂપચાપ સિપાઇગિરી કરવાને જ તૈયાર થવું જોઇયે.

### ત્રણ " નિરાશા "

અસહકારની ચળવળ શરૂ થઇ ત્યારથી ધારાસભાની લાંબી અને નિરર્થક ચર્ચાઓ ઉપરથી આપણું ધ્યાન મહાસભાના ઠરાવો ને કાર્યો ઉપર વધારે ને વધારે રોકાતું ગયું છે. જે સંસ્થા સરકારની હકુમતનું એક તંત્ર છે, અને જેનાથી દૂર જઈ આપણે એક જુદો મોરચો માર્યો છે, તેમાં દાખલ થવાનું જેમ મન થતું નથી, તેમ તેમાં ચાલતી ઝીણાજોડીમાં પણ આપણને રસ પડતો નથી. છતાં આપણા દેશમાં કેટલાક ભાઇઓ સરકારની ધારાસભા વિષે હજીયે એવી દયાજનક શ્રદ્ધા ધરાવે છે, કે જેથી કોઇ અમલદારના ભાષણથી, કે કોઇ કમિશનની નીમણૂકથી તેમની છાવણીમાં ગભરાટ થઇ જાય છે. મહાત્મા ગાંધીજી અને દેશબંધુ દાસ જેવા વીર રત્નો કેદમાં પૂરાય, અકાલીઓ ઉપર ધોળે દિવસે લાઠીઓનો વરસાદ વરસે, ને ગામ ગામડે મહાસભાની કેટલીયે ઓફિસો બળાય તેથી જેમનાં રૂંવાડાં ઉભાં થયાં નથી તેઓ હમણાં ઉપરા ઉપરી ત્રણ બનાવ બનવાથી સ્તબ્ધ અને નિરાશ થઈ ગયા છે.

### સુધારા

તેમાં પહેલો તો સુધારા વિષે હિંદી વજીર વાઇકાઉન્ટ પીલનો જવાબ છે. સન ૧૯૨૧ ના સપ્ટેંબર માસમાં હિંદી ધારાસભાએ એવો ઠરાવ કર્યો હતો કે, દેશની પ્રગતિ જોતાં સન ૧૯૧૯ માં પસાર થયેલા સુધારાનો અમલ-નિયમ મુજબ નક્કી કરેલી ૧૦ વરસની મુદત પુરી થતાં પહેલાં-તપાસીને તેમાં યોગ્ય સુધારા કરવા હિન્દી વજીરને વિનંતિ કરવી. ખરૂં જોતાં સન ૧૯૧૭-૧૮ માં હિંદુસ્તાનની સ્થિતિની જેવી તપાસ થઈ હતી, તેવી તપાસ આશરે પાંચ વર્ષને ગાળે ફરીથી કરીને તેના પરિણામ મૂજબ સુધારામાં યોગ્ય ફેરફાર કરવાની આ માગણી હતી. તે તો વ્યાજબી જ કહેવાય પણ ધારાસભાએ તે ઠરાવમાં પોતાના સુંદર કાર્યને માટે ઘણું હુંપદ પણ બતાવ્યું હતું. ખરૂં જોતાં તો સન ૧૯૧૯ ના સુધારાનો અમલ સારી રીતે થયો છે એ કારણસર નહિ પણ સ્વરાજ મેળવવાનો પ્રજાનો સ્વયંસિદ્ધ હક છે, તે માટે જ સ્વરાજ તો મળવું જોઇએ. આની સામે હિંદી વજીરે જે જવાબ આપ્યો છે તેમાં પણ અતિશય દંભ છે. ધારાસભાને શરૂ થયે ૭ જ માસ થયા તેટલામાં આવો ઠરાવ હોય ?—એમ હિંદી વજીર પૂછે છે. પણ તેનો જવાબ આપવાની ફુરસદ તો તેમને એક વરસ પછી મળી. એટલે હવે તો દોઢ વર્ષનો ગાળો થયો એ વાત સ્વાભાવિક રીતે તેઓ ભૂલી જાય છે. વળી સ્વરાજ આપવાનું જાહેરનામું તો સન ૧૯૧૭ ની આખરમાં થયું, એટલે ખરૂં જોતાં તો પાંચ વર્ષેજ તપાસની માગણી થઇ ગણાય.

તેઓ સાહેબની મુખ્ય દલીલ તો એ છે કે મતદારોની કેળવણીની પૂરી ખાત્રી થાય નહિ ત્યાં સુધી કાયદામાં સુધારો ન કરી શકાય. હવે કાંતો મતદારોએ સારી સંખ્યામાં અને સમજપૂર્વક ગઈ ચૂંટણીમાં ભાગ લીધો હતો અથવા નહોતો લીધો. જો તેમણે બરાબર ફરજ બજાવી હોય—અને અમલદારો કેટલીકવાર સભાસદોને ઉંચે ચઢાવે છે, તે ઉપરથી તેમને વિષે તેમજ તેમના મતદારો વિષે સારો મત હોય એમ લાગે છે—તો આગળ વધવાને હરકત ન હોય. પણ જો અસહકારીઓના મત મૂજબ મોટા ભાગના મતદારોએ ચૂંટણીનો બહિષ્કાર કર્યો હોય અને થોડાએ જ મોટેભાગે શરમને અધીન થઇને મત આપ્યા હોય તો તો આ ધારાસભાની કિંમત કોડી જેટલી જ ગણાય, અને તેની સહાયથી રાજ ચલાવવું એ પણ પાખંડ જ કહેવાય. પણ વજીર સાહેબને તો ધારાસભાને થાબડવી છે. પણ તે ખોટા કારણસર, છતાં વ્યાજબી રીતે જે માગે છે તે આપવું નથી.

### સનદી નોકરીનું કમિશન

સનદી નોકરોના ઉંચા પગારો અને ચૂંટણી વિષે ભલામણો કરવા ફરી પાછું આશરે ૧૦ વરસે રોયલ કમિશન નીમાયું એ જોઇને પણ નરમ પક્ષના

બાઈઓ ખૂબ નવાઈ પામ્યા છે* પણ એમાં ખરું જોતાં નવાઈ જેવું કંઇ છે જ નહિ. મિ. મોન્ટેગ્યુએ હિંદુસ્તાનને ઘણા મોંઘા સુધારા ભેટ કર્યા, પણ તે ચોકખી બે શરતે કેઃ (૧) ઉંચી નોકરીવાળા ગોરાઓનાં પેટ બરાબર ભરાવાં જ જોઇએ, અને (૨) ઈંગ્લંડના વેપાર ઉદ્યોગને કંઈ પણ નુકસાન ન થાય તે માટે પૂરી સાવચેતી રાખવી જોઇયે. તેમણે પોતે જ અને તે પછી પાર્લમેંટની ખાસ કમિટીએ આ મોંઘા નોકરો ઉપર સુધારાથી થતી અસરનો ખૂબ વિચાર કરીને તેમને માટે ખાસ નિયમો ઘડ્યા હતા અને સુધારા સ્વીકારવાને તેમને લાંચ આપતા હોય તેમ તેમના પગાર પણ ખૂબ વધારી આપ્યા હતા. પણ તેથીયે ગોરાઓ સંતોષ ન પામ્યા. સુધારાનો અમલ શરૂ થતાં કેટલાક ગોરાઓ રીસાઇને ઘેર ગયા અને તેથી ઓછા અંગ્રેજોએ આ નોકરીમાં ઉમેદવારી કરવા માંડી. આ સ્થિતિ કેમ સહેવાય ? હિંદીઓને સ્વરાજ આપવું છે—પણ તે ધીમે ધીમે; અને હિંદીઓને ઉંચી નોકરીઓ આપવી છે—તે વળી તેથીયે વધારે ધીમે ધીમે. દરમ્યાન તે નોકરીને વધારે આકર્ષક બનાવવા તેના વળી પગાર વધારવાને વિલાયતમાં ચળવળ ચાલી તેથી હિંદી વજીરે, હિંદી સરકારની પણ ઉપરવટ થઇને આ ભારે કમિશન નીમ્યું છે. શરૂઆતથી તે આજ સુધી સ્વાર્થબુદ્ધિથી આ સનદી નોકરી રચાતી ગઈ છે, તે આ કમિશનની નામણૂકમાં પણ દેખાઇ આવે છે. જુની વૃત્તિનો માત્ર નવો પ્રયોગ જ છે. છતાં એથીયે અંગ્રેજના હાથમાં સોગટાની માફક રમતા આપણા થોડાયે દેશી ભાઇઓની આંખો ઉઘડે તો સારૂ.

સનદી નોકરીની માફક લશ્કરી નોકરીની બાબતમાં પણ સરકારે આપણને છેતર્યા છે. સન ૧૯૧૭ માં હિંદીવાનોને બાદશાહી કમિશનો આપવાની રાજનીતિ જાહેર કરવામાં આવી. ત્યારે સૌએ એમ ધાર્યું હતું કે ઘણા વરસનું સાટું વાળવાને હવે હિંદીઓને ઠીક સંખ્યામાં આ હોદ્દા આપવામાં આવશે. પણ તે જાહેરનામાને આશરે સાડા પાંચ વર્ષ થયાં છે છતાં સેનાધિપતિ સાહેબે હમણાં જ રાજસભામાં જણાવ્યું છે તે મુજબ ૩૭ સુબાદારોને જ ઈનામ તરીકે આ કમિશન આપ્યું છે, અને બીજા ૬૬ હિંદી અમલદારો હાલ નોકરી કરે છે. તેમાંના કેટલાક રાજકુમારો છે, કેટલાક સુબાદારની પદવીમાંથી ઉપર ચડેલા છે, અને કેટલાક સેંડહર્સ્ટમાં પૂરી તાલીમ લઇને આવેલા છે. વળી સેન્ડહર્સ્ટની કોલેજમાં હાલ ૨૩ હિંદી વિદ્યાર્થીઓ તાલીમ લે છે, અને તેને માટે ૩૩ ઉમેદવારો દેહરાદુન કોલેજમાં તૈયાર થાય છે. પાંચ વરસની મહેનતનો આ સરવાળો ! સૌ જાણે છે, કે ભારે લાગવગ ધરાવતા રાજવંશીઓ, જમીનદારો અને લશ્કરી અમલદારોના છોકરાઓને ઉમેદવાર તરીકે પસંદ કરવામાં આવે છે. એટલે પછી તેવા ઘણા ઓછા નીકળી આવે અને મોટે ભાગે નબળા અને નાલાયક માલુમ પડે તેમાં શી નવાઈ ? જે મધ્યમ વર્ગ સરકારથી વિફરેલો છે તેના કોઇક જ છોકરાઓ હાલ આ નોકરીમાં જવાનું પસંદ કરે, અને જો કોઈ જાય તો ભારે લાગવગ વિના તેને સરકાર રાખે પણ નહિ. આમ ગોરાઓના અને તેમને વશ રહે એવાઓના જ હાથમાં સરકાર લશ્કરની લગામ રાખવા માગે છે, અને મોટાં મોટાં વચનો ઉપર પાણી ફેરવતી જ જાય છે.

આપણું ધ્યેય તો સરકારી નોકરો અને લશ્કરના સિપાઈઓ પાસે રાજીનામાં અપાવવાનું છે, એટલે સરકારની રાજનીતિથી પણ આ હેતુ જેટલે અંશે સરે તેટલે અંશે તે ઇષ્ટ જ ગણીયે. પંજાબ અને ખિલાફતના પ્રકરણ થયાં, ત્યારથી જ પ્રજાએ તો સરકારની મલીન વૃત્તિ પારખી લીધી છે. જેમ વખત જાય છે, તેમ તે વધારે અને વધારે ચોકખી રીતે તરી આવે છે, સરકાર વધારે અને વધારે નીચી ઉતરતી જાય છે, અને તેના અંતનો સમય નજીક આવતો લાગે છે.

**विनाशकाले विपरीत बुद्धि !**

* આ કમિશનની નાપસંદગીનો ઠરાવ રાજસભામાં તો ઉડી ગયો પણ વડી ધારાસભામાં પસાર થયો.

## સુલેહ પરિષદ

તુર્કીની સાથે કોલકરાર કરવાને યુરોપનાં રાજ્યોની જે પરિષદ ગયા નવેમ્બર માસની આખરથી લોઝાંમાં મળે છે તે હવે પૂરી થવા આવી છે. તેમાં એક બાજુએ અંગ્રેજો અને તેમના મિત્રો, અને બીજી બાજુએ રશિયા અને તુર્કી વચ્ચે ખૂબ ખેંચાખેંચ થયા પછી કેટલીક બાબતોમાં સમાધાન થયું છે, અને કેટલીક બાબતોમાં મતભેદ વધારે મક્કમ થયા છે. છતાં હવે થોડા જ દિવસમાં અંગ્રેજો સંધિનો ખરડો તુર્કીની આગળ રજુ કરશે, ને તેને છેવટે તુર્કી મંજુર કરશે કે નહિ, એ ઉપર ભવિષ્યની સુલેહનો આધાર રહેશે.

દરમ્યાન એટલું તો ચોકખું છે, કે જે બાબતો બન્ને પક્ષે કબૂલ કરી છે, અને જેમાં મતભેદ રહ્યો છે તે બન્નેયમાં ભવિષ્યની અશાંતિનાં મૂળ રહેલાં છે. યુરોપ અને એશિયાના વહેવારની કુંચી ડાર્ડેનલ્સ-બોસ્ફરસની સામુદ્રધુનીમાં સમાયેલી છે. તેના ઉપર જેનો કાબુ હોય, તે તુર્કી, રશિયા અને તમામ બાલ્કન રાજ્યોને પણ હંફાવી શકે. તેથી તેના વ્હાણની છુટનો સવાલ ઘણો મહત્વનો છે. આ વિષે ખરૂં જોતાં બેજ માર્ગ હોઇ શકે—એક શાંતિ જાળવવાનો, અને બીજો અશાંતિ ઉપજાવવાનો. જો સૌને નિઃસ્વાર્થપણે શાંત જ જાળવવી હોય, તો માત્ર વેપારનાં વહાણોની જ ત્યાં છુટી રાખવી જોઇયે, અને તમામ રાજ્યોના મનવારોની ત્યાં બંધી કરવી જોઇયે. ઇંગ્લંડ વગેરે જે દેશોનો કાળા સમુદ્રમાં કંઇ પણ મુલક નથી તેમનું તો એક પણ મનવાર આવવું જ ન જોઇયે, એનો દેખીતું છે. પણ જો તુર્કી કે રશિયા પણ એક મનવાર કાળા સમુદ્રમાં લાવે તો રૂમાનિયા, વગેરે કાંઠા ઉપર આવેલાં રાજ્યોને પોતાનાં મનવાર રાખવાં પડે, અને તેથી ભવિષ્યમાં નજીવા કારણસર પણ લડાઇ જાગવાનો સંભવ રહે. પણ આ માર્ગ કોઇને પસંદ પડયો નહિ. રશિયા અને તુર્કીએ બહારનાં મનવારોની બંધી કરવાની પણ પોતાનાંને માટે છુટ રાખવાની માગણી કરી, તે સ્વાભાવિક રીતે રૂમાનિયાને ન ગમી. એટલે રહ્યો બીજો અશાંતિનો માર્ગ; અને તે સૌને પસંદ પડવાથી છેવટે તેમાં સમાધાન થઇ શક્યું છે પરિણામે એવું નક્કી થયું કેઃ

( ૧ ) મામેરાના સમુદ્રની બન્ને બાજુએ થોડો થોડો મુલક મધ્યસ્થ રાખવો, અને તેની તથા જળમાર્ગની વ્યવસ્થા કરવાને સર્વ રાજ્યોના પ્રતિનિધિનું કમિશન રાખવું, અને તેમાં તુર્કીને પ્રમુખસ્થાન આપવું.

( ૨ ) જ્યારે કોઇ લડાઇ જાગે, પણ તુર્કી તેમાં સામેલ ન હોય ત્યારે સૌ કોઈ દેશના માલનાં વહાણ ત્યાંથી જઈ શકે, પણ જ્યારે તેમાં તુર્કી સામેલ હોય ત્યારે તટસ્થ રાજ્યોના વહાણોને જવા દે.

( ૩ ) સુલેહના વખતમાં સૌ દેશનાં મનવારોની છુટી રાખવી; પણ તેની સંખ્યા અને માપ વિષે કંઇક મર્યાદા બાંધવી. લડાઇ થાય, અને તુર્કી તટસ્થ હોય, ત્યારે પણ એવી જ છુટ રાખવી; પણ તુર્કી સામેલ હોય ત્યારે તટસ્થ રાજ્યોના મનવારોને જવા દે.

ઈંગ્લંડનું નૌકાસૈન્ય દુનિયામાં સર્વોપરિ છે, તેથી આ સરતો થયા પછીથી તે આ જળમાર્ગમાં પોતાની સત્તા કાયમ રાખવાનો પ્રયત્ન તો કરશે જ; અને જો તુર્કી રશિયાની સોબત રાખીને માથું ઊંચું કરશે, તો થોડા જ વખતમાં લડાઈનાં નિશાન ગજગાશે.

એવી જ રીતે પૂર્વ થ્રેસ અને એડ્રિયાનોપલ તુર્કીને સોંપાય એ તો ઠીક થયું; પણ પશ્ચિમ થ્રેસનો જે ભાગ પહેલાં બલ્ગેરિયાના હાથમાં હતો તે હવે ગ્રીસને સોંપાયો તેથી ખટકો તકરારનું મૂળ કાયમ રહ્યું; અને તે બેની વચ્ચે આવેલી મેરિટ્ઝા નદીની બન્ને બાજુના ૩૦-૩૦ કીલોમીટરની જગ્યા મધ્યસ્થ રાખીને તે નદી વાટે ઈજીયન સમુદ્રનું બારૂં બલ્ગેરિયાને આપવાનું સૂચવાયું, પણ તેણે સરતની સ્હામે પોતાનો પાસો નાંખ્યો છે. એટલે એ દુર્ભાગી મુલકમાં હજી પણ અંગારા ચેતતા જ રહ્યા, તેથી જે ઘડીએ ત્યાંના બધાંએ રાજ્યોને પૂરતા

## મલબાર અને ચૌરીચૌરા

મલબારના ૧૦૦ માપલા કેદીઓ હવા વગરના ભારખાનામાં પૂરાઈને મરી ગયા હતા, અને બીજી બાજૂએ ચૌરીચૌરામાં થોડાએક પોલિસના માણસોને ઉશ્કેરાયલા ટોળાંએ ખતમ કર્યા હતા. આ બન્નેયે કામમાં ન્યાયાધીશોએ હમણાં જ ચૂકાદા આપ્યા છે, તે ઉપરથી "યંગ ઇન્ડિઆ" લખે છે કે:

હવા વગરના બંધ બારણાવાળા એક ભારખાનામાં ૧૦૦ માણસ પૂરાયા. અસહ્ય દુઃખ વેઠીને થોડાક સિવાયના બાકીના બધા મરી ગયા. એક વર્ષે તેની તપાસ થઇ અને કેસ ચાલ્યો. આ ત્રાસ પહોંચાડવામાં જેઓ સામેલ હતા, તેમાંનો એકે ગુન્હેગાર ઠર્યો નહિ, અને કોઇને શિક્ષા થઈ નહિ.

દારૂનાં પીઠાં અને પરદેશી કાપડની દુકાનો ઉપર પહેરો ભરવાની ચળવળ કરતાં લોકોનું એક મોટું ટોળું બધો સંયમ ખોઇ બેઠું, અને હાથથી ગયું. તેણે આગ લગાડી અને ખૂનરેજી ચલાવી. તેનો કેસ ચાલ્યો, તેમાં એક વખે એક જ ચૂકાદાથી ૧૭૨ માણસોને ફાંસીની સજા થઇ. આમાં જ્યુરી તો હતી જ નહિ. કારણોમાં બનેલા બે તાજા બનાવોનું આ ટુંકું વર્ણન છે.

આનો દોષ કોને દેવો? કોઇ કોઇ સ્વતંત્ર દેશોમાં રાજા આપખૂદ બને છે, ત્યારે તેની ખબર લેવાને કોરટો મોજુદ હોય છે. પણ આપણા દેશમાં પરજાતિનું પરરાજ્ય છે, એટલે અમલદારોના હુકમોમાં તેમજ ન્યાયાધિશોની બુદ્ધિમાં ઝેર ભળે છે. જ્યાં મૂળમાં સડો છે, ત્યાં ફુલપાતરાંનો શો દોષ કાઢવો? માત્ર આવા કમકમાટી ઉપજાવે એવા બનાવો ઉપરથી સર્વાંગે સ્વાતંત્ર્ય થવાનો જ નિશ્ચય કેળવવો જોઇએ.

## ખાદી વિભાગ

મહાસમિતિના ખાદી ખાતાના બંધારણમાં ફેરફાર થવાથી હવેથી ખાદી વિભાગના મથાળા નીચે વધારાના લેખો પ્રકટ કરી શકાશે નહિ.

# યુગધર્મ

પુસ્તક ૧ ફાગણ, ૧૯૭૮ અંક ૬


## અંગુલિમાલ

[ નીચેનો લેખ બૌદ્ધ ધર્મગ્રન્થ **मज्झिमनिकाय** ના ૮૬ મા **सुत्त** નું ભાષાન્તર છે. મૂળ ગ્રન્થની શૈલિનો પરિચય થાય એટલા માટે ભાષાન્તર બને તેટલું શબ્દશઃ કરેલું છે. અને મૂળમાં આવતા એક જ અર્થના પર્યાયો તથા ફરી ફરીને આવતાં વાક્યો અને વાક્યાંગો પણ બધાં રાખ્યાં છે. ]

મેં એમ સાંભળ્યું છે. એક સમય ભગવાન શ્રાવસ્તિમાં[1] અનાથપિંડિકના જેતવન આરામમાં વિહરતા હતા. તે સમયમાં કોશલના રાજા પસેનદિના રાજ્યમાં અંગુલિમાલ નામનો ચોર, લુબ્ધ, રક્તપાણિ, મારફાડમાં રચ્યોપચ્યો અને પ્રાણીઓ, ભૂતો તરફ અદયાથી વર્તનારો હતો. તેણે ગામને કસબાને અને જનપદને હતા નહોતા કરી નાખ્યા હતા. તે માણસોને મારી મારીને તેમની આંગળીઓની માળા ધારણ કરતો.[2] હવે ભગવાન સવારમાં તૈયાર થઈને, પાત્ર ચીવર લઈને શ્રાવસ્તિમાં ભિક્ષા માટે ગયા. શ્રાવસ્તિમાં ભિક્ષા માટે ફરીને, ભિક્ષા કરી લીધા પછી, ભિક્ષાથી પાછાં આવીને શયનાસનનો વીંટો કરીને પાત્રચીવર લઈને જ્યાં અંગુલિમાલ ચોર રહેતો હતો તે રસ્તા તરફ ચાલ્યા. ગોવાળો, પશુપાલો, ખેડુતો, જેઓ ચોરને જોઈને નાસી જતા, તેમણે ભગવાનને, જ્યાં અંગુલિમાલ ચોર રહેતો હતો તે રસ્તે જતા જોયા: જોઈને ભગવાનને આ પ્રમાણે કહ્યું. "હે શ્રમણ, આ માર્ગે મા જતો. હે શ્રમણ, આ માર્ગે અંગુલિમાલ નામનો ચોર, લુબ્ધ, રક્તપાણિ, મારફાડમાં રચ્યોપચ્યો અને પ્રાણીઓ, ભૂતો તરફ અદયાથી વર્તનારો રહે છે. તેણે ગામને કસ્બાને જનપદને હતા નહોતા કરી નાખ્યા છે. તે માણસોને મારી મારીને તેમની આંગળીઓની માળા ધારણ કરે છે. હે શ્રમણ આ માર્ગે દસ પુરુષો પણ, વીસ પુરુષો

---

૧. પ્રાચીન કોસલ દેશની એ રાજધાની અચિરવતી (હાલની રાપ્તી) નદી ઉપર આવેલી હતી. આ શહેરનાં ખંડેરો સંયુક્ત-પ્રાંતોમાં બલરામપુર સ્ટેટમાં મળી આવે છે, અને અનાથપિંડિકના આરામની જગા પણ નક્કી થઈ શકી છે.

૨. સર કૉનન ડૉઇલની Refugees નામની નવલકથામાં, અમેરિકાના જંગલી લોકો આ જ પ્રમાણે માણસને મારી તેમની આંગળીઓની માળા પહેરતા એવું વર્ણન છે, એ અત્રે સ્મરણમાં આવે છે.

પણ, ત્રીસ પુરુષો પણ, ચાળીસ પુરુષો પણ ભેગા થઇને જાય છે તેઓ પણ અંગુલિમાલ ચોરના હાથમાં સપડાઇ જાય છે." એ પ્રમાણે કહેતાં છતાં ભગવાન બોલ્યા વિના ચાલ્યા.

બીજીવાર પણ ગોવાળો, પશુપાલો, ખેડુતો જેઓ ચોરને જોઇને નાસી જતા તેમણે ભગવાનને આ પ્રમાણે કહ્યું, "હે શ્રમણ, આ માર્ગે મા જતો. હે શ્રમણ આ માર્ગે અંગુલિમાલ નામનો ચોર, લુબ્ધ, રક્તપાણિ, મારફાડમાં રચ્યોપચ્યો અને પ્રાણીઓ, ભૂતો તરફ અદયાથી વર્તનારો રહે છે. તે માણસોને મારી મારીને તેમની આંગળીઓની માળા ધારણ કરે છે. હે શ્રમણ, આ માર્ગે દસ પુરુષો પણ, વીસ પુરુષો પણ, ત્રીસ પુરુષો પણ, ચાળીસ પુરુષો પણ ભેગા થઇ થઇને જાય છે, તેઓ પણ અંગુલિમાલ ચોરના હાથમાં સપડાઇ જાય છે." એ પ્રમાણે કહેતાં છતાં ભગવાન બોલ્યા વિના ચાલ્યા.

ત્રીજીવાર પણ ગોવાળો, પશુપાલો, ખેડુતો જેઓ ચોરને જોઇને નાસી જતા, તેમણે ભગવાનને આ પ્રમાણે કહ્યું, "હે શ્રમણ, આ માર્ગે મા જતો. હે શ્રમણ આ માર્ગે અંગુલિમાલ નામનો ચોર લુબ્ધ, રક્તપાણિ, મારફાડમાં રચ્યોપચ્યો અને પ્રાણીઓ, ભૂતો તરફ અદયાથી વર્તનારો રહે છે. તે માણસોને મારી મારીને તેમની આંગળીઓની માળા ધારણ કરે છે. હે શ્રમણ, આ માર્ગે દસ પુરુષો પણ, વીસ પુરુષો પણ, ત્રીસ પુરુષો પણ, ચાળીસ પુરુષો પણ ભેગા થઇને જાય છે, તેઓ પણ અંગુલિમાલ ચોરના હાથમાં સપડાઇ જાય છે." એ પ્રમાણે કહેતાં છતાં ભગવાન બોલ્યા વિના ચાલ્યા.

અંગુલિમાલ ચોરે ભગવાનને દૂરથી જ આવતા જોયા; જોઇને એના મનમાં આ પ્રમાણે વિચાર થયો "અહો આશ્ચર્ય, અહો અદ્‌ભુત! આ માર્ગે દસ પુરુષો પણ, વીસ પુરુષો પણ, ત્રીસ પુરુષો પણ ચાળીસ પુરુષો પણ, પચાસ પુરુષો પણ ભેગા થઇ થઇને જાય છે તેઓ પણ મારા હાથમાં સપડાઈ જાય છે. હું આ શ્રમણને ખરેખર જીવિતથી ઉખેડી નાખીશ." હવે અંગુલિમાલ ઢાલ તરવાર લાવીને બાણ અને ભાથું સજ્જ કરીને ભગવાનની પછવાડે પછવાડે ગયો. હવે ભગવાન એવા પ્રકારના ઋદ્ધિ-સંસ્કારથી[૩] ચાલ્યા, કે જેથી અંગુલિમાલ પોતાના સર્વ બળથી જતાં છતાં સ્વાભાવિક રીતે જતા ભગવાનને પકડી શક્યો નહિ. હવે અંગુલિમાલ ચોરના મનમાં આ પ્રમાણે થયું. "અહો આશ્ચર્ય! અહો અદ્‌ભુત! હું પહેલાં દોડતા હાથીની પછવાડે પડીને તેને પણ પકડી પાડતો, દોડતા ઘોડાની પછવાડે પડીને તેને પણ પકડી પાડતો, દોડતા રથની પછવાડે પડીને તેને પણ પકડી પાડતો, દોડતા મૃગની પછવાડે પડીને તેને પણ પકડી પાડતો; અને આ સ્વાભાવિક રીતે જતા શ્રમણને મારા સર્વ બળથી જતાં છતાં પહોંચી શકતો નથી." ઊભાં રહીને તેણે ભગવાનને આ પ્રમાણે કહ્યું. "ઊભો રહે શ્રમણ, ઊભો રહે, શ્રમણ."

"હું ઊભો છું અંગુલિમાલ, તું ઊભો રહે."

હવે અંગુલિમાલ ચોરના મનમાં આ પ્રમાણે થયું. "આ શાક્યપુત્રીય શ્રમણો સત્યવાદી અને સત્ય પ્રતિજ્ઞાવાળા હોય છે, પણ આ શ્રમણ પોતે જતો જતો જ કહે છે 'હું ઊભો છું અંગુલિમાલ તું ઊભો રહે.' ત્યારે હું શ્રમણને પૂછું. હવે અંગુલિમાલ ચોરે ભગવાનને ગાથાથી કહ્યું:—

"જતાં છતાં, શ્રમણ, 'ઊભો છું' કહે છે,
મને ઊભાને ન–ઊભો કહે છે,
પૂછું તને, શ્રમણ, એહ અર્થ,
તું કેમ ઊભો, ન–ઊભો હું કેમ?"

"ઊભો છું હું અંગુલિમાલ, સર્વદા
સર્વે ય ભૂતો મહીં દણ્ડ છોડી.
અસંયમી પ્રાણીઓ માંહી તું છે
તેથી હું ઊભો છું ને તું ન–ઊભો."

૩. એક પ્રકારની ચમત્કારિક સિદ્ધિ.

"ચિરકાલે પૂજ્ય મહર્ષિ મારા
મહાવને સત્યવાદી તું આવ્યો;
ચિરકાલ માટે હું એ પાપ છોડું
તારી સુણી ધર્મથી યુક્ત ગાથા."

ત્યારે જ ચોરે આયુધને અસિને
ઊંડે ખાડે નરકે ફેંકી દીધાં;
સુગત કેરા ચરણે ચોર વંદી
પ્રવ્રજ્યાની યાજના ત્યાંજ કીધી.

અતિ કારુણિક મહર્ષિ બુદ્ધ
જે છે શાસ્તા દેવ ને લોક કેરા;
"આમ આવ ભિક્ષુ" એમ તે કાલ ભાખ્યા.
તેનો હુવો એ રીત ભિક્ષુભાવ.[૪]

---

હવે ભગવાને અંગુલિમાલ અનુયાયી સાથે જ્યાં શ્રાવસ્તિ હતી તે બાજુ ચર્યા શરૂ કરી. એક પછી એક સ્થાને ચર્યા કરતાં જ્યાં શ્રાવસ્તિ હતી, ત્યાં આવી પહોંચ્યા. ત્યાં શ્રાવસ્તિમાં જેતવને અનાથપિંડિકના આરામમાં ભગવાન વિહાર કરતા હતા. તે સમયે કોસલના રાજા પસેનદિના મહેલ પાસે મોટું ટોળું મળ્યું અને ઉચ્ચ શબ્દ, મહાશબ્દ થયો.—હે દેવ, તારા રાજ્યમાં અંગુલિમાલ નામનો ચોર, લુબ્ધ, રક્તપાણિ, મારફાડમાં રચ્યોપચ્યો અને પ્રાણીઓ, ભૂતો તરફ અદયાથી વર્તનારો આવ્યો છે. તેણે ગામને કસબાને અને જનપદને હતા નહોતા કરી નાખ્યા છે. તે માણસોને મારી મારીને તેમની આંગળીઓની માળા ધારણ કરે છે. દેવ તેનો પ્રતિષેધ કરો.

હવે કોસલના રાજા પસેનદિએ પાંચસો જેટલા અશ્વાર સાથે બપોરે શ્રાવસ્તિથી જ્યાં આરામ હતો તે બાજુ પ્રયાણ કર્યું; જ્યાં સુધી વાહન જઇ શકે તેવી ભૂમિ હતી, ત્યાં સુધી વાહનથી જઇને પછી વાહનથી હેઠે ઉતરીને જ્યાં ભગવાન હતા ત્યાં પાળો ગયો, પાસે જઇને ભગવાનને અભિવન્દન કરીને એક બાજુ બેઠો. એક બાજુ બેઠેલા કોસલના રાજા પસેનદિને ભગવાને આ પ્રમાણે કહ્યું—"મહારાજ, તારા ઉપર મગધનો શ્રેણીય રાજા બિંબિસાર કોપ્યો છે, કે વેસાલિના લિચ્છવિઓ કોપ્યા છે કે બીજા શત્રુ રાજાઓ કોપ્યા છે?" "ભન્તે,[૫] મારા ઉપર મગધનો શ્રેણીય રાજા બિંબિસાર કોપ્યો નથી, વેસાલિના લિચ્છવિઓ કોપ્યા નથી તેમ બીજા શત્રુ રાજાઓ કોપ્યા નથી. ભન્તે, મારા રાજ્યમાં અંગુલિમાલ નામનો ચોર, લુબ્ધ, રક્તપાણિ, મારફાડમાં રચ્યોપચ્યો અને પ્રાણીઓ, ભૂતો તરફ અદયાથી વર્તનારો આવ્યો છે. તેણે ગામને કસબાને અને જનપદને હતા ન હોતા કરી નાખ્યા છે. તે માણસોને મારી મારીને તેમની આંગળીઓની માળા ધારણ કરે છે. ભન્તે, તેનો હું પ્રતિષેધ કરીશ."

"પણ મહારાજ, તું અંગુલિમાલને કેશ મૂછ ઉતારેલો, કષાય વસ્ત્રથી ઢંકાએલો, ઘરને બદલે ઘર વિનાનો થયેલો, પ્રવ્રજિત થયેલો, પ્રાણઘાતથી વિરામ પામેલો, અદત્તાદાન[૬]થી વિરામ પામેલો. મૃષાવાદથી વિરામ પામેલો, એક ભક્તિ વાળો, બ્રહ્મચારી, શીલવાન, કલ્યાણ ધર્મ વાળો જુવે, તો શું કરે?"

"તો ભન્તે, હું અભિવન્દન કરૂં, સન્માન આપું, આસનને માટે નિમન્ત્રણ કરૂં, ચીવર પિણ્ડપાત્ર, શયનાસન, ઔષધ વગેરેની ગોઠવણ કરૂં, તેની ધાર્મિક રક્ષા કે ગુપ્તિ કરૂં. પણ ભન્તે, એ દુઃશીલ પાપધર્મનો એવા રૂપનો શીલ સંયમ ક્યાંથી થાય?"

તે સમયે આયુષ્માન અંગુલિમાલ ભગવાનની નજીક બેઠેલો હતો. હવે ભગવાને કોસલના રાજા

---

૪. એ રીતેજ એટલે બુદ્ધ ભગવાનના ભિક્ષુ એવા સંબોધનથી જ તે ભિક્ષુભાવ પામ્યો અર્થાત્ તે ભિક્ષુ થયો.

૫ પૂજ્યને સંબોધન કરવાનો આ શબ્દ છે. મૂળ भद्रं ते માંથી આવેલો મનાય છે. જૈન સાહિત્યમાં પણ આ શબ્દ મળી આવે છે.

૬ કોઈનું આપ્યા વગર લેવું તે. ચોરી. લૂંટફાટ વગેરે.

પસેનદિનો જમણો હાથ પકડીને કહ્યું—મહારાજ આ અંગુલિમાલ છે.

હવે કોસલના રાજા પસેનદિને ભય થયો, જડતા પણ થઇ, રુંવાડાં ઊભાં પણ થઈ ગયાં. હવે કોસલના રાજા પસેનદિને બીધેલો, સંવિગ્ન, રૂંવાં ઉભાં થઈ ગયેલો જાણીને, ભગવાને આ પ્રમાણે કહ્યું—"બ્હીઓ નહિ મહારાજ, બ્હીઓ નહિ, આનાથી મને ભય નથી." હવે કોસલના રાજા પસેનદિને જે ભય થયો હતો, જે જડતા થઇ હતી, જે રુંવાડાં ઊભાં થઈ ગયાં હતાં, તે શાન્ત થયો. હવે કોસલનો રાજા પસેનદિ જ્યાં આયુષ્માન અંગુલિમાલ હતો ત્યાં ગયો, જઇને આયુષ્માન અંગુલિમાલને આ પ્રમાણે કહ્યું "ભન્તે, અંગુલિમાલ, આપ આર્ય છો ?" "હા, મહારાજ,"

"આર્યના પિતાનું ગોત્ર કયું ? આર્યની માતાનું ગોત્ર કયું ?"

"મહારાજ, પિતા ગર્ગ અને માતા મન્ત્રાયણી.

"ભન્તે, ગર્ગ મન્ત્રાયણીપુત્ર ! આનંદથી રહો. હું આર્ય ગર્ગ મન્ત્રાયણી પુત્રની ખરદાશ કરીશ, ચીવર, પિણ્ડપાત્ર, શયનાસન, ઔષધ, રક્ષા કરીશ."

તે સમયે આયુષ્માન અંગુલિમાલ આરણ્યક[7] હતો, પિણ્ડપાતિક[8] હતો, પાંસુકુલિક[9] હતો ત્રિચીવરક[10] હતો. હવે આયુષ્માન અંગુલિમાલે કોસલના રાજા પસેનદિને આ પ્રમાણે કહ્યું.—અલમ્, મહારાજ મારે ત્રણ ચીવર પરિપૂર્ણ છે."

પછી કોસલનો રાજા પસેનદિ જ્યાં ભગવાન હતા ત્યાં ગયો. જઇને ભગવાનને અભિવન્દન કરીને એક બાજુ બેઠો. એક બાજુ બેઠેલા કોસલના રાજા પસેનદિએ ભગવાનને આ પ્રમાણે કહ્યું–ભન્તે, આશ્ચર્ય, ભન્તે, અદ્ભુત. કે, ભન્તે ભગવાન અદાન્તને દમનારા, અશાન્તને શાન્ત કરનારા, નિર્વાણ નહિ પામેલાને નિર્વાણ પમાડનારા છો. જેને અમે, ભન્તે, દંડથી શસ્ત્રથી દમી શકયા નહિ તેને ભગવાને અદણ્ડથી અશસ્ત્રથી દમ્યો. હવે ભન્તે, અમે જઇએ. અમારે બહુ કામ છે બહુ કર્તવ્ય છે." "મહારાજ, તું જે કાર્યનો સમય માનતો હો તે કર." પછી કોસલનો રાજા પસેનદિ આસનથી ઊઠીને ભગવાનને અભિવન્દન કરીને પ્રદક્ષિણા કરીને ચાલ્યો.

પછી આયુષ્માન અંગુલિમાલ સવારને પહોર તૈયાર થઇને, પાત્રચીવર લઇને ભિક્ષાને માટે શ્રાવસ્તિમાં ગયો. આયુષ્માન અંગુલિમાલ શ્રાવસ્તિમાં એક ઘેરથી બીજે ઘેર સળંગ ભિક્ષા માટે ફરતો હતો, ત્યાં નજીક મૂઢગર્ભા, દુઃખગર્ભા સ્ત્રીને જોઇ. જોઇને તેને આમ થયું "જીવો દુઃખી છે, જીવો દુઃખી છે." પછી આયુષ્માન અંગુલિમાલ શ્રાવસ્તિમાં ભિક્ષાને માટે ફરીને ભિક્ષાકરીને, ભિક્ષાથી પાછાં ફરીને, જ્યાં ભગવાન હતા ત્યાં ગયો; જઇને ભગવાનને અભિવન્દન કરીને એક બાજુ બેઠો. એક બાજુ બેઠેલા આયુષ્માન અંગુલિમાલે ભગવાનને આ પ્રમાણે કહ્યું "ભન્તે, સવારને પહોર તૈયાર થઇને, પાત્ર ચીવર લઇને ભિક્ષાને માટે શ્રાવસ્તિમાં ગયો હતો. ભન્તે, શ્રાવસ્તિમાં ભિક્ષાને માટે એક ઘેરથી બીજે ઘેર સળંગ ફરતાં નજીકમાં એક મૂઢગર્ભા દુઃખગર્ભા સ્ત્રીને મેં જોઇને મને એમ થયું—"જીવો દુઃખી છે. જીવો દુઃખી છે."

"ત્યારે અંગુલિમાલ, જ્યાં શ્રાવસ્તિ છે ત્યાં તું જા, જઇને એ સ્ત્રીને તું આ પ્રમાણે કહે—"બહેન, જન્મ્યો ત્યારથી જાણી જોઇને પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાખ્યાનું હું જે જાણતો નથી તે સત્યથી તને સ્વસ્તિ થાઓ, ગર્ભને સ્વસ્તિ થાઓ"

૭ માત્ર અરણ્યમાં રહેતો, ગામમાં નહિ.

૮ માત્ર ભિક્ષાથી નિર્વાહ કરતો, કોઈનું આમંત્રણ ન સ્વીકારતો.

૯ ગૃહસ્થો પાસેથી વસ્ત્ર ન લેતો પણ ધૂળમાંથી ચીંથરાં લઇ તેનાં વસ્ત્રકરી વાપરતો.

૧૦ માત્ર ત્રણજ ચીવર રાખતો. આ સઘળાં બુદ્ધ ધર્મનાં વ્રતો છે.

" એ તો ભન્તે, જાણી જોઇને બોલેલો મૃષાવાદ થયો. મેં તો જાણી જોઇને બહુ પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાંખ્યાં છે. "

" ત્યારે અંગુલિમાલ, શ્રાવસ્તિ છે ત્યાં તું જા, જઇને એ સ્ત્રીને તું આ પ્રમાણે કહે "બહેન ! હું આર્ય[૧૧] જાતિમાં જન્મ્યો ત્યારથી જાણી જોઇને પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાખ્યાનું હું જે જાણતો નથી, તે સત્યથી તને સ્વસ્તિ થાઓ, ગર્ભને સ્વસ્તિ થાઓ." " એમ કરીશ ભન્તે" એમ ભગવાનને જવાબ આપી આયુષ્માન અંગુલિમાલ જ્યાં શ્રાવસ્તિ હતી ત્યાં ગયો, જઇને તે સ્ત્રીને આ પ્રમાણે કહ્યું " બહેન, હું આર્ય જાતિમાં જન્મ્યો, ત્યારથી જાણી જોઇને પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાખ્યાનું હું જે જાણતો નથી, તે સત્યથી તને સ્વસ્તિ થાઓ, ગર્ભને સ્વસ્તિ થાઓ. " પછી તે સ્ત્રીને સ્વતિ થયું તે ગર્ભને સ્વસ્તિ થયું. પછી આયુષ્માન અંગુલિમાલ એકલો[૧૨] થયેલો, અપ્રમત્ત, વીર્યવાન, આત્માને મોકલી દીધો[૧૩] છે એવો, જેને માટે કુલપુત્રો ઘરબાર છોડી સારી રીતે ઘરબાર વિનાના થાય છે એવા અનુત્તર[૧૪] બ્રહ્મચર્યનું પર્યવસન થોડાજ કાલમાં આજ અવતારમાં પોતે જાણીને, સાક્ષાત કરીને, સમજીને વિહરતો હતો. જન્મ(હેતુ) ક્ષીણ થઈ ગયો બ્રહ્મચર્ય પૂરૂં થયું, કરવાનું કર્યું છે હવે બીજો ભવ નથી એ પ્રમાણે પોતે જાણ્યું; અને આયુષ્માન અંગુલિમાલ અર્હતોમાંનો એક અર્હત થયો.

હવે આયુષ્માન અંગુલિમાલ સવારને પહોર તૈયાર થઇને, પાત્રચીવર લઇને ભિક્ષા માટે શ્રાવસ્તિમાં ગયો. તે સમયે કેટલાએકે ઢેફાં નાખ્યાં તે આયુષ્માન અંગુલિમાલના શરીરને વાગ્યાં, બીજાઓએ દંડો ફેંક્યા, તે આયુષ્માન અંગુલિમાલના શરીરને વાગ્યા, બીજાઓએ કાંકરા ફેંક્યા તે આયુષ્માન અંગુલિમાલના શરીરને વાગ્યા. પછી આયુષ્માન અંગુલિમાલ, ભાંગેલે માથે, લોહીથી ગળતે ફાટેલે વસ્ત્રે, અને ફાટેલી કંથાએ જ્યાં ભગવાન હતા ત્યાં ગયા. ભગવાને આયુષ્માન અંગુલિમાલને દૂરથી આવતો જોયો, જોઇને આયુષ્માન અંગુલિમાલને આ પ્રમાણે કહ્યું–" બ્રાહ્મણ, સહન કર, બ્રાહ્મણ સહન કર. જે કર્મનો વિપાક તું બહુ વર્ષો સુધી, બહુ વર્ષશતો સુધી, બહુ વર્ષસહસ્ત્ર સુધી નરકમાં ભોગવત તે કર્મનો વિપાક આજ અવતારમાં તું ભોગવે છે.

પછી આયુષ્મમાન અંગુલિમાલે એકાંતમાં જઇને, એકાંતમાં રહીને, વિમુક્તિ સુખ ભોગવ્યું તે વેળાએ આ ઉદ્‌ગારો કહાડ્યા.

જે પ્રમાદ કરી પૂર્વે, અપ્રમાદ પછી કરે,<br>
તે આ લોક ઉજાળે છે, ઘનથી મુક્ત ચન્દ્ર શો.

જેહનાં પાપકર્મો સૌ, ઢંકાયે પુણ્ય કર્મથી,<br>
તે આ લોક ઉજાળે છે, મેઘથી મુક્ત ચન્દ્ર શો.

જેહ ભિક્ષુ જુવાનીમાં, જોડાયે બુદ્ધશાસને,<br>
તે આ લોક ઉજાળે છે, ઘનથી મુક્ત ચન્દ્ર શો.

શત્રુઓ ય મારા સુણજો ધર્મની કથા<br>
શત્રુઓ ય મારા ભળજો બુદ્ધશાસને.<br>
શત્રુઓ ય મારા સેવજો એ મનુષ્યો<br>
જે સન્તો દે છે ધર્મની દેશનાઓ.

શત્રુઓ ખાંતિ[૧૫]વાદીનો, અવિરોધ–પ્રશંસિનો[૧૬]<br>
સાંભળો ધર્મ કો કાલે, અનુવર્તો ય એમને.

---

૧૧. બુદ્ધધર્મમાં શ્રોતાપન્ન કે તેથી વધારે ઉંચી કોટિએ ગયેલાને આર્ય કહે છે.

૧૨ કામ ભોગથી અલગ થયેલો એવો અર્થ છે.

૧૩ મોક્ષમાં એકતાન પામેલો.

૧૪ જેનાથી વધારે સારૂં કશું નથી એવું.

૧૫ ક્ષમા.

૧૬ અદ્વેષની પ્રશંસા કરનારા.

રાખ્યા. શેરના આ ઝેરી વાયુની અસર ભલભલા માણસો ઉપર થઇ હતી. મહીપતરામભાઇ તે વખતે ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ હતા, અને તેમણે પણ એક કંપની કહાડી હતી તથા પોતાની નોકરી છોડી દેવાની તૈયારીમાં હતા. એટલામાં તેમને એમ લાગ્યું કે આ બધો દેખાવ જુઠો છે, શેરો તો કાગળનાં નાવ છે અને જોત જોતામાં ડૂબી જશે. એટલે તેઓ વિશેષ લોભમાં ન પડયા અને શેરસટ્ટાથી દૂર રહ્યા. મહીપતરામભાઇએ ધાર્યું હતું એમ થોડાજ વખતમાં શેરના કાગળીઆંનું નાવ ડૂબ્યું અને તેની સાથે મુંબઇ અને અમદાવાદના મ્હોટા મ્હોટા શેઠીઆઓ પણ ડૂબ્યા. કેટલાકોએ તો પોતાનાં ઘરબાર અને માલમિલકતનાં જુઠાં ખત કરી સગાંવહાલાંના નામ ઉપર ચઢાવી આપવા માંડયાં.

## કવિ પ્રમાણિકતાની કસોટીમાંથી પસાર

કવિને પણ એવી સલાહ ઘણાઓએ આપી. પણ તેમ કરવા તેમણે ચોકખી ના કહી. પોતાનું નવું ઘર સેન્ટ્રલ બેન્કમાં લખી આપ્યું, પોતાની તમામ માલમીલકત આપી દીધી અને વઢવાણથી વીસ વરસ ઉપર જેવા દોરીલોટો લઇને આવ્યા હતા તેવા ચોકખા થઇને રહ્યા, અને ઉલટા કરજદાર થયા. બધું આપી દેતાં લગભગ સાત હજાર રૂપીઆનું દેવું તેમને ઉભું રહ્યું. કવિએ મુંબઇમાં ફાર્બસ સાહેબ પાસે જઇ પોતાના દુઃખની વાત કહી. તેમણે તેમને ધીરજ આપી. તથા એક હજાર રૂપીઆ ભરીને કવિને દેવામાંથી છોડવવા માટે ટીપ કરી. મુંબઇના શેઠ મંગળદાસ નથુભાઇ તથા ઠકકર લખમીદાસ ખીમજી કવિના ટ્રસ્ટી થયા. સેન્ટ્રલ બેન્ક સાથે ફડચો કરી રૂ. ૩૦૦૦) માં કવિના તમામ દેવાની માંડવાળ તેમણે કરાવી અને તેમનું ઘર બેંકમાંથી છોડવી આપ્યું. પોતાનું દેવું ઓછેથી પતાવવામાં આવ્યું તેનું કવિને બહુ જ દુઃખ લાગ્યું અને તેઓ બહુ દિલગીર રહેવા લાગ્યા. જો કે મ્હોટા મ્હોટા લખેશરીઓનાં દેવાં તો પત્યાં પણ ન હતાં અને ઘણાંયનાની પાંચ આની, સાત આનીથી માંડવાળ થઇ હતી.

## શેરસટ્ટાની ગરબીઓ

આ શેરસટ્ટાના ફંદામાં ફસાઇને દાઝેલો કવિ પછી બીજું શું કરે ? તેણે શેરસટ્ટાની ગરબીઓ રચી, અને તેની સેંકડો નકલો મુંબઇમાં ખપી ગઇ. બે ગુર્જરાતી બ્રાહ્મણો તો મુંબઇમાં ચૌટે ચૌટે ડાગ-લીઓ બજાવીને આ ગરબીઓ ગાતા ફરતા હતા અને લોકો તે સાંભળવા ટોળે મળતા. કહે છે કે બે બ્રાહ્મણોને ગરબીઓ ગાવામાંથી જ બે મહિનામાં પાંચસો છસો રૂપીઆની પ્રાપ્તિ થઇ હતી. એ ગર-બીઓ કેટલી લોકપ્રિય થઇ પડી હશે તેનું માપ આ ઉપરથી કહાડી શકાય છે.

## ફાર્બસ સાહેબનું અવસાન

શેરસટ્ટાની આફતમાંથી દલપતરામને મદદ કરી ઉગારી લેવાનું છેલ્લું મિત્રકાર્ય કરી ફાર્બસ સાહેબે ૧૮૬૫ નાં ઓગસ્ટ મહિનામાં દેહ મૂકયો. આ સાચા સહાયક અને મિત્રના મરણથી સગો ભાઇ ખોયા જેટલું દલપતરામને દુઃખ થયું. દલપતરામનું એ દુઃખ તેમનાજ શબ્દોમાં વર્ણવેલું સાંભળીશું.

તે મુજ મિત્ર ગયો તદનંતર,
અંતર દુઃખ નિરંતર આવે;
જનું રહ્યું સુખ તો શતજોજન,
ભોજન ભાવ ભલે નવ ભાવે;
તેની છબિ જ તરે નજરે,
કદિ એક કલાક ન છેક છુપાવે;
કષ્ટ કથા દલપત્ત કહે,
કહું કોણ કને? દુઃખ કોણ કપાવે?

\+ + +

લાડનો લડાવનાર દોસ્ત દિલદાર ગયો,
કોણ હવે મને લાડકોડથી લડાવશે ?
સુખ દુખવારનો પોકાર શુણનાર ગયો
કોણ હવે સુખ કરી શોકને શમાવશે ?
હિંમતદાતાર હિમાયતુ હિતકારી ગયો,
કોણ હવે હૈયે મને હિંમત ધરાવશે ?

કહે દલપતરામ, સાહેબ કિનલોક વિના
કોણ માઈ ડીઅર કહી મને બોલાવશે ?

ફાર્બસ સાહેબના ગુજરી ગયા પછી કવિએ સોસાઇટીનું કામ, તેમાંથી નિવૃત્ત થયા ત્યાં સુધી શાન્તિથી કર્યાં કર્યું. તે દરમ્યાન અનેક ઇનામી કાવ્યો તેમણે રચેલાં. તેમાં ગુજરાતના હિંદુઓની સ્થિતિ, વેનચરિત્ર તથા મિથ્યાભિમાન નાટક એ મુખ્ય છે.

## સોસાઇટીમાંથી નિવૃત્ત

સને ૧૮૭૮ માં આંખનું બહુ કાચું પડી ગયું, એટલે સોસાઇટીના આસીસ્ટન્ટ સેક્રેટરીનું કામ કરવું અશકય થઇ પડયું. તેથી વર્ષની આખરે નિવૃત્ત થયા. જીવિતના બાકીનાં ૧૯ વર્ષ તેમણે સત્સંગમાં અને ધાર્મિક ચિંતનમાં ગાળ્યાં. રાજકોટના મહેરામણજી ઠાકારે પ્રવીણસાગર નામનો ગ્રંથ વ્રજભાષામાં લખવા માંડેલો, તેની ૭૨ લ્હેરો તેમણે રચેલી. બાકીની ૧૨ લ્હેરો કવિએ રચી, આમ તે ગ્રંથ પૂરો કરી આપ્યો. આ ગ્રંથ સિવાય નિવૃત્ત થયા પછી લૌકિક વિષય ઉપર તેમણે કાંઇ લખ્યું હોય એમ જણાતું નથી. પણ સ્વામીનારાયણ સંપ્રદાયને લગતા કેટલાક ગ્રંથો તથા સ્વામી બ્રહ્માનંદ અને સ્વામી મુકતાનંદના કઠણ છંદો ઉપર ટીકા લખવાનું કામ તેમણે કર્યું હતું. તેમણે રચેલો હરિલીલામૃત નામનો સાંપ્રદાયિક ગ્રંથ ઘણો જ મ્હોટો છે તથા વ્રજભાષામાં રચેલો સ્વામીનારાયણના જન્મચરિત્રનો ગ્રંથ જેનું નામ ઘણું કરીને પુરુષોત્તમચરિત્ર છે તે ઘણો સુંદર છે.

## સી. આઈ. ઇ. નો ખિતાબ

સને ૧૮૮૫ માં સરકાર તરફથી તેમને સી. આઇ. ઇનો ખિતાબ મળ્યો અને સને ૧૮૯૬ માં તેમના સ્મારક માટે અમદાવાદના શેઠ નવરોજજી પેસ્તનજીએ એક ફંડ ઉભું કર્યું. તેમાં રૂ. ૧૨૦૦૦, ભરાયા. તેમાંથી રૂ. ૮૦૦૦, કવિને ભેટ આપવામાં આવ્યા અને બીજા હીમાભાઇ ઇન્સ્ટીટયુટમાં તેમની છબિ મૂકવામાં - તથા બીજામાં ખર્ચાયા. કવિને જુદાં જુદાં દેશી રાજ્યોમાંથી પાંચ વર્ષાસન મળતાં અને તેની આવક પણ ઠીક હતી. તેમાં બેએક તો હજી પણ ચાલુ છે અને તેમના પુત્રોને મળે છે. ૧૮૯૭ માં કવિને અર્ધાંગ વાયુ થયો અને ૧૮૯૮ માં દીર્ઘ આયુષ્ય ભોગવી તથા દેશની સેવા કરી કવિએ અક્ષરધામમાં નિવાસ કર્યો.

## કવિનો સ્વભાવ

આપણા કવીશ્વરના માત્ર જાહેર જીવનની આ ટૂંકી રૂપરેખા છે. તેમનું ખાનગી જીવન અતિશય સ્વચ્છ અને પવિત્ર હતું. તેઓ બહુ જ આનંદી સ્વભાવના અને મળતાવડા હતા. ન્હાના, મ્હોટા, ભણેલા, અભણ, બાળ, વૃદ્ધ, સ્ત્રી પુરુષ સહુ સાથે તેમના જેવા થઇને તેઓ હળી જતા. તેમનો મ્હોટામાં મ્હોટો ગુણ એ હતો, કે ઉતાવળમાં ઉછાંછળું પગલું એ કદી ભરતા નહિ. હમેશાં પાકા વિચાર પછી જ નિશ્ચય કરતા. આમ છતાં શેરસટ્ટામાં તે કેમ ફસાઇ પડયા હશે એ નવાઇજેવું લાગેછે ખરૂં, પણ તે તો એક ઉડતા રોગના ભોગ થઈ પડવા જેવું જ બનેલું એમ કહી શકાય. પણ એ સ્થિતિમાંથી પૂરી પ્રમાણિકતાથી નીકળી ગયા, એમાં દેવાનંદસ્વામીએ ન્હાનપણમાં જ નીતિમત્તાની જે ઉંચી છાપ પાડેલી તેની અસર પણ જણાઈ આવેછે. તેમનામાં દંભ તો લેશ પણ હતો જ નહિ. પોતાની એક સ્થિતિ હોય છતાં ડોળની ખાતર બીજી સ્થિતિ તે કદી બતાવતા નહિ. નિરભિમાની પણ તેવા જ હતા. લોકો સાળા અથવા સસરાની ગાળથી બહુ ગુસ્સે થઇ જાય છે, તે બાબતમાં એઓ કહેતા કે આપણી બ્હેનનો એ પતિ એમ સાળાનો અર્થ કરવાને બદલે એની પત્નીના આપણે ભાઈ એવો અર્થ શું કામ ન કરવો ? હું તો સહુની પત્નીઓનો ભાઇ અથવા બાપ થવા ખુશી છું.

સૌનો સાળો, સૌનો સસરો, છે દ્વિજ દલપતરામ

કરેલ બુદ્ધિ, પાકટ વિચાર અને નિર્દંભી સ્વભાવને લીધે તેઓ સલાહકાર બહુ જ સારા થઈ શકતા. વિદ્યાર્થીઓ, મિત્રો કે સગાંસંબંધીઓ જે કોઇ એમની સલાહ પૂછતું તેને હમેશાં તેઓ સાચી સલાહ આપતા. તેમની સલાહમાં હમેશાં એ ખૂબી રહેતી કે, સલાહ પૂછનારની પરિસ્થિતિ, સાધનસંપન્નતા તથા શક્તિ એ બધું વિચારીને જ તેઓ સલાહ આપતા.

આ ગુણોને લીધે જ સંસારસુધારાની બાબતમાં દલપતરામની પદ્ધતિ મહીપતરામ વગેરેથી જુદી પડતી. સદ્‌ગત નવલરામે લખ્યું છે કે:

" દલપતરામ અને દુર્ગારામનો સુધારો ધીરો, દેશકાળને અનુસરતો, યોગ્ય શૈલીનો, દેશદાઝનો અને અભિમાનને ખાતર નહિ. બીજામાં ( એટલે બીજા સુધારક વર્ગમાં ) જુવાનીઆ દાખલ થયા, **અથવા** કર્યા તે દુનિયાથી **અજ્ઞાન**, દેશી વિદ્યાથી અજાણ્યા અને અભિમાનની મૂર્તિ."

ત્યાર પછી અમદાવાદ અને સુરતના સુધારકોનો સ્વભાવભેદ બતાવી નવલરામભાઇ જણાવે છે, કે " બન્નેએ ( એટલે અમદાવાદી તથા સુરતી સુધારકોએ ) ધર્મખંડન શરૂ કર્યું. મદ્યપાન એ શિક્ષા **(baptism)** થયું. સુધારાની આબરૂ ગઇ. દારૂડીઓ સુધારો કહેવાયો. જૂના લોક ફફડાવીને સામા થયા, અને જાણ્યું કે આ તો દુશ્મનો જ ઉભા થયા છે. આ ખરાબી એવી થઇ કે તેનો બદલો વાળી શકાવાનો નથી. દલપતરામ જેવાનો હાથ હોત તો આમ થાત નહીં" નવલરામની આ ચિકિત્સા સાવ સાચી છે. દેશમાં સુધારો કરાવવા ઇચ્છનાર અભિમાની માણસોથી અથવા તો અશુદ્ધ માણસોથી કેટલું નુકસાન થવાનો સંભવ રહે છે તેના દાખલા દરેક મહાન ચળવળમાં આપણને મળે છે. દલપતરામ જે વાસ્તવિક હોય અથવા જેને પોતે કર્તવ્ય માન્યું હોય તેજ કરતા. તેમણે વ્યાખ્યાનો ઘણાં કર્યાં છે, પણ તેમનાં વ્યાખ્યાનોથી જ જણાય છે, કે વ્યાખ્યાન કરવાની ખાતર તેમણે વ્યાખ્યાન કરેલું નથી. લોકને કલ્યાણકારક એવા પોતાના વિચારો કોઇ પણ રીતે લોકોના મનમાં ઠસે તો કેવું સારૂં, એવો ભાવ રાખીને જ તેઓ હંમેશ વ્યાખ્યાન કરતા. તે વખતના સંસારસુધારામાં વિધવાવિવાહનો સવાલ બહુ જ ચર્ચાતો અને વેનચરિત્ર રચીને દલપતરામે એ ચર્ચામાં ભાગ લીધો છે. બાળાત્વારે વૈધવ્ય પળાવવાની રૂઢિનો તેમાં તેમણે જબરો વિરોધ કર્યો છે પણ તે સાથે વૈધવ્ય અવસ્થામાં પોતાનો વૈધવ્યધર્મ બરાબર પાળે તેનાં એથીયે સુંદર રીતે વખાણ કર્યાં છે. એ કાવ્ય મારફત એ પ્રશ્નનો ઉકેલ કેવી રીતે થઇ શકે એ એમણે સૂચવ્યું છે. બાળવિવાહનિબંધ તથા જ્ઞાતિનિબંધ રચીને એ પ્રશ્નોની ચર્ચામાં તેમણે ભાગ લીધો છે. લોકો પોતાના ગજા ઉપરાંત ખોટાં ખર્ચ કરીને ખુવાર થઇ જાય છે તે તો તરતજ અટકાવવું જોઇએ એમ તેઓ માનતા, અને તે ઉપર તેમની રચેલી ગરબીઓમાં ' ફુલણજી તમે ફુલાવ્યા કેમ ફુલ્યારે ? ફુલણજી !' એ ગરબી પ્રસિદ્ધ છે.

તે વખતના સુધારામાં બીજું મહત્ત્વનું અંગ ભૂતપ્રેતનો વ્હેમ કઢાડવાનું અને જુવાન્જતિની દગાઇઓ ઉઘાડી પાડવાનું હતું. તેમાં એમણે પોતાની લેખિની દ્વારા તો બને તેટલું કર્યું જ છે. પણ ભૂતપિશાચ ધુણવાના કે એવું કાંઇ તરતોફાન થયાનું ખબર પડતાં જ્યાં હોય ત્યાંથી ઉઠીને તે ઠેકાણે જતા અને ભૂતપિશાચના તોફાનનું મૂળ શોધી કહાડતા, અને પછી લોકોને તે સમજાવી બોધ આપતા. કાંઇ પણ સુધારો કરવો હશે તો તે લોકોને સાથે જ રાખીને તેમને સમજાવીને જ થઇ શકશે, એ તેઓ બરાબર માનતા. ' સજ્જન સંભળાવજે રે ધીરે ધીરે સુધારાનો સાર, સજ્જન સ્નેહ સહિત સંભળાવજે, ' એ પદમાં એમના સુધારક તરીકેના વિચારો સૂત્ર રૂપે આવી જાય છે.

સુધારાની બાબતમાં એમના મુખ્ય સૂત્રો આ ગણી શકાય.

છોટી અક્કલવાળા આગળે, મુખે ન વદિયે મોટી વાત
પાસેર કેરા પાત્રમાં, કેમ શેર સમાશે સાત, સજ્જન૦
લાખો કીડીપર લાડવો, આખો મેલિયે તો મરી જાય;
ભૂકો કરી ભભરાવીએ, તો તે ખાસ રીતેથી ખાય
સજ્જન૦

× × × ×

ધીરે ધીરે નિત ધીરવી, એને અક્કલ શીખવીએ અનેક;
હળી મળી હેત વધારીએ, પણ છૂટા ન પડીએ છેક.
સજ્જન૦

× × × ×

સજ્જનને મન શુદ્ધ છે, પણ વિશ્વ વિરૂદ્ધ વિચાર
બહુજનમાં નહિ બોલીએ, જેથી ઉપજે ઉપાધિ અપાર.
સજ્જન૦

સંસારી જનને સુધારશો, રૂડી રાખીને એવી જે રીત;
દલપતરામના દેવની, તમે પામશો પૂરી પ્રીત.
સજ્જન૦

વળી તેમને મન ' સુધારો ' એટલે માત્ર સંસારસુધારો જ ન હતો. સુધારાનો તેમનો અર્થ બહુ વ્યાપક હતો. તેમના પુત્ર કવિ ન્હાનાલાલે તો પિતૃભક્તિના આવેશમાં તેમને વિષે ખૂબ કહી દીધું છે કે,

આપદશા આ યુગના, કવિ છો, સત્કાર છો;
ને નવજીવન કેરા ઋષિ છો, સ્મૃતિકાર છો.

આ શ્લોકમાં વિશેષણો બહુ ભારે પડતાં લાગે એવાં છે, પણ એક અર્થમાં તેમને એ વિશેષણો લગાડી શકાય એમ છે. ' હુન્નરખાનની ચઢાઇ ' લખીને આપણી આર્થિક અવદશાનું અને વણાટ દ્વારા તેમાંથી ઉદ્ધારનું ભાન ગુજરાતમાં તો તેમણે જ પ્રથમ કરાવ્યું. અંગ્રેજ સરકારના તે વખતે તો અદલ ઇન્સાફી ગણાતા રાજ્યમાં વેઠ વગેરેનો કેટલો ત્રાસ હતો તેનું વર્ણન ' પ્રજા દુઃખ વર્ણન ' નામના લેખમાં બતાવી સરકારની તથા લોકોની તેમણે જ પહેલી આંખ ઉઘાડી. અંગ્રેજી અદાલતો ઉપર જ્યારે મારૂં હિંદુસ્તાન ફિદા ફિદા થઇ જતું હતું, ત્યારે પણ અંગ્રેજી કાયદા બહુ અટપટા હોઇને લોકને સુખકારક નીવડવાને બદલે દુઃખકારક નીવડવાનો સંભવ છે એ પ્રથમ તેમણેજ બતાવ્યું. સાંભળોઃ–

કાયદાની કલમો અને આકટ અનેક થયાં,
નિર્ણય ન તેથી સમજી શકાય ન્યાયનો;
જેમ સ્માર્ત ધર્મતણી સ્મૃતિઓ અનેક થઇ,
નિર્ણય ન સમજાય સ્માર્ત સંપ્રદાયનો.
કાયદામાં શબ્દ પણ એવા તો કઠણ છે કે,
મોટા મોટા વકીલો ન જાણી શકે માયનો;
વેદના વચન વિષે ઉપજે અનેક અર્થ,
*એવો કાયદો છે આજ અંગરેજ રાયનો.*

ફાર્બસ જેવા મ્હોટા અંગ્રેજી અમલદારની સહાયથી જ પોતે સારી સ્થિતિએ પહોંચ્યા હતા પણ તેની બધી વાતોમાં કદી તેમણે હાજી–હા ભણી નથી. એક વખત કવિ ફાર્બસ જોડે નિરાંતે બેસીને વાતો કરતા હતા. વાતમાં ને વાતમાં સાહેબે પૂછ્યું, કે દલપતરામ ! આ બ્રિટિશ સરકારનું રાજ્ય તમારા રામ, યુધિષ્ઠિર અને વિક્રમના રાજ્ય કરતાં ચઢે નહિ ? કવિએ વિનયપૂર્વક પણ દૃઢતાથી જવાબ દીધો, ના સાહેબ, તેમના કરતાં ચઢીઆતું ન ગણાય. અમારા તે જૂના રાજાઓમાં લડાઇ જાગે તો રૈયતને દુઃખ ન થાય તેવી રીતે બહુધા પાણીપત જેવા મેદાનમાં જઇ તેઓ લડતા. હાલ તો ગામને ઘેરા ઘાલવામાં આવે છે, અને તોપોના ગોળા છુટે તેથી રૈયતનાં કોઇ નિર્દોષ માણસો છુંદાઇ જાય તેની દરકાર કરવામાં આવતી હોય એમ જણાતું નથી. સારાં મકાનો પડી જાય અને નગરોમાં આગ લાગી ઉઠે એવી લડાઇઓ અમારા જુના રાજા કરતા ન હતા. વળી હાલ તો રૈયતના લોકો હથીઆર વગરના એકઠા થાય અને તોફાન થશે એવો વ્હેમ પડે, કે ટોળા ઉપર ગોળીબ્હાર કરવામાં આવે છે. એવું અમારાં તે જુનાં રાજ્યોમાં થતું ન હતું. આ કારણોથી આ રાજ્ય એ રાજ્યો કરતાં

ચઢીઆતું ન ગણાય. સાહેબે કહ્યું, કે એ તો અમારા યુરોપનાં રાજ્યોની રીતજ છે કે, ' લોકો તોફાને ચઢે, તો ગોળીબ્હાર કરવા. એ રીત અત્રે દાખલ કરી છે, તેમાં તમને વાંધા જેવું કેમ લાગે છે ? ' કવિએ જવાબ આપ્યો કે લોકો તોફાને ચઢે તો, પોલીસ કે લશ્કર પાસે બાહુબળથી પકડાવી કાયદા પ્રમાણે શિક્ષા કરવી, પણ પુત્રવત્ પ્રજાજનો ઉપર ગોળીબ્હાર કરી તેમને મારી જ નાંખવા, એ તો અમારા તે જુના રાજાઓ કદી માન્ય કરે જ નહિ. વળી આ દેશની પ્રજા પાસેથી હથીઆર લઇ લીધા પછી તેમના સામે તો ગોળીબ્હાર એ તો મને આર્ય રાજાઓની રીતિથી ઉલટું લાગે છે. આ વાતચીત હમણાંની સ્થિતિ ઉપર ન થઇ હોય એવી લાગે છે પણ કવિએ ગોળીબ્હાર અને લડાઇ વખતે થતું નુકસાન એ વસ્તુઓ જ ખાસ જણાવી એ ૫૭ ના બળવા પછી અંગ્રેજ લોકોએ કરેલા જુલમની મન પર પડેલી અસરને લીધે જ હોવું જોઇએ. અહીં બીજી શંકા એ પણ ઉઠે છે, કે 'ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર,' એ કવિતા લખનાર કવિ જુનાં રાજ્યોની આવી પ્રશંસા કરવા ક્યાંથી ઉદ્યુકત થયા ? 'ઝેર ગયાં'વાળી કવિતામાં અંગ્રેજના રાજ્યને નાદીરશાહ તથા મરાઠાઓની લૂંટફાટના રાજ્ય કરતાં જ સારૂં કહ્યું છે પ્રાચીન રાજ્યો સાથે અથવા મોગલ રાજ્ય સાથે પણ અંગ્રેજના રાજ્યની સરખામણી એ કાવ્યમાં નથી. અને અંગ્રેજી રાજ્યનાં એ કાવ્યમાં અમર્યાદ વખાણ છે તે તો અંગ્રેજ લોકોએ દેશમાં તે વખતે ફેલાવેલા વિચારો અને કેળવણીનું પરિણામ છે.

## કવીશ્વર દલપતરામની કવિતા

હવે આપણે દલપતરામની કવિતાનો વિચાર કરીએ. તેમની કવિતાની યોગ્ય પરીક્ષા કરવા સારૂ તેને ત્રણ વિભાગમાં વ્હેંચી નાંખીશું. તેમની કવિતામાં ઘણી તો એવી છે, કે જે અમુક પ્રસંગ ઉપર એટલે કોઇ સંસ્થાની સ્થાપના વખતે, કોઈ મ્હોટા પુરુષના માનના મેળાવડા વખતે, કે કોઇને ત્યાં લગ્નના પ્રસંગે રચાયેલી હોય; અથવા તો અમુક વિષય ઉપર કવિતા રચી આપો, તો આટલું ઇનામ મળશે એવી કોઇની ફરમાસથી રચાયેલી હોય. આવી તમામ કવિતાઓને આપણે એક વિભાગમાં ગણીશું. સ્વાભાવિક રીતે જ આવી પ્રાસંગિક અને ફરમાસુ કવિતાઓ સારી ન હોય તે પ્રસંગે કદાચ તે લોકોનાં મન રંજન કરી શકે.

દાખલા તરીકે આંખની દવા કરાવવા આઠ મહિના દલપતરામને મુંબઇમાં રહેવું પડયું ત્યારે લાડની વાડીમાં ઉતરેલા. તેને આશિષ આપતાં કવિ કહે છેઃ

વાસ કરી વસુમાસ વસ્યો,
તુજ પાસ અને મુજ આશ પમાડી
સર્વ મનોરથ સિદ્ધ થયા
મુજ નેત્ર તણી પણ પીડ મટાડી.
કામદુધા કહું કે તુજને કહું,
કલ્પતરૂ તણું ઝુંડ કે ઝાડી
આશિષ દે તુજને દલપત્ત
થજે વડિ લાયક લાડની વાડી.

આ કવિતા તો તેમની આવા પ્રકારની કવિતામાં સારામાં સારી ગણી શકાય. પણ ડાકટર વાયલી સાહેબને માન આપવા સારૂ સભા મળી તેમાં સભાની ફરમાસથી દલપતરામે નીચેની કવિતા બનાવીને ગાઇ સંભળાવીઃ

તેં આવિ અમદાવાદમાં, બહુ મોટી કિરતી મેળવી;
સુધરાઈ ખાતાં તેં સુધાર્યાં, ભાવથી દિલ ભેળવી.
તુજ હાથ અડતાં હડે વ્યાધી, કોઇ રહે નહિ કાયલી;
આ શહેરના જન સહુ કહે, વાહ વાહ ડાકટર વાયલી.
વગેરે.

અથવા લંડનમાં ધી ઇમ્પીરિયલ ઇન્સ્ટીટ્યુટની શાખા તરીકે ઓરીએંટલ સ્ટડીની સ્કુલ સ્થપાઇ તે વિષે કવિ કહે છેઃ

સંગ્રહસ્થાનની એક શાખા વળી,
નેઉની સાલ થતાંજ થાપી;
વિવિધ ભાષા ભણે દેશ પરદેશના;
એવી કૉલેજ પૂરી પ્રતાપી.
મેક્સમ્યુલર મહા પંડિતે તે સમે,
દીધું ભાષણ અતી અસરકારી;
દેવતાનો ગુરુ જેમ બૃહસ્પતિ,
શીખવે દેવને . રીત સારી.

આવી આવી કવિતાઓ દલપતરામની ઘણી છે અને એમના વખતમાં લોકો એથી રીઝતા પણ હતા. પણ હવે તો લોકોની અભિરૂચિમાં બહુ ફેર પડતો જાય છે અને આવાં કાવ્યોથી

લોકો પ્રસન્ન થાય તેમ નથી. દલપતરામની આવી કવિતાઓ હવે કોઈ વાંચવાનું નથી, એટલે તેનો વિચાર કરવો નકામો છે. બીજા પ્રકારની કવિતાઓ એવી છે, કે જેમાં શબ્દની ઝડઝમક, શબ્દોની અમુક આકારમાં ગોઠવણી, આમથી વાંચીએ તોપણ એક જ રીતે વંચાય અને અવળી વાંચીએ તોપણ એ જ શબ્દો આવે એવી છે. આ ચિત્રકાવ્યો કહેવાય છે. આમાં નાગપાશપ્રબંધ, કપાટપ્રબંધ, વૃક્ષપ્રબંધ, કેતકીપ્રબંધ એવા અનેક જાતના પ્રબંધો છે શબ્દોને અમુક આકારમાં ગોઠવવા અને તેનો કાંઇક અર્થ નીકળે એમ કરવું એ જાતની ચતુરાઈ સિવાય આમાં કાંઇ નથી. વળી એ રચના સમજવા માટે પણ માથાકૂટ કરવી પડે. તેમજ શબ્દાલંકારનાં આવાં કાવ્યો કે,

પરભા પરભાત પોરમાં, પરભાષાપર ભાવ લાવિયો,
પરભા પરભાસની તજી, પરભાર્યો અહીં કેમ આવિયો.

પરભા નામના બ્રાહ્મણ વિદ્યાર્થીને તેના ગુરૂએ કહેલું કે; આપણા જજમાનનો સંઘ પ્રભાસ જાય છે તેમની સાથે જજે તો દશ પંદર રૂપીઆ દક્ષિણાની પ્રાપ્તિ થશે. પણ પેલો પરભો તો પરભાતમાં પરભાષા-અંગ્રેજીનું લેસન કરવા બેઠો અને તેમાં વાર થઇ ગઇ એટલે પરભાસનો સંઘ તો જતો રહ્યો. એટલે ગુરુ આ પ્રશ્ન પૂછે છે. આમાં પરભા શબ્દનો અનુપ્રાસ ગમે તેમ કરીને વારંવાર મેળવ્યા સિવાય બીજો કશો ચમત્કાર નથી. તેજ પ્રમાણે

વાર વાર કરતાર સ્મર, શિર પર કર ધરનાર
સાર સાર ભરનાર હર પર હર પર દરકાર

આમાં એક એક અક્ષરને અંતરે ' ર ' અક્ષર આવે છે તેથી વચમાં બધા ' ર ' મૂક્યા હોય અને આગળ પાછળ બીજા અક્ષરો ગોઠવ્યા હોય તો પણ બરાબર વાંચી શકાય એવો કપાટપ્રબંધ બને છે. આવા શબ્દના બાળીશ ખેલથી રીઝવા જેટલું ગુજરાત હવે બાળક નથી રહ્યું, અને દલપતરામની આ જાતની કવિતાઓ પણ ભૂલાઈ જવાની.

સુબોધ આપવાની ખાતર, કુદરતનું વર્ણન કવિતામાં કરી લોકોના મન રંજન કરવા ખાતર તથા શુદ્ધ વિનોદની ખાતર રચેલી તેમની કવિતાઓનો આપણે ત્રીજો વિભાગ પાડીશું. જો કે વચમાં કેટલાંક વર્ષો એવાં આવી ગયાં જેમાં વિદ્વાનોએ દલપતરામને કવિપદેથી ઉતારી પાડ્યા હતા અને તેને પરિણામે અત્યારે તેમની કવિતાઓ લોકોમાં કે વિદ્યાર્થીઓમાં બહુ વંચાતી નથી. પણ ફરી પાછી દલપતરામની કદર થવા માંડી હોય એમ દેખાય છે અને દલપતરામની આ ત્રીજા વિભાગની કવિતા સાહિત્યમાં ચિરકાળ ટકશે એવાં આશાજનક ચિહ્નો જણાય છે. સાચી કવિતા રચવામાં કારણભૂત થનાર એક મ્હોટો ગુણ દલપતરામમાં હતો. તે એ છે કે વિશ્વમાં સહુની સાથે તેમનો આત્મભાવ હતો. તેમનો એ આત્મભાવ અતિશય વિશાળ હતો અને તેથી જુદી જુદી કોટીના માણસોને શું જોઇએ એ તેઓ તરત પારખી શકતા. પોતાના ક્યા વિચારો ક્યા પ્રકારના લોક ઝીલી શકશે, કઇ કલ્પનાઓ કોને ગમશે એ તે બરાબર પારખી શકતા અને તેથી ન્હાના બાળકો કે મ્હોટા માણસો, ભણેલા કે અભણ સહુને રસ પડે તેવી કવિતા તેઓ લખી શકતા. પણ સહુની સાથે આત્મભાવ હોવા ઉપરાંત ઉચ્ચ પ્રકારની કવિતા માટે જે કળા અને કલ્પનાબળ જોઇએ તેનો દલપતરામમાં ઉત્કર્ષ ન હતો અને તે ઉણપને લીધે તેમની સારામાં સારી કવિતા પણ

બહુ ઉચ્ચ પ્રતિની બની નથી.* તેમની કવિતા લખવાનો પ્રવર્તક હેતુ આત્મતોષ, પોતાના હૃદયના આનંદનો ન હતો પણ પરપ્રસન્નતાનો જ હતો. પણ પારકાને રાજી કરવાને લખનારા તેને રાજી કરવા માટે ગમે તેવી સામગ્રી તેને આપે છે એવું તે કદી કરતા નહિ. પારકાને રાજી કરીને છેવટે તો તેને બોધ જ આપવા એ ધ્રુવ ઉદ્દેશ ઉપરથી તેમનું નિશાન કદી ખસ્યું નથી. પરકીયા નાયિકા વિષે કવિતા રચી લાવે તો મ્હોટું ઇનામ આપવા એક સરદારે તેમને એક વખત કહેલું ત્યારે તેમણે જે જવાબ આપેલો તે તેમની કવિતાનું લક્ષ્ય શું હતું એ બરાબર બતાવે છે. કવિએ જવાબ આપ્યોઃ

"અણુભાવ્યું સંભારતાં, ઉપજે ઉલટી જેમ
વરણવતાં વ્યભિચાર પણ, ત્રાસે મુજ મન તેમ.

અનીતિમય વર્ણન પોતાની કલમમાંથી ઉતરે તેના કરતાં તો કલમ ફાટી પડે એવું તે ઇચ્છતા.

તેમની કવિતાનું ધોરણ તેમના પોતાના જ શબ્દોમાં કહીશુંઃ

બાળક પીએ તો તેને જ્ઞાનબળ બહુ વધે,
જુવાન પીએ તો છક ઉતરે જુવાનીનો,
વૃદ્ધ જો પીએ તો તેને હિંમત ને જોર વધે,
ઉપજાવે અંતરમાં રસ સૌને આનીનો,
સતીઓ પીએ તો તેને સતનો મારગ સૂઝે,
સુધારસ સમ નારી મ્હોટી અને ન્હાનીનો,
સુકવિતા કોઇને ન હોય અવગુણકારી,
દેખ ન દેખાય તેમાં જરીએ નાદાનીનો.

આ તેમનું ઉત્તમ કવિતાનું ધોરણ હતું. તેથી ઉલટું

બાળક વાંચે તો તેની બુદ્ધિમાં બિગાડ થાય,
જુવાન વાંચે તો તે જરૂર વહી જાય છે;
વૃદ્ધ જન વાંચે તો તે લાગે તેને વિષ જેવી,
થૂ થૂ કહી જે કવિતા ઉપર થૂંકાય છે;
ભગિનીઓ સાંભળતાં ભાઈથી ભણાય નહિ,
લાજવાળા માણસો તો વાંચતાં લજાય છે;
કોણ એવી કવિતાને કહેશે જે કવિતા છે,
કવિતા તો સાને સુખકારક ગણાય છે.

આજ ધોરણે આપણે તેમની કવિતાની પરીક્ષા કરવાની છે. 'ભગિનીઓ સાંભળતાં ભાઇથી ભણાય નહિ' તથા 'લાજવાળા માણસો તો વાંચતાં લજાય છે' એ ધોરણ આપણા થોકડાબંધ નવલકથા લખનારાઓ, રદ્દી નાટકો ભજવનારાઓ અને અશ્લીલ ગાયનના રાગડા તાણનારાઓ જરા વિચારે તો કેટલો લાભ થાય ?

આ ધોરણે જોઇશું તો 'એક અડપલો છોકરો જીવો જેનું નામ' વાળી કવિતા, અથવા 'માખી બોલી મુખ થકી 'આવ બચ્ચા પાસ' વાળી કવિતા, અથવા 'સુવાક્યથી સ્નેહ સદૈવ વાધે' એ કવિતા, કે 'શિયાળવાનની પૂંછડી સાથ બાંધી' એ કવિતા, કે 'પુરી એક અંધેરીને ગંડુરાજા' એ કવિતા અને એવી તેમની અનેક કવિતાઓ અત્યારે આપણાં બાળકોને વાંચવા નથી મળતી એ શું ખેદજનક નથી ?

તેમની વિનોદની કવિતાઓ જુઓ.

ઉંટ કહે આ સમામાં વાંકાં અંગવાળાં ભુંડાં
ભૂતળમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે
બગલાની ડોક વાંકી. પોપટની ચાંચ વાંકી
કૂતરાની પુંછડીનો વાંકો વિસ્તાર છે

* શ્રી. કેશવલાલ ધ્રુવે આ પ્રસંગે બોલતાં જણાવ્યું હતું કે કવિ દલપતરામની કવિતાઓના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે, પ્રાસંગિક, ચિત્રકાવ્ય અને બોધક કવિતા. તેમાંથી પ્રાસંગિક કવિતા વિષે હું કાંઇ કહેવા નથી ઇચ્છતો. ચિત્રકાવ્યને કાવ્યશાસ્ત્રમાંજ નિકૃષ્ટ ગણેલું છે. બોધક કાવ્યો વિષે મત ભિન્નભિન્ન હોઈ શકે. આલંકારિકોએ જે નવ રસ કહ્યા છે એટલા જ રસ કાંઇ કાવ્યમાં હોતા નથી. આલંકારકોની કાવ્યની વ્યાખ્યા પ્રમાણે જ આપણે તપાસવા બેસીશું તો તો ઘણીવાર એવું બનશે કે બહુ ઉંચી પ્રતિનાં કાવ્યો પણ એ વ્યાખ્યા પ્રમાણે કાવ્ય નહિ ગણી શકાય. પરંતુ રસ કોને કહેવો એ રસના અર્થ ઉપરથી આપણે નક્કી કરવું જોઇએ. અમુક પ્રકારના ભાવ કવિના હૃદયમાં ઉત્પન્ન થઇ સ્થાયી રૂપ પકડે અને કવિ જો પોતાની કવિતા દ્વારા તેવા જ ભાવ વાચકના હૃદયમાં જગાડી શકે તો તે કાવ્યમાં રસ છે એમ માનવું જોઈએ, અને તે કાવ્ય ઉત્તમ પ્રતિનું ગણાય.

કેશવલાલભાઇનુ કહેવું સાચું છે. ગમે તે રસ સ્થાયી હોય અને કાવ્યમાં તેજ જો દીપી નીકળતો હોય તો તે ઉચ્ચ પ્રતિનું કાવ્ય ગણાય પણ જ્યાં બોધ એજ મુખ્ય ઉદ્દેશ હોય અને તે ઉત્કૃષ્ટ ભાષામાં મુકેલો હોવાથી તેમાં રસની છટા આવતી હોય તો તેની કવિતામાં કાવ્યની છટા છે એમ આપણે કહી શકીએ. તેને પ્રધાનતયા કાવ્ય ન ગણીએ. દલપતરામની બોધક કવિતા કાવ્ય નથી એમ હું નથી કહેવા માગતો પણ તેમાં કાવ્યરસનું પ્રાધાન્ય નહિ હોવાથી અને ઉત્કટતા પણ નહિ હોવાથી તેને ઉચ્ચ પ્રતિનું કાવ્ય ન કહેવાય એટલું જ મારૂં કહેવું છે.

વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંક<br>
ભેંસને તો શિર વાંકાં શીંગડાંનો ભાર છે<br>
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ<br>
અન્યને તો એક વાંકું, આપને અઢાર છે

અથવા

કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર,<br>
કહે છે શું શોધો છો કશી ચીજ આછી રહી:<br>
કહે ડોશી બાળપણ ખબર વિના મેં ખોયું,<br>
જુવાનીમાં દિવાની તારા જેવી ગતિ રહી;<br>
છવાઈ જરાની છાયા, કાયાના વિખાયા બંધ<br>
ગાયા ન ગોવિંદ માયામાં મતિ રહી,<br>
ઝુકી ઝુકી ડોકી વાંકી, રાખી દલપતરામ,<br>
જોતી હું ફરું છું જે જુવાની ક્યાં જતી રહી ?

કે

એક શરણાઈવાળો સાત વર્ષ સુધી શીખી,<br>
રાગ રાગણી વગાડવામાં વખણાણો છે;<br>
એકનેજ જાચું એવી ટેક છેક રાખી એક<br>
શેઠને રીઝાવી મોજ લેવાને મંડાણો છે.<br>
કહે દલપત પછી બોલ્યો તે કંજુસ શેઠ<br>
લાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે;<br>
પોલું છે તે બોલ્યું તેમાં કરી તે શી કારીગરી<br>
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

આમાં વિનોદની સાથે જે ઉપદેશ રહેલો છે તેની ઊંડી અસર મ્હોટી ઉંમરના માણસો ઉપર પણ ન થાય એમ કોણ કહી શકશે ?

તેમનાં દરેક કાવ્યમાં અર્થાનર્થ તથા લાભાલાભ સમજાવવા ઉપરાંત ભેદી ટકોરી મશ્કરી જોવામાં આવશે. તેમના 'જનસ્વભાવ વિષે'નાં કાવ્યોમાં જુદી જુદી કોમોના સ્વભાવ તથા ગુણ વર્ણવીને જનસમાજના પોતાના બારીક નિરીક્ષણ તથા ઊંડા પરિચયનું આપણને કવિએ ભાન કરાવ્યું છે. 'ફાર્બસ વિલાસ'માં પોતાના જમાનામાં કવિઓની શૈલી કેવી હતી તે દર્શાવ્યું છે. 'હુન્નરખાનની ચ્હડાઈ'માં દેશની આર્થિક સ્થિતિનો ખ્યાલ ઝડઝમકવાળી અને વાચકને પ્રોત્સાહિત કરે એવી ભાષામાં આપ્યો છે. 'વેનચરિત્ર' માં જુનું વસ્તુ લઈને જુના વખતની પ્રચલિત દેશીઓમાં નવા વિચારો દર્શાવ્યા છે. 'મિથ્યાભિમાન નાટક' માં ભેદી મશ્કરીઓ દ્વારા કવિ પોતાનું લક્ષ્ય આબાદ સાધે છે. 'ફાર્બસ વિરહ'માં શોકાર્ત હૃદયમાંથી નીકળતી વાણી મિત્રપ્રેમની પરાકાષ્ઠા બતાવે છે.

દલપતરામની કવિતાનો બીજો ગુણ એમનો શબ્દ ઉપરનો અદ્‌ભુત કાબુ છે. એમનો શબ્દભંડાર બહુ મ્હોટો હતો અને તેથીજ સહુને સમજાય એવી ભાષામાં પોતાને કહેવાનું બધું તે કહી શકતા. વળી મ્હોટા શબ્દભંડારને લીધે તથા પિંગળના પાકા જ્ઞાનને લીધે તેમની કવિતામાં છંદોભંગ કે યતિભંગ ખોળી કહાડવો બહુ કઠણ પડે છે. તેમની વાણી પાણીના રેલાની માફક વહી જાય છે. પ્રાસ મેળવવા સારૂ તેમને મહેનત કરવી પડતી હોય એવું દેખાતું નથી. પેલું તેમનું સુંદર ધોળ

રામ લક્ષ્મણને વનમાં સીધાવતાં<br>
સતી સીતાને આવતાં સાથ<br>
કહે રઘુનાથ, પધારો પિયર ભણી

અને સીતાનો જવાબ

એવું સાંભળીને સીતાજી કહે<br>
સુણો સુંદર શ્યામ સુજાણ<br>
પ્યારા મ્હારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી

એમાં સાથ અને નાથ તથા સુજાણ અને પ્રાણના સ્વાભાવિક પ્રાસ જાણે અનાયાસે મળીજ જાય છે તેથી જે ખુબી આવી છે તે મનોહર છે. શબ્દ ઉપરના અદ્‌ભુત કાબુને લીધે શબ્દ ચાતુરીના વિનોદ પણ તે ઘણા કરાવી શકતા. સાંભળો

મેલો ઘેલો પેલો જુઓ આગ ખેલમાં ઉભેલો<br>
ગોદડે ગુંથેલો એવો આવે હનુમાનજી,<br>
કાળા હાથ દાર વાળા દાઢી મોઢું દીસે કાળું<br>
પાઘડીનો પલ્લો પુંઠે પૂંછડા સમાનજી<br>
લોક નાસાનાસ કરે ત્રાસ પામી તેને ઠામે<br>
એને નાંખે આંચ જેના રામજી જમાનજી

કેટી ઠામ ઠામ આગ લગાડીને આથો ખસે
હરો હનુમાનજી કે મુસ્લાં . સુલેમાનજી

અથવા પારસીઓએ ગુજરાતી ભાષા બગાડી તે વિષે

> ચૌટામાં લૂંટાણી મહારાણી ગુજરાતી વાણી
> લૂંટી અલંકાર ફૂટી કીધી ગુન્હેગારશી
> પગેરૂં ચલાવ્યું તે તો ચાલતાં મુંબઇમાં પેઠું
> અને ત્યાં તપાસતાં પકડાયા પારસી *

આમાં પ્રાસની સરળતાને લીધેજ ચમત્કૃતિ આવીછે.

દલપતરામની ફતેહનું ત્રીજું કારણ એ ગણી શકાય કે, એમણે સાહિત્યનો પ્રાચીન વારસો બરાબર જાળવ્યો હતો અને તેનો ઠીક ઉપયોગ કર્યો હતો. એમણે જૂનાં પદોના રાગ, ગરબીઓના ઢાળ વગેરેનો બહુ સરસ ઉપયોગ કર્યો છે. તેમાં નવા વિચારો દર્શાવ્યા છે પણ બાહ્ય સ્વરૂપ જૂનું છે. તેમનું

ચેત તો ચેતાવું તને રે પામર પ્રાણી.

એ ભજન દલપતરામનું નથી એમ ન કહ્યું હોય તો આપણે જાણી પણ ન શકીએ.

વિધવા વિવાહ જેવા નવા પ્રશ્નની ચર્ચા કરવા સારૂ વેન રાજાનું ચરિત્ર કવિ દલપતરામે પસંદ કર્યું તે પ્રાચીન વસ્તુનો આબાદ ઉપયોગ કરી લેવાની તેમની શક્તિનો અદ્ભુત નમુનો છે

જૂના સાહિત્યના વારસાનો ઠીક ઉપયોગ ગુજરાતના નવા લેખકોમાંથી કોઇએ કર્યો હોય તો તે પદ્યમાં દલપતરામ, તથા તેમના પુત્ર કવિ ન્હાનાલાલ અને ગદ્યમાં આપણા સમર્થ સાક્ષર શ્રી. કેશવલાલ ધ્રુવ છે. પિતાના કરતાં પણ પુત્રે વિશેષ સફળતાથી આ વારસાનો ઉપયોગ કર્યો છે. ન્હાનાલાલની કવિતામાં એમના ન્હાના ન્હાના રાસોનું સ્થાન બહુ ઉંચું છે, અને જૂના સાહિત્યનું હાર્દ એ ઝીલી શક્યા છે તેથીજ તેમાં આટલા સફળ તેઓ થયા છે, એમ હું માનું છું.

દલપતરામની કવિતાની પરીક્ષાનો ઉપસંહાર આપણા ચતુર પરીક્ષક નવલરામભાઇના કરતાં સારા શબ્દોમાં થઈ શકે એમ નથી.

" દલપતરામની કવિતા શાંત બુદ્ધિની, વ્યવહારમાં કુશળ, ચતુરાઈભરી અને સભારંજની છે. એ નવે રસમાં પ્રસંગોપાત વિચરે છે, પણ તે શાંતિ અને વિવેકની સાથે; વ્યવહારની મર્યાદા એજ આ કવિતામાં રસના સંભવાસંભવની મર્યાદા છે. કોઇ પણ રસની મસ્તી એ આ કવિને મન ગાંડાઇ છે. સંસારનું શાન્ત બુદ્ધિથી અવલોકન કરવું અને તેમાંથી વ્યવહારોપયોગી બોધ લેવો એ દલપત શૈલીને સહુથી વધારે રુચિકર છે. એ શૈલી જાતે દર્દથી મુક્ત હોવાને લીધે બે ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમાંજ મોટું સુખ માણેછે. ઠાવકું હાસ્ય ( humour ), મર્મીળાં કટાક્ષ ( wit ), વાણીની મીઠાશ અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય, એ વડે દલપત શૈલીનાં શાન્ત અને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે. દલપતરામની ચોટ સદા સભાનાં મન રંજન કરવા ઉપરજ રહેલી હોય છે અને તેમાં તે બરાબર ફતેહ પામે છે, કેમકે શ્રોતાના મનમાં ઉતરીને તેને કેમ લાગે છે એ જોવાની શકિત આ કવિતામાં છે. "

આપણા નવીન યુગના સાહિત્યના બે મ્હોટા કવિઓ દલપતરામ અને નર્મદાશંકર. એ બેમાંથી કોણ મ્હોટો એ વિષે એટલી બધી ચર્ચા થયેલી છે કે તે સંબંધ કાંઈ બોલ્યા વિના કવિ દલપતરામ વિષેનો લેખ પૂરો ગણી શકાયજ નહિ. મને લાગે છે કે બે કવિઓમાં કોણ મ્હોટો અને કોણ ન્હાનો એવી ચર્ચા કરવી એજ યોગ્ય નથી. બન્નેની કેળવણી,

* પારસીઓએ ગુજરાતી ભાષા બગાડી એવો જે દલપતરામનો આરોપ છે તે સાથે સંમતિ દર્શાવવા આ અહીં આપી નથી. એ માત્ર પ્રાસાનુપ્રાસના ઉદાહરીકેજ આપી છે. શ્રી. મલબારી, ખબરદાર જેવા પ્રસિદ્ધ લેખકોએ તથા બીજા અનેક પારસી અભ્યાસકોએ કવિ દલપતરામનો આ આરોપ ખોટો પાડયો છે.

સ્વભાવ, સંજોગો અને કાર્યપદ્ધતિ જુદાંજ હતાં. નર્મદાશંકરને અંગ્રેજીનો રંગ લાગેલો હતો, સ્વતંત્ર સ્વભાવની મસ્તી એમના મગજમાં ઘુમી રહી હતી, મુંબઇમાં સ્વતંત્ર રીતે રહેતા હતા અને સુધારામાં ઉચ્છેદક વૃત્તિ તેમને પ્રિય હતી. દલપતરામને જુનીજ કેળવણી મળેલી હતી, અંગ્રેજીના સંસ્કાર કાંઇ મળ્યા હોય તો ભલા ફારબસ મારફત જ. તેમનો સ્વભાવ નરમ હતો અને ફારબસની છાયામાં જ તે કામ કરતા. નર્મદાશંકરના મનમાં એકદમ અને એકલે હાથે દેશને સુધારી નાંખવાનું હતું. એટલે તેમણે આગળ પાછળનો વિચાર કર્યા વિના 'યા હોમ કરીને પડો, ફતેહ છે આગે' કહી દેશને પડકાર્યો તથા 'ડગલું ભર્યું કે ના. હઠવું ના હઠવું' કહીને શૂર ચ્હડાવ્યું; ત્યારે દલપતરામે પરિસ્થિતિને કદી વીસારીજ નથી. તેમણે તો 'ધીરે ધીરે સુધારાનો સાર' સમજાવ્યો છે. નર્મદની રગે રગમાં વીરતા ભરેલી હતી અને તેથી તેણે શૂરવીરના લક્ષણો ગાયાં, ત્યારે દલપત કદી ડહાપણને માર્ગેથી ચળ્યો જ નથી. તેણે શાંતિ અને વિવેકભર્યો બોધ આપ્યો છે. દેશને વીરતા અને ડહાપણ બેમની જરૂર હતી. બન્નેએ પોતપોતાનું કામ પૂરી સફળતાથી કર્યું છે એટલે એ બેમાંથી કોણ મ્હોટો અને કોણ ન્હાનો એ તુલના કરવાનું છોડી દઇ ઓખાહરણમાં બ્રહ્માએ જેમ વિષ્ણુ અને શંકર બન્નેની સ્તુતિ કરી છે, કે—

> જે જે વૈકુંઠરાય નમો નમો,
> જે જે પતિ કૈલાસ રે નમો નમો

તેમ આપણે પણ ગાઇએ કે,—

> જે જે નરમદ વીર. નમો નમો,
> જે જે દલપત ધીર નમો નમો.

નરહરિ પરીખ.

---

પત્નીની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# સુધારાની કસોટી

**कायेन संवरो साधु, साधु वाचाय संवरो ।**
**मनसा संवरो साधु, साधु सब्बत्थ संवरो ॥**
**धम्मपद ॥**

આજકાલ આગબોટ, આગગાડી, વિજળી અને બીજી કોઈ રીતે ચલાવાતી યંત્રસામગ્રીના ધોરણ વડે સુધારણાનું માપ કાઢવાનો વહિવટ પ્રચલિત છે. જર્મની કે અમેરિકા સુધરેલા રાષ્ટ્રો છે, કારણ ત્યાં ભૌતિક યંત્રકળાની અભિવૃદ્ધિ પુષ્કળ જોવામાં આવે છે. પરંતુ આથી એમ માનવાનું નથી, કે કેવળ યંત્રકળાની અભિવૃદ્ધિને લઇને કોઇ પણ દેશની ગણના સુધરેલા રાષ્ટ્રોમાં થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સ્ કરતાં અમેરિકાના મેક્સિકો નામના દેશમાં ભૌતિક યંત્રકળા થોડી જ ઓછી છે. આમ છતાં એની સુધરેલા દેશોમાં ગણના કરવામાં આવતી નથી. હિંદુસ્તાનની જી. આય. પી. અને બી. બી. સી. આય રેલ્વેઓ જાપાનની રેલ્વેઓ કરતાં વધારે જલદી દોડે છે, તોપણ પાય અગ્રણી રાષ્ટ્રોનાં મંડળમાં હિંદુસ્તાનને કશાં સ્થાન કે માન મળ્યાં નહિ. આટલું જ નહિ પરંતુ કેનેડા વગેરે વસાહતોમાં હિંદુસ્તાન સુધરેલો દેશ છે કે નહિ, એ હજુ સુધી એક પ્રશ્ન જ છે. આથી માત્ર યંત્રસામગ્રીની અભિવૃદ્ધિને લઇને અમુક દેશ સુધરેલો છે, એ મત ખોટો ઠરે છે.

આના જવાબમાં કોઇ એમ કહે, કે મેક્સીકો કે હિંદુસ્તાને કાંઇ પોતાના જ સામર્થ્યથી યાંત્રિક સુધારણા અમલમાં આણી નથી; એ તો બીજા સુધરેલા રાષ્ટ્રોએ એમના ઉપર લાદી છે; અને આથી કરીને જ અગ્રગામી રાષ્ટ્રોમાં આ લોકોની ગણના કરી શકાતી નથી. આ દલીલ કંઇક અંશે ખરી છે. પણ માત્ર યંત્રસામગ્રીની વૃદ્ધિ દેશની ઉન્નતીમાં કારણભૂત થાય છે, એ આપણા સિદ્ધાન્તને કશો બાધ આવતો નથી. જે કાળે આજકાલની સામગ્રી આપણા દેશમાં બિલકુલ નહોતી, તે વખતે આજુબાજુના દેશો હિંદુસ્તાનની સંસ્કૃતિથી અંજાઇ જતા; અને અહિં આવીને ધર્મ, કળાકૌશલ્ય, વાઙ્મય વગેરેની શિક્ષા લેતા. આથી એટલું સિદ્ધ થાય છે, કે કેવળ યંત્રકળાની અભિવૃદ્ધિને સુધારાનું ધોરણ કહેવું એ ભૂલ જ છે.

તો પછી સુધારાનું ધોરણ કયું? અમારામાં તો સુધારાનું ધોરણ કયું એટલે એનો અર્થ સંયમ જ થાય છે. સંયમ એટલે કાંઈ બાહ્ય ઇન્દ્રિય-દમન જ નહિ, ખાલી પીડા ભોગવવી એમ નહિ, પણ આચારને તથા વિચારને સારી પદ્ધતિમાં મૂકવાં એ છે. અશોકના શિલાલેખમાં આ શબ્દને આવાજ અર્થમાં ઘટાવ્યો છે. **विपुले तु पि दाने यस नास्ति सयमे भावसुधिता च कतंञता वा दृढभतिता च निचे बाढं ।** (જેનામાં સંયમ, ભાવશુદ્ધિ, કૃતજ્ઞતા, અને દઢભક્તિ નથી તે જ ખરેખર નીચ છે.) આથી એ સ્પષ્ટ થાય છે, કે અશોકને મન સંયમ એ સુધારાની મુખ્ય કસોટી હતી. જો મન, વચન, અને કાયાનાં કર્મ પદ્ધતિસર કરવામાં ન આવે, અંતઃકરણ શુદ્ધ ન હોય, અને કૃતજ્ઞતાને દઢભક્તિ જેનામાં ન હોય તે માણસ ભલે ગમે તેટલું દાનધર્મ કરે તોપણ તે સુધરેલો નથી. તેને ખરેખર નીચ જ જાણવો.

આનું આ ધોરણ જેમ વ્યક્તિને લાગુ પડે છે, તેમજ રાષ્ટ્રોને પણ લાગુ પડે છે. અમેરિકાનું યુનાઇટેડ સ્ટેટ્સ એ સુધારામાં આગળ કેમ, અને મેક્સિકો પાછળ કેમ? કારણ પહેલામાં સંયમ છે અને બીજામાં તેનો અભાવ છે. ૧૯૨૦ ના નવેંબર મહિનામાં યુનાઇટેડ સ્ટેટ્સમાં પ્રમુખની જે ચૂંટણી થઈ, તેમાં ડેમોક્રેટિક પક્ષના ઉમેદવાર મી. કૉક્સની હાર થઈ. આ ખબર છેવટની ચૂંટણી થઇ તે દિવસની મધરાતે મળી, અને એજ વખતે પોતાના પ્રતિપક્ષી મી. હાર્ડિંગને તથા રીપબ્લિકન પક્ષના મેનેજર મી. હેઝને અભિનંદનના તાર તેમના તરફથી મોકલવામાં આવ્યા હતા. આથી ઊલટું મેક્સીકોમાં જો અધ્યક્ષને અધિકારમાંથી કાઢવાનું કહેવામાં આવે, તો બીજા પક્ષને બંડ કરવું પડે છે, લોહી રેડવું પડે છે; અને આટલું કર્યા પછી પણ સત્તા સારા લોકોના હાથમાં જતી નથી. હિંદુસ્તાનમાં આવી જાતનું કશું જોવામાં આવતું નથી, પણ જૂદી જૂદી જાતિ કે પન્થ વચ્ચે કેટલુંય વૈમનસ્ય જોવામાં આવે છે, અને એમાંથી કદી કદી મારામારીના પ્રસંગો ઉભા થાય છે, એ બાબત કોઇથી અજાણ્યું નથી. એટલે કે અમેરિકા કે જાપાનમાં હાલ જે ઉચ્ચ પ્રકારની વ્યવસ્થા જોવામાં આવે છે એ આપણે ત્યાં નથી, અને એટલે જ આપણું રાષ્ટ્ર પછાત છે.

જેમ યાંત્રિક સામર્થ્ય વધે તેમ સંયમની વધારે જરૂર પડે છે. રાતદિવસ મારામારી અને લુંટાલુંટ કરવા તત્પર થઇ રહેતા જંગલી લોકોમાં આધિભૌતિક કે આધ્યાત્મિક જ્ઞાનની અભિવૃદ્ધિ કદી પણ થઇ શકે નહિ. જે કાળે અશોક અને શિલાદિત્ય જેવા રાજાઓ હિંદુસ્તાનમાં વાસ કરતા હતા, અને જે વખતે મારામારી અને બંડના અભાવને લઇને સમાજમાં એક પ્રકારની સુવ્યવસ્થા માલુમ પડતી હતી, તે કાળે ભારતભૂમિને ભૂષણરૂપ કળાકૌશલ્ય, અને ગ્રંથરચના નિર્માણ થયાં હતાં. પરંતુ જ્યારે અંદર અંદર જ યાદવાસ્થળી શરૂ થઇ અને એને લઇને અફઘાન, મોગલ વગેરે બહારના લોકોને ખાળી રાખવાનું સામર્થ્ય આપણામાં રહ્યું નહિ, ત્યારે આપણા હાથથી કોઇ પણ પ્રશંસનીય કૃત્ય થયું નથી. તાત્પર્ય એ છે, કે જે રાષ્ટ્રનો બહુ જનસમાજ સંયમશીલ હોય, તેની જ ઉન્નતી થાય છે. અને આથી જ સંયમને ઉન્નતિનું પહેલું પગથીયું ગણવાનું પ્રાપ્ત થાય છે.

હવે આપણે આજ ધોરણ આપણા દેશની કેટલીક સંસ્થાઓને લાગુ પાડીએ. બધી સંસ્થાઓમાં શિક્ષણની સંસ્થા એ પહેલી છે. ભાવિ સુધારાનો પાયો લોકશિક્ષણ ઉપર રહેલો છે. એથી શિક્ષણસંસ્થામાં સંયમનું શિક્ષણ કેટલું આવશ્યક છે, એ વિષે કોઇને ખાસ કહેવાની જરૂર નથી. અંગ્રેજોના અનુકરણથી ઘંટ વાગે કે વર્ગ શરૂ કરવો, અને વખત થાય ત્યારે ૭ માસિક અને વાર્ષિક પરીક્ષાઓ લેવી એટલું અમે શીખ્યા છીએ. પણ તેથી અમારા તરૂણ વર્ગમાં મન, વાચા, અને કાયાનું શુદ્ધ વર્તણ થાય છે શું? જેણે આવી શિક્ષણસંસ્થાનો સારો અનુભવ લીધો હશે એને તો કબુલ કરવું જ પડશે, કે વિદ્યાર્થીમાં એનાથી ગોખણપટ્ટી સિવાયનું બીજું કશું સામર્થ્ય આવતું નથી. વ્યવસ્થિત શિક્ષણનો તો ત્યાં ઘણેભાગે અભાવ જ હોય છે. લગભગ આખું વર્ષ નકામું ગાળીને પરીક્ષા આડે મહિનો, દોઢ મહિનો રહે એટલે ગમે તેમ ગોખી કાઢીને પરીક્ષામાંથી પસાર થઇ જવું એજ ઘણાની બરીક હોય છે. અને આ કામમાં જે લોકો પહેલા આવે છે એજ દુર્ભાગ્યે પાછળથી અધ્યાપકો થાય છે, અને આ પ્રમાણે ગોખણપટ્ટીની પરંપરા ચાલુ રહે છે.

રાષ્ટ્રીય સંસ્થાઓમાં મહાસભાની ગણના સૌથી પહેલાં કરવી જોઇએ. યુરોપમાં કેટલીક રાજસભાઓમાં જે બખેડા અને મારામારી સુધી વાત જાય છે, તેને બદલે અહિં નજર કરીએ તો આપણી આ સભાનું કામ કાયા અને વાચાથી સંયમપૂર્વક ચાલે છે એમ કહેવું જોઇએ. પણ ઠરાવ પાસ કર્યા પછી ઘેર જઇને તેને અમલમાં મૂકવા માટે જે મનઃસંગની (નિર્ધાર) જરૂર છે, તે આપણા આગેવાનોમાં

કે સામાન્ય લોકોમાં ક્વચિત્ જ જોવામાં આવે છે. રાષ્ટ્રીય મહાસભાની પછી, દેશી સંસ્થાનો વગેરે જે અનેક રાજસંસ્થાઓ હાલ અસ્તિત્વમાં છે તેમાં તો ઉપલકીઆ નજર કરનારને પણ કેટલીય અંધાધુંધી માલુમ પડશે. સંસ્થાનોના કારભાર કરતાં અંગ્રેજોનો કારભાર સારો જ છે એમ કહેવું પડે છે. પણ એમના હાથ નીચેના લોકોમાં જે કાંઇ વ્યવસ્થા કે શિક્ષણ માલુમ પડે છે તે કાંઇ સંયમનું પરિણામ નથી, પણ તેનુ મૂળ ભયમાં છે. વખતસર ન આવે, અગર વખતસર કામ પૂરૂં ન કરે, તો સાહેબ દંડ કરે, વધારો આપે નહિ અથવા બરતરફ કરે—આવા ભયને લઇને એમની નીચેના લોકોમાં જેવી તેવી વ્યવસ્થા જોવામાં આવે છે. પાશ્ચાત્ય દેશોમાં સુધરેલા રાષ્ટ્રોનાં સામાન્ય લોકોમાં જે સંયમ જોવામાં આવે છે તે આપણામાં નથી એમ છેવટે દિલગિરીથી કહેવું પડે છે.

આથી કોઇએ એમ સમજવાનું નથી, કે પાશ્ચાત્યોનો સંયમ ઉત્તમ છે, અને આપણામાં કાંઇ છે જ નહિ. જુદા જુદા રાષ્ટ્રો વચ્ચે જે જાતનું સંયમી વર્તન હોવું જોઇએ, એ વર્તન, સ્વદેશાભિમાનનું ઝેર એમનામાં આવ્યાથી, ભાગ્યે જ મળી આવે છે. એકાદો રાજ્યપુરૂષ પોતાના મિત્રની સાથે અસત્ય આચરણ કરવું, એને તદ્દન નિંદ્ય સમજે છે. પણ એજ માણસ મિત્રરાષ્ટ્રનો વિશ્વાસઘાત કરવામાં કાંઈ બાકી રાખશે નહિ. એકના એક રાષ્ટ્રમાં કોઈ માણસ જો બીજાની માલમત્તા ચોરીને કે છેતરીને લઇ જાય, તો તેને સામાન્ય જનસમુદ શિક્ષાપાત્ર સમજશે; પણ તેજ રાષ્ટ્ર આફ્રિકાના કે એશિયાના કોઇ નાના દેશને જીતીને પચાવી પાડવો, એને એક સુધરેલી પ્રજાનું કર્તવ્ય માનશે ! આથી એ સ્પષ્ટ થાય છે, કે પાશ્ચાત્ય રાષ્ટ્રોમાં હજી સુધી જોઇએ તેટલો સંયમનો વિકાસ થયો નથી. પણ આથી કાંઇ આપણે દોષમુક્ત થઈ જઇએ છીએ એમ નથી. પાશ્ચાત્ય લોકોમાં જે ગુણ હોય તેને આપણે અવશ્ય ગ્રહણ કરવા જ જોઇએ, અને જો શક્ય હોય તો એનો વિકાસ કરીને સર્વ જગતનું હિત સાધવું એ આપણું ધ્યેય હોવું જોઇએ. અને એટલા માટે જો સંયમની કસોટી આપણે સ્વીકારીશું, તો દિશાભૂલ થવા સંભવ નથી, કારણ ઉત્કૃષ્ટ સંયમ એજ સુધારાની કસોટી છે.

છેવટે આટલું કહીશું કે આળસ અને સંયમ સાથે રહી શકતાં નથી. જેને જેમાં આળસ હોય તેને તે બાબતમાં મારીને પણ સંયમી કરી શકાય નહિ. આથી ઉલટું, ઉત્સાહ ખૂબ વધે અને સંયમ ન આવે, તો ફાયદો કરતાં હાનિ વધારે થાય છે. એટલે હિંદના લોકો જ્યાં સુધી આળસમાં ડુબેલા છે, ત્યાં સુધી સંયમનો કશો ઉપયોગ કે અર્થ થઇ શકશે નહિ. પણ જ્યારે અંગમાં ઉત્સાહ આવશે, અને તે વૃદ્ધિગત થશે, ત્યારે સંયમના ધોરણનો વારંવાર ઉપયોગ કરતાં આપણે શીખવું પડશે. *

ધર્માનંદ કોસંબી.

* ખાસ યુગધર્મ માટ લખેલા મરાઠી લેખનું આ ભાષાન્તર છે. તંત્રી.

# જનતા અને વ્યક્તિ

જનતાના બંધારણમાં વ્યક્તિને શું સ્થાન છે, તે સમાજશાસ્ત્ર[1]નો એક મોટામાં મોટો પ્રશ્ન છે. વ્યક્તિઓના સમૂહને આપણે સમાજ કે જનતા કહીએ. પણ બધા એવા સમૂહોને આપણે સમાજ કહી શકીએ નહિ. મદારીનો ખેલ જોવા લોકોની ઠઠ જામી હોય, પણ તેને આપણે સમાજ કહી શકીશું નહિ. સમૂહો પણ જૂદી જૂદી જાતનાં કે કોટિનાં હોય છે.[2] પથરાનો એક ઢગલો પડયો હોય, તેમાંથી આળવીતરા છોકરાઓ એક પછી એક એમ બધા ફેંકે છે, પછી પથરાનો ઢગલો તો કયાંય ન રહે, પણ દરેક પથરો તો હતો તેનો તે જ રહે. કેટલાક સમૂહો માત્ર આવા આકસ્મિકજ હોય છે. જ્યારે કેટલાક પોતાના આંતરિક બંધારણની આવશ્યકતા[3]થી ઘડાએલા હોય છે. જેમકે એક ત્રિકોણને ત્રિકોણ સંઘમાંથી કાઢી મૂકીએ, તો તે ત્રિકોણ રહે જ નહિ.

થોડો વિચાર કરતાં આપણને જણાશે કે સમૂહનું બંધારણ તેના પ્રયોજન ઉપર ઘડાય છે. નાટક કે ખેલ જોવા જેવું જો પ્રયોજન માત્ર આકસ્મિકજ હોય તો સમૂહ પણ તેવો જ રહે છે. પણ પ્રયોજન આથી વધારે ગૂઢ, અને વિશાળ હોય, તો સમૂહ પણ તેવો જ બને છે. આપણે સમાજ ત્યારે જ કહી શકીએ કે જ્યારે વ્યક્તિઓના સમૂહના બંધારણનું પ્રયોજન જીવન જેટલું ગૂઢ અને વિશાળ હોય.

જનતા અને વ્યક્તિ એ બે વિષેનો વિચાર બધાના મનમાં એક વિરોધ રૂપે જ આવે છે. અને એ બેનો અરસપરસ સંબંધ એક રીતે વિરોધી પણ છે. સમાજમાં રહેવા માટે વ્યક્તિએ પોતાના જંગલી સ્વાતંત્ર્યનો ભોગ આપવો પડે છે, અને સમાજ અને વ્યક્તિઓ વચ્ચે હરહંમેશ ઘર્ષણ ચાલ્યાં કરે છે. પણ આ જાતની વિચારપરંપરા તદ્દન ખરી નથી. વ્યક્તિનું જંગલી સ્વાતંત્ર્ય એ આપણી દેશી કલ્પનાનું એક કાવ્ય જ (જો એ શબ્દ એક વાપરૂં તો) છે. કારણ કોઇ માણસ પોતાની અંતિમ સ્વતંત્રતા સિદ્ધ કરવાને જો એક નિર્જન ટાપૂમાં જઇને બેસે, તો તેનું વ્યક્તિત્વ પણ ખોઇ બેમે. સમાજ અને વ્યક્તિ એ બે એટલાં સંગઠિત છે, એમનો સંબંધ એવો આંતરિક છે, કે એ બન્નેનું દ્વૈત હોવા છતાં તે એક બીજામાં જ પૂર્ણ થાય છે. વ્યક્તિઓ સમાજ વગર રહી શકે નહિ, અને વ્યક્તિઓ વગર સમાજ જ અશક્ય બને. અને આ બન્નેનો સંબંધ એક જીવન્ત સંબંધ છે, અને એટલે જ કદાચ એની વ્યાખ્યા આપવી સહેલી નથી. કુવાના પત્થર પર દોરડાં ઘસાઇને પત્થર પણ જીર્ણ થઇ જાય અને દોરડાં પણ તૂટી જાય, એવું જનતાનું જીવન હોઇ શકે નહિ વ્યક્તિઓના સંઘર્ષણથી સમાજ માત્ર ઘસાતું જ નથી પણ નવું પણ થતું જાય છે.

ત્યારે સમાજ અને વ્યક્તિ એક બીજા સિવાય જીવી શકે એમ નથી. એ બેનો સંબંધ જીવન્ત સંબંધ છે, એથી એમાં આપણે ગણિતશાસ્ત્રના ભાગલાઓ પણ આરોપી શકીએ નહિ. કોઇ એમ કહે

---

1. Sociology.
2. Kinds of wholes
3. Inward necessity.

કે વ્યક્તિ નાની છે, અને સમાજ મૂળ મોટું છે, એટલે એ એનો સંબંધ કોઈ અંગ અને અંગીના જેવો છે એમ કહે શરીરનું કોઈ એક અંગ આખા શરીરના ભલા માટે પોતાનો ધર્મ કર્યે જાય છે, તેમ વ્યક્તિએ પોતાનું બધું વ્યક્તિત્વ છુંદી મારીને સમાજના ભલા તરફ જ જોવું. સમાજ અને વ્યક્તિનો સંબંધ અંગ અને અંગીના જેવો છે એ સિદ્ધાન્ત ઉપર ઘણોખરો આપણો સમાજ રચાયો છે. એ સિદ્ધાન્તને આપણે જરા તપાસીશું.

અંગ અને અંગીના સંબંધનું રૂપક સમાજને લાગુ પડી શકે એમ નથી. આપણે એક પ્રાણીનો દાખલો લઈએ, તો તેની અને તેનાં અંગોની વચ્ચે જે ઐક્ય છે, તે સમાજમાં પણ હોવું જોઈએ એમ આપણે કહી શકીએ. પણ પ્રાણીના અંગોમાં કશું વ્યક્તિત્વ હોતું નથી, અને પ્રાણીને પોતાને એક શરીરની સાથે જડેલું એક જ મન છે. જ્યારે સમાજનાં અંગો (?) જ વ્યક્તિઓ છે, અને આ ઉપરાંત સમાજને કોઈ પણ એક શરીર નથી. આથી કરીને પ્રાણીના બંધારણમાં જે ઐક્ય સંધાયેલું આપણે જોઈએ છીએ, તેવું જ ઐક્ય જનતાના બંધારણમાં આવતું નથી.

ત્યારે સમાજની વ્યક્તિઓમાં કેવી રીતે ઐક્ય સધાય છે એ પ્રશ્ન આપણી આગળ આવે છે. બાળક જન્મે છે, ત્યારે સમાજમાં એને કશું સ્થાન હોતું નથી, કારણ એનામાં એ વખતે કશું વ્યક્તિત્વ હોતું નથી. પછી એ સમાજના શ્રુતમાં ઉછરે છે; રીતરિવાજ, આચારવિચાર અને નીતિનાં ધોરણો પણ સમાજમાં રહી એ શીખે છે. ભાષા દ્વારા ભૂતકાળમાં જે કાંઈ પ્રગતિ કરાઈ હોય તેનો થોડો ઘણો ભાગ એ પોતાનો કરી લે છે, અને જે કાંઈ સમાજ આપે છે તે બધાં તત્ત્વોના અદ્વિતીય એકીકરણ દ્વારા એનું વ્યક્તિત્વ વિકસે છે. દરેક માણસ જૂદાં જૂદાં તત્ત્વો પોતાનાં કરી લે છે, અને એવી રીતે કોઈ બે માણસો તદ્દન સરખાં હોતાં નથી કોઈ માણસ ગમે તેટલો મોટો હોય તોપણ તેની મોટાઈનું સ્વરૂપ સ્થાન અને કાલથી ઘડાય છે. વ્યક્તિ એકદમ નવું કશું સર્જી શકતી નથી. એમ કહેવાય છે, કે ઈશ્વરની માન્યતા મનુષ્યમાં સમાજે આરોપી છે કે નહિ, તે જાણવા અકબર બાદશાહે કેટલાંક નાનાં છોકરાંઓને સાથે પૂરી રાખ્યાં—પણ તેમને જ્યારે છ મહિને બહાર કાઢ્યાં ત્યારે તેઓ મુંગાં નીકળ્યાં! એટલે કે વ્યક્તિ જે કાંઈ શીખે છે, તે સમાજમાં રહીને જ શીખે છે. એને જે મોટામાં મોટો વારસો મળે છે, તે સમાજમાં રહેલા જ્ઞાનભંડારનો છે. વ્યક્તિ એને પોતાનો કરી લઈ, પોતાના પુરુષાર્થ પ્રમાણે તેમાં વધારો કરે છે.

દરેક સમાજનું શ્રુત, આચારવિચાર, ને નીતિનાં ધોરણો જૂદાં જૂદાં હોય છે. બાળકને આ બધાં ધોરણો શીખવાં પડે છે, અને એ બધી ટેવો એને પાડવી પડે છે. સમાજ પાસેથી એ જે કાંઈ લે છે તે ટેવ રૂપે એનામાં રહે છે, અને સમાજની રૂઢિઓ એ રીતે વ્યક્તિના જીવનને વળગીને રહે છે. પણ સમાજની બધી રૂઢિઓનો ભાર સહેવામાં વ્યક્તિના ખરા જીવનનું સાર્થક્ય થતું નથી. કારણ જીવન એટલે જ સર્જકશક્તિ, અને પોતાની સર્જકશક્તિથી કાંઈ પણ નવું આવ્યા વગર, વ્યક્તિ જે સમાજ જે કાંઈ આપે તેનાથી જ પોતાનો નિર્વાહ કરે, તો તેટલે અંશે વ્યક્તિનું જીવનતત્ત્વ હણાય છે, અને એનું વ્યક્તિત્વ પણ ક્ષીણ થાય છે. ઘણાનું જીવન આમ ટેવના ચીલામાં ને ચીલામાં વહ્યું જાય છે, અને ટેવમાં કાંઈ સર્જનશક્તિ ખીલતી નથી, એથી સમાજ પણ ક્ષીણ થાય છે.

આપણે ઉપર કહ્યું કે સમાજ અને વ્યક્તિનો સંબંધ તે જીવનનો આંતરિક સંબંધ છે. એ આંતરિક સંબંધ વધારે સ્ફુટ કરવા સારુ, જે આવા સંબંધનો આપણને પ્રત્યક્ષ રીતે અનુભવ હોય તેને આપણે જોવો જોઈએ. વ્યક્તિઓ તરીકે આપણને માત્ર આપણા જ જીવનનો અપરોક્ષ અનુભવ હોય છે, તો એ જીવનને આપણે જરા નીહાળીએ

જેથી આપણે આપણા બાહ્ય સામાજિક જીવન આપણાને પણ સમજી શકીએ.

આપણે ઉપર જોયું કે સમાજની રૂઢિઓ, રીતરિવાજો અને આચારવિચારની કોઇપણ બાળકને ટેવો પાડવી પડે છે સમાજની જે જે ટેવો હોય તે વ્યક્તિએ શીખી લેવી પડે છે. કારણ, સમાજનું વલણ ઘણે ભાગે સ્થિતિરક્ષણ તરફ જ વળેલું હોય છે, એથી જો કોઇ વ્યક્તિ કાંઇ બીજી ટેવો પાડે, તો તે કાંતો ગાંડો ગણાય છે, અને નહિતો પણ તેને તે સમાજમાં કશું સ્થાન મળતું નથી. તો આપણે વ્યક્તિગત જીવનમાં ટેવના બંધારણને શું સ્થાન છે તે જરા જોઇએ.

મનુષ્યના માનસિક બંધારણમાં ટેવને શું સ્થાન છે ? ટેવ સારી છે કે ખોટી એ દૃષ્ટિએ આપણે અહિં વિચાર કરવાની જરૂર નથી. મનુષ્યને હરકોઇ બાબત શીખવા પહેલવહેલાં પ્રયાસ કરવો પડે છે, એ વિષય ઉપર બરોબર ધ્યાન આપવું પડે છે, એની સાથે એકતાર થવું પડે છે--એમાં સમાધિસ્થ થવું પડે છે. પછી ધીમે ધીમે તે વિષય અથવા કાર્ય સરળ થતાં જાય છે, અને છેવટે કાંઇ પણ શ્રમ વગર એ વ્યાપાર કરી શકાય છે એના ઉપર પછી સાધી રીતે લક્ષ આપવાની જરૂર રહેતી નથી; ચેતનાક્ષેત્રની બહાર રહીને પણ એ વ્યાપાર થયે જાય છે, અને જો એ ખોટી રીતે થતો હોય તો જ એના તરફ આપણું લક્ષ દોરાય છે. ટેવથી બધું સહેલું થાય છે, અને મનુષ્યનું જીવન આગળને આગળ પ્રગતિ કરી શકે છે.

ત્યારે ટેવની આપણે એ વ્યાખ્યા આપી શકીએ, કે જડ દ્રવ્ય ઉપરની એ જીવનતત્ત્વની જીત છે. જીવન આગળ ને આગળ જતાં જતાં પાછળ ટેવોના લીસોટા મૂકતું જાય છે.--અથવા બીજી દૃષ્ટિએ કહેવું હોય તો એમ કહી શકાય કે જડ દ્રવ્ય, એ માત્ર જીવનતત્ત્વોના પ્રયત્નોથી પડેલી ટેવોના વ્યક્ત આવિર્ભાવ રૂપે જ છે. પણ એમ ઊંડે જતાં તો આપણે માટે સમજવાનું જરા અઘરૂં થઇ પડશે; એટલે આપણે માત્ર એટલું જ કહીશું, કે જો જીવનતત્ત્વે સર્જેલું દરેક કાર્ય ટેવમાં સચવાઇ રહે, તો જ જીવનનો વિકાસ સંભવી શકે છે. પ્રાણીએ પોતે સર્જેલાં દરેક કાર્યો એની ટેવોમાં સચવાઇ રહે છે; એટલે કે હરકોઇ પ્રાણીની ટેવો એ એનો ઇતિહાસ છે.

આપણે જોયું કે કોઈ પ્રાણીને જરા પણ ટેવો પડે જ નહિ, જો તેનામાં ટેવનું બંધારણ જ ન હોય, તો તેનો વિકાસ અશક્ય બને છે, એટલું જ નહિ પણ તે કદાચ મરી પણ જાય. આપણી જીવનજ્યોતિ કાંઈ એટલી અપરિમિત નથી કે આપણે દરેક વખતે એના એ કાર્યમાં ગમે તેટલી વાર એને ખર્ચી શકીએ. પણ આથી એમ સમજવાનું નથી, કે ટેવ એ જ પ્રાણીનું સર્વસ્વ છે. ટેવો તો તેનો ઇતિહાસ થયો, અને માત્ર ઇતિહાસથી કોઇ પણ પ્રાણી જીવી શકતું નથી. કારણ ઇતિહાસ ભૂત છે, અને જીવવું હોય તો તો વર્તમાનમાં જ જીવી શકાય. વર્તમાનમાં જીવવા માટે ટેવો હરહંમેશ બદલાતી રહેવી જોઇએ. જો માણસ ટેવને વશ થઇને કાંઇ કર્મ કરી નાંખે તો તેની સ્થિતિ કાંતો હાસ્યાસ્પદ થાય છે,[૪] અને કાંતો કરુણજનક થાય છે. પાંડવોએ યજ્ઞ કર્યો, ત્યારે જે દેવી મહેલ બાંધ્યો હતો તેમાં કોઇ જગ્યાએ પાણીનો આભાસ થતાં દુર્યોધને પોતનાં કપડાં ઉચાં લીધાં, તે જોઇને દ્રૌપદી હસ્યાં હતાં. પોતાની આજુબાજુના પદાર્થોને પણ ઓળખવા માટે મનુષ્યની સર્જનશક્તિ હમેશાં જાગૃત હોવી જોઇએ.[૫] જીવન પરિસ્થિતિને અનુકૂળ કરવા માટે કે અનુકૂળ થવા માટે, મનુષ્યે પોતાની ટેવો ફરીફરીને તપાસવી જોઇએ, અને એને બદલવી જોઇએ. ભૂત અને વર્તમાનના સંનિકર્ષમાંથી નવાં નવાં સત્યો ઉગવાં જોઇએ.

ટેવને વશ થઇ કાર્ય કરવામાં મનુષ્યની જે હાસ્યાપદ સ્થિતિ થઈ જાય છે તેનો એક દાખલો આપણે ઉપર જોયો. પણ ટેવને વશ થયેલો માણસ

૪. જુઓ-Laughter, by H. Bergson.

૫. Perception is creation.

જો પ્રતિભાશાળી અને બુદ્ધિમાન વધારે હોય, તો તેની સ્થિતિ કરુણાજનક થઇ જાય છે. અને ત્યારે કોઇ દેવ દાનવોના પંજામાં સપડાઈ જઇ, છુટકારાની જરા પણ આશા વગર, મરણતોલ થઈ, લડતાં લડતાં આખા વિશ્વને પોતાના રૂધિરથી છાંટી દેતો હોય એમ આપણને લાગે છે. જ્યાં ટેવ સર્જન શક્તિ ઉપર ચડી બેસે, જ્યાં જડ જીવન ઉપર રાજ્ય કરે, ત્યાં જીવનનાં ઊંડાંમાં ઊંડાં દુઃખનાં મૂળ છે.

ત્યારે ટેવ અને જીવનના સંબંધમાં અમુક જાતનો વિરોધ આપણને માલુમ પડે છે. સમાજ અને વ્યક્તિના સંબંધમાં આપણને જે વિરોધ દેખાયો હતો, તે જ વિરોધનું આ બીજું સ્વરૂપ છે એ આપણે આગળ ઉપર જોઇશું. ટેવ એક રીતે જીવનની સર્જક શક્તિને ખાસ ઉપયોગી તથા જરૂરનું બંધારણ છે. પણ એ બંધારણ જકડાઇ જાય, તો સમસ્ત સર્જન શક્તિનો ધ્વંસ થવા પામે, અને એ શક્તિનો જો નાશ થયો, તો પછી જીવનના આંતર તત્ત્વનો નાશ થયો એમ સમજવું પડે. ટેવ મનુષ્યના જીવનને જકડી ન દે, એ જો હરહંમેશ સર્જન શક્તિને સાનુકૂળ થઇ રહે, તો ખરું જીવન જીવી શકાય. બીજી બાજુ જો ટેવ જેવું કાંઇ હોય જ નહિ, તો જીવનશક્તિને એના એ કાર્યમાં મરી ખૂટવું પડે, અને જીવન વિકાસ થઇ શકે નહિ. ત્યારે એક રીતે જોતાં ટેવના વગર પ્રગતિ અશક્ય છે, અને બીજી તરફ ટેવ જ પ્રગતિને અટકાવે છે, અને આ વિરોધ આપણા દ્વંદ્વમય જીવનનો જ વિરોધ છે.

કોઇ એક પક્ષીને ઉડતાં ઉડતાં એમ લાગે કે હવા ન હોત, તો તે વધારે જલદી ઉડી શકત ! પણ હવા ન હોય તો ઉડવું જ અશક્ય થઇ પડે, અને આના જેવું જ કંઇક આપણામાં ટેવનું બંધારણ છે.

ઉપર આપણે ટેવના બંધારણ વિષેનાં જે જે સંગો કોઇ એક સશરીર વ્યક્તિને ઉદ્દેશીને કહ્યાં, તે બધાં સમાજ અને વ્યક્તિના સંબંધને લાગુ પડે છે. આપણે સશરીર છીએ, સાવયવી છીએ, આપણને ટેવો પડે છે, એટલે જ સમાજનું બંધારણ આપણે માટે શક્ય છે.[૬] અથવા તો ઉલટી રીતે એમ કહી શકાએ, કે જેમ સમસ્ત પ્રાણીનો ઇતિહાસ તેની ટેવોમાં સમાયેલો હોય છે, તેમ જ કોઈ એક પ્રજાનો ઇતિહાસ તે પ્રજાએ પોતે ઘડેલી ટેવો જ છે.

આપણે ઘણીવાર સાંભળીએ છીએ, કે આપણો આખો ઇતિહાસ આપણા સમાજમાં જ સચવાઈ રહ્યો છે. એનો અર્થ એ છે, કે વ્યક્તિનું દરેક સર્જન કાર્ય સમાજમાં ટેવોના રૂપે-રૂઢિ, રીત, રિવાજ કે વિધિને રૂપે સચવાયલું મળી આવે છે. આપણા સમાજની રૂઢિઓ, રીતો, રિવાજો એ બધી આપણી ટેવો છે. ઇતિહાસમાં સમસ્ત ભૂત આવી જાય છે, અને સર્જન શક્તિનાં કાર્યો ટેવોમાં રહી જાય, એ રીતે ઇતિહાસ પણ સર્જન શક્તિથી જ ઘડાય છે.

આટલું જોયા પછી, સમાજ કોને કહેવો એ હવે આપણે સમજી શકીશું. જ્યારે ઘણી વ્યક્તિઓને અમુક જ જાતની ટેવો હોય છે, અમુક જ એક સરખા રીતરિવાજ, આચારવિચાર, વિધિ, અને ભાષા હોય છે—ત્યારે તેવા વ્યક્તિઓના સમૂહને આપણે સમાજ કહીએ છીએ. સમસ્ત ભૂતકાળની ટેવો કે જ્ઞાનભંડારથી સમાજનું શ્રુત ઘડાય છે, અને એમાં એનો ઇતિહાસ પણ સચવાઇ રહે છે. સાધારણ રીતે આપણે સમાજને મૂર્ત્ત દેહ હોય એમ બોલીએ છીએ, પણ વાસ્તવિક રીતે જોતાં વ્યક્તિથી પર આવો કોઇ સમાજ હોતો નથી. વ્યક્તિઓ વ્યક્તિઓનો વર્તમાન સંબંધ, અને ભૂતકાળ કાળના રિવાજો—એ બધાનો સમાજ બનેલો છે.

ત્યારે હવે સમાજ અને વ્યક્તિનો શો સંબંધ હોઈ શકે ? એ જાણવા આપણે વ્યક્તિગત જીવનના

૬. આ logical અથવા તો psychological reason છે; historical reason હોવાનો અહિં દાવો કર્યો નથી.

બંધારણ તરફ નજર કરીશું. આપણે જોઇએ છીએ કે જેમ પરિસ્થિતિ બદલાય છે તેમ વ્યક્તિ પોતાની ટેવો બદલે છે. વ્યક્તિગત જીવનમાં કશું તદ્દન સ્થિર તત્ત્વ નથી. ભૂતકાળ જેને આપણે મરેલો, અને નિશ્ચલ સમજીએ છીએ, તે પણ વર્તમાનના સંબંધથી રોજ બદલાય છે. કારણ, નહિ તો, વ્યક્તિ જો પોતાની ટેવો ન બદલી શકે તો જીવનમાં એના સ્વાતંત્ર્યનો એટલા પૂરતો નાશ થાય છે. આ જ રીતે સમાજની ટેવો-રૂઢિઓ, રીતો, રિવાજો, આચારવિચારો, પરિસ્થિતિ બદલાય તેમ ન બદલાય, તો તેટલે અંશે સમાજમાં જીવનનો હ્રાસ થાય છે.

એ સમાજનું જીવન ક્યાં છે એ આપણે જોઇએ. વ્યક્તિને એક જ શરીર છે; એ એક જ ધર્મી તરીકે બધા વ્યાપારો કરે છે. સમાજને એવું એક શરીર નથી. કોઇ પણ રૂઢિ તોડવી હોય, કે નવું કાંઇ સર્જવું હોય તો તે વ્યક્તિ દ્વારા જ થઇ શકે છે. સમાજનું બંધારણ મૂળ સ્થિતિરક્ષણ[૭] તરફ ઢળેલું છે, જ્યારે પ્રગતિનાં તત્ત્વો વ્યક્તિગત જીવનના ઝરણાંમાં જ છે. સમાજના બંધારણમાં એવો કોઇ ગુણ નથી કે જેથી તે એની મેળે નવું સર્જે અને બદલાય. સામાજિક બંધારણમાં માત્ર ગ્રાહક તત્ત્વો છે; જે કાંઇ આવે તેને તેમાં રૂઢિ રૂપે સ્થાન મળે છે; પણ સર્જનશક્તિ વ્યક્તિગત છે.

આટલા વિવેચન પછી આપણે સમજી શકીશું કે વ્યક્તિ અને જનતાનો સંબંધ અંગ અને અંગીના જેવો નથી, પણ સર્જનશક્તિ અને ટેવ, વર્તમાન અને ભૂત, પ્રગતિ અને સ્થિતિરક્ષણ કે જરા દૂર જઇને કહીએ તો જીવન અને જડના[૮] સંબંધ જેવો છે. વ્યક્તિ તે એક ધર્મી છે,[૯] અને સમાજ એનો ધર્મ છે. અંગ અંગીનો સંબંધ નહિ, પણ ધર્મી અને ધર્મનો એ સંબંધ છે.

તો હવે આપણે જનતા અને વ્યક્તિના સંબંધને કાંઇક અંશે સ્પષ્ટ કરી શકીશું. વ્યક્તિત્વનું તેમ જ સમાજનું મૂળ વ્યક્તિ છે. વ્યક્તિ ઉપર જો જનતા ચડી બેસે, તો જીવનનો નાશ થાય, કારણ, તો સર્જન શક્તિ ઉપર ટેવ, જીવન ઉપર જડ, અને વર્તમાન ઉપર ભૂત ચડી બેઠો છે એમ જ કબુલ કરવું પડે. સમાજ માત્ર ભૂતને સાચવી રાખે છે, એટલે એ વ્યક્તિને માટે છે, નહિ કે વ્યક્તિ સમાજ માટે જડ જીવનનું ધોરણ ન હોઇ શકે. પણ જીવન જ બધાનું ધોરણ હોઇ શકે. આનો અર્થ એવો નથી કે સમાજ વગર વ્યક્તિનો વિકાસ થઇ શકે. એ તો હવા વગર ઉડવાના પ્રયત્ન કરવા જેવું થાય. કોઇ પણ પ્રજા પોતાનો ભૂતકાળ ફેંકી દઇ શકે નહિ. જેમ વર્તમાનમાં કોઇ બીજાનું જીવન કોઈ બીજો ગાળી શકતો નથી, તેમ જ ભૂતકાળના અનુભવો પણ ઉછીના લેવાતા નથી. સમાજની ટેવોએ વ્યક્તિગત સર્જનશક્તિને સ્વતંત્ર રહેવા દેવાની છે. કારણ જો વ્યક્તિની સ્વતંત્રતાનો નાશ થાય, જો સમાજ વ્યક્તિઓના ઉપર ત્રાસ ગુજારે, જો ભૂત જ બધે રાજ્ય કરે, તો તો તેની સાથે જીવનનો જ લોપ થાય છે, અને એની સાથે સમાજ પ્રાણહીન થાય છે-નષ્ટ થાય છે.

વ્યક્તિગત જીવનમાં ટેવ અને સર્જનશક્તિ વચ્ચે જે વિરોધ આપણે જોયો હતો, તે જ વિરોધ ઘણા મોટા પાયા ઉપર સામાજિક જીવનમાં સ્થિતિરક્ષણ અને પ્રગતિ વચ્ચે માલુમ પડે છે. ભૂતકાળની સાથે એકીકરણ કર્યા વગર કોઇ પણ જાતની પ્રગતિ કરી શકાતી નથી; રૂઢિ અને રીતરિવાજો તો સમાજમાં હોવાં જ જોઇએ. પણ એની સાથે સાથે સ્વાતંત્ર્ય પણ હોવું જોઇએ. માત્ર રૂઢિ અને આચારવિચાર એ જીવનનું અર્ધ સત્ય છે, અને જ્યારે અર્ધ સત્યો પૂર્ણ સત્યને પદભ્રષ્ટ કરીને એની જગ્યા લે છે, ત્યારે અસત્યો કરતાં પણ એ મોટો અનર્થ કરે છે. પ્રગતિના વિશાળ વહનમાં રૂઢિઓ અને રીતરિવાજો આપણા વહાણમાં લાદેલો નીરમ છે. તેના વગર જીવનનું વહાણ ચગડોળે ચડે. તોપણ નીરમ એ

---

૭ Conservatism.

૮ અહીં જડનો અર્થ મરેલું કે ચેતન વગરનું એવો નથી કરવાનો, પણ જીવનતત્ત્વના માત્ર આવિર્ભાવ રૂપ જડ એમ કરવાનો છે.

૯. Society is the function of the Individual.

તો નીરસ જ—એ તો ભાર જ છે, અને એ ભારને વ્યક્તિગત જીવનને સાટે કોઈ પણ વેચી ન શકે.

ટેવ અને સર્જનશક્તિ, ભૂતરક્ષણ અને પ્રગતિ, જીવન અને જડ, સમાજ અને વ્યક્તિ એ બધાં વિરોધી દ્વંદ્વો આપણે જોયાં. આ સતત વિરોધના જોડકાં વચ્ચે સમતોલપણું રાખીને જીવનતત્ત્વને આગળ વધવાનું છે. કોઈ એમ પૂછે કે આનું કારણ શું? તો આપણે કદાચ એટલું જ કહી શકીએ કે જીવનતત્ત્વમાં જ એવું કાંઈ છે, કે વિરોધો કરીને જ એ આગળ વધે છે. કદાચ એક સતત વિરોધનો સમન્વય એનું નામ જ જીવન છે. સમાજમાં જ મનુષ્યત્વ ઘડાય છે. બંધનોમાં જ વ્યક્તિની સર્જનશક્તિ વધારે ખીલે છે.

વ્યક્તિઓનાં સ્વતંત્ર સર્જનકાર્યો ભૂતમાં ઘડાય છે. પોતાનો ઇતિહાસ જાળવી રાખવો એટલે કે સ્મૃતિ, સ્મરણશક્તિ એ ચેતનનો ખાસ ગુણ છે. જડ વસ્તુઓને કશી સ્મૃતિ નથી રહેતી, એમને જ કશો ઇતિહાસ નથી હોતો; પણ જેમ એક બાજુ ઇતિહાસનો અભાવ એ એક જડ સ્થિતિ છે, તેમ જ માત્ર ઇતિહાસનું અસ્તિત્વ એ પણ એક જડ-મૃત સ્થિતિ છે. જીવનનો માર્ગ ખાંડાની ધાર જેવો છે, કારણ ચેતન વ્યાપારોએ ઇતિહાસને સાથે રાખીને જીવવાનું છે એણે ઉભય જાતનાં મૃત્યુમાંથી પોતાનો બચાવ કરી લઈ ઉંચે ઉન્નતિમાં ચડવાનું છે. કેમ કે ભૂતકાળની રૂઢિઓ કાંઈ જીવન નથી. મનુષ્ય ભૂતકાળમાં જીવી શકતો નથી. સમાજ પણ તો જ જીવન્ત રહી શકે, કે જો એના રીતરિવાજો હરહંમેશ બદલાતા રહે—જો સમસ્ત ભૂત વર્તમાન ઉપર જુલમ ગુજાર્યા વગર તેમાં પલટાઈ જાય, અને ભવિષ્યમાં પરિણમે. એ રૂઢિના જડ સિસોટાથી તો જીવન કયાંય અળગ હોય છે. જ્યાં ટેવો ઘડાય છે, જ્યાં સર્જનશક્તિને પૂર્ણ અવકાશ છે, જ્યાં વર્તમાનમાં જ ભૂતનો ઇતિહાસ નવેસરથી રચાય છે, અને જ્યાં વર્તમાન હરહંમેશ ચેતનના પુરુષાર્થથી ભૂતમાં ધકેલાતો જાય છે—ત્યાં જીવન છે, ત્યાં વ્યક્તિઓનું સ્થાન છે.[૧૦]

વ્યક્તિ અને જનતાના સંબંધનો જે સિદ્ધાન્ત આપણે ઉપર દોર્યો, તેને આપણા સમાજ ઉપર લાગુ કરીને દરેક વિચારકે પોતાની મેળે જોઈ લેવાનું છે, કે ભૂત અને વર્તમાન, ટેવ અને સર્જનશક્તિ, રૂઢિ, રીતરિવાજ અને વ્યક્તિગત સ્વાતંત્ર્ય એ બધાનું સમતોલપણું આપણે અહિં કેટલે અંશે જાળવાય છે. તો નિષ્પક્ષપાતપણે નજર કરતાં કોઈને પણ માલુમ પડી આવશે, કે આપણા ચેતનના અંગારા ઉપર રૂઢિની રાખનાં પડ વળી ગયાં છે, અને ભૂતને આપણે કર ભર્યા કરીએ છીએ. ચિત્તશાસ્ત્રીઓ[૧૧] કહે છે, કે જ્યારે માણસ વૃદ્ધ થાય છે ત્યારે એની નજર ભવિષ્ય કે વર્તમાનથી વળીને ભૂતકાળ તરફ ફરે છે. એનું કારણ એ છે, કે જીવનતત્ત્વ ક્ષીણ થયું છે, અને શક્તિ લોપ થઈ ગઈ છે. દેહ પડ્યા પહેલાં ઘણાઓ મૃત્યુને વશ રહે છે. તો શું આપણી જાત એટલી બધી ઘરડી થઈ ગઈ છે, કે આપણે અનંત કાળના પ્રવાહમાં આપણા તરફ જે કીચડ તણાઈને આવ્યો હોય તેની સાથે જ બેસીએ? અંગ્રેજ લેખક બેકને એક જગાએ કહ્યું છે. કે નદીના પ્રવાહની જેમ કાળના પ્રવાહમાં પણ પ્રાચીન કાળનાં સત્યો બહુ ભારે હોય એટલે ડુબી જાય છે. અને માત્ર ઉપરવાસનાં તણખલાં

---

૧૦ અહિં ગીતાંજલિનું એક ગીત યાદ આવેછે તે ટાંકું છું.

Where the mind is without fear, and the head is held high;

Where knowledge is free;

Where the world is not broken up into fragments by narrow domestic walls;

• • •

Where the clear stream of reason has not lost its way into the dreary desert sand of habit;

• • •

Into that heaven of freedom, my Father, let my country awake.

અહીં Habit શબ્દ આજ વિસ્તૃત અર્થમાં વપરાયો છે.

૧૧ ચિત્તશાસ્ત્ર=Psychology.

ચિત્ત એ ગ્રીક Psykiro ની બરોબર સમજણ આપી રહે છે.

અને ખાલી રીણુ જ હાથ આવે છે. આપણે આટલું સજ્જડ ન કહીએ, તોપણ આપણા રીતરિવાજો કેટલા નિર્જીવ અને નિઃસત્ત્વ થઇ ગયા છે, અને કેવી રીતે વ્યક્તિઓનાં જીવનને છુંદીને ઉગ્યા છે, એ વિષે કોઇને ખાસ કહેવાની જરૂર નથી. આપણે જે સનાતનત્વ ઉપર મગરૂર થઇએ છીએ, તે પણ કેવું મરી ગયું છે? કારણ ભૂતકાળના ગૌરવને પણ જીવન્ત રાખવા માટે એને હરહંમેશ વર્તમાનના પુરુષાર્થથી નવું સ્વરૂપ આપવું જોઇએ, અને એ બળ આપણામાં ક્યાંઇ નથી દેખાતું.

એ રૂઢિઓને હરહંમેશ બદલાતી રાખી જીવન્ત રાખવાનું કામ કોણ કરશે? પ્રાણીમાં તો જે એકત્વ છે તેનાથી તે પોતાની ટેવોની વિરૂદ્ધ આચરણ કરી શકે છે. તો સમાજમાં એવું શું છે, જે હંમેશ જીવનને વિશાળ કરી આગળ ઉપર મુક્ત કરે? આનો જવાબ આપણે ઉપર આપ્યો છે. તોપણ આપણે ફરીથી કહી જઇએ, કે સમાજનું જીવન એની વ્યક્તિઓના હાથમાં છે. સમાજ પોતામાં એવું પ્રેરક બળ નથી. જે કાંઇ સર્જનશક્તિમાંથી નવી નવી પ્રેરણાઓ ઉત્પન્ન થઇ કાર્યો થાય છે, તે તો વ્યક્તિઓમાંથી જ ઉગે છે. વ્યક્તિગત સ્વાતંત્ર્યના પાયા ઉપર જ સમાજ જીવન્ત રહી શકે છે.

જીવનશાસ્ત્ર આપણને એમ કહે છે, કે કેટલાંક જંતુઓ[૧૨] બીજાં પ્રાણીઓને વળગીને પોતાનો નિર્વાહ ચલાવે છે. આવાં જંતુઓ બિચારા પ્રાણીનું જીવનસત્ત્વ એટલું ચૂસી ખાય છે, કે અંતે એ પ્રાણી મરી જાય છે. કોઇ કોઇ વેલાઓ પણ બીજા ઝાડના રસ ઉપર નભીને અંતે ઝાડને સુકવી નાંખે છે. તે પ્રાણી કે ઝાડ મરી જાય, એટલે અંતે એમનો પણ નાશ જ થાય છે. આપણા સમાજમાં આવું બહુ છે, પણ તે તો કોઇ વાર આગળ ઉપર જોઇશું.

એક નદીનો પ્રવાહ ગમે તેટલો ક્ષીણ હોય, તો પણ તે પર્વતના પડખામાંથી કચરો તો લઇ આવવાનો જ. એ કચરો હરહંમેશ નદીનું મુખ પૂરતો રહે છે. જો નદીમાં ઉંડું પૂર જોસબંધ ન આવે, તો નદીનું મુખ પૂરાઇ જાય, અને જીવનપ્રવાહ અત્યંત ક્ષીણ થઇ જાય, અને મરી પણ જાય. આપણા સમાજની હાલ એવી સ્થિતિ થઈ ગઇ છે, અને વ્યક્તિઓનો જીવનપ્રવાહ રૂઢિબદ્ધ કાંઠાઓથી ઉભરાઇને એને તોડી પાડે તો જ વિશાળ જીવનની કાંઇક આશા છે.

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

---

૧૨ Parasites

# આયર્લૅંડનું એક રચનાત્મક કાર્ય

## પ્રાસ્તાવિક

આયર્લૅંડના દસ્ટર પ્રાંતનો ૧૯૧૬ નો બળવો ડબ્લીન શહેર બહાર ફેલાયો ન હતો. અંગ્રેજ લશ્કરે એક અઠવાડિયામાં જ તેને શમાવી દીધો, અને તેનું કારણ એ હતું કે દેશનો તેની પાછળ પૂરેપૂરો ટેકો ન હતો અને બળવાખોરોમાં આપસઆપસની ગેરસમજુતીથી સંપૂર્ણ તૈયારી પણ થઈ શકી ન હતી. આયર્લૅંડની આઝાદી જાહેર કરવાના ગુન્હા બદલ ટેગના સાત દેશભક્તોને ફાંસીની સજા થઇ, તેથી તે સ્વતંત્રતાનું જાહેરનામું, માત્ર કાગળ ઉપર જ રહ્યું. પણ તેમણે જે દેશભક્તિની જ્યોત પ્રકટાવેલી તે કંઇ બુઝાવાની ન હતી. સારા દેશ ભરમાં આ હિલચાલ ફેલાવવાની ઘણી જ જરૂર હતી. સીનફીનવાળાઓએ રાજકીય દિશામાં, અને ગેલીક લીગે, દેશની પુરાણી સંસ્કૃતિનું લોકોને સ્મરણ કરાવવાનું વાતાવરણ ફેલાવીને આ હિલચાલને માટે ઘણા વખતથી જમીન ખેડેલી હતી. લડાઈ જાગ્યા પછી મિ. રેડમંડ ઇંગ્લંડને યુદ્ધમાં સહાય આપવા તૈયાર થયા; અને સર એડવર્ડ કાર્સનની ધમકીઓથી મિ. એસક્વિથનો હાથ પાછો પડયો તેથી તેમનું હોમરૂલ બીલ ઘડીભર ભૂલાઇ ગયું. થોડા વખતમાં થનાર મહાન રાજ્યક્રાંતિને માટે બધી તૈયારીઓ થઇ ચૂકી હતી, માત્ર દેશને માટે પોતાના જાન આપનાર વીરનરો બ્હારપડે એટલી જ વાર. આથી કરીને, પહેલાં જે સ્વરાજ હિલચાલમાં નહિ જેવો જ ભાગ લેતા હતા, તેઓ પણ હવે પૂરા (સ્વરાજવાદી) સીનફીનર્સ બની ગયા.

ને પછી અઢી વર્ષ સુધી અંગ્રેજોએ સખ્તી તેમ જ ત્રાસથી લશ્કરી રાજ્ય ચલાવ્યું. આ અઢી વર્ષના સમય દરમ્યાન, સ્વરાજવાદીઓએ બધું રચનાત્મક કાર્ય કરવા માંડયું, અને છેલ્લો જંગ મચાવવા માટે તેઓ કમર કસવા લાગ્યા

### ડેલ ઇરીનની સ્થાપના

૧૯૧૮ ના ડિસેંબરમાં પાર્લામેંટની ચૂંટણી થઈ, તે વખતે સીનફીનરોને આખા દેશમાં ટેકો મળ્યો. ચૂંટાયલા સભાસદોએ પોતાની પાર્લામેંટ સ્થાપી, અને તેનું નામ ડેલ ઈરીન રાખ્યું. ૧૯૧૯ ના જાન્યુઆરીની ૨૧ મી તારીખની ડેલ ઇરીનની બેઠકમાં ૧૯૧૬ વાળું આઝાદીનું જાહેરનામું ફરીથી પોકારવામાં આવ્યું. ઘણાય એમ ધારતા હતા, કે સુલેહ પરિષદ્ પ્રેસિડેન્ટ વિલ્સનના સિદ્ધાંતોનો સ્વીકાર નહિ કરે, તો આયર્લૅંડ પોતાનું નવું જ સ્થાપેલું પ્રજાકીય રાજ્ય ટકાવી શકશે નહિ. પણ આ ધારણા સર્વ ખોટી પડી. પ્રેસિડેન્ટ વિલ્સનના સિદ્ધાંતોનો સ્વીકાર ન થયો, તેથી લોકોમાં બેદિલી તો ફેલાઇ, પણ તેથી તેઓ નાસીપાસ ન થયા. પોતાની આઝાદીનું રક્ષણ કરવાનો પ્રજાએ દૃઢ નિશ્ચય કર્યો. ડેલ ઇરીનનું કામ તો આગળ ધપતું જ ગયું, પણ ઇંગ્લંડના શસ્ત્ર બળ આગળ આખીયે રાજ્ય વ્યવસ્થા હાથ કરવી કંઇ સહેલ ન હતી. આમ હોવા છતાં બને તેટલું કરવા તેમણે તનતોડ મહેનત કરવા માંડી. જેઓએ આઝાદી પોકારી હતી, અને જેમણે તેઓને ટેકો આપેલો તે બધાયને ભારે આત્મભોગ આપવો પડયો, ને પરિણામે બ્રિટિશ સરકારની દમનનીતિ શરૂ થઇ. આ હિલચાલની સામે બ્રિટિશ સરકારે દમનનીતિ આદરી, અને તેને પરિણામે કોઈનાયે જાનમાલની સલામતી ન રહી. પત્રવ્યવહાર ઉપર જાપતો, પ્રજાકીય પ્રધાનોની પકડાપકડી, અને જાસુસોની છૂપી તપાસ, એ તો રોજનો સામાન્ય નિયમ થઇ પડયો; અને જો લોકોમાં શ્રદ્ધા, હિંમત અને દેશદાઝ ન હોત તો સીનફીનની ફત્તેહની આશા ન રહેત. આ કટોકટીના સમયમાં આયર્લૅંડે જે રચનાત્મક કાર્ય કર્યું, તેના એક ભાગનો હેવાલ નીચે રજુ કર્યો છે.

### પંચાયતોની યોજના

સરકારનો ખરેખરો દોર તો તેની અદાલતો મારફતે જ ચાલે છે, દેશના આગેવાનોએ વિચાર્યું કે બીજા દેશોમાં

જેમ પંચાયતો હોય છે, તેવી જ આયર્લેંડમાં સ્થાપવામાં આવે તો અંગ્રેજી અદાલતો આપોઆપ જ બંધ થઈ જાય. મિ. મેકસ્વીએ 'દેશનો અવાજ'* એ નામના પોતાના પત્રમાં પંચાયતોની યોજનાની રૂપરેખા પ્રસિદ્ધ કરી. આ યોજનાનો અમલ થવા માંડયો તે વખતે મિ. ઓકોનેલ આ હિલચાલથી છૂટા પડયા. ત્યાર બાદ પ્રજાકીય પાર્લામેંટે આ સવાલ હાથમાં લીધો, અને દેશમાં બરાબર વ્યવસ્થા જમાવવા અદાલતોની સાથે સાથે પ્રજાકીય પોલિસ રચવાની જરૂર પણ તરત જ જણાઈ.

પહેલાં દિવાની અદાલતો સ્થાપવામાં આવી. ૧૯૧૯ ના જૂનમાં ડેલ ઈરીને ઠરાવ કર્યો કે દરેક જીલ્લે જીલ્લે, આવી અદાલતો સ્થાપવી. આ ઠરાવનો અમલ કરવાને માટે એક સમિતિ પણ નીમાઈ આ ખાતાના પ્રધાન મિ. ઓસ્ટીન સ્ટૅક આ વખતે જેલમાં હતા, તેથી એ ઠરાવના અમલમાં ઢીલ થતી હતી. એ ઉપરથી એમ ઠરાવવામાં આવ્યું કે, આખા દેશની સમગ્ર યોજનાનો અમલ થાય ત્યાં સુધી, દરેક જીલ્લાએ પોતાને યોગ્ય લાગે તે મુજબ આ દિશામાં કામ શરૂ કરવું.

## કલેર જીલ્લામાં શરૂઆત

કલેર જીલ્લાએ આ કામ શરૂ કરવામાં પહેલ કરી આ જીલ્લાના ચૂંટાયેલા પ્રતિનિધિએ પોતાના પરગણાના તમામ કાર્યકર્તાઓની એક સભા બોલાવી. આ સભાએ ઠરાવ્યું કે, એક જીલ્લા અદાલત, અને તેવી જ દરેક તાલુકામાં પણ એક એક અદાલત સ્થાપવી. અદાલતોના વહિવટના ધારાધોરણ મુકરર કરવામાં આવ્યા, અને ફી તેમજ દંડની રકમો પણ ઠરાવવામાં આવી. ત્યારબાદ બે અઠવાડિયામાંજ જીલ્લા અદાલત સ્થપાઈ અને તેમાં ત્રણ મુખ્ય મુકદ્દમાનું કામ પણ શરૂ થઈ ચૂકયું. ઇન્સાફ આપવાને માટે પાંચ સભ્યોની નીમણૂક કરવામાં આવી. તાલુકાની અદાલતોએ પણ પોતાનું કામ શરૂ કર્યું. ૧૯૧૯ ની આખરમાં તો કલેર જીલ્લામાં અંગ્રેજી અદાલતોનો મોટે ભાગે બહિષ્કાર થઈ ગયો. બીજા જીલ્લાઓ આખા દેશના ઠરાવને માટે રાહ જોતા હતા તેથી તેમણે કંઈ આરંભ કર્યો ન હતો. છેવટે કેટલીયે સૂચનાઓ ઉપર ખૂબ ચર્ચા થયા બાદ આખરે ૧૯૨૦ ના માર્ચ માસમાં પ્રધાન મંડળે ઠરાવ કર્યો કે કલેર જીલ્લાના જેવું જ કામ દરેક જીલ્લાએ શરૂ કરવું. લોકોને શ્રદ્ધા બેઠી કે આખા દેશમાં આ હિલચાલ હવે પગભર થતાં વાર નહિ લાગે.

આયર્લેંડમાં કચત જ વટિંટાફિસાદ થતી જોવામાં આવતી. ડબ્લીન, બેલફાસ્ટ અને કોર્ક એ ત્રણ ઠેકાણે સરકારી થાણાં હતાં પહેલાં આ થાણાંઓમાં પોલિસની નોકરીમાં આયર્લેંડના લોકો દાખલ થતા હતા, તેથી પોલિસ, એ અંગ્રેજી હકૂમતનું એક હથિયાર બની રહી હતી. અને તેની મારફતે જ સરકારને સ્વરાજની હિલચાલની બધી બાતમી મળતી અને તેને દબાવવામાં પણ તેનો ઉપયોગ થતો. દેશમાં સ્વતંત્રતાનો પવન ફૂંકાઇ રહ્યો હતો, તે વખતે આગેવાનોએ વિચાર્યું કે, અંગ્રેજી પોલિસને ખતમ કરીને દેશી પોલિસ સ્થાપવામાં જ દેશનો છૂટકારો સમાયલો છે.

## રાષ્ટ્રીય પોલિસ

૧૯૨૦ ના માર્ચમાં રાષ્ટ્રીય પોલિસની રચના કરવાનું કાર્ય હાથ લેવામાં આવ્યું. કેટલાયે બહાદૂર, દૃઢ નિશ્ચયી અને સ્વમાનની લાગણીવાળા નવજુવાનો રાષ્ટ્રીય સૈન્યમાં તેમજ અદાલતોના કાર્યમાં જોડાવા માંડયા. સામાન્ય બંદોબસ્ત જાળવવાના કામો ઉપર પૂરતું લક્ષ ન અપાવાથી દેશમાં ચોરી, લૂંટ વગેરે ગુન્હાઓ વધી ગયા હતા તેથી, પ્રજાકીય પાર્લામેંટે આ બધાને સદંતર જડમૂળથી ઉખેડવાનો નિશ્ચય કર્યો, તેણે ચાર લૂંટારાઓને પકડીને કેદ કર્યાં અને ચોરાયેલી મિલકતો પ્રજાને પાછી મેળવી આપવામાં આવી.

આ બધો બંદોબસ્ત એટલો સજ્જડ જામી ગયો કે ઘણાય પ્રસંગોમાં ચોરી થયા બાદ માત્ર ૨૪ કલાકમાં તો ચોરાયેલી મિલ્કતનો પત્તો મેળવીને તેનો કબજો તેના માલિકોને સોંપવામાં આવતો. બદમાશોને દંડ અને કેદની સજા થતી અને કેટલાક કેસમાં તેમને શહેર કે દેશનિકાલની સજા પણ કરવામાં આવતી. આ ગુન્હાની બાતમી મેળવવા માટે કાબેલ માણસો પણ નીમવામાં આવ્યા. આથી લોકોને બરાબર સમજાઈ ગયું, કે રાષ્ટ્રીય સરકાર કાયદા કાનૂનનો પૂરેપૂરો અમલ કરવા ચૂકશે નહિ,

* Voice of the Nation.

## મીલ સ્ટ્રીટ બેંકની લૂંટ

એપ્રિલ માસમાં જ્યારે મીલ સ્ટ્રીટ બેંકમાંથી ૧૭,૦૦૦ પાઉંડની લૂંટ થઇ ત્યારે રાષ્ટ્રીય પોલિસ અને બાતમી ખાતાએ બરાબર ચોકસી કરીને પ્રજાની નજરમાં આબરૂ પણ ઠીક સંપાદન કરી. બેંકના માલિકોએ પહેલાંનો આ લૂંટની ખબર અંગ્રેજ સરકારને જ આપેલી; પણ સરકારી પોલિસથી કંઈપણ ન વળ્યું. બ્રિટિશ પત્રકારોએ કંઈપણ સાબિતીપૂરાવા સિવાય, સીનફીનરો ઉપર જ આ લૂંટ કરાવવાનો આરોપ મૂકયો. પણ પછી રાષ્ટ્રીય પોલિસે ખૂબ મહેનત ઉઠાવીને આ ગુન્હા સંબંધી તપાસ કરી લૂંટારૂઓને થોડા જ દિવસમાં શોધી કહાડયા, અને તેમાંના કેટલાકને શહેર બહાર કહાડયા, અને કેટલાકને દેશનિકાલની સજા ફરમાવી.

## જમીનનો ઝગડો

જે વખતે આ રાષ્ટ્રીય સૈન્ય પોતાનું કામ સારી રીતે કર્યે જતું હતું તેવામાં જમીન સંબંધી એક ટંટો ઉભો થવાથી દેશના રચનાત્મક કાર્યમાં ખલેલ પહોંચી. નવા ઝગડાનું કારણ એ હતું, કે જે ગરીબ લોકો પાસે પોતાની માલેકીની જમીન ન હતી, તેઓએ પોતાનાં ઢોર જમીનદારોના ખેતરોમાં જઇને ચરાવવા માંડયાં. એ તો સૌ કોઈ કબૂલ કરશે કે બિચારા ગરીબ ખેડૂત વર્ગને આના સિવાય બીજો રસ્તો જ ન હતો.

આ ઉપરથી ત્યાંના વાઈસરોય સાહેબે એવો ખુલાસો જાહેર કર્યો, કે આ મુસીબતનું ખરું કારણ તો એ હતું, કે આગળ લડાઇના વખતમાં દેશના એક લાખ જેટલા જુવાનો દેશ બહાર જતા હતા તે આ વખતે નહોતા ગયા. તે નવજુવાનો ફરીથી આયર્લેંડ બહાર જઇને વસવાટ કરે તો આ મુશ્કેલી દૂર થઇ જાય, એમ તેમણે જણાવ્યું.

વાઇસરોયે તો આ વાત કરી, પણ સાચી વાત તો એ છે કે, શરૂઆતથી જ બ્રિટિશ સરકારની એ નેમ હતી કે આયર્લેંડની પ્રજામાં વધારો ન થાય, અને દરેક વખતે રાષ્ટ્રીય હિલચાલમાં ભાગ લેનારો ગરમ લોહીનો જુસ્સાદાર જુવાનવર્ગ દેશ બહાર જ રહે એજ ઠીક હતું. દેશમાં ગરીબોનો ભૂખમરો વધતો જ ચાલ્યો, અને આખરે ઉપર જણાવેલો ઝગડો ખૂબ વધી પડયો. લોકો પોતાનાં ઢોર બળજોરીથી બીજાના ખેતરોમાં ચરાવવા લાગ્યા, અને પરિણામે ખૂનરેજી પણ થઈ.

આખરે રાષ્ટ્રીય પાર્લામેંટના મહેસુલી ખાતાએ આ કામમાં હાથ નાંખ્યો, અને તે બન્ને પક્ષને શાંત પાડીને ઝગડો કંઈક નરમ પાડી શકયું. પણ થોડા જ વખતમાં લોકોને લાગવા માંડયું કે ગરીબ અને પૈસાદાર વર્ગ વચ્ચે જરૂર લડાઈ જાગી ઉઠશે કેમકે રાષ્ટ્રીય સૈન્ય. તે આ ખેડૂતોનું જ બનેલું હતું. પણ આવી બીક રાખવા માટે કંઈ સબળ કારણ નહોતું, એ તરત જ જણાયું. રાષ્ટ્રીય લશ્કરે તો ઉલટું તોફાન બંધ કરીને સુલેહ અને શાંતિ ફેલાવી

દેશની આ દુર્દશા થઇ હતી, તે વખતે ૧૯૨૦ ના મે માસમાં સ્વદેશ ખાતાના પ્રધાન મિ. ઓસ્ટેન સ્ટેક, જીલ્લા અને તાલુકા અદાલતો સ્થાપવાની નવી યોજના રજુ કરી. તે આ પ્રમાણે હતી:—

## તાલુકા અદાલતો

૧. દરેક તાલુકા અદાલતમાં, ત્રણ ન્યાયાધિશો લોકો તરફથી જ ચૂંટવા; ( ધર્મોપદેશકોને, આ કામ માટે યોગ્ય ગણવા )

૨. ૧૦ પાઉંડ ઉપરના દાવા અને તકરારી મામલા, તાલુકા અદાલતોમાં ન ચાલી શકે.

૩. બધા પક્ષકારોએ એક કબૂલાત પત્ર ઉપર સહી કરવી જોઇયે. તેનું કારણ એ છે કે:

(૧) અદાલતનો ફેંસલો સહુ કોઈ કબૂલ રાખે;

(૨) અદાલતના બધા હુકમોનો અમલ કરવામાં આવે; અને

(૩) રાષ્ટ્રીય અદાલતનો ચૂકાદો થયા બાદ કોઈપણ પક્ષ અંગ્રેજ સરકારની અદાલતમાં આ કેસ ન લઈ જઈ શકે.

૪. ફીના દર આ પ્રમાણે મુકરર થયા:—

(૧) ન્યાયાધિશોને ગાડીભાડા વગેરે ખરચ માટે એક પાઉંડથી વધારે રકમ આપવામાં ન આવે;

(૨) દરેક પક્ષ દાવાની રકમના પ્રમાણમાં ૧૦ ટકા જેટલી રકમ ખર્ચ માટે ડીપોઝીટ તરીકે અદાલતને સોંપે; તેમાંથી જે પક્ષ જીતે તેની અનામત પાછી સોંપવામાં આવે, અને હારી જનાર પક્ષની અનામત જપ્ત થાય. અદાલતને વ્યાજબી લાગે તો તે આ જપ્ત થયેલી રકમમાંથી જીતનાર પક્ષને થોડો હિસ્સો આપે;

* (૩) વાદી દાવો દાખલ કરે, અને અદાલતને કેસ ચાલતા પહેલાં જ તે દાવો ખોટો હોવાનું જણાય, તો તે વાદીની અનામત રકમ જપ્ત કરી શકે.

૫. તાલુકા કોરટનો ચૂકાદો થયા બાદ તેના ઉપર અપીલ કરવા ઈચ્છનાર પક્ષે ૪ દિવસમાં જ કોઈ પણ જીલ્લા કોરટમાં અપીલ કરવી જોઈએ.

## જીલ્લા અદાલતો

૧. તાલુકા અદાલતોના જજ લોકો પોતાના સભાસદોમાંથી ૫ જજ જીલ્લા અદાલતો માટે ચૂંટે; તેઓમાંથી ત્રણની હાજરીથી અદાલતોનું કામ ચાલી શકે. (ધર્મોપદેશકો,–પાદરી વગેરે આ ચૂંટણીને માટે લાયક ગણાય.)

૨. અદાલતોના અધિકારઃ—

(૧) ૧૦ પાઉંડ ઉપરના અને તકરારી તમામ મુકદ્દમાની અત્રે સુનાવણી ચાલી શકે;

(૨) તાલુકા કોરટના ચૂકાદા ઉપર અપીલ પણ સાંભળવામાં આવે.

૩. અહીંઆ પણ તાલુકા કોરટોની માફક બન્ને પક્ષ કબૂલાત પત્ર ઉપર સહી કરે.

૪. ફીના દર નીચે પ્રમાણેઃ—

(૧) જજને પોતાના ગાડીભાડા વગેરેના ખરચ માટે ૨ પાઉંડથી વધારે આપવામાં ન આવે;

(૨) બીજા અને ત્રીજા નિયમો, તાલુકા કોરટોની માફક છે.

૫ અપીલના નિયમોઃ—

(૧) તાલુકા કોરટના ફેંસલા ઉપર જે અપીલ થાય, તેનો આ કોરટનો ચૂકાદો છેવટનો લેખાય;

(૨) જીલ્લા અદાલતને યોગ્ય લાગે તો તે કોઇપણ કેસને રાષ્ટ્રીય પાર્લામેંટમાં મોકલે, અને પાર્લામેંટ કોઇપણ તટસ્થ ગૃહસ્થને નીમીને ઈન્સાફ અપાવે.

ઉપરની યોજના મુજબ, બધા જજો ચૂંટવામાં આવ્યા, અને આ રાષ્ટ્રીય અદાલતોમાં દીવાની તેમ જ ફોજદારી કેસોની સુનાવણી શરૂ થઈ. આને પરિણામે અંગ્રેજી અદાલતોના જજોની પાસે કંઇ કામ ન રહ્યું. કોનોટ પ્રાંતની સરકારી અદાલતની દશા વિચિત્ર થઈ પડી. એક દિવસ, ૨૦–૩૦ કેસ ચલાવવાનું મુકરર કરવામાં આવ્યું હતું. તે માટે જજો અદાલતમાં આવીને બેઠા અને વકીલો પણ પોતાની તૈયારી કરીને આવી પહોંચ્યા. પટાવાળાએ ફરિયાદી અને સાહેદીઓનો પોકાર કર્યો, ત્યારે એક બુઢ્ઢી ઓરત સિવાય કોઈપણ જોવામાં ન આવ્યું. વકીલો ખૂબ ચકીત થયા અને કહેવા લાગ્યા કે કદાચ બન્ને પક્ષોએ આપસમાં સમજુતી કરી લીધી હશે. બાધીયે અને ખાસ કરીને મન્સ્ટર અને કોનોટ પ્રાંતની બ્રિટિશ અદાલતોની આવી જ સ્થિતિ થઈ હતી.

## અદાલતોની પ્રતિષ્ઠા

આ રાષ્ટ્રીય અદાલતોની ખેડૂતોના ઝઘડાના પ્રશ્ન ઉપર ઘણી જ અસર પડી. બ્રિટિશ સરકાર આ કામમાં કંઇ જ ન કરી શકી. અને લોકોએ પણ વિચાર્યું કે આવા પ્રશ્નોના ફેસલા રાષ્ટ્રીય અદાલતો મારફતે જ કરાવવા જોઈયે. આનું કારણ એ હતું કે, તમામ લોકોનો આ અદાલતોને ટેકો હતો. આ સંબંધી એટલા બધા કેસ આવવા લાગ્યા, કે રાષ્ટ્રીય અદાલતોના જજોનું કામ પણ ખૂબ વધી પડ્યું. ઘણાય લોકો પોતાના વડવાઓના વખતથી પોતાનો જમીનો ઉપરના હકનો દાવો કરવા આવ્યા. આ ઉપરથી ડેલ ઇરીને ૧૯૨૦ ના જુનમાં એવી મતલબનું એક જાહેરનામું બહાર પાડ્યું, કે આ આપસ આપસના ઝગડા પતાવવાનો વખત નથી. જે વખતે આખો દેશ દુશ્મનની સાથે સ્વતંત્રતા મેળવવા માટે લડી રહ્યો છે, તે વખતે સૌ કોઈએ આ આઝાદીની મહાન લડતમાં પોતાની શક્તિનો ઉપયોગ કરવો જોઈયે. આથી સ્વદેશ ખાતાના પ્રધાન મંજુર ન કરે, તેવા કોઈ પણ કેસની સુનાવણી નહિ થાય, એમ જાહેર કરવામાં આવ્યું. આ ઉપરાંત આવા બધા કેસોને માટે નાની નાની જમીન અદાલતો (Land Courts) પણ સ્થાપવામાં આવી. આ અદાલતોમાં કોઈ પણ પ્રકારના પક્ષપાત સિવાય જ કામ ચાલતું. નાના કે મોટા, ગરીબ કે માલદાર, કેથોલીક કે પ્રોટેસ્ટંટ સૌ કોઇ કાયદા કાનૂન

* આ કલમ, તાલુકા તેમજ જીલ્લા અદાલત બન્નેયને લાગુ પડે છે.

આગળ તો સરખા જ છે. કાયદાનો ભંગ કરનાર બધાયને સરખી જ સજા કરવામાં આવતી.

૧૯૨૦ નો ઉન્હાળો આવતા સુધીમાં તો આ રાષ્ટ્રીય અદાલતો આખા દેશમાં સ્થપાઇ ગઈ. ઇંગ્લંડ અને આખા યુરોપમાંથીયે દેશદેશના પ્રતિનિધિઓ આયર્લેંડની આ રાજ્યક્રાંતિનું નિરીક્ષણ કરવા આવેલા હતા, અને આયર્લેંડની ખબરોથી જ છાપાંઓ ભરાવા લાગ્યાં. લગભગ પોણા ભાગના આયર્લેંડમાંથી તો બ્રિટિશ સત્તાનો અમલ ખતમ થયો એમ સૌને જણાવા લાગ્યું.

જો કે આ અદાલતોની ખ્યાતિ તો સારા દેશભરમાં ફેલાઈ ચૂકી હતી તોપણ ડેલ ઈરીન તેમાંની ત્રુટીઓ વખતોવખત સુધાર્યે જતી હતી. ૧૯૨૦ ના ઑગસ્ટ માસમાં, અદાલતો વધારે ચોકસાઇથી કામ કરી શકે તે માટે એક નવી યોજના રજુ થઈ અને તે મુજબ દેશની રાજ્ય વ્યવસ્થાના મૂળ પાયારૂપ, એક વડી અદાલત (High court) પણ સ્થાપવામા આવી. તાલુકા અને જીલ્લા અદાલતોમાં પણ નાના મોટા જરૂરી સુધારા કરવામાં આવ્યા. જીલ્લા અદાલતોને ૧૦ પાઉંડ ઉપરના તે ૧૦૦ પાઉંડ સુધીના દાવા ચલાવવાનો અધિકાર આપવામાં આવ્યો. ડબ્લીનમાં એક હાઇકોરટ સ્થાપવામાં આવી ને તેમાં ત્રણ જજ નીમવામાં આવ્યા. જજની લાયકાત માટે એમ ઠરાવ્યું કે ૧૨ વર્ષનો અનુભવી માણસજ તે જગ્યા માટે ચૂંટાવા યોગ્ય ગણાય. આ વડી અદાલતમાં જીલ્લા કોરટના ફેંસલા ઉપર અપીલો સાંભળવામાં આવતી. કાયદા કાનૂનમાં પણ સુધારા વધારા કરવામાં આવ્યા.

## અંગ્રેજોની દમનનીતિ

રાષ્ટ્રીય અદાલતો જ્યારે પાકા પાયા ઉપર મૂકાઈ ગઈ, ત્યારે સરકારી મેજીસ્ટ્રેટ પણ તેમાં સામેલ થવા લાગ્યા. તેઓને એમ લાગ્યું કે આ રસ્તો લેવામાં જ આપણા જાનમાલની વધારે સલામતી ! બ્રિટિશ સરકારથી આ કેમ સહન થાય? તેણે આ હિલચાલનો નાશ કરવાને પોતાના સખ્તીનાં હથિયાર વધારે સતેજ કર્યાં. ૧૯૨૦ ના જુલાઇની ૯ મી તારીએ જનરલ ઇન્સ્પેક્ટર સાહેબે રાષ્ટ્રીય વોલંટીયર્સ, પોલિસ વગેરેની રચના ગેરકાયદેસર જાહેર કરી. અને પ્રજાપક્ષની કોઈ સભા મળે કે તરતજ તેના આગેવાન કાર્યકર્તાઓને ગિરફતાર કરવા માંડયા. આ જ જુલ્મી હુકમ વડે ૧૧ મી જુલાઇના રોજ રાષ્ટ્રીય ખાતાના એક અમલદાર જેમ્સ કોગાનને એક ચોરને કેદમાં લઈ જતી વખતે, ત્યાં જ બ્રિટિશ સિપાઇઓએ બંદૂકથી ઠાર કર્યો. આ પ્રમાણે 'કાયદા અને સુલેહ' ના નામે, બ્રિટિશ સરકાર રાષ્ટ્રીય હિલચાલને દબાવવા લાગી. ૨૪ મી જુલાઇની પાર્લામેંટની બેઠકમાં ઇંગ્લંડના વડા પ્રધાને જે ભાષણ કરેલું તે ઉપરથી પણ સાફ જણાઇ આવે છે, કે બ્રિટિશ સરકારે રાષ્ટ્રીય અદાલતોને જડમૂળથી ઉખેડવા માટે પોતાનાં શસ્ત્રો તૈયાર કર્યાં હતાં. પ્રજાના મુન્સફો અને હોદ્દેદારો તેમજ તેમની સાથેના તમામ કાર્યકર્તાઓને સરકારે ફિતુરી અને રાજદ્રોહી ઠરાવ્યા. જુલાઈ માસમાં પાંચ અદાલતોને ખતમ કરી બીજી કોરટોને પણ ધમકીઓ આપવામાં આવી પણ આ લશ્કરી દોરના અમલથી કોઇ સારૂં પરિણામ તો આવ્યું નહિ જ. ઑક્ટોબર સુધી તો અદાલતો પોતાનું કામ સરસ રીતે કર્યે ગઈ પણ અંગ્રેજોએ આ વખતે 'બ્લેક અને ટેન્સ' અને અલ્સ્ટર પ્રાંતના પૂર્વ વિભાગના પ્રોટેસ્ટંટ ઑરેન્જમેનોને તૈયાર કરીને આયર્લેંડની પ્રજા ઉપર તેમને બેલગામ છોડી મૂક્યા અને તેમને કતલ, ખૂનરેજી, લૂંટ અને આગ લગાડવા વગેરેનો ત્રાસ વર્તાવીને પ્રજાકીય અદાલતો અને નવી હિલચાલનો નાશ કરવાની પરવાનગી આપી. પછી તો લૂંટ વગેરે શરૂ થઇ જ ! અદાલતોમાંથી કિંમતી દસ્તાવેજ તથા બીજા કાગળો અને ખતપત્ર વગેરે તેમણે કબજે કર્યાં, અને દફતરદારો તેમજ હોદ્દેદારોને ગિરફતાર કરીને કેટલાકને સખ્ત મજુરીની સજાઓ અને બીજાઓને કંઈ પણ તહોમત કે પુરાવા વગર ઠાર પણ કર્યા. આ સખ્તીના કારણે, આયર્લેંડના કાર્યકર્તાઓએ છૂપી સભાઓ બોલાવીને કામ ચાલૂ રાખ્યું. ગમે તેવું દબાણ થવા છતાં પણ પ્રજાની અદાલતો તેમજ પોલિસ આજ સુધી પણ જીવતાં રહી શક્યાં છે !

આ ત્રાસ અને જુલમ હોવા છતાં પણ તાલુકા અદાલતોનું કામ ચાલ્યા જ કર્યું. જીલ્લા અદાલતો પણ પોતાના કેસો ચલાવ્યે જ ગઇ. પણ એ વાત તો નક્કીજ છે, કે સરકારી અદાલતો તો સુઇ ગઈ તે ફરિ ઉઠવાની નથી જ !

અંગ્રેજો આટઆટલા જુલમ, જબરદસ્તી અને દબાણ કરવા છતાં પણ પ્રજાકીય અદાલતો બંધ નથી જ કરી શક્યા.

આયર્લેંડની આ પાકી વ્યવસ્થા અને દૃઢ નિશ્ચય આગળ અંગ્રેજોને આખરે લાચાર જ થવું પડયું. *

---

* The Constructive Work of Dail Eireann એ નામના પુસ્તકને આધારે સિંધી ભાષામાં લખેલા શ્રી. ગિદવાણીજીના એક લેખનો આ અનુવાદ છે. તંત્રી.

# શિખોનું પુનર્જીવન*

આજકાલ અકાલીઓનું નામ જગબત્રીશીએ ચઢ્યું છે. નાનકાના સાહેબમાં આશરે ૧૫૦ અકાલીઓ 'દફન' થયા અને તે પછી ગુરૂ-કા-બાગની લડતમાં પારાવાર દુઃખ સહન કરીને છેવટે સરકારની ઉપર જીત મેળવી તેમણે ચાલુ જમાનામાં પહેલીવાર શુદ્ધ સત્યાગ્રહનો દાખલો આપ્યો તેથી આખા હિંદુસ્તાનમાં તેમણે અનુપમ ખ્યાતિ મેળવી છે. પણ તેઓ માત્ર પોતાની ધર્મની જ લડતથી સંતોષ પામ્યા નથી. ગયાજીમાં અકાલી સ્ત્રીપુરૂષોએ મોટી સંખ્યામાં હાજરી આપીને, અને પોતાની છાવણીમાં અને લંગરખાનામાં અદ્ભૂત વ્યવસ્થાશક્તિ દાખવીને, રાષ્ટ્રીય લડતમાં ઝુકાવવાનો નિશ્ચય જાહેર કર્યો છે. આ ઉપરથી સૌ એટલું તો જાણે જ છે, કે અકાલીઓ મહંતો સામે તેમ સરકારની સામે લડવામાં શૂરા છે, અને જે કોમે ફ્લેંન્ડર્સ અને મેસોપોટેમિયાની રણભૂમિ ઉપર વિકાળ શસ્ત્રબળ વાપર્યું હતું, તેમને એક આંગળી પણ ઉંચી કર્યા વગર કે, એક ખોટો શુકન પણ કહાડ્યા વગર, ધર્મ અને દેશને માટે મરતાં પણ આવડે છે.

પણ જેમ ગુરૂ ગોવિંદના વખતની શિખોની લડતથી શિખધર્મનો ખરો ખ્યાલ ન આવી શકે તેમ અકાલીઓની આ લડત ઉપરથી જ તેમની જાગૃતિનું માપ ન કાઢી શકાય. કોઈપણ પ્રજા મારવામાં કે મરવામાં આવી અસાધારણ શક્તિ દાખવી શકે, તે પહેલાં તે શક્તિ કેળવવાને માટે તેને સર્વાંગે વિશુદ્ધ થવું પડે છે અને ભારે તાલીમ લેવી પડે છે. શિખોએ આજે જે કેસરિયાં કર્યાં છે, તેનું ખરૂં રહસ્ય સમજવાને માટે ખાસ કરીને ગુરૂ નાનકથી માંડીને તે ગુરૂ ગોવિંદસિંગ સુધીનો શિખધર્મનો વિકાસક્રમ તેમજ છેલ્લાં આશરે ૫૦ વરસ દરમ્યાન શિખોના પુનર્જીવનનો ઇતિહાસ બરાબર સમજવો જોઇએ. તેથી અત્રે શિખોની જુની અને નવી જાગૃતિનાં કેટલાંક મુખ્ય તત્ત્વોનું નિરૂપણ કરીશું.

## ગુરૂ નાનકનો સમય

ગુરૂ નાનકના વખતની ( ૧૪૬૯ થી ૧૫૩૮ ) હિંદુધર્મની અને પંજાબની સ્થિતિ ઘણી જ દુઃખદાયક હતી. દરેક ધર્મના સિદ્ધાંતોને જીવન્ત અને મૂર્તિમંત કરવાને માટે જ મૂર્તિઓ અને મંદિરો, વિધિઓ અને મંત્રો રચવામાં આવે છે. છતાં ધીમે ધીમે તેના રહસ્યનો લોપ થવાથી તે જડ, અર્થહીન અને બંધન રૂપ બને છે. હિંદુધર્મમાં પણ આવું જ થયું હતું, અનેક દેવો અને દેવાલયોની ફુલગુંથણીમાં એક ઇશ્વરની ભાવના ગુમ થતી ગઇ હતી.



* આ લેખનું વસ્તુ મુખ્યત્વે કરીને નીચેનાં પુસ્તકોમાંથી લેવામાં આવ્યું છેઃ (૧) Transformation of Sikhism-by Gokul Chand Narang. (૨) The Gurudwara Reform Movement-published by the Shiromani Gurudwara Prabandhak Committee. (૩) The Growth of Responsibility in Sikhism-by TeJa Sing.

ધર્મના જ્વલંત જ્યોતિની ઉપર અનેક રૂઢિઓ અને વિધિઓની રાખ વળી હતી. કોઇ શાસ્ત્ર કે પુસ્તકથી પણ વિહિત ન હોય એવા અસંખ્ય વહેમો અને વળી હિંદુઓના દિલમાં ઘર ઘાલી બેઠા હતા. ધાર્મિક જીવનની માફક સમાજવ્યવહાર પણ ઘણો ક્લિષ્ટ થઇ ગયો હતો. મૂળની ચાર વર્ણમાંથી ઘણીએ વધારે વર્ણ નીપજી હતી અને તેઓ પોતપોતાના જૂદા જૂદા રીતરીવાજોમાં દટાઇ ગઇ હતી. સૌ વિદ્યાનો ઇજારો રાખનાર બ્રાહ્મણો આખી કોમને અજ્ઞાન રાખી પોતાનો દોર કાયમ રાખતા હતા. બધું જ્ઞાન સંસ્કૃત ભાષામાં જ અને કંઇક હિંદીમાં જ પૂરાએલું તેથી અજ્ઞાન પામર માણસો તો તેને પામી જ કેમ શકે ? આમ હિંદુધર્મ સડતો જતો હતો અને સમાજ છિન્નભિન્ન અને શક્તિહીન બનતો હતો.

બીજી બાજુએ રાજસત્તા મુસલમાનોના હાથમાં હોવાથી તે ધર્મનો પ્રચાર વધતો હતો અને સેંકડો હિંદુઓ મૂળ ધર્મને છોડી મુસલમાન થતા હતા. વળી દિલ્હીના તખ્તપર રાજાઓની ફેરબદલીઓ થયાં કરતી હતી અને વખતોવખત અરાજકતાના લીધે અને તેની પણ ઉત્તરેથી જુદી જુદી મુસલમાન કોમના હલ્લા આવ્યે જ જતા હતા તેથી દિલ્હીના અને પરદેશી રાજાઓની સાઠમારીમાં પંજાબના હિંદુ અને મુસલમાન એ સૌએ દબાતા અને છૂંદાતા. જેઓ ગુરુ નાનકને સદા ભોળા બાપુરામ જ સમજે છે તેમણે તેમનાં નીચેનાં વાક્યો વાંચવાં જોઇએ:

"બાબર પોતાનું દુષ્ટ સૈન્ય લઇને કાબૂલથી ઉતરી આવે છે, અને જબરદસ્તીથી સૌની પાસેથી ભેટ લે છે.

કાયદા અને મર્યાદાનો અંત આવ્યો છે. જૂઠાણું ચારે તરફ ચાલે છે.

કાજી અને બ્રાહ્મણનો ધંધો બંધ થયો છે, અને તેને બદલે સેતાન જ લગ્નની ક્રિયા કરાવે છે.

મુસલમાન સ્ત્રીઓ દુઃખની વખતે કુરાન પડે છે અને ખુદાની મદદ માગે છે.

ઉંચી અને નીચી જાતની હિંદુ સ્ત્રીઓનો પણ એજ વલે થાય છે.

ખૂનનાં ગીત ગવાય છે, અને કેસરને બદલે લોહી છંટાય છે.

મુડદાંઓથી ભરેલાં આ શહેરમાં હું ઇશ્વરની નિયાનું ગીત ગાઉં છું......

બાબર ખોરાસાનમાં રાજ્ય કરતો હતો તે હિંદુસ્તાનમાં આવ્યો અને તેણે ત્રાસ વર્તાવ્યો. ઇશ્વરને માથે તો કંઈ દોષ છે જ નહિ. મોગલને વેશે મરણે જ આપણા ઉપર ચડાઇ કરી છે....

જો કોઇ બળીઓ, બીજા બળીઆની સાથે લડે, તો તેમાં ગુસ્સે થવાનું રહે જ નહિ.

પણ ઘેટાંના ટોળાં ઉપર વિકાળ સિંહ તરાપ મારે તો તે ટોળાંના ધણવાડે પોતાની મરદાનગી બતાવવી જોઈશે.

## પહેલાંના સુધારકો

આમ ચારે બાજુએ દાવાનળ સળગેલો જોઇને જેમ તેમ કરીને હિંદુ કોમ સ્વાભાવિક રીતે પોતાનું રક્ષણ કરવાને મથતી હતી. તેથી સારૂં અને ખોટું બધું'યે સચવાતું, અને ધર્મમાં અને વ્યવહારમાં મેલના થર અને ભેદની દિવાલો વધારે ને વધારે મજબુત થતી હતી. .

આ સ્થિતિમાં સુધારો કરવાને, ગુરુ નાનકના પહેલાં બે પ્રકારના આચાર્યો અને સંતો થયેલા. દાખલા તરીકે બનારસમાં રામાનંદજી થયા, તેમણે તે ગાળામાં હિંદુઓને ખૂબ જાગૃત કર્યા પણ તે એક રામને જ ઇશ્વરના અવતાર તરીકે ભજીને. પરિણામે અનેક સંપ્રદાયોમાં એકનો ઉમેરો થયો અને બાકીના તો તેવા ને તેવાજ રહ્યા. બીજી પાસ વલ્લભાચાર્ય સિવાયના દરેક સુધારકે, સંસારના ત્યાગને જ ઉંચામાં ઉંચો ગુણ માન્યો. રામાનંદ અને ગોવર્ધનનાથ, કબીર અને ચૈતન્ય એ સૌ-મૂર્તિઓની તેમજ અનેક દેવદેવીઓની પુજામાંથી તેમજ બ્રાહ્મણોની ગુંચવાડાભરેલી વિધિઓમાંથી પ્રજાને તારવા ઇચ્છતા હતા. પણ તેમણે સંસારને ધન્ય

માનીને તેનાથી દૂર રહી ધર્મનું રહસ્ય સમજવાનો ઉપદેશ કર્યો. તેથી ઠેકઠેકાણે તેમના વેરાગી ચેલા અને ભગતો થયા પણ વિશાળ સમાજજીવન પર તેમની કંઇ અસર થઇ નહિ.

## ગુરૂ નાનકનો પંથ

ગુરૂ નાનકે આ સ્થિતિ બરાબર પારખી લીધી. ધર્મનો સુધારો કરીને પ્રજાના આત્માને જાગૃત કરવાનો અને પછી તે માર્ગે રાષ્ટ્રીય ઐક્ય અને શક્તિ જમાવવાનો તેમણે નિશ્ચય કર્યો. અનેક દેવદેવતાઓને હિંમતભેર બાજુએ મૂકીને, એક જ સર્વાધાર સર્વોત્તમ પરમ-ઇશ્વરની પ્રાર્થના કરવાનો તેમણે ઉપદેશ કર્યો. રામ કે કૃષ્ણ, મહંમદ કે વિષ્ણુ એ કોઇ ઈશ્વરના અવતાર નથી, અને સૌ ધર્મનાં પુસ્તકો ઇશ્વરે નહિ પણ મનુષ્યે જ બનાવેલાં છે, એમ તેમણે નીડરપણે જાહેર કર્યું. બધા વિધિ* અને વહેમને વશ ન થતાં, તેના સીધા, સાદા અર્થને જ તપાસી લેવાની તેમણે આજ્ઞા કરી. સૌ ધર્મ અને વર્ણના પોતપોતાના વાડાના અભિમાન પર ખુબ પ્રહાર કરીને સૌની એકતા તેમણે સિદ્ધ કરી.* સૌ ઇશ્વરનાંજ બાળકો છે, અને તે તેમનો એકજ પિતા છે. " જેઓ ઇશ્વરને ચ્હાય તેઓ એક બીજાને પણ ચ્હાય. " માણુસ, માણુસની વચ્ચે વર્ણ કે જાતિના કંઈ ભેદ હોયજ નહિ. આથી નીચલા વર્ણના ગણાતા માણસોની અને આખી સ્ત્રીજાતિની પદવી હલકી ગણવામાં આવી હતી તે હવે સરખી ગણાવા લાગી. બ્રાહ્મણો અને અંત્યજો, ક્ષત્રિયો અને વૈશ્યો એ સૌની એકતા અને સમાનતાનો ઉપદેશ ગુરૂ નાનકે કર્યો.

બીજી એક દિશામાં પણ ગુરૂ નાનકે મહત્વનો સુધારો કર્યો. હિંદુઓની દુનીઆ ઉપર પરલોકનું અને વૈરાગ્યનું વાદળ હમેશાં ભમતું. ગુરૂએ વૈરાગ્યને શૂન્ય અને પરલોકને અસત્ય જણાવી આ દુનીઆનેજ સત્કર્મનું ખરેખરૂં ક્ષેત્ર ઠરાવ્યું ધર્મનું સેવન કરતાં જે સદ્‌ગુણ અને શક્તિ મળે તે પોતાના ગૃહસ્થાશ્રમમાં તેમ જ નિત્ય જીવનમાં ઉતારવા તેમણે સમજાવ્યું. ગુરૂ પોતે પોતાના વતનમાં કુટુંબજીવન ગાળતા અને ખેતી કરતા. આથી ગૃહજીવનના અને સમાજવ્યવહારના નવા આદર્શો રચાયા.

## ગ્રંથ અને સંગત

ગુરૂ નાનકને યોગીઓએ કંઇ જાદુ કરવાનું કહ્યું, ત્યારે તેમણે જવાબ આપ્યો હતો કે બધાંયે કાર્યોમાં હું તો એજ ઉપર આધાર રાખું છું-એક શબ્દ

એક વખત સૂર્યગ્રહણને દિવસે કુરૂક્ષેત્રમાં મોટો મેળો હતો. તે વખતે સૌ કોઈ દાન આપતા હતા, અને ઉપવાસ પાળતા હતા. ત્યારે ગુરૂએ દેવતા સળગાવીને તેના ઉપર રાંધવા માંડયું. એકદમ બધા પંડાઓ તેમના ઉપર તૂટી પડયા. તેમની સાથે ખૂબ ચર્ચા કરીને ગુરૂએ સમજાવ્યું, કે આકાશના બનાવોની જોડે માણસના ભાગ્યને કંઇજ સંબંધ નથી

દરિયાની પાર જવાની, તે વખતે પણ હિંદુઓમાં બંધી હતી. છતાં ગુરૂ મક્કા ગયા હતા અને પાછા આવતાં બગદાદ આગળ એક ઠેકાણે તેમણે પ્રાર્થના કરી હતી. આજે પણ ત્યાં તેની નિશાની છે.

---

* ગુરૂ નાનકે વહેમો પર પ્રહાર કર્યા હતા તેના કેટલાક દાખલા નીચે ટાંકયા છેઃ—

ગુરૂ મક્કે ગયા ત્યારે કાબા તરફ પગ રાખીને નીચે નમ્યા. આ જોઇને કાજીએ ઠપકો આપીને કહ્યુંઃ " તમારા પગ ખુદાના તખ્ત તરફ રાખીને કેમ નમો છો ? " ગુરૂએ જવાબ આપ્યો. " માફ કરજો. તો હવે જે દિશામાં ખુદાનું તખ્ત ન હોય, તે દિશા બતાવો એટલે તે તરફ પગ રાખું. "

કેટલાક બ્રાહ્મણોને સૂર્યને અર્ઘ્ય આપતા જોઈને ગુરૂ ગંગાજીમાં ઉતર્યા, અને પશ્ચિમ દિશા તરફ અંજલિ ભરીને પાણી નાંખવા લાગ્યા. પંડિતોએ તેમને ગામડીઆ ગણીને, " શું કરે છે " એમ પૂછયું. ગુરૂએ જવાબ આપ્યો કે. " કરતારપુરમાં ( પંજાબ ) મારૂં એક નાનું સરખું ખેતર છે, તેને પાણી પાઉં છું. " પંડિતોએ કહ્યું, "મૂર્ખ, અહિંયાથી તો તારૂં ખેતર ૨૦૦ માઈલ દૂર છે, ત્યાં તે તારૂં પાણી પહોંચતું હશે ? " ત્યારે ગુરૂએ ટહોણો માર્યો કે, "હું જે હાથે પાણી નાંખું છું, તે ૨૦૦ માઈલ જેટલા થોડા અંતરે નહિ પહોંચે, તો તમારી અંજલિ સૂરજ સુધી તે શીરીતે પહોંચશે ? "

અથવા ગ્રંથ, અને બીજું, સંગત અથવા સંઘ.* આટલા વાક્યમાંજ ગુરૂની બધી ધર્મવિધિ સમાઇ જાય છે. જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાં પોતાની પાછળ પોતાનાં ભજનો તેમજ શિષ્યોની મંડળીઓ ( સંગત ) મૂકતા ગયા, અને સૌને ભેગા મળી ભજન કરવા માટે મંદિરો અથવા ગુરૂદ્વારાઓ બાંધવાનું અને તેની અંદર બને ત્યાં શાળાઓ ચલાવવાનું કહેતા ગયા. તેમના પછીના ગુરુઓએ ધર્મનો ગ્રંથ રચ્યો. ત્યારથી ગુરૂદ્વારાઓમાં ગ્રંથ સાહેબનીજ પુજા થાય છે. અને તેમાં ગ્રંથના વાંચન અને ભજનોના કીર્તન સિવાય બીજો કંઇ પણ વિધિ હોતો નથી. હિંદુ કે મુસલમાન, બ્રાહ્મણ કે શૂદ્ર, જે કોઇ શિખ થાય, તેઓ સૌએ કંઇ પણ ભેદ રાખ્યા સિવાય મંદિરમાં એકજ ઠેકાણે ભેગા મળીને ભજનકીર્તન કરે, અને તેમાંથી સૌ કોઇ ગ્રંથની પુજા કરી શકે. ગુરૂને ઘેર જે કોઇ આવે તે સૌ, ઉંચનીચનો, ગરીબતવંગરનો ધર્મ કે જાતિનો કંઇ પણ ભેદ રાખ્યા સિવાય એક પંગતે બેસી ગુરૂનો પરસાદ લેતા.* આથી ગુરૂદ્વારાઓને અંગે ઘણે ઠેકાણે લંગરખાનાં ચલાવવાનો રિવાજ પડી ગયો અને ધર્મની પૂરી પીછાન માટે તે લગભગ આવશ્યક ગણાવા લાગ્યા. અને જો કે અત્યાર સુધીમાં આ ધર્મમાં ઘણાયે વારા ફેરા થઇ ગયા છે અને કોઇક મહંતોએ મંદિરોની આવક પૂરેપૂરી હજમ કરવાને લંગરખાનાં બંધ કર્યાં છે તો પણ મુખ્ય ગુરૂદ્વારાની સાથે આજે પણ ગુરૂકા લંગર જોડાયેલાં હોય છે.

આવી રીતે ગુરૂ નાનકે નવા ધર્મની સ્થાપના કરી, અને નવી પ્રજા રચવા માંડી. એમ કહેવાય છે, કે ગુરૂ નાનકે સ્થાપેલા શિખ ધર્મમાં તો શાંત વૃત્તિવાળા શિષ્યો જ હતા, પણ ગુરૂ ગોવિંદસિંગને રાજસત્તાનો લોભ થયો તેથી તેમણે આ શાંત શિષ્યોને ઝનુની લડવૈયા બનાવ્યા. અલબત્ત, દસમા ગુરૂના વખતમાં શિખોમાં રાજકીય પ્રવૃત્તિ ઘણીજ પ્રધાન બની એ તો દેખીતુંજ છે. પણ શિખોના ઇતિહાસનું કાળજીથી મનન કરતાં માલુમ પડશે કે તે ધર્મની સ્થાપના થઇ ત્યારથીજ પ્રજામાં જે બીજ નંખાયાં હતાં, તેનો ધીમે ધીમે વિકાસ થતાં તેનું સ્વાભાવિક પરિણામ ગુરૂ ગોવિંદના વખતમાં આવ્યું. જે તલવારથી ખાલસાઓએ યશ મેળવ્યો તેને ખરેખરૂં પાણી તો ગુરૂ ગોવિંદેજ ચઢાવ્યું. પણ જનસમુદાયની બેદરકારી અને વહેમ વૃત્તિનો તેમજ બ્રાહ્મણોના દંભ અને આડંબરનો કચરો ગાળીને હિંદુ કોમની કાચી ધાતુમાંથી પાકું પોલાદ ગુરૂ નાનકેજ તૈયાર કર્યું હતું. જર્મનીના કૈસરે ખરૂંજ કહ્યું હતું કે બધી ધાર્મિક ચળવળો એ ખરૂં જોતાં રાજકીયજ છે.

ગુરૂ નાનકે તૈયાર કરેલા પોલાદને તેમની પછીના ગુરૂઓએ કેવી રીતે કેળવ્યું, અને છેવટે ગુરૂ ગોવિંદસિંગે તેમાંથી ઝળકતી તલવાર કેવી રીતે બનાવી એનો સહજ ખ્યાલ નીચેની ટીપમાંથી આવશે.

### ૨. ગુરૂ અંગદ*

(૧) લોકોમાં બોલાતી પંજાબી ભાષાને લખવા માટે આ ગુરૂએ ગુરૂમુખી લિપિ રચી. આ લિપિમાં તેમણે અને બીજા ગુરૂઓએ બધા પવિત્ર ગ્રંથો લખ્યા તેથી તે શિખ ધર્મનીજ લિપિ થઇ પડી છે. આથી શિખોમાં ઐક્ય વધ્યું અને વ્યક્તિત્વ આવ્યું. વળી પહેલાં તો બધું જ્ઞાન સંસ્કૃતમાં અપાતું તેને બદલે હવે આમવર્ગની પંજાબી ભાષામાં પણ ઉતરવા માંડ્યું. તેથી બ્રાહ્મણોનું મહત્ત્વ પણ ઘટવા લાગ્યું, અને પ્રજાવર્ગમાં ધાર્મિક સાહિત્યનો અને જ્ઞાનનો ખૂબ ફેલાવો થવા લાગ્યો.

(૨) ગુરૂ નાનક પહેલાજ પંજાબી કવિ હતા. તેમનાં કાવ્યો અને સ્મરણોનું ધર્મપુસ્તક ગુરૂ અંગદે રચ્યું. તે પંજાબી ભાષામાં પહેલુંજ ગદ્ય પુસ્તક બન્યું. થોડાજ વખતમાં શિખોમાં તે ગ્રંથ સાહેબ તરીકે પુજાવા લાગ્યું. આમ શિખોની પૂજામાં પણ ઐક્ય આવ્યું.

(૩) ગુરૂ નાનકે લંગરખાનાની જે વ્યવસ્થા શરૂ કરી હતી, તેને ગુરૂ અંગદે વધારે પાકી અને વિશાળ બનાવી. આમ ભાષા અને ગ્રંથ રચીને તેમજ સંગતને મજબુત કરીને આ ગુરૂએ શિખ સંપ્રદાયનું બાહ્ય સ્વરૂપ ઘડ્યું.

---

* બધાએ ધર્મને અંગે ત્રણની પીછાન મેળવવી પડે છે: (૧) ગુરૂ (૨) ધર્મ (જે શબ્દોમાં સમાઈ જાય) અને (૩) સાધુઓનો અથવા અનુયાયીઓનો સંઘ.

* હિન્દુઓમાં નાતજાતની જડ એટલી ઉંડી પેઠી હતી કે તેઓ ગુરૂનું બધું માને છતાં તેમનામાં ભેદભાવ રહી જાય. તેથી તેમને ધાર્મિક અને સામાજીક ઐક્યનું પૂરૂં ભાન કરાવવા માટે ગુરૂએ પોતાનેજ ઘેર લંગરખાનું ( ભોજનાલય ) ઉઘાડ્યું હતું.

### ૩. ગુરૂ અમરદાસ

(૧) ગુરૂ નાનકને બે પુત્રો હતા. તેમાંથી શ્રીચંદે પિતાની મરજી વિરૂદ્ધ સંસારનો ત્યાગ કરી ઉદાસી ધર્મનું સ્થાપન કર્યું. તે બન્નેને ટાળીને મૂળ ગુરૂએ અંગદને ગાદીએ નીમ્યા હતા, તેથી તેમને શિખોએ સ્વીકાર્યા હતા. પણ ગુરૂ અંગદે નીમેલા ગુરૂ અમરદાસની, અને ખૂબ વૃદ્ધાવસ્થાએ પહોંચેલા શ્રીચંદની વચ્ચે ખૂબ હરિફાઇ જામે એવું હતું. તેમાંથી અમરદાસે શિખ સંપ્રદાયને સાચવી લીધો. ત્યારથી ઉદાસી ધર્મ શિખોથી તદ્દન જુદો પડી ગયો.

(૨) આ ગુરૂએ શિખ મુલકનાં ૨૨ પરગણાં જેને મંજા+ કહેતા તે મુકરર કર્યાં. અને તે દરેકના ઉપરી તરીકે એક એક અધિકારીને ધર્મનો પ્રચાર કરવાને અને ગુરૂનો ફાળો વસુલ કરવાને નીમ્યો.




+ મૂળ શબ્દ મંજી છે તેનો અર્થ આટલો થાય છે. ઉપદેશ કરવા માટે ગાદીને બદલે ખાટલો વપરાતો હશે તે ઉપરથી ખાતામ વપરાયું છે.

### ૪. ગુરૂ રામદાસ

(૧) તેમણે અમૃતસર* શહેરની સ્થાપના કરી. તે સ્થળ હિંદુ ખેડૂતોના મૂલકની મધ્યમાં આવેલું હોવાથી તેમનામાં શિખ ધર્મનો પ્રચાર કરવાની ગુરૂઓને સરસ તક મળી. વળી ધીમે ધીમે અમૃતસર, બોખારા અને કાબૂલ સુધીના વેપારનું એક મોટું ધામ થઇ પડયું, તેથી ગુરૂઓને તેમાંથી સરસ આવક પણ થવા માંડી.

(૨) આ ગુરૂની સાધુતાનાં ઘણાં વખાણ સાંભળી, અકબર બાદશાહ તેમને મળવા આવ્યો,* અને ધીમે ધીમે તેમની વચ્ચે ગાઢ મિત્રાચારી થઇ. તેથી પણ શિખધર્મની પ્રતિષ્ઠા ખૂબ વધી ગઇ. આ ગુરૂની સૂચનાથી બાદશાહે એકવાર પ્રજાનો આખા વર્ષનો જમીનવેરો માફ કર્યો, એથી પ્રજા ઉપર સારી છાપ પડી.

(૩) આ ગુરૂએ પોતાના જમાઇના વંશમાં* જ ગાદી રાખવાનું ફરમાવ્યું, તેથી શિખ સત્તાની પ્રગતિને ખૂબ પોષણ મળ્યું, કારણ કે ત્યાર પછી તેઓ તેમના શિષ્યોના માત્ર સદ્‌ગુરૂ જ નહિ, પણ 'સચ્ચા પાદશાહ' પણ કહેવાવા લાગ્યા.

### ૫. અર્જુનસિંગ

(૧) અત્યાર સુધી ધર્મગ્રંથમાં ગુરૂ નાનકની જીવનકથા જ માત્ર હતી. તેમાં તે પછીના ગુરૂઓનાં લખાણો ઉમેરીને અર્જુનસિંગે આદિગ્રંથ રચ્યો.

(૨) અમૃતસરના સરોવરની વચ્ચે આ ગુરૂએ હરમંદિર બાંધ્યું, તે હાલ સુવર્ણમંદિર તરીકે દુનિયામાં પંકાય છે. તેને આખી શિખકોમનું યાત્રાનું મુખ્ય ધામ અને તેમની સર્વ પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન બનાવ્યું. શિખોના નાનકડા પ્રજાસત્તાક રાજ્યની તે રાજધાની થયું.

(૩) આખા દેશમાં ઘણે દૂર સુધી શિખો ફેલાયા હતા. તેમના દાનથી ગુરૂને વધારે પૈસા મળતા જતા હતા. આ ગુરૂએ દાન આપનારાઓને પૂછીને દાનની રકમ ચોક્કસ કરી, અને પોતાના શિષ્યોને ઘોડા ખરીદવાને તુર્કસ્તાન મોકલીને અને તે હિંદુસ્તાનમાં વેચાવીને પોતાની આવક ઘણી જ વધારી. વળી જુદા જુદા પરગણાનો ફાળો ઉઘરાવવાને માટે એક એક મસંદ* ને રોકીને તેમણે આખી કોમની પૂરી વ્યવસ્થા કરી.

(૪) પહેલાંના ગુરૂઓ ઘણી જ સાદાઇથી રહેતા હતા, તેમાં ફેરફાર કરીને અર્જુનસિંગે પોતાના દરબારની શોભા વધારી, અને કંઇક રાજસત્તાનાં ચિહ્ન ધારણ કર્યાં.

### ૬. હરગોવિંદ

અર્જુનસિંગના વખત સુધી, શિખોએ તલવાર ચલાવી ન હતી. અર્જુનસિંગે પોતે શસ્ત્ર ધારણ કર્યાં, પણ તેનો ઉપયોગ ન કર્યો. પણ તેમને મોગ-

---

* પહેલાં તેની જગ્યાએ નાનું સરોવર હતું. તેના કિનારા ઉપર રામદાસે પોતે જ એક ઝુંપડી બાંધી. તે પછી સન ૧૫૭૭ માં જમીનદારોને રૂ. ૭૦૦ (અકબરી) આપીને અકબર બાદશાહ પાસેથી ૫૦૦ વીઘાં જમીનનો તેમણે પટો મેળવ્યો. આ સ્થળ પવિત્ર ગણાવાથી ગુરૂના ઘણાયે અનુયાયીઓ ત્યાં આવી વસવા લાગ્યા, અને તેથી નવું ગામ ધીમે ધીમે ત્યાં ઊભું થયું. તેને પહેલાં રામદાસપુર કહેતા. એ જલાશયને સુધારીને મોટું તળાવ કર્યું, એટલે તે ગામને અમૃતસર નામ આપ્યું.

* લંગરખાનામાં સૌની સાથે એક પંગતે બેસીને જમ્યો પણ ખરો.

* તેમના પહેલાં પુત્રને નહિ પણ પટ્ટશિષ્યને ગાદી અપાતી. આ ગુરૂને પુત્રના કરતાં પુત્રી અને જમાઇપર વધારે હેત હતું. એકવાર ગુરૂ નહાતા હતા તે વખતે તેમની પાટનો એક પાયો તૂટી ગયો હતો તેની જગ્યાએ તેમની પુત્રીએ પોતાનો હાથ મુકી રાખ્યો. તેથી તેને ખુબ લોહી નીકળ્યું. પુત્રી પર પ્રસન્ન થઇને ગુરૂએ તેના વંશમાં ગાદી રાખવાનું કબૂલ રાખ્યું.

* આ અધિકારીઓને હાથ ઘણો જુલમ થતો જોઇને ગુરૂ ગોવિંદે તેમને નીમવાનું બંધ કર્યું હતું.

લોએ રિબાવી રિબાવીને મારી નાંખ્યા. અને બીજા હજારો શિખો કતલ થયા તેથી આ ગુરૂએ શિખોનું મજબુત લશ્કર રચ્યું, અને લડવાનું શરૂ કર્યું.

સાતમા, આઠમા અને નવમા ગુરૂએ કંઈક લડાઇયો કરી અને કંઇક શાંતિથી શિખોની આંતરિક વ્યવસ્થા સુધારી.

## ૧૦. ગુરૂ ગોવિંદસિંગ

આ ગુરૂ ૧૫ વર્ષની વયે ગાદીએ આવ્યા. ૨૦ વર્ષ સુધી તેમણે હિમાલયના ડુંગરોમાં શાંતિથી અભ્યાસ અને મનન કર્યું. અને પછીથી શિખોની એક મજબુત પ્રજા ઘડવાને અને ઔરંગઝેબની સામે, તેને લડાઇમાં દોરવા માટે તેમણે નીચેનાં પગલાં લીધાં:—

(૧) ગુરૂ નાનકે જ ન્યાતજાતના ભેદ સાફ કર્યા હતા. છતાં મૂળ હિન્દુ પ્રકૃતિની અસરથી શિખોમાં પણ તે ભેદ કંઇક કંઇક દાખલ થયા હતા. તેથી આ ગુરૂએ ચોકખી રીતે જાહેર કર્યું, કે જે કોઇ જાતિભેદ તજીને સૌ ધર્મબંધુઓને પોતાનાં ભાઇ સમાન નહિ ગણે તેઓ ખરા શિખ નહિ જ થઇ શકે. *

(૨) કેશગઢના ડુંગર ઉપર ગુરૂએ છાવણી નાંખી હતી, ત્યાં તેમણે શિખોની મોટી સભા બોલાવી. તેમને ઉપદેશ આપ્યા પછી ગુરૂએ તલવાર ખેંચી અને મોટે અવાજે કહ્યું: "આ દેવી (તલવાર) દરરોજ મારી પાસે એક માથાનો ભોગ માગે છે. *આ દેવીને માટે પોતાનું માથું આપે, એવો કોઇ* શિખ અહિંયા છે?" થોડીવાર સુધી ગંભીર શાંતિ છવાઇ રહી. ગુરૂએ ફરીથી માગણી કરી, એટલે દયારામ નામનો એક ચેલો બ્હાર નીકળી આવ્યો. તેનો હાથ ઝાલીને ગુરૂએ તેને પોતાના તંબુમાં લઇ જઇને બેસાડયો, અને ત્યાં એક બકરો પહેલેથી રાખ્યો હતો, તેને પોતે જ કાપી લોહીથી નીતરતી તલવાર લઇ તેઓ પાછા સભામાં આવ્યા. તે ફરીથી હવામાં વીંઝીને ગુરૂએ બીજા એક માથાની માગણી કરી. આમ એક પછી એક પાંચ શિખોએ પોતાનાં માથાં આપવાનું કબૂલ કર્યું. તેમની બહાદૂરી અને અનન્ય ભક્તિ જોઇને ગુરૂ ખૂબ પ્રસન્ન થયા. તે બધાયને તંબુમાંથી જીવતા બ્હાર લાવીને ગુરૂએ જાહેર કર્યું, કે આ ઘણા સરસ શુકન થયા છે, અને તેથી ખાલસાનો વિજય ચોક્કસ થવાનો જ. બાકીના શિખોએ પોતાનાં શિર ગુરૂચરણે નહિ ધર્યાં. તેથી તેમને ઘણું દુઃખ અને પશ્ચાત્તાપ થયો.

આવી રીતે જે પાંચ જણે પોતાનાં માથાં આપવાનું કહ્યું હતું, તેમાંનો એક જ ક્ષત્રિય હતો, અને બાકીના શુદ્ર હતા. ગુરૂએ તેમને પાંચ પ્યારા —એ નામ આપ્યું. તેમને અમૃતની દિક્ષા આપી ને તેમને હાથે પાછી પોતે દિક્ષા લીધી. આમ ગુરૂ સુદ્ધાંત સૌની સમાનતાનો સિદ્ધાંત તેમણે જાહેર કર્યો.

(૩) તે વખત સુધી ગુરૂના અનુયાયીઓ, શિખ એટલે શિષ્ય કહેવાતા હતા. ગુરૂ ગોવિંદે ફરમાવ્યું, કે સૌના નામની આખરે સિંગ—એ શબ્દ રાખવો. આમ શિખો સાધુ જેવા શિષ્યો મટીને સિંહ જેવા સૈનિકો થયા. વળી તેમણે એક બીજાને નમન કરવાની રીત પણ સુધારી. પહેલાં બધા શિખો મળે ત્યારે એકબીજાના ચરણસ્પર્શ કરતા તેને બદલે હવે *"*વાહ ગુરૂજીકા ખાલસા—વાહ ગુરૂજી કી જય"* બોલવા ફરમાવ્યું. તેમ જ ગ્રંથસાહેબ સિવાય બીજા કોઇની પુજા કરવાનો પણ નિષેધ કર્યો.

(૪) અર્જુનસિંગે અમૃતસરને યાત્રાનું મુખ્ય ધામ તો બનાવ્યું હતું. છતાં વખતોવખત જે હિંદુઓ ભળતા તેઓ વળી અનેક સ્થળે યાત્રા કરવા

* તેઓ કહેતા કે ચાર વર્ણ તે પાન, સોપારી, ચૂના અને કાથા જેવી છે. તે બધાંનું એક પાન બનાવીને ખાવાથી ઠીક લાલ થાય, પણ તે બધાં જુદાં જુદાં ખાવાથી લાલાશ ન આવે.

* અર્થ—મહાન ગુરૂજીના ચુંટેલા પાવન શિષ્યો—મહાન ગુરૂજીની જય.

જતા. તેથી ગુરૂગોવિંદે ફરીથી શિખોના મુખ્ય ધામ તરીકે અમૃતસરને ઠરાવ્યું. ત્યારથી સૌ વર્ગના શિખો–ભલે બ્રાહ્મણ હોય કે અંત્યજ હોય–સૌ સરખી રીતે અમૃતસરના સરોવરમાં સ્નાન કરવાનો અને તેના હર મંદિરમાં પુજા કરવાનો હક ધરાવે છે.–

(૫) શિખોનું સબળ સૈન્ય બનાવવાને માટે ગુરૂએ અમૃત આપવાના જુના વિધિમાં પણ ફેરફાર કર્યો. દ્વિજ જ્ઞાતિમાં જન્મેલો હિન્દુ જનોઇ લેવાથી પાકો દ્વિજ થાય છે તેમ અમૃત લેવાથી શિખ જન્મેલો માણસ પાકો શિખ થાય છે. અમૃત લેવા આવનાર સ્નાન કરી, અને સ્વચ્છ વસ્ત્ર પહેરી આખી સંગતની વચ્ચે બેસે. પછી શિખોના નિયમનું ખાસ નિયમિત રીતે પાલન કરતો હોય એવો કોઇ શિખ લોઢાના એક વાસણમાં ખાંડનું પાણી બનાવે. પહેલાં ગુરૂના પગના અંગુઠાનો સ્પર્શ આ પાણીને કરવામાં આવતો હતો, તેને બદલે તેમાં બે ધારવાળુ કિરપાણુ ફેરવવાની ગુરૂ ગોવિંદે આજ્ઞા કરી. પછી આ પાણી ઉમેદવારના વાળ અને શરીર ઉપર છાંટવામાં આવે છે, અને થોડું તેને પીવા પણ અપાય છે. તે વખતે તે ઉમેદવાર શિખોના નિયમો (રહત) પાળવાનું વ્રત પણ લે છે. આ પાણીને અમૃત કહેવામાં આવે છે, અને તે લેવાથી તે ખરેખરો સિંગ અને ક્ષત્રિય બને છે, એવી માન્યતા છે. વિધિ પુરો થયા પછી કરા પ્રસાદ ( શીરો ) વહેંચવામાં આવે છે.

(૬) શિખોમાં વિજળીના જેવી અનન્ય શક્તિ પેદા કરવાને માટે આ ગુરૂએ બીજા કેટલાક નિયમો પણ ઘડયા. તમામ શિખોને બીડી પીવાનો તેમણે નિષેધ કર્યો. ઉપરાંત ઉંચી પાઘડી રાખવાનું તેમજ પાંચ કક્કા રાખવાનું ફરમાવ્યું. પાંચ કક્કા એટલે (૧) કેશ, લાંબા વાળ અને દાઢી (૨) કંગ–કાંસકો, (૩) કિરપાણુ–તલવાર, છરો અથવા છુરા, (૪) કર–લોઢાનું કડું, અને (૫) કચ્છ–ન્હારના પાયજામાની અંદર પહેરવાની ટુંકી લુંગી. અમૃત લઇને આ નિયમો પાળનારા ચુસ્ત શીખો અમૃતધારી ખાલસા કહેવાતા અને બાકીના અર્ધદગ્ધ શીખો–જેઓ સહજધારી કહેવાતા–તેમનાથી વર્તાઇ જતા.

(૭) પણ આ બધીયે ન્હારની વિધિ પાળનારા કદાચ ઘેટાં જેવા પણ રહી જાય. તેથી ગુરૂએ ખાલસાને એવી શ્રદ્ધા આપી , કે તેઓ ખૂદ ઇશ્વરના સીધા રક્ષણ નીચે છે તેથી તેમનો વિજય જ થવાનો છે. ખાલસાનું કુલ મંડળ મળે, ત્યાં ઇશ્વર હાજર જ છે, અને જ્યાં પાંચ શિખો મળે ત્યાં તેમનો નિર્ણય તેજ ગુરૂનું ફરમાન છે એવું પણ તેમણે શિખવ્યું. અત્રે ઉમેરવું જોઇએ કે આ ગુરૂએ, પોતાની પછી કોઇ પણ ગુરૂને ન પૂજવાનું અને સૌ શિખોને ભેગા મળીને તમામ સવાલોનો નિર્ણય કરવાનું ફરમાવ્યું. આમ ગુરૂ ગોવિંદે વિશુદ્ધ પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરી.

(૮) પોતાના અનુયાયીઓને બહાદૂર અને લડાયક બનાવવાને ગુરૂએ સાહિત્યનો પણ ઉપયોગ કર્યો. તેમણે ઘણા કવિઓ અને પંડિતોને પોતાની પાસે રાખ્યા હતા. તેમની પાસે રામાયણ અને મહાભારત, શ્રીમદ્ ભગવત ને બીજાં પુરાણોનાં હિંદીમાં ભાષાંતર કરાવ્યાં. આથી જે ખેડૂતોએ અને વાણીઆઓએ, કારકુનો અને મુનશીઓએ સદીઓથી કંઇજ વાંચ્યું ન હતું, અથવા કોઇક ઉર્દુ કિતાબોજ પઢી હતી તેઓ હવે રામ અને લક્ષ્મણ, ભીમ અને અર્જુન, કૃષ્ણ અને કંસની વાતો કરવા લાગ્યા. ગુરૂ પોતે પણ મોટા કવિ હતા અને તેથી રામાયણ વગેરેના વાંચનારા ઉપર તેમના શબ્દોની ઘણીજ ઉંડી અસર થતી. " મારો દરેક શિખ બચ્ચો લાખ લાખની સામે લડશે; નહિંતો હું ગુરૂ ગોવિંદસિંગ નહિ "–આવા શબ્દોની જાદુઇ અસર થતી. જે માણસોએ પહેલાં તલવાર કે બંદૂક ઉપાડી ન હતી, તેઓ મોટા વીર બની ગયા. અને ગાંઠાઇવાળાઓએ અને ધોબીઓએ, ઝાડુવાળનારાઓએ અને હજામોએ

* ગુરૂએ એકવાર કહ્યું હતું કે ભાગવતનો દશમ સ્કંધ મેં હિંદીમાં લખાવ્યો તે એકજ ઇચ્છાથી, કે ધર્મને માટે યુધ્ધ કરવાનો જુસ્સો ખીલે.

મોટાં લશ્કરના સેનાધિપતિ બની ભલભલા રાજાઓને અને નવાબોને પણ હંફાવ્યા.*

( ૯ ) તે વખતે હિંદુઓમાં શક્તિની પુજા પુષ્પ ચાલતી. ગુરૂ પોતે તો એકજ ઇશ્વરને માનતા પણ કાંતો એવી શક્તિ નથી એમ બતાવવાને અથવા પોતાના ઉપર તેની અનન્ય કૃપા છે એમ સમજાવવાને તેમણે એક મોટો યજ્ઞ કર્યો. તેનો વિધિ એક વરસ સુધી ચાલ્યો. આખરે દુર્ગાષ્ટમીનો દિવસ આવ્યો, ત્યારે ગુરૂએ મુખ્ય પંડિતને પૂછ્યુઃ "દેવી ક્યારે પ્રકટ થશે?" તેણે જવાબ આપ્યો કે સારા કુળનો કોઇ પવિત્ર માણસ આ વેદિપર ભોગ આપે તો દેવી પ્રકટ થાય. તેથી ગુરૂએ સખત કટાક્ષથી કહ્યું, "અરે! તો તો તમારા કરતાં વધારે પવિત્ર માણસ અમને કોણ મળી શકે?" આથી પંડિત દિગ્મૂઢ બનીને નાસી ગયો. પછી ગુરૂએ યજ્ઞનો તમામ સામાન અગ્નિમાં નાખી દીધો, અને હાથમાં ચમકતી તલવાર લઇને તેઓ પડદા પાછળથી બ્હાર આવ્યા. અંદર અગ્નિની મોટી જવાળાઓ ભભૂકી ઉઠી, તેથી સૌએ એમ માન્યું કે દેવીએ પ્રસન્ન થઇને ગુરૂને આ તલવાર ભેટ કરી છે. તે સમયમાં તલવારથીજ સૌનું રક્ષણ થઇ શકે એમ હતું, તેથી આવી રીતે તેને દેવીની પ્રસાદી ગણતાં ગુરૂએ સૌને શીખવ્યું. ગુરૂએ પોતે જ તલવારની પુજા શરૂ કરી અને તેમના જે શિખો તલવારની પુજા કરતા, તેમને ધર્મની બીજી વિધિઓમાંથી મુક્ત કરવામાં આવતા.

### સંગતની સત્તા

ઉપર જણાવ્યા મુજબ દશમા ગુરૂએ ગાદી ખાલી રાખીને તેમ જ 'પંચ ત્યાં જ ગુરૂ છે' એમ સમજાવીને પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરી. તેમણે પોતે જ પાંચ પ્યારાઓ પાસે દિક્ષા લઇને ગુરૂ અને શિખોની વચ્ચે સમાનતા જાહેર કરી. આથી શિખધર્મની ખરેખરી ખુબી તો એ લાગે છે, કે સૌ શિખો ભેગા મળીને ગમે તેવા મોટા સરદાર કે રાજાનો, ખુદ ગુરૂનો પણ ગુન્હો માલમ પડે, તો તેને વિષે પૂરી તપાસ કરીને તેને શિક્ષા કરી શકે. એકવાર ગુરૂગોવિંદ પોતે જ પોતાના શિખોની સાથે દાદુ નામના સાધુની કબર આગળથી પસાર થતા હતા. શિખોની અક્કલની પરખ કરવાને માટે ગુરૂએ એ કબર ઉપર તીર તાક્યું. એટલે શિખો એકદમ ગુરૂને ઘેરી વળ્યા, અને ઘોડા ઉપરથી ઉતરી ખુલાસો કરવા તેમને ફરમાવ્યું. તેમણે ધર્મના એક મોટા નિયમનો ભંગ કર્યો હતો, માટે પાંચ જણનું પંચ* નીમીને તેની આગળ ઇન્સાફ કરાવવા કહ્યું. ગુરૂએ ગુન્હો કબૂલ કર્યો, એટલે તેમને ૧૨૫ રૂપિયાનો દંડ ભરવો પડયો.

આમ ગુરૂગોવિંદે સંગતની જે સત્તા જમાવી હતી તે પછીના વારામાં પણ કાયમ રહી હતી. ભાઇ મણિસિંગ નામના એક અતિશય પવિત્ર શિખ સુવર્ણમંદિરના મુખ્ય પુજારી હતા. છતાં તેમણે ગ્રંથસાહેબનું લખાણ કંઇ નવી રીતે ગોઠવવા

---

* ખાલસામાં વીરતાનું એવું પુર આવ્યું હતું કે તેમને મન જાણે દુખ જેવી ચીજજ નહોતી. તેથી દુખના જુદા જુદા પ્રસંગોને માટે તેમણે નીચે પ્રમાણે નામ ઉપજાવ્યા હતાઃ—

મરણ એટલે પરલોક પર ખાલસાની ચઢાઇ; ભૂખ્યા માણસ એમ કહે કે હું ઘણી સમૃદ્ધિથી છેક દિવાનો થઇ ગયો છું; ચણા તે જાણે બદામ; કાદા તે જાણે ચાંદીના કટકા; ત્યારે રૂપાઆ તે તો માત્ર લીંપણના પોપડા; આંધળા માણસ તે જાણે જાગતોજોધ; અને કાણો માણસ તે જાણે તીણી આંખવાળો સિંહ; બ્હેરો માણસ તે ઉપલા માળ પર બેઠેલો ગણાય; અમૃત વિધિ થાય તો અમૃત ધારી લોઢાનું વાસણ પણ સોનાના પ્યાલા જેવું કહેવાય; લાબી લાકડી તે વકીલ અથવા ડહાપણનો ભંડાર અને બાલવું એટલે ગર્જના કરવી; જ્યારે ખાવાનું ખૂટે ત્યારે કોઠાર ભરપુર અનાજથી ફાટવા ગણાય; એક એક શિખ સવાલાખના સૈન્ય જેટલો ગણાય; માટીનું ઝુંપડું તે રત્નજડિત મહેલ; વૃક્ષની છાયા એ લીલું મંદિર અને ખડખચડો કામળો એ શાલ.

* ઉપર પાંચ પ્યારાઓની વાત લખી છે; તે બનાવને યાદ રાખીને આજે પણ શિખો ન્યાયના કે વહિવટના કામને માટે પાંચ જ જણને નીમે છે અને તેમને પાંચ પ્યારા કહે છે.

માંડયું, ત્યારે સંગતે મળીને તેમને પણ જાહેર રીતે ઠપકો આપ્યો, એટલે તેમને માફી માગવી પડી.

૧૯ મી સદીની શરૂઆતમાં રણજીતસિંગની રાજસત્તાથી શિખ સંગતની સત્તા ઘણે અંશે નાબૂદ થઈ હતી, છતાં તે વખતે પણ તેનાં સ્મરણચિન્હો દેખાતાં હતાં. આખી કોમ તરફથી ઘણીવાર ચેતવણી મળ્યા છતાં, રણજીતસિંગ એક દુરાચાર કરતા માલુમ પડયા, ત્યારે તેમના જ એક સરદાર બાબા ફુલસિંગે સૌની સમક્ષ તેમને સખત ઠપકો આપ્યો. તેમણે ગુનો કબૂલ કર્યો, અને પંચ જે દંડ મુકરર કરે તે આપવાનું કબૂલ કર્યું. ફુલસિંગે કહ્યું: "દંડથી કંઈ વળે નહિ; તેમને તો જાહેરમાં ફટકા જ મારવા જોઈએ." તરત જ મહારાજાએ પોતાની પીઠ ખુલ્લી કરીને ફટકા ઝીલી લીધા.

આમ એવી પ્રથા પડી ગઈ કે જ્યાં જ્યાં શિખોની વસ્તી હોય, ત્યાં તેઓ પોતાની સંગત અથવા મંડળીઓ રચે. આખી કોમનો કંઇ સવાલ ઉત્પન્ન થાય, ત્યારે તેનો નિકાલ કરી, યોગ્ય વહિવટ કરવા, આખી સંગત પાંચ પ્યારાઓ નીમે. જ્યારે કોઇ શિખ કંઇ ગુન્હો કરે, ત્યારે તે પાસેમાં પાસે આવેલી સંગત આગળ હાજર થાય અને જોડા મુકવાની નીચામાં નીચી જગા આગળ હાથ જોડી ઉભો રહીને પોતાનો ગુન્હો કબૂલ કરે. આવી બાબતોનો નિકાલ પણ પંચને સોંપાય અને તેઓ પોતાનો ચૂકાદો પાછા સંગત આગળ આવીને જાહેર કરે. પછી આખી સંગત 'સતશ્રી અકાલ' નો જયનાદ કરીને તે ચૂકાદો મંજુર કરે. ગુન્હેગાર શિક્ષા રાજીખુશીથી સ્વીકારે અને તે પગાર અથવા બક્ષિસ ગણાય. ગુન્હેગારના મનમાં કંઇપણ ઝેર રહે નહિ, કારણ કે આખી સંગત મળીને જ શિક્ષા કરે. આવા ઠરાવ "ગુરૂમત" (ગુરૂનો નિર્ણય) કહેવાય. આવા મતનો અમલ થાય ત્યારે ગુરૂએ તેની મંજુરી આપી છે, એમ ગણાય.

જેમ સંગત ગુન્હેગારને શિક્ષા કરતી તેમ નબળાનું રક્ષણ પણ કરતી. કોઇ પરદેશી મુસલમાનો કાબૂલ, બલ્ખ, બોખારા વગેરે ઠેકાણે કેટલાક શિખોને ગુલામો તરીકે ઉપાડી જતા, ત્યારે પંજાબથી કેટલાક ફકીરને વેશે તે દેશ જતા અને તેમને શોધીને પાછા લાવતા. સંગતની આગળ આવીને કોઇ પણ માણસ પોતાની સ્ત્રી કે પુત્રીના હરણને વિષે ફરિયાદ કરતો તો પરગણુ શિખો એકદમ તેને શોધીને સોંપવાને માટે કેસરિયાં કરતા. 'ખુલસત-ઉલ-તવારીખ' નામના ગ્રંથમાં બટાલાના સુજનરાય લખે છે કે: "તેમની નજરે તેમના પોતાના માણસો, અને બીજા એ સૌ સરખા જ હતા. તેઓ પોતાના મિત્રોની સેવા કરે છે, પણ શત્રુઓને હેરાન કરતા નથી. સમાજસેવા કરવામાં તેઓ મોટું પુણ્ય સમજે છે. કોઇ મુસાફર મધરાતે આવે અને ગુરૂ નાનકનું નામ લે તો તે જાણીતો હોય કે નહિ તોપણ તેને ભાઈ સમાન લેખવામાં આવે છે."

## શિખધર્મનો વિકાસક્રમ

હવે બધા ગુરૂઓના કાર્યપર નજર ફેરવતાં શિખધર્મનો વિકાસ ચોખ્ખો તરી આવે છે. હિન્દુધર્મના વહેમ અને જાતિભેદ દૂર કરવાનો ઉપદેશ કરીને ગુરૂ નાનકે નવો સંપ્રદાય, નવાં મંદિરો અને નવો સમાજ સ્થાપ્યાં. તેમાં સૌ સરખા, તેમનો એક જ ઇશ્વર, એક જ ગુરૂ અને એક જ સાદો, સરળ વિધિ. બીજા ગુરૂએ તેમને એક નવી લિપિ અને એક ગ્રંથ અર્પ્યો અને સમાજને પૂરેપૂરો એકાકાર કરવાને લંગરખાનાં સ્થાપ્યાં. ત્રીજા ગુરૂએ શિખધર્મને ઉદાસીઓના પંજામાંથી બચાવી લીધો, અને શિખ પરગણાંની વ્યવસ્થા કરી. ચોથા ગુરૂએ શિખોના મુખ્ય યાત્રાસ્થાન તરીકે અમૃતસર શહેર વસાવ્યું, અકબર બાદશાહ સાથે મિત્રાચારી કરી વ્યાવહારિક પ્રતિષ્ઠા મેળવી. વળી તેમણે ગાદી વંશપરંપરાની બનાવી તેથી તેઓ સદ્‌ગુરૂ તેમજ સચ્ચા પાદશાહ પણ કહેવાયા. પાંચમા ગુરૂએ અમૃતસરના દરબારનો ઠાઠ વધાર્યો, કંઇક રાજચિહ્નો ધારણ કર્યાં, અને તે માટે જરૂરી નાણાં મેળવવાની કાયમી ગોઠવણ કરી. આમ ધર્મના એક સંપ્રદાયમાં એમના પ્રભાવથી

રાજસત્તાનો ઉદય થયો, તેથી મોગલોનો તેનાપર કોપ થયો, પણ તેથી વળી તે સત્તા વધારે મજબૂત થઇ. એ જ ગુરૂએ અમૃતસરનું સુવર્ણમંદિર બંધાવીને શિખોનું સંપૂર્ણ કેન્દ્રસ્થાન રચ્યું. મોગલોનો ત્રાસ વધવાથી છઠ્ઠા ગુરૂએ શિખ સૈન્ય રચવા માંડયું અને નવમા ગુરૂએ તેને ઘણી ઉંચી કળાએ પહોંચાડયું. અત્યાર સુધી જે મંદિર રચાયું હતું તેના પર છેલ્લા ગુરૂ ગોવિંદે સુવર્ણ કળશ ચઢાવ્યો. બધા ગુરૂઓના ઉપદેશની વિરૂદ્ધ શિખોના ધર્મ અને વ્યવહારમાં જે સડો પેસતો હતો તે સાફ કર્યો, તેમજ અમૃતનું પાન કરાવી અને પાંચ કક્કા ધારણ કરાવી શિખના સિંગ બનાવ્યા—ભલા ભોળા હજારો સાધારણ માણસોને અદ્ભુત તાલીમ આપી તેમનું જગમશહૂર ખાલસા સૈન્ય બનાવ્યું. કદાચ આથીયે તેમનું વધારે મોટું પરાક્રમ તો એ હતું કે મરણ શય્યાપર સુતે સુતે તેમણે ભવિષ્યમાં ગાદી ખાલી રાખવાનું અને ખાલસાઓનું અદ્ભુત પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનું ફરમાવ્યું. આમ બધાયે ગુરૂ ગયા પછી, શિખો પાસે એક જ ધર્મ અને એક જ ગ્રંથ, એક જ સ્થાનક ( અમૃતસર ) અને એક જ વર્ણ, એક જ ખાલસા અને એક જ શ્રદ્ધા રહ્યાં. આ અભેદ્ય ઐક્યના બળે જ શિખો બહારના જુલમમાંથી અને અંદરના કલહમાંથી તરીને જીવતા જાગતા રહ્યા છે.

## ખાલસાનો ઉદયાસ્ત

હવે, આગળ ચાલીએ. અનંતપુરના ઘેરામાંથી છુટીને ગુરૂ ગોવિંદ દક્ષિણ તરફ ચાલ્યા ગયા. તે પછી થોડા વખત સુધી શિખ લોકોએ નવાનવા આગેવાનો નીચે રહીને એવી ને એવી લડત ચાલુ રાખી. તેવામાં મોગલ રાજ્ય છિન્નભિન્ન થતું ગયું, એટલે પંજાબના બાર પ્રાંતોમાં જુદા જુદા શિખ કુટુંબોનાં મિસાલનાં રાજ્ય સ્થપાયાં. તે પછી મહારાણા રણજીતસિંગના વખતમાં શિખોએ ચક્રવર્તિ સત્તા ભોગવી. તે છેવટે અંગ્રેજોએ તોડી, અને આખું ખાલસા લશ્કર ખતમ કર્યું. પછી તરત જ અંગ્રેજોએ પોતાના લશ્કરમાં શિખોની ભરતી કરવા માંડી, અને નવા હાકેમને વફાદાર રહી તેઓ ૧૮૫૭ ના બળવામાં ન ભળ્યા. ત્યારથી તેઓ સરકારના સાચા અને ખરા સેવકો તરીકે પંકાયા છે, છતાં તેમની રાજકીય સત્તાનું તો મીંડુ જ વળી ગયું.

ગુરૂ ગોવિંદના ગયા પછી આશરે ૧૫૦ વર્ષ વીતી ગયાં છે. તે દરમ્યાન તેમણે કરેલી ધર્મની વ્યવસ્થામાં ઘણો સડો પેસી ગયો. તે ગુરૂના હાથ નીચે તાલીમ લીધેલા સરદારો દૂર થયા કે કતલ થયા, એટલે છૂટાછવાયા શિખોનાં મંડળો જુના રીતરિવાજ તરફ વળવા લાગ્યાં. ઉંચી અને નીચી શિખ ન્યાતોના ભેદ થવા લાગ્યા. જેમણે અમૃત લીધેલું એવા કેટલાકને પણ દરવાજા આગળ જ રાખવામાં આવતા, અને બીજા કેટલાકને અંદર આવવા દેતા. પહેલાંના વખતમાં ઘણાયે મુસલમાનો શિખ ધર્મમાં આવતા, તેથી હિંદુઓના જાતિ ભેદ ટકી શકતા નહિ. પણ ધીમે ધીમે મુસલમાનોની સામે ખૂબ લડત જામી, તેથી તેમનો આવરો ઓછો થતો ગયો તેથી જાતિભેદ પર અંકુશ ઓછો થયો. શિખોના ઉપર ભારે જુલમ થયો તે અરસામાં તેઓ પોતાનાં ઘર અને વતન છોડી નાસી ગયા હતા. તેથી તેમનાં મંદિરો, ઉદાસીઓ વગેરે ખરા શિખ નહિ એવાઓના હાથમાં ગયાં, અને તેથી પુજાના વિધિમાં પણ ઘણો સેળભેળ થયો. મિસાલોના વારામાં શિખો પોતપોતાના સ્વાર્થને માટે જ ખૂબ લડયાં કરતા. વળી જ્યારે રણજીતસિંગનું રાજ્ય થયું, ત્યારે તો ખૂદ ખાલસાઓના સર્વસમાનતાના તંત્રને સખ્ત ધક્કો પહોંચ્યો. શિખધર્મ સાદો અને સખત છે. તે દુઃખમાં અને જુલમ નીચે જ ખીલી શકે, આરામ અને મોજશોખથી તે તૂટી જાય. ધીમે ધીમે પહેલાંના જ જુના દેવદેવીઓ પણ પુજાવા માંડયા. અને ગુરૂઓએ મહા પ્રયાસે તોડેલા વહેમો ફરી પાછા દાખલ થવા માંડયા. અમૃતસરના અને તરણતારણનાં મુખ્ય મંદિરો તો અંગ્રેજ સરકારને હવાલે થયાં, એટલે ત્યાં તો સંગતની જરાયે અસર પહોંચે જ શાની ? એટલે તે મંદિરમાં તો શિખ લોકોની લાગણી વિરૂદ્ધ

વણી જ વહેમી અને અનિષ્ટ વિધિઓ છચોક ચાલવા લાગી. ત્યાં મૂર્તિઓ પણ મૂકાઈ, અને તેની ખુલ્લી રીતે પુજા થવા લાગી. ચોર અને લુચ્ચા લોકો આ જગ્યાઓમાં છૂટથી ફરવા લાગ્યા. અમૃતસરના મંદિરોની પ.સેના સત્તામાં ખૂબ અનીતિ પ્રવર્તી રહી અને આ મંદિરો મુખ્ય ગણાતાં હોવાથી તેના બધા દોષનું અનુસરણ થવા લાગ્યું.

આમ સ્વતંત્રતા માટે શહીદ થનાર ખાલસાના વંશજો પરદેશી રાજ્યમાં ભાડુતી સિપાઇ થયા, અને રાજસત્તા ભોગવનાર પ્રજાએ પરાધીનતાનાં જંજીર પહેર્યાં. શિખોના જીવનરૂપ તેમનો ધર્મ છેક ભીતરમાંથી સડી ગયો તેમનાં ગુરૂદ્વારાઓ મૂર્તિપૂજાના અને મંત્રવિધિઓનાં, પાખંડનાં તેમજ અનીતિનાં ધામ થઈ પડયાં. આખી શિખ કોમ અંધકાર અને અનવસ્થામાં ડૂબતી ગઇ.

સાંપ્રત કાળમાં શિખોએ પોતાની સ્થિતિ કેવી રીતે સુધારી તે આવતા અંકમાં જોઇશું.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# ચીન વિષે કંઇક*

## ૧. પ્રસ્તાવ

"હિંદુસ્થાનના સંયુક્ત રાજ્યો" નિજ પડોશી ચીનના સામ્રાજ્યના કૂટ પ્રશ્નોમાં રસ લીધા વિના સ્વસ્થ ન રહી શકે. ને રાજકીય કે ભૂગોળના પડોશીપણા કરતાં પણ વધારે બળવાન તત્ત્વો હિન્દને ચીન વિષે વિચાર ને અભ્યાસ કરવા પ્રેરે છે.

આધુનિક દુનિયાના જનમંડળને વિચારકો મુખ્યત્વે એ કે ત્રણ વિભાગમાં વ્હેંચે છેઃ ૧ પશ્ચિમના લોકો–યૂરોપ, અમેરિકા (જાપાન); ૨ પૂર્વના લોકો–ચીન, હિંદ, (રશિયા); મુસલમાનો; ૩ અસંસ્કૃત પ્રજાઓ–સીદીઓ વગેરે.

વસ્તી ને વિસ્તારના દૃષ્ટિબિંદુથી જોતાં ચીન પૂર્વના લોકોમાં પ્રથમ સ્થાને છે. તે ઉપરાંત સ્વતંત્રતાના દૃષ્ટિબિંદુથી પણ, હિન્દ પશ્ચિમના તાબામાં છે–સ્વતંત્રતાને બદલે ગુલામીનો વાયુ હિન્દમાં વાય છે–પણ ચીન હજી સ્વતંત્ર છે, ચીનની સંસ્કૃતિ હજી જીવતી છે; ચીનનો આત્મા હજી સજીવ છે ને મુક્ત છે.

પણ સ્વતંત્ર ને સજીવ આત્માની આસપાસ કરોળીઆઓ જાળ પાથરી રહેલ છે, પશ્ચિમના લોભી ગીધો ત્યાં લૂંટ માટે ભમી રહેલ છે. એટલે પૂર્વની સંસ્કૃતિ–એકલી મુક્ત રહેલી સંસ્કૃતિ આપત્તિમાં છે

ચીન પાસે હિન્દે ઘણું લીધું છે, તેમ ચીનને હિન્દે ઘણું આપ્યું યે છે. ચીનનું ધાર્મિક જીવન, દુનિયાનો સમુદ્ર જેવો વિશાળ ને સર્વ સુંદર ધર્મઃ બૌદ્ધ ધર્મ.

ચીન વિષે કંઇક વિચાર કરવા આટલો પ્રસ્તાવ પૂરતો છે.

---

* આ લેખ લખવામાં નીચેનાં પુસ્તકોની સહાય લીધી છેઃ—

Histoire Generale de la-Chine. Paris, 1920, by Henri Cordier. ૨. Outlines of Chinese History: by Li Ung Bing: સુન્દર ચાઈનીસ સ્વદેશાભિમાની દૃષ્ટિબિંદુ. શાંઘાઈ. કમર્શીઅલ પ્રેસ. ૩. Modern China—by Sih Gung Chang. Clarendon Press 1919. મુદ્દાં દાર, ટૂંકિ, ઇ. સ્વ પ્રશ્નો વિષે રસમય વિચાર. ૪. Truth About China & Japan, 1921. G. Allen & Unwin Ltd. London. ૫. The Problem of China. by Bertrand Russel. 1922. G. A. Junaric. ખાસ કરીને આ પુસ્તકમાંથી લેખકે ઉપલા લેખમાં આપેલી ઘણી વિગતો લીધી છે.

તંત્રી.

## ૨. પ્રાચીન ચીન ( ૧૯ મી સદી પહેલાંનું )

ચીનમાં 'મનુષ્ય' પહેલાં ક્યાંથી અને ક્યારે આવ્યો એ વિષે માનવશાસ્ત્ર (Anthropology) કંઇ નિશ્ચિત જવાબ નથી આપતું

એમનો ઇતિહાસ એમનાં લખેલાં સાહિત્યનાં પુસ્તકોમાંથી, ને પછીથી, તવારિખોમાંથી કેટલેક અંશે આપણને મળી આવે છે.

માનવ-જાતિ-શાસ્ત્ર ( Ethnology ) ચીનનાં લોકોને મનુષ્યજાતિના વર્ગીકરણમાં બીજા વિભાગમાં મૂકે છે. " મોંગોલિયન " ( કે Xanthous કે પીળી પ્રજા ) લોકોઃ પીળી કે ઘઉંવર્ણી ત્વચા, સીધા કેશ, નહીં જેવી દાઢી (વાળ), પહોળું શિર, ને પહોળી મુખાકૃતિ, ન્હાનું નાક-મૂળ આગળ ચપટું, ઉંડી આંખો, પોપચાં નીચાં ઢળતાં. ( હિન્દુસ્થાનમાં મોંગલ લોહી ઘણું છે : બંગાળના લોકો મોંગલ + આર્ય + દ્રાવિડિયન-), ……

ઇતિહાસ:

ઇ. સ. પૂર્વે Third Millennium. " સુવર્ણ કાળ-સત્યયુગ." યાઓ અને શૂન ( The Age of Yao and Shun )

ચીનના ઇતિહાસની શરૂઆત. કૃષિ નદીની, આસપાસ કૃષિ, આ સમયનો મુખ્ય વાંધો હતો.

,, ૧૦૨૨થી ૨૪૯ સુધી ચાઉ વંશ ( Chou ).

,, ૭૭૬ સૂર્યગ્રહણ.

,, ૭૭૨ કનફ્યુશ્યસકૃત Springs and Autumns ( ઇતિહાસ ).

,, ૨૨૧ પહેલો શહેનશાહ શીહ હવાંગ ટી, ( Shih Huang Ti ) મૃત્યુ. ઈ. સ. પૂર્વે ૨૧૦. મહાન વિજેતા. એના ગજ્યના ત્રણ પ્રસંગો નોંધવા જેવા છે. ૧ હનલોકો સામે બાંધેલી મહાન ભીંત, ૨ ઠાકોર-ગરાસિયા લોકોનો નાશ, અને ૩ સર્વ ગ્રંથોનો અગ્નિદાહ.

અહીં એટલું કહેવું ઠીક પડશે કે ઠાકોર લોકો ( Feudalism ) નો નાશ-પડતીચઢતી—દરેક સૈકામાં થતી જ આવી છે. જ્યારે શહેનશાહની સત્તા ઢીલી પડે ત્યારે ન્હાનાં રાજ્યોની સત્તા ચ્હડે, ને જ્યારે શહેનશાહની સત્તા ચ્હડે ત્યારે ન્હાનાં રાજ્યો પડે.

સર્વ ગ્રંથો બાળવામાં આ મહારાજાનો આંતરિક હેતુ પોતાને પ્રથમ શહેનશાહ મનાવવાનો જણાય છે. ચીનના લોકો જબરા સનાતની ( Conservative ) લોકો છે. નવા વિચારો ગ્રહણ કરવામાં બહુ જ ધીમા : જૂના વિચારો ને રિવાજોને જીવને જોખમે વળગી રહેનારા, ને સુધારકો જ્યારે જ્યારે કાંઈ નવા વિચારો તેમની સમક્ષ મૂકે ત્યારે ત્યારે તેઓ જૂના ગ્રંથોમાંથી હજારો વાતો તે વિચારની વિરૂદ્ધ હણી કરે. એટલે આ રાજાએ એ ગ્રંથોનો જ નાશ કર્યો.

એ રાજાને ન્યાય કરવા અહીં કહેવું જોઇએ કે "વૈદક, દવાઓ, ધર્મ ને કૃષિ"ને લગતાં પુસ્તકો બાળવાની એણે ના પાડી હતી. " કાયદા " વિષે ('As for those who desire to study the laws and ordinances, let them take the officials as masters.") " જેમને કાયદો શીખવાની ઇચ્છા હોય તેઓ અમલદારોને પોતાના ગુરૂ બનાવે. " એ મહારાજાની સરખામણી વર્તમાન બૉલશેવિક " મહારાજ " સાથે કરી શકાય. ઠાકોરોનો નાશ જેમ દર સૈકામાં થતે તેમ ગ્રંથોનો નાશ પણ થવા લાગ્યો અને ઇ. સ. પૂર્વે ૧૯૧ માં ચીનનાં ગ્રંથો ફરીથી અગ્નિમાં નંખાયા.

ઈ. સ. પૂર્વે ૨૦૬ થી ઇ. સ. ૨૨૦: હાન ( Han ) વંશ.આ સમયને આપણે (Chinese Imperialism) ચીનાઈ સામ્રાજ્યવાદનો સમય કહી શકીએ. આ સમયમાં ચીનના લોકો ઉત્તર હિન્દ, ઇરાનને રોમન રાજ્યના સંબંધમાં

આવ્યા. હિન્દમાંથી બૌદ્ધ ધર્મનો ચીને આ સમયમાં અંગીકાર કર્યો. આ સમયમા ચીને જાપાનને ધર્મ, લિપિ ને સંસ્કૃતિનાં દાન દીધાં. ને રોમન યુવક ને યુવતીઓના વિલાસકોડ વિવિધરંગી રેશમ મોકલીને પૂરણ કર્યા. ઈ. સ. ૧૬૪ માં ખગોળનાં રોમથી ચીનમાં આવેલ પુસ્તકો વિષે આપણને માહિતી મળે છે. તેમ ચીનના સાહિત્યમાં માર્કસ ઑરેલીઅસ (Marous Aurelius) નું નામ પણ મળે છે.

ઇ. સ. ૨૨૦–૬૧૮ નાના નાના વંશો, અનુપયોગી.

,, ૬૧૮–૯૦૭ ટાંગ (Tang) વંશ. સંસ્કૃતિ અને સમૃદ્ધિનો સમય, કવિતા ને કળા, રાજ્યનો વિસ્તાર, સર્વમાં અવધિ.

,, ૧૨૨૭ (મૃત્યુ) જંગીસખાન. (જંગીસની તલવારથી હિન્દીઓ અજાણ્યા ન હોય)

,, ૧૨૯૪ (મૃત્યુ)કુબલૈખાન (જંગીસનો પૌત્ર). રાજધાની કારાકારમ(મોંગોલીઆ)-માંથી પેકીંગ ખસેડી, જબરી ભીંતિ બાંધી. ને વેદશાળા (Observatory) ચણી. (આ વેદશાળાના ખગોળને લગતાં કબલૈએ બાંધેલાં સાધનો ઇ. સ. ૧૯૦૦ સુધી પેકીંગમાં જોવા મળતાં. ૧૯૦૦ માં જર્મન લોકો તે પોટરડામ ઉપાડી ગયા.) વેદશાળાનું મકાન હજુયે કાયમ છે. (સંભળાય છે કે જર્મનોએ એ બન્ને સાધનો "સુલેહની શરતો" મુજબ પાછાં ચીનને સ્વાધીન કર્યા છે. ૧૯૧૮.)

,, ૧૩૭૦ મોંગલ વંશનો અંત ને મીંગ વંશની શરૂઆત.

,, ૧૬૪૪ મીંગ વંશનો અંત ને મંચુસ વંશની શરૂઆત.

,, ૧૯૧૧ મંચુસ વંશનો અંત ને "આધુનિક ચીન"ની શરૂઆત. (રીપબ્લીક) આ છસો વરસ દરમ્યાન ચીનની સંસ્કૃતિમાં કાંઇ નોંધવા જેવો ઉમેરો થયો હોય એમ નથી લાગતું.

## ૩. ચીનની સંસ્કૃતિ

ચીનનું મહારાજ્ય આજ પર્યન્ત જીવતું રહ્યું છે, એ જીવન કયાં તત્ત્વોને આભારી છે? લશ્કરી બળ! (Military skill ?) ના. ચીનના ધર્મે કતલના શાસ્ત્રમાં ચીનના પારંગત નથી કરેલ. ઇતિહાસ એનો સાક્ષી છે. હન્સ, ટારટાર્સ, મન્ચુસ, સર્વ પરદેશીઓ. પણ એ પરદેશીઓ "જંગલી" હતા. સંસ્કૃત ચીન એમને ગળી ગયું, એમને "ચીના" બનાવી દીધા! પણ એમને શરીરબળે જીતી ન શક્યું.

ચીનની સંસ્કૃતિ જાળવવામાં ગોબી રણે જબરો ભાગ ભજવ્યો છે, એ ભૂલાવું ન જોઇએ. પણ એ ઉપરાંત ચીનની સંસ્કૃતિ જળવાઇ રહેવાનાં બીજા પણ કારણો છે: વિશાળ વસ્તી; વિશાળ નીતિ; વિશાળ ધર્મભાવના; ઊંડું તત્ત્વજ્ઞાન. પણ ચીનની સંસ્કૃતિમાં વિશેષતા શી છે!

મુખ્ય ત્રણ:

૧ લિપિમાં મૂળાક્ષરને બદલે ચિત્રપદ્ધતિ. (Ideograms instead of alphabet.)

૨ કેળવાયલા વર્ગોમાં ધર્મને બદલે કનફ્યુશિયન નીતિએ લીધેલું સ્થાન.

૩ વારસાથી રાજઅમલદારો નહીં, પણ પરીક્ષાઓથી—લાયકાતથી; એટલે રાજસત્તા "બુદ્ધિવાનો કે વિચારકો"ના હાથમાં, (Gove-

rnment by Literate–and the Intelligentia ).

એ વિના ચીનની સંસ્કૃતિમાં બીજા મુદ્દાઓ છે—જેવા કે, સંયુક્ત કુટુમ્બ પદ્ધતિ, મન્દિરની સત્તા પણ એ મુદ્દાઓ બીજી સંસ્કૃતિમાં પણ આગળ ઉપર આવી ગયેલા હોવાથી એનો અહીં ઉલ્લેખ નથી કરાયો.

કેટલાક વિદ્વાનોનું માનવું છે કે ચીનની સંસ્કૃતિની ચીવટતા એની લેખનપદ્ધતિને આભારી છે. આપણા મૂળાક્ષરો આપણા વિચારોને ચંચળ બનાવે છે; ચીનાનાં ચિત્રો તેમના વિચારોને દૃઢ બનાવે છે.

મૂળાક્ષર ને ચિત્રપદ્ધતિ બંને ગુણ દોષોથી ભરેલી છે. એ વિષેની ચર્ચા આ ટૂંકા લેખમાં ન કરી શકાય, એક વાકયમાં મારો વિચાર મૂકું તો કહી શકું કે મૂળાક્ષરપદ્ધતિ ચીનને ગ્રહણ કર્યા વિના છૂટકો નથી. મનુષ્યના મનને બંધનમાં રાખ્યે જગન્નિયંતા ( Life force–Evolution impetus ) નો હેતુ સિદ્ધ ન થઇ શકે......

ચીનની સંસ્કૃતિમાં કનફ્યુશિયન નીતિ જબરો ભાગ ભજવે છે.

૧ કનફ્યુશિયન નીતિ–ધર્મ.

૨ ટાઓઇઝમ [ Taoism ] સ્થાપનાર લાવોટઝી [ Lao Tze ].

૩ બૌદ્ધધર્મ.

ત્રણે શાન્તિવાદી ધર્મો.

ટાઓઇઝમનો સ્થાપક લાવોટઝી કહે છે, કે સાચા શૂરાઓને કાજે યુદ્ધ નથી. [ The best soldiers do not fight] બૌદ્ધધર્મનો અહિંસાવાદ આપણે સૌ જાણીએ છીએ. ચીનની પરીક્ષાપદ્ધતિથી અધિકારીઓ ચૂંટવાની રીતિ એટલી બધી "*સનાતન*" ને રૂઢ ( *Stereotyped* ) થઇ ગઇ છે કે આધુનિક ચીન એની વિરૂદ્ધ પોકાર પાડી રહ્યું છે. Li Ung Bing–Outlines of Chinese History માં લખે છે કે:

"With her "Eight Legs" (પરીક્ષાનું નામ, કામ પરથી!) China long ago reached the lowest point on her downfall journey." એટલે કે પરીક્ષાપદ્ધતિથી જ ચીનની ખરાબી થઇ છે.

આ પરીક્ષાપદ્ધતિએ ચીનની સંસ્કૃતિમાં અજબ કામ કર્યું છે એની ના પડાય તેમ નથી. ચીનાઇ સંસ્કૃતિની સ્વસ્થતા, ચીનના લોકોનો દાનાદર, મોટાંઇ ( Aristocracy ) નો અભાવ, પ્રજાકીય અમલદારો–સર્વ આ સંસ્થાને આભારી છે. પણ આધુનિક સમયે એ સંસ્થા સડેલ ને 'વાસી' થઇ ગયેલ હોવાથી એનો નાશ કર્યે જ છૂટકો છે. વર્તમાન ચીન એનો અંત લાવવા આજે કટિબદ્ધ પ્રયત્નો આદરી રહેલ છે.

## ૪. ચીન ને પશ્ચિમનાં રાષ્ટ્રો

૧૭૯૩ માં ઇગ્લાંડના રાજાએ ચીન એક એલચી મોકલ્યો. ચીનના રાજા શીએનલુંગે [ Chien Lung ] ઇંગ્લાંડના રાજા જ્યોર્જ ત્રીજા [ George III ] ને *પાઠવ્યું:

* "You, O King, live beyond the confines of many seas, nevertheless by your humble desire to partake of the benefits of our civilization, you have despatched a mission respectfully bearing your memorial...........To show your devotion, you have also sent offerings of your country's produce. I have read your memorial: the earnest terms in which it is cast reveal a respectful humility on your part, which is highly praiseworthy.........

......Strange and costly things do not interest me. I have no use for your country's manufactures. It behoves you, O King, to respect my sentiments and to display even greater devotion and loyalty in future, so that by perpetual submission to our throne, you may secure peace and prosperity for your country hereafter.........

હે રાજા ! તું કેટલાયે સમુદ્રની પાર વસે છે. છતાંયે અમારી સેરાનીનો લાભ ઉઠાવવાની તારી નાચીજ મુરાદને વશ થઈ તેં અમારા પર તારી અરજી પૂરા મરતબા અને અદબથી તારા માણુસો સાથે મોકલી આપી છે... તારી અમારા પ્રત્યેની ભક્તિ બતાવવા તેં તારા દેશમાં બનેલી ચીજો પણ ભેટ તરીકે મોકલી આપી છે. અમે તારી અરજી વાંચી છે, અને તેના લખાણ ઉપરથી તારી પ્રશંસનીય દીનતાનો અને તારા વિવેકનો અમને પરિચય થયો છે.......

...અમને કિંમતી અને નવી નવી ચીજોનો શોખ નથી. તારા દેશના ચીજોની અમને જરૂર નથી. હે રાજા ! તને ઘટે છે કે તું અમારી ઇચ્છાને માન આપે, ભવિષ્યમાં આનાથી પણ વધારે ભક્તિ ને વફાદારી બતાવે, અને હંમેશાને માટે અમારે તાબે થઇ તારા દેશમાં સુલેહ-શાંતિ અને આબાદી હાંસલ કરે.

એલચીને લખે છે:

હરદમ હુકમને તાબે થા, અને કોઇ રીતે ભૂલ ના આવવા દે *

આ લાંબો ફકરો મેં ચીનના રાજાની ૧૭૯૩ ની માનસિક વૃત્તિ બતાવવા, ને તેની સાથે હિંદના તે સમયના રાજાનું મન સરખાવવા, ઉતાર્યો છે. જો કે શીએનલંગ ઈંગ્લાન્ડ સાથે વેપાર કરવાની ઘસીને ના પાડે છે, જણાવે છે કે ચીનને કશાની જરૂર નથી ને જંગલી લોકોને કાંઇપણ આપવાની ચીનની ઇચ્છા નથી, છતાં દયાળુ બૌદ્ધી ઉમેરે છે:

" અમારા દૈવી સામ્રાજ્યમાં ઉત્પન્ન થતી ચા, રેશમ અને માટીની યુરોપની પ્રજાઓને અને તારા દેશને ખાસ જરૂર છે તેથી કેન્ટોનના બંદરે વેપાર કરવાની જે છૂટ આપવામાં આવી છે તે અમે ચાલુ રાખીએ છીએ. " ×

* Tremblingly obey and show no negligence.

× But as the tea, silk and porcelain which our Celestial Empire produces are absolute necessities to European nations and yourselves, the limited trade hitherto permitted at Canton is to continue.

બીચારૂં ચીન ! તેને ક્યાં ખબર હતી કે એની સુંદર સંસ્કૃતિમાં એક વાતની ઉણપ હતી: ને તે " મારવાની કળાની ? " મનુષ્યના જીવ લેવાનું જ્ઞાન-વિજ્ઞાન ચીનને નહોતું આવડતું. સુન્દર ચિત્રો, કવિતા, સાહિત્ય, રાજનીતિ, ધર્મ, સંતોષ, સુખશાન્તિ, એ બધું આવડતું, પણ વિજ્ઞાન ? ન્યુટન ને બૉઇલ ? અંગ્રેજો બોલ્યા: " અમારી સંસ્કૃતિ તારાથી ચઢતી—આવ રણમેદાનમાં, જો કોણ ચઢે છે ? " સંસ્કૃતિનું માપ બીજાના જીવ લેવાની શક્તિમાં !

ને—૧૮૪૦ માં અંગ્રેજોએ પહેલી લડાઇ શરૂ કરી. કારણ ? ચીનની સરકારે અફીણની આયાત બંધ કરવા ઠરાવ કર્યો ! હિંદ ! એ લડાઇ માટે, ને એ લડાઇ પછી સળગેલા વિરાટ દાવાનળ માટે તું પણ જવાબદાર છે, ને ભૂલીશ મા ! લડાઈમાં અંગ્રેજ સંસ્કૃતિ જીતી, અંગ્રેજોને હોંગકોંગ મળ્યું, ને પાંચ બંદરો અંગ્રેજો માટે વેપારાર્થે ખુલ્લાં મૂકાયાં. ને થોડા સમયમાં આ બંદરોમાં ફ્રેંચ, અમેરિકન અને સ્કેન્ડીનેવીઅન લોકોને પણ વેપારની છૂટ મળી.

૧૮૫૬–૬૦ માં ઈંગ્લાંડ અને ફ્રાંસે મળીને બીજી લડાઈ શરૂ કરી. પેકીંગ નજીકનો કળાનો નમૂનો—Summer Palace—ભસ્મીભૂત કર્યો. ( હમણાં મુસાફરોને બતાવવામાં આવે છે તે આધુનિક બાંધણી છે—Empress Dowager કૃત. )

આ લડાઇની જીતને પરિણામે યુરોપી લોકો માટે વધુ બંદરો ખુલ્લાં મૂકાયાં; હોંગકોંગ નજીક વધુ જમીન અપાઈ, ને મોટો દંડ અપાયો. યાંગટઝી ( Yangtze ) નદી ખુલ્લી મૂકાઇ.

૧૮૭૦ માં કોઇ ચીનાએ એક અંગ્રેજ ડીપ્લોમૅટનું ( કારસ્થા ) ખૂન કર્યું. બદલામાં

અંગ્રેજોએ મોટી ઇન્ડેમનિટિ ( બદલાની રકમ ) લીધી, પાંચ વધુ બંદરો મેળવ્યાં, અને અફીણ માટે જકાત (ટૅરિફ ) નક્કી કરાવી. પછી, ફ્રેંચ લોકોએ આનામ લીધું, અંગ્રેજોએ બર્મા "જીત્યું."

૧૮૯૪–૫ માં જાપાને પશ્ચિમવાસીઓના પગલે ચાલવું શરૂ કર્યું, કોરિયા હાથ કર્યું. એ લડાઇમાં અંગ્રેજો મૂગા રહ્યા ( એટલે કે જાપાનનો પક્ષ લીધો–રશિયાની બીકે ). જર્મની, ફ્રાંસ ને રશિયાએ ચીનનો પક્ષ લીધો. પરિણામે, ચીન અને રશિયા વચ્ચે દોસ્તી બંધાઇ, ને રશિયાએ મંચૂરિઆમાં અનેક હક્કો મેળવ્યા. જાપાનને અંગ્રેજોએ મદદ કરવા માંડી !

૧૮૯૭ માં મોટો દાવાનળ સળગ્યો–ને એ દાવાનળના તણખા ૧૯૧૪ની મહાન લડાઈસુધી પહોંચ્યા. કારણ ? શાન્ટંગમાં બે જર્મન મીશનરીઓનાં ચીનાએ ખૂન કર્યાં. ખ્રીસ્તિઓનો નીતિધર્મ તેના શુદ્ધ સ્વરૂપમાં વ્યક્ત થયો. જર્મનીએ ( Kiaochow Bay ) કીઑચૌનો અખાત સર કીધો, ને ત્યાં નૌકાસ્થાન સ્થાપ્યું. શાન્ટંગમાં રેલવે ને ખાણના હક્કો મેળવ્યા, ( હક્કો ૧૯૧૮ની સુલેહ પ્રમાણે હવે જાપાનને મળ્યાછે.) આ સાથે રશિયનોએ પણ ત્યાં નૌકાસ્થાન ખોલ્યું. અંગ્રેજોએ વી—હ—વી ( Wei-hua-wei ) મેળવ્યું, યંગિટઝી ( Yangtze ) માં સત્તા ચલાવવા માંડી: અમેરિકા તટસ્થ રહ્યું.

૧૯૦૦ માં આ શેતરંગીઓના પ્રપંચો ને લોભ સામે ચીન કકળી ઉઠ્યું–બોક્સર ( Boxor) નો બળવો સર્વને જાણીતો છે. અંગ્રેજોએ પેકીંગ લુંટ્યું, મોટો દંડ લીધો ને પેકીંગમાં એક ભાગ ( Legation-quarter) પોતાનો કીધો.

આ લડાઇઓના પરિણામે ચીનને થએલા ગેરલાભોમાં મુખ્ય:

૧ ચીને ( Fiscal independence ) કરવેરો નાખવાની સ્વતંત્રતા ગુમાવી. કસ્ટમ્સ ટૅરિફ તપાસો: મીઠાં પરનો કર તપાસો.

૨ ખુલ્લાં દ્વારની નીતિ

આ વિષે વિચાર કરતાં રસલ લખે છે: ઇંગ્લાંડ ચીનમાં મજેની રમત રમી રહેલ છે. ( It is a pretty game; creating artificial bankruptcy, and then inflicting punishment for the resulting anarchy ) પાસે રહીને દેવાળું ફુંકાવવું અને પછી તેને પરિણામે નીપજેલી અંધાધુંધી માટે ઉપરા ઉપરી સજાઓ ઠોકવી.

એટલે આજે ચીનમાં પશ્ચિમનાં વેપારી ને ખૂની રાજ્યો–જાપાન સુદ્ધાં–જબરી બાજી રમી રહ્યાં છે.

એ શેતરંજમાં મુખ્ય કોણ કોણ છે અને એમના હેતુ શા છે તે જરા જોઇએ: ૧ રશિયા, ૨ જાપાન, ૩ ઇંગ્લાંડ ને ૪ અમેરિકા.

૧૯૧૫ પહેલાંના રશિયાનો હેતુ પૂર્વમાં રાજ વધારવાનો હતો, ૧૯૧૫ પછીના રશિયાનો હેતુ પૂર્વમાં બૉલ્શેવિઝમ પ્રચારવાનો છે. ઝારના દૂતો ૧૯૧૫ પહેલાં જે કામ કરી રહ્યા હતા તેજ કામ લેનિનના દૂતો, વધુ ઉત્સાહ ને વેગપૂર્વક કરી રહેલ છે. ચીનનું માનસ જોતાં લેનિનના દૂતો સફળ થાય એવું નથી જણાતું. પણ આધુનિક રશિયાની સ્થિતિ અસ્થિર હોવાથી એજ દૂતો સામ્રાજ્યના દૂતો કયારે બની જશે એ કહેવું મુશ્કેલ છે.

જાપાનનો ચીનને મોટો ભય છે. પૂર્વ આશા રાખતું હતું કે બળવાન જાપાન પૂર્વનું રક્ષણ કરવાની વૃત્તિ રાખશે, ભક્ષણ કરવાની નહીં. પણ વિધિના

પાસા અવળા પડયા છે. જાપાનને મિત્ર તરીકે નહીં પણ લોભી ને ખૂની દુશ્મન તરીકે ઓળખવાની પૂર્વને જરૂર પડી છે. જાપાનને સામ્રાજ્યવાદ ( Imperialism ) નો મોહ લાગ્યો છે. ૧૮૬૦ પહેલાં જાપાન એટલે વિરાટ શૂન્ય. આજે જાપાન એટલે દુનિયાનો એક મહાન દેશ–દુનિયાના બીજા કોઇ દેશ સાથે બરોબરી કરવા શક્તિમાન દેશ. જાપાની લશ્કર જર્મનીના હાથ નીચે કેળવાયલું; જાપાની નૌકા અંગ્રેજના હાથ નીચે; જાપાનની મશીનગનો અમેરિકાની; જાપાની સ્ટેટ ધર્મ બૌદ્ધ કે ખ્રિસ્તી જેવો વિશ્વવ્યાપક નહીં પણ જાતીય (tribal) જાપાની સમાજ ઇંગ્લાંડના સમાજ જેવો–અમીર અને આમ વર્ગ (Lords and Commons ); જાપાની રાજા મીકાડો પ્રભુનો અવતાર; જાપાની નીતિ " શ્વેતરંગીઓ "નાં દાન, ને જાપાની પોતાને પૂર્વવાસી કરતાં પશ્ચિમવાસી કહેવાનું વધારે પસંદ કરે.

આવા જાપાનને ચીનમાં રાજસત્તા જોઇએ છે, લોભ ને પ્રપંચ, જૂઠાણાં ને દંભથી જેટલું થાય તેટલું જાપાન ચીનમાં કરી રહ્યું છે. ને આજની ચીનની અંધાધુંધી જેટલી ચીનાઓને આભારી છે તેટલીજ જાપાનીઓને પણ આભારી છે.

જાપાનને રાજ જોઇએ છે તેની સાથે વેપાર પણ જોઇએ છે; ને વેપાર મેળવવા અંગ્રેજ ને અમેરિકનો જે દાવ ખેલી રહ્યા છે તે સર્વ જાપાન પણ તેમની સાથે સાથે ખેલી રહ્યું છે.

હવે ત્રીજા દુશ્મનો. આ દુશ્મનો મારે મન જબરા દુશ્મનો છે. કારણ કે એમને એમની સંસ્કૃતિ ત્યાં ફેલાવવી છે; ને એ સંસ્કૃતિ–English and American Kultur–( Fatherland's Kultur ) ફેલાવવા પ્રયત્ન કરનાર જર્મની સામે જે લોકો લડયા તે લોકો– ફેલાવવામાં એમનો હેતુ માનવહિત નહીં પણ પોતાનું પેટ—પૂર્વમાંથી પૈસાની રેલ કેમ લંડન ને ન્યુયોર્ક અબાધિત ચાલી આવે ! કયી સંસ્કૃતિ ચીન માટે સારી એની કોને પરવા ?

ને પૈસાનો લોભી કયાં પાપો નથી કરતો ?

અંગ્રેજ ને અમેરિકનોની કોલેજો, મીશનો; Y. M. C. A. S; એ સર્વ પાપો કરી રહેલ છે, છતાં તે તેમને નથી દેખાતાં. " અમે તો ચીનમાં અંધાધુંધી અટકાવીએ છીએ, અમે ચીનમાં ન હોઇએ તો ચીનાઓ પોતપોતાનાં ગળાં કાપીને મરી જાય "!

ભલા, પોતપોતાનાં ગળાં કાપવામાં ગેરલાભ શો છે ? માણસ માત્ર નાશવંત છે. પરદેશીઓના હાથે ભૂખમરો વેઠી, પચીસ વરસ ભૂખ, રોગ ને દુકાળથી પીડાતા જીવવામાં શો લાભ ? ને તમે તમારાં ગળાં ન્હોતાં કાપ્યાં ? સત્તરમી સદીમાં અંગ્રેજોએ શું કીધું ? અઢારમી સદીમાં ફ્રેંચોએ શું કીધું ? ઓગણીસમી સદીમાં અમેરિકનોએ શું કીધું ? વીસમી સદીમાં જર્મનોએ શું કીધું ? ને આજે રશિયનો શું કરી રહ્યા છે ?

પણ શ્વેતરંગીઓને કાન ને આંખ નથી એ કોઇએ કહ્યું છેઃ એમને પૈસા નીચોવવા છે એટલે " શાન્તિ " જોઇએ.

ત્યારે અમેરિકા ને અંગ્રેજો ચીનનો વેપાર લેવામાં સફળ થાય તો પરિણામ શું આવશે ?

ચીનમાં ફરજીઆત શાન્તિ ફેલાશે, એટલે કે શ્વેતરંગીઓને પૈસા લઇ જવામાં અડચણ નહિ નડે; **પશ્ચિમના મત પ્રમાણે** ચીનમાં " સારી સરકાર." [good government] સ્થપાશે; પશ્ચિમના લોકો, ખાસ કરી અમેરિકનો ને અંગ્રેજો, દેશનું કાચું ધન પોતાના લાભ માટે વાપરી શકશે; ચીનમાં મોટા પણ ગરીબ, મજૂરવર્ગ પેદા થશે; દેશમાં ખ્રિસ્તિ-ધર્મ ફેલાશે;

ચીનની સંસ્કૃતિનું સ્થાન અમેરિકન ને અંગ્રેજ સંસ્કૃતિ લેશે; ચીનની કાળજૂની કળાનો સદંતર નાશ થશે. દેશની કળાના નમૂનાઓ લખપતીઓ ખરીદી લંડન ને ન્યુયોર્કના દિવાનખાના કે મ્યુઝિયમોમાં રાખશે; ત્યારે ચીન ધીમે ધીમે ઉંઘ છોડી

જાગશે; ને પૂરૂં જાગશે ત્યારે એક દિવસે, સારૂં મુહૂર્ત જોઇ કોઇ છૂપી સમિતિના પ્રમુખની આજ્ઞાનુસાર ( આજથી ૫૦, ૧૦૦, ૧૫૦ વરસ પછી ) ચીનમાં વસતાં સર્વ શ્વેતવાસીઓનાં ચીનાઓ ગળાં કાપશે. ને પછી...પ્રભુ જાણે !

### ૫ આધુનિક ચીન

આજે ચીનમાં રાજસત્તા—પ્રજાસત્તાક ( Republic ) છે. આધુનિક ચીનની શરૂઆત ૧૮૪૯ માં થઈ કહેવાય. ૧૮૪૯—૬૪ નો તૈપીંગ (Taiping) નો બળવો જાણીતો છે. એ બળવા દરમ્યાન ૧૫ કરોડ લોકોનો નાશ થયો કહેવાય છે. ૧૯૦૦ ના બોક્ષર બળવા પછી ચીનમાં રાષ્ટ્રીય જાગૃતિ વધી, અને ૧૯૧૧ માં જબરો બળવો થયો. ચીન રીપબ્લીક થયું. ૧૯૧૧ ના બળવાનો પિતા સનયાતસેન હતો. યૈન ( Yuan ) ઉત્તરના લશ્કરનો નાયક પ્રેસિડેન્ટ નીમાયો. ૧૯૧૩ માં પાર્લામેંટ રાજનું બંધારણ ઘડવા પહેલવહેલી મળી. પાર્લામેંટને યૈન વચ્ચે ઝઘડો થયો. યૈને લશ્કરબળે સ્વતંત્રતા મેળવી. ૧૯૧૫ માં યૈને શહેનશાહ થવા પ્રયત્ન કર્યો પણ હાર્યો, ને ૧૯૧૬ માં મૃત્યુ પામ્યો.

ત્યારથી ચીનમાં અંધાધુંધી શરૂ થઇ ને તે હજીયે ચાલુ છે.

હજી ચીનમાં આંતરિક ઝઘડાઓ ચાલુ જ છે. એ વિષે અહીં ઉંડા ઉતરવાની જરૂર નથી જણાતી.

ચીનમાં ઘણા પ્રાંતો છે. દરેક પ્રાંતમાં [ Tuchun ] લશ્કરી અધિકારીઓ છે. ચીનની આંતરિક લડાઇ તે આ અધિકારીઓ વચ્ચે. દરેક પ્રાંતનો અધિકારી વડી ( Central ) સત્તા પોતાના હાથમાં લેવાને આતુર. વર્તમાન વડી સત્તા નબળી છે એટલું જ નહીં, પણ દેવાળીયણ છે. પશ્ચિમના લોકોની નીતિના પ્રતાપે પાસે પાઇ પણ નથી. આવી સ્થિતિમાં આંતરિક ઝઘડાઓ લાંબો વખત ચાલ્યાં કરે એ સ્વાભાવિક છે.

ચીનનું ભવિષ્ય, યુનાઇટેડ સ્ટેટસની માફક, Federal Constitution માં નિર્ણિત થશે એમ ચીનના સ્વદેશાભિમાની વિચારકોનું માનવું છે.

આધુનિક ચીનની આર્થિક સ્થિતિ વિચારવા જેવી ને આપણી સાથે સરખાવવા જેવી છે. પેકીંગમાં ૧૦ લાખ માણસોની વસ્તી છે. છતાં ત્યાં એ ત્રણ ચીમનીના ભૂંગળા છે : શહેરમાં નથી ટ્રામ, બસ કે રેલો. લોકોનો ધંધો ( નોકરી, ભીખ, વેપાર, ચોરી સિવાય ) હાથ કારીગિરીનો ( ને એ કારીગરોને પશ્ચિમના મંત્રો સાથે હરિફાઇ કરવી રહી–open door ). મોટાં શહેરો બહાર ૭૦ થી ૮૦ ટકા લોકોનો ધંધો ખેતી છે. ખેતીની પેદાસોમાં મુખ્ય ચોખા ને ચા દક્ષિણમાં, ને ઘઉં ને કઠોળ ઉત્તરમાં. દક્ષિણમાં વરસાદ સારો વરસે છે પણ ઉત્તરમાં, હિન્દુસ્થાનની માફક, થોડે થોડે વખતે દુકાળનાં દર્શન વરસાદને અભાવે થતાં રહે છે. આ દુકાળોમાં હિન્દને રશિયાની માફક ચીનમાં પણ લાખો મનુષ્યો કેવળ ભૂખથી મરણ શરણ થાય છે.

ચીનની ગરીબાઇના બીજાં કારણોમાં જન્મપ્રમાણ પણ છે. બાળમરણપ્રમાણ ઘણું મોટું છે.

રોગ, ગંદકાઈમાં પણ ચીન ને હિન્દમા જબરો ફેર નથી જણાતો, પણ આધુનિક ચીનમાં વધારે ધ્યાન ખેંચે છે તે યુરોપ ને અમેરિકામાં કે યુરોપને અમેરિકાના હાથનીચે ચીનમાં ચાલતી કોલેજોમાં શિક્ષણ પામેલ જુવાનો. આ જુવાનોએ પશ્ચિમમાંથી ગ્રહણ કરવા જેવું સર્વ ગ્રહણ કરેલું કહેવાય છે, પણ જાપાનીઓ માફક પોતાનું પોતિકાપણું ભૂલી નથી ગયા. ભાવિ ચીનની આશા આ જુવાનોમાં છે.

ચીનની વિચારવૃત્તિને આપણી વિચારવૃત્તિ વચ્ચે એટલું બધું સામ્ય છે કે એ વિષે કંઇ જ લખવાની જરૂર મને નથી જણાતી. જો યુરોપનું મન આપણે નીશે [ Nietzsche ] માં ને Y. M. C. A. માં જોઇએ, તો હિન્દ ને ચીનનું મન આપણે બુદ્ધ ને લાઓટઝી ને કનફ્યુશિયસમાં જોઇ શકીએ.

છેવટે ચીનના લોકોએ બુદ્ધનાં ચરણોમાં સૈકાંઓ સુધી શિર નમાવ્યાં છે, પણ હજી હિન્દીઓ નથી બનીગયા; પોતાનું ચીનત્વ જાળવી રહ્યા છે; તેમ તેઓ પશ્ચિમના ગુરૂઓ પાસે વિજ્ઞાન શીખશે પણ પશ્ચિમના લોકો ( જાપાની માફક ) નહિ બનશે. ચીનનું મન એટલું સબળ અને નૈસર્ગિકતાથી ભરેલું છે

**નાથુભાઈ દયાળજી પટેલ.**

# સાંચી*

મહાન કવિ શેકસપિયરનું વચન છે કેઃ—

**There are books in running brooks, sermons in stones, and good in everything.**

" વહી જતાં નદીનાળાંમાં પુસ્તકો છે. પથ્થરોમાં ધર્મના બોધ ભર્યા છે, અને વસ્તુ માત્રમાં રસ છે. " આપણા પરમપ્રિય ભારતવર્ષનાં પણ મંદિરો, ડુંગરા અને નદીનાળાં અનેક ગંભીર પ્રસંગોના પાવનકારી ઇતિહાસ રજુ કરે છે. ટૉડ સાહેબે જેમ હલદીઘાટને વિષે કહ્યું હતું કે ત્યાંની ગલીએ ગલી " થરમોપલી " જેવી છે, અને સ્થળે સ્થળે ' લીયોનીદાસ ' પડ્યા છે, તેમ હિંદનાં ઘણાં સ્થળો એવાં છે કે જે શૂરવીર, જ્ઞાનવીર, ધર્મવીર અને દાનવીર નરનારીઓનાં ચરણથી પવિત્ર થયેલાં છે. આ કળિયુગમાં એ સ્થળોની રજ પણ ભાવથી આપણા મસ્તક ઉપર ચઢાવીએ તો જરૂર ઉન્નત થઇએ.

સાંચી એ ઇતિહાસલેખકોને અને શોધખોળના અભ્યાસીઓને બહુ પ્રિય સ્થળ છે. સ્થાપત્ય અને શિલ્પશાસ્ત્રના હિંદુસ્તાનના ઇતિહાસના ૨૫૦૦ વર્ષના જુનામાં જુના નમૂના બહુ સ્પષ્ટ સ્વરૂપમાં ત્યાં જોવાય છે. એનાથી વધારે જુનાં પત્થર પરની કોતરણીનાં કામો હિંદમાં બીજે કોઈ સ્થળે નથી. શિલ્પશાસ્ત્રના અભ્યાસીઓ હિંદની કલાનું પ્રથમ પ્રકરણ સાંચીથી જ શરૂ કરે છે.

બુદ્ધધર્મના પહેલા ભાગનાં, અશોક સમયનાં દેશકાલ સાંચી ખડાં કરે છે. ઘણા યુરોપીઅનો, અમેરિકનો, જાપાનીઓ અને અંગ્રેજો ભાવથી આ સ્થળની યાત્રા કરે છે. પણ સાંચી સંબંધી આપણા હિંદવાસીઓ કાંઈ જ જાણતા નથી એ આશ્ચર્યકારક છે. એને લગતું સાહિત્ય પણ જૂજ છે. અને જે છે તેમાંનું ઘણું ખોટે રસ્તે દોરવનારૂં અને ભૂલભરેલું છે. સુભાગ્યે ' હિંદમાંના આર્યન્ રાજ્યોનો ઇતિહાસ ', 'હિંદની કલાનું સંક્ષિપ્ત નિરૂપણ ', ' હિંદની કલાના આદર્શો ', ' હિંદનું પ્રાચીન અને મધ્યકાલિન્ સ્થાપત્ય ', ' હિંદનું સ્થાપત્ય, એનું માનસશાસ્ત્ર અને રચનાનો ઇતિહાસ ', 'હિંદની ચિત્રવિદ્યા અને શિલ્પશાસ્ત્ર' વગેરે વિષય પર અંગ્રેજી ભાષામાં ઇ. બી. હાવેલ નામના વિદ્વાને ઉત્તમ પુસ્તકો લખ્યાં છે. એમાંથી આપણી કલા અને સંસ્કૃતિ વિષે જે ખ્યાલ આવે છે તે અત્યાર સુધીમાં લખાયેલા આપણા ઇતિહાસોમાંથી બિલકુલ નથી આવતો. આપણી કળા અને સંસ્કૃતિ વિષે સ્વર્ગસ્થ સીસ્ટર નિવેદિતા અને ડૉ. કુમારસ્વામિના લેખો ઉત્તમ છે. તથા અર્ધેન્દ્રકુમાર ગંગુલીના અધિપતિપણા નીચે પ્રગટ થતું " રૂપમ્ " નામનું ત્રિમાસિક પણ આપણી કલા વિષે બહુ સારા લેખો પ્રસિદ્ધ કરે છે.

હિંદ સરકારના સ્થાપત્ય વિભાગના વડા ( ડીરેક્ટર જનરલ ઑફ ઑરકીઑલૉજી ) સર જોન્ માર્શલે " A Guide to Sanchi " સાંચીનો

* ગુજરાત સાહિત્ય સભામાં પ્રો. ધર્માનંદ કૌસામ્બીના પ્રમુખપદ નીચે ડૉ. હરિપ્રસાદ દેસાઈએ આપેલું ભાષણ.

મોમિયો નામનું એક સુંદર પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે. સાંચીના શિલાલેખો તથા પ્રાચીન અવશેષોનાં ચિત્રો સાથે બીજું મોટું પુસ્તક તૈયાર કરવા એમનો વિચાર છે. થોડા જ વખતમાં એ પુસ્તક તૈયાર થશે અને પછી ઘેર બેઠે આપણા દેશના પ્રાચીન ગૌરવનું ભાન કરાવનાર આ યાત્રા જેવાજ ગણવા લાયક ઐતિહાસિક સ્થળ વિષે આપણે સંપૂર્ણ હકીકત મેળવવા ભાગ્યશાળી થઇશું.

નામદાર ભોપાળનાં બેગમસાહેબે પણ પોતાના રાજ્યમાં આવેલા આ સ્થળનું મહાત્મ્ય વધારવા, એનો જીર્ણોદ્ધાર કરવા અને ખોદકામ કરતાં જે જે અમૂલ્ય વસ્તુઓ જડે છે તેને એક સંગ્રહસ્થાનમાં ગોઠવવા પ્રશંસનીય પ્રયત્ન આદર્યો છે. મુસલમાનભાઇઓએ પોતાની જાહોજલાલીના કાળમાં એમના જમાનાના ખ્યાલ પ્રમાણે જે અસંખ્ય મૂર્તિઓ અને મંદિરો ભાગ્યાં અને તોડયાં તેમનો જ ધર્મ પાળતાં આ જમાનાનાં એક મોટાં બેગમ આ સ્થળનો જીર્ણોદ્ધાર કરે એ આ યુગનો ચમત્કાર છે, એ જોઇને આનંદ થયા વગર રહેતો નથી. ભોપાળ રાજ્યના સંગ્રહસ્થાનના અધિકારી મી. ઘોસલ જેમનો મોડર્ન રિવ્યુના ગયા ડિસેમ્બરના અંકમાં સાંચી વિષે લેખ હતો, એ પણ એક બંગાળી સ્વદેશભક્ત છે. અને એમના હાથ નીચે કામ કરનાર ઓવરસીયર અબ્દુલ બકી સાહેબ મહારાણી વિક્ટોરિયાના ઉર્દુ શિક્ષકના ભત્રીજા થાય નહિતો બીજું શું કહેવાય ? આપણને એ સાંચીમાં જ રહે છે અને આપણા જેવા હિંદીઓને ત્યાં જતા જોઇ બહુ રાજી થાય છે. સાંચી ઉપર એમને ખુબ પ્રેમ છે અને એ સ્થળની શાંતિને બુદ્ધ ભગવાને આપેલી શાંતિ સાથે સરખાવે છે.

રાષ્ટ્રીય પુનરોદ્ધારના આ બધા સંયોગો સંતોષ આપ્યા વગર રહેતા નથી.

ભોપાલથી રેલ્વે માર્ગે જતાં ત્રણ ચાર કલાકે સાંચી સ્ટેશન આવે છે. જતાં જમણી બાજુએ સ્ટેશન આવતા પહેલાં જ સાંચીના સ્તૂપ અને દરવાજા એક ઉંચા ડુંગર ઉપર ગાડીમાં બેઠે બેઠે જ જોવાય છે. રેલ્વે સ્ટેશનથી દશ પંદર મીનીટ જ સાંચી પહોંચતાં થાય, એટલું એ સ્ટેશનની પાસે છે. મુસાફરોને માટે ડાક બંગલાની સવડ છે. સ્ટેશનથી સાંચીની સડક શરૂ થતાં જ સડકની બન્ને બાજુએ ગંભીર સરૂનાં ઝાડો ઉગાડી સર જોન માર્શલ સાહેબે ખ્રિસ્તી પૂજાવિધિ પ્રમાણે પોતાનો ભક્તિભાવ દર્શાવ્યો છે. ખ્રિસ્તી લોકો કબ્રસ્તાનોમાં સરૂનાં ઝાડો ઉગાડે છે. એ ઉંચાં, ગંભીર અને શાંત ઝાડોની હારો એ સ્થળોને યોગ્ય પવિત્ર ભાવો ઉત્પન્ન કરે છે એમ મનાય છે. સાંચીના સ્તૂપોમાં બુદ્ધ ભગવાન અને બીજા ભિખ્ખુઓનાં અસ્થિ હોવાથી એ સ્થળને સમાધિસ્થળપરથી કબ્રસ્તાન જેવું જ ગણી માર્શલ સાહેબે આ સરૂ ઉગાડયાં છે તે યથાયોગ્ય લાગે છે.

ભોપાળ રાજ્યના દેવગંજ જીલ્લામાં સાંચી આવેલું છે સાંચીની પાસે ભીલસા છે અને ભીલસાથી ૧૨ માઇલના અંતરમાં ઘણા સ્તૂપો છે એ બધા ભીલસા 'ટોપ્સ'ના નામથી પ્રસિદ્ધ છે. પરંતુ સહુમાં વિસ્તારવાળા અને રસ ઉત્પન્ન કરે એવા સાંચીના 'ટોપ્સ' કે સ્તૂપો છે. સ્તૂપ એટલે સમાધિ બુદ્ધ ધર્મમાં બુદ્ધ ભગવાનના તથા એમના ચેલાઓનાં અસ્થિ કે વાળ જેવાં કોઇ સ્મરણચિહ્નો ધાતુપાત્રમાં સંગ્રહી એ પાત્રને પાછા પત્થરની પેટીમાં મૂકી લેખ સાથે દાટવામાં આવતાં, અંડાકારનું ઇંટો કે પત્થરથી એના ઉપર ચણતર કરવામાં આવતું અને આવાં મંદિરોને સ્તૂપ અને પાલિમાં 'થપ્પા' કહેતા. સ્તૂપ બાંધવામાં મોટું પુણ્ય મનાતું. બર્મામાં સ્તૂપને પાગોડા કહે છે. સિલોનમાં એને ( ધાતુ અને ગર્ભ ઉપરથી ) દાગબા કહે છે. ધાતુ એટલે અવશેષ અને ગર્ભ કહેતાં ધારણ કરનાર. અવશેષને ધારણ કરનાર તે દાગબા. નેપાળમાં ચિતા ઉપરથી સ્તૂપને ચૈત્ય કહે છે. એક કાળે સાંચીનું નામ ચૈત્યગિરિ

કહેવાતું. અશોકે આવા ૮૪૦૦૦ સ્તૂપો બંધાવ્યા એમ કહેવાય છે.*

સાંચીનું પ્રાચીન નામ શાકનાપુર હતું. એની પાસે પૂર્વ માળવાની રાજધાની વિદિશા, જેનું પાછળથી બેશનગર નામ પડયું હતું તેનાં ખંડેરો આવેલાં છે. વિદિશા નગર બટવા અને બેશ નદીના સંગમ ઉપર હતું. એમાં વસ્તી પુષ્કળ હતી અને બુદ્ધધર્મ માનનાર ઘણા લોકો ત્યાં રહેતા. વિદિશાથી સાંચીની ટેકરી બહુ દૂર નહિ હોવાથી એ સ્થળ ભક્તજનોને મઠ તથા સમાધિમંદિરોને માટે ઠીક લાગ્યું હશે. શહેરના કોલાહલથી દૂર અને એકાંત સ્થળે આવેલી આ જગા કથાવાર્તા સાંભળવા તથા દર્શન કરવા માટે અનુકૂલ પડતી હશે.

બુદ્ધગયા, સારનાથ અને કાશીયામાં પ્રસિદ્ધ બુદ્ધમંદિરો છે. એ સ્થળો ભગવાન બુદ્ધની હાજરીથી પવિત્ર થયેલાં છે. અને ત્યાંનાં મંદિરો એમના જીવનના મુખ્ય મુખ્ય બનાવોનાં સ્મરણ ચીરકાળ રહે એ હેતુથી બનાવ્યાં છે. બુદ્ધગયામાં પીપળાના ઝાડ નીચે એમને જ્ઞાન થએલું, સારનાથમાં એમણે પ્રથમ ઉપદેશ કરી ધર્મચક્ર ફેરવેલું અને કાશીયામાં એ નિર્વાણ પામ્યા. પરંતુ સાંચીમાં એવું કંઇ નથી. ત્યાં બુદ્ધ ભગવાન કદિ ગયા નથી અને ચીનાઇ યાત્રાળુઓ ફાહેન અને હયુએન સંગ જેઓ ઇસ્વી. ચાર અને સાતમા સૈકામાં અત્રે આવેલા એમણે સાંચી સંબંધી કંઇ લખ્યું નથી કે બુદ્ધ સાહિત્યમાં પણ સાંચીનુ કંઈજ વર્ણન નથી. તેમ છતાં હિંદની બુદ્ધકાળની શિલ્પકલાના સર્વોત્તમ અને સંપૂર્ણ નમૂના સાંચીમાં છે એ નવાઈ જેવું છે. સાંચીનો ડુંગર ૩૦૦ ફીટ ઉંચો છે. અને એનો મઠ, સભાસ્થાન, મંદિરો અને સ્તૂપો તથા સંમેલનસ્થાન એકાદ માઇલના વિસ્તારમાં આવી રહેલાં છે. આસપાસ ફરતા કોટનાં ખંડેર પણ પડયાં છે અને તળાવની પણ નિશાનીઓ ત્યાં જોવામાં આવે છે.

ઇસ્વી. પૂર્વે ૩૦૦ ની સદીમાં અશોક રાજાના વખતમાં સાંચી બંધાયું અને ત્યારપછી ઇસ્વી. ૧૧૦૦–૧૨૦૦ ની સાલ સુધીનાં બાંધકામ આ સ્થળે અને ભીલસા પ્રદેશમાં મોજુદ છે. એટલે ૧૪૦૦ વર્ષનો ઇતિહાસ સાંચી રજુ કરે છે. એટલે હિંદમાં બુદ્ધધર્મના પણ ઉદય અને અસ્તનો આખોયે સમય દર્શાવતું અને પ્રજાજીવનનાં હર્ષશોક, સુખદુઃખ, ભોગવિલાસ, ભાવનાઓ અને મહત્વાકાંક્ષાઓ, વિકાસ અને આદર્શોની રૂપરેખાઓની ઘણીવણી કાળજુની વાતો કહેતું સાંચી ઉભું છે.

સાંચીનું સ્થાપત્ય અને શિલ્પકળા સમજવા માટે એને ત્રણ વિભાગમાં વહેંચવું પડશે. ઇસ્વી. પૂર્વે ૩૦૦ થી ઇસ્વી. ૪૦૦, એટલે અશોકથી ગુપ્ત ક્ષત્રપોના અંત સુધીનાં સાતસો વર્ષ.

ઇસ્વી. ૪૦૦ થી ઇસ્વી. ૬૪૭ એટલે ગુપ્ત સામ્રાજ્યથી માંડીને હર્ષવર્દ્ધનના કાળ સુધીનાં લગભગ ૨૫૦ વર્ષ અને ઇસ્વી. ૬૪૭ થી ઇસ્વી. ૧૨૦૦ એટલે આખોયે હિંદના ઇતિહાસનો મધ્યકાળ. મહાવંશ નામના સિલોનના ગ્રંથમાં લખ્યું છે કે અશોક જ્યારે યુવરાજ હતો, અને ઉજ્જનના સૂબા તરીકે ફરવા નીકળ્યો હતો ત્યારે એણે વિદિશામાં મુકામ કર્યો હતો. વિદિશાની એક નાણાવટીની દીકરી નામે દેવી સાથે એણે લગ્ન કર્યા હતાં અને એનાથી અશોકને બે દીકરા અને એક દીકરી થએલાં. દીકરાઓનાં નામ ઉજ્જેનિયા અને મહેન્દ્ર, અને દીકરીનું નામ સંઘમિત્રા. અશોકના રાજ્યારોહણ બાદ આ મહેન્દ્ર બુદ્ધધર્મનો પ્રચાર કરવા બુદ્ધ સાધુઓનો આગેવાન થઇ સિલોન જવા નીકળ્યો ત્યારે રસ્તામાં વિદિશા પાસે ચૈત્યગિરિમાં એ પોતાની માતાને મળ્યો, અને ચૈત્યગિરિમાં એક ઉત્તમ ભોજનની સામગ્રીવાળા મઠમાં તેને ઉતારો આપવામાં આવ્યો. એ મઠ દેવીએ જ બંધાવ્યો હતો.

અશોકના રાજ્યકાળમાં સાંચીમાં બુદ્ધ સાધુસાધ્વીઓ રહેતાં. ત્યાંના સંઘ પર મહારાજા અશોક ખાસ નજર રાખતા અને સાંચીનો મુખ્ય સ્તૂપ મૌર્ય સામ્રાજ્ય વખતે જ બંધાયો છે.

* આમાંના કુલ ત્રણ સ્તૂપો સારી સ્થિતિમાં છે. મુખ્ય સ્તૂપમાં ભગવાન બુદ્ધનાં, બીજામાં એટલે પહેલાની સામેના એક દરવાજાવાળામાં સારીપુત્ત અને માદ્ગલાયન પ્રધાનનાં, અને ત્રીજામાં બુદ્ધથી તે તમામ સાધુઓનાં એમ અવશેષો રાખવામાં આવ્યાં હતાં.

ઘૂમટ જેવા અર્ધચન્દ્રાકાર અંડાકૃતિના ઘાટનો મુખ્ય સ્તૂપ છે. ઉપર એક ચોખંડો કઠેરો ને પત્થરની છત્રી છે. મથાળેથી અડધે નીચે એક પ્રદક્ષિણા માર્ગ માટે કઠેરો, ને બીજા સ્તૂપના પાયા નીચે પ્રદક્ષિણા માર્ગ ને બીજો કઠેરો છે. આ બંને પ્રદક્ષિણા માર્ગના કઠેરા, અસલ આવાં સ્થળે લાકડાના જ કઠેરા થતા હશે તેવા જ ઘાટના પત્થરથી બનાવેલા છે. એનો ઘાટ આડી અને ઉભી પત્થરની જાડી પીટો એકબીજા સાથે જોડી દીધી હોય એવો છે. આડી પીટો અંદરની બાજુથી ગોળ બનાવેલી છે. કઠેરા ઉપર કોતરીને ઉપસાવેલાં કમળો, વેલો અને બીજી મૂર્તિઓ ચારે બાજુ છે. સ્તૂપની ચારે બાજુએ પ્રદક્ષિણા માર્ગમાં પેસવાના રસ્તા છે, અને રસ્તાઓની આગળ સુંદર કોતરણીવાળા ચાર દરવાજા છે. દરવાજા બે ઉભા ચોરસ થાંભલા અને ઉપર કમાનને બદલે ત્રણ જરાક બાહ્યગોળ સમાન્તર આડી પીટોથી બનાવેલા છે. એ ત્રણ સમાન્તર આડી પીટો તથા એના છેડા બંને બાજુથી કોતરેલા અને કોરીને ઉપસાવેલાં અનેક ચિત્રોથી શોભી રહ્યા છે. થાંભલા ઉપર પણ ચારેબાજુથી કોરીને ઉપસાવેલાં ચિત્રો છે. એ દરવાજાને તોરણો પણ કહેવામાં આવે છે અને એ સ્તૂપ બંધાયા પછી ૨૦૦–૩૦૦ વર્ષ પછીથી આંધ્ર સમયમાં બંધાએલા લાગે છે. ઇસ્વી. પૂર્વે ૧૦ કે ૨૦ વર્ષ ઉપર, આંધ્ર સત્તા પૂર બહારમાં હતી, અને એ કાળે હિંદની કળા પણ સોળે કળાએ ખીલી હતી. મુખ્ય સ્તૂપના ચાર દરવાજા ને બીજા સ્તૂપનો એક મળી સાંચીમાં કુલ આવાં તોરણવાળા પાંચ દરવાજા છે. એ બધા થોડાં થોડાં વર્ષોને અંતરે આંધ્ર સમયમાં બનેલા છે. એમાં પહેલો ક્યો, બીજો ક્યો, અને પછીના ત્રણે દરવાજાના અનુક્રમસમય નિર્ણિત થયા છે. અશોક રાજાએ આ સ્તૂપ મ્હોટાં ચોરસાં જેવડી ઇંટોથી બાંધેલો. સો વર્ષ પછી એની ઉપર પત્થરનું બીજું પડ કરવામાં આવ્યું અને કઠેરા થયા, અને ઇ.સ. ની પહેલી સદીના મધ્ય ભાગમાં પહેલા સ્તૂપના ચાર દરવાજા થયા છે.

મુખ્યદ્વાર દક્ષિણનું છે. ત્યાં અશોકે એક સ્તંભ દાટ્યો હતો. એ ૪૨ ફીટ ઉંચો હતો. ઉપર ચાર સિંહ હતા અને રેલ્વેના નદીઓના પૂલના થાંભલા હોય છે એવા મોટા કદની ચળકતી એની લાટ હતી. એ ઉપર બ્રાહ્મિ લિપિમાં એક શિલાલેખ છે. સિંહના પગ નીચે હંસો કોતરેલા છે, અને હંસોની નીચે વળેલી કમળની પાંખડીઓ છે. આ સ્તંભ હાલ તો દક્ષિણ દરવાજા પાસે આડો પડેલો છે. શેરડી પીલવાના કોલ (કોલુ) બનાવવા સારૂ સાંચી ગામ પાસેના જાગીરદારે એને ભંગાવેલો, પણ સુભાગ્યે એનો મુખ્ય ભાગ બચી ગયો છે, અને લેખ સાફ છે. લેખમાં જે લખ્યું છે તે નીચે પ્રમાણે છેઃ–"ભિખ્ખુ અને ભિખ્ખુણીઓને માટે માર્ગ દર્શાવવામાં આવ્યા છે. જ્યાં સુધી મારા પુત્રો–પૌત્રો અને પ્રપૌત્રો રાજ્ય કરશે–ચાંદા સૂરજ તપશે–ત્યાં સુધી જે ભિખ્ખુ કે ભિખ્ખુણી સંઘમાં તડો પડાવશે તેમને ધોળાં વસ્ત્રો પહેરાવી મઠની બહાર રાખવામાં આવશે. આમાં મારી ઇચ્છા શી છે ? સંઘમાં સંપ રહે અને લાંબા કાળ સુધી એ નભે."

આવા, આ સ્તંભ ઉપરાંત, મૌર્ય સમયના બીજા ચાર સ્તંભો હતા, અને બાકીના ઘણા સ્તંભો ગુપ્ત સમયના પણ સાંચીમાં હતા–ગુપ્ત સમયના સ્તંભ ઉપર બુદ્ધની મૂર્તિ હતી. સિંહવાળો સ્તંભ સૌંદર્ય અને કળાનો નમૂનો હતો. સારનાથમાં એના જેવો બીજો સિંહવાળો સ્તંભ છે. તેના સિંહ હજુ આખા છે. આ સ્તંભના ખંડિત સિંહ હજી સાંચીના સંગ્રહસ્થાનમાં છે. ચાર સિંહ બબ્બે બરડે બરડા અડાડીને બેઠા છે. નીચે પ્યાલા ઘાટનાં પુષ્પો અને હંસોની જોડીઓ છે. બુદ્ધના અનુયાયીઓ ગચ્છાબંધ સંઘમાં જોડાતા ને સૂચવવા ઘણું કરીને આ હંસો કોતરેલા છે. સિંહો બળવાન અને જુસ્સાદાર છે. સ્તંભની બીજી કારીગિરી સાથે એ કોતરકામ બંધબેસતું લાગે છે; સ્નાયુઓ ભરેલા, લોહીની નળીઓ ફુલેલી, મજબૂત પંજા, ગુચ્છાદાર વાળ તથા ચળકાટ ને સફાઇ જોઇ અશોકના સ્તંભો કોતરનાર શિલ્પીઓને માટે માન ઉત્પન્ન થાય છે. સેંકડો માઇલ દૂર આવેલી ચૂનારની ખાણોમાંનો આ પત્થર છે. ૪૨ ફીટ લાંબો, ત્રણ ચાર ફીટ પહોળો અને ૪૨ ટન વજનનો આવો મોટો પત્થર જે વખતે લાવતા હઇ

જવાનાં સાધન (રેલ્વે જેવાં) નહિ એવા જમાનામાં આટલે દૂર અશોકના એન્જીનીઅરો લાવ્યા હશે એમની બુદ્ધિનેયે ધન્ય છે. આ આખો સ્તંભ એક જ પત્થરમાંથી કોતરી કાઢેલો છે.

બીજો સ્તંભ મૌર્ય પછી શૃંગ સમય થયો એના વખતનો હતો, જે પંદર ફીટ ઉંચો અને ઉપર એક જ સિંહ હતો. ત્રીજો સ્તંભ ગુપ્ત સમયનો ૨૨ ફીટ ઉંચો, ઉપર બે સિંહ અને ચક્ર એવો હતો. ઉપર "ગોસુરસિંહબાલના પુત્ર વિહારસ્વામી" ની ભેટ એવું ગુપ્ત સમયની લિપિમાં લખેલું છે. આ સિંહ મૌર્યકાળના સિંહ કરતાં ઉતરતા છે અને બીજી કોતરણી પણ ઉતરતા પ્રકારની છે. ચોથો સ્તંભ ઉત્તર દિશાના દરવાજા પાસે હતો એ મોટો હતો પણ ઉપર બોધિસત્વની મૂર્તિ હતી. એ મૂર્તિ હાલ ખણ્ડિત થએલી સંગ્રહસ્થાનમાં પડેલી છે.

એ બોધિસત્વની મૂર્તિ ટટાર ઉભેલી છે. ધોતીઉં પહેરેલું છે. બાજુબંધ, કુંડલ, હાર અને કંદોરો તથા મુગટ છે. વાળનાં ઝુલફાં ખભા ઉપર અને બરડે લટકે છે. પાછળ તેજપુંજ છે, પણ એ તેજપુંજનાં બીજાં કિરણો ત્રાંબાનાં બનેલાં આ પત્થરના તેજપુંજને છેડે શારો છે એમાં ભેળવેલાં હશે, અને આખી મૂર્તિ રંગેલી કે રસેલી હશે. સાંચીના દર્શનાર્થે આવનાર બહુ દૂરથી આ તેજસ્વી મૂર્તિનાં દર્શન કરતા હશે, કારણ કે આ ડુંગર પર ચઢવાનો એક જુના રસ્તાનો છેડો ઉત્તર દિશાના દરવાજા આગળ જ હતો.

પાંચમો સ્તંભ પૂર્વ દિશાના દરવાજાને દક્ષિણ છેડે હતો. એના ઉપર ચક્ર અને છેક ઉપર એક સિંહ હતો. ૧૮૫૧ સુધી આ સ્તંભ ઉભેલો હતો, પણ હાલ એના કકડા મળ્યા છે. એ સ્તંભ પણ ગુપ્ત સમયનો હતો ને એની કોતરણી બીજા સ્તંભો કરતાં ઉતરતા પ્રકારની હતી.

હવે દરવાજાઓનું વર્ણન કરીશું. સુંદરમાં સુંદર કોતરણી આ દરવાજા ઉપર છે. સ્તૂપ તો સાદો અને ઉંચો કોઇ સમાધિસ્થ ત્યાગી જેવો લાગે છે, પણ એની આગળ આ દરવાજાઓ તો પૂર્ણ શણગાર સજી ઉભા છે. ત્યાગી અને શણગાર એ એનો યોગ અજુકતો લાગે છે. તેથી એમ સિદ્ધ થાય છે કે સ્તૂપ બંધાયા પછી લગભગ બસો વર્ષે આંધ્ર રાજ્યના વખતમાં આ બંધાયલા છે. દક્ષિણ દરવાજો જે સૌથી પહેલાં બંધાયલ છે તે ઉપર "શ્રી સાતકરણી આંધ્ર રાજાના કારીગરોના ઉપરી આનામદા"-ની ભેટનો લેખ છે. પહેલો દક્ષિણ દરવાજો બંધાયલો; પછી ઉત્તરનો, પછી પૂર્વનો અને છેલ્લો પશ્ચિમનો; પરંતુ પહેલા અને છેલ્લા દરવાજાની વચ્ચેનું અંતર ૩૦-૪૦ વર્ષથી વધારે નહિ હોય. કારણ કે પશ્ચિમ દરવાજાના એક થાંભલાની ભેટ તેમજ દક્ષિણ દરવાજાના વચલા તોરણની ભેટ કરનાર "અયાચુના શિષ્ય બાલામિત્ર" છે. ચારે દરવાજાના ઘાટ સરખા છે. સલાટ કરતાં સુતારોએ એ કોતરેલા છે અને પત્થર કામનો અનુભવ નહિ છતાં બે હજાર વર્ષથી આ નભ્યા છે એ નવાઇની વાત છે.

ઉત્તર દિશાનો દરવાજો સૌથી સારી સ્થિતિમાં છે. થાંભલાની ઉપર હાથીઓ છે, અને હાથીઓની બાજુએ કમાનપર આંબા ઉપર ઉભેલી બે યક્ષિણિનાં સ્વરૂપ બહુ લાવણ્યવાળાં અને મનોહર છે. નગરની કોઇ નાગરણ કરતાં વનની કોઈ તંદુરસ્ત ગામડીએણ જેવાં એ વધારે લાગે છે.

દરવાજાની આગળ અને પાછળ બન્ને બાજુથી આ હાથી અને યક્ષિણિઓ એ જ જગાએ એક-સરખાં દેખાય છે. એવાં બેવડાં એમનાં મ્હોડાં છે. હાથી ઝૂલી રહ્યા છે અને યક્ષિણિઓ દ્વારપાળનું કામ કરે છે એવી કલ્પના છે. બીજા તોરણ પર બે છેડે બે વાઘ છે, અને ત્રીજા—નીચેથી ગણતાં—એટલે સૌથી ઉપરનાં તોરણને છેડે પાંખોવાળા સિંહો છે.

સૌથી ઉપરના તોરણની ઉપર બે ત્રિશૂળ, બે યક્ષો અને એક ચક્ર હતાં. એમાંથી અડધું ચક્ર અને એક યક્ષ ભાગી ગયાં છે. ચક્ર એ ધર્મરૂપી ચક્રની બૌદ્ધ સંજ્ઞા છે; અને ત્રિશૂળોમાં હિંદુ માન્યતા પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર હતા. તે બુદ્ધ

ધર્મમાં બુદ્ધ, ધર્મ અને સંઘ સૂચક ત્રિરત્નો થયાં છે. ત્રિશૂળોમાં વચમાં પાછું ધર્મચક્ર કોતરેલું છે. તોરણોની વચલી જગાઓમાં ઘોડેસવારો સિંહ, હાથી વગેરે ઉભાં છે. આટલાં પત્થરમાંથી ઘડેલાં પુતળાં છે અને હવે પછી જે વર્ણનો આવશે તે ઉપસાવેલાં છે. થાંભલાઓની ચાર બાજુઓ અને તોરણોની આગળ પાછળ બુદ્ધ જાતકમાળામાંની આખી વાતોને વાતો કોતરેલી છે તથા બુદ્ધ ભગવાનના જીવનના મુખ્ય બનાવો અને એ ધર્મના ઇતિહાસનાં અગત્યનાં વૃત્તાન્તો છે. આ સિવાય બુદ્ધના આ કે પૂર્વજન્મ સાથે સંબંધ ધરાવતાં વૃક્ષો, સ્તૂપો, ખરાં કે કાલ્પનિક પશુપંખીઓ, ઉડતા ગંધર્વો અથવા અન્ય શુભસૂચક નાના પ્રકારનાં પુષ્પો અને વેલીઓ, આવું આવું દરવાજાઓ ઉપર કોતરીને ઉપસાવેલું છે. કોરા અને દરવાજાના કંઇક કંઇક ભાગોમાં ભકતજનોએ કે મહાજનોએ જે જે ભાગો ભેટ કરેલા તે દર્શાવી ભેટ આપનારનાં નામો લખેલાં છે. પરંતુ કમનસીબે જે વિષયો દોર્યા છે તે વિષયસૂચક વૃતાન્તનાં નામો નથી, કે શિલ્પીઓ જેમણે આ અમૂલ્ય વારસા પાછળ મૂકયા એમનાં પણ નામ કે નિશાન નથી લખાયાં. તદન ધર્મ કે સંઘ પ્રીત્યર્થે આ કામ કેવળ નિષ્કામ બુદ્ધિથી પૂર્ણ ભક્તિભાવથી કરવામાં આવ્યાં છે. સાંચીના ગુપ્તકાળ સુધીનાં તમામ શિલ્પકલાનાં કામમાં એક વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે કે કોઇ સ્થળે બુદ્ધની મૂર્તિ નથી. જ્યાં જ્યાં બુદ્ધ ભગવાનની વાર્તા આવે ત્યાં બુદ્ધને બદલે કાંતો એમનાં પગલાં, વૃત, આસન કે સ્તૂપ મૂકવામાં આવે છે. ઈસ્વી. ૩ જી સદી સુધી આ નિયમ બરાબર પળાયો છે.

વેદકાળમાં જેમ મૂર્તિપૂજાનો નિષેધ હતો તેમ બુદ્ધ ધર્મમાં પણ ૭૦૦–૮૦૦ વર્ષ સુધી કોઇએ બુદ્ધ ભગવાનની મૂર્તિ કરવાની હિંમત ધરી નથી. 'તથાગત' ને કાવ્યમય ને કલામય ભાવોથી જ સમજાવવા સાંચીમાં સંઘની જ્ઞાનદષ્ટિ સતેજ કરવાના ૫૦૦ વર્ષ સુધી પ્રયત્ન થએલા છે.

સુભાગ્યે ભાહેત નામના બીજા એક સ્થળનાં આવાં જ કોતરકામ ઉપર વિષયોનાં નામ છે, અને મી. ફુશર નામના વિદ્વાન શોધકે આ વિષય બરાબર સમજીને આપણને સમજાવ્યાં છે. એમના પ્રતાપે આજે સાંચીનાં ઘણાં કોતરકામ હવે સમજાઇ ગયાં છે. થોડાંક સમજાતાં નથી તે પણ બુદ્ધ સાહિત્ય પર જે આજકાલ શોધખોળ ચાલી રહી છે તેને પ્રતાપે ઉકલી જશે એવી આશા રહે છે.

બુદ્ધના જન્મની કથા ચારે દરવાજા ઉપરના થાંભલાઓની બાજુએ કોતરેલી છે. કોઇ સ્થળે જન્મ દર્શાવવા 'ભદ્ર ઘટ' એટલે ફુલ મૂકવાના પાત્રમાં, કમળપુષ્પનો ઝુમખો મૂકવામાં આવ્યો છે. બીજે સ્થળે બુદ્ધની માતા માયાને, લક્ષ્મી જેમ ખીલેલા કમળ પર બેઠેલાં હોય, એવી રીતે બેસાડવામાં આવ્યાં છે. કોઈ સ્થળે હાથી રૂપમાં નાગો માયાને બન્ને બાજુથી સ્નાન કરાવી રહ્યા છે. અને ચોથા ચિત્રમાં માયા નમ્ર ઉભાં છે, અને જન્મ થવાની તૈયારી છે. માયાનાં આ તમામ દશ્યો બહુ જ લાવણ્યવાળાં અને સુરેખ છે. તેમાં સૌથી છેલ્લું તો યૂરોપ કે જાપાનની કોઇ નવામાં નવી ઢબની રકાબી કે છબીપર હોય એવું સુંદર છે.

## જ્ઞાન થયાનો પ્રસંગ

સંબોધી કે સંપૂર્ણ પ્રકાશ મળ્યાથી ગૌતમ બુદ્ધ થયા. તે પ્રસંગ ગયાજીના પીપળાના ઝાડ નીચેના આસન પર બન્યો. આથી સાંચીના દરવાજા પર જ્યાં જ્યાં એ પ્રસંગ દોર્યા છે ત્યાં પીપળો, આસન, પીપળો અને આસન બન્ને તથા આસન, પીપળો, છત્ર અને વેલા એટલું જોવામાં આવે છે. આ પ્રસગે એક બે સ્થળે ભકતો ભાવથી કંઇક કંઇક ભેટો ધરતાં પણ જોવામાં આવે છે. આ ભકતોમાં સ્ત્રીઓ બાળકો અને પુરુષો બધાં છે. એમનાં તે સમયનાં વસ્ત્રો તથા અલંકારો સ્પષ્ટ જોઇ શકાય છે. એ સમયે વસ્ત્રો થોડાંજ પહેરાતાં અને કાંઇક સ્ત્રીઓ

તેમજ પુરુષો માથે ઘાટઘાટનાં ફાળીઆં બાંધતાં એમ લાગે છે. એક સ્થળે વાંદરાં પણ પ્રભુ માટે ભેટ લાવ્યાં છે. અને પ્રાણીઓ તથા નાગ પણ સ્તુતિ કરતા ઉભા છે !

આ પ્રસંગનાં ઉત્તમમાં ઉત્તમ વૃત્તાંતો ગૌતમ ભગવાન ગયાજીના પીપળાના ઝાડનીચે બેઠા, અને નિશ્ચય કર્યો, કે "મ્હારી ચામડી સુકાઇ જાય, મ્હારી નસો તૂટી જાય, મ્હારાં હાડ ગળી જાય, અને મારૂં લોહી ઉડી જાય તો પણ હું આસન ઉપરથી જ્યાં સુધી મને સંપૂર્ણ જ્ઞાન ના મળે ત્યાં સુધી ઉઠવાનો નથી" એ સમયનાં છે.

માર, એટલે બુદ્ધધર્મનો સેતાન, આ પ્રસંગે (ગૌતમને) બોધિસત્વને લલચાવે છે. એવી ભયંકર અને નાશકારક એની સતામણી ચાલે છે કે જે દેવો આ દશ્ય જોવા પૃથ્વી પર આવ્યા છે તે નાસી જાય છે.

તથાગત, એકલા નિશ્ચળ થઇ સ્થિરચિત્તે ગભરામણ વગર પોતાના આસન ઉપર બેસી રહ્યા. મારે જાત જાતના વંટોળીઆ ઉત્પન્ન કર્યા, પર્વતોના, વરસાદ વર્ષાવ્યા, અસ્ત્રશસ્ત્ર, બળતી રાખ, ધીકધીકતા દેવતા બોધિસત્વ ઉપર ફેંક્યા પણ એ બધાં બોધિસત્વને અડે તે પહેલાં ફુલ થઇ જવા લાગ્યાં. બોધિસત્વને જયની ખાત્રી થતાં એમણે પૃથ્વીને જે સ્થળે એ બેઠા હતા ત્યાંથી નહિ ખસવાનો પોતાનો હકક છે કે નહિ તે બાબત સાક્ષી સારૂ બોલાવી.

પૃથ્વીએ જવાબમાં એવી ગર્જના કરી કે એ ગર્જનાથી જ માર અને એનું લશ્કર ગભરાઇને નાસવા લાગ્યું. માર હાર્યો અને દેવો "યુવરાજ સિદ્ધાર્થનો જય!" એમ પોકાર કરતા પાછા આવ્યા. દરવાજાઓ ઉપર આ દેખાવ ઘણેક ઠેકાણે આબેહુબ કોતરેલા છે. દક્ષિણ દરવાજાના મધ્ય તોરણના વચલાભાગમાં બુદ્ધગયાનું મંદિર છે. આ મંદિર અશોકે પાછળથી બંધાવેલું એટલે બોધિસત્વ બુદ્ધત્વ માટે બેઠેલા એ સમયે આ મંદિર ન્હોતું. શિલ્પીઓની ત્યાં મંદિર મુકવાંમાં ભૂલ છે. મંદિર એટલે આપણે સિદ્ધાર્થ સમજવાના છે. મનુષ્યો અને દેવો એક બાજુએ સ્તુતિ કરતા ઉભા છે. ડાબી બાજુએ સુજાતા ભોજન લાવી છે. મધ્યમાં જાડો, ઠીંગણો અને માર ચલાવનો હોય એવો માર છે. એની પાછળ એની દીકરીઓ છે. તે અપ્સરાઓની માફક કામચેષ્ટાઓથી સિદ્ધાર્થને લલચાવવા પ્રયત્ન કરી રહી છે. મારના લશ્કરમાં બીજા અસુરોનાં ટોળાં છે, એ બધાં પ્રલોભનો, મનોવિકારો અને પાપવાસનાઓનાં સ્વરૂપો છે. જે સજીવતા, બળ અને હાસ્યરસ આ કાલ્પનિક સ્વરૂપો ઉપજાવતાં ખડાં કર્યાં છે એ ગાંધારના પશ્ચિમની અસરવાળા શિલ્પીઓના કામ કરતાં પણ વધારે અસરકારક અને જોરદાર છે. દેવો ઉત્સવ કરે છે એમનાં વાજીંત્રો, હર્ષનાદ અને જયજયકાર પણ આબેહુબ છે.

સાંચીમાં ત્રીજો દેખાવ **પ્રથમ ઉપદેશનો જોવામાં આવે છે.** બુદ્ધ ભગવાને ગયાજીમાં બુદ્ધત્વ મેળવ્યા પછી વિચાર કર્યો કે જે ઉંડાં રહસ્ય અને તાત્વિક સત્ય હું સમજ્યો છું તેની વાતો બધાને કહેવાથી નકામો કાળક્ષેપ અને ફોગટ મહેનત જ થવાની. આ જાણી બ્રહ્મા ઇન્દ્ર અને બીજા દેવો એમને વિનંતિ કરવા આવ્યા. દેવોએ કહ્યું: "આખી મનુષ્યજાત પીડાઇ રહી છે, આપ પ્રેમ લાવી, કરૂણા કરી નિર્વાણનો માર્ગ નહિ બતાવો તો એમનો નાશ થશે." પશ્ચિમ દ્વારની એક બાજુએ આ દેવોની વિનંતિનો એક દેખાવ છે; બ્રહ્મા, ઇન્દ્ર, ચાર લોકપાળ અને સ્વર્ગના દ્વારપાળો હાથ જોડીને ઉભા છે. વડનું ઝાડ અને આસન વચમાં છે. દેવોએ બુદ્ધને ધર્મોપદેશ કરવા એટલે "ધર્મચક્ર પરિવર્તન" કરવા આજીજી કરી: હજી પણ તિબેટ અને અન્ય સ્થળનાં બુદ્ધમંદિરોમાં આપણાં મંદિરોમાં જેમ દર્શન કરવા ગએલાં માણસો ઘંટ વગાડે છે, તેમ દરેક મંદિરમાં ચક્ર હોય છે તે ફેરવે છે, અને આ ચક્ર જેમ વધારે ફેરવે તેમ પુણ્ય મનાય છે. સાપ જઇ આવા લીસોટા રહ્યા છે.

આ સાંચીનાં પુતળાંમાં કોઇ સ્થળે દેવોમાં વિષ્ણુ નથી પણ બ્રહ્મા અને ઇંદ્ર એ બે વારે ઘડીએ જોવામાં આવે છે એ બાબત ખાસ લક્ષ ખેંચાય એવું છે.

**નિર્વાણ:** બુદ્ધનું મૃત્યુ–૮૦ વર્ષે બુદ્ધ ભગવાન નિર્વાણ પામ્યા. પાવાથી એ કુશનગર (કાશીયા) જતા હતા. જ્યારે એમને લાગ્યું કે મૃત્યુ નજીક છે ત્યારે કુશનગરની પાસેની એક કુંજમાં એમણે પડાવ નાંખ્યો. બે સાલવૃક્ષોની નીચે એમણે પલંગ બીછાવરાવ્યો. ઉત્તર દિશાએ માથું કર્યું અને જમણે પડખે સિંહની માફક પગ પર પગ નાંખી એ સુતા. એમની છેલ્લી ઘડીઓ પોતાના પ્રિય શિષ્ય આનંદને સલાહ આપવામાં ને સૂચના કરવામાં ગઇ. તે વખતે બીજા સાધુઓ પણ ત્યાં ટોળું વળીને ઉભા હતા. સર્વને ભગવાને સંઘના નિયમો પાળવાનો બોધ કર્યો. એટલામાં એક ભટકતો અતીત દિક્ષા લેવા આવ્યો અને પ્રભુએ દિક્ષા આપી. એમને હાથે આ સુભદ્ર છેલ્લો દિક્ષા પામ્યો. પછી ભગવાને પૂછ્યું, " હવે કોઇને કંઇ પૂછવું છે કે ? બુદ્ધધર્મ કે સંઘ વિષે કોઇને કંઈ શંકા છે ? " કોઇને હવે કાંઇ શંકા નહોતી. પછી ભગવાને સૌને છેલ્લા નમસ્કાર કર્યા અને કહ્યું કે પદાર્થ માત્ર વિકારી છે તેથી નિર્વાણ મેળવવા માટે ઉદ્યમ કરજો.

આ મહાનિર્વાણનો દેખાવ દરવાજા પર કોતરેલો છે. બુદ્ધને સ્થળે અહીં સ્તૂપ છે કે પૂર્વ જન્મનાં સાત બુદ્ધોનાં જુદાં વૃક્ષો છે. પાસે ઉભા ઉભા મનુષ્યો અને દેવોની ભક્તમંડળી ઉત્સવ કરે છે.

**રામગ્રામના સ્તૂપનાં દર્શન કરવા અશોક રાજાની સ્વારી:**–બુદ્ધનાં અસ્થિ આઠ ભાગમાં વહેંચાયાં. ૭ ભાગ અશોકે લીધા અને ચોરાસી હજાર સ્તૂપો બાંધી એમાં એને વહેંચી દીધાં. નાગ લોકના નેપાળ રાજ્યના રામગ્રામ ગએલાં અસ્થિ એ મેળવી ન શક્યા. આ સ્થળે અશોક મહારાજ રથમાં બેસીને રામગ્રામ આવે છે. સ્તૂપ ઉપર અપ્સરાઓ પુલ ચઢાવે છે. રાજા સાથે હાથી, ઘોડા, પાયદળ વગેરે ચતુરંગી સેના છે. ડાબી બાજુએ મનુષ્ય રૂપે નાગ અને નાગણીઓ પૂજા કરી રહ્યાં છે. કેટલાંક કમળવાળા સરોવરમાંથી પૂજા કરવા આવી રહ્યાં છે. બાજુપર કમલનું સરોવર છે. એમાં હાથી માવત સાથે ઉભો છે. પાછળ એક સ્ત્રી છે. એ બીજી સ્ત્રીને તળાવમાંથી હાથી પર લઇ લે છે. માવત કોઇ પુરૂષને બચાવી સુંઢ ઉપરથી હાથ પર લે છે. આ ચિત્રો બહુ જ સુંદર છે પણ કયા વિષયનું સૂચન છે એ સમજાયુ પડતી નથી.

આવાં ચિત્રોનાં શહેરના કોટ, કિલ્લા, બુરજો અને કમાનોવાળાં અને ઝરુખાવાળાં ઉત્તમ કારીગરીવાળાં મકાનો એ સમયના સ્થાપત્યનો ખ્યાલ આપે છે. સાંચી પહેલાં આવાં મકાનો બહુધા લાકડાનાં જ થતાં એટલે હાલ એનાં નામનિશાન રહ્યાં નથી.

**છદોત્ત જાતક:**–બોધિસત્વ એક જન્મમાં હાથી હતા. તે હાથીઓના એક ટોળાના રાજા થયા–એમને ૭ દંતૂશળ હતા–હિમાલયના છદોત્ત સરોવરમાં એક વડના ઝાડ નીચે ચુલ્લા સુભદ્રા અને મહાશુભ નામની બે વહુઓ સાથે રહેતા. બે શોકયોને લડવાડ થઇ. ચુલ્લા સુભદ્રા દ્વેષની મારી ક્રોધે ભરી બનારસના રાજાની રાણી થવા પ્રાર્થના કરતી કરતી મરી ગઇ. અન્ય જન્મે એ બનારસી રાણી થઇ અને પછી એણે પોતાના શિકારીઓના સરદાર સોનુત્તરને દૂર આવેલા છદાંત્ત સરોવરના ૭ દંતૂશળવાળા હાથીઓના રાજાને મારી નાંખવા મોકલ્યો. સોનુત્તરે ઝાડ પર ચઢી બાણ મારવા માંડયું–હાથી સમજ્યો. " શાંતિમય અસહકાર " નું પૂણ્ય વિચારી એણે બીજા હાથીઓને ખબર નહિ આપી. ઉભે ઉભે છ દાંત વહેરી લેવા દીધા. સોનુત્તર નિશાનીમાં ૭ દાંત લઈ રાણી પાસે ઇનામ લેવા ગયો. રાણીને હવે તીવ્ર પશ્ચાતાપ શરૂ થયો. અને પશ્ચાતાપની મારી એ બનારસી રાણી " હાયહાય " કરતી

મૃત્યુ પામી. ફરી જન્મે એ પાછી સ્ત્રી થઇ અને હાથી બુદ્ધ થયા. પશ્ચાતાપના અગ્નિથી બળતી બળતી એ સ્ત્રી એક સમયને વિષે બુદ્ધ ભગવાનના કોઇ એક વિહારમાં જઇ રહી. ત્યાં એણે દિક્ષા લીધી અને શાંતિને પામી.

કમળોનું તળાવ, હાથીનાં ઝુંડ. હાથીઓના રાજા, છ દાંત વાળા હાથી ઉપર બીજા અનુચર હાથીઓ ચમ્મર ઢોળે છે, છત્ર ધરે છે. એ દેખાવ અનહદ આનંદ આપનારો છે. હાથી એ હિંદના ક્ષાત્રયુગનું ભવ્ય સૂચન હતું. મોટર અને રેલ્વે આગળ એ હાથીઓ ગયા! અને એની સાથે વીરતા, ક્ષાત્રતેજ, ધન, વૈભવ એનો પણ નાશ થયો છે. સાંચી અને અન્યસ્થળના શિલ્પીઓ કે ચિત્રકારો હાથીઓ દોરવામાં જે કુશળતા ધરાવે છે ને વિરલ છે.

**બુદ્ધનાં અસ્થિને માટે થએલી લઢાઇઃ—** સ્મશાનમાંથી જ કુશનગરના મલ્લો, બુદ્ધ ભગવાનનાં અસ્થિ લઇ ગયા. પણ સાત બીજા હકદારોએ એ અસ્થિ માગ્યાં. મગધનો રાજા અજાતશત્રુ, વેશાલિના લીચ્છવીઓ, કપિલવસ્તુના શાક્યો, આલકપ્પાના બુલી, રામગ્રામના કોલીઆ, વેથદીપનો બ્રાહ્મણ અને પાવાના મલ્લો. કુશનગરના મલ્લોએ, આ અસ્થિ આપવાની ના પાડી એટલે આ માટે હકદારો પોતપોતાનાં લશ્કરો લઇને કુશનગરને ઘેરો ઘાલવા આવ્યા. જે બુદ્ધભગવાને અહિંસા અને શાંતિનો બોધ કરેલો તેમની ચિતા તો હજી ઉન્હી હતી તેવામાં જ એમનાં જ અસ્થિ માટે ઘોર સંગ્રામની તૈયારીઓ થઈ રહી. સુભાગ્યે દ્રોણુ નામનો એક બ્રાહ્મણ વચમાં પડ્યો અને સમાધાન થયું. અસ્થિના આઠ ભાગ પાડવામાં આવ્યા. એની સૌની મરજી પ્રમાણે બ્વવસ્થા થઇ અને એક વાસણ જેમાં મલ્લલોકોએ મૂળ અસ્થિ ભર્યાં હતાં તે દ્રોણુને બક્ષિસ મળ્યું.

દરવાજા ઉપર આ દેખાવમાં કુશીનાશનો ઘેરો ચાલે છે. હાથી, રથ, ઘોડેસ્વાર ને પાયદળની ચતુરંગી સેના નજરે પડે છે. જીતેલા રાજાઓ ગાજતેવાજતે અસ્થિની પેટીઓ છત્ર ઓરાડી લઇ જાય છે, ધનુષ્યબાણ ચાલી રહ્યાં છે; હીલચાલ, ધમાધમી, જુસ્સો, મારામારી ચાલે છે. દેખાવ રજુ કરવા પાત્રો તથા હાથીઘોડા લઇને ૭૦ એક મૂર્ત્તિઓ છે, પણ દરેક જીવતી હોય એવી લાગે છે. વાજાં, ધ્વજાઓ, વાવટા, ચમ્મર, છત્ર વગેરે સાજ સ્વચ્છાભર્યો છે.

**ધર્મચક્ર પરિવર્તનઃ—**બનારસ પાસે હરિણ વનમાં ભગવાન બુદ્ધે પ્રથમ ઉપદેશ કર્યો. કોતરણીમાં કેટલાક દેખાવો આને લગતા છે. એમાં સ્તંભ-ચક્ર અને પાસે ઉભેલા શ્રોતાજનોનાં ચાર ટોળાં છે. નીચે એ સ્થળે જે હરિણ દાવ કહેવાતું તે દર્શાવવા એક હરણ પણ કોતરેલું છે અને ચક્ર પાસે વાદળમાંથી દેવો પુષ્પવૃષ્ટિ કરે છે. ટોળાંમાં ચારે જગાએ અશોક રાજા અને તેની બન્ને રાણીઓ છે. અશોક યાત્રાએ જતો એ સૂચવવા આ ચિત્રો દોર્યાં છે. અન્ય સ્થળે અશોક, રાણીઓ અને દરબારીઓ છે. બુદ્ધ ગયાની યાત્રાએ અશોક ગયા છે એ દેખાવ પણ કોરેલો છે. બુદ્ધધર્મમાં દિક્ષા લઇ પ્રથમ કામ અશોકે બોધિવૃક્ષ પાસે એક મંદિર બાંધવાનું કર્યું હતું. પરન્તુ હાલનું ગયાજીનું હાલનું મંદિર છે તે તો કુશનરાજા હવિષ્કનું ઇસવી. બીજી કે ત્રીજી સદીમાં બાંધેલું છે.

**બોધિસત્વના વાળની પૂજાઃ—**સિદ્ધાર્થ ઘર છોડીને નીકળ્યા. અનોમા નદીને સામે તીરે પહોંચ્યા પછી એમણે પોતાનાં ઘરેણાં સારથ છંદને આપ્યાં, અને તલવારથી પોતાના માથા ઉપરના વાળના ગુચ્છા, કાપી મુગટ સાથે વાદળ તરફ ફેંક્યા. બુદ્ધ ભક્તોએ આ પ્રસંગ મહાન ગણ્યો છે. યુવરાજે ગૃહત્યાગ કરવો, વસ્ત્રાલંકાર ત્યજવાં અને સુવાસિત તથા સુશોભિત વાળનાં ઝુલ્ફાં કાપી નાંખવાં એ ઉગ્ર વિરાગ વગર બનતું નથી. જનકલ્યાણને માટે આ ત્યાગ કેવો મહિમાવાન હતો તે દર્શાવવા કથામાં કહ્યું છે કે વાળ વાદળ તરફ ફેંકતાં સિદ્ધાર્થ બોલ્યા, કે

"હું જો બુદ્ધ થવાનો હોઉં તો વાળ ઉપર જ રહેજો અને નહિ તો નીચે પડજો." વાળ જમીન પર નહિ પડતાં આકાશ માર્ગે જ ગયા, અને દેવોએ એને સુવર્ણથાળમાં ઝીલી લીધા. ત્યાંથી દેવો ત્રયસ્ત્રિંશ એટલે તેત્રીસ દેવતા જ્યાં રહે છે તે સ્વર્ગમાં લઇ ગયા, અને દેવોએ એને નિત્ય પૂજન માટે પધરાવ્યાં. દક્ષિણ દરવાજાના ડાબા થાંભલાની અંદરની બાજુએ આ દેખાવ છે. સ્વર્ગનું મંદિર, ધજાઓ, લંગોટીઓ મારીને બેઠેલા ચાર દેવોના બરડા, એક દેવનું ફુટીવાળું પેટ, અને બીજા દેવોનાં ઝાંખાં સ્વરૂપો મનુષ્યકલ્પિત સ્વર્ગનો સારો ખ્યાલ આપે છે. ડાબા થાંભલાની બહારની બાજુએ બરાબર આની સામે પગે ચાલતા, ઘોડા પર અને હાથી પર બેસીને આ વાળનાં દર્શન કરવા જતા દેવો બતાવ્યા છે. હાથી પર ઈંદ્ર અને ઘણું કરીને એની બે રાણીઓ છે. કોતરણીની સફાઇ અને કોમળતા બહુ સુંદર છે. લેખમાં બ્રાહ્મિ લિપિમાં લખેલું છે કે:— "વિદિશા કેહિ દંતકારે હિ રૂપ કામ કતમ્". વિદિશાના હાથીદાંત કોતરનારાઓએ આ કોતરકામ કર્યું છે, એમ જાણ્યા પછી આ સફાઇ અને સૌંદર્યથી નવાઈ નથી થતી.

ઉપરનું વર્ણન બહુધા દક્ષિણ દરવાજાનું કર્યું. હવે ઉત્તર દરવાજો જુવો.

ઉપરનું તોરણ: પૂર્વજન્મના સાત બુદ્ધો, પાંચ સ્તૂપ અને બે આસન સહિત વૃક્ષો, સ્ત્રીપુરૂષો પૂજા કરે છે અને ગાંધર્વો ઉડી રહ્યા છે.

વચલું તોરણ: એ જ સાત બુદ્ધોનો બીજો દેખાવ—નીચેનું તોરણ, જમણો છેડો. આલંબુસા જાતક: બોધિસત્વ એક જન્મે ઋષિ હતા—એમની સાથે એક હરિણી પ્રેમમાં પડી. હરિણીને ઇસિસિંગ (ઋષ્યશ્રૃંગ) અથવા એકશ્રૃંગ નામના એક શિંગડાવાળો પુત્ર થયો. સમય જતાં એકશ્રૃંગ પોતાના પિતાના જેવો ઋષિ થયો, અને તપોબળ વડે દેવોના રાજા શક્રને ધ્રૂજાવવા લાગ્યો. ઈંદ્રે ઋષિને લલચાવવા આલંબુસા નામની અપ્સરા મોકલી. અપ્સરા જીતી. ત્રણ વર્ષે એની ઓળખાણ થતાં એકશ્રૃંગે એને ક્ષમા આપી અને સ્વર્ગમાં મોકલી દીધી. ચિત્રની જમણી બાજુએ કમળમાંથી નીકળતું એક *શીંગડાવાળું બાળક આપણે જોઇએ છીએ.* હરિણી પાછળ ઉભી છે. ચિત્રની વચમાં વૃદ્ધ પિતા હવે જુવાનીમાં આવેલા પુત્રને સુંદર સ્ત્રીઓથી ચેતતા રહેવા સમજાવે છે. સીનેમામાં જે વાર્તા સમજાવવાની હોય છે તેનો જેમ દેખાવ બતાવાય છે તેમ અહીં પણ સુંદર સ્ત્રીઓથી ચેતવાનું સમજાવવામાં હાવભાવ કરતી, નગ્નસ્ત્રીઓ જ બનાવી છે.

નીચેના તોરણના મધ્ય ભાગમાં વેસ્સાન્તર જાતકની કથા (સીનેમા સીરીઅલ જેવી) કોતરી છે. આગલાના પહેલા જન્મે બોધિસત્વ યુવરાજ વેસ્સાન્તર હતા. દાનની સંપૂર્ણતાનો એમણે એ જન્મે અનુભવ કરેલો. પોતાની પાસેની બધી ચીજો એમણે એક પછી એક આપી દીધી. ધન, શ્વેત હસ્તિ, રથ, અશ્વો, બાળકો અને છેવટે સ્ત્રી.

(અપૂર્ણ)

# ગજેન્દ્રમોક્ષ

'ઇશ્વર આપણો પરમ પિતા છે' એમ તો સૌ કોઇ માને છે, પણ આપણે સૌ ભાઇ ભાઇ છીએ એ વાતનો વિશ્વાસ સૌને નથી હોતો. સત્યાગ્રહી 'वसुधैव कुटुंबकम्' ના નિયમનું પાલન કરનાર હોય છે, તેથી તેને કોઇ શત્રુ નથી હોતો. એનો અર્થ એ નથી કે કોઇ એની પ્રત્યે શત્રુતા નથી રાખતું. એના શત્રુ ઘણા હોઇ શકે છે. ધર્મ અનુસાર ચાલનાર દરેક માણસ અધર્મથી ચાલનાર માણસના માર્ગમાં વિઘ્નરૂપ થઇ પડતો જણાય છે. છતાં સત્યાગ્રહી પોતાના મનમાં કોઇને વિષે પ્રેમ સિવાય બીજો ભાવ નથી રાખતો. જ્યારે તે પોતાના ભાઇને કુવાસનાને વશ થયેલો જુએ છે ત્યારે સત્યાગ્રહી તેનો પ્રેમથી વિરોધ જરૂર કરે છે. પ્રેમ વખત આવ્યે કઠોર થઇ શકે છે. પ્રેમમાં દુર્બળતાની કે મોહની મૃદુતા નથી હોતી. પણ સત્યાગ્રહી વિરોધ કરતો છતાં પણ પોતાના ભાઇનું હિત જ ઇચ્છે છે; અને એનો વિરોધ તો પોતે કષ્ટ સહન કરીને જ વ્યક્ત કરે છે. પ્રેમમૂલક વિરોધ હમેશાં સફળ જ થાય છે. હા, જરા વાર ભલે લાગે, પરન્તુ વિજય તો તેનો જ છે. અને સાચું જોઇએ તો પ્રતિપક્ષનો પણ વિજય છે. એ બિચારો જે કુવાસનાથી ઘેરાએલો હતો તેમાંથી છૂટી ગયો—તેમાંથી પોતાના આત્માને ફરી ફરી શક્યો. આ પણ એક અસાધારણ જીત છે. સત્યાગ્રહનું યુદ્ધ ધર્મયુદ્ધ હોય છે, તેથી તેનું પરિણામ સર્વ કુશળ જ હોય છે. જ્યારે બે માણસ પરસ્પર વિરોધી સ્વાર્થને વશ થઇને લડે છે ત્યારે એકની જીત અને બીજાની હાર થાય છે, અને ઇશ્વર તટસ્થ રહીને જુએ છે અને કર્મનો નિયમ નીવેડો આણે છે. પણ જ્યારે એક પક્ષ સ્વાર્થને છોડીને ધર્મનો આધાર લે છે ત્યારે પરમાત્મા પોતે એનો પક્ષ કરે છે, કારણ પરમાત્મા હમેશાં સત્યનો પક્ષપાતી હોય છે. કઠણ વસ્તુ છે સ્વાર્થ છોડીને ધર્મનું પાલન કરવાની. ધર્મનિષ્ઠ મનુષ્યની કસોટી પણ ઇશ્વર કંઇ થોડી નથી કરતો. ધર્મનિષ્ઠ તેમજ તેનો વિરોધ કરનાર બંનેનું હિત કરવું એ ઇશ્વરની નીતિ છે, તેથી ધર્મસંગ્રામનો કાળ પણ બહુ લાંબો હોય છે. ધર્મનિષ્ઠ પક્ષ નિષ્પાપ થઇ જાય ત્યારે જ તેને સફળતા મળે છે. અને સફળતાનો મુખ્ય ભાગ તો એ છે કે વિરોધીઓનો વિરોધ શમી જઇને બંને ફરી પહેલાંના જેવા એકપ્રાણ ભાઇભાઇ બની જાય છે. આજ સિદ્ધાન્ત પુરાણોમાં 'ગજેન્દ્રમોક્ષ'ની કથામાં બતાવવામાં આવ્યો છે.

ઇન્દ્રના દરબારમાં હાહા અને હૂહૂ નામના બે ગવૈયા ભાઇઓ હતા. તેમનાં હૃદયમાં મત્સરે પ્રવેશ નહોતો કર્યો ત્યાં સુધી તેઓ હળીમળીને રહેતા હતા. પણ એમના દુર્ભાગ્યે એમનાં અન્તરમાં સ્પર્ધા વધી પડી. બંનેના મનમાં એવો ભાવ ઉત્પન્ન થયો, કે 'હું શ્રેષ્ઠ છું અને મ્હને શ્રેષ્ઠ સ્થાન મળવું જોઇએ.' ઇન્દ્રે પણ તેમને સમજાવીને કહ્યું, "ઇશ્વરને ઘેર સૌ સરખા છે. હું તો તમારા બેમાં કશો ભેદ જોઇ શકતો નથી." છતાં પેલા ગવૈયાઓને સન્તોષ ન થયો. આખરે ઇન્દ્રે તેમને દેવલ ઋષિની પાસે મોકલી દીધા. દેવલ મહાજ્ઞાની હતા, નિષ્પક્ષદર્શી હતા. પણ

પૂર્ણજ્ઞાની ઘણું ખરૂં મૌની જ હોય છે. ઋષિનું મૌન જોઇને ઇર્ષા અને મત્સરથી ભરેલા બંને ગવૈયાઓ કહેવા લાગ્યા, "સાવ ગમાર છે. કશું સમજતો નથી." મુનિએ મૌન મૂકીને દયાભાવથી કહ્યું, "કેવા મૂરખ છો! સ્પર્ધા અને અસૂયાથી તમારાં ભેજાં સડી ગયાં છે. તમારા ભાગ્યમાં શું ભર્યું છે તે તમે નથી જાણતા. જાણતા હોત તો આવડો મત્સર ન રાખત. પરમાત્માએ હરેક માણસનું ભવિષ્ય તેનાથી છૂપું રાખ્યું છે. છતાં કર્મનો સિદ્ધાન્ત સમજાવવાને ખાતર જરા કઠોર થઇને હું તમારૂં ભવિષ્ય જેટલું ભાળી શકું છું તેટલું તમને સુણાવી દઉં છું. ભાઇઓ થઇને પણ તમે એકબીજાનો મત્સર કરો છો, એનું પરિણામ એ આવવાનું છે કે તમે સ્વર્ગમાંથી નીચે પડશો અને ત્રિકૂટ પર્વતની પાસે પશુયોનિમાં જન્મ લેશો. એક થશો જંગલનો હાથી અને બીજો થશે સરોવરમાં રહેનારો મગર. અને ત્યાં તમે તમારા વેરને પશુભાવે પોષશો—ભાઇ ભાઇ મટીને શત્રુ બની જશો."

બસ, બંનેનો મદ ઉતરી ગયો. બંનેને ક્ષણિક પશ્ચાતાપ થયો. બંને ઋષિને પગે પડયા અને આજીજી કરવા લાગ્યા કે "આપ અમારા પર કંઈ દયા નહિ કરો?" ઋષિએ કહ્યું, 'કર્મનો નિયમ અટળ છે. એમાં કોઇની દયા કામ આવતી નથી. પણ સાથે સાથે કર્મનો નિયમ કલ્યાણમય પણ છે. તે જેટલો કઠોર તેટલો જ દયામય પણ છે. કર્મનું ફળ દંડરૂપ નથી, પણ બગડેલાને સુધારવાનું બળ એનામાં છે. તમારા બેમાંથી એકના હૃદયમાં પશ્ચાતાપ જાગ્રત રહેશે અને તે ધર્મને માર્ગે ચાલશે. આફતની વેળાએ તેને ઈશ્વરનું સ્મરણ થશે. બીજાના હૃદયમાં મત્સરનો અગ્નિ ભડભડાટ બળી રહ્યો છે તે નીચે ને નીચે જ પડતો જશે. છતાં એનો પણ ઉદ્ધાર થશે. પોતાના ભાઇનો વિરોધ કરતાં કરતાં તેના હૃદયમાં ભાઇની શ્રદ્ધાનો સંચાર થશે. તેનામાં પણ આસ્તિકતા આવી જશે, અને આસ્તિકતાને બળે તેનો પણ ઉદ્ધાર થઈ જશે."

ભવિષ્યનો આટલો પડદો ખોલીને મુનિરાજ મૌનમાં ડૂબી ગયા, અને હાહા તથા હૂહૂ કર્મવશાત્ સ્વર્ગમાંથી નીચે પડી ગયા. એક થયો રાજાનો હાથી, અને બીજો સરોવરનો મોટો મગર. બંને પોતાના પૂર્વજન્મને ભૂલી ગયા, પોતાનું ભાંડુપણું વિસરી ગયા. મગર હાથીને ખાવા ઇચ્છતો હતો અને હાથી મગરથી ડરતો હતો. હાથી પોતાના પશુજીવન અનુસાર વિલાસમાં ચકચૂર હતો. શત્રુ કયાં છે અને શત્રુનું બળ કયાં રહેલું છે એ વાત વિલાસના નિશામાં તે ભૂલી ગયો અને રૂપવતી હાથણીઓની સાથે સરોવરમાં પડયો. ગ્રાહને તો જોઇતું મળી ગયું. તેણે ગજરાજનો પગ પકડી લીધો. ગજે છૂટી જવાને ઘણો પ્રયત્ન કર્યો. તે રોઈ રોઇને ચીસો પાડવા લાગ્યો. હાથણીઓ પણ ચીસો પાડવા લાગી. પણ પાણીમાં હાથીનું બળ કેટલું ચાલે? હાથી જમીન તરફ દોડવા લાગ્યો અને ગ્રાહ પાણી તરફ ખેંચવા લાગ્યો—**गजो ह्याकर्षते तीरं ग्राहश्चाकर्षते जलम्।** સદીઓ સુધી (**दिव्यवर्षसहस्रकम्**) એનું યુદ્ધ ચાલ્યું. અન્તે અવ્યક્તમૂર્તિ ગ્રાહે એ વિશાળ ગજને બચવાનો આરો પંકજવનમાં કીચડમાં ખેંચી લીધો. હવે ગજને બચવાનો કોઇ આરો રહ્યો નહિ. હવે એક હૃદયસ્થ પરમાત્મા જ બચાવી શકે એમ છે એવું જ્ઞાન ગજને થયું. ગજરાજ ન તો શાસ્ત્ર ભણ્યો હતો કે ન તો વેદવિદ્ હતો. પણ ઉચ્ચ કુળમાં જન્મેલો હોવાથી તે નારાયણપરાયણ હતો. તેણે નારાયણનું ધ્યાન ધર્યું:

अनाश्रयाय देवाय निःस्पृहाय नमो नमः।
नमो जगत्प्रतिष्ठाय गोविन्दाय नमो नमः।
विश्वेश्वराय देवाय शिवाय हरये नमः॥

नारायणाय परलोकपरायणाय......
कालाय लोकैकनाथाय।
हितात्मकाय आर्तिविनाशनाय नमस्करोमि।
अच्युतं आत्मवन्तं प्रभुं प्रपद्ये।
सनातनं लोकगुरुं नमामि॥

शरण्यं शरणार्तानां प्रपद्ये भक्तवत्सलम् ।
प्रपद्ये मुक्तसंगानां यतीनां परमां गतिम् ॥

पक्षाय लोकनाथाय परतः परमात्मने ।
नमः सहस्रशिरसे अनन्ताय नमो नमः ॥

ધ્યાન પૂરું થતા જ આત્મશક્તિનો આવિષ્કાર થયો; હૃદયમાં શ્રદ્ધાનું પૂર ચડયું.

तावद्भवति मे दुःखं चिन्तासंसारसागरे।
यावत्कमलपत्राक्षं न स्मरामि जनार्दनम् ॥

ઇશ્વર કમલપત્રાક્ષ છે; તેની દૃષ્ટિ કમળની જેમ અનાસક્ત રહે છે. ગજરાજ પાણીમાં પૂરેપૂરો ડૂબી ગયો હતો. શ્વાસ લેવાની સુંઢનો અગ્રભાગ પાણી પર રહ્યો હતો. તેનાથી એક કમળ લઇને ગજેન્દ્રે ભક્તિભાવે ઇશ્વરને અર્પણ કર્યું. કમળ તો અનાસક્તિનું પ્રતીક (symbol) છે. કીચડમાં તેનો જન્મ છે; પાણીમાં તેનો નિવાસ છે; છતાં તે અત્યન્ત શુદ્ધ, પવિત્ર રહે છે. પાણીમાં રહીને પાણીથી અલિપ્ત રહે છે. અને પ્રકાશમાન પ્રતાપશાળી સૂર્યનું ધ્યાન ધરે છે. કમળની વૃત્તિ ધારણ કરીને ગજરાજે કમળ અર્પણ કરી દીધું; એટલે ભગવાનને ધાવું પડયું. પરમાત્માએ બંનેને કીચડની બહાર ખેંચી લીધા.

પૃથ્વી પર આવતાં જ ગ્રાહની શક્તિ અને તેની દુર્બુદ્ધિ દૂર થઇ ગઇ. સ્વાર્થ છૂટી જવાથી તેને પણ પશ્ચાતાપ થયો અપ્રમેય પરમાત્માએ બંનેનો ઉદ્ધાર કર્યો. ભગવદ્દર્શન થયા પછી કોની દુર્ગતિ થઈ છે ? બંનેનાં હૃદય પવિત્ર થઈ ગયાં. એક જ પરમપિતાના અમે પુત્ર છીએ; ભાઇ ભાઇ છીએ; સમસમાન છીએ; એક જ છીએ.

हृदयद्ध धर्मंमूलो वेदस्कन्धः पुराणशाखाढ्यः
क्रतुकुसुमो मोक्षमूलो मधुसूदनपादपो जयति*

મહાભારતકાર લખે છેઃ ગજેન્દ્રમોક્ષની આ કથા સાંભળવાથી દુષ્ટ સ્વપ્નનો નાશ થાય છે. કેમ ન થાય ? ઈશ્વર ભલા બૂરા બંનેનો કલ્યાણકર્તા છે. બંને પોતપોતાની રીતે તેની ચરણપૂજા કરે છે.
सुरासुरैरर्चितपादपद्मं सनातनं पकगुरुं नमामि.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર.

* ધર્મ જેનું દૃઢ મૂળ છે, આધ્યાત્મિક જ્ઞાન જેનું થડ છે, પ્રાચીન ઈતિહાસ જેની શાખા છે, સ્વાર્થત્યાગ જેનું પુષ્પ છે, અને સ્વતન્ત્રતા જેનું ફળ છે, એવા પરમાત્મારૂપી કલ્પવૃક્ષનો સદા જય જ છે.

# પુસ્તકપરિચય

**સાહિત્ય પ્રવેશિકા**—લખનાર હિમ્મતલાલ ગણેશજી અંજારિયા. એમ. એ. એલ એલ. બી. મુખ્ય એજન્ટસઃ મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી, મુંબઇ. પૃ. ૨૫૧ કિંમત રૂ. સવા બે.

ગુજરાતી ભાષાસાહિત્યના ઇતિહાસનાં ગણી શકાય એવા પુસ્તકો Classical Poets of Gujarat અને Milestones in Gujarati Literature એ બે હતાં. તેમાંથી પહેલાનો અનુવાદ થયો છે અને બીજાનો અનુવાદ બહાર પડવાનું સંભળાય છે. પણ આ બન્ને પુસ્તકો, તેમનાં નામો સૂચવે છે તેમ સંબદ્ધ ઇતિહાસનાં નથી. એવા ઇતિહાસમાં પ્રવેશ કરાવવાનો પ્રયત્ન કાવ્ય માધુર્ય, સંગીતમંજરી, 'પદ્યસંગ્રહ' વગેરેમાં જૂનાં અને નવાં કાવ્યોના સંગ્રહકર્તા શ્રી હિમ્મતલાલ ગણેશજી અંજારિયા કરે એ ઉચિત છે.

આ પુસ્તકમાં સાહિત્યના ઇતિહાસને નરસિંહયુગ, નાકરયુગ, પ્રેમાનન્દયુગ, મંદયુગ, નર્મદ-દલપતયુગ અને અર્વાચીન યુગમાં વહેંચી નાંખ્યો છે અને જૈન પારસી લખાણો, નાટક, માસિક, ભાષાન્તર, હાસ્ય વગેરે વિષયોનું સ્વતંત્ર પ્રકરણોમાં નિરૂપણ કરેલું છે.

શ્રી કેશવલાલ ધ્રુવના બીજી સાહિત્ય પરિષદના વ્યાખ્યાન પછી નરસિંહ મહેતા પહેલાં ગુજરાતી ભાષા બોલાતી હતી અને તે કાલનું સાહિત્ય પણ મળી આવે છે એ હકીકત હવે કોઇને કહેવાની જરૂર નથી. તેમ છતાં સાહિત્યનો ઇતિહાસ નરસિંહ મહેતાથી શરુ કરવાનું કારણ આ વિદ્વાન્ લેખક એવું આપે છે, કે 'ગુજરાતનાં હૃદય ઉપર જે છાપ નરસિંહ મહેતે પાડી છે તે એવી તો સુદૃઢ અને ઉંડી છે, કે ગુજરાતના હૃદયરાજ્યમાંથી તે કદી પણ પદભ્રષ્ટ થાય એવું બનવાનું નથી." પણ ઇતિહાસ એ નિષ્ઠુર ગણાના કાલના સામ્રાજ્યનો પ્રદેશ છે તેમાં સમગ્ર પ્રજાએ નક્કી કરેલો ગુરુદેવનો ક્રમ કામ આવતો નથી. એટલું જ નહિ પણ ઇતિહાસદૃષ્ટિએ નરસિંહ પહેલો ન રહે તો તેથી એ ભક્ત-કવિ હાલ જે સ્થાન અને માન ભોગવે છે તેને જરા પણ હાનિ પહોંચે એવો અંદેશો અમને તો થતો નથી. પણ આ સાથે અમે એ કબુલ કરીએ છીએ કે નરસિંહ પહેલાંના ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ આપવો હાલ અતિશય દુર્ઘટ છે અને એવી સ્થિતિમાં એ સમયના ઇતિહાસ વિષે ઘણું ટૂંકું દિગ્દર્શન કરી, ચોક્કસ વસ્તુ મળી આવે ત્યાંથી ચોક્કસ ઇતિહાસ શરુ કરવાનો ગ્રન્થકારને હક છે.

આવી રીતે જ્યારે ઇતિહાસનો પ્રસ્થાનકાલ પસંદ કરવામાં લેખકે અમુક વરસ છોડી દીધાં છે, ત્યારે બીજી તરફ આધુનિક કાલ તરફ વિષય લંબાવવામાં વધારે લખાણ દીધો છે એમ અમારું માનવું છે. ઇતિહાસકાર કેટલાક પોતાના જમાના સુધી ઇતિહાસની મર્યાદા ધરું કરીને લંબાવતો નથી. આ શિષ્ટાચારમાં એ રહસ્ય છે, કે પોતાની સમકાલીન વ્યક્તિઓ તરફનો આપણો અભિપ્રાય અનેક અંગત કારણોથી રંગાએલો હોય છે અને તેથી નિષ્પક્ષપાત પરીક્ષા લગભગ અશક્ય બને છે; અને તેથી પણ

વધારે અગત્યનું એ છે, કે ખરો અભિપ્રાય બાંધવાને માટે અમુક કાલાન્તર આવશ્યક છે. આ જ કારણોથી સેઈન્ટસબરી જેવો લેખક પણ છેવટનાં વીસેક વરસ ઇતિહાસમાં લેતો નથી અને તે પહેલાંના ૩૦–૪૦ વરસોની હકીકતનું ઉપસંહારમાં માત્ર દિગ્દર્શન કરે છે.* રા. અંજારિઆએ આ મુશ્કેલીઓ ન ગણતાં કેટલાક ગઈ કાલના લેખકોને પણ ઇતિહાસમાં મૂક્યા છે. પરિણામે, તેમને અનેક જગાએ પોતાનો અભિપ્રાય આપતાં સંકોચ પામવો પડ્યો છે, ઘણી જગાએ ભવિષ્ય પર અભિપ્રાય બાંધવાનું છોડી દેવું પડ્યું છે, ઘણી જગાએ ગોળ ગોળ ભાષા વાપરવી પડી છે, અનેક જગાએ લેખકની અગત્યતા અને તેના વિષેના લખાણના પ્રમાણમાં વિષમતા આવી ગઈ છે અને પોતે પોતાના મિત્ર તરફ પક્ષપાતી થયાના આક્ષેપોને પાત્ર થયા છે. આ બાબત લાંબુ વિવેચન કરવાની અમને અગત્ય જણાતી નથી, કારણ કે અમે પોતે તો આધુનિક સમયની ઐતિહાસિક ચર્ચાનો હજુ સમય નથી થયો એમ જ માનીએ છીએ.

વિષય નિરૂપણ એમણે અચ્છી રીતે કર્યું છે. પુસ્તક થાક વિના વાંચી શકાય એવું એક સરખા વહનવાળું છે. પ્રવેશિકા છે એટલે અમે આથી વધારે લંબાણ કે ઊંડાણ માગતા નથી. દરેક કવિનાં વિશિષ્ટ લક્ષણો બતાવવા ટુંકા દાખલા આપ્યા હોત, તો અભ્યાસીને વધારે અનુકૂળ પડત અને તે પોતે અભિપ્રાય બાંધતાં પણ શીખત.

કોઈ પણ ભાષાસાહિત્યનો પ્રથમ ઇતિહાસ લખવાનું કામ વિકટ છે; અને એ કામ હાથમાં લઈ શ્રી અંજારિઆએ ભવિષ્યના ઇતિહાસ લેખકનું કામ સહેલું કરી આપેલું છે. સાહિત્યનો અભ્યાસી તેને રસપૂર્વક વાંચશે એમ અમારું માનવું છે.

ન.

* The English Novel, Channels of English Literature.

**રાષ્ટ્રગીત**—સંગ્રહ કરનાર, શ્રી ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. યુગધર્મ કાર્યાલય, અમદાવાદ. પૃ. ૨૯૧. મૂલ્ય બાર આના.

પુસ્તકની ત્રીજી આવૃત્તિ તેની લોકપ્રિયતા અને ઉપયોગિતા બતાવે છે. આ આવૃત્તિને પણ વધારે ઉપયોગી બનાવવા તેમાં યોગ્ય સુધારાવધારા કરેલા છે. ગયાજીની મહાસભાનાં હિન્દી ગીતો ઉમેર્યાં છે, તથા કેટલાંક ગૂજરાતી ગીતો કહાડી તેમની જગાએ નવાં મૂક્યાં છે.

અપભ્રંશ ભાષાના દૂહા તે આ આવૃત્તિની વિશિષ્ટતા છે. આ દુહાથી રાષ્ટ્રભાવના એ એક કેવળ અંગ્રેજી શિક્ષણનું પરિણામ છે એ મતને સુધારવાનો વાંચનારને પ્રસંગ મળે છે. શ્રી ન્હાનાલાલના 'વીરની વિદાય' કાવ્યની પેઠે આમાંના કેટલાએક દુહા સ્ત્રીઓની ઉક્તિ છે, એ જોતાં હાલ પોચા ગણાતા ગુજરાતમાં પણ પોતાના સ્વતંત્ર કાલમાં કેટલાં વીર્ય અને બહાદુરી હતાં તે સ્પષ્ટ સમજી શકાય છે. ગત આવૃત્તિઓ જેટલો જ આને પણ આદર મળશે એમ અમે આશા રાખીએ છીએ.

**સંવાદગુચ્છ, દ્વિતીય પુષ્પ**—લેખક ગોવિન્દ હ પટેલ. ધર્મજ. પ્રકાશક બાલકૃષ્ણ કાળીદાસ ઘેલા. પૃ. ૨૨૭. કિંમત ૧–૮–૦. કર્તાના કાલ્પનિક સંવાદોનો આ બીજો ભાગ છે. તેમના પહેલા ભાગ માટે ભાષા અને શૈલિ સંબંધી જે વિરુદ્ધ ટીકા થયેલી હતી તેથી લેખક દુભાયા લાગે છે. એટલે અમે એ વિષે ઝાઝું કહેતા નથી. જો કે અમે ચોક્કસ માનીએ છીએ, કે સરલ અને લોકોમાં વપરાતા ઘણા શબ્દો એટલા અર્થવાહક છે, કે નાગરિકતા અને ગૌરવને હાનિ પહોંચ્યા સિવાય તેમનો કાવ્યોમાં ઉપયોગ થઈ શકે, અને ભાષાના એ કાણુ સિવાય કોઈ પણ લખાણ ઇષ્ટ અસર કરવામાં સફળ થશે નહિ. આ લેખકને આ બાબત કહેવાની અમને ખાસ અગત્ય એટલા માટે લાગે છે, કે તેમનામાં સંસ્કારી વિચારો છે, પ્રસંગોની પસંદગી કરવાની

વિચક્ષણ દૃષ્ટિ છે અને સંવાદ લખવાની સ્વાભાવિક શક્તિ પણ છે. પણ એ સર્વ સંસ્કૃત શબ્દોના અતિપ્રયોગથી માત્ર ઢંકાય છે. પણ સઘળું છતાં ગ્રન્થ વાંચવા લાયક છે અને સર્વને અમે તે વાંચવાની ભલામણ કરીએ છીએ. કેટલાએક સંસ્કૃત પ્રયોગો વ્યાકરણ દૃષ્ટિએ ખોટા જણાય છે તે સુધારવાની અને શબ્દકોષમાં શબ્દાર્થ વધારે સ્ફુટ આપવાની જરૂર છે.

નવલહરી.—લેખક નાગરદાસ ઇ. પટેલ. અમદાવાદ. પૃ. ૨૭૨. કિંમત રૂ. ૨–૮–૦. આ પુસ્તક અલંકાર સાહિત્યનું છે. તેમાં કુલ ૧૧૫ અલંકારો બતાવેલા છે અને અલંકારોના જે કેટલાએક પેટાવિભાગો કરેલા છે તે જો ઉમેરીએ તો સંખ્યા તેથી પણ વધી જાય. અલંકારશાસ્ત્રનું એક પુસ્તક આપણા સાહિત્યમાં ઘણું જ જરૂરનું છે. પણ સાહિત્યની આટલી પ્રગતિ પછી અને તેની વિશેષ પ્રગતિ માટેએ વિષયની વધારે શાસ્ત્રીય નિરૂપણની અમે આશા રાખીએ છીએ. સંસ્કૃત અલંકારોના કેટલાએક ગ્રન્થો જોતાં જણાય છે, કે અમુક સમયે તેની પ્રગતિ અટકી, માત્ર વર્ગીકરણ વધારે ઝીણવટવાળું થઈ સંખ્યામાં વધવા માંડયું. ગુજરાતના આપણા સાહિત્યના મહાન આચાર્ય હેમાચાર્યે તે વલણ બંધ કરી અલંકારો માત્ર ૨૬ જ રાખ્યા. હવેના અલંકારના પાઠ્યપુસ્તકમાં આ જ રીતે વર્ગીકરણની ઝીણવટ કરતાં અમુક શાસ્ત્રીય ચર્ચા, કાવ્યમાં અલંકારનું સ્થાન, અને તેનું ટૂંકું અને શાસ્ત્રીય વર્ગીકરણ એ વિષયો હોવા જોઇએ. સજીવારોપણ જેવા સાહિત્યમાં નવા દાખલ થયેલા અલંકારોને પણ સ્થાન આપવું જોઇએ. ગુજરાતીમાં સર્વ પ્રકારના દાખલા મળવા મુશ્કેલ છે પણ તેથી કાંઈ:—

> વસંત આ 'પેન્ટર' છે તરૂતણો,
> પ્રપંચી 'ઓફીસર' છે અનંગનો,
> પ્રવીણ 'ઈન્સ્પેક્ટર' ચંદ્રમાતણો,
> અપૂર્વ છે 'ટીચર' કોકિલાતણો.

એવા દાખલા અપાય નહિ. પુસ્તકમાં મુખપૃષ્ટ સામે એક જ વ્યક્તિના પાંચ જૂદી જૂદી સ્થિતિના ફોટોગ્રાફો, 'વીશમી સદી' નવેંબર ૧૯૧૯ ના અંકમાં એક કોઈ સ્રીના છે તેવા આપવાનું ઔચિત્ય અમને સમજાતું નથી. ખાનગી જીવનની નજીવી ખુબી સાહિત્યની ખુબી નથી.

૨૫.

આપણી જ્ઞાતિનું દિગ્દર્શન—લેખક દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. પ્રશ્નોરા જ્ઞાતિના હાલાર વિભાગના વસ્તીપત્રક ઉપર આ દિગ્દર્શન કરેલું છે. એક જ જ્ઞાતિનું હોવા છતાં આ દિગ્દર્શન બીજી જ્ઞાતિઓને માર્ગદર્શક થાય એવું છે. લેખક પુરાતત્વના ગવેષક હોઈ જ્ઞાતિના ઇતિહાસ ઉપર પણ તેમણે સારો પ્રકાશ પાડયો છે. જ્ઞાતિ વિષે કાંઈ તાર્કિક કે કાલ્પનિક સૂચનો ન આપતાં જ્ઞાતિની હાલની સ્થિતિ વિચારી તેઓ કહે છે કે "આચાર કે ભોજનવ્યવહારથી નહીં, માત્ર લગ્નવ્યવહારથી જ હવે જ્ઞાતિનું એકપણું ટકી રહ્યું છે, એ પણ તુટવાના ભણકારા સંભળાય છે. પણ બધી બ્રાહ્મણ જ્ઞાતિઓ સરખી સુધરેલી નથી એટલી નડતર છે અને આપણી સુખલક્ષી જ્ઞાતિ પોતાનાં બાળકો ઉપર નવા પ્રયોગો કરવાનું સાહસ કરતાં ડરે છે" એ વાક્ય સર્વ જ્ઞાતિઓને લાગુ પડે છે અને હાલ જ્ઞાતિ ટકી રહેવાનું મુખ્ય કારણ એ જ છે. તે ઉપરાંત જ્ઞાતિના આચારવિચાર, માનસિક પ્રગતિ કે અધઃપતન વિષે પણ લેખકે કેવળ નિડર થઈ પોતાના અભિપ્રાય બતાવ્યા છે તે દાખલો બીજા વિચારકોએ પણ લેવા જેવો છે. શારીરશાસ્ત્રની દૃષ્ટિએ પણ ઝીણવટથી વિચાર કરેલો છે. આટલું કર્યું છે તો એક બીજો પ્રશ્ન વિચારવાની પહેલ કરવાની આશા પણ એ શાસ્ત્રીજી પાસેથી જ રાખીએ. એ પ્રશ્ન એ છે કે અનેક વિષમ સંખ્યાનાં ગોત્રોવાળી, ઊંચ નીચના ભેદવાળી, ગુજરાત હાલારના ભેદવાળી, માત્ર અઢી હજાર માણસની જ્ઞાતિમાં જ લગ્ન સબંધ બંધાઈ રહેવો એ પ્રજનન શાસ્ત્ર (Eugenics) ના સિદ્ધાન્તોને બાધક છે કે નહિ અને હોય તો તેનો શો ઉપાય કરવો. અને એ પણ વિચારવું જોઇએ કે કોઇ કોઈ જ્ઞાતિમાં માંદાં. ખોડવાળાં, અપંગ માણસોની સંખ્યા વધતી જતી હોય, તો (આ પુસ્તકમાં એ પ્રશ્ન ચર્ચવો રહી ગયો છે) એ બનાવને એ જ્ઞાતિની મર્યાદા સાથે કાંઇ સંબંધ છે કે નહિ.

સરલ બાળપોથી—લેખક અને પ્રકાશક ડાહ્યાભાઇ તુળસીદાસ સોલંકી. હેડ માસ્તરઃ આઈ પી. ટ્રે. કૉલેજ ફૉર મેન. રતનશી પુરૂષોત્તમ અનડા. હેડ માસ્તર.

આઈ. પી. કે. કોલેજ ફોર વીમેન. પાનાચંદ ઝવેરચંદ સાંગાણી. હેડ માસ્તર; નવી ગુજરાતી શાળા. ચુનીલાલ મણિશંકર વ્યાસ. માજી ઈન્સપેક્ટર; મજૂર શાળા. અમદાવાદ. પૃ. ૪૦ કીંમત બે આના. અનુભવી શિક્ષકોએ ભેગાં થઇને લખેલી આ બાળપોથી સારી છે, અને બાળવર્ગોમાં ચલાવી જોવા જેવી છે. અક્ષર મોટા અને બાળકોને વાંચવા સ્હેલા પડે તેવા છે. અક્ષરબોધનો ક્રમ યોગ્ય છે. ઉપર આપેલી કવિતાઓ સંબંધી એટલી સૂચના કરવાની છે કે વિદ્યાર્થીઓ માટે લખેલી શરૂઆતની કવિતાઓમાં હ્રસ્વ દીર્ઘની છૂટ ન લેવી જોઇએ.

રા.

કોરીઆની લડત—લેખક નંદલાલ મણિલાલ શાહ. યુગધર્મ કાર્યાલય, અમદાવાદ પૃ. ૫૬. મૂલ્ય ત્રણ આના. આજ લેખકના કોરીઆ વિષેના અસરકારક લેખો યુગધર્મમાં પ્રકટ થયેલા એ લેખને અંગે કરેલા અભ્યાસનું આ ફળ છે. આવડા નાના પુસ્તક માટે તેમણે જે મહેનત લીધી છે તે પ્રસ્તાવનામાં બતાવેલાં પ્રમાણભૂત પુસ્તકો ઉપરથી સમજી શકાય છે. શૈલિ સરલ સચોટ અને સુગમ્ય છે. સ્વતંત્રતા મેળવવા માટે કોરીઆએ કરેલો આપભોગ દરેક ગુજરાતીએ આ દ્વારા સમજવો આવશ્યક છે.

પારસમણિ યાને હૃદયતેજ—'કર્તા અને પ્રકાશક ઝવેરી સાકરચંદ માણેકચંદ ધડીયાળી 'મુંબઈ. કિમ્મત રૂપિયા બે' પૃ. ૨૫૬. જૂદે જૂદે વખતે વર્તમાન પત્રોમાં અને પ્રગટ કરેલા લેખો કર્તાએ અહીં પુસ્તકાકારે મૂક્યા છે. જેમ્સ એલન વગેરે અંગ્રેજી વિચારકોના વિચારો ઉપરથી આ ઉપજેલા વિચારો છે. પુસ્તકની શરૂઆતમાં 'મારા બાંધવોને' 'નિવેદન' 'ઉપોદ્‌ઘાત' વગેરે છ પ્રાસ્તાવિક લખાણો અને તેમાં પણ વચ્ચે વચ્ચે જાહેર ખબરો આવવાથી વાંચનારને કંટાળો ઉપજે. 'રૂપિયા બે' 'મણિતેજના મથાળા હેઠળ' વગેરે ઉપરથી ભાષાની અશુદ્ધતા તરત જણાઈ આવે છે. કર્તા વિનયપૂર્વક ભાષાદોષો સ્વીકારે છે અને 'પ્રસિદ્ધ સાહિત્ય શાસ્ત્રી' હોવાનો દાવો કરતા નથી. પણ આટલે સમયે પણ શુદ્ધ જોડણીની જો દરેક ભણેલામાં અપેક્ષા ન રાખી શકીએ તો આપણી ભાષાનું દુર્દૈવ જ ગણાય.

સ્વદેશીનો પેગામ—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. પૃ. ૬૭. કિંમત સાડાચાર આના. ગાંધીજી, શ્રી કાલેલકર, શ્રી વલ્લભભાઈ વગેરે લોકનેતાઓનો પરદેશી માલના વેચાણની ચોકી કેવી રીતે કરવી તે સંબંધી લેખોનો આ સંગ્રહ છે. પ્રસ્તાવના 'આદર્શ ચોકીદાર' શ્રી અબ્બાસ તૈયબજીના હાથની છે. આપણે જે કહીએ છીએ તે પ્રમાણે જ કરવાના ગંભીર નિશ્ચયથી આ સર્વ લેખો લખાયા છે અને તે વાંચવાથી એવી ગંભીર ઇચ્છા વાંચનારમાં પણ પ્રકટ થશે.

ભીષ્મચરિત્ર ભાગ ૧ લો—યોજનાર વૈદ્યશાસ્ત્રી દામોદર-કાનજી. ઠે. વડોદરા-અમદાવાદી પોળ. પૃ ૨૬૩. કીંમત રૂ. ૩-૮-૦, મહાભારતમાં ભીષ્મનું પાત્ર બહુજ આકર્ષક છે. ગુજરાતી જાણનારને શાસ્ત્રીજીએ તે સુગમ કરી આપી સાહિત્યની સેવા બજાવી છે.

સંયુક્ત રાષ્ટ્રીય વિનયમંદિર—નિકોરા (જીલ્લે ભરૂચ) નો સં. ૧૯૭૯ નો વાર્ષિક અહેવાલ.

શ્રી "માધવજી જીવણ કન્યાશાળા"—ઝરીઆનો સને ૧૯૨૨ નો રીપોર્ટ.

ગૌરક્ષા એજ રાષ્ટ્ર રક્ષા છે-લેખક મૂળશંકર જાદવજી વ્યાસ. પુષ્પ ૧લું, રાષ્ટ્રીય સાહિત્યમાળા કાર્યાલય, રેન્સોડોલ પાસે; કરાંચી. મૂલ્ય એક આનો.

હિન્દુ સમાજમાં ગુલામી બ્હેપાર-લેખક મૂળશંકર જાદવજી વ્યાસ. પુષ્પ ૧લું, રાષ્ટ્રીય સર્વ સાહિત્ય પ્રચારક કાર્યાલય, સેન્ડસરોડ, કરાંચી. મૂલ્ય એક આનો.

દારૂનિષેધ વાંચનમાળા, માળા ૧ લી. લેખક ખેંગાર મોનજી ભરતવાળા, જકરીઆ મસજીદ, મુંબઈ. મૂલ્ય એક આનો.

શ્રી જુમ્માદાદા વ્યાયામમન્દિર, વડોદરાના ઉદ્‌ઘાટન સમારંભ વખતે તા. ૨૬-૮-૧૨ ને રોજ વંચા-

કુશો ૨૨ મો હેવાલ. પ્રકાશક માણિકરાવ, વ્યવસ્થાપક, શ્રી જુમ્માદાદા વ્યાયામમંદિર.

ગોપાળ અથવા ગુપ્ત ખજાનો. રચી પ્રસિદ્ધકર્તા મહાશંકર રેવાશંકર જોશી. મુ. વડનગર. કીંમત રૂ. ૦-૮-૦. આ નાનીશી ચોપડીમાં વાર્તારૂપે ગૌસેવાનું મહાત્મ્ય અને હિંદમાં ગોપાલનની જરૂરીયાત વર્ણવવામાં આવી છે

અરવિન્દાશ્રમ (કચ્છબિદડા–એક રચનાત્મક યોજના) તથા એજ શિર્ષક હેઠળની નં. ૧, ૨, ૩ અને ૪ પત્રિકાઓ. પ્રકાશક વેલજી ઠાકરસી અને છવી બ્હેન મગન.

આ યોજના મુજબનો અરવિન્દાશ્રમ કચ્છ બિદડામાં સ્થપાયો છે અને તે આશ્રમ તરફથી પ્રગટ થયેલી આ ચાર પત્રિકાઓ છે.

મજુર માસિક, પુ. ૧, અંક ૧, જાન્યુઆરી ૨૩ તંત્રી ગુલઝારીલાલ નંદા, મજૂર ઓફીસ, મિરજાપુર-રોડ અમદાવાદ, વાર્ષિક લવાજમ સ્થાનિક રૂ. ૨-૧૨-૦, બહારગામ રૂ. ૩-૨-૦. મીલમજૂરોની દયાજનક સ્થિતિ વિષે તો સૌ કોઈને ખ્યાલ હોય છે, એટલે આપણે તેમની ઉન્નતિ માટે બીજું કંઈ ન કરી શકીએ તોયે તેઓના ઉદ્ધારાર્થે પ્રગટ થતા આવા માસિકોને જરૂર ઉત્તેજન આપીએ

---

# સારસંચય

## વજ્જી અથવા લિચ્છવી રાજાઓ

ગુજરાત પુરાતત્ત્વમંદિર (અમદાવાદ) તરફથી પ્રગટ થતા ત્રૈમાસિક 'પુરાતત્ત્વ' માં બૌદ્ધધર્મના સમર્થ અભ્યાસી પ્રો ધર્માનન્દ કોસમ્બીએ બુદ્ધના જન્મ પહેલાં અને જન્મ પછી થોડા વખત સુધી મધ્યદેશમાં નાનાં મોટાં જે સોળ રાજ્યો અસ્તિત્વમાં હતાં તેમાંના વજ્જીઓનાં રાજ્ય વિષે જૂના પાલી સાહિત્યમાંથી ચાર ઉતારા આપ્યા છે. આ વજ્જીઓ મહા સમૃદ્ધિવાળા અને મહા પ્રતાપી હતા. એમની ઉત્પત્તિ, બુદ્ધ ભગવાન પરની શ્રદ્ધા અને ચઢતી-પડતીનાં કારણો એ લેખમાંથી અમે અમારા વાચકોને માટે નીચે ઉતારીએ છીએઃ—

## વજ્જીઓની ઉત્પત્તિ

વારાણસી રાજાની પટરાણીને પેટે ગર્ભ રહ્યો. પૂરે મહિને રાણીને પ્રસવ થયો. રાણી તો સુકુમાર બાળકની આશા રાખતી હતી પણ બાળકને બદલે તેણે એક માંસના લોચાને જન્મ આપ્યો. ફજેતીની બીકથી રાણીએ એ માંસના લોચાને એક વાસણમાં મૂકી, તે બંધ કરી, ઉપર રાજમુદ્રિકાની છાપ મારી ગંગાના પ્રવાહમાં એ વહેતું મૂકી દીધું. માણસ ભલેને ત્યાગ કરે પણ પ્રભુ કંઈ કોઇનો ગયો છે? દેવોએ એક સુવર્ણપટ પર ઉત્તમ હિંગળોકથી 'આ વારાણસીના રાજાની પટરાણીની પ્રજા છે' એ શબ્દો લખી તેને એ વાસણ સાથે બાંધી દીધું. પછી તે વાસણ ગંગાના પ્રવાહમાં વહ્યું જતું હતું તે પર ગંગા તટે ગોવાળીઆઓનો આશ્રય લઈ રહેતા એક તાપસની નજર પડી. તેણે તે બહાર કાઢયું અને પોતાની મઢુલીએ લઇ ગયો. અંદર માંસનો ગોળો હતો તે પરથી તે સમજ્યો કે આતો હજી અપરિપક્વ ગર્ભ છે. ગર્ભ છતાં

ખૂબી એ હતી કે તે ગંધાતો ન હતો. આથી તાપસે તેને એક ખૂણામાં રાખી મૂક્યો. અર્ધ મહિને આ એક માંસના ગોળામાંથી બે ગોળા થયા! બીજો અર્ધો મહિનો જતાં તે બેઉને કંઈક અંગો જણાવા લાગ્યા. બાદ અર્ધ મહિને આ બેઉ ગોળાનું બે બાળકોમાં રૂપાંતર થઈ ગયું. એક હતો બાળ અને બીજી હતી બાળા. તાપસને પુત્રસ્નેહ ઉપજ્યો અને તેના અંગુઠામાંથી દૂધ નીકળવા લાગ્યું. તાપસે આ દૂધથી તે બાળકોને ઉછેર્યાં.

બાળકોનું પેટ પારદર્શક (નિચ્છવિ) હતું. તેઓ જે ખાતા તે બધું બહારથી જોઈ શકાતું. આથી તેમનું-નિચ્છવિનું અથવા લીનચ્છવિનું લિચ્છવી એવું નામ પડ્યું.

તાપસને બાળકો ઉછેરવાના હોવાથી તેને પોતાના પારિવ્રાજક ધર્મ પાળવામાં ખૂબ અડચણ થતી. આથી ગોવાળોએ બાળકોની માગણી કરી. તાપસે બાળકો તેમને સોંપ્યાં અને આજ્ઞા આપી, કે "આ બાળકો મહા પુણ્યવાન છે. એમને પ્રમાદ રાખ્યા વિના ઉછેરીને મોટાં કરજો. મોટાં થાય એટલે એક બીજાની સાથે પરણાવજો, દૂધના બનાવેલા પાંચ પદાર્થોથી રાજાને સંતોષીને જમીન લેજો, એ જમીન પર નગર વસાવજો અને તેમાં આ કુમારનો અભિષેક કરજો."

આ બાળકો ગોવાળનાં બાળકોને પજવતાં તેથી તેઓએ ધાર્યું કે આ બાળકોને કાઢી મૂકવાં જોઈએ (વર્જીત કરવાં જોઈએ). ત્યારથી તે આસપાસનો સો યોજનનો પ્રદેશ વજ્જી નામથી ઓળખાવા લાગ્યો.

તાપસની આજ્ઞા મુજબ ગોવાળોએ રાજાને સંતોખી, પ્રદેશ લઈ બેઉ બાળકોને એકમેક સાથે પરણાવી રાજગાદીએ બેસાડયાં. એમના પ્રથમ સંગથી બે બાળક—એક પુત્ર અને એક પુત્રી-અવતર્યાં. એ પ્રમાણે સો વાર બે બે બાળકોનો જન્મ થયો. વસ્તી વધી જવાને લીધે પ્રદેશની તાણ પડી, તેથી તે નગરના ઘેરાવામાં ત્રણવાર ગાઉ ગાઉનો વધારો કર્યો. આમ તેને ફરી ફરીને વિશાલ કરવામાં આવ્યું તેથી તેનું નામ વૈશાલી પડ્યું.

## બુદ્ધ ભગવાનપરનો શ્રદ્ધા

લિચ્છવી કુમારો કઠોર અને અનાડી હતા. પોતાના કુળની સ્ત્રીઓ અને છોકરીઓનેયે તેઓ પજવતા. આમ છતાં એક વખત બુદ્ધ ભગવાન વૈશાલી પાસે મહાવનમાં કૂટાગાર શાળામાં રહેતા હતા ત્યારે કેટલાક લિચ્છવી કુમારો શિકારે નીકળેલા તે ત્યાં જઈ ચડયા. તેઓ શસ્ત્ર બાજુ મૂકી નમસ્કાર બુદ્ધ ભગવાન પાસે જઈ હાથ જોડી બેઠા. આ વેળાએ બુદ્ધ ભગવાને તેમને ઉપદેશ આપ્યો કે:—

જે સુજ્ઞ ગૃહસ્થ હમેશાં માતપિતાની સેવા કરે છે, સ્ત્રીપુત્રના હિતમાં તત્પર રહે છે, પોતાને આશ્રયે રહેલા નોકર ચાકરના હિતને માટે ઉદ્યમ કરે છે અને આત્મપરહિત માટે દાતા અને શીલવાન બને છે તે મરી ગએલાં તેમજ આ લોકમાં જીવતાં સગાંવ્હાલાંને, શ્રમણબ્રાહ્મણને તેમજ દેવતાઓને આનન્દ આપે છે. તે પુણ્યકર્મ કરીને પૂજા અને પ્રશંસાને લાયક થાય છે, અને આલોકમાં પ્રશંસા પામે છે એટલું જ નહિ, પણ મરણ પછી સ્વર્ગમાં પણ સુખ ભોગવે છે."

## ચડતીનાં કારણો

મગધરાજ વૈદેહી પુત્ર અજાતશત્રુને વજ્જીઓ પર આક્રમણ કરવાનો વિચાર થયો. પણ તે પહેલાં તેણે પોતાના મહામાત્ય વસ્સકાર બ્રાહ્મણને બુદ્ધ ભગવાનની આજ્ઞા લેવા મોકલ્યો. વસ્સકાર બ્રાહ્મણ બુદ્ધ ભગવાન પાસે ગયો અને જણાવ્યું, કે અજાતશત્રુ મગધરાજ મહા સમૃદ્ધિવાળા તથા મહા પ્રતાપવાળા વજ્જીઓનો ઉચ્છેદ કરવા માગે છે, જડમૂળમાંથી ઉખેડી નાંખી વિનાશ કરવા માગે છે.

આ વેળા આયુષ્માન આનંદ બુદ્ધ ભગવાનની પાછળ ઉભો રહી વાયુ ઢાળતો હતો. વસ્સકાર બ્રાહ્મણને જવાબ આપતા પહેલાં બુદ્ધ ભગવાને આનંદને પૂછ્યું: "આનંદ! વજ્જીઓ વારંવાર સંમેલનો કરે છે તથા એ સંમેલનમાં લગભગ બધાયે એકઠા થાય છે, તેઓ સઘળા સાથે જ બેસે છે, સાથે જ ઉઠે છે અને સાથે જ કામ કરે છે, તેઓ જે કાયદો પોતે ન કરેલો હોય તેને અમલમાં નથી મૂકતા, જે કાયદો ઘડયો હોય તેનો ભંગ નથી કરતા તથા પોતાના પૂર્વજોએ પ્રાચીન ધર્મમાં ચાલ્યા આવે

છે, તેઓ પોતાના વડીલોને સત્કારે છે, માન આપે છે અને પૂજે છે, તેઓ કુલકુમારીઓ તથા કુલ સ્ત્રીઓને ઉપાડી નથી જતા તથા તેમનાપર બલાત્કાર નથી કરતા, તેઓ પોતાના અભ્યંતર તેમજ બાહ્ય ચૈત્યોને સત્કારે છે, માન આપે છે, પૂજે છે તથા પરાપૂર્વથી તે ચૈત્યોને અપાતા આવેલા ધાર્મિક ભોગ આપવામાં બેદરકાર નથી રહેતા અને તેઓએ અરહન્તોના યોગ્ય રક્ષણ માટે તથા તેમને ઉચિત આશ્રય આપવા માટે બંદોબસ્ત કરેલો છે કે જેથી દૂરથી અરહન્તો તેમના દેશમાં આવે છે અને સુખરૂપ વિહાર કરે છે એમ મેં સાંભળ્યું છે તે શું સાચું છે?" આનન્દે કહ્યું: "હા, ભગવાન્ એમ મેં પણ સાંભળ્યું છે."

બુદ્ધ ભગવાન બોલ્યા, "જ્યાં લગી વજ્જીઓ એટલું કરે છે ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય."

પછી ભગવાને મહામાત્ય વસ્સકાર બ્રાહ્મણને કહ્યું, "એક વખત મારો વૈશાલિમાં સારન્દદ નામના ચૈત્યમાં નિવાસ હતો. ત્યાં મેં વજ્જીઓને આ સાત કલ્યાણકારી ધર્મોનો બોધ દીધો હતો. જ્યાં લગી, હે બ્રાહ્મણ, વજ્જીઓમાં આ સાત ધર્મો હશે, જ્યાં લગી વજ્જીઓને આ સાત ધર્મોનો ઉપદેશ મળ્યા કરશે ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય."

આ ઉપરથી વસ્સકાર બ્રાહ્મણે કહ્યું, "અજાતશત્રુ મગધરાજ યુદ્ધમાં વજ્જીઓને નહિ જીતી શકે, તેમનું મન સંપાદન કર્યા વગર કે તેમનામાં ભેદ કરાવ્યા વગર."

"જેવી તમારી ઈચ્છા," બુદ્ધ ભગવાને જવાબ વાળ્યો.

વસ્સકાર બ્રાહ્મણ પાછો ફર્યો અને મગધરાજને બુદ્ધ ભગવાનનો સંદેશો કહ્યો.

## પડતીનાં કારણો

લિચ્છવીઓ હંમેશા સાવધ રહેતા. તેઓ લાકડાનું ઓશીકું કરતા અને પ્રમાદરહિત અને વીર્યવાન્ થઈને કવાયત શીખતા. વળી બુદ્ધ ભગવાને ઉપદેશેલા ઉપરના સાત કલ્યાણકારી ધર્મોનું પાલન કરતા ધીમે ધીમે તેઓએ આ બધું છોડી દીધું. સુકુમાર બની જઈ સુકોમળ શય્યામાં સૂવા લાગ્યા. ધર્મપાલનમાં પ્રમાદ કરવા લાગ્યા. વળી મગધરાજ અજાતશત્રુએ પણ કૂટનીતિ અખત્યાર કરી પોતાના માણસોને વજ્જીઓના પ્રદેશમાં મોકલી વજ્જીઓને અંદર અંદર લડાવી માર્યા, અને છેવટે લાગ લઈ આક્રમણ કર્યું. વજ્જીઓ હવે પહેલાંની જેમ હંમેશ સાવધાન નહોતા રહેતા, ભેગા નહોતા મળતા. તેઓનામાં આળસ આવ્યું હતું, અંદર અંદર ફાટફૂટ પડી હતી. તેઓ શત્રુ સામે ન ટકી શક્યા અને મગધરાજ અજાતશત્રુ વજ્જીઓનો જડમૂળથી ઉચ્છેદ કરી પાછો વળ્યો.

## મેડમ ઝગલૂલ પાશા

ધી કન્ટ્રી મેગેઝીનમાં, ગ્રેઈસ થોમસન ઝગલૂલ પાશાનાં પત્ની મેડમ ઝાદ ઝગલૂલ પાશાની મુલાકાત લીધેલી તેનો હેવાલ પ્રસિદ્ધ થયો છે, એમાંથી કેટલોક ભાગ નીચે આપ્યો છેઃ—

સને ૧૯૨૧ ના ડીસેમ્બર માસની ૨૨ મી તારીખે મીસરના લોકનાયક ઝગલૂલ પાશાને કૈરો છોડી એના ગામમાં ચાલ્યા જવાનો અંગ્રેજ સરકારે હુકમ કર્યો, પણ તેમને તે માન્યો નહિ, અને તેમને પકડવામાં આવ્યા. ઝગલૂલને પકડયા ત્યારે એમના મકાનની આસપાસ લોકોનું જંગી ટોળું એકઠું થયું, અને એમને છોડી દેવા ધરણે બેઠું. સરકારે લશ્કર બોલાવ્યું અને ગોળીબાર કર્યો. આથી કેટલાય માણસો ઘાયલ થયા. મેડમ ઝગલૂલ પાશાએ ટેલીફોન પર લોર્ડ એલન્બીને બોલાવ્યા, પણ તેમને બદલે તેમનો સેક્રેટરી હાજર થયો. મેડમે કહ્યું, "તમે ગમે તે કરો, હું તો અહીંઆંજ રહેવાની છું. લોર્ડ એલન્બીને મારો આ સંદેશો પહોંચાડો" સેક્રેટરીએ પૂછયું, "તમે ફ્રેન્ચમાં બોલો છો કે અરબીમાં?" મેડમે પોતાની માતૃભાષા અરબીમાં જ વાત કરી. "હીઝ એક્સેલન્સીને કહો કે હું કૈરોમાં જ રહેવાની છું. મારા પતિની જગ્યા હું જ પૂરવાની છું. તમે ઝાદ પાશાના શરીરને દેશપાર કર્યુ છે, એમના અમર આત્માને નહિ. એમનો આત્મા તો એમના ઘરમાં જ વસે છે. એઓ પાછા ફરશે ત્યાં સુધી હું એમની પત્ની ઝાદ બનીશ. લાંબા વખત સુધી તમે એમને પરહેજ નહિ જ રાખી શકો. મીસરની પ્રજા એ સાંખી શકશે નહિ. એ મરી જશે તો બીજા એમની જગા લેશે. બીજાઓ મરી જશે તો વળી ત્રીજા એમની જગા લેશે, અને એ પ્રમાણે અમારા શહીદોની કુરબાની સરિતાના પ્રવાહની જેમ અસ્ખલિત વહ્યાં જ કરશે. મીસરની આઝાદી માટે બળવો જગવવા માટે હું મારાથી

થશે એટલું કરવાની છું, એવી તમારા હાઈકમિશ્નરને ખબર આપો. બસ, મારે આજ કહેવાનું છે."

એક કલાકની અંદર જ મીસરના હાઇકમિશ્નર લોર્ડ એલન્બી તરફથી મૃદુમાં મૃદુ ફ્રેન્ચ ભાષામાં વિવેકથી ભરેલો જવાબ આવ્યો, કે મેડમની ઈચ્છા હોય તો તેઓ તેમના પતિની સાથે જઈ શકશે. એમને એક સુંદર હવા ખાવાની જગ્યાએ મોકલવાની તૈયારીઓ થઇ રહી છે; મેડમના જવાબની જ રાહ જોવાય છે.

પણ મેડમે એ નિમંત્રણ ન સ્વીકાર્યું, પોતાના પતિ કરતાં પોતાનો દેશ એમણે વહાલો ગણ્યો, અને મીસરની પ્રજાને હૃદયથી ઉકળતો સંદેશો પાઠવ્યો, કે કાયદાને માન આપો અને તોફાનથી વેગળા રહો.

સને ૧૯૨૨ ના જાનેવારી માસમાં અંગ્રેજી માલનો બોયકોટ (બહિષ્કાર) શરૂ થયો. કેરોમાં ચાળીસ સ્ત્રીઓની બૉયકોટ કમિટી નીમાઇ અને આખા દેશભરમાં પેટા-કમિટીઓ નીમાઇ. મે માસમાં સમસ્ત દેશમાથી બે હજાર સ્ત્રીઓ અંગ્રેજી માલનો બોયકોટ સફળ કરવા માટે એકત્ર થઇ. મીસરમાં બુરખાપોશ સ્ત્રીએ કોઇ પણ પુરૂષ સાથે વાત કરવી એ નિર્લજ્જ ગણાય છે, છતાં દેશની આગળ રિવાજને કોરે મૂકી ખાનદાન કુટુમ્બની અનેક બુરખાપોશ સ્ત્રીઓ અંગ્રેજી માલ ખરીદતાં મીસર-વાસીઓને એ માલ નહિ ખરીદવા સમજાવવા લાગી અને અંગ્રેજી માલ વેચતા દુકાનદારોને તે માલ નહિ વેચવા કરગરવા લાગી. ખાનદાન અમીર કુટુમ્બની સ્ત્રીઓને આ રીતે બજારમાં ઉભેલી જોઈને માલ ખરીદતા કોઈપણ મીસરવાસીનું હૃદય ચાલતું નહિ. આથી અંગ્રેજ વેપારીઓને ઘણું નુકસાન થયું. છેવટે જ્યારે મીસર-પરથી અંગ્રેજોએ બ્રિટિશ પ્રોટેક્ટરેટ ઉઠાવી લીધુ ત્યારે જ રાષ્ટ્રીય વિરોધ ધીમો પડયો.

પણ સ્ત્રીઓની જાગૃતિ આટલેથી જ ન અટકી. આ ઉપરાંત સ્ત્રીઓની સભા શરૂ થઈ અને નવેસરથી દેશમાંથી ફાળો એકઠો કરી ઉદ્યોગવેપારની શાળાઓ, દવાખાના અને ઇસ્પીતાલો ખોલી, સ્ત્રીઓને મળવાનાં કલબ હાઉ-સીઝ અને રમતગમતનાં મેદાનો ઉઘાડયાં. દેશના જૂના રૂઢિરિવાજોને ધીરે ધીરે તોડી નાંખ્યા. મેડમ ઝગલુલ પાશા (બીઅમ્માની માફક) માથાપર ને ગરદનની આસપાસ કપડું વીંટાળી સભાઓમાં ભાષણો આપવા લાગી અને મીસર-વાસીઓને મીસરને આઝાદ કરવાં પ્રેરવા લાગી. આજે ઝગલુલ પાશાની જગા એની સ્ત્રીએ લીધી છે; અને આખા દેશની જાગૃતિ એ સ્ત્રીની હિંમતથી અને બીજી સ્ત્રીઓની સહાયથી અખંડિત ટકી રહી છે.

## રાષ્ટ્રધર્મ—આઝાદી.

ઇટલીના દેશભક્ત જોસેફ મેઝીનીના "દેશ પ્રત્યેની ફરજ" એ નામના કામદારોને ઉદ્દેશીને લખાયલા લેખમાં જાણવાજોગ નીચેનો ફકરો ઉતાર્યો છે.

જ્યાં સુધી રાષ્ટ્ર તમારૂં નથી ત્યાં સુધી તમારે નામ નથી કે નિશાન નથી, અવાજ નથી કે હક નથી. રાષ્ટ્ર વિના જગતની પ્રજાઓ તમને બંધુ તરીકે સ્વીકારવાની નથી. તમે માનવજાતિમાં અંત્યજો સમા છો, ઝુંડા વિનાના સૈનિકો સમા છો. તમને કયાંયે રક્ષણ નહિ મળે. કોઇ તમારો વિશ્વાસ નહિ કરે. કોઇ તમારે માટે બાંહેધરી નહિ આપે. જ્યાં સુધી તમે તમારે માટે રાષ્ટ્ર જીતો નહિ ત્યાં સુધી સમાજના અન્યાયી રૂઢિરિવાજોમાંથી મુક્ત થવાની આશા રખે રાખતા. જ્યાં રાષ્ટ્ર નથી ત્યાં એકે વસ્તુ એવી નથી. કે જેને સામાન્ય દ્રષ્ટિબિંદુ તરીકે ઓળખાવી તમે સૌને એક કરી શકો. જ્યાં રાષ્ટ્ર નથી ત્યાં સ્વાર્થનું સામ્રાજ્ય છે, "જીસકી લાઠી ઉસકી ભેંસ" વાળો ન્યાય છે, કારણ સૌ કોઈના સ્વાર્થના રક્ષણ માટે બાંહેધરી આપનાર કોઇ મળતું નથી. રાષ્ટ્રના પ્રશ્નનો ઉકેલ લાવ્યા સિવાય તમારી ભૌતિક ઉન્નતિની આશા રખે રાખતા. એ આશા રાખવી વ્યર્થ છે. તમારાં ઉદ્યોગગૃહો અને તમારી સહકારી મંડળીઓ તમને કેળવણી આપશે, તાલીમ આપશે પણ જ્યાં સુધી ઇટલી તમારૂં નથી ત્યાં સુધી એ ઉદ્યોગગૃહો અને સહકારી મંડળીઓ રાષ્ટ્રના આર્થિક પ્રશ્નનો ઉકેલ કરવામાં નિષ્ફળ જ નીવડવાના. આર્થિક પ્રશ્નના ઉકેલ માટે પ્રથમ પહેલા મૂડી અને પેદાશ વધારવાની જરૂર છે, અને જ્યાં સુધી તમારૂં રાષ્ટ્ર છિન્નભિન્ન દશામાં છે, જ્યાં સુધી જાતિભેદ અને હરકોઈ પ્રકારની કૃત્રિમ આડખીલીઓના પરિણામે જગતનાં બજારો તમારે માટે સ્વતંત્ર રીતે ખુલ્યાં નથી ત્યાં સુધી એ મૂડી અને પેદાશ વધવાની આશા નથી. આજે તમે ઇટલીના કામદારો નથી—રખે એ ભ્રમણામાં પડતા. તમે તો એ વર્ગના ફટાછવાયા અંગ છો. તમે જે કામ * કરવાની હોંસ રાખો છો તે માટે જોઈતી શક્તિ તમારામાં નથી. ઇટ-લીની પ્રગતિ માટે ઇટલીની રાષ્ટ્રીય સરકાર સમયના

* રાજકીય પરતંત્રતાની.

પ્રવાહને ઓળખી, 'અમુક સિદ્ધાંતો સ્વીકારી, તેની જાહેર રીતે કબૂલાત નહિ કરે, અને તેમાં "મજૂરી પવિત્ર છે અને ઈટલીની સંપત્તિનું એ મૂળ છે" એ શબ્દો નહીં ઉમેરે ત્યાં સુધી તમારી સ્વતંત્રતાની સાચી શરૂઆત થવાની નથી.

ભૌતિક પ્રગતિની આશાથી આડા નહિ દોરવાઈ જતા તમારી વર્તમાન સ્થિતિમાં* એ આશા મૃગજળ સમાન છે. તમારૂં શરૂઆત તમારા કોઇ પૂરશે. મારા વ્હાલા બંધુઓ ! રાષ્ટ્રપ્રેમની જ્યોત તમારા હૃદયમાં પ્રગટાવો. આપણું રાષ્ટ્ર આપણું ઘર છે, પ્રભુએ તે આપણને આપ્યું છે. એ ઘરના વિશાળ કુટુંબમાં સૌ આપણને ચ્હાય અને આપણે સૌને ચ્હાઇએ. બીજા બધા કરતાં એ કુટુંબ સાથે આપણે વધુ એકતાર બની જઇ શકીએ, અને બહુ જલદી. વળી એ કુટુંબમાં આપણે એકમેકને વધુ પિછાની શકીએ. એક જ સ્થાને એકાગ્ર થયેલું, એક જાતનાં તત્ત્વોવાળું એ કુટુંબ કોઈ ખાસ વિશિષ્ટ પ્રવૃત્તિને માટે યોજાયું છે. આપણા કાર્યનું ક્ષેત્ર આપણું રાષ્ટ્ર છે. આપણે કાર્ય કરી જે મેળવીશું તે સારા જગતને પીરસીશું એ સાચું, પણ એ કાર્ય માટેનાં સાધનો અને શક્તિ આપણને આપણા રાષ્ટ્રમાંથી જ મળી શકશે. પ્રભુની યોજના પ્રત્યે બેવફા નીવડયા સિવાય, આપણી શક્તિ ઘટાડયા સિવાય આપણે એ સાધનો અને શક્તિને ફગાવી નથી દઇ શકતા. સત્ય સિદ્ધાંતો મુજબ રાષ્ટ્રની સેવા કરવામાં માનવજાતિની સેવા રહી છે. આપણું રાષ્ટ્ર એ સમસ્ત માનવજાતિનું ભલું કરવાની સાધનામાં સાધનરૂપ છે. એ સાધન ત્યજી દેવામાં આપણે રાષ્ટ્ર અને માનવજાતિની સેવા માટે નિરૂપયોગી બની જઇએ એવો ભય રહે છે. જગતના બીજા રાષ્ટ્રોની હરોળમાં બેસતા પહેલાં આપણે રાષ્ટ્ર તરીકે જીવવું જોઇએ, આપણું રાષ્ટ્ર તરીકેનું અસ્તિત્વ સાબીત કરવું જોઇએ. સમાનતા સિવાય મૈત્રી નથી, અને રાષ્ટ્ર તરીકે સ્વીકારાયલું તમારૂં અસ્તિત્વ નથી.

જે હક સામાન્ય નથી તે હકના જોરપર યા બળજોરી અને પરાપૂર્વના હકપર મદાર બાંધી કોઇ તમારી વફાદારી માગે તો તે જુલમ છે, અન્યાય છે. તેની સાથે યુદ્ધ આદરી તેનો અંત આણવો જ જોઇએ. તમારૂં રાષ્ટ્ર તમારૂં મંદિર બને. પ્રભુ એ મંદિરનો ઇષ્ટ દેવ, અને સમાન હકો ભોગવતી સ્વતંત્ર પ્રજા તેને ચરણે, આના સિવાય બીજો મંત્ર, બીજો કોઈ નીતિનો કાયદો આપણે નથી સ્વીકારી શકતા. જો સ્વીકારીએ તો રાષ્ટ્રને કલંક લાગે, આપણી જાતને કલંક લાગે.

* રાજકીય પરતંત્રતાની.

## ગ્રીસ-તુર્કી જંગનો પિતા—લોઇડ જ્યોર્જ

આજે આખું ગ્રીસ પાયમાલ થઇ ગયું છે. એશિયામાઇનોરમાં હજારો માણસોના જાન ગયા છે. સ્મર્ના પણ આગનો ભોગ થઇ પડયું છે. આ બધા માટે જવાબદાર કોણ ? તુર્કો ? નહિ. ત્યારે શું ગ્રીસ ? બેશક. ગ્રીસ તો જવાબદાર છે જ. પણ ગ્રીસ કરતાંયે વધુ જવાબદારી તો લોઇડ જ્યોર્જની છે. લોઇડ જ્યોર્જની જવાબદારીના પૂરાવા રૂપે **'ધી નેશન'** પત્રે એક નોંધ પ્રગટ કરી છે તેમાંથી અમે નીચેનો ઉતારો આપીએ છીએઃ—

"સપ્ટેંબરની ૨ જીને શનિવારે ગ્રીકોનું લશ્કર લગભગ બેહોશ બની ગયું હતું, તુર્કોનાં ટોળેટોળાં સ્મર્ના તરફ વધ્યે જતાં હતાં. ગ્રીક સરકારે ઇંગ્લંડની સરકારને વિનવણી કરી કે તુર્કો સાથે વિષ્ટિ કરાવવામાં મદદ કરો. ગ્રીકો એશિયામાઇનોર ખાલી કરી જવા તૈયાર હતા. લોઈડ જ્યોર્જે એ વિનવણીનો જવાબ નીચે મુજબ મોકલ્યોઃ—

"જો ગ્રીસની સરકારને એમ લાગે કે વિષ્ટિ કર્યા વિના બીજો કાંઈ આરો નથી તો તો ઇંગ્લંડની સરકાર તમને મદદ કરવા તૈયાર છે, પણ વડા પ્રધાનનું એમ માનવું છે કે અમરાઇના સમયમાં ગમે તે શરતોએ વિષ્ટિ કરવાની ભૂલ, ૧૯૧૮ માં જર્મનીએ કરી, તેવી આ વખતે પણ ન થઇ જાય એની સાવચેતી રાખવી. તુર્કોના લશ્કરને સ્મર્નામાં દાખલ થતું અટકાવવું એના જેવો સારો માર્ગ બીજો એકે નથી. જો તેમ કરી શકો તો એશિયામાઇનોર ખાલી કરવા વિષે, તેમ જ બીજી બાબતોમાં પણ ઘણી લાભકારી શરતો કરાવી શકાશે. જો તેઓ ખરે જ તુર્કોને હઠાવી ન શકે તેમ હોય તો વિષ્ટિ માટેની માગણીને અમે ટેકો આપીશું, જો કે અમે નથી માનતા કે તુર્કોને તમે હઠાવી ન શકો."

## તરફડતું યુરોપ

મહાન યુરોપીય યુદ્ધ પછી જગતને શાંતિ મેળવવાની આશા હતી, પણ યુદ્ધની અશાંતિ કરતાં યે ભયંકર અશાંતિ આજે સૌ કોઇ દેશમાં, અને ખાસ કરીને યુરોપમાં વ્યાપી રહી છે. યુરોપ શાંતિને માટે તરફડીઆં મારે છે, પણ શાંતિ તો તેનાથી દૂર દૂર ભાગતી હોય એમ જણાય છે. યુરોપનું નાવ ચકડોળે ચઢ્યું છે. તે કોના ખરાબે જઇ અથડાશે કે પાર ઉતરશે, એ હાલ કોઇ કહી શકે તેમ નથી. છતાં એટલું તો જરૂર કહી શકાય કે યુરોપના મુત્સદીઓ હાલ જે નીતિ અખત્યાર કરી રહ્યા છે તે કાયમ રાખવાની મૂર્ખાઇ જો તેઓ ચાલુ રાખશે, તો આજના યુરોપની રાખમાંથી જ નવા યુરોપની આશા રાખી શકાશે. બાર બાર મહિના થયાં યુરોપમાં જે ગમગીનીભર્યું વાતાવરણ ઘેરાઇ રહ્યું છે તે વિષે 'અમેરિકન રીવ્યુ ઓફ રીવ્યુસ' ના જાન્યુઆરીના અંકમાં મિ. ફ્રેન્ક એચ. સિમોન્ડસ લખે છે કેઃ—

"ગયા વર્ષ ઉપર નજર નાંખતા એકંદરે ખૂબ નિરાશા ઉપજે છે. મહાયુદ્ધ પૂરૂં થયા પછી આવું નિરાશાજનક વર્ષ એકે નથી આવ્યું. કેટલાયે રાષ્ટ્રોની વ્યવસ્થા તૂટી પડી છે, કેટલાયે રાષ્ટ્રોનો આંતરરાષ્ટ્રીય સંબંધ અવ્યવસ્થિત થઇ ગયો છે. માત્ર બેજ દાખલા લઈએ; તુર્કીએ પશ્ચિમને જબરો ફટકો લગાવ્યો છે; રાજ્યના અધિકારીઓની નાલાયકીને પરિણામે ઈટાલીમાં ભારે રાજ્યક્રાંતિ થઇ છે, અને તે ભવિષ્યને માટે ચિંતા ઉપજાવે છે.

પણ આ બે બનાવો કરતાંયે વધુ મહત્ત્વનો પ્રશ્ન તો ફ્રાન્સ અને જર્મની વચ્ચેના સંબંધનો છે. આ વર્ષને અંતે ગંભીરમાં ગંભીર પ્રશ્ન તો એ છે. કારણ બેઉ રાષ્ટ્ર મરણીઆ થયા છે, એક રાષ્ટ્ર શક્તિહીન છે.

હું આ લખી રહ્યો છું એટલામાં લંડન ખાતેની આંતરરાષ્ટ્રીય પરિષદ્ લગભગ ભાંગી પડયાના સમાચાર આવ્યા છે. પોંકારેના પ્રધાનમંડળ સાથે નવું બ્રિટિશ પ્રધાનમંડળ એકમત નથી થઈ શકયું. આને પરિણામે વર્ષની શરૂઆતમાં રૂહરના પ્રદેશનો બળજોરીથી કબજો લેવાશે એવી વકી છે.*

૧૯૨૨ ની સાલ તરફ એકંદરે નજર નાંખતા એટલું તો કબૂલ કરવું જ પડશે કે આખા વર્ષમાં બધે જ જૂની પ્રણાલી સામે બંડવૃત્તિ દેખાય છે, અને તેને પરિણામે લોઇડ જ્યોર્જ પદભ્રષ્ટ થયો છે, અને પેરીસ ખાતે સ્વીકારાયેલા લિબરલ (Liberal) સિદ્ધાંતો અદૃશ્ય થયા છે.

આપણી હાલની સ્થિતિનો ખરો ચિતાર તુર્કીના કિસ્સામાં નજરે પડે છે. તુર્કી ફરી પાછું યુરોપમાં દાખલ થયું અને પોતાની વિજયી સેનાના જોરે એશીઆમાઇનોરમાંથી હજારો નિરાધાર ખ્રીસ્તિઓને હાંકી કાઢયા; છતાં તેની સામે કોઈ પણ જાતનો વિરોધ કરવા યા વિરોધ કરવાનો વિચાર સરખો કરવા યુરોપ અશક્ત નીવડયું છે.

ખરે જોતાં તો બધે એવી જ માન્યતા ફેલાયલી છે કે યુરોપનું ભાવિ હમણાંના બનાવોને લઇને યુરોપના મુત્સદીઓ અને સરકારોના હાથની બહાર છે, અને કોઇ અણજાણ અને બળવાન વિધિ યુરોપના પુનર્વ્યવસ્થા માટેના સઘળા પ્રયત્નોમાં વિક્ષેપ નાંખી રહ્યું છે યુરોપ પાયમાલીમાં ડૂબતું જાય છે અને દિનપર દિન તેના માર્ગમાંની મુશ્કેલીઓ વધતી જ જાય છે.

જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ સૌ કોઈ સવાલ પૂછી રહ્યું છેઃ યુરોપ આ કટોકટીના મામલામાંથી ઉગરી શકશે કે? યુરોપીયન સુધારો (Civilization) કોઈ ભગીરથ પ્રયત્નથી બચી શકશે ખરો? કે પછી રોમના અને તેના સુધારાના વિનાશ જેવો આનોયે વિનાશ થતો આપણે જોઈ રહ્યા છીએ?

જર્મનીની નાણાંની સ્થિતિ એવી હદે પહોંચી છે કે એમાંથી ઉગરવું બહુ વિષમ છે. ગમે તે ભોગે પોતાની આર્થિક સ્થિતિ સદ્ધર રાખવાના પ્રયત્ન છતાં, ઇગ્લંડમાં આજે ૧૫ લાખ માણસો બેકાર થઇ પડયા છે. યુરોપના

---

* આ પછીના સમાચાર મુજબ ફ્રાન્સ અને બેલ્જીઅમે રૂહરના પ્રદેશનો કબજો લઈ લીધો છે, અને અત્યારે જર્મનીના અસહકાર સામે શું પગલાં લેવાં તે વિષે ગુંચવાતું ફ્રાન્સ ત્યાં ખડું છે.

બજારોને પાછા સદ્ધર પાયા પર મૂકવાના ઇંગ્લંડના બધા પ્રયત્ન છતાં તે નિષ્ફળ નીવડયું છે, અને આજે ઇંગ્લંડ યુરોપની આશા છાડી, અમેરિકાની જેમ યુરોપને યુરોપનું ફોડી લેવા છોડી દઇ પોતાના સામ્રાજ્યના બજારોમાં તેજી આણવા, આંધળાની જેમ પ્રયત્ન કરી રહ્યું છે. આથી ભ્રમણા છે એમ કહેનારાયે કંઈ થોડા નથી પડયા.

યુરોપના માજસાની હાલની સ્થિતિનું અવલોકન કરવા પહેલાં જર્મન મામલો અને તેના ફ્રાન્સ, ઇંગ્લંડ અને ઇંગ્લંડ અને ફ્રાન્સના સંબંધપર શી અસર થશે તેનો વિચાર કરવો જરૂરી છે. યુરોપની હાલની સ્થિતિ ટકી નહીં શકે. યુરોપનું આખું ચણતર એવા ડામાડોળ પાયા-પર ઉભું છે કે તને તરતમાં સમાલી લેવામાં ન આવે તો તે પોતાના ભારથી જ તૂટી પડશે

## યુરોપની અંધાધુંધી અને નિર્બળતા

યુરોપના રાજકારણની ભૂમિ પર પોંકારેના આગમનની સાથે લોઈડ જ્યોર્જની સત્તાનો અંત આવ્યો. શસ્ત્રોથી હંમેશ સજ્જ રહી તેમજ અંદર અંદર ગરતો કરી શાંતિ જાળવવાને બદલે કોઇ જાતની આંતરરાષ્ટ્રીય સંસ્થાદ્વારા શાંતિ જાળવવાનો લોઇડ જ્યાર્જ અને વિલ્સનનો સિધ્ધાંત જીનોઆની કોન્ફરન્સની સાથે જ દફનાઇ ગયો. વિજેતા અને જીતાયલી પ્રજા વચ્ચે સમતુલ કરી સત્તાને બદલે વિશ્વાસ અને ન્યાય પર મદાર બાંધવાની રાજનીતિનો વિલ્સનનો વિચાર સ્વીકારવાની જીનોઆ ખાતે યુરોપે ના પાડી.

ફ્રાન્સ ઇંગ્લંડને કહેતું હતું, કે: "જર્મની હવે હુમલો નહિ કરે એવી ખાત્રી દ્યો મને આપ. જર્મની પાસે લેવાનો અમારા બદલો અમે લઈએ, તે કામમાં મદદ કરવાનું વચન આપ. ઇટાલી, બેલ્જીઅમ વિગેરેની સહી પણ એ કરાર પર મૂકાવ પછી જો, કે આપણે યુરોપના શાંતિ જાળવી શકીએ છીએ કે નહિ?" પણ ઇંગ્લંડ હાથ ભાર્યો, કે-"અરે ૧૯૧૪ અને તેની પહેલાંના ઈતિહાસ નવેસર લખવા જેવું થયું; કરારો અને મોટું લશ્કર એટલે યુધ્ધ; તેને બદલે સર્વે રાષ્ટ્રોએ ભેગાં મળી કામ કરવું જોઇએ." આમ ઇંગ્લંડે ફ્રાન્સને ખાત્રી આપવા ના પાડી, મોટા લશ્કર સામેનો પોતાનો વિરોધ જાહેર કર્યો અને યુરોપમાંથી પોતે ફારગ થયું; વિલ્સનની જેમ લોઇડ જ્યોર્જ પણ નિષ્ફળ નીવડયો.

પછી વિજળીને વેગે તુર્કીનું કોકડું ગુંચવાયું. પેરીસના કરારની અવગણના કરનાર તુર્કીની સામે થવા માટે ઇંગ્લંડે લશ્કરની માગણી કરી; પણ આખા યુરોપે એ માગણી ગણકારી નહિ. વિજયી તુર્કોના લશ્કર પાસેથી ફ્રાન્સ અને ઇટાલીએ પોતાનાં લશ્કર પાછાં ખેંચી લીધાં. એટલે ઇંગ્લંડ એકલું તુર્કીની સામે ચણાકમાં ઉભું રહ્યું. અને આ બધું અધુરૂં હોય તેમ, લોસેન ખાતે નવું નાટક ભજવાયું. યુરોપના અશક્ત મુત્સદીઓએ સિધ્ધાંતોને વળગી રહેવાનો ડોળ ધાલી તુર્કીની એકેએક માગણી કબૂલી મેં આગળ કહ્યું તેમ યુરોપની અંધાધુંધી અને નિર્બળતાનું માપ લોસેનની પરિષદ્ પરથી કાઢી શકાય છે, કારણ ત્યાં એકલાઅટુલા તુર્કીએ સમસ્ત યુરોપને નમાવ્યું.

આટલું જ નહીં, પણ આજે આખું યુરોપ જાણે છે, કે ટુંક સમયમાં ઇંગ્લંડને મોસલમાંથી જ નહિ પણ બગદાદમાંથી પણ પોતાનું લશ્કર પાછું બોલાવી લેવું પડશે. અને ફ્રાન્સ તો આજે જ સિરીઆમાંથી પોતાનું લશ્કર ઓછું કરી રહ્યું છે.

ઘણું ખરૂં તો નવા વર્ષના શરૂઆતના મહિનાઓમાં જ મેસોપોટેમીઆ, સીરીઆ અને પેલેસ્ટાઇન ઇંગ્લંડ અને ફ્રાન્સે ખાલી કરવું પડશે અને એશિયામાઇનોરની પ્રીસ્તિ પ્રજા કતલ જડમૂળથી ઉખડી જશે કે પછી તુર્કીના સામ્રાજ્યની હદપાર થશે.

ગયા મહિનાનો જ વિચાર કરીએ તો લંડનકોન્ફરંસ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. જર્મની તેની આજની નાણાની સ્થિતમાં એક પાઈ પણ આપી શકે એમ નથી એ સૌ કોઈ સ્વીકારે છે. ફ્રાન્સની સ્થિતિ પણ તેટલી જ ખરાબ છે; યુધ્ધમાં પાયમાલ થયેલા પ્રાંતોની પુનર્રચના કરવામાં અને યુધ્ધમાં પાયમાલ થયેલા સિપાઈઓને આપવાનાં પેન્શનોમાં તેણે અબજો રૂપીઆ વેર્યા છે. ફ્રાન્સની પ્રજાએ આ નાણા ધીર્યા છે પણ હવે એ બોજો ન ઉપાડી શકે એમ નથી. અમે ત્યાંથી ફ્રાન્સને નાણા ધીરીએ છે. છતાં ફ્રાન્સ જર્મનીને પુનર્રચના કરવા દેશે અને તે પગભર થાય ત્યાં સુધી રાહ જોવા તૈયાર છે ખરૂ, પણ પગભર થયેલું જર્મની પોતાનું લેણું અદા કરશે એની શી ખાત્રી? આથી જ ફ્રાન્સ રૂહરના પ્રદેશનો કબજો લઈ જર્મની પરની પોતાની સત્તા મજબૂત રાખવા માગે છે. પણ ઇંગ્લંડ આ વાતનાં સંમત નથી. ઇંગ્લંડને તો રૂહરનો કબજો—ફ્રાન્સ લે તેમાં બે બીક છે: જર્મનીના વેપારને ધકો પહોંચવાથી ઇંગ્લંડ જર્મનીના બજારોમાં પોતાનો માલ

ાથી ન શકે, અને તેથી તેને જબરો ધોકો પહોંચે અને બેકારી વધે; અથવા તો ફ્રાન્સ અને જર્મનીના કારખાનાવાળાઓ એક થઇ જાય—જર્મનીનો કોલસો અને ફ્રાન્સનું લોઢું–તો ઇંગ્લંડના ઉદ્યોગને ભારે નુકસાન પહોંચે. આ સિવાય ઇંગ્લંડ એમ પણ બીતું હશે કે એક વાર ફ્રાન્સ લશ્કરી બળે જર્મનોને દબાવી દે તો તે છેવટે આખા યુરોપનું બળવાનમાં બળવાન રાષ્ટ્ર બની બેસે, અને રાજકીય દૃષ્ટિએ એક નવી આડખીલી ઊભી થાય.

આમ લંડન પરિષદ્ નિષ્ફળ નીવડી અને પેરીસ પરિષદ્ પણ નિષ્ફળ જ *નીવડશે.

## અણવિશ્વાસનું વાતાવરણ

આ બધું ખરૂં પણ એનો અંત શો આવશે ? કદાચ ઇંગ્લંડ અને ફ્રાન્સના મતભેદ દૂર થઇ પણ જાય—જો કે હું તેમ નથી માનતો. કદાચ જર્મની કોઇ યોજના રજુ કરે અને ઇંગ્લંડ ફ્રાન્સને ખાત્રી આપે, તો ફ્રાન્સ પીગળેયે ખરૂં કદાચ પોકારે પદભ્રષ્ટ થાય અને કોઇ બીજો આવી લિબરલ રાજનીતિ અખત્યાર પણ કરે.

પણ જો ફ્રાન્સ રૂહરનો કબજો લે તો તો જર્મનીમાં અંધાધુંધી થશે. નેપોલીઅનની સામે માથું ઉચકી ત્રીસ ત્રીસ વર્ષ સુધી યુધ્ધ કરી જર્મની જેમ ઉજ્જડ બન્યું હતું તેમ કદાચ ફરીથી પણ બને.

આવો મામલો હોવા છતાં મૂળ વાંચો તો જ્ઞ છે કે યુધ્ધના પરિણામે કોઇને કોઈનો વિશ્વાસ રહ્યો નથી. જર્મનીનો વિશ્વાસ કોઈને નથી આવતો. જે મિત્ર રાજ્યો યુધ્ધ જીત્યા તે હવે મિત્રરાજ્યો નથી રહ્યા. દરેકના વિચારો જુદા છે, સ્વાર્થ જુદો છે. તેને પરિણામે આ ગંભીર મામલો ઊભો થયો છે

ઇંગ્લંડના છાપાંઓ ફ્રાન્સના વલણને ક્રૂર હુમલાની નીતિ ગણી તે પર સખ્ત ટીકાપ્રહાર કરે છે; ફ્રાન્સનાં છાપાંઓ ઇંગ્લંડ ઉપર બેશરમ અને સ્વાર્થી હોવાનો આરોપ મૂકે છે; અમેરિકાનાં છાપાંઓ સમસ્ત યુરોપ પર ટીકા કરે છે, અને ક્રૂર અને કટાઈ ગયેલી જૂની પુરાણી નીતિને વળગી રહેવાનો દોષારોપણ કરે છે.

* નિષ્ફળ જ નીવડી છે.

હવે સાચી વાત તો એ છે કે આ એકે ટીકા ખરી નથી. બેકારી અને ભારે કરના બોજા હેઠળ ચગદાયલું ઇંગ્લંડ કોઇ નીચ સ્વાર્થ સાધવા નથી માગતું, પણ પોતાનો વિનાશ થતો અટકાવવા માગે છે. ફ્રાન્સ પોતાના હાલના આર્થિક બોજા નીચે ચગદાયેલું છે અને તેને જર્મનીના હુમલાનો ભય છે એટલે એ જે કરે છે તે યે કંઈ ખોટું નથી. યુરોપમાંથી આપણે અમેરિકનોએ આપણા હાથ ધોઇ નાંખ્યા તે માટે બીજું ગમે તેમ કહેવાય પણ એમ તો કોઇ નહી જ કહી શકાતું કે માનવજાતિના ભલા પ્રત્યેની બેદરકારીને લઇને આપણે તેમ કર્યું છે.

આમ છતાં સૌ કોઇ પોતપોતાનું પૂંછડું પકડી રાખે છે. અમે ખરા તમે ખોટા, એવો પવન બધાના જ મગજમાં ધુસી ગયો છે.

હવે આપણે ક્લેમેન્સોની અમેરિકાની મુલાકાતનો વિચાર કરીએ. એ અહીં શા માટે આવ્યો ? ખરૂં જોતાં તો આજે યુરોપમાં જે મામલો છે તે સાચા સ્વરૂપમાં રજુ કરવા એ આવ્યો હતો અમેરિકા જો વચ્ચે પડે, તો યુરોપનો વિનાશ અટકશે યા થોડા દિવસ થંભી જશે એમ જ્યારે ક્લેમેન્સોએ કહ્યું, ત્યારે એ માત્ર ક્લેમેન્સો જ નહોતો બોલતો, પણ એની મારફત આખું યુરોપ બોલતું હતું, એ અવાજ આખા યુરોપનો હતો. ક્લેમેન્સો જાણે છે, કે આપણે યુરોપમાંથી હાથ ધોઈ નાંખ્યા તેથી ઇંગ્લંડને પણ તેમ કરવું પડયું છે, કારણ તે એકલું કંઇ કરી શકે એમ નથી.

## યુરોપનું ભાવિ

લોસેન અને મોસ્કો ખાતેના બનાવો વિષે હું આવતી વખતે લખીશ. એ બેઉમાં કંઈ માલ નથી. યુરોપના ભાવિનો આધાર તો જર્મન મામલાના પરિણામ પર છે.

લોસેન ખાતે યુરોપે તુર્કીની દરેકે દરેક માગણી સ્વીકારી છે; માત્ર ઉપરથી ડોળ ઘાલ્યો છે, કે તુર્કીને અમે કંઇ આપવા નથી ઇચ્છતા. અને લોસેન ખાતે અમેરિકાએ ભાગ લીધો એતો મિથ્યા ભ્રમણા છે. 'આપણે શબ્દો વડે સિદ્ધાંતોનો બચાવ કરવા તૈયાર હતા, પણ કોઇ જાતનાં પગલાં ભરવાં ના પાડતા હતા. '

વળી રૂશીઆની જાગૃતિ વિષે પણ રખે બેદરકાર રહેતા. રૂશીઆની નવી રાજનીતિમાં ઇંગ્લંડ પ્રત્યેનો

જૂનો તિરસ્કાર ભર્યો છે. રશિઆ, ડાર્ડેનલ્સની સામુદ્રધુનીનો સવાલ ઉપાડી લઇ, લડવા માગે છે.

એક બાજુ ઇસ્લામ અને બીજી બાજુ રશીઆ. ઘડીમાં એક જણાય છે, ઘડીમાં જૂદા પડે છે. ટુંકમાં આ લોસેનનું ચિત્ર. યુરોપ પોતે એકમત હોવાનું જણાવવા પ્રયત્ન કરે છે, પણ બધા જોઇ શકે છે, કે પશ્ચિમની પ્રજાઓનું એકમેક વચ્ચેનું અંતર ખૂબ મોટું છે.

લોસેન ખાતે મુસલમાનને તેમજ રશિયનને દીવાની જ્યોત જેવું સ્પષ્ટ જણાયું છે કે લડવાને સજ્જ થયેલા તુર્કી સામે યુરોપના બધાંય રાષ્ટ્રો–અમેરિકા સુદ્ધાં–બ્યંડળ સમાં છે. તેઓ જોઈ શકયા છે કે પરસ્પર દ્વેષ અને સામાન્ય નબળાઇઓને લીધે પશ્ચિમનાં રાષ્ટ્રો એક થઈ તુર્કીની સામે મોરચો બાંધી શકે તેમ નથી. આપણે પશ્ચિમવાસીઓ ભલે એ સત્ય બીજાઓથી છુપાવવા પ્રયત્ન કરીએ પણ તે આત્મવંચના છે; તેથી કંઈ રશિયા કે તુર્કી ભોળવાઈ જાય એમ નથી.

ભવિષ્યના બનાવો વિષે હાલ જે ભણકાર સંભળાય છે તે સૌ ખોટા પડે તો જ આ નવું વર્ષ જબરી કટોકટીનું ન નાવડે. જો વિનાશને પંથે જતા યુરોપને રોકવી ન શકાય, જો અવ્યવસ્થા, રાજકીય અંધાધુંધી અને આર્થિક દેવાળું અટકાવી ન શકાય, તો તો યુરોપનું ભવિષ્ય શું નીવડશે એ કોઇથી કહી શકાય એમ નથી.

## જર્મનીને શાની જરૂર છે?—ગાંધીની

ગાંધીજીએ અહિંસાત્મક અસહકારનો અમોઘ મંત્ર પઢાવી સારા જગતપર ઉપકાર કર્યો છે. પશુબળથી ખુવાર થઈ ગયેલા જગતને છુટકારો મળશે તો તે અહિંસાત્મક અસહકારથી જ મળશે, સત્યાગ્રહમાર્ગનું અવલંબન કરવાથી જ મળશે, એમ સૌ કોઇને હળવે હળવે ખાત્રી થતી જાય છે. આજે જર્મની–ગઇ કાલ સુધી સારા જગતને પોતાના લશ્કરીબળથી ધ્રૂજાવનાર જર્મની,–પણ એજ માર્ગનું અવલંબન કરી રહ્યું છે. અને જર્મનીને ઉગરવાનો એ વિના બીજો આરો નથી એમ પ્રતિપાદન કરતાં અમેરિકાનું 'ધી નેશન' લખે છે કે:—

"જર્મનીને આજે જર્મન ગાંધીની જરૂર છે. જર્મન ગાંધીજી—રાષ્ટ્રના આત્માનું મૂર્તિમંત સ્વરૂપ, તેના પશુબળનું નાદ—જર્મનીને તારશે. વધુ બળવાન પ્રજાઓ સામે ઝૂઝવાને નિર્બળ રાષ્ટ્રોને આવા આત્મબળવાળા પેગમ્બરની જ જરૂર છે. યુદ્ધના સમયમાં આખા જગતને બેલ્જીઅમનો સંદેશો તેના નાના લશ્કરે નહોતો પહોંચાડ્યો. એ સંદેશો પહોંચાડનાર તો જર્મનીના જંગી લશ્કરને મસ્તક નહિ નમાવતાં શાંત અવરોધ જાહેર કરનાર નરનારીઓ હતાં. દાવપેચથી હુમલાઓ કરી આયર્લેંડની પ્રજાએ દુનિયાની સહાનુભૂતિ નથી મેળવી. પોતાના દેશને ખાતર રાજીખુશીથી પ્રાણ આપનાર ટેરેન્સ મેકસ્વીનીએ અને આયર્લેંડની પ્રજાના આ શહીદમાં મૂર્તિમંત થયેલા નિશ્ચયબળે જ આયર્લેંડ પ્રત્યે બધાનાં દિલ વાળ્યાં છે. હિંદુમુસ્લિમને એક કરી સ્વરાજ્યની ઘોષણા કરાવનાર, હિંદમાંના ઇંગ્લંડના સામ્રાજ્યના પાયાને હચમચાવી નાંખનાર અને બેદરકાર પશ્ચિમની બેદરકારી છતાં હિંદની લડત પશ્ચિમમાં પણ ચલાવનાર બીજું કોઇ નથી,–એ બધુંય પેલા અસહકારના સાધુચરિત, પેગમ્બર મોહનદાસનું જ કામ છે.

જર્મની અને હિંદ વચ્ચે બહુ સામ્ય નથી. જર્મની હિંસાના વાતાવરણમાં જ ઉછર્યું છે; હિંદની આધ્યાત્મિકતા એનામાં નથી. છતાંય શાંતિમય અસહકાર જો થઇ શકે તો ફ્રાન્સની ચડાઇનો જવાબ વાળવાનો એ સિવાય વધુ સારો માર્ગ બીજો એકપણ નથી.

જર્મની હથિયાર લઈ સામું થડે તેના કરતાં જર્મનીના સત્યાગ્રહની ફ્રાન્સને વધુ બીક છે. ફ્રાન્સ તેનાથીજ ગુંચવાયું છે. જર્મની એ શસ્ત્ર ઉપાડી લેવા જેટલી દીર્ઘદૃષ્ટિ અને હિંમત દાખવશે?*"

## જ્ઞાનનો મહિમા

અલીગઢ નેશનલ મુસ્લિમ યુનિવર્સિટીના પદવી પ્રદાન સમારંભમાં આચાર્યપદેથી ડૉ. પ્રફુલ્લચંદ્ર રોયે જે વ્યાખ્યાન આપ્યું હતું, તેમાં મધ્યયુગમાં જ્ઞાનનો ઝુંડો ફરકતો રાખવાનું માન ઇસ્લામને ઘટે છે, એમ જણાવી તેમણે કહ્યું કે:—

---

* અત્યાર સુધી મળેલા સમાચારો પરથી તો જણાય છે કે જર્મનીએ એ દીર્ઘદૃષ્ટિ વાપરી છે, અને એ હિંમત બતાવી છે.

જ્ઞાન મેળવવા માટે પિપાસા અને સત્ય માટે પૂજ્યભાવ એ બે ઇસ્લામ ધર્મના પાયારૂપ છે; પેગમ્બર પોતેજ સત્યની ખોળમાં ઉત્સુકતાથી ફરતા. સૈયદ અમીરઅલી લખે છે કેઃ—

"જગતના બીજા બધા પેગમ્બરોમાં આ આરબ પેગમ્બર ઉચ્ચું સ્થાન ભોગવે છે, અને સૌથી નોખા તરી આવે છે, તેનું કારણ એ છે કે એમને જ્ઞાન અને વિજ્ઞાન માટે અથાગ પ્રેમ હતો. આ પ્રેમને લઇને જ અર્વાચીન યુગની વિચારશ્રેણી સાથે એમનું ખૂબ સામ્ય છે. ઇસ્લામના ધાર્મિક પ્રજારાજ્યનું પાટનગર મદીના, મક્કાની પડતી પછી માત્ર આરબોનું જ નહિ પણ સારી દુનિયાના જીજ્ઞાસુઓનું કેન્દ્રસ્થાન બન્યું. ઇરાન, ગ્રીસ, સીરીઆ, ઈરાકઅને આફ્રિકા સૌ દેશમાંથી સૌ કોઈ અહિં દોડી આવતા. સૌ જાતિના અને સૌ રાષ્ટ્રના જીજ્ઞાસુઓ, ઉત્તરમાંથી અને પશ્ચિમમાંથી આવી, અહિં ભેળા થતા. જો કે કેટલાક માત્ર કુતૂહલ દૃષ્ટિથી જ આવતા પણ મોટો ભાગ તો જ્ઞાન મેળવવા અને ઇસ્લામના પેગમ્બરના વચનો સાંભળવા જ આવતો." પેગમ્બરે જ્ઞાનના મહિમા વિષે જણાવ્યું છે, કે "જ્ઞાન મેળવો, કારણ જે ખુદાઈ જ્ઞાન મેળવે છે તે ધર્મકાર્ય કરે છે; જે જ્ઞાનગોષ્ટિ કરે છે તે ખુદાનાં જ ગુણગાન ગાય છે, જે જ્ઞાન શોધે છે તે ખુદાને જ શોધે છે; જે જ્ઞાનનો પ્રચાર કરે છે તેજ દાન દે છે, જે જ્ઞાનનો મંત્ર અધિકારીઓને સુણાવે છે તે ખુદાની જ ભક્તિ કરે છે. જ્ઞાન મેળવવાથી ઈનસાન પાપપુણ્યનો વિવેક કરી શકે છે; જ્ઞાન સ્વર્ગનો માર્ગ અજવાળે છે; જ્ઞાન આપણો હમેશનો સાથી છે; વનમાં હોઇએ કે રણમાં, મિત્રો સાથે હોઇએ કે એકલા, ઘરમાં હોઇએ કે બહાર બધેજ એ આપણો સંગાથી છે; આપણને એ સુખને માર્ગે લઈ જાય છે; દુઃખમાં એ આપણો દિલાસો છે; આપણું એ સાચું આભૂષણ છે; શત્રુ સામે ધરવાનું એ અભેદ્ય કવચ છે. ખુદાનો બંદો જ્ઞાન મેળવી ભલાઈની ટોચે પહોંચે છે, આલોકમાં માન પામી પ્રતિષ્ઠિત સ્થાન મેળવે છે અને પરલોકમાં સંપૂર્ણ આનંદ ભોગવે છે." વળી એઓ ઘણીવાર કહેતા કે "**શહીદના લોહી કરતાં જ્ઞાનીની શાહી વધુ પવિત્ર છે**"; અને ઘડી ઘડી પોતાના શિષ્યોને કહેતા, કે "જ્ઞાન બધેથી લેવું. બાળક પાસેથી મળે તો તેની પાસેથીયે ગ્રહણ કરવું." "જ્ઞાનની શોધમાં ગૃહત્યાગ કરી જે બહાર નીકળે છે તે પ્રભુને પંથે પળે છે. જ્ઞાનની શોધમાં જે ફરે છે તેને ખુદા સ્વર્ગનો માર્ગ બતાવે છે" જ્ઞાન અને વિજ્ઞાનનું અગત્યના પુરાવારૂપે જ કુરાને શરીફ છે.

\+ \+ \+

## હિંદની સંસ્કૃતિ અને ઈસ્લામ

હિંદની સંસ્કૃતિની ફુલગુંથણીમા જે વિવિધ રંગો દેખા દે છે તેમાંના ઘણાખરા રંગો પૂરવાનું માન ઈસ્લામને છે. ઈસ્લામે હિંદની સંસ્કૃતિને જે સુંદર, ભભકદાર વસ્ત્રો અને આભૂષણોથી સજી છે તે જો કાઢી નાંખીએ તો તે કેવી તેજશૂન્ય અને ઝાંખી લાગે! આ સત્ય સિધ્ધ કરવા માટે બહુ દલીલની જરૂર નથી. એક કુતુબ મિનાર, એક સિકંદર, એક તાજમહાલ એ સિધ્ધ કરવા પૂરતાં છે. જો કે યુરોપીઅનો કટાક્ષ કરતા કહિયે સાકતા નથી કે હિંદુ-મુસ્લિમ એકતા પરદેશી પ્રત્યેના સામાન્ય ધિક્કારને અંગે ઉદ્ભવેલી છે છતાં એ એકતા હમણાંનીજ નથી. એ એકતા એથીયે વધુ દીર્ઘજીવી છે, કાળજૂની છે; મોગલોના સમયની જ નહિ પણ પઠાણોના સમયની એ એકતા છે. હિંદમાંની ઇસ્લામની પ્રગતિનો ઇતિહાસ તે હિંદુ-મુસ્લિમ એકતાની પ્રગતિનો ઇતિહાસ છે. મુસલમીન બાદશાહોના બાહોશમાં બાહોશ પ્રધાનોમાંના કેટલાય હિંદુઓ હતા. અમુક સિધાંત સ્વીકાર્યા છતાં તેનો અમલ નહિ કરવાનો તે જમાનો ન હતો. ઇંગ્લંડનાં સેંકડો વર્ષના રાજ્ય પછી આપણે હિંદીઓ હર્ષઘેલા બની ગયા. કારણ એક લૉર્ડ સિંહને હિંદના એક પ્રાંતની ગાદીએ સુબા તરીકે બેસાડવામાં આવ્યો; પણ એથીય વધુ મહાન અને વધુ જોખમદાર પદવીઓ આપણા કેટલાય સિંહોને-માનસિંહ, યશવંતસિંહ, જયસિંહ-મળી હતી! મુસલમીનોને ઉતારી પાડવાની બહુ સહેલી રીત યુરોપીઅનોએ શોધી કાઢી છે. મહમદ તઘલખ કે અલાઉદ્દીન ખીલજી જેવા ધર્માંધમાં ધર્માંધ અને દુષ્ટમાં દુષ્ટ રાજાઓને આગળ ધરી તેઓ આપણને શીખવે છે કે મુસલમીનોએ હિંદુઓ પર બહુ જુલમ ગુજાર્યા, અમાનુષી અત્યાચારો કર્યા. પણ એમ કહેવું એ અન્યાય છે. મુસ્લિમોના રાજ્યકાળમાં જે સહિષ્ણુતા હતી તેની સાથે સમકાલીન યુરોપની દશાની સરખામણી કરીએ તો આપણે ખરી બીના સમજી શકીએ છીએ. મુસ્લિમ શ્રોતાઓને ખુશ કરવા માટે હું આ નથી કહેતો. મારો તો એ ચોક્કસ અભિપ્રાય છે. આજથી આશરે ચાળીશ વર્ષ પર એડિનબર્ગ ખાતે જ્યારે હું વિદ્યાર્થીદશામાં હતો ત્યારે હિંદ વિષેના એક નાના નિબંધમાં મેં લખ્યું હતું કેઃ—

"જે જમાનામાં ઇંગ્લંડની રાણીએ ધર્માંધ બની ધર્મ વિષે જુદો મત ધરાવનાર પોતાની જ પ્રજાને બોંધ-

રાઓમાં પૂરી હતી, અગ્નિમાં હોમી હતી તેજ જમાનામાં મહાન મોગલરાજ અકબરે સંપૂર્ણ સહિષ્ણુતાનો મંત્ર પોકારી પોતાના દરબારમાં મૌલવીઓને, પંડિતોને અને ખ્રીસ્તિ ધર્મગુરૂઓને બોલાવી તેમની સાથે જ્ઞાનવાર્તા કરી હતી અને જૂદા જૂદા ધર્મના ગુણદોષની ચર્ચા કરી હતી, એ વાત ભૂલી જવાઇ છે" અકબરનો દાખલો તો અપવાદ રૂપે જ ગણી શકાય અને તેથી એને મોગલોના નમૂનારૂપ ન લેખી શકાય એમ પણ કોઇ કહે. પણ એવું કહેવામાં જે ભૂલ થાય છે તેવી મહાભારત ભૂલ, બીજે કયાંય, શોધી નહિ જડે. માત્ર ડહાપણ તરીકેજ નહિ, પણ ક્ષમાભાવથી પ્રેરાયલી ધાર્મિક સહિષ્ણુતાની નીતિ મોગલ રાજ્યમાં અપવાદરૂપે નહિ પણ નિયમ રૂપે હતી.

વધારે દાખલા આપવાની જરૂર નથી. મધ્યયુગના મુસ્લિમને વીસમી સદીની ઉદાર સહિષ્ણુતાની કસોટીએ ચઢાવી તેની બદનામી કરવી એ બહુ સહેલી વાત છે; પણ તે વખતનો સમકાલીન ખ્રીસ્તિ ઇતિહાસ શું બતાવે છે? જીવતા બાળી નાંખવાના અત્યાચારો, ઇન્કવીસીશનની અમાનુષી ભીષણતા આલ્બીજેન્સ્યાની કતલ, અને મિલ્ટને જે ઓલિવર ક્રોમવેલને "ક્રોમવેલ! તું માનવ તિમાં શ્રેષ્ઠ છે" કહી સંબોધ્યો તેજ ક્રોમવેલે ડ્રોઘેડા ખાતે ચલાવેલી નિર્દોષોની કતલ માગ યૂરોપીયન દોસ્તો! ખ્રીસ્તિઓના આ અનંખ્ય ક્રૂર અત્યાચારો વિષે તમે આંખ આડા કાન કરી શકો છો તો મુસ્લિમોના થોડાક અત્યાચારોને કેમ વિસારી નથી શકતા?

× × ×

## આરબોનું પુનર્જીવન

આરબોને ઇસ્લામી ધર્મનો બોધ થયો તે પહેલાં તેઓ અરબસ્તાનના અને બીજા થોડા આજુબાજુના પ્રદેશમાં રહેતા. તે પહેલાં તેઓના બુદ્ધિવિકાસનાં કોઈ ચિન્હો દેખાયાં નહતાં. તે વેળા આરબોના મનગમતા વિષયો કાવ્ય, વક્તૃત્વ અને જ્યોતિષ્વિદ્યા હતા; વિજ્ઞાન અને સાહિત્યના પૂજારીઓ કોઇ જ ન હતા પણ ઈસ્લામની પ્રજાની નવશક્તિને પેગમ્બરની વાણીમાંથી કંઇ અજબ પ્રોત્સાહન મળ્યું. એમના હૃદયની સાથે જીવતાજીવત જ કેળવણીની સંસ્થાનું અમૂર્ત સ્વરૂપ ઘડાયું, અને વખત જતાં તે બગદાદ અને સાલેર્નો, કેરો અને કોર્ડોવાની વિદ્યાપીઠોમાં પરિણમ્યું. અહિં જ એમણે આત્માનો વિકાસ કરવા વિષે ઉપદેશ આપ્યો. "જગન્નિયંતાની કૃતિપર માત્ર એકજ કલાક ભક્તિભાવે ધ્યાન કરવું એ સીત્તેર વર્ષની પ્રાર્થના કરતાં વધુ ઉત્તમ છે. હજારો શહીદોના જનાજામાં ખાંધ દેવા કરતાં, હજારો રાત્રિયો પ્રાર્થનામાં ગાળવા કરતાં, વિજ્ઞાનના શિક્ષણનું એક કલાક શ્રવણ કરવામાં વધુ પુણ્ય છે."

× × ×

## હિંદુ-મુસ્લિમ એકતાનું ધાર્મિક લક્ષણ

હિંદુસ્તાનની બે મહાન કોમોના વિચારો અને રૂઢિરિવાજોમાં જે સામ્ય જોવામાં આવે છે અને તેને અંગે જે હિંદુ-મુસ્લિમ એકતા હસ્તીમાં આવી છે તે માત્ર રાજકીય ક્ષેત્રમાંજ દેખા દે છે એમ નથી. એ એકતાના મૂળ તો બેઉ કોમોની સામાજિક વ્યવસ્થાની અંદર પણ ઉતર્યા છે, અને તેને અંગે પારાવાર સામાજિક અને ધાર્મિક પરિવર્તનો થયા છે એ બેઉ સંસ્કૃતિઓના સંગમ સ્વરૂપે જ ગુરુનાનક, કબીર અને ચૈતન્યે પોતાની ધાર્મિક ચળવળો ચલાવી હતી બંગાળના વૈષ્ણવ કવિઓના અગ્રગણ્ય કવિ વિદ્યાપતિએ બંગાળના મુસ્લિમ રાજા હુસેનને "હે પંચગૌરપતિ ........તું અમર થજે" કહી સંબોધ્યો હતો, એ કદાચ તાજુબી ઉત્પન્ન કરે, પણ એ બધું ભવિષ્યની આગાહી રૂપે હતું. ઇસ્લામની સમાનબંધુત્વની ભાવનાએ હિંદુઓની જ્ઞાતિઓનાં કાળજૂના અનિષ્ટ તત્વો નષ્ટ કરવામાં અને હિંદુધર્મમાં પવિત્ર અને ઉદાત્ત ભાવનાઓ પ્રગટાવવામાં ઘણો સારો ભાગ ભજવ્યો હતો; અને બંગાળની વૈષ્ણવ ધર્મની ચળવળ આ પુનર્જીવનના પરિણામ રૂપેજ ઉદ્ભવી હતી. અત્યારે પણ એ ભાઇચારો એટલો બધો સંપૂર્ણ છે કે હિંદુઓ વિના સંકોચે મુસ્લિમોના પીરોની દરગાઓ સમક્ષ મસ્તક નમાવે છે, અને તે સ્થળોએ યાત્રા કરવા જાય છે; અને મુસ્લિમો પણ હિંદુઓના વાર-તહેવારોમાં ઉત્સાહથી ભાગ લેતાં અચકાતા નથી.

# ખાદીની બનાવટ અને પ્રચાર

સમસ્ત હિંદમાં ખાદીની બનાવટ અને પ્રચારનું કામ જોસભેર આગળ ધપાવવા માટે મદ્રાસની કારોબારી સમિતિએ એક યોજના ઘડી છે. આનો અમલ પ્રાંતવાર થશે. તેનો સાર નીચે મુજબ છેઃ—

આ યોજનાનો હેતુ આ વર્ષમાં રૂ ૧,૦૦,૦૦,૦૦૦ ની ખાદી વેચવાનો અને ઓછામાં ઓછું ૧૦,૦૦૦ ગામ-

કાંઓને હાથપીંજણનું શિક્ષણ આપવાનો છે. દરેક ગામે કંઈ નહિ તો પંદર માણસોને તો હાથપીંજણપર કામ કરતાં આવડી જ જવું જોઇએ.

આ યોજનાનો અમલ કરવા માટે એક વર્ષ સુધી કામ કરવાની કબૂલાત આપનાર ૩૬૦૦ માણસો જોઇએ છે. આમાંના ૩૦૦૦ માણસો ખાદીની ફેરી કરવાનું કામ કરશે. ખાદીની મૂળ કિંમત ઉપર રૂપીએ એક આનો ચઢાવી ખાદીવિભાગ ખાદી વેચાવશે. આ એક આનો (કમિશન) તેમજ કુલ વેચાણના બે ટકા આ કામ કરનારને મળશે. બાકીના ૬૦૦ માણસો હાથપીંજણનું શિક્ષણ આપશે. આ શિક્ષકો દર ગામમાં પંદર માણસોને શીખવી દઇ બીજે ગામ જશે. દર મહિને ઓછામાં ઓછા બે ગામ તો કરવાં જ પડશે. શિક્ષકને વધુમાં વધુ રૂા. ૩૦ માસિક પગાર મળશે. આ નાણાં પ્રાંતિક ફાળામાંથી વપરાશે. આખો વખત કામ કરવાની શરતે, આ કામ માટે ગયાજીના ઠરાવો મુજબ નોંધાયલા સ્વયંસેવકોને પણ રોકી શકાશે. વળી ખાદીના ઉદ્યોગની સ્વતંત્ર ખીલવણી પણ આવશ્યક હોવાથી હાલ જે માણસો ખાદી બનાવતા હોય તેમની પાસેથી અમુક જથામાં માલ ખરીદવાની તેમને બાંહેધરી પણ અપાશે.

## શુદ્ધ ખાદીનાં મથકો

ગયા સપ્ટેંબર મહિનામાં ખાદીવિભાગ તરફથી શુદ્ધ ખાદી વેચનારાઓનાં નામોની યાદી પ્રસિદ્ધ કરવામાં આવી હતી અને તેમની પાસેથી તેમની પ્રાંતિક અગર જીલ્લા સમિતિનું પ્રમાણપત્ર મેળવી ખાદી ખરીદવા લોકોને ભલામણ કરવામાં આવી હતી. પણ પ્રમાણપત્રનો દુરપયોગ થવાથી અને કેટલાક વેપારીઓએ ખોટાં પ્રમાણપત્રો બતાવી લોકોને ઠગવાથી ખાદીવિભાગ તરફથી હાથે કાંતેલી અને હાથે વણેલી શુદ્ધ ખાદી વેચનારા વિશ્વાસપાત્ર માણસોનાં નામ લોકોની જાણ માટે પ્રસિદ્ધ કરવા એક ખાસ તપાસનીસ નીમવામાં આવ્યો હતો.

એમણે તપાસ કરી નીચેની સંસ્થાઓ-અને વેપારીઓનાં નામ ભરોસાદાર, શુદ્ધ ખાદી વેચનાર તરીકે લોકોની અને વેપારીઓની જાણ માટે જાહેર કર્યાં છેઃ-

૧. જીલ્લા મહાસભા સમિતિ.
બાહેરામપુર (ગંજમ)
૨. ગાંધી આશ્રમ, કાશી (બનારસ)
૩. બાબુરાવ વિનોદ, ગાંધી કુટિર.
દીઘવારા (છપરા)
૪. ધી કોન્નુ હેન્ડ સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની,
તીરૂપુર.
(એસ. આઇ. રેલ્વે)
૫. કે. નાગેશ્વરરાવ, આંધ્રપત્રિકા ઓફીસ, ૭ થાંબુચેટી સ્ટ્રીટ.
મદ્રાસ.
૬. જીલ્લા મહાસભા ખાદી ભંડાર.
બેલગામ.
૭. પ્રાંતિક ખાદી ડીપો.
તીરૂપુર (એસ. આઇ. રેલ્વે)
૮. મહાસભા ખાદી ડીપો.
બીજાપુર.
૯. ધી કોઓપરેટીવ
ટ્રેડીંગ યુનીઅન,
રામચંદ્રપુર, (કોમીલ્લા)
૧૦. જાતીય કલાશાળા,
મચ્છલીપટન (મદ્રાસ)
૧૧. એસ. વેંકટાચાર્ય.
કુની. (વીજાગાપટમ)

# નોંધ

## સમાધાન

ગયાજીની મહાસભા પછી બે માસ વહી ગયા છે, અને ગાંધીજીના કારાવાસને હવે લગભગ એક પખવાડિયામાં એક વર્ષ પૂરું થશે, તે પ્રસંગે દેશમાં પડેલા જુદા જુદા પક્ષના કાર્ય અને શક્તિનું ફરીથી માપ લેવું ઘટે છે.

### વાતાવરણ–ગયાજી પહેલાં

ગાંધીજી જેલમાં ગયા, તે વખતે જ બારડોલીનું પ્રકરણ ચૌરીચૌરાના અત્યાચારોથી અચાનક બંધ થવાથી લોકોના ઉત્સાહનાં પૂર પાછાં વળ્યાં હતાં. છતાંયે ગાંધીજીના કોઈ કોઈ ખરા અનુયાયીઓને તે વખતે પણ કેસરિયાં કરી જેલમાં ઝંપલાવવાનું મન થયું હશે. પણ તરતમાં જ જેલ જવાની કંઈ પણ પ્રવૃત્તિ ન આદરવા અને સંપૂર્ણ શાંતિ જાળવીને ખાદીના અને માત્ર રચનાત્મક કાર્ય ઉપર જ એકાગ્રપણે ધ્યાન આપવા ગાંધીજીએ સૌ કોઈને ફરમાવ્યું. તેથી તેમને ૭ વરસની ટીપ વાગી. તે દિવસે પણ હડતાળ સરખી ન પડી, અને સર્વત્ર શોક અને શાંતિ છવાઈ ગઈ.

આમ લોકોની નિરાશાને લીધે અને ગાંધીજીના ફરમાનને લીધે આશરે બે વર્ષથી વધારે ને વધારે ગરમ થતી ચળવળ થોડાક માસમાં ઠંડી પડતી દેખાતી હતી તેવામાં–ગાંધીજીની ગિરફતારી પછી આશરે અઢી મહિને–(૭–૮ જુન) લખનૌમાં મહાસમિતિ મળી. તેના ઠરાવોમાં "સરકાર ઘણી જ જોરજુલમી રીતે દમનનીતિ ચલાવ્યે જ જાય છે, તેથી કોઈ પણ સ્વરૂપમાં કાયદાના સવિનયભંગની લડત ચલાવવી જોઈએ એવી લાગણી ચોમેર ફેલાયેલી છે, તેની આ સમિતિ નોંધ લે છે," એ શબ્દો આજે આપણું ખાસ ધ્યાન ખેંચે છે. તે સભામાં ધારાસભા વિષે તો ઇસારો પણ ન થયો. છેવટે નિર્ણય પણ એટલો જ થયો કે, "સવિનયભંગની લડત કોઈ પણ સ્વરૂપે શરૂ કરવાનો, કે બીજું કોઈ પગલું લેવાનો સવાલ...... સમિતિની (બીજી) બેઠક ઉપર મુલતવી રાખવો, તે દરમ્યાન આખા દેશમાં ફરી તે વિષે આવતી સભા આગળ, હેવાલ રજુ કરવાને થોડા માણસોને ચૂંટી કહાડવાને પ્રમુખ સાહેબને વિનંતિ કરતા."

આમ સવિનયભંગ સમિતિ નીમાઈ. તેના કાર્યના પરિણામ વિષે ભાગ્યે જ તે વખતે શંકા હતી એટલે ત્યાં સુધી અસહકાર અને સત્યાગ્રહનું વાતાવરણ અખંડ રહ્યું.

તે સમિતિનું કામ ચાલતું ગયું તેમ તેના ટંગ ઉપરથી અને ખાસ કરીને તેનો હેવાલ બહાર પડ્યો ત્યારે સૌની આંખ ઉઘડી.

કલકત્તા, નાગપૂર અને અમદાવાદની એક પછી એક ત્રણ મહાસભાની બેઠકમાં મહાત્મા ગાંધીજીએ ઘડેલા અસહકારના ક્રમની એક એક કડી ઉપર તે સમિતિએ સખત હથોડા માર્યા. ગાંધીજીના કારાવાસથી દેશમાં જે મંદતા અને નિરાશાનું વાતાવરણ ફેલાયું હતું, તેમાં આ સમિતિના હેવાલે શંકાનાં

બીજ રોપ્યાં. દેશનું વાતાવરણ ડોળાઇ ગયું; અને સત્યાગ્રહના અને ધારાસભાના એમ બે ચોકખા પક્ષ દેશમાં પડી ગયા. ધારાસભાના પક્ષમાં મોટા મોટા હિંદુમુસલમાન આગેવાનો ભળ્યા, ત્યારે ગાંધીજીના ક્રમનું શ્રદ્ધાપૂર્વક પાલન કરનારા પ્રાંતો તેમજ દેશ સમસ્તનો ઉત્સાહી યુવકવર્ગ અને શ્રદ્ધાળુ જનસમુદાય મૂળ ક્રમને વળગી રહ્યા. ગાંધીજીએ સન ૧૯૧૭ ના મે માસની ૩૧ મી તારીખ સુધીમાં ગિરમીટની પ્રથા બંધ કરાવવાનો સિંહનાદ કર્યો હતો ત્યારથી– અર્થાત્ લગભગ પાંચ વર્ષથી–સારા દેશના, અને બે વર્ષથી મહાસભાના કુંજમા સત્યાગ્રહનો જે નાજુક વેલો ખીલતો હતો, તેના ઉપર આ સમિતિએ સખત પ્રહાર તો કર્યા, છતાંયે તેને કાયમનું નુકસાન નહિ પહોંચે અને તે થોડા વખતમાં કાયમની માફક ખીલવા માંડશે એમ ઘણાને લાગ્યું.

### ગયાજીમાં

સવિનયભંગ સમિતિના હેવાલ ઉપર વિચાર કરવાને નવેંબર માસની ૨૦ મી તારીખે કલકત્તામાં મહાસમિતિ મળી તે વખતે છેવટનો નિર્ણય થઈ જશે, અને બધું વાતાવરણ સાફ થઈ જશે એવી આશા રાખી હતી, પણ ધારાસભાની અને સમાધાનની કેટલીયે ચર્ચા થયા પછી ગયાજીની મહાસભા ઉપર છેવટનો નિર્ણય મુલતવી રાખવામાં આવ્યો. ગયાજીમાં સ્થિતિ વધારે સ્ફુટ થઇ, એકબીજાની દલીલો સમજીને અને બન્નેનું ઐક્ય કરવાને સૂચવાયેલાં સમાધાન પિછાનીને બન્ને પક્ષ ત્યાં હાજર થયા. બન્ને નિશ્ચયી અને અડગ જણાયા. મસલત સમિતિમાં એ પણ ચોકખું જ થઇ ગયું, કે મહાસભા ગમે ત ઠરાવ કરશે તે છતાં પણ બન્ને પક્ષ પોતપોતાનું ધાર્યું જ કરશે, અને મહાસભા વિરોધી નીવડશે, તોપણ ફરી પાછું તેનું સુકાન પોતાની તરફ વાળવાનો પ્રયાસ કરશે. આમ ગયાજીની બધી ચર્ચા ને ઠરાવ પછી પણ દેશનું વાતાવરણ ડોળાયેલું રહેશે ને પક્ષભેદ વધારે ને વધારે નિશ્ચિત, ઉંડો અને મક્કમ થશે એમ ચોકખું જણાયું.

હવે સત્યાગ્રહીની દૃષ્ટિથી એ મહાસભાનું કામ તપાસીએ, તો નીચેની બાબતો ખાસ ધ્યાન ખેંચે છેઃ—

(૧) હકીમ અજમલખાન સાહેબ, દેશબંધુ દાસ અને પંડિત મોતીલાલજી જેવા અગ્રગણ્ય દેશસેવકો ધારાસભાના પક્ષમાં હતા, અને તેમની હરિફાઈ કરી શકે એવા કોઇ મોટા આગેવાનો સત્યાગ્રહના પક્ષમાં ન હતા. છતાં તેથી ધારાસભાની સામે પૂરેપૂરી ટક્કર ઝીલવામાં અને તેને નાપસંદ હતો એવો સવિનય ભંગનો ઠરાવ કરવામાં વધુમતિ ધરાવતો સત્યાગ્રહીપક્ષ જરાયે ડગ્યો નહિ. ધારાસભા, શાળા, કોરટો વગેરે વિષે કલકત્તાની કારોબારી સમિતિએ ઘડેલા ઠરાવોનો માત્ર નકાર કરીને જ આપણો પક્ષ સંતોષ નહિ પામ્યો. આપણે નીડરપણે તે દરેકને વિષે ગાંધીજીના મૂળ ઠરાવને ફરીથી પસાર કર્યો. મ્યુનિસિપાલિટીઓ વિષે કાર્યવાહક સમિતિનો ઠરાવ પ્રમાણમાં નિર્દોષ હતો. તેને પણ આપણે નહિ સાંખ્યો.

(૨) આપણે એ પણ જાણ્યું કે ધારાસભાનો પક્ષ મહાસભાના ઠરાવને કબૂલ રાખશે નહિ એટલું જ નહિ, પણ તે પસાર થયા પછી બીજા જ દિવસથી તેની સામે સખત ચળવળ શરૂ કરશે, તેમજ તેને ફેરવવાને માટે મહાસભાની ખાસ બેઠક બનતી ત્વરાથી બોલાવવાની માગણી કરશે. આથી ધારાસભા વગેરેને વિષે અંતિમ ઠરાવ કરવાથી દેશનું વાતાવરણ ચોકખું કરવાની ધારણા રાખી હતી, તે પૂરી સફળ નહિ થાય એમ તો જાણ્યું જ હતું, પણ તેની સાથે એ પણ ધાર્યું હતું કે મોટા મોટા આગેવાનો પણ મહાસભાના ઠરાવની સામે ચળવળ કરશે તેમ તેમ તેમનું વજન ઘટતું જશે, અને આપણા કાર્યમાં જોઇતી સગવડ મળી રહેશે.

(૩) આવા મુશ્કેલ સંજોગોમાં પણ આપણે ધારાસભાનો નકાર કરીને જ બેસી ન રહ્યા. ફરીથી બનતી ત્વરાએ સરકારની સામે સવિનય ભંગની

આવી રીતે ઇશ્વર ઉપર અને સત્યાગ્રહના અચલિત સિદ્ધાંત ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખીને આપણે પ્રખર મહારથીઓની પણ અવગણના કરી ને સત્યાગ્રહની લડતમાં ઝંપલાવ્યું. કલકત્તામાં શ્રી રાજેન્દ્રપ્રસાદે કહ્યું, કે થોડાં કે ઘણાં વર્ષમાં, આ ભવમાં કે આવતા ભવમાં સત્યાગ્રહનો જ મૂળ કાર્યક્રમ અમલમાં મૂકીને આપણે સ્વરાજ લેવાનું છે. ગયાજીની મસલત સમિતિમાં " આ કરીશું કે મરીશું " એવું વચન ઉચ્ચારીને ડાક્ટર અનસારી સાહેબે પુરાણા રજપુત વીરોની વીરં પ્રતિજ્ઞાની યાદ આપી. શ્રીમતી સરોજીની નાયડુએ મહાસભાના સવિનય ભંગના ઠરાવનેજ સાચા સમાધાન રૂપ ગણ્યો અને મહાસભાની ભરી બેઠકમાં સ્પષ્ટ રીતે સૂચવ્યું, કે સવિનય ભંગનો ઠરાવ પસાર કરો, તો તેના વાવટાને છેવટ સુધી વફાદાર રહેવાનો નિશ્ચય પણ કરો. મોટા આગેવાનો વિના અને તેમના વિરોધ છતાં આપણે કેમ કરીને લડત ચલાવીશું ? એવી શંકાના જવાબમાં શ્રી. રાજગોપાળાચારી અને ડાક્ટર પટ્ટાભીસીતારામૈયાએ નીડરપણે જણાવ્યું, કે સમય આવ્યે આગેવાન તો નીકળી આવશે, અને સાદા, ભોળા માણસોમાંથી પણ નરવીરો પેદા થશે.

લડત માંડવા દેશને આપણે આવ્હાન કર્યું, અને તે સારૂ ૫૦,૦૦૦ સ્વયંસેવકો અને ૨૫ લાખ રૂપિયાની માગણી કરી. ધારાસભાના પક્ષે તો આ ઠરાવને હસી કહાડયો અને તેમાં રહેલી આપણી દાનતને વિષે શંકા પણ બતાવી, છતાં આપણે ડગ્યા નહિ. તેઓ ધારાસભાની તો ચર્ચા ચાલુ રાખશે જ, એ જાણીબુજીનેજ આપણે સત્યાગ્રહની લડતને માટે ઉપર મુજબની તૈયારી તા. ૩૦ મી એપ્રિલ સુધીમાં, અર્થાત્ ચાર માસની અંદર, પૂરી કરવાનું બીડું ઝડપ્યું.

( ૪ ) કલકત્તામાં અને ગયાજીમાં પણ સમાધાનોનો કંઈ તોટો નહોતો. શ્રી. એસ. શ્રીનિવાસ આયંગરે રજુ કરેલું સમાધાન નિરર્થક હતું એ તો અમે જણાવી ગયા છીએ. પણ કલકત્તાથી જ શ્રી. વિઠ્ઠલભાઇ પટેલે એવા મુદ્દાની દરખાસ્ત કરી હતી, કે ( ૧ ) એપ્રિલ અથવા મે માસની આખર સુધી ધારાસભાની ચર્ચા બન્ને બાજુએ છોડી દેવી અને બન્ને પક્ષે સાથે મળીને સવિનય ભંગની તૈયારી કરવી: ( ૨ ) તે મુદત પૂરી થયે જો તૈયારી સંતોષકારક માલમ પડે તો લડત ચલાવવી; પણ ( ૩ ) જો તેમ ન થાય તો ધારાસભાને વિષે ફરીથી વિચાર કરવાને મહાસભાની ખાસ બેઠક લગભગ જુન માસમાં બોલાવવી. આમાં લાભ તેમજ હાનિ બન્ને હતાં. તેનો મુખ્ય દોષ તો એ હતો કે ધારાસભાની વાત આમ લોકોની આંખ આગળ લટકતી રહે, અને તેથી તેમની શંકા કાયમ રહે. તેનો જવાબ પણ દેખીતો હતો, કે ગયાજીમાં મહાસભા તે વિષે ઠરાવ કરશે તો પણ એક બળવાન પક્ષ ધારાસભાની ચર્ચા ચાલુ રાખશે એટલે લોકોની આંખ આગળ તો તે વાત રહેવાની જ. બીજી બાજુએ એ સમાધાનથી લાભ એ હતો કે લગભગ ચાર માસ સુધી ધારાસભાની ચર્ચાથી વાતાવરણ કલુષિત ન થાય, અને શંકિત બનેલા આગેવાનોને તેમ જ શ્રદ્ધાળુ સત્યાગ્રહીઓને સાથે મળીને પૂરજોશથી કામ કરવાનો અમૂલ્ય અવસર મળે. છતાં આ સમાધાન પણ જાણીબુજીને આપણે જતું કર્યું.

## ગયાજી પછી

આ બનાવોને બે મહિના વીતી ગયા છે. તે દરમ્યાન કેટલુંકતો ધાર્યા પ્રમાણેજ બન્યું છે. દેશબંધુ દાસે અને પંડિત મોતીલાલજીએ ગયાજીની સભા પૂરી થયા પછી બીજેજ દિવસે પોતાનો જુદો પક્ષ રચ્યો છે. તે પક્ષના જુદા જુદા નેતાઓએ પોતપોતાના પ્રાંતોમાં ચળવળ શરૂ કરી છે. દેશબંધુએ પોતે બનારસ, મુંબઇ, પુના અને હાલ અલ્લાહાબાદ જઈને પોતાના પક્ષના બળને પોષણ આપ્યું છે, અને તેના અલાયદા ફંડ માટે નાણાં પણ મેળવ્યાં છે. તેમના ભાષણમાં સ્વરાજની યોજના વિષે ઉલ્લેખ હતો, તે મુજબ બાબુ ભગવાનદાસ સાથે મળીને કંઈક વિગતવાર યોજના પણ તેમણે ઘડી છે. તેમજ સત્યાગ્રહ પક્ષના સ્તંભ રૂપ આંધ્રદેશ અને કર્ણાટક, ગુજરાત ને જબલપુર પ્રાંતમાં

સવિનય ભંગને માટે યોગ્ય તૈયારીઓ ચાલી રહી છે. ધારાસભાની અને સમાધાનની વાતો દૂર દૂર ચાલ્યાંજ કરે છે તેની જરાયે પરવા કર્યા સિવાય તેઓ શ્રદ્ધાપૂર્વક મહાસભાની સમિતિઓને મજબૂત બનાવે છે, સ્વયંસેવકોની ભરતી કરે છે, અને નાણાં જમા કરે છે.

જો આમ ધારાસભાનો પક્ષ પોતાનું કામ કરતો રહ્યો હોત, અને બીજી બાજુ ગયાજીમાં ધારાસભાનો નકાર અને સત્યાગ્રહને ટેકો આપનાર આગેવાનો અને પ્રતિનિધિઓ પોતાના કામમાં શ્રદ્ધાપૂર્વક મચ્યા રહ્યા હોત, તો તો દેશની ખરી કસોટીનો પ્રસંગ થોડાજ વખતમાં આવત. પણ જેમ કેટલુંક ધાર્યા મુજબ થયું છે, તેમ કેટલુંક અણધાર્યું પણ બન્યું છેઃ—

(૧) ઉત્કલ જેવા પછાત પ્રાંતના પ્રતિનિધિઓએ લગભગ સર્વાનુમતે સત્યાગ્રહની તરફદારી કરી હતી છતાં કોઇ આગ્રહી આગેવાનને અભાવે તેમાં ભાગ્યે જ કંઇ કામ થયું જણાય છે. સિંધમાં સરકારની દમનનીતિ ચાલુજ છે, અને મોટા આગેવાનો તો ક્યારનાયે જેલમાં પહોંચી ગયા છે, એટલે ત્યાં પણ કંઇ નીપજ્યું હોય એમ જણાતું નથી. આમ સત્યાગ્રહમા ચુસ્ત રહેલા કેટલાક પ્રાંતો આગેવાનોના અભાવે થોડુંજ કાર્ય કરી શકયા છે.

(૨) બીજા કેટલાક ચુસ્ત રહેલા પ્રાંતોમાં આવી કંઇ મુસીબત નથી, છતાં ગયાજીની સભા પછી કોણ જાણે શાયે કારણથી તેમના આગેવાનોમાં કંઇક અશ્રદ્ધા ને કંઇક સમાધાનની ઉત્કંઠા ઉત્પન્ન થઇ જણાય છે. આથી શ્રીમતી સરોજીની નાઇડુના મુંબઈ શહેરમાં, ડાક્ટર અનસારીના દિલ્હી પ્રાંતમાં, અને શ્રી રાજેન્દ્રબાબુના બિહાર પ્રાંતમાં પણ સ્વયંસેવકોની ભરતી માટે ને નાણાં ભેગાં કરવા માટે, થોડું જ કાર્ય થએલું માલમ પડેછે. પંજાબમાં સર જોન લોરેન્સના બાવલા વિષે જુની ચળવળ ઘડીભર ઉભળી આવી, લાલા દુનીચંદ જેવા આગેવાન કેટલાક સ્વયંસેવકો સાથે જેલ સીધાવ્યા, અને તે લડત મુલ્તવી રહ્યા પછી પ્રાંતિક સમિતિએ સમાધાનની વાતને ટેકો આપ્યો. એટલે ત્યાં પણ સરવાળે કંઇ જ જણાય છે.

(૩) ગયાજીમાં જ સૌ જાણતા હતા કે અલીભાઇઓની ગેરહાજરીમાં મુસલમાનોની સરસ આગેવાની કરી શકે એવા મૌલાના અબુલકલામ આઝાદ થોડા જ દિવસમાં જેલમાંથી છૂટશે. તેથી તેમને કાર્યવાહક સમિતિમાં પણ નીમ્યા હતા. તેઓ બ્હાર આવીને મહાસભાના પક્ષ સાથે પૂરેપૂરા ભળી જશે એમ જ ધાર્યું હતું. પણ લગભગ એક વર્ષથી ચાલતી ચર્ચાઓથી તેઓ માહિતગાર નહિ હોવાથી તેમનાથી હાલનો પક્ષભેદ સહેવાયો નહિ. અને બન્ને પક્ષની વચ્ચે સમાધાન કરવાને તેમણે ખૂબ કોશિશ કરવા માંડી. વળી, મૂળથી જ દેશબંધુથી જુદા પડીને આ ચળવળમાં કામ કરનાર શ્રી શ્યામસુંદર ચક્રવર્તિ પણ થોડાક વખત ઉપર બ્હાર આવ્યા, છતાં તેમણે હજી સુધી મૌન જ ધારણ કર્યું છે. સંયુક્ત પ્રાંતના બીજા રાજદ્વારી કેદીઓની સાથે પંડિત જવાહિરલાલ નેહરૂ પણ ઓચિંતા જેલમાંથી છૂટયા, એટલે તેમણે પણ સ્વાભાવિક રીતે સમાધાનને માટે પ્રયાસ કરવા માંડયો. આ ત્રણે જણ ધારાસભાના કટ્ટર વિરોધી છે, છતાં લગભગ તેમના જ પ્રયાસથી સમાધાનની વાતે હાલ ગંભીર સ્વરૂપ પકડયું છે.

## આજની દશા

ગયાજીની સભા પછી ઉપર મુજબ કંઇક ધારેલા અને કંઇક અણધારેલા બનાવો બન્યા છે તેથી આજની સ્થિતિમાં નીચેનાં તત્ત્વો તરી આવે છેઃ—

(૧) સવિનય ભંગની તૈયારી માટે ગયાજીમાં ચાર મહિનાની મુદત ઠરાવી છે. હાલ લગભગ બે માસ પુરા થયા છે, છતાં ભાગ્યે જ આખા દેશમાં થઇને ૨૦૦૦ સ્વયંસેવકો નોંધાયા હશે.

(૨) ૨૫ લાખ રૂપિયા તેટલી જ મુદતમાં ભેગા કરવાનું ઠરાવ્યું છે. અત્યાર સુધીમાં ભાગ્યે જ પાંચ લાખ ભેગા થયા હશે. હજુયે મહાસભાની કાર્યવાહક સમિતિ પોતાના ક્રમ મુજબ આખા દેશમાં પર્યટણ કરે, તો પૈસા પૂરા થવામાં વાંધો ન આવે. પણ હમણાં જ સમાધાન વિષે વિચાર કરવાને મહાસમિતિ મળવાની છે, તેથી કાર્યવાહક સમિતિનો મુસાફરીનો ક્રમ 'મુલ્તવી રહ્યાનું જાહેર થયું છે.

(૩) આમાં સૌથી વધારેમાં વધારે મહત્ત્વની બાબત તો એ છે કે કાર્યવાહક સમિતિએ મૌલાના અબુલ કલામ આઝાદે સૂચવેલું સમાધાન સર્વાનુમતે કબૂલ કર્યું છે. ( આગળ જુઓ )

(૫) તે પછી હકીમ અજમલખાન સાહેબ, પંડિત મોતીલાલજી અને દેશબંધુએ પણ કેટલીક શરતો સાથે તે સમાધાન સ્વીકાર્યું છે. આમ તેમણે તો પોતાનો હાથ હજી ઉંચો રાખ્યો છે, ત્યારે આપણી કાર્યવાહક સમિતિએ તો પૂરેપૂરું નમ્યું આપ્યું છે.

( ૬ ) દરમ્યાન તેઓ ધારાસભાનો પક્ષ તો મજબૂત કરતા જ જાય છે, પોતાનું બંધારણ ઘડતા જાય છે, ઠરાવો કરતા જાય છે અને નાણાં પણ જમા કરતા જાય છે.

(૭) ત્યારે મહાસભાનો પક્ષ કંઇક નબળો પડયો ગણાય. તેમાં કેટલાક ચૂસ્ત અસહકારીઓ છે, ત્યારે બીજા કેટલાક કંઇક વધારે નરમ અને સમાધાનશીલ પ્રકૃતિના છે. આમ મહાસભાનો પક્ષ પૂરેપૂરો એકત્ર નથી—તેમાંના નરમ સભાસદોના આગ્રહને લીધે જ તેમણે સમાધાન કબૂલ કરેલું છે—ત્યારે ધારાસભાનો પક્ષ એકત્ર અને અવિચ્છિન્ન છે, અને દિવસે દિવસે વધારે મજબૂત બનતો જાય છે. અને મહાસભાનું નરમ દળ દેશબંધુ સાથે ભળી જાય તો તેમનું પલ્લું મહાસભાની નવી બેઠકમાં નમે એવો સંભવ રહે છે.

## સમાધાન

કાર્યવાહક સમિતિએ જે સમાધાન સ્વીકાર્યાનું ઉપર જણાવ્યું છે તેની શરતો નીચે મુજબ છેઃ—

( ૧ ) આવતા ત્રણ માસ દરમીઆન બન્ને પક્ષે ગયા-જીની મહાસભાના ક્રમનો અમલ કરવા માટે પ્રયાસ કરવો.

( ૨ ) એ મુદત દરમીઆન ધારાસભા વિષેના ક્રમમાં સુધારો કરવા વિષે કે નવા પક્ષની રચના વિષે કંઇ ચર્ચા કે પ્રચારનું કાર્ય ન કરવું.

( ૩ ) તે મુદતને આખરે સવિનય ભંગ કરવાનું નક્કી થાય તો બન્ને પક્ષે મળીને તે વિષે કામ ઉપાડવું.

( ૪ ) પણ જો આવું કંઇ પગલું લેવાનું અશકય માલમ પડે તો દેશની સ્થિતિ વિષે ફરીથી વિચાર કરવા માટે મહાસભાની ખાસ બેઠક બોલાવવી.

( ૫ ) એ બેઠક મળે તે પહેલાં એક માસ અગાઉથી પોતાની માન્યતા મુજબ લોકમત કેળવવાની બન્નેને છૂટ રહે.

( ૬ ) બન્ને બાજુએ પોતાના જુદા પક્ષ રચ્યા સિવાય તે બેઠકના ઠરાવનો અમલ કરવો.

કલકત્તામાં શ્રી. વિઠ્ઠલભાઇ પટેલે સમાધાન સૂચવ્યું હતું તેવું આ જણાય છે. તે કલકત્તામાં તેમજ ગયાજીમાં નામંજૂર થયું હતું, પણ તેથી તેની ચર્ચા કાંઇ બંધ થાય નહિ. તેમ કાર્યવાહક સમિતિએ હવે તેને મંજૂર કર્યું છે તેથી તેને પ્રમાણભૂત માની લેવાની પણ જરૂર ગણાય નહિ. એ તો જાહેર થઇ જ ચૂકયું છે, કે કાર્યવાહક સમિતિના અર્ધા ભાગના સભાસદોએ તેને સ્વીકારી લીધું તેથી, તેમજ તેમના તથા મૌલાના સાહેબના આગ્રહને વશ થઇને સમિતિએ સર્વાનુમતે તેને મંજૂર કર્યુ છે. ઉપર કરેલી મીમાંસા ધ્યાનમાં લેત, સમિતિનું આ પગલું સ્વા-

ભાવિક પણ જણાય. છતાંય તે વિષે છેવટની જવાબદારી તો પ્રજાને જ લેવાની છે. તેથી તેની યોગ્યતા વિષે આપણે ફરીથી સૂક્ષ્મ રીતે વિચાર કરવો ઘટે છે.

### ખાસ બેઠક

સમાધાનની પહેલી ત્રણ કલમોમાં કંઈ વાંધાભરેલું ગણી શકાય નહિ. બંને પક્ષ થોડો વખત પણ ધારાસભાની વાત બાજુએ મૂકીને સત્યાગ્રહની ચળવળમાં સાથે મળીને ઝુકાવે એ ઇષ્ટ જ હોય. પણ તે ચળવળને પરિણામે સવિનયભંગની લડત શરૂ કરવાનું ન બની શકે તો બધી સ્થિતિનો ફરીથી વિચાર કરવાને મહાસભાની ખાસ બેઠક બોલાવવાની (ચોથી) શરત કાર્યવાહક સમિતિએ કેમ કબૂલ કરી એ સમજાતું નથી. લડતની પૂરી તૈયારી ત્રણ માસમાં ન થઇ હોય તો વળી વધારે વખત સુધી, તૈયારી પાકી કરવાનોજ ખ્યાલ સમિતિએ રાખવો જોઇતો હતો. સવિનય ભંગની લાલચ આપ્યા સિવાય બિનશરતે ધારાસભાના બહિષ્કારનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો તો પછી તે લડતની પૂરી તૈયારી ધારેલી મુદતમાં ન થાય અને તેથી તે મુલતવી રહે તે માટે મહાસભા શા માટે બોલાવવી ?

સમિતિના અગ્રગણ્ય સભાસદોએ ગયાજીમાં આ સમાધાન ન સ્વીકારવાનું કારણ આપ્યું હતું કે ધારાસભાના બહિષ્કારનો ઠરાવ કરીને વાતાવરણ સ્વચ્છ થાય, તેમ વળી ખાસ બેઠકમાં તેની ચર્ચા ફરીથી ખોલવાનું ઠરાવવાથી તે કલુષિત થાય. વળી તે બેઠકનો ખ્યાલ રહેવાથી સવિનય ભંગની તૈયારી પણ ઢીલીજ થાય.

આવાં કારણસર કલકત્તાને ગયાજીમાં મહાસમિતિની જે ખાસ બેઠક ઝેર જેવી લાગી હતી, અને દેશબંધુ ને હકીમજીનો સહકાર મેળવવાના દામ તરીકે પણ જેને જોઇ વિચારીને કબૂલ કરી ન હતી તેને કયા નવા સંજોગોને લીધે આ સમિતિએ હવે સ્વીકારી છે તેનો ખુલાસો આપણને મળ્યો નથી.

વળી બીજી રીતે વિચાર કરીએ. ખાસ બેઠકમાં કયી નવી દલીલ વિચારવાનું કે કયું સમાધાન ચર્ચવાનું બાકી રહ્યું છે ? જે સવાલનો ગયાજીમાં છેવટનો નિકાલ કર્યાનું ડિમડિમ્ વગાડીને આપણે જાહેર કર્યું તે ઉપર ફરીથી વિચાર કરવાને બેજ માસમાં મહાસભાની ખાસ બેઠક બોલાવવાનું કેમ કબૂલ કરવું જોઇએ તેના બે જ હેતુ હોઇ શકે. અત્યાર સુધીમાં સૂચવાયલાં તમામ સમાધાનો અસહકારના સિદ્ધાંતના વિરોધી જણાયાં છે. છતાં તેમાંનું કોઇ સ્વીકારીને સમિતિના હાલના આગેવાનો પોતાની નિષ્ફળતા ને નબળાઈ જાહેર કરવા ઇચ્છતા હોય, અથવા તો તેઓ પોતે મક્કમ રહે છતાં પણ તેમના કાર્યની નિષ્ફળતા ધ્યાનમાં લઇને દેશને પોતાનો મત બદલવાની તક આપવા ઇચ્છતા હોય. પહેલા હેતુનું આરોપણ જ સમિતિને કલંકરૂપ છે, ત્યારે બીજો અતિશય હાનિકારક છે. પ્રતિષ્ઠિત આગેવાનોની અવગણના કરીને અને તેમની વિરોધી પ્રવૃત્તિનો ખ્યાલ કરીને જ પ્રજાએ નિઃશંકપણે મહાસભાનું નાવ થોડા જ વખત ઉપર જેમને સોંપ્યું તેમણે સત્યાગ્રહની તાજી પ્રતિજ્ઞા તોડવાની લાલચ પ્રજા આગળ ફરીથી રજુ ન જ કરવી જોઇએ, તેમ તેની શક્તિ અને નિશ્ચયબળ વિષે આટલી ઉંડી શંકા પણ ન જ રાખવી જોઇએ.

### પક્ષાપક્ષીની બંધી

જો મહાસભાની ખાસ બેઠક ભરાવાની જ હોય, તો તે મળતાં પહેલાં બંને પક્ષને ખુલાસાથી ચર્ચા કરવાની છૂટ તો મળવી જ જોઇએ. પણ આપણી દૃષ્ટિએ ખરેખરો ડંખ તો સમાધાનની (છઠ્ઠી) છેલ્લી શરતમાં રહેલો છે. જો ખાસ–બેઠકમાં સત્યાગ્રહની લડતમાં ગમે તેટલો વિલંબ થાય છતાં પણ ધારાસભાનો બહિષ્કાર કરવાનું કાયમ રહે તો તેને કબૂલ રાખતાં ધારાસભાના પક્ષને ઘણું શોષવું પડે. તે પક્ષના જે આગેવાનોએ મહાસભાથી હાલ જુદા પડીને જનસમાજમાં અપ્રિય થવાનું સાહસ વહોર્યું છે

અને જેઓ આ સમાધાનના સિદ્ધાંતને સ્વીકાર્યા પછી પણ પોતાનો મજબૂત વ્યૂહ રચવામાં હાલ રોકાએલા છે, તેઓ આ શરતમાં કંઈ પણ સુધારા કર્યા સિવાય તેને કબૂલ રાખે એ અસંભવિત લાગે છે. પણ તેઓ તો પોતાની સંભાળ લઈ શકે એવા છે, તેમની ચિંતા આપણે કરવાની જરૂર નથી. વળી તેઓ તો આ સવાલને મોટે ભાગે રાજકીય અને વ્યવહારિક દૃષ્ટિએ જુએ છે, તેથી તેઓતો કદાચ આ શરત કબૂલ પણ કરી શકે. પણ જે પક્ષમાં એક પણ માણસ કાયમ રહે ત્યાં સુધી તેને સત્યાગ્રહનો વાવટો ફરકાવવાનું મહાત્મા ગાંધીજીએ યેરોડા જેલમાંથી ફરમાવ્યું છે તે તો આ શરત કદાપિ સ્વીકારી શકે નહિ. ધારાસભાના બહિષ્કાર વિષે કંઇ સમાધાનનો અવકાશ જ નથી એમ આપણે ફરી ફરીને જણાવેલું હોવાથી હવે તે વિષે ગયાજીનો ઠરાવ કરવાને જ ખાસ બેઠક બોલાવાય છે એમ લોકો વ્યાજબી રીતે સમજશે. વળી સવિનય ભંગની લડત પણ મુલતવી રહે, તેથી તે બેઠકમાં ધારાસભા વિષે જુદો ઠરાવ પણ થાય. છતાં સાચા સત્યાગ્રહીઓ તો તેની જરાયે પરવા ન કરે. તેઓ અસહકારને ધર્મરૂપ સમજતા હોવાથી ધારાસભાની ચળવળમાં કદાપિ ભાગ લઇ શકેજ નહિ. એટલે કાંતો તેમણે રાજકીય ચળવળમાંથી ખસાઇ જવું જોઇશે, અથવા તો—હાલ દેશબંધુ દાસે કર્યું છે તે પ્રમાણે—જતાં તેમનાથી વધારે ઉચ્ચ ને સૂક્ષ્મ ઉદ્દેશથી—સત્યાગ્રહનો જુદો પક્ષ રચવો જોઇશે. સત્યાગ્રહીઓએ સરકારથી તેમજ પ્રજાથી નીડર રહેવુંજ જોઇશે. જેમ સન ૧૯૨૦ ની કલકત્તાની ખાસ બેઠકે અસહકારના ક્રમને નામંજૂર કર્યો હત, તોપણ ગાંધીજી પોતાનો જુદો પક્ષ રચીને તે વિષે લોકમત કેળવવા સારા દેશમાં ઘૂમત, તે પ્રમાણે ખાસ બેઠકમાં વિરોધી ઠરાવ થાય તોયે તેમની ગેરહાજરીમાં સત્યાગ્રહનો ધર્મ કાયમ રાખવાને માટે આપણે પ્રવૃત્તિ કરવીજ પડે.

આમ સિદ્ધાંતની દૃષ્ટિએ જોતાં, કાર્યવાહક સમિતિએ આ સમાધાન સ્વીકારવામાં અત્યંત સાહસિક પગલું લીધું છે. વ્યવહારિક દૃષ્ટિએ એ કાર્ય અત્યંત હાનિકારક નીવડતું જણાય છે. સમિતિનો હેતુ ગમે તે હશે, છતાં પ્રજા તો સ્થૂળ દૃષ્ટિએ એટલુંજ જોશે કે જાણીબૂજીને કોરે મૂકેલા મહારથીઓની સહાય વિના અને કંઇક તેમના વિરોધને લીધે કંઇ નીપજી શક્યું નહિ-તેથીજ તેને હવે હારીને તેમનું શરણુ લેવું પડયું છે. વળી હાલ જે થોડા પ્રાંતોમાં ગયાજીનો કાર્યક્રમ પૂરજોશથી અમલમાં મૂકાય છે, ત્યાં સમાધાનથી નુકસાન પહોંચશે, અને બાકી રહેલા બે માસમાં પહેલાંના કરતાંયે ઓછું કામ થશે, તેથી વળી આપણો પક્ષ વધારે નિર્બળ થશે અને ધારાસભાના પક્ષને વધારે પુષ્ટિ મળશે. અલબત્ત, આની સામે એ પણ કહી શકાય કે સમાધાનથી મોટા આગેવાનોની સહાય હવે મળી શકે અને તેથી આવતા બે માસમાં વધારે સંગીન કામ થાય. તેઓ સમાધાન સ્વીકારે તો બનતી મદદ કરે જ એમ આપણે માનીશું, છતાં એ તો ધ્યાનમાં રાખવું જ જોઇએ કે સવિનય ભંગના જે ઠરાવમાં તેમને જરાયે શ્રદ્ધા નથી અને જેના શબ્દેશબ્દને તેમણે અનેક જાહેર સભાઓમાં પીંખી નાંખ્યો છે, તેના અમલમાં અંતરની ઉંડી શ્રદ્ધાનો વેગ ને જોમ નહિ આવે એ દેખીતું જ છે. વળી તેમની નજર તો આપણા કરતાં પણ વધારે અંશે ધારાસભાની ખાસ બેઠક પર જ રહેશે અને તેમના આવા સહકાર છતાંય કંઈ ભારે પરિણામ નહિ આવે તો તે ઉપરથી ધારાસભાના પક્ષમાં વધારે અસરકારક દલીલ કરવામાં આવશે. દેશબંધુ દાસે આ સમાધાનનો મુદ્દો સ્વીકારતી વખતે પણ ખાસ બેઠકના પ્રતિનિધિઓની ચૂંટણીના નિયમો વિષે ખાસ સાવચેતી રાખવાનુ સૂચવ્યું છે તે ઉપરથી પણ ચતુર હશે તે ચેતશે.

કાર્યવાહક સમિતિના આગેવાનોને આવું ભયંકર સમાધાન કરવુંજ હતું તો કલકત્તામાં કે ગયાજીમાં તે કરવાનો ખરો અવસર હતો. તે વખતે માન અને શોભા સાચવીને તેમ કરી શકાત. આજે તે કબૂલ કરવાથી આપણી નબળાઇનું પ્રદર્શન થાય છે ને બે મહિનાપર હિંમતભેર આગળ મુકેલો પગ પાછો હઠાવતાં નાક કપાય છે. આ લખતી વખતે ખબર પડી છે કે મહારાષ્ટ્રના અસહકારી આગેવાનોએ સમાધા-

ખૂનામરકી પણ થઇ અને ફરીથી શાંતિનું વાતાવરણ જમાવવાને ગાંધીજીએ સત્યાગ્રહની લડત બંધ કરી, અને કોઇ પણ આગેવાન જેલ જાય ત્યારે હડતાળ પાડવાની પણ બંધી કરી. તેથી ભાઇ હોર્નિમેન પણ દેશપાર થયા તે વખતે જ નહિ પણ પછીથી યોગ્ય તૈયારી કરીને વિધિપૂર્વક, માત્ર મુંબઇ શહેરમાં જ, ગાંધીજીએ હડતાળ પાડી હતી. જ્યારે અસહકારની લડતને અંગે મોટા મહારથીઓ અને ઉત્સાહી નવજુવાનો મોટી સંખ્યામાં જેલમાં જવા લાગ્યા ત્યારે તો ગાંધીજી શોક માણવાને બદલે આનંદમાં મગ્ન થવા લાગ્યા, એટલે હડતાળ સંભવે જ કેમ? ગાંધીજી પોતે જેલ ગયા, ત્યારે લોકોમાં ઉત્સાહનું પૂર તો ખૂટી ગયું હતું. છતાં શાંતિનો ભંગ થવાની દહેશતથી જ ગાંધીજીએ હડતાળની બંધી કરી હતી. આજે તેમના કારાવાસને લોકો ઉત્સવ તરીકે ઉજવી શકે એમ નથી. તેમ નિરાશા અને મંદતાનું જે વાતાવરણ ફેલાયેલું છે તેમાં અશાંતિનો પણ સંભવ નથી. તેથી ગાંધીજીની પ્રત્યે પ્રજાનો પ્રેમ અને ભક્તિભાવ દર્શાવવાના હેતુથી સમિતિએ હડતાળ પાડવાનું ફરમાવ્યું છે. જેમ સરકારની આપખુદીની સામે પ્રજામત જાહેર કરવાને ૬ ઠ્ઠી એપ્રિલને દિવસે હડતાલ પાડીએ છીએ, અને સરકારના વૈરાગ્નિથી ભસ્મ થયેલા જલિયાંવાલા—બાગના શહીદોની યાદગીરી કાયમ રાખવાને આપણે ૧૩ મી એપ્રિલ ને દિવસે હડતાળ પાડીએ છીએ, તેમ આખા જગતના સર્વોત્તમ સાધુપુરૂષ ઉપર થયેલા અત્યાચારને લીધે, તેમના તરફ આપણા અંતરમાંથી ફુવારાની માફક ફુટતા ભાવને દેશભરમાં વરસાવવા માટે આવતા પાંચે વર્ષ દરમ્યાન અને કદાચ તે પછી પણ કાયમને માટે ૧૮ મી માર્ચના દિવસે હડતાળ પાડીશું. પણ જો ગાંધીજી પ્રત્યે ગમે તેટલા ઉંડા ભાવના ઉભરાથીજ આપણે સંતોષ માનીએ તો ૧૮ મી નું પાલન અધૂરૂંજ ગણાશે. જેમના પ્રત્યે આપણે ભક્તિભાવ દર્શાવીએ તેમના સ્મરણ અને પૂજનથી આપણે વધારે વિશુદ્ધ અને પાવન થવું જોઇએ, આપણા મનની નબળાઇઓ અને અશુદ્ધિઓ સાફ થવી જોઇએ, અને બને તેટલે અંશે તેમને પગલે ચાલવાનો ગંભીર નિશ્ચય થવો જોઇએ. તેથી આ અવસરે દેશનાં ગરીબ ગામડાંઓ અને ઝુંપડીઓની ગરીબાઇ ટાળવા માટે શુદ્ધ સ્વદેશી કાપડ નખથી શિખ સુધી પહેરવાની અને પરદેશી કાપડનો મેલ ઉતારવાની જે આતા ગાંધીજીએ કરી છે, તેનું કંઇ વિશેષ પાલન કરવા માંડવું જોઇએ, અને હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી અને શિખ, સૌએ ભેગા મળીને ખરા દિલની દોસ્તી વધારવાનો અને રાષ્ટ્રીય ઐક્ય વધારે સંગીન કરવાનો નિશ્ચય કરવો જોઇએ; માંસાહારીઓ અને પશુપ્રાણીઓ કરતાં પણ જે અંત્યજભાઇઓને આપણે નીચા અને અસ્પર્શ્ય ગણીને મનુષ્યજાતિ તરફ ગંભીર ગુન્હો કરીએ છીએ તેમની સાથે વધારે ભાઇચારો બાંધવો જોઇએ; સ્વતંત્રતા અને સત્યાગ્રહના મંદિર સમાં રાષ્ટ્રીય શાળાઓ અને વિદ્યાપીઠોના નિભાવ માટે આપણાથી બનતું દાન અર્પવું જોઇએ; સ્વરાજ મેળવવા માટે શુદ્ધ સત્યાગ્રહ ધર્મનું પાલન કરવા અને તે માટે વધારે ને વધારે કુરબાની કરવા આપણે નિશ્ચય કરવો જોઇએ; અને પશ્ચિમના ધસારાથી તારાજ થતી આર્ય સંસ્કૃતિનું રક્ષણ કરવાને ગાંધીજીએ આખું જીવન અર્પણ કર્યું છે તેના સત્ત્વને પિછાનવા અને પાળવાને આપણે પ્રયાસ કરવો જોઇએ. આ બધું નહિ કરીએ તો ૧૮ મીની ઉજવણી, એ માત્ર આળસ અને મંદતાનીજ નિશાની ગણાશે. ૧૮ મી ની હડતાલ પાડવાની લાયકાત તેજ ગામમાં આવશે કે જેમાં પહેલેથીજ મોટાં ભાગનાં સ્ત્રી પુરૂષો મહાસભાના સભાસદ થયા હશે, શુદ્ધ ખાદી પહેરી હશે, ટિળક ફાળામાં સારૂં દાન આપ્યું હશે, તેમજ સત્યાગ્રહની લડતમાં આહુતિ આપવા માટે ઘરદીઠ ઓછામાં ઓછા એક માણસને વળાવ્યો હશે.

## ગુજરાતનું બલિદાન

સરકારની દમનનીતિના ખૂબ સપાટામાં ગુજરાત નથી આવ્યું એ તો દેખીતું છે. છતાં અત્યાર સુધીમાં ગુજરાતે કેટલાંક અણમોલાં રત્નોનું બલિદાન આપ્યું છે. દેશના શિરતાજરૂપ ગાંધીજીને ગુજરાતે જ જેલ વળાવ્યા. તેમની સાથે જ સીધાવેલા શ્રી. શંકરલાલ બેંકરના વિના આજે ભરચક ભરેલી મુંબઈ

નજરી સુની છે. તે એના કારાવાસથી જે મંગળાચરણ થયું તે થોડે થોડે વખતે ચાલતું રાખવાને સરકાર ચૂકી નથી. થોડે દિવસે 'યંગ ઇન્ડિયા' ઉપર ફરીથી ધાડ પાડીને ભાઇ શ્વેબ કુરેશી અને સ્વામી આનંદાનંદને, શ્રી ભણુસાળીને અને શ્રી દેસાઇને સરકારે ઉપાડયા. પછીથી સુરતનો વારો આવ્યો, અને ભાઇ દયાળજી હોમાયા. હવે પહેલી જ વાર નવજીવન ઉપર સરકારનું ચક્ર આવ્યું છે, ને તેણે કાકા કાલેલકર જેવા સાધુચરિત, વિદ્વાન અધ્યાપકનો ભોગ લીધો છે. હજારો કાચા પાકા માણસોને ગુજરાત જેલ મોકલે તેના કરતાં આવી રીતે ખરેખરા બત્રીશ લક્ષણાઓની જ આહૂતિ આપીને ગુજરાત કદાચ દેશની વધારે સારી સેવા કરી શકશે.

છેલ્લા સમાચાર મુજબ એક નવા સાધુ પુરુષનો અને પહેલી જ સાધ્વી સ્ત્રીનો ગુજરાતે ભોગ આપ્યો છે. ગુજરાતના પરમ સેવક અને પાટીદાર કોમના શિરોમણિરૂપ દરબાર ગોપાળદાસ દેસાઇએ સરકારની સામે લડત ખેલતાં બે કિંમતી ગામની આવક જતી કરી છે એ તો સૌ જાણે છે. પણ તે તો તેમના યજ્ઞની શરૂઆત થઇ. તે પછી તેઓ અને તેમનાં ધર્મપત્ની રાતદિવસ દેશસેવા કરવામાં જે અથાગ શ્રમ ઉઠાવતાં હતાં, તે પ્રમાણમાં ઘણા થોડાના જ જાણવામાં હશે. વળી, તેમનાં ગામોમાં સરકારે જે હોળી સળગાવી હતી તે બુઝાઇ ન હતી. તે ગામોમાં દરબારશ્રીના અંગત મકાનો ઉપર સરકારે તાળાં લગાવ્યાં હતાં, પણ તે નીડરપણે તેમણે અને તેમનાં પત્નીશ્રીએ તોડાવી નાંખ્યાં હતાં. થોડા જ દિવસ ઉપર નડિયાદમાં તેમને ખબર મળી કે, એ કામમાં એમની સાથે સામેલ થયેલા ચારેક જણને સરકારે પકડયા છે. આ સાંભળી તેઓ પોતે પણ જેલ જવાને ઉત્સુક થઇ ગયા, અને અનેક મિત્રોએ વાર્યા, છતાં તેઓ બન્ને વઢવાણ જઇ સરકારનાં વણનોતર્યા મહેમાન થઇ બેઠાં છે.

આમ ગુજરાતે પહેલી જ વાર એક સુકોમળ વીરાંગનાનો ભોગ આપ્યો છે. વાચકોને યાદ હશે કે દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ છેલ્લી લડત શરૂ કરી, તે વખતે ત્યાંના હિંદીવાનો ૭ ૭ વરસ સુધી જેલની અને બીજી અગણિત મુસીબતો વેઠીને કાયર થયા હતા, ને અરસામાં ગાંધીજીએ પોતાના આશ્રમની સ્ત્રીઓના આખા સંઘને સૌથી પહેલા જેલમાં વિદાય કરીને આખી કોમને પાછી તેજ અને પાણીદાર બનાવી હતી. પરિણામે હજારો મજૂરોએ ખાણોમાં હડતાળ પાડી, સેંકડો હિંદીઓ ફરીથી જેલ ગયા, અને છેવટે ગાંધીજીનો જય જયકાર થયો. એવી જ રીતે સવિનય ભંગની તૈયારી કરવા માટે સિપાઇઓની ભરતી હાલ ધીમી ધીમી ચાલે છે તે વખતે પાટીદાર કોમના વધારેમાં વધારે કુલીન કુટુંબની, અને પહેલાંના વારામાં અંતઃપુરમાં મલાજે પાળી વસનારી એક સુકોમળ સ્ત્રી જેલ ગઇ છે, તેમાં ગુજરાતના તમામ યુવકવર્ગને અને ખાસ કરીને શરા પાટીદાર મરદોને શરમાવવાનો અને સત્યાગ્રહની સેનામાં સામેલ થવાને તેમને પ્રોત્સાહન આપવાનો ઇશ્વરી સંકેત નહિ હોય?

એમ કહેવાય છે કે મોગલોના વારામાં બાદશાહોને જ્યારે ખાસ લશ્કરની જરૂર પડતી, ત્યારેતેઓ વસો અને નડિયાદ, દેસાઇઓને ચીઠીઓ લખીને સૈન્ય મેળવતા હાલ સરકારને સહાય કરવાને માટે નહિ પણ તેની જડ ઉખેડવાના જંગમાં વસોના મોટામાં મોટા દેસાઇએ અને તેમનાં ધર્મપત્નીએ આગેવાની કરી છે. હવે જો ચરોતરના પાટીદારો અને ગુજરાતના પ્રજાજનો ભરતીના કામમાં ઢીલ કરશે તો તેમના ઉપર કાળું કલંક ચોંટશે.

## પહેરાની અતિશયતા

ગુજરાત પ્રાંતિક સમિતિના ઠરાવ મુજબ અમદાવાદ, નડિયાદ અને સુરતમાં પરદેશી કાપડની દુકાનો ઉપર ગયા ડિસેંબર માસથી પહેરો શરૂ થયો છે તેથી જનસમુદાયને પરદેશી કાપડના ત્યાગ વિષે કેળવણી મળી છે, અને શુદ્ધ ખાદીનો પ્રચાર વધ્યો છે. આ ત્રણે શહેરોમાં મોટા ભાગના વેપારીઓએ તેમજ તેમના દાખલાથી અને પહેરાની

અહીંકથી બીજા કેટલાયે ગામગામડાંના વેપારીઓએ અમુક અમુક મુદ્દત સુધી નવું પરદેશી કાપડ નહિ લેવાની પ્રતિજ્ઞા કરી છે. એટલે ત્રણે મુખ્ય શહેરોની બાકી રહેલી દુકાનો ઉપર હજુ પહેરો ચાલુ છે.

આટલે સુધી તો બધું યોગ્ય જ થયું છે. પણ હવે સ્થિતિ સુધરવાને બદલે બગડતી હોય એમ લાગે છે, અને તે બે રીતે. આ ત્રણે શહેરોમાં થોડા થોડા મોટા વેપારીઓ પ્રતિજ્ઞા લેતા નથી, તેથી બીજાઓ પણ પોતાની પ્રતિજ્ઞા સીધી કે આડકતરી રીતે, છૂપી કે ઉઘાડી રીતે, તોડતા જાય છે, આથી કેટલેક ઠેકાણે તેમના ઉપરથી ઉઠાવી લીધેલો પહેરો ફરી મૂકાય છે, અને તેમના વેપારને વિષે ચોક્કસ માહિતીને અભાવે કોઇ નિર્દોષ વેપારીઓને પણ પહેરાને લીધે કંઇક ખમવું પડે છે. આમ પ્રતિજ્ઞા કરનાર ને તોડનારા વેપારીઓ અને પહેરાવાળાઓની વચ્ચે ફરીથી કડવાશ થવા માંડી છે.

બીજી પાસ, જે થોડા વેપારીઓએ પ્રતિજ્ઞા નથી લીધી તેમની અને સ્વયંસેવકોની વચ્ચે કેટલેક ઠેકાણે ચકમક ઝર્યા કરે છે. એક બાજુએ પ્રતિજ્ઞા ન કરી પેટને ખાતર વેપાર કાયમ રાખવાની વેપારીઓની હઠ, અને બીજી બાજુએ પ્રમાણમાં જૂજ જેટલા વેપારીઓના ઉપર અતિશય કડક પહેરો કરીને–ક્વચિત મૂળ નિયમોનું અતિક્રમણ કરીને–તેમને નમાવવાની અને આટલા વખત સુધી લંબાએલું પ્રકરણ હવે સત્વર બંધ કરવાની સ્વયંસેવકોની હઠ–આવી ચડસાચડસીમાં બન્ને પક્ષ તરફથી અયોગ્ય વર્તન થાય એ સ્વાભાવિક છે.

આવી સ્થિતિમાં સંપૂર્ણ સફળતા મળે ત્યાં સુધી પહેરો ચાલુ રાખવો હોય તો કેટલાય મહિના કે વરસો લાગે. અને તેટલો વખત પહેરો ભરવાની સલાહ કોઇ આપે નહિ. તો પછી હવે આપણે પહેરો ક્યાં સુધી લંબાવીશું ? જેમ તે વધારે લંબાય છે તેમ વધારે ને વધારે માઠાં પરિણામ આવવાની દહેશત રહે છે. પહેરામાં એકજ સિદ્ધાંત હોઇ શકે, અને તે પ્રેમભાવે વેપારીના અને ઘરાકના દિલમાં પરદેશી કાપડની લેવડદેવડ અને વપરાશની સામે અણગમો ઉત્પન્ન કરવાનો. શરૂઆતમાં આ હેતુ ઘણી સારી રીતે સફળ થયો એમ લાગે છે. પણ તે પછી હમણાંજ શહેરોના વેપારની કંઇક જુદી જ ઢબને લીધે તે નિષ્ફળ નીવડે છે, અથવા તો પહેરો શુદ્ધ કેળવણીનું સાધન મટીને કલહનું સ્વરૂપ લે છે. આવું પરિવર્તન થાય તે ઘડીથીજ બહારનાં તમામ પરિણામ લાવવાની લાલચ છોડી દઇને પહેરો બંધ કરવાનીજ ફરજ આવી પડે છે. આ દૃષ્ટિએ હવે આ ત્રણે સ્થળે પહેરો બંધ કરવાની અને તેમાં રોકાયેલા સ્વયંસેવકોને મહાસભાનું બીજું સુયોગ્ય કામ સોંપવાની અમે ભલામણ કરીએ છીએ.

મહાત્મા ગાંધીજીની લડતનો દાખલો આપણી આગળ મોજૂદ છે. સને ૧૯૨૧ ની શરૂઆતમાં સરકારી શાળાના બહિષ્કાર વિષે તેમણે ખૂબ ચળવળ કરી અને મોટી મોટી સરકારી શાળાઓને ખાલી કરવાનો આગ્રહ પણ દર્શાવ્યો. પણ તે વિષે બનતું કાર્ય કર્યાં પછી જે થોડું ઘણું ફળ આવ્યું તેથી સંતોષ પામીને તે સાલના એપ્રિલ માસમાં તેમણે બેઝવાડાનો કાર્યક્રમ ઘડ્યો. તે વખતે તેમણે જણાવ્યું કે હવે શાળાઓ વિષે વધુ પ્રયાસ કરવાથી વિશેષ પરિણામ આવે એમ નથી, તેથી ઘણીખરી સરકારી શાળાઓ ભરચક ભરેલી છે છતાં પણ તેની પ્રતિષ્ઠાને હાનિ પહોંચી છે એ વાતનો ખ્યાલ કરીને હવે એ લડતને ગૌણસ્થાન આપવું અને આખી લડતની પ્રગતિની સાથે એ કાર્યમાં પણ અનાયાસ સિદ્ધિ થતી જશે એવી શ્રદ્ધા રાખવી. તે મુજબ પહેરાના કામને શરૂ થયે ત્રણ માસ વીતી ગયા છે. તેનાથી વેપારીઓ અને પ્રજાની કેળવણીનું કામ કેટલેક અંશે સધાયું છે, અને તેનો વખત હવે ભરાઇ ચૂક્યો છે તે ધ્યાનમાં લઇને તે બંધ કરવું જોઇએ; અને ખાદીના વધારે ને વધારે પ્રચારથીજ પરદેશી કાપડને સાફ કરવાનો નિશ્ચય કેળવવો જોઇએ.